**સૂરીશ્વરજી મ.** ના શિષ્યરત્ન પંન્યાસજી **શ્રી ધર્મવિજયજી મહારાજ**ના શિષ્ય પ્રવર બાલયોગી **મુનિવર્ય શ્રીમાન્ યશોવિજયજી મહારાજ** છે. તેઓશ્રીએ દર્ભાવતી–ડભોઈ નગરને સ્વજન્મથી પવિત્ર કરેલ છે, જૈન જેવા ઉચ્ચકુલ અને વિશાળ–શ્રીમંત કુટુંબમાં પુન્યોદયથી જન્મની પ્રાપ્તિ છતાં કોઇ અશુભોદયે બાલ્યવયમાંજ માતા–પિતાનો વિયોગ થતાં વડિલભાઇ **શ્રીયુત નગીનદાસ નાથાલાલ** કે જેઓ જૈન સંઘમાં અગ્રગણ્ય વ્યક્તિ ગણાય છે તેમની છત્રછાયામાં વૃદ્ધિ પામ્યા, ક્રમશઃ ધાર્મિક–વ્યવહારિક અભ્યાસમાં જોડાયા અને એ અનુવાદક સંગીત કલામાં પણ નિપુણ બન્યા. સંવત. ૧૯૮૪ ની સાલમાં પૂ. આ. મ. **શ્રી વિજયમોહન સૂરીશ્વરજી** મહારાજનું ચાતુર્માસ દર્ભાવતી–ડભોઈમાં થતાં તેઓશ્રીના પુન્યસંચયી અને વૈરાગ્યમય સદ્બોધે તેમના હૃદયમાં સંયમાભિલાષ પેદા થયો, કેટલી કેટલી મુશ્કેલીઓ અને વિઘ્નપરંપરાઓ છતાં પંદર વર્ષ જેવી અલ્પ વયમાં અભેદ્ય ભાવનાના પ્રતાપે તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજનાં ૧૦૮ શિખરો પૈકી સજીવન શિખર તરીકે જગમશહુર થયેલા શ્રી **કદંબગિરિરાજની** પાવનકારી શીતલ છાયામાં સંવત. ૧૯૮૭ ના વર્ષની અક્ષયતૃતીયાના મંગલદિવસે સંયમાભિલાષા સફલ થઇ, અને ત્યારથી તેઓ મુનિશ્રી **યશોવિજયજી** તરીકે પ્રસિદ્ધ થયા.

બાલ્યવય, કુશાગ્ર બુદ્ધિ, અધ્યયન રૂચિ, ગુરૂદેવોની કૃપા એ બધાય અનુકૂલ સંજોગોએ અલ્પ સમયમાં જ તેઓને સાધુ સામાચારી ઉપરાંત વ્યાકરણ, કાવ્ય, કોષ, બૃહત્સંગ્રહણી નવતત્વ છ કર્મગ્રન્થ પ્રમુખ વિષયોમાં નિષ્ણાત બનાવ્યા, દરમ્યાન બૃહત્સંગ્રહણીના અભ્યાસ પ્રસંગે જ એ અતિ ઉપયોગી ગ્રન્થના સુવિસ્તૃત અનુવાદ માટે રૂચિ જાગૃત થઈ, દીક્ષા ગ્રહણ કર્યા બાદ પ્રથમ ચાતુર્માસ મહુવામાં જ થયું અને ત્યાંજ એ ગ્રન્થાનુવાદની રૂચિના મંગલાચરણ કર્યા, પરંતુ ચાલુ સતત અભ્યાસ, વચ્ચે વચ્ચે શારીરિક પ્રતિકૂલતાઓ તેમજ ગુરૂદેવ તરફથી લોકપ્રકાશાદિ વધુ ગ્રન્થોનું પરિશીલન થયા બાદ અનુવાદ કરવાની સત્પ્રેરણાઓએ કાર્યમાં વિલંબ કરાવ્યો. છતાં ૧૯૯૧ ની સાલમાં મુદ્રણ કાર્ય શરૂ થયું, એ વર્ષમાં મુદ્રણ કાર્યની સમાપ્તિ લગભગ થઈ તોપણ ચિત્રોને તૈયાર કરાવવામાં કેટલાક અનિવાર્ય સંજોગોને અંગે ઘણોજ વિલંબ થયો. છેવટ ભાવનગર નિવાસી શ્રીયુત ગુલાબચંદ દેવચંદના સહકારથી એ કાર્ય પૂર્ણ થતાં આ વિશાલ અને તત્ત્વજ્ઞાન ભર્યો ગ્રન્થ પ્રજ્ઞાશીલ સમાજ પાસે અમે રજુ કરી શક્યા છીએ, તે બદલ પ્રથમ નંબરે અનુવાદક મહારાજશ્રીનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે, તેઓશ્રીના ચરણારવિંદમાં કોટિશઃ વંદનાપૂર્વક તેમને અમારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે હજુ પણ આવા ઉત્તમોત્તમ અભ્યાસોપયોગી અનુવાદ ગ્રન્થો તૈયાર કરી જનસમાજને સદાય લાભ આપતા રહે.



આ ગ્રન્થના મુદ્રક **મહોદયપ્રેસના** માલિક શ્રીયુત ગુલાબચંદ લલ્લુભાઈ કે જેઓએ ઘણીજ કાળજીપૂર્વક ગ્રન્થમુદ્રણમાં ધ્યાન આપેલ છે, અને મુદ્રણકળાના સૌન્દર્યમાં

સારો વિકાસ સાધ્યો છે તેમનો આભાર માનવામાં આવે છે, અને વધુમાં સ્વભાવનાથી આ ગ્રન્થ સાદ્યંત સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસી જનાર તેમજ યોગ્ય સૂચનાઓ કરનાર શ્રીમાન્ કુંવરજીભાઇ આણંદજીનો આભાર માનવાનું પણ અમારાથી ભુલાતું નથી.

છેવટે-ગ્રન્થમાળાના જન્મદાતા આચાર્યશ્રીનો, અનન્ય ભાવે ઉપયોગી પુસ્તકોના પ્રકાશનમાં સહકાર આપનાર પૂ. આચાર્યશ્રી વિજયપ્રતાપ સૂરીશ્વરજીનો, ગ્રન્થના સંશોધનાદિ કાર્યમાં સંપૂર્ણ સહાયક પં. મહારાજ શ્રી ધર્મવિજયજી મ. નો આ ગ્રન્થના અનુવાદક મહારાજશ્રી યશોવિજયજી મ. નો અને ગ્રન્થ તૈયાર થતા અભ્યાસરૂપે પ્રથમ મંગલ કરનાર બાલમુનિ શ્રી જયાનંદવિજયજી મહારાજાદિ ગુરૂદેવોનો ઉપકાર માનવા સાથે પાદપંકજમાં વંદન કરી ભવ્યસમાજ આ ત્રૈલોક્યદીપિકા બૃહત્સંગ્રહણી ગ્રન્થના અધ્યયન અધ્યાપન દ્વારા પરંપરાએ ત્રૈલોક્ય દીપક સમા અક્ષય અનંત લોકાલોકવ્યાપિ જ્ઞાન પ્રાપ્ત કરે એજ, હૃદયેચ્છા !!!

નિવેદકઃ—

અક્ષયતૃતીયા સં. ૧૯૯૫. }
વટપદ્ર-વડોદરા. }

મોહનપ્રતાપીનંદ-ચરણોપાસક
લાલચંદ.

॥ ॐ नमोऽर्हत्परमेश्वराय ॥

# ઉ····પો····દ્····ઘા····ત.

**मेघाच्छन्नो यथा चन्द्रो, न राजति नभस्तले ।**
**उपोद्घातं विना शास्त्रं, न राजति तथाविधम् ॥ १ ॥**

[ એ આપ્તોક્તિ અનુસાર કોઇપણ પુસ્તક ગમે તેટલું મહત્વ કે ગૌરવભર્યું હોય પણ તેના ઉપર સચોટ પ્રકાશ ફેંકતી, ગ્રન્થવિષયોનો તલસ્પર્શી પરામર્શ કરતી અને ગ્રન્થના સારભૂત નવનીત દર્શાવતી એક સુંદર અને સુવિસ્તૃત પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત ન હોય તો તે પુસ્તક જોઇએ તેવું શોભતું નથી, તેમાં એ અત્યારે તો 'પ્રસ્તાવનાનું ગૌરવ જેટલું વધારે તેટલું ગ્રન્થગૌરવ વધારે' એ સહજ પ્રથા થઇ ગઇ છે. હું પણ તે નિયમને અપનાવી, યથામતિ સુવિસ્તૃત પ્રસ્તાવના લખવી શરૂ કરૂં છું. ]

ગ્રન્થરચનાથી પ્રસ્તાવનાનો શ્રમ કંઇ ઓછો નથી, આખાએ ગ્રન્થનો સાર દર્શાવવા બુદ્ધિને સરાણે ચઢાવી કેટલી કસવી જોઇએ અને વાચક વર્ગ માટે એવું રહસ્ય-સ્વરૂપ નવનીત મુકી દેવું જોઇએ, કે જેથી વાચકવર્ગને આત્મ-સંતોષ થાય.

જ્ઞાન, દર્શન તે-શ્રદ્ધા, અને ચારિત્ર ઇત્યાદિ અનુભવગમ્ય સહભાવિ આત્મીય ગુણો પૈકી જ્ઞાનગુણ એ સર્વોત્તમગુણ છે અને જગતભરમાં ગણાતા સર્વ ગુણો પૈકી તેનું સર્વાગ્રણીપણું એ અનુભવ સિદ્ધ વસ્તુ છે, અખિલ જગત્વર્તિ સર્વાત્માઓ ન્યૂનાધિકપણે જ્ઞાનગુણથી વિરહિત હોતા નથી, આથી જ્ઞાન એ ગુણ છે અને આત્મા એ ગુણી છે. એ ગુણ-ગુણીનો સંબંધ અવ્યભિચારી હોવાથી જ્યાંજ્યાં આત્મા ત્યાંત્યાં જ્ઞાન, જ્યાંજ્યાં જ્ઞાન ત્યાંત્યાં આત્મા, એવી રીતે ઉભયનું એ સહચારિપણું અનાદિકાલથી સર્વાત્મવ્યાપ્ત હોવાથી સંસિદ્ધ છે, જ્યાં જ્ઞાનાંશ નથી, અરે! અક્ષરના અનંતમાભાગ જેટલો પણ જ્યાં જ્ઞાનલવ નથી, ત્યાં પદાર્થ કે દ્રવ્યો ચૈતન્યસ્વરૂપ નહિં પણ જડસ્વરૂપ છે. જ્યારે જ્ઞાન એ ચૈતન્ય સ્વરૂપ અને સર્વોચ્ચગુણ છે તોજ 'વિશિષ્ટ જ્ઞાનોપેત આત્માઓ સર્વસન્માન્ય, સદાપૂજનીય અને યાવત્ સહસા વંદનીય થઈ શકે છે' એ સિદ્ધ સનાતન કથન સર્વદા નિઃશંક સત્ય ઠરે છે.

એ જ્ઞાનથી સંપૂર્ણ થવા માટે જ્ઞાનાવરણીય કર્મને ક્ષય કરવું જોઇએ, તે ક્ષય કરવા માટે તે કર્મબંધનનાં મૌલિક કારણોને તિલાંજલી આપી, નવ્ય શુભ કર્મોનું ઉપાર્જન કરવું જોઇએ, અને એમ કરતાં સંપૂર્ણ જ્ઞાનજ્યોતિને આવરનાર કર્મનો નિર્મૂલ ક્ષય કરવો જોઇએ, અને ત્યારેજ તે આત્મા લોકાલોકવર્તિ ત્રૈકાલિક ચરાચર, કિંવા જડ કે ચેતનના વિશ્વવિસ્તીર્ણ સર્વ ભાવોને હસ્તામલકવત્ આત્મ-પ્રત્યક્ષ કરવાની અવિનાશિની અને અવિપર્યાસિની અતીન્દ્રિય અનંતશક્તિનો ભોક્તા બને છે, તેવી અનંતશક્તિ સંપન્ન વ્યક્તિને સુપ્રસિદ્ધ અને રૂઢ શબ્દોમાં મુકીએ તો તે ઇશ્વર અથવા પરમાત્મ સ્વરૂપ કહેવાય છે. જેને જૈનો પોતાના પારિભાષિક-રૂઢ શબ્દોમાં તીર્થંકર અરિહંત, કેવલી, સર્વજ્ઞ જિનેશ્વર વીતરાગ ઇત્યાદિ પૂજ્ય અને ગુણવાચક શબ્દોથી સંબોધી અહર્નિશ તેમની પર્યુપાસના કરે છે.

એવા ઇશ્વરાત્મક કિંવા પરમાત્મ સ્વરૂપવ્યક્તિને જગતના પ્રત્યેક સુજ્ઞ અને વિચારશક્તિ સંપન્ન પ્રાણી સમુપાદેય ગણે છે તથા આત્મોન્નતિ માટે તે સર્વદા પરમાત્વતત્ત્વનો પરમોપાસક હોય છે. વર્તમાન દુનિયામાં જૈનો, બૌદ્ધો, વૈદિકો, શૈવો, ઇસ્લામીઓ, પારસીયો, પ્રોટેસ્ટ-ક્રિશ્ચિયનો, કે રોમન કેથોલિકો ઇત્યાદિ જેજે ધાર્મિક ફિરકાઓ વિદ્યમાન છે, તે દરેક ધર્મારાધક વ્યક્તિઓની અંતરેચ્છા ધર્મના આદ્ય સંસ્થાપકે સ્વમાન્યતાનુસારે પ્રાપ્ત કરેલી ઉચ્ચદશાને સાધ્ય કરવાની હોય છે; એમ તેના સિદ્ધાન્તો અને મંદિરો-મસજીદો કે ચર્ચોમાં કરાતી પ્રાર્થનાના શબ્દધ્યેયમાંથી સામાન્ય રીતે સમજી પણ શકાય છે, એટલુંજ નહિ પણ તેઓ એક નહિ તો બીજી રીતે પણ ધર્મસંસ્થાપક, ધર્મોપદેશક અને ધર્મકર્તવ્ય એ ત્રણેય તત્ત્વોને પણ સાથે સાથે અપનાવતા હોય છે.

આમ છતાં આત્મ-જીવનના સર્વતઃ પરમસંરક્ષક અને પરમહિતકર એવા એ ત્રણે સિદ્ધાન્તો સામે પણ વિરૂદ્ધ અપલાપો, અવિચારી મન્તવ્યો અને અનિચ્છનીય કર્તવ્યો પણ કોઇકોઇ ખુણેથી ઉભાં થતાં શ્રવણગોચર અને દૃષ્ટિગોચર પણ થાય છે, પરંતુ માનવજાત યાદ રાખે કે જ્યાં સુધી આત્મા સંપૂર્ણગુણી કે સંપૂર્ણજ્ઞાનવાન્ નથી, ત્યાંસુધી અજ્ઞાનજન્ય યદ્વા તદ્વા બોલવું કે સ્વેચ્છાપૂર્વક સ્વમતિ કલ્પનાનુસારે જે તે માની લેવું એ ઘણુંજ ગંભીર અને ભૂલભર્યું, જોખમી અને જીવનને અધોમાર્ગે ગમન કરાવનારૂં પગલું છે, વાસ્તવમાં એવાઓ માટે તો પરમાત્મ દશાની પ્રણાલિકાએ આરૂઢ થવા સીધો અને સરલ પ્રાથમિક રાજમાર્ગ એહીજ આદરવો ઘટે કે પ્રાચીન મહર્ષિઓએ દર્શાવેલી શાસ્ત્રોક્ત પદ્ધતિ અને પ્રણાલિકાએ ચાલવું, એટલુંજ નહિ પણ અટલ અને અનુભવસિદ્ધ સિદ્ધાન્તોનો શ્રદ્ધાપૂર્વક સ્વીકાર અને અમલ કરવો; એ સિવાય મુમુક્ષુ જીવો માટે નિષ્કંટક અને સહીસલામત ભર્યો બીજો એકેય સન્માર્ગ જણાતો નથી.

પણ ભારે કમનસીબી સાથે મારે કહેવું જોઇએ કે આપણે એ આપ્તમહર્ષિઓના સનાતન સત્ય સ્વરૂપ ફરમાનોને શિરસાવંદ્ય કરી નથી આવકારતા કે નથી તો તે તત્ત્વોની તલસ્પર્શી વિચારણા માટે સમય કે સમજણનો ઉપયોગ કરતા, પરિણામે એકજ સાધ્યબિન્દુ ધરાવતા વિવિધ વર્ગોમાં પણ શાસ્ત્રોક્ત વાક્યોની બાબતોમાં પરસ્પર વિસંવાદ જન્મે છે અને ક્રમશઃ તે વૃદ્ધિંગત થઇને પોતાના વર્તુલમાં પ્રબલ સ્થાન પણ જમાવી લે છે. ચાલુ-

યુગમાં પણ તત્ત્વાતત્ત્વના સુરહસ્યને નહીં સમજી શકનારો, સ્યાદ્વાદમાર્ગશૈલીથી અનભિજ્ઞ અને પૂર્વાપરના સંબંધને નહિ ઘટાવનારો કેટલોક અણુસમજુવર્ગ કોઈ કોઇ પદાર્થના નિરૂપણ કે નિર્ણયના પ્રસંગે કે નવીન વૈજ્ઞાનિક પદ્ધતિના હેતુઓના પ્રસંગે મહાન્ પુરૂષોના ત્રિકાલાબાધિત અવિચ્છિન્ન અને અફર સિદ્ધાન્તોને અમાન્ય કરી તે ઉપર કેવળ કલ્પનાના હવાઇ કિલ્લાઓ ખડા કરી દે છે, પરંતુ ' કૂપમંડૂક ' ન્યાયથી બુદ્ધિમાન અને વિચારક વ્યક્તિઓ માટે એ સન્માર્ગ હોઇ શકતો નથી. તેઓએ તો જરા ઉંડુ ઉતરી દીર્ઘદૃષ્ટિથી લક્ષ્યપૂર્વક વિચારવું ઘટે કે દરેક શાસ્ત્રોનું પ્રત્યક્ષ કે પરોક્ષ, અથવા તો પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન કે આગમ–શબ્દ પ્રમાણથી જ નિરૂપણ હોઈ શકે છે, તેમાં કોઈ પદાર્થ પ્રત્યક્ષ પ્રમાણથી સંસિદ્ધ થતો હોય ત્યારે કોઈ અનુમાન પ્રમાણથી ઘટતો હોય જ્યારે કોઇ પદાર્થની સિદ્ધિમાં પ્રત્યક્ષ કે પરોક્ષ બન્ને ચરિતાર્થ થતાં ન હોય ત્યાં અતીન્દ્રિય પદાર્થો માટે શબ્દ અથવા આગમ પ્રમાણથી વસ્તુતત્ત્વની સિદ્ધિ પણ અવશ્ય કબૂલ રાખવી જ પડે છે.

કારણકે–શબ્દ–આગમના પ્રણેતા કોણ ? તેનો ઘડીભરને માટે વિચાર કરીએ, તો ' **पुरूषविश्वासे वचनविश्वासः** ' એ ન્યાયે આગમના પ્રણેતા રાગદ્વેષ મોહ રહિત એવા સર્વજ્ઞ પરમાત્માઓ હોય છે અને તેઓશ્રીના વચનામૃતમાં વિરોધાભાસ કે વિસંવાદને સ્થાનજ હોઇ શકતું નથી, કારણકે ' **रागाद् वा द्वेषाद् वा मोहाद् वाऽनृतं ब्रूयात्** ' એ આપ્તોક્તિ પ્રમાણે માનવજાત ત્રણ પ્રકારે મૃષા બોલે છે, જ્યારે આ મહાન્ વિભૂતિઓએ એ ત્રણે કારણોનો સમૂલ-વિધ્વંસ કર્યો હોવાથી તેમની વચનાવલીમાં અસત્યને અવકાશજ કયાંથી હોય ! માટે આગમ પ્રમાણ એ સર્વગ્રાહ્ય કરવુંજ પડે છે, જો તેને પ્રમાણભૂત ન માનીએ અને હવામાં ઉડાડી નાંખવામાં આવે તો ભયંકર અનર્થતા વ્યાપી જાય અને સર્વજ્ઞ પ્રણીત ધર્મ–શાસ્ત્રના અચલ સિદ્ધાન્તોમાં સર્વત્ર ઘેરો અંધકાર જામી જાય, તેમજ અવ્યવસ્થાનાં વાદળો ઉતરી પડે.

આથી જે અતીન્દ્રિય પદાર્થો છે કે, જેને જોવા કે જાણવા માટે ચર્મચક્ષુનું સામર્થ્ય નથી તેવા પદાર્થો તો હંમેશાં જ્ઞાનીગમ્ય હોય છે, જે માટે કહ્યું છે કે:—

**समान विषया यस्माद् बाध्यबाधकसंस्थितिः ।**
**अतीन्द्रिये च संसारि–प्रमाणं न प्रवर्त्तते ॥**

અલબત્ત સમયના પરિવર્ત્તન સાથે પ્રજાના સામાજિક ધાર્મિક વૈજ્ઞાનિક, કે વિવિધ કલા–તથા સાહિત્ય ઇત્યાદિ વિષયોને લગતી અભિરૂચિના માર્ગોનું પણ અનેક પ્રકારે પરાવર્તન થાય છે પછી તે યોગ્ય હોય કે અયોગ્ય હોય, પણ એ પરાવર્તનના પ્રતાપે અત્યારે શ્રદ્ધા પ્રધાનયુગનું સ્થાન તાર્કિક યુગે લીધું છે, તે જોતાં એ દિશામાં વધુ પ્રગતિ અને પ્રયત્ન દ્વારા તર્કયુક્તિઓ વડે શાસ્ત્રોકત કથનોના નિરૂપણનો વિકાસ અને વૃદ્ધિ થાય તો જડવાદી યુગમાં હઠીલા અને અણુસમજુ વર્ગ માટે પણ તે વસ્તુ તથા ઐતિહાસિક કે આગમ પ્રસિદ્ધ બીનાઓ પણ શ્રદ્ધા ગ્રાહ્ય થાય અને ત્યારે જ તેનું સત્ય મૂલ્યાંક અંકાય. એટલા પુરતું આત્મોન્નતિ–અધ્યાત્મસ્વરૂપ અને અહિંસા પ્રધાન એવા જૈનધર્મના સનાતન સિદ્ધાન્તો લોકરૂચિ ઉત્પન્ન થાય તેવી રીતે લોકભોગ્ય કરવા આત્મપ્રેરણાત્મક અને આકર્ષણા-

ત્મક રીતે નવીન પદ્ધતિનું અન્વેષણુ કે પરિમાર્જન ચોક્કસ માગી લે છે પણ સાથે એ ઉમેરવું જોઇએ કે **એ પરિમાર્જન શાસ્ત્રોક્ત આશયોને અબાધિત રાખીને હોવું જોઇએ**, નહિ કે મારી મચડીને, વિકૃત કરીને કે ખંડન કરીને !

**વાયરલેસ-રેડીઓ-ફોનોગ્રાફ વિગેરે યન્ત્રોનો શાસ્ત્રીય દ્રષ્ટિએ સમન્વય:-**

વૈજ્ઞાનિક હેતુઓ અને સંશોધનોના કારણોની પ્રસ્તુત ચર્ચાની વધુ સિદ્ધિને માટે થોડોક ઉલ્લેખ અસ્થાને ન ગણીયે તો મારે કહેવું જોઇએ કે વર્તમાનમાં વૈજ્ઞાનિક ( સાયન્ટીફીક ) પદ્ધતિથી શોધાએલ ફોટોગ્રાફ-ફોનોગ્રાફ-ટેલીફોન-ટેલીગ્રાફ, રેડીઓ, લાઉડસ્પીકર, વાયરલેસ, ટેલીવીઝન વિગેરે નવીન નવીન અનેક યાન્ત્રિક શોધખોળોથી જૈન ધર્મ-સિદ્ધાંતોમાં શબ્દ, છાયા, પ્રકાશ, પ્રભા અંધકાર વિગેરેનું પૌદ્દગલિકપણું દર્શાવ્યું છે તે પાશ્ચાત્યોએ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરી બતાવ્યું છે. '**शब्दगुणकमाकाशम्**' શબ્દ એ આકાશનો જ ગુણ છે, તે કદી પુદ્દગલ સ્વરૂપ નથી. આવી જોરશોરથી ઉદ્દઘોષણા કરનાર ન્યાય કિંવા વૈશેષિક દર્શનો પણ 'પૂર્વોક્ત યાન્ત્રિક પ્રયોગોમાં રેડીઓ વાયરલેસ-સ્ટેશનદ્વારા છ છ હજાર માઇલ ઉપરના દૂર પ્રદેશોમાંથી નીકળતા શબ્દોનું અહીંના યન્ત્રમાં ગ્રહણ, વક્તા વિના શબ્દોનું ઉત્પાદન, તેવીજ રીતે ફોનોગ્રાફમાં વક્તાના કે જડ-પદાર્થમાંથી નીકળેલા શબ્દનું ગ્રહણ, વળી લાઉડસ્પીકરના પ્રયોગથી થતો શબ્દોનો પ્રતિઘાત, આવા કારણોને લઇને પુદ્દગલપણું સ્પષ્ટ અનુભવાતું હોઇ 'શબ્દ એ આકાશનો ગુણ છે' એ માન્યતામાં શિથિલ થયાં છે અને આધુનિક નૈયાયિકોને એ વસ્તુએ ખરેખર એક અકલ્પ્ય મુંઝવણમાં મુકી દીધા છે.

આ તો યાન્ત્રિક શોધખોળનું આપણે દૃષ્ટાંત ટાંક્યું, જ્યારે રાગ-દ્વેષ-મોહનો ક્ષય કરી જડ ચેતનના ત્રૈકાલિક ઉત્પાદ, વિનાશ કે ધ્રુવના સંપૂર્ણ ભાવોને આત્મપ્રત્યક્ષ કરનારા સર્વજ્ઞ ભગવંતોએ તો યાંત્રિક પ્રયોગો ( એકસપેરીમેન્ટ ) કર્યા સિવાય જ જીવનના અનુપમ-ત્યાગ, જાજ્વલ્યમાન તપોબલ, અને અતિ વિશુદ્ધ સંયમના મહાન પ્રતાપે ઉપ્તન્ન થયેલા લોકા-લોકવર્તિ રૂપી-અરૂપી પદાર્થના પ્રકાશ કરનારા યથાર્થ જ્ઞાનના સામર્થ્યથી જગ જંતુઓની સમક્ષ સ્વ-પર કલ્યાણાર્થે પ્રવચનો કરતાં ઉદ્દઘોષણા પૂર્વક અનેકશઃ સનાતન સત્ય જાહેર કરેલ છે કે શબ્દ એ આકાશનો ગુણ નહિ પણ પુદ્દગલનો પ્રકાર છે, જે કથનને અત્યારે પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ સાક્ષાત્ સિદ્ધ કરી બતાવી આપ્યું છે.

આ શોધખોળ લોકદ્રષ્ટિએ માનવ સમૂહમાં તદ્દન નવીન ભલે ગણાતી હોય પણ જૈન સિદ્ધાન્તની દ્રષ્ટિએ તો એ વસ્તુ અનાદિ સિદ્ધ છે, પણ સમયના પરિવર્ત્તન સાથે તેનો વિલયોત્પાદ થયા જ કરે છે.

જૈન સિદ્ધાન્ત હમેશને માટે કહેતો આવ્યો છે કે-કંચન કામિનીના સર્વાંશેત્યાગી, જગત્-જંતુના ઉદ્ધારક, સત્ય અને અહિંસાના ધ્વજધારી મહાનુભાવ તીર્થંકર પરમાત્માઓના જન્માદિ પંચ કલ્યાણકના પ્રસંગો આવતાં પરમાત્માના દિવ્ય પ્રતાપે ઇન્દ્રોનું આસન કંપે એટલે તે ઇન્દ્રાદિદેવો વિશિષ્ટ જ્ઞાનથી જાણીને તે દિવસોને સહુ ભેગા મલીને ઉજવવા માટે ઇન્દ્રની આજ્ઞાથી

પોતાના સંદેશો પોતાની માલિકીના સ્થળોમાં સર્વત્ર પહોંચાડવા અને કલ્યાણકની જાગૃતિ કરાવવા હરિણૈગમેષી નામના દેવને બોલાવી જ્યારે ત્રણવાર સુઘોષા નામની ઘંટા વગડાવે છે તે સાથે જ અસંખ્યયોજન દૂર રહેલી બાકીની એકત્રીશલાખ નવાણુ હજાર વિમાનવર્ત્તિ ઘંટાઓ પણ દિવ્યાનુભાવથી સમકાળે જ વાગવા માંડે છે ત્યારે સમગ્ર દેવલોક શબ્દાદ્વૈત થઈ જાય છે. તે વખતે અન્યદેવો ઘંટાઓ દ્વારા પોતાના સ્વામી ઇન્દ્રની આજ્ઞા સાંભળવાને સર્વ કાર્ય તજી સજ્જ થઇ જાય છે, બાદ ઘંટાઓના બુલંદ અવાજો સંપૂર્ણ શાન્ત થતાંની સાથે સૌધર્મ વિમાનમાં રહેલો હરિણૈગમેષી શક્રાજ્ઞાને સંભળાવતો થકો જણાવે છે કે ' પરમહિતકારી જિનેશ્વર-દેવનું કલ્યાણક હોવાથી ઇન્દ્રમહારાજા મર્ત્યલોકે જાય છે તમારે જવું હોય તો આવજો ' આ શબ્દો અસંખ્ય યોજન દૂર દૂર રહેલા વિમાનોના દેવો સાંભળી શકે છે.

અહીંઆ સૌધર્મ વિમાનમાં રહેલી સુઘોષાઘંટાના વિપૂલ રણકારનું કરોડો અબજો નહિ પણ અસંખ્ય યોજન દૂર રહેલી સૌધર્મેન્દ્ર તાબેના વિમાનોની લાખો ઘંટાઓમાં અથડાવવું, પુનઃ હરિણૈગમિષી દેવના મુખમાંથી નીકળેલા શક્રાજ્ઞાના શબ્દોનું તાર કે થાંભલા વિના સર્વત્ર પહોંચી જવું ઇત્યાદિ શાસ્ત્રોક્ત વૃતાંત્તનું શ્રવણ કરનારાઓમાંથી કેટલીક અનભિજ્ઞ અને વિચારશીથિલ વ્યક્તિઓને મહદાશ્ચર્ય ઉપજતું, પરંતુ ' કારણાત્ કાર્યાનુરોધેન ' એ ન્યાયથી તેમનું-પરમાત્માઓનું કથન કદી અસત્ય હોતું જ નથી, તે તો યથાર્થ નિઃશંક અને સત્ય જ બોલનારા હોય છે. એ જ વસ્તુ ઉપરથી શોધાયેલ વાયરલેસ રેડીઓની શોધખોળે અણમોલ દૃષ્ટાંત પુરૂપાડી જિનેશ્વરના વચનોનો સાક્ષાત્કાર કરાવી આપણા મિથ્યા આશ્ચર્યને ફગાવી દીધું છે.

અરે ! જિનેશ્વરનું શાસન તો જડ કે ચેતનમાંથી પ્રગટેલા પ્રત્યેક શબ્દોની ગતિ એકજ સમયમાં [ નિમેષ માત્ર માંતો અસંખ્ય સમય થઈ જાય ત્યારે સમયનું માન જ્ઞાની સિવાય કોણ કળી શકે ! જેની પાસે સેકન્ડ તો ઘણી મોટી થઈ પડે છે. ] ચૌદરાજ લોકના એક છેડેથી બીજા છેડા સુધી પહોંચી જવાનું જણાવે છે તો પછી સેંકડો ગાઉમાં વાયર-લેસ વિગેરેનું શ્રવણ થાય તેમાં શું આશ્ચર્ય છે !

**જલ–વાયુનું એકીકરણ–પૃથ-ક્કરણ;–**

વળી વૈશેષિક દર્શનના " **क्षित्यप्तेजोमरुद्व्योम-कालदिग्देहिनो मनः** " એ સિદ્ધાન્તની રૂએ પાણી તેમજ વાયુ પૃથક્ પૃથક્ સ્વતંત્ર જાતિના પરમાણુથી બનેલા દ્રવ્યો હોવાનું પ્રતિપાદન થાય છે, પરંતુ તેમની એ માન્યતાને ફટકો માર-નારી સાયન્ટીફીક પદ્ધતિએ સિદ્ધ કર્યું છે કે બે ભાગ હાઇડ્રોજન તેમજ એક ભાગ ઓકસીઝન [ $H_2+6$ વોટર ] નું મિશ્રણ થતાં તુરત ( વાયુનું પણ ) પાણી થઈ જાય છે, પાણીરૂપે પરિણમેલાં એ અણુઓ પુનઃ પ્રયો-ગથી અલગ અલગ પણ થઈ જાય છે. આ પ્રમાણે બન્નેનું એકીકરણ અને પૃથક્કરણ થતું જોવામાં આવવાથી મજકૂર દર્શનનો સિદ્ધાન્ત અયુક્ત ઠરે છે, જે દ્રવ્ય સ્વતોભિન્ન છે, તેનું દ્રવ્યાન્તર રૂપે ત્રણકાળમાં પરિવર્તન થતું નથી, જ્યારે જે વસ્તુનું એકીકરણ કે પૃથક્કરણ અશકય મનાતું હતું ત્યારે સામ્પ્રતયુગમાં વધતા જતા વિજ્ઞાને એ બીનાને શકય બનાવી, અન્ય મતાવલંબીઓને ઝાંખા પાડી, સર્વજ્ઞોએ વસ્તુના યથાર્થભાવને પૃથક્ પૃથક્ સ્વરૂપે ન

અનુભવાં આંખથી દેખાતા તેમજ અનુભવાતા જલ તેમજ વાયુના શરીરનો પુદ્ગલ દ્રવ્ય તરીકે અને તેમાં પણ ઔદારિક નામની જાતિ વિશેષમાં સમાવેશ હોવાનું સ્પષ્ટ પ્રતિપાદન કરેલું છે.

**ફોટોગ્રાફિક અને ટેલીવિઝન પદ્ધતિ;—**

એજ પ્રમાણે ચાલુ સદીમાં ખૂબજ વૃદ્ધિંગત થએલી ફોટોગ્રાફિક પદ્ધતિ માટે તો શ્રી પ્રજ્ઞાપના સૂત્રના સમર્થ ટીકાકાર **શ્રી મલયગિરિવરજીએ** પ્રત્યેક તથાવિધ બાદર મૂર્તદ્રવ્યમાંથી ' ફુવારામાંથી વહેતા પાણીની માફક ' કેવી કેવી રીતે છાયાના પુદ્ગલોનો પ્રવાહ નીકળે છે, અને તે પુદ્ગલોનું ભાસ્વર તેમજ અભાસ્વર દ્રવ્યમાં [ દર્પણાદિકવત્ ] કેવું પ્રતિબિંબ પડવા સાથે કેવા કેવા પ્રકારથી ગ્રહણ થાય છે તે સંબંધી ઘણોજ રોચક ઉલ્લેખ કર્યો છે.

આ ઉપરથી વિદ્યમાન જૈન સિદ્ધાન્તોમાં વસ્તુધર્મનું પ્રતિપાદન કે તે તે વિષયની સ્પષ્ટતાઓ તે કંઇ એમને એમ જણાવી દીધેલી નથી, પરંતુ તેનું સચોટ અને હૃદયંગમ જ્ઞાન થવા માટે શાસ્ત્રસ્થ સૂક્ષ્મ, ગહન અને કાઠિન્ય ભાવવાળી પ્રતિપંક્તિઓ ઉપર ખૂબજ ઝીણવટપૂર્વક વિચાર કરવાની બુદ્ધિને સરાણે ચઢાવવાની તક સાધવાની સંપૂર્ણ આવશ્યકતા છે.

**જૈન અભ્યાસીઓની ક્ષતિઓ;—**

જે જ્ઞાની મહર્ષિઓએ સ્વાત્મજ્ઞાનના બલે આત્મ–પ્રત્યક્ષ વસ્તુના ભાવોને યથાર્થપણે કહ્યા, જે પ્રભુના સિદ્ધાન્તોમાં ઢેર ઢેર પૌદ્ગલિક કે અપૌદ્ગલિક પદાર્થોનું સંપૂર્ણ પ્રતિપાદન થયું છતાં તેનો સમન્વય કરી તે તે વસ્તુની શોધ માટેનાં કારણો, તેમજ તેના નિર્ણયો જે થઇ શકતા નથી, તે માટે નિષ્પક્ષ-પાતપણે મારે અવશ્ય સ્પષ્ટ કહેવું જોઇએ કે, તે તે સિદ્ધાન્તોનું વાચન મનન અને સંપૂર્ણ નિદિધ્યાસનના કર્તવ્ય વિષે આપણું પરાઙ્મુખપણું અને ખૂબ ઉંડા ઝીણવટભર્યા પરિશીલનનો અભાવ ઇત્યાદિ શરમભરી ક્ષતિઓ એ જ કમનસીબ કારણ છે. અત્યારે તો વિદ્યાર્થી આલમનું ઉપરચોટું વાંચન, અનેક વિષયોનું અધુરી અને છીછરી દૃષ્ટિએ અવલોકન, એક વિષયમાં તૈયાર થયા વિના જે તે વિષયોમાં માથું મારવાની આપણી ખોટી કુટેવો અને વિના શ્રમે વિદ્વત્તા પ્રાપ્ત કરી લેવાના અનિચ્છનીય વેગે તો તેમાં ઓરજ વધારો કર્યો છે.

જેટલું જેટલું નવીન નવીન સાહિત્ય વધુ ને વધુ બહાર પડતું જાય છે, વળી સરલ ભાષામાં સરલાર્થ સ્વરૂપમાં પણ મુકાતુ જાય છે તેમ તેમ અંતરથી વિચારપૂર્વક તપાસીએ તો પ્રત્યેક માનવને લાગ્યા વિના નહીંજ રહે કે આજના વિદ્યાભિલાષીઓનું ચિંતન પૂર્વકનું જ્ઞાન સેવન, ઉત્કટવિદ્વાન થવાની પ્રથમશોજ પ્રાપ્ત થવી જોઇતી શક્તિઓ વિગેરે દિનપ્રતિદિન વેગળું ને વેગળુંજ ખસતું જાય છે. જેથી શાસન તથા સમાજના કમભાગ્યે અતિ જરૂરી-યાતના યુગમાં પણ સમર્થ વ્યુત્પન્ન વિદ્વાનોની મોટામાં મોટી ખોટ દુઃખદ રીતે અનુભવાય છે, જે યુગમાં લિખિત પુસ્તકની બે ચાર કે પચીસ નકલો પણ ભાગ્યેજ એક સ્થળે મળી શકતી, જે યુગમાં ભણવાના સાધનોની પણ અપૂર્ણતા હતી; છતાં તેવાજ યુગમાં થએલા આપણા મહાન્ પ્રભાવક દુર્ધર્ષ વિદ્વાનોને નિહાળો, તેમના પ્રતિભાશાલી પાંડિત્ય તરફ દૃષ્ટિપાત કરો, અને છેવટે તેમનું તેજસ્વી અનુકરણીય અને વિશુદ્ધ વ્યક્તિત્વ તપાસો ! છે આજે એકપણ

એવો વિદ્વાન કે પૂર્વના વિદ્વાન્ પુરુષોની સ્મૃતિ કરાવી આપે ! કે જેઓ સ્વપર શાસ્ત્ર પારંગત વાદી કે જમાનાના ધુરંધર વિદ્વાનોની સામે ટક્કર ઝીલી શકે !

જૈન જૈનેતર વિદ્વાનોના સમૂહમાં અદ્વિતીય વિદ્વાન તરીકે વિખ્યાત થયેલા શ્રુતકેવલીના-સાક્ષાત્ અવતાર સમા શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય પછીથી અત્યાર સુધીમાં એવા કોઈ પ્રતિભાસંપન્ન, સર્વ શાસ્ત્રવ્યુત્પન્ન પુરુષ થયો સાંભળ્યો કે, જે સમાજની ભૂખ ભાંગે ?

જો કે હું 'મુદ્રણકલા તદ્દન અયોગ્ય છે કે સરલાર્થ સાહિત્ય અનર્થ કર્તા છે, એમ કહેવા નથી માગતો. અને એમાં અમોએ વળી, સહુના ભેગો સુર પૂરેલો જ છે, એટલે અમે પણ કંઈ તેથી નિર્લેપ છીએ એમ પણ કહેવા માગતા નથી, તેમ અત્યારે મહાન્ વિદ્વાનોનો સદંતર અભાવ છે એમ કહેવાનો પણ મારો લેશ માત્ર ઉદ્દેશ નથી, પણ સાથે બીન પક્ષપાતે સહુને એટલું તો કબૂલવું જ પડશે કે સર્વ શાસ્ત્રવ્યુત્પન્ન, પ્રખર વિદ્વાન્, જૈનેતર દર્શનોનો પણ સારો જાણકાર, ન્યાય-સાહિત્ય કે વ્યાકરણ વિષયનો પારંગત, ભલભલાઓને શાસ્ત્રાર્થમાં પરાસ્ત કરનાર, સમાજ ઉપર પોતાની દિવ્યપ્રભા ફેંકનાર; એવો દુર્ધર વ્યક્તિત્વ ધારી પુરુષ વાસ્તવિક રીતે જોઈએ તો પ્રાયઃ નથી દીસતો; તેનાં અનેક કારણો નરીઆંખે આપણે જોઈ શકીયે છીએ, પણ તે બધાને અહિં જતા કરી મુખ્ય કારણ તો એ બન્યુ છે કે 'ગુરૂપાસેથી સાંભળી કણ્ઠસ્થ કે ધારી નહિં રાખીએ અથવા ટાંચી નહીં લઈએ તો ફરીથી એ વસ્તુ જાણવી મુશ્કેલ થશે' એ જે ભય હતો તે આજે મુદ્રણકલાના વિકાસ સાથે વિનાશ થયો, તમામ જાતના સાહિત્યો પુસ્તક રૂપે બહાર પડવા લાગ્યા, જેથી એ ભય રહ્યો નહિ અને વિદ્યાર્થીને કણ્ઠસ્થ કે ચીવટ પૂર્વક ભણવાની ખંત ચાલી ગઈ, પરિણામે તે એવું સમજવા લાગ્યા કે જરૂર પડશે તો પુસ્તક પાસે જ છે ને, જોઈલેશું, ખરેખર આ ભાવનાએ વિદ્વત્તાની ભાવના ઉપર વજ્રપાત કર્યો છે, વિદ્યાર્થીનું ખમીર હરાઈ ગયું છે, બુદ્ધિનો હ્રાસ થતો આવ્યો છે અને અભ્યાસીઓનાં વિદ્વાન થવાની મનોભાવનાનાં બલવાન અને તેજીઅશ્વોને પણ મન્દવેગી બનાવ્યા છે.

ટુંકમાં કહું તો જેટલું સાહિત્ય બહાર પડવા માંડયું છે, તેમ તેમ આમિક ભંડારની જમાવટમાંથી પણ તેટલું જ જ્ઞાન બહાર નીકળી જવા માંડયું છે, પણ આ યુગમાં એ સત્યકથન પણ અરણ્યરૂદન જેવું નીવડશે.

તથાપિ હજુએ એ ચોક્કસ છે કે વિદ્યાર્થી વ્યુત્પન્ન થવાને ચાહતો હોય તો તેને વિવિધપ્રકારના મુદ્રણ સાહિત્યના મોહપાશમાં અને તેની લુબ્ધતામાં યુગપત્ ન સપડાતાં એક એક વિષયના મૌલિક સિદ્ધાન્તોનો સંપૂર્ણ પરામર્શ કરી, વ્યુત્પન્નપણું મેલવ્યાબાદ અન્ય વિષયોને ક્રમશઃગ્રહણ કરતો જાય તો હજુ પણ તે વ્યુત્પન્ન અને ધુરંધર વિદ્વાન થવાને સર્જાએલો છે, એમ અનુભવીઓનું હાર્દિક મન્તવ્ય છે.

## પદાર્થસિદ્ધિ માટે અનુકૂલ સંજોગોનો અભાવઃ-

અનન્તજ્ઞાની મહર્ષિઓના સિદ્ધાન્તો ત્રિકાલબાધિત હોવા છતાં તે સિદ્ધાન્તોને જાણવાની, કે જાણેલાઓ માટે પરામર્શ કરવાની બેદરકારી તેમજ ગવેષણા કરનાર જિજ્ઞાસુઓ હોય

તે, તેમને માટે જોઈતા સાધનો કે ઉત્તેજનની ખામી, પ્રતિભાહીન, અયોગ્ય વ્યક્તિઓ અને વસ્તુની સિદ્ધિમાં સહાયક થઈ શકે તેવા પ્રોફેસરોની ક્ષતિ, અને વળી છપાયેલું એવી સાહિત્ય વિગેરે અનેક કંટાળાભર્યા માર્ગોથી જ્ઞાનસિદ્ધ પ્રયોગો પણ સમજી કે સમજાવી શકાતા નથી તો પછી પ્રયોગ સિદ્ધ તો કયાંથી જ દર્શાવી શકાય.

## આર્ય સંસ્કૃતિના વિકાસમાં જૈન પ્રજાનો ફાળો;-

જ્યારે જ્યારે આર્યસંસ્કૃતિ વિનાશને આરે પહોંચી જતી ત્યારે ત્યારે તેના સર્વતોમુખી પુનરુત્થાન માટે જૈન પ્રજાએ ભારતીય આર્ય મહાસંસ્કૃતિના પ્રત્યેક અંગમાં વિદ્યુત્ વેગે પ્રાણસંચાર કર્યો છે, તે પાછળ અને જગતની પ્રગતિમાન સંસ્કૃતિ અને શિસ્તતામાં પણ પોતાનાં જીવન, શક્તિ અને બુદ્ધિમત્તાનો સમર્થ અને સર્વદિગ્ગામિ ફાળો અર્પ્યો છે એમ ઇતિહાસ બતાવી આપે છે, એ જૈન સંસ્કૃતિના પ્રબલ પ્રતાપે દરેક સાહિત્યરશ્મિ અભિવૃદ્ધિના પુનઃ ચમકારા ઝબકી પડ્યા છે.

## જૈન સમાજ માટેની શોચનીય બીના;-

જ્યારે આજે ક્રાન્તિનો યુગ પસાર થઈ રહ્યો છે, જો કે આજની કહેવાતિ ક્રાન્તિના વહેણ, તો સામાજિક કે ધાર્મિક સત્તાના વિશુદ્ધ સિદ્ધાન્તોને વિનાશને આરે ઘસડી રહ્યા છે, એણે તો સંસ્કૃતિના પાયા પણ હચમચાવી નાખ્યા છે પણ જે સાચી અને શુભનિષ્ઠાની ક્રાન્તિ જે જે ક્ષેત્રમાં થઈ રહી છે અને દિનપ્રતિદિન આશ્ચર્યકારી અને અજબ ઘટનાઓ બની રહી છે, અને વિજ્ઞાનનો જમાનો જે અનિલ વેગે ઝડપી પ્રગતિ કરી રહ્યો છે, રોજ રોજ અવનવા તહેવારે પ્રયોગસર્જન, નવીન નવીન શક્તિઓનું આવિષ્કરણ, પાશ્ચાત્ય ભૂમિમાંથી વિશેષે કરીને શ્રવણ ગોચર થતું જાય છે; ત્યારે ખેદની વાત્ત છે કે જૈન સમાજ હજુ જાગ્રત થઈ શકયો નથી. જેમના સૈદ્ધાન્તિક તત્વો સનાતન સત્યથી ભરપૂર છે, સ્વયંભૂ સિદ્ધ વૈજ્ઞાનિક રસાયણોના નિર્દેશો અંતર્ગત સંખ્યાબન્ધ વેરાયેલા પડ્યા છે, 'ઘર બેઠા ગંગા' જેવા સદ્યોગો છતાં તે સિદ્ધાન્તો પાછળ ખૂબજ મનનપૂર્વક, ઝીણવટ ભર્યો પરામર્શ કરે તેવા, રાત્રિદિવસનો જાતીય ભોગ આપી પદાર્થાન્વેષણ કરે તેવા બાહોશ વૈજ્ઞાનિકોને સંગ્રહી શકયો નથી, એટલુંજ નહિ પણ એના ઉત્પાદન માટેની દિશાજ જ્યાં શૂન્ય છે ત્યાં પગલું તો પાડ્યું જ કયાંથી હોય! આ બીના શક્તિસંપન્ન સમાજ માટે કંઈ ઓછી શોચનીય નથી.

## જૈન ધર્મ અને જૈન પ્રજાનો પ્રભાવ;-

જૈનદર્શન અનેકાંતવાદી અને અહિંસા પ્રધાન છે, એ બન્ને તેના મૌલિક આધારભૂત સુદૃઢ સ્થંભો છે, અને અનેકાંતવાદના અસ્ખલિત પ્રતાપે દુનિયાભરના ધર્મો કે સંપ્રદાયોની ભિન્ન ભિન્ન માન્યતાઓ સાથે અહિંસાત્મકપણે ઐક્ય સાધવાનો અને હસ્તમીલનનો પણ પ્રયત્ન તેણે સેવ્યો છે.

જ્યારે આર્યદેશીય સાર્વભૌમ 'અહિંસા' ની ઉદાત્ત ભાવનાના પ્રતાપે જગત્ સાથે મૈત્રી સંધાન માટે બાહુબલ તરીકે સંપર્ક જોયો છે.

જેના પરિણામે જૈનદર્શને પોતાનો પ્રબલ પ્રભાવ દરેક ધર્મ અને તેના સિદ્ધાન્તો ઉપર પાડ્યો છે અને પોતાના અસ્તિત્વને કપરા યુગમાં પણ વધુ દીર્ઘજીવી થવા માટેનો માર્ગ મોકળો કર્યો છે એ આપણે ગ્રામ્ય પ્રદેશમાં વસતી નાની નાની જૈન પ્રજાનું 'મહાજન' શબ્દ તરીકેનું વર્ચસ્વ અને સારાએ ગ્રામ્યવતનીઓ ઉપર પડતો એકમાં એક પ્રભાવ જોતાં હજુ તેઓનું મહત્વ અને સામર્થ્ય કંઇ ઓછું જળવાઈ નથી રહ્યું, શહેરોમાં પણ દરેક ઠેકાણે જૈન પ્રજાનું નૂર તેના ઓદ્દાઓ હજુ સુંદર રીતે ઉચ્ચ કક્ષાએ સચવાઇ રહ્યા છે એ જોતાં સમાજ વિજ્ઞાનની દિશામાં પગસંચાર કરે તો ઇતર સમાજનો સાથ પણ ધારે તો બહુસુંદર મેળવી શકે.

ભુગડાને કોર–પાલવ કેટલા હોય ? છતાં તેનું સૌંદર્ય અને પ્રભાવ આખા વસ્ત્ર ઉપર પડે છે, તેમ જૈનોની સંખ્યા ભલે થોડી હોય પણ તે દરેક રીતે સામર્થ્ય, શક્તિ અને સાધન ધરાવનારી એક શૂરવીર અને બહાદુર તથા અદ્વિતીય દાનેશ્વરી પ્રજા છે એ જોતાં દાનેશ્વરી જૈનો ધારે તો સુંદર યોજના કરી શકે. અને એ કર્તવ્ય ધર્મના ફિરસ્તાઓના અને ખરૂં જોઇએ તો સમાજના અગ્રેસરોના શિરે અવલંબે છે.

## જૈન સમાજનું નૂતન કર્ત્તવ્ય:–

વળી અહીંઆ બીજી યોજનાનું સૂચન કરવું પણ નથી ભૂલી જવાતું કે આજે પ્રાચીન–ઐતિહાસિક કે શાસ્ત્રીય સંશોધન કરનારાઓની જૈન સમાજના દુર્ભાગ્યે મોટામાં મોટી ઉણપ છે, આપણા શાસ્ત્રીય કે ઐતિહાસિક પ્રમાણોથી સ્વતઃસિદ્ધ બીના છે કે જૈનધર્મ એક વખતે ભારતધર્મ બની રહ્યો હતો, ભારતના દશે ખુણે તેનો વિજય ડંકો ગાજતો હતો, સર્વ વિભાગમાં તે ફાલ્યો ફુલ્યો હતો; એ દૂર દૂરનાં ભૂમિપ્રદેશમાંથી નીકળતા અવશેષોથી, તેમજ ઇતિહાસવેત્તાઓના કથનથી પણ સ્પષ્ટ થાય છે, છતાં હજુ પણ ઘણા દેશોમાં પ્રાચીન અવશેષો વિગેરેનું સંશોધનક્ષેત્ર અણખેડયું પડયું છે, જયાં થઇ રહ્યું છે તે કેટલીકવાર જૈન સમાજના અવશેષો માટે અન્યાય અને પક્ષપાત થાય છે, આવી વિષમ પરિસ્થિતિનો સંતોષજન્ય ઉકેલ લાવવા માટે એક પુરાતત્ત્વ સંશોધન ખાતું ખોલાય, અને સારા સ્કોલરો રાખી નવા અભ્યાસીઓને તૈયાર કરાવાય અને ત્યારબાદ હિંદની ચારે દિશામાં પ્રાંતવાર એક એક વિભાગ મોકલવામાં આવે તો ઘણીઘણી અદ્રશ્ય અને અજાણી વસ્તુઓ અને સ્થળો ઉપર ક્રમશઃ ખૂબજ પ્રકાશ પડે, શ્રીમન્ત કોમ ધગશ રાખે તો વૈજ્ઞાનિક કે ઐતિહાસિક આ બન્ને સંસ્થાઓનો જન્મ આપી શકે તેમ છે.

જ્યારે પાશ્ચાત્ય તેમજ ભારતીય જૈનેતર વિદ્વાનોનો પૌર્વતનીય સંશોધનમાં મધ્યાહ્નકાળ થવા આવ્યો છે ત્યારે જૈન પ્રજામાં સંશોધનનું સવાર પણ પડયુ નથી, બેશક સદ્‌ભાગ્યે કંઇક પરોઢ પહેલાંનો પ્રકાશ ખીલ્યો છે, એમ કહેવામાં કશીયે અત્યુક્તિ નથી.

તથાપિ એ માટેની જવાબદારી શક્તિ, સામર્થ્ય અને સાધન સંપન્ન આગેવાન જૈનો, અને

જૈન શ્રમણ સંઘના વિદ્વાન ગણાતા સૂત્રધાર સમા મહારથીઓ સિવાય કોને શિરે હોઈ શકે ? જે ઈતિહાસ પડ્યો છે, એનું પણ નિરીક્ષણ અવલોકન કે આસ્વાદન લેવા માટે સમય સમજણ કે સાધન નથી; આવા અવાજો કર્ણે અથડાય એ બીના જૈન સમાજ માટે દુઃખદ અને ઘણીજ શરમાવનારી ગણાય.

સમાજમાં લગભગ અસ્ત પામેલી જિજ્ઞાસાવૃત્તિને પાછી સતેજ નહિ કરવામાં આવે અથવા જે કંઈ થવા માંડી છે તેને ઉત્તેજન કરવાના પ્રયાસો પ્રગતિપ્રધાન યુગમાં પણ નહીં થશે તો સમાજની ઐતિહાસિક કે ભૌગોલિક વિષય ઉપરની અશ્રદ્ધા વધુ ઘર કરી બેસશે, અને એમ થશે તો સમાજ અને સાહિત્ય પ્રગતિમય પંક્તિથી અલગ રહેશે; તે ન થાય માટે આપણાજ હાથે મૌલિક સિદ્ધાન્તોનું સંરક્ષણ કરવા સાથે બન્ને વિષયોની ઉન્નતિ કરીએ તો અન્યજગતને આશ્ચર્ય ઉપજાવી શકાશે અને સમાજે એ દિશામાં નવું પાનું ઉમેર્યું ગણાશે, તોજ જૈન સાહિત્ય ઉન્નતિના શિખરે પહોંચેલું જોઈ શકાશે.

' જો જરી પૂરાણી ઘરેડ છોડીને કોઈ નવીન ચમત્કાર દાખવનારી યોજનાઓ ગતિમાન થાય તો ચોક્કસ જાણવું ઘટે કે નંદનવન સમા સાહિત્ય જગતમાં રહેલી જૈન સાહિત્ય કમલોની અનન્ય સૌરભ અને સૌંદર્યતાભરી અસંખ્ય પાંખડીઓ પોતાની સઘળીએ છટા સાથે એકાએક ખીલી જાય. '

' હવે આપણે જૈન ભૂગોળ-ખગોળના મૂલ વિષય ઉપર આવીએ.

## પાશ્ચાત્ય અને શાસ્ત્રીય માન્યતા સાથે વિસંવાદ:-

આધુનિક યુગમાં જૈન ભૂગોળ તેમજ ખગોળ સાથે પાશ્ચાત્ય પદ્ધતિની ભૂગોળ-ખગોળનો ઘણો વિસંવાદ જોવાય છે; પણ તેનાં એ કારણો ઉઘાડાં છે. ધાર્મિક જૈન ભૂગોળ કે ખગોળના વિષયો યાન્ત્રિક સિદ્ધિદ્વારા કે કાલ્પનિક અનુમાનો ઉપર નથી ઘડાયા, તેમજ તે નિયમો અચોક્કસ પણ નથી થયા. જ્યારે આજની શોધખોળ તો યાન્ત્રિક સાધનો દ્વારા, તેમજ અનુમાનદ્વારા થાય છે તેમાં પણ ચોક્કસ નિયમ નથી તેમ યન્ત્રો પણ છેલ્લામાં છેલ્લી કોટિના છે તેમ તેઓ પણ માનતા નથી. જેમ જેમ યન્ત્ર વિજ્ઞાનમાં વધારો થતો જાય છે તેમ તેમ વિશેષે જોવાનું સામર્થ્ય ધરાવનાર થાય છે એમ તેઓ સ્વમુખે કબૂલે છે, આવી પરિસ્થિતિમાં પૂર્વ પૂર્વની શોધો અસત્ય અને ખોટી ઠરતી જાય અને નવી નવી શોધો પાછું સ્થાન જમાવતી જાય, આવી પુનરાવર્તન પામતી વિજ્ઞાનની સ્થિતિમાં શાસ્ત્રીય ભૂગોળ કે ખગોળના વિષયનો સમન્વય ક્યાંથી થાય ?

જેમ જૈન સિદ્ધાન્તોમાં ભૂગોળના શાશ્વત પદાર્થોનું વર્ણન કરવામાં આવ્યું છે, તેવીજ રીતે ખગોળ માટે પણ કરવામાં આવ્યું છે; જેથી અશાશ્વતા પર્વતો નદીઓ કે દેશ વિસ્તારો સાથે ક્યાંથી મુકાબલો થઈજ શકે ! અશાશ્વતા પદાર્થો માટે સર્વજ્ઞ સિદ્ધાન્ત નિયમ બાંધે નહિ, અને બાંધે તો એ પદાર્થો પુનરાવર્તન સ્વભાવવાળા, કેટલાક તો તદ્દન નવીનોત્પાદન સ્થિતિવાળા હોવાથી તેઓના અટલ સિદ્ધાન્તમાં, તેઓના જ્ઞાનમાં પરંપરાએ કુઠારાઘાત થવાનો પ્રસંગ

ઉપસ્થિત થાય, અને જગતનો વિશ્વાસ, શંકિત થાય અને તેથીજ શ્રી ભગવતીજી સૂત્રમાં હજારો પ્રશ્નો હોવા છતાં આવા અશાશ્વતા પ્રશ્નોને લગતું સ્થાન ન મળી શક્યું હોય તો ઉપરોક્ત હેતુ જોતાં અસંભવિત નથી.

વર્તમાનમાં ભૂગોળ–ખગોળને અંગે શાસ્ત્રીય અને આધુનિક માન્યતામાં ખાસ મહત્ત્વના ફેરફારો શું છે તે નીચે પ્રમાણે.

### શાસ્ત્રીય માન્યતાઓ.

—પૃથ્વીનો આકાર પુડલો અથવા થાળી સરખો ગોળ છે.

—પૃથ્વી સ્થિર છે. ચન્દ્ર–સૂર્યાદિ જ્યોતિષ ચક્ર ફરે છે.

—પૃથ્વી મોટી છે, અસંખ્ય યોજન પ્રમાણ છે.

—અને ચન્દ્ર–સૂર્ય તો ઘણાજ નાના છે.

—અસંખ્ય દ્વીપ–સમુદ્ર પ્રમાણ પૃથ્વી છે,

—ચન્દ્ર સૂર્ય–તારાદિ પૃથ્વીથી લાખો માઇલ દૂર છે.

—ચન્દ્ર–સૂર્ય, ગ્રહો નક્ષત્રો, અને તારા સ્ફટિક વિમાન સ્વરૂપ છે. અને તેમાં દેવો રહે છે. વિગેરે.

### આધુનિક માન્યતાઓ.

પૃથ્વીનો આકાર ઇંડા અથવા નારંગી જેવો ગોળ છે.

—ચન્દ્ર–સૂર્ય સ્થિર છે. પૃથ્વી પોતાની ધરી ઉપર તેમજ સૂર્યની આસપાસ ફરે છે અને ચન્દ્ર પૃથ્વીની આસપાસ ફરે છે.

—સૂર્ય ઘણો મોટો છે. પૃથ્વી તેની અપેક્ષાએ ઘણીજ નાની અને મર્યાદિત પ્રમાણવાળી છે.

—બુધ–શુક્ર વિગેરે અન્ય ગ્રહોની માફક પૃથ્વી એ પણ [ ઉપ ] ગ્રહ છે.

—એશીયા, યૂરોપ, આફ્રિકા, અમેરિકા ઓસ્ટ્રેલિઆ વિગેરે પંચખંડ પ્રમાણ પૃથ્વી છે.

—ચન્દ્ર–સૂર્ય પૃથ્વીથી કરોડો માઇલ દૂર છે.

—ચન્દ્ર–સૂર્ય–ગ્રહાદિ પૃથ્વીના પડ સ્વરૂપ છે તે ઉપર પર્વતો સરોવરો ખડકો નદીઓ માણસો નહેરો ટેકરા વિગેરે ઘણું ઘણું છે.

આ અને આવી બીજી આધુનિક અનેક માન્યતાઓ જન્મ ધરાવે છે. એમાં તેઓની પરિવર્તનશીલ ભૂગોળ માટે તો આ સંસ્થા તરફથી બહાર પડેલ 'શ્રી क्षेत्रसमास.' નામના જૈન ગ્રન્થનો યુક્તિપૂર્વક લખાએલ ઉપોદ્ઘાત ખાસ જોવો; જેથી સત્યાસત્યનો સચોટ ખ્યાલ આવશે.

જ્યારે ખગોળ માટે તો ઘણોજ વિસંવાદ છે એ લખવા બેસીએ તો એક અલાયદો ગ્રન્થજ થવા જાય, તેટલું સ્થાન અહીં ન હોવાથી પ્રસંગે તે ચર્ચા મુલતવી રાખી મૂલ વિષય ઉપર આવીએ.

'**जि जये**' ધાતુ ઉપરથી ઉણાદિ '**वृणुकिडजिदीकुष्यविभ्योनक्**' સૂત્રથી **नक्** પ્રત્યય લાગતાં અથવા સિદ્ધ હેમ વ્યાકરણના ઉણાદિ '**जिणुशीवीकुष्यमिभ्यः कित्**'

---

1 અત્યારે ઘણા પાશ્ચાત્ય વિદ્વાનો પૃથ્વી ગોળ હોવાની માન્યતા ખોટી છે એમ સપ્રમાણ જાહેર કરે છે. અને શાસ્ત્રીય માન્યતામાં ઢળતા જાય છે. તે જાણીને ખુશી થવા જેવું છે.

સૂત્રથી '**जि अभिभवे**' ધાતુને **क्विप् नः** પ્રત્યય લાગતાં '**जिन**' શબ્દની નિષ્પત્તિ થાય છે, તેની સામાન્ય વ્યુત્પત્તિ '**जयति स्वात्मतपोबलेन रागद्वेषमोहादीन् दुर्धरशत्रून् पराभवति अभिभवतीति जिनः**' અર્થાત્ જેઓ રાગ-દ્વેષ અને મોહરૂપી દુર્ધર શત્રુઓને પોતાના [ અમોઘ અને અજોડ ] આત્મ તપોબલ વડે કરીને પરાભવ પમાડે છે, તેઓ **જિન** કહેવાય છે.

એવા જિનેશ્વરો અલૌકિક અનંત શક્તિ અને સામર્થ્યના ધણી હોય છે. ત્યારે તેઓ સંપૂર્ણ જગતમાં વર્તતા સૂક્ષ્મ કે સ્થૂલ પદાર્થોના ત્રણે કાલના ભાવોને આત્મ પ્રત્યક્ષ જોવાનું પરમ સામર્થ્ય ધરાવતા હોય છે, અસત્યના મૌલિક કારણભૂત રાગ-દ્વેષનો નિર્મૂલ ક્ષય કર્યો હોવાથી વસ્તુ ધર્મની વ્યાખ્યામાં મૃષા ભાષણ કરવાનું પ્રયોજન હોતુંજ નથી અને મોહ એટલે કે અજ્ઞાન અંધકારનો વિધ્વંસ કર્યો હોવાથી કોઇ પણ પદાર્થનું કોઇ પણ પ્રકારનું સ્વરૂપ જાણવા માટે મુંઝાવાપણું રહેતું નથી, જે બીના અગાઉ જોઈ આવ્યા છીએ.

આવા અનેક સબળ હેતુઓને લઈ સર્વ પદાર્થ પરિગ્રહના પરમત્યાગી સર્વ વસ્તુના જાણકાર સર્વજ્ઞ ભગવંતો વસ્તુનું યથાર્થ સ્વરૂપે પ્રતિપાદન કરનારા હોય છે તેથી તેઓ 'સર્વજ્ઞ' કહેવાય છે.

એ સર્વજ્ઞપણું રાગ દ્વેષ મોહજન્ય કર્મોના ક્ષયથી પ્રાપ્ત થાય છે, અને રાગનો ક્ષય કર્યો હોવાથી તેઓને નથી ખપતો સ્ત્રિયાદિકનો મોહ, કે નથી હોતી પાપોત્પાદક અને અનિષ્ટ તત્ત્વ પોષક કોઈ પણ જાતની લીલાઓ; તેમજ દ્વેષ કર્મને દેશવટો આપ્યો હોવાથી નથી તો કોઇને દુઃખ આપવાનું કે નથી મારન-કુટ્ટન, તાડન, તર્જન કરવાનું, અમુકને સુખ આપવુ કે અમુકને દુઃખ આપવું એવી કશુંએ નથી હોતું; તેઓ જગતના પ્રત્યેક પ્રાણી ઉપર સમદૃષ્ટિ અને સમષ્ટીની ભાવનાવાળા હોય છે, ફક્ત તેઓનું કાર્ય જગતના ઉદ્ધાર માટે પોતાના પ્રવચનો દ્વારા સંસાર સાગરમાંથી ઉત્તીર્ણ થવાના માર્ગો પ્રાણી સમક્ષ બતાવવાનું.

એવા કરૂણા રસનાં ભંડાર પરમાત્માઓનું દર્શન-વંદન-કે પૂજન તેમના અલૌકિક ગુણોને આપણામાં આવિર્ભાવ કરવા માટે જબ્બર સાધનરૂપ છે અને તે પરમાલંબન સેવિ આત્મા ક્રમશઃ ઉત્તરોત્તર ગુણની ભૂમિકાએ આરોહણ કરતાં અનુપમ આત્મદશામાં રમતો સ્વકલ્યાણ સાધી જાય છે.

આવા કલ્યાણકારી જિન પરમાત્માની આજ્ઞાને અહર્નિશ ઉઠાવનારા જે અનુયાયિઓ તે જાતિએ કોઇ પણ હોય તોપણ તે 'જૈન' શબ્દથી સંબોધી શકાય છે.

એ જિનેશ્વર દેવોએ પ્રતિપાદન કરેલું દર્શન તે '**જૈનદર્શન**' કહેવાય છે. શરદ્ ઋતુના ચન્દ્ર જેવું નિર્મળ, પરમપવિત્ર, પૂર્વાપર અવિસંવાદી, સ્યાદ્વાદમય, એવું જૈન દર્શન-સાહિત્ય, સંક્ષેપમાં કહીએ તો ૧ દ્રવ્યાનુયોગ ૨ ગણિતાનુયોગ, ૩ ચરણકરણાનુયોગ ૪ ધર્મકથાનુયોગ એ પ્રમાણે ચાર વિભાગમાં વિભક્ત થએલું છે.

**" जावंति अज्जवइरा अपुहुत्तं कालियाणुओयस्स;**
**तेणारेण पुहुत्तं कालियसुयदिट्ठिवाए य ॥ १ ॥**

**अपुहत्तेऽणुओगो चत्तारिदुवारभासए एगो,**
**पुहुत्ताणुओगकरणे ते अत्थ तओ वि वोच्छिन्ना ॥ २ ॥**
**देविंद वंदिएहिं महाणुभावेहिं रक्खियअज्जेहिं,**
**जुगमासज्जविभत्ती, अणुओगो तो कओ चउहा ॥ ३ ॥**

[ વિશેષાવશ્યકભાષ્ય ]

ભાષ્યસુધાંભોનિધિ ભગવાન્ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજના ઉક્ત વચનથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, ભગવાન્ શ્રી આર્યવજ્રસ્વામીજી મહારાજના સમય પર્યંત પ્રત્યેક સૂત્ર ઉપર ચારે અનુયોગ ગર્ભિત વ્યાખ્યાઓ થતી હતી. દૃષ્ટાંત તરીકે '**धम्मोमंगल मुक्किट्ठं अहिंसा संजमो तवो । देवावि तं नमंसन्ति जस्सधम्मे सयामणो**' એ ગાથા દ્વારા ચારે અનુયોગોનું અસ્તિત્વ સ્પષ્ટ જણાય છે. ત્યારપછીના સમયમાં શ્રી આર્યરક્ષિત સૂરિજી મહારાજે ભાવિ આત્માર્થીઓના બુદ્ધિમાન્દ્યાદિ કારણોને નજર સમક્ષ રાખી પ્રત્યેક વ્યાખ્યા ચારે અનુયોગ પૂર્વક થતી હતી તે ક્રમને બદલે છેવટે ગૌણ–મુખ્યની અપેક્ષા રાખી જે સૂત્રગ્રન્થમાં જે અનુયોગનું પ્રાધાન્ય વિદ્યમાન હોય અથવા દર્શાવવું હોય તો ત્યાં તે જ અનુયોગની વ્યાખ્યાનું પ્રધાનપદ રાખવા પૂર્વક, પ્રત્યેક સૂત્રમાં દ્રવ્યાનુયોગ પ્રમુખ કોઇપણ એક અનુયોગની વ્યાખ્યા કાયમ રાખવાનું બન્યું હતું જે પરિપાટી અદ્યાવધિ તેજ રીતે જળવાઈ રહેલી દૃષ્ટિગોચર થાય છે.

જૈનેતર દર્શનકારોએ પણ જૈન દર્શનકારોની માફક અનુકરણ કરવાની મહેચ્છાએ પ્રસ્તુત ચારે અનુયોગો ઉપર વિધવિધ સાહિત્ય મર્યાદિતપણે તૈયાર કરેલું જોવાય છે; તથાપિ '**જૈન દર્શનકારના સુવિસ્તૃત, ઓજસ્વી, યુક્તિયુક્ત તેમજ પૂર્વાપર અવિસંવાદી સાહિત્યના અજોડ ગૌરવ પાસે તે સાહિત્યની ઝાંખપ સહસા જણાઈ આવે છે**' તેમાંએ પણ દ્રવ્યાનુયોગ સંબંધી સૂક્ષ્મ સાહિત્યવિષયમાં પ્રાચીન જૈનાચાર્ય મહર્ષિઓએ જે રસ લીધો છે અને સર્વજ્ઞ પરમાત્માનુસારી સૂક્ષ્મ અને ઝીણવટભર્યા કથનો ઉપર આત્મવાદ, કર્મવાદ, પુદ્ગલવાદ પ્રમુખ વિષયોમાં જે સાહિત્ય ખડું કર્યું છે તેવું તદ્વિષયક સાહિત્ય કોઈ પણ દર્શનકારે તૈયાર કર્યું નથી, એમ સાંપ્રદાયિકની આધીનતાને કારણે મારે જ નહિ બલ્કે જૈન કે અજૈન સર્વ કોઈ સુજ્ઞ અને વિચારશીલ સાક્ષર વ્યક્તિઓને એકી અવાજે કબૂલ કરવું જ પડે છે અને પડશે, એમાં કારણભૂત જૈન દર્શનનું **સર્વજ્ઞ મૂલકપણું** એજ પ્રધાન છે.

## ચાર અનુયોગો અને તેની વ્યાખ્યા:-

**૧ દ્રવ્યાનુયોગ**—આ અનુયોગમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાળ એ ષડ્ દ્રવ્યોનું દ્રવ્યાસ્તિકનયની અપેક્ષાએ ધ્રૌવ્ય અને પર્યાયાસ્તિકનયની અપેક્ષાએ, ઉત્પાદ અને વિનાશપણું, એ દ્રવ્યોના અતીત–અનાગત અનંત–અનંતપર્યાયો, એ ષડ્દ્રવ્યમાં પુનઃ જીવ દ્રવ્ય પૈકી અને પુદ્ગલદ્રવ્યને અનુસરતો અધ્યાત્મવાદ તેમજ કર્મવાદ તથા સપ્તભંગી સપ્તનયોનો સમન્વય, તદુપરાંત વધુ સ્પષ્ટ કરાય તો કાર્મણ-

વર્ગણુાઓના અનંત પ્રાદેશિક સ્કંધો, મિથ્યાત્વાદિ હેતુઓ વડે એ કાર્મણવર્ગણાના સ્કંધોનો આત્મપ્રદેશો સાથેનો ક્ષીર-નીર વા અગ્નિ લોહવત્ અભેદાત્મક સંબંધ, પ્રતિસમયે સ્વાવગાઢ આકાશપ્રદેશગત અનંતપ્રદેશી કાર્મણવર્ગણાના સ્કંધોનું ગ્રહણ-વિસર્જનાદિ કરણ, ગ્રહણ કરાતાં તે તે સ્કંધોમાં પુનઃ લેશ્યા-સહચરિત કાષાયિક અધ્યવસાય તેમજ માનસિક વાચિક કાયિક યોગવડે પ્રકૃતિ સ્થિતિ-રસની ઉત્પત્તિ થવા સાથે સ્પૃષ્ટ બદ્ધ, નિધત્ત અને નિકાચિત એ ચાર અવસ્થાઓનું ઉત્પન્ન થવું ઈત્યાદિ સર્વ વિષયોનો સમાવેશ આ દ્રવ્યાનુયોગમાં લગભગ થાય છે.

આત્મિક ચિત્તની એકાગ્રતા, દીર્ઘકાલિક અનંતાનંત કર્મોને અલ્પકાલિક બનાવવા સાથે ક્ષણવારમાં તેનો વિનાશ, અને તે દ્વારા ક્રમશઃ પ્રાપ્ત થતી સર્વજ્ઞતા અને શ્રેયઃ સાધકપણું એ સઘળુંએ આ કાઠિન્યભર્યા યોગના જ સેવનને આભારી છે.

કાર્મિકસત્તાનું વૈચિત્ર્ય પ્રાબલ્ય, આત્મા અને કર્મનો કયા પ્રકારે કેવી રીતનો સંબંધ છે? આત્માને સુખ-દુઃખના સંયોગો શાથી પ્રાપ્ત થાય છે? ઇષ્ટાનિષ્ટના સંયોગો અને વિયોગો કઇ પ્રબલ કર્મસત્તાને આભારી છે, એ વિરલ કર્મોની સાથે આત્મા માનસિક વાચિક કે કાયિક યોગો વડે કયા કારણે કેવી કેવી રીતે જોડાય છે? અને પુનઃ તેઓ કઇ મહાન્ ક્રિયાના અવિરત સેવનવડે આત્માથી પૃથક્ થાય છે તેમજ આત્મા અને પુદ્‌ગલનું અનાદિ સંસિદ્ધ એકમેકપણું ઇત્યાદિક અનેક અધ્યાત્મ ભરપૂર વિષયોનું જ્યારે જાણપણું પ્રગટ થાય ત્યારે આત્મા હેય-જ્ઞેય અને ઉપાદેયભૂત પદાર્થોને પીછાણી શકે છે; અને તે દ્વારા ક્રમશઃ ચપલવિષયો તરફ દોડધામ કરી રહેલી ક્ષણજીવી ઇંદ્રિયોની ધમાધમ સામે ઝુંબેશ ઉઠાવવાને સમર્થ બને છે, અને ચારે તરફ દોડધામ કરી રહેલા માનસિક-વાચિક કે કાયિક યોગો ઉપર કાબૂ ઉત્પન્ન કરી શકે છે, એમ કરતાં તે માનસિક વિચારો ઉપર જબ્બર સંયમ ધરાવનારો થાય છે અને તેથી જ મનોભાવનામાં પવિત્ર અધ્યાત્મ સ્વરૂપ વેગોનો આવિર્ભાવ થતાં તેમને પવિત્ર પંથ ઉપર લઈ જવા અહોનિશ આયાસ કરતો રહે છે. ત્યારે તે સત્ય, અહિંસા અને ત્યાગનો પરમ ઉપાસક બની જાય છે અને એ સ્થિતિમાં જ વધતો પવિત્રાત્મા શુદ્ધસ્વરૂપમાં તન્મય થયો થકો ઉચ્ચતર-તમ દશા પ્રાપ્ત કરવાનું મન્થન કરી રહેલો હોય તેવો સ્પષ્ટાવબોધ થાય છે.

આવી સ્થિતિએ જ્યારે ચિત્તની એકાગ્રતા જેમ જેમ વધે તેમ તેમ આ દ્રવ્યાનુયોગ આત્મા સાથે અહોનિશ રટનભૂત થઈ જાય છે, ત્યારે જ તે યોગનું સંપૂર્ણ અને સુખદ રહસ્ય સમજી શકાય છે. પૂર્વર્ષિઓની '[1]**दविए दंसणसोही**' એટલી સામાન્ય આપ્તોક્તિ પણ એજ જણાવે છે કે 'દ્રવ્યાનુયોગનું શ્રવણ-મનન અને નિદિધ્યાસન દર્શનશુદ્ધિનું પરમ મૌલિક અને અનુપમ સાધન છે, અને ક્ષાયિક સમ્યક્ત્વને આપનાર પણ તે છે, અને ખરેખર વસ્તુસ્વરૂપને જાણનારા તે વસ્તુને પણ સહજ સમજી શકે તેમ છે. તીર્થંકર પરમાત્માઓ ગાઢ કર્મોનો ક્ષય આ યોગની રાત્રિદિવસ વિચારણાની તલ્લીન ભાવનાદ્વારા જ કરે છે. પરંતુ ખેદની વાત છે કે દુઃષમકાળના વિષમવિપાકે પ્રતિદિન વૃદ્ધિ પામતાં જડવાદના જમાનામાં આ વિષયના જાણકારોની સંખ્યા આંગળીના ટેરવે ગણાય તેવી અલ્પ તો છે પણ આ વિષયને યથાતથ્ય સદ્દહણા કરનારા સમ્યગ્દર્શની શ્રદ્ધાળુ જીવો પણ અલ્પ છે.

વર્તમાનમાં સુયગડાંગ, ઠાણાંગ, ભગવતીજી, જીવાભિગમ, પન્નવણા વિગેરે આગમ ગ્રન્થો, કર્મફિલોસોફીના ભરેલા શ્રી કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, સપ્તતિકા કર્મગ્રન્થાદિ સર્વમાન્ય સાહિત્ય ગ્રન્થો આ અનુયોગથી ખૂબ જ ભરેલા છે. આ યોગનો વિષય ઘણો જ ગહન છે. અને તેના મર્મ જાણકારો પણ જૈન સમાજમાં ગણ્યાગાંઠ્યા છે.

૨ **ગણિતાનુયોગ**—આ યોગનું નામ જ તેના અર્થનો ભાસ ઉત્પન્ન કરાવે છે, આ યોગમાં અઢીદ્વીપવર્તિ ભરત–ઐરવત–મહાવિદેહ–દેવકુરૂ–ઉત્તરકુરૂ, હરિવર્ષાદિક યુગલિકક્ષેત્રો, ગંગા સિંધુ પ્રમુખ હજારો નદીઓ, મેરૂ–હિમવંત–વૈતાઢ્ય–નિષધ–નીલવંતાદિ પ્રમુખ શાશ્વતા પર્વતો તત્રવર્તિકૂટો વિગેરે, પદ્મદ્રહાદિદ્રહો–સરોવરો, દેવલોકની વ્યવસ્થા નરકભૂમી તથા નારકોની વ્યવસ્થા નરકાવાસ, તેના સ્થાનાદિકનું વર્ણન, દેવવિમાનો–ભવનો, અસંખ્ય દ્વીપ સમુદ્રો, તત્રવર્તિ પર્વતો, પાતાલ કળશાઓ, પૃથ્વીનો આકાર–ચન્દ્રસૂર્યની વ્યવસ્થા, તિર્યંચ–માનવોની દેહાદિક વ્યાખ્યા, કૃષ્ણરાજી, સિદ્ધશિલા, ચૌદરાજલોકવર્તિ શાશ્વતા અશાશ્વતા પદાર્થોની લંબાઈ–પહોળાઈ, ઉંચાઇ ઉંડાઈ, ક્ષેત્રફળ, ઘનફળ, બાહા, જીવા, ધનુ:પૃષ્ઠ પરિધિ–વ્યાસ વિગેરે ગણિતના વિષયોની સવિસ્તર વ્યાખ્યા, પરમાણુથી માંડીને યોજનની વ્યાખ્યા, સમયથી માંડી અનંતકાલની ફિલોસોફી એ સર્વનું આ ગણિતાનુયોગમાં આયોજન કરવામાં આવ્યું છે.

સામ્પ્રતકાળે જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સૂર્ય–ચન્દ્ર પ્રજ્ઞપ્તિઓ, અનુયોગદ્વાર જીવાભિગમાદિ આગમ ગ્રન્થો, દેવેન્દ્ર–નરકેન્દ્ર પ્રકરણ, ક્ષેત્ર સમાસ, ક્ષેત્ર લોકપ્રકાશ, જ્યોતિષ્કરંડક, શ્રી બૃહત્સંગ્રહણી પ્રમુખ સાહિત્ય ગ્રન્થો, આ ગણિતાનુયોગનું પ્રતિપાદન કરે છે.

૩ **ચરણકરણાનુયોગ:**—આ અનુયોગ આચાર [ આત્મિકવર્તન વ્યવસ્થા ] પ્રધાન અનુયોગ છે, વિધિ–નિષેધ, ઉત્સર્ગ–અપવાદના નિયમ માર્ગોનું પૃથક્કરણ આ યોગ દર્શાવે છે, આ યોગ પણ ખાસ મહત્ત્વનો ગણ્યો છે, આત્માને ઉચ્ચકક્ષાએ લઈ જવામાં, ઘણો જ ઉપયોગી કહ્યો છે. અર્વાચીન કાળે ચરણ સિત્તરી કરણ સિત્તરી આચાર દર્શક શ્રી ઉત્તરાધ્યન–આચારાંગ પ્રમુખ આગમગ્રન્થો તેમજ પંચાશક શ્રાદ્ધવિધિ પ્રમુખ મહાગ્રન્થોમાં રહેલા વિષયોનો આ અનુયોગમાં સમાવેશ થાય છે. ચારિત્રયોગની સ્થિરતામાં આ અનુયોગ પરમ સાધનભૂત છે. ક્રિયાકલાપમાં નિમગ્ન રહેનારા બાલજીવોને જેમ આ અનુયોગની અતીવ ઉપયોગિતા છે, તે પ્રમાણે જ્ઞાનીઓને પણ આ અનુયોગનું આલંબનલેવાની ખાસ આવશ્યકતા છે. ' **ज्ञानस्य फलं विरतिः** ' એ શાસ્ત્રીય સત્ય આ અનુયોગની આરાધનાથી જ ફળે છે.

ક્રિયાના આળસુ, ક્રિયાના ચોર, આધ્યાત્મિકતાનો બાહ્યથી દાંભિકપણે પોકળ દાવો કરનારા, જ્ઞાનનો જ પોપટીઓ–ઉપરચોટો અભ્યાસ પઢનારા કેટલાક અનભિજ્ઞો આ ચરણકરણ ક્રિયાના વિષયને ગૌણ કરી દઇ, ' જ્ઞાનથી જ મુક્તિ છે, મુહપત્તિ ચરવલો ફેરવવાથી મુક્તિ નથી; પ્રારબ્ધ જ કામ કર્યે જાય છે, આત્માને કશું ક્રિયા કરવા પણું રહેતું નથી. ' આવી આવી મિથ્યા અને કપોલ કલ્પિત, દુર્ગતિને જ નોંતરનારી–જિનેશ્વરના શાસ્ત્રથી તદ્દન વિરૂદ્ધ ભ્રાન્ત માન્યતાઓ મુગ્ધજનતા પાસે પ્રગટ કરવા પૂર્વક કુયુક્તિઓ દ્વારા સમ્યગ્ક્રિયાનો અપલાપ કરે છે, અને દુર્વિદગ્ધ આત્માઓને અવળે પથે ચઢાવવાની કોશિષ કરે છે, પરંતુ તેવાઓ ખ્યાલ રાખે કે ક્રિયા કરવાપણું તો સર્વજ્ઞોને પણ હોય છે, જ્યાંસુધી

સૂક્ષ્મમાં સૂક્ષ્મ યોગ રહે છે ત્યાંસુધી ક્રિયા રહેલી હોય છે; તો પછી અત્યારનાં આપણા સાવદ્ય યોગથી ભરેલાં જીવનો માટે તો વિચારજ શું હોઇ શકે? અરે! શરીરમાં ઉત્પન્ન થએલા વ્યાધિને દૂર કરવામાં સમર્થ વૈદ્યની યોગ્ય ઔષધિ સંબંધી શ્રદ્ધાન તેમજ જ્ઞાન થવા સાથે ઉદરમાં નાંખવાનો ઉદ્યમ–ક્રિયા સેવાય તોજ દુ:સાધ્ય વ્યાધિ દૂર થવા સાથે શરીર સ્વસ્થ બને છે; એ જેમ અનુભવસિદ્ધ છે તે પ્રમાણેજ ભાવરોગને દૂર કરનાર શ્રી સંયમમાર્ગ સંબંધી શ્રદ્ધાન તથા જ્ઞાન થવા સાથે દેશ–સંયમ કિંવા સર્વ સંયમ ગ્રહણ કરી, ચરણ–કરણ ક્રિયાકાંડમાં આત્માને તન્મય બનાવાય ત્યારેજ ભાવરોગથી રહિત થવા સાથે અવિચળ–અનંત આત્મિક સુખની પ્રાપ્તિ થઈ શકે છે. એહિજ કારણથી આ ચરણકરણાનુયોગ પણ ખાસ આદરણીય છે.

૪ **ધર્મકથાનુયોગ:**—આ ચતુર્થ અનુયોગ ધર્માચરણા–કથન પ્રધાન અનુયોગ છે. મહાન્ આત્માઓના જ્વલંત પ્રેરણા આપતા જીવન ચરિત્રો સન્માર્ગગમન કરનારને પુરોગામી સહાયક બને છે, જ્યારે સન્માર્ગથી ચ્યુત થતા આત્માઓને પુન: સન્માર્ગમાં સંસ્થાપિત કરવાનું સામર્થ્ય પણ તેજ ધરાવે છે '**चरणपडिवत्तिहेउ धम्मकहा**' એ સૈદ્ધાન્તિક વચન પ્રમાણે ચારિત્રાદિ ગુણોની પ્રાપ્તિમાં સહુ કોઇ આત્માને આ યોગ પરમાલંબનભૂત છે, જોકે ઉક્ત ત્રણ અનુયોગની અપેક્ષાએ આ યોગનો વિષય ગહન નથી તોપણ પ્રાથમિક કે મધ્યમ-કક્ષાએ પહોંચતા કે પહોંચેલા આત્માર્થી વર્ગને ઘણોજ લાભપ્રદ છે.

આપણા પ્રતિભા સંપન્ન પ્રભાવિક સમર્થ આચાર્યોની પ્રાણવાન્ જીવન કથાઓની યોજના સાથેસાથેજ એ ભવ્યાત્માઓના જીવનચરિત્ર પ્રસંગે દ્રવ્યાનુયોગાદિ શેષયોગો સંબંધી છૂટી છવાઇ તાત્ત્વિક વાતો પણ સ્થળે સ્થળે દ્રશ્યમાન થતી હોવાથી ધર્મકથાના જ્ઞાન સાથે દ્રવ્યાદિનું સ્વરૂપ પણ સહેલાઈથી ગ્રહણ કરી શકાય છે. અધસ્તનીય ભૂમિકાઓમાં અનાદિ કાલથી ખુંચેલા એવા આત્માઓનું કેવા કેવા પ્રકારે આત્મિક ગુણોના આવિર્ભાવ માટે ઉત્થાન થાય છે? કોનું કોનું એ રીતે થયું છે? ઉચ્ચતમ દશા મેળવતાં તેઓ પોતાના આત્મા ઉપર અનેક પ્રકારના દુષ્કર નાના–મોટા ભયંકર ઉપસર્ગો અને દુ:સહ પરિસહોની ઉપરાછાપરી પડતી ભીષણ અને સીતમઝડીઓ વચ્ચે હસતે વદને આત્મિકક્ષમા ધારણ કરી સહિષ્ણુતા પૂર્વક સહન કરવા સાથે કેવા પ્રકારથી આત્મિક સદ્ગુણોનો સંપૂર્ણાંશે આવિર્ભાવ કરી આધ્યાત્મિકઉન્નતિના શિખર ઉપર આરૂઢ થાય છે? વળી એવા પણ આત્માઓનું પ્રતિકૂળ કેવા અને કયા સંજોગો અને નિમિત્તો મળતાં પુન: અધ:પતન થાય છે? એ પતન અટકાવવા કેવા પ્રયાસો કયા ઉદ્બોધકોનું આસેવન કરવું જોઇએ? આત્મા ઉચ્ચતર દશા કેમ લભ્ય કરે? તેમજ તે તે યુગના આચાર–વિચાર અને વર્તનનો ખ્યાલ આપવા સાથે સાથે ગુંથાએલા ઐતિહાસિક બનાવોનો પરિચય દર્શાવતા વિવિધ વિષયોથી ભરપૂર અને કલ્યાણકારી આત્માઓના જીવન ચરિત્રો એ આ અનુયોગનો પ્રાણ છે.

પ્રાથમિક ધાર્મિક રૂચીવાળા બાલજીવોને ધર્મભાવનામાં રસ લેતા કરવા અને ક્રમશ: ઉચ્ચકોટીની કક્ષાએ લઇજવા માટે તો ખરેખર આ યોગ ઘણોજ હિતકારી અને અજબ્બ કામ આપે છે, વળી તે કથાનુયોગ સહુ કોઇને પ્રિય થઈ પડે છે.

કાલ્પનિક નોવેલો, શૃંગારિક વાર્તાઓ, શૌર્યતા દાખવતી કથાઓ એ સર્વને વાસ્તવિક રીતે આ યોગમાં મેળવી ન શકાય, પરંતુ અતીતકાળમાં યશઃશેષ થઇ ગએલા પુણ્યશ્લોક પુરૂષો, જેઓએ આત્મોન્નતિનાં શિખર ઉપર જવાના કેવા કેવા જ્ઞાનાદિ સન્માર્ગો ગ્રહણ કરી શુદ્ધ ચારિત્રમાં આત્માને તન્મય બનાવ્યો અને આત્મિક સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું ઇત્યાદિ ધાર્મિક જીવનને અને સ્વાત્મજીવનને સુંદરસ્થિતિમાં લાવનારી સદ્ગુણોપેત કથાઓનો સમાવેશ કરવો યોગ્ય છે.

આ અનુયોગના શ્રી જ્ઞાતાસૂત્ર, ઉપાસક દશાંગ, વિપાક, ઇત્યાદિ આગમ ગ્રન્થો; શ્રી ત્રિષષ્ઠી શલાકાપુરૂષ ચરિત્રો પૈકી તીર્થંકર, ગણધર ચક્રવર્તિ વાસુદેવાદિકનાં જીવનપટો તેમજ સમર્થ જ્ઞાની શ્રી હરિભદ્રસૂરિ મહારાજાના શ્રી ઉપદેશપદાદિક અનેકગ્રન્થો વર્તમાનમાં મોજુદ છે.

ધર્મકથાનુયોગ ઉપરતો એટલું સાહિત્ય જૈન ધર્મમાં ભર્યું છે કે અમે અહીં કેટલા ગ્રન્થોનો નામોલ્લેખ કરીએ ?

આ પ્રમાણે ચારે અનુયોગની સંક્ષિપ્ત વ્યાખ્યા દર્શાવી છે, વર્તમાનમાં જૈનદર્શનનું પ્રતિપાદન કરનારા આગમો તેમજ પૂર્વર્ષિ-મહર્ષિ વિરચિત મહાન્ ગ્રન્થોમાં મુખ્યતયા દ્રવ્યાનુયોગાદિ ચારમાંથી પ્રત્યેક ગ્રન્થાશ્રયિ કોઇપણ એક અનુયોગનું વિશેષ પ્રાધાન્ય જોવાય છે, જ્યારે શેષ યોગોની ગૌણતા જોઇ શકાય છે.

## શ્રી બૃહત્સંગ્રહણીમાં ચારે અનુયોગની ઘટના:—

જે ગ્રન્થને અંગે આ ઉપોદ્ઘાતનો ઉપક્રમ કરવામાં આવ્યો છે તે આ ત્રૈલોક્યદીપિકા અપર નામ શ્રી બુહત્સંગ્રહણી ગ્રન્થ યદ્યપિ ગણિતાનુયોગ અને દ્રવ્યાનુયોગનાજ મુખ્યવિષય ઉપર ઉપનિબદ્ધ થએલ છે તથાપિ એક સાથે થોડા પ્રમાણમાં પણ દ્રવ્યાનુયોગાદિ ચારે અનુયોગનું અંશેઅંશે અસ્તિત્વ આ ગ્રંથમાં ઉપલબ્ધ થાય છે. તે આ પ્રમાણે ;—

આ સંગ્રહણી સૂત્રમાં અપાએલ ઉદ્દેશરૂપ જે ૩૬ દ્વારો, તે ઉપર દર્શાવેલાં જીવોનું આયુષ્ય-દેહમાન, અવધિજ્ઞાનાદિકની મર્યાદા અંગેના વિધાનો, ગત્યાગતિ, તેમજ ૨૪ દંડકોની વ્યાખ્યાઓ વિગેરે વિષયોનો 'દ્રવ્યાનુયોગમાં' સમાવેશ કરી શકાય છે.

સૂર્ય-ચન્દ્રનો ચાર, તેઓનું પ્રકાશ્ય ક્ષેત્ર, મંડલનું અંતર, પરિધિક્ષેત્ર, દેવ નારકીનાં દેહાયુષ્યમાન માટે કરણગણિત વિગેરે વિષયનો ઉહાપોહ 'ગણિતાનુયોગ'ના સ્થાનને અલંકૃત કરે છે.

તાપસ-ચરક-પરિવ્રાજકાદિ જીવો કયા પ્રકારના શુભાશુભઅનુષ્ઠાનથી સદસદ્ ગતિમાં ઉત્પન્ન થાય છે? વિગેરે વિષયો 'ચરણકરણાનુયોગા'ન્તર્ગત ગણી શકાય છે.

ચક્રવર્તિ-તીર્થંકર બલદેવ વાસુદેવોનું વર્ણન, ચક્રોની ચૌદરત્નાદિક ઋદ્ધિનું ઐશ્વર્ય વર્ણન, તેઓ ક્યાંથી આવી ક્યાં જાય છે ઇત્યાદિ કથન પ્રસંગે 'ધર્મકથાનુયોગ નામના' ચતુર્થ અનુયોગને પણ સ્થાન મળે છે.

## શ્રી બૃહત્સંગ્રહણીના વિવિધ ગાથાના સંખ્યાવાળા ગ્રન્થ આદર્શો;

જૈન વિદ્યાર્થી વર્ગને પરમપ્રિય શ્રી ત્રૈલોક્ય દીપિકા અપરનામ **શ્રી બૃહત્સંગ્રહણી** જેવા બહુજ પ્રચલિત સૂત્રગ્રન્થની સંકલના એકજ પ્રકારમાં દૃષ્ટિ ગોચર થતી નથી, પરંતુ જૈન-

દર્શનના અજોડ અદ્વિતીય અને મનોરંજક સાહિત્યમાં ભિન્નભિન્ન પ્રણાલિકાઓથી જુદીજુદી સંખ્યાવાળી ગાથાઓથી સંકલિત થએલા એ બુહત્સંગ્રહણી સૂત્રના પ્રાચીન હસ્તલિખિત આદર્શો વર્તમાનમાં ઢગલાબંધ પ્રમાણમાં પ્રાયઃ જાણીતા દરેક ભંડારોમાં ઉપસ્થિત જોવાય છે.

અને વર્તમાનમાં એજ સંગ્રહણી સૂત્રના ગ્રન્થો જુદીજુદી સંખ્યાવાળી ગાથાઓવાળા મુદ્રિત પણ થઇ ચુકયા છે. તેમાં શ્રી ભીમસી માણેક તરફથી પ્રગટ થએલ 'પ્રકરણરત્નાકર' ગ્રન્થાતર્ગત આપેલ શ્રી સંગ્રહણીસૂત્ર ૩૧૨ ગાથા પ્રમાણ છે, જ્યારે માસ્તર ઉમેદચંદ રાયચંદ તરફથી પ્રકાશિત થએલ સંગ્રહણી ભાષાંતરમાં ૪૮૫ ગાથાઓ છે, શ્રી આત્માનંદ સભા તરફથી સમર્થ ટીકાકાર શ્રી મલયગિરિ મહારાજાની ટીકા સાથે મુદ્રિત થએલ સંગ્રહણીમાં ૩૫૩ ગાથાઓ જોવાય છે, જેનું ગુર્જરભાષાંતર આ સંગ્રહણી છપાતી હતી દરમિયાન જૈન ધર્મ પ્રસારક સભાએ બહાર પાડેલું છે જ્યારે દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ફંડ તરફથી ટીકાસહ પત્રાકારે છપાએલ મલધારી શ્રી હેમચંદ્રસૂરિ શિષ્ય શ્રી ચન્દ્રમહર્ષિ કૃત સંગ્રહણીસૂત્રમાં ૨૭૩ ગાથાઓનો સંઘાત દ્રષ્ટિપથમાં આવે છે. આ પ્રમાણે પ્રકાશિત થએલું મુદ્રિત સાહિત્ય પણ ભિન્નભિન્ન પ્રણાલિકામાં હસ્તગત થાય છે; તદુપરાંત અપ્રગટ સંગ્રહણીના આદર્શો ઉપર વિવેચન કરવા બેસવું એ તો એક જુદુજ સંસ્કરણ કરવા માટે અવકાશ માગી લે, અને તેટલા વિસ્તારને અહીં સ્થાન ન હોવાથી આપણે પ્રસ્તુત વિષય ઉપર આવવું જોઇએ.

## સંગ્રહણીને અંગે ઉભા થતા તર્કો:—

ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી બુહત્સંગ્રહણીસૂત્રનું હસ્તલિખિત કે મુદ્રિત સાહિત્ય અનેકધા મલી આવે છે, તોપણ આ સંગ્રહણીસૂત્ર પ્રણાલિકાના આદ્યપ્રણેતા કોણ? ત્યારપછીના સ્વતંત્ર કૃતિકાર કોણ? ભિન્નભિન્ન રચનાત્મક સાહિત્યના કર્તા કેટલા છે? શું બધા જુદા છે કે અમુક ફેરફાર માત્રથી જ તેવી ભ્રમણા થાય છે? મૂલપ્રણેતા તેમજ અન્ય પ્રણેતાઓએ કેટલી કેટલી ગાથાના માનવાળી અસલ સંગ્રહણી વિરચિ? ત્યારપછીના યુગમાં તે સંગ્રહણીના ગાથામાનમાં કયા કયા ફેરફારો થયા? એ ફેરફારો કયા કારણે થયા? એ સંગ્રહણી સાહિત્યમાં જે જે વૈવિધ્ય જોવાય છે તે થવામાં કયા કયા હેતુઓએ અગ્રભાગ ભજવ્યો છે? સંગ્રહણી સૂત્રની ઢગલા બંધ પ્રતિઓ વિવિધાકર્ષણ પૂર્વક જોવાય છે તેનું કારણ શું? તેની સૌન્દર્ય સમ્પન્નતા વધવામાં મુખ્ય ઉદ્દેશ શું હતો? વિગેરે વિગેરે અનેક પ્રાસંગિક વિષયો ઉપર યતકિંચિત્ ઉહાપોહ કરવો અપ્રાસંગિક કે અસ્થાને નહિ ગણાય.

**સંગ્રહણી**—એટલે સામાન્યતઃ જૈનોના મૂળ આગમોમાં રહેલા વિસ્તૃત વિષયોને સંક્ષિપ્ત વિષયવર્ણનાત્મક કરી પ્રાકૃતભાષામાં ગાથાબદ્ધ પ્રકરણનું સંક્ષિપ્તાક્ષરમાં ગંભીરાર્થપણે રચવું તે સંગ્રહણી કહેવાય.

આ સંગ્રહણીને 'શ્રી ત્રૈલોકય દીપિકા' અસલ નામરૂપે કહેવાય છે એટલે અધોલોક તિર્યગ્લોક અને ઊર્ધ્વલોક એ ત્રણે લોકવર્તિ રહેલા પદાર્થોને બતાવવામાં આ ગ્રન્થ દીપિકા કહેતાં દીપકની જેમ ગરજ સારતો હોવાથી ઉક્તનામ સાન્વર્થ લેખાય છે.

## શ્રી બૃહત્ સંગ્રહણીના આદ્ય પ્રણેતા કોણ ?:

શ્રી ત્રૈલોક્ય દીપિકા અપરનામ શ્રી બૃહત્સંગ્રહણી ગ્રન્થના આદ્યપ્રણેતા ભાષ્યકાર ભગવાન્ શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણ હોવાનું સુપ્રસિદ્ધ અને સુવિદિત છે, આ ભાષ્યકાર મહારાજ એક સમર્થ મહાપુરૂષ હતા એમ તેઓશ્રીની વિદ્વત્તા ભરપૂર શ્રી વિશેષાવશ્યકભાષ્ય, વિશેષણવતી, જીતકલ્પસૂત્ર ઇત્યાદિ કૃતિઓ બતાવી આપે છે, વળી જે જે વિષયો જીવાભિગમ-પન્નવણા જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ-સૂર્યપ્રજ્ઞપ્તિ ઇત્યાદિ મૂળસૂત્રગ્રન્થોમાં ગણધરાદિ મહાપુરૂષોએ સુવિસ્તૃતપણે વર્ણવ્યા છે, તે શ્રુતરૂપસાગરમાંથી આ વિષમકાલમાં પ્રતિદિન ક્ષીણ થતા બુદ્ધિ-બલાદિકનો વિચાર કરીને તે પરમઉપકારી ક્ષમાશ્રમણ મહાપુરુષે સ્વબુદ્ધિરૂપીમન્થન-વડે કરીને અમૃત સરખા મહત્વ ભર્યા, ઉપયોગી અને સારભૂત તાત્વિક પદાર્થોને ઉદ્ધૃત કરી સંક્ષેપમાં, પ્રાકૃતગાથાબદ્ધ આ સંગ્રહણીસૂત્ર તરીકેની રચના બાળજીવોના ઉપકારાર્થે કરી હોય એમ તે અંગોપાંગ સૂત્ર ગ્રન્થમાં દર્શાવેલા જ વિષયોનું પુનઃપ્રતિપાદન જોતાં જણાય છે.

વળી બીજું કારણ એ પણ સમજાય તેવું છે કે જૈન સંપ્રદાયમાં લગભગ તમામ મૂલઆગમ ગ્રન્થો વાંચવાનો અધિકાર પુરૂષ વર્ગનો છે. તેમાંએ પાછા વાંચનાધિકારી તેજ હોઈ શકે છે કે જેઓએ તે તે સૂત્રગ્રન્થો માટે દર્શાવેલ વિધિપૂર્વક તે તે મર્યાદાવાળી યોગસંબંધી ઘોર તપશ્ચર્યા કરી હોય, ત્યાગ-વૈરાગ્યનું અને આત્મિક ઇન્દ્રિયદમનનું સજ્જડ નિયમન સેવ્યું હોય.

આવું હેતુ પુરસ્સરનું, સૂત્રની મહત્વતા જળવાઇ રહે તેવું અને દરેક રીતે લાભપ્રદ આચરણાનું પાલન કરવાને કંઈ સઘળા આત્માઓ સશક્ત નથી હોતા, એવા અશક્તજીવોને શાસ્ત્રતત્ત્વો જાણવાની જિજ્ઞાસાવૃત્તિનો પ્રાદુર્ભાવ ખૂબ જ અસહ્ય થતો હોય તો તેવા આત્માઓ પણ તે પૂન્યલાભથી વંચિત ન રહે એવા સુવિચારને આધીન થઇ પરોપકારાર્થે આ કૃતિ રચવાનું પ્રાથમિક પગલું ઉચિત ધાર્યું હોય તો તે અસંગત કે અવિચારિત નથી.

## ક્ષમાશ્રમણની સંગ્રહણી કેમ ગુરૂત્તર થઈ ગઈ ?:-

આ ક્ષમાશ્રમણ મહારાજે સાતમાસૈકામાં આ સંગ્રહણીની પ્રાથમિક રચના કરી. તે રચના ત્યારપછીના યુગના જીવોને એટલી બધી પ્રિય અને આનંદ દાયક લાગી કે તેનું અધ્યયન ખૂબ જ વધી ગયું, અને એ ગ્રન્થનો અધિકાર સ્ત્રી-પુરૂષ સહુ કોઇને હતો, આ રીતે પ્રચાર વધવાની સાથે જે વિષય મૂળસંગ્રહણીમાં વિસ્તારાદિકના ભયે શાસ્ત્રોમાંથી ઉદ્ધર્યો ન હતો તેવા ઉપયોગી વિષયોને સ્વસ્વઇચ્છાનુસારે તે વર્ગોએ નવીન નવીન ગાથાઓને, કેટલાકોએ ક્ષમાશ્રમણ સંગ્રહણીની [1]ટીકા હતી તેમાં સાક્ષીરૂપે કે પૂર્તિરૂપે કે વધુ વિષયના જ્ઞાનાર્થે આપેલી ઉપયોગી ગાથાઓને, ઉપાડીને અસલ સંગ્રહણીની મૂલ ગાથાઓની સાથે યથાયોગ્ય સંગત સ્થળે ઉમેરી કણ્ઠસ્થ કરવું ચાલું રાખ્યું, અને ગ્રન્થ પ્રતિઓ પણ તે જ પ્રમાણે લખાવવા માંડી.

---

૧ લગભગ ૨૭૦ ગાથા આસપાસની મૂલસંગ્રહણી ઉપર ટીકા હોવી જોઇએ, અથવા અન્ય કોઇ કૃતિઓમાં તેનો ઉલ્લેખ હોવો જોઈએ જે દ્વારા ૧૨ મી સદીમાં મૂલસંગ્રહણીમાન જાણી શકાયું હોય.

## શ્રી ચન્દ્રમહર્ષિનું નવીન સંગ્રહણીનું સર્જન:-

આ છૂટલેવાનું પરિણામ એ ઉપસ્થિત થયું કે બારમા-તેરમા સૈકા દરમિયાનમાં એ મૂલસંગ્રહણીનું પ્રમાણ ખૂબ જ વધી ગયું, અને તે સમયની પ્રતિઓ હસ્તગત થતાં વધારેમાં વધારે બહુલતાએ કંઈક ન્યૂન ૪૦૦ અને કંઈક ન્યૂન ૫૦૦ ગાથાના માનવાળી પ્રતિઓ પ્રાપ્ત થઈ જે વાતની સાક્ષી બારમી સદીના શ્રી ચન્દ્રમહર્ષિ સ્વકૃત સંગ્રહણીના મૂલમાં જ આપે છે કે:-

संखित्ता संघयणी, गुरुत्तरसंघयणिमज्झओ एसा।
सिरिसिरि चंदमुणिंदेण, णिम्मिया अप्पपढणट्ठा ॥ १ ॥

આથી મૂલસંગ્રહણી જ્યારે સુવિસ્તૃત થઈ ગઈ ત્યારે તે જ વખતે એટલે ૧૨ મી સદીમાં થયેલા મલધારી શ્રી હર્ષપૂરીયગચ્છરૂપી આકાશમાં ચન્દ્રમા સમાન વિદ્વચ્છિરોમણી શ્રી ચન્દ્રમહર્ષિ નામના સૂરીશ્વરે વિચાર્યું કે મૂલસંગ્રહણીનું વર્તમાનમાં પ્રમાણ ખૂબ વધી ગયું છે. સમય ઘણો લાગે છે એમ છતાં જોઇએ તેટલો વધુ બોધ થતો નથી, એવો સદ્વિચાર કરી તેઓશ્રીને એક નવીન જ સંસ્કરણ રૂપે આ આદર્શ તૈયાર કરવાનો સુમનોરથ સમુપસ્થિત થયો અને પ્રજ્ઞાપના જીવાભિગમાદિ શાસ્ત્રાન્તરસૂત્રગ્રન્થોમાંથી અતિવિસ્તૃત અભિહિત અર્થોને, અને વળી તે વખતે ક્ષમાશ્રમણસંગ્રહણી કે જેનું પ્રમાણ [1]૪૦૦ ગાથાવાળુ થઇ ગયું હતું અને જેના ઉપર વૃતિઓ પણ રચાઇ ગઈ હતી એ બન્ને વૃત્તિઓમાં તે તે વૃત્તિકારોએ દર્શાવેલી તેમ જ અન્ય ગ્રન્થાતરોમાં પ્રતિપાદિત જે કંઇ વિશેષ અર્થભૂત હકીકતો હતી તે સર્વને એકઠી કરી પુનઃ તેને સંક્ષેપીને તેઓશ્રીએ ૨૭૩ ગાથા પ્રમાણની આદર્શભૂત સંક્ષિપ્તસંગ્રહણી રચી અને સ્વભાવનાને અમલી બનાવી.

અહીં આપણને શંકા થાય છે કે જ્યારે સંક્ષિપ્તસંગ્રહણીની જરૂરીયાત હતી તો ક્ષમાશ્રમણજીએ રચેલી જે સંગ્રહણી હતી તે પણ લગભગ આટલા જ પ્રમાણવાળી હતી, કદાચ માની લો કે તે પ્રમાણ વધી ગયું હતું, તો પણ તેમાંથી પ્રક્ષેપાત્મક ગાથાઓ દૂર કરીને અથવા વધુ ઉપયોગી ગાથાઓ રાખીને તે મૂલસંગ્રહણી પ્રમાણને કાયમ રાખીને પુનઃ પ્રસિદ્ધિમાં સ્થાપવી હતી પણ નૂતન સંદર્ભ બનાવવાનો પ્રયાસ શા માટે ખેડ્યો ?

આનું સમાધાન જો કે અગાઉની બીનામાં આવી ગયું છે તથાપિ સ્પષ્ટ પ્રત્યુત્તરમાં નવીન સંસ્કરણના ટીકાકાર મહર્ષિ શંકા સમાધાન આપી જણાવે છે કે-

---

૧ જે માટે શ્રી દેવભદ્રસૂરિ ચન્દ્રીયા સંગ્રહણીની વૃત્તિના આરંભમાં સત્ય જ જણાવે છે કે:-
आर्यश्यामादिभिः प्रज्ञापनादिषु उद्धृतस्तेभ्योऽपि जिनभद्रगणिक्षमाश्रमणेन संग्रहण्यामवतारितः, सा च यद्यपि न गुर्वी नापि लध्वी, तथाप्यन्यान्यगाथाप्रक्षेपतो यावदधुना किञ्चिदूनचतुःशतीमाना पञ्चशतीमाना च सञ्जाता, ततोऽत्यल्पमेधसः संक्षिप्तरुचीन्माद्दशाननुकम्पयद्भिः पूज्यश्रीचन्द्रसूरिभिस्ततोऽपि सोऽर्थोऽतिसंक्षेप्यास्यां संग्रहण्यामभिहितः ॥

આ જાતાનો ભાવાર્થ ૨૭૩ ગાથાની ટીકામાં પણ આપવામાં આવ્યો છે.

**ननु यदि संक्षिप्ततया प्रयोजनं तर्हि मूलसंग्रहण्येवास्तु, किं पुनः प्रयासेन ? प्रायस्तस्या अप्येतावन्मात्रत्वात्, तथ, एतावतोऽर्थजातस्य तस्यामसंनिधानात्"**
અર્થાત્ મારી તેમજ ક્ષમાશ્રમણની સંગ્રહણીનું પ્રમાણ પ્રાયઃસમાન છે તોપણ જેટલી અર્થની અધિકતા અને ગંભીરતા લાવવાનો આયાસ [ ચન્દ્રમહર્ષિ કૃત ] સંગ્રહણીમાં સેવાયો છે, તેવો મૂલસંગ્રહણીમાં ગમે તે કારણે થયો નથી.

## <u>શ્રી મલયગિરિજીની ટીકા ઉપરથી ઉઠતો પ્રશ્નઃ—</u>

સાતમી સદીમાં રચાએલી શ્રી જિનભદ્રગણિની[1] સંગ્રહણી ઉપર ૧૨ મી સદીમાં થએલા ટીકાકાર શ્રી મલયગિરિ મહારાજે વૃત્તિ રચી છે જે સુપ્રસિદ્ધ છે, જ્યારે તેજ સદીની રચેલી શ્રી ચન્દ્રસૂરિની સંગ્રહણી ઉપર તેજ સદીમાં થએલા શ્રી ચન્દ્રસૂરિજીના જ અન્તેવાસી શ્રી દેવભદ્રસૂરિજીએ જે વૃત્તિ કરી છે, એ દેવભદ્રસૂરિકૃત વૃત્તિમાં દર્શાવેલા "**ननु यदि संक्षिप्ततया प्रयोजनं तर्हि मूलसंग्रहण्येवास्तु, किंपुनः प्रयासेन ? प्रायस्तस्या अप्येतावन्मात्रत्वात् ।**" આ કથનથી ક્ષમાશ્રમણની મૂલ સંગ્રહણીનું પ્રમાણ ૨૭૧ ગાથાની આસપાસનું હતું, જ્યારે મલયગિરિ મહારાજે ટીકા કરેલી તે સત્તા સમય બારમી સદીનો હતો એટલે મૂલ રચના સમય અને ટીકાના રચના સમય વચ્ચેના પાંચસદીના કાલ દરમિયાનમાં તે-૨૭૧ આસપાસનું ગાથા સંખ્યામાન વધતું વધતું સાડીત્રણસો ઉપર પહોંચી ગએલું હતું, અને શ્રી મલયગિરિજીએ પણ ૨૭૧ ની મૂલ ગાથાની સાતમી સદીની અસલ પ્રતિના અભાવે કે ૨૭૧ ગાથા મૂલ કર્તાની કઇ કઇ હોઇ શકે તે વસ્તુ સંબંધી નિર્ણયના સાધનની અભાવે, કે તે સમયે મૂલ સંગ્રહણીના [ ૨૭૧ ગાથા ] પ્રમાણમાં પ્રક્ષેપક ગાથાઓ વધી જતાં ૩૫૦ ગાથાની આસપાસ વાળી પ્રતિઓ ઉપરથી બહોળા પ્રમાણમાં થઇ રહેલા પ્રચારને લક્ષમાં લઇને મૂલ સંગ્રહણીપ્રમાણગાથાની ટીકા ન કરતાં ૩૫૩ ગાથા પ્રમાણ સંગ્રહણીની ટીકા વિરચવી પડી છે. અને એથીજ તે પછીના નજીકના સમયમાં થએલા શ્રી ચન્દ્રીયાસંગ્રહણીના ટીકાકાર શ્રી દેવભદ્રસૂરિજી ગાથા ૨૭૧ મી ગાથાની ટીકામાં ખરૂંજ કહે છે કે '**प्रक्षेप गाथाभिर्वृद्धिं नीयमानाऽधुना यावत् किञ्चिन्न्यून चतुःशतीमाना पञ्चशतीमाना च गुरुत्तरा संजाता**' અર્થાત્ અત્યારે એ સંગ્રહણી કંઇક ન્યૂન ૪૦૦ ગાથા પ્રમાણ વા પાંચસો ગાથા પ્રમાણ જેટલી ગુરૂત્તર થઇ ગઇ છે. આથી જે ન્યૂન ૪૦૦ ગાથાનો ઉલ્લેખ છે તે સંગત થાય છે અને તે જાતની પ્રતિઓનો કંઇક ન્યૂન ૫૦૦ ગાથાની

---

१ જોકે ૩૫૩ ગાથાવાળી સંગ્રહણીની મૂલગાથાઓમાં કોઇ ઠેકાણે ક્ષમાશ્રમણ મહારાજે સ્વનામનો ઉલ્લેખ કર્યો નથી, તોપણ એ સંગ્રહણીના ટીકાકાર શ્રી મલયગિરિજીના મંગલાચરણના આદ્યશ્લોકથી સ્પષ્ટ છે કે એ સંગ્રહણી ક્ષમાશ્રમણનીજ છે. यदुक्तं-नमत निजबुद्धितेजःप्रतिहतनिःशेषकुमतघनतिमिरम् । जिनवचनैकनिषण्णं जिनभद्रगणिक्षमाश्रमणम् ॥ १ ॥ यामकुरुत संग्रहणीं जिनभद्रगणिक्षमाश्रमणपूज्यः । तस्या गुरूपदेशानुसारतो वच्मि विवृतिमहम् ॥ २ ॥

२ કિંચિદ્ ન્યૂન ચારસો કહેવાથીતો ૩૫૩ થી અધિક હોય તો સંગત થાય પણ ૩૫૩ શી રીતે સાર્થ થાય તો શ્રી દેવભદ્રસૂરિ સમયે ક્ષમાશ્રમણની સંગ્રહણી જુદી જુદી સંખ્યાવાળી હશે.

અપેક્ષાએ વધુ પ્રચાર હોવો જોઇએ, અને તેથીજ શ્રી મલયગિરિ મહારાજે પણ તેનાજ ઉપર ટીકા કરેલી હોય એમ માનવું સંગત લાગે છે.

## સંગ્રહણીના સ્વતંત્ર કૃતિકાર તરીકે બે જ મહર્ષિ છે:—

ગમેતેમ હોય પણ ભાષ્યકાર ક્ષમાશ્રમણની સંગ્રહણીની આદ્યગાથાના '**निद्दलिय-अठकम्म–वीरं नमिऊण।**' એ પદથી અને શ્રી ચન્દ્રમહર્ષિના આદ્ય '**नमिउं अरिहंताइ, ठिइभवणोगाहणा य पत्तेयं।**' આવા ભિન્ન પદથી એટલું તો ચોક્કસ છે કે શ્રી બૃહત્સંગ્રહણી પ્રાકૃત ભાષા સૂત્રના સ્વતંત્ર કૃતિકાર તરીકે **શ્રી 'ક્ષમાશ્રમણ' મહારાજ અને શ્રી 'ચન્દ્રમહર્ષિ' આ બન્નેજ મહાપુરૂષો છે.**

અને અત્યારે વર્તમાન યુગમાં ઉપલબ્ધ થતી પ્રાચીન કે અર્વાચીન પ્રતિઓમાં ભલે ગાથા સંખ્યા પ્રમાણ પ્રક્ષેપાત્મક ગાથાઓથી વધેલું હોય, પણ અન્થાન્તે તો આ બન્ને જ મહર્ષિઓના નામનિર્દેશ સૂચક ગાથાઓ હજુ મોજુદ જોવાય છે. તે ઉક્તવાતની સાક્ષી આપે છે.

આ બીનાથી સબળરીતે આપણે કહી શકીયે તેમ છીએ કે ફક્ત સંગ્રહણી સૂત્રના પઠનપાઠનની બહુલતાને અંગે, અધ્યયન અધ્યાપન કાલે તેમજ લેખનકાલે તે સૂત્રની પ્રાચીન ટીકાન્તર્ગત તેમજ અન્ય અન્ય ગ્રન્થોમાં જોવાએલી પ્રક્ષેપાત્મક ગાથાઓનો અભ્યાસીઓના વર્ગોએ સ્વેચ્છાનુસાર તે તે સંગત સ્થળોએ નિવેશ કરવા પૂર્વક પ્રતો લખાવેલી હોય અને તેથી ભિન્ન ભિન્ન રીત્યા ગાથા પ્રમાણ દશ્યમાન થતું હોય તો તેમાં કશું આશ્ચર્ય જેવું નથી.

## ચન્દ્રિયા સંગ્રહણી પણ કેમ ગુરૂત્તર થઈ ગઈ?:—

જેમ સંગ્રહણીના મૂલોત્પાદક–પ્રણેતા શ્રી જિનભદ્રગણિ મહારાજની સાતમા સૈકામાં રચાએલી સંગ્રહણી ૧૨ મા સૈકા દરમિયાન [ મલયગિરિ ટીકા રચનાકાલ સમયમાં ] પ્રક્ષેપાદિક ગાથાઓથી અભ્યાસીઓ દ્વારા વધતી વધતી લગભગ ૩૫૩, ૪૨૫, અને ૪૮૫ એમ ભિન્ન ભિન્ન રીતે પણ સંખ્યા વૃદ્ધિવાળી થઈ ગઈ, [ આવી ૧૨ મી સદી પછીથી અત્યાર સુધીના સાત સદીનાકાળમાં તેજ સંગ્રહણી ૫૦૦, તેમજ ૫૭૫ ઈત્યાદિ પ્રમાણવાળી ખૂબજ વધી ગઈ ] તેવીજ રીતે ૧૨ મી સદીમાં સ્વતંત્ર કૃતિકાર તરીકે તેમજ નવીન સંસ્કરણ તરીકે બાલજીવોને સંક્ષેપમાં અને અલ્પકાળમાં ઘણો બોધ થાય[1] એ દ્રષ્ટિએ રચેલી મલધારિ શ્રી ચન્દ્રમહર્ષિ પ્રણીત સંગ્રહણી જે રચી ત્યારે ૨૭૩ ગાથા પ્રમાણ હતી તે પણ વધતી વધતી છેલ્લી સાતસદીઓ દરમિયાન ૩૧૨–૩૧૮ અને ૩૪૯ એમ ભિન્નભિન્ન રીતે ગાથાની સંખ્યા વૃદ્ધિવાળી થઇ ગએલી, એવું સંખ્યાબન્ધ પ્રતિઓમાં જોવાય છે.

## પ્રચણ્ડ વિપર્યાસો છતાં કર્તાનો જળવાઇ રહેલો નામ નિર્દેશ;—

અને એના પ્રામાણિક અને સચોટ પુરાવા તરીકે બન્ને મહર્ષિના નામથી અંકિત ભિન્નભિન્ન ગાથા સંખ્યાવાળી બન્ને કૃતિકારોની કરેલી સંગ્રહણી છતાં તે તે પ્રતિઓમાં

---

૧ ક્ષેત્રસમાસ માટે તેવુંજ બન્યું છે જે આગળ કહેવાશે.

આબાદ રીતે જળવાઇ રહેલી કર્તાની સ્વનામાંકિત ગાથાઓ, અને તે માટે પૂર્વકાલિક અભ્યાસીઓએ પ્રક્ષેપગાથા ઉમેરવાની સ્વીકારેલી આદર્શપદ્ધતિ છતાંપણ મૂલકર્તાના સુવર્ણ નામને લેખનકાળે જાળવી રાખેલ અજબ ખંત અને સાચી નિસ્પૃહતા માટે આપણે અખૂટ સન્માન અને અભિમાન ધરાવી શકીએ.

આથી સારાંશ એ આવ્યો કે ભાષ્યકારની મૂલસંગ્રહણી, અને અંગોપાંગભૂત સૂત્રો ઉપ-રથી અને ક્ષમાશ્રમણની સંગ્રહણીને દૃષ્ટિસમીપ રાખી કરેલી બીજી શ્રી ચન્દ્રિયા સંગ્રહણી એ બન્ને સ્વતંત્રજ કૃતિઓ છે, તે સિવાય સંગ્રહણીની સ્વતંત્ર કૃતિ કોઇપણ મહર્ષિએ કરી હોયતેવો ઉલ્લેખ અત્યારસુધીના પુરાતનીય પ્રકૃષ્ટ સંશોધન દરમિયાન જોવામાં કે જાણવામાં આવ્યો નથી.

**<u>સંગ્રહણી</u>—એટલે જેમાં ચૌદરાજ લોકવર્તિ જડ કે ચેતન સ્વરૂપ પદાર્થોને પ્રતિ-પાદન કરનાર સ્થાન–આયુષ્ય દેહાદિક વર્ણનનો સંક્ષિપ્ત, પણ ગંભીરપણે પિણ્ડીભૂત અર્થ સંગ્રહીત કરાયો હોય તેવા ગ્રન્થને ‘ સંગ્રહણી ’ એવું સંબોધક નામ આપી શકાય છે.** જે વાત પૂર્વે જોઇ આવ્યા.

## <u>સંગ્રહણીને ‘ જૈન ખગોળ ’ તરીકે કહી શકાય;—</u>

આ સંગ્રહણીની રચનામાં આકાશવર્તિ ઉર્ધ્વલોકનો વિષય પ્રાધાન્યપણે રહેતો હોવાથી સર્વાંશે નહિ પણ દેશાંશે અપરનામ તરીકે વ્યવહાર પ્રસિદ્ધ ‘ જૈનખગોળ ’ એવું પ્રચલિત ઉપનામ આપી શકાય તેવું છે. તેવીજ રીતે ક્ષમાશ્રમણ કૃત, અપૂર્વ વિદ્વત્તા દર્શક શ્રી ક્ષેત્રસમાસ ગ્રન્થ ભૂવર્તિ પદાર્થ વિષયોનું પરમ પ્રધાન્ય ભોગવતો હોવાથી તેને ‘ જૈન-ભૂગોળ ’ એવું સુવિખ્યાત નામ અર્પી શકાય છે.

જૈન સંપ્રદાયમાં અંગોપાંગભૂત સૂત્રમાં જુદેજુદે સ્થળે દર્શાવેલા શાશ્વત પદાર્થોના નિર્દેશરૂપ જૈન ભૂગોળ અને ખગોળના વિષયોને પૃથગ્ પાડી જૈન કે અજૈન કોઇ પણ વ્યક્તિ તેનો લાભ ઉઠાવી શકે તે માટે એ દિશામાં ભરેલા આપણા ઉપકારી, પૂર્વ મહર્ષિઓનાં પ્રાથમિક શુભ પગલાંથી આપણા ઉપરનો તેઓશ્રીનો ઉપકાર ચિરસ્મરણીય, નહી ભૂલી શકાય, તેવો અપાર અને અમાપ છે.

## <u>સંગ્રહણીનું ગૌરવ અને વિષય પ્રચાર;—</u>

વળી આ સંગ્રહણીની પ્રતોની સર્વત્ર થતી પ્રાપ્તિથી તેમજ તેની પ્રતિઓમાં પૂર્વપુરૂષો દ્વારા થએલી અનેકવિધ વિવિધતા જોતાં જૈન સમાજમાં એ ગ્રન્થનું ભૂતકાલમાં કેટલું પઠન–પાઠન લોકપ્રિય થઇ ગયું હશે તેનો સચોટ ખ્યાલ નજર સમક્ષ તરી આવે છે, સહુકોઇ સુજ્ઞ અભ્યાસી તે ગ્રન્થનું અધ્યયન અવશ્ય કરતોજ હશે એમ જણાઇ આવે છે, અને તે પ્રિય થઇ પડવામાં કારણ પણ ઉઘાડું છે કે તે ગ્રન્થની વિષય રચના, તેની પ્રણાલિકા એટલી માર્ગદર્શક છે અને વળી સર્વ વિષયોને સંક્ષેપમાં પણ એવી સુંદર ઢબથી, યોગ્ય રીતે ક્રમશઃ વિભાગવાર ગુંથી લેવામાં આવ્યા છે કે સામાન્ય બુદ્ધિવાળો પણ અલ્પસમયમાં આ એકજ ગ્રન્થના અભ્યાસથી બહોળાજ્ઞાનનો લાભ ઉઠાવી શકે તેમ છે. અને તેથી આ અતિપ્રિય

ગ્રન્થના જુદીજુદી ઢબના નાના મોટા વિસ્તરાર્થ ભાષાંતરોવાળાં, ચિત્ર-વિચિત્ર અનેક વૈવિધ્ય કલા ભરપૂર સૌંદર્ય સમ્પન્ન આદર્શો ઢગલાબંધ પ્રમાણમાં હાલમાં પણ નજરે પડે છે.

## સંગ્રહણીમાં ચિત્રકલાનું સુંદર સ્થાન;—

વળી આ સંગ્રહણી ગ્રન્થની પ્રતોમાં એક ખાસ ખૂબી તો એ છે કે પ્રાય: નાની કે મોટી કોઈપણ હસ્તલિખિત પ્રતિઓમાં તેતે ગાથાના અર્થને અનુસરતા, અભ્યાસીઓએ હાથથી દોરેલાં અથવા દોરાવેલાં, મૌલિક વિષયનો ઓછોવત્તો પણ ખ્યાલ આપતાં રંગ-બેરંગી, રૂપેરી સોનેરી કે પચરંગી ભાતવાળા સંખ્યાબન્ધ ચિત્રો તો હોયજ !

કેટલીક પ્રતો તો એવી આબેહૂબ સૌન્દર્ય સમ્પન્ન ચિત્રોથી ચિત્રિત જોવામાં આવે છે કે તે જોતાં ચિત્રકળાના વિકાસ માટે, ગ્રન્થની સર્વાંગ સુંદરતા માટે અને પ્રસ્તુત વિષયનો શીઘ્રબોધ થવા માટે આર્થિક દ્રષ્ટિ ન રાખતાં તેના અભ્યાસીઓ તેના પ્રત્યે કેટલું ભારી સન્માન અને હાર્દિક પ્રેમ ધરાવતા હશે ત્યારે આવા ચિત્રો પાછળ આટલી કાળજી અને ખંતપૂર્વક જહેમત ઉઠાવી હશે ! તેનો ખ્યાલ સુંદરચિત્રો સન્મુખ રાખતાં સાક્ષાત્કાર સ્વરૂપે પ્રગટી નીકળે છે.

સેંકડો વર્ષ જુના સોનેરી રૂપેરી કે પંચરંગી ચિત્રો જાણે તાજેતરમાં જ આલેખાએલાં હોય એમ આંખે ઉડીને વળગે તેવાં બેનમુન હોય છે.

અને જૈન સંપ્રદાયમાંજ સર્વોત્તમ ગણાતી પ્રાધાન્યપદ ભોગવી રહેલી, ખૂબ જ પ્રાચીનતાથી ચાલી આવતી એ ચિત્રપદ્ધતિ ખૂબ જ આવકાર દાયક છે, કારણ કે ગ્રન્થના પ્રસ્તુત વાઙ્મય વિષયની સાથે સાથે જ ચિત્રકલા કેવો તાલ મેળવે છે તે દર્શાવવા માટે નજરોદ્દીપન કરે તેવાં તે તે વિષયને અનુસંગત ચિત્રો [ તેમજ યન્ત્રાકૃતિઓ ] આપવામાં આવતા હોવાથી પ્રસ્તુતવિષયનો સુગમ કે દુર્ગમ બોધનો સચોટ ખ્યાલ હૃદય સમક્ષ ખડો થાય છે અને સત્યવસ્તુસ્થિતિનું શીઘ્રતયા ભાન ઉત્પન્ન કરાવે છે, જેથી મગજ ઉપર અંકાએલો એ ભાવ લાંબાકાળ પર્યન્ત ભુંસાતો નથી.

ખરેખર માનવપ્રકૃતિનો સ્વાભાવિક નિયમ છે કે કોઇ કોઇ વિષયનો કોઈ કોઈ અભ્યાસીઓને અને અધ્યાપકોને જ્યારે સસછંદ કે શોખ જાગે છે ત્યારે તેઓ તે તે સાહિત્યને અંગે જેટલું જેટલું સાધન જે જે દ્રષ્ટિએ આવશ્યક ગણાતુ હોય તે તે સર્વ સાધનને ગમે તેવા સંયોગોમાં પણ મેળવીને તે વસ્તુને સર્વાંગસુંદર બનાવવાની અને વધુને વધુ સરલોપયોગી થાય તેવી રીતે રચના કરવાની એક પ્રકારની પ્રશસ્ય આંતરિક તમન્ના જાગે છે, ખરેખર આ સંગ્રહણી માટે તો તેમજ બનતું આવ્યું છે અને અત્યારે પણ એવું જ બની રહ્યું છે.

## જૈનમૂર્તિ પૂજક સંપ્રદાયમાં ચિત્રકલાનું સ્થાન:—

સર્વતોમુખી જૈનસાહિત્ય સર્જનોમાં શ્વે૦ જૈન મૂર્તિપૂજક સંપ્રદાયે લેખનકળા સાથે નમુનેદાર ચિત્રકળાની ખર્ચભરી વિકાસન પદ્ધતિ જેટલી વિશદ અને વિપુલ પ્રમાણમાં અપનાવી છે, તેટલી દિગંબરાદિક અન્ય જૈન સંપ્રદાયે કે ઇતરમાર્ગી સમાજે નથી જ અપનાવી.

જૈનસંસ્કૃતિ, બૌદ્ધસંસ્કૃતિ કે વૈદિકસંસ્કૃતિગત સાહિત્યસર્જનોની પ્રાચીન ભારતીય ચિત્રકલામાં જૈનાશ્રિતચિત્રકલાએ પોતાનું અજોડ રીતે અતિગૌરવતા ભર્યું ઝળકતું સ્થાન જે પ્રાપ્ત કર્યું છે, તેનું કારણ લેખનકળા સાથે સાથેજ ચિત્રકલાના વિષયનું આવિષ્કરણ એ જ્યારે મુખ્ય હતું ત્યારે વિશ્વતોમુખી જૈનશ્રમણસંસ્કૃતિએ બેનમુન અને અપૂર્વ સૌંદર્યસમ્પન્ન શાસ્ત્રોક્ત ચિત્રકલાનું સર્જન કર્યું, જ્યારે તેના સંરક્ષક, ઉદ્ધારક અને આશ્રયદાતા તરીકે જૈનોએ અગ્રભાગ ભજવ્યો હતો, અને તેવું સર્વોચ્ચસ્થાન ઝડપી લેવા ભારતીય ચિત્ર કલા પાછળ બુદ્ધિપૂર્વક સૂક્ષ્મેક્ષિકાનો તેમજ છૂટથી તનમન અને ધનનો ખૂબજ સદુપયોગ કર્યો હતો, અને તેથીજ અત્યારે દરેક રીતે જૈનસંસ્કૃતિનો સાહિત્ય કલા અને વિજ્ઞાન વિષયક ફાળો આર્યસંસ્કૃતિના સાર્વભૌમીય વિકાસમાં સર્વોત્તમ અને પ્રાધાન્ય પદ ભોગવે છે, તેમાં એ છેલ્લા સૈકા દરમિયાન ગુજરાતના ખુણે ખાંચેથી અપૂર્વ અને દુર્લભ જેજે સાહિત્ય સમુપલબ્ધ થયું છે; તે માટે ખાસ કરીને અત્યારસુધીનું અન્વેષણ કાર્ય જોતાં ગુર્જરભૂમિ વધુ મગરૂરી લઈ શકે તેમ છે, એ માટે ગુર્જરીય જૈનોની જુલ્મી અને સંકટભર્યા યુગમાં પણ વિવિધ સાહિત્યના મહાન્ સન્દર્ભોને શક્યનુસાર અબાધિત જાળવી રાખવાની ધગશ અને કાળજી ખરેખર આપણને એક ચમત્કારિક પ્રેરણા અને બોધપાઠ આપી રહે છે.

## પ્રાચીન ચિત્રકલાનું નૈપુણ્ય;—

પ્રાચીન ભારતીય જૈનચિત્રોમાં કુશળ કલાકારોએ અનેક ચિત્ર પ્રસંગોમાં વાપરેલું ભાવવાહી રેખાનૈપુણ્ય, અંગવિન્યાસ,-મરોડપદ્ધતિ, યથાસ્થિત તાદ્રશભાવોનું અભિનયાદિ પૂર્વક આરોપણ, ચિત્રસમયે જળવાએલા સ્વાસ્થ્ય સુંદરતા અને ચિંતનશીલતાદિ ગુણો વિગેરે જોતાં કલારસિકોનું સુંદર નૈપુણ્ય સ્પષ્ટતયા તરી આવે છે.

એ બેનમુન ચિત્રો ભલે અત્યારના પ્રગતિ અને નવલકલાવર્ધક યુગના સૃષ્ટિ સૌંદર્યની દ્રષ્ટિએ અન્વેષણ કરતાં, મુખાકૃત્યાદિનું વૈલક્ષણ્ય નિહાળતાં વૈચિત્ર્યાભાસ પ્રત્યક્ષ થતો હોય પણ તે કાલની દ્રષ્ટિએ ઘડીક વિચાર કરીએ તો એજ ચિત્રો બારીક નિરીક્ષણ કરતાં એટલાજ પ્રાણવાન્, પ્રફુલ્લકલાત્મક, અપ્રતિમ શોભાસ્પદ, રંગ સૌરભભર્યા રોનકદાર લાગ્યા વિના રહેશે નહિ.

એ સ્પષ્ટ—સુરેખ અને સુઘટિત ચિત્રસૃષ્ટિ દ્વારા તો તે તે સદીઓનાં વિજ્ઞાનમય અને કલાપૂર્ણ લોકજીવનની ગૌરવ કથા જાણવાની રીતિભાતિ, અને રિવાજો જાણવાની તેમજ તેમની વિચારસરણી આલેખવાની પણ મોંઘેરી તક કેટલીકવાર આબાદરીતે અચ્છીલભ્ય થાય છે.

## જૈન સંસ્કૃતિની ગૌરવ પ્રશસ્તિઓ;—

જૈન મહારથીઓએ ભગીરથ પ્રયત્નપૂર્વક સર્વસ્વનો ભોગ આપી ચિત્રકલાનું અનુપમ, લેખનકળાનું અપૂર્વ, અને સ્થાપત્યકલાનું અજોડ અને અમરસ્થાન ઉન્નતિની ટોચે એવું મુકી દીધું હતું કે **જગત્ભરમાં જૈન સંસ્કૃતિનું સ્થાન અને તેનું કલા સાહિત્ય અનોખી જ ભાત પાડતું અને ભારતની ઝળહળતી કળાકિર્તિને જાળવવા માટે સર્વોત્કૃષ્ટ ભૂમિકા ઉપર રહીને જવલંત પ્રતિભા પાડતું હતું અને અત્યારે પણ**

**પ્રતિભા માટનું છે એમ મધ્યસ્થવૃત્તિનો કોઇપણ માનવ-પર્યાલોચન કરે તો આ નિર્વિવાદ અને નિર્મળ સત્ય નિઃશંકપણે કબૂલ કર્યા વિના રહે નહિ.**

આ પ્રમાણે આપણે સંગ્રહણી કર્તાના વિષયને આનુષંગિક તેમાં થએલા સુધારા વિગેરેને તેમજ તેને અનુસરતી ચિત્રકળાની વિકાસન પદ્ધતિ વિગેરેની સંક્ષિપ્ત ચર્ચા કરી આવ્યા.

## શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનું ઉડતું જીવન અવલોકન;—

અત્યારે ૫૦૦ ગાથા પ્રમાણવાળી થએલી તેમજ મલયગિરિ ટીકાવાળી સંગ્રહણીના આદ્યોત્પાદક ભગવાન્ શ્રી જિનભદ્રગણી મહારાજ સાતમા સૈકામાં થયા હતા, તેઓએ શ્રી ક્ષેત્રસમાસ યાને જૈનભૂગોળ અને બૃહત્સંગ્રહણી યાને જૈનખગોળ; એ બન્ને મહત્વના મુખ્ય વિષયોને લોકોપભોગ્ય કરવા માટે જે નવીન સંસ્કરણો તૈયાર કરવાનું અદભૂત અને સર્વમાન્ય સાહસ ખેડયું છે તે બદલ આપણે તેમના પરમઋણી છીએ, એ પરમર્ષિ પૂર્વધર હતા, તેમને વિશેષાવશ્યક જેવો અનેક તાત્ત્વિક વિષય ભરપૂર મહાન્ ગ્રન્થ, તેમજ વિશેષણવતી, જીતકલ્પસૂત્રાદિ વિદ્વતા પરિપૂર્ણ ગ્રન્થો ઉપનિબદ્ધ કર્યા છે.

દરેક સંપ્રદાયમાં જેમ આગમ પ્રધાન અને તર્કપ્રધાન પુરૂષો હોય છે. તેમ આ આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકરની જેમ તર્કપ્રધાન ન હતા, કિન્તુ આગમ પ્રધાન પુરૂષ હતા, અને આવા પુરૂષો આગમ-સિદ્ધાન્તોને અક્ષરશઃ વળગી રહેનારા હોય છે એટલુંજ નહિ પણ, આગમામ્નાયોની પરંપરાને યથાર્થ અનુસરીને તેને સંગત એવીજ કૃતિઓ વિરચવાનું સાહસ ખેડવાને સર્વદા તૈયાર હોય છે તેથી તેઓ આગમના પરમ સંરક્ષક સિદ્ધાન્તવાદી અથવા આગમવાદી તરીકે ખ્યાત થાય છે.

ક્ષમાશ્રમણમહારાજાનો દિગ્દર્શન માત્ર પરિચય દર્શાવી જે સંગ્રહણી ઉપર આ પ્રસ્તાવ લમ્બાઈ રહ્યો છે તેજ સંગ્રહણીના કર્તા શ્રી ચન્દ્રમહર્ષિની પીછાણ આપવા તેમના ગુર્વાદિકની ઓળખાણ, તેમનો સત્તાસમય, તેમનું સાહિત્યક્ષેત્ર ઇત્યાદિક વિષયોને મલતી શક્ય માહિતી તપાસીએ.

## મલધારી શ્રી અભયદેવસૂરિજી;—

"[1]**मलहारि हेमसूरिण सीस लेसेण विरइयं सम्मं**" સંગ્રહણીની અન્તિમ ગાથાના આ ઉક્ત પદથી શ્રી ચન્દ્રમહર્ષિના ગુરૂ મલધારિ શ્રી હેમચંદ્રસૂરિ હતા એ બીના સુસ્પષ્ટ છે. અને તે હેમચંદ્રસૂરિના ગુરૂ પુનઃ [2]અભયદેવસૂરિ હતા, તેઓ પ્રશ્નવાહનકુલની મધ્યમશાખા-

---

૧ આ ગાથા સ્વયંકૃત જણાતી નથી, પાછળથી રચના થઇ હોવાનુ જણાય છે પણ રચના કથન અસંગત નથી.

૨ નવાંગી વૃત્તિકારથી અન્ય સમજવા, આ સૂરીશ્વરજી ત્યાગ વૈરાગ્યની પ્રતિમા સમાન હતા, મલીન વસ્ત્રોનું બહુધા પરિધાપન કરતા હતા, તે જોઇને તેમની પર્યુપાસના કરનાર શ્રી કર્ણદેવે (મતાંતરે સિદ્ધરાજે) મલધારિ તરીકે વિખ્યાત કર્યા ત્યારથી તેઓ હર્ષપુરીય ગચ્છના છતાં મલધારિથી વધુ ઓળખાવવા લાગ્યા તેમની સંતતિ માટે પણ તેમજ બન્યું.

આ શ્રી હર્ષપુરીય ગચ્છના સમર્થ પુરૂષ હતા. તેઓશ્રીએ રાજકાર્યું, સિદ્ધરાજ જયસિંહ તથા અન્ય રાજવીઓદ્વારા અહિંસાના કૃત્યો કરાવી, ચૈત્યપ્રતિષ્ઠાદિ શાસન પ્રભાવનાનાં કાર્યો ખૂબ કરાવ્યાં હતા, તેઓનો સમય ૧૧ મા સૈકા મધ્યે હતો.

## તત્પટ્ટે શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી;—

તે મલધારિ શ્રી અભયદેવસૂરીજીની પાટે મલધારી શ્રી હેમચંદ્રસૂરીજી થયા, તેઓ પૂર્વાવસ્થામાં રાજ્યસચિવ હતા, શ્વેતાંબરાચાર્યવાદિ શ્રી દેવ[1]સૂરી અને દિગંબરાચાર્ય શ્રી કુમુદચંદ્ર સાથે વાદ–વિવાદ ગોઠવાયા ત્યારે અધ્યક્ષપદે[2] આ શ્રી હેમચંદ્રસૂરિજીને, માન્ય રાખવામાં આવ્યા હતા, એમાં દુર્ભાગ્યે દિગમ્બરોને છક્કડ હાર મલી, અને પુર્વશરતાનુસારે કમનસીબપણે, ડંખતે હૃદયે ગુજરાત છોડી અન્ય પ્રદેશમાં ઉતરી જવું પડયું, આ અધ્યક્ષપણા બાદ તેઓ પંડિત, શ્વેતામ્બરાચાર્ય, ભટ્ટારકાદિ વિશેષણોથી વધુ પ્રસિદ્ધિને પામ્યા હતા.

આ મલધારી તે કલિકાલસર્વજ્ઞભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજીથી ભિન્ન સમજવા પણ બન્નેનો સત્તા સમય સરખો હતો, બન્ને સાથે વિદ્યમાન પણ હતા, સાહિત્યની દ્રષ્ટિએ બન્ને વચ્ચે મુખ્ય તફાવત એ હતો કે કલિકાલસર્વજ્ઞ એ એક સમર્થ જ્યોતિર્ધર તરીકે અને સર્વદેશીય સાહિત્યકારના રચનાર તરીકે જબ્બર વિખ્યાત હતા અને તર્ક સાહિત્ય-પ્રધાન હતા જ્યારે મલધારિજી એ એક આગમપ્રધાન તરીકે સમર્થ વિદ્વાન પુરૂષ હતા એ નિ:શંક છે, એથીજ આ મલધારિજીએ સિદ્ધાન્તને અનુસરતી વિશેષવાશ્યક ઉપર પાંડિત્ય ભરપૂર ટીકા રચી છે, તદુપરાંત પંચમકર્મ ગ્રન્થવૃત્તિ, સ્વોપજ્ઞવૃત્તિયુતપુષ્પમાલા, અનુયોગદ્વાર-સૂત્રની ટીકા, જીવસમાસવિવરણ, ૧૧૭૧ માં રચેલ સ્વોપજ્ઞવૃત્તિ સમેત ભવભાવનાદિ જેવા અમૂલ્ય ગ્રન્થો પણ આજે તેમના કીર્તિદેહને પ્રકાશમય કરી રહ્યા છે. એકંદર તેઓશ્રીએ ૧ લાખ શ્લોકની રચના કરી હોવાનું કહેવાય છે.

આ મલધારિજી ઉપર પણ શ્રી સિદ્ધરાજજયસિંહને આત્યન્તિકરાગ હતો, તત્સમીપે જઇને તે વૈરાગ્યરસ ભરપૂર તત્ત્વોનું બહુશ: પાન કરતો, તે દ્વારા અનેક જૈન પ્રવચન પ્રભાવ-નાનાં કાર્યો, અમારી પટહના કાર્યો કરાવ્યા હતાં તદુપરાંત રાજખેંગારને પ્રતિબોધ કરવો, સંઘ સહિત શત્રુંજય પધારવું અને ત્યાંજ અનશન કરી સ્વર્ગ પ્રયાણ આદરવું. એ તેમની જીવન ઝાંખી થઇ.

## તત્પટ્ટે 'શ્રી સંગ્રહણીકર્તા ' શ્રી ચન્દ્રમહર્ષિ—

મલધારી શ્રી હેમચંદ્રસૂરિના પટ્ટધર તરીકે ત્રણ શિષ્યો સ્થાપિત હતા ૧–વિજય[3]-સિંહસૂરિ, ૨ શ્રી ચન્દ્રસૂરિ, ૩ વિબુધચંદ્રસૂરિ.

---

૧ મુનિચંદ્રસૂરિ નામના આચાર્યના શિષ્ય હોવાનું સુપ્રસિદ્ધ છે જેમણે પ્રમાણનય તત્ત્વાલોકા-લંકારાદિ ન્યાય વિગેરે વિષયના સુંદર અને ઉપયોગી ગ્રન્થો રચ્યા છે.

૨ આ શાસ્ત્રાર્થ પ્રસંગે કલિકાલ સર્વમાન્ય સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિજી પણ હાજર રહેતા હતા.

૩ વિજયસિંહસૂરિજીએ ૧૪૪૭૧ શ્લોક પ્રમાણ ધર્મોપદેશમાલા ગ્રન્થ વિવરણ રચેલ છે જે સિદ્ધ-રાજના રાજ્ય સમયમાં જ એટલે સં. ૧૧૯૧ ના માઘ વદી ત્રીજે સમાપ્ત કરેલ છે.

તેમાં પ્રત્યૂષાભિસ્મરણીય આરાધ્યપાદ શ્રી ચન્દ્રમહર્ષિનો સત્તા સમયપણ બારમી શતાબ્દિનો જ પ્રસ્તુત છે, અને સાહિત્યક્ષેત્રમાં તેમને ૧૧૯૩ માં ધોલકાનગરમાં વિ. સં. ૧૧૯૩ માં શ્રી મુનિસુવ્રતચરિત્ર નામનો સંદર્ભ ગુંથ્યો હતો અને તેનું આલેખન શ્રી પાર્શ્વ-દેવગણિએ કર્યું હતું. તેમની બીજીકૃતિ આ બૃહત્સંગ્રહણીની છે, અને ત્રીજી કૃતિ શ્રી ક્ષેત્ર-સમાસની વર્તમાનમાં ઉપલબ્ધ છે.

આથી એ સ્પષ્ટ ફલિત થાય છે કે જેમ જિનભદ્રક્ષમાશ્રમણની બૃહત્સંગ્રહણી ઉપરથી આ ચન્દ્રમહર્ષિએ જેમ સકારણ સંક્ષિપ્ત અને ગંભીરાર્થવાળી સંગ્રહણી રચવાની આવશ્યક્તા સ્વીકારી તેજ પ્રમાણે એજ મહાત્માએ ક્ષમાશ્રમણ શ્રી જિનભદ્રગણીના બૃહત્ક્ષેત્રસમાસ નામના ગ્રન્થ ઉપરથી સરલ અને ગંભીરાર્થ એવા ક્ષેત્રસમાસગ્રન્થ રચવાના માનસિક વેગને પણ અમલમાં મુકયો છે જેનો આરંભ '**नमितुवीरं सयलत्थमासगं**' એ ગાથાદ્યપદથી થાય છે પણ અત્યારે તે પ્રસિદ્ધિમાં નથી પણ એની પ્રત ખંભાતભંડારમાં વિદ્યમાન છે અત્યારે પ્રસિદ્ધિમાં તો શ્રી રત્નશેખર સૂરિકૃત ક્ષેત્રસમાસ વધારે છે. આવીઆવી સુલભકૃતિઓ રચી ખરેખર ! તેઓએ પરોપકાર શીલતાની પરાકાષ્ઠાનું દર્શન કરાવ્યું છે.

આ ઉપરથી શ્રી ચન્દ્રમહર્ષિજી ભૂગોળ અને ખગોળ વિષયના સુનિષ્ણાત હોવાસાથે તેવા વિષયપરત્વે હાર્દિક લાગણી ધરાવનાર ચારે અનુયોગના પરમાભ્યાસી હતા. એમ સારી રીતે અવલોકી શકાય છે; આ સિવાય કમનસીબે તેમની શિષ્યાદિ પરંપરાનો, માતપિતા-દીકના નામનો, કે જન્મસ્થળ ઇત્યાદિનો સત્તાવાર કશોએ ઉલ્લેખ દ્રષ્ટિગોચર થતો નથી.

## શ્રી ચન્દ્રમહર્ષિના સમકાલિક મહર્ષિઓ અને બારમી સદી;—

શ્રી ચન્દ્રમહર્ષિના સમકાલિક પુરૂષો જે છે તેનું વર્ણન કરવા જો બેસીએ તો તો ઘણાં પાનાં રોકવા પડે, પણ જો અતિસંક્ષેપમાં ધ્યાન દોરીએ તો તેમના સમકાલિક શ્રી કલિકાલ સર્વજ્ઞ ભગવંત શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી એ છેલ્લી સદીઓમાંના એક મહાન્‌માં મહાન્ પુરૂષ તરીકે ઓળખાવી શકાય, તેઓ એક આગમવાદી અને તર્કવાદી તરીકે જબરજસ્ત અને કોઇ અનો-ખાજ મહર્ષિ હતા, તેમનું વ્યક્તિત્વ અસાધારણ પ્રતિભાશાલી હતું, ત્યાગ વૈરાગ્યના તો સાક્ષાત્ પ્રતિબિંબ સમા હતા એક અવધૂત યોગી તરીકે, પ્રખર મંત્રવાદિ તરીકે, કુશલ તંત્રવાદી તરીકે, અને એક સમર્થવાદી તરીકે તે અદ્વિતીય નરોત્તમ હતા. તેમના નૈષ્ઠિક બ્રહ્મચર્યનો પ્રતાપ ભલાભલા ગગનમંડળને ભેદીને ઇન્દ્રલોકમાં પ્રસરી વળ્યો હતો. ભલભલા ચમર બંધીઓના મસ્તકો તેમનો પાદસ્પર્શ કરતા હતા, તેઓએ ગુજરાતને પોતાનું પ્રાણપ્રિય ક્ષેત્ર બનાવી સારાએ દેશને સામાજિક કે રાજકીય, ધાર્મિક કે વ્યવહારિક હરેક બાબતોમાં નવુંજ ચેતન અને નવસર્જન સમર્પ્યું હતું, તેઓશ્રીએ રાજકારણ પાછળ, ધર્મપ્રચાર અને સાહિત્ય સંસ્કૃતિનો જબ્બર વિકાસ કર્યો હતો. મહાન્ વૈયાકરણી તરીકે કોષકાર કાવ્યકાર

---

જે માટે તેમના શિષ્ય દેવભદ્રસૂરિજી તેમની જ સંગ્રહણીની ટીકામા સ્વગુરૂ ઉદ્દેશી જણાવે છે કે

प्रसन्नगम्भीरपदाहितक्रमा, मिताक्षरा वर्जितपौनरुक्त्या,
यैर्निर्मिता संग्रहणीयमद्भुता, नमोनमस्तत्पदपंकजेभ्यः ॥ १ ॥

તરીકે અત્યારે પણ તેઓ અક્ષરદેહ દ્વારા જગવિખ્યાત બન્યા છે તેઓની અસાધારણ, જ્વાજલ્યમાન વિદ્વત્તાએ સહુ કોઇને આશ્ચર્ય મુગ્ધ બનાવી વંદન નમસ્કારના અર્ઘ્ય ઝીલ્યાં છે. ધન્ય હો ! એ અમરાત્માને ! એ પુરૂષ જો ન જન્મ્યા હોત, સાહિત્યક્ષેત્રને ફાલીફુલીને ઉંડામાં ઉંડું દોહન કરીને સર્વતોમુખી બનાવ્યું ન હોત, પ્રત્યેક વિષય ઉપર તલસ્પર્શી વિશાળ અને તુલનાત્મક દ્રષ્ટિએ ગ્રન્થ સંદર્ભો રચ્યા ન હોત, તો નવીન યુગમાં સાહિત્યક્ષેત્ર ખરેખર અપૂર્ણ જ લેખાયું હોત ! અરે ! એ અષ્ટાધ્યાયી વ્યાકરણ વિના આજના નવીન અને પ્રગતિમય યુગમાં ગુજરાતને શરમનો અંચલો ઓઢવાનો જ પ્રસંગ આવ્યો હોત, પણ એ પુણ્ય ભૂમીનાં તેજ કોઇના લુંટ્યા લુટાયા છે ખરાં કે ! સમાજના સદ્ભાગ્ય કદીએ ઝુંટવાયા છે ખરાં કે ! ધાર્મિક તપોબલના ચમકારા દીર્ઘકાળ પર્યન્ત કોઇ ઠેકાણે અદ્રશ્ય રહ્યા છે ખરાં કે ? હરગીજ નહિ.

એથીજ એ પુરૂષ આ સૌભાગ્યવંતી ગુર્જરભૂમિના સ્વામી તરીકે જન્મ્યા, જન્મીને સેંકડો અદ્વિતીય અને વિદ્વત્તા ભરપૂર ગ્રન્થોદ્વારા ગુજરાતને અભિમાન લેતુ અને અમર કર્યું, ત્યારે સાહિત્યક્ષેત્રમાં સમર્થ વ્યુત્પન્ન શેખર, પરમ બહુશ્રુત અને દાર્શનિક વિદ્વાન તરીકે તેમની અમર કૃતિઓ પ્રથમ સ્થાને છે એમ સત્યવસ્તુસ્થિતિનું ઇતર સમાજને પુનઃ ભાન આજે પ્રગટ થયું છે.

એ સિવાય અઢારદેશાધિપતિ મહારાજા કુમારપાળને જૈનધર્મી બનાવ્યો, સેંકડો ભવ્યાત્માઓને જૈનધર્મમાં સ્થિર કર્યા, સર્વતોભદ્ર અહિંસાનો ડિંડિમનાદ ભારતના કંઇક દેશમાં ગાજતો કર્યો, આથી ગુજરાતના ધાર્મિક વૈભવ અને પ્રતાપની અસર અન્યદેશો ઉપર ખૂબજ ફરીવળી અને એથીજ એ યુગ હૈમયુગ તરીકે ઓળખાવવા લાગ્યો.

એ આખોયે યુગ ટુંકમાં તપાસીએ તો સાહિત્યવર્ધનનો, પ્રખર લેખકોનો, સમર્થ ઉપદેશકોનો, અસાધારણ જ્ઞાનપ્રચારનો, દેદીપ્યમાન બુદ્ધિમત્તાનો, પ્રચણ્ડવાદીકેસરીઓનો, ગ્રન્થ રચયિતાઓને, પુસ્તકકલાલેખનનો, ત્રિવિધસાહિત્ય સર્જકોનો, જૈનપ્રવચન પ્રભાવકોનો, એમ એ ચમત્કારિક અને એક સોનેરીજ યુગ હતો અને એ યુગદ્વારાજ જૈનસાહિત્ય દીર્ઘકાલિકી અવસ્થાવાળું અને ચિરસ્થાયી બની શકયુ હતું.

તેમના સિવાય સમર્થ ટીકાકાર શ્રી મલયગિરિજી, સમર્થ વાદિ ગજકેસરી, શ્રી દેવસૂરિજી [ વાદિ દેવસૂરિ ], સમર્થ આગમવાદી વર્ધમાનસૂરિ આદિ અનેક મહાન્ પુરૂષો પણ તત્કાલ વિદ્યમાન હતા વળી, ખરતરગચ્છીય સુપ્રસિદ્ધ 'દાદા' શબ્દથી સંબોધાતા શ્રી જિનદત્તસૂરિજી પણ ત્યારે વિદ્યમાન હતા.

બીજીબાજુ દિગમ્બર સમાજનાં શ્રી કુમુદચંદ્ર પ્રમુખ પ્રખર વિદ્વાનો પાકયા હતા, અન્ય પ્રાંતોમાં બૌદ્ધ સમાજમાં પણ બુદ્ધિશાલી પંડિતોની ન્યૂનતા ન હતી, અરે ! જૈનતર સમાજમાં ડોકીયું કરીએ તો શંકરાચાર્ય જેવા સમર્થવાદી પણ તેજ યુગમાં જન્મેલા હતા.

આમ એ યુગજ વિદ્વાનોને પેદા કરનારો હતો, જૈનો માટે તો ખરેખર એ ચમત્કારિક અને સોનેરી યુગજ હતો જયારે જૈન ધર્મરૂપી સૂર્ય મધ્યાહનકાળે પહોંચી ગયો હતો.

આ પ્રમાણે ગ્રન્થકર્તા શ્રી ચન્દ્રમહર્ષિના સમકાલિક મહાપુરૂષોનો આછો પરિચયદર્શાવ્યો.

## શ્રી સંગ્રહણી ઉપરના વૃત્તિકારો કોણ ?—

એ ચન્દ્રીયા સંગ્રહણીના[1] ટીકાકાર તાત્કાલિક થએલા તેમના જ પંડિતપ્રવર શિષ્ય શ્રી દેવભદ્રસૂરિ છે, જેઓ શ્રી મુનિચન્દ્રસૂરિ નામના મહાન્ આચાર્યના પરમકૃપાપાત્રી અને લબ્ધ પ્રતિષ્ઠ હતા અને જેઓએ ક્ષેત્રસમાસ–જીવાનુશાસન, દર્શનશુદ્ધિ પ્રકરણ ઉપદેશરત્ન કોષાદિ ગ્રન્થના વિવરણકર્તા હતા, ન્યાયાવતાર પણ કર્યું છે, ક્ષેત્રસમાસવૃત્તિ[2] ૧૨૩૩ માં કર્યાનો ઉલ્લેખ છે તેઓશ્રીએ કરેલ શ્રી ચન્દ્રમહર્ષિ સંગ્રહણીની ટીકા ઘણીજ રોચક સરળ અને સ્પષ્ટાર્થક છે.

## ઉપસંહાર અને મારી ક્ષમાયાચના;—

આ ચન્દ્રીયા સંગ્રહણીનું અધ્યયન અત્યારે સવિશેષ પ્રચાર પામ્યુ છે, શ્રમણવર્ગમાં અધિક ફેલાવો થયો છે, આમ છતાં અદ્યાવધિ તેવું સુંદર સરલ સ્પષ્ટાર્થક અને સુવિસ્તૃત ભાષાંતરની ખૂબજ ખામી ચાલી આવતી હતા, જે હતું તે નહિવત્ હતું જેથી પાઠકો નતો તેનો સુંદર લાભ ઉઠાવી શકતા કે નતો તેનો જોઇએ તેવા સારો બોધ થતો. એ ખામીએ મને પ્રેર્યો અને તેથી મને તે મહાન્ ગ્રન્થનું ભાષાંતર કરવાની પુણ્યતક સાંપડી [ એ ભાષાંતર કયા સંજોગોમાં કેવીરીતે શરૂ થઇને પૂર્ણ થયું એનો ઉલ્લેખ મારા નિવેદનમાં અગાઉ કર્યો છે. ] અને મેં તે કાર્ય મારી શક્તિ બહારનું હતું છતાં દર્ભાવતી–ડભોઈ મંડન અખંડ પ્રભાવક શ્રી લોઢણ પાર્શ્વનાથજી મહારાજના પરમ પ્રતાપથી અને પૂજ્ય આચાર્યદેવોની પરમ કૃપાથી અને પૂજ્યગુરૂદેવની સતત સહાયથી અને અન્યમુનિવર્ગ વિગેરેના સહકારથી હું પુરૂં કરી શકવા સમર્થ થયો તે ખાતર અને મારાથી કેવલ સ્વોપકારવૃત્તિની ખાતર થએલા આ કાર્ય બદલ મને જે હર્ષ થયો તે માટે વિનમ્ર અભિમાન લઉં તો હાસ્યાસ્પદ તો નહીં જ બનું !

માનવમાત્ર ભૂલને પાત્ર છે, તો વાચકવર્ગ મારી પ્રસ્તાવનામાં થએલી ભૂલને ક્ષન્તવ્ય કરશે, તેવીજ રીતે મારા ભાષાંતરમાં રહેલી ખામીઓ નજરે પડે તેને ગૌણ કરી ક્ષન્તવ્ય ગણી ઉપકૃત કરશે અને મને જણાવશે એવી સહૃદયની પ્રાર્થના સાથે મારી પ્રસ્તાવના અહીંજ સમાપ્ત કરૂં છું.

**પાલીતાણા.**<br>
ચંપા નિવાસ.<br>
અક્ષય તૃતીયા<br>
વિ. સં. ૧૯૯૫

**શ્રી ગુરૂચરણ સેવક:—**<br>
**' યશોવિજય '**

---

૧ જ્યારે ભાષ્યકારપ્રણીત સંગ્રહણીના ટીકાકાર શ્રી મલયગિરિ ઉપરાંત અન્યાચાર્યો પણ થયા છે પણ વર્તમાનમાં શ્રી મલયગિરિજીકૃત બૃહત્ટીકા સિવાય અન્ય જોવામાં આવેલ નથી.

૨ ક્ષેત્રસમાસ, તે તેમના જ ગુરૂ શ્રી ચન્દ્રમહર્ષિનું કરેલું જ હોવું જોઇએ, કારણ કે સ્વગુરૂની સંગ્રહણી ઉપર જેમ પોતે જ ટીકા કરી, તેમ સ્વગુરૂકૃત ક્ષેત્રસમાસ ઉપર પણ ટીકા રચી હોય એમ સમજવું વધુ સંગત લાગે છે.

# ગ્રન્થ વિષય પરિચય:—

આ શ્રી ત્રૈલોક્યદીપિકા અપરનામ શ્રી બૃહત્સંગ્રહણીસૂત્ર જેના ઉપર આ અનુવાદ કરવાનું સાહસ ખેડયું છે તેની ૩૪૯ ગાથાઓ છે.

આ ભાષાંતર ટીકાના શબ્દે શબ્દનાજ અર્થસંગ્રહ તરીકે જેમ નથી તેમ આ ગ્રન્થનું ભાષાંતર ૩૪૯ ગાથામાં જ આવતા વિષયોનું છે એમ પણ નથી, કિન્તુ આ ગ્રન્થનો અનુવાદ ૩૪૯ ગાથાના અર્થ ઉપરાંત અનેક અન્ય ગ્રન્થોમાં મળતા ઉપયોગી વિષયોને દષ્ટિપથમાં રાખીને કર્યો હોવાથી કેટલુંક વર્ણન નવીન જ ઉમેરવામાં આવ્યું છે, જ્યારે કેટલેક સ્થળે અંદરની જ વાતોને ચર્ચાદ્વારા સુવિસ્તૃત સ્વરૂપ આપવામાં આવ્યું છે. આમ ઘણા ઉપયોગી વિષયો, અધિકારો, અને પરિશિષ્ટોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. અભ્યાસીવર્ગની સરલતા સુગમતા માટે સ્થળે સ્થળે હેંડીગો, જુદા જુદા અનેકયન્ત્રો, આકૃતિઓ, પૃથક્ પૃથક્ પેરિગ્રાફો સહિત વિષયોની વિભાગવાર, ક્રમબદ્ધ વ્યાખ્યાઓ વિગેરે આપવામાં આવ્યું છે જેથી આ ગ્રન્થ સહુ કોઈને રૂચિકર થશે.

## ગ્રન્થકારની વિષય ગુંથણી:—

આ સંગ્રહણી ગ્રન્થમાં ગ્રન્થકાર મહાશયે ખાસ કરીને મુખ્યત્વે ૧ સ્થિતિ [આયુષ્ય] ૨ ભવન, ૩ અવગાહના, ૪ ઉપપાત વિરહ, ૫ ચ્યવન વિરહ, ૬ ઉપપાત સંખ્યા, ૭ ચ્યવન સંખ્યા, ૮ ગતિ ૯ આગતિ. આ પ્રમાણે નવદ્વારો બાંધીને વ્યાખ્યા કરવાની સુંદર અને વ્યવસ્થિત પ્રથા સ્વીકારી છે.

ચારે ગતિ આશ્રયી વિચારીએ તો એ નવદ્વારો દેવ અને નરકગતિને સંગત હોવાથી બન્નેનાં મળીને ૧૮ દ્વારો, અને શેષ મનુષ્ય-તિર્યંચગતિમાં શાશ્વતા ભુવનોના અભાવે ભુવનદ્વાર સિવાયના આઠ આઠ દ્વારો ઘટતાં હોવાથી બન્નેનાં મળીને ૧૬ દ્વારો, ચારે ગતિનાં [૧૮+૧૬] મળીને કુલ ૩૪ દ્વારોની વ્યાખ્યા આ ગ્રન્થમાં દર્શાવેલી છે. તેમજ પ્રસંગે પ્રસંગે સંગત અને જરૂરી એવો અન્યવિષય પણ આપવો ગ્રન્થકાર ચુકયા નથી. તે સંક્ષિપ્તમાં આ પ્રમાણેઃ—

## અનુવાદનો પરિચય:—

આ અનુવાદના પ્રારંભમાં મંગલાચરણની ચર્ચા બાદ ૧૦ માં પાનેથી સંગ્રહણી સૂત્રની આદ્યગાથા શરૂ થાય છે, ત્યાર બાદ ઉપયોગી પુદ્ગલ પરાવર્તનું સંક્ષિપ્ત સ્વરૂપ અનેક પ્રમાણભૂત ટીપ્પણીઓને સ્થાન આપવા સાથે, ઘણા પાનાં રોકે છે.

૧ **દેવગતિ** અધિકારના નવે દ્વારોની વ્યાખ્યા શરૂ થાય છે, એમાં નવદ્વારો ઉપરાંત પ્રાસંગિક દેવોની કાયા, ચિન્હ, વસ્ત્રાદિક વર્ણ અષ્ટરૂચક અને સમભૂતલા સ્થાન નિર્ણયની ચર્ચા, મનુષ્યક્ષેત્ર વર્ણન, અસંખ્યદ્વીપ-સમુદ્રોની વ્યાખ્યા પ્રાસંગિક અઢીદ્વીપાકારધિની સંક્ષિપ્ત વ્યાખ્યા, મંડલાધિકાર દક્ષિણાયન-ઉત્તરાયણ કેમ થાય છે, લાંબાં-ટુકા રાત્રિદિવસો થવાનું કારણ, જુદાજુદા દેશો આશ્રયિ રાત્રિ-દિવસના ઉદયાસ્તમાં રહેતા તફાવતનો સમન્વય, ઇત્યાદિ; તથા અન્તે વૈમાનિકનિકાયનું સુવિસ્તૃત સ્વરૂપ આદિ પણ આપવામાં આવેલ છે.

તેમજ બીજા દ્વારોની વ્યાખ્યાના પ્રસંગોમાં સંઘયણ-સંસ્થાનનું, અપરિગ્રહીતા દેવીઓનું કિલ્બિષકોનું, લેશ્યાઓનું, આહાર-શ્વાસોચ્છ્વાસ માન ઘટના, ત્રણ પ્રકારના આહારનું, દેવોની ઉત્પત્તિથી માંડીને સર્વક્રમ વ્યવસ્થા, તેમજ તેઓનું અવધિજ્ઞાનક્ષેત્ર કયા આકારે છે ઇત્યાદિ સ્વરૂપ આપવામાં આવ્યું છે.

૨ **નરકગતિ** અધિકારમાં ઉક્ત નવે દ્વારોની વ્યાખ્યા, તત્પ્રસંગે તેમની વેદનાના પ્રકારો, તેમનાં દુઃખોના પરિપાકો, તેમનો આકાર વ્યવસ્થા, નરકવિસ્તાર, ઘનોદધ્યાદિની વ્યવસ્થા, નરકાવાસાઓનું સ્થાન તથા આકૃતિ સ્વરૂપ, અને લેશ્યાનું સ્વરૂપ વિગેરે દર્શાવેલ છે.

૩ **મનુષ્યગત્યધિકાર**માં ભુવન વિના ૮ દ્વારોની વ્યાખ્યા, દરમિયાન, ચક્રવર્તી વાસુદેવનું સ્વરૂપ તથા તેમના રત્નોની સુવિસ્તૃત વ્યાખ્યા, લિંગવેદાશ્રયી ગતિ, એક સમયસિદ્ધિ, તથા સિદ્ધશિલા તથા સિદ્ધના જીવોનું વર્ણન તથા પ્રાસંગિક સિદ્ધજીવોનો પરિચયાદિ આપવામાં આવેલ છે.

૪ **તિર્યંચગતિ** અધિકારમાં પ્રથમ ગ્રન્થાન્તરથી તિર્યંચ જીવોનો સંક્ષિપ્ત પરિચય દર્શાવી ભુવન વિના આઠે દ્વારોની વ્યાખ્યા, તત્પ્રસંગમાં તેમની કાયસ્થિતિ સંબંધી સુંદર વર્ણન, ભવસ્થિતિનું સ્વરૂપ, તથા નિગોદ, લેશ્યાદિકનું વર્ણન પણ આપવામાં આવેલું છે.

ત્યારબાદે ચારે ગત્યાશ્રયિ સામાન્ય અધિકારમાં ત્રણેપ્રકારનાં અંગુલની, કુલકોટી, યોનિભેદોની, આયુષ્યના વિવિધ પ્રકારોની, અબાધાકાળ, ઋજુ-વક્રાગતિ, આહારી અનાહારી, ૭ પ્રકારની પર્યાપ્તિ તથા દશ પ્રકારના પ્રાણો વિગેરેની સુવિસ્તૃત વ્યાખ્યાઓ, બાદ ૧૬ પ્રકારની સંજ્ઞા, ગ્રન્થકાર અને ગ્રન્થ રચવાનું પ્રયોજન અને ૨૪ દંડકોની સંક્ષિપ્ત વ્યાખ્યા વિગેરે દર્શાવેલું છે.

ત્યારબાદ પ્રક્ષિપ્ત ગાથાદ્વારા અઢાર ભાવરાશિ તથા ગ્રન્થકારના ગુરૂનો નિર્દેશ દર્શાવી વિવિધ વિષયોદ્વારા ગ્રન્થ સમાપ્તિ ઇચ્છવામાં આવી છે. ત્યારબાદ સંગ્રહણીની ૩૪૯ મૂલગાથાઓ ફક્ત ગાથાના સંક્ષિપ્ત અર્થ સાથે આપવામાં આવેલ છે.

## યન્ત્રોનો વિષયઃ—

તદુપરાંત સ્થળે સ્થળે વિવિધ ઢબે ઉપયોગી એવા લગભગ ૧૨૭ યન્ત્રો સરલતા પૂર્વક આપેલ છે. આવી મોટી યન્ત્ર સંખ્યા ભાગ્યે જ અન્ય ગ્રન્થમાં મલી આવે, એથી પ્રસ્તુત વિષયો સાથેની આ પદ્ધતિ ઘણીજ લાભદાયક છે.

## ચિત્ર પરિચયઃ—

આ ગ્રન્થમાં લગભગ સીત્તેર ચિત્રો આપવામાં આવ્યા છે. લગભગ ૫૦ ચિત્રો નવાં મારાં આલેખેલ છે, ચિત્રો પાછળ માનસિક શક્તિનો ભારે ભોગ અપાય, અને બુદ્ધિનો મહદ્ વ્યય થાય ત્યારે સુંદર અને શાસ્ત્રીય ચિત્રો તૈયાર થઇ શકે છે. એ તેના અનુભવીઓ જ સમજી શકે.

એકંદર ચિત્રો ઘણાજ ઉપયોગી આલેખાયાં છે. તે અભ્યાસીઓ જોઇ શકશે, અને તે તે સ્થળે દાખલ કરવામાં આવ્યા છે, ચિત્રો આપવાની પદ્ધતિ ગ્રન્થના મૌલિક વિષયોનો સાક્ષાત્ ચિતાર રજુ કરવા માટે ઘણી જ આવકારદાયક છે, પાઠકો-પણ તેથી ઘણો પ્રમોદ અનુભવે છે.

## ૧૦૩ ફૂર્માનો દલદાર ગ્રન્થઃ—

એકંદરે અનુવાદના ૮૪॥ ફોર્મ, ગાથાનુવાદના છેલ્લા ૮॥ ફોર્મ અને તેમજ નિવેદનો-ઉપોદ્ઘાત ગ્રન્થવિષય-અનુક્રમણિકા શુદ્ધિપત્રક વિગેરેના ૧૦ ફોર્મ મલી લગભગ ૧૦૩ ફોર્મનો આ ગ્રન્થ ખૂબ જ દલદાર બની ગયો છે. પાઠક વૃંદ તેનો સુંદર લાભ ઉઠાવશે એવી હાર્દિક અભિલાષા છે.

આ ભાષાંતર ગ્રન્થની-મૂલગાથા, છાયા, શબ્દાર્થ, ગાથાર્થ ત્યારબાદ વિસ્તારાર્થ આ **પરિપાટી** છે, અને સ્થળે સ્થળે આપેલી વિવિધ યન્ત્ર-આકૃતિઓ તથા મનોરંજન આબેહૂબ ચિતાર આપતા અનેકરંગી ચિત્રો એ આ ગ્રન્થના **અલંકારો** છે.

આ પ્રમાણે આ ગ્રન્થનો સંક્ષિપ્ત પરિચય છે.

**અનુવાદકઃ—**

[ સંગ્રહણીના ભાષાંતરમાં જ્યાં 'ભુવનપતિ' લખાયું છે તે તે સ્થાને 'ભવનપતિ' શબ્દ સમજવો. ]

श्री त्रैलोक्यदीपिका :—

अपरनाम:—

# श्रीबृहत्संग्रहणीसूत्रम्.

सविस्तरार्थ—सचित्र—सयंत्र;

अथवा

卐

# जैन-खगोळ

भाषांतरकर्ता:—मुनिश्री यशोविजयजी.

# વિ ષ યા નુ ક્ર મ ણિ કા.

### તૃતીય અવગાહના દ્વાર;—



### ત્રીજું ચોથું પાંચમું છઠ્ઠું તથા સાતમું દ્વાર;—



### દેવોનું આઠમું ગતિદ્વાર;— ૩૬૮

| વિષય | ગાથાંક. | પૃષ્ઠાંક. |
|---|---|---|
| **આઠમું આગતિદ્વાર** | | |



## ॥ चतुर्थ तिर्यंचगत्यधिकारः ॥

॥ इति तिर्यञ्च गत्यधिकारः ॥

ચારેગતિ આશ્રયિ સામાન્યાધિકાર;—

# 卐 યન્ત્રોની અનુક્રમણિકા. 卐

# ચિ....ત્રા....નુ....ક્ર....મ....ણિ....કા.

वि० सं० १९८९ ॥ नमोऽर्हत्परमेश्वराय ॥ वीर सं० २४५९

श्रीदर्भावतीमण्डन-भव्यजनानन्दन-निखिलविघ्नव्यूहखण्डन-महाप्रभावक-
श्रीमल्लोडणपार्श्वनाथपरमेष्ठिने नमोनमः ॥

पूज्यपाद-सुगृहीतनामधेय-शासनप्रभावक-सुविशुद्धचारित्रचूडामणि-
व्याख्यानविशारद-जैनाचार्य १००८
श्रीमद्विजयमोहन- श्री -सूरीश्वरसद्गुरुभ्यो नमः ।

# ॥ बृहत्-संग्रहणी-सूत्रम् ॥

## गु-र्ज-र-भा-षा-नु-वा-द-वि-भू-षि-त-म् ।

अनुवादकः—बालमुनिश्रीयशोविजयः—

ऐं नमः

**१. ग्रन्थभूमिका.**

પૂજ્ય પ્રવર ભાષ્યકાર ભગવાન્ **શ્રીમાન્ જિનભદ્રગણી ક્ષમાશ્રમણજી** મહારાજાએ શ્રી પન્નવણાજી—શ્રી જીવાભિગમસૂત્ર વિગેરે આગમગ્રન્થોમાંથી સાર સાર વિષયનો સંગ્રહ કરી ભવ્ય-જીવોના કલ્યાણાર્થે શ્રી **બૃહત્સંગ્રહણી** નામના એક અતિઉપયોગી ગણિતાનુયોગ—દ્રવ્યાનુયોગ પ્રધાન જે મહાન્ ગ્રન્થની રચના કરેલી છે, તે બૃહત્સંગ્રહણી ગ્રન્થનું પ્રમાણ કાંઇક મોટું અર્થાત્ ૫૦૦ ગાથા ઉપરાંત હોઇ 'આ વિષયની હજુ પણ સંક્ષિપ્ત રચના થાય તો બાલ-

જીવોને વિશેષ લાભ થઇ શકે ' એ અભિપ્રાયથી જીવોનાં આયુષ્ય-અવગાહન વિગેરે વિષય ઉપર ૩૪૯ ગાથાઓ વડે મલધારગચ્છીય આરાધ્યપાદ શ્રીમાન્ ચંદ્રસૂરીશ્વરજી મહારાજાએ આ ' શ્રી બૃહત્સંગ્રહણીગ્રન્થ 'ની રચના કરી હોય તેમ સ્પષ્ટ સમજાય છે. જોકે શ્રી ભગવતીજી, શ્રી દંડક પ્રકરણ ([1]લઘુ સંગ્રહણી ) વિગેરે ગ્રન્થોની માફક આ ગ્રન્થમાં ચોવીશદંડકના નામ લેવા પૂર્વક વ્યાખ્યા કરી નથી, પરંતુ દેવાદિ ચારગતિ આશ્રયી આયુષ્ય-શરીર પ્રમાણ ઇત્યાદિ પ્રથમ ગાથામાં નિર્દિષ્ટ કરેલા દ્વારોનું ઘણી સરલપદ્ધતિથી વર્ણન કર્યું છે.

હવે આ ગ્રન્થમાં કહેવાના દ્વારોનું પ્રતિપાદન કરનારી ગાથા પ્રારંભમાં ઇષ્ટ દેવને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ સાથે કહેવાય તે પહેલાં મંગળ એટલે શું ? મંગલ કરવાનું શું પ્રયોજન ? મંગલના પ્રકાર કેટલા ? તે સંબંધી સંક્ષિપ્ત સ્વરૂપ આપવું ઉચિત જાણી અત્ર આપવામાં આવે છે.

## ॥ मंगल करवानुं प्रयोजन विगेरे ॥

**२ शिष्टाचार पालन.** આ ત્રૈલોક્યદીપિકા ( અપર નામ બૃહત્સંગ્રહણી )ના કર્તા પરમકારૂણિક શ્રીમાન્ મલધારગચ્છીય શ્રીમાન્ ચન્દ્રસૂરીશ્વરજી મહારાજે સકલશાસ્ત્રના નિસ્યન્દ વા નવનીતરૂપ આ ગ્રન્થને રચતાં પ્રારંભમાં જ ' नमिउं अरिहंत ' એ પદથી અરિહંતને

---

[1] ૧. યદ્યપિ શ્રીજંબૂદ્વીપસંગ્રહણી ને વર્ત્તમાનમાં લઘુસંગ્રહણી તરીકે ઓળખવામાં આવે છે, પરંતુ વાસ્તવિક રીતે તે સંગ્રહણીમાં જંબૂદ્વીપનું જ પ્રાયઃવર્ણન આવતું હોવાથી ' જંબૂદ્વીપ સંગ્રહણી ' એ નામ તે ગ્રન્થનું ઉચિત છે. જ્યારે ' દંડક પ્રકરણ 'ને લઘુ સંગ્રહણી કહેવામાં કશી બાધા જણાતી નથી. કારણ કે બૃહત્ સંગ્રહણીમાં જે વિષય વિશેષે કરીને વર્ણવવામાં આવ્યો છે તે જ વિષયનો સંક્ષેપથી સુગમતા માટે ચોવીશ દંડકની અપેક્ષા રાખી તે ગ્રન્થમાં વર્ણવ કર્યો છે. વધુમાં શ્રી દંડકપ્રકરણની ગાથામાં આવતું ' संखित्तयरीओ य इमा ' એ પદ પણ દંડકપ્રકરણને ' લઘુસંગ્રહણી ' કહેવામાં વિશેષ પુષ્ટિ કરતું હોય તેમ સ્પષ્ટ દેખાય છે. વલી શ્રી દંડકપ્રકરણના વૃત્તિકાર-મહર્ષિ શ્રી રૂપચંદ્રમુનિ વૃત્તિના પ્રારંભમાં-' प्रणम्य परया भक्त्या, जिनेन्द्रचरणाम्बुजं । लघुसंग्रहणीटीकां करिष्येऽहं मुदा वराम् ॥ १ ॥ ' આ પ્રમાણે શ્લોક જણાવતા હોઇ લઘુ-સંગ્રહણીના નામને વિશેષ પુષ્ટિ મળે છે. કેટલાક આચાર્યો આ પ્રકરણને ' श्री विचारषट्त्रिंशिका ' ના નામથી પણ સંબોધે છે.

૩-संगलशब्दस्य कोऽर्थः-पूर्णतां मङ्गति " गच्छति-गमयति वा " ( मङ्गेरलच्-सूत्रात्-पा० उ. प्रथमपादे चरमसूत्रम् ) २-मङ्गं धर्मं लातीति मङ्गलम्, धर्मोपादानहेतुः, अथवा मां गालयति पापादिति मङ्गलशब्दस्यार्थः ॥ આ પ્રમાણે મંગલશબ્દની નિષ્પત્તિ છે.

અને 'ગાર' શબ્દથી સિદ્ધાચાર્યાદિ પરમપુરૂષોને નમસ્કાર કર્યો છે. નમસ્કાર કરવાનું પ્રયોજન શા માટે ? એ પ્રશ્નના સમાધાનમાં સમજવાનું કે આપ્તપુરૂષો કોઇપણ ગ્રન્થના પ્રારંભમાં ભાવમંગલ અવશ્ય કરે છે, અને તે ભાવમંગલ મુખ્યત્વે ઇષ્ટદેવને નમસ્કાર કરવા રૂપ છે. એથી પૂર્વાપરથી ચાલ્યો આવતો જે શિષ્ટાચાર તેનું પાલન પણ સચવાય છે. શિષ્ટાચાર એટલે શું ? એ પ્રશ્નના ઉત્તરમાં શ્રી ઉપદેશપ્રાસાદમાં કહ્યું છે કે—

शिष्टानामयमाचारो, यत्ते संत्यज्य दूषणम् ।
निरन्तरं प्रवर्तन्ते, शुभ एव प्रयोजने ॥ १ ॥

ભાવાર્થ—" શિષ્ટપુરૂષોનો એ આચાર છે કે દૂષણને વર્જીને શુભકાર્યમાં જ જેઓ સર્વદા પ્રવૃત્તિ કરે છે, અર્થાત્ 'દૂષણને વર્જીને શુભકાર્યમાં જ સર્વદા પ્રવૃત્તિ કરવી ' તે શિષ્ટાચાર ગણાય છે. "

શ્રી તીર્થંકર પરમાત્મા જેવા પુરૂષો પણ અમૃતરસઝરણી, વૈરાગ્યવાહિની, ભવ્યાત્માઓને સંસારસાગરમાંથી ઉત્તીર્ણ કરનારી, સર્વવિરતિપ્રધાન દેશનારૂપ અમોઘ મેઘધારા વર્ષાવતાં પ્રારંભમાં જ 'नमो तित्थस्स' પદોચ્ચારણ કરે છે. આ પરમાત્માઓ સર્વજ્ઞપણું પામેલા છે, કોઇપણ પ્રકારના વિઘ્નોનો તેમને સંભવ હોતો જ નથી, એટલું જ નહિ પણ જેઓ ત્રિકાલજ્ઞાની હોવાની સાથે સર્વદર્શિપુરૂષો હોવાથી શુભાશુભ સર્વભાવો જોઈ રહેલા હોય છે, આવા તદ્ભવમોક્ષગામી પરમાત્માઓ પણ ઉક્ત નમસ્કાર કરવારૂપ ભાવમંગલ વિધિનું આચરણ કરે છે એમાં કારણ કોઇપણ હોય તો શિષ્ટાચારના પાલન સિવાય કશુંએ નથી; આ શિષ્ટાચારપાલન અનાદિસિદ્ધ છે, કારણ કે—અતીતકાળમાં થઇ ગયેલા અનંતા જ્ઞાનીઓ અને અનાગત કાળે થનારા અનંતા જિનેશ્વરદેવો તે બધાએ ઉક્ત શિષ્ટાચારપાલન અવશ્ય કરનારા છે, તો પછી છદ્મસ્થમહર્ષિ-આત્માઓ તેહિ જ જિનેશ્વરોના મુખારવિન્દમાંથી પ્રગટ થયેલ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય સ્વરૂપ ત્રિપદી અને તે ઉપર રચાયેલ સારીએ દ્વાદશાંગીના આધારે ભવ્યાત્માઓના કલ્યાણાર્થે શાસ્ત્ર રચનાઓ કરે, અને તેવા શુભ કાર્યમાં ઇષ્ટદેવાદિને નમસ્કાર કરવારૂપ મંગલ કરે એમાં વિચારોને અવકાશ પણ શું હોય ? એથી જ આપણે જોઇ શકીશું કે પ્રાય: સકલ સાધુશિરોમણિશિષ્ટપુરૂષોએ સિદ્ધાન્તાદિ તે તે ગ્રન્થોના પ્રારંભમાં ઠેકાણે ઠેકાણે મંગલાચરણરૂપ શિષ્ટાચારનું જે પાલન કર્યું છે તે એટલા માટે છે કે 'શિષ્ટાચારનું

પાલન એ શિષ્ટપણું પ્રાપ્ત કરવાનો હેતુ છે; "शिष्टाः शिष्टत्वमायान्ति शिष्टमार्गानुपालनात्" અને એથી જ તેઓનું શિષ્ટપણું પણ ઝળકી ઉઠે છે. [1]महाजनो येन गतः स पन्थाः એ (ઉક્તિના) ન્યાયે ઉત્તમપુરુષો શિષ્ટપુરુષોના માર્ગનું આચરણ અવશ્યમેવ કરે છે. આ નિયમાનુસાર આ ગ્રન્થના કર્તાએ પણ તેનું અનુકરણ કરેલું છે, કારણકે ઇષ્ટદેવાદિને કરવામાં આવેલા નમસ્કારરૂપ નાવવડે સંસારસાગરમાંથી આત્માઓ (કોઈપણ કાર્યનો) સહેલાઈથી પાર પામી શકે છે. અરે આપણે નિરંતર આવશ્યક ક્રિયા કરતાં ભક્તિરસ પૂર્વક ઉચ્ચાર કરીયે છીએ કે—

'इक्कोवि नमुक्कारो जिणवरवसहस्स वद्धमाणस्स ।
संसारसागराओ तारेइ नरं व नारिं वा ॥ १ ॥'

**ભાવાર્થ:**—જિનેશ્વરોમાં વૃષભ સમાન એવા વર્દ્ધમાનસ્વામિને કરેલો એક પણ નમસ્કાર પુરૂષ અથવા સ્ત્રી (અર્થાત્ સર્વ કોઈ)ને સંસારસમુદ્રમાંથી તારે છે. તો પછી સકલ અરિહંતાદિ દેવને કરેલો નમસ્કાર કેવા ફળને આપે? તે તો પાઠકોએ સ્વયં વિચારી લેવું ઘટે છે.

આથી જ આવા આત્માઓ વિઘ્નોની પરંપરાનો પાર પામે તે તો સહજ છે કારણકે અરિહંતદેવને નમસ્કાર કરવારૂપ ભાવમંગલ સર્વકાર્યની સિદ્ધિને આપનારૂં છે, જે કથન સર્વત્ર પ્રસિદ્ધ છે, અને એથી જ તે ગ્રન્થની આદિમાં મંગલરૂપે ગવાય છે. જે માટે કહ્યું છે કે—

'प्रेक्षावतां प्रवृत्त्यर्थं, फलादित्रितयं स्फुटम् ।
मङ्गलं चैव शास्त्रादौ, वाच्यमिष्टार्थसिद्धये ॥ १ ॥' અર્થ સુગમ છે.

એટલું જ નહિ પણ તે જ ભગવાન્ જિનભદ્રગણી ક્ષમાશ્રમણ મહારાજા લખે છે કે—

तं मंगलमादीए मज्झे पज्जंतए य सत्थस्स ।
पढमं सत्थत्थाविग्घपारगमणाय निद्दिट्ठं ॥ १ ॥ અર્થ સુગમ છે.

---

1 यदाहुः—न्यायाचार्यन्यायवि०श्रुतज्ञानिश्रीमद्यशोविजयवाचकवराः—

'महाजनो येन गतः स पन्था, इति प्रसिद्धं वचनं मुनीनाम् ।
महाजनस्त्वं च महाव्रतानां, अतस्त्वदिष्टं हि हितं मतं ते ॥ १ ॥'

આ [1]નમસ્કાર કરવારૂપ શિષ્ટાચારના પાલન વિનાનું કરાતું કાર્ય ઇષ્ટસિદ્ધિને નથી આપી શકતું. અરિહંતાદિ પંચપરમેષ્ઠિને નમસ્કાર કરવારૂપ મંગલાચરણ સર્વત્ર કરવાનું જે ફરમાન આપ્તપુરૂષોએ વારંવાર તે તે શાસ્ત્રોમાં કર્યું છે એથી એ તો સિદ્ધ જ થાય છે કે કોઇપણ ગ્રન્થના આરંભથી તે પરિસમાપ્તિપર્યન્ત આવતા વિઘ્નોને દૂર કરવા નમસ્કારરૂપ મંગલ ઋષિ મહર્ષિ પૂર્વર્ષિ યાવત્ પરમર્ષિ બધાનેય યથાસંભવ અવશ્ય કરવું પડે છે, કારણકે કલ્યાણકારી કાર્યોમાં વિઘ્નો અવશ્ય રહેલાં હોય છે જે માટે કહ્યું છે કે—

૨ નમસ્કાર કરવાનું પ્રયોજનઃ—

श्रेयांसि बहुविघ्नानि भवन्ति महतामपि ।
अश्रेयसि प्रवृत्तानां क्वापि यांति विनायकाः ॥ २ ॥

" કલ્યાણકારી કાર્યોમાં મહાત્મા પુરૂષોને પણ વિઘ્નોનો સંભવ તો રહે છે. જ્યારે અશુભકાર્યોમાં પ્રવૃત્તિ કરનાર દુરાત્માઓને વિઘ્નો આવે પણ ઓછાં. " વળી નમસ્કારાત્મક મંગલ એ વિઘ્નોપશામક હોવા સાથે શાસ્ત્રમાં શ્રદ્ધા-આદર-કર્મનિર્જરા અને યાવત્ મોક્ષપ્રાપ્તિ વિગેરેમાં પરંપરાએ કારણભૂત છે. જે માટે કહ્યું છે કે—

' विग्घोवसमो सद्धा आयर उवयोग निज्जराविगमो ।
भत्तीपभावणा वि य निवनिहि विज्जाई आहरणा ॥ ३ ॥ '

આ પ્રમાણે ગ્રન્થ બનાવવો એ પણ એક ઉત્તમોત્તમ કલ્યાણકારી કાર્ય હોવાથી શ્રીમાન્ ગ્રન્થકાર મહર્ષિએ પ્રારંભમાં જ-' अरिहंताई ' એ પદથી અરિહંતાદિ પંચપરમેષ્ઠીને નમસ્કાર કરવારૂપ મંગળનું વિધાન કર્યું છે. એમ આ ગ્રન્થકાર મહર્ષિએ કરેલા ભાવ નમસ્કાર રૂપ ' भावमंगळ ' કરવાનું કારણ જણાવ્યું.

શંકા:—તમોએ સર્વ વાત કહી એ તાત્પર્ય દર્શાવ્યું કે-વિઘ્નોની શાન્તિને

---

૧ કોઇ શંકા કરે કે-તમો મંગલ કરો છો તો શું! બનાવાતા તે તે ગ્રન્થો અમંગળ રૂપ છે જેથી મંગળ કરવું પડે છે ? એથી તો ગ્રંથને અર્થે કરાતાં મંગલને માટે પણ અન્ય મંગલની જરૂર પડશે; તે મંગલ માટે પુનઃ બીજા મંગલની જરૂર રહેશે, એ શંકાના સમાધાનમાં સમજવું જોઇએ કે;-ગ્રન્થ સ્વયં મંગલરૂપ છતાં શિષ્ટાચારપાલન વગેરે અનેક કારણોથી મંગલ કરવાની આવશ્યકતા છે. આ સંબંધમાં વિશેષ સવિસ્તર વર્ણન વિશેષાવશ્યકમાંથી ગુરૂગમદ્વારા સમજવું.

**માટે ગ્રન્થના પ્રારંભમાં અવશ્ય મંગલ કરવું જોઇએ એ વિધાનનો તો અમોએ સ્વીકાર કર્યો, પરંતુ અર્હન્ સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સર્વ સાધુને ઉદ્દેશીને કરવું જોઇએ તેનું શું કારણ? અને તેઓને નમસ્કાર કરવાથી ફળની પ્રાપ્તિ પણ શું?**

**४ नवकार मंत्र शामाटे मंगळरूप छे ?**

**સમાધાન**—અર્હન્ સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને સર્વસાધુ એ પંચપરમેષ્ઠી ગણાય છે અને પંચપરમેષ્ઠી એ સકલસિદ્ધાન્તના સારરૂપ વસ્તુ છે, સારાએ જૈન સિદ્ધાંતનું તત્ત્વ એ પાંચમાં સમાએલું છે, એટલા માટે જ એ મહામંત્ર રૂપ છે. જેવા ઇષ્ટસિદ્ધિને અર્થે ચ્હાય તેવા મન્ત્રો ભલે ગણો! પરંતુ આ નવકારમન્ત્રથી અધિક કોઇ મન્ત્ર નથી, અન્ય સ્તોત્ર મન્ત્ર તન્ત્રાદિ તો આ મન્ત્રના વિકારરૂપ છે, આ નવકારમન્ત્રનું માહાત્મ્ય જૈનશાસનમાં ઠાંસી ઠાંસીને ભર્યું છે. આ મન્ત્ર સર્વથી શ્રેષ્ઠ હોવાથી જ શ્રીભગવતીસૂત્ર જેવા મહાન્ ગ્રન્થમાં તે જ અરિહંતાદિ પરમેષ્ઠિમન્ત્રનું પ્રથમ પદે વિધાન કરવામાં આવેલું છે.

આ પરમેષ્ઠિમન્ત્ર ચઉદ પૂર્વના સારરૂપ છે. જે માટે કહ્યું છે કે—

‘ जिणसासणस्स सारो चउद्दसपुव्वस्स जो समुद्धारो ।
जस्स मणे नवकारो, संसारो तस्स किं कुणइ ? ॥ १ ॥ ’

સંસાર સાગરમાં ઝપડાએલો આત્મા આ નવકાર મન્ત્રના ધ્યાનરૂપી નાવવડે ઉદ્ધાર પામે છે, એટલું જ નહિં પણ ગમે તેવા દુ:ખી સંયોગમાંથી બચવા આ નવકાર મન્ત્રનું સ્મરણ કોઇ અજબ પ્રકાશ પાડનાર થઇ પડે છે. આ મન્ત્રના પ્રભાવથી કેઇક આત્માઓ સંસાર સાગરને તરી ગયા અને તરશે, કેઇક આત્માઓ તો સંસારના દુ:ખદાઇ પાશને આ મન્ત્રના સ્મરણ દ્વારા છેદવા સાથે આધિ વ્યાધિ અને ઉપાધિરૂપ સંસારવ્યથાને તોડી સુખાનંદનો અનુભવ લેનારા નીવડ્યા છે. કેઇક આત્માઓ આ મન્ત્રના સ્મરણરૂપ પ્રબલ સાધનવડે આત્મસિદ્ધિઓ પણ સાધે છે. આ મન્ત્ર આ લોકે અને લોકાન્તરે-ઉભયલોકે હિતકારી છે. કહ્યું છે કે—

‘ हरइ दुहं कुणइ सुहं जणइ जसं सोसए भवसमुद्दं ।
इह लोए परलोए सुहाण मूलं नमुक्कारो ॥ १ ॥ ’

આ પંચપરમેષ્ઠિનું ( નવકારનું ) સ્મરણ ગૌણપણે બાહ્ય કાર્યસિદ્ધિમાં મન્ત્ર-

**૫ નવકાર મન્ત્ર માહાત્મ્ય.—** રૂપે છે, પરંતુ મુખ્યતયા સંસારરૂપી વ્યાધિને મટાડવામાં મુખ્ય ઔષધરૂપ છે. જેમ ખેડુત ધાન્યનો પાક તૈયાર કરવા અનેક પ્રકારના બીજો વાવી વૃદ્ધિંગત કરવા જળસિંચન કરે છે, એથી તેને ધાન્યની પ્રાપ્તિ તો થાય છે, પણ સાથે ઘાસ વિગેરેની પ્રાપ્તિપણ વિના પ્રયત્ને સહેજે મળે છે, તેને ઉત્પન્ન કરવા કંઇ બીજ વાવવાની જરૂર નથી હોતી, તેમ મોક્ષ સિદ્ધિને અર્થે સ્મરણ કરાતા આ મન્ત્રથી બાહ્ય ઉપદ્રવો સહેજે દૂર થાય તેમાં કંઇ વિચારવા જેવું છે જ નહિ, પરંતુ શુદ્ધભાવથી ત્રિકરણયોગની એકાગ્રતાથી આરાધેલો આ મહામંત્ર મુક્તિ સુખનું તો અવશ્ય સાધન બને છે. આ મન્ત્ર કોઇપણ કાર્યના પ્રારંભમાં વિશેષે ગણાય છે, આ મન્ત્ર સર્વકલ્યાણકારી હોવાથી કોઇ પણ સ્થાને ગણવામાં સિદ્ધાન્તકારોએ સ્થાન આપ્યું છે, જે માટે કહ્યું છે કે—

" भोयणसमये सयणे; विबोहणे पवेसणे भय वसणे ।
पंचनमुक्कारो खलु समरिज्जा सव्वकालेऽपि ॥ १ ॥ "

વધુમાં આ નવકાર મન્ત્રનો મહાન્ પ્રભાવ વર્ણવતાં એક મહર્ષિ લખે છે કે—

" अपुव्वो कप्पतरु चिंतामणी कामकुम्भकामगवी ।
जो झायई सयलकालं सो पावइ सिवसुहं विउलं ॥ १ ॥

नासेइ चोरसावय–विसहरजलजलणबंधणभयाइं ।
चिंतिज्जंतो रक्खसरणरायभयाइं भावेण ॥ २ ॥ " અર્થ સુગમ છે.

નવકારમન્ત્રના પ્રભાવથી સર્પ પણ [1] ફુલની માળારૂપ થવાના અને તદુપરાંત બીજા અનેક દ્રષ્ટાંતો પ્રસિદ્ધ છે ( અહિં આ પાઠ્ય ગ્રન્થમાં કેટલું લખીએ ? )

---

[1] કોઇ એક નગરમાં એક શ્રાવિકા છે, તેનો સ્વામિ મિથ્યાદ્રષ્ટિ છે, વર્ત્તમાન પત્નીને પુત્ર ન હોવાથી તે અન્યસ્ત્રીને લાવવાને ઇચ્છે છે, પરંતુ જ્યાં સુધી આ પત્ની હયાત છે ત્યાં સુધી અન્યસ્ત્રીની પ્રાપ્તિ દુર્લભ હોવાથી આ સ્ત્રીને મારવાનો ઉપાય ચિંતવે છે કે કેવી રીતે આને મારી નાખું ? એક દિવસ કોઇક સ્થાનેથી કૃષ્ણ સર્પને પકડાવી એક ઘડામાં તે સર્પને પુરી તે ઘડાને ઘરના ખુણામાં લાવીને મુકયો. ભોજન કર્યાબાદ પોતાની સ્ત્રીને કહ્યું કે ખુણામાં રહેલ ઘડામાંથી પુષ્પનીમાળા લાવ ? પતિના વચનને સાંભળીને અંધારામાં ફાંફા મારતી અને ભય દૂર કરવાને મનમાં નવકાર મંત્રનું સ્મરણ કરતી તે સ્ત્રી ચિંતવે છે કે ' અંધારામાં કોઇ ઝેરી જંતુ કરડશે તોપણ નવકાર મંત્રના પ્રભાવથી મારી વૈમાનિકગતિ થશે. ' સ્ત્રીએ ચિંતવેલા નવકારમંત્રના પ્રભાવથી નજીકમાં રહેલ કોઇ

**૬ सर्वविघ्नविदारक च मन्त्रः—**

આથી એટલું તો ચોક્કસ જ છે કે 'एसो मंगल निलयो' ઇત્યાદિ વચનાત્ આ મન્ત્ર સકલ સિદ્ધિના મૂળરૂપ સર્વોત્તમ છે અને સર્વ-મંગલોમાં શ્રેષ્ઠ છે એ સિદ્ધ થાય છે. આવા આવા અનેક કારણોથી આ પંચપરમેષ્ઠિમહામન્ત્રનો અનેક પરમર્ષિ–પુરૂષોએ જેમ પ્રાયઃ પ્રત્યેક ગ્રન્થના પ્રારંભમાં સ્વીકાર કરેલો છે તેમ આ ગ્રન્થના રચયિતા મહર્ષિ શ્રીચન્દ્રસૂરિ મહારાજાએ પણ તે વિઘ્ન-વિદારક મન્ત્રનો પ્રારંભમાં જ મંગલરૂપે સ્વીકાર કરેલ છે.

**૭ मंगलना प्रकारो**

મંગલ બે પ્રકારના છે; [1]द्रव्य અને भाव, એમાં ભાવમંગળ એ અનેક મંગલો પૈકી સર્વપ્રધાન મંગલ છે. એથી જ દરેક પૂજ્યાત્માઓએ તે ભાવમંગલનો પ્રથમ પદે સ્વીકાર કરેલ છે. ઇષ્ટ દેવને નમસ્કાર એ પણ એક ભાવમંગલનો પ્રકાર છે. અને દ્રવ્યમંગલ તો પ્રસિદ્ધ છે. એમાં ઇષ્ટદેવને ભાવ મંગલરૂપ કરેલ નમસ્કાર અવશ્ય ફળ સિદ્ધિદાયક છે, (જે સ્વરૂપ પૂર્વે કહેવાયેલ છે) અને દ્રવ્યમંગલથી એટલે કે કંઇપણ ગોળ-કંસાર, દધ્યાદિ વસ્તુથી કરેલ લૌકિક મંગળોથી ફલાનુમેય રૂપે ચિન્તવન કરાતી કાર્યસિદ્ધિમાં સંશય છે. ઘણીવાર પ્રત્યક્ષ અનુભવીએ છીએ કે ઇષ્ટસિદ્ધિના ગમનાર્થે જનાર વ્યક્તિ દહીં વિગેરે સારા સારા મંગલિક કથન કરાતા દ્રવ્યોનું ભોજન કરીને નિર્ગમન કરનારાઓને અતિશય આહારાદિના કારણે માર્ગમાં અજીર્ણાદિ વ્યાધિ થવાથી ઇષ્ટ કાર્યની સિદ્ધિ થતી પણ નથી.

**૮ सुभूम चक्रवर्ती**

અરે! આપણે એક વ્યાવહારિક દાખલો વિચારીએ. વાદી અને પ્રતિવાદી બન્ને વિજય મેળવવાની આશાએ સારા સારા દ્રવ્યમંગલ કરી કોર્ટે જાય, છતાં વિજય કાંતો વાદીનો અને કાંતો પ્રતિવાદીનો. એમાંથી થવાનો તો એકનો જ. આથી શું સિદ્ધ થયું કે દ્રવ્યમંગલ કાર્યસિદ્ધિ કરે ખરૂં યા ન પણ કરે. ચક્રવર્તી ૬ ખંડની સાધના અવશ્ય કરે અને એથી સાર્વભૌમપણું પ્રાપ્ત પણ થાય, આ ૬ ખંડની

---

દેવતાએ ઘડામાં રહેલ સર્પને સ્થાને પુષ્પમાળા સ્થાપન કરી દીધી. તે સ્ત્રીએ પણ ઘડામાંથી તે પુષ્પની માળા લઇને પોતાના સ્વામીને આપી. પતિને અત્યંત આશ્ચર્ય થતાં જે ઘડામાં સર્પ મુકેલ હતો તેજ ઘડામાંથી પુષ્પમાળાને લેવા સંબંધી તેમજ નવકાર-મંત્રનાં સ્મરણ સંબંધી વૃત્તાંત સ્ત્રી પાસેથી જાણીને પતિ સ્ત્રીના ચરણમાં પડ્યો. અને પોતે ચિંતવેલ અશુભ વિચાર સંબંધી ક્ષમા માગવા લાગ્યો. ત્યારથી તે બન્નેનો સંસાર સુખી થયો. વધુ માહિતી માટે જુઓ 'नवकार कथावली अपभ्रंश'.

[1] મંગલની ચઉભંગી પણ પડે છે તે ગુરૂગમથી સમજી લેવી.

સાધના એ જ ચક્રવર્તીની સાર્વભૌમપણા સંબંધી ઉત્કૃષ્ટ મર્યાદા! છતાં આ મર્યાદાનું ઉલ્લંઘન કરી સુભૂમ નામા ચક્રવર્તી લોભથી સાતમો ખંડ સાધવા તૈયાર થાય છે. ખરેખર લોભ એ સર્વ દુઃખનું મૂળ છે. પરવશ બનેલા સુભૂમે 'હાથે કરીને હૈયે ચાંપવા જેવું' સાતમો ખંડ સાધવાનું કાર્ય કરવા પહેલ કરી. કોઈએ જ્યારે આવી રીતે હામ નથી ભીડી અને હું તૈયાર થયો છું માટે સારામાં સારા મંગલપૂર્વક પ્રયાણ કરૂં અને કાર્યસિદ્ધિ કરૂં. આમ મનોગત વિચારણાની સ્ફુરણાથી સારામાં સારા માંગલિક પદાર્થોનો આહાર કર્યો, ત્યાર બાદ ભાટ ચારણો જયપતાકાનું સૂચન કરતા બુલંદ અવાજે બિરૂદાવલી ગાવા લાગ્યા, અનેક મનોહર કાર્યસિદ્ધિના બીજ સૂચક સૌભાગ્યવંતી સન્નારીઓએ તિલકાદિ સર્વ મંગલકાર્યો કર્યાં; ત્યાર બાદ સપ્તમખંડસાધનાર્થે સમુદ્રમાં પોતાના રથનો સંચાર શરૂ કર્યો. એ વખતે ચક્રવર્તીની સેવામાં હાજર રહેનારા ૨૫૦૦૦ યક્ષો હતા તે પણ અદૃશ્ય થઈ ગયા, છેવટે તે ચક્રવર્તી અને તેનો સર્વ પરિવાર મરણને શરણ થયો.

લોભને વશ થએલા આ ચક્રવર્તીએ વિના વિચારે પગલું ભર્યું અને કરેલ ભૂલનો દંડ ભોગવવો પડ્યો. ખરેખર લોભને થોભ નથી. લોભને પરવશ થયેલા કેઈક આત્માઓ ભૂતકાળમાં દારૂણ દુર્ગતિમાં ઝંપલાયા અને કેઇક આત્માઓ વર્ત્તમાનમાં ઝંપલાઈ રહ્યા છે. જે માટે શાસ્ત્રોમાં કહ્યું છે કે—

' आकरः सर्वदोषाणां गुणग्रसनराक्षसः ।
कन्दो व्यसनवल्लीनां लोभः सर्वार्थबाधकः ' ॥ १ ॥

લોભને પરવશ બનેલા સુભૂમની કાર્યસિદ્ધિ તો ન થઇ કિંતુ સંખ્યાબંધ મંગલો કર્યાં છતાં પાછો પણ ન આવી શકયો, અને કાળમહારાજાના સબળ સપાટામાં ખેંચાઈ ગયો.

આથી કહેવાનું તાત્પર્ય એ છે કે દ્રવ્યમંગલમાં કાર્યસિદ્ધિનો સંશય છે, જ્યારે તથાપ્રકારનું ભાવમંગલ અવશ્ય કાર્યસિદ્ધિ કરનારૂં છે. આથી જ અમારા શિષ્ટપુરૂષો કોઇ પણ કાર્યના પ્રારંભે ભાવમંગલ અવશ્ય કરે છે. આ ગ્રન્થકાર ભગવાને 'भावमंगलरूप' 'भाव नमस्कार' કર્યો. તે નમસ્કાર પણ દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે છે. તે દ્રવ્યભાવનમસ્કારની ચઉભંગી અન્ય ગ્રન્થોથી જાણવા યોગ્ય છે.

આ પ્રમાણે મંગલ કરવાનું પ્રયોજન જણાવવા સાથે દ્રવ્ય અને ભાવ એમ બે ભેદ જણાવવા પૂર્વક ભાવમંગલની મહત્તાનું દિગ્દર્શન કરાવીને હવે મૂલ ગાથાનો પ્રારંભ કરાય છે;—

**नमिउं अरिहंताई, ठिई-भवणो-गाहणा य पत्तेयं ॥**
**सुर-नारयाण वुच्छं, नर-तिरियाणं विणा भवणं ॥१॥**
**उववाय-चवण-विरहं, संखं इगसमइयं गमागमणे ॥२॥**

### સંસ્કૃત છાયાઃ-

नत्वा अर्हदादीन्, स्थिति-भवनाऽवगाहनाश्च प्रत्येकं ।
सुरनारकाणां वक्ष्ये, नरतिरश्चां विना भवनम् ॥ १ ॥
उपपात-च्यवनविरहं, संख्यामेकसामयिकां गत्यागत्योः ॥ २ ॥

### શબ્દાર્થઃ-

नमिउं=નમસ્કાર કરીને.
अरिहंताई=અરિહંત વિગેરેને.
ठिइ=સ્થિતિ
भवण=ભુવન-વિમાન
ओगाहणा=શરીરનું પ્રમાણ
य=અને
पत्तेयं=પ્રત્યેક
सुरनारयाण=દેવ નારકીનું
वुच्छं-કહીશ
नरतिरियाणं=મનુષ્ય અને તિર્યંચનું
विणा=સિવાય
भवणं=ઘર-ભુવન
उववाय=ઉપપાત, જન્મ, ઉત્પત્તિ
चवण=ચ્યવન
विरहं=વિરહકાળ
संखं=સંખ્યા
इगसमइयं=એક સમય સંબંધી
गमागमणे=ગતિ આગતિ

### ગાથાર્થઃ-

અરિહંતાદિ પંચપરમેષ્ઠિને નમસ્કાર કરીને દેવ-નારકી સંબંધી પ્રત્યેકની સ્થિતિ ભુવન અને અવગાહના, તેમજ મનુષ્ય તથા તિર્યંચ સંબંધી ભુવન સિવાય સ્થિતિ તથા અવગાહના કહીશું. વળી ઉપપાતવિરહ તેમજ ચ્યવન-વિરહ, તથા એક સમયમાં કેટલા જીવો ચ્યવે તેમજ એક સમયમાં કેટલા જીવો ઉપજે તે અને ગતિ-આગતિદ્વાર પણ કહીશું.

## विशेषार्थः—

આર્ય—મહાપુરૂષોની પ્રાચીન પદ્ધતિ પ્રમાણે આ બૃહત્સંગ્રહણી સૂત્રના કર્તા પરમોપકારી પ્રાતઃસ્મરણીય **શ્રીમાન્ ચન્દ્રસૂરીશ્વરજી** મહારાજા ગ્રન્થના પ્રારંભમાં नमिउं अरिहंताई પદથી ઇષ્ટદેવને [1]ભાવનમસ્કારરૂપ ભાવમંગળ કરવા પૂર્વક **શ્રીસંગ્રહણી** સૂત્રનો આરંભ કરે છે. રાગદ્વેષ અને મોહ નામના દુર્ધર શત્રુઓનો જેઓએ નિર્મૂલ નાશ કર્યો છે, અઢાર દૂષણથી જેઓ રહિત છે, [2]અશોકવૃક્ષાદિ અષ્ટ મહાપ્રાતિહાર્યની શોભાથી જેઓ વિભૂષિત છે, ૩૪ અતિશય તેમજ પાંત્રીશ વાણીના ગુણને જેઓ ધારણ કરે છે, કેવલજ્ઞાનના બલવડે લોકાલોકના સર્વભાવો જેઓએ હસ્તામલકવત્ જોએલા છે એવા [3]**અરિહંત** પરમાત્માને; તથા आई શબ્દથી જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મનો સમૂલ ક્ષય કરી મહાન્ [4]અષ્ટગુણો અને શાશ્વત—અવ્યાબાધ—અનંત શિવસ્થાન—મોક્ષસ્થાન જેઓએ પ્રાપ્ત કરેલ છે, જેઓને જન્મજરામરણનો અભાવ હોઇ સંસારમાં પુનર્જન્મ કરવો પડતો નથી એવા [5]**સિદ્ધ** પરમાત્માઓને; તેમજ જ્ઞાનાચાર દર્શનાચાર ચારિત્રાચાર તપાચાર અને વીર્યાચાર એ પંચ પ્રકારના આચારને પાલનારા, એ પંચાચારનું પાલન કરવા માટે ભવ્ય આત્માઓને ઉપદેશ આપનારા, તીર્થંકરાદિ અતિશયવંત પુરૂષોના અભાવમાં શાસનનાયકસમાન, ગચ્છની ધુરાને વહન કરનારા, આચાર્યપદના

---

૧. ભાવમંગળનું વિશેષવર્ણન આવશ્યકાદિક ઘણા ગ્રન્થોમાં આપેલ છે માટે ત્યાંથી જોવું.

२. अशोकवृक्षः सुरपुष्पवृष्टि-र्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामण्डलं दुन्दुभिरातपत्रं, सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ १ ॥

૩. 'अरिहंत' इति पदस्य कोऽर्थः ?—

उच्यते-पञ्चमाङ्गे टीकाकारैः—अरिहंति वंदणनमंसणाणि, अरिहंति पूयसक्कारं,
सिद्धिगमणं च अरहा, अरहंता तेण वुच्चंति ॥ १ ॥
अट्ठविहंपि य कम्मं, अरिभूयं होइ सयलजीवाणं,
तं कम्मअरिहंता, अरिहंता तेण वुच्चंति ॥ २ ॥

૪. अथाष्ट सिद्धगुणाः—नाणं च दंसणं चिय, अव्वाबाहं तहेव संमत्तम् ।
अक्खयठिई अरूवी, अगुरुलहू वीरियं हवई ॥ १ ॥

૫. सिद्ध—रोगमृत्युजरार्तिहीना अपुनरुद्भवा, अभावात्कर्महेतूनां दग्धे बीजे हि नाङ्कुरः ॥१॥ लो० प्र०
दग्धे बीजे यथाऽत्यन्तं प्रादुर्भवति नाङ्कुरः, कर्मबीजे तथा दग्धे नारोहति भवाङ्कुरः ॥१॥
त० भा० सम्बन्धकारिकायाम्.

[1]૩૬–ગુણે કરી બિરાજમાન એવા પૂજ્ય પ્રવર [2]આચાર્યદેવ જેઓ શાસન [4]પ્રભાવકો હોય છે તેમને; તથા અગીઆર અંગ બાર ઉપાંગ વિગેરે આગમોના જ્ઞાતા, ભવ્યજનોને સૂત્રાર્થના ઉપદેશક, શાસનની પ્રભાવના કરનાર, [4]૨૫ ગુણે યુક્ત

१. आचार्यस्य षट्त्रिंशत्गुणाः—

पंचिंदिय संवरणो५ तह नवविहबंभचेरगुत्तिधरो ९ ।
चउविहकसायमुक्को४ इअ अट्ठारस गुणेहिं संजुत्तो १८ ॥ १ ॥
पंचमहव्वयजुत्तो ५ पंचविहायार ५–पालणसमत्थो,
पंचसमिओ ५ तिगुत्तो ३ छत्तीसगुणो गुरु मज्झ ॥ २ ॥ १८–३६

२. आचार्यः— सुत्तत्थविऊ लक्खणजुत्तो गच्छस्स मेढिभूओ अ,
**गणतत्तिविप्पमुक्को,** अत्थं वाएइ आयरिओ ॥ १ ॥
पंचविहं आयारं आयरमाणा तहा पयासंता,
आयारं दंसंता, आयरिया तेण वुच्चंति ॥ २ ॥

३. अष्टौ प्रभावकाः—सम्मद्दंसणजुत्तो सहसामत्थे पभावगो होइ ।
सो पुण इत्थ विसिट्ठो, निद्दिट्ठो अट्ठहा सुत्ते ॥ १ ॥
[1]पावयणी, [2]धम्मकही [3]वाई [4]नेमित्तओ [5]तवस्सी य,
[6]विज्जा [7]सिद्ध [8]य कई अट्ठेव पभावगा भणिया ॥ २ ॥

४. उपाध्यायः—उप–समीपमेत्य अधीयते छात्रा यस्मादिति उपाध्यायः [सम्य० सप्ततिः, हरिभद्रसूरिः] તેમના ૨૫ ગુણ આ પ્રમાણે—

અગીયાર અંગ તથા બાર ઉપાંગને ભણે અને ભણાવે તે ઉપાધ્યાય કહેવાય, ૧૧–અઙ્ગ;–આચારાંગ, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, અન્તકૃદ્દશાંગ, અનુત્તરોપપાતિકદશાંગ, પ્રશ્નવ્યાકરણ, વિપાકશ્રુત.

यदाहुः-पाक्षिकसूत्रे–आयारो, सुअगडो, ठाणं, समवाओ, विवाहपन्नत्ति, नायाधम्मकहाओ, उवासगदसाओ, अन्तगडदसाओ, अणुत्तरोववाइदसाओ, पण्हावागरणं,विवागसुअं, ॥ ११ ॥

उक्तं च हैमकोषेऽपि–आचाराङ्गं सूत्रकृतं स्थानाङ्गं समवाययुक् ।
पञ्चमं भगवत्यङ्गं ज्ञाताधर्मकथाऽपि च ॥ १ ॥
उपासकान्तकृदनुत्तरोपपातिकाद् दशाः
प्रश्नव्याकरणं चैव विपाकश्रुतमेव च ॥ २ ॥ १२ ॥

બાર ઉપાઙ્ગ;—૧–ઔપપાતિક, રાજપ્રશ્નીય, જીવાજીવાભિગમ, પ્રજ્ઞાપનાજી, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, ચંદ્રપ્રજ્ઞપ્તિ, નિરિયાવલિકા, (કલ્પિકા) કલ્પાવતંસિકા, પુષ્પિકા, પુષ્પચૂલિકા, અને વૃષ્ણિદશા. તેને ભણે અને ભણાવે, સિદ્ધાન્ત રૂપ શરીરના અગીયાર અંગ અને તેના હસ્તપાદરૂપ બાર ઉપાંગ–એમ સિદ્ધાન્ત રૂપ શરીર બનેલું છે. એ શરીરને અંગોપાંગરૂપી ઘણા ગ્રન્થો છે–(જે પ્રસંગ પ્રાપ્ત થયે કહેવાશે) ૧૧ અંગ–૧૨ ઉપાંગ મળી ૨૩ ગુણો થયા અને 'ચરણસિત્તરી', 'કરણસિત્તરી' એમ ૨ ગુણ પુનઃ ઉમેરવાથી ૨૫ ગુણો ઉપાધ્યાય ભગવાનના જાણવા.

પાઠક પ્રવર [૧]ઉપાધ્યાયમહારાજાને, વલી સ્વપર–કલ્યાણસાધક, પંચમહાવ્રતના પાલક, છ–કાયના રક્ષક, અષ્ટપ્રવચનમાતાપાલક, બાહ્યાભ્યન્તર–ગ્રન્થિરહિત, જિનાજ્ઞાના અખંડપાલક, [૨]૨૭ ગુણે યુક્ત સાધુ [૩]મહારાજાઓને એમ ૧૦૮[૪] ગુણે યુક્ત **પંચપરમેષ્ઠિને** ત્રિકરણ શુદ્ધિથી નમસ્કાર કરીને त्रैलोक्यदीपिका નામના આ ગ્રન્થમાં વર્ણવવા યોગ્ય દ્વારોનું સંક્ષેપથી વિવરણ કરીશ.

ચૌદરાજલોકવર્ત્તિ સર્વ–સંસારી–જીવોનો દેવ–નારકી–તિર્યંચ અને મનુષ્ય એ ચાર વિભાગમાં સમાવેશ થઈ જાય છે. દેવોમાં ભુવનપતિ વ્યંતર જ્યોતિષી, વૈમાનિક વગેરે ભેદો છે. ઘર્મા–વંશા–શેલા–અંજના–રિષ્ટા–મઘા–અને માઘવતી એમ સાત નરકપૃથ્વીમાં સર્વ નારકી જીવોનો સમાવેશ છે. જલચર–સ્થલચર–ખેચર-ઉરપરિસર્પ–-ભુજપરિસર્પ–-એકેન્દ્રિય–-બેઇન્દ્રિય–-તેઇન્દ્રિય–ચઉરિન્દ્રિય અસંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય અને સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય એ સર્વ ભેદો તિર્યંચ ગતિના છે. મનુષ્યો પણ કર્મભૂમિના અકર્મભૂમિના અંતરદ્વીપના સંમૂર્ચ્છિમ ગર્ભજ એમ ભિન્ન ભિન્ન વિભાગોમાં વિભક્ત થયેલા છે. એ પ્રમાણે એ સર્વ જીવોનો સમાવેશ દેવ–નારકી–મનુષ્ય અને તિર્યંચ એમ ચાર વિભાગમાં થતો હોવાથી એ ચાર વિભાગ (તેમ જ તેમાંના પેટાભેદ) આશ્રયી કયા જીવની કેટલી આયુષ્ય સ્થિતિ? કેટલી અવગાહના–શરીર પ્રમાણ વિગેરે હોય છે? તે નીચે જણાવ્યા પ્રમાણે એકંદર ૩૪) દ્વારોની વ્યાખ્યા અને 'च' શબ્દથી બીજી પણ કેટલીક જાણવા લાયક વ્યાખ્યાઓ કરવાની છે. તે આ પ્રમાણે;—

---

૧. उपाध्याय:—' बारसंगो जिणक्खाओ, सज्झाओ कहिओ बुहे ।
तं उवइसंति जम्हा, उवज्झाया तेण वुच्चंति ॥ १ ॥

२. साधोः सप्तविंशतिर्गुणाः—

[६]छव्वय [६]छकायरक्खा [५]पंचेदिय [१]लोह [१]निग्गहो खंती,
[१]भावविसुद्धी [१]पडिलेहणाइकरणे विसुद्धी अ ॥ १ ॥
[१]संजमजोए जुत्तो [१]अकुसलमण–[१]वयण–[१]कायसंरोहो,
[१]सीआइपीडसहणं च [१]मरणंतुवसग्गसहणं च ॥ २ ॥ २७ ॥

३. साधुः— निव्वाणसाहए जोए, जम्हा साहंति साहुणो ।
समा य सव्वभूएसु तम्हा ते भावसाहुणो ॥ १ ॥
असहाए सहायत्तं करेंति मे संयमं करेंतस्स ।
एएण कारणेणं णमामि हं सव्वसाहूणं ॥ १ ॥

४. पञ्चपरमेष्ठीनामष्टाधिकशतगुणाः—

बारसगुण[१२] अरिहंता, सिद्धा अट्ठेव[८] सूरिछत्तीसं[३६] । उवज्झाया पणवीसं[२५], साहु सगवीस[२७] अट्ठसयं[१०८] ॥१॥

१ स्थिति;—તે તે ભવમાં વર્તતા તે તે જીવોનું જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ આયુષ્યપ્રમાણ.

२ भवन;—દેવ-નારકી જીવોને ઉત્પન્ન થવાનાં સ્થાનો.

३ अवगाहना;—જીવોનું જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ શરીરપ્રમાણ.

४ उपपातविरह;—એક જીવ ઉત્પન્ન થયા બાદ બીજો જીવ ક્યારે ઉત્પન્ન થાય, તે સંબંધી જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ અંતર.

५ च्यवनविरह;—એક જીવનું ( મૃત્યુ ) ચ્યવન થયા બાદ બીજો જીવ ક્યારે ચ્યવે, ( મૃત્યુ પામે ) તે સંબંધી જઘન્યોત્કૃષ્ટ અંતર.

६ उपपात संख्या;—દેવાદિ ગતિમાં એક સમયમાં એક સાથે કેટલા જીવો ઉત્પન્ન થાય તે.

७ च्यवन संख्या;—દેવાદિ ગતિમાંથી એક સમયે કેટલા જીવો એક સાથે ચ્યવે ( મૃત્યુ પામે ) તે.

८ गति;—કયો જીવ મૃત્યુ પામીને કઈ ગતિમાં ઉત્પન્ન થાય તે.

९ आगति;—દેવાદિ ગતિઓમાં કઈ કઇ ગતિમાંથી જીવો આવે તે.

એ પ્રમાણે મુખ્ય નવ દ્વારો થયાં, તે નવે દ્વારો દેવ-નારક-તિર્યંચ અને મનુષ્ય એમ ચારે ગતિ આશ્રયી વર્ણવવાના હોવાથી નવને ચારે ગુણતાં ( ૯×૪=૩૬ ) છત્રીશ દ્વાર થાય. પરંતુ મનુષ્ય અને તિર્યંચોને ઉત્પન્ન થવાનાં સ્થાનો, દેવોની ઉપપાતશય્યા અને નારકોના નરકાવાસા સરખાં શાશ્વતાં ન હોવાથી મનુષ્ય અને તિર્યંચ આશ્રયી ભુવન દ્વારનું વિવેચન કરાશે નહિ. માટે એ બે ( મનુષ્ય ભુવન તિર્યંચ ભુવન ) દ્વાર ( ૩૬ માંથી ) બાદ કરતાં એકંદર ચોત્રીશ દ્વારોની વ્યાખ્યા આ સંગ્રહણી ગ્રન્થમાં થશે. એ ચોત્રીશે દ્વારોની સ્પષ્ટતા આ કોષ્ટકથી વિશેષ સમજાશે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ દેવ | ૧ સ્થિતિ | ૨ ભવન | ૩ અવ-ગાહના | ૪ ઉપપાત વિરહ | ૫ ચ્યવન વિરહ | ૬ ઉપપાત સંખ્યા | ૭ ચ્યવન સંખ્યા | ૮ ગતિ | ૯ આગતિ |
| ૨ નારકી | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૩ તિર્યંચ | ૧ | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૪ મનુષ્ય | ,, | ૦ | ,, | ,, | ,, | ,, | ,, | ,, | ,, |

એ પ્રમાણે ઉપર જણાવેલાં ૩૪) દ્વારોની વ્યાખ્યા એ આ ગ્રન્થનો વિષય છે. એટલે એ ચોત્રીશ દ્વારોનું વર્ણન અને ' च ' શબ્દથી પ્રાસંગિક દેવાદિકનાં વર્ણ-ચિહ્ન ઇત્યાદિ અભિધેય છે.

प्रश्नः—આ ગ્રન્થરચનાનું પ્રયોજન શું ?

उत्तरः—પ્રયોજન બે પ્રકારનું છે, એક કર્ત્તા સંબંધી અને બીજું શ્રોતા સંબંધી, તે પ્રત્યેક પણ પુનઃ બે પ્રકારના છે. અનન્તર પ્રયોજન અને [1]પરમ્પર પ્રયોજન, તેમાં ગ્રન્થકર્તાને અનન્તરપ્રયોજન ભવ્યાત્માઓને ઉપકાર કરવો એ છે, ( અર્થાત્ શુભ કર્માશ્રવ અને અશુભ કર્મની નિર્જરારૂપ તે, ) અને પરમ્પર-પ્રયોજન મોક્ષની પ્રાપ્તિ છે. સિદ્ધાન્તમાં કહ્યું છે કે;—

' सर्वज्ञोक्तोपदेशेन यः सत्त्वानामनुग्रहम् ।
करोति दुःखतप्तानां स प्राप्नोत्यचिराच्छिवम् ॥ १ ॥ '

( સંસારના ત્રિવિધ તાપથી તપેલા દુઃખી થયેલા પ્રાણીઓને સર્વજ્ઞ ભગવંતે કહેલા ઉપદેશ દ્વારા જે ઉપકાર કરે છે તે શીઘ્ર મોક્ષ સુખને પામે છે ) ગ્રન્થનું શ્રવણ કરનાર શ્રોતાને અનન્તરપ્રયોજન દેવાદિ જીવોનાં આયુષ્ય વિગેરેનું જાણપણું અને પરમ્પરપ્રયોજન મોક્ષની પ્રાપ્તિ છે. જે માટે કહ્યું છે કે;—

' सम्यग्भावपरिज्ञानाद् विरक्ता भवतो जनाः ।
क्रियासक्ता अविघ्नेन गच्छन्ति परमां गतिम् ॥ १ ॥ '

( જે વસ્તુ જે પ્રમાણે હોય તે વસ્તુનું તે પ્રમાણે જાણપણું થવાથી વિરક્ત થયેલા આત્માઓ સંવરક્રિયાના યોગે વિઘ્નરહિત પંચમગતિને પામે છે. ) એ પ્રમાણે આ ગ્રન્થના પ્રણેતા **શ્રીચંદ્રસૂરિમહારાજાએ** પણ સ્વપર પ્રયોજન આશ્રયી આ ગ્રન્થની રચના કરી છે.

प्रश्नः—આ ગ્રન્થરચના શ્રીમાન્ **ચંદ્રસૂરિ મહારાજાએ** સ્વબુદ્ધિ-કલ્પનાથી કરી છે ? કે ભગવંતની દ્વાદશાંગીના સંબન્ધથી રચના કરી છે ?

उत्तरः—સંબંધ બે પ્રકારનો છે. उपाय-उपेय ( उपायोपेय ) અને गुरुपर्वक्रम, એમાં આ ગ્રન્થ તે ' उपाय ' અને તેમાં રહેલું સર્વપ્રકારનું તત્ત્વજ્ઞાન રહસ્ય તે ' उपेय ' છે. બન્નેના સહયોગથી उपायोपेय સંબંધ સૂચવાય છે. બીજો

[1] અનન્તર તથા પરમ્પર બન્ને પ્રયોજન શ્રોતાના યથાયોગ્ય ઘટાવવા.

गुरुपर्वक्रम તે અનંતજ્ઞાની **પરમાત્મા મહાવીર દેવે દેવનારકી** વગેરે **જીવોનું આયુષ્ય શરીરપ્રમાણ** ઇત્યાદિ કેવી રીતે કેટલું હોય છે ? તે બારપર્ષદા સમક્ષ યોજનગામિની સુધાસ્યન્દિની વાણીદ્વારા અર્થરૂપે કહ્યું. **શ્રીસુધર્મા સ્વામી** ભગવંતોએ એ અર્થની દ્વાદશાંગીરૂપે રચના કરી. શ્રીમાન્ **આર્યશ્યામ મહારાજાએ** એ અર્થનો **પ્રજ્ઞાપના** સૂત્ર વિગેરેમાં ઉદ્ધાર કર્યો, અને તેમાંથી સાર-સાર વસ્તુઓ ગ્રહણ કરી **શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ** મહારાજાએ श्री बृहत्संग्रहणी[1] ગ્રંથની રચના કરી. તે રચના ઘણા વિસ્તારવાળી હોવાથી બાળ-જીવોના બોધને અર્થે તેમાંથી પણ સંક્ષેપ કરી **શ્રીમાન્ ચંદ્રસૂરિ** મહારાજાએ આ સંગ્રહણી સૂત્રની રચના કરેલી હોવાથી આ ગ્રન્થ પણ પરંપરાએ શ્રીભગવંતની દ્વાદશાંગીના સંબંધવાળો થયો. અર્થાત્ આ ગ્રન્થ ભગવંતની દ્વાદશાંગીના અનુસારે લખાયેલો છે, પરંતુ સ્વમતિ કલ્પનાથી લખાયેલ નથી. એટલે गुरुपर्वक्रम—ગુરૂની પરંપરારૂપ સંબંધ પણ આ ગ્રન્થ રચવામાં બરાબર સચવાયેલો છે.

એ પ્રમાણે મંગલ અભિધેય પ્રયોજન અને સંબંધ એ **અનુબન્ધચતુષ્ટય** કે જે ગ્રન્થના પ્રારંભમાં કહેવા જોઈએ તેનું દિગ્દર્શન કરાવાયું.

अवतरण:—જે પ્રમાણે ઉદ્દેશ હોય તે મુજબ નિર્દેશ થઇ શકે એ ન્યાયને અનુસારે દેવોનાં-સ્થિતિ પ્રમુખ દ્વારોની શરૂઆત કરતાં ગ્રન્થકાર ભગવાન્ પ્રથમ ચાર પ્રકારના *દેવોપૈકી ભુવનપતિ દેવોની જઘન્ય સ્થિતિ અર્ધગાથાવડે વર્ણવે છે;—

---

૧ વર્તમાનમાં લગભગ પાંચસો ગાથાના પ્રમાણવાળી આ સંગ્રહણી પણ વિદ્યમાન છે.

* પ્રશ્ન—દેવ એટલે શું ? કારણકે સિદ્ધાન્તમાં દેવો પાંચ પ્રકારના કહેલા છે તો અત્ર તમે કયા દેવ સંબંધી વર્ણન કરવા ઇચ્છો છો ?

ઉત્તર—જો કે સિદ્ધાન્તમાં દ્રવ્યદેવ, નરદેવ, ધર્મદેવ, દેવાધિદેવ, અને ભાવદેવ એમ પાંચ પ્રકારે દેવ કહ્યા છે. તેમાં—

૧ **દ્રવ્યદેવ**—એટલે શુભકર્મ કરવા દ્વારા દેવગતિ સંબંધી આયુષ્યનો બંધ પાડી દીધો હોય તે મનુષ્ય અથવા તિર્યંચ પંચેન્દ્રિય.

૨ **નરદેવ**—તે સાર્વભૌમ ચક્રવર્તી રાજા જેને ચૌદરત્ન નવ નિધિ તેમજ છ ખંડનું સ્વામિત્વ પ્રાપ્ત થયેલ હોય છે. અન્ય મનુષ્યો કરતાં જે પૌદ્ગલિક ઋદ્ધિમાં સર્વોત્તમ વર્તે છે.

૩ **ધર્મદેવ**—જેઓ શ્રીતારક જિનેશ્વર દેવના પૂનિત પ્રવચનના અર્થને અનુસરનારા અને ઉત્તમ પ્રકારના શાસ્ત્રોક્ત આચારને પાળનારા આચાર્ય મહારાજાદિ.

૪ **દેવાધિદેવ**—તે તીર્થંકર નામકર્મના ઉદયથી જેઓ પોતાની સુધાસમી વાણીથી ભવ્યાત્માઓ ઉપર અસીમ ઉપકાર કરે છે તેવા પરમપૂજ્ય સર્વોત્તમ આત્માઓ.

## दसवाससहस्साइं भवणवईणं जहन्नठिई ॥ २ ॥

### સંસ્કૃત છાયાઃ—

### दशवर्षसहस्राणि, भवनपतीनां जघन्या स्थितिः ॥ २ ॥

### શબ્દાર્થઃ—

दस=દશ
वास=વર્ષ
सहस्साइं=હજારો.
भवणवईणं=ભુવનપતિ દેવોની
जहन्न=જઘન્ય ઓછામાં ઓછી
ठिई=સ્થિતિ

ગાથાર્થ:—ભુવનપતિ દેવોની જઘન્ય આયુષ્યસ્થિતિ દશ હજાર વર્ષ પ્રમાણ હોય છે. ॥ ૨ ॥

વિશેષાર્થ:—અસુરકુમારાદિક દશે પ્રકારના ભુવનપતિ દેવોની તથા દેવીઓની જઘન્ય આયુષ્યસ્થિતિ દસ હજાર વર્ષની હોય છે. એથી ન્યૂન આયુષ્યસ્થિતિ ભુવનપતિનિકાયમાં હોતી નથી.

પ્રથમ ભુવનપતિ એટલે 'भुवनवसनशीला इति भुवनपतयः'—અર્થાત્ ભુવનો-(ઘરો)માં વસનારા તે ભુવનપતિ કહેવાય છે, જો કે અસુરકુમાર (પ્રથમ નિકાયના) દેવો[1] બહુલતાએ સ્વકાય માન પ્રમાણવાળા પરમ રમણીય મહા-મંડપો અર્થાત્ ચારે બાજુ ભિત્યાદિ આવરણ વગરના ખુલ્લા મહામંડપો હોય તેમાં રહે છે, ભુવનોમાં તો કદાચિત્ નિવાસ કરે છે, અને બાકીની નાગ-કુમારાદિ નવે નિકાયના દેવો પ્રાયઃ કરીને ભુવનોમાં વિશેષે રહે છે અને

---

૫ **ભાવદેવ**—જેઓ નાના નાના પ્રકારની ક્રીડા કરવામાં લુબ્ધ છે અને દેવગતિ નામ-કર્મનો ઉદય તેમજ દેવાયુષ્યને વેદી રહેલા છે તે. પ્રથમના જે ચાર દેવ છે તે આપેક્ષિક દેવો છે. પરંતુ અહિં તો ઉપર જણાવ્યા પ્રમાણે ભાવદેવ જ લેવાના છે. અર્થાત્—

'दीव्यन्तीति देवाः, स्वच्छन्दचारित्वात् अनवरतक्रीडासक्तचेतसः क्षुत्पिपासादिभिर्नात्यन्तमाघ्राता इति। द्योतन्ते वा भास्वरशरीरत्वादस्थिमांसासृक्प्रबन्धरहितत्वात् सर्वाङ्गोपाङ्गसुन्दरत्वच्च देवाः ॥

'જેઓ સ્વચ્છન્દપણે નિરંતર ક્રીડામાં આસક્ત ચિત્તવાળા હોય છે, ક્ષુધાતૃષા જેઓને ઘણી જ ઓછી લાગે છે, દેદીપ્યમાન અને હાડ-માંસ-રૂધિરાદિ ધાતુઓથી રહિત વૈક્રિય શરીર હોવા સાથે જેઓ સર્વાંગ સુંદર છે, તેઓને જ દેવ કહેવાય છે, અને તે દેવોની અહિં વ્યાખ્યાનું પ્રકરણ છે.

૧ પ્રશ્ન—સ્વર્ગવાસી થએલ કોઇપણ જીવ મનુષ્યઅવતારે તુરત અવતરી શકે?

ઉત્તર—સ્વર્ગલોક અર્થાત્ દેવભૂમિમાં ગએલા જીવને ઓછામાં ઓછું દસહજાર વર્ષની

કદાચિત્ આવાસોમાં હોય છે, તથાપિ સામાન્યતઃ ઘણો ભાગ ભુવનોમાં વસનારો હોવાથી તે ભુવનપતિ દેવો તરીકે ઓળખાય છે [ ૨ ].

અવતરણઃ—બે ગાથાઓવડે ભુવનપતિ દેવદેવીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ વર્ણવે છે;—

**चमरबलिसारमहिअं, तद्देवीणं तु तिन्नि चत्तारि ।**
**पलियाइं सड्ढाइं, सेसाणं नवनिकायाणं ॥ ३ ॥**

**दाहिण दिवड्ढपलियं, उत्तरओ हुंति दुन्नि देसूणा ।**
**तद्देवीमद्धपलियं, देसूणं आउमुक्कोसं ॥ ४ ॥**

સંસ્કૃત છાયાઃ—

**चमरबलीन्द्रयोस्सागरमधिकं तद्देवीनां तु त्रीणि चत्वारि ।**
**पल्यानि सार्धानि, शेषाणां नव निकायानाम् ॥ ३ ॥**

**दाक्षिणात्यानां द्व्यर्द्धपल्यं, उत्तरतो भवन्ति द्वे देशोने ।**
**तद्देवीनामर्द्धपल्यं, देशोनमायुरुत्कृष्टम् ॥ ४ ॥**

---

આયુષ્યસ્થિતિ ભોગવવાનું સ્થાન ભુવનપતિ તથા વ્યંતરનિકાયમાં છે. એટલી અથવા એથી વધારે ( એટલે જેની જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ હોય તેટલી ) સ્થિતિ ભોગવીને પછી ચ્યવે, પરંતુ ઓછામાં ઓછી દસહજાર વર્ષની જઘન્યસ્થિતિ ભોગવ્યા વિના નિશ્ચયથી ચ્યવે નહિ. આજકાલ ' કેઇક આત્માઓ દેવલોક પામ્યા ' એમ દુનિયા કહેવા તૈયાર થાય છે અને એ જ સ્વર્ગે ગએલાઓનો જન્મ તુરતમાં જ અમુક સ્થાને અમુકને ત્યાં થયો ઇત્યાદિ ભવિષ્યાભિપ્રાયો સંબંધી ચર્ચાનો ઉહાપોહ વર્તમાનપત્રોમાં છપાય છે, પરંતુ એ તદ્દન અજ્ઞાનતાનો કિંવા અંધશ્રદ્ધાનો મિથ્યા પ્રલાપ છે. જો તેઓનું ' સ્વર્ગગમન ', તે દેવલોક-સ્થાન સમજીને કહેવાતું હોય તો તે દેવલોકમાં જનારા જીવને દેવશય્યામાં ઉત્પન્ન થયા બાદ ઓછામાં ઓછું દસહજાર વર્ષ તો રહેવું જ પડે છે. તે પણ જો ભુવનપતિ વ્યંતરમાં ઉત્પન્ન થયો હોય તો, તો પછી તે મનુષ્ય રૂપે દુનિયામાં તુરત કયાંથી જન્મી શકે ? હા, મનુષ્યલોકમાંથી જો તેણે પૂર્વે મનુષ્યગતિ યોગ્ય આયુષ્યાદિનો બન્ધ પાડેલ હોય તો મનુષ્યભવમાં કોઇ પણ સ્થાને તે જીવ ઉત્પન્ન થઇ શકે એ વાત સંભવિત ગણવી યોગ્ય છે. પરંતુ મનુષ્યભવમાંથી સ્વર્ગે ગએલ આત્મા મૃત્યુ પામી તુરત ( દશહજાર વર્ષ અગાઉ ) જ મનુષ્ય રૂપે જન્મ લઇ શકે છે એ વાત પરમતારક શ્રીસર્વજ્ઞભગવંતનો સિદ્ધાન્ત માન્ય કરતો નથી.

### શબ્દાર્થ:—

चमर=ચમરેન્દ્ર
बलि=બલીન્દ્ર
सार=સાગરોપમ
अहिअं=અધિક
तद्देवीणं=તેમની દેવીઓનું
तु=તો. પણ.
तिन्नि=ત્રણ
चत्तारि=ચાર
पलियाइं=પલ્યોપમ
सड्ढाइं=અર્ધા સહિત
सेसाणं=શેષ રહેલાઓનું
नव निकायाणं=નવ નિકાયનું

दाहिण=દક્ષિણ
दिवड्ढ=દોઢ
पलियं=પલ્યોપમ
उत्तरओ=ઉત્તર
हुंति=હોય છે
दुन्नि=બે
देसूणा=કાંઇક ન્યૂન
तद्देवी=તેમની દેવીઓનું
अद्धपलियं=અર્ધો પલ્યોપમ
देसूणं=કાંઇક ન્યૂન
आउ=આયુષ્ય
उक्कोसं=ઉત્કૃષ્ટ

ગાથાર્થ:—ચમરેન્દ્ર અને બલીન્દ્રનું અનુક્રમે સાગરોપમ તેમ જ સાગરોપમથી કાંઈક અધિક ઉત્કૃષ્ટ આયુષ્ય છે. તે બન્ને ઇન્દ્રોની દેવીઓનું અનુક્રમે સાડાત્રણ પલ્યોપમ તથા સાડાચાર પલ્યોપમ ઉત્કૃષ્ટ આયુષ્ય છે. બાકી રહેલી નવનિકાયના દક્ષિણ દિશામાં રહેલા ભુવનપતિ દેવોનું દોઢ પલ્યોપમ અને ઉત્તર દિશાના ભુવનપતિ દેવોનું કાંઇક ન્યૂન બે પલ્યોપમ ઉત્કૃષ્ટ આયુષ્ય છે. અને તેમની દેવીઓનું અનુક્રમે અર્ધો પલ્યોપમ તેમ જ કાંઇક ન્યૂન એક પલ્યોપમ-પ્રમાણ ઉત્કૃષ્ટ આયુષ્ય છે [ ૩-૪ ].

વિશેષાર્થ:—ભુવનપતિ દેવો દશ પ્રકારના છે જે આગળ કહેવાશે. એ ભુવનપતિની દશેય નિકાયને વિષે દક્ષિણતરફનો અને ઉત્તરદિશાતરફનો એમ એકેક નિકાયમાં બે બે વિભાગ લગડાના આકારે છે. એ પ્રમાણે દશે નિકાયના મળી વીશ વિભાગ છે. પ્રત્યેક વિભાગમાં એક એક ઈન્દ્રનો નિવાસ છે. એમ વીશ વિભાગના મળી એકંદર વીશ ઈન્દ્રો ભુવનપતિ નિકાયના કહેલા છે. તેમાં પહેલી અસુરકુમાર નિકાયને વિષે દક્ષિણદિશાના વિભાગમાં રહેનાર અસુરકુમાર દેવોના અધિપતિ ચમરેન્દ્રનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક સાગરોપમનું છે. એ જ અસુરકુમાર નિકાયની ઉત્તર દિશાના ઈન્દ્ર બલીન્દ્રનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક સાગરોપમથી કાંઈક વિશેષ છે. ચમરેન્દ્રની ઇંદ્રાણી ( દેવી ) નું ઉત્કૃષ્ટ આયુષ્ય સાડાત્રણ પલ્યોપમનું છે. અને બલીન્દ્રની દેવીનું ઉત્કૃષ્ટ

આયુષ્ય સાડાચાર પલ્યોપમનું છે. એ પ્રમાણે પહેલી નિકાયના દક્ષિણેન્દ્ર તથા ઉત્તરેન્દ્રની આયુષ્ય સ્થિતિ કહી બાકીની નવનિકાયના દક્ષિણેન્દ્રો તથા ઉતરેન્દ્રોની સ્થિતિ કહે છે;–તેમાં દક્ષિણ દિશાતરફના નવે નિકાયના ધરણેન્દ્ર પ્રમુખ નવે ઈન્દ્રોનું ઉત્કૃષ્ટ આયુષ્ય દોઢ પલ્યોપમનું જાણવું-અર્થાત્ તે પ્રત્યેક ઇન્દ્રોની સ્થિતિ સમાન છે. એ પ્રમાણે ઉત્તર દિશાતરફના નવે નિકાયના ભૂતાનન્દેન્દ્ર પ્રમુખ નવે ઇન્દ્રોની ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ દેશે ( કંઇક ) ઊણા બે પલ્યોપમની જાણવી. એ દક્ષિણ દિશાના ધરણેન્દ્રપ્રમુખ નવે ઇન્દ્રોની દેવીઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય અર્ધા પલ્યોપમનું છે. ઉત્તર દિશાતરફના ભૂતાનન્દેન્દ્ર પ્રમુખ નવે ઈન્દ્રોની ઇન્દ્રાણીઓનું આયુષ્ય દેશે ઊણા એક પલ્યોપમનું જાણવું. એ પ્રમાણે તે તે નિકાયમાં વસનારા ઈન્દ્ર અને ઇન્દ્રાણી સિવાયના અન્ય ભુવનપતિ દેવો, તથા તેમની દેવીઓનું જઘન્ય તથા ઉત્કૃષ્ટ આયુષ્ય ઉપલક્ષણથી પૂર્વોક્ત કથનાનુસારે સમજી લેવું [ ૩–૪ ].

## भुवनपति निकायना देव–देवीना जघन्यउत्कृष्ट आयुष्यनो यंत्र.

| निकाय. | दिशाना देव-देवी | जघन्य-आयुष्य. | उत्कृष्ट-आयुष्य. |
|---|---|---|---|
| અસુરકુમાર | દક્ષિણ દિશાના દેવનું | દશ હજાર (૧૦૦૦૦) વર્ષ | ૧ (એક) સાગરોપમ |
| | ,, દિશાની દેવીનું | ,, | ૩॥ (સાડાત્રણ) પલ્યોપમ |
| | ઉત્તર દિશાના દેવનું | ,, | ૧ (એક) સાગરોપમથી કાંઇક અધિક |
| | ,, દિશાની દેવીનું | ,, | ૪॥ (સાડાચાર) પલ્યોપમ |
| નાગકુમારાદિ નવ નિકાય | દક્ષિણ દિશાના દેવનું | દશ હજાર (૧૦૦૦૦) વર્ષ | ૧॥ (દોઢ) પલ્યોપમ |
| | ,, દિશાની દેવીનું | ,, | ૦॥ (અર્ધ) પલ્યોપમ |
| | ઉત્તર દિશાના દેવનું | ,, | દેશે ઊણા બે પલ્યોપમ |
| | ,, દિશાની દેવીનું | ,, | ,, ,, એક પલ્યોપમ |

અહિં ભુવનપતિ વિગેરે દેવોના આયુષ્યમાં 'પલ્યોપમ' 'સાગરોપમ' શબ્દ વાપરવામાં આવે છે. અને તે પલ્યોપમ–સાગરોપમ શબ્દનો અર્થ સામાન્યથી 'અસંખ્યાત વર્ષ' થાય છે. તો પણ તે પલ્યોપમ–સાગરોપમનું વિશેષ સ્વરૂપ આપવું ઉચિત જાણી અહિં આપવામાં આવે છે—

# पल्योपम तथा सागरोपमनुं सविस्तर स्वरूप.

સર્વથી અલ્પ ( જઘન્યમાં જઘન્ય ) કાળ એક સમયનો ગણાય છે જેને સર્વજ્ઞ ભગવંતો જ સમજી શકે છે. એ સૂક્ષ્મમાં સૂક્ષ્મકાળને સમય કહેવાય છે. એક નિમેષ માત્રમાં અસંખ્યાતા સમયો વ્યતીત થાય છે એમ સર્વદર્શી પરમર્ષિપુરૂષોએ પ્રકાશ્યું છે. મહાનુભાવો! વિચારો, એક નિમેષમાત્રમાં અસંખ્યાતા સમયો ચાલ્યા જાય તો સમયરૂપ કાળ કેટલો બારીક હશે. આ વસ્તુ બાળજીવોને આશ્ચર્યનો ઉદ્‌ભવ કરનારી છે, પરંતુ વીતરાગ પરમાત્માઓનું વચન અન્યથા હોતું જ નથી.

वीतरागा हि सर्वज्ञा मिथ्या न ब्रुवते क्वचित् ।
यस्मात्तस्माद्वचस्तेषां तथ्यं भूतार्थदर्शनम् ॥ १ ॥

અર્થ:—'રાગદ્વેષ રહિત–સર્વજ્ઞ પરમાત્માઓ અસત્ય પ્રતિપાદન કરવાના કારણોથી રહિત હોવાથી અસત્યનું પ્રતિપાદન કરતા જ નથી. માટે તેઓનું વચન સાચું અને યથાર્થ છે.'

આ કાળ એ દ્રવ્ય છે તથાપિ પ્રદેશોના સમુદાયરૂપ ન હોવાથી તેને ધર્માસ્તિકાયની માફક [1]અસ્તિકાય કહેલ નથી. વાસ્તવિક રીતે વિચારતાં આ કાળ ભેદોના અભાવવાળો છે એટલે કાળના ભેદો નથી. તો પણ નિશ્ચય અને વ્યવહાર રૂપે બે ભેદ શાસ્ત્રોમાં કહ્યા છે. ગત્યુપકારક ધર્માસ્તિકાય અને સ્થિત્યુપકારક અધર્માસ્તિકાયની માંફક આ કાળ દ્રવ્ય પણ ઉપકારી છે. અને એ જ વાતને શ્રી તત્ત્વાર્થસૂત્રના પાંચમા અધ્યાયમાં ' वर्तना परिणामः क्रिया परत्वाऽपरत्वे च कालस्य ' એ સૂત્ર ઉપર સમર્થ ટીકાકાર **શ્રી સિદ્ધસેન ગણિ** મહારાજાએ સવિસ્તૃત ટીકાથી સિદ્ધ કરી છે, જેનું સ્વરૂપ શરૂઆતના અભ્યાસી માટે અતિકઠીન હોવાથી [2]અહિં આપ્યું નથી. જિજ્ઞાસુઓએ ત્યાંથી જોઈ લેવું. અહિં તો વ્યાવહારિક કાળ દર્શાવવાનું સાધ્ય હોવાથી વ્યાવહારિક કાળનું સ્વરૂપ જ સંક્ષેપમાં અપાય છે. વ્યાવહારિક કાળ એટલે શું? કહ્યું છે કે—

---

१ तस्मान् मानुषलोकव्यापी इह कालोऽस्ति समय एक इह ।
एकत्वाच्च स कायो न भवति कायो हि समुदायः ॥ १ ॥

૨ 'નવતત્ત્વપ્રકરણ સાર્થ' મ્હેસાણાથી મુદ્રિતમાં ટુંકું વિવેચન આપેલ છે તે જોવું. તેથી પણ અધિક વર્ણન નવતત્ત્વ વિ૦ જૈનતત્ત્વવિવેચકસભાવાળું જોવું.

'ज्योतिः शास्त्रे यस्य मानमुच्यते समयादिकम् ।
स व्यावहारिककालः कालवेदिभिरामतः ' ॥ १ ॥

આ વ્યાવહારિક કાળ [3]સમયથી માંડીને શીર્ષપ્રહેલિકા ( સંખ્ય ) અસંખ્ય અને અનંત સુધી અથવા શીર્ષપ્રહેલિકાથી પલ્યોપમ સાગરોપમ ઉત્સર્પિણી અવસર્પિણી કાળચક્ર પુદ્ગલપરાવર્તાદિ અનેક પ્રકારે છે.

આ વ્યાવહારિકકાળ મનુષ્યક્ષેત્રવર્તી તીર્છો ૪૫૦૦૦૦૦ પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણ અને ઊર્ધ્વાધ: ૧૮૦૦ યોજનપ્રમાણક્ષેત્રમાં હોવાનું શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલ છે. વ્યાવહારિકકાળસંબંધી આ મર્યાદાનું કથન એટલા જ માટે છે કે જે ક્ષેત્રમાં સૂર્યચંદ્રાદિ જ્યોતિષ્ચક્ર ચર હોવા સાથે પોતાના દેદીપ્યમાન કિરણોવડે પ્રકાશ આપે છે તે ક્ષેત્રમાં વ્યા૦કાળની ગણત્રી કરવાની છે અને સમયાદિક સર્વકાળને કરનારો (ચર) સૂર્ય છે, એથી જ એને આદિત્ય કહેવાય છે. શ્રી ભગવતીસૂત્રમાં પ્રશ્ન થયો છે કે—से केणट्ठेणं भंते ! एवं वुच्चई सूरे आइच्चे सूरे ? गोयमा ! सूरादियाणं समयाइ वा आवलियाइ वा जाव उस्सप्पिणिइ वा अवउस्सप्पिणिइ वा से तेणट्ठेणं जाव आइच्चे। (पञ्चमाङ्गे श० १२ उ. ६.)

શંકા— કાળનું ક્ષેત્ર ઉપર મુજબ જો મર્યાદિત છે તો દેવલોક વિગેરે અન્યસ્થાનોમાં દેવો વિગેરેના આયુષ્યનું પ્રમાણ કઇ અપેક્ષાએ ગણવું ? કારણ કે તે સ્થાનોમાં વ્યા૦કાળનો અભાવ કહો છો.

ઉત્તર—દેવલોક વિગેરે સ્થાનોમાં વર્તતા જીવોના આયુષ્ય વિગેરે પ્રમાણ ઉપર જણાવેલ મર્યાદિત ક્ષેત્રમાં વર્તતા વ્યા૦કાળથી જ કરવાનું છે. ત્યાં સૂર્યચંદ્રના પરિભ્રમણના અભાવે સમય–આવલિ–મુહૂર્ત–દિવસ–માસ–વર્ષ વિગેરે કાળની ઉત્પત્તિ નથી. અહિં વર્તતા વ્યા૦ કાળ વડે જ ત્યાંના જીવોનું આયુષ્ય વિગેરે ગણવું એ પ્રમાણે શાસ્ત્રોમાં અનેક સ્થાને પ્રતિપાદન કરવામાં આવેલ છે. જ્યોતિષ્કરંડકમાં કહ્યું છે કે—

लोगाणुभज्जणिअं जोइसचक्कं भणंति अरिहंता ।
सव्वे कालविसेसा जस्स गइ विसेसनिप्फन्ना ॥ १ ॥

सुबोधिकाटीकाकारैरप्युक्तं लोकप्रकाशे;—

लोकानुभावतो ज्योतिष्चक्रं भ्रमति सर्वदा ।
नृक्षेत्रे तद्गतिभवः कालो नानाविधः स्मृतः ॥ २ ॥

---

३ ' समयाद्याश्च कालस्य, विशेषाः सर्वसंमताः ।
जगत्प्रसिद्धाः संसिद्धाः, सिद्धान्तादिप्रमाणतः ॥ १ ॥

सूर्यादिक्रियया व्यक्तिकृतो नृक्षेत्रगोचरः ।
गोदोहादिक्रियानिर्व्यपेक्षोऽद्धाकाल उच्यते ॥ ३ ॥

यावत्क्षेत्रं स्वकिरणैश्चरन्नुद्योतयेद्रविः ।
दिवसस्तावति क्षेत्रे परतो रजनी भवेत् ॥ ४ ॥

દેવલોકમાં સૂર્યચન્દ્રાદિના અભાવે અંધકાર હોય તેવી શંકા કરવાની પણ જરૂર નથી, કારણ કે દેવોના દિવ્યવિમાનોમાં રહેલા મણિરત્નોની કાંતિ સાથે દેવોનો પોતાનો પણ એવો પુણ્યપ્રકર્ષ (ઉદ્યોતનામકર્મનો ઉદય) હોય છે કે ત્યાં સર્વદા ઉદ્યોત જ હોય છે. અહિં સાથે એટલું સમજવું આવશ્યક છે કે ઉપર જણાવેલા મર્યાદિતક્ષેત્રમાં જેમ વ્યાવહારિકકાળ હોય છે તે પ્રમાણે નૈશ્ચયિક (વર્તના પરિણામ સ્વરૂપ) કાળ તે મર્યાદિતક્ષેત્રમાં તેમ જ અન્યત્ર દેવલોક વિગેરે સર્વસ્થાનોમાં હોય છે.

આ વ્યાવહારિકકાળ અતીત અનાગત અને વર્તમાન ભેદે કરીને ત્રણ પ્રકારનો છે. તેમાં અતીત અને અનાગતકાળ અનંતસમયાત્મક છે.

શ્રી લોકપ્રકાશમાં કહ્યું છે કે:—

'अवधिकृत्य समयं वर्तमानं विवक्षितम् ।
भूतः समयराशिर्यः कालोतीतः स उच्यते ॥ ॥ १ ॥

अवधिकृत्यसमयं वर्तमानं विवक्षितम् ।
भावी समयराशिर्यः कालः स स्यादनागतः ॥ २ ॥

वर्तमानः पुनर्वर्त्तमानैकसमयात्मकः ।
असौ नैश्चयिकः सर्वोऽप्यन्यस्तु व्यावहारिकः ॥ ३ ॥

વર્તમાનકાળ એક સમયરૂપ જ છે. કારણ કે કાળની વર્તના એક સમયરૂપ વ્યવહારવાળી છે. પ્રત્યેક દ્રવ્ય-પર્યાયોમાં રહેવાવાળી તથા એક સમય જેટલા જ કાળમાં સ્વસત્તાનો અનુભવ કરવાવાળી જે વર્તના તે ઉત્પન્ન થતા અને વિનાશ પામતા ભાવોના પ્રથમસમય સંબંધીના સંવ્યવહારરૂપ છે. અને તે તાંદુલ (ચોખા) ના વિકારવત્ અનુમાનથી સમજવા યોગ્ય છે. અર્થાત્ ઉત્પન્ન થતા અને વ્યય પામતા પદાર્થોનો પ્રથમસમયનો વ્યવહાર એટલે કે જે કાળે પદાર્થની ઉત્પત્તિ થઇ તથા જે કાળે વિનાશભાવ થયો તે પ્રથમસમયે જ વર્તનાનો સંવ્યવહાર છે. એ વર્તનાકાળ સમયપ્રમાણ અતિસૂક્ષ્મ હોવાથી સર્વજ્ઞ પુરૂષોથી જ ગ્રાહ્ય છે. જે માટે કહ્યું છે કે;—

' बिसस्य बाला इव दह्यमाना, न लक्ष्यते विकृतिरिहाग्निपाते ।
तां वेदयन्ते मितसर्वभावाः, सूक्ष्मो हि कालोऽनुमितेन गम्यः ' ॥ १ ॥

**અર્થ:**—કમળનાળના તંતુઓ અગ્નિસંયોગે દહ્યમાન થવા છતાં જણાતા નથી તેમજ તેના વિકારરૂપ જે રાખ તે પણ ચર્મચક્ષુથી દૃષ્ટિગોચર થઇ શકતી નથી, તથાપિ જ્ઞાનચક્ષુથી સર્વભાવોને જાણવાવાળા.શ્રી સર્વજ્ઞપરમાત્માઓ તે વિકારાદિને જાણે છે. તે જ પ્રમાણે સૂક્ષ્મ એવો કાળ ( આપણને તો ) અનુમાનથી જ જાણવા યોગ્ય છે.

એ સૂક્ષ્મમાં સૂક્ષ્મકાળ દૃષ્ટાંત આપી સમજાવાય છે-નિમેષ ( આંખનો પલકારો ) માત્ર થતાં જેટલો કાળ લાગે છે તે કાળનો જે અસંખ્યાતમો ભાગ તે સમય કહેવાય છે. અર્થાત્ એક આંખના પલકારામાં અસંખ્યાતા સમયો થાય છે. તથા કોઇ બલવત્તર એવો તરૂણ પુરૂષ જોરશોરથી કોઈપણ જીર્ણ-વસ્ત્રને શીઘ્ર ફાડી નાખતાં એ વસ્ત્રનો ઝીણામાં ઝીણો અંતિમ હદનો જે તંતુ એવો એક તંતુથી બીજો તંતુ ફાટતાં અસંખ્યાતા સમય વીતી જાય તો પછી જીર્ણવસ્ત્ર આખું ફાટતાં કેટલાએ સમય વીતી જાય ?

મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજે કહ્યું છે કે;—

' जीर्णे पटे भिद्यमाने तरुणेन बलीयसा ।
कालेन यावता तन्तुस्त्रुटत्येको जरातुरः ॥ १ ॥

असंख्येयतमो भागो, यः स्यात्कालस्य तावतः ।
समये समयः सैष, कथितस्तत्ववेदिभिः ॥ २ ॥

तस्मिँस्तन्तौ यदेकस्मिन्पक्ष्माणि स्युरनेकशः ।
प्रतिपक्ष्म च संघाताः क्षणच्छेद्या असंख्यशः ॥ ३ ॥

तेषां क्रमाच्छेदनेषु भवन्ति समयाः पृथक् ।
असंख्यैः समयैस्तत् स्यात्तन्तोरेकस्य भेदनम् ॥ ४ ॥

અથવા બીજી રીતે વિચારીએ તો સેંકડો કમળના પત્રોને કોઇ બળવાન્ પુરૂષ સ્વસામર્થ્યવડે તીક્ષ્ણ ભાલો ઉપાડીને તે સોએ પાંદડાને એક સાથે ભેદી નાંખે, તેમાં એ ભાલો એક પત્તાને ભેદી બીજા પર્ણમાં ગયો તેટલામાં અસંખ્યાતા સમય ચાલ્યા જાય છે. ભેદનારને સ્થૂલદ્રષ્ટિથી એમ જ લાગે કે મેં એકીસાથે જ વસ્તુભેદ કર્યો પરંતુ સૂક્ષ્મદ્રષ્ટિવાળા સર્વજ્ઞો તો તેમાં પણ અસંખ્યાતા સમય વ્યતીત થયા છે એમ જ્ઞાનથી જાણે છે.

उक्तं च काललोके—

' एवं पत्रशतोद्वेधं चक्षुरुन्मेष एव च ।
भाव्याश्च पुट्टिकायां चासंख्येयाः समया बुधैः ॥ १ ॥

આવો સૂક્ષ્મમાં સૂક્ષ્મકાળ તે સમય છે.

પૂર્વે કહેલા વર્ણનવાળા સમયો ચોથા જઘન્યયુક્તઅસંખ્યાતાની સંખ્યા જેટલા થાય ત્યારે એક આવલિકા થાય છે. આવી ૨૫૬ આવલિકા જેટલું આયુષ્ય સૂક્ષ્મનિગોદાદિ જીવોનું હોય છે, એથી અલ્પ આયુષ્ય કોઇપણ જીવનું હોતું જ નથી, આ કારણથી ૨૫૬ આવલિકા જેટલો કાળ ૧ ક્ષુલ્લક ભવરૂપે લેખાય છે, એક મુહૂર્તમાં એવા ૬૫૫૩૬ ક્ષુલ્લકભવો થાય, કારણ કે એક મુહૂર્તમાં ૧૬૭૭૭૨૧૬ આવલિકાઓ હોય છે.

उक्तंच—' एगा कोडी सतसट्ठी लक्खा सत्तहुत्तरी सहस्सा य ।
दोय सया सोलहिया आवलिया इग मुहुत्तम्मि ॥ १ ॥

૪૪૪૬ $\frac{૨૪૫૮}{૩૭૭૩}$ આવલિકા જેટલો કાળ તે એક [૪]પ્રાણ વા શ્વાસોચ્છ્વાસ કહેવાય છે. અહિંઆ શ્વાસોચ્છ્વાસ નીરોગી સુખી અને યુવાવસ્થાને પામેલો હોય તેવા પુરૂષનો લેવો. પરંતુ રોગી કે દુઃખી માણસનો શ્વાસોચ્છ્વાસ ન લેવો; કારણ કે તેના શ્વાસોચ્છ્વાસ અનિયમિતપણે ચાલતા હોય છે. જે માટે કહ્યું છે કે;—

' हट्ठस्स अणवगल्लस्स, निरुवकिट्ठस्स जंतुणो ।
एगे उसास नीसासे एस पाणुत्ति वुच्चई ॥ १ ॥

ઉચ્છ્વાસ તે ઊર્ધ્વગમનવાળો અને નીચે મુકીએ તે અધોગમનશીલ [૫]નિઃશ્વાસ જાણવો. એ ઉચ્છ્વાસ અને નિઃશ્વાસ બન્ને મળીને પ્રાણ (શ્વાસોશ્વાસ) થાય છે. (આ એક શ્વાસોચ્છ્વાસમાં અથવા એક પ્રાણમાં ૧૭ થી અધિક ૧૭ $\frac{૧૩૯૫}{૩૭૭૩}$ ક્ષુલ્લક ભવ થાય છે.) એવા સાત પ્રાણ જેટલા કાળને ૧ સ્તોક કહેવાય, એવા ૭ સ્તોકે (૪૯ પ્રાણે) ૧ લવ થાય, એવા ૭૭ લવ

---

૪-આ કાળનું વર્ણન तंदुलवैचारिक, काललोक, जं०प्रज्ञप्ति, ज्योतिष्कर० ઇત્યાદિ ગ્રન્થોમાં વિસ્તારથી આપેલું છે. જિજ્ઞાસુઓએ ત્યાંથી જોવું.

૫-' सोन्तर्मुख उच्छ्वासः ' ' बहिर्मुखस्तु निःश्वासः ' हैम-कोष.

થાય ત્યારે ૧ મુહૂર્ત થયું કહેવાય, આ મુહૂર્તો [6]ચંદ્રમુહૂર્ત અને સૂર્યમુહૂર્ત એમ બે પ્રકારના છે. એ મુહૂર્ત્તમાં એક સમય ઓછો હોય તે ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્ત કહેવાય અને નાનામાં નાનું (જઘન્ય) અંતર્મુહૂર્ત ૯ સમયનું હોય છે, ૧૦ સમયથી લઈને ઉત્કૃષ્ટ અન્તર્મુહૂર્તમાં એક સમયન્યૂન પર્યન્ત મધ્યમ અન્તર્મુહૂર્ત ગણાય છે. એથી આ અન્તર્મુહૂર્ત અસંખ્યપ્રકારનાં છે એમ સિદ્ધાન્તોમાં કહેલું છે તે બરાબર થઈ શકે છે. ૩૦ મુહૂર્ત ( ૬૦ ઘડી ) નો ૧ સૂર્યદિવસ થાય, આવા ૧૫ સૂર્યદિવસનો ૧ સૂર્યપક્ષ થાય છે–અને ૧૫ ચાન્દ્રદિવસનો પણ ૧ ચાન્દ્રપક્ષ કહી શકાય છે, જેને વ્યવહારમાં 'પખવાડિયું' કહેવાય છે. આવા બે પખવાડિએ ૧ માસ થાય, ૧૨ માસે ૧ સૂર્યસંવત્સર થાય, પાંચ સૂર્યસંવત્સરનું ૧ યુગ થાય, ૮૪ લાખ સૂર્યસંવત્સરે ૧ પૂર્વાંગ, ૮૪ લાખ પૂર્વાંગે ૧ પૂર્વ, ૮૪ લાખ પૂર્વે ૧ ત્રુટિતાંગ થાય, ( આટલું આયુષ્ય ઋષભદેવસ્વામિનું હતું ) ૮૪ લાખ ત્રુટિતાંગે–૧ ત્રુટિત, ૮૪ લાખ ત્રુટિતે ૧ અડડાંગ, એમ ચોરાશી લાખ ચોરાશી લાખે ગુણાકાર કરતાં શીર્ષપ્રહેલિકા આવે. જેમ કે—અડડાંગ[7] અડડ[8], અવવાંગ, અવવ, હુહુકાંગ, હુહુક, ઉત્પલાંગ, ઉત્પલ, પદ્માંગ, પદ્મ, નલિનાંગ, નલિન, અર્થનિપુરાંગ, અર્થનિપુર, અયુતાંગ, અયુત, નયુતાંગ, નયુત, પ્રયુતાંગ, પ્રયુત, ચૂલિકાંગ, ચૂલિકા, શીર્ષપ્રહેલિકાંગ અને શીર્ષપ્રહેલિકા, એ પ્રમાણે શીર્ષપ્રહેલિકા[9] સુધીની સંખ્યા થઈ. ત્યારબાદ અસંખ્યાતા વર્ષનો એક પલ્યોપમ થાય છે જેનું સ્વરૂપ કહેવાય છે.

---

૬–ચંદ્રમુહૂર્ત પછી રાત્રિના મુહૂર્તોના નામો જુદા જુદા પ્રકારોવાળા છે તે તથા સૂર્યાયન–દક્ષિણાયનાદિ પ્રકારોનું વિસ્તૃત સ્વરૂપ 'काललोकप्रकाश' માંથી જોવું.

૭-यदुक्तम्—" पुव्वतुडियाडडाववहुहूय तह-उप्पले-य पउमे-य ।
नलिणच्छिनिउर अउएनउए पउए य नायव्वो ॥ १ ॥
चूलियसीसपहेलिय चोद्दसनामाउ अंगसंजुत्ता ।
अट्ठावीसं च ठाणा चउणउयं होइ ठाणसयं ॥ २ ॥ "

૮–જ્યોતિષ્કરણ્ડકાદિ અન્ય ગ્રન્થોમાં આ સંખ્યાનાં નામો જુદી રીતે કહેલા છે.

૯–આ બાબતમાં એક મતે શીર્ષપ્રહેલિકાનો અંક ૭૫૮૨૬૩૨૫૩૦૭૩૦૧૦૨૪૧૧૫૭ ૯૭૩૫૬૯૯૭૫૬૯૬૪૦૬૨૧૮૯૬૬૮૪૮૦૮૦૧૮૩૨૯૬ અને ઉપર ૧૪૦ મીંડા વધારવા તેટલો આવે છે, કુલ ૧૯૪ અંક પ્રમાણ છે. આ પ્રમાણે માથુરીવાચના પ્રસંગે અનુયોગદ્વારમાં કહેલ છે, શ્રી ભગવતીજી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ સ્થાનાંગાદિ ગ્રન્થોમાં આજ અભિપ્રાય જણાવેલ છે.

જ્યારે અન્ય જ્યોતિષ્કરણ્ડકાદિગ્રન્થોમાં તેથી પણ બૃહત્સંખ્યા ગણાવી છે, તે

[૧૦]પલ્યોપમ છ પ્રકારે છે;—૧ ઉદ્ધારપલ્યો૦ ૨ અદ્ધાપલ્યો૦ ૩ ક્ષેત્રપલ્યો૦, પ્રત્યેકના સૂક્ષ્મ અને બાદર એમ બે ભેદ છે. એકંદર છ ભેદ થયા. એજ રીતિએ ×સાગરોપમના પણ છ પ્રકાર સમજવા.

## समयथी लइ पुद्गलपरावर्त सुधी काळसंख्यानुं कोष्टक.

| | |
|---|---|
| નિર્વિભાજ્ય કાળ પ્રમાણ | ૧ સમય |
| ૯ સમયનું | ૧ જઘન્ય અન્તર્મુહૂર્ત |
| [૧૧]ચોથા જ૦યુ૦અસંખ્યાતાની સંખ્યાપ્રમાણ સમયની | ૧ આવલિકા |
| ૨૫૬ આવલિકાનો | ૧ ક્ષુલ્લક ભવ |
| ૨૨૨૩$\frac{૧૨૨૯}{૩૭૭૩}$ આવલિકાનો | ૧ ઉચ્છ્વાસ અથવા નિઃશ્વાસ |
| ૪૪૪૬$\frac{૨૪૫૮}{૩૭૭૩}$ આવલિકાનો અથવા સાધિક ૧૭ ક્ષુલ્લકભવનો અથવા ઉચ્છ્વાસ નિઃશ્વાસ મળીને | ૧ પ્રાણ (શ્વાસોચ્છ્વાસ) થાય. |

---

૨૫૦ અંક પ્રમાણ છે. જે આ રહી—૧૮૭૯૫૫૧૭૯૫૫૦૧૧૨૫૯૫૪૧૯૦૦૯૬૯૯૮૧૩૪૩૦૭૭૦૭૯૭૪૬૫૪૯૪૨૬૧૯૭૭૭૪૭૬૫૭૨૫૭૩૪૫૭૧૮૬૮૧૬ (કુલ ૭૦ અંક સંખ્યા) અને ઉપર ૧૮૦ શૂન્ય મૂકવાં. જેથી ૨૫૦ અંકસંખ્યા આવે છે. એ પ્રમાણે 'વલ્લભી' (વલ્લભીપુર નગરમાં થયેલી) વાચનામાં કહેવાયેલ છે.

આ સિવાય બીજાઓએ પણ બીજી ઘણી જુદી જુદી રીતિઓ બતલાવી છે, તે માટે *શ્રી મહાવીરાચાર્યકૃત–ગણિતસારસંગ્રહ* વિગેરે જોવા ભલામણ છે.

૧૦–पल्य—એટલે વાંસની ચીપોથી બનેલો પાલો, અથવા પલ્ય એટલે કૂવો, અથવા ખાડો પણ કહેવાય, તે ઉપમાવડે અપાતું પ્રમાણ તે 'पल्योपमप्रमाण' કહેવાય.

× सागरोपम એટલે કે—જેમ સાગર (સમુદ્ર)નો પાર પામી નથી શકાતો, તેમ આ પ્રમાણનો પણ પાર પામી શકાતો નથી, જેથી સાગરની ઉપમાવાળો એવો કાળ તે सागरोपम काल કહેવાય.

૧૧–ચોથા જઘન્યયુક્ત અસંખ્યાતાની જે સંખ્યા છે તે સંખ્યાપ્રમાણ સમયો મળીને ૧ આવલિકા થાય છે, ૨૫૬ આવલિકાનો ૧ ક્ષુલ્લકભવ થાય, ૪૪૫૬$\frac{૨૪૫૮}{૩૭૭૩}$ આવલિકા કાળે ૧ સ્તોક થાય, ૭ સ્તોકે ૧ લવ થાય, ૭૭ લવે એક મુહૂર્ત થાય (એક મુહૂર્તમાં ૬૫૫૩૬ ક્ષુલ્લક ભવ થાય) મુહૂર્તના ભેદો ઘણા હોવાથી ૩૭૭૩ ભવ પણ ઘટે છે.

[ અસંખ્યાતા સમયોનું એક નિમેષ પ્રમાણ પણ થાય છે. અષ્ટાદશ નિમેષે એક કાષ્ઠા, ૨ કાષ્ઠાએ એક લવ, ૧૫ લવે ૧ કલા, ૨ કલાએ ૧ લેશ, ૧૫ લેશે ૧ ક્ષણ, ૬ ક્ષણે ૧ ઘટિકા ( નાડિકા ), ૨ ઘટિકાએ ૧ મુહૂર્ત. ]

૩૦ મુહૂર્તે એક અહોરાત્ર ( દિવસ ), ૧૫ અહોરાત્રે ૧ શુકલપક્ષ, તેવીજ રીતે

| | |
|---|---|
| ૭ પ્રાણોએ | ૧ સ્તોક થાય |
| ૭ સ્તોકે | ૧ લવ થાય, |
| ૩૮૫ લવે ( ૨૪ મિનિટની જે ઘડી થાય છે તે ) | ૧ ઘડી કહેવાય |
| ૭૭ લવે અથવા ૨ ઘડીએ અથવા ૬૫૫૩૬ ક્ષુલ્લક-ભવે અથવા ૧૬૭૭૭૨૧૬ આવલિકાએ અથવા ૩૭૭૩ પ્રાણે | ૧ ( ચાંદ્ર ) મુહૂર્ત થાય ( એક સામાયિક કાળ ) |
| સમયોન ૨ ઘડીનું | ૧ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત |
| અન્ય રીતે [ નિર્વિભાજ્ય અસંખ્યસમયનો | ૧ નિમેષ |
| ૧૮ નિમેષે | ૧ કાષ્ઠા |
| ૨ કાષ્ઠાએ | ૧ લવ |
| ૧૫ લવે | ૧ કલા |
| ૨ કલાએ | ૧ લેશ |
| ૧૫ લેશે | ૧ ક્ષણ |
| ૬ ક્ષણની | ૧ ઘટિકા |
| ૨ ઘટિકાએ | ૧ મુહૂર્ત ] |
| ૩૦ મુહૂર્તનો | ૧ દિવસ ( અહોરાત્ર ) |

બીજી ૧૫ અહોરાત્રનો ૧ કૃષ્ણપક્ષ, ૨ પક્ષો મળીને ૧ માસ થાય, ૨ માસ મળીને ૧ ઋતુ થાય, ( બાર માસની બેમાસની એક ઋતુ લેખે ૬ ઋતુ હોય છે, ૧ હેમંત, ૨ શિશિર, ૩ વસન્ત, ૪ ગ્રીષ્મ, ૫ વર્ષા, ૬ શરદ ઋતુ. ) ત્રણ ઋતુ મળીને ૧ અયન, ૨ અયને ૧ સંવત્સર, ૫ સંવત્સરે ૧ યુગ, ૨૦ યુગે એક શત( ૧૦૦ )વર્ષ, દશશત( ૧૦૦ ) વર્ષે એક સહસ્ર( ૧૦૦૦ )વર્ષ, શતસહસ્ર વર્ષે એક લક્ષ વર્ષ, ૮૪ લાખ વર્ષે એક પૂર્વાંગ, ૭૦ ક્રોડ ૫૬ લાખ ક્રોડવર્ષે ૧ પૂર્વ થાય, ૮૪ લાખ પૂર્વે ૧ ત્રુટિતાંગ થાય, આ ત્રુટિતાંગની સંખ્યાને ૮૪ લાખે ૨૫ વાર ગુણીએ ત્યારે શીર્ષપ્રહેલિકાનું પ્રમાણ આવીને ઉભું રહે. આ સર્વ અને તેની આગળનું પ્રમાણ ઉપરના ચાલુ વિવરણમાં વિચારવું.

यदाहुः हैमकोषे—

'अष्टादश निमेषास्तु काष्ठा काष्ठाद्वयं लवः ।
कला तैः पञ्चदशभिर्लेशस्तद्द्वितयेन च ॥ १ ॥

क्षणस्तैः पञ्चदशभिः क्षणैःषड्भिस्तु नाडिका ।
सा धारिका च घटिकामुहूर्तस्तद्द्वयेन च ॥ २ ॥

त्रिंशता तैरहोरात्रः, पञ्चदशाहोरात्रः स्यात्पक्षः, स बहुलःसितश्च ।
पक्षौ मासो ॥ द्वौ द्वौ मार्गादिकावृतुः ॥ शिशिराद्यैस्त्रिभिः त्रिभिः अयनम्, अयने द्वे
वत्सरः इत्यादि ज्ञेयम् ॥

| | |
|---|---|
| ૧૫ દિવસનો | ૧ પક્ષ ( પખવાડિઉં ) |
| ૨ પક્ષે(૩૦ દિવસે) | ૧ માસ |
| ૨ માસે | ૧ ઋતુ |
| ૩ ઋતુએ (૧૮૩ દિવસે, વા ૬ માસે) | ૧ અયન ( ૬ માસ ) |
| ૨ અયને (૧૨ માસે)અથવા [12]૬ ઋતુએ | ૧ વર્ષ |
| ૫ ( સૌર ) વર્ષે | ૧ યુગ |
| ૨૦ યુગે | ૧ શત વર્ષ ( ૧૦૦ ) |
| દશ શત વર્ષે | ૧ સહસ્ર વર્ષ |
| શત સહસ્ર વર્ષે | ૧ લક્ષ વર્ષ |
| ૮૪ લક્ષવર્ષ | ૧ પૂર્વાંગ |
| ૮૪ લાખપૂર્વાંગે ( ૭૦ ક્રોડ ૫૬ લાખ ક્રોડ સૂર્ય વર્ષે ) | ૧ પૂર્વ |
| ૮૪ લાખ પૂર્વે | ૧ ત્રુટિતાંગ (પ્રથમ પ્રભુનું આયુષ્ય) |
| ૮૪ લાખ ત્રુટિતાંગે | ૧ ત્રુટિત |
| ૮૪ લાખ ત્રુટિતે | ૧ અડડાંગ |
| ૮૪ લાખ અડડાંગે | ૧ અડડ |
| ૮૪ લાખ અડડે | ૧ અવવાંગ |
| ૮૪ લાખ અવવાંગે | ૧ અવવ |
| ૮૪ લાખ અવવે | ૧ હુહુકાંગ |
| ૮૪ લાખ હુહુકાંગે | ૧ હુહુક |
| ૮૪ લાખ હુહુકે | ૧ ઉત્પલાંગ |
| ૮૪ લાખ ઉત્પલાંગે | ૧ ઉત્પલ |
| ૮૪ લાખ ઉત્પલે | ૧ પદ્માંગ |
| ૮૪ લાખ પદ્માંગે | ૧ પદ્મ |
| ૮૪ લાખ પદ્મે | ૧ નલિનાંગ |
| ૮૪ લાખ નલિનાંગે | ૧ નલિન |
| ૮૪ લાખ નલિને | ૧ અર્થનિપુરાંગ |
| ૮૪ લાખ અર્થનિપુરાંગે | ૧ અર્થનિપુર |

---

૧૨—उक्तञ्च;—' पाउस वासारत्तो सरओ हेमंत वसंत गिम्हा य ।
एए खलु छप्पि उऊ जिणवरदिट्ठा मए सिट्ठा ॥ १ ॥ '

પદ્ ( ૬ ) ઋતુનાં ટુંક વર્ણન માટે જુઓ—શ્રી તત્વાર્થ પંચમ અધ્યાય તથા હીર-સૌભાગ્ય શ્લોક—૨૮ થી શરૂ.

| | |
|---|---|
| ૮૪ લાખ અર્થનિપુરે | ૧ અયુતાંગ |
| ૮૪ લાખ અયુતાંગે | ૧ અયુત |
| ૮૪ લાખ અયુતે | ૧ નયુતાંગ |
| ૮૪ લાખ નયુતાંગે | ૧ નયુત |
| ૮૪ લાખ નયુતે | ૧ પ્રયુતાંગ |
| ૮૪ લાખ પ્રયુતાંગે | ૧ પ્રયુત |
| ૮૪ લાખ પ્રયુતે | ૧ ચૂલિકાંગ |
| ૮૪ લાખ ચૂલિકાંગે | ૧ ચૂલિકા |
| ૮૪ લાખ ચૂલિકાએ | ૧ શીર્ષપ્રહેલિકાંગ |
| ૮૪ લાખ શીર્ષ પ્રહેલિકાંગે | ૧ શીર્ષપ્રહેલિકા ( સંખ્યાતા વર્ષ ) |
| અસંખ્યાતા વર્ષનો ( પલ્ય પ્રરૂપણાએ ) | ૧ પલ્યોપમ ( છ ભેદે ) |
| ૧૦ કોડાકોડી પલ્યોપમનો | ૧ સાગરોપમ ( કુલ ૬ પ્રકારે ) |
| ૧૦ કોડાકોડી સાગરોપમની | ૧ ઉત્સર્પિણી અથવા તેટલાજ કાળની ૧ અવસર્પિણી ( તે છ છ આરા પ્રમાણ ) |
| ૨૦ કોડાકોડી સાગરોપમની અથવા ૧ ઉત્સર્પિણી અને ૧ અવસર્પિણી મળી | ૧ કાલચક્ર થાય |
| અનન્તા કાળચક્રે | ૧ પુદ્ગલપરાવર્ત થાય ( તે ચાર પ્રકારે છે ) |

ઉત્સેધાંગુલના પ્રમાણવડે નિષ્પન્ન ૧ યોજન ( ચારગાઉ ) ઉંડો ઘનવૃત્ત કૂવો ( લંબાઇ–પહોળાઇ અને ઉંડાઇ ત્રણેનું પ્રમાણ સમાન હોવાથી ઘનવૃત્ત કહેવાય છે ) જેનો પરિધિ ૩$\frac{1}{6}$ યોજન લગભગ થાય છે તે કૂવો સિદ્ધાન્તોક્ત અભિપ્રાયે મહાવિદેહક્ષેત્રવર્તી મેરૂની સમીપે આવેલા દેવકુરૂ અને ઉત્તરકુરૂ-ક્ષેત્રના યુગલિક મનુષ્યોના મુંડાવેલા મસ્તકના એકથી સાત દિવસના ઉગેલા વાલાગ્રવડે ભરવો. એ ક્ષેત્રસમાસ તથા જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વૃત્તિનો અભિપ્રાય છે.

પૂ૦ શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણમહારાજાએ પણ એજ પ્રમાણે કહ્યું છે—

तथाहि;—एगाहिय बेहिया तेहियाण उक्कोस सत्तरत्ताणं,

समग्गं सन्निचियं भरियं वालग्गकोडीणं ॥ ३ ॥

પ્રવચનસારોદ્ધાર તથા શ્રીસંગ્રહણીવૃત્તિમાં તો મસ્તક મુંડાવ્યા બાદ એક બે યાવત્ ઉત્કૃષ્ટથી સાત દિવસના ઉગેલા વાળાગ્રો લેવા એટલું જ માત્ર

કથન કરેલ છે અર્થાત્ અમુક ક્ષેત્રાશ્રયી લેવાનું સૂચન ન કરતાં સામાન્યપણે દર્શાવેલ છે. ક્ષેત્રસમાસસ્વોપજ્ઞવૃત્તિના અભિપ્રાયે દેવકુરૂઉત્તરકુરૂમાં ઉત્પન્ન થએલા ( આ ક્ષેત્રવર્તી યુગલિકોના વાળ સૂક્ષ્મ છે માટે ) સાત દિવસના ઘેટાનાં ઉત્સેધાંગુલ પ્રમાણ રોમરાશિના સાત વાર આઠ આઠ ખંડ કરીએ ત્યારે ૨૦૯૭૧૫૨ રોમખંડ થાય. આવા સૂક્ષ્મરોમખંડોવડે આ પલ્યને ભરવો, આ સાંપ્રદાયિક ( ગુરૂ પરમ્પરાનો ) અર્થ છે.

આ પ્રમાણે ૧ ઉત્સેધાંગુલપ્રમાણ વાળના સાત સાત વાર આઠ આઠ ટુકડા કરીને તે પલ્યને ખીચોખીચ ભરતાં એક ઉત્સેધાંગુલપ્રમાણ પલ્યક્ષેત્રમાં ૨૦૯૭૧૫૨ રોમખંડો સમાય, એકેક અંગુલના કરેલા રોમખંડોની રાશિને ચોવીશ અંગુલનો એક હાથ હોવાથી ૨૪ ગુણા કરીએ તો એક હાથ જેટલી જગ્યામાં ૫૦૩૩૧૬૪૮ રોમ ખંડ સમાય, પુનઃ એને જ ચાર હાથનો ધનુષ્ય હોવાથી ચાર ગુણા કરીએ તો ૨૦૧૩૨૬૫૯૨ રોમખંડો ૧ ધનુષ્ય પલ્યક્ષેત્રમાં સમાય, પુનઃ તેનેજ ૨૦૦૦ દંડ ( અથવા ધનુષ્ય ) નો ગાઉ થતો હોવાથી ૨૦૦૦ ગુણા કરીએ ત્યારે ૪૦૨૬૫૩૧૮૪૦૦૦ રોમરાશિ ૧ ગાઉ જેટલા પલ્યના ક્ષેત્રમાં સમાય. ચાર ગાઉનો એક યોજન હોવાથી ઉક્ત સંખ્યાને ચાર ગુણા કરીએ ત્યારે ૧૬૧૦૬૧૨૭૩૬૦૦૦ રોમખંડો ફક્ત પલ્યની એક યોજન લાંબી શ્રેણીમાં સમાય જ્યારે બીજી કેટલીએ શ્રેણિ ભરીએ ત્યારે તો ફક્ત કૂવાનું તળીઉં જ ઢંકાય. એટલે કે તે સમગ્ર તળીયાને વાલાગ્રોવડે સંપૂર્ણ ભરવા માટે ૧૬૧૦૬૧૨૭૩૬૦૦૦ નીં ઉક્ત સંખ્યાનો વર્ગ કરીયે એટલે કે પુનઃ તેટલી જ સંખ્યાએ ગુણીએ ત્યારે ૨૫૯૪૦૭૩૩૮૫૩૬-૫૪૦૫૬૯૬ રોમખંડોવડે કેવળ તળીઉં જ પથરાઈ રહે. આટલી વાળસંખ્યાએ એકજ પ્રતરરચના કહેવાય. પૂર્વોક્ત સંખ્યાપ્રમાણ બીજા વાળના પ્રતરો ( પડો ) ભરીએ તો સમગ્ર કૂવો ભરાઈ રહે. આ ગણત્રી ઘનવૃત્ત કરવાની હતી, પરંતુ અત્ર ઘનચોરસ કૂવાની થઇ એ રોમખંડને તેટલા જ રોમખંડવડે પુનઃ ગુણીએ તો ૪૧૭૮૦૪૭૬૩૨૫૮૮૧૫૮૪૨૭૭૮૪૫૪૦૨૫૬૦૦૦૦૦૦૦૦૦ આટલા રોમખંડવડે ઘનચોરસ કૂવો ભરાય. ઘનવૃત્ત કૂવો ભરવા માટે આવેલ સંખ્યાને ૧૯ [13]ગુણી કરી ૨૪વડે ભાગીએ તો ૩૩ ક્રોડ ૭ લાખ ૬૨ હજાર ૧૦૪ કોડાકોડી કોડાકોડી, ૨૪ લાખ ૬૫ હજાર ૬૨૫ કોડાકોડી કોડી, ૪૨ લાખ

---

૧૩–શતક કર્મગ્રન્થ ટીકાને વિષે ચોરસનું વૃત્ત કરવા માટે આ વિષય ચાલતાં ૧૯ વડે ગુણી અને ૨૨વડે ભાગવાનું જણાવેલ છે.

એક હજાર ૭૬૦ કોડાકોડી, ૯૭ લાખ ૬૩ હજાર ૬૦૦ ક્રોડ[૧૪], (૩૩૦૭૬૨૧૦૪ કોડાકોડી કોડાકોડી ૨૪૬૫૬૨૫, કોડાકોડી કોડાકોડી, ૪૨૧૯૯૬૦ કોડાકોડી, ૯૭૫૩૬૦૦,૦૦૦૦૦૦૦) આટલી વાલાગ્રોની રાશિઓવડે સંપૂર્ણ કૂવો ભરાઇ શકે. આ વાળોને ખીચોખીચ ભરવાના, ને તે એવી રીતે નિબિડ ભરવા કે–તે વાલાગ્રને અગ્નિ બાળી શકે નહિ, પાણી ભીંજી શકે નહિ અને ચક્રવર્તી જેવાની [૧૫]મહાસેના તે વાલાગ્રને સ્પર્શ કરતી પસાર થઇ જાય તો પણ તે વાલાગ્ર નમે નહિ (દબાય નહિ). આવી રીતે વાલાગ્રોથી નિબિડ ભરેલા કૂવામાંથી એકેક સમયે એકેક વાલાગ્ર સમુદ્ધૃત કરવો અર્થાત્ અપહરવો, એમ સમયે સમયે વાલાગ્ર અપહરતાં જેટલા કાળે તે પલ્ય સર્વથા વાલાગ્રથી રહિત થાય તેટલા કાળને 'बादर उद्धारपल्योपम' કહેવાય.

બહાર ઉદ્ધાર કરવાની મુખ્યતાથી આ નામ આપેલ છે. આ પલ્યોપમનું કાળમાન સંખ્યાતા સમય માત્ર છે, યતઃ એકેક સમયે વાલાગ્ર કાઢવાનો છે, વાલાગ્રોની સંખ્યા મર્યાદાવાળી છે અને એક નિમેષમાત્રમાં અસંખ્યાતા સમય થઇ જાય છે. આ નિમેષકાળ કરતાં પણ આ પલ્યોપમનો કાળ ઘણો અલ્પ છે. આ કાળપ્રમાણ સાથે કોઇપણ વસ્તુની સરખામણી હોઇ શકતી નથી. કેવળ આગળ કહેવાતો सूक्ष्म उ० प० સુખેથી જાણી શકાય માટે જ બાદર ઉ૦ પલ્યોપમનું સ્વરૂપ જણાવવામાં આવેલ છે.

**उक्तञ्च-अनुयोगद्वारेषु;–"एएहिं वावहारिय–उद्धारपलिओवमसागरोवमेहिं किं पउयणं? एएहिं वावहारिय–उद्धारपलिओवमसागरोवमेहिं न किंचि पउयणं, केवलं पन्नवणा पन्नविज्जई"।**

આવા દશ કોડાકોડી बा० उ० पल्योपमे એક बादरउद्धारसागरोपम થાય છે. [૧૬]सूक्ष्मउद्धारपल्योपम–પૂર્વ બા૦ ઉ૦ પ૦ ના નિરૂપણમાં જે પ્રમાણે કૂવો ભરેલો છે

---

૧૪–यदुक्तं महोपाध्यायैः—

त्रित्रिखाश्वरसाक्ष्याशावार्द्ध्यक्ष्यब्धिरसेन्द्रियाः ।
षड्द्विपञ्चचतुर्द्व्येकां–कांकषट्खांकवाजिनः ॥ १ ॥
पञ्च त्रीणि च षट् किञ्च नवखानि ततः परम् ।
आदितः पल्यरोमांशराशिसंख्यांकसंग्रहः ॥ २ ॥

૧૫–अयुतञ्चनागास्त्रिगुणा रथाश्च लक्षैकयोधा दशलक्षवाजिनः ।
पदातिसंख्याषट्त्रिंशकोट्या अक्षौहिणी तां मुनयो वदन्ति ॥ २ ॥

એ ચક્રવર્તીની સેનાનું પ્રમાણ જાણવું.

૧૬ સૂક્ષ્મ વાલાગ્રોવડે ઉદ્ધાર કરતા પ્રમાણ નીકળતું હોવાથી આ નામ સાન્વર્થ છે.

## ॥ घनवृत्त पल्यचित्रम् ॥

આ કૂવામાં ખીચોખીચ ભરેલા અસંખ્ય વાલાગ્રોને સમયે સમયે એક એક વાલાગ્ર કાઢવાથી સૂ० उद्धारपल्योपम થાય છે. તેવા ૨૫ કોડાકોડિ પલ્યોપમના સમય જેટલા અસંખ્ય દ્વીપ સમુદ્ર છે, અને સો સો વર્ષે એકેક વાલાગ્ર કાઢતાં ખાલી થવા જેટલો કાળ સૂ० अद्धापल्योपम ગણાય છે, તેથી આયુષ્ય અને કાળના ભેદ મપાય છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ દાણાપીઠ—ભાવનગર.

તેમજ જે રીતે વૃદ્ધિ કરેલો સમજવો. હવે એ કૂવામાં પૂર્વે જે સૂક્ષ્મ-વાલાગ્રો ભર્યાં હતા એમાંના પ્રત્યેક વાલાગ્રોના બુદ્ધિમાન્ પુરૂષોએ બુદ્ધિની કલ્પનાથી અસંખ્ય અસંખ્યખંડો કલ્પવા. દ્રવ્યપ્રમાણથી તે રોમખંડો વિશુદ્ધ લોચનવાળો છદ્મસ્થ જીવ જેવા સૂક્ષ્મ ( આપેક્ષિક સૂક્ષ્મ ) પુદ્ગલસ્કંધને જોઇ શકે છે તેના અસંખ્યાતમા ભાગ જેવડા સૂક્ષ્મ આ વાલાગ્રો હોય છે, ક્ષેત્રથી આ વાલાગ્રનું પ્રમાણ જણાવતાં કહે છે કે સૂક્ષ્મસાધારણ વનસ્પતિ-કાય ( -નિગોદ )ના જીવનું શરીર જેટલા ક્ષેત્રમાં સમાઇને રહે તે કરતાં અસંખ્ય-ગુણ અધિક ક્ષેત્રમાં આ રોમખંડો સમાઇ શકે છે. વળી અન્ય બહુશ્રુત ભગ-વંતો કથન કરે છે કે અસંખ્યાતમા ભાગપ્રમાણ જે વાલાગ્ર તે પર્યાપ્તા બાદરપૃથ્વીકાયના શરીર તુલ્ય હોય છે, આ સર્વે રોમખંડો પરસ્પર સમાન પ્રમાણવાળા અને સર્વ અનંતપ્રદેશાત્મક હોય છે.

આ પ્રમાણે પૂર્વની રીતિએ પૂર્વપ્રમાણવાળા તે પલ્યને વિષે રહેલા જે વાલાગ્રો જેના સૂ૦ઉ૦પ૦પ્રમાણ કાઢવામાટે પ્રત્યેકના અસંખ્ય અસંખ્ય-ખંડો કલ્પેલા છે, એ કલ્પેલા વાલાગ્રોમાંથી પ્રતિસમયે એક એક વાલાગ્રને પલ્યમાંથી બહાર કાઢીયે, એમ કરતાં જેટલા કાળે તે પલ્ય વાલાગ્રોવડે નિઃશેષ થઇ જાય તે કાળને सूक्ष्मउद्धारपल्योपम કહેવાય છે. આ પલ્યોપમ સંખ્યાતા ક્રોડ વર્ષ પ્રમાણનો છે. આવા દશકોડાકોડી સૂક્ષ્મઉદ્ધારપલ્યોપમવડે એક सूक्ष्मउद्धारसागरोपम થાય છે. આ સૂ૦ઉ૦પલ્યોપમ અને સૂ૦ઉ૦સાગરોપમવડે તીર્ચ્છાલોકવર્ત્તી અસંખ્યાતા દ્વીપસમુદ્રોની સંખ્યાની સરખામણી થઇ શકે છે, કારણ કે પચીશ કોડાકોડી ( ૨૫૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ) સૂ૦ઉ૦પલ્યોપમના જેટલા સમયો તેટલા જ દ્વીપસમુદ્રો છે, અથવા તો ૨૫ [૧૭]કોડાકોડી કૂવાઓમાં પૂર્વરીતિએ કરેલા અસંખ્ય અસંખ્યખંડવાળા રોમખંડોની જેટલી સંખ્યા થાય તેટલા દ્વીપસમુદ્રો છે, એટલે કે–સાગરોપમવડે અઢી સૂ૦ઉ૦સાગરોપમના જેટલા સમયો તેટલા દ્વીપસમુદ્રો છે. એ માટે श्री अनुयोगद्वारમાં કહ્યું છે કે—

एएहिं सुहुमेहिं उद्धारपलिओवमसागरोवमेहिं दीवसमुद्दाणं उद्धारो घिप्पइ ॥ सिद्धान्तेऽप्युक्तं—केवइयाणं भंते ! दीवसमुद्दा उद्धारेणं पन्नत्ता ? गोयमा !

---

૧૭–કોડાકોડી એટલે કોઇ પણ મૂલસંખ્યાને એક ક્રોડે ગુણતાં જે સંખ્યા પ્રાપ્ત થાય તે સમજવી. જેમ ૧૦૦૦૦૦૦૦૦ દશ ક્રોડને ૧૦૦૦૦૦૦૦ એક ક્રોડે ગુણીએ તો ૧૦૦૦૦૦૦૦૦,૦૦૦૦૦૦૦૦ ( દશ કોડાકોડી ) સંખ્યા આવે, પરંતુ વર્ગગણિતની જેમ જેટલી સંખ્યાને તેટલાએ ગુણવા તેમ નહિ.

जावइआ अड्ढाइज्जाणं उद्धारसागरोवमाणं समया एवइयाण दीवसमुद्दा उद्धारेणं पन्नता ॥ अन्येप्याहुः—

" जावइया उद्धारे, अड्ढाइज्जाण सागराण भवे ।
तावइया खलु लोए, हवंति दीवा समुद्दा य ॥ १ ॥ "

## ॥ इति सूक्ष्मउद्धारपल्योपमस्वरूपम् ॥

## ॥ बादर–अद्धापल्योपमम् ॥ ३ ॥

પૂર્વે बा० उ० पल्योपम વખતે જે રીતે વાલાગ્રો ભર્યા હતા તેવી જ રીતે અહિં પણ તેટલા જ પ્રમાણવાળો ( સંખ્યાતા વાલાગ્રપ્રમાણ ) પલ્ય સમજવો. એ પલ્યમાંથી પ્રથમ પ્રતિસમયોદ્ધાર ક્રિયા કરી હતી ત્યારે અહિં બાદર અદ્ધાપલ્યોપમ કાઢવામાટે સો સો વર્ષે એક એક વાલાગ્ર માત્ર કાઢવો, એટલે કે સો વર્ષ થાય એટલે એક વાર એક વાલાગ્ર અપહરવો, બીજા સો વર્ષ થાય ત્યારે એક બીજો વાલાગ્ર બહાર કાઢવો, આ પ્રમાણે ક્રિયા કરતાં જ્યારે તે પલ્ય વાલાગ્ર રહિત થાય ત્યારે बादर अद्धापल्योपम થાય. આ પલ્યોપમ સંખ્યાતા ક્રોડ વર્ષપ્રમાણ છે અને આનું નિરૂપણ આગળ કહેવાતા सूक्ष्मअद्धापल्योपम સમજવાને માટે જ છે. આવા દશ કોડાકોડી સૂ૦અ૦પલ્યોપમે એક सूक्ष्मअद्धा-सागरोपम થાય છે.

## ॥ सूक्ष्म–अद्धापल्योपमम् ॥ ४ ॥

પૂર્વે સૂક્ષ્મઉદ્ધારપલ્યોપમના પ્રસંગે પ્રત્યેક બાદરરોમખંડોના જેવી રીતે અસંખ્યાતા અસંખ્યાતા ખંડ કલ્પ્યા હતા તેજ પ્રમાણે અહિં કલ્પવા, ( પલ્ય પૂર્વપ્રમાણે સમજવો, ) કલ્પીને પ્રતિસમયે નહિ કાઢતાં સો સો વર્ષે એક એક વાલાગ્ર કાઢવો, કાઢતાં કાઢતાં જ્યારે તે કૂવો ખાલી થાય ત્યારે એક सूक्ष्मअद्धापल्योपम થાય છે. આવા દશ કોડાકોડી સૂ૦અ૦પલ્યોપમે એક सूक्ष्मअद्धासागरोपम થાય છે.

આ સૂક્ષ્મઅધ્ધાપલ્યોપમ અથવા સાગરોપમવડે નરક વિગેરે ચારે ગતિના જીવોની આયુઃસ્થિતિ ભવસ્થિતિ તથા જીવોની સ્વકાયસ્થિતિઓ વિગેરે મપાય છે. यदाहुः—" एएहिं सुहुमअद्धापलिओवमसागरोवमेहिं नेरइयतिरिक्खजोणियमणुयदेवाणं आउयाइं मविज्जंति " इति

## ॥ बादर–क्षेत्रपल्योपमम् ॥ ५ ॥

પૂર્વે જે પ્રમાણુ વાલાગ્રોવડે સાતવાર આઠ આઠ ખંડ કરવા દ્વારા કૂવો ભરેલો છે તેજ પલ્યમાં રહેલા પ્રત્યેક રોમખંડોમાં અસંખ્ય અસંખ્ય આકાશપ્રદેશો અંદર અને બહારથી પણુ સ્પર્શી રહેલા છે અને અસ્પર્શીને પણુ રહેલા છે, તેમાં સ્પર્શીને રહેલા આકાશપ્રદેશો કરતાં નહિ સ્પર્શેલા આકાશપ્રદેશો ઘણા છે. તે વાલાગ્રોથી સ્પૃષ્ટબદ્ધ આકાશપ્રદેશોને પ્રત્યેક સમયે એકેક બહાર કાઢીએ, કાઢતાં કાઢતાં સ્પર્શેલા સર્વ આકાશપ્રદેશો જ્યારે ખાલી થાય ત્યારે તેટલો કાળ बादरक्षेत्रपल्योपम કહેવાય. આ પલ્યોપમ અસંખ્ય કાળચક્ર પ્રમાણુ છે. આવા દશ કોડાકોડી બા૦ક્ષે૦પલ્યોપમે એક बादरक्षेत्रसागरोपम થાય છે. આ બા૦પલ્યોપમસાગરોપમના કથનનું પ્રયોજન સૂ૦ક્ષે૦૫૦ સમજવા માટેજ છે.

## ॥ सूक्ष्म–क्षेत्रपल्योपमम् ॥ ६ ॥

સૂ૦બાદરક્ષેત્રપલ્યોપમ પ્રસંગે જેવા પ્રકારના વાલાગ્રોથી ઉક્તપ્રમાણુ પલ્ય ભરેલ હતો તેવીજ રીતિએ ભરેલા પલ્યમાં પ્રત્યેક રોમખંડોની અંદર સ્પર્શેલા તથા નહિ સ્પર્શેલા આકાશપ્રદેશનું વિવરણુ કરેલ હતું. ચાલુ પ્રસંગે એટલું વિશેષ સમજવું કે એટલા ખીચોખીચ વાલાગ્રો ભરેલા છે જે પ્રચંડ વાયુથી પણુ ઉડી શકે નહિ, છતાં એ અગાધજ્ઞાનદૃષ્ટિવાળા પરમાત્મપુરૂષોએ યથાર્થ દેખ્યું અને યથાર્થ પ્રકાશ્યું છે જે, નિબિડ રીતિએ ભરેલા અને અસંખ્યવાર ખંડિત કરી કલ્પેલા એ વાલાગ્રોમાં એક વાલાગ્રથી બીજો વાલાગ્ર, બીજાથી ત્રીજો, એમ સર્વના અંતરમાં અસંખ્યાત અસંખ્યાત આકાશપ્રદેશો રહેલા છે. એથી ખરીરીતે જોવા જઇએ ત્યારે સ્પૃષ્ટકરતાં અસ્પૃષ્ટ આકાશપ્રદેશો ઘણા ( અસંખ્ય ગુણા ) મળી આવે, આ રીતિએ સ્પૃષ્ટાસ્પૃષ્ટ આકાશપ્રદેશો બે પ્રકારના થયા, એક સ્પર્શેલા અને બીજા નહિ સ્પર્શેલા, બન્ને પ્રકારના આકાશપ્રદેશોમાંથી પ્રતિસમયે સ્પૃષ્ટ અને અસ્પૃષ્ટ આકાશપ્રદેશને અપહરતાં જ્યારે તે પલ્ય સ્પૃષ્ટાસ્પૃષ્ટ આકાશપ્રદેશોથી જ્ઞાનીની દૃષ્ટિએ નિઃશેષ થઇ જાય ત્યારે ' सूक्ष्मक्षेत्रपल्योपम ' થાય છે.

જો કે અહીં વાલાગ્રોના અસંખ્યવાર ખંડ કરવાનું કંઇ પણુ પ્રયોજન નથા કારણુકે તે પ્રમાણે ખંડો કરવાથી પલ્યમાં વર્તતા આકાશપ્રદેશો વધવાના નથી, તેમ નહિ કરે તો ઘટવાના નથી, પરંતુ પ્રવચનસારોદ્ધારવૃત્તિ વિગેરે

ગ્રંથોમાં તેવીજ રીતે સકારણ એ કથનપધ્ધતિ સ્વીકારેલ છે તેથી અમોએ પણ અત્ર તેમજ કહેલું છે.

અહિં વાલાગ્ર ભરવાનું ઉપર જણાવ્યા પ્રમાણે તો કંઈ પણ પ્રયોજન નથી કારણકે આખા પલ્યમાં રહેલા સર્વઆકાશપ્રદેશોને એકંદરે તો કાઢવાના છેજ છતાં વાલાગ્રોના અસંખ્યાતા ખંડ કરવા સાથે ભરવાનું શું કારણ? એ શંકાના સમાધાનમાં સમજવાનું જે દૃષ્ટિવાદ નામના બારમા અંગમાં કેટલાક દ્રવ્ય પ્રમાણો સ્પૃષ્ટ આકાશપ્રદેશોથી, કેટલાએક માત્ર અસ્પૃષ્ટ આકાશપ્રદેશપ્રમાણથી અને કેટલાએક સ્પૃષ્ટાસ્પૃષ્ટ આકાશપ્રદેશોથી એમ ત્રણ રીતિએ મપાતા હોવાથી ત્રણે રીતિએ થતા કાલનું માન સમજવા સારૂ ઉક્ત પ્રરૂપણા કરેલ છે. ( જે માટે જૂઓ બૃહત્સંગ્રહણી, શ્રી અનુયોગદ્વાર, પંચમકર્મગ્રન્થવૃત્તિ વિગેરે ).

**પ્રશ્ન**—આ પલ્યમાં રહેલા વાલાગ્રો એવી રીતે નિબિડ ભરેલા છે કે ચક્રવર્તીનું સૈન્ય એક વાર કદાચ ચાલ્યું જાય તોપણ તે વાલાગ્રો જરાપણ દબાઈ શકે નહિ ત્યારે એવા પલ્યમાં પણ અસ્પૃષ્ટઆકાશપ્રદેશો શું સંભવી શકે?

**ઉત્તર**—પલ્યમાં રહેલા રોમખંડો ભલે તેવા ખીચોખીચ ભરેલા હોય તોપણ તે રોમખંડ વસ્તુજ એવી બાદર પરિણામવાળી છે કે જેનો સ્કંધ એવા પ્રકારનો ઘનપરિણામી હોઇ શકતો નથી કે જે સ્કંધ સ્વસ્થાનવર્તી આકાશપ્રદેશોમાં વ્યાવૃત્ત (વ્યાપ્ત) થઈ જાય, બીજું રોમખંડો જ્યારે બાદરપરિણામી છે ત્યારે આકાશપ્રદેશો તો અતિસૂક્ષ્મપરિણામી અને અરૂપી છે, આથી બાદરપરિણામવાળી વસ્તુમાં અતિસૂક્ષ્મપરિણામી અસ્પૃષ્ટઆકાશ પ્રદેશો સંભવે તેમાં કોઈપણ પ્રકારનો વિસંવાદ છેજ નહિ. એક બાહ્ય દાખલો લઈએ તો સમજી શકાશે કે, કોળાવડે ભરેલ કોઠીમાં પરસ્પર પોલાણ રહેલું હોય છે અને તે પોલાણમાં ઘણા બીજોરાના ફળો સમાઇ શકે છે, એ બીજોરામાં વર્તતા પોલાણમાં હરડે રહી શકે છે, હરડેના પોલાણભાગોમાં ચણીબોર રહી શકે છે, બોરના પોલાણમાં ચણા સમાઈ શકે છે, ચણાના આંતરામાં તલ, તેના આંતરામાં તેથી સૂક્ષ્મસૂક્ષ્મતરવસ્તુઓ સમાઇ શકે છે; તો પછી એક અતિસુક્ષ્મપરિણામી આકાશપ્રદેશો વાલાગ્રથી ભરેલા પલ્યમાં અસ્પૃષ્ટપણે રહે તે કેમ ન સંભવી શકે? અથવા જ્યારે નક્કરમાં નક્કર સ્થૂલદૃષ્ટિએ અત્યંત ઘન એવા સ્થંભમાં પણ સેંકડો ખીલીઓનો સમાવેશ ખુશીથી થઇ શકે છે! તો પછી આ પલ્યમાં અસ્પૃષ્ટ આકાશપ્રદેશોનો સદ્ભાવ કઇ રીતિએ ન સંભવી શકે? અર્થાત્ સંભવે જ. એ માટે અનુયોગદ્વારમાં કહ્યું છે કે—

'तत्थ णं चोयगो पन्नवगं एवं वयासी–अत्थि णं तस्स पल्लस्स आगासपएसा जेणं तेहिं वालग्गेहिं अणप्फुण्णा ? हंता अत्थि, जहा को दिट्ठंतो ? से जहानामए एगे पल्ले सिया से णं कोहंडाणं भरिए, तत्थ णं माउलिंगा परिक्खित्ता तेवि माया, तत्थ णं बिल्ला परिक्खित्ता तेवि माया, तत्थ णं आमलगा परिक्खित्ता तेवि माया, तत्थ णं बदरा परिक्खित्ता तेवि माया, तत्थ णं चणगा परिक्खित्ता तेवि माया, तत्थ णं तिला य परिक्खित्ता तेवि माया, एवमेएणं दिट्ठंतेणं अत्थि णं तस्स पल्लस्स आगासपएसा जेणं तेहिं वालग्गेहिं अणप्फुण्णा' इति ॥

આવા દશ કોડાકોડી સૂ૦ ક્ષે૦પલ્યોપમે सूक्ष्मक्षेत्रसागरोपम થાય છે. આ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમ તથા સાગરોપમ બાદરક્ષેત્રપલ્યોપમ–સાગરોપમથી અસંખ્યગુણુ પ્રમાણુવાલા છે. આ સૂ૦ક્ષે૦પલ્યોપમ તથા સાગરોપમ દૃષ્ટિવાદમાં ત્રસાદિ જીવોનું પરિમાણુ દર્શાવવામાં ઉપયોગી છે. ॥ इति सू०क्षे०प०स्वरूपम् ॥

## ॥ इति पल्योपमसागरोपमविवरणं समाप्तम्[18] ॥

આ પ્રમાણે સમયથી પ્રારંભી પલ્યોપમ અને સાગરોપમ સુધીનું સ્વરૂપ જણાવાયું. હવે સાગરોપમથી અધિક ગણાતો જે કાળ ઉત્સર્પિણી અને અવસર્પિણી રૂપ (છે) તે દર્શાવાય છે અને સાથે સાથે તેમાં વર્તતા ભાવોનું કિંચિત્ સ્વરૂપ પણ કહેવાય છે;—

**अवसर्पिणी स्वरूपम्**—દશ કોડાકોડી સાગરોપમની એક અવસર્પિણી અને તેટલાજ કાળ પ્રમાણની એક ઉત્સર્પિણી એમ જ્ઞાનીઓ ભાખે છે. આ અવસર્પિણી અને ઉત્સર્પિણી અનાદિસંસિદ્ધ છ છ પ્રકારના આરા ભેદથી પરિપૂર્ણ થાય છે, અવસર્પિણીના છ આરા ક્રમાત્ હીન–હીન ભાવવાળા અને ઉત્સર્પિણીના તેથી વિપરીત એટલે ચઢતા ચઢતા ભાવોવાળા હોય છે. આવી અવસર્પિણીઓ અને ઉત્સર્પિણીઓ ભૂતકાલમાં અનંતી વહી ગઇ અને

१८–उक्तञ्च प्रवचनसारोद्धारे;–' उद्धारपल्लगाणं, कोडाकोडी भवेज्ज दसगुणिया । तं सागरोवमस्स उ एक्कस्स भवे परिमाणं ॥ १ ॥ जावइओ उद्धारो अड्ढाइज्जाण सागराण भवे । तावइआ खलु लोए हवंति दीवा समुद्दा य ॥ २ ॥ तह अद्धापल्लाणं कोडाकोडी भवेज्ज दसगुणिया । तं सागरोवमस्स उ परिमाणं हवइ एगस्स ॥ ३ ॥ सुहूमेण उ अद्धासागरस्स माणेण सव्वजीवाणं । कम्मठिई कायठिई भवट्ठिई होइ नायव्वा ॥ ४ ॥ इह खेत्तपल्लगाणं, कोडाकोडी हवेज्ज दसगुणिया । तं सागरोवमस्स उ एक्कस्स भवे परिमाणं ॥ ५ ॥ एएण खेत्तसागरोवममाणेण हविज्ज नायव्वं । पुढविदगअगणिमारुयहरियतसाणं च परिमाणं ॥ ६ ॥ '

ભવિષ્યમાં અનંતી વહી જશે! આ પરિવર્તન તથાવિધ જગત્સ્વાભાવ્યાત્ ચાલુ જ છે. એ અવસર્પિણી ઉત્સર્પિણી પૈકી પ્રથમ અવસર્પિણીના ૬ [૧૯]આરાનું સ્વરૂપ દર્શાવાય છે.

૧ सुषमसुषम आरो—સુખ સુખ. જેમાં કેવલ સુખજ વર્તતું હોય તે. આ આરો સૂક્ષ્મઅદ્ધા ૪ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે. આ આરામાં મનુષ્યનું આયુષ્ય ૪ પલ્યોપમ અને શરીરની ઉંચાઇ ૩ ગાઉની હોય છે. આ આરાના મનુષ્યો ત્રીજે ત્રીજે દિવસે એક તુવરના દાણાપ્રમાણ કલ્પવૃક્ષના પત્રપુષ્પ ફળાદિનો આહાર કરે છે, અને તેટલા પ્રમાણ આહારના તથાવિધ[૨૦]સત્ત્વથી તેઓને ત્રણ દિવસસુધી ક્ષુધા લાગતી પણ નથી. આ આરામાં વર્તતા મનુષ્યોની પાંસળીયો ૨૫૬ હોય છે.

૨. सुषम आरो—જે આરો સુખમય છે. એટલે કે પ્રથમ આરાની અપેક્ષાએ સુખ અલ્પ હોય છે તો પણ આરામાં દુઃખનો અભાવ છે, આ આરો બે કોડાકોડી ( સૂ૦ અ૦ ) સાગરોપમનો છે, આ આરાના મનુષ્યનું આયુષ્ય ૨ પલ્યોપમ શરીરની ઉંચાઇ ૨ ગાઉ અને પાંસળી ૧૨૮ હોય છે; આ આરામાં ઉત્પન્ન થયેલા મનુષ્યોને બે બે દિવસને આંતરે ખાવાની ઇચ્છા થાય છે; અને ઇચ્છાની સાથે બોરપ્રમાણ વસ્તુઓનો આહાર કરી તૃપ્તિને પામે છે.

૩. सुषमदुःषम आरो—જેમાં સુખ અને દુઃખ બન્ને હોય તે. એટલે સુખ ઘણું અને દુઃખ થોડું હોય તેવો કાળ તે અવ૦ નો ત્રીજો આરો સમજવો. આ આરામાં ઉત્પન્ન થયેલા મનુષ્યોનું આયુષ્ય ૧ પલ્યોપમ, દેહની ઉંચાઇ ૧ ગાઉની અને પાંસળીઓની સંખ્યા ૬૪ હોય છે. આ મનુષ્યો બોરથી વિશેષ પ્રમાણવાળું જે આમળું તેટલા પ્રમાણનો આહાર એકેક દિવસને આંતરે ગ્રહણ કરે છે.

આ ત્રણે આરામાં અહિંસકવૃત્તિવાળા ગર્ભજપંચેન્દ્રિય અને મનુષ્યો યુગલધર્મી હોય છે. એટલે સ્ત્રીપુરૂષ બન્ને જોડલે ઉત્પન્ન થાય, અને તે

---

૧૯-तथाचोक्तं कालसप्ततिकायाम्–' सुसमसुसमा य सुसमा, सुसमदुसमा य दुसमसुसमा य। दुसमा य दुसमदुसमा वसप्पिणुसप्पिणुक्कमओ ॥ १ ॥ '

૨૦–' વર્તમાનમાં પણ વિશેષે કરીને પાશ્ચાત્ય દેશમાં થતી લડાઇઓમાં સૈનિકોને એવા પ્રકારના સત્ત્વવાલી દવા ( ગોળીઓ ) આપવામાં આવે છે કે જેથી બે ત્રણ દિવસપર્યંત તે સૈનિકોને ક્ષુધા લાગતી નથી.

ક્ષેત્રોમાં તેટલા તેટલા દિવસ વ્યતીત થયે તેજ યુગલ પતિપત્નીરૂપે સર્વ વ્યવહાર કરે, તથાવિધ કાળપ્રભાવે યુગલિકમનુષ્યનો આજ ધર્મ હોય છે, આ યુગલિકો વજ્રઋષભનારાચસંઘયણના ધણી સમચતુરસ્રસંસ્થાનવાળા હોય છે, અનેક પ્રકારના ધાન્યનો સદ્ભાવ છતાં તેને નહિ વાપરતાં દશ પ્રકારના કલ્પવૃક્ષથી પોતાના સર્વવ્યવહારને ચલાવનારા હોય છે. આ યુગલિકક્ષેત્રની ભૂમિ ક્ષુદ્રજંતુઓના ઉપદ્રવથી તથા ગ્રહણાદિ સર્વઉલ્કાપાતોથી રહિત છે, અને શરીરે તદ્દન નીરોગી હોવા સાથે જુદાજુદા દશ પ્રકારના કલ્પવૃક્ષોથી સર્વપ્રકારનો નિર્વાહ કરે છે. ૧૦ પ્રકારના કલ્પવૃક્ષના નામો આ પ્રમાણે—૧ મત્તંગ. ૨ ભૃત્તંગ. ૩ તુટિતાંગ. ૪ જ્યોતિરંગ. ૫ દીપાંગ. ૬ ચિત્રાંગ. ૭ ચિત્રરસાંગ. ૮ મણ્યંગ. ૯ ગૃહાકાર. ૧૦ અનિયત કલ્પવૃક્ષ.[21] જે માટે શ્રી લઘુક્ષેત્રસમાસમાં કહ્યું છે કે;—

> तेसि मत्तंग भिंगा, तुडिअंगा जोइ-दीव-चित्तंगा ।
> चित्तरसा मणिअंगा, गेहागारा अणिअयक्खा ॥ १ ॥
> पाणं भोयण पिच्छण, रविपह दीवपह कुसुममाहारो ।
> भूसण गिह वत्थासण, कप्पदुमा दसविहा दिंति ॥ २ ॥

૧ 'मत्तंग' એટલે અહિંના સ્વાદથી અનેકગુણવિશેષસ્વાદવાળા જળને કલ્પવૃક્ષ પાસે યાચના કરતાં તે પુરૂ પાડનાર. ૨ 'भृत्तंग' સપ્તધાતુના તેમજ લાકડા વિગેરે ઇચ્છિત પ્રકારના સર્વજાતના ભાજનોને પુરૂં પાડનાર. ૩ 'तुटितांग' આ કલ્પવૃક્ષના ફળો વીણા સારંગી વિગેરે સર્વજાતના વાજિંત્રોની ગરજ સારે છે. ૪ 'ज्योतिरंग' પ્રકાશ કરનારા આ કલ્પવૃક્ષો સર્વપ્રકારના દેદીપ્યમાન તેજની ગરજ સારવાવાળા હોય છે, તેમાં રાત્રિએ તો કોઈ મહાન્ તેજને દેનારા હોવાથી ત્યાંના નિવાસીઓના ગમનાગમન-વિહાર વિગેરે સુખેથી થઇ શકે છે. ૫ 'दीपांग' જ્યાં જ્યોતિરંગનો પ્રકાશ ન પડતો હોય તે સ્થાનમાં દીપકની ગરજને સારનારા દીપાંગ કલ્પવૃક્ષો પ્રકાશ આપી રહ્યા છે. ૬ 'चित्रांग' કલ્પવૃક્ષો ચિત્રવિચિત્ર પુષ્પની માળાઓને આપવામાં ઉપયોગી છે. ૭ 'चित्ररसांग' વિચિત્ર રસવંત ભોજનને આપનારા તેમ જ અનેક પ્રકારના મીઠાઇને આપનારા છે, આ મીઠાઇનો સ્વાદ ચક્રવર્તીમાટે બનતી મીઠાઇ

---

૨૧—આ દશ જાતિમાં પ્રતિજાતીય કલ્પવૃક્ષો ઘણા હોય છે, આ કલ્પવૃક્ષ દેવાધિષ્ઠિત નહિ પણ તથાપ્રકારના સ્વાભાવિક પ્રભાવયુક્ત હોય છે. આ સિવાય બીજી ઘણી જાતિની ઉત્તમ વનસ્પતિઓ પણ હોય છે.

જેવા હોય છે. ૮ 'मण्यंग' કલ્પવૃક્ષો મણી વિગેરે સર્વપ્રકારના આભૂષણોને આપનારા છે. ૯ 'चित्राकार' કલ્પવૃક્ષો-વિવિધઆકારના ઇચ્છતમાળવાળા ગૃહો માટે ઉપયોગી છે. ૧૦ 'अनियत' કલ્પવૃક્ષો-ખુટતી કોઇ પણ પ્રકારની વસ્તુની પૂર્તિને કરનારા અને સર્વપ્રકારના વસ્ત્રાદિને આપનારા હોય છે. આ દશમા કલ્પવૃક્ષનું 'अनग्न' એવું પણ નામ છે. અને તે વસ્ત્ર વિગેરે આપવાવડે સાન્વર્થ છે.

આ યુગલિકો પોતાના સંતાનોનો નિર્વાહ પ્હેલાઆરામાં ૪૯ બીજા આરામાં ૬૪ અને ત્રીજાઆરામાં ૭૯ દિવસપર્યંત કરે છે, ત્યારબાદ તેઓને અપત્યપરિપાલનની જરૂર નથી હોતી. ત્રીજા આરાને અંતે ૮૪ લાખપૂર્વ અને ૮૯ પખવાડિયાં બાકી રહ્યે ઋષભાદિ કુળકરો થાય છે, જ્યારે યુગલિકોમાં કાળક્રમે વિશેષ મમત્ત્વાદિ ( રાગદ્વેષ ) દોષો વધી પડે છે ત્યારે કુળના મર્યાદાને કરનારા જે વિશિષ્ટપુરૂષો ઉત્પન્ન થાય છે તેને કુળકર કહેવાય છે. આ પુરૂષો [22]પરિભાષણાદિ ચાર પ્રકારની દંડનીતિ પ્રવર્તાવે છે. ત્રીજા આરાને અંતે શ્રીઋષભ તીર્થંકર ઉત્પન્ન થયા. જેઓ ૮૪ લાખપૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી તદ્ભવ મોક્ષગામી થયા. એ પ્રથમ તીર્થંકર શ્રીઋષભદેવ સ્વામિએ ૨૦ લાખપૂર્વ કુમારઅવસ્થામાં ગાળ્યા, ૬૩ લાખ પૂર્વ રાજ્યઅવસ્થામાં અને ૧ લાખપૂર્વ શ્રમણ (સાધુ) પર્યાય પાળી ત્રીજા આરાના ૮૯ પખવાડિયા બાકી રહ્યે છતે તેઓ સિદ્ધિપદને પામ્યા. દેશવિરતિ[23] [24]સર્વવિરતિની ઉત્પત્તિ ક્ષેત્રના કાળદોષે વિચ્છેદ પામેલી તે ચાલુ અવસર્પિણીમાં આ પ્રભુથી શરૂ થઇ. અવધિ આદિ જ્ઞાનની પણ ઉત્પત્તિ થઇ.[25]

---

૨૨–तथा चोक्तम्–' दुदु तिगकुलगरनीई ह–म–धिक्कारा तओ विभासाई । चउहा सामाईया बहुहा ( वीसं ) लेहाइ ववहारो ॥ १ ॥ '

૨૩–૨૪ દેશ થકી ( અમુક અંશે ) ત્યાગ તે દેશવિરતિ, અને સર્વાંશે ષટ્કાયાદિ જીવોનું પરિપાલન તથા પ્રાણાતિપાત–મૃષાવાદ–અદત્તાદાન–મૈથુન–પરિગ્રહનું વિરમણ તે સર્વવિરતિ. દેશવિરતિ પંચમગુણઠાણે અને સર્વવિરતિ ૬ ઠ્ઠા પ્રમત્તગુણઠાણાથી હોય છે, દેશવિરતિવાળા શ્રાદ્ધો (શ્રાવકો) હોય છે, અને સર્વવિરતિવાળા સાધુપુરૂષો હોય છે.

૨૫ ' અવધિ ' તે રૂપીપદાર્થ વિષયક મર્યાદાવાળું જ્ઞાન, આદિ શબ્દથી મનઃપર્યવજ્ઞાન અને કેવળજ્ઞાનનું પણ ગ્રહણ કરવું. ' મનઃપર્યવ ' જ્ઞાન તે અઢીદ્વીપવર્ત્તી સંજ્ઞીપંચેન્દ્રિય જીવોના મનોગતભાવોને જણાવનારૂં જ્ઞાન અને કેવળજ્ઞાન તે લોકાલોકવર્ત્તી અતીત અનાગત અનંત દ્રવ્યો અને પર્યાયોને જણાવનારૂં જ્ઞાન.

પુરૂષની ૭૨[૨૬] કળાઓ સ્ત્રીની ચોસઠ[૨૭] કળાઓ પણ તે પ્રભુએ જ પ્રવર્તાવી, અનેકપ્રકારની કારીગરીઓ (શિલ્પો) આ કાળમાં પ્રથમ તેજ પ્રભુએ ગૃહસ્થાવસ્થામાં જગતને બતલાવી, આ અવસર્પિણી આશ્રયી સર્વપ્રકારનો પ્રથમ વ્યવહાર તેમણે જ પ્રગટ કર્યો, અને તેઓએ નૈતિક આચરણ સર્વ જગત્‌ની સમક્ષ પ્રગટ કર્યું. હજારો પ્રકારના વ્યવહારો—સર્વ પ્રકારના ગણિતો કુંભકારની કળાઓ મૂલ પંચપ્રકારનાં (ઉત્તર ભેદે સો પ્રકારે) શિલ્પો વિગેરે વર્તમાનમાં જેટલી વસ્તુઓ દેખીએ છીએ તે સર્વ તથા સર્વ પ્રકારની મૂલભાષા—[૨૮]લિપિઓ પણ તેઓશ્રીથી (તેઓની પુત્રી બ્રાહ્મીથી)

---

२६—**पुरुषाणां द्वासप्ततिः कलाः**—' लिखितं गणितं गीतं नृत्यं वाद्यं च पठन–शिक्षे च । ज्योतिश्छन्दोऽलङ्कृतिव्याकरणनिरुक्तिकाव्यानि ॥ १ ॥ कात्यायनं निघण्टुर्गजतुरगारोहणं तयोः शिक्षा । शस्त्राऽभ्यासो रसयन्त्रमन्त्रविषखन्यगन्धवादाश्च ॥ २ ॥ प्राकृतसंस्कृतपैशाचिकाऽपभ्रंशाः स्मृतिः पुराणविधी । सिद्धान्ततर्कवैद्यकवेदाऽऽगमसंहितेतिहासाश्च ॥ ३ ॥ सामुद्रिकविज्ञानाऽऽचार्यकविद्या रसायनं कपटम् । विद्यानुवादो दर्शनसंस्कारौ धूर्तशम्बलकम् ॥ ४ ॥ मणिकर्मतरुचिकित्सा, खेचर्यमरीकलेन्द्रजालं च । पातालसिद्धियन्त्रकरसवत्यः सर्वकरणी च ॥ ५ ॥ प्रासादलक्षणं पण–चित्रोपललेपचर्मकर्माणि । पत्रच्छेद्यनखच्छेद्यपत्रपरीक्षा वशीकरणम् ॥ ६ ॥ काष्ठघनदेशभाषा गारुडयोगाङ्गधातुकर्माणि । केवलविधिशकुनरुते इति पुरुषकला द्विसप्ततिर्ज्ञेयाः ॥ ७ ॥ '

२७ સ્ત્રીઓની ચોસઠ કલાઓ આ પ્રમાણે—' ज्ञेया नृत्यौचित्ये, चित्रं वादित्रमन्त्रतन्त्राश्च । घनवृष्टिफलाकृष्टी, संस्कृतजल्पः क्रियाकल्पः ॥ १ ॥ ज्ञानविज्ञानदम्भाऽम्बुस्तम्भा गीततालयोर्मानम् । आकारगोपनाऽऽरामरोपणे काव्यशक्तिवक्रोक्ती ॥ २ ॥ नरलक्षणं गजहयवरपरीक्षणे वास्तुशुद्धिलघुबुद्धी । शकुनविचारो धर्माचारोऽञ्जनचूर्णयोर्योगः ॥ ३ ॥ गृहिधर्मसुप्रसादनकर्म कनकसिद्धिवर्णिकावृद्धी । वाक्पाटवकरलाघवललितचरणतैलसुरभिताकरणम् ॥ ४ ॥ भृत्योपचारगेहाचारौ व्याकरणपरनिराकरणे । वीणानादवितण्डावादाङ्कस्थितिजनाचाराः ॥ ५ ॥ कुंभभ्रमसारिश्रमरत्नमणिभेदलिपिपरिच्छेदाः । वैद्यक्रिया च कामाविष्करणं रन्धनं चिकुरबन्धः ॥ ६ ॥ शालीखण्डनमुखमण्डने कथाकथनकुसुमसुग्रथने । वरवेषसर्वभाषा–विशेषवाणिज्यभोज्यं च ॥ ७ ॥ अभिधानपरिज्ञानाऽऽभरण यथास्थान–विविधपरिधाने । अन्त्याक्षरिका प्रश्नप्रहेलिका स्त्रीकलाश्चतुःषष्टिः ॥ ८ ॥ '

२८—' हंसलिवी भूअलिवी, जक्खा तह रक्खसी अ बोधव्वा । उड्डी जवणी तुरुक्की, कीरी दविडी अ सिंधविआ ॥ १ ॥ मालविणी नडि नागरि, लाडलिवी पारसी अ बोधव्वा । तह अ निमित्ती य तहा चाणक्की मूलदेवी अ ॥ २ ॥ '

વર્તમાનમાં જે નવીન નવીન લિપિઓ—ભાષાઓ નીકળે છે તે મૂલલિપિઓના

પ્રવર્તેલી જાણવી. અવ૦ ના ત્રીજા આરાના અંતે તીર્થંકરદેવની ઉત્પત્તિનો પ્રારંભ થાય છે, આ ત્રીજા આરાના મનુષ્યો વજ્રઋષભનારાચસંઘયણવાળા સમચતુરસ્રસંસ્થાનવાળા તથા એક પલ્યોપમના આયુષ્યવાળા હોય છે, ત્રીજા આરાથી ચોથા આરામાં, ચોથા આરામાંથી પાંચમામાં, પાંચમામાંથી છઠ્ઠામાં અનુક્રમે [29]સંઘયણ સંસ્થાન ઉંચાઇ વર્ણ–રસ–ગંધ–સ્પર્શ–હીન, હીનતમ, હીનતમતર સમજવા, રાગદ્વેષકષાયોની વૃદ્ધિ પણ ક્રમશઃ તેમજ સમજવી. એથીજ અત્યારે પંચમકાળમાં આપણને છેલ્લું સેવાર્ત સંઘયણ (હાડકાની સંધીનો બાંધો વિશેષ) વર્તે છે, જેથી શરીરના ભાગને સ્વલ્પ ઉપદ્રવ થવાથી હાડકું ભાંગી જાય છે અને અનેકપ્રકારના તેલ વિગેરેના સેવનદ્વારા મૂલસ્થિતિમાં લાવવા પ્રયત્ન સેવવો પડે છે તેમજ કષાયોનો ઉદય પણ વિશેષ જોવાય છે.

૪ દુઃષમ સુષમ;—આ આરામાં દુઃખ વિશેષ અને સુખ અલ્પ હોય છે. આ આરો ૪૨૦૦૦ વર્ષન્યૂન ૧ કોડાકોડી[30]સાગરોપમ પ્રમાણ છે. આ આરામાં ઉત્કૃષ્ટ આયુષ્ય ૧ [31]પૂર્વક્રોડનું હોય છે. પૂર્વે ત્રીજા આરાને અંતે ઋષભદેવ

---

અમુક અંશે અપભ્રંશરૂપે હોવા સાથે તે તે દેશમાં કોઇ માણસે નવીન પ્રવર્તાવેલી હોય છે, આથી અમુકકાળમાં જ તે લિપિઓનું ચલણ હોય છે અને ઉપરોક્ત સર્વભાષા–લિપિઓ ન્યૂનાધિકતાવડે સર્વદા હોય છે.

૨૯. तथा चोक्तं जम्बूद्वीपप्रज्ञप्त्याम्–' संघयणं संठाणं उच्चत्तं आउअं च मणुआणं । अणुसमयं परिहायइ ओसप्पिणी कालदोसेण ॥ १ ॥ कोहमयमायलोहा ओसन्नं वड्ढए मणुआणं । कूडतूलकूडमाणं तेणाणुमाणेण सव्वंपि ॥ २ ॥

३० तथा चोक्तं हैमकोशे;–' तत्रैकान्तसुषमारश्चतस्रः कोटिकोटयः । सागराणां सुषमा तु तिस्रस्तत्कोटिकोटयः ॥ १ ॥ सुषमदुःषमा ते द्वे दुःषमसुषमा पुनः । सैका सहस्रैर्वर्षाणां द्विचत्वारिंशतोनिता ॥ २ ॥ अथ दुःषमैकविंशतिरब्दसहस्राणि तावति तु स्यात् । एकान्तदुःषमापि ह्येतत्संख्या परेऽपि विपरीताः ॥ ३ ॥ प्रथमेऽरत्रये मर्त्यास्त्रिद्व्येकपल्यजीविताः । त्रिद्व्येकगव्यूत्युच्चायास्त्रिद्व्येकदिनभोजनाः ॥ ४ ॥ कल्पद्रुफलसंतुष्टाश्चतुर्थेत्वरके नराः । पूर्वकोट्यायुषः पञ्चधनुःशतसमुच्छ्रयाः ॥ ५ ॥ पञ्चमे तु वर्षशतायुषः सप्तकरोच्छ्रयाः । षष्ठे पुनः षोडशाब्दायुषो हस्तसमुच्छ्रयाः ॥ ६ ॥ एकान्त दुःखप्रचिता उत्सर्पिण्यामपीदृशाः । पश्चानुपूर्व्या विज्ञेया अरेषु किल षट्स्वपि ॥ ७ ॥'

[ભાવાર્થ ઉપર કહેવાઇ ગયો છે.]

३१ पुव्वस्स उ परिमाणं सयरिं खलु वासकोडिलक्खा य । छप्पन्नं च सहस्सा बोधव्वा वासकोडीणं ॥ १ ॥

સ્વામી થયા, તેમને કૈવલ્યજ્ઞાન થયાબાદ તેમનાં મરૂદેવા માતા તીર્થ સ્થપાયા પહેલાં જ [૩૨]અંતકૃત્ કેવળી થઇ મોક્ષે ગયા ત્યારથી મોક્ષમાર્ગ શરૂ થયો, આ માર્ગ ચોથાઆરામાં ચાલુ રહ્યો. પ્રથમ તીર્થંકર સિવાયના [૩૩]શ્રી અજીતનાથ પ્રમુખ ૨૩ તીર્થંકરો આ ચોથા આરામાં જ મોક્ષે ગયા છે અને તે તે અવસર્પિણીમાં થનારા ૨૪ તીર્થંકરો પૈકી ત્રેવીશ તીર્થંકરોનું આ કાળમાં જ સિદ્ધિગમન હોય છે, વળી પ્રથમચક્રવર્તી શ્રીમાન્ ભરતમહારાજા પ્હેલા આરામાં થયા છે અને બાકીના ૧૧ ચક્રવર્તી ૯ વાસુદેવ ૯ પ્રતિવાસુદેવ ૯ બલદેવ એ સર્વે ચતુર્થઆરામાં ઉત્પન્ન થયા છે. એ ૬૩ શલાકાપુરૂષ સિવાય જે નવ નારદ બાર રૂદ્ર વિગેરે વિશિષ્ટ પુરૂષ થયા છે તે પણ ચતુર્થ આરામાં થયા છે. આ અવસર્પિણીમાં જ આ પ્રમાણે થયું છે એમ નહિ પરંતુ જે પ્રમાણે આ અવસર્પિણીના ત્રીજા અને ચોથા આરામાં જેટલા તીર્થંકર ચક્રવર્તી વિગેરે મહાન્ પુરૂષો થાય છે તે પ્રમાણે પ્રત્યેક અવસર્પિણીમાં સમજવું.

૫ [૩૪]દુ:ષમ—જેમાં કેવળ દુ:ખ હોય તે. આ દુ:ષમ આરો ૨૧૦૦૦ વર્ષ

---

૩૨—મરૂદેવા માતાના પુત્ર ઋષભદેવ સ્વામિએ દીક્ષા ગ્રહણ કરી, તેઓના વિયોગે ૧૦૦૦ વર્ષ રડીરડીને માતાની આંખે પડલ આવ્યાં, એવામાં તે જ પ્રભુ ચાર ઘાતિકર્મ ખપાવી કેવલજ્ઞાન પામી જે નગરમાં માતા રહે છે તે જ નગર બહાર પધાર્યા, દેવોએ સમવસરણ રચ્યું, એ વખતે પૌત્રપ્રેરણા થતાં મરૂદેવા માતા પોતાના પુત્રની સમવસરણની ઋદ્ધિ જોવા વંદનાર્થે હાથીના સ્કંધ પર બેસી નગર બહાર આવ્યાં, ત્યાં આવતાં જ પ્રભુના પ્રબળ અતિશયના પ્રભાવે અને તેના હર્ષાનંદે આંખના પડળ તુર્તજ ચાલ્યા ગયાં, પુત્રની સાક્ષાત્ ઋદ્ધિનું નિરીક્ષણ કરતાં વિલક્ષણ ભાવનાના યોગમાં જ અંતકૃત્ કેવળી થયાં અને ત્યાંજ મોક્ષગમન થયું. ( જુઓ શ્રી કલ્પસૂત્ર સુબોધિકા ) જે માટે ભાવના-યોગનો મહિમા વર્ણવતાં કલિકાળ સર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરિ યોગશાસ્ત્રમાં જણાવે છે–
' पूर्वमप्राप्तधर्माऽपि परमानन्दनन्दिता । योगप्रभावतः प्राप मरुदेवा परं पदम् ॥ १ ॥ '

૩૩ ' एतस्यामवसर्पिण्यामृषभोऽजितसंभवौ । अभिनन्दनः सुमतिस्ततः पद्मप्रभाभिधः ॥ १ ॥ सुपार्श्वश्चन्द्रप्रभश्च सुविधिश्चाथ शीतलः । श्रेयांसो वासुपूज्यश्च विमलोऽनन्ततीर्थकृत् ॥ २ ॥ धर्मः शान्तिः कुन्थुररो मल्लिश्च मुनिसुव्रतः । नमिर्नेमिः पार्श्वो वीरश्चतुर्विंशतिरर्हताम् ॥ ३ ॥'

આ પ્રમાણે ઉત્સર્પિણીમાં પણ ૨૪ તીર્થંકરો થાય છે, આમ બન્ને કાળમાં અનાદિ કાળથી તીર્થંકરાદિ શલાકા પુરૂષોની ઉત્પત્તિ ચાલી આવી છે અને ચાલશે, ફક્ત તે તે કાળના શલાકા પુરૂષો જુદા જુદા નામવાળા હોય છે.

૩૪ આ કાળમાં વીરનિર્વાણથી અમુક વર્ષપછી કલંકી નામનો રાજા થવાનો છે જે મહાઅધર્મી મહાપાપી મહાઘાતકી અને સમગ્ર પૃથ્વીના નગર ગ્રામો સર્વને ઉખેડીને

પ્રમાણનો છે. આ આરામાં મનુષ્યોની ઉંચાઇ ઉત્કૃષ્ટ સાતહાથની છે અને ઉત્કૃષ્ટ આયુષ્ય ૧૩૦[૩૫] વર્ષનું હોય છે. ચોથા આરાના અન્તે ઉત્પન્ન થયેલા શ્રીમહાવીરપરમાત્મા ચોથા આરાના ત્રણ વર્ષ અને સાડા આઠ મહિના બાકી રહ્યા ત્યારે ૭૨ વર્ષનું આયુષ્ય ભોગવી સિદ્ધિપદ પામ્યા, ત્યારપછી તેમની ત્રીજી પાટે શ્રીજંબૂસ્વામિજી થયા. તેઓના સિદ્ધિગમનપછી મનઃપર્યવજ્ઞાન વિગેરે દશ વસ્તુનો વિચ્છેદ થયો.

---

ફેંકી દેતો લોકોને હેરાન હેરાન કરશે. યાવત્ સાધુપાસેથી કર માગશે, આ ત્રાસથી ત્રાસ પામેલા સાધુઓ તથા શ્રાવકો જ્યારે ઇન્દ્રમહારાજાનું આરાધન કરશે, ત્યારે સંતુષ્ટ થયેલા ઇંદ્ર આ પૃથ્વીઉપર વૃદ્ધબ્રાહ્મણના રૂપે આવી કલંકીને હણીને તેના પુત્ર દત્તને ગાદી સોંપશે ત્યારપછી પુનઃ સર્વત્ર શાંતિ ફેલાશે.

આ કલંકી સંબંધી વિશેષ વર્ણન ગ્રન્થાન્તરથી જોવું.

૩૫ આ પંચમ આરામાં વિશેષે પાશ્ચાત્ય દેશોમાં ક્વચિત્ ૨૦૦ વર્ષ સુધીનાં આયુષ્યો જાહેર થયેલાં છે. આથી એમ નથી સમજવાનું કે શાસ્ત્ર સાથે વિસંવાદ આવે છે, કારણ કે ઉક્ત જે ( ૧૩૦ વર્ષના આયુષ્ય સંબંધી ) વચન છે તે પ્રાયઃ સમજવું, બહુલતાએ તેમ હોય અને કદાચિત્ કોઇક જીવવિશેષે પૂર્વભવે તથાપ્રકારનું ઉત્તમોત્તમ જીવરક્ષાદિ કાર્ય કર્યું હોય તો વધારે આયુષ્ય સંભવે. જે માટે યોગશાસ્ત્રમાં કહ્યું છે કે—

" दीर्घमायुः परं रूपमारोग्यं श्लाघनीयता। अहिंसायाः फलं सर्वं किमन्यत्कामदैव सा " ॥ १ ॥

આપણે શ્રીવીરનિર્વાણથી પાંચમા સૈકાના ઇતિહાસતરફ દૃષ્ટિ કરીશું ! તો જાણવામાં આવશે કે જ્યારે ઇંદ્ર મહારાજા પંચમીથી ચતુર્થીની સંવત્સરી કરનારા શ્રીમાન્ કાલિકાચાર્ય મહારાજની પરીક્ષાનિમિત્તે મનુષ્યલોકમાં વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી આચાર્યભગવંત સમીપે હાજર થયા હતા ત્યારે તેઓનું જ્યોતિર્વિત્પણું કેવું છે તે જાણવાની ઇચ્છાથી સ્વહસ્ત લંબાવી ' હે ગુરૂદેવ ! મારૂં આયુષ્ય (હવે) કેટલું વર્તે છે તે (મારી રેખા તપાસી) કહો ' એમ જ્યારે કહ્યું ત્યારે બ્રાહ્મણને રૂપે આવેલા ઇન્દ્રની આ વિજ્ઞપ્તિથી શ્રીકાલિકાચાર્યમહારાજ આયુષ્યની રેખા જોતાં જોતાં ૩૦૦ વર્ષ સુધી પહોંચ્યા. ત્યાંસુધી તેઓએ શંકા પણ ન કરી કે આ મનુષ્ય છે કે અન્ય કોઇ છે ? પણ જ્યારે રેખામાં ૩૦૦ થી આગળ આયુષ્ય જ્ઞાનદૃષ્ટિએ જોયું ત્યારે તેઓશ્રીએ શ્રુતના ઉપયોગથી કહ્યું કે હે આત્મન્ ! તું મનુષ્ય નહિ પરંતુ સૌધર્મદેવલોકનો ખુદ ઇન્દ્ર છો. આ ઉપરથી આપણે તો એ સાર લેવાનો છે કે ૩૦૦ વર્ષનું આયુષ્ય આ કાળમાં સંભળાય ત્યાં સુધીમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. વર્તમાનમાં પાશ્ચાત્યભૂમિવર્તી ૧ માણસ ૨૫૦ વર્ષ જીવ્યો જેનું સવિસ્તર ચરિત્ર પણ બહાર પડી ચુકયું છે, દીર્ઘ ( લાંબા ) આયુષ્યવાળા મનુષ્યો અને તેની હકીકત ઘણી વાર પ્રગટ થઇ છે અને થાય છે, પરંતુ ૩૦૦ વર્ષથી ઉપરના આયુષ્યવાળા મનુષ્યનું અસ્તિત્વ જણાયું નથી–તે યોગ્ય જ છે.

જે માટે કહ્યું છે કે—

' मणपरमोहि पुलाए परिहारविसुद्धी उवसमे कप्पे ।
संजमतिग केवल सिज्झणा य जंबुम्मि वुच्छिन्ना ॥ १ ॥ '

ત્યાર બાદ સિદ્ધિગમનનો આ પંચમકાળમાં વિચ્છેદ થયો, તદ્ભવ મોક્ષગામીપણાનો અભાવ થયો, આ વિચ્છેદ ભરત ઐરવત ક્ષેત્રાશ્રયી જાણવો. (પરંતુ મહાવિદેહક્ષેત્ર કે જ્યાં હમેશાં ચતુર્થ આરો છે ત્યાં મોક્ષમાર્ગ સદા–ચાલુજ છે) જો કે આ કાળમાં આ ક્ષેત્રમાંથી સીધું મોક્ષગમન નથી તથાપિ અહીંઆ આત્મકલ્યાણાર્થે–પુણ્યોપાર્જનાર્થે કરેલી સર્વ આચરણાનું ફલ આગામી ભવમાં થનારી સિદ્ધિપ્રાપ્તિમાં પ્રબલ કારણરૂપ બને છે. આ કાળના જીવો અલ્પાયુષી પ્રમાદી શિથિલાચારી સંઘયણ ( શરીરબળ ) માં નિર્બળ હોય છે, અનેક પ્રકારે અનીતિ પ્રપંચાદિ પાપકર્મોને કરનારા મમત્વાદિભાવોમાં વૃદ્ધિવાન્ હોય છે. તેમજ ધર્માધર્મનો વિવેક નહિ રાખનાર હોય છે.

[૩૬]આ પંચમ આરાને અંતે ક્ષાર અગ્નિ વિષાદિની અનેક [૩૭]કુવૃષ્ટિઓ થાય છે, એથી વીજળીના ભયંકર ત્રાસો ઉત્પન્ન થાય છે અને ભયંકરવ્યાધિઓને ઉત્પન્નકરનાર ઝેરીજલની વૃષ્ટિ પડે છે તથા પૃથ્વીઉપર રહેલ વસ્તુને ખેદાનમેદાનકરી નાંખનાર ભયંકરમાં ભયંકર વાયરાઓ વાય છે અને એથી લોકો હા હા કરતાં કરતાં કરૂણસ્વરે આક્રંદ કરે છે તેમજ મહાત્રાસને પામે છે. પૃથ્વીઉપર આધારરૂપ કોઈપણ વસ્તુ આશ્રયમાટે ( ગૃહવસ્ત્ર અન્નાદિ ) રહેતી નથી, સર્વનદીઓના પાણી માત્ર સુકાઇ જાય છે, માત્ર શાશ્વતી હોવાથી ગંગા સિંધુ નદીનો પ્રવાહ વિસ્તારમાં ગાડાના ચીલાપ્રમાણ અને ઊંડાઇમાં પગનું તળીયું ડુબે તેટલો જ હોય છે તે વખતે મનુષ્યો પોતાનું રક્ષણ કરવા ગંગા અને સિંધુ નદીઓના કાંઠાઓ ઉપર રહેલ ભેખરોમાં ગુફા જેવા બીલના સ્થાનો હોય છે ત્યાં રહે છે, અને ત્યાં દુઃખી અવસ્થામાં વસ્ત્રાભાવે સ્ત્રીપુરૂષની મર્યાદારહિત

---

૩૬. આ કાળમાં કાળપ્રભાવે તેમજ આપણી તેવાપ્રકારની સાધનાશક્તિના અભાવે દેવદર્શનદુર્લભ હોય છે. કવચિત્ સંભવિત બને પણ પ્રાયઃ આપણે આપણું સામર્થ્ય ( વીર્ય ) ફોરવી શકતા નથી કે જેથી દેવાનું આકર્ષણ થઇ શકે. આ કાળના વિશેષ ભાવોમાટે 'ચંદ્રગુપ્ત' નૃપતિને આવેલા ૧૬ સ્વપ્ન અને તેના ઉપર રચાયેલ સ્વપ્ન પ્રબંધ ' વ્યવહારચૂલિકામાં તથા ઉપદેશપ્રાસાદ ' જુઓ.

૩૭ કળિકાળના કારણે વર્તમાનમાં પણ રૂધિર મત્સ્ય પત્થર તથા ચિત્રવિચિત્ર પંચવર્ણી મત્સ્યાદિનો વર્ષાદ ઘણે ઠેકાણે (પાશ્ચાત્યવિભાગોમાં વિશેષ) પડે છે, એમ અનેકશઃ જગત્માં જાહેર થયેલ છે, કોઇ કોઇ અનાર્યદેશમાં અગ્નિપણ ઝરે છે એમ કહે છે.

નગ્નપણે પણ વિચરે છે તથા ગંગા નદીના પ્રવાહમાં રહેલ મત્સ્યોનું ભક્ષણ કરીને નિર્વાહ કરે છે આ વખતે ચંદ્ર પણ અત્યંતશીતલ અને સૂર્ય અતિઉષ્ણ તેજને આપે છે.

આ સર્વભાવો પંચમ આરાના અન્તે ક્રમે ક્રમે પ્રારંભાય છે તેમજ ચતુર્વિધ સંઘ, ગણ, ઇતરદર્શનોના સર્વધર્મો, રાજ્યનીતિ, બાદરઅગ્નિ, રાંધવું, વિગેરે પાકવ્યવહાર, ચારિત્રધર્મ સર્વ ક્રમે ક્રમે વિચ્છેદ પામે છે.

તથા ચરમતીર્થપતિનું શાસન કે જે અવિચ્છિન્નપણે ચાલ્યું આવે છે જેમાં છેલ્લા સમયે પણ શ્રીદુપ્પસહસૂરિ, ફલ્ગુશ્રી સાધ્વી, નાગિલનામા શ્રાવક અને સત્યશ્રીનામા શ્રાવિકારૂપ ચતુર્વિધસંઘ વિદ્યમાન છે તે શાસનનો અને સંઘનો પણ આ પંચમઆરાના અંતિમદિવસનો પ્રથમપ્રહર પૂર્ણ થયે વિચ્છેદ થશે. અર્થાત્ પૂર્વાહ્ણકાળે શ્રુતધર્મ, આચાર્ય, સંઘ અને જૈન ધર્મનો વિચ્છેદ થશે; મધ્યાન્હે વિમલવાહનરાજા, સુધર્મમંત્રી અને તેનો રાજ્યધર્મ વિચ્છેદ જશે અને સંધ્યાકાળે બાદરઅગ્નિ વિચ્છેદ પામશે. જે માટે શ્રી કાલસપ્તતિમાં કહ્યું છે કે—

'तह सग्गचुओ दुप्पसहो, साहुणी अ फग्गुसिरि ।
नाइलसड्ढो सड्ढी सच्चसिरि अंतिमो संघो ॥ २ ॥'

'सुअ सूरि संघ धम्मो पुवण्हे छिज्जइ अगणि सायं ।
निव विमलवाहणो सुहुममंति नयधम्म मज्झण्हे ॥ १ ॥'

૬ દુઃષમ દુઃષમ—જેમાં દુઃખ દુઃખ હોય, સુખનો બીલકુલ અભાવ હોય તે. આ આરો પણ ૨૧૦૦૦ વર્ષ પ્રમાણનો છે. આ આરાના મનુષ્યોનું ઉત્કૃષ્ટ શરીરપ્રમાણ બે હાથનું, આયુષ્ય–પુરૂષનું ૨૦ વર્ષનું અને સ્ત્રીનું ૧૬ વર્ષનું હોય છે. પંચમઆરાના અંતે કહેલા સર્વ દારૂણ ઉપદ્રવો છઠ્ઠા આરામાં તેથી વિશેષ પ્રમાણમાં ચાલુ સમજવા. આ આરામાં સ્ત્રીઓ અત્યન્ત વિષયાસક્ત અને શીઘ્ર યૌવનને પામનારી હોય છે, છઠ્ઠે વર્ષે ગર્ભને ધારણકરનારી અને નાની ઉમ્મરમાંથી જ ઘણા બાળકબાળિકાનો દુઃખે કરી જન્મઆપનારી હોય છે. આમ આ બિચારા નિષ્પુણ્યીયા જીવો આ આરાનો કાળ દુઃખેથી મહાકષ્ટે પૂર્ણ કરે છે.

॥ इति अवसर्पिणीषडारकस्वरूपम् ॥

## ॥ उत्सर्पिणीस्वरूपमारभ्यते ॥

પૂર્વે અવસર્પિણીના ૬ આરાનું સ્વરૂપ ટુંકામાં દર્શાવ્યું, તેથી વિપરીત પશ્ચાનુપૂર્વીએ ઉત્સર્પિણીના ૬ આરાનું સ્વરૂપ દર્શાવાય છે.

૧ दु:षम दु:षम आरो—જેમાં દુઃખ ઘણું હોય તે. આ આરો ૨૧૦૦૦ હજાર વર્ષ પ્રમાણનો છે અને લગભગ ઘણીરીતે અવસર્પિણીના ૬ ઠા આરામાં પ્રારંભથી પર્યંતસુધી જેમ ક્રમે ક્રમે દરેક પદાર્થોના ભાવો હીન થતા જાય છે તે પ્રમાણે ઉત્સર્પિણીના પ્રથમઆરામાં ક્રમે ક્રમે દિન પ્રતિદિન વર્ણ ગન્ધાદિ આયુષ્ય સંઘયણ સંસ્થાનાદિમાં શુભપણાની વૃદ્ધિ થતી જાય છે.

આ આરો સર્વપ્રકારના કાળભેદના સમયે જ પ્રારંભાય એટલે પ્રથમ ઉત્સર્પિણી પછી અવસર્પિણી એવો ક્રમ હોય છે.

૨ दु:षम आरो—આ આરામાં દુઃખ હોય છે પરંતુ અતિશયદુઃખનો અભાવ વર્તે છે. અવસર્પિણીનો પાંચમો અને ઉત્સર્પિણીનો બીજો આરો સમાન સ્વરૂપવાળો હોય છે, આ આરાના પ્રારંભમાં पुष्करावर्तमहामेघ [૩૭]મુશળધારાએ સાત દિવસ સુધી અખંડ વરસે છે, અને તેની શીતલતાથી પૃથ્વી ઉપર સર્વાત્માઓને અત્યન્તશાન્તિ પેદા થાય છે, ત્યારબાદ क्षीरमहामेघ સાત દિવસ સુધી અખંડવર્ષી ભૂમિમાં શુભ વર્ણ ગંધ રસ સ્પર્શાદિ પેદા કરે છે, ત્યારબાદ अमृतमेघ પણ તેટલા જ દિવસ ગાજવીજ સહ વર્ષી વનસ્પતિઓમાં પંચ પ્રકારના રસોને ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે સંપૂર્ણ ભરતક્ષેત્રમાં એકીસાથે વર્ષતા મેઘવડે અનેકજાતની વનસ્પતિઓ અનેકપ્રકારે સુંદર સુંદર રીતિએ ખીલી નીકળે છે. ( અવ૦ ના છઠ્ઠા આરે જો કે સર્વવસ્તુનો વિનાશ કહ્યો છે પણ તેનું બીજરૂપ અસ્તિત્વ તો સર્વનું હોય છે ) આ મેઘ વર્ષીરહ્યા બાદ સર્વબીલવાસી જનો બીલબહાર નીકળી અત્યન્તહર્ષને પામતા જાતજાતની સુંદર વનસ્પતિ વિગેરેની લીલાઓને અનુભવતા પરસ્પર ભેગા થઇ "આપણે હવેથી દારૂણ દુર્ગતિના હેતુરૂપ માંસાહારને વર્જી વનસ્પત્યાદિનો આહાર કરવો" ઇત્યાદિ નિયમો ઘડે છે. આ આરો અવસર્પિણીના પાંચમા આરા સમાન હોવાથી આયુષ્ય વધતાં ૧૩૦ વર્ષનું થાય છે સંઘયણ, સંસ્થાન શરીરની ઉંચાઈ વિગેરે સર્વ ક્રમે ક્રમે વૃદ્ધિવાળું થતું સમજવું.

૩ दु:षम सुषम आरो—જેમાં દુઃખ ઘણું સુખ થોડું હોય તે. બીજા આરાના ૨૧૦૦૦ વર્ષ વીત્યાબાદ ત્રીજો આરો પ્રવર્તે છે. આ આરામાં આયુષ્ય વધતું વધતું પૂર્વક્રોડવર્ષપ્રમાણ અને મનુષ્યોની ઉંચાઇ ૫૦૦ ધનુષ્યની થાય છે.

---

૩૭ સાંબેલાના જેવી વિષ્કમ્ભવાળી ધારાઓ તે.

આ આરામાં મનુષ્યોને સિદ્ધિગતિમાં તથાવિધ સામગ્રીને પામી સિદ્ધિગમન કરવું હોય તો કરી શકવામાટે સિદ્ધિમાર્ગ ખુલ્લો હોય છે. આ આરો અવસર્પિણીના ચોથા આરા સમાન હોવાથી સર્વભાવો તે પ્રમાણે સમજવા. આ આરામાં સર્વ નીતિનું શિક્ષણ શિલ્પકળાદિ સર્વ વ્યવહારોને જિનેશ્વરો પ્રવર્તાવતા નથી, પરંતુ લોકો તથાપ્રકારની વ્યુત્પન્નબુદ્ધિવાળા હોવાથી જ પૂર્વના ક્ષયોપશમે અને સાથે તે ક્ષેત્રના અધિષ્ઠાતાના તથાવિધ પ્રભાવે સર્વ અનુકૂળ વ્યવહારો પ્રવર્તમાન થાય છે. આથી જ 'અવસર્પિણીવત્ ઉત્સર્પિણીમાં સર્વ-વ્યવહારો કુલકરો પ્રવર્તાવતા નથી' એવું જે શાસ્ત્રીય કથન છે તે યુક્તિસંગત છે. [ જો કે કુલકરો આ ઉત્સર્પિણીના ચોથા આરાના પ્રથમવિભાગમાં ઉત્પન્ન થાય છે. પણ વ્યવહાર પ્રવર્તાવવાનું તે કાળમાં કુલકરોને પ્રયોજન રહેતું નથી, કારણકે સર્વવ્યવહારો ત્રીજા આરામાંથી જ શરૂ થઇ ચુકેલા હોય છે. અહિંઆ કેટલાક આચાર્યો ઉત્સર્પિણીના ચોથા આરામાં ૧૫ કુલકરોની ઉત્પત્તિ માને છે અને તેથી તે વખતે ધિક્કારાદિ ત્રણ દંડનીતિ પ્રવર્તાવે છે એમ કહે છે. જો કુલકરની ઉત્પત્તિ માનવામાં ન આવે તો સંપૂર્ણ ઉત્સર્પિણી કુલકરરહિત થઇ જાય અને કુલકરની ઉત્પત્તિવાળી અવસર્પિણી જ રહે! માટે એ મતે પણ કુલકરોની ઉત્પત્તિ તો વાસ્તવિક સમજાય છે. ] ઉત્સર્પિણીના ત્રીજા આરામાં પ્રથમતીર્થંકર [૩૮]પદ્મનાભાદિ વિગેરે ૨૩ તીર્થંકરોની ઉત્પત્તિ કહેલી છે.

उक्तं च;—' गुणनवइपरकसेसे, इह वीरो निव्वुओ चउत्थारे ।
उस्सप्पिणी तइयारे, गणु एवं पउमजम्मे ॥

અવસર્પિણીના જે છેલ્લા તીર્થંકર તેના સરખા ઉત્સર્પિણીના પહેલા તીર્થંકર હોય. એ પ્રમાણે શાસ્ત્રોમાં જેવી રીતે ક્રમ કહ્યો છે તેવી રીતે યથા-સંભવ જોઇ વિચારવો. આ કાળમાં પણ ૨૪ તીર્થંકર, ૧૧ ચક્રવર્તી ૯ બળદેવ, ૯ વાસુદેવ, ૯ પ્રતિવાસુદેવ, ૯ બળદેવ, ૯ નારદ વિગેરે ઉત્પન્ન થાય છે.

૪ દુઃષમ સુષમ આરો–સુખ ઘણું દુઃખ થોડું તે. આ આરો અવ૦ના ત્રીજા આરા સરખો સમજવો. આ આરામાં ત્રણ ભાગની કલ્પના કરવી. એમાં પહેલાવિભાગમાં રાજધર્મ, ચારિત્ર, અન્યદર્શનિયોના સર્વધર્મો તથા બાદર અગ્નિ વિચ્છેદ પામશે. આ આરાના પહેલા ૮૯ પખવાડિયાં વીત્યે છતે ઉત્સ-

---

३८ भाविन्यां तु पद्मनाभः शूरदेवः सुपार्श्वकः ॥ स्वयंप्रभश्च सर्वानुभूतिर्देवश्रुतोदयौ । पेढालः पोट्टिलश्चापि शतकीर्तिश्च सुव्रतः ॥१॥ अममो निष्कषायश्च निष्पुलाकोऽथ निर्ममः । चित्रगुप्तः समाधिश्च संवरश्च यशोधरः ॥२॥ विजयो मल्लदेवौ चानन्तवीर्यश्च भद्रकृत् । एवं सर्वावसर्पिण्युत्सर्पिणीषु जिनोत्तमाः ॥ ३ ॥

ર્પિણીના ૨૪ મા તીર્થંકર તથા છેલ્લા ચક્રવર્તી ઉત્પન્ન થાય છે. ત્યારપછીના બીજા અને ત્રીજા બન્ને ભાગમાં અવસર્પિણીમાં કહેલ છે તેમ યુગલિકધર્મની પ્રવૃત્તિ પુનઃ શરૂ થાય છે.

૫ सुषमआरो—અવસર્પિણીના બીજા આરા સરખા ભાવોવાળો આ આરો સમજવો. આ આરામાં કેવળ સુખ જ હોય છે.

६ सुषमसुषम आरो—જેમાં કેવલ ઘણું સુખ હોય તે. આ આરો અવસર્પિણીના પ્રથમ આરા સરખો સર્વરીતે વિચારવો, જેનું સ્વરૂપ અવસર્પિણીના વર્ણન પ્રસંગે સર્વ દર્શાવાયું છે.

આ પ્રમાણે દશ કોડાકોડીસાગરોપમની અવસર્પિણી અને દશ કોડાકોડીસાગરોપમની ઉત્સર્પિણી મળી એક કાલચક્ર[३९] થાય છે. જે માટે કહ્યું છે કે—

" कालो द्विविधोऽवसर्पिण्युत्सर्पिणी विभेदतः ।
सागरकोटिकोटीनां विंशत्या स समाप्यते ॥ १ ॥
अवसर्पिण्यां षडरा उत्सर्पिण्यां त एव विपरीताः ।
एवं द्वादशभिररैर्विवर्तते कालचक्रमिदम् ॥ २ ॥ "

॥ इत्युत्सर्पिणीषडारकस्वरूपम् ॥

## ॥ पुद्गलपरावर्तनुं संक्षिप्त स्वरूप ॥

अवतरण—પૂર્વે અવસર્પિણી અને ઉત્સર્પિણીનું સ્વરૂપ દર્શાવ્યું. હવે તેથી આગલો કાળ પુદ્ગલપરાવર્ત છે અને તે ચાર[४०] પ્રકારનો અને સૂક્ષ્મ–બાદર ભેદે કરી આઠ પ્રકારનો થાય છે, તેનું યત્કિંચિત્ સ્વરૂપ દર્શાવાય છે—

## ॥ अथ बादर–द्रव्य–पुद्गल–परावर्त ॥ १ ॥

बादरद्रव्यपुद्गलपरावर्त १:–पुद्गलपरावर्त એટલે पुद्गलानां परावर्तः यस्मिन् कालविशेषे स पुद्गलपरावर्तः, એટલે पुद्गलानां ચતુર્દશ રજ્જ્વાત્મકલોકવર્તી

३९ यदुक्तं धर्मघोषसूरिभिः—' सुहुमद्धारय दसकोडाकोडी, छ आराऽवसप्पिणुसप्पिणी ।
ता दुन्नि कालचक्कं, वीसायरकोडिकोडीओ ॥ १ ॥ '

४० यदुक्तं सूक्ष्मार्थसंग्रहे—' स्यात्पुद्गलपरावर्तोऽनन्तावोत्सर्पिणीमितः ।
द्रव्यक्षेत्रकालभावभेदैः स तु चतुर्विधः ॥ २ ॥ '

સમસ્તપુદ્ગલોનું–परावर्तः ઔદારિકાદિશરીરપણે ગ્રહણ કરી વર્જવારૂપ પરાવર્તન यस्मिन्–જેમાં सः–ते पुद्गलपरावर्तः કહેવાય છે. તેના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ એમ ચાર વિભાગો છે. અને દરેકના પુનઃ સૂક્ષ્મ અને બાદર એવા બે બે ભેદો છે તેમાં સ્થૂલદષ્ટિએ પ્રત્યેક પુદ્ગલપરાવર્ત અનંતઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ હોય છે.

यदाहुः शतककर्मग्रन्थे–" दंव्वे खित्ते काले भावे, चउह दुह बायरो सुहुमो।
होइ अणंतुस्सप्पिणी परिमाणो पुग्गलपरट्टो ॥१॥"

સંસારરૂપી ભયંકરઅટવીમાં ભ્રમણકરતો કોઈ પણ આત્મા જ્યારે ચૌદરાજ–લોકવર્તી જે સર્વપુદ્ગલો વર્તે છે તે સર્વપુદ્ગલોને અનંતજન્મમરણ કરવાવડે સ્વસ્વયોગ્ય ઔદારકાદિશરીરપણે અનુત્ક્રમે ગ્રહણ કરીને મૂકે તેમાં જેટલો કાળ લાગે તેને ' बादरद्रव्यपुद्गलपरावर्त ' કહેવાય.

[ આ પુદ્ગલપરાવર્તમાં એક સમયે ઔદારિકપણે પુદ્ગલો ગ્રહણ કર્યા તે ઔ૦ની ગણત્રીમાં ગણવા. વૈક્રિયપણે ગ્રહ્યા તે વૈક્રિયમાં. તૈજસકાર્મણના પુદ્ગલો ગ્રહણ કરાય તે તૈ૦ કા૦માં ગણી લેવા. આમાં નવીનનવીન ગ્રહણ કરાતાં ( अगृहीत ) ઔદારિકાદિપુદ્ગલોની ગણત્રી લેવાની છે. ]

## ॥ सूक्ष्मद्रव्यपुद्गलपरावर्त ॥ २ ॥

ઉપર કહેલા બા૦ પુ૦ ૫૦માં ક્રમ વિના પુદ્ગલ ગ્રહણ હતું, પરંતુ આ બીજા ભેદમાં તો ઔદારિક, વૈક્રિય,[૪૧] તૈજસ, ભાષા, શ્વાસોચ્છ્વાસ, મન અને કાર્મણ, એ સપ્ત [૪૨]વર્ગણામાંની કોઈપણ એક વર્ગણાપણે સર્વ પુદ્ગલોને ગ્રહણ કરે અને મૂકે ત્યારે જ આ સૂક્ષ્મદ્રવ્યપુદ્ગલપરાવર્ત્ત થઇ શકે, પરંતુ અમુક વખતે એક વિવક્ષિતવર્ગણાના પુદ્ગલોને ફરસી બીજી વૈક્રિયાદિ ભિન્નભિન્નવર્ગણાવડે પુદ્ગલગ્રહણ કરવા લાગ્યો, વળી પુનઃ પૂર્વની વર્ગણાવડે પુદ્ગલગ્રહણ શરૂ કર્યું, આ પ્રમાણે વચ્ચે વચ્ચે બીજી વર્ગણાના પુદ્ગલો ગણત્રીમાં ન લેવાય,

---

૪૧ વૈક્રિય પછી આહારકવર્ગણા ગ્રહણ કેમ ન કરી ? તો એ પ્રશ્નના ઉત્તરમાં સમજવાનું જે આહારકશરીર સારાએ ભવચક્રમાં ફક્ત ચારજ વાર એક જીવાશ્રયી પ્રાપ્ત થાય છે ( ત્યારબાદ તે જીવ મોક્ષે જનારો હોય છે, ) તેથી આ વર્ગણાપણે સર્વપુદ્ગલો ગ્રહણ થઇ શકતા નથી, એથી તેનું ગ્રહણ કર્યું નથી.

૪૨ સાતે વર્ગણાઓનું અલ્પબહુત્વ શતક કર્મગ્રંથાદિવૃત્તિદ્વારા જાણવું.

લોકાકાશવર્તી સર્વપુદ્ગલપરમાણુઓને વિવક્ષિત કોઇપણ એક ઔદારકાદિવર્ગણાપણે પરિણમાવીને મૂકે તે [૪૩]'सूक्ष्मद्रव्यपुद्गलपरावर्त' કહેવાય.

આ પ્રમાણે વૈક્રિયવર્ગણાવડે પુદ્ગલોને ગ્રહણકરી ને મૂકે ત્યારે 'वैक्रियद्रव्यपुद्गलपरावर्त' કહેવાય, એમ જે જે વર્ગણાવડે લોકાકાશવર્તી પુદ્ગલોને ગ્રહણકરવા પૂર્વક મૂકે ત્યારે તે તે 'पुद्गलपरावर्त' જાણવો.

## ॥ बादरक्षेत्रपुद्गलपरावर्त ॥ ३ ॥

ચૌદરાજલોકના સર્વઆકાશપ્રદેશો મૃત્યુકાળ વખતે એવી રીતે ફરસે કે એક આકાશપ્રદેશ ગણતરીમાં આવે અને પ્રથમ જે આકાશપ્રદેશોઉપર મૃત્યુ થયેલ હોય તેજ આકાશપ્રદેશઉપર પુનઃ મૃત્યુ થાય તો તે આકાશપ્રદેશ ગણતરીમાં ન આવે. એમ ક્રમે કે ઉત્ક્રમે લોકનો કોઇ પણ આકાશપ્રદેશ મરણવડે ફરસ્યા વિના ન રહે ત્યારે 'बादरक्षेत्रपुद्गलपरावर्त्त' થાય.

**પ્રશ્ન**—જીવની અવગાહના અસંખ્ય આકાશ પ્રદેશપ્રમાણ છે તેથી જીવ મરણકાલે અસંખ્યઆકાશપ્રદેશોને સ્પર્શે છે તો પછી તમે એક આકાશપ્રદેશની સ્પર્શનાથી ગણત્રી કેવી રીતે ગણાવો છો?

**ઉત્તરઃ**—જો કે મરણકાલે અવગાહનાશ્રયી જીવ અસંખ્યઆકાશપ્રદેશોનેસ્પર્શે છે, પરંતુ અહિં તો તેમાંના કોઇપણ એકજ આકાશપ્રદેશની ગણત્રી લેવી અને વળી મરણકાલે સ્પર્શાયેલા આકાશપ્રદેશો પૈકી જે વિવક્ષિત સ્પૃષ્ટઆકાશપ્રદેશ તે ગણત્રીમાં ન લેતાં પૂર્વે અસ્પૃષ્ટ (કોઇપણ મરણકાલે નહિ સ્પર્શાયેલ) લેવો. એ પ્રમાણે પંચસંગ્રહનો મત કહ્યો. शतककर्मग्रन्थवृत्तिના મતે તો મરણકાલની અવગાહનાપ્રમાણ સર્વપ્રદેશો ગણત્રીમાં લેવા એમ જણાવે છે, આથી કાળ અલ્પ થાય છે, અને પ્રથમના મતે ઘણો કાળ થાય છે, એ યથાયોગ્ય સ્વતઃ વિચારી લેવું.

## ॥ सूक्ष्मक्षेत्रपुद्गलपरावर्त ॥ ४ ॥

પૂર્વે બા૦ ક્ષે૦ પુ૦ પરાવર્તમાં તો કોઇ પણ સ્થાનવર્તી નવીન નવીન જે જે આકાશપ્રદેશે જીવ મૃત્યુપામતો તે તે આકાશપ્રદેશ ગણત્રીમાં લેવાતો હતો. પરંતુ આમાં તો એક જીવ પ્રથમ જે આકાશપ્રદેશે મરણપામી પુનઃ "કોઇ પણ

---

૪૩ અન્યઆચાર્યો સાતવર્ગણાથી પુદ્ગલપરાવર્ત નહીં ગણાવતાં ઔદારિક વૈક્રિય તૈજસ અને કાર્મણ એ ચારજ વર્ગણાશ્રયી सू० द्र० पुद्गलपरावर्तનું પ્રમાણ જણાવે છે.

સ્થાનના આકાશપ્રદેશો ઉપર મરણ પામે તે ગણત્રી ન લેતાં " જ્યારે પ્રથમ-મૃત્યુ પામેલ આકાશપ્રદેશની જોડેના જ ( બીજા ) આકાશપ્રદેશે મૃત્યુ પામે ત્યારે તે આકાશપ્રદેશ ગણત્રીમાં લેવાય, અર્થાત્ દૂરદૂરના આકાશપ્રદેશોને ગણત્રીમાં ન લેતાં પંક્તિબદ્ધઆકાશપ્રદેશોની શ્રેણીએ અનુક્રમે મરે, એમ આકાશપ્રદેશોને સ્પર્શતાં સમગ્રઆકાશપ્રદેશો જ્યારે ક્રમશઃ મરણવડે સ્પર્શાઇ જાય ત્યારે सूक्ष्मक्षेत्रपुद्गलपरावर्त थाय.

## ॥ बादरकालपुद्गलपरावर्त ॥ ५ ॥

કોઈ પણ એક જીવ ઉત્સર્પિણી અથવા અવસર્પિણીની શરૂઆતના પ્રથમ સમયે મરણ પામ્યો, એ જ જીવ બીજી વાર દૂરના સમયે મરણ પામ્યો, વળી પુનઃ તેથીએ દૂરના સમયે મરણ પામ્યો, એમ અનુત્ક્રમે અસ્પૃષ્ટ ( નહિ સ્પર્શાયેલા ) સમયોમાં મરણ પામે, એમ ૧ કાળચક્રના ( ઉત્સ૦ અવ૦ ના ) સર્વસમયો મરણવડે ( ક્રમ વિના ) સ્પર્શાઇ રહે ત્યારે बादर कालपुद्गलपरावर्त ' થાય.

## ॥ सूक्ष्मकालपुद्गलपरावर्त ॥ ६ ॥

પૂર્વે અનુત્ક્રમે કાલચક્રના સમયોની સ્પર્શનાવડે ગણત્રી લીધી, આ ભેદમાં તો ઉત્સર્પિણી અથવા અવસર્પિણીના પ્રથમસમયે એક જીવ મરણ પામ્યો, પુનઃ કેટલેક કાળે એ જ ઉત્સર્પિણી યા અવસર્પિણીના બીજાસમયે મરણ પામ્યો, ત્રીજી વાર કેટલેક કાળે ત્રીજાસમયે મરણ પામ્યો. એમ અહિં ત્રણસમયો ગણ-ત્રીમાં લેવાય. પરંતુ પહેલો-બીજો-ત્રીજો વિગેરે સમયવર્જી કાળચક્રના કોઈ પણ સમયોમાં જેટલીવાર મરણ પામ્યો તે સર્વ ગણત્રીમાં ન લેવા. એક જીવાશ્રયી ઓછામાં ઓછો એકસમય ગણત્રીમાં લેતાં ૧ કાળચક્ર તો છેવટ થાય જ ! એમ કરતાં જ્યારે તે જીવ કાળચક્રના સમગ્રસમયો અનુક્રમે સ્પર્શી રહે ત્યારે ' सूक्ष्मकाळपुद्गलप० ' થાય.

## ॥ बादरभावपुद्गलपरावर्त ॥ ७ ॥

સંયમના અસંખ્યાતા સ્થાનકોથી તીવ્રમંદાદિભેદે रसबंधના અધ્યવસાય સ્થાનકો અસંખ્યાતગુણા ( સર્વલોકાકાશપ્રદેશપ્રમાણ ) છે, એમાં પ્રત્યેક અધ્યવસાયસ્થાનકે મરતો જ્યારે રસબંધના સર્વાધ્યવસાયોને ક્રમ વિના મરણ વડે જીવ સ્પર્શી રહે ત્યારે ' बा० भा० पु० प० થાય.

## ॥ सूक्ष्मभावपुद्गलपरावर्त ॥ ८ ॥

પૂર્વે ક્રમવિના મરણસ્પર્શીઅધ્યવસાયોની ગણત્રી કરવાપૂર્વક કાળવક્તવ્યતા બતલાવી, પરંતુ સૂક્ષ્મ ભાવપુદ્ગળપરાવર્તકાળ આ પ્રમાણે;—જે વખતે પ્રથમ સર્વમન્દ (સર્વજઘન્ય) અધ્યવસાયસ્થાનકે જીવ મરણ પામ્યો હતો, પુનઃ કાળાંતરે તેથી અધિકકષાયાંશવાળા બીજા અધ્યવસાયસ્થાનકે મરે, એમ કેટલેક કાળાંતરે તેથી અધિક કષાયાંશવાળા ત્રીજે અધ્યવસાયે મરે, એમ ક્રમશઃ રસ બંધના અધ્યવસાયસ્થાનકોને મરણવડે સ્પર્શે તે ગણત્રીમાં લેવા. (આઘાપાછા અધ્યવસાયે મરે તે ગણત્રીમાં ન લેવા) એમ કરતાં સર્વાધ્યવસાયો ક્રમશઃસ્પર્શી રહે ત્યારે 'सूक्ष्मभावपुद्गलपरावर्त' થાય.

આ પુદ્ગલ પરાવર્તો અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ સમજવા, પરંતુ અનંતમાં અનન્તભેદો હોવાથી બાદર પુ૦ પરાવર્ત્ત કરતાં સૂક્ષ્મ પુ૦ પરાવર્ત્ત અનન્તગુણાદિક સમજવા. (અર્થાત્ બાદરદ્રવ્યપુદ્ગલપરાવર્ત કરતાં સૂક્ષ્મ દ્ર૦ પુ૦ પરાવર્તની અનંતી ઉત્સર્પિણી અવસર્પિણી પૂર્વ-કરતાં અનન્તગુણી જાણવી).

यदाहुर्नवतत्त्वे—'उस्सप्पिणी अणंता ! पुग्गलपरियट्टओ मुणेयव्वो ।
तेऽणंतातीं अद्धा । अणागयद्धा अणंतगुणा ॥ १ ॥'

ઉપર શું શું વસ્તુસ્વરૂપ કહી ગયા ? તેના સંગ્રહ રૂપે ગાથા—

'समयावलि य मुहुत्ता, दिवसमहोरत्तपक्खमासा य ।
संवच्छर जुग पलिया सागर ओसप्पि परियट्टा ॥ १ ॥'

આ પ્રમાણે સમયથી પ્રારંભીને પુદ્ગલપરાવર્ત સુધી કાળનું ટુંક વિવેચન કર્યું.

## ॥ इति समयादिकं पुद्गलपरावर्त्तान्तं कालस्वरूपं समाप्तम् ॥

अवतरण:—હવે વ્યંતર દેવદેવીઓની જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ આયુઃસ્થિતિ કહેવાપૂર્વક જ્યોતિષી દેવદેવીઓનું જઘન્યોત્કૃષ્ટ આયુષ્ય વર્ણવે છે;—

**वंतरियाण जहन्नं, दसवाससहस्सपलियमुक्कोसं ।**
**देवीणं पलिअद्धं, पलियं अहियं ससिरवीणं ॥ ५ ॥**

लक्खेण सहस्सेण य, वासाण गहाण पलियमेएसिं ।
ठिइअद्धं देवीणं, कमेण नक्खत्ततारणं ॥ ६ ॥
पलिअद्धं चउभागो, चउ अड भागाहिगाउ देवीणं ।
चउजुअले चउभागो, जहन्नमडभागपंचमए ॥ ७ ॥

સંસ્કૃત છાયાઃ—

व्यन्तराणां जघन्यं, दशवर्षसहस्रं पल्यमुत्कृष्टम् ।
देवीनां पल्यार्द्धं, पल्यमधिकं शशिरवीणाम् ॥ ५ ॥
लक्षेण सहस्रेण च, वर्षाणां ग्रहाणां पल्यमेतेषाम् ।
स्थित्यर्द्धं देवीनां, क्रमेण नक्षत्रताराणाम् ॥ ६ ॥
पल्यर्द्धं चतुर्भागश्चतुरष्टभागाधिकायुर्देवीनाम् ।
चतुर्युगले चतुर्भागो, जघन्यमष्टमभागः पञ्चमके ॥ ७ ॥

શબ્દાર્થઃ—

वंतरियाण=વ્યંતરોનું
जहन्नं=જઘન્ય
दस=દશ
वास=વર્ષ
सहस्स=હજાર
पलियं=પલ્યોપમ
उक्कोसं=ઉત્કૃષ્ટ
देवीणं=દેવીઓનું
पलिअद्धं=અર્ધ પલ્યોપમ
पलियं=પલ્યોપમ
अहियं=અધિક
ससिरवीणं=ચંદ્રસૂર્યનું
लक्खेण=લાખવડે
चउभागो=પલ્યોપમનો ચોથો ભાગ
चउ=ચોથો
अड=આઠમો
भागाहिग=કાંઈક અધિક ભાગ
आउ=આયુષ્ય
देवीणं=દેવીઓનું
सहस्सेण=હજારવડે
य=અને
वासाण=વર્ષોના
गहाण=ગ્રહોનું
पलियं=પલ્યોપમ
एएसिं=એ ચંદ્રસૂર્યગ્રહો વિગેરેની
ठिइ=સ્થિતિ
अद्धं=અર્ધ
देवीणं=દેવીઓની
कमेण=અનુક્રમે

नक्खत्त=નક્ષત્ર
ताराणं=તારાઓનું
पलिअद्धं=અર્ધ પલ્યોપમ
चउजुअले=ચાર યુગલને વિષે
चउभागो=ચોથોભાગ
जहन्न=જઘન્ય
अट्ठभाग=આઠમો ભાગ
पंचमए=પાંચમા યુગલમાં

ગાથાર્થ:—વ્યંતરદેવો તથા દેવીઓનું જઘન્યઆયુષ્ય દશહજાર વર્ષ પ્રમાણ છે અને ઉત્કૃષ્ટઆયુષ્ય પલ્યોપમ પ્રમાણ છે, વ્યંતરદેવોની દેવીનું ઉત્કૃષ્ટઆયુષ્ય અર્ધપલ્યોપમ જેટલું છે. ચંદ્રનું એક લાખવર્ષઅધિક એક પલ્યોપમ અને સૂર્યનું એક હજાર વર્ષઅધિક એક પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુષ્ય છે. ગ્રહોનું ઉત્કૃષ્ટઆયુષ્યનું પ્રમાણ એક પલ્યોપમ છે, એ ચંદ્રસૂર્ય અને ગ્રહોની દેવીઓનું તેમના કરતાં અર્ધું છે. નક્ષત્ર અને તારાનું અનુક્રમે અર્ધો પલ્યોપમ તથા પલ્યોપમનો ચોથો ભાગપ્રમાણ ઉત્કૃષ્ટઆયુષ્ય છે અને તે બન્નેની દેવીઓનું અનુક્રમે કાંઇક અધિક પલ્યોપમનો ચોથો ભાગ તથા કાંઇક અધિક પલ્યોપમનો આઠમો ભાગપ્રમાણ ઉત્કૃષ્ટ આયુષ્ય છે. તેમજ ચાર યુગલને વિષે જઘન્યઆયુષ્ય પલ્યોપમનો ચોથો ભાગ છે અને પાંચમા યુગલમાં જઘન્યઆયુષ્યનું પ્રમાણ પલ્યોપમનો આઠમો ભાગ છે. ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥

વિશેષાર્થ:—વ્યંતરનિકાયના દેવો તથા દેવીઓનું પણ જઘન્યઆયુષ્ય ભુવનપતિનિકાયવત્ દશહજારવર્ષનું હોય છે, અને ઉત્કૃષ્ટઆયુષ્ય એક પલ્યોપમનું હોય છે. અને એ વ્યંતરદેવોની દેવીઓનું ઉત્કૃષ્ટઆયુષ્ય [૪૪]અર્ધા પલ્યોપમનું છે.

**પ્રશ્ન:**—વ્યંતરદેવો તથા દેવીઓની જઘન્ય તથા ઉત્કૃષ્ટઆયુષ્ય સ્થિતિ તો કહી , પણ મધ્યમસ્થિતિ કેટલી સમજવી ?

**ઉત્તર:**—જઘન્યસ્થિતિ જે દશહજાર વર્ષની કહી છે તેથી એક સમયાધિકથી પ્રારંભીને ( એક પલ્યોપમપ્રમાણ ) ઉત્કૃષ્ટઆયુષ્ય સંપૂર્ણ ન થાય ત્યાંસુધી જે વચલી સ્થિતિ તે મધ્યમસ્થિતિ જાણવી. જે જે ઠેકાણે મધ્યમસ્થિતિ સમજવી હોય ત્યાં દરેક સ્થાને આ ખુલાસો સમજી લેવો.

---

૪૪ ' શ્રી હ્રી ધૃતિ ' વિગેરે દેવીઓને કેઇક વ્યન્તરનિકાયની માને છે, પરંતુ તેમ માનવું એ ઉચિત નથી, કારણ કે તે દેવીઓનું આયુષ્ય એક પલ્યોપમ પ્રમાણ હોવાથી તે દેવીઓને વ્યન્તરનિકાયની ન માનતાં ભુવનપતિનિકાયની માનવી એજ ઉચિત છે; કારણ કે વ્યન્તરની દેવીઓનું ઉ૦ આયુષ્ય પણ અર્ધપલ્યોપમનું છે.

## व्यंतरनिकायना देवोनी उत्कृष्ट आयुष्य स्थितिनो यंत्र–

| निकायना नाम | दक्षिणेंद्रोनुं ∴ उत्कृष्ट आयुष्य | | | उत्तरेंद्रोनुं ∴ उत्कृष्ट आयुष्य | | |
|---|---|---|---|---|---|---|
| १ पिशाच नि० | १ | कालेंद्रनुं | एक पल्योपम | ९ | महाकालेंद्रनुं | एक पल्योपम |
| २ भूत नि० | २ | स्वरूपेंद्रनुं | ,, | १० | प्रतिरुपेंद्रनुं | ,, |
| ३ यक्ष नि० | ३ | पूर्णभद्रनुं | ,, | ११ | मणिभद्रेंद्रनुं | ,, |
| ४ राक्षस नि० | ४ | भीमेंद्रनुं | एक पल्योपम | १२ | महाभीमेंद्रनुं | एक पल्योपम |
| ५ किन्नर नि० | ५ | किन्नरेंद्रनुं | ,, | १३ | किंपुरुषेंद्रनुं | ,, |
| ६ किंपुरुष नि० | ६ | सत्पुरुषेन्द्रनुं | ,, | १४ | महापुरुषेंद्रनुं | ,, |
| ७ महोरग नि० | ७ | अतिकायेंद्रनुं | ,, | १५ | महाकायेंद्रनुं | ,, |
| ८ गन्धर्व नि० | ८ | गीतरतींद्रनुं | एक पल्योपम | १६ | गीतयशेंद्रनुं | एक पल्योपम |

आ यंत्रमां फक्त जो के व्यन्तरेंद्रोनुं आयुष्य कह्युं छे तो पण ते ते निकायना विमानावासी देवोनुं पण उत्कृष्ट आयुष्य उपरोक्त रीतिए समजी लेवुं.

### ॥ ज्योतिषी निकायना देवोनी उत्कृष्ट आयुष्य स्थिति ॥

ज्योतिषी एटले शुं ?–द्योतनं ज्योतिः, तदेषामस्तीति ज्योतिष्काः—

ज्योति एटले प्रकाश ते प्रकाश जेओने होय अर्थात् प्रकाशने करनारा होय ते ज्योतिषीविमानो, तेमां रहेनारा ते ज्योतिष्कदेवो कहेवाय. ज्योतिषी देवताओ बे प्रकारना होय छे, चर अने स्थिर, तेमां अढी द्वीपमां रहेला मेरुने प्रदक्षिणा देता ज्योतिषीनां विमानो चर अने स्थिर बन्ने प्रकारनां छे अर्थात् चरन्तीति चराः जे चरे छे–फरे छे ते चर अने जे कायम एक स्थाने ज रहे ते स्थिर. अढीद्वीपबहारना ते स्थिरज्योतिषी कहेवाय छे. स्थिर एटले तिष्ठन्ति तच्छीलानि स्थिराणि अर्थात् सदाकाळने माटे ते एकज स्थाने रह्याछतां नियतक्षेत्रमांज प्रकाश आपनारा होय परंतु अढीद्वीपमां रहेला चर चंद्रसूर्यादिना विमानोनी जेम फरनारा होय नहिं. हवे ते सर्व ( चर अने स्थिर ) ज्योतिषी मांहेना चंद्रेन्द्र तथा चन्द्रविमानवासी देवोनुं उत्कृष्टआयुष्य एक पल्योपम अने एक लाख वर्षअधिक होय छे, तथा सूर्येन्द्र अने सूर्यविमानवासी देवोनुं उत्कृष्टआयुष्य एक पल्योपम अने एक हजार वर्षअधिक होय छे. ग्रहोना अधिपतिनुं तथा ग्रहविमानवासी देवोनुं उत्कृष्टआयुष्य एक पल्योपमनुं होय छे.

નક્ષત્રના અધિપતિ તથા નક્ષત્રવિમાનવાસી દેવોનું ઉત્કૃષ્ટઆયુષ્ય એક પલ્યોપમના ચોથા ભાગનું હોય છે, તેમજ તારાના અધિપતિ અને તારા વિમાનવાસી દેવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૦। પલ્યોપમ છે.

## ॥ જ્યોતિષી નિકાયની દેવીઓની ક્રમશઃ ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ ॥

પૂર્વે કહેલા ચંદ્રેન્દ્ર તથા સૂર્યેન્દ્ર તથા ગ્રહાધિપતિ એ ત્રણે તેમજ એ સર્વ વિમાનવાસી દેવોની દેવીઓનું આયુષ્ય અનુક્રમે અર્ધ જાણવું અર્થાત્ ચંદ્રેન્દ્ર તથા ચંદ્રવિમાનવાસી દેવોની દેવીઓનું ઉત્કૃષ્ટ આયુષ્ય અર્ધ પલ્યોપમ અને પચાસ હજાર વર્ષ ઉપર હોય છે. સૂર્યવિમાનના સૂર્યેન્દ્ર તથા સૂર્ય વિમાનવાસી દેવોની દેવીઓની ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ અર્ધપલ્યોપમ અને ઉપર પાંચસો વર્ષપ્રમાણ હોય છે, તથા ગ્રહાધિપતિની દેવીનું તથા ગ્રહવિમાનવાસી દેવોની દેવીઓનું ઉત્કૃષ્ટ આયુષ્યઅર્ધપલ્યોપમનું હોય છે. નક્ષત્રાધિપતિ તથા નક્ષત્રના વિમાનવાસી દેવોની દેવીઓનું ઉત્કૃષ્ટઆયુષ્ય એક પલ્યોપમનો ચોથો ભાગ અને તે ઉપર કાંઇક અધિક હોય છે અને તારાના અધિપતિ અને તારાના વિમાનવાસી દેવોની દેવીઓનું ઉત્કૃષ્ટઆયુષ્ય એક પલ્યોપમનો આઠમો ભાગ અને તે ઉપર કંઇક વિશેષપ્રમાણ હોય છે. એ પ્રમાણે જ્યોતિષી નિકાયના દેવોના પાંચે યુગલની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ કહી. હવે;—

## ॥ જ્યોતિષી નિકાયના પાંચે યુગલની જઘન્ય સ્થિતિ ॥

જ્યોતિષી દેવો પાંચ પ્રકારના જે છે તેમાં ચંદ્ર અને સૂર્ય એ બે સ્વયં ઇન્દ્ર છે અને તેઓને ઇંદ્રયોગ્ય સર્વરિદ્ધિસિદ્ધિ હોય છે. પોતાના નામપ્રમાણે જ તેઓના વિમાનની ઓળખાણ છે, બાકીના ત્રણે વિમાનમાં અધિપતિ હોય છે. એ બે ઇંદ્ર તથા ત્રણ અધિપતિ એમ એ પાંચેનું જઘન્ય તથા મધ્યમઆયુષ્ય છે જ નહિ તેમને વર્જીને તે પાંચ પૈકી-(૧) પ્રથમ ચંદ્રના વિમાનવાસી દેવો અને તે દેવોની દેવીઓનું, ૨-સૂર્યના વિમાનવાસી દેવો અને તે દેવોની દેવીઓનું, ૩-ગ્રહના વિમાનવાસી દેવો અને તે દેવોની દેવીઓનું, ૪-નક્ષત્રના વિમાનવાસી દેવ અને તે દેવોની દેવીઓનું એ પ્રમાણે એ ચારે યુગલનું જઘન્ય આયુષ્યપ્રમાણ એક પલ્યોપમનો ચોથો ભાગ હોય છે, અને પાંચમાં તારાના વિમાનવાસી દેવ અને તે દેવોની દેવીઓનું જઘન્યઆયુષ્ય એક પલ્યોપમનો આઠમો ભાગ થાય તેટલું હોય છે. એ પ્રમાણે જ્યોતિષીનિકાયના પાંચ યુગલની ઉત્કૃષ્ટ અને જઘન્યસ્થિતિ કહી અને મધ્યમસ્થિતિ માટે પૂર્વે જે ખુલાસો કર્યો છે તે પ્રમાણે સુજ્ઞજનોએ અહિંઆ પણ સમજી લેવું. ॥ ૫ ॥ ૬ ॥ ૭ ॥

## ॥ ज्योतिषी निकायमां देव–देवीना जघन्योत्कृष्ट आयुष्यनो यंत्र ॥

| ज्योतिषी नाम | जघन्य आयुष्य. | उत्कृष्ट आयुष्य |
|---|---|---|
| ચન્દ્ર–ઇન્દ્રનું | નથી | ૧ પલ્યોપમ–ઉપર ૧ લાખ વર્ષ |
| ચન્દ્રની ઇંદ્રાણીનું | ૦। પલ્યોપમ (¼પ૦) | (તેથી અર્ધ)–૦॥ પલ્યો૦ઉપર ૫૦ હજાર વર્ષ |
| ચન્દ્રના પ્રજા–દેવનું | ” | ૧ પલ્યો૦ ઉપર ૧ લાખ વર્ષ |
| ચન્દ્રની પ્રજા–દેવીનું | ” | (તેથી અર્ધ) ૦॥ પલ્યો૦ ઉપર ૫૦ હજાર વર્ષ |
| સૂર્ય ઇન્દ્રનું | નથી | ૧ પલ્યો૦ ઉપરાંત ૧૦૦૦ વર્ષ |
| સૂર્યની ઇંદ્રાણીનું | ૦। પલ્યોપમ | ૦॥ પલ્યો૦ ઉપર ૫૦૦ વર્ષ |
| સૂર્યના પ્રજા–દેવનું | ” | ૧ પલ્યો૦ ઉપર ૧ હજાર વર્ષ |
| સૂર્યની પ્રજા–દેવીનું | ” | ૦॥ પલ્યો૦ ઉપર ૫૦૦ વર્ષ |
| ગ્રહઅધિપતિનું | ૦। પલ્યોપમ | ૧ પલ્યોપમ |
| ગ્રહાધિપતિની ઇંદ્રાણીનું | ” | ૦॥ પલ્યોપમ |
| ગ્રહપ્રજા–દેવનું | ” | ૧ પલ્યોપમ |
| ગ્રહપ્રજા–દેવીનું | ” | ૦॥ પલ્યોપમ |
| નક્ષત્ર અધિપતિનું | ૦। પલ્યોપમ | ૦॥ પલ્યોપમ |
| નક્ષત્રાધિપતિની દેવીનું | ” | સાધિક ૦। પલ્યોપમ |
| નક્ષત્ર દેવનું | ” | ૦॥ પલ્યોપમ |
| નક્ષત્રની દેવીનું | ” | સાધિક ૦। પલ્યોપમ |
| તારા અધિપતિનું | પલ્યો૦નો આઠમો ભા. | ૦। પલ્યોપમ |
| તારાધિપતિની દેવીનું | ⅛ ” | સાધિક પલ્યોપમનો આઠમો [ભાગ |
| તારા દેવનું | ” | ૦। પલ્યોપમ |
| તારાદેવીનું | ” | ⅛ પલ્યોપમ |

अवतरण:—પૂર્વે ભુવનપતિ વ્યંતર જ્યોતિષી એ ત્રણે નિકાયની આયુષ્ય સ્થિતિવર્ણવી, હવે દોઢગાથાવડે ચોથી વૈમાનિક નિકાયના દેવોની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ વર્ણવે છે,

**दोसाहिसत्तसाहिय, दस चउदस सतर अयर जा सुक्को ।**
**इक्किक्कमहियमित्तो, जा इगतीसुवरि गेविज्जे ॥ ८ ॥**

**तित्तीसणुत्तरेसु, सोहम्माइसु इमा ठिई जिट्ठा ॥ ८½ ॥**

સંસ્કૃત છાયાઃ—

**द्वौ साधिक–सप्तसाधिक–दश–चतुर्दश–सप्तदशान्यतराणि यावत् शुक्रः ।**
**एकैकमधिकमितो यावदेकत्रिंशदुपरिग्रैवेये ॥ ८ ॥**

**त्रयस्त्रिंशदनुत्तरेषु, सौधर्मादिषु इयं स्थितिर्ज्येष्ठा ॥ ८½ ॥**

શબ્દાર્થઃ—

दो=બે
साहि=સાધિક ( બે )
सत्त=સાત
साहिय=સાધિક
दस=દશ
चउदस=ચઉદ
सत्तर=સતર
अयर=સાગરોપમ
जा=સુધી-યાવત
सुक्को=શુક્રદેવલોક
इक्कि=એકેક
अहिअ=અધિક
इत्तो=અહિંથી
जा=સુધી, યાવત્
इगतीस=એકત્રીશ
उवरि=ઉપરની
गेविज्जे=ગ્રૈવેયકમાં
तित्तीस=તેત્રીશ
णुत्तरेसु=અનુત્તરવિમાનોમાં
सोहम्माईसु=સૌધર્માદિ દેવલોકમાં
इमा=આ પ્રમાણે
ठिई=આયુષ્ય સ્થિતિ
जिट्ठा=ઉત્કૃષ્ટ

ગાથાર્થઃ—બે સાગરોપમ, સાધિક બે સાગરોપમ, સાત સાગરોપમ, સાધિક સાત સાગરોપમ, દશ સાગરોપમ, ચઉદ સાગરોપમ અને સત્તર સાગરોપમ-પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ અનુક્રમે સૌધર્મદેવલોકથી શરૂકરીને શુક્રદેવલોક-પર્યંત જાણવી. અહિંથી એકએક દેવલોકે એકેક સાગરોપમપ્રમાણ આયુષ્ય-સ્થિતિમાં વૃદ્ધિ કરવી તે યાવત્ ઉપરની નવમી ગ્રૈવેયકમાં ૩૧) સાગરોપમ-પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ થાય ત્યાં સુધી, ત્યારબાદ અનુત્તરવિમાનમાં તેત્રીશ સાગરોપમપ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ સમજવી. આ પ્રમાણે સૌધર્માદિદેવલોકમાં ઉત્કૃષ્ટસ્થિતિનું પ્રમાણ કહ્યું ॥ ૮–૮½ ॥

विशेषार्थः—ચોથી વૈમાનિકનિકાયના દેવો બે પ્રકારના છે ૧ कल्पोपपन्न ૨ कल्पातीत.

[૪૫]कल्पोपपन्न એ પદ બે શબ્દથી સંકલિત છે. એક कल्प અને બીજો उपपन्न, તેમાં 'कल्प' કહેતાં આચાર–સ્થિત–જીત–મર્યાદા અથવા વ્યવસ્થા અને उपपन्न એટલે યુક્ત અર્થાત્ તે આચારવડે યુક્ત એટલે કે ઇંદ્ર, સામાનિક, આત્મરક્ષકાદિ દશે પ્રકારની વ્યવસ્થાઓ જેને વિષે રહેલી છે તે **'કલ્પોપપન્ન'** કહેવાય. જેમ મનુષ્યલોકમાં સમ્રાટ્ રાજાના રાજ્યકારોબારપ્રકરણની સર્વ વ્યવસ્થાઓ હોય છે તેવી વ્યવસ્થાઓ ત્યાં દેવલોકમાં પણ રહેલી છે.

આ કલ્પોપપન્ન દેવો સૌધર્માદિદેવલોકથી લઇ બારમા અચ્યુતદેવલોક સુધીમાં હોય છે. એ બારે દેવલોકમાં પરસ્પર સ્વામીપણું સેવકપણું નાના મોટાનો સર્વપ્રકારનો વ્યવહાર ઇત્યાદિ ( અહિંઆ જેમ રાજા અને પ્રજા વચ્ચે સર્વ વ્યવહાર–મર્યાદાનું પાલન હોય તેની માફક ત્યાં સર્વ જાતિના ) સ્વામિ સેવક વિગેરે ભાવો–વ્યવહારો હોય છે.

૨ कल्[૪૬]पातीत;— એ શબ્દ પણ 'कल्प' અને 'अतीत' એવા બે શબ્દોથી સંકલિત છે, તેમાં 'कल्प' કહેતાં કલ્પોપપન્ન પદની વ્યાખ્યામાં કહેવાએલ સર્વપ્રકારના મર્યાદાદિરૂપ આચાર તેથી अतीत કહેતા રહિત તે [૪૭]कल्पातीत કહેવાય.

અર્થાત્ જ્યાં પરસ્પર સ્વામી સેવકભાવ જતો રહ્યો છે, જ્યાં પરસ્પર નાનામોટાપણાની મર્યાદા હોતી નથી જેઓને જિનેશ્વરોના કલ્યાણકાદિ પ્રસંગોમાં આવવાની મર્યાદા સાચવવાની નથી તે **કલ્પાતીત** કહેવાય.

આ કલ્પાતીતપણું નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરમાં છે અર્થાત્ સર્વનું સરખાપણું અને સમાનપણું (અહમિંદ્રપણું) છે. હવે તે બન્ને પ્રકારના વૈમાનિક નિકાયના દેવોની પ્રથમ ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ કહે છે,—

[ આ જે આયુષ્ય કહેવાય છે તે દરેક દેવલોકના છેલ્લા પ્રતરમાં નિવાસ કરનારા દેવોનું જાણવું અને બાકીના પ્રતરમાં રહેલાઓની સ્થિતિ તથા તે પ્રતરોનું સ્વરૂપ આગળ કહેવામાં આવશે. ]

---

૪૫ ' कल्पेन आचारेण उपपन्ना उपेता इति कल्पोपपन्नाः ॥ '

૪૬ ' कल्पमाचारमतीता उल्लङ्घिता इति कल्पातीताः : ॥ '

૪૭ આથીજ બારદેવલોકોને कल्प ( સૌધર્મ कल्प વિગેરે ) તરીકે સંબોધી શકીયે છીએ; પરંતુ ગ્રૈવેયક તથા અનુત્તરને કલ્પ વિશેષણ જોડતા નથી જે વાત સ્પષ્ટ છે.

## ॥ વૈમાનિક નિકાયના દેવોની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ ॥

પહેલા સૌધર્મ દેવલોકને વિષે સામાન્યતઃ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ બે સાગરોપમની આયુષ્ય સ્થિતિ છે. આ જે સ્થિતિ કહી તે સમુચ્ચયે કહી અને આ બે સાગરોપમની સ્થિતિ સૌધર્મ દેવલોકના છેલ્લા (તેરમે) પ્રતરે જાણવી. બીજા ઇશાન દેવલોકે ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ સમુચ્ચયે બે સાગરોપમ અને એક પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક જાણવી. આ સ્થિતિ પણ સૌધર્મ દેવલોકની જેમ ઈશાન દેવલોકના છેલ્લા પ્રતરે હોય છે. એ પ્રમાણે ત્રીજા સનત્કુમાર દેવલોકે ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ સાત સાગરોપમ, ચોથાં માહેન્દ્ર દેવલોકે સાત સાગરોપમ અને એક પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક, પાંચમા બ્રહ્મ દેવલોકના દેવતાનું ઉત્કૃષ્ટ આયુષ્ય દશ સાગરોપમ, છઠ્ઠા લાંતક દેવલોકે ચઉદ સાગરોપમનું, સાતમા શુક્ર દેવલોકે ઉત્કૃષ્ટાયુષ્ય સત્તર સાગરોપમ, આઠમા સહસ્રાર દેવલોકે અઢાર સાગરોપમ, નવમા આનત દેવલોકમાં ઓગણીશ સાગરોપમ, દશમા પ્રાણત દેવલોકમાં વીશ સાગરોપમ, અગિયારમા આરણ દેવલોકમાં એકવીશ સાગરોપમ, અને બારમા અચ્યુત દેવલોકમાં બાવીશ સાગરોપમ આયુષ્ય સ્થિતિ હોય છે.

ગ્રૈવેયક એટલે શું ? તો સમગ્ર ચૌદરાજલોક વૈશાખ સંસ્થાને રહેલ પુરૂષના આકારે છે. જેમ પુરૂષોના ગળામાં વક્ષસ્થલે કટિએ ઇત્યાદિ સ્થાને આભૂષણો હોય છે તેમ આ ચૌદ રાજલોકરૂપી પુરૂષના આભૂષણ કયા છે ? તો જે વિમાનાદિ છે તેજ તેના આભૂષણ રૂપ છે, એમાં નવ ગ્રૈવેયકના વિમાનો ચૌદ રાજલોકરૂપ પુરૂષના ગ્રીવા( ગળા )ના સ્થાને આભૂષણ રૂપ હોવાથી તેને ગ્રૈવેયક તરીકે ઓળખાવવામાં આવે છે. આની વ્યુત્પત્તિ પણ તે જ અર્થ પ્રગટ કરે છે. ग्रैवेयकास्तु-लोकपुरुषस्य ग्रीवाभरणभूताः, उपचाराल्लोक एव पुरुषस्तस्य ग्रीवेव ग्रीवा तस्यां भवा ग्रैवा ग्रैवेया ग्रैवेयका वा ॥ અથવા તો ग्रैवेव ग्रीवा, चतुर्दशरज्ज्वात्मलोकपुरुषस्य त्रयोदश्या रज्जोर्भागस्तन्निविष्टतया अतिभ्राजिष्णुतया च तदाभरणभूता ग्रैवेयाः આ પ્રમાણે પણ વ્યુત્પત્તિ થાય છે.

એ નવ ગ્રૈવેયકમાં ત્રણ ત્રણનાં ત્રણ જોડલાં છે. અને એ ગ્રૈવેયકના જોડલાં એક પછી એક ઉપર નીચે ક્રમશઃ રહેલા છે. તેમાં પહેલા ત્રણનાં જોડલામાંની પહેલી ( [૪૮]અધસ્તન અધસ્તન ) સુદર્શન ગ્રૈવેયકે ત્રેવીશ સાગ-

---

૪૮ અન્ય સ્થાને અન્ય મહર્ષિઓ નવગ્રૈવેયકની ઓળખાણ માગધી ભાષામાં જુદી રીતે આપે છે, એટલે પહેલી ૧-हिट्ठिम, २–हिट्ठिममध्यम ३–हिट्ठिमउवरिम ४–मध्यमहिट्ठिम

રોપમ, બીજી (અધસ્તન મધ્યમ) સુપ્રતિષ્ઠ ગ્રૈવેયકે ચોવીશ સાગરોપમ, ત્રીજી (અધસ્તન ઊર્ધ્વ) મનોરમ ગ્રૈવેયકમાં પચીશ સાગરોપમ, બીજા જોડલામાંની ચોથી (મધ્યમાધસ્તન) સર્વભદ્ર ગ્રૈવેયકે છવ્વીસ સાગરોપમ, પાંચમી (મધ્યમ મધ્યમ) સુવિશાલ ગ્રૈવેયકે સત્યાવીશ સાગરોપમ, બીજા જોડલાની છેલ્લી(છઠ્ઠી) (મધ્યમોર્ધ્વ) સૌમનસ ગ્રૈવેયકે અઠ્ઠાવીશ સાગરોપમ, ત્રીજા જોડલાંની પહેલી અર્થાત્ ક્રમે સાતમી સુમનસ ગ્રૈવેયકે ઓગણત્રીશ સાગરોપમ, આઠમી પ્રિયંકર ગ્રૈવેયકે ત્રીશ સાગરોપમ અને નવમી આદિત્ય ગ્રૈવેયકે એકત્રીશ સાગરોપમની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ હોય છે. એ નવ ગ્રૈવેયકથી ઉપર રહેલા પાંચ અનુત્તર દેવલોકમાંના (૧) વિજય (૨) વૈજયંત (૩) જયંત અને (૪) અપરાજિત એ ચારે વિમાનોમાં અને પાંચમા સર્વાર્થસિદ્ધ નામના વિમાને દેવોની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ તેત્રીશ સાગરોપમની જાણવી. આ પ્રમાણે સૌધર્મદેવલોકથી માંડીને પાંચે અનુત્તરવિમાન સુધીના દેવોની અર્થાત્ વૈમાનિક નિકાયના દેવોની ઉપર મુજબ ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ કહી ॥ ૮-૮½ ॥

अवतरणः—પૂર્વ ગાથામાં વૈમાનિક દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિ કહી, હવે બે ગાથાવડે તેજ વૈમાનિક દેવોની જઘન્ય સ્થિતિ કહેવાય છે;—

**सोहम्मे ईसाणे, जहन्नठिइ पलियमहिअं च ॥ ९ ॥**
**दोसाहिसत्तदस चउदस, सत्तरअयराइं जा सहस्सारो ।**
**तप्परओ इक्किक्कं, अहियं जाणुत्तर चउक्के ॥ १० ॥**
**इगतीस सागराइं सव्वट्ठे पुण जहन्नठिइ नत्थि ॥ १०½ ॥**

સંસ્કૃત છાયા—

**सौधर्मे ईशाने जघन्यस्थितिपल्यमधिकं च ॥ ९ ॥**
**द्वौ साधिकसप्तदशचतुर्दश-सप्तदशानि अतराणि यावत् सहस्रारम् ।**
**तत्परत एकैकमधिकं यावदनुत्तरचतुष्के ॥ १० ॥**
**एकत्रिंशत्सागराणि सर्वार्थे पुनर्जघन्या स्थितिर्नास्ति ॥ १०½ ॥**

---

૫ મધ્યમ મધ્યમ, ૬-મધ્યમ ઉવરિમ ૭-ઉવરિમ હિટ્ઠિમ, ૮-ઉવરિમ મધ્યમ ૯-ઉવરિમ ઉવરિમ ફક્ત ભાષાને અંગે જુદી રીતે લખાય છે પણ મતાંતર ન સમજવું-આ નામો તે ગ્રૈવેયકોના સ્થાન સૂચક છે.

## શબ્દાર્થ.

सोहम्मे=સૌધર્મ દેવલોકમાં
ईसाणे=ઇશાન દેવલોકમાં
जहन्नठिई=જઘન્ય સ્થિતિ
पलिय=પલ્યોપમ
अहिअं=અધિક
च=અને
दो=બે
साहि=સાધિક
सत्त=સાત
दस=દશ
चउदस=ચઉદ
सत्तर=સતર
अयराई=સાગરોપમ
जा=સુધી
सहस्सारो=સહસ્રાર દેવલોક
तप्परओ=તે થકી આગળ
इक्किक्कं=એક એક
अहियं=અધિક
जाणुत्तर चउक्के=અનુત્તર ચતુષ્ક સુધી
इगतीस=એકત્રીશ
सागराइं=સાગરોપમ
सव्वट्ठे=સર્વાર્થસિદ્ધમાં
पुण=વળી
जहन्नठिई=જઘન્ય સ્થિતિ
नत्थि=નથી

ગાથાર્થ:—સૌધર્મ તથા ઇશાન દેવલોકમાં અનુક્રમે પલ્યોપમ તેમજ સાધિક પલ્યોપમ પ્રમાણ અનુક્રમે જઘન્ય સ્થિતિ કહે છે. ત્યારબાદ સનત્કુમાર, માહેંદ્ર, બ્રહ્મલોક, લાન્તક, શુક્ર તથા સહસ્રાર દેવલોકમાં અનુક્રમે બે સાગરોપમ, સાધિક બે સાગરોપમ, સાત સાગરોપમ, દશ સાગરોપમ, ચઉદ સાગરોપમ તથા સત્તર સાગરોપમ પ્રમાણ જઘન્ય સ્થિતિ કહી છે. ત્યારબાદ આનતાદિ ચાર દેવલોકમાં, નવગ્રૈવેયકમાં તથા વિજય વૈજયન્ત જયન્ત અને અપરાજિત એ ચાર અનુત્તર વિમાનમાં અનુક્રમે એક એક સાગરોપમ અધિક જઘન્ય સ્થિતિ છે યાવત અનુત્તર દેવલોકના ચાર વિમાનમાં એકત્રીશ સાગરોપમ પ્રમાણ જઘન્ય સ્થિતિ જાણવી. સર્વાર્થસિદ્ધમાં જઘન્ય સ્થિતિ નથી. ॥ ૯-૧૦-૧૦½ ॥

વિશેષાર્થ:—વૈમાનિક નિકાયના પહેલા સૌધર્મદેવલોકના [૪૯]દેવતાઓની જઘન્ય આયુષ્ય સ્થિતિ એક પલ્યોપમની છે, આ સ્થિતિ સૌધર્મદેવલોકના તેરે પ્રતરમાં નિવાસ કરનારા સર્વ દેવોની જાણવી. ઇશાન દેવલોકના દેવતાઓની

૪૯ સૌધર્મ ઇંદ્રનો નિવાસ છેલ્લા ( તેરમા ) પ્રતરેજ હોય છે, એથી પૂર્વે સમુચ્ચયપણે સૌધર્માદિ પ્રત્યેક દેવલોકાશ્રયી જે ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે તે આ અંતિમ પ્રતરે રહેનારા ઇંદ્ર તથા અન્ય દેવોની સ્થિતિ પણ તેટલીજ સમજવી. માત્ર આજ્ઞા ઐશ્વર્યાદિ પણું હોતું નથી. પૂર્વે કહેલ સમુદાયિક ઉત્કૃષ્ટ સ્થિતિ તો દરેક દેવલોક ગત અંતિમ પ્રતરે સમજવી, તેજ દેવલોકનાં અન્ય અન્ય પ્રતરમાં ફેરફાર વાળી હોય છે.

જઘન્ય આયુષ્ય સ્થિતિ એક પલ્યોપમ અને એક પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અધિક હોય છે. આ જઘન્ય સ્થિતિ સૌધર્મ દેવલોકની જેમ ઇશાન દેવલોકના [૫૦]સર્વ પ્રતરે સમજી લેવી. ત્રીજા સનત્કુમાર દેવલોકમાં જ૦ આયુષ્ય બે સાગરોપમનું, ચોથા માહેન્દ્રે જ૦ આ૦ બે સાગરોપમથી કંઇક અધિક સર્વ પ્રતરે, પાંચમા બ્રહ્મ દેવલોકમાં જ૦ આ૦ સાત સાગરોપમનું, છઠ્ઠા લાંતક દેવલોકમાં જ૦ આ૦ દસ સાગરોપમનું, સાતમા શુક્ર દેવલોકે જ૦ આ૦ ચઉદ સા૦, આઠમા સહસ્રાર દેવલોકે જ૦ આ૦ સત્તર સા૦, નવમા આનત દેવલોકે જ૦ આ૦ અઢાર સા૦, દશમા પ્રાણત દેવલોકમાં જ૦ આ૦ ઓગણીશ સા૦, અગીયારમા આરણ દેવલોકમાં જ૦ આ૦ વીશ સા૦, બારમા અચ્યુત દેવલોકમાં જ૦ આ૦ એકવીશ સા૦ ત્યાર બાદ નવે ગ્રૈવેયકે એકેક સાગરોપમની સંખ્યા વધારતા જવી, અર્થાત્ પહેલી ગ્રૈવેયકથી લઇને આદિત્ય ગ્રૈ૦ સુધી વધારવી. એમ એકવીશ પછી એકેક વધારતાં છેલ્લી આદિત્ય ગ્રૈવેયકે ત્રીશ સાગરોપમની જઘન્ય સ્થિતિ આવીને ઉભી રહેશે.

ત્યારબાદ પાંચ અનુત્તરે જઘન્યસ્થિતિનું પ્રમાણ કહે છે–તેમાં અનુત્તર એટલે શું ? તો જેના ઉત્તરે હવે કોઇપણ જાતનું પૌદ્‌ગલિક સુખ નથી, અર્થાત્ એ દેવલોકથી આગળ કોઇપણ જાતના પૌદ્‌ગલિક સુખનો આસ્વાદ વર્તતો નથી, તેથી તે દેવલોક અનુત્તર દેવલોક તરીકે ઓળખાય છે.

તે [૫૧]અનુત્તર દેવલોકના વિજય, વૈજયંત, જયંત, અપરાજિત એ ચારે વિમાનને વિષે જઘન્ય આયુષ્ય સ્થિતિ એકત્રીશ સાગરોપમની છે. પરંતુ પાંચમા સર્વાર્થસિદ્ધ નામના વિમાનને વિષે [૫૨]જઘન્ય આયુષ્ય સ્થિતિ નથી. એહિજ સ્થાનની અનુપમ વિશિષ્ટતાનો પ્રભાવ છે. એ સર્વાર્થસિદ્ધ વિમાનના દેવોને સિદ્ધાન્તકારોએ નિયમા એકાવતારી જણાવેલા છે ॥ ૯–૧૦–૧૦૧/૨ ॥

---

૫૦ અન્ય આચાર્યો દરેક પ્રતરની જઘન્ય સ્થિતિ અન્ય રીતિએ કહે છે જે વાત આગળ આવે છે. પરંતુ ચાલુ ગાથામાં જે જઘન્ય સ્થિતિ કહે છે તે પ્રતરાશ્રયી સમાન હોય છે એમ સમજવું.

૫૧ અથવા અનુત્તર એટલે 'અવિદ્યમાનમુત્તરદ્ વિમાનાદિ યેષાં તેઽનુત્તરાઃ'–એટલે કે વિદ્યમાન નથી અન્ય વિમાનાદિ જેના ઉત્તરે તેથી અનુત્તર.

૫૨ પ્ર૦–તત્ત્વાર્થ સૂત્રના સ્વોપજ્ઞ ભાષ્યકાર મહારાજ સર્વાર્થસિદ્ધ દેવોની જઘન્ય સ્થિતિ ૩૨ સાગરોપમની અને ઉત્કૃષ્ટ સ્થિતિ ૩૩, સાગરોપમની એમ જઘન્ય તથા ઉત્કૃષ્ટ બન્ને જણાવે છે તો તે કેમ ?

ઉ૦–ભાષ્યકાર મહારાજ શું આશયથી જણાવતા હશે ? તે તત્ત્વ તો કેવલીગમ્ય છે, પરંતુ સિદ્ધાન્તકાર મહારાજાઓ તે વાત સ્વીકારતા નથી કારણ કે શ્રી પ્રજ્ઞાપના ઉપાઙ્ગ માં ચોથા પદે ૧૦૨ સૂત્રે ભગવાન્ ગૌતમસ્વામીજી મહારાજાએ પ્રશ્ન કર્યો છે અને તેનો ઉત્તર નીચે પ્રમાણે અપાયેલ છે.

# वैमानिकनिकायमां जघन्योत्कृष्ट आयुष्यस्थितिनो यंत्र ॥

| | देव-विशेष | जघन्य आयुष्य | उत्कृष्ट आयुष्य |
|---|---|---|---|
| ૧ | સૌધર્મ દેવલોકે | ૧ પલ્યોપમ | ૨ સાગરોપમ |
| ૨ | ઈશાન દેવલોકે | ૧ પલ્યો૦ થી અધિક | ૨ સાગરો૦ અધિક |
| ૩ | સનત્કુમાર ,, | ૨ સાગરોપમ | ૭ સાગરોપમ |
| ૪ | માહેન્દ્ર ,, | સાધિક ૨ સાગરો૦ | ૭ સાગરો૦ થી અધિક |
| ૫ | બ્રહ્મ ,, | ૭ સાગરોપમ | ૧૦ સાગરોપમ |
| ૬ | લાંતક ,, | ૧૦ ,, | ૧૪ સાગરોપમ |
| ૭ | શુક્ર ,, | ૧૪ ,, | ૧૭ ,, |
| ૮ | સહસ્રાર ,, | ૧૭ ,, | ૧૮ ,, |
| ૯ | આનત ,, | ૧૮ ,, | ૧૯ ,, |
| ૧૦ | પ્રાણુત ,, | ૧૯ ,, | ૨૦ ,, |
| ૧૧ | આરણુ ,, | ૨૦ ,, | ૨૧ ,, |
| ૧૨ | અચ્યુત ,, | ૨૧ ,, | ૨૨ ,, |
| ૧ | સુદર્શન ગ્રૈવેયકે | ૨૨ ,, | ૨૩ ,, |
| ૨ | સુપ્રતિબદ્ધ ,, | ૨૩ ,, | ૨૪ ,, |
| ૩ | મનોરમ ,, | ૨૪ ,, | ૨૫ ,, |
| ૪ | સર્વભદ્ર ,, | ૨૫ ,, | ૨૬ ,, |
| ૫ | સુવિશાલ ,, | ૨૬ ,, | ૨૭ ,, |
| ૬ | સુમનસ ,, | ૨૭ ,, | ૨૮ ,, |
| ૭ | સૌમનસ ,, | ૨૮ ,, | ૨૯ ,, |
| ૮ | પ્રિયંકર ,, | ૨૯ ,, | ૩૦ ,, |
| ૯ | આદિત્ય ,, | ૩૦ ,, | ૩૧ ,, |
| ૧ | વિજય વિમાને | ૩૧ ,, | ૩૨ ,, |
| ૨ | વૈજયંત ,, | ,, ,, | ,, ,, |
| ૩ | જયંત ,, | ,, ,, | ,, ,, |
| ૪ | અપરાજિત ,, | ,, ,, | ,, ,, |
| ૫ | સર્વાર્થસિદ્ધ ,, | — નથી | ૩૩ ,, |

' सव्वट्ठसिद्धदेवाणं भंते ! केवतियं कालं ठिई पण्णत्ता ?

गोयमा ! अणुक्कोसतित्तीसं सागरोवमाई ट्ठिई पन्नत्ती ॥ '

देवेन्द्रस्तवेऽपि-' सव्वट्ठसिद्धनामे, अजहन्नुकोस तित्तीसा ' ॥

અવતરણ:—હવે વૈમાનિક દેવીઓ કેટલી જાતની? તથા તેની જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ કેટલી? તે કહેવાય છે:—

**परिगहिआणियराणि य, सोहम्मीसाण–देवीणं ॥ ११ ॥**
**पलियं अहियं च कमा, ठिई जहन्ना इओ य उक्कोसा ।**
**पलियाइं सत्तपन्नास, तह य नव पंचवन्ना य ॥ १२ ॥**

### સંસ્કૃત છાયા—

परिगृहीतेतराणां च सौधर्मेशानदेवीनाम् ॥ ११ ॥
पल्यमधिकञ्च क्रमात् स्थितिर्जघन्या इयं चोत्कृष्टा ।
पल्यानि सप्तपञ्चाशत् तथा च नव पञ्चपञ्चाशच्च ॥ १२ ॥

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| परिगहिआ=પરિગૃહીતા | जहन्ना=જઘન્ય |
| इयराणि=અપરિગૃહીતા | इओ य=અહિંથી વળી |
| य=અને | उक्कोसा=ઉત્કૃષ્ટસ્થિતિ |
| सोहम्मीसाण=સૌધર્મ તથા ઇશાન દેવલોકની | पलियाइं=પલ્યોપમ |
| देवीणं=દેવીઓનું | सत्त=સાત |
| पलियं=પલ્યોપમ | पन्नास=પચાસ |
| अहियं=અધિક | तह य=તેમજ |
| च=અને | नव=નવ |
| कमा=અનુક્રમે | पंचवन्ना=પંચાવન |
| ठिई=સ્થિતિ | य=અને |

ગાથાર્થ:—સૌધર્મ તથા ઇશાન દેવલોકની પરિગૃહીતા તથા અપરિગૃહીતા દેવીઓનું જઘન્યઆયુષ્ય અનુક્રમે પલ્યોપમ તેમજ સાધિક ( કાંઇક અધિક ) પલ્યોપમ પ્રમાણ જાણવું. હવે ઉત્કૃષ્ટ આયુષ્ય કહે છે–તેમાં સૌધર્મદેવલોકની પરિગૃહીતા દેવીનું સાત પલ્યોપમ અને અપરિગૃહીતા દેવીનું પચાશ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુષ્ય જાણવું. ઈશાનદેવલોકની પરિગૃહીતા દેવીનું નવ પલ્યોપમ અને અપરિગૃહીતા દેવીઓનું પંચાવન ( ૫૫ ) પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુષ્ય સમજવું. ॥ ૧૨ ॥

વિશેષાર્થઃ—દેવગતિમાં દેવીઓની ઉત્પત્તિ ભુવનપતિ નિકાયથી લઇને ઈશાન દેવલોક સુધી અર્થાત્ ભુવનપતિનિકાય, વ્યંતરનિકાય, જ્યોતિષીનિકાય અને વૈમાનિકનિકાયમાં સૌધર્મ તથા ઈશાન એ બે [૫૩]દેવલોક સુધી જ હોય છે. સનત્કુમારથી આગલા આગલા દેવલોકને વિષે દેવીઓનું ઉપજવું હોતું નથી. કારણકે ઉપરની નિકાયના દેવો અલ્પવિષયી છે માટે ત્યાં દેવીઓનું ઉત્પન્ન થવું હોતું નથી.

એ વૈમાનિકનિકાયના બે દેવલોકમાં જે દેવીઓ છે એ દેવીઓ બે પ્રકારની હોય છે. ૧ પરિગૃહીતા અને બીજી અપરિગૃહીતા, પરિગૃહીતા તે [૫૪]કુલાંગના અર્થાત્ પરણેલા સરખી મર્યાદાશીલ જાણવી, અપરિગૃહીતા તે ગણિકા (વેશ્યા) સરખી સ્વેચ્છાચારિણી જાણવી. તે દેવીઓની જઘન્ય આયુષ્ય સ્થિતિ કહે છેઃ—સૌધર્મ દેવલોકને વિષે પરિગૃહીતા તથા અપરિગૃહીતા દેવીઓની જઘન્ય આ૦ સ્થિ૦ એક પલ્યોપમની છે અને ઈશાન દેવલોકને વિષે પરિગૃહીતા તથા અપરિગૃહીતા દેવીઓની જઘન્ય આ૦ સ્થિ૦ એક પલ્યોપમથી કંઇક અધિક જાણવી.

હવે ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ કહે છે—સૌધર્મ દેવલોકને વિષે પરિગૃહીતા દેવીઓની ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ સાત પલ્યોપમની, અને અપરિગૃહીતા દેવીઓની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ પચાસ પલ્યોપમની હોય છે. તથા બીજા ઈશાનદેવલોકને વિષે પરિગૃહીતા દેવીઓની ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ નવ પલ્યોપમની અને અપ-

---

૫૩ એક ઇંદ્રના ભવમાં ઇન્દ્રને પોતાને કેટલી દેવીઓ ઉત્પન્ન થઇને મરણ પામે છે? તે સંબંધમાં શ્રીમાન્ જિનભદ્રગણિ મહારાજા જણાવે છે કે—

'दोकोडाकोडीओ, पंचासी कोडीलक्ख इगसयरी ।
कोडीसहस्स चउकोडी, सयाण अडवीस कोडीणं ॥ १ ॥
सत्तावन्नं लक्खा चउदस, सहस्सा य दुसय पंचासी ।
इय संखा देवीओ चयंति इंदस्स जम्मंमि ॥ २ ॥'

**અર્થઃ**—એક ઇંદ્રના ભવમાં બે ક્રોડાક્રોડ, પંચાશી લાખ ક્રોડ, એકોતેર હજાર ક્રોડ ચારસો ક્રોડ, અઠ્ઠાવીશ ક્રોડ, સત્તાવન લાખ, ચઉદ હજાર ને બસો પચીશ—(૨૮,૫૭૧,૪ ૨૮,૫૭,૧૪,૨૮૫) આટલી દેવીઓની સંખ્યા ઉત્પન્ન થઇને મૃત્યુ પામે છે.

૫૪ કુલાંગના સરખી—એટલે કે કુલના ભૂષણરૂપ, જેમ મનુષ્યલોકમાં જે સ્ત્રીઓ સ્વકીય જીવનને શુદ્ધ માર્ગે પસાર કરી રહેલ હોય છે, સ્વપતિમાં સંતોષ માનીને સ્વપતિ-આજ્ઞાપરાયણ સ્ત્રીઓ કુલાચારની મર્યાદા પ્રમાણે વર્તી પોતાનું જીવન ઉત્તમ રીતિએ ગાળે છે તેને કુલાંગના કહેવાય છે તેમ દેવલોકમાં પણ તેજ પ્રમાણે વર્તન રાખનારી દેવીઓ જે હોય છે તેને કુલાંગના સમાન કહેવાય છે.

રિગૃહીતા દેવીઓની ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ પંચાવન પલ્યોપમની હોય છે. એથી ઉપરના દેવલોકે દેવીઓની [55]ઉત્પત્તિ નથી. ॥ ૧૨ ॥

## ॥ सौधर्मदेवलोकमां परिगृहीता तथा अपरिगृहीता देवीओनी आयुष्यस्थितिनो यन्त्र ॥

| जातिनाम | जघन्य आयु० स्थिति | उत्कृष्ट आयु० स्थिति | જઘન્યોત્કૃષ્ટ ની વચલી યથાસંભવ મધ્યમસ્થિતિઓ સમજવી. |
|---|---|---|---|
| ૧ પરિગૃહીતા | ૧ પલ્યોપમ | ૭–પલ્યોપમ | |
| ૨ અપરિગૃહીતા | ,, | ૫૦–પલ્યોપમ | |

## ॥ ईशानदेवलोकमां परिगृहीता–अपरिगृहीतानो आयुष्य-स्थितिनो यन्त्र ॥

| जातिनाम | जघन्य आयु० स्थिति | मध्यम स्थिति | उत्कृष्ट आयु० स्थिति |
|---|---|---|---|
| ૧ પરિગૃહીતા | ૧ પલ્યો૦ થી અધિક | ......... | ૯ પલ્યોપમ |
| ૨ અપરિગૃહીતા | ,, | ......... | ૫૫ પલ્યોપમ |

अवतरण—દેવીઓના અધિકારમાં પ્રાસંગિક અસુરકુમારાદિ દેવોની અગ્રમહિષીની સંખ્યા કહે છે;—

**पण छ च्चउ चउ अट्ठ य, कमेण पत्तेयमग्गमहिसीओ ।**
**असुरनागाइवंतर–जोइसकप्पदुगिंदाणं ॥ १३ ॥**

### સંસ્કૃત છાયા:—

**पञ्च षट् चतस्रश्चतस्रोऽष्टौ च क्रमेण प्रत्येकमग्रमहिष्यः ।**
**असुरनागादिव्यन्तर–ज्योतिष्कल्पद्विकेन्द्राणाम् ॥ १३ ॥**

[55] સનત્કુમાર દેવલોકથી લઈ અચ્યુત દેવલોક સુધી અપરિગૃહીતા દેવીઓનું સંભોગાદિ કારણે જવું આવવું થાય છે, તે કેટલા આયુષ્યવાળી કયા કયા દેવલોકે જઈ દેવો સાથે કેવી રીતે વિષયાદિસુખનો વ્યવહાર કરે છે? તે આગળ ૧૬૮મી ગાથાવડે કહેવાશે.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| पण=પાંચ | पत्तेयं=પ્રત્યેક |
| छ=છ | अग्गमहिसीओ=અગ્રમહિષીઓ |
| चउ=ચાર | असुर=અસુરકુમાર |
| चउ=ચાર | नागाइ=નાગકુમાર વિગેરે |
| अट्ठ=આઠ | वंतर=વ્યંતર |
| =વળી | जोइस=જ્યોતિષી |
| कमेण–અનુક્રમે | कप्पदुगिंदाणं=બે દેવલોક સુધીના ઇંદ્રોને |

गाथार्थ:—વિશેષાર્થ મુજબ.

विशेषार्थः—જેમ મનુષ્યલોકમાં રાજાઓને રાણીઓ હોય છે અને એમાં અમુકની મુખ્યતા હોય છે તથા એ પ્રધાનતાને અંગે તેને પટ્ટરાણી કહેવાય છે તેમ દેવલોકમાં તે પ્રધાન પટ્ટરાણીને અગ્રમહિષી ( મુખ્ય દેવી ) સંબોધીને ઓળખાવાય છે. તેમાં ભુવનપતિનિકાયોમાં પહેલી અસુરકુમાર નિકાયના દક્ષિણેંદ્ર–ચમરેંદ્રને અને ઉત્તરેન્દ્ર–બલીન્દ્રને પ્રત્યેકને પાંચ પાંચ અગ્રમહિષીઓ હોય છે. બાકીની નાગકુમારાદિ નવે નિકાયના ધરણેન્દ્ર તથા ભૂતાનંદેન્દ્ર પ્રમુખ અઢાર ઇંદ્રો છે તે દરેક ઇંદ્રને છ છ અગ્રમહિષીઓ હોય છે. તથા આઠ પ્રકારના વ્યંતર, આઠ પ્રકારના વાણવ્યંતર–એમ વ્યંતરની સોળ નિકાયના ઉત્તરેન્દ્ર તથા દક્ષિણેન્દ્ર મળી કુલ બત્રીશ ઇંદ્રો છે તે પ્રત્યેકને ચાર ચાર અગ્રમહિષીઓ હોય છે. ત્રીજા જ્યોતિષીદેવલોકના ચંદ્ર અને સૂર્ય એ બે ઇંદ્રને પણ ચાર ચાર અગ્રમહિષીઓ હોય છે. અને ચોથા વૈમાનિક દેવલોકમાંના સૌધર્મ દેવલોકના સૌધર્મેંદ્રને અને બીજા ઇશાન દેવલોકના ઇશાનેંદ્રને આઠ આઠ અગ્રમહિષીઓ હોય છે. એ ઉપરના સનત્કુમારાદિદેવલોકને વિષે દેવીઓનું ઉપજવું હોતું નથી તેથી ત્યાં પરિગૃહીતા દેવી નથી પરંતુ તે તે દેવલોકના ઇંદ્રોને અથવા દેવોને જ્યારે વિષય સુખની ઇચ્છા ઉદ્ભવે છે ત્યારે તેમને યથાયોગ્ય–સૌધર્મ અને ઇશાન દેવલોકની અપરિગૃહીતા દેવીઓ ઉપભોગાર્થે ઉપયોગી થાય છે. એથી ઉપરના દેવલોકમાં દેવીઓની ઉત્પત્તિનો અભાવ હોવાથી અગ્રમહિષીઓનો સંભવ નથી. ॥ ૧૩ ॥

अवतरण;—વૈમાનિક દેવ દેવીઓની પ્રતિદેવલોકે યથાસંભવ આયુષ્ય સ્થિતિ કહી, હવે પ્રતિદેવલોકના પ્રત્યેક પ્રતરોમાં જઘન્યોત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ બતાવવા માટે પ્રથમ કયા દેવલોકમાં કેટલા પ્રતરો હોય? તે વર્ણવે છે;—

**दुसु तेरस दुसु बारस, छ प्पण चउ चउ दुगे दुगे य चउ।**
**गेविज्ज–णुत्तरे दस, बिसट्ठि पयरा उवरि लोए ॥ १४ ॥**

### સંસ્કૃત છાયા—

**द्वयोस्त्रयोदश द्वयोर्द्वादश षट्पञ्चचत्वारि चत्वारि द्विके द्विके च चत्वारि ।**
**ग्रैवेया–नुत्तरेषु दश द्वाषष्टिः प्रतराण्युपरि लोके ॥ १४ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| दुसु=બે દેવલોકમાં | दुगे=બેમાં |
| तेरस=તેર | य=અને |
| दुसु=બે ( દેવલોક ) માં | चउ=ચાર |
| बारस=બાર | गेविज्जणुत्तरे=ગ્રૈવેયક અને અનુત્તર [ વિમાનમાં |
| छ=છ | दस=દશ |
| पण=પાંચ | बिसट्ठि=બાસઠ |
| चउ=ચાર | पयरा=પ્રતરો |
| चउ=ચાર | उवरि=ઉપર–ઊર્ધ્વ |
| दुगे=બેમાં | लोए=લોકમાં |

ગાથાર્થ:—સૌધર્મ તથા ઈશાનદેવલોકમાં તેર પ્રતર છે, ત્યારપછીના ત્રીજા–ચોથા એ બે દેવલોકમાં બાર પ્રતર છે. પાંચમા દેવલોકમાં છ પ્રતર, છઠ્ઠામાં પાંચ પ્રતર, સાતમામાં ચાર પ્રતર, આઠમામાં ચાર પ્રતર, નવમા તથા દશમા દેવલોકમાં ચાર, અને અગિયાર તથા બારમા દેવલોકમાં પણ ચાર પ્રતર છે. ત્યારબાદ નવગ્રૈવેયકમાં નવ તેમજ અનુત્તરવિમાનમાં એક મળી એકંદર તેમાં દશ પ્રતર છે. એ પ્રમાણે ઊર્ધ્વલોકના દેવલોકમાં બાસઠ પ્રતર છે. ॥ ૧૪ ॥

વિશેષાર્થ:—પ્રતર એટલે શું ? મનુષ્ય લોકમાં વસતા ઘરોમાં ઉપરા ઉપરી જેમ માલ હોય છે ( કોઈ મુકામને પાંચ દસ યાવત્ સેંકડો ઉપર માલો પણ પશ્ચિમ દેશમાં હોવાનું હાલ સંભળાય છે ) એ માલોની ગણત્રી કરાવનાર યા વિભાગ પાડનાર જે વસ્તુ તેને ભાષામાં સિદ્ધાન્તાનુસારે દેવલોકઆશ્રયી[૫૬]

[૫૬] અમેરીકા તથા ઇંગ્લાંડ વિગેરે પાશ્ચાત્યદેશમાં તો યાવત્ સવાસોથી અધિક ‘ માલ ’ વાળા મુકામો હોય છે એમ ત્યાં જઈને જોનારા પુરૂષો કહે છે. હમણાંજ થોડા વખત પહેલાં ‘ મુંબઈ ’ નામના અઠવાડિક પત્રમાં, એક કોઈ મુકામની છબી આવી હતી જેમાં સવાસો લગભગ માલવિભાગો નજરે પડતા હતા.

'પ્રતર' શબ્દથી સંબોધાય છે પરંતુ વિશેષ એ છે જે મનુષ્ય લોકમાં પાટડાઓ ભીંત–થાંભલા–કેચી ઈત્યાદિ સામગ્રીના આલંબને રહેલા છે જ્યારે દેવલોકમાં રહેલા પ્રતરો–પાથડાઓ સ્વસ્વભાવસિદ્ધ અર્થાત્ વિના આલંબને રહેલા છે. તેમાં પ્રથમ સૌધર્મ તથા ઈશાનદેવલોકના મળી તેર પ્રતરો વલયાકારે છે, એટલે બન્ને દેવલોક એક સરખી સપાટીમાં વિના વ્યાઘાતે જોડાએલા છે અને તેથી સંપૂર્ણ વલયાકાર લઇ શકાય છે. આ દેવલોક પ્યાલાના આકારે હોવાથી કહેલા તેર પ્રતરો વલયાકારે છે અને એ પણ ત્યારેજ લઇ શકાય કે જ્યારે બન્ને દેવલોકના પ્રતરો ભેગા ગણીએ તો, એટલે આ દેવલોક મહાવિદેહ ક્ષેત્રની ઊર્ધ્વ દિશાએ સીધી સપાટીએ હોવાથી તે ક્ષેત્રની અપેક્ષાએ પૂર્વ મહાવિદેહ તરફનો અને પશ્ચિમ મહાવિદેહ તરફનો, તેમજ મધ્યભાગથી અર્દ્ધ અર્દ્ધ વિભાગ કરીએ તો એક દક્ષિણ દિશાનો અને એક ઉત્તર દિશાનો એમ બે વિભાગ પડે, એમાં દક્ષિણવિભાગના અર્દ્ધ વલયાકાર ખંડના તેર પ્રતરો સૌધર્મના અને ઉત્તરવિભાગના અર્દ્ધ વલયાકાર ખંડના તેર પ્રતરો ઈશાનેન્દ્રના જાણવા. એ જ પ્રમાણે સનત્કુમાર અને માહેન્દ્રદેવલોક માટે સમજવું. અર્થાત્ અહિં પણ બંને દેવલોકના મળી બાર પ્રતરો વલયાકારે લેવાના છે, એમાં દક્ષિણવિભાગના બાર પ્રતરોનો માલિક સનત્કુમારેન્દ્ર અને ઉત્તરદિશાના બાર પ્રતરો માહેન્દ્રના સમજવા. પાંચમા બ્રહ્મદેવલોકે ખંડ–વિભાગ નથી તેથી ત્યાં છ પ્રતરો વલયાકારે જાણવા. એ જ પ્રમાણે લાંતકે પાંચ, શુક્ર દેવલોકમાં ચાર પ્રતર અને સહસ્રારે ચાર પ્રતર વલયાકારે સમજવા. આનત અને પ્રાણત દેવલોકમાં સૌધર્મદેવલોકવત્ બન્નેના મળી ચાર પ્રતર વલયાકારે સમજવા, આરણ અને અચ્યુત એ બન્નેના મળી આનત પ્રાણતવત્ ચાર પ્રતર વલયાકારે જાણવા, આ પ્રમાણે બાર દેવલોક સુધીમાં બાવન પ્રતર થયા. આગળ ચાલતાં પ્રત્યેક ગ્રૈવેયકનું એક એક પ્રતર ગણતાં નવ ગ્રૈવેયકના નવ પ્રતર થાય અને પાંચ અનુત્તર દેવલોકે એક પ્રતર એમ એકંદર દશ પ્રતર પૂર્વેના બાવન પ્રતરમાં ઉમેરતાં બાસઠ ( ૬૨ ) પ્રતરો વૈમાનિક દેવલોકમાં એકંદર જાણવા. પ્રત્યેક દેવલોકની અપેક્ષાએ પ્રતરનું પરસ્પર અંતર સમાન છે પરંતુ ઉપર–ઉપરના દેવલોકોમાં પ્રતરોની સંખ્યા થોડી હોવાથી તથા વિમાનોની ઉંચાઇ વધારે હોવાથી નીચેના દેવલોકના પ્રતર સંબંધી અંતરની અપેક્ષાએ ઉપરના દેવલોકના પ્રતરનું અંતર મોટું હોય છે. ॥ ૧૪ ॥

---

## ॥ वैमानिकनिकाये प्रतर संख्या यंत्र ॥

| वैमानिक निकायनाम | प्रतर सं० | वैमानिक नि० नाम | प्र. सं० |
|---|---|---|---|
| ૧ સૌધર્મ, ૨ ઇશાન } દેવલોકે | ૧૩ | ૮ સહસ્રાર દેવલોક | ૪ |
| ૩ સનત્કુમાર, ૪ માહેન્દ્ર } ” | ૧૨ | ૯ આનત, ૧૦ પ્રાણુત } ” | ૪ |
| ૫ બ્રહ્મ ” | ૬ | ૧૧ આરણુ, ૧૨ અચ્યુત } ” | ૪ |
| ૬ લાંતક ” | ૫ | ૯ ગ્રૈવેયક ” | ૯ |
| ૭ મહાશુક્ર ” | ૪ | ૫ અનુત્તર ” | ૧ |

अवतरण;—સૌધર્મ તથા ઇશાનદેવલોકના પ્રતરોમાં જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ આયુષ્ય જાણુવા માટે કરણુ (ઉપાય) પ્રદર્શિત કરે છે;—

**सोहम्मुक्कोसठिई, नियपयर विहत्त इच्छ संगुणिओ ।**
**पयरुक्कोस ठिइओ, सव्वत्थ जहन्नओ पलियं ॥ १५ ॥**

સંસ્કૃત છાયા—

सौधर्मोत्कृष्टस्थितिं निजप्रतरैर्विभज्य इष्ट(प्रतर)संगुणिता ।
प्रतरोत्कृष्टस्थितिः, सर्वत्र जघन्यतः पल्यम् ॥ १५ ॥

શબ્દાર્થ.

सोहम्म=સૌધર્મ
उक्कोस=ઉત્કૃષ્ટ
ठिई=સ્થિતિ
निय=પોતાના
पयर=પ્રતરવડે
विहत्त=વહેંચીએ
इच्छ=ઇષ્ટ ( પ્રતર )
संगुणिओ=સાથે ગુણીએ
पयरुक्कोस=પ્રતરની ઉત્કૃષ્ટ
ठिइओ=સ્થિતિ ( આવે )
सव्वत्थ=સર્વત્ર
जहन्नओ=જઘન્યથી
पलियं=પલ્યોપમ

गाथार्थः—સૌધર્મ દેવલોકવાસી દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિને સૌધર્મ દેવલોકના પ્રતરની સંખ્યાવડે વહેંચી આપી જે પ્રતરનું આયુષ્ય કાઢવું હોય તે પ્રતર-

**વડે પૂર્વોક્ત સંખ્યાને ગુણતાં ઈષ્ટપ્રતરની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થાય. જઘન્ય સ્થિતિ તો બધા પ્રતરોમાં પલ્યોપમ પ્રમાણ છે.**

વિશેષાર્થઃ—હવે આયુષ્ય સ્થિતિની તેર પ્રતરે વહેંચણુ કરવાની હોવાથી વૈમાનિક નિકાયના પ્રથમ સૌધર્મ દેવલોકને વિષે ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ બે સાગરોપમની છે, તેથી એક સાગરોપમના તેર ભાગ કરીએ ત્યારે બે સાગરોપમના છવીશ ભાગ થાય. એ છવીશ ભાગને સૌધર્મના તેર પ્રતર સાથે વહેંચીએ એટલે સૌધર્મના પહેલા પ્રતરે એક સાગરોપમના તેરીઆ બે ભાગનું આયુષ્ય આવે, ( એટલે બે સાગરોપમના કરેલા છવીશ ભાગમાંથી બે ભાગનું આયુષ્ય ઓછું થવાથી બાકી ચોવીશ ભાગનું રહ્યું. ) તેવી જ રીતે બીજા પ્રતરનું આયુષ્ય કાઢવું હોય ત્યારે તેને તે સાથે ગુણીયે ત્યારે તેરીયા ચારભાગનું આયુષ્ય આવે, ( પ્રથમના બાકી ૨૪ ભાગમાંથી બે ભાગાયુષ્ય ઓછું થવાથી ૨૨ ભાગનું રહ્યું. ) આવી રીતે દરેક પ્રતરે કાઢવું, જેથી ત્રીજે પ્રતરે તેરીઆ ૬ ભાગ આવે. ( પૂર્વના ૨૨ ભાગમાંથી ૨ બાદ જવાથી ૨૦ રહ્યા. ) ચોથે તેરીઆ આઠ ભાગ, ( ૨૦ માંથી ૨ બાદ જવાથી ૧૮ ભાગ રહ્યા. ) પાંચમે પ્રતરે ગુણાકાર કરવાથી તેરીયા દસ ભાગાયુષ્ય આવે, ( ૧૮ માંથી બે બાદ જવાથી ૧૬ રહ્યા ) છઠ્ઠે પ્રતરે તેરીયા બાર ભાગ, ( ૧૬ માંથી ૨ બાદ જવાથી ૧૪ ભાગ રહ્યા. ) સાતમે તેરીયા ચૌદ ભાગનું આયુષ્ય આવે. આપણી રીતિ પ્રમાણે ૧ સાગરોપમના તેર ભાગ થાય એટલે સાગરોપમ ગણી લેવો તેથી સાતમે પ્રતરે ૧ સાગરોપમ અને તેરીયો ૧ ભાગાયુષ્ય કહેવાય, ( પૂર્વના ૧૪ માંથી ૨ ભાગ બાદ–જવાથી ૧૨ રહ્યા). આઠમે ૧ સા૦ અને તેરીયા ત્રણ ભાગનું, (૧૨ માંથી ૨ ભાગ બાદ ગયે ૧૦ ભાગ રહ્યા.) નવમે એક સા૦ અને તેરીયા પાંચ ભાગાયુષ્ય આવે, (૧૦ માંથી ૨ ભાગ બાદ ગયા ૮ ભાગ વહેંચવા રહ્યા. ) દસમે ૧ સા૦ અને તેરીયા સાત ભાગ આવે, ( ૮ માંથી બે બાદ ગયા ૬ રહ્યા. ) અગિયારમે ૧ સા૦ અને તેરીયા ૯ ભાગનું ( ૬ માંથી બે ભાગ ગયા ૪ રહ્યા. ) બારમે ૧ સા૦ અને તેરીયા ૧૧ ભાગનું, ( ૪ માંથી ૨ ભાગ ગયા તથા બે ભાગ જ વહેંચવા બાકી રહ્યા. ) તેરમે પ્રતરે ૧ સા૦ ૧૩ ભાગ, તેર ભાગે એક સાગરોપમ હોવાથી ૨ સા૦ ઉત્કૃષ્ટસ્થિતિ અંતિમ પ્રતરે આવી. ( અને બાકી વહેંચવા રાખેલા બે ભાગ પણ વહેંચાઇ ગયા. ) આ પ્રમાણે સૌધર્મકલ્પના તેરે પ્રતરોમાં ઉત્કૃષ્ટ સ્થિતિ દર્શાવી. સૌધર્મદેવલોકમાં જઘન્યસ્થિતિ ૧ પલ્યોપમની જાણવી. અને તે એક પલ્યોપમની જઘન્યસ્થિતિ સર્વ પ્રતરોમાં સમજવી.

૧૦

આ પ્રમાણે ઈશાનદેવલોક કે ઉત્કૃષ્ટ સ્થિતિનું પ્રમાણ કાઢવું. ફક્ત ફરક એટલો સમજવો કે ઈશાનના ૧લા પ્રતરે, સૌધર્મના પહેલે પ્રતરે જે સ્થિતિ વર્ણવી હોય તેથી અધિક સમજવી એમ સૌધર્મના જે પ્રતરે જેટલી સ્થિતિ તેથી અધિક શબ્દ તે તે પ્રતર પ્રસંગે લગાડવો. આથી શું થશે કે ઈશાન દેવલોકના અંતિમ પ્રતરે બે સા૦ થી અધિક આયુષ્યસ્થિતિ ઈન્દ્ર વિગેરે ઉત્કૃષ્ટ આયુષ્ય-વાળા દેવોની પ્રાપ્ત થશે. ॥ ૧૫ ॥

अवतरण;—હવે સનત્કુમારાદિ દેવલોકના પ્રતરોમાં જઘન્યોત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ જાણવા માટે કરણ ( ઉપાય ) કહે છે;—

**सुरकप्पठिईविसेसो, सगपयर विहत्त इच्छ संगुणिओ ।**
**हिठिल्लठिई सहिओ, इच्छिय पयरम्मि उक्कोसा ॥ १६ ॥**

સંસ્કૃત છાયા—

**सुरकल्पस्थितिविशेषः, स्वकप्रतर-विभक्तेष्टसंगुणितः ।**
**अधस्तनीयस्थितिसहितः, इष्टप्रतरे उत्कृष्टः ॥ १६ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| सुरकप्प-કલ્પોપપન્ન દેવો | हिटिल्ल-નીચેની |
| ठिईविसेसो-સ્થિતિ વિશેષ | ठिई-સ્થિતિ |
| सगपयर-પોતપોતાના પ્રતરવડે | सहिओ-સહિત |
| विहत्त-ભાગ આપીને | इच्छिय-ઈષ્ટ |
| इच्छ-ઈષ્ટ પ્રતર સાથે | पयरंमि-પ્રતરને વિષે |
| संगुणिओ-ગુણાકાર કર્યે છતે | उक्कोसा-ઉત્કૃષ્ટ સ્થિતિ |

ગાથાર્થ:—સનત્કુમાર વિગેરે કલ્પોપપન્નદેવોની ઉત્કૃષ્ટસ્થિતિને પોતપોતાના દેવલોક સંબંધી પ્રતરની સંખ્યાવડે ભાગ આપવો. જે સંખ્યા આવે તેને ઈષ્ટપ્રતરની સંખ્યાવડે ગુણવા, જે જવાબ આવે તે તેમજ નીચેના પ્રતરની સ્થિતિ બન્ને મેળવવાથી ઈષ્ટપ્રતરમાં ઉત્કૃષ્ટસ્થિતિ પ્રાપ્ત થશે.

વિશેષાર્થ:—પૂર્વગાથામાં સૌધર્મના તેરે પ્રતરમાં ઉત્કૃષ્ટ સ્થિતિ બતલાવીને હવે સનત્કુમાર દેવલોકના પ્રતરોમાં ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ જાણવાનું કરણ જણાવે છે—

સૌધર્મદેવલોકના તેરમા પ્રતરે ઉ૦ આ૦ સ્થિ૦ બે સાગરોપમની આવેલી છે, હવે સનત્કુમાર દેવલોકના પહેલા પ્રતરની ઉ૦ આ૦ સ્થિ૦ કાઢવાની છે– સનત્કુમારે ઉત્કૃષ્ટ સ્થિતિ ૭ સાગરોપમ છે અને સૌધર્મ દેવલોકના ૧૩ મા પ્રતરે ૨ સાગરોપમની છે તેનો વિશ્લેષ-બાદબાકી કરવી એટલે સાત સાગરોપમમાંથી બે સાગરોપમ બાદ કરવા, એટલે પાંચ સાગરોપમ આવ્યા, તેને ૧૨ પ્રતરે ભાગ આપવા માટે ૧ સા૦ના ૧૨ ભાગ કરવાથી ૫ સા૦ ના ૬૦ ભાગ થયા તે ૬૦ ભાગને પ્રત્યેક પ્રતરે સરખે ભાગે વહેંચી નાખતા પ્રત્યેક પ્રતરે બારીયા પાંચ ભાગ ( ૫/૧૨ ) આવે, હવે સૌધર્મના તેરમા પ્રતરે ૨ સા૦ ઉ૦ સ્થિતિ આવી છે, તેમાં ઉક્ત રીતિએ સનત્કુમારના પહેલા પ્રતરમાં બારીયા પાંચ ભાગ ઉમેરવા એટલે ૨ સા૦ અને બારીયા પાંચ ભાગ આવે, ( ૬૦ ભાગમાંથી પાંચ ભાગ જવાથી ૫૫ ભાગ આયુષ્ય બાકી રહ્યું, ) બીજે પ્રતરે ૨ સા૦ અને બારીયા ૧૦ ભાગ આવ્યા, ( ૫૫ માંથી પાંચ ભાગ જવાથી ૫૦ રહ્યા, ) ત્રીજે પ્રતરે ૨ સા૦ અને બારીયા ૧૫ ભાગ આવ્યા, અહિં ૧૨ ભાગે ૧ સા૦ થતો હોવાથી ત્રીજે પ્રતરે ૩ સા૦ અને ૩ ભાગ કહી શકાય ( ૫૦ માંથી પાંચ ભાગ ઓછું થવાથી ૪૫ ભાગ રહ્યા, ) ચોથે પ્રતરે ૩ સા૦ ને ૮/૧૨ ભાગનું ઉત્કૃષ્ટ આયુષ્ય જાણવું (૪૫ માંથી પાંચ ગયા ૪૦ રહ્યા,) પાંચમે પ્રતરે ૩ સા૦ ૧૩/૧૨ ભાગ અથવા ૪ સા૦ અને ૧/૧૨ ભાગ પ્રમાણુ આયુષ્ય જાણવું, ( ૪૦ માંથી પાંચ ગયા ૩૫ ભાગ રહ્યા, ) છઠ્ઠે પ્રતરે ૪ સા૦ ૬/૧૨ ભાગનું ઉત્કૃષ્ટ આયુષ્ય, (૩૫માંથી ૫ જતા ૩૦ રહ્યા,) સાતમે પ્ર૦ ૪ સા૦ અને ૧૧/૧૨ ભાગનું (૩૦ માંથી ૫ ગયા ૨૫ રહ્યા). આઠમે પ્ર૦ ૧૬/૧૨ ભાગનું એટલે પુનઃ પૂર્વના નિયમ મુજબ ૫ સા૦ અને ૪/૧૨ ભાગ પ્રમાણુ આયુષ્ય આઠમે પ્રતરે ગણાય. (૨૫ માંથી ૫ ગયા અને ૨૦ ભાગ વહેંચવા રહ્યા) નવમે પ્રતરે ૫ સા૦ અને ૯/૧૨ ભાગનું ઉ૦ આ૦ આવે (૨૦ માંથી પાંચ ઘટતાં ૧૫ ભાગ રહ્યા.) દસમે પ્રતરે ૫ સા૦ ૧૪ ભાગનું અથવા ૬ સા૦ અને ૨/૧૨ ભાગનું ઉ૦ આયુષ્ય જાણવું. ( ૧૫ માંથી ૫ ગયા ૧૦ ભાગ રહ્યા, ) અગિયારમે પ્રતરે ૬ સા૦ અને ૭/૧૨ ભાગનું આયુષ્ય જાણવું. ( ૧૦માંથી ૫ ભાગ આયુષ્ય ઓછું કરતાં પાંચ ભાગનું રહ્યું, ) બારમે પ્રતરે ૬ સા૦ અને ૧૨/૧૨ ભાગ અથવા સંપૂર્ણ ૭ સાગરોપમની સ્થિતિ સનત્કુમારના અંતિમ પ્રતરે આવી. આજ પ્રમાણે આગલા દેવલોક માટે ઉપર પ્રમાણે વિશ્લેષ કરી પ્રતર સાથે ભાગ આપતાં ઇચ્છિત પ્રતરે ઉત્કૃષ્ટ આયુષ્ય સ્થિતિ પ્રાપ્ત થાય. ॥ ૧૬ ॥

## ॥ सौधर्म तथा ईशानकल्पना प्रत्येक प्रतरे जघन्योत्कृष्ट आयुष्यस्थितिनो यन्त्र ॥

| प्रतर | उत्कृष्ट स्थितिः | | जघन्य स्थितिः | |
|---|---|---|---|---|
| | सौधर्मे — | ईशाने | सौधर्मे — | ईशाने |
| | सागरो०—तेरियाभाग- | | | |
| १ | ० — २ — | તેજ સાધિક | ૧ પલ્યોપમ | તેજ અધિક |
| २ | ० — ४ — | ,, | ,, | ,, |
| ३ | ० — ६ — | ,, | ,, | ,, |
| ४ | ० — ८ — | ,, | ,, | ,, |
| ५ | ० — १० — | ,, | ,, | ,, |
| ६ | ० — १२ — | ,, | ,, | ,, |
| ७ | १ — १ — | ,, | ,, | ,, |
| ८ | १ — ३ — | ,, | ,, | ,, |
| ९ | १ — ५ — | ,, | ,, | ,, |
| १० | १ — ७ — | ,, | ,, | ,, |
| ११ | १ — ९ — | ,, | ,, | ,, |
| १२ | १ — ११ — | ,, | ,, | ,, |
| १३ | २ — ० — | ,, | ,, | ,, |

## ॥ सनत्कुमार तथा माहेन्द्र कल्पना प्रत्येक प्रतरे जघन्योत्कृष्ट आयुष्यस्थितिनो यन्त्र ॥

| प्रतर | उत्कृष्ट स्थिति— सनत्कुमारे — माहेन्द्रे | जघन्य स्थिति सनत्कुमारे | माहेन्द्रे |
|---|---|---|---|
| | सागरो० बारीया भाग | २ સાગરો૦ — | તેજ સાધિક |
| १ | २ — ५ — તેજ સાધિક | ” | ” |
| २ | २ — १० — ” | ” | ” |
| ३ | ३ — ३ — ” | ” | ” |
| ४ | ३ — ८ — ” | ” | ” |
| ५ | ४ — १ — ” | ” | ” |
| ६ | ४ — ६ — ” | ” | ” |
| ७ | ४ — ११ — ” | ” | ” |
| ८ | ५ — ४ — ” | ” | ” |
| ९ | ५ — ९ — ” | ” | ” |
| १० | ६ — २ — ” | ” | ” |
| ११ | ६ — ७ — ” | ” | ” |
| १२ | ७ — ० — ” | ” | ” |

### ॥ ब्रह्म देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | जघन्य स्थिति |
|---|---|---|
| | सा० छट्ठीया भाग | |
| १ | ७ — ३ | ७ સાગરો૦ |
| २ | ८ — ० | ” ” |
| ३ | ८ — ३ | ” ” |
| ४ | ९ — ० | ” ” |
| ५ | ९ — ३ | ” ” |
| ६ | १० — ० | ” ” |

### ॥ लांतक देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | जघन्य स्थिति |
|---|---|---|
| | सागरो० पांची-या भाग | |
| १ | १० — ४ | १० સાગરો૦ |
| २ | ११ — ४ | ” ” |
| ३ | १२ — २ | ” ” |
| ४ | १३ — १ | ” ” |
| ५ | १४ — ० | ” ” |

## ॥ महाशुक्र देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | | जघन्य स्थिति |
|---|---|---|---|
| | सागरो० | चारीया भाग | |
| १ | १४ — | ३ | १४ सागरो० |
| २ | १५ — | २ | ,, |
| ३ | १६ — | १ | ,, |
| ४ | १७ — | ० | ,, |

## ॥ सहस्रार देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | | जघन्य स्थिति |
|---|---|---|---|
| | सागरो० | चतुर्थांश भाग | |
| १ | १७ — | १ | १७ सागरो० |
| २ | १७ — | २ | ,, |
| ३ | १७ — | ३ | ,, |
| ४ | १८ — | ० | ,, |

## ॥ आनत देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | | जघन्य स्थिति |
|---|---|---|---|
| | सागरो० | चतुर्थांश भाग | |
| १ | १८ — | १ | १८ सागरो० |
| २ | १८ — | २ | ,, |
| ३ | १८ — | ३ | ,, |
| ४ | १९ — | ० | ,, |

## ॥ प्राणत देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | | जघन्य स्थिति |
|---|---|---|---|
| | सागरो० | चतुर्थांश भाग | |
| १ | १९ — | १ | १९ सागरो० |
| २ | १९ — | २ | ,, |
| ३ | १९ — | ३ | ,, |
| ४ | २० — | ० | ,, |

## ॥ आरण देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | | जघन्य स्थिति |
|---|---|---|---|
| | सागरो० | चतुर्थांश | |
| १ | २० — | १ | २० सागरो० |
| २ | २० — | २ | ,, |
| ३ | २० — | ३ | ,, |
| ४ | २१ — | ० | ,, |

## ॥ अच्युत देवलोके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | | जघन्य स्थिति |
|---|---|---|---|
| | सागरो० | चतुर्थांश | |
| १ | २१ — | १ | २१ सागरो० |
| २ | २१ — | २ | ,, |
| ३ | २१ — | ३ | ,, |
| ४ | २२ — | ० | ,, |

## ॥ नवग्रैवेयके ॥

| प्र० | उत्कृष्ट स्थिति | जघन्य स्थिति |
|---|---|---|
| १ | २३ સાગરો० | २२ સાગરો० |
| २ | २४ ,, | २३ ,, |
| ३ | २५ ,, | २४ ,, |
| ४ | २६ ,, | २५ ,, |
| ५ | २७ ,, | २६ ,, |
| ६ | २८ ,, | २७ ,, |
| ७ | २९ ,, | २८ ,, |
| ८ | ३० ,, | २९ ,, |
| ९ | ३१ ,, | ३० ,, |

## ॥ अनुत्तर देवलोके ॥

| | उत्कृष्ट स्थिति | जघन्य स्थिति |
|---|---|---|
| १ | ३२ સા० | ३१ સા० |
| २ | ३२ ,, | ३१ ,, |
| ३ | ३२ ,, | ३१ ,, |
| ४ | ३२ ,, | ३१ ,, |
| ५ | ३३ ,, | ० ,, |

अवतरण;—બાર દેવલોકના ઇન્દ્રોને રહેવાનાં સ્થાન વર્ણવે છેઃ—

**कप्पस्स अंतपयरे, नियकप्पवडिंसया विमाणाओ ।**
**इंदनिवासा तेसिं, चउदिसिं लोगपालाणं ॥ १७ ॥**

સંસ્કૃત છાયાઃ—

**कल्पस्य अन्त्यप्रतरे, निजकल्पावतंसकविमानानि ।**
**इन्द्रनिवासास्तेषु, चतुर्दिक्षु लोकपालानाम् ॥ १७ ॥**

શબ્દાર્થઃ—

कप्पस्स=દેવલોકના
अंतपयरे=છેલ્લા પ્રતરમાં
निय=પોતાના ( નામવાલા )
कप्पवडिंसया=કલ્પાવતંસક
विमाणाओ=વિમાનો
इंद–ઇંદ્રોના
निवासा=રહેઠાણો
तेसिं=તેમાં
चउदिसिं=ચારે દિશામાં
लोगपालाणं=લોકપાલોના

गाथार्थः—પ્રત્યેક દેવલોકના છેલ્લા પ્રતરમાં પોતપોતાના નામવાલા કલ્પા-

વતંસક વિમાનો હોય છે તેમાં ઇન્દ્રાના રહેઠાણુ હોય છે, અને તેની ચારે બાજુ લોકપાલ દેવોના રહેઠાણુ હોય છે ॥ ૧૭ ॥

विशेषार्थः—દેવલોકમાં પ્રતર સંબંધી જે વ્યાખ્યા છે એ વ્યાખ્યા વૈમાનિક નિકાયમાં જ સમજવી[૫૭], પ્રતરો અન્ય નિકાયોમાં નથી. વૈમાનિક નિકાયના પ્રત્યેક દેવલોકમાં કેટલા કેટલા પ્રતરો હોય છે? એ પૂર્વે જણાવી ગયા છીએ. એ કલ્પોપપન્ન દેવલોકના અંતિમ પ્રતરના અર્થાત્ જે દેવલોકના જે પ્રતરે ઇંદ્ર નિવાસ છે તે તે વિભાગના પ્રતરના મધ્યભાગને વિષે અથવા આખા વિભાગના આખા પ્રતરના મધ્યભાગને વિષે પોતપોતાના કલ્પના નામથી અંકિત એવા અવતંસક (વિમાનોમાં શ્રેષ્ઠ) નામનાં વિમાનો રહેલાં છે, જેમકે-સૌધર્મ દેવલોકના તેર પ્રતર, તે તેરમા પ્રતરના (દક્ષિણ વિભાગે) મધ્યભાગને વિષે સૌધર્માવતંસક નામનું વિમાન છે અને તે વિમાનમાં રહેનાર તે સૌધર્મેન્દ્ર છે. તે પ્રમાણે-ઈશાન દેવલોકના અંતિમ પ્રતરના (ઉત્તર વિભાગના) મધ્યભાગે ઈશાનાવતંસક નામનું વિમાન છે, તેમાં રહેનાર ઈંદ્ર ઇશાનેન્દ્ર કહેવાય છે. એ મુજબ સર્વત્ર આગળ આગળ સમજવું, તથાપિ નવમા તથા દશમા દેવલોક (આનત, પ્રાણુત) નો ઈંદ્ર એક છે. એ ઈંદ્ર પ્રાણુત દેવલોકના ચોથા પ્રતરે પ્રાણુતાવતંસક નામનું વિમાન છે તેમાં રહે છે, એજ પ્રમાણે આરણુ અને અચ્યુત માટે જાણુવું. એમ તે તે સર્વ અવંતસક વિમાનોને વિષે ઇંદ્રોના નિવાસો રહેલા છે અને તે અવતંસક વિમાનોની ચારે દિશાઓમાં સોમ વિગેરે લોકપાલોના વિમાનો રહેલા છે એમ સર્વત્ર સમજી લેવું. ॥ ૧૭ ॥

अवतरण;—ઇન્દ્ર તેમજ લોકપાલના નિવાસોનું સ્થાન જણાવીને હવે સૌધર્મેન્દ્રના ચાર લોકપાલોનું ઉત્કૃષ્ટાયુષ્ય કહે છે;—

**सोम—जमाणं सतिभाग, पलिय वरुणस्स दुन्निदेसूणा ।**
**वेसमणे दो पलिया, एसा ठिई लोगपालाणं ॥ १८ ॥**

સંસ્કૃત છાયા—

**सोम—यमयोः सत्रिभाग—पल्यः वरुणस्य द्वौ देशोनौ ।**
**वैश्रमणस्य द्वौ पल्यौ एषा स्थितिर्लोकपालानाम् ॥ १८ ॥**

---

૫૭ અન્ય નિકાયોમાં પ્રતરો ન હોય તે સહેજે સમજી શકાય તેમ છે કારણકે ભુવનપતિ અને વ્યંતરોને રહેવા માટે તો ભુવનો તેમજ નગરો છે. અને તે સર્વ વિપ્રકીર્ણ (વિખરાયેલા) અર્થાત્ જુદા છે. અને જ્યોતિષીના વિમાનો પણ પૃથક્ પૃથક્ છે.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| सोम=સોમ | देसूणा=કાંઈક ન્યૂન |
| यमाणं=યમનું | वेसमणे=વૈશ્રમણ |
| सतिभाग=ત્રીજા ભાગ સહિત | दोपलिया=બે પલ્યોપમ |
| पलिय=પલ્યોપમ | एसा=એ |
| वरुणस्स=વરૂણનું | ठिई=સ્થિતિ |
| दुन्नि=બે ( પલ્યોપમ ) | लोगपालाणं=લોકપાલોની |

ગાથાર્થ:—સોમ તથા યમ નામના લોકપાલની આયુષ્યસ્થિતિ ત્રીજા ભાગ સહિત પલ્યોપમ ( ૧⅓ ) પ્રમાણ છે, વરૂણ લોકપાલની સ્થિતિ કાંઇક ન્યૂન બે પલ્યોપમ જેટલી છે, વૈશ્રમણ લોકપાલની બે પલ્યોપમ પ્રમાણ આયુષ્યસ્થિતિ છે, એ પ્રમાણે લોકપાલ દેવોની સ્થિતિ જાણવી. ॥ ૧૮ ॥

વિશેષાર્થ:—સ્વસ્વ દેવલોકના ઇંદ્રો પોતપોતાના દેવલોકના અંતિમ પ્રતરે તે તે દેવલોકના નામથી અંકિત અવતંસક વિમાનોને વિષે રહેલા છે, અને તે વિમાનોની ચારે બાજુ ઈન્દ્રોના રક્ષણાર્થે લોકપાલો હોય છે, તેમાં પહેલા સૌધર્મદેવલોકના અંતિમ પ્રતરે રહેલા સૌધર્માવતંસક નામા વિમાનની પૂર્વ-દિશાનો લોકપાલ **સોમ** છે અને દક્ષિણદિશાનો લોકપાલ **યમ** છે, તે બન્નેનું ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમ અને એક પલ્યોપમના ત્રીજા ભાગ સહિત એટલે ૧⅓ પલ્યોપમનું હોય છે. પશ્ચિમદિશાનો લોકપાલ **વરૂણ** છે, તેનું ઉત્કૃષ્ટ આયુષ્ય દેશોઉણા બે પલ્યોપમનું છે અને ઉત્તરદિશાના **વૈશ્રમણ** નામા લોક-પાલનું ઉત્કૃષ્ટ આયુષ્ય બે પલ્યોપમનું છે. એ પ્રમાણે સૌધર્મદેવલોકના લોક-પાલોની સ્થિતિ વર્ણવી.[૫૮] અન્ય દેવલોકોના લોકપાલોની સ્થિતિ તેના નામ તથા તે લોકપાલોની પર્ષદા આદિનું વર્ણન અન્યગ્રન્થોથી જાણવા યોગ્ય છે. [ ૧૮ ]

**इति देवानां प्रथमं स्थितिद्वारं समाप्तम् ॥**

---

૫૮ જે જે દેવલોકે લોકપાલો છે ત્યાં ત્યાં આયુષ્ય સ્થિતિ તથા તેઓનાં નામો ભિન્ન ભિન્ન હોય છે દરેક લોકપાલોને ત્રણ પ્રકારની પર્ષદા હોય છે, તેની માહિતી માટે જુઓ:—श्री जीवाभिगम તથા श्री लोकप्रकाश.

# द्वितीयं भुवनद्वारम् ।

अवतरण;—હવે દેવગતિને વિષે બીજું ભુવનદ્વાર વર્ણવે છે તેમાં પ્રથમ ભુવનપતિ નિકાયમાં કેટલા પ્રકારના દેવો હોય? તે વર્ણવવા સાથે તેમાં ઇન્દ્ર કેટલા હોય? તેનું નિરૂપણ કરે છે;—

**[५९]असुरा नाग सुवन्ना, विज्जु अग्गी य दीव उदही अ ।**
**दिसि पवण थणिय दसविह, भवणवई तेसु दु दु इंदा ॥१९॥**

संस्कृत છાયા—

असुरा नाग-सुपर्णा विद्युदग्नी च द्वीपोदधी च ।
दिक्-पवन-स्तनिता दशविधा भवनपतयस्तेषु द्वौ द्वाविन्द्राः ॥ १९ ॥

શબ્દાર્થ:—

असुरा=અસુરકુમાર
नाग=નાગકુમાર
सुवन्ना=સુવર્ણકુમાર
विज्जु=વિદ્યુત્કુમાર
अग्गी=અગ્નિકુમાર
य=અને
दीव=દ્વીપકુમાર
उदही=ઉદધિકુમાર
दिसि=દિશિકુમાર
पवण=વાયુકુમાર
थणिय=સ્તનિતકુમાર
दसविह=દસ પ્રકારે
भवणवई=ભુવનપતિ
तेसु=તેમાં
दुदु=બે બે
इंदा=ઇંદ્રો

गाथार्थ:—વિશેષાર્થ પ્રમાણે.

विशेषार्थः—ગ્રન્થકાર મહર્ષિએ પ્રથમ સ્થિતિ દ્વારનો ઉદ્દેશ કરેલો તે પ્રમાણે તે દેવોની સ્થિતિ સંબંધી નિર્દેશ થઇ ચૂક્યો, હવે બીજું જે ભુવનદ્વાર એ

---

५९ **विचार्यताम्**:—' असुरा नागास्तडिताः सुपर्णका वह्नयोऽनिलाः स्तनिताः । उदधिद्वीपदिशो दश भवनाधीशाः कुमारान्ताः ॥ १ ॥ ' इति **हैमकोशे** ॥

શરૂ કરાય છે, તેમાં ભુવનપતિનિકાયના દેવોના ભુવન કહેવાને વાસ્તે પ્રથમ તે ભુવનની દશે નિકાયના દેવોનાં સામાન્યતઃ નામો તેના વર્ણન સાથે જણાવાય છે:—

૧ '**અસુરકુમાર**' તેઓ સર્વાંગોપાંગે પરમ લાવણ્યવાલા, સુંદર દેદીપ્યમાન મુકુટને ધારણ કરનારા, મોટી કાયાવાળા, અને શ્યામકાંતિવાળા હોય છે.

૨ '**નાગકુમાર**' મસ્તક તથા મુખ ઉપર અધિક શોભા યુક્ત, લલિતગતિવાળા, શ્વેતવર્ણીય હોય છે.

૩ '**સુવર્ણકુમાર**' (સુવર્ણકુમાર) ડોક તથા ઉદરવડે શોભાયમાન, કનક ગૌરવર્ણમય હોય છે.

૪ '**વિદ્યુત્ કુમાર**' સ્નિગ્ધાવયવોવડે સુશોભિત, જીતસ્વભાવી, તપેલા કનક (સુવર્ણ)વર્ણમય હોય છે.

૫ '**અગ્નિકુમાર**' સર્વાંગોપાંગે માનોન્માન પ્રમાણવાળા, વિવિધ પ્રકારના આભૂષણને ધારણ કરનારા, તપેલા સુવર્ણસમાન વર્ણયુક્ત હોય છે.

૬ '**દ્વીપકુમાર**' સ્કન્ધ વક્ષસ્થલ બાહ્યહસ્તમાં વિશેષે કરીને શોભા સહિત ઉત્તમ હેમપ્રભા સરખા વર્ણવાળા હોય છે.

૭ '**ઉદધિકુમાર**' ઉદર કટિભાગને વિષે અધિક શોભાવાળા શ્વેતવર્ણી હોયછે.

૮ '**દિક્કુમાર**' જંઘાપદે અત્યન્ત સુંદર, સ્વર્ણ સરખા ગૌરવર્ણીય હોય છે.

૯ '**વાયુકુમાર**' સ્થિર પુષ્ટ સુંદર ગાત્રવાળા, ગંભીર ઉદરયુક્ત, નિર્મળ એવા પ્રિયંગુ વૃક્ષની શ્યામ કાંતિ સરખા હોય છે.

૧૦ '**સ્તનિતકુમાર**' સ્નિગ્ધાવયવી, મહાન્ ગંભીર નાદવાળા, સુવર્ણ સરખી કાંતિવાળા હોય છે. [ ૧૯ ]

अवतरण:—પૂર્વોક્ત દશે નિકાયના દક્ષિણોત્તર વિભાગના ઇન્દ્રોનાં નામો કહેછે;—

**चमरे बली अ धरणे, भूयाणंदे य वेणुदेवे य ।**
**तत्तो य वेणुदाली, हरिकंते हरिस्सहे चेव ॥ २० ॥**

**अग्गिसिह अग्गिमाणव, पुन्न—विसिट्ठे तहेव जलकंते ।**
**जलपह तह अमियगई, मियवाहण दाहिणुत्तरओ ॥२१॥**

**वेलंबे य पहंजण, घोस—महाघोस एसिमन्नयरो ।**
**जंबुद्दीवं छत्तं, मेरुं दंडं पहू काउं ॥ २२ ॥**

संस्कृत छाया—

चमरो बली च धरणो भूतानन्दश्च वेणुदेवश्च ।
ततश्च वेणुदाली हरिकान्तो हरिस्सहश्चैव ॥ २० ॥
अग्निशिखोऽग्निमानवः पूर्णो विशिष्टस्तथैव जलकान्तः ।
जलप्रभस्तथाऽमितगतिः, मितवाहनो दक्षिणोत्तरतः ॥ २१ ॥
वेलम्बश्च प्रभञ्जनो घोषमहाघोषौ एषामन्यतरः ।
जम्बूद्वीपं छत्रं मेरुं दण्डं प्रभुः कर्तुम् ॥ २२ ॥

शब्दार्थ:—

चमरे—चमरेन्द्र
बली—बलीन्द्र
अ—अने, तथा
धरणे—धरणेन्द्र
भूयाणंदे—भूतानन्देन्द्र
वेणुदेव—वेणुदेवेन्द्र
य—वळी
तत्तो य—त्यारपछी
वेणुदाली—वेणुदालीन्द्र
हरिकंते—हरिकांतेन्द्र
हरिस्सहे—हरिस्सहेन्द्र
चेव—निश्चयथी
अग्गिसिह—अग्निशिखेन्द्र
अग्गिमाणव—अग्निमानवेन्द्र
पुन्न—पूर्णेन्द्र
विसिट्ठे—विशिष्टेन्द्र
तहेव—तेमज—वळी
जलकंते—जलकांतेन्द्र
जलपह—जलप्रभेन्द्र
तह—तथा
अमियगई—अमितगति इन्द्र
मियवाहण—मितवाहनेन्द्र
दाहिणुत्तरओ—दक्षिण तथा उत्तरदिशामां
वेलंबे य—वेलंबेन्द्र
पभंजण—प्रभंजनेन्द्र
घोस—घोषेन्द्र
महाघोस—महाघोषेन्द्र
एसिं—एमांथी
अन्नयरो—कोईपण
जंबुद्दीवं—जंबूद्वीपने
छत्तं—छत्र
मेरुं—मेरुने
दंडं—दंड
पहू—समर्थ
काउं—करवा माटे

६० सरखावो—जबुद्दीवं काऊण छत्तयं मंदरं वसे दंडं । भूप अन्नयरो इंदो, एसो तेसिं बलविसेसो ॥ १ ॥

ભાવાર્થ:—વિશેષાર્થ પ્રમાણે.

**વિશેષાર્થ:**—ભુવનપતિની પ્રત્યેકનિકાય દક્ષિણ તથા ઉત્તરવિભાગમાં વહેંચાએલી છે, એટલે ૧૦ દક્ષિણવિભાગ અને ૧૦ ઉત્તરવિભાગ કુલ વીશ વિભાગ છે, પ્રત્યેક વિભાગમાં એકેક ઇન્દ્ર રહેલ હોય છે. એટલે કુલ વીશ ઇદ્ર થયા. તે ઇંદ્રોનાં નામ જણાવતાં પ્રથમ અસુરકુમારનિકાયની દક્ષિણદિશાના વિભાગને વિષે **ચમરેન્દ્ર** અને ઉત્તરદિશાને વિષે **બલીન્દ્ર**, બીજી નાગકુમાર નિકાયની દક્ષિણદિશાનો **ધરણેન્દ્ર** અને ઉત્તરદિશાનો **ભૂતાનંદેન્દ્ર**, વળી ત્રીજી સુવર્ણકુમાર નિકાયની દક્ષિણદિશાનો **વેણુદેવેન્દ્ર** અને ઉત્તરદિશાનો **વેણુદાલીન્દ્ર**, ચોથી વિદ્યુત્કુમારનિકાયની દક્ષિણદિશાનો **હરિકાંતેન્દ્ર** અને ઉત્તરદિશાનો **હરિસ્સહેન્દ્ર**, પાંચમી અગ્નિકુમારનિકાયની દક્ષિણદિશાનો **અગ્નિશિખેન્દ્ર** અને ઉત્તરદિશાનો **અગ્નિમાનવેન્દ્ર**, છઠ્ઠી દ્વીપકુમારનિકાયના દક્ષિણવિભાગનો **પૂર્ણેન્દ્ર** અને ઉત્તરવિભાગનો **વિશિષ્ટેન્દ્ર**, તેમજ સાતમી ઉદધિકુમારનિકાયના દક્ષિણવિભાગનો **જલકાંતેન્દ્ર** અને ઉત્તરવિભાગનો **જલપ્રભેન્દ્ર**, આઠમી દિશિકુમારનિકાયના દક્ષિણવિભાગનો **અમિતગતીન્દ્ર** અને ઉત્તરવિભાગને વિષે **અમિતવાહનેન્દ્ર**, નવમી પવનકુમાર નિકાયના દક્ષિણવિભાગનો **વેલંબેન્દ્ર** અને ઉત્તરવિભાગનો **પ્રભંજનેન્દ્ર**, દશમી સ્તનિતકુમારનિકાયને વિષે દક્ષિણવિભાગે **ઘોષેન્દ્ર** અને ઉત્તરવિભાગે **મહાઘોષેન્દ્ર** એ પ્રમાણે કુલ વીશ ઇંદ્રો કહ્યા, આ ઇંદ્રમાંથી કોઇ પણ ઇંદ્ર એક સાધારણ શક્તિ ફોરવે તો એક લાખ યોજન લાંબા અને પહોળા એવા ગોળાકારે રહેલા જંબૂદ્વીપને છત્રાકારે કરવું હોય અને એક લાખ યોજન ઉંચો અને દસ હજાર યોજનના ઘેરાવાવાળા મહાપર્વત મેરૂનો દંડ–દાંડો કરીને અર્થાત્ જેમ ઉષ્ણૠતુમાં યા ચાતુર્માસમાં જેમ કોઇ માણસ હાથમાં દાંડો પકડીને પોતાના મસ્તકને છત્રવડે ઢાંકે છે તેમ દેવને છત્ર તરીકે જંબૂદ્વીપ અને દાંડા તરીકે મેરૂને કરી વામ[૬૧] (ડાબા) હાથે પકડી છત્રીની જેમ મસ્તકે ધારણ કરવું હોય તો તે શક્તિ–સામર્થ્ય તેઓમાં રહેલું છે. આવો મહાન્ પ્રયાસ કરે તો પણ તેને જરાએ થાક લાગતો નથી. જો કે આવું કાર્ય કરતા નથી અને કરશે પણ નહિ પરંતુ આવી શક્તિ આ પ્રમાણે તેમનામાં રહેલી તો છે, આ તો એક (ઇંદ્રની) સાધારણ શક્તિ વર્ણવી છે.

---

૬૧ उक्तं च–पभू अन्नयरो इंदो जंबुद्दीवं तु वामहत्थेण। छत्तं जहा धारिज्जा, अन्नयओ मंदरं घित्तुं ॥१॥

# भुवनपतिनिकायना वीश इन्द्रोना नामनो यंत्र ।

| | નિકાયના નામો | | દક્ષિણેંદ્ર | | ઉત્તરેંદ્ર |
|---|---|---|---|---|---|
| ૧ | અસુર કુમાર નિકાય | ૧ | ચમરેન્દ્ર | ૨ | બલીન્દ્ર |
| ૨ | નાગ ,, ,, | ૩ | ધરણેન્દ્ર | ૪ | ભૂતાનંદેન્દ્ર |
| ૩ | સુવર્ણ ,, ,, | ૫ | વેણુદેવેન્દ્ર | ૬ | વેણુદાલીન્દ્ર |
| ૪ | વિદ્યુત્ ,, ,, | ૭ | હરિકાંતેન્દ્ર | ૮ | હરિસ્સહેન્દ્ર |
| ૫ | અગ્નિ ,, ,, | ૯ | અગ્નિશિખેન્દ્ર | ૧૦ | અગ્નિમાનવેન્દ્ર |
| ૬ | દ્વીપ ,, ,, | ૧૧ | પૂર્ણેન્દ્ર | ૧૨ | વિશિષ્ટેન્દ્ર |
| ૭ | ઉદધિ ,, ,, | ૧૩ | જલકાંતેન્દ્ર | ૧૪ | જલપ્રભેન્દ્ર |
| ૮ | દિશિ ,, ,, | ૧૫ | અમિતગતીન્દ્ર | ૧૬ | અમિતવાહનેન્દ્ર |
| ૯ | પવન ,, ,, | ૧૭ | વેલંબેન્દ્ર | ૧૮ | પ્રભંજનેન્દ્ર |
| ૧૦ | સ્તનિત ,, ,, | ૧૯ | ઘોષેન્દ્ર | ૨૦ | મહાઘોષેન્દ્ર |

અરે ! એક મહર્દ્ધિકદેવની શક્તિનું વર્ણન કરતાં સિદ્ધાન્તકારો જણાવે છે કે; એક મહર્દ્ધિકદેવ આ લાખ યોજનનો જંબૂદ્વીપ જેનો પરિધિ(ઘેરાવો) [૬૨]૩૧૬૨૨૭ યોજન ૩ ગાઉ ૧૨૮ ધનુષ ૧૩ાા અંગુલ ૫ યવ ૧ યૂકા જેટલો છે, એ જંબૂદ્વીપને એક માનવ ત્રણ ચપુટી વગાડી રહે તેટલી વારમાં તે મહર્દ્ધિકદેવ એકવીશવાર પ્રદક્ષિણા આપી રહે એટલુંજ નહિ પણ એ ઇંદ્રાદિક દેવોને આ જંબૂદ્વીપને વૈક્રિયશક્તિદ્વારા [૬૩]બાળકો અને બાળિકાઓથી જો ભરી દેવો હોય તો તે પણ શક્તિ સામર્થ્ય ધરાવે છે; પરંતુ તેઓ તે શક્તિ ફોરવતા નથી.

આ સિવાય—ભગવતીજી શ. ૧૪ ઉ. ૮ મામાં—' अत्थि णं भंते ' ઇત્યાદિ સૂત્રના વિવરણમાં પણ જણાવે છે કે એક દેવ એક પુરૂષની પાંપણ ઉપર દિવ્ય અતિ ઉત્તમ બત્રીશબદ્ધ એવું નાટક વિકુર્વી બતાવે છે. કેટલી દિવ્ય શક્તિ ? તે વિચારો ! છતાં તે પુરૂષને જરાપણ બાધા થાય નહિ, આવી આવી શક્તિ-

---

६२ उक्तं च लघुसंग्रहण्यां-" परिही तिलक्खसोलससहस्स दोय सय सत्तवीसहीया ।
कोसतिगट्ठावीसं धणुसयतेरंगुलद्धहियं ॥ १ "

६३ उक्तं च देवेन्द्रस्तवे-' तिरियं तु असंखिज्जा, दीवसमुद्दा सएहिं रूवेहिं । अवगाढाउ करिज्जा सुंदरि एएसिं एगयरो ॥ १ ॥ "

વાળા તે દેવો છે. આ કથનને અનુસરતો પ્રસંગ દર્શાર્ણભદ્રરાજા વિગેરેના દષ્ટાંતોમાંથી પણ જોઇ શકીએ છીએ.

પ્રત્યેક ઇંદ્રની કઇ કઇ કેવી કેવી શક્તિ રહેલી છે ? એ સિદ્ધાન્તોમાંથી ગીતાર્થ ગુરુઓ દ્વારા જિજ્ઞાસુઓએ જાણી લેવું, ગ્રન્થવિસ્તારને કારણે અહિં આપેલ નથી. [ ૨૨ ]

અવતરણ:—અસુરકુમારાદિ ભુવનપતિદેવોના દક્ષિણદિશામાં વર્તતાં ભુવનોની સંખ્યા કહે છે.

**चउतीसा चउचत्ता, अट्ठतीसा य चत्त पंचण्हं ।**
**पन्नाचत्ता कमसो, लक्खा भवणाण दाहिणओ ॥ २३ ॥**

**સંસ્કૃત છાયા:—**

**चतुस्त्रिंशच्चतुश्चत्वारिंशदष्टात्रिंशच्च चत्वारिंशत् पञ्चानाम् ।**
**पञ्चाशत् चत्वारिंशत् क्रमशः, लक्षाणि भवनानां दक्षिणतः ॥ २३ ॥**

**શબ્દાર્થ:—**

चउतीसा–ચોત્રીશ
चउचत्ता–ચુમ્માલીશ
अट्ठतीसा–આડત્રીશ
य–વલી
चत्त–ચાલીસ
पंचण्हं–પાંચ નિકાયમાં
पन्ना–પચાસ
चत्ता–ચાલીશ
कमसो–અનુક્રમે
लक्खा–લાખ
भवणाण–ભુવનો
दाहिणओ–દક્ષિણદિશાના

ગાથાર્થ;—વિશેષાર્થ પ્રમાણે.

વિશેષાર્થ:—પૂર્વે કહેલી દશેય નિકાયના દક્ષિણ તથા ઉત્તરવિભાગમાં દેવોને રહેવા માટે ભુવનો રહેલાં છે. તે જેમ એક નૃપતિ અમુક નગરનો સ્વામી હોય છે તેમ દરેક નિકાયોના ભુવનોના ( નગરવત્ ) સ્વામીઓ પણ હોય છે. તેમાં દક્ષિણતરફના અસુરકુમારનાં એકંદર ભુવનોની સંખ્યા ચોત્રીશ લાખ છે. નાગકુમાર નિકાયમાં ચુમ્માલીશ લાખ ભુવનો હોય છે. ત્રીજી સુવર્ણકુમાર નિકાયમાં આડત્રીશ લાખ, ચોથી વિદ્યુત્કુમાર નિકાયના, પાંચમી અગ્નિકુમાર નિકાયના, છઠ્ઠી દ્વીપકુમાર નિકાયના અને સાતમી ઉદધિકુમાર—એ પાંચે નિકાયમાં

પ્રત્યેકનાં ચાલીશ ચાલીશ લાખ ભુવનો હોય છે. આઠમી પવનકુમાર નિકાયનાં પચાસ લાખ ભુવનો અને દશમી સ્તનિતકુમાર નિકાયનાં ચાલીશ લાખ ભુવનો હોય છે. એ પ્રમાણે ક્રમે કરીને દક્ષિણદિશાની નિકાયોનાં લાખો ભુવનોની સંખ્યા કહી. [ ૨૩ ]

अवतरण:—હવે ઉત્તરદિશામાં રહેલા ભુવનપતિનિકાયનાં ભુવનોની સંખ્યા વર્ણવે છે;—

**चउचउलक्खविहूणा, तावइया चेव उत्तर दिसाए।**
**सव्वेवि सत्तकोडी, बावत्तरी हुंति लक्खा य ॥ २४ ॥**

### સંસ્કૃત છાયાઃ—

**चतुश्चतुर्लक्षविहीनानि तावन्ति चैव उत्तरदिशि।**
**सर्वेऽपि सप्तकोटयो-द्विसप्ततिर्भवन्ति लक्षाणि च ॥ २४ ॥**

### શબ્દાર્થ:—

चउचउ–ચાર ચાર
लक्खविहूणा–લાખ ન્યૂન
तावइया–તેટલા
चेव–નક્કી
उत्तरदिसाए–ઉત્તર દિશામાં
सव्वेवि–બધા
सत्तकोडी–સાત ક્રોડ
बावत्तरी–બહોંતેર
हुंति–હોય છે
लक्खा य–લાખ

गाथार्थ:—વિશેષાર્થ પ્રમાણે.

विशेषार्थ:—પૂર્વે દક્ષિણદિશાના નિકાયોનાં ભુવનોની જે સંખ્યા કહી છે તે પ્રત્યેકમાંથી–ચાર ચાર લાખ બાદ કર્યે છતે જે જે નિકાયનાં જેટલા જેટલા ભુવનો શેષ રહે તે તે ઉત્તરદિશાની જે નિકાય હોય તેમાં તેટલાં તેટલાં ભુવનો નિશ્ચયે હોય છે. તે આ પ્રમાણે—ઉત્તરવિભાગની અસુરકુમાર નિકાયનાં ત્રીશ લાખ, નાગકુમારનાં ચાલીશ લાખ, સુવર્ણકુમારનાં ચોત્રીશ લાખ, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર ને દિશિકુમાર નિકાય એ પાંચે નિકાયમાં પ્રત્યેકનાં છત્રીશ છત્રીશ લાખ ભુવનો હોય છે. પવનકુમાર નિકાયનાં છેંતાલીશ લાખ અને અંતિમ સ્તનિતકુમાર નિકાયનાં છત્રીસ લાખ ભુવન ઉત્તરવિભાગને વિષે હોય છે. એ પ્રમાણે પૂર્વગાથામાં કહેલા દક્ષિણનિકાયનાં અને ચાલુગાથામાં કહેલા ઉત્તરનિકાયનાં એ બન્ને શ્રેણીનાં સર્વ મળીને સાતક્રોડ અને ઉપર

બહોંતેર લાખ ભુવનો હોય છે. 'શ્રીસકલતીર્થ'માં આપણે બોલીએ છીએ કે 'સાતક્રોડને બહોંતેર લાખ ભુવનપતિમાં દેવલ ભાખ.' [ ૨૪ ]

## भुवनपतिनी प्रत्येक निकायमां भुवनसंख्यानो यंत्र ।

| नंबर | निकायना नाम | दक्षिणश्रेणि संख्या | उत्तरश्रेणि संख्या |
|---|---|---|---|
| ૧ | અસુરકુમાર નિકાય | ૩૪ લાખ | ૩૦ લાખ |
| ૨ | નાગ ,, ,, | ૪૪ લાખ | ૪૦ લાખ |
| ૩ | સુવર્ણ ,, ,, | ૩૮ લાખ | ૩૪ લાખ |
| ૪ | વિદ્યુત્ ,, ,, | ૪૦ લાખ | ૩૬ લાખ |
| ૫ | અગ્નિ ,, ,, | ૪૦ લાખ | ૩૬ લાખ |
| ૬ | દ્વીપ ,, ,, | ૪૦ લાખ | ૩૬ લાખ |
| ૭ | ઉદધિ ,, ,, | ૪૦ લાખ | ૩૬ લાખ |
| ૮ | દિશિ ,, ,, | ૪૦ લાખ | ૩૬ લાખ |
| ૯ | વાયુ ,, ,, | ૫૦ લાખ | ૪૬ લાખ |
| ૧૦ | સ્તનિત ,, ,, | ૪૦ લાખ | ૩૬ લાખ |

अवतरण;—દક્ષિણદિશામાં તેમજ ઉત્તરદિશામાં રહેલા દશેનિકાયનાં ભુવનોની એકંદર સંખ્યા મૂલગાથાવડે પ્રદર્શિત કરે છે;—

**चत्तारि य कोडिओ, लक्खा छच्चेव दाहिणे भवणा ।**
**तिण्णेव य कोडीओ, लक्खा छावट्ठि उत्तरओ ॥ २५ ॥**

સંસ્કૃત છાયા;—

चतस्रश्च कोटयो लक्षाणि षट्चैव दक्षिणस्यां भवनानि ।
तिस्रश्चैव कोटयो लक्षाणि षट्षष्टिरुत्तरतः ॥ २५ ॥

શબ્દાર્થ:—

चत्तारि–ચાર
कोडिओ–ક્રોડ
लक्खा–લાખ
छच्चेव–છ
दाहिणे–દક્ષિણ દિશામાં
भवणा–ભુવનો

तिण्णेव–ત્રણ
कोडीयो–ક્રોડ
लक्खा–લાખ
छावट्ठि–છાસઠ
उत्तरओ–ઉત્તર દિશામાં

ગાથાર્થ:—વિશેષાર્થ મુજબ.

વિશેષાર્થ:—પૂર્વગાથામાં દક્ષિણોત્તર ભુવનોની કુલ સંખ્યા કહી પરંતુ—દક્ષિણવિભાગની એકંદર કેટલી ? અને ઉત્તરવિભાગની નિકાયોનાં ભુવનોની સંખ્યા કેટલી ? એમ અલગ નથી જણાવ્યું તે માટે જણાવે છે કે દક્ષિણ-વિભાગની દશે નિકાયોનાં મળીને કુલ ચાર ક્રોડ અને છ લાખ ભુવનો થાય છે અને ઉત્તરવિભાગની દસે નિકાયનાં ભુવનોનો કુલ સરવાળો કરીએ તો ત્રણ ક્રોડ અને છાસઠ લાખ ભુવનો થાય છે. ચારક્રોડ અને છલાખ તેમજ ત્રણ ક્રોડ અને છાસઠ લાખ એ બન્નેનો સરવાળો કરતાં સાત ક્રોડ અને બહોંતેર લાખની સંખ્યા બરાબર મળી રહે છે. [ ૪,૦૬૦૦૦૦૦+૩,૬૬૦૦૦૦૦=૭૭૨૦૦૦૦૦ ]

શંકા:—ભુવનપતિનિકાયમાં દરેક વખતે પ્રથમ દક્ષિણવિભાગ અને પછી ઉત્તરવિભાગ એમ ક્રમ કેમ રાખ્યો ?

ઉત્તર:—દક્ષિણદિશામાં રહેલા દેવોની આયુષ્યાદિ સ્થિતિઓની વિશેષતા છે માટે અથવા તો ગ્રંથકારની વિવક્ષા એ જ તેમાં કારણ છે. [ ૨૫ ]

અવતરણ:—એ પૂર્વોક્ત ભુવનો ક્યાં રહેલા છે ? તે સ્થાનનું નિરૂપણ કરે છે;—

**रयणाए हिट्ठुवरिं, जोयणसहस्सं विमुत्तु ते भवणा ।**
**जंबुद्दीव समा तह, संखमसंखिज्ज वित्थारा ॥ २६ ॥**

સંસ્કૃત છાયા—

**रत्नप्रभाया ऊर्ध्वाधः योजनसहस्रं विमुच्य तानि भवनानि ।**
**जम्बूद्वीपसमानि तथा संख्याऽसंख्येयविस्ताराणि ॥ २६ ॥**

શબ્દાર્થ:—

रयणाए—રત્નપ્રભા નારકીમાં
हिट्ठुवरिं—નીચે તથા ઉપર
जोयणसहस्सं—હજાર યોજન
विमुत्तु—મૂકીને
ते भवणा—તે ભુવનપતિના ભુવનો
जंबुद्दीवसमा—જંબૂદ્વીપસરખા
तह—તથા
संखमसंखिज्ज—સંખ્યાતા તથા અસંખ્યાતા યોજન
वित्थारा—વિસ્તારવાળા

ગાથાર્થ:—રત્નપ્રભાનારકીના પિંડમાંથી ઉપર નીચે હજાર હજાર યોજન વર્જીને બાકી રહેલા વચલા ચાળામાં તે ભુવનપતિનાં ભુવનો છે, તે ભુવનો જઘન્યથી જંબૂદ્વીપ જેવડાં, મધ્યમપ્રમાણુથી સંખ્યયોજન વિસ્તારવાળાં અને ઉત્કૃષ્ટપ્રમાણુથી અસંખ્ય યોજન વિસ્તારવાળાં હોય છે. ॥ ૨૬ ॥

વિશેષાર્થ:—અધોલોકમાં રત્નપ્રભાદિ સાત પૃથ્વીઓ રહેલી છે, જેમાં ભુવનપતિ, વ્યંતર, પરમાધામી દેવો તેમ જ નરકાવાસાઓમાં ઉત્પન્ન થતા નારકો વિગેરે વસ્તુઓનો સમાવેશ થાય છે, તેમાં પ્રથમ રત્નપ્રભાપૃથ્વી છે અને રત્નપ્રભાપૃથ્વીના પિંડમાં જ ભુવનપતિ અને વ્યંતરાદિદેવોનાં નિવાસસ્થાનો છે. એ રત્નપ્રભાપૃથ્વીનો પિંડ એક લાખ અને એંશી હજાર યોજન જાડપણે હોય છે. એ પ્રમાણુમાંથી ઉપર અને હેઠે એક એક હજાર યોજન છોડીને બાકી રહેલા એક[૧૪] લાખ અને અઠ્ઠોતેર હજાર [૧૭૮૦૦૦] યોજન માંહે તે ભુવનપતિદેવોનાં ભુવનો રહેલાં છે. એટલે રત્નપ્રભાપૃથ્વીના એક લાખ અને એંશી હજાર યોજનમાં તેર પ્રતરો છે. એ પ્રતરો કહેતાં પાથડા ત્રણુ ત્રણુ હજાર યોજન ઉંચા ( મધ્યમાં પોલાણુવાળા ) છે, એ પાથડાના પોલાણુભાગમાં નરકાવાસાઓ છે, જેમાં નારક જીવો ઉત્પન્ન થાય છે અને એ તેર પાથડાના આંતરા બાર હોય છે. તેમાં એક પાટડાથી બીજા પાટડા સુધીના વિભાગમાં એ ભુવનપતિદેવોનાં ભુવનો આવેલાં છે તેમાં નાનામાં નાનાં ભુવનો એક લાખ યોજન પ્રમાણુવાળાં ( એટલે જંબૂદ્વીપ જેવડાં ) હોય છે. અને મધ્યમ ભુવનો સંખ્યાતા કોટી યોજન પ્રમાણુવાળાં હોય છે. તેમ જ સહુથી ઉત્કૃષ્ટ પ્રમાણુવાળાં અસંખ્યાતા કોટાનુકોટી યોજનનાં હોય છે. [ ૨૬ ]

અવતરણ:—અસુરકુમાર નાગકુમારાદિદેવોને ઓળખવામાટે તેઓના મુકુટ વિગેરે આભૂષણોમાં રહેલાં ચિહ્નોનું નિરૂપણ કરે છે;—

**चूडामणिफणिगरुडे, वज्जे तह कलस सीह अस्से य ।**
**गयमयरवद्धमाणे, असुराईणं मुणसु चिंधे ॥ २७ ॥**

**સંસ્કૃત છાયા—**

**चूडामणि-फणि-गरुडा वज्रं तथा कलश-सिंह-अश्वाश्च ।**
**गजमकरवर्धमानानि, असुरादीनां जानिहि चिह्नानि ॥ २७ ॥**

---

૧૪ કેટલાક આચાર્યો રત્નપ્રભાપૃથ્વીના પિંડપ્રમાણુમાં રૂચકથી નીચે નેવુ હજાર યોજન ગયા બાદ ભુવનપતિ દેવોનું સ્થાન છે એમ કહે છે.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| चूडामणि—ચૂડામણિ | अस्से य—તથા અશ્વ |
| फणि—સર્પની ફણા | गय—હાથી |
| गरुडे—ગરૂડ | मयर—મગરમચ્છ |
| वज्जे—વજ્ર | वद्धमाणे—શરાવસંપુટ |
| तह—વલી—તથા, | असुराईणं—અસુરકુમાર વિગેરે દેવોના |
| कलस—કળશ | मुणसु—જાણો |
| सीह—સિંહ | चिंधे—ચિહ્નો |

ગાથાર્થ:—વિશેષાર્થ મુજબ.

વિશેષાર્થ:—જેમ ઘણી વસ્તીવાળા એક શહેરમાં ( જેમ મુંબઇ જેવામાં ) માણસોને પોતપોતાના સ્વદેશની પાઘડીથી આપણે ઓળખી શકીએ છીએ કે આ ગુજરાતી, આ સુરતી, મારવાડી, મેવાડી, કાઠીઆવાડી, તેમ જ રાજદ્વારી તરીકે તપાસીએ તો ઘણી વાર જોવાય છે કે અમુક વિભાગના પોલીસમેનોની ટોપી ઉપર અમુક જાતના બિલ્લાનું ચિહ્ન, અમુક વિભાગનાઓ માટે અમુક નિશાની તેમ દેવલોકમાં પણ અસંખ્યાતા દેવો રહ્યા એમાં કઇ નિકાયનો કોણ હશે ? તે સહેલાઇથી ઓળખી શકાય તેને અંગે પ્રત્યેક નિકાયના દેવોના મુકુટાદિને વિષે ચિહ્ન હોય છે.

તથાહિ—પ્રથમ અસુરકુમારના મુકુટને વિષે ચૂડામણિ એટલે મુકુટમાં **રત્નમણિનું** ચિહ્ન હોય છે. બીજા નાગકુમારના આભૂષણને વિષે **ફણિધર-સર્પનું** ચિહ્ન હોય છે, ત્રીજા સુવર્ણકુમારના આભૂષણને વિષે **ગરૂડનું** ચિહ્ન હોય છે, ચોથા વિદ્યુતકુમારના મુકુટમાં **વજ્ર**( શકાયુધ )નું ચિહ્ન હોય છે, તે પ્રમાણે પાંચમા અગ્નિકુમારના આભૂષણમાં **કળશનું** ચિહ્ન હોય છે, છઠ્ઠા દ્વીપકુમારના આભૂષણમાં **સિંહનું** ચિહ્ન હોય છે, સાતમા ઉદધિકુમારના મુકુટે **અશ્વનું** ચિહ્ન હોય છે, આઠમા દિશિકુમારના મુકુટમાં **હાથીનું** ચિહ્ન હોય છે, નવમા પવનકુમારના આભૂષણને વિષે **મગરમચ્છનું** ચિહ્ન હોય છે. અને દશમા સ્તનિતકુમાર નિકાયના દેવોને **શરાવસંપુટ** એટલે ફકીરો જે રામપાતર રાખે છે તે બીડેલું અથવા ખુલ્લું યથાયોગ્ય લેવું એવું ચિહ્ન હોય છે. એ પ્રમાણે દશે નિકાયો અલગ અલગ ઓળખાય એ માટે મુકુટાદિમાં ચિહ્નો કહ્યાં. કેટલાક ગ્રન્થકારો મુકુટમાં નહિ પણ દશે નિકાયના દેવોના આભૂષણમાં ચિહ્ન જણાવે છે. ચિહ્નાદિની બાબતમાં ભિન્ન ભિન્ન મતાંતરો છે તેને સમજીને પ્રાજ્ઞપુરૂષોએ વિરોધાભાસ દૂર કરવો. [ ૨૭ ]

અવતરણ;—અસુરકુમારાદિ દશે પ્રકારના ભુવનપતિદેવોના શરીરનો વર્ણ કેવો હોય છે? તે વર્ણવે છે;-

**असुराकाला नागुदही पंडुरा, सुवन्नादिसिथणिया ।**
**कणगाभ विज्जुसिहिदीव, अरुण वाउपियंगुनिभा ॥ २८ ॥**

### સંસ્કૃત છાયા—

**असुराः कालाः नागोदधयः पांडुराः सुपर्णदिक्स्तनिताः ।**
**कनकाभाः विद्युच्छिखिद्वीपा अरुणाः वायु (कुमाराः) प्रियङ्गुनिभाः ॥२८॥**

### શબ્દાર્થ:—

असुरा—અસુરકુમાર દેવો
काला—કૃષ્ણવર્ણના
नागुदही—નાગકુમાર તથા ઉદધિકુમાર
पंडुरा—ગૌર
तह—તથા
सुवन्न—સુવર્ણકુમાર
दिसि—દિક્કુમાર
थणिया—સ્તનિતકુમાર
कणगाभ—સુવર્ણની કાંતિ સરખા
विज्जु—વિદ્યુત્કુમાર
सिहि—અગ્નિકુમાર
दीव—દ્વીપકુમાર
अरुण—રક્તવર્ણવાળા
वाउ—વાયુકુમાર
पियंगु—પ્રિયંગુ વૃક્ષસરખા નીલવર્ણ
निभा—સરખા

गाथार्थ:—વિશેષાર્થ પ્રમાણે.

विशेषार्थ:—કેટલીક વાર મનુષ્યોના વર્ણથી આપણે અમુક જાતનો કે દેશનો હોય છે એમ અનુભવથી કહી શકીએ છીએ, જેમ અતિગૌરવર્ણથી બહુલતાએ યુરોપિયન—ગોરાલોકો, ઘંઉલાવર્ણથી એતદ્દેશીય માણસ ઇત્યાદિ જણાય છે તેમ દેવલોકમાં પણ વર્ણથી તેની નિકાય કહેતાં જાતિ ઓળખાય છે. તે આ પ્રમાણે—અસુરકુમાર નિકાયના દેવોનાં શરીરો શ્યામ (કાલા) વર્ણવાળા હોય છે, નાગકુમાર ઉદધિકુમાર એ બન્નેનાં શરીરો ગૌરવર્ણે છે, તથા ત્રીજા સુવર્ણકુમાર, આઠમા દિશિકુમાર, દશમા સ્તનિત કુમાર એ ત્રણેનાં શરીરો સુવર્ણની કાંતિ સરખાં તેજસ્વી હોય છે, ચોથા વિદ્યુત્કુમારો, પાંચમા અગ્નિકુમારો અને છઠ્ઠા દ્વીપકુમારોનાં શરીરો સૂર્યના ઉદય વખતના રક્ત વર્ણનાં હોય છે અને નવમા વાયુકુમારની શરીરની કાંતિ પ્રિયંગુ વૃક્ષના વર્ણ સમાન એટલે જાંબલી અને કાળો એ બેની વચ્ચેની

નીલવર્ણીનો રંગ અર્થાત્ નીલા જેવી હોય છે. કેટલાક મયૂરની ડોકમાં વર્તતો જે વર્ણ તેને અને પાંદડાના કલરને બન્નેને નીલા તરીકે ઓળખાવે છે. આ વર્ણ સ્વાભાવિક ભવધારણીય શરીરને અંગે સમજવો. ઉત્તરવૈક્રિય શરીરની રચનામાં ગમે તેવો શરીરનો વર્ણ કરી શકવા તેઓ સમર્થ હોય છે. [ ૨૮ ]

અવતરણ:—હવે અસુરકુમારાદિ ભુવનપતિદેવોનાં વસ્ત્રોનો વર્ણ કહે છે;—

**असुराण वत्थरत्ता, नागुदहीविज्जुदीवसिहि नीला ।**
**दिसिथणियसुवन्नाणं, धवला वाऊण संझरुई ॥ २९ ॥**

સંસ્કૃત છાયા—

**असुराणां वस्त्राणि रक्तानि, नागोदधिविद्युद्द्वीपशिखीनां नीलानि ।**
**दिक्स्तनितसुपर्णानां धवलानि वायूनां संध्यारोचिंषि ॥ २९ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| असुराण—અસુરકુમાર દેવોનાં | नीला—નીલવર્ણનાં |
| वत्थ—વસ્ત્ર | दिसि—દિશિકુમાર |
| रत्ता—રક્તવર્ણના | थणिय—સ્તનિતકુમાર |
| नागुदही—નાગકુમાર તથા ઉદધિકુમાર | सुवन्नाणं—સુપર્ણકુમાર દેવોનાં |
| विज्जु—વિદ્યુતકુમાર | धवला—ઉજ્વલ—શ્વેત |
| दीव—દ્વીપકુમાર | वाऊण—વાયુકુમાર |
| सिहि—અગ્નિકુમાર | संझरुइ—સંધ્યાના રંગ જેવાં |

ગાથાર્થ:—વિશેષાર્થ પ્રમાણે.

વિશેષાર્થ:—મનુષ્યલોકમાં વેશથી પણ માણસો ઓળખી શકાય છે. જેમ શ્વેતવસ્ત્રવાળા હોય તે અમુક સાધુ, રક્તવર્ણવાળા અમુક પંથીઓ, કાલા જભાના હોય તો તે ફકીરો ઈત્યાદિ. તેમ દેવો પણ પોતાના વસ્ત્રથી ઓળખી શકાય છે તેમાં પહેલા અસુરકુમારનાં વસ્ત્રો રક્તવર્ણનાં હોય છે, બીજા નાગકુમારો, સાતમા ઉદધિકુમારો, ચોથા વિદ્યુત્કુમારો, છઠ્ઠા દ્વીપ કુમારો અને પાંચમા અગ્નિકુમારો, એ પાંચેનાં વસ્ત્રોનો વર્ણ **નીલો** હોય છે. આઠમી દિશિકુમારનિકાય, દશમી સ્તનિતકુમારનિકાય અને ત્રીજી સુવર્ણકુમાર એ ત્રણે નિકાયોના દેવોનાં વસ્ત્રો ઉજ્વલવર્ણવાળાં હોય છે, તેમજ

નવમી વાયુકુમાર નિકાયના દેવોનાં વસ્ત્રોનો વર્ણ સૂર્યાસ્ત થયા બાદ સંધ્યા જે સમયે ખીલે અને તે જ્યારે અતિ રમણીય દેખાવને ધારણ કરે છે તેવી સંધ્યાનો જેવો રંગ હોય તેવો છે. એટલે કે તેવા વર્ણનાં વસ્ત્રોને પરિધાન કરે છે. એ પ્રમાણે બહુલતાએ દેવોનાં ચિન્હ, શરીર, વસ્ત્ર, વર્ણ અને વર્ણન બતલાવ્યું. અહિં પણ ભવધારણીય શરીરને અંગે હંમેશાં પહેરવાનાં વસ્ત્રોનો વર્ણ બહુલતાએ સમજવો. કારણસર અથવા ઉત્તરવૈક્રિયમાં તેથી અન્યવર્ણનાં વસ્ત્રો પણ હોય [ ૨૯ ]

## भुवनपतिदेवोना चिह्नो तथा देह—वस्त्रना वर्णनो यन्त्र ।

| नाम | मुकुटमां चिह्नो | देह—वर्ण | वस्त्र—वर्ण |
|---|---|---|---|
| ૧ અસુર કુમારો | ચુડામણિનું | શ્યામ વર્ણ | રાતો |
| ૨ નાગ કુમારો | સર્પનું | ગૌર વર્ણ | નીલો |
| ૩ સુવર્ણ કુમારો | ગરૂડનું | સુવર્ણ વર્ણ | ઉજ્વલ |
| ૪ વિદ્યુત્કુમારો | વજ્રનું | રક્તવર્ણ | નીલો |
| ૫ અગ્નિ કુમારો | કલશનું | ” ” | ” |
| ૬ દ્વીપ કુમારો | સિંહનું | ” ” | ” |
| ૭ ઉદધિ કુમારો | અશ્વનું | ગૌર વર્ણ | ” |
| ૮ દિશિ કુમારો | હાથીનું | સુવર્ણ વર્ણ | ઉજ્વલ |
| ૯ પવન કુમારો | મગરનું | નીલ વર્ણ | સંધ્યાવર્ણ |
| ૧૦ સ્તનિત કુમારો | શરાવસંપૂટનું | સુવર્ણ વર્ણ | ઉજ્વલ |

अवतरण:—હવે એ ભુવનપતિ નિકાયના ઈન્દ્રોના સામાનિક દેવો તેમજ આત્મરક્ષક દેવોની સંખ્યા કહે છે;—

**चउसट्ठि सट्ठि असुरे, छच्च सहस्साइं धरणमाईणं ।**
**सामाणिया इमेसिं, चउग्गुणा आयरक्का य ॥ ३० ॥**

સંસ્કૃત છાયા:-

**चतुःषष्टिश्चतुःषष्टिरसुरे, षट् च सहस्राणि धरणादीनाम् ।**
**सामानिका एभ्यः—श्चतुर्गुणा आत्मरक्षकाश्च ॥ ३० ॥**

## શબ્દાર્થ:

| | |
|---|---|
| चउसट्ठि–ચોસઠ | सामाणिया–સામાનિક દેવો |
| सट्ठि–સાઠ | इमेसिं–એઓના |
| असुरे–અસુરકુમારનિકાયમાં | चउग्गुणा–ચાર ગુણુા |
| छच्च–છ | आयरक्खा–આત્મરક્ષક દેવો |
| सहस्साइं–હજાર | य–અને |
| धरणमाईणं–ધરણેન્દ્ર વિગેરેના | |

गाथार्थ:—અસુરકુમાર નિકાયના બન્ને ઇન્દ્રો ચમરેન્દ્ર તથા બલીન્દ્રને અનુક્રમે ૬૪ હજાર તથા સાઠ હજાર સામાનિક દેવો છે. ધરણેન્દ્ર વિગેરે શેષ રહેલા ઇન્દ્રોને છ છ હજાર સામાનિક દેવો છે–જે સામાનિક દેવોની સંખ્યા કહી છે તેના કરતાં ચારગુણી આત્મરક્ષક દેવોની સંખ્યા કહેલ છે ॥ ૩૦ ॥

विशेषार्थ:—પ્રથમ **સામાનિક** એટલે શું ? इन्द्रेण सह समाने तुल्ये द्युतिविभवादौ भवाः सामानिकाः અર્થાત્ ઇન્દ્રના સરખી કાન્તિવૈભવાદિ ઋદ્ધિસિદ્ધિવાળા તે સામાનિક દેવો કહેવાય. આ દેવોમાં ફક્ત ઇન્દ્રપણું એટલે તે દેવલોકનું અધિપતિપણું હોતું નથી, બાકી સર્વ ઋદ્ધિ ઇન્દ્ર સમાન હોય છે. इन्द्राणाममात्यपितृगुरूपाध्यायमहत्तरवत् पूजनीयाः સ્વયંરાજા છતાં રાજાને જેમ પ્રધાન, પિતા, ગુરૂ ઉપાધ્યાય અને વડિલ પૂજનીય વડિલ તરીકે સલાહ લેવા લાયક હોય છે તે પ્રમાણે ઇન્દ્રને આ સામાનિક દેવો પૂજનીય ( આદર આપવા યોગ્ય ) હોય છે, ઇન્દ્ર મહારાજા આવું માન આપે છે છતાં તે દેવો તો ઇન્દ્રને સ્વામિપણે જ સમજી તેની આજ્ઞાનું સેવન કરે છે—ટુંકમાં ઇન્દ્રોને આ દેવો આદર આપવા યોગ્ય છે એમ જણાવી આ દેવોની મહત્તા બતલાવાય છે, અને એમ છતાં આ દેવો તેને સ્વામિપણે જ ઓળખે છે જેથી પરસ્પર સ્વામિસેવક ભાવપણું જણાવાય છે.

**આત્મરક્ષક** એટલે શું ? इन्द्राणामात्मानं रक्षन्तीत्यात्मरक्षकाः ઇન્દ્રના આત્માની રક્ષા કરે તે આત્મરક્ષક દેવો ધનુષ્યાદિ સર્વશસ્ત્રો ગ્રહણ કરી ઇન્દ્ર મહારાજાઓની રક્ષાને માટે સર્વદા ( તૈયાર ) ઉદ્યત હોય છે. જેમ રાજા મહારાજાઓને પણ હંમેશાં જ્યાં જ્યાં જાય ત્યાં શસ્ત્રબદ્ધસેવકો તે નૃપેન્દ્રની સામું એક સરખી દ્રષ્ટિ રાખતા તેઓના આત્માની રક્ષા કરે છે જેને પાશ્ચાત્ય ભાષામાં ( Body guard ) કહેવાય છે, તેવીજ રીતે ઇન્દ્રમહારાજાના આત્માની રક્ષા માટે તે આત્મરક્ષક દેવો પણ ઇન્દ્ર સભામાં બેઠેલા હોય અથવા વિચરતા હોય ગમે તે સ્થાને હોય ત્યારે અનેક પ્રકારના શસ્ત્રાદિ

યુક્ત થઈને પોતાના સ્વામી ઇન્દ્રની રક્ષામાં પરાયણ હોય છે. આયુધ બખ્તરથી સજ્જ હોવા સાથે એક સરખી ઇન્દ્ર મહારાજની રક્ષામાં જ દૃષ્ટિ સ્થાપન કરે છે, શત્રુદેવો તે આત્મરક્ષકને દેખતાં જ ક્ષોભ–ત્રાસ પામી જાય છે અને પોતાના કર્તવ્યમાં પરાયણ હોવાથી ઇન્દ્રના પ્રેમનું ભાજન બને છે.

વાચકો ! ઉપર્યુક્ત બ્યાન વાંચતાં જ શંકાનો પ્રાદુર્ભાવ તો થયો જ હશે ? કે ઇન્દ્ર મહારાજ જેવા સમર્થ શક્તિશાલી આત્માને આત્મરક્ષકોની જરૂરીયાત કઈ રીતે સંભવે ? તેના સમાધાનાર્થે સમજવું કે, મહાશક્તિવંત ઇન્દ્રના શરીરને રક્ષાની જરૂરનો સંભવ નથી તેમજ તેના શરીરને તેના શત્રુઓથી ઉપદ્રવોનો પણ પ્રાયઃ અસંભવ છે, તથાપિ જેમ સાર્વભૌમસત્તાને ધારણ કરનારા રાજા–મહારાજા કિંવા ચક્રવર્તી પુરૂષો કે જેઓ પ્રબળ શક્તિસંપન્ન હોવા છતાં ફક્ત ગૌરવ તેમજ સ્વામિત્વની નિશાની માટે શસ્ત્રબદ્ધ સુભટો સાથે જ સદાકાલ વિચરતા હોય છે તે પ્રમાણે આ દેવો ઇન્દ્રમહારાજાના સ્વામિપણાની સ્થિતિમાત્રનું પરિપાલનકરવા સાથે પોતાના સ્વામિની પ્રીતિ પ્રાપ્તકરવા તેમજ ઉપર્યુક્તકારણોને અંગે રક્ષણાર્થે સદા તૈયાર હોય છે.

## સામાનિક તથા આત્મરક્ષકદેવોની સંખ્યા.

વળી ભુવનપતિનિકાયોમાં પ્રથમ અસુરકુમાર નિકાયની દક્ષિણદિશાના ચમરેન્દ્રને ચોસઠ હજાર ( ૬૪૦૦૦ ) અને ઉત્તરદિશાનિવાસી બલીન્દ્રને સાઠ હજાર ( ૬૦૦૦૦ ) સામાનિકદેવોનો પરિવાર છે. બાકીની નવે નિકાયના ધરણેન્દ્રાદિ પ્રમુખ અઢાર ઇન્દ્રોમાં પ્રત્યેક ઇન્દ્રને છ છ હજાર ( ૬૦૦૦ ) સામાનિકદેવોનો પરિવાર વર્તે છે. પૂર્વે જેટલી જેટલી જે જે ઇન્દ્રને સામાનિકદેવની સંખ્યાનું વક્તવ્ય કહ્યું તે તે સંખ્યાને ચારગુણી કરવી એમ કરતાં જેની જે જે સંખ્યા આવે તે તેના આત્મરક્ષકદેવો સમજવા, જેમકે ચમરેન્દ્રના સામાનિકદેવો ૬૪૦૦૦ છે, એને ચઉગુણા કરીએ ત્યારે ( ૨૫૬૦૦૦ ) આત્મરક્ષકની સંખ્યા આવે, આ પ્રમાણે સર્વત્ર યોજવું.

આ પ્રમાણે ચારનિકાયપૈકી પહેલી ભુવનપતિનિકાયના દેવોની આયુષ્યસ્થિતિ, નિકાયોનાં નામ, ઇન્દ્રોનાં નામ, ભુવનસંખ્યા, તેમનાં ચિન્હ, દેહવર્ણ વસ્ત્રવર્ણ, સામાનિક અને આત્મરક્ષક સંખ્યા કહી. હવે આગળ ચાલતાં ઉપર્યુક્ત પ્રકારે બીજી વ્યંતરનિકાયનું વર્ણન ગ્રન્થકાર મહારાજા શરૂ કરે છે. [ ૩૦ ]

## भुवनपतिना इन्द्रोना सामानिक तथा आत्मरक्षक देवोनी संख्यानो यंत्र.

| નામ | દક્ષિણેંદ્ર નામો | સામા૦ સં૦ | આત્મ૦ સં૦ | ઉત્તરેંદ્ર નામો | સામા૦ સં૦ | આત્મ૦ સં૦ |
|---|---|---|---|---|---|---|
| ૧ અસુરકુમારનિ | ચમરેંદ્રને | ૬૪-હજાર | ૨૫૬, હ. | બલીંદ્રને | ૬૦, હજાર | ૨૪૦, હજાર |
| ૨ નાગકુમાર નિ. | ધરણેંદ્રને | ૬-હજાર | ૨૪, હ. | ભૂતાનેંદ્રને | ૬ ,, | ૨૪, ,, |
| ૩ સુવર્ણ ,, ,, | વેણુદેવેંદ્રને | ,, ,, | ,, ,, | વેણુદાલીંદ્રને | ,, ,, | ,, ,, |
| ૪ વિદ્યુત્કુમાર ,, | હરિકાંતેંદ્રને | ,, ,, | ,, ,, | હરિસ્સહેંદ્રને | ,, ,, | ,, ,, |
| ૫ અગ્નિ ,, ,, | અગ્નિશિખેંદ્રને | ,, ,, | ,, ,, | અગ્નિમાનવેંદ્રને | ,, ,, | ,, ,, |
| ૬ દ્વીપ ,, , | પૂર્ણેંદ્રને | ,, ,, | ,, ,, | વિશિષ્ટેંદ્રને | ,, ,, | ,, ,, |
| ૭ ઉદધિ ,, ,, | જલકંતેંદ્રને | ,, ,, | ,, ,, | જલપ્રભેંદ્રને | ,, ,, | ,, ,, |
| ૮ દિશિ ,, ,, | અમિતગતીંદ્ર | ,, ,, | ,, ,, | અમિતવાહનેંદ્રને | ,, ,, | ,, ,, |
| ૯ પવન ,, ,, | વેણુદેવેંદ્રને | ,, ,, | ,, ,, | પ્રભંજનેંદ્રને | ,, ,, | ,, ,, |
| ૧૦ સ્તનિત ,, ,, | ઘોષેંદ્રને | ,, ,, | ,, ,, | મહાઘોષેંદ્રને | ,, ,, | ,, ,, |
| | કુલ સંખ્યા. | ૧૧૮૦૦૦ | ૪૭૨૦૦૦ | કુલ સંખ્યા. | ૧૧૪૦૦૦ | ૪૫૬૦૦૦૦ |

इति भुवनपतीनामायुराख्येन्द्रसंख्या—भुवनगणनवासोदेहवर्णाङ्कवर्णः ।
अपि च सर्मविभूतीनां तथा आत्मरक्षाप्रवणसुरवराणां वर्णनं चाभिरामम् ॥ १ ॥

[ इति संग्रहश्लोकः ]

## अथ प्रस्तुत-द्वितीय-भुवनद्वारे-

# व्यन्तराणां भुवनादि-वर्णनम् ॥

અવતરણઃ—હવે વ્યંતરદેવો સંબંધી વક્તવ્યનો પ્રારંભ કરતાં પ્રથમ વ્યંતરદેવોના ભુવનો( નગરો )નું સ્થાન કહે છેઃ—

**रयणाए पढमजोयण, सहस्से हिट्ठुवरि सयसय विहूणे ।**
**वंतरयाणं रम्मा, भोमा नगरा असंखेज्जा ॥ ३१ ॥**

સંસ્કૃત છાયા—

रत्ना( रत्नप्रभा )याः प्रथमयोजनसहस्रे अध उपरि शत-शतविहीने ।
व्यन्तराणां रम्याणि भौमानि नगराणि असंख्येयानि ॥ ३१ ॥

શબ્દાર્થઃ—

रयणाए=રત્નપ્રભા નારકીમાં
पढमजोयणसहस्से=પ્રથમના ( ઉપરના ) હજાર યોજનમાં.
हिट्ठुवरि=ઉપર નીચે
सयसय=સોસો
विहूणे=મૂકીને
वंतरयाणं=વ્યંતરદેવોના
रम्मा=સુંદર
भोमा=પૃથ્વી સંબંધી
नगरा=નગરાઓ
असंखेज्जा=અસંખ્યાત

ગાથાર્થઃ—રત્નપ્રભાનારકીમાં પ્રથમ( ઉપર )ના હજાર યોજનમાં નીચે ઉપર સો સો યોજન મૂકીને શેષ રહેલા આઠશે ૮૦૦) યોજનમાં વ્યંતરદેવોનાં પૃથ્વીકાયમય અસંખ્યાતાં સુંદર નગરાઓ છે. ॥ ૩૧ ॥

વિશેષાર્થઃ—" વ્યંતર " એ શબ્દનો અર્થ શો ? " विविधमन्तरं वनान्तरादिकमाश्रयतया येषां ते व्यन्तराः"—અર્થાત્ જુદાજુદા પ્રકારના વન વિગેરેના જે આંતરાઓ તે જ આંતરાઓ જેઓને આશ્રય રૂપે છે-એટલે તેવા વન વિગેરેના આંતરાઓને વિષે વિશેષે કરીને જેઓ રહેનારા છે તે વ્યંતર કહેવાય છે. એટલે કે વ્યંતરો તેવા વનના પર્વતના અને ગુફાઓના અંતરોમાં રહે છે જે વાત લોકપ્રસિદ્ધ પણ છે.

અથવા તો બીજો અર્થ લઇએ તો 'મનુષ્યજાતિમાં વર્તતા ચક્રવર્તી વિગેરેની સેવામાં દેવ થયા છતાં રહેવાપણું હોવાથી મનુષ્ય અને દેવ સંબંધીનું જે અંતર તે ગયું છે જેઓનું' એથી પણ વ્યન્તરો કહેવાય છે. ચૌદરાજલોકને વિષે ઊર્ધ્વલોક તીર્ચ્છાલોક અને અધોલોક એ ત્રણ લોક આવેલા છે. ઊર્ધ્વલોકમાં દેવનિવાસ વિશેષ છે, તિર્ચ્છાલોકમાં મનુષ્ય તિર્યંચનો નિવાસ વિશેષ છે અને અધોલોકને વિષે નારક જીવો જેમાં રહેલ છે તે રત્નપ્રભાદિ નારકીઓ આવેલી છે, તેમાં પહેલી રત્નપ્રભાનારકીના એક લાખ એંશી હજાર (૧૮૦૦૦૦) યોજન જાડા પિંડપ્રમાણમાંથી ઉપર અને નીચે એક એક હજાર યોજન છોડીને બાકી રહેલા એક લાખ અઠ્ઠોતેર હજાર પૃથ્વીપિંડમાં ભુવનપતિદેવોનાં ભુવનો આવેલાં છે. હવે એ ઉપર છોડેલા એક હજાર યોજનમાંથી પૂર્વની જેમ ઉભયસ્થાનેથી (નીચે ઉપરથી) સો સો યોજન છોડી દેવા એટલે બાકી રહેલા આઠસો યોજનમાં બીજા પ્રકારના વ્યંતરદેવોનાં ભૂમ્યન્તર્વર્તી રમણીય અને સુંદર અસંખ્યાતાં નગરો આવેલાં છે. મનુષ્યક્ષેત્રની બહાર પણ આજ વ્યન્તરોનાં અસંખ્યાતાં નગરો આવેલાં છે જેનું વિશેષસ્વરૂપ શ્રી જીવાભિગમાદિથી જાણી લેવું. [૩૧]

अवतरण:—એ વ્યંતરોનાં ભુવનો (નગરાઓ) નો બાહ્ય તેમજ અંદરનો આકાર કેવો હોય છે તે જણાવે છે;—

**बाहिं वट्टाअंतो, चउरंस अहो अ कण्णियायारा ।**
**भवणवईणं तह वंतराण, इंदभवणाओ नायव्वा ॥ ३२ ॥**

સંસ્કૃત છાયા—

**बहिर्वृत्तानि अन्तश्चतुरस्राणि अधश्च कर्णिकाकाराणि ।**
**भवनपतीनां तथा व्यन्तराणां इन्द्रभवनानि ज्ञातव्यानि ॥ ३२ ॥**

શબ્દાર્થ:—

बाहिं=બહાર
वट्टा=વાટલા ગોળ
अंतो=અંદર
चउरंस=ચોરસ
अहो अ=નીચે
कण्णियायारा=કર્ણિકાકારવાળા

भवणवईणं=ભુવનપતિ દેવોનાં
तह=તથા
वंतराण=વ્યંતરોનાં
इंदभवणाओ=ઇંદ્રભુવનો
नायव्वा=જાણવાં

ગાથાર્થ:—વિશેષાર્થ પ્રમાણે.

વિશેષાર્થ:—તે વ્યંતરદેવોનાં ભુવનો બાહેરના ભાગમાં ગોળાકારવાળાં હોય છે અને અંદરના ભાગમાં ચોખૂણાં હોય છે, તેમ જ અધોભાગમાં કમલપુષ્પની કર્ણિકાના આકારે રહેલાં છે, એ ઉપર્યુક્ત આકૃતિવાળાં ભુવનો તે ભુવનપતિના ઇંદ્રોનાં તેમજ વ્યંતરેન્દ્રોનાં જાણવા. [ ૩૨ ]

अवतरण:—તે ભુવનો( નગરાઓ )માં વ્યંતરદેવો કેવા આનંદમાં પોતાનો કાળ વ્યતીત કરે છે! તે કહે છે;—

**तहिं देवा वंतरिया, वरतरुणीगीयवाइयरवेणं ।**
**निच्चं सुहिया पमुइया, गयंपि कालं न याणंति ॥ ३३ ॥**

સંસ્કૃત છાયાઃ—

तत्र देवा व्यन्तरा वरतरुणीगीतवादित्ररवेण ।
नित्यं सुखिता प्रमुदिता गतमपि कालं न जानन्ति ॥ ३३ ॥

શબ્દાર્થ:—

तहिं=ત્યાં
देवा=દેવો
वंतरिया=વ્યંતરો
वर=ઉત્તમ
तरुणी=યુવતિ–દેવાંગના
गीय=ગીત, ગાયન
वाइय=વાજિંત્ર
रवेण=સ્વર વડે
निच्चं=નિત્ય
सुहिया=સુખી
पमुइया=પ્રમુદિત–આનંદી
गयंपि=ગયેલા પણ
कालं=કાળને
न याणंति=જાણતા નથી

વિશેષાર્થ:—તે ભુવનોમાં રહેલા વ્યંતરદેવો–સુહામણી અને અતિસુન્દર એવી દેવાંગનાઓના અતિમધુર, કર્ણેન્દ્રિયને આલ્હાદ ઉપજાવનાર, ગીતગાનથી તથા અનેકપ્રકારના પ્રેમોદ્ભવ કરનારા બત્રીશબદ્ધ દિવ્ય નાટકોથી અને ભેરી મૃદંગાદિક અનેકપ્રકારના વાજિંત્રોના સુંદર સ્વરથી નિરંતર સુખને ભોગવતાં થકાં અત્યંત પ્રમુદિત થતાં મારો કેટલો કાળ વીતી ગયો! તે પણ જાણતા નથી. [ ૩૩ ]

अवतरण:—વ્યંતરદેવોનાં નગરાનું જઘન્ય–મધ્યમ તથા ઉત્કૃષ્ટપ્રમાણ અને વ્યંતરનિકાયનાં નામો વર્ણવે છે;—

ते जंबूदीव भारह, विदेह समगुरु जहन्न मज्झिमगा ।
वंतर पुण अट्ठविहा, पिसाय भूया तहा जक्खा ॥ ३४ ॥
रक्खस किंनर किंपुरिसा, महोरगा अट्ठमा य गंधव्वा ।
दाहिण उत्तर भेया सोलस तेसिं [ सु ] इमे इंदा ॥ ३५ ॥

संस्कृत छायाः—

तानि जम्बूद्वीप–भरत–विदेहसमानि गुरु–जघन्य–मध्यमानि ।
व्यन्तराः पुनरष्टविधाः पिशाच–भूतास्तथा यक्षाः ॥ ३४ ॥
राक्षस–किंनर–किंपुरुषाः, महोरगा अष्टमाश्च गन्धर्वाः ।
दक्षिणोत्तरभेदात् षोडश तेषु इमे इन्द्राः ॥ ३५ ॥

શબ્દાર્થઃ—

ते=તે ભુવનો
जंबूदीव=જંબૂદ્વીપ
भारह=ભરતક્ષેત્ર
विदेह=મહાવિદેહ
सम=સરખા
गुरु=ઉત્કૃષ્ટથી
जहन्न=જઘન્યથી
मज्झिमगा=મધ્યમથી
वंतर=વ્યંતરદેવો
जक्खा=યક્ષો
रक्खस=રાક્ષસ
किंनर=કિંનર
किंपुरिसा=કિંપુરૂષ
महोरगा=મહોરગ
अट्ठमा य=આઠમા
गंधव्वा=ગંધર્વ
दाहिण=દક્ષિણ
उत्तर=ઉત્તર
भेया=ભેદવડે
पुण=વળી
अट्ठविहा=આઠ પ્રકારે
पिसाय=પિશાચ
भूया=ભૂત
तहा=વળી
सोलस=સોળ
तेसिं=તેઓના
इमे=આ
इंदा=ઇન્દ્રો

गाथार्थः—વિશેષાર્થ પ્રમાણે.

૬૫ સરખાવો—' स्युः पिशाचा भूता यक्षा राक्षसाः किंनरा अपि ।
किंपुरुषा महोरगा गन्धर्वा व्यन्तरा अमी ॥ १ ॥ ' [ हैमकोषे देवकाण्डः ]

**વિશેષાર્થ**—તે વ્યંતરદેવોનાં નગરોનું પ્રમાણ બતલાવતાં જણાવે છે કે—ઉત્કૃષ્ટ-( સહુથી મોટામાં મોટાં ) જંબૂદ્વીપ જેવડાં-એટલે એક લાખ યોજન પ્રમાણવાળાં ગોળાકારે હોય છે. જઘન્ય ( નાનામાં નાનાં ) નગરો ભરતક્ષેત્રવત્ એટલે ૫૨૬ યોજન અને એક યોજનના ઓગણીસીયા ૭ ભાગ પ્રમાણ હોય છે. અને મધ્યમ નગરો ( ભુવનો ) જંબૂદ્વીપના મધ્યમાં આવેલ મહાવિદેહ-ક્ષેત્રસરખા પ્રમાણવાળાં અર્થાત્ ૩૩૬૮૪ યોજન અને એક યોજનના ઓગણીસીયા ચાર ભાગ પ્રમાણ હોય છે.

વળી તે વ્યંતરદેવો આઠ પ્રકારના છે તેમનાં નામ કહે છે—૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિન્નર, ૬ કિંપુરૂષ, ૮ મહોરગ, અને આટમા ગંધર્વ, એ આઠ પ્રકારની નિકાયના દક્ષિણઉત્તર ભેદે કરી—સોળ ઇન્દ્રો છે જેનાં નામો આગલી ગાથામાં કહેવાશે.

એ આઠે પ્રકારના વ્યંતરોના પ્રતિભેદો કેટલા કેટલા છે તે તેમના સર્વ વર્ણનયુક્ત જણાવાય છે—

**૧ પિશાચ નિ૦** ના દેવો પંદર પ્રકારના છે. ૧ કુષ્માંડ, ૨ પટક, ૩ જોષ, ૪ અન્હિક, ૫ કાળ, ૬ મહાકાળ, ૭ ચોક્ષ, ૮ અચોક્ષ, ૯ તાલપિશાચ, ૧૦ મુખરપિશાચ, ૧૧ અધસ્તારક, ૧૨ દેહ, ૧૩ મહાદેહ, ૧૪ તૂદ્દણીક, અને ૧૫ વનપિશાચ. આ દેવો સૌમ્યદર્શનવાળા દેખનારને આનંદ ઉપજાવનારા, હસ્તકંઠાદિસ્થાને આભૂષણોને ધારણ કરનારા હોય છે.

**૨ ભૂત નિ૦**—ના દેવો નવ પ્રકારના છે, ૧ સ્વરૂપ, ૨ પ્રતિરૂપ, ૩ અતિરૂપ, ૪ ભૂતોત્તમ, ૫ સ્કંદિક, ૬ મહાસ્કંદિક, ૭ મહાવેગ, ૮ પ્રતિછન્ના, અને ૯ આકાશગા. આ દેવો સુંદર ઉત્તમ રૂપવંત સુન્દર મુખવાળા અને વિવિધ પ્રકારના વિલેપનને ધારણ કરનારા હોય છે.

**૩ યક્ષ નિ૦** ના દેવો તેર પ્રકારના છે. ૧ પૂર્ણભદ્ર, ૨ માણિભદ્ર, ૩ શ્વેતભદ્ર, ૪ હરિભદ્ર, ૫ સુમનોભદ્ર, ૬ વ્યતિકાયભદ્ર, ૭ સુભદ્ર, ૮ સર્વતોભદ્ર, ૯ મનુષ્યયક્ષ, ૧૦ ધનાધિપ, ૧૧ ધનાહાર, ૧૨ રૂપયક્ષ, અને ૧૩ યક્ષોત્તમ. આ દેવો સ્વભાવે ગંભીર, પ્રિયદર્શનવાળા, શરીરનાં માનોન્માન પ્રમાણવાલા, જેઓનાં હસ્તપાદોના તળીયાં, નખ, તાલુ, જીભ, હોઠ રાતા છે એવા, અને મસ્તક ઉપર સુન્દર મુકુટ તથા ચિત્રવિચિત્ર આભૂષણોને ધારણ કરનારા જાણવા.

**૪ રાક્ષસ નિ૦**—ના દેવો સાત પ્રકારના છે. ૧ ભીમ, ૨ મહાભીમ, ૩ વિઘ્ન, ૪ વિનાયક, ૫ જલરાક્ષસ, ૬ યક્ષરાક્ષસ, અને ૭ બ્રહ્મરાક્ષસ. આ

વ્યંતરદેવો ભયંકર સ્વભાવવાળા ભયંકર રૂપને ધારણ કરનારા, રક્તવર્ણના, લાંબા અને વિકરાળ લાગે એવા હોઠને ધારણ કરનારા, ઝલહલતાં સુવર્ણનાં આભૂષણોને પહેરનારા તેમજ જુદા જુદા પ્રકારના વિલેપનને કરનારા છે.

**૫ કિન્નર નિ૦** ના દેવો દશ પ્રકારના છે. ૧ કિંનર, ૨ કિંપુરૂષ, ૩ કિંપુરૂષોત્તમ. ૪ હૃદયંગમ, ૫ રૂપશાલી, ૬ અનિંદિત, ૭ કિંનરોત્તમ, ૮ મનોરમ, ૯ રતિપ્રિય, અને ૧૦ રતિશ્રેષ્ઠ. આ દેવો શાંત આકૃતિવાળા સુન્દર મુખાકૃતિયુક્ત, અને મસ્તક ઉપર જળહળતા મુકુટને પહેરનારા અને મુખપ્રમુખાદિ સુંદર અવયવવાળા હોય છે.

**૬ કિંપુરૂષ નિ૦** ના દેવો—૧ પુરૂષ, ૨ સત્પુરૂષ, ૩ મહાપુરૂષ, ૪ પુરૂષ-વૃષભ, ૫ પુરૂષોત્તમ, ૬ અતિપુરૂષ ૭ મહાદેવ, ૮ મરૂત્, ૯ મેરૂપ્રભ, અને ૧૦ યશસ્વંત એમ દશ પ્રકારના છે. આ દેવો સુન્દર અને મનોહર મુખાકૃતિવાળા, જેઓના સાથળો અને ભુજાઓ અત્યંત રૂપવંત તેમ જ સુખાકારી સ્પર્શવાળા હોય છે તથા જેઓ વિવિધ પ્રકારના આભૂષણોને પહેરનારા હોય છે.

**૭ મહોરગ નિ૦** ના દેવો પણ ૧ ભુજંગ, ૨ ભોગશાલીન્, ૩ મહાકાય, ૪ અતિકાય, ૫ સ્કંધશાલીન્, ૬ મનોરમ, ૭ મહાવેગ, ૮ મહેષ્વક્ષ, ૯ મેરૂકાંત અને ૧૦ ભાસ્વંત એમ દશ પ્રકારના છે. તેઓ મહાવેગવાળા, મહત્ શરીરવાળા, સુન્દરાકૃતિવાળા વિસ્તારવંત ગ્રીવા( ડોક )વાળા, પુષ્ટ સ્કંધોવાળા અને ચિત્રવિચિત્ર આભૂષણોને પહેરનારા હોય છે.

**૮ ગંધર્વ નિ૦** ના દેવો ૧ હાહા, ૨ હૂહૂ, ૩ તુંબરૂ, ૪ નારદ, ૫ ઋષિવાદક, ૬ ભૂતવાદક, ૭ કાદંબ, ૮ મહાકાદંબ, ૯ રૈવત, ૧૦ વિશ્વાવસુ, ૧૧ ગીતરતિ, અને ૧૨ ગીતયશ એમ બાર પ્રકારના હોય છે.

આ દેવો પણ દિવ્યાકૃતિવાળા, ઉત્તમ લક્ષણયુક્ત મુખવાળા પ્રિયંવદ, મસ્તકને વિષે મુકુટને પહેરનારા અને કંઠમાં હારને ધારણ કરનારા હોય છે. [ ૩૪–૩૫ ]

અવતરણ:—આઠે પ્રકારની વ્યંતરનિકાયનાં ઇન્દ્રોનાં નામો કહે છે.

**काले य महाकाले, सुरूव पडिरूव पुण्णभद्दे य ।**
**तह चेव माणिभद्दे, भीमे य तहा महाभीमे ॥ ३६ ॥**
**किंनर किंपुरिसे सप्पुरिसा, महापुरिस तह य अइकाए ।**
**महाकाय गीयरई, गीयजसे दुन्नि दुन्नि कमा ॥ ३७ ॥**

## સંસ્કૃત છાયાઃ—

**कालश्च महाकालः सुरूप–प्रतिरूप–पूर्णभद्राश्च ।**
**तथा चैव माणिभद्रः भीमश्च तथा महाभीमः ॥ ३६ ॥**
**किंनर–किंपुरुषाः सत्पुरुषा महापुरुषस्तथा च अतिकायः ।**
**महाकाय–गीतरती गीतयशा द्वौ द्वौ क्रमेण ॥ ३७ ॥**

## શબ્દાર્થઃ—

काले–કાલ
महाकाल–મહાકાલ
सुरूव–સુરૂપ
पडिरूव–પ્રતિરૂપ
पुण्णभद्दे–પૂર્ણભદ્ર
चेव–નિશ્ચયથી
माणिभद्दे–મણિભદ્ર
भीमे–ભીમ
महाभीम–મહાભીમ
किंनर–કિંનર
किंपुरिसे–કિંપુરૂષ
सप्पुरिसा–સત્પુરૂષ
महापुरिस–મહાપુરૂષ
अइकाए–અતિકાય
महाकाय–મહાકાય
गीयरई–ગીતરતિ
गीयजसे–ગીતયશ
दुन्नि दुन्नि–બબ્બે
कमा–અનુક્રમે

गाथार्थः— વિશેષાર્થ પ્રમાણે.

विशेषार्थः—પૂર્વે ભુવનપતિની દશે નિકાયના દક્ષિણોત્તરભેદવડે જેમ વીશ ઇંદ્રો કહેલા છે, તેમ વ્યન્તરોની આઠે નિકાયના દક્ષિણોત્તરભેદવડે સોલ ઇંદ્રો કયા કયા છે? તે નામગ્રહણપૂર્વક જણાવે છે—

પહેલી પિશાચનિકાયની દક્ષિણદિશાના ઇન્દ્રનું નામ **કાલેન્દ્ર** અને ઉત્તરદિશાને વિષે **મહાકાલેન્દ્ર,** બીજી ભૂતનિકાયની દક્ષિણદિશાને વિષે **સ્વરૂપેન્દ્ર** અને ઉત્તરદિશાને વિષે **પ્રતિરૂપેન્દ્ર** ત્રીજી યક્ષનિકાયની દક્ષિણદિશાને વિષે **પૂર્ણભદ્ર** અને ઉત્તરદિશાને વિષે **મણિભદ્ર,** ચોથી રાક્ષસનિકાયની દક્ષિણદિશાને વિષે **ભીમેન્દ્ર** અને ઉત્તરદિશાને વિષે **મહાભીમેન્દ્ર,** પાંચમી કિન્નરનિકાયની દક્ષિણદિશાને વિષે **કિન્નરેન્દ્ર** અને ઉત્તરદિશાને વિષે **કિંપુરૂષેન્દ્ર** અને છઠ્ઠી કિંપુરૂષનિકાયની દક્ષિણદિશાને વિષે **સત્પુરૂષેન્દ્ર** અને ઉત્તરદિશાને વિષે **મહાપુરૂષેન્દ્ર,** સાતમી મહોરગનિકાયની દક્ષિણદિશાને વિષે **અતિકાયેન્દ્ર** અને અને ઉત્તરદિશાને વિષે **મહાકાયેન્દ્ર** અને આઠમી ગાંધર્વનિકાયની દક્ષિણ-

દિશાને વિષે **ગીતરતીન્દ્ર** તેમજ ઉત્તરદિશાને વિષે **ગીતયશેન્દ્ર**, એ પ્રમાણે આઠ નિકાયના દક્ષિણોત્તરભેદવડે સોળ ઇંદ્રો કહ્યા. ( આ સોળે ઇન્દ્રો મહાપરાક્રમી, સંપૂર્ણસુખી, અતિઋદ્ધિવંત, સંપૂર્ણોત્સાહી અને અપૂર્વ સામર્થ્યાદિ યુક્ત છે. ) [ ૩૬—૩૭ ].

## व्यंतर निकायना १६ इन्द्रोनां नामनो यंत्र.

| | निकाय | | दक्षिणेन्द्र | | उत्तरेन्द्र |
|---|---|---|---|---|---|
| ૧ | પિશાચનિકાય | ૧ | કાલેંદ્ર | ૨ | મહાકાલેન્દ્ર |
| ૨ | ભૂતનિકાય | ૩ | સ્વરૂપેન્દ્ર | ૪ | પ્રતિરૂપેન્દ્ર |
| ૩ | યક્ષનિકાય | ૫ | પૂર્ણભદ્રેન્દ્ર | ૬ | માણિભદ્રેન્દ્ર |
| ૪ | રાક્ષસનિકાય | ૭ | ભીમેન્દ્ર | ૮ | મહાભીમેન્દ્ર |
| ૫ | કિન્નરનિકાય | ૯ | કિન્નરેન્દ્ર | ૧૦ | કિંપુરુષેન્દ્ર |
| ૬ | કિંપુરુષનિકાય | ૧૧ | સત્પુરૂષેન્દ્ર | ૧૨ | મહાપુરૂષેન્દ્ર |
| ૭ | મહોરગનિકાય | ૧૩ | અતિકાયેન્દ્ર | ૧૪ | મહાકાલેન્દ્ર |
| ૮ | ગાંધર્વનિકાય | ૧૫ | ગીતરતીન્દ્ર | ૧૬ | ગીતયશેન્દ્ર |

अवतरण:—હવે એ પિશાચ વિગેરે આઠે નિકાયના દેવોની ધ્વજામાં જે ચિન્હ હોય છે તે કહે છે;—

**चिंधं कलंब सुलसे, वड-खट्टंगे असोग चंपयए ।**
**नागे तुंबरु अ ज्झए, खट्टंग विवज्जिया रुक्का ॥ ३८ ॥**

સંસ્કૃત છાયા:—

**चिह्नं कदम्ब-सुलसौ, वट-खट्वाङ्गावशोकचम्पककौ ।**
**नागस्तुम्बुरुश्च ध्वजे, खट्वाङ्गविवर्जिता वृक्षाः ॥ ३८ ॥**

શબ્દાર્થ:—

चिंधं—ચિન્હ
कलंब—કદંબવૃક્ષ
सुलसे—સુલસવૃક્ષ
वड—વટવૃક્ષ
खट्टंगे—ખટ્વાંગ, તાપસ વિશેષના ઉપકરણનું ચિન્હ
असोग—અશોકવૃક્ષ
चंपयए—ચંપકવૃક્ષ
नागे—નાગવૃક્ષ
तुंबरु अ—અને તુંબરૂવૃક્ષ
ज्झए—ધ્વજામાં
खट्टंग—ખટ્વાંગ
विवज्जिया—રહિત, સિવાય
रुक्का—વૃક્ષો

ગાથાર્થ:—વિશેષાર્થવત્ સુગમ છે—

વિશેષાર્થ:—પૂર્વે સત્તરમી ગાથામાં ભુવનપતિનિકાયના દેવોને ઓળખાવા માટે જેમ મુકુટાદિમાં ચિન્હો કહ્યાં છે તેમ વ્યંતરનિકાયને ઓળખવામાટે સ્વસ્વ વિમાનોની ધ્વજામાં જે ચિન્હો હોય તે કહેવાય છે.

પહેલી પિશાચનિકાયના દેવોની ધ્વજાને વિષે **કદંબ** નામનું જે વૃક્ષ થાય છે તે વૃક્ષના આકારનો આલેખ હોય છે, ૨ ભૂતનિકાયના દેવોની ધ્વજાને વિષે **સુલસ** નામના વૃક્ષવિશેષનું ચિન્હ હોય છે, ૩ યક્ષનિકાયના દેવોની ધ્વજાને વિષે **વટવૃક્ષનું**, ચોથી રાક્ષસનિકાયના દેવોની ધ્વજાને વિષે તાપસના ઉપકરણ વિશેષ **ખટ્વાંગનું** ચિન્હ, પાંચમી કિન્નરનિકાયના દેવોની ધ્વજાને વિષે **અશોક**-વૃક્ષનું, છઠ્ઠી કિંપુરૂષનિકાયના દેવોની ધ્વજાને વિષે **ચંપકવૃક્ષનું**, સાતમી મહો-રગનિકાયના દેવોની ધ્વજાને વિષે **નાગનામાવૃક્ષનું** અને આઠમી ગાંધર્વનિકાયના દેવોની ધ્વજાને વિષે **તુંબરા** ( ? ) વૃક્ષનું ચિન્હ હોય છે. ઉપર કહેલા ચિન્હમાં ફક્ત એક ચોથી નિકાય રાક્ષસના ચિન્હ ખટ્વાંગ સિવાય બાકીની નિકાયોનાં ચિન્હો એ વિવિધ જાતિનાં વૃક્ષોનાં સમજવાં [ ૩૮ ]

અવતરણ:—પ્રસ્તુત વ્યંતરદેવોના શરીરનો વર્ણ કહે છે;—

**जक्खपिसायमहोरग–गंधव्वा साम किंनरा नीला ।**
**रक्खस किंपुरुसा वि य, धवला भूया पुणो काला ॥३९॥**

સંસ્કૃત છાયા:—

**यक्ष–पिशाच–महोरग–गन्धर्वाः श्यामाः किन्नरा नीलाः ।**
**राक्षस–किंपुरुषाश्च धवला भूताः पुनः कालाः ॥ ३९ ॥**

શબ્દાર્થ:—

जक्ख–યક્ષ
पिसाय–પિશાચ
महोरग–મહોરગ
गंधव्वा–ગંધર્વ
साम–શ્યામ–કૃષ્ણવર્ણના
किंनरा–કિંનર
नीला–નીલવર્ણના

रक्खस–રાક્ષસ
किंपुरिसा वि य–કિંપુરૂષો પણ
धवला–ઉજ્વલ, શ્વેત
भूया–ભૂત
पुणो–વલી
काला–શ્યામ–કૃષ્ણવર્ણના

ગાથાર્થ:—વિશેષાર્થવત્

વિશેષાર્થ:—પૂર્વે ભુવનપતિદેવોના વર્ણન પ્રસંગે જેમ તે દેવોના શરીરનો વર્ણ કહેવામાં આવ્યો છે તેમ વ્યન્તરનિકાયના દેવોના શરીરનો વર્ણ કેવો હોય છે તે કહે છે—

પહેલી પિશાચનિકાયના દેવોનો, ત્રીજી યક્ષનિકાયના દેવોનો, સાતમી મહોરગ, અને આઠમી ગાંધર્વ એ ચારે નિકાયના દેવોનો દેહવર્ણ શ્યામ, એટલે કૃષ્ણવર્ણ સમજવો. પાંચમા કિન્નરોના દેહનો વર્ણ શ્યામ, તથાપિ કિંચિત્ નીલવર્ણના આભાસ સહિત જાણવો. ચોથી રાક્ષસનિકાય અને છઠ્ઠી કિંપુરૂષનિકાયના દેવોનો દેહવર્ણ ઉજ્વલ હોય છે અને બીજી ભૂતનિકાયના દેવોના દેહનો વર્ણ પણ કૃષ્ણ ( શ્યામ ) હોય છે. [ ૩૯ ]

## व्यंतर निकायोने विषे चिन्ह तथा देहवर्णनो यन्त्र ।

| निकायनाम | ध्वजचिन्ह | देहवर्ण |
|---|---|---|
| ૧–પિશાચ નિકાય | કદંબ વૃક્ષ | શ્યામ |
| ૨–ભૂત ,, | સુલસ વૃક્ષ | કૃષ્ણ |
| ૩–યક્ષ ,, | વટ વૃક્ષ | શ્યામ |
| ૪–રાક્ષસ ,, | તાપસ પાત્ર | ઉજ્વલ |
| ૫–કિંનર ,, | અશોક વૃક્ષ | શ્યામ (નીલ) |
| ૬–કિંપુરુષ ,, | ચંપક વૃક્ષ | ઉજ્વલ |
| ૭–મહોરગ ,, | નાગ વૃક્ષ | શ્યામ |
| ૮–ગાંધર્વ ,, | તુંબરૂ વૃક્ષ | શ્યામ |

☞ अथ व्यन्तरनिकायान्तर्वर्त्तिवाणव्यन्तरनिकायवर्णनम् ॥ ☜

अवतरण:—હવે આઠ વાણવ્યંતરના ભેદો કહે છે અને તેઓ જ્યાં હોય છે તે સ્થાનનું નિરૂપણ કરે છે;—

**अणपन्नी, पणपन्नी इसिवाई भूयवाइए चेव ।**
**कंदी य महाकंदी, कोहंडे चेव पयए य ॥ ४० ॥**
**इयपढम जोयणसए, रयणाए अट्ठ वंतरा अवरे ।**
**तेसु इह सोलसिंदा, रुयग अहो दाहिणुत्तरओ ॥ ४१ ॥**

## સંસ્કૃત છાયાઃ—

अणपन्नी पणपन्नी, ऋषिवादी भूतवादी चैव ।
कन्दी च महाकन्दी कोहण्डे चैव पतङ्ग ( प्रयते ) च ॥ ४० ॥
इह प्रथमयोजनशते रत्नायामष्टौ व्यन्तरा अपरे ।
तेष्विह षोडशेन्द्रा रुचकाधो दक्षिणोत्तरतः ॥ ४१ ॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| अणपन्नी=અણુપન્ની | रयणाए=રત્નપ્રભા નારકીમાં |
| पणपन्नी=પણુપન્ની | अट्ठ=આઠ |
| इसिवाई=રૂષીવાદી | वंतरा=વ્યંતરો |
| भूयवाइए=ભૂતવાદી | अवरे=બીજા |
| कंदी य=મહાકંદી | तेसु=તેઓમાં |
| महाकंदी=કંદી | इह=આ |
| कोहंड=કોહંડ | सोलसिंदा=સોળ ઇન્દ્રો |
| पयए य=પતંગ | रुयगअहो=રૂચકપ્રદેશની નીચે |
| पढमजोयणसए=પ્રથમના સો યોજનમાં | दाहिणुत्तरओ=દક્ષિણ અને ઉત્તર દિશામાં |

ગાથાર્થઃ—અણુપન્ની, પણુપન્ની, રૂષીવાદી, ભૂતવાદી, કંદિત, મહાકંદિત, કોહંડ અને પતંગ એ આઠ વાણુવ્યંતરના ભેદો છે. તે આઠે વાણુવ્યંતર નિકાય રૂચક પ્રદેશની નીચે, રત્નપ્રભા નારકીના પ્રથમના *સો યોજનમાં રહેલા છે અને તેમાં દક્ષિણઉત્તરભેદવડે એકંદર સોળ ઇન્દ્રો છે. ॥ ૪૦ ॥ ૪૧ ॥

વિશેષાર્થઃ—પૂર્વે આઠ પ્રકારની વ્યંતરનિકાયનું અલ્પવર્ણન કર્યું, એ જ વ્યંતરજાતિમાં પણ અવાન્તર ( બીજા પ્રકારના ) વ્યંતરો છે અને તેથી તેઓ

---

* યોગશાસ્ત્રકાર મહારાજા યોગશાસ્ત્રમાં તથા શ્રીમાન્‌જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજા સંગ્રહણી ગ્રન્થમાં વાણુવ્યન્તરોનું સ્થાન ઉપરના છોડેલા સો સો યોજનમાંથી પુનઃ તેમાંજ ઉપરનીચે દશ દશ યોજન છોડીને બાકી રહેલા એંશી યોજનમાં જણાવે છે. આ ચન્દ્રીયાસંગ્રહણીનો પણ એ જ અભિપ્રાય છે, જ્યારે પ્રજ્ઞાપનાઉપાઙ્ગમાં શ્રીગૌતમ મહારાજાએ કરેલ પ્રશ્નના ઉત્તરમાં ત્રિકાલજ્ઞાની પરમાત્મા મહાવીરદેવે એમ જણાવેલ છે કે, પ્રથમથી છોડાયેલા ઉપરના હજાર યોજનમાંહેથી જ ઉપરનીચે સો સો યોજન છોડી બાકીના આઠસો ( ૮૦૦ ) યોજનમાં વાણુવ્યન્તરો છે. આ સ્થળે ગીતાર્થ પુરૂષો એવો પણ સમન્વય કરે છે કે—વ્યંતરોને પણ સિદ્ધાન્તોમાં વાણુવ્યંતર શબ્દથી કોઇ કોઇ સ્થળે વર્ણવ્યા છે. આ સમન્વયથી શાસ્ત્રીય વિરોધનો પરિહાર થાય છે.

વાણુવ્યંતર તરીકે ઓળખાય છે, એ પૂર્વવ્યન્તરોના સ્થાનથી આ વાણવ્યંતર દેવોનું સ્થાન જુદું છે અને તેથી પ્રત્યેકનિકાયના નામો તથા સ્થાનનું વિવરણ બતલાવાય છે.

અત્ર વાણવ્યંતર એટલે શું ?—वनानामन्तरेषु भवाः वानमन्तराः—વનો(જંગલો)ના મધ્યભાગોમાં વિશેષે કરીને થનારા (વસનારા) તે **વાણવ્યંતર** કહેવાય. તે આઠ પ્રકારના છે—

૧ અણુપન્ની નિકાય, ૨ પણુપન્ની નિ૦, ૩ ઋષીવાદી નિ૦, ૪ ભૂતવાદી નિ૦, ૫ કંદિત નિ૦, ૬ મહાકંદિત નિ૦, ૭ કોહંડ નિ૦ ૮ પતંગ નિકાય.

પૂર્વે વ્યન્તરોનું સ્થાન બતલાવતાં જે સો સો યોજન છોડેલાં છે એમાં ફક્ત ઉપરનાં જ સો યોજન પૈકી ( દશ દશ યોજન ઉપર નીચે છોડતાં–મધ્યના ) એંશી યોજનમાં વાણવ્યંતર દેવો વસે છે-જેનાં નિકાય નામો ઉપર જણાવ્યાં છે. એ આઠે નિકાયના દક્ષિણોત્તરભેદવડે સોળ ઇન્દ્રો છે, એ નિકાયો **સમભૂતલા**ના રૂચક સ્થાનેથી દક્ષિણોતરદિશામાં જાણવી.

૧ **પ્રશ્નઃ**—'સમભૂતલા' એટલે શું ?

**ઉત્તરઃ**—જેમ લૌકિકવ્યવહારમાં પ્રાયઃ ઘણી ખરી ( નદી પર્વતાદિ ) વસ્તુઓની ઉંચાઇનીચાઇનું પ્રમાણ દરિયાની સપાટીથી ગણવામાં આવેલું છે એટલે કે તેનું સમભૂતલસ્થાન દરીયાઇ સપાટીથી કાલ્પનિકદષ્ટિએ રાખ્યું છે, તેમ જૈનસિદ્ધાન્તોમાં ઊર્ધ્વલોકે, અધોલોકે, અને તીર્ચ્છાલોકે રહેલી શાશ્વતી જે જે વસ્તુનું જેટલું જેટલું ઉંચાઇ નીચાઇનું પ્રમાણ દર્શાવ્યું છે તે બધું એ સર્વજ્ઞોક્ત વચનાનુસાર આ સમભૂતલાની અપેક્ષાએ રાખવામાં આવ્યું છે.

૨ **પ્રશ્નઃ**—આ સમભૂતલા પૃથ્વી કયાં આવી ? રૂચક પ્રદેશો કયાં આવ્યા ? સમભૂતલા અને રૂચક પ્રદેશો એ બન્ને એક જ સ્થાનવર્તી છે કે અન્ય અન્ય સ્થાનસ્થિત છે ?

**ઉત્તરઃ**—એક લાખ યોજનની લંબાઇ પહોળાઇવાળા જંબૂદ્વીપના મધ્ય ભાગે આવેલા મહાવિદેહક્ષેત્રમાં મન્દર ( મેરૂ ) નામા પર્વત આવેલો છે, જેને ઇતર દર્શનકારો પણ માને છે, તે ઉંચાઇમાં મૂળભાગ સાથે ૧ લાખ યોજનનો છે અને કંદથી લઇને ૯૯૦૦૦ હજાર યોજન બહાર છે જેથી બાકીના ૧૦૦૦ યોજન મૂળમાં ( રત્નપ્રભા પૃથ્વીમાં ) પહોંચેલો છે. આ મેરૂ કંદભાગે એટલે રત્નપ્રભાનો પિંડ પૂરો થાય ત્યાં ૧૦૦૦૦ યોજનના ઘેરાવાવાળો છે, ત્યારપછી આગળ ક્રમે ક્રમે ઘટતો છે. ( જેનું કરણાદિ સવિસ્તર સ્વરૂપ શ્રીજંબૂદ્વીપપ્રજ્ઞપ્તિથી જાણવા યોગ્ય છે. )

પૂર્વે જાણી ગયા કે રત્નપ્રભાપૃથ્વીનો પિંડ ૧૮૦૦૦૦ યોજનનો છે. એમાં ઊર્ધ્વ અધ: ૧૦૦૦ યોજન છોડી બાકીના ભાગે ભુવનપતિદેવો અને નારક જીવો રહે છે. પુન: છોડેલા કેવળ ઉપરનાજ હજાર યોજનમાં સો સો યોજન મૂકીને બાકીના ૮૦૦ યો૦માં વ્યંતર રહે છે, અને એ છોડેલા સો સો યોજનમાં ઉપરના સો યોજન પૈકી પુન: દશ દશ યોજન છોડીને બાકીના ૮૦ યો૦માં વાણવ્યંતર દેવો વસે છે. આથી संग्रहणीમાં જે 'रुअगअहो दाहिणुत्तरओ' પદ દર્શાવ્યું તે યુક્ત છે. કારણકે એ છોડેલા ૧૦ યોજન મેરૂના કન્દથી વાણવ્યંતર સ્થાન સુધીના છે અને એ દશ યોજનના પ્રમાણ મધ્યે....રૂચક સ્થાન આવેલું છે. અને ત્યારબાદ ૮૦ યોજનમાં વાણવ્યંતરો રહે છે. આ મેરૂ રત્નપ્રભાના પિંડમાં ૧૦૦૦ યોજન ગએલો છે એટલે ઠેઠ ઉપરથી (કન્દભાગથી) નીચે આવતા વ્યંતર સ્થાન પૂર્ણ થયા બાદ સો યોજનને અન્તે મેરૂ પૂર્ણ થાય અને જેમ જેમ નીચે જાય તેમ તેમ તેનો પરિધિ પણ વૃદ્ધિ પામતો જાય તે સ્પષ્ટ સમજાય તેમ છે.

હવે બીજા પ્રશ્નના સમાધાન પૂર્વે એ પણ નિર્ણય કરી લેવો આવશ્યક છે કે સમભૂતલા સ્થાન એ જ રૂચક સ્થાન છે કે અન્ય? તો સમજવાનું કે સમભૂતલ અને રૂચકસ્થાન એ એક જ વસ્તુ છે, પણ અન્ય અન્ય સ્થાનવાળી વસ્તુઓ નથી. જે માટે श्री भगवतीजी (ત્રીજું શતક), स्थानाङ्ग, नन्दीवृत्ति, नन्दीचूर्णि, जंबूद्वीप प्र०, तत्त्वार्थवृत्ति, आवश्यक, विशेषावश्यक, लोकप्रकाश, क्षेत्रसमास, बृहत्संग्रहणी, जीवाभिगम, पन्नवणा, सूर्यप्रज्ञ०, चंद्रप्रज्ञ०, मंडलप्रकरणादि ગ્રન્થમાં જણાવેલ છે; આગળ સાક્ષિરૂપે આપવામાં આવતી સિદ્ધાન્તની પંક્તિઓ જોવાથી સ્વતઃ જણાઈ આવશે.

**પ્રશ્ન:**—'समभूतला-रुचक' સ્થાન ક્યાં આવ્યું?

**ઉત્તર**—સમભૂતલ-રૂચકસ્થાન મેરૂના કન્દ ભાગે જે દશ હજાર યોજનના ઘેરાવાવાળું મેરૂસ્થાન તેથી નીચે લગભગ દશ યોજનાન્તે ઘર્મા (રત્નપ્રભા) પૃથ્વીના બે ક્ષુલ્લક પ્રતરો આવેલા છે તે ગણાય છે. આ પ્રતરો ચારે બાજુથી લોકાન્તને સ્પર્શીને રહ્યા છે, આ પ્રતરો ચૌદરાજલોકવર્તી સર્વ પ્રતરો પૈકી લંબાઈપહોળાઈમાં ક્ષુલ્લક હોવાથી ક્ષુલ્લક પ્રતરો તરીકે ઓળખાય છે. આથી જ રૂચકપ્રસ્તાર તે જ પ્રતરપ્રસ્તાર એમ પણ કહેવાય છે. આ બન્ને પ્રતરો સામસામા (ઉપરનીચે) રહેલા છે—તેમાં અધ:સ્થાનેથી ઉપર આવતાં જે ક્ષુલ્લક પ્રતર આવે તેના ઉપરના ભાગે ચાર રૂચક પ્રદેશો આવેલા છે અને તેની સન્મુખ રહેલા (ઊર્ધ્વના) બીજા ક્ષુલ્લક પ્રતરે (નીચેના ભાગે સંબદ્ધ) ચાર રૂચક પ્રદેશો આવેલા છે તે રૂચકો સામસામી જોતાં જાણે પરસ્પર સ્પર્ધા કરતા રહ્યા (ન) હોય ? તેમ દેખાય છે. આ સ્થાન ઘર્માપૃથ્વીમાં ગયેલા મેરૂના કંદમાં સમજવું. આ અષ્ટરૂચક પ્રદેશોને જ્ઞાની પુરૂષો

ચોરસરુચક[૬૬] એ નામથી સંબોધે છે. આ પ્રદેશો ગોસ્તનાકારે છે. આ સ્થાનને રૂચકસ્થાન તરીકે ઓળખો કે સમભૂતલ તરીકે કહો તે એક જ છે.

[ સમભૂતલ એ જ રૂચકસ્થાન છે તે, અને તે ધર્માના ક્ષુલ્લક પ્રતરે જ છે તે બન્ને વાતને કથન કરનારી સિદ્ધાન્તોની મુખ્ય મુખ્ય સાક્ષીઓ અત્રે આપવામાં આવે છે. ]

એક વાત સમજી રાખવી જોઈએ કે–કોઈપણ ગ્રન્થમાં કોઈપણ વસ્તુના નિર્દેશમાં 'समभूभागात्' શબ્દ માત્ર કહ્યો હોય તો તેમાં રૂચકસ્થાન અન્તર્ગત આવી જાય છે અને જ્યાં रुचकात् એટલું માત્ર કહ્યું હોય ત્યાં સમભૂતલ સ્થાન પણ કહી શકાય છે, કારણ કે સમભૂતલ અને રૂચક એ એક જ સ્થાનવાચી શબ્દો છે.

શ્રી ભગવતીજી માં સર્વલબ્ધિસંપન્ન શ્રીગૌતમમહારાજાએ પ્રશ્ન કરેલો છે કે હે ભગવંત ચન્દ્રસૂર્ય કેટલા દૂર છે ? તેના ઉત્તરમાં ચરમતીર્થપતિ શ્રીમહાવીરમહારાજાએ જણાવ્યું છે કે—

१ ' गोयमा ! जंबुद्दीवे दीवे मंदरस्स पव्वयस्स दाहिणेणं इमीसे रयणप्पभाए पुढवीए बहुसमरमणिज्जाओ भूमिभागाओ उड्ढं चंदिमसूरिय–गहाण–नक्खत्त तारा रुवाणं......इत्यादि—[ श्री भगवतीसूत्रम् ]

२ ' कहिन्नं भंते तिरियलोगस्स आयाममज्झे पण्णत्ते ?

गोयमा ! जंबुद्दीवे दीवे मंदरस्स पव्वयस्स बहुमज्झदेसभाए इमीसे रयणप्पभाए पुढवीए उवरिमहेट्ठिल्लेसु खुड्डागपयरेसु एत्थणं तिरियलोगस्स मज्झे अट्ठपएसिए रुयए पण्णत्ते, जओ णं इमाओ दस दिसाओ हवंति ' [इति भगवतीसूत्रे]

३ **समवायाङ्गे**—केवइयाणं भंते ! जोइसिया वासा पन्नता ? गोयमा ! इमीसे रयणप्पभाए पुढवीए बहुसमरमणिज्जाओ भूमिभागाओ सत्तणउइं सए उड्ढं उप्पइत्ता......इत्यादि—

४ **प्रज्ञापनायाम्**—कहिणं भंते ? जोइसिया देवा परिवसंति ? इमीसे रयणप्पभाए पुढवीए बहुसमरमणिज्जाओ भूमिभागाओ सत्तणउइं जोयणसए उड्ढं उप्पइत्ता......( આ લખાણ પ્રજ્ઞાપનામાં ઘણા ઠેકાણે છે )

---

६६ यदाहुः—' रुचकेऽत्र प्रदेशानां यच्चतुष्कद्वयं स्थितम् ।
तत्समश्रेणिकं तच्च विज्ञेयं प्रतरद्वयम् ॥ १ ॥ '

૫ सूर्यप्रज्ञप्त्याम्—अस्या रत्नप्रभापृथिव्या बहुसमरमणीयात् भूमिभागादूर्ध्वं सप्तयोजनशतानि उत्प्लुत्य गत्वा अत्रान्तरे अधस्तनं ताराविमानं चारं चरतीत्यादि... (આવા ઉલ્લેખો સૂર્યપ્રજ્ઞપ્તિમાં જ ઘણે સ્થાને કરેલા છે) એ જ પ્રમાણે 'श्री चन्द्रप्रज्ञप्ति' માં પણ કથન છે.

६ श्री नन्दीटीकायाम्—तत्र तिर्यग्लोकस्योर्ध्वाधोऽपेक्षयाऽष्टादशयोजनशतप्रमाणस्य मध्यभागे द्वौ लघुक्षुल्लकप्रतरौ, तयोर्मध्यभागे जम्बूद्वीपे रत्नप्रभाया बहुसमे भूमिभागे मेरुमध्येऽष्टप्रादेशिको रुचकः तत्र गोस्तनाकाराश्चत्वार उपरितनाः प्रदेशाश्चत्वाराधस्तनाः, एष एव रुचकः सर्वासां दिशां विदिशां वा प्रवर्तकः, एतदेव च सकलतिर्यग्लोकमध्यम् '—...इत्यादि...

૭ આ જ પ્રમાણે 'श्री नन्दीचूर्णी' માં પણ કથન છે.

૮ "स्थानाङ्गजी" ના બીજા ભાગમાં પણ આ જ પ્રમાણે સમર્થન છે.

९ विशेषावश्यकभाष्य—ઉપર 'शिष्यहिता'—ટીકામાં શ્રીમાન્ મલધાર ગચ્છીય શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજીએ પણ ઉપર જણાવેલા નન્દીટીકાના (તથા આવશ્યકવૃત્તિ અનુસાર) ઉલ્લેખ પ્રમાણે જ લગભગ ઉલ્લેખ કરેલ છે, જે માટે જૂઓ ગાથા ૨૭૦૦ ઉપર લખેલ ટીકા.

१० लोकप्रकाशे क्षेत्रलोके—' रत्नप्रभाया उपरि क्षुल्लकप्रतरद्वयी ।
मेर्वन्तः कन्दोर्ध्वभागे रुचकोऽष्टप्रदेशकः ॥ १ ॥
तस्मिंश्च लोकपुरुषकटीतटपटीयसि ।
मध्यभागे समभूमिज्ञायको रुचकोऽस्ति यः ॥ २ ॥"

११ मंडलप्रकरणे—' मेरुमध्यस्थिताष्टप्रदेशात्मकरुचकसमानाद्भूतलादष्टाभ्यो दशोनयोजनशतेभ्य आरभ्योपरि दशोत्तरयोजनशते ज्योतिष्कास्तिष्ठन्तीति ।'
આજ અભિપ્રાય જીવાભિગમ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ, તત્વાર્થસૂત્ર ભાષ્ય-ટીકા, સંગ્રહણી-ટીકા, ક્ષેત્રસમાસ, લોકનાલિકા, જ્યોતિષ્કરણ્ડક, દેવેન્દ્રસ્તવ, આવશ્યકમલયગિરિવૃત્તિ, વિગેરે અનેક ગ્રન્થોમાં જણાવેલ છે.

આ પ્રમાણે સઘળા સિદ્ધાન્તો " ઘર્માપૃથ્વીમાં જ (રત્નપ્રભામાં) [૬૭]ક્ષુલ્લકપ્રતર અને અષ્ટરૂચક પ્રદેશો માનવા" તેમ સૂચન કરે છે અને સાથે સાથે તે જ સમભૂતલ સ્થાન છે—તે જ દિશા અને વિદિશાનું પ્રભવસ્થાન છે તથા તે જ તિર્યગલોકનું મધ્ય છે, એટલે કે રૂચકસ્થાન—સમભૂતલ સ્થાન અને દિશા પ્રભવસ્થાન એ ત્રણેનું સ્થાન એક જ છે એમ સ્પષ્ટપણે જણાવે છે, આ

સમભૂતલ–રૂચક સ્થાન તે જ તીર્ચ્છાલોકનું મધ્ય છે, એટલુંજ નહિં પણ મેરૂપર્વતના વનખંડાદિની ઉંચાઇ વિગેરે તથા अधोग्राम ની શરૂઆત પણ આ રૂચકથી જ પ્રારંભાએલી છે અને ત્યાંથી જ એક હજાર યોજન ઉંડાપણું લેવાનું છે. मंडलप्रकरण માં સ્પષ્ટ જણાવ્યું છે કે " समभूतलापेक्षया योजनसहस्रमधोग्रामाः"–<u>श्रीलघुक्षेत्रसमासमूल</u> માં પણ એ જ વાતનું સમર્થન કરેલું છે જે:—

**जोयणसयदसगंते समधरणीओ अहो अहोगामा ।**

**बायालीससहस्सेहिं गंतु मेरुस्स पच्छिमओ ॥ १ ॥** [ અર્થ સુગમ છે. ]

ઉપર્યુક્ત સર્વ વાતમાં કાંઇપણ [૬૭]શંકાને સ્થાન રહેતું હોય તેમ જણાતું નથી. હવે એ રૂચકોનો આકાર કેવી રીતે સમજવો ? તે જણાવાય છે—

ધર્મા ( રત્નપ્રભા ) પૃથ્વીના બન્ને લઘુક્ષુલ્લકપ્રતરમાં ઊર્ધ્વ અને અધઃસ્થાનવર્તી ગોસ્તનાકાર અષ્ટરૂચક પ્રદેશોનું પરસ્પર સંસ્થાન કોઇ જુદી જ રીતે સમજવાનું છે. જો કે ઘણા સુજ્ઞ પુરૂષો ∘∘ આ પ્રમાણે ( અહીં સમજવા પૂરતું છેટા છેટા રૂચક મૂકી સ્થાપના બતલાવી છે પણ સમજવા તો જોડા જોડા જ ) ચાર અધઃસ્થાનવર્તી રૂચક સ્થાપના કરી તેની ઉપર ઊર્ધ્વવર્તી ચાર રૂચકો મૂકી અષ્ટરૂચક પ્રદેશોની સ્થાપના બતલાવે છે ( એટલે કે નીચેના ચાર પૈકી પ્રત્યેક ઉપર ઉપરના ચારમાંથી એક ઉપર એક એમ સ્થાપે છે ) પણ તે વાત અયુક્ત છે. જો તેમ લઇશું તો દ્વિસંયોગી ભાંગો બની જાય. પરંતુ સદાસિદ્ધ ત્રિસંયોગી ભાંગાનું અનાદિસિદ્ધપણું જાળવી રાખવાનું છે માટે એનો સંસ્થાન–આકાર સુષ્ઠુરીતે તો પ્રત્યક્ષમાં જ બતલાવી શકાય તેમ હોવાથી ગીતાર્થ ગુરૂપાસે સમજવો યોગ્ય છે, છતાં સામાન્યથી આ પ્રમાણે સમજવું જે અધોગામિની તમાદિશાની શરૂઆતના ચાર રૂચકાકારો ∘∘ આ પ્રમાણે સ્થાપવા અને ઊર્ધ્વગામિની વિમલાદિશાના પ્રભવ સ્થાનના ચાર રૂચકપ્રદેશો ∘∘∘ આ પ્રમાણે

૬૭–૬૭ ' क्षेत्रविभागो विशिष्टमर्यादाव्यवच्छिन्नः, तद्यथा;–समतलाद् भूभागादधोऽवगाह्य नवयोजनशतानि रत्नप्रभाव्यवस्थितोपरितनाधस्तनक्षुल्लकप्रतरारब्धः सप्तमधरायाः परतो यावत् षोडश योजनानि तावदधोलोकः ' [तत्त्वार्थभाष्यटीका–मु० (दे० ला०) पत्र २४७] ' तिर्यग्लोकमध्यव्यवस्थितः समतलभूभागमेरुव्यवस्थितो वियत्प्रदेशाष्टकनिर्माणो रुचकश्चतुरस्राकृतिः, स किल दिशामैन्द्र्यादीनां विदिशां चाग्नेयादीनां प्रभवः ' [तत्त्वार्थभाष्यटीका–मु० (दे० ला०) पत्र २५४] શ્રી તત્ત્વાર્થ સૂત્રના ત્રીજા અધ્યાયની શ્રી સિદ્ધસેનીયટીકાના ઉપર જણાવેલા બન્ને પાઠોથી સ્પષ્ટ સમજાય છે કે ઉપર જણાવેલ શ્રી નન્દીસૂત્ર ટીકા-આવશ્યક ટીકા વિગેરેના પાઠો જેમ સમભૂતલા–અષ્ટરૂચક પ્રદેશ, તિર્યકલોકનું મધ્ય, ક્ષુલ્લકપ્રતર, દિશા–વિદિશાની ઉત્પત્તિ એ બધાનું એક સ્થાન માને છે તેમ તત્ત્વાર્થ ટીકાકાર ન માનતાં સમભૂતલા–અષ્ટરૂચક–તિર્યગલોકનું મધ્ય અને દિશા-વિદિશાની ઉત્પત્તિ એ ચારે સ્થાન એક માને છે અને કેવલ ક્ષુલ્લકપ્રતરોનું સ્થાન સમભૂતલાથી નવસો યોજન નીચે માને છે.

સ્થાપવા. આ અષ્ટરૂચકસ્થાન તે જ ' समभूतलारुचकपृथ्वी ', આ રૂચકપ્રદેશોથી દિશા તથા વિદિશાઓની ઉત્પત્તિ છે. જે માટે આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કે:—

' अट्ठपएसो रुअगो तिरियलोगस्स मज्झयारंमि ।
एस पभवो दिसाणं एसेव भवे अणुदिसाणं ॥ १ ॥ ' [ ४०–१ ]

अवतरण:—વાણુવ્યંતર દેવોના સોળ ઇન્દ્રોનાં નામ કહે છે.

**संनिहिए सामाणे, धाइ विहाए इसी य इसिवाले ।**
**ईसर महेसरेवि य, हवइ सुवत्थे विसाले य ॥ ४२ ॥**
**हासे हासरईवि य, सेए य भवे तहा महासेए ।**
**पयगे पयगवईवि य, सोलस इंदाण नामाइं ॥ ४३ ॥**

संस्कृत छाया:—

सन्निहितस्सामानः, धाता विधाता ऋषिश्च ऋषिपालः ।
ईश्वरमहेश्वरावपि च भवति सुवत्सो विशालश्च ॥ ४२ ॥
हास्यो हास्यरतिरपि च श्वेतश्च भवेत्तथा महाश्वेतः ।
पतङ्गः पतङ्गपतिरपि च षोडशेन्द्राणां नामानि ॥ ४३ ॥

શબ્દાર્થ:—

संनिहिए=સંનિહિતેન્દ્ર
सामाणे=સામાન ઇન્દ્ર
धाइ=ધાત્રેન્દ્ર
विहाए=વિધાતેન્દ્ર
इसी य=ઋષીન્દ્ર
इसिवाले=ઋષીપાલેન્દ્ર
ईसर=ઇશ્વરેન્દ્ર
महेसरेवि य=મહેશ્વરેન્દ્ર
हवइ=હોય છે
सुवत्थे=સુવચ્છ ઇન્દ્ર
विसाले य= અને વિશાલેન્દ્ર

हासे=હાસ્યેન્દ્ર
हासरईवि य=વલી હાસ્યરતીન્દ્ર
सेए य=શ્વેતેન્દ્ર
भवे=હોય
तथा=તથા
महासेअ=મહાશ્વેતેન્દ્ર
पयगे=પતંગેન્દ્ર
पयगवईवि य=પતંગપતીન્દ્ર
सोलस=સોલ
इंदाण=ઇન્દ્રોનાં
नामाइं=નામો

गाथार्थ:—વિશેષાર્થ મુજબ.

विशेषार्थ:—વાણુવ્યંતરોની આઠ નિકાયના દક્ષિણોત્તરભેદવડે સોળ ઇન્દ્રો છે, તેમાં પહેલી અણુપન્ની નિકાયના દક્ષિણેન્દ્રનું નામ સંનિહિતેન્દ્ર છે

અને ઉત્તરેન્દ્રનું નામ **સામાનેન્દ્ર** છે બીજી **પણુપત્રિ** નિકાયના દક્ષિણેન્દ્રનું નામ **ધાતા** અને ઉત્તરેન્દ્રનું **વિધાતા,** ત્રીજી **ઋષીવાદી** નિકાયના દક્ષિણેન્દ્રનું **રૂષીન્દ્ર** અને ઉત્તરેન્દ્રનું **ઋષિપાલેન્દ્ર,** ચોથી **ભૂતવાદી** નિકાયનો દક્ષિણેન્દ્ર **ઇશ્વરેન્દ્ર** અને ઉત્તરદિશાનો **મહેશ્વરેન્દ્ર,** પાંચમી **કંદિત** નિકાયનો દક્ષિણેન્દ્ર **સુવત્સેન્દ્ર** અને ઉત્તરદિશાનો **વિશાલેન્દ્ર,** છઠ્ઠી **મહાકંદિત** નિકાયનો દક્ષિણેન્દ્ર **હાસ્ય** અને ઉત્તરેન્દ્ર **હાસ્યરતિ,** સાતમી **કોહંડ** નિકાયનો દક્ષિણેન્દ્ર **શ્વેત** અને ઉત્તરદિશામાં **મહાશ્વેત** ઇન્દ્ર અને આઠમી **પતંગ** નિકાયના દક્ષિણેન્દ્રનું નામ **પતંગ** અને ઉત્તરદિશામાં **પતંગપતીન્દ્ર** એમ સોલ ઇન્દ્રો જાણવા. [ ૪૨-૪૩ ]

☞ આ પ્રમાણે ભુવનપતિની દશે નિકાયના મળી વીશ ઇન્દ્રો તથા વ્યંતર અને વાણવ્યંતરની આઠ આઠ નિકાયના મળી સોળ નિકાયના બત્રીશ ઇન્દ્રો જ્યોતિષી નિકાયના બે ઇન્દ્રો અને વૈમાનિકનિકાયના દશ ઇન્દ્રો એટલે કે ચારે નિકાયના થઈ કુલ **ચોસઠ** ઇન્દ્રો થયા, આ ઇન્દ્રો અવશ્ય સમકિતવંત હોય છે અને પરમકારૂણિક જગતજંતુનું કલ્યાણ ઈચ્છનારા પરમતારક તીર્થંકરપરમાત્માઓના જન્મકલ્યાણકાદિ અવસરે કરાતી તે તે પ્રકારની ઉચિતભક્તિ સેવામાં સદા તત્પર રહે છે.

॥ इति वाणव्यन्तराधिकारः ॥

अवतरण:—હવે વ્યંતરેન્દ્રોના તથા (સરખું વક્તવ્ય હોવાથી) ચન્દ્રસૂર્યના સામાનિક દેવો તથા આત્મરક્ષકદેવોની સંખ્યાનું નિરૂપણ કરે છે;—

## सामाणियाण चउरो, सहस्स सोलस य आयरक्खाणं ।
## पत्तेयं सव्वेसिं, वंतरवइ–ससिरवीणं च ॥ ४४ ॥

संस्कृत છાયા:—

**सामानिकानां चत्वारि सहस्राणि षोडश च आत्मरक्षकाणाम् ।**
**प्रत्येकं सर्वेषां व्यन्तरपति–शशि–रवीणाञ्च ॥ ४४ ॥**

શબ્દાર્થ:—

सामाणियाण=સામાનિક દેવો
चउरो=ચાર
सहस्स=હજાર
सोलस य=સોલ હજાર
आयरक्खाणं=આત્મરક્ષક દેવો
पत्तेयं=પ્રત્યેક
सव्वेसिं=સર્વ નિકાયને વિષે
वंतरवइ=વ્યંતરેન્દ્ર
ससि=ચંદ્ર
रवीणं=સૂર્યનાં

ગાથાર્થ:—વિશેષાર્થ પ્રમાણે.

વિશેષાર્થ:—પૂર્વે ભુવનપતિદેવોના સામાનિક તથા આત્મરક્ષક દેવોની સંખ્યા કહી તેજ પ્રમાણે આત્મરક્ષકો તથા સામાનિકો સર્વે અર્થાત્ વ્યંતર નિકાયના બત્રીશે ઇન્દ્રોને તથા જ્યોતિષી નિ૦ ના સૂર્ય અને ચન્દ્ર એ બેજ ઇન્દ્રપણે હોવાથી તેઓને, એમ કુલ ચોત્રીશ ઇન્દ્રો થયા તે પ્રત્યેક ઇન્દ્રને ચાર ચાર હજાર સામાનિકદેવો હોય છે અને સામાનિક દેવોથી ચાર ગુણા એટલે સોલસોલ હજાર આત્મરક્ષક દેવો પ્રત્યેક ઇન્દ્રોને હોય છે તેમજ પૂર્વોક્ત કથનાનુસાર તેઓની સેવામાં તે દેવો નિમગ્ન હોય છે. [ ૪૪ ]

## ॥ प्रत्येकव्यन्तरेन्द्राश्रयी* सामानिक तथा आत्मरक्षक देवोनी संख्यानो यंत्र ॥

| निकाय नाम | उत्तरेन्द्र | सामानिक | आत्मरक्षक | दक्षिणेन्द्र | सामानिक | आत्मरक्षक |
|---|---|---|---|---|---|---|
| ૧ પિશાચનિ૦ | કાલેન્દ્ર | ૪૦૦૦ | ૧૬૦૦૦ | મહાકાલેન્દ્ર | ૪૦૦૦ | ૧૬૦૦૦ |
| ૨ ભૂતનિ૦ | સ્વરૂપેન્દ્ર | ” | ” | પ્રતિરૂપેન્દ્ર | ” | ” |
| ૩ યક્ષનિ૦ | પૂર્ણભદ્રેન્દ્ર | ” | ” | મણિભદ્રેન્દ્ર | ” | ” |
| ૪ રાક્ષસનિ૦ | ભીમેન્દ્ર | ” | ” | મહાભીમેન્દ્ર | ” | ” |
| ૫ કિન્નરનિ૦ | કિન્નરેન્દ્ર | ” | ” | કિંપુરૂષેન્દ્ર | ” | ” |
| ૬ કિંપુરૂષનિ૦ | સત્પુરૂષેન્દ્ર | ” | ” | મહાપુરૂષેન્દ્ર | ” | ” |
| ૭ મહોરગનિ૦ | અતિકાયેન્દ્ર | ” | ” | મહાકાયેન્દ્ર | ” | ” |
| ૮ ગાંધર્વનિ૦ | ગીતરતીન્દ્ર | ચાર હજાર | સોળ હજાર | ગીતયશેન્દ્ર | ચાર હજાર | સોળ હજાર |

## ॥ ज्योतिषी निकायना इन्द्राश्रयी सामा० आत्मरक्षक देवोनी संख्यानो यन्त्र ॥

| ज्यो० नाम | सामानिक सं० | आत्म० संख्या |
|---|---|---|
| ૧ સૂર્યેન્દ્રને | ચાર હજાર | સોળ હજાર |
| ૨ ચન્દ્રેન્દ્રને | ચાર હજાર | સોળ હજાર |

॥ इति प्रस्तुतभुवनद्वारे व्यन्तराधिकारः समाप्तः ॥

* વ્યન્તરેન્દ્રના સામાનિક અને આત્મરક્ષક સંખ્યાવત્ વાણવ્યન્તરેન્દ્રોનું સમજવું.

## ॥ अथ प्रासङ्गिकः प्रकीर्णकाधिकारः ॥

अवतरणः—ग्रन्थकारमहाराजा भुवनपति तथा व्यंतरनिकायाश्रयी देवोना प्रकारो तेमनी व्यवस्थाओ तथा कल्पव्यवस्थाओ जणाववानी इच्छाथी प्रस्तुत अधिकार चारे निकायमां घटतो होवाथी चारे निकायाश्रयी प्रकीर्णाधिकारनो प्रारंभ करतां प्रथम देवोना एकंदर प्रकार केटला ? ते जणावनारी गाथा कहे छे;-

**इंद समं तायतीसा, परिसातियारक्ख लोगपाला य ।**
**अणिय पइण्णा अभिओगा, किब्बिसं दस भवण वेमाणी ॥४५॥**

संस्कृत छाया:—

**इन्द्र-सम ( सामानिक ) त्रायस्त्रिंशाः पर्षत्त्रिकरक्ष-लोकपालाश्च।**
**अनीक-प्रकीर्णा-भियोगाः किल्बिषिका दश (विधा) भवन-वैमानिकाः ॥४५॥**

शब्दार्थः—

इंद=इन्द्र
सम=सामानिक देवो
तायतीसा=त्रायस्त्रिंशक देवो
परिसतिया=त्रण पर्षदाना देवो
रक्ख=आत्मरक्षक देवो
लोगपाला य=लोकपाल देवो
अणिय=कटक( सैन्य )ना देवो
पइण्णा=प्रकीर्ण-प्रजाना देवो
अभिओगा=आभियोगिक देवो
किब्बिसं=किल्बिषिया देवो
दस=दश प्रकारे
भवण=भुवनपति
वेमाणी=वैमानिक

गाथार्थः—विशेषार्थ मुजब.

विशेषार्थः—मनुष्यलोकमां राजा, नगरशेठ, महामात्य, पुरोहित-राजगोर फोजदार, सभासदो अने चंडाल विगेरे जुदी जुदी व्यवस्थाओ होय छे अने ते व्यवस्थाथी राज्यतंत्रनी व्यवस्था साथे प्रजानुं संरक्षण पण थई शके छे, ते प्रमाणे देवलोकमां पण इन्द्र, सामानिक, त्रायस्त्रिंशक, त्रण पर्षदामां बेसवा योग्य, आत्मरक्षक, लोकपाल, सैन्य, प्रकीर्ण, आभियोगिक अने किल्बिषिया एम दशविभागमां भुवनपति अने वैमानिकना देवो वहेंचायेला छे अने ते दरेक देवो नीचे जणावेला पोतपोताना कर्तव्यमां सदा परायण रहे छे. ते दशे प्रकारना देवोनी संक्षिप्त व्याख्या अने तेओनुं कर्तव्य आ प्रमाणे:—

१ इन्द्रः—जे देवलोकनुं स्वामित्व पोताने प्राप्त थयेलुं होय छे त्यां वर्तता सर्वदेवो जेमने पोताना स्वामी तरीके स्वीकारे ते 'इन्द्र' कहेवाय.

२ सामानिकः—इन्द्रने सर्वदेवो विगेरेनु जे स्वामिपणुं प्राप्त थयेल छे (फक्त) ते सिवाय कान्ति-वैभव विगेरे सर्वमां इन्द्रना सरखी ऋद्धि जेओने प्राप्त थयेल होय अने इन्द्रोने पण ते ते कार्योमां सलाह लेवा लायक होय ते

'સામાનિક' કહેવાય. આ દેવો ઇન્દ્રસમાન રિદ્ધિવાલા હોય છે તો પણ ઇન્દ્રોને પોતાના સ્વામી તરીકે માને છે.

૩ त्रायस्त्रिंशक:—( એક ઇન્દ્રની અપેક્ષાએ ) જેઓની તેત્રીશની જ સંખ્યા હોય અને જેઓ ઇન્દ્રની માલિકીના વિમાનો–દેવો વિગેરે સર્વની ચિંતા કરનારા હોવા સાથે શાંતિક–પૌષ્ટિક કર્મ કરનારા હોઇ–મંત્રી અને પુરોહિત–રાજગોરનું કામ પણ કરનારા હોય તે 'ત્રાયસ્ત્રિંશક' કહેવાય.

૪ पार्षद्याः–પર્ષદામાં બેસાડવા યોગ્ય ઇન્દ્રના મિત્રસરખા દેવો તે 'પાર્ષદ્ય' કહેવાય.

૫ आत्मरक्षक:—ઇન્દ્રોનું જેઓ રક્ષણ કરનારા હોય, અર્થાત્ ઇન્દ્રો સ્વયં શક્તિ-સંપન્ન હોવા પૂર્વક પ્રાયઃ નિર્ભય હોય છતાં આ આત્મરક્ષક દેવો પોતાના આચારનું પાલન કરવા માટે હંમેશાં શસ્ત્ર બખ્તર વિગેરેથી સજ્જ રહેવા સાથે ઇન્દ્રની પાસે હંમેશાં ખડા ખડા ઉભા રહે છે, જેને દેખતાં જ શત્રુઓ ત્રાસ પામે છે તે 'આત્મરક્ષક' દેવો કહેવાય છે.

૬ लोकपाल:—ઇન્દ્રમહારાજાએ ફરમાવ્યા પ્રમાણે તે તે વિભાગનું રક્ષણ કરનારા અને ચોરી જારી વિગેરે ગુન્હા કરનારાઓને યથાયોગ્ય શિક્ષા કરનારા તે 'લોકપાલ' કહેવાય. (જેને મનુષ્યલોકના 'સુબા' ની ઉપમા આપી શકાય)

૭ अनीक:—તે સૈન્ય હાથી ( ગજાનીક ), ઘોડા ( હયાનીક ), રથ ( રથાનીક ), મહિષ–પાડા ( મહિષાનીક ), પાયદલ ( પદાત્યનીક ), ગંધર્વ ( ગન્ધ-ર્વાનીક ), નાટ્ય ( નાટ્યાનીક ). એ સાત પ્રકારનું સૈન્ય જરૂર પડે ત્યારે વૈક્રિય શક્તિદ્વારા રૂપો વિકુર્વીને સૈન્યનું કામ કરનારા તે 'સૈન્યના દેવો' કહેવાય. અહિં વૈમાનિકમાં અર્થાત્ સૌધર્મથી અચ્યુત દેવલોકમાં 'મહિષ'ના સ્થાને 'વૃષભ' સમજવો. એ દરેક સૈન્યના જુદા જુદા અધિ-પતિઓ હોઇ સાત અધિપતિઓ હોય છે. પ્રથમનાં પાંચ સૈન્ય સંગ્રામમાં ઉપયોગી છે અને ગંધર્વ તથા નાટ્ય એ બન્ને ઉપભોગના સાધન છે.

૮ प्रकीर्ण:—મનુષ્યલોકમાં નાગરિકલોકો–સરખા પ્રજાસરખા દેવો તે 'પ્રકીર્ણ' કહેવાય.

૯ आभियोगिक:—નોકર ચાકર વિગેરે યોગ્ય કામમાં જેઓને જોડવામાં આવે તે દાસ સરખા 'આભિયોગિક' દેવો છે.

૧૦ किल्बिषिक:—મનુષ્યલોકના ચાંડાલોની માફક અશુભ નિન્દ્યકાર્ય કરનારા તે 'કિલ્બિષિક' દેવો કહેવાય.

ભુવનપતિ અને વૈમાનિકમાં આ દશે પ્રકારના દેવો છે, જ્યારે તથાપ્રકારે જગતના સ્વભાવથી જ વ્યન્તર તથા જ્યોતિષીમાં ત્રાયસ્ત્રિંશક અને લોકપાલ દેવો સિવાય આઠ પ્રકારના દેવો છે, અર્થાત્ પૂર્વે જણાવેલા દશ પ્રકાર પૈકી ત્રાયસ્ત્રિંશક અને લોકપાલ દેવો વ્યંતર અને જ્યોતિષીમાં નથી. [ ૪૫ ]

## ॥ भुवनपति [ तथा प्रासङ्गिक चारे ] निकायमां इन्द्र विगेरे दश प्रकारना देवोनो यन्त्र ॥

૧ ઇન્દ્ર, ૨ સામાનિક, ૩ ત્રાયસ્ત્રિંશક, ૪ પાર્ષદ્ય, ૫ આત્મરક્ષક, ૬ લોકપાલ, ૭ અનીક, ૮ પ્રકીર્ણ, ૯ આભિયોગિક, ૧૦ કિલ્બિષિક.

- ૧ ઇન્દ્ર — અસુરકુમારાદિ ૧૦ નિકાય
  - દક્ષિણેન્દ્ર ૧૦
  - ઉત્તરેન્દ્ર ૧૦
- ૨ સામાનિક
  - અસુર૦
    - ચમરેન્દ્રના ૬૪૦૦૦
    - બલીન્દ્રના ૬૦૦૦૦
  - નાગકુમારાદિ નવેનિ૦માં ૬૦૦૦
- ૩ ત્રાયસ્ત્રિંશક — પ્રત્યેકઇન્દ્રના ૩૩
- ૪ પાર્ષદ્ય
  - બાહ્ય
  - મધ્યમ
  - અભ્યન્તર
  - ( પ્રત્યેકમાં અસંખ્ય )
- ૫ આત્મરક્ષક
  - અસુરકુમાર
    - ચમરેન્દ્રના ૨૫૬૦૦૦
    - બલીન્દ્રના ૨૪૦૦૦
  - શેષ—નવનિકાયમાં પ્રત્યેકઇન્દ્રને ૨૪૦૦૦
- ૬ લોકપાલ — સોમ, યમ, વરૂણ, કુબેર,
- ૭ અનીક — ગંધર્વ, નાટ્ય, અશ્વ, ગજ, રથ, સુભટ, મહિષ (અથવા વૃષભ)
- ૮ પ્રકીર્ણ — અસંખ્યાતા.
- ૯ આભિયોગિક — અસંખ્યાતા,
- ૧૦ કિલ્બિષિક — અસંખ્યાતા,

સૂચના—વ્યંતર અને જ્યોતિષી દેવોમાં ત્રાયસ્ત્રિંશક અને લોકપાલ દેવોનો વિભાગ નથી, જ્યોતિષી દેવોને મહિષ ( અથવા વૃષભ ) સિવાય ૭ પ્રકારનું સૈન્ય છે. વૈમાનિક દેવોના ( અનીક ) વિભાગમાં સાતમો વિભાગ વૃષભનો છે.

*અવતરણ:*—સૈન્યસંબંધી સાતપ્રકારના દેવોનાં નામ કહે છે.

**गंधव्व नट्ट हय गय, रह भड अणियाणि सव्वइंदाणं ।**
**वेमाणियाण वसहा, महिसा य अहोनिवासीणं ॥ ४६ ॥**

**સંસ્કૃત છાયા—**

**गन्धर्व–नाट्य–हय–गज–रथ–भटानीकानि सर्वेन्द्राणाम् ।**
**वैमानिकानां वृषभा महिषाश्चाधोनिवासिनाम् ॥ ४६ ॥**

**શબ્દાર્થ:—**

गंधव्व=ગંધર્વ
नट्ट=નટ
हय=ઘોડા
गय=હાથી
रह=રથ
भड=પાળો, ( પાયદળ )
अणियाणि=સૈન્ય–કટક
सव्वइंदाणं=સર્વ ઇન્દ્રોને
वेमाणियाण=વૈમાનિકને
वसहा=વૃષભ
महिसा=પાડા
अहोनिवासीणं=અધોનિવાસી ભુવન-પતિ તથા વ્યંતરને

*ગાથાર્થ:*—વિશેષાર્થ મુજબ. ॥ ૪૬ ॥

વિશેષાર્થ:—દેવલોકની ચાર નિકાય પૈકી ત્રણ નિકાયમાં સાત પ્રકારનું કટક છે અને જ્યોતિષીને છ પ્રકારનું કટક છે–તેમાં પહેલો પ્રકાર ગંધર્વનો છે.

બીજા પ્રકારમાં નૃત્યકરનારા દેવોનું સૈન્ય, ત્રીજા પ્રકારમાં અશ્વરૂપ સૈન્ય, ચોથા પ્રકારમાં ગજો ( હાથીઓ ) નું સૈન્ય, પાંચમું રથ સૈન્ય અને છઠ્ઠું પાયદળ સૈન્ય; આ છ પ્રકારનું સૈન્ય તો સામાન્યથી સર્વ ઇન્દ્રોને હોય છે તેમાં પણ વૈમાનિકનિકાયવર્તી ઇન્દ્રોને સાત પ્રકારનું સૈન્ય હોવાથી તેમને સાતમું વૃષભનું સૈન્ય અધિક હોય છે અને અધોલોકવાસી ભુવનપતિ તથા વ્યંતરેન્દ્રોને સાતમો પ્રકાર મહિષ( પાડા )ના સૈન્યનો છે, ફક્ત જ્યોતિષીના ઇન્દ્રોને ૬ પ્રકાર છે.

**શંકા:**—ઇન્દ્રમહારાજાને વળી સૈન્યની જરૂર શી ?

**સમાધાન:**—જેમ રાજા સમર્થ હોય છતાં શત્રુના પરાભવમાં સૈન્યની સહાય સર્વદા હોય છે, તેમ ઇન્દ્રમહારાજા ભલે સમર્થ હોય તથાપિ દેવલોકમાં દેવાંગનાદિના હરણને અંગે થતાં ભયંકર યુદ્ધોના પ્રસંગે આ સૈન્યની જરૂર પડે છે.

શંકાઃ—દેવ ગમે તે પ્રકારના ચહાય તે રૂપ કરવા શક્તિમાન છે પછી અમુક પ્રકાર રાખવાનું પ્રયોજન શું ?

સમાધાનઃ—એક રાજાના રાજ્યમાં ગંધર્વો નટો ગજ-હાથી અશ્વાદિ સર્વ હોય, પરંતુ લડાઇ પ્રસંગે તો રાજાના જે અશ્વગજાદિ હોય એ જ ઉપયોગમાં લઈ શકાય છે. કંઇ શેઠીઆઓના કે અન્યના ઘોડા લડાઇમાં ઉપયોગી થતા નથી, માટે સૈન્યને અંગે સ્વતંત્ર દેવોની જરૂર અવશ્ય જોઇએ. [ ૪૬ ]

अवतरण:—પ્રત્યેક ઇન્દ્રને ત્રાયસ્ત્રિંશક વિગેરે દેવોની કેટલી સંખ્યા હોય ? તેની પ્રરૂપણા કરે છે;—

**तित्तीस तायतीसा, परिसतिआ लोगपाल चत्तारि ।**
**अणियाणि सत्त सत्त य, अणियाहिव सव्वइंदाणं ॥ ४७ ॥**
**नवरं वंतर जोइस, इंदाण न हुंति लोगपालाओ ।**
**तायत्तीसभिहाणा, तियसा वि य तेसि न हु हुंति ॥ ४८ ॥**

સંસ્કૃત છાયાઃ—

त्रयस्त्रिंशत् त्रायस्त्रिंशका पर्षदस्तिस्रो लोकपालाश्चत्वारः ।
अनीकानि सप्त सप्त चाऽनीकाधिपतयः सर्वेन्द्राणाम् ॥ ४७ ॥
नवरं व्यन्तर-ज्योतिषेन्द्राणां न भवन्ति लोकपालाः ।
त्रायस्त्रिंशाभिधानास्त्रिदशा अपि तेषां न भवन्ति ॥ ४८ ॥

શબ્દાર્થઃ—

तित्तीस=તેત્રીશ
तायतीसा=ત્રાયસ્ત્રિંશક દેવો
परिसतिआ=ત્રણ પર્ષદા
लोगपाल=લોકપાલો
चत्तारि=ચાર
अणियाणि=કટક, સૈન્ય
सत्तसत्त य=સાત સાત પ્રકારનું
अणियाहिव-સૈન્યના અધિપતિ
सव्वइंदाणं-સર્વ ઇન્દ્રોને
वंतरजोइस=વ્યંતર તથા જ્યોતિષના
इंदाण-ઇન્દ્રોને
लोगपालाओ-લોકપાલ દેવો
तायत्तीसभिहाणा=ત્રાયસ્ત્રિંશક નામના દેવો
तियसावि य-દેવો પણ
तेसिं-તેમને
न हु हुंति=ન હોય

ગાથાર્થ:—તેત્રીશ ત્રાયસ્ત્રિંશકદેવો, ત્રણ પર્ષદા, ચાર લોકપાલદેવો, સાત સાત પ્રકારનું સૈન્ય, સાત સૈન્યના અધિપતિ એટલો પરિવાર સર્વ ઇન્દ્રોને હોય, પરંતુ વ્યંતર તથા જ્યોતિષીના ઇન્દ્રોને લોકપાલદેવો તેમજ ત્રાયસ્ત્રિંશક નામના દેવો હોતા નથી. ॥ ૪૭ ॥ ૪૮ ॥

વિશેષાર્થ:—પૂર્વે દેવોના પ્રકાર વર્ણવ્યા હતા, પરંતુ સંખ્યાની વક્તવ્યતા કહી ન હતી તે માટે હવે સંખ્યા કહે છે. [૬૮]ત્રાયસ્ત્રિંશક નામના દેવો તેત્રીશ (૩૩) હોય છે, આ દેવોની સલાહ ઇન્દ્રમહારાજા પ્રસંગે પ્રસંગે લે છે. દરેક દેવલોકને વિષે બાહ્ય મધ્યમ અને અભ્યંતર એમ ત્રણ ત્રણ પર્ષદા હોય છે, આ પર્ષદાનાં નામો નિકાયવાર જુદાં જુદાં હોય છે. જે જે દેવસ્થાનમાં પર્ષદા છે તે તે પર્ષદા પૈકી પ્રત્યેક પર્ષદાના દેવો તથા દેવીઓનું આયુષ્ય જુદું જુદું હોય છે. ( પર્ષદાનું વિસ્તારથી વર્ણન જીવાભિગમમાં સારૂં છે.) પ્રત્યેક ઇન્દ્રોના આવાસની ચારે બાજુ ચાર લોકપાલો હોય છે, એ લોકપાલોને પણ પર્ષદા હોય છે, આ લોકપાલોનાં નામ અન્ય અન્ય નિકાયનાં જુદાં જુદાં હોય છે, આયુષ્ય પણ જુદું છે, તેવી જ રીતે કહેલ સાતપ્રકારનું સૈન્ય દરેકને હોય છે અને પ્રત્યેક નિકાયના કટકના સાત સાત સેનાપતિઓ પણ હોય છે તેનાં નિકાયવાર જુદાં જુદાં નામો છે. આ પ્રમાણે ઉપર કહેલો પરિવાર સર્વઇન્દ્રોને સામાન્યથી કહ્યો, પરંતુ એટલું વિશેષ સમજવું જે–[૬૯]વ્યન્તરેન્દ્રો તથા જ્યોતિષીના ઇન્દ્રોને લોકપાલ તથા ત્રાયસ્ત્રિંશક દેવો હોતા નથી. [ ॥ ૪૭-૪૮ ॥ ]

इति व्यन्तराणां सुराणां सुरायु–र्नगर्योवपुर्वर्णवर्णादिव्याख्या ।
अपि व्यन्तरेन्द्रात्मसंरक्षकाणां, तथा सप्तसैन्याधिपानां च संख्या ॥१॥ [इति संग्रहश्लोकः]

**॥ इति प्रस्तुतभुवनद्वारे प्रकीर्णकाधिकारः समाप्तः ॥**

---

૬૮ આ દેવોનાં સ્વસ્વ સ્થાનાશ્રયી વર્તતાં નામો ત્રણે કાલમાં શાશ્વતાં ( એકસરખાં ) હોય છે.

૬૯. उक्तञ्च तत्त्वार्थचतुर्थाध्याये–' त्रायस्त्रिंशलोकपालवर्ज्या व्यन्तरज्योतिष्काः ' ।

॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

# भुवनपति तथा व्यन्तरनिकायाश्रयी लघु परिशिष्ट.

## प्रथम भुवनपति निकाय परिशिष्ट. नं-१.

१ ભુવનપતિના પ્રત્યેકઇંદ્રોની કેવા કેવા પ્રકારની શક્તિ છે? તથા કઇ નિકાયના દેવોનો કયા કયા દ્વીપ સમુદ્રાશ્રયી ક્યાં ક્યાં નિવાસ છે? તે માટે જૂઓ संग्रहिणीनी 'जंबुद्दीवं छत्तं'–ગાથાની લઘુટીકા તથા બૃહત્ટીકા તથા દેવેન્દ્રસ્તવ.

૨ ભુવનપતિદેવોનાં ભુવનો (આવાસો) પંક્તિબદ્ધ સમજવાં નહિ પણ વિપ્રકીર્ણ (ભિન્નભિન્ન) સમજવાં.

૩ ભુવનપતિદેવોને જે ચિન્હાદિકનું વર્ણન કહેલ છે તે માટે જુદા જુદા મતાંતરો વર્તે છે–જે માટે જુઓ औपपातिक તથા प्रज्ञापनादि ગ્રન્થો.

૪ નરકના જીવોને તથાવિધ પીડા આપનારા પંદર પ્રકારના પરમાધામી દેવો તે ભુવનપતિ નિકાયાન્તર્ગત જ જાણવા.

૫ ચમરેન્દ્રાદિ ઇન્દ્રોને બાહ્ય, મધ્યમ, અભ્યંતર એમ ત્રણ પ્રકારની પર્ષદા હોય છે એમાં જો કોઈ દેવને અભ્યંતરસભામાં સન્દેશો પહોંચાડવો હોય તો પ્રથમ બાહ્યસભામાં જાય (મોકલવો પડે) તેઓ મધ્યમસભામાં મોકલે અને મધ્યમસભાવાળા અભ્યન્તરપર્ષદામાં મોકલી આપે અને તેઓ તેની યોગ્ય વ્યવસ્થા કરે, તેમ જ અભ્યન્તર, સભામાં પાસ થયેલ કાર્ય મધ્યમસભાને અમલ કરવા સોંપાય, મધ્યમસભાવાળા બાહ્યસભાવાળાને (બાહ્ય સભાસદોને) સોંપે, અને તે બાહ્યસભાના દેવો આજ્ઞાનુસાર અમલ કરે; એ પ્રમાણે દરેક દેવલોકમાં જણાવેલ પર્ષદાનો વ્યવહાર સમજી લેવો. એમાં જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ આયુષ્યવાળા તથા ત્રણે પ્રકારની સંખ્યાવાળા દેવો હોય છે. તે અને આ ચમરેન્દ્રાદિની રાજધાનીનું વર્ણન ભગવતી સૂત્રમાં તથા क्षेत्रलोकप्रकाशમાંથી જોવું. આ ચમરેન્દ્ર દેવ–દેવીઓના પરિવારથી સમગ્ર જંબૂદ્વીપ તથા તીર્ચ્છા અસંખ્યાતા દ્વીપ–સમુદ્ર પણ ભરવા સમર્થ છે. અરે! આ સામર્થ્ય તો તેના સામાનિક અથવા ત્રાયસ્ત્રિંશક દેવોમાં પણ રહેલું છે. उक्तं च देवेन्द्रस्तवे–जाव य जंबूदीवो जाव य चमरस्स चमरचंचाओ असुरेहिं असुरकन्नाहिं अत्थि विसओ भरेओ से ॥ १ ॥ આ ઇન્દ્રો કામક્રીડાવિધિમાં ચતુર હોવા પૂર્વક લાવણ્યયુક્ત દેવાંગનાઓ સાથે ભોગાદિ સુખો ભોગવતાં થતાં આનંદમાં વિહરે છે.

## द्वितीय व्यन्तरनिकाय परिशिष्ट. नं–२.

૧ વ્યન્તરોનાં નગરો અનુક્રમે સમજવાં.

૨ આ વ્યન્તરોનાં પણ અસંખ્યાતાં નગરો સમયક્ષેત્ર ( અઢીદ્વીપ ) બહાર આવેલાં છે. જુઓ ' जीवाभिगमसूत्र. '

૩ વ્યન્તરોનાં નગરોની ચારે બાજુ ફરતી વલયાકારે રક્ષણાર્થે ઉંડી ખાઇ અને સુંદર કોટ શોભી રહેલ હોય છે, તેના કોઠાઉપર તોપો વિગેરે ગોઠવેલ હોય છે, કિલ્લા શત્રુઓથી દુષ્પ્રવેશ્ય હોય છે. આ નગરો ઝળહળતા દેદીપ્યમાન અને મહાન્ રત્નમયતોરણોથી શોભતા દરવાજા યુક્ત છે અને દંડધારી દેવકિંકરો રક્ષણ કરવામાં નિશદિન આ નગરોનું સજ્જ થયેલ હોય છે વળી આ નગરોમાં પંચરંગી પુષ્પોની મહાસુગંધથી અને અગરૂ તથા કિંદરૂ–દશાંગાદિ શ્રેષ્ઠ ધૂપાદિની સુવાસોથી સુગંધ સુગંધ પ્રસરી રહેલી હોય છે. આ દેવો અતિસ્વરૂપવંત સ્વભાવે તથા દશ્યમાં સૌમ્ય, અંગોપાંગને વિષે રત્નમય અલંકારોથી વિભૂષિત ગાંધર્વોના ગીતોમાં પ્રીતિવાળા અને કૌતુક જોવાની અતિઇચ્છા કરનારા હોય છે, આ દેવોને ક્રીડા હાસ્ય નૃત્યાદિ પર અત્યંત આસક્તિ હોવાથી અનવસ્થિતપણે જ્યાં ત્યાં ભટકયા કરે છે અને કૌતુકની ખાતર અન્યને પીડા પણ પેદા કરે છે.

૪ મનુષ્યલોકમાં ભૂત પિશાચ રાક્ષસાદિ કહેવાય છે તે આ વ્યન્તરનિકાયના તે તે નિકાયગત વ્યન્તરો જ હોય છે. આ દેવો વિશેષે કરીને જીર્ણસ્થાનો ( ગૃહમંદિરાદિ ) માં નિર્જન સ્થાન થઇ જવાથી નિવાસ કરી રહે છે. એથી તે સ્થાનવર્તી નિવાસકરનારા માણસોને યા અન્યજનોને પૂર્વના રાગથી યા દ્વેષથી કેટલીકવાર મહાવ્યથા ઉત્પન્ન કરે છે, વળી આ લોકોમાં પ્રાયઃ ક્રીડા અને વિનોદાર્થે આવતાં તે દેવોનો વિશેષ વખત ક્રીડા હાસ્યાદિમાં નિર્ગમન થઇ જવાથી પોતાનાં મૂળસ્થાનો પણ વિસરી જાય છે, એથી જ્યાં ત્યાં જેના તેનામાં પ્રવેશ કરી રહે છે આ દેવો સ્વેચ્છાચારી વિશેષ હોય છે.

૫ પ્રત્યેક ઇંદ્રને ત્રણ પ્રકારની પર્ષદા હોય છે, ત્રણેમાં જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ આયુષ્ય સંખ્યાવાળા દેવ–દેવીઓ હોય છે. આ પર્ષદા–અગ્રમહિષી લોકપાલાદિદેવોમાં પણ પોતપોતાના પ્રમાણાશ્રયી યથાયોગ્ય હોય છે.

**નોંધ:**—ભુવનપતિ તથા વ્યન્તર ( વાણવ્યન્તર ) નિકાયના ઇન્દ્રોને કેવા પ્રકારનું સુખ હોય છે; તે માટે જ્યોતિષીનિકાયનું આગળ આવતું પરિશિષ્ટ ( નં. ૩ ) વાંચો, જેથી સ્વતઃ જણાઇ આવશે!

# तृतीय-ज्योतिषी निकाय वर्णनम् ।

अवतरणः--पूर्वे भुवनपति तथा व्यन्तरनिकायनुं यथायोग्य दिग्दर्शन कराव्युं, हवे त्रीजी ज्योतिषीनिकायनुं स्वरूप वर्णवाय छे, आ ज्योतिषी देवोनुं स्थान ऊर्ध्व अधो अने तिर्यक् एम त्रणे लोकना विभागथी व्हेंचायेली त्रसनाडीना तिर्यक्लोकमां छे. आ तिर्यक्लोक उंचाईमां १८०० योजन प्रमाणु गणाय छे अने जेनी गणत्री समभूतलाथी अधःस्थाने ९०० योजन अने ए ज समभूतलभागथी ऊर्ध्वस्थाने ९०० योजन ए प्रमाणे कराय छे, एथी ज ज्योतिषी देवो तीर्च्छालोकवासी कहेवाय छे—

हवे आ ज्योतिषी देवो क्यां अने केटला योजनमांहे छे ? ते दर्शाववा माटे ग्रन्थकारमहर्षि 'समभूतलाओ' ए गाथानी रचना करे छे.

**समभूतलाओ अट्ठहिं, दसूणजोयणसएहिं आरब्भ ।**
**उवरि दुसुत्तरजोयणसयंमि चिट्ठंति जोइसिया ॥ ४९ ॥**

संस्कृत छायाः—

समभूतलातोऽष्टाभिर्दशन्यूनयोजनशतैरारभ्य ।
उपरि दशोत्तरयोजनशते तिष्ठन्ति ज्योतिष्काः ॥ ४९ ॥

शब्दार्थः—

| | |
|---|---|
| समभूतलाओ–समभूतला पृथ्वीथी | उवरि–उपर |
| अट्ठहिं–आठ ( सो ) | दसुत्तर–दस अधिक |
| दसूण–दशन्यून | जोयणसयंमि–सो योजन |
| जोयण–योजन | चिट्ठंति–रहेला छे |
| सएहिं–सो | जोइसिया–ज्योतिषी देवो |
| आरब्भ–शरू करीने | |

गाथार्थः—समभूतलापृथ्वीथी दश ओछा एवा आठसो योजन ( सातसो

## ॥ समभूतला पृथ्वीथी ज्योतिषचक्र केटलुं दूर चाले छे ते ॥

मेरुनी सपाटी समीपे आवेल समभूतला पृथ्वीना पोइन्टथी १६०० गाउनो १ योजन एवा ७९० यो० ऊंचे जइए त्यारे ज्योतिषचक्रनी शरुआत थाय छे. तेथी उपर बीजा ११० यो० जइए त्यारे एटले ९०० यो० पूर्ण थये ते ज्योतिषचक्रनी समाप्ति थाय छे

हवे ७९० योजने ने ज्यां आरंभ थाय छे ते स्थळे मेरुथी चारे बाजु ११२१ यो. दूर रहीने फरतुं तारामंडल आवेलुं छे, तेथी १० यो० ऊंचे प्रथम सूर्य, तेथी ८० यो० दूर चन्द्र, तेथी ४ यो० ऊंचे नक्षत्र परिमंडल, तेथी ४ यो० ऊंचे ग्रहमंडलारंभमां प्रथम शुक्रग्रहादि बाद त्रण त्रण योजनांतरे क्रमशः बृहस्पति, मंगल, शनिश्चरादि ग्रहो छे. वळी आ चित्रमां एक ताराथी बीजा तारानुं मेरु व्याघाताश्रयी अंतर मेरुनो लगभग दश हजारनो व्यास मेळवतां १२२४२ योजन थाय छे.

નેવું યોજન ) થી શરૂ કરીને, ઉપર એકસો દશ યોજનસુધીમાં જ્યોતિષી દેવો રહે છે. ॥ ૪૯ ॥

विशेषार्थः—જ્યોતિષી એટલે ' अत्यन्तप्रकाशित्वाज्ज्योतिःशब्दाभिधेयानि विमानानि तेषु भवा ये देवास्ते ज्योतिष्काः ॥

અત્યન્ત પ્રકાશ કરનારા હોવાથી જ્યોતિઃ શબ્દવડે કહેવા લાયક વિમાનો તે ज्योतिः કહેવાય અને તેમાં વસનારા ( દેવો ) તે ज्योतिष्काः ॥

આ દેવો અત્યન્ત જ્વલંત તેજવાળા—દેદીપ્યમાન કાન્તિવાળા દિગ્મંડલને સ્વપ્રભાવડે ઉજ્વલ તેજમય કરનારા હોય છે. પ્રથમ જેનું વર્ણન કહેવાએલું છે તે મેરૂના મધ્યભાગવર્તી રત્નપ્રભામાં રહેલી સમભૂતલાથી લઇને સાતસો નેવું યોજન ( ૭૯૦ ) જઇએ ત્યાં સુધી તો જ્યોતિષી નથી, એ સાતસો નેવું યોજન છોડ્યા કે તુર્તજ જ્યોતિષી દેવોનું સ્થાન શરૂ થાય છે, એ શરૂઆતથી લઇને ઉપરના એકસો દશ ( ૧૧૦ ) યોજન માંહે ( એટલે તિર્યક્લોકના અન્ત-ભાગ સુધી ) [૭૦] પાંચપ્રકારના જ્યોતિષીદેવો વસે છે. ૭૯૦ માં ૧૧૦ ઉમેરતાં ૯૦૦ યોજન પ્રમાણ તિર્યક્લોકનો ઊર્ધ્વભાગ સંપૂર્ણ આવી રહે. [ ૪૯ ]

अवतरण;—ઉપરની ગાથામાં જ્યોતિષીદેવોનું એકસો દશ ( ૧૧૦ ) યોજન પ્રમાણ ક્ષેત્ર કહ્યું તે ક્ષેત્રમાં સૂર્યચંદ્ર વિગેરે જ્યોતિષીદેવોમાં કોણ દેવ પહેલો અને કોણ પછી ? તેનો ઉપર—નીચેનો ક્રમ બતાવે છે. તથા નક્ષત્રની ગતિ-દિશા પણ કહે છે;-

**तत्थ रवी दस जोयण, असीइ तदुवरि ससी य रिक्खेसु ।**
**अह भरणि साइ उवरिं, बहिं मूलोऽभिंतरे अभिई ॥ ५० ॥**

**ताररविचंदरिक्खा, बुहसुक्का जीवमंगलासणिया ।**
**सग सय नउय दस असिइ, चउ चउ कमसो तिया चउसु ॥५१॥**

સંસ્કૃત છાયા:—

तत्र रविर्दशयोजनानि अशीतिस्तदुवरि शशी च रिक्षेषु ।
अधो भरणिः स्वातिरुपरि बहिर्मूलोऽभ्यन्तरेऽभिजित् ॥ ५० ॥

तारा—रवि—चन्द्र—रिक्षाणि, बुध—शुक्रौ जीव—मङ्गलशनिश्चराः ।
सप्तशतनवतिर्दशाशीतिश्चतुश्चतुः क्रमशस्त्रिशश्चतुर्षु ॥ ५१ ॥

---

૭૦ ' ज्योतिष्काः पञ्च चन्द्रार्कग्रहनक्षत्रतारकाः ' इति हैमः ॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| दसजोयण=દશ યોજન | तार=તારા |
| असीइ=એંશી | रिक्खा-નક્ષત્રો |
| तदुवरि=તેના ઉપર | बुह-બુધ |
| ससी=ચંદ્ર | सुक्का-શુક્ર |
| रिक्खेसु=નક્ષત્રો | जीव-ગુરૂ-બૃહસ્પતિ |
| अह=અધો-નીચે | मंगला-મંગલ |
| भरणि=ભરણી | सणिया-શનિ |
| साइ=સ્વાતિ | सगसयनउय-સાતસો નેવું |
| उवरि=ઉપર | असीइ-એંશી |
| बहिं=બહાર | चउ-ચાર |
| मूलो=મૂલ | तिया-ત્રણ ત્રણ યોજન |
| ऽभिंतरे=અંદર | चउसु-ચારને વિષે |
| अभिइ-અભિજિત્ | |

ગાથાર્થ:—સમભૂતલાપૃથ્વીથી ૭૯૦) સાતસો નેવું યોજન ગયા પછી દશ યોજનને અંતરે સૂર્ય છે. ત્યાંથી એંશી યોજન ઉપર ચન્દ્ર છે અને ત્યારપછી નક્ષત્રો છે. તેમાં સર્વથી નીચે ભરણી અને સર્વોપરિ સ્વાતિનક્ષત્ર છે. સર્વ બાહ્ય મૂલ અને સર્વાભ્યંતર અભિજિત્ નક્ષત્ર છે. સમભૂતલાપૃથ્વીથી-૭૯૦ ( સાતસો નેવું ) યોજન તારા, ત્યારબાદ દશ યોજનને અંતરે સૂર્ય, ત્યારબાદ એંશી યોજન ગયે ચન્દ્ર, ત્યારબાદ ચાર યોજને નક્ષત્ર મંડલ, ત્યારપછી ચાર યોજને બુધ, ત્યાર પછી ત્રણ યોજન ઉલ્લંઘ્યા બાદ ગુરૂ,ત્યાર પછી ત્રણ યોજને મંગલ અને ત્યારબાદ ત્રણ યોજને શનિશ્ચર છે. ॥ ૫૦ ॥ ૫૧ ॥

વિશેષાર્થ;—રત્નપ્રભાગત સમભૂતલાપૃથ્વીથી સાતસો નેવું યોજન પૂર્ણ થયે તુર્તજ કોટાનુકોટી તારાઓનું મંડલ પ્રસ્તર આવેલું છે ત્યાંથી દશ યોજન દૂર ઉંચે જઇએ (આઠસો યોજન પૂર્ણ થયે) ત્યાં [૭૧]સૂર્યેન્દ્ર આવેલો છે. ત્યાંથી આગળ એંશી યોજન દૂર જઈએ ( ૮૮૦ યોજન પૂર્ણ થયે ) ત્યાં ચંદ્ર આવેલ છે વળી ત્યાંથી ચાર યોજન ઉંચે જઇએ એટલે અઠ્ઠાવીશ પ્રકારનો નક્ષત્રગણ આવેલો છે.

---

૭૧ ઇતર દર્શનકારો પ્રથમ ચન્દ્ર માને છે અને પછી સૂર્ય માને છે એટલુંજ નહિં પણ 'સૂર્યનારાયણ' તરીકે મોટે ભાગે ઘણા અનુષ્ઠાનમાં તેમને પૂજનીય તરીકે માન્ય કરવાનું વિશેષે રાખે છે. પ્રથમ ચન્દ્ર અને પછી સૂર્ય એ તેમની માન્યતા સંબંધી આગળ-'જ્યોતિષી પરિશિષ્ટ' માં વિચાર કરશું.

એ નક્ષત્રોમાં જે પરિભ્રમણ ક્રમ છે તેમાં ભરણીનક્ષત્ર સર્વનક્ષત્રોથી અધઃ-સ્થાને ચરે છે, ત્યારે સ્વાતિનક્ષત્ર સર્વનક્ષત્રોથી ઊર્ધ્વસ્થાને ( ઉપર ) ચાલે છે, મૂલનક્ષત્ર સર્વનક્ષત્રોથી બાહ્યમંડલે ચાલે છે અને અભિજીત્‌નામા નક્ષત્ર સર્વનક્ષત્રોથી અંદરનાભાગે ચાલે છે. આ નક્ષત્રોના સ્થાનથી ચાર યોજન દૂર ઉંચે જતાં ગ્રહોની સંખ્યામાં મુખ્ય મુખ્ય ગણાતા ગ્રહો પૈકી પ્રથમ બુધગ્રહ છે ત્યાંથી ત્રણયોજન દૂર ઉંચે શુક્રનામનો ગ્રહ છે, ત્યાંથી ત્રણ યોજન દૂર બૃહસ્પતિ છે અને ત્યાંથી પુનઃ ત્રણ યોજન ઉંચે [૭૨]મંગલ ગ્રહ છે. અને ત્યાંથી ત્રણ યોજન ઉંચે [૭૩]શનિશ્વર નામનો ગ્રહ આવેલો છે.

## श्री ज्योतिषी निकायनुं स्थान, तथा ज्योतिश्चक्रनी उंचाइ प्रमाणनो यन्त्र.

| समभूतला पृथ्वीथी | ૭૯૦ યોજન ઉંચું–તારામંડલ થી ૧૦ યોજન ઉંચો સૂર્ય |
|---|---|
| ,, | ૮૦૦ યોજન ઉંચે–સૂર્ય થી ૮૦ ,, ,, ચન્દ્ર |
| ,, | ૮૮૦ યોજન ઉંચે–ચન્દ્ર થી ૪ ,, ,, નક્ષત્રપરિમંડલ |
| ,, | ૮૮૪ ,, ,, –નક્ષત્રમંડલ થી ૪ ,, ,, બુધગ્રહાદિ |
| ,, | ૮૮૮ ,, ,, –બુધાદિગ્રહો થી ૩ ,, ,, શુક્રગ્રહાદિ |
| ,, | ૮૯૧ ,, ,, –શુક્રાદિગ્રહો થી ૩ ,, ,, બૃહસ્પત્યાદિ |
| ,, | ૮૯૩ ,, ,, –બૃહસ્પત્યાદિગ્રહો થી ૩ ,, ,, મંગલગ્રહાદિ |
| ,, | ૮૯૭ ,, ,, –મંગલાદિગ્રહો થી ૩ ,, ,, શનિશ્વર |
| ,, | ૯૦૦ ,, ,, –શનિશ્વરાદિગ્રહો —— |
| | આવેલા છે. **કુલ ૧૧૦ યોજન પૂર્ણ થયા.** |

૭૨ સમભૂતલાપેક્ષયા મંગળગ્રહ–પ્રમાણાંગુલે યુક્ત એવા ૮૮૭ યોજન ઉંચો છે, છતાં એના અનભ્યાસી એવા પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો તે મંગળસ્થાને પ્હોંચ્યાની વાતો કરે છે—એટલું જ નહીં પણ મંગળગ્રહ કેવા આકારનો છે કેવા રંગનો છે ? અંદર શું શું ચર્યા છે તે બધું અમે દેખ્યું એમ કહે છે પરંતુ તેવી વાતોમાં સત્યાંશ કેટલો છે ? તે સુજ્ઞ-જનોએ વિચારવા યોગ્ય છે.

૭૩ વ્યવહારમાં બુધ, શનિશ્વરાદિ ગ્રહ છતાં જે શનિશ્વરનો તારો, ઇત્યાદિ 'તારા' શબ્દથી સંબોધાય છે તેનું કારણ એમ જણાય છે, કે તારાબહુલવિમાનોમાં આવેલ ગ્રહવિમાનનો આકાર તારાવિમાનાકાર જેવો હોવાથી તેમ જ તે વિમાનની તેજસ્વી

આ સંબંધમાં ભગવાન્ હરિભદ્રસૂરિજી મહારાજ સહુથી નીચે પ્રથમ ભરણીનક્ષત્ર ત્યારબાદ અન્ય જ્યોતિષી અને સર્વની ઉંચે સ્વાતિનક્ષત્ર જણાવે છે. પૂ૦ ગંધહસ્તીજી મહારાજ પ્રથમ મંગલગ્રહ જણાવે છે અને ત્યારપછી અન્ય વિમાનો ક્રમશઃ વિચારવા જણાવે છે.

अवतरण:—ચરજ્યોતિષીનાં વિમાનો મનુષ્યક્ષેત્રમાં જંબૂદ્વીપના મેરુ-પર્વતથી કેટલાં દૂરરહે ? તે વર્ણવે છે;—

**एक्कारस जोयणसय इगवीसिक्कार साहिया कमसो ।**
**मेरुअलोगाबाहिं, जोइसचक्कं चरइ ठाइ ॥ ५२ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**एकादशयोजनशतं एकविंशति-एकादशसाधिकं क्रमशः ।**
**मेरु-अलोकाबाधं ज्योतिष्चक्रं चरति तिष्ठति ॥ ५२ ॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| एक्कारस-અગીઆર | मेरु-મેરૂપર્વત |
| जोयणसय=યોજનના સેંકડો | अलोगाबाहिं-અલોકની અબાધાએ |
| इगवीस-એકવીશ | चक्कं-ચક્ર |
| इक्कार-અગીઆર | चरइ-ફરે છે |
| साहिया-સાધિક | ठाइ-રહે છે |

ગાથાર્થઃ—અગીઆરસો એકવીશ યોજન તથા અગીયારસો અગીયાર યોજન અનુક્રમે મેરુ તથા અલોકની અબાધાએ જ્યોતિશ્ચક્ર ફરે છે અને સ્થિર રહે છે. [૫૨]

વિશેષાર્થઃ—પૂર્વે કહી ગયા કે અઢીદ્વીપમાં ચરજ્યોતિષીઓ છે અને ત્યારપછી અઢીદ્વીપબહાર સર્વત્ર સ્થિરજ્યોતિષીઓ રહેલા છે, એમાં અઢીદ્વીપવર્તી ચરજ્યોતિષી મેરૂથી કેટલી અબાધા વર્જીને ચાલે છે ? (એની અબાધા કેટલી ?) તે પ્રશ્નના સમાધાનમાં સમજાવે છે કે—મેરુની ચારે બાજુ અગીઆરસો એકવીશ (૧૧૨૧) યોજનછોડીને (તેટલું દૂર) ચરજ્યોતિષમંડળ મેરુપર્વતને પ્રદક્ષિણા આપતું ફરે છે.

---

પ્રભાથી દૂરથી દેખનારને તારાવત્ આભાસ થાય અને તેથી તેમ કહેવાનો રિવાજ પડી ગયો હોય તે સહજ છે. વધુમાં સોમ મંગળાદિ ગ્રહોનાં નામ ઉપરથી કહેવાતા સોમવાર, મંગળવાર ઇત્યાદિ વારો પણ પ્રસિદ્ધ થયેલા છે અને જેના ઉપર શુભાશુભપણાનો આધાર કહે છે.

હવે અલોકથી અંદર તીર્ચ્છાલોકમાં કેટલી અબાધાએ સદાકાળ સ્થિર એવાં જ્યોતિષ્કવિમાનો હોય છે ? તો લોકનો છેડો અથવા તો અલોકની શરૂઆત એટલે લોકાન્તથી યા અલોકારંભથી માંહેલી કોરે ચારે બાજુ ફરતા અગીયારસો અગીયાર યોજન દૂર (૧૧૧૧) સ્થિર જ્યોતિષી વર્તે છે. [ ૫૨ ]

अवतरण:—જ્યોતિષીદેવોનાં વિમાનોની આકૃતિ કેવી હોય ? તેમ જ એ વિમાનો શેનાં બનેલાં હોય ? તથા કેટલાં હોય ? તે કહે છે;—

**अद्धकविट्ठागारा, फलिहमया रम्म जोइसविमाणा ।**
**वंतरनयरेहिंतो, संखिज्जगुणा इमे हुंति ॥ ५३ ॥**
**ताइं विमाणाइं पुण, सव्वाइं हुंति फालिहमयाइं ।**
**दगफालिहमया पुण, लवणे जे जोइसविमाणा ॥ ५४ ॥**

સંસ્કૃત છાયાઃ—

अर्द्धकपित्थाकाराणि स्फटिकमयानि रम्याणि ज्योतिष्कविमानानि ।
व्यन्तरनगरेभ्यः संख्यातगुणानीमानि भवन्ति ॥ ५३ ॥
तानि विमानानि पुनस्सर्वाणि भवन्ति स्फटिकमयानि ।
( उ ) दकस्फटिकमयानि पुनर्लवणे यानि ज्योतिष्कविमानानि ॥ ५४ ॥

શબ્દાર્થ:—

अद्धकविट्ठागारा—અર્ધ કોઠાના આકા-
फलिहमया—સ્ફટિક રત્નમય [ રવાળા
रम्म—સુંદર
वंतरनयरेहिंतो—વ્યંતરનાં નગરાં કરતાં
संखिज्जगुणा—સંખ્યાતાગુણ
इमे—આ
ताइं—તે
विमाणाइं—વિમાનો
सव्वाइं—સર્વે
हुंति—હોય છે
फालिहमयाइं—સ્ફટિકમય
दगफालिहमया—પાણીને ફોડી નાખે તેવાં દગસ્ફટિક રત્નમય
पुण—વલી
लवणे जे—લવણસમુદ્રને વિષે જે
जोइसविमाणा—જ્યોતિષીનાં વિમાનો

गाथार्थ:—જ્યોતિષીદેવોનાં વિમાનો અર્ધકોઠાના આકારવાલાં સ્ફટિક રત્નમય તેમજ ઘણાં સુંદર હોય છે, વલી વ્યંતરદેવોનાં નગરાં( ભુવનો )ની અપેક્ષાએ આ જ્યોતિષીનાં વિમાનો સંખ્યગુણાં છે, તે જ્યોતિષીનાં વિમાનો બધાં સ્ફટિકરત્નમય

છે તેમાં પણ જે લવણસમુદ્રઉપર આવેલાં છે તે દગસ્ફટિકમય એટલે પાણીને પણ ફાડીને-ભેદીને પ્રકાશ આપી શકે તેવાં-દગસ્ફટિકરત્નનાં છે. ॥ ૫૩-૫૪ ॥

વિશેષાર્થ:—જ્યોતિષીદેવો અર્દ્ધકપિત્થાકારવાળાં વિમાનોમાં વસે છે.

**શંકા**—જ્યોતિષીનાં વિમાનો જ્યારે અર્દ્ધા કોઠાના આકારવાળાં છે, તો જ્યારે મસ્તકે (મધ્યાન્હે) વર્તતાં હોય ત્યારે તે કોઠાનો ઉપરનો અર્ધભાગ જોઈ શકાતો ન હોવાથી નીચેનો ગોળભાગ વર્તુલાકારે દેખાય, આ વાતને તો માની લઇએ પરંતુ જ્યારે ઉદયાસ્તકાલે સૂર્યનું તિર્યક્પરિભ્રમણ થાય ત્યારે તિર્યક્ હોવાથી તો વર્તુલાકાર ન ભાસતાં અર્ધકપિત્થાકાર જરૂર ઉપલભ્ય થવો જ જોઇએ! પરંતુ તેમ તો થતું નથી તો તેનું સમાધાન શું?

**ઉત્તર**—ખરેખર ઉપરની આશંકા વ્યાજબી છે, પરંતુ જ્યોતિષીનાં વિમાનો જે પીઠઉપર રહેલાં છે તે પીઠનો આકાર અર્ધા કોઠા સરખો છે પણ સમગ્ર-વિમાનનો આકાર અર્ધ કોઠા જેવો નથી અને તેથી તે પીઠની ઉપર વિમાનો એવી રીતે રહેલાં છે કે ઉદયાસ્તસમયે ગોળાકાર દેખાય તેમાં જરાપણ વિરોધ આવવાનો કે શંકા થવાનો પ્રસંગ રહેતો નથી.

આ સ્ફટિકરત્નમય[૭૪]વિમાનો અત્યન્તતેજમય-ઝળહળતા પ્રકાશવાળાં રમણીય-ચક્ષુ તથા મનને અત્યંત આલ્હાદ આપનારાં અને પૂર્વે કહેલાં વ્યન્તર નગરાંની સંખ્યાથી સંખ્યાતગુણાં વધારે છે.

તે જ્યોતિષીનાં સર્વવિમાનો સ્ફટિકરત્નમય હોય છે વળી લવણસમુદ્રમાં રહેલાં જ્યોતિષીઓનાં વિમાનો ઉદક સ્ફટિકમય કહેવાય છે.

**પ્રશ્ન**—લવણસમુદ્રમાં કહેવાનું અથવા ઉદક સ્ફટિકમય કહેવાનું તાત્પર્ય શું છે?

**ઉત્તર**—જંબૂદ્વીપને ફરતો લવણસમુદ્ર છે અને તેને ફરતો ધાતકીખંડ હોવાથી લવણસમુદ્રનું જલ આ બાજુ જંબૂદ્વીપની જગતીને અને સામી બાજુ ધાતકીખંડની જગતીને એટલે બે દ્વીપની બન્ને જગતીને સ્પર્શી રહ્યું છે તેમાં જંબૂદ્વીપને સ્પર્શેલ જલવાળો કિનારો તે અભ્યન્તર અને ધાતકીખંડને સ્પર્શીરહેલ કિનારો બાહ્ય ગણાય. ત્યાં જંબૂદ્વીપની જગતીને સ્પર્શેલા બાહ્ય કિનારાથી ૯૫૦૦૦ યોજન સમુદ્રમાં દૂર જઇએ ત્યારે તે સ્થાને જગતીથી

---

૭૪ આ બાબતમાં શ્રીમાન્ જિનભદ્રગણી ક્ષમાશ્રમણ મહારાજા વિશેષણવતીમાં શંકા કરી સમાધાન આપે છે કે;—

**प्र० 'अद्धकविट्ठागारा उदयत्थमणंमि किह न दीसंति?। ससिसूराण विमाणा तिरियक्खित्ते ठियाइं च ॥१॥**

**उ० उत्ताणद्धकविट्ठागं पीठं तदुवरि पासाओ। वट्टालेखेण तओ समवट्टं दूरभावाओ ॥२॥'**

## ॥ લવણસમુદ્રમાં ગોતીર્થ અને જળવૃદ્ધિ ॥ ( ચિત્ર નં. ૧. )

બે ગોતીર્થ અને સમતલ મળી લવણ સમુદ્રના ૨૦૦૦૦૦ યોજન પૂર્ણ.
બે જળવૃદ્ધિ અને શિખાવિષ્કંભ મળીને પણ ૨૦૦૦૦૦ યોજન પૂર્ણ.

જળવૃદ્ધિ ૯૫૦૦૦ વિષ્કંભમાં
શિખાવિષ્કંભ ૧૦૦૦૦
જળવૃદ્ધિ ૯૫૦૦૦ વિષ્કંભમાં
જંબૂદ્વીપ
૯૫૦૦૦ ગોતીર્થ વિષ્કંભ
૧૦૦૦૦ સમતલ વિષ્કંભ
૯૫૦૦૦ ગોતીર્થ વિષ્કંભ

જંબૂદ્વીપથી ૯૫૦૦૦ યોજન સુધી સમુદ્રમાં ભૂમિ અનુક્રમે ઉતરતી હોવાથી જળની અધિકતા અનુક્રમે દેખાય તેવો દેખાવ. તેવીજ રીતે ધાતકીખંડથી પણ ૯૫૦૦૦ યોજન સુધી તેવો અનુક્રમે અધિક જળનો દેખાવ અને વચ્ચે ૧૦૦૦૦ યોજન એક સરખી ૧૦૦૦ યોજનની ઉંડાઇ હોવાથી સમાન જળ અને સમાન સમુદ્રતલનો દેખાવ. ॥ ઇતિ ગોતીર્થ ॥

બન્ને બાજુથી ૭૦૦–૭૦૦ યોજન જળવૃદ્ધિનો દેખાવ પણ એ રીતે જ. અને વચ્ચે ૧૦૦૦૦ યોજનમાં જળશિખા છે, તે ચિત્ર આગળ દર્શાવાશે.

## गोतीर्थ अने जळ वृद्धिनो बे तरफथी देखाव ॥ ( चित्र नं. २. )

( જંબૂ૦ તરફથી દેખાવ ) ( ધાતકી ખંડ તરફથી દેખાવ )

જંબૂદ્વીપ
ધાતકીખંડ
ख ग
क च छ घ
૯૫૦૦૦ યો.
૧૦૦૦૦ યો.
૯૫૦૦૦ યો.
૧૦૦૦૦ યોજન
ज झ
સમતલ

क ख च तथा घ ग छ એ જળ વૃદ્ધિ ૭૦૦-૭૦૦ યોજન ( પર્યન્તે ) ઉંચી છે.

क च ज तथा घ छ झ એ બે ગોતીર્થ છે. ૧૦૦૦-૧૦૦૦ યોજન ( પર્યન્તે ) ઉંડાં છે.

સમતલથી શિખાજલ સુધીનું જળ ૧૭૦૦૦ યોજન ઉંચું છે, તે ૧૦૦૦૦ યોજનમાં તેવી ઉંચાઇ છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ-ભાવનગર.

સમુદ્રની ભૂમિ અનુક્રમે નીચી નીચી ઉતરતી ઉતરતી ૧૦૦૦ યોજન ઉંડી થવા પામે છે. તેવી જ રીતે ધાતકીખંડની જગતીબાજુથી જંબૂદ્વીપની જગતીની દિશાતરફ ૯૫૦૦૦ યોજન સમુદ્રમાં આવીએ ત્યારે તે સ્થાને પણ પૂર્વની માફક ૧૦૦૦ યોજન ઉંડાઇ થવા પામે છે; જો કે જંબૂદ્વીપની તથા ધાતકીખંડની જગતીપાસે અડતું જળ તો યોજનના અસંખ્યાતમાભાગ પ્રમાણ ઉંડું હોય છે, પરંતુ આગળ જતાં જતાં ઉંડાઇ વધતી વધતી હોવાથી મધ્યના દશહજાર યોજનમાં ૧૦૦૦ યોજન ઉંડાઈ હોય છે એટલે લવણસમુદ્રના બે લાખ યોજનના વિસ્તારમાંથી બન્ને બાજુના ૯૫૦૦૦ યોજન બાદ કરીએ ત્યારે અતિમધ્યભાગે ૧૦૦૦૦ યોજન વિસ્તાર રહે અને તેટલા વિસ્તીર્ણભાગમાં ૧૦૦૦ યોજનની ઉંડાઇ ચારે બાજુએ એકસરખી રીતે હોય.

હવે બન્ને બાજુએ જેમ ૯૫૦૦૦ યોજન ભૂમિ ઉતાર કહ્યો છે તેમ બન્ને બાજુની જગતીથી (અભ્યન્તર તથા બાહ્ય કિનારેથી) ૯૫૦૦૦ યોજનસુધી જળની અનુક્રમે સમભૂમિની સપાટીથી ચઢતું ચઢતું જળ ૭૦૦ યોજન ઉંચું થવા પામે છે જેથી તે સ્થાને ૧૦૦૦ યોજન ઉંડાઇ અને ૭૦૦ યોજન ઉપરની જલવૃદ્ધિથવાથી એકંદર ૧૭૦૦ યોજન પ્રમાણ ઉંચું [૭૫]જળ સમુદ્રના તળીયાની અપેક્ષાએ હોય છે.

લવણસમુદ્રમાં મધ્યના દશહજાર યોજનના વિસ્તારમાં એક હજાર યોજનની જે ઉંડાઇ જણાવી તે જ દશહજાર યોજનના વિસ્તારમાં સામાન્યતઃ જળની સપાટીથી સોળ હજાર ( ૧૬૦૦૦ ) યોજન ઉંચી જળશિખા ઉભી ચણેલ ભીંત અથવા ગઢના આકાર સરખી વધે છે. આ પ્રમાણે સમુદ્રના તળીયેથી લઇ ૧૭૦૦૦ યોજન ઉંચું જળ થયું. ઉપરથી લઇ ૧૬૦૦૦ યોજન શિખા થઇ તે શિખા ઉક્ત રીતે નીચે અને ઉપર બન્ને સ્થાને ૧૦૦૦૦ યોજન પહોળી હોય છે, આ શિખાનું જળ પ્રતિદિન બે વખત બે ગાઉ ઉંચું ચઢે છે અને પુનઃ ઓટની માફક ઉતરતું જાય છે. એમ થવાનું કારણ લવણસમુદ્રમાં રહેલા પાતાલકલશાનો વાયુ છે.

પૂર્વે કહેલાં જ્યોતિષીનાં વિમાનો આ જળશિખામાં ફરે છે.

અહિંયાં શંકા થશે કે જ્યારે શિખામાં ફરે છે તો લવણસમુદ્રની શિખા સમભૂતલાથી ૧૬૦૦૦ યોજન ઉંચી હોય છે જ્યારે જ્યોતિષીઓ સમભૂતલાથી ૭૯૦ યોજનથી ૯૦૦ યોજન સુધીમાં છે તો લવણસમુદ્રગત શિખામાં રહેલાં વિમાનો શિખામાં ફરતાં હોવાથી તેનું પાણીમાં કેવી રીતે ગમન થતું હશે ? એ શંકાના

૭૫ જળનો સહજ સ્વભાવ તો સમ–સપાટીમાં રહેવાનો છે છતાં જળનો ચઢાવ કહો છે તે કેમ બેસે ? તે શંકાના સમાધાનમાં સમજવાનું કે–લવણસમુદ્રનું જળ તથાપ્રકારના ક્ષેત્રસ્વભાવે જ ક્રમશઃ ચઢતું હોય છે.

સમાધાનમાં સમજવું જોઇએ કે લવણસમુદ્રની શિખામાં ફરતાં વિમાનો એક તો ઉદકસ્ફટિક રત્નનાં છે, આ સ્ફટિકરત્નનો સ્વભાવ પાણીને કાપવાનો છે જેથી તે ઉદકસ્ફટિકમય વિમાનો શિખાના જળને ભેદતાં ભેદતાં કંઇપણ વ્યાઘાત વિના અસ્ખલિતગતિએ જેમ અન્ય સ્ફટિકરત્નમય વિમાનો ગમન કરે છે તેવી જ રીતિએ ૭૬ઉદકસ્ફટિકવિમાનો નિર્વિઘ્નપણે શિખામાં ગતિ કરે છે.

ત્યારે પાણીના સદાકાળ સ્પર્શથી સ્ફટિકરત્નને કંઈ બાધા પહોંચતી હશે કે કેમ? અને તેમાં પાણી કોઈ કાળે ભરાઇ નુકશાન કરતું હશે કે કેમ ? તેના ખુલાસામાં—તે રત્નના તેજને પાણીથી કોઇપણ પ્રકારે હાનિ થતી નથી તેમ જ કોઇપણ વખતે તેમાં ૭૭પાણી પણ ભરાતું નથી. આ ઉદકસ્ફટિકમયવિમાનો લવણસમુદ્રમાં જ છે અને તે ઊર્ધ્વલેશ્યા(=પ્રકાશ)વિશેષવાળાં છે. (વિશેષવર્ણનક્ષેત્રસમાસટીકામાંથી જોઈ લેવું.) [ ૫૩-૫૪ ]

अवतरण:—ચંદ્રસૂર્ય વિગેરે જ્યોતિષીનાં વિમાનોનું પ્રમાણ કહે છે;—

**जोयणिगसट्ठिभागा, छप्पन्नऽडयाल गाउ दु इगद्धं ।**
**चंदाइ–विमाणाया–मवित्थडा अद्धमुच्चत्तं ॥ ५५ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**योजनैकषष्टिभागाः षट्पञ्चाशदष्टाचत्वारिंशत् गव्यूते द्वे एकमर्द्धम् ।**
**चन्द्रादिविमानानि आयामविस्तराभ्यामर्द्धमुच्चत्वम् ॥ ५५ ॥**

**શબ્દાર્થ:—**

जोयणिगसट्ठि–યોજનના એકસઠીયા
भागा–ભાગ
छप्पन्न–છપ્પન ૫૬)
अडयाल–અડતાલીશ ૪૮)
इगद्धं–એક અને અર્ધ
चंदाइ–ચંદ્ર વિગેરેનાં
विमाणायामवित्थडा–વિમાનોની લંબાઇ પહોળાઇ
अद्ध–અર્ધ
उच्चत्तं–ઉંચાઈ

૭૬-૭૭ આમાં દૈવીશક્તિ, તથાવિધ જગત્સ્વભાવ તેમજ સ્ફટિકરત્નાદિકની વિશિષ્ટતાના યોગે કાંઇપણ વિચારવા જેવું રહેતું નથી. વર્તમાન યુગનો દાખલો વિચારીએ તો—જ્યારે જર્મનીની લડાઇ થઇ ત્યારે Submarine (સબમરીન) નામની સ્ટીમરો સેંકડો ફુટ સમુદ્રના અગાધજલમાં રહેતી અને જોતજોતામાં ડુબકી મારીને સેંકડો માઇલ જઇ નીકળતી. જલમાં રહેવા છતાં તે સ્ટીમરોના દ્વારોમાં જલપ્રવેશ થતો ન હતો અને–હવાપ્રકાશ એ સર્વપ્રકારની અનુકૂળતા રહેતી હતી, તો પછી આ શાશ્વતાં વિમાનો માટે તો શું વિચારવા જેવું હોયજ !

## ॥ लवण समुद्रमां शिखानो देखाव ॥

સમભૂમિના સમજળથી ૧૬૦૦૦ યોજન ઉંચી અને સમુદ્રતલથી ૧૭૦૦૦ યોજન ઉંચી આ જળની શિખા લવણસમુદ્રમાં મધ્યભાગે ચાર બાજુ ફરતા વલય આકારે જળના કોટ સરખી દેખાય છે. એનો વિસ્તાર ૧૦૦૦૦ યોજનમાં છે. એટલે ૧૦ હજાર યોજન પહોળી છે.



શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર.

ગાથાર્થ:—એક યોજનના એકસઠીયા છપ્પન ભાગ ( $\frac{56}{61}$ ), એક યોજનના એકસઠીયા અડતાળીશ ભાગ ( $\frac{48}{61}$ ), બે ગાઉ, એક ગાઉ, તેમજ અર્ધ ગાઉ પ્રમાણ અનુક્રમે ચન્દ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તથા તારાનાં વિમાનોની લંબાઈ પહોળાઇ જાણવી અને ઉંચાઇ તેનાથી અર્ધપ્રમાણ જાણવી. ॥ ૫૫ ॥

વિશેષાર્થ:—હવે તે જ્યોતિષીનાં વિમાનોનો આયામ-વિષ્કંભ અને ઉંચાઈના પ્રમાણોની વિશેષ ઋદ્ધિવંતના ક્રમપ્રમાણે વ્યાખ્યા કરતાં એક યોજનના એકસઠ વિભાગ પાડીએ તેવા ૬૧ વિભાગો પૈકી ૫૬ ભાગ પ્રમાણ લાંબું ચન્દ્રનું વિમાન છે, તેવી જ રીતે એક યોજનના એકસઠીયા અડતાલીશ ભાગપ્રમાણ સૂર્યનું વિમાન લાંબું છે, ગ્રહોનાં વિમાનો બે ગાઉ લાંબાં હોય છે, નક્ષત્રનાં એક ગાઉપ્રમાણ અને પાંચમા તારાનાં વિમાનો અર્દ્ધગાઉ પ્રમાણ લાંબાં હોય છે. પહોળાઇ પણ જેટલી લંબાઈ કહી તેટલી જ સમજવી આથી આ વિમાનો ચારે બાજુ સરખા પ્રમાણવાળાં થાય.

તે વિમાનો ઉંચાઇમાં પોતપોતાના આયામ તથા વિષ્કંભથી અર્દ્ધ પ્રમાણવાળાં જાણવાં. એટલે ચન્દ્રનાં વિમાનો ઉંચાઇમાં એક યોજનના એકસઠીયા ૨૮ ભાગે ( $\frac{28}{61}$ ), સૂર્યવિમાનો ઉંચાઇમાં એકયોજનના એકસઠીયા ચોવીશ ભાગે ( $\frac{24}{61}$ ), ગ્રહનાં વિમાનો એક ગાઉ ઉંચાં, નક્ષત્રનું વિમાન અર્ધા ગાઉનું અને તારાનું એક ચતુર્થાંશ ગાઉ ( $\frac{1}{4}$ ) એટલે પા ગાઉ ઉંચું હોય છે. આ ત્રણે પ્રકારનું પ્રમાણ મનુષ્યક્ષેત્રમાં વર્તતા ચરજ્યોતિષીઓનું જાણવું. [ ૫૫ ]

અવતરણ:—મનુષ્યક્ષેત્રનું પ્રમાણ કહેવા સાથે મનુષ્યક્ષેત્રમાં જ્યોતિષીનાં વિમાનો ચર હોય છે તે બતાવવા પૂર્વક મનુષ્યક્ષેત્રથી બહાર જ્યોતિષીનાં વિમાનો સ્થિર છે તે અને તેનું પ્રમાણ કેટલું છે ? તે વર્ણવે છે;—

**पणयाललक्खजोयण, नरखित्तं तत्थिमे सया भमिरा ।**
**नरखित्ताउ बहिं पुण, अद्धपमाणा ठिया निच्चं ॥ ५६ ॥**

સંસ્કૃત છાયા:—

**पञ्चचत्वारिंशल्लक्षयोजनं नरक्षेत्रं तत्रेमानि सदा भ्रमिणः ।**
**नरक्षेत्रतो बहिः पुनरर्द्धप्रमाणानि स्थितानि नित्यम् ॥ ५६ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| पणयाललक्ख–પીસ્તાલીશ લાખ | भमिरा–ભ્રમણ કરવાવાલા (ચર) |
| जोयण–યોજન | नरखित्ताउ–મનુષ્યક્ષેત્રથી |
| नरखित्तं–મનુષ્યક્ષેત્ર | अद्धपमाणा–અર્ધા પ્રમાણવાળા |
| तत्थिमे–તેમાં આ | ठिया–સ્થિર |

*ગાથાર્થ:*—પીસ્તાલીશ લાખ ( ૪૫૦૦૦૦૦ ) યોજન પ્રમાણ મનુષ્યક્ષેત્ર છે તેમાં આ જ્યોતિષીનાં વિમાનો સદાકાળ પરિભ્રમણ કરવાવાળાં છે અને મનુષ્યક્ષેત્રની બહાર જે જ્યોતિષીનાં વિમાનો છે તે પૂર્વોક્ત લંબાઇ પહોળાઇ તેમજ ઉંચાઈની અપેક્ષાએ અર્ધ પ્રમાણવાળાં તેમ જ સદાકાળ સ્થિર છે. ॥ ૫૬ ॥

વિશેષાર્થ:—ગાથાર્થમાં પીસ્તાલીશ લાખ યોજનનું મનુષ્યક્ષેત્ર કહ્યું તે કેવી ગણત્રીએ છે ? તે અહીં બતલાવાય છે.

માલપુડાના આકારે રહેલા એક લાખ યોજનપ્રમાણ જંબૂદ્વીપ પછી બે ( ૨ ) લાખ યોજનના વિસ્તારવાળો લવણસમુદ્ર છે, ત્યારબાદ તેથી બમણા એટલે ચાર ( ૪ ) લાખ યોજનના વિસ્તારનો ધાતકીખંડ આવેલો છે અને ત્યારબાદ તેથી બમણા એટલે આઠ ( ૮ ) લાખ યોજનના વિસ્તારવાળો કાલોદધિસમુદ્ર છે, ત્યારબાદ તેથી બમણા એટલે સોળ ( ૧૬ ) લાખ યોજનના વિસ્તારવાળો પુષ્કરવરદ્વીપ આવેલો છે. આપણે તો મનુષ્યક્ષેત્રનું પ્રમાણ કહેવાનું હોવાથી—મનુષ્યક્ષેત્ર અર્ધપુષ્કરવરદ્વીપ સુધી છે જેથી આઠ ( ૮ ) લાખ યોજન પ્રમાણ અર્ધપુષ્કરવરદ્વીપપર્યંત મનુષ્યક્ષેત્ર કહેવાય છે—અર્થાત્ જંબૂદ્વીપથીએક તરફ એકંદર ૨૨ લાખ યોજન અર્ધપુષ્કરવરદ્વીપ સુધી થયા, તેવીજ રીતે જંબૂદ્વીપથી બીજી બાજુના પણ અર્ધપુષ્કરવર દ્વીપ સુધી ૨૨ લાખ યોજન થયા, બન્નેના ભેગા થઇ ૪૪ લાખ યોજન ક્ષેત્ર થયું, અને એક લાખ યોજનપ્રમાણ ક્ષેત્ર જંબૂદ્વીપનું, એમ સર્વમળી કુલ ૪૫ લાખ યોજનનું મનુષ્યક્ષેત્ર છે. એ મનુષ્યક્ષેત્રને ફરતો અથવા પુષ્કરાર્ધ પુરો થયો કે તુર્તજ તેને ફરતો માનુષોત્તર નામનો પર્વત અર્ધ યવાકારવાળો અથવા સિંહનિષાદી આકારવાળો મનુષ્યક્ષેત્રના ( જાણે ) રક્ષણમાટે કિલ્લા સરખો હોય તેમ શોભે છે.

પ્રસંગાનુસાર માનુષોત્તરપર્વતનું યત્ કિંચિત્ સ્વરૂપ અહિં કહેવાય છે:—

**પ્રશ્ન**—માનુષોત્તર એટલે શું ?

**ઉત્તર**—માનુષોત્તર એટલે જેની ઉત્તરે મનુષ્યો છે તે માનુષોત્તર કહેવાય છે, અથવા જે ક્ષેત્રની બહાર મનુષ્યોનાં જન્મ તથા મરણ ન થાય તે ક્ષેત્રની મર્યાદા બાંધનાર જે પર્વત તે માનુષોત્તર કહેવાય છે. આ પર્વતની પહોળાઈ પૂર્ણ થયા બાદ એટલે તે પર્વતની અંતિમ સીમાથી લઇ પ્રતિપક્ષી દિશામાં ( સામી દિશામાં ) તીર્ચ્છાલોકના અંતભાગસુધીમાં મધ્યના કોઇ પણ સ્થાનમાં મનુષ્યોની વસ્તી નથી, હોય તો માત્ર માનુષોત્તરપર્વતની અંદરના ક્ષેત્રને વિષે, જ્યારે વસ્તી જ નથી તો પછી મનુષ્યના જન્મમરણ તો કયાંથી જ સંભવે ? અસ્તુ—

**શંકા**—ભલે વસ્તીના અભાવે જન્મમરણ ન હોય પરંતુ અહિંથી કોઈ એક મનુષ્ય અઢીદ્વીપ બહાર કોઇ પણ કારણવશાત્ ગએલ હોય અને ત્યાં જ તેના આયુષ્યની સમાપ્તિનો અવસર થવા આવ્યો હોય તો તેટલા ટુંકા સમયમાં શું કાળધર્મ પામવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય ?

**ઉત્તર**—સામાન્યમનુષ્ય તો અહિંથી જવાનું સામર્થ્ય સ્વયં ધરાવી શકે નહિ પરંતુ કોઈ દેવ દાનવ તથાવિધ વૈરવિરોધાદિના કારણે પોતાનું વૈર વાળવા માટે તે મનુષ્યને પોતાના સ્થાનથી ઉપાડી મનુષ્યક્ષેત્ર બહાર મૂકે, કારણ કે તેમ કરવાથી 'તે માણસ કોઇ પણ પ્રકારના સુખાશ્રયો વિના સૂર્યના પ્રચંડતાપથી અથવા વિશેષ ઠંડીથી ઉભો ઉભો શોષાઇ મૃત્યુને પામે અથવા અન્યવિધ ઉપદ્રવો તેના પ્રાણઘાતક બને' આ પ્રકારની બુદ્ધિથી [૭૮]મનુષ્યક્ષેત્ર બહાર તેઓ લઇ જાય તથાપિ લોકાનુભાવથી અને તથાવિધક્ષેત્રના પ્રભાવથી તે બહાર લાવનાર દેવને અથવા અન્ય કોઇ ગમનાગમન કરતા દેવદાનવ અથવા વિદ્યાધરાદિને દુ:ખમાં રીબાતા એવા તે મનુષ્યને દેખી સુમતિ સુઝે છે તથા આત્મામાં દયાનો પ્રાદુર્ભાવ થવાથી તેને પાછો મનુષ્યક્ષેત્રમાં મૂકી દે છે.

**૨ પુનઃ શંકા**—તમારૂં કહેવું ઠીક છે પરંતુ નંદીશ્વરાદિદ્વીપે ગએલા વિદ્યાધરો વિગેરે નરક્ષેત્ર બહાર પોતાની સ્ત્રીઓ સાથે સંભોગ કરે છે તો ત્યાં મનુષ્યનો ગર્ભરૂપે-જન્મ કેમ ન થાય ? તેમ જ મનુષ્યલોકની કોઇ પણ સ્ત્રી કે જેની પ્રસૂતિ તુરત થવાની હોય એવી સ્ત્રીનું કોઇ એક દેવ અપહરણ કરી નરક્ષેત્ર બહાર લાવી મૂકે ! આવો પ્રસંગ ઉપસ્થિત થયો હોય તો ત્યાં મનુષ્યનો જન્મ પણ કેમ ન સંભવે ?

**ઉત્તર**—ભલે વિદ્યાધરો સ્વભાર્યા સાથે સંભોગવ્યવહાર કરે, પરંતુ ગર્ભધારણનો તો સંયોગ ક્ષેત્રપ્રભાવે પ્રાપ્ત જ ન થાય ( અર્થાત્ ગર્ભ રહે જ નહિ. )

સ્ત્રીની પ્રસૂતિના સંબંધમાં એવો પ્રસંગ પ્રાયઃ બને નહિ, તો પણ કદાચ જન્મ થવાનો અવસર નજીક આવી જાય તો તે લાવનાર દેવનું મન જ ક્ષેત્રપ્રભાવે લોકાનુભાવથી વિપર્યાસભાવને પામ્યા વિના રહી શકે નહિ, કદાચ તે નિષ્ઠુર હૃદયવાળો એવો દેવ તેને નરક્ષેત્રમાં લાવી ન મૂકે તો અન્ય કોઈ

---

૭૮ અઢીદ્વીપમાં મનુષ્યક્ષેત્રો અમુક અમુક છે તેમાં પણ અમુક સમુદ્ર તથા વર્ષધરાદિ પર્વતો વિગેરે સ્થાનમાં જન્મનો અભાવ છે-કોઇ વિદ્યાધરાદિના અપહરણથી અથવા સ્વયં ગયેલ હોય અને પાછો આવી શકવા અસમર્થ હોય તો અઢીદ્વીપવર્તી તે તે ક્ષેત્રોમાં તેવાઓનું મૃત્યુ તેમ જ જન્મ કદાચ સંભવે.

પણ દેવ યા વિદ્યાધર નહિં ત્યાંથી અકસ્માત્ આવી ચઢે અને ત્યાંથી તે ગર્ભવંતી સ્ત્રીને ઉપાડી મનુષ્યક્ષેત્રોમાં મૂકી દે, પરંતુ મનુષ્યક્ષેત્ર બહાર જન્મ તો થયો નથી, થાય નહિ તેમ થશે પણ નહિ.

૩ **શંકા**—તો શું મરણ કોઇ પણ રીતિએ બને ખરૂં? એટલે કે અંતર્મુહૂર્તમાં જ જેનું આયુષ્ય સમાપ્ત થવાનું છે એવા કોઇ મનુષ્યનું કોઇ લબ્ધિધારી દેવ અપહરણ કરે અને નરક્ષેત્ર બહાર મૂકે તો મરણ સંભવે કે કેમ?

**ઉત્તર**—મરણ કદાપિ કાલે ન જ થાય. પૂર્વની માફક અપહરણ કરનાર દેવનું જ ચિત્ત ફરી જાય છે અને તેથી તે અથવા અન્ય કોઇ દેવાદિના સંયોગને પામી મનુષ્યક્ષેત્રે તુર્ત જ આવે અને ત્યાં જ મૃત્યુને પામે, પરંતુ આ અઢીદ્વીપ બહાર કોઇ કાળે કોઇ પણ મનુષ્યનો[૭૯] જન્મ યા મરણ[૮૦] થયું નથી થતું નથી અને થશે પણ નહિ! એમ સર્વજ્ઞપરમાત્માનું ત્રિકાલાબાધિત શાસન કથન કરે છે.

જો કે વિદ્યાધરો, જંઘાચારણો તથા વિદ્યાચારણમુનિવરો તેમજ અન્ય કોઇ લબ્ધિધારીઓ ઉત્કૃષ્ટપ્રકારના તપોનુષ્ઠાનથી પ્રાપ્ત કરેલી યથાયોગ્ય લબ્ધિદ્વારા નંદીશ્વરાદિદ્વીપે પરમપવિત્ર શાશ્વતી જિનપ્રતિમાઓના દર્શનાર્થે ભક્તિસેવા કરવા જાય છે પરંતુ તેઓનાં પણ જન્મમરણ તો આ ક્ષેત્રમાં આવીનેજ થાય છે. આવા આવા ઘણા કારણોથી અને તેની ઉત્તરદિશામાં જ મનુષ્યો વસતા હોવાથી **માનુષોત્તરપર્વત** કહેવાય છે. જેમ મનુષ્યક્ષેત્રની બહાર મનુષ્યોના જન્મમરણ નથી તે પ્રમાણે મનુષ્યક્ષેત્રબહાર આટલા (કહેવાશે તે) ભાવો પણ હોતા નથી.

જેમ અઢીદ્વીપમાં ગંગા સિંધુ આદિ મહાનદીઓ શાશ્વતી[૮૧] વર્તે છે,

---

૭૯–૮૦ ફક્ત મહર્ષિપુરૂષોના કથનાનુસાર એક જ અપેક્ષાએ અર્થાત્ ઉપપાત અને સમુદ્ઘાતના પ્રસંગે મનુષ્યક્ષેત્રબહાર પણ જન્મ યા મરણ સિદ્ધ થાય છે એટલે કે કોઇ આત્મા મરણસમયે મારણાન્તિકસમુદ્ઘાત કરવા દ્વારા પોતાના ઘણા આત્મપ્રદેશોને ક્ષેત્ર બહાર ઉત્પન્ન થવાને સ્થાને ફેંકે, એ વખતે ઘણા આત્મપ્રદેશો બહાર પ્રક્ષેપાય ત્યારે સમુદ્ઘાતઅવસ્થામાં મનુષ્ય–આયુષ્ય તથા મનુષ્યગતિ ભોગવે છે અને ઇલિકાગતિવડે આત્મપ્રદેશો ત્યાં ફેંકાઇ જવાથી મનુષ્યનું મરણ મનુષ્યક્ષેત્ર બહાર થયું એમ કહી શકાય છે. તેવી રીતે મનુષ્યક્ષેત્ર બહાર વર્તતો કોઇ એક જીવ મૃત્યુ પામ્યો, હવે વક્રાગતિએ તેને મનુષ્યક્ષેત્રમાં મનુષ્યરૂપે સમુત્પન્ન થવું છે, પરંતુ વક્રાગતિ ૧ સમયથી વધારે સમયવાળી હોવાથી મનુષ્યક્ષેત્ર બહાર બીજે સમય રહી પછી એને જે ક્ષેત્રમાં ઉત્પન્ન થવું હોય ત્યાં થાય, આવો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યાં વક્રાગતિમાં પરભવનું આયુષ્ય (ઉત્પન્ન થવાની જે મનુષ્યગતિ તેનું જ) ગણત્રીમાં લેવાતું હોવાથી મનુષ્યગતિનો ઉદ્ભવ અઢીદ્વીપ બહાર સ્વીકૃત કરેલો છે.

૮૧ અશાશ્વતી નદીઓ હોવાનો નિષેધ સંભવે નહિં. તેમ જ અશાશ્વતાં સરોવર—આદિ જળાશયો સર્વથા ન હોય એમ પણ નહિ, પરંતુ શાસ્ત્રમાં જે નદી સરોવર

તેવી શાશ્વતી નદીઓ, પદ્મદ્રહ આદિ શાશ્વતદ્રહો–સરોવરો, પુષ્કરાવર્ત્તાદિ [૮૨]સ્વાભાવિક મેઘો, મેઘના અભાવે મેઘની સ્વાભાવિકગર્જના, વિજળીઓ, [૮૩]બાદરઅગ્નિ, તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ આદિ ઉત્તમપુરૂષો તથા કોઇ પણ મનુષ્યનો જન્મ અથવા કોઇ પણ મનુષ્યનું મરણ, અને [૮૪]સમય આવલિકા મુહૂર્ત દિવસ માસ–અયન, વર્ષ, યુગ, પલ્યોપમ–સાગરોપમ, અવસર્પિણી ઉત્સર્પિણી આદિ સર્વપ્રકારનો કાળ વિગેરે પદાર્થો અઢીદ્વીપમાં જ છે, પરંતુ અઢીદ્વીપની બહાર હોતા નથી.

તદુપરાંત અઢીદ્વીપની બહાર ભરતાદિ સરખાં ક્ષેત્રો નથી, વર્ષધર સરખા પર્વતો નથી ઘર પણ નથી ગામ નથી, તેમ જ નગરો નથી ચતુર્વિધ સંઘ નથી ખાણો નથી નિધિઓ નથી ચંદ્ર–સૂર્યાદિ જ્યોતિષી વિમાનોનું ભ્રમણ નથી ગ્રહણો નથી જેથી ચંદ્રસૂર્યના પરિવેષ (મંડલો) પણ નથી ઇન્દ્રધનુષ નથી ગાંધર્વ નગરાદિ [ આકાશમાં થતાં ઉત્પાતસૂચક ચિહ્નો ] નથી પરંતુ સમુદ્રમાં દ્વીપો છે, તેમ જ કોઇ કોઇ દ્વીપસમુદ્રમાં શાશ્વતા પર્વતો પણ છે, પરંતુ અલ્પ હોવાથી અહિં વિવક્ષા કરી નથી, અને ( અઢીદ્વીપ બહાર ) દ્વીપો ઘણા હોવાથી ગાથામાં દ્વીપોનો અભાવ કહેલ નથી. જે માટે ક્ષેત્રસમાસમાં કહ્યું છે કે—

' णइदहघणथणियागणि–जिणाइ णरजम्ममरणकालाई ।
पणयाललक्ख जोयण–णरखित्तं मुत्तु णो पु(प)रओ ॥ २५६ ॥

આદિનો નિષેધ છે તે અઢીદ્વીપમાં જે વ્યવસ્થાપૂર્વક શાશ્વત નદીઓ સરોવર આદિ કહ્યાં છે તેવી ( વનવેદિકા ઇત્યાદિ સહ ) વ્યવસ્થાપૂર્વક શાશ્વત નદી સરોવર ન હોય. અને જો સર્વથા નદી સરોવરાદિનો અભાવ માનીએ તો દ્વીપનું સ્વરૂપ જ અવ્યવહારૂ થાય છે, એટલું જ નહિ પરંતુ ત્યાંના નિવાસી પશુપક્ષીઓ પાણી ક્યાં પીએ ? તેમ જ સર્વથા જળાશયોના અભાવે દ્વીન્દ્રિયાદિ વિકલેન્દ્રિયો અને સમ્મૂર્ચ્છિમ પંચેન્દ્રિયોનો પણ અભાવ થાય, માટે અશાશ્વત સરોવરો પાણીના ઝરણો અને નાની નાની નદીઓ પણ હોય. તથા અસંખ્યાતમા દ્વીપે ઉત્તરદિશામાં અસંખ્યયોજનનું માન–સરોવર શાશ્વત છે, પરંતુ અલ્પ ( ફક્ત એક જ ) હોવાથી અવિવક્ષિત છે.

૮૨ અહિં ' સ્વાભાવિક ' કહેવાનું કારણ કે અઢીદ્વીપની બહાર અસુરાદિદેવોએ વિકુર્વેલ મેઘગર્જના અને વિજળીઓ વરસાદ એ સર્વ હોઇ શકે છે.

૮૩ ' બાદર ' કહેવાનું કારણ એ કે સૂક્ષ્મઅગ્નિ તો ચૌદરાજલોકમાં સર્વત્ર વ્યાપ્ત હોવાથી અઢીદ્વીપની બહાર પણ હોય છે.

૮૪ સમય આવલિ આદિ વ્યાવહારિકકાળ ચંદ્રસૂર્યના ભ્રમણથી છે અને ત્યાં ચંદ્ર-સૂર્યાદિ સર્વજ્યોતિશ્ચક્ર સ્થિર છે માટે વ્યાવહારિકકાળ નથી પરન્તુ વર્તના લક્ષણવાળો નિશ્ચયકાળ તો છે જ.

આ પ્રમાણે ઉપર કહેલા ભાવોવાળા ૪૫ લાખ યોજનના મનુષ્યક્ષેત્રને વિષે રહેલા ચરજ્યોતિષી દેવોનાં વિમાનો નિરંતર જંબૂદ્વીપના મેરૂને પ્રદક્ષિણા આપતાં પરિભ્રમણ કર્યા કરે છે.

પૂર્વે અઢીદ્વીપવર્તી ચરજ્યોતિષીનાં વિમાનોનું જે પ્રમાણ કહ્યું છે તેથી સર્વ રીતે અર્ધ અર્ધ પ્રમાણવાળા સ્થિરજ્યોતિષીનાં છે, તે આ પ્રમાણે.—

॥ મનુષ્યક્ષેત્ર બહાર સ્થિર જ્યોતિષીનાં વિમાનોનું પ્રમાણ ॥

| | [ लंबाइ-पहोळाइ ] | [ उंचाइ ] |
|---|---|---|
| ૧ | ચન્દ્રવિમાન,—એક યોજનના એકસઠીયા અઠ્ઠાવીસ ભાગનું | ૧૪/૬૧ ભાગ |
| ૨ | સૂર્યવિમાન—એક યોજનના એકસઠીયા ચોવીશ ભાગનું | ૧૨/૬૧ ,, |
| ૨ | ગ્રહવિમાન—એક ગાઉનું | ૦॥ ગાઉ |
| ૪ | નક્ષત્રવિમાન—અર્દ્ધા ગાઉનું | ૦। ગાઉ |
| ૫ | તારાવિમાન— ૧/૪ ( ૫૦૦ ધનુષ્ય ) ગાઉ લાંબુ | ૧/૮ ( ૨૫૦ ધનુષ્ય ) |

अवतरण;—એ મનુષ્યક્ષેત્રમાં રહેલાં ચર જ્યોતિષીવિમાનોની ગતિ સંબંધી તરતમતા, તેમજ તે વિમાનોને વહન કરનાર દેવોની સંખ્યા, તથા વહન કરનારા દેવો કયું રૂપ ધારણ કરે તે વર્ણવે છે;—

**ससि रवि गहनक्खत्ता, ताराओ हुंति जहुत्तरं सिग्घा ।**
**विवरीयाउ महड्ढिअ, विमाणवहगा कमेणेसिं ॥ ५७ ॥**
**सोलस सोलस अड चउ, दो सुर सहस्सा पुरो य दाहिणओ ।**
**पच्छिम उत्तर सीहा, हत्थी वसहा हया कमसो ॥ ५८ ॥**

સંસ્કૃત છાયાઃ—

शशि-रवि-ग्रह-नक्षत्राणि, तारा भवन्ति यथोत्तरं शीघ्राः ।
विपरीतास्तु महर्द्धिका विमानवाहकाः क्रमेणैषाम् ॥ ५७ ॥
षोडश षोडश अष्ट-चत्वारि द्वौ सुरसहस्राणि पुरश्च दक्षिणतः ।
पश्चिमोत्तरयोः सिंहा हस्तिनो वृषभा हयाः क्रमशः ॥ ५८ ॥

## શબ્દાર્થ:—

ससि=ચંદ્ર
रवि=સૂર્ય
गह=ગ્રહ
नक्खत्ता=નક્ષત્ર
ताराओ=તારાઓ
हुंति=હોય છે.
जहुत्तरं=યથોત્તર–અનુક્રમે એક પછી એક
सिग्घा=શીઘ્રગતિવાળા
विवरीया उ=વિપરીત
महड्ढिअ=મહર્ધિક
विमाणविहगा=વિમાનને વહન કરનારા
कमेणेसिं=એઓના અનુક્રમે
सोलस=સોળ
अड=આઠ
चउ=ચાર
दो=બે
सुर=દેવતાઓ
सहस्सा=હજાર
पुरो य=પૂર્વ અને
दाहिणओ=દક્ષિણ દિશામાં
पच्छिम=પશ્ચિમ
उत्तर=ઉત્તર
सीहा=સિંહ
हत्थी=હાથી
वसहा=વૃષભ
हया=ઘોડા
कमसो=અનુક્રમે

ગાથાર્થ:—ચન્દ્ર–સૂર્ય–ગ્રહ–નક્ષત્ર અને તારા એ અનુક્રમે એક પછી એક શીઘ્ર ગતિવાલા હોય છે, અને ઋદ્ધિની અપેક્ષાએ ( અર્થાત્ મહર્ધિકપણું ) વિપરીત હોય છે એટલે એક પછી એક અનુક્રમે અલ્પ ઋદ્ધિ યુક્ત હોય છે, તે પાંચે જ્યોતિષી-દેવોનાં વિમાનોને વહનકરનારા દેવોની સંખ્યા અનુક્રમે સોળહજાર, સોળહજાર, આઠ હજાર, ચાર હજાર, અને બે હજાર દેવોની હોય છે. તેમજ પૂર્વ–દક્ષિણ પશ્ચિમ અને ઉત્તર દિશામાં અનુક્રમે સિંહ–હાથી–વૃષભ અને અશ્વ ( ઘોડા )ના રૂપને ધારણ કરવાવાલા દેવો હોય છે. ॥ ૫૭ ॥ ॥ ૫૮ ॥

વિશેષાર્થ:—સર્વજ્યોતિષીઓમાં ચન્દ્ર અત્યન્ત મન્દગતિવાળો છે, ચન્દ્રથી સૂર્ય ત્વરિત ગતિવાળો છે, સૂર્ય કરતાં ગ્રહો ઉતાવળી ગતિવાળા છે, (એ ગ્રહ મંડળમાં માંહોમાંહે પણ બુધ નામનો ગ્રહ જલદી ગતિવાળો, તેથી પણ વધારે ગતિવાળો શુક્ર, મંગળ, બૃહસ્પતિ ( ગુરૂ ) શનિશ્ચરાદિ એમ ક્રમશ: શીઘ્ર ગતિવાળા છે ) એ ગ્રહથી પણ નક્ષત્રો વિશેષે શીઘ્ર ગતિવાળા છે, નક્ષત્રથી પણ તારા વિશેષશીઘ્ર ગતિ કરનારા છે.

હવે મહર્દ્ધિકપણાનો ક્રમ તે ગતિની અપેક્ષાએ વિપરીત જાણવો એટલે જેની ગતિ જેમ જેમ મન્દ હોય તેમ તેમ મહર્દ્ધિકપણું વધારે ગણાય છે,

ગતિનો ક્રમ ચન્દ્રથી માંડીને આગળ આગળ કહ્યો તેવી રીતે અહિં મહર્દ્ધિક-પણાનો ક્રમ પશ્ચાનુપૂર્વીએ લેવો. એટલે તારાનો ગતિ ક્રમ અતિશીઘ્ર હોવાથી તારા અલ્પઋદ્ધિવાળા છે, તેથી નક્ષત્ર વધારે ઋદ્ધિવંત, તેથી ગ્રહો વિશેષ ઋદ્ધિવાળા, તેથી સૂર્ય વધારે ઋદ્ધિશાલી છે અને તેથી ચન્દ્ર વળી મહા ઋદ્ધિવંત છે. વ્યવહારમાં પણ મહાન્પુરૂષો તેમજ રાજામહારાજાઓ અને મહાલક્ષ્મીવંતો મન્દ મન્દ ગમન કરનારા શુભવિહાયોગતિવાળા હોય છે, જ્યારે મધ્યમ અને અલ્પઋદ્ધિવાળા મોટે ભાગે દોડધામ કરી ચાલનારા હોય છે.

## ॥ વિમાનને વહન કરનારા દેવો કેવી રીતે હોય તે ક્રમશઃ વર્ણવે છે. ॥

ચન્દ્રસૂર્યાદિ જ્યોતિષીદેવોનાં વિમાનો તથાપ્રકારના જગત્સ્વભાવેજ સ્વયમેવ નિરાલંબપણે ચરે છે, તથાપિ ફક્ત આભિયોગિક ( દાસ ) દેવો તથાવિધ નામકર્મના ઉદયથી સ્વસમાનજાતિમાં અથવા તો પોતાથી હીનજાતિના દેવોમાં નિજકીર્તિકળા પ્રકટ કરવામાટે અત્યન્ત પ્રમોદપણે ચન્દ્રાદિના વિમાનની નીચે સિંહાદિરૂપને ધારણ કરતા વિમાનોને સતત વહન કરતા હોય તેમ જણાય છે.

આવું કાર્ય કરવા છતાં તેને જરાપણ દુઃખ થતું નથી કારણ કે તેઓ મનમાં અભિમાન ધરાવે છે કે અમે દાસપણું કરીએ છીએ પણ તે કોનું ? સકલ-લોકપ્રસિદ્ધ એવા ચન્દ્રસૂર્ય જેવા ઇન્દ્રોનું દાસપણું કરીએ છીએ અમો કંઈ જેવા તેવાના સેવકો નથી, એમ સ્વજાતિ અથવા અન્યને નિજ સમૃદ્ધિ દર્શનાર્થે સમસ્ત સ્વોચિતકાર્ય પ્રમુદિતપણે કરે છે. જેમ આ લોકમાં પણ સ્વોપાર્જિત કર્મોદયથી દાસપણું અનુભવતો હોય પણ જો કોઈ સમૃદ્ધિવંતને ત્યાં હોય તો પોતાના દાસપણાનો ખેદ ન કરતાં ઉલટો રાજી થતો ગર્વિષ્ઠ થઇ સર્વ કાર્ય કરે છે કારણ એકજ કે હું સેવક, પણ કોનો ? અર્થાત્ વિખ્યાત નાયકનો છું, જેથી અન્ય દાસજનો કરતાં તો હું વિશેષ સત્તાવાળો છું વ્યવહારમાં પણ આપણે પ્રસંગે બોલીએ છીએ કે ' ભાઇ નોકર તો એ રાજાનો '

હવે તે વહન કરનારા દેવો કયા રૂપને ધારણ કરનારા કેટલા કઇ દિશામાં હોય ? તે કહે છે.

ચન્દ્રના વિમાનને વહન કરનારા સોલહજાર ( ૧૬૦૦૦ ) દેવો છે તેમાં તે દેવો ચતુર્દિશામાં વહેંચાએલા છે એટલે પૂર્વદિશાના નાકે ૪૦૦૦ દેવો સિંહના રૂપને ધારણ કરતા હોય છે. દક્ષિણ દિશામાં મોટા શરીરવાલા હાથીઓના રૂપને ધારણ કરનારા ૪૦૦૦ દેવો હોય છે. પશ્ચિમ દિશામાં વૃષભના રૂપને ધારણ કરનારા ૪૦૦૦ દેવો અને ઉત્તર દિશામાં અશ્વના રૂપને ધારણ કરનારા પણ ૪૦૦૦ દેવો છે.

આ પ્રમાણે સૂર્ય તથા ગ્રહવિમાનોને માટે પણ સમજવું. ફક્ત ગ્રહનાં વિમાનો માટે ચાર હજાર દેવોને બદલે બબે હજાર દેવો વહન કરનારા હોય, નક્ષત્રોના વિમાનને વિષે હજાર દેવો અને તારાના વિમાનને વિષે પાંચસો પાંચસો ( ૫૦૦ ) દેવો પ્રત્યેક દિશામાં ઉપરોક્ત ક્રમે સિંહાદિરૂપને ધારણ કરતા વિમાનને વહન કરતાં છતાં પણ મત્તકામિનીની જેમ એટલે મહોન્મત્ત થયેલી સ્ત્રી જેમ ઘણા આભૂષણો શરીર ઉપર ધારણ કરે તો પણ ભાર છતાં ભારને ન સમજતી પ્રમુદિત થાય છે તેમ આ દેવો વિમાનના ભારને ભારરૂપે ન સમજતાં આનંદથી વહન કરે છે. [ ૫૭-૫૮ ]

अवतरण;—એ સર્વજ્યોતિષી દેવોમાં અતિસમૃદ્ધિવંત ચંદ્રમા છે, તેથી તેમનો પરિવાર વર્ણવે છે;—

**गह अट्ठासी नक्खत्त, अडवीसं तारकोडिकोडीणं ।**
**छासट्ठिसहस्सनवसय,–पणसत्तरि एगससिसिन्नं ॥५९॥**

સંસ્કૃત છાયા:—

**ग्रहा अष्टाशीतिर्नक्षत्राणि अष्टाविंशतिस्तारा कोटिकोटीनाम् ।**
**षट्षष्टिसहस्रनवशत-पञ्चसप्ततिरेकशशिसैन्यम् ॥ ५९ ॥**

શબ્દાર્થ:—

गह=ગ્રહ
अट्ठासी=અઠ્યાશી ( ૮૮ )
नक्खत्त=નક્ષત્ર
अडवीसं–અઠ્ઠાવીશ
तार–તારાઓ
कोडीकोडीणं–કોટાકોટી
छासट्ठि–છાસઠ
सहस–હજાર
नवसय–નવસો ( ૯૦૦ )
पणसत्तरि–પંચોતેર ( ૭૫ )
एग–એક
ससि–ચંદ્ર
सिन्नं–સૈન્ય પરિવાર

ગાથાર્થ:—અઠ્યાશી ( ૮૮ ) ગ્રહ, અઠાવીશ ( ૨૮ ) નક્ષત્ર અને છાસઠ હજાર નવસો પંચોતેર ( ૬૬૯૭૫ ) કોડાકોડી તારાઓ—આટલો એક ચન્દ્રનો પરિવાર હોય છે. ।। ૫૯ ।।

વિશેષાર્થ:—મંગળબુધ ઇત્યાદિ [૮૫]ગ્રહો અઠ્યાશી પ્રકારના છે. અભિજીત્

૮૫-**ગ્રહોનાં નામો**–વિકાલક–અંગારક–લોહિતાંક–શનિશ્ચર–આધુનિક–પ્રાધુનિક–કણ–કણક–કણકણક–કણવિતાનક–કણસંતાનક–સોમ–સહિત–અશ્વસેન–કાર્યોપગ–કર્બૂરક–અજકરક

આદિ નક્ષત્રો [86]અઠ્ઠાવીશ છે. અને તારાની સંખ્યા છાસઠ હજાર નવસો ને પંચોતેર (એટલા) કોડાકોડી એટલે છાસઠ હજાર કોડાકોડી નવસોને પંચોતેર કોડાકોડી છે. આ સર્વપરિવાર એક ચન્દ્રનો છે, ચન્દ્ર વધારે ઋદ્ધિશાળી હોવાથી આ પરિવાર તેમનો વર્ણવાયો છે. સૂર્યનો પરિવાર ચંદ્રની માફક જુદો કહ્યો નથી માટે જે ચન્દ્રપરિવાર તે જ સૂર્યનો પણ ગણાય. ચંદ્ર સર્વરીતિએ મહર્દ્ધિક તેમ જ વિશેષ ઋદ્ધિવંત છે, આકાશવર્તી નક્ષત્રાદિ પણ ચન્દ્રના પરિવાર રૂપ ગણાય છે. આથી સૂર્ય પણ ઇન્દ્ર હોવાથી તેનો બીજો સ્વતંત્ર પરિવાર હશે એમ સમજવું નહિ, કારણ કે 'આ પરિવાર ચન્દ્રનો જ છે' એવા કથનનું તાત્પર્ય એ છે કે—નક્ષત્રાદિ જ્યોતિષીઓ ઉપર સ્વામિપણાની આજ્ઞા ચન્દ્રની હોય છે. બાકી ઇન્દ્રો તો બન્ને[87] છે માત્ર પરિવારનું સ્વામિત્વ અને મહર્દ્ધિકપણામાં તફાવત છે.

**શંકાઃ**—ઇતર ગ્રન્થોમાં તેમ જ જ્યોતિષ્કારો પ્રથમ અશ્વિનીથી લઇ પછી ભરણી ઇત્યાદિ ક્રમ ગણે છે અને જૈનાગમોમાં અભિજિત્‌થી પ્રારંભી નક્ષત્રક્રમ દર્શાવાય છે તેનું કારણ શું ?

**ઉત્તર**—કારણ એક જ છે કે અવસર્પિણી યુગ વિગેરે મહાન્ કાળભેદોનો પલટો જ્યારે થાય ત્યારે તેના પ્રારંભસમયે અભિજિત્ નક્ષત્રના યોગમાં જ ચન્દ્ર આવતો હોય છે.

---

દુદુમ્ભક–શંખ–શંખનાભ–શંખવર્ણાભ–કંસ–કંસનાભ–કંસવર્ણાભ–નીલ–નીલાવભાસ––રૂપ્પી–રૂપ્યાભાસ–ભસ્મક–**ભસ્મરાશિ**–તિલતિલ–પુષ્પવર્ણ–દક–દકવર્ણ–કામ-અવંધ્ય–ઇન્દ્રાગ્નિ–ધૂમકેતુ-હરિ–પિંગલક––બુધ–શુક્ર–બૃહસ્પતિ–રાહુ–અગસ્તિ–માણવક–કામસ્પર્શ–ધુરક–પ્રમુખ વિકટ–વિસંધિકલ્પ–પ્રકલ્પ જટાલ–અરૂણ–અગ્નિ–કાળ–મહાકાળ–સ્વસ્તિક––સૌવત્સિક–વર્ધમાન–પ્રલંબક––નિત્યાલોક–નિત્યોદ્યોત––સ્વયંપ્રભ–અવભાસક––શ્રેયસ્કર–ક્ષેમંકર––આભંકર–પ્રભંકર––રજસ––વિરજસ–અશોક––વીતશોક–વિમળ––વિતપ્લક–વિવસ્ત્ર––વિશાલ–શાલ–સુવ્રત અનિવૃત્તિ–એકજટી–દ્વિજટી–કરિક–કર–રાજાગલિ–પુષ્પકેતુ તથા ભાવકેતુ આ પ્રમાણે અઠયાશી ગ્રહો છે.

૮૬ અભિજિત્–શ્રવણ–ધનિષ્ઠા–શતભિષક્–પૂર્વાભાદ્રપદા–ઉત્તરાભાદ્રપદા–રેવતી–અશ્વિની–ભરણી–કૃત્તિકા–રોહિણી–મૃગશીર્ષ–આર્દ્રા–પુનર્વસુ–પુષ્ય–આશ્લેષા–મઘા––પૂર્વાફાલ્ગુનિ–ઉત્તરા ફા૦–હસ્ત–ચિત્રા–સ્વાતિ–વિશાખા–અનુરાધા–જ્યેષ્ઠા–મૂળ–પૂર્વાષાઢા અને ઉત્તરાષાઢા.

૮૭ જેમ એક ક્ષેત્રના બે રાજા હોય બન્નેને રાજ્યસુખનો ભોગવટો હોય તેથી રાજા તો બંને કહેવાય પરંતુ પ્રજા ઉપર આણ તો મોટો હોય–ૠદ્ધિવંત હોય–પુણ્યશાળી હોય તેની જ ફરકતી હોય છે તેવી રીતે.

પુનઃ શંકા—જ્યારે અભિજિતથી માંડી ક્રમ દર્શાવો છો તો તે નક્ષત્ર વ્યવહારમાં કેમ પ્રવર્તતું નથી ?

ઉત્તર—ચન્દ્રમાની સાથે આ અભિજીતૂનક્ષત્રનો યોગ સ્વલ્પકાલ રહી ચંદ્રમા સદ્ય અન્યનક્ષત્રમાં પ્રવેશપામી જાય છે જેથી સ્વલ્પકાલીન હોવાથી અવ્યવહાર્ય ગણ્યું છે. આ માટે શ્રી સમવાયાંગ સૂત્ર મુ૦ પત્ર સત્તાવીશમું જોવું. [ ૫૯. ]

## ॥ मनुष्यक्षेत्रवर्ती चरज्योतिषीनी संख्या तथा विमानोनुं प्रमाण विगेरेनो यन्त्र ॥

| ज्यो० ना नामो | आया० विष्कंभ प्रमाण | उंचाइ प्रमाण | वि० वाहक सं० | गतिक्रम | ऋद्धि-क्रम | जंबूद्वीप संख्या |
|---|---|---|---|---|---|---|
| ૧ ચન્દ્ર વિમાન | ૧ યો૦ ના ૬૧ ઠ્ઠીયા ૫૬ ભાગ | ૧ યો૦ ના ૬૧ ઠ્ઠીયા ૨૮ ભાગ | ૧૬૦૦૦ | મંદ | અધિક તેથી | ૨ |
| ૨ સૂર્ય વિમાન | ૧ યો૦ ના ૬૧ ઠ્ઠીયા ૪૮ ભાગ | ,, ,, ૨૪ ભાગ | ,, | અધિક તેથી | અલ્પ તેથી | ૨ |
| ૩ ગ્રહ ,, | ૨ ગાઉ | ૧ ગાઉ | ૮૦૦૦ | અધિક | અલ્પ | ૧૭૬ |
| ૪ નક્ષત્ર ,, | ૧ ગાઉ | ૦॥ ગાઉ | ૪૦૦૦ | ,, | ,, | ૫૬ |
| ૫ તારા ,, | ૦॥ ગાઉ | ૦। ગાઉ | ૨૦૦૦ | ,, | ,, | ૧૩૩૯૫૦ કોડાકોડી |

अवतरण;—આગલી ગાથામાં કહેલા ચન્દ્રના પરિવારને સાંભળી શિષ્ય પ્રશ્ન કરે છે કે, મનુષ્યક્ષેત્ર તો પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણુ છે અને તારાની સંખ્યા તો તમે ઘણી કહો છો, તેટલા ક્ષેત્રમાં તે તારાઓનો સમાવેશ શી રીતે થાય ? એ શિષ્યની શંકાનું સમાધાન કરવા માટે શાસ્ત્રકાર મહારાજા ગાથા કહે છે;—

**कोडाकोडी सन्नं—तरंति मन्नंति खित्तथोवतया ।**
**केइ अन्ने उस्से—हंगुलमाणेण ताराणं ॥ ६० ॥**

સંસ્કૃત છાયાઃ—

**कोटाकोटिः संज्ञान्तरमिति मन्यन्ते क्षेत्रस्तोकतया ।**
**केचिदन्ये उत्सेधाङ्गुलमानेन ताराणाम् ॥ ६० ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| कोडाकोडी–ક્રોડક્રોડ | उस्सेहंगुलमाणेण–ઉત્સેધાંગુલના પ્રમાણવડે |
| सन्नंतरं–બીજી સંજ્ઞા | ताराणं–તારાઓના(વિમાનોનું પ્રમાણ) |
| मन्नंति–માને છે | |
| थोवतया–અલ્પપણાને લીધે | |

गाथार्थः—કોઈક આચાર્ય કોડાકોડી એ સંજ્ઞાંતર–નામાંતર કહે છે, કારણ કે મનુષ્યક્ષેત્ર થોડું છે, વળી કોઈક આચાર્યો તારાઓના વિમાનોને ઉત્સેધાંગુળવડે માપવાનું કહે છે. ॥ ૬૦ ॥

विशेषार्थः—પૂર્વકૃતશંકાનું સમાધાન કરવામાટે ગ્રન્થકાર–આચાર્યોના અભિપ્રાય દર્શાવી સમન્વય કરવાપૂર્વક સમાધાન કરે છે.

૧–કેટલાક આચાર્યભગવંતો એમ કહે છે કે—વર્તમાનમાં જે એક ક્રોડને (૧૦૦૦૦૦૦૦) ક્રોડે ગુણીએ તો કોડાકોડી થાય છે, તે ક્રોડની (પ્રસિદ્ધ ચાલુ) સંખ્યાને ગ્રહણ ન કરવી, પરંતુ જેમ વ્યવહારમાં વીશની સંખ્યાને પણ કોડિ કહેવાય છે, તેમ અહિં પણ તેના જેવી કોઈ અલ્પસંખ્યાને કોડી ગણીએ અને તે પ્રમાણવડે તારાનું કોડાકોડી સંખ્યાપણું ગ્રહણ કરીએ તો આ જંબૂદ્વીપમાં તેટલા તારા સુખપૂર્વક સમાઈ રહે.[૮૮]

૨–વળી અન્ય આચાર્ય એમ પણ સમાધાન આપી સંશય દૂર કરે છે કે કોડાકોડિની પ્રસિદ્ધ જે ૧૪ શૂન્ય (મીંડા) વાળી સંખ્યા તે જ લેવી અને તારાનાં વિમાનોનું પ્રમાણ 'नगपुढवीविमाणाइ मिणसु पमाणंगुलेणं तु' ઇત્યાદિ પાઠપ્રમાણે જે પ્રમાણાંગુલે લેવાય છે તે પ્રમાણાંગુલવડે ન લેતાં ઉત્સેધાંગુળથી ગ્રહણ કરવું, જેથી જંબૂદ્વીપનું ૭૯૦૫૬૯૭૧૫૦ યોજન ક્ષેત્રફળ છે તે પ્રમાણાંગુલના હિસાબે છે અને ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ [૮૯]ચારસોગુણો (અથવા હજારગુણો) હોવાથી જંબૂદ્વીપનું ઉપરોક્ત ક્ષેત્રફળ (તારાના ઉત્સેધાંગુલ વિમાનોથી) ૪૦૦ ગણું અથવા હજારગુણું કરીએ તો તેટલા મોટા આકાશક્ષેત્રમાં

---

૮૮–કોઇએક આચાર્ય (જિનભદ્ર ગણી ક્ષ૦) તારાની સંખ્યાને કોડાકોડી ન માનતાં માત્ર (૭૯૦૫૬૯૭૫૫૦ તેટલા) કોડી જ માને છે અને સંશય ટાળે છે, તત્વં કેવળીગમ્યમ્.

૮૯–ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ ૨॥ ગણો ૪૦૦ ગણો અને ૧૦૦૦ ગણો મોટો છે, આથી ખાસ ધ્યાન રાખવું કે જે ઠેકાણે જેવા પ્રમાણ માટે જે યોગ્ય હોય તેટલા ગણો ત્યાં ત્યાં સંબંધ જોડવો.

પ્રસિદ્ધ એવી કોડાકોડીની સંખ્યાવાળા ( ૬૬૯૭૫ કોડાકોડી ) તારાઓનાં વિમાનો સુખેથી સમાઈ રહે તેમાં કશી બાધા જણાતી નથી. [ ૬૦. ]

अवतरण:—ચન્દ્રના પરિવારના વક્તવ્યપ્રસંગે પરિવારમાં રહેલા રાહુગ્રહ સંબંધી વર્ણન કરે છે;–

**किण्हं राहुविमाणं, निच्चं चंदेण होइ अविरहियं ।**
**चउरंगुलमप्पत्तं, हिट्ठा चंदस्स तं चरइ ॥ ६१ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**कृष्णं राहुविमानं नित्यं चन्द्रेण भवत्यविरहितम् ।**
**चतुरङ्गुलमप्राप्तं अधश्चन्द्रस्य तच्चरति ॥ ६१ ॥**

**શબ્દાર્થઃ—**

किण्हं–કૃષ્ણવર્ણનું
राहुविमाणं–રાહુનું વિમાન
चंदेण–ચંદ્ર સાથે
अविरहियं–દૂર થતું નથી
चउरं[अ]गुलं–ચાર અંગુલ
अप्पत्तं–વેગળું
हिट्ठा–નીચે
चंदस्स–ચન્દ્રની

गाथार्थ:—કૃષ્ણવર્ણનું રાહુનું વિમાન નિરંતર ચન્દ્રની સાથે જ હોય છે તેનાથી દૂર થતું નથી અને ચારઆંગળ વેગળું રહ્યું છતું હમેશાં ચંદ્રની નીચે ચાલે છે. ॥ ૬૧. ॥

विशेषार्थ:—ગાથાર્થવત્ સુગમ છે, છતાં પ્રાસંગિક કંઈક કહેવાય છે. હવે ચન્દ્રમાની સાથે રાહુના સંયોગથી શું શું સ્થિતિઓ ઉત્પન્ન થાય છે તે યથાયોગ્ય જણાવાય છે.

જંબૂદ્વીપમાં દિવસ અને રાત્રિનો વિભાગ ઉત્પન્ન કરનાર એ સૂર્યનો પ્રકાશ છે અને તિથિને ઉત્પન્ન કરવામાં કારણભૂત એ ચન્દ્રનો પ્રકાશ છે, એમાં સૂર્યના બિંબની કશીએ હાનિવૃદ્ધિ થતી નથી જે આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ; પરંતુ ચન્દ્રના બિંબની થતી હાનિ–વૃદ્ધિ તો આપણે પ્રત્યક્ષ નિહાળી શકીએ છીએ, જેમકે બીજને દિવસે ફક્ત ધનુષ્યની પણચાકારે ◡ ચન્દ્રનું બિંબ હોય છે અને ત્યારબાદ ક્રમેક્રમે વૃદ્ધિ પામતું શુદિ પૂર્ણિમાએ સંપૂર્ણ

ચન્દ્રબિંબ દૃષ્ટિગોચર થતું જોઈએ છીએ, જો કે મૂલસ્વરૂપે ચંદ્રમા સદાએ અવસ્થિત સ્વભાવે જ છે એમાં કાંઇ વધઘટ હોતી જ નથી, પરંતુ અમુક આવરણના સંયોગોને પામીને જ વાસ્તવિક હાનિવૃદ્ધિ સદાકાળે ઉત્પન્ન થયા કરે છે એ હાનિવૃદ્ધિ કેવી રીતે અને શાથી થાય છે ? તથા કોણ કરે છે ? વળી તેથી કેવીકેવી દિનમાનાદિ બીનાઓ ઉત્પન્ન થાય છે તે પ્રસંગને પામીને કિંચિત્ વર્ણવાય છે.

ચન્દ્રના બિંબની શુક્લપક્ષમાં ક્રમેક્રમે વૃદ્ધિ થવી અને કૃષ્ણપક્ષમાં ક્રમેક્રમે હાનિ થવી તેનું કારણ કેવળ રાહુના વિમાનનું આવરણ માત્ર છે. એ રાહુ બે પ્રકારના છે ૧-नित्यराहु અને ૨-पर्वराहु,

**पर्वराहु;**—એમાં પર્વરાહુ જઘન્યથી છમાસે ચંદ્રને તથા સૂર્યને ગ્રહણ કરે છે. એટલે કે સ્વવિમાનની છાયાવડે ચંદ્ર-સૂર્યના વિમાનને આચ્છાદન ( ઢાંકે ) કરે છે ત્યારે લોકમાં તેને ગ્રહણ થયું એમ કહેવાય છે, અને ઉત્કૃષ્ટથી તે જ પર્વરાહુ ચન્દ્રને [૯૦]બેંતાલીશ માસે અને સૂર્યને ( ઉત્કૃષ્ટથી ) અડતાલીશ વર્ષે આચ્છાદન કરે છે.

**नित्यराहु;**—નિત્યરાહુનું વિમાન નિરંતર ચન્દ્રના વિમાનની નીચે ચારઅંગુલ દૂર રહી ચન્દ્રમાનાં બિંબ( વિમાન )ને અમુક અમુક પ્રમાણમાં ધીમે ધીમે ( ક્રમે ક્રમે ) પ્રતિદિન આવરે છે તેથી કૃષ્ણપક્ષની ઉત્પત્તિ ગણાય છે, અને પુનઃ પૂર્વે જેવી રીતે ચન્દ્રમાનાં બિંબને પ્રતિદિન જેટલા જેટલા પ્રમાણમાં ઢાંક્યું તે જ પ્રમાણે તેટલા તેટલા ભાગપ્રમાણ બિંબના આવરણવાળા ભાગને ક્રમશઃ છોડતું જાય છે જેથી [૯૧]શુક્લપક્ષની ઉત્પત્તિ થએલી ગણાય છે, ઉક્તગતિએ સદાકાળ ચન્દ્રવિમાનનું અને રાહુવિમાનનું પરિભ્રમણ આ અઢીદ્વીપવર્તી ક્ષેત્રોમાં થયા કરે છે, એથી જ ચન્દ્રમાના વિમાનસંબંધી તેજની હાનિ-વૃદ્ધિપણાનો વાસ્તવિક આભાસ થાય છે અને તિથિ-ચાંદ્રમાસ વિગેરેનો પ્રભવ પણ એથી જ થએલો છે.

---

९० उक्तञ्च मंडलप्रकरणे;—ससिसूराणं गहणं सङ्गुतिवरिसाइयालवरिसेहिं ।
उक्कोसओ कमेणं, जहन्नओ मासछक्कंणं ॥ ९ ॥

९१ उक्तं चः—'राहुविअ पइदिअहं, ससिणो इक्किक भाग मुज्झइ, आइअ चंदो बीआइ, दिणेसु पयडो हवइ तम्हा ॥ १ ॥ बावट्ठिं बावट्ठिं दिवसे उ सुक्कपक्खस्स । जं परिहुइ चंदो खवेइ तं चेव कालेण ॥ २ ॥'

**हानिवृद्धिकारण**;—ચન્દ્રમાના વિમાનનાં બાસઠ ભાગ કલ્પીએ અને એ ૬૨ ભાગને ૧૫ તિથિઓ સાથે વહેંચતાં એક તિથિ દીઠ ચારચાર ભાગ વહેંચાય, ( બાકી બે ભાગ રહ્યા તે રાહુથી અવરાતા જ નથી જેથી તે ૧૫ તિથિના ભાગોની ગણત્રી બહાર છે ) એ ચારચાર ભાગ પ્રમાણ ચન્દ્રમાનું વિમાન હમેશાં નિત્યરાહુના વિમાનથી ઢંકાતું જાય છે એટલે ૧૫ દિવસે ( ૧૫×૪=૬૦ ) ૬૦ ભાગ અવરાય છે અને બાકી રહેલા બે ભાગ જેટલા ચન્દ્રવિમાનને રાહુનું વિમાન કદાપિ કાળે ઢાંકી શકતું જ નથી અને તેથી જ તેટલો ભાગ આ પૃથ્વી-પર ચન્દ્રમાની સોળમી કળા તરીકે પ્રસિદ્ધિવાળો છે. જે માટે કહ્યું છે કે— "षोडशोंऽशः कला चिन्हम् " અથવા બીજી રીતિએ રાહુના વિમાનના ( ૧૫ ) પંદર ભાગ કલ્પીએ એટલે કે રાહુ પોતાના એકેક [૯૨]ભાગવડે નિરંતર ચન્દ્રવિમાનને આવરે એથી પંદર દિવસે વિમાનના પંદર ભાગવડે પન્દરતિથિ અવરાય, જેની વ્યવસ્થા જણાવાય છે.

**कृष्णपक्षव्यवस्था**;—ચન્દ્રમાનાં વિમાનના કહ્યા પ્રમાણે પૂર્વે કલ્પેલા-(અના-વરણીય ) એવા બે ભાગ છોડીને ૬૦ ભાગો પૈકીના ચાર ચાર ભાગને ( અથવા તો $\frac{૧}{૧૫}$ ભાગને ) નિરંતર રાહુનાં વિમાનના પણ પૂર્વે કલ્પાયેલા ૧૫ ભાગો પૈકી એક એક ભાગવડે ( $\frac{૧}{૧૫}$ ભાગે ) કૃષ્ણપક્ષની પ્રતિપદાએ રાહુ આચ્છાદિત કરે છે. બીજને દિવસે તેજ રાહુ પોતાના બે ભાગવડે ( $\frac{૨}{૧૫}$ ) ચન્દ્રવિમાનના આઠ ભાગને ( $\frac{૨}{૧૫}$ ભાગને ) આવરે છે. એમ પ્રત્યેક દિવસે દિવસે ક્રમે ક્રમે ચન્દ્રમાના વિમાનના ચાર ચાર ભાગોને રાહુ પોતાના વિમાનના એક એક ભાગવડે ઢાંકતો જાય છે એમ કરતાં કરતાં અમાવાસ્યાને દિવસે ચન્દ્રમાનાં સમગ્ર બિંબને ( વિમાનના ૬૦ ભાગોને ) રાહુ પોતાના પંદર ભાગોવડે આવરે છે ત્યારે જગત્ સર્વત્ર અંધકારથી છવાઇ જાય છે.

અમાવાસ્યાને દિવસે ચન્દ્રમાનું સકલ (બિંબ ૬૦ ભાગનું) રાહુએ પોતાના વિમાનના ૧૫ ભાગો દ્વારા ઢાંકી દીધું જેથી જગત્‌માં અંધકાર ફેલાઇ ગયો, બાકી રહેલા બે ભાગ તો અનાવરણીય રહેતા હોવાથી એ ભાગ તિથિની ગણત્રીમાં ભેગા ગણવાનાં નથી, આ પ્રમાણે કૃષ્ણપક્ષ પુરો થયો.

**शुक्लपक्षव्यवस्था**;—હવે એ ઢાંકેલા ૬૦ ભાગો પૈકી શુકલપક્ષની પ્રતિપદાને દિવસે રાહુનું વિમાન ચર સ્વભાવે પાછું ખસતું જાય તે કેટલું ખસે ? તો પૂર્વ-

---

૯૨ એકમ-બીજ-ત્રીજ ઇત્યાદિ તિથિનો લોકવ્યવહાર ચાલે છે તે પણ એક ભાગવડે ઢાંકે ત્યારે એકમ બે ભાગવડે ઢાંકે તેથી બીજ એમ રાહુના ચૌદ ભાગવડે ચંદ્ર ઢંકાય ત્યારે ચૌદશ આ આશયથી જ પડેલ છે.

વત્ એક દિવસે ચાર ભાગ જેટલું ખસીને ચન્દ્રમાના ૧/૬૨ ભાગને રાહુ પોતાના ૧/૬૨ ભાગવડે પ્રકટ કરે—એ પ્રમાણે શુદિ બીજને દિવસે બીજા ચાર ભાગને પ્રકટ કરે ( એટલે ૬૨ ભાગ આશ્રયીને તો બીજને દિવસે ૧૦ ભાગ જેટલું બિંબ પ્રકટ થાય ) જેને આપણે ભાષામાં 'બીજ ઉગી' કહીએ છીએ, અને જેના ઉપર માસ વર્ષાદિના શુભાશુભફલાદિની ગણત્રી કરાય છે તેમજ બીજનો ચન્દ્ર ક્રમે વૃદ્ધિ પામવાવાળો હોવાથી, જેનું દર્શન સર્વપ્રકારે વૃદ્ધિ પામવાના કારણે વૃદ્ધિ કરનારૂં પણ ગણાય છે. આ પ્રમાણે કૃષ્ણપક્ષમાં પ્રતિદિન ચાર ચાર ભાગને રાહુ જેમ ચન્દ્રમાને જેવી રીતે જેટલા જેટલા ભાગને આવરતો હતો શુકલપક્ષમાં તેવીજ રીતે તેટલા ભાગને પ્રતિદિન પ્રગટ કરતો જાય, જેથી દિવસે દિવસે ચન્દ્રમાનું બિંબ વિશેષ વિશેષ ખુલ્લું થતું જાય અને તેજમાં પણ ક્રમે વૃદ્ધિ થતી જાય, આ પ્રમાણે રાહુનું આવરણ ખસતું ખસતું શુ-દિ[૯૩]પૂર્ણિમાએ ચન્દ્રમાના સકલ-બિંબથી દૂર થઈ જતું હોવાથી ચન્દ્રમાના ૬૨ ભાગ રૂપ સંપૂર્ણ બિંબને આપણે પ્રત્યક્ષ જોઈ કોઇ અનેરી આનંદની ઊર્મિઓ અનુભવીએ છીએ.

[ ચન્દ્રમાનો એ ચાર ભાગ પ્રમાણઅંશ રાહુ જેટલો કાળ આવરે અને તે જેટલો વખત લોકમાં પ્રગટ તરીકે રાખે તેટલા કાળને એક તિથિ કહેવાય, રાહુ જે ચાર ચાર ભાગને આવરતો જાય તે બધી તિથિઓ અનુક્રમે કૃષ્ણ-પક્ષની સમજવી અને તેજ રાહુ પુનઃ ઢાંકેલા ભાગો પૈકી ચાર ચાર ભાગને નિત્ય પ્રકટ કરતો જાય ત્યારે તે પ્રતિપદા વિગેરે તિથિઓ શુકલપક્ષની સમજવી. ]

અથવા ચન્દ્રવિમાનના [૯૪]સોળભાગ કરીએ તેમાં પ્રતિદિવસે રાહુ એકેક ભાગને આવરતો જાય ત્યારે એકેક ભાગ આવરે તે એક તિથિ એમ પંદર

---

૯૩ 'सयलो वि ससी दिसइ, राहुविमुक्को अ पुण्णिमादिअहे ।
सूरत्थमणे उदओ, पुव्वे पुव्विल्लजुत्तीए ॥ १ ॥' [ मंडलप्रकरण ]

કોઈ શંકા કરે કે ચાર ચાર ભાગ ખુલ્લા કરવાને હિસાબે આઠ ભાગ પ્રગટ થાય ત્યારે શુ-દિ બીજ કહેવાય—પરંતુ ઘણીવાર પ્રતિપદ્ના દિવસે બીજનો ઉદય હોય છે તો તે માટે તેમજ બીજી તિથિઓની થતી વધઘટ તથા અમુક ઘડી સુધી તિથિ પ્રમાણો આવે છે, તો પછી ચાર ચાર ભાગ પ્રમાણે નિત્યાવરણ ક્રમ ઇત્યાદિ તમારૂં કથન પ્રામાણિક નહિ રહે ? આના સમાધાન—માટે જિજ્ઞાસુઓએ 'काललोक प्रकाशः' વિચારવો. અત્રે તો પ્રાસંગિક આટલો પણ વિષય વિશેષે અભ્યાસકોને ઉપયોગી હોવાથી જ વર્ણવ્યો છે.

૯૪ उक्तञ्च—' सोलसभागे काऊण, उडुवई हायएत्थ पन्नरसं ।
तत्तियमित्ते भागे, पुणोवि परिवड्ढए जोण्हा ॥ १ ॥'

## चन्द्रनी नित्य [ ध्रुव ] राहुथी थती पाक्षिकी हानि–वृद्धिनो देखाव.

[ गाथा. ६१, पृष्ठ १५० ]

चन्द्रनी ધ્રુવરાહુથી हानिवृद्धि

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬

ચન્દ્રવિમાન

ચંદ્રની નીચે જ ૪ અંગુલ દૂર ચાલતો ધ્રુવરાહુ પોતાના કૃષ્ણ અથવા કાઢીયા ૪ અંશ વડે ચંદ્રના

એક અંશને [બાસઠીયા ૪ અંશને] વદિ પડવે ઢાંકતો અમાવાસ્યાએ સંપૂર્ણ વિમાન વડે શુક્લ [૧૫ભાગ વડે] ચંદ્રના સંપૂર્ણ ૬૦ અંશ ઢાંકે છે. બે અંશ સર્વદા ખુલ્લા જ હોયછે.

આ દેખાવ અમાવાસ્યાનો છે.

આનંદ પ્રેસ—ભાવનગર.

ભાગ અવરાઈ જાય ત્યારે અમાવાસ્યાનો દિવસ આવી રહે. ૧૬ મો ભાગ તો જગત્ સ્વભાવ્યે અવરાતો જ નથી. હવે તેવી રીતે શુકલપક્ષે પાછો એકેક ભાગ મુકાતો જાય એમ પણ કહેલું છે, અથવા તો જેટલા કાળમાં ચન્દ્રમાનો સોળમો ભાગ ઓછો થાય અથવા જેટલા કાળે તે વધે તે કાળ પ્રમાણને એક તિથિ પ્રમાણ કહેવાય. આવી ત્રીશ તીથિનો એક ચાંદ્રમાસ ગણાય છે. इति तिथिप्रभवः।

શંકાઃ—અમાવાસ્યાને દિવસે રાહુ ચન્દ્રવિમાનને આવરે છે તેથી પૃથ્વી-પર સર્વત્ર અંધકાર છવાઈ જાય છે એમ પૂર્વે કહ્યું, પરંતુ રાહુ કરતાં ચન્દ્રનું વિમાન લગભગ બમણું હોવાથી બાકીના વિમાનભાગનું તેજ તો કોઈપણ વિભાગમાં અવશ્ય પ્રગટ થવું જ જોઇએ ?

ઉત્તરઃ—રાહુનું વિમાન અર્ધા યોજનનું છે અને ચન્દ્રવિમાન ૫૬/૬૧ યોજન પ્રમાણ ( લગભગ બમણું ) છે. હવે રાહુનું વિમાન ચન્દ્રમાની નીચે જેટલા ભાગમાં રહ્યું હોય તેટલા ભાગ નીચે અંધકાર છવાય તે માટે કોઇનો પણ વિરોધ હોઇ શકે નહિ, પરંતુ બાકી રહેલા ચન્દ્રવિમાનનો પ્રકાશ કેમ કોઇપણ ક્ષેત્રે અનુભવાતો નથી ? એ પ્રશ્નના ઉત્તરમાં સમજવું જોઇએ કે, રાહુનું વિમાન ચન્દ્રવિમાનને સંપૂર્ણ ઢાંકી શકતું તો નથી પરંતુ ‘ જેમ દાવાનળથી ઉછળેલા ધૂમાડાના સમૂહવડે મહાવિસ્તારવાળું એવું આકાશ મંડળ જેમ અંધકારથી છવાઈ જાય છે તેમ રાહુવિમાન શ્યામ હોવાથી અત્યન્ત શ્યામવર્ણના [૯૫]વિસ્તૃતકાન્તિસમૂહથી મહત્ પ્રમાણયુક્ત એવું શશિમંડળ સમગ્ર આચ્છાદિત થઈ જાય છે જેથી અહિં સર્વત્ર શ્યામકાન્તિ દેખાય છે. ’ એમ કેટલાક પ્રાજ્ઞ પુરૂષો કહે છે.

કેટલાક વિબુધજનો એમ કથન કરી સમાધાન લાવે છે કે ગ્રહના વિ-માનનું ગવ્યૂત ( ૫ા યોજન ) પ્રમાણ તે [૯૬]પ્રાયિક છે. પ્રાયઃવાચક શબ્દ કોઈ પ્રણ જાતનો ફેરફાર સૂચક છે જેથી ગવ્યૂતપ્રમાણથી પણ રાહુગ્રહનું વિશેષ પ્રમાણ લઇએ એટલે–૧ યોજન લાંબુ પહોળું અને બત્રીશ ભાગ જેટલું જાડું

---

૯૫ શ્રી ભગવતીસૂત્રના ટીકાકાર ગ્રહના વિમાનનું ગવ્યૂત પ્રમાણ પણ પ્રાયિક બતલાવે છે હવે આગલા–બારમા શતકના પાંચમા ઉદ્દેશામાં રાહુનું વિમાન ચન્દ્રવિમાનથી લઘુ છે તેમ સૂચવે છે, એ સૂચવી વિમાનથી નહિ પણ તે વિમાનની વિસ્તૃત શ્યામપ્રભાથી જ આચ્છાદન થતું વિવરે છે सत्यं तु सर्वज्ञगम्यम् ।

૯૬ ગાથા—‘ आयामो विक्खंभो जोयणमेगं तु तिगुणिओ परिही ।
अड्ढाइज्जधणुसया, राहुस्स विमाणबाहल्लम् ॥ १ ॥ ’

અંકને તો કોઇપણ પ્રકારની પ્રાયઃ શબ્દની અપેક્ષાએ હરકત ઉપસ્થિત થતી નથી. આ પ્રમાણ રાહુનાં વિમાનનું લેવાથી શશિમંડળ કરતાં પણ તેનું પ્રમાણ વધી જવાથી શશિમંડળને સ્વવિમાનથી સુખેથી આચ્છાદિત કરે તેમાં કોઇપણ પ્રકારનો વિરોધ સંભવતો નથી. જિનભદ્રગણી મહારાજા સંગ્રહણીની ગાથામાં રાહુના વિમાનનું પ્રમાણ આપતાં ૧ યોજન આયામ વિષ્કંભ, અને તેથી ત્રિગુણ પરિધિ અને ૨૫૦ ધનુષ્યની જાડાઇ જણાવે છે.

## ॥ ग्रहणसंबंधी किंचित् स्वरूप ॥

ગ્રહણની ઉત્પત્તિ પર્વરાહુના જ સંયોગ ઉપર આધાર ધરાવે છે.

**चंद्रग्रहण**;—પર્વરાહુ પોતાની ગતિ કરતાં કરતાં જ્યારે ચન્દ્રમાની લેશ્યાને (કાંતિને) આવરતો થકો યથોક્તકાળે ચન્દ્રની નીચે સંપૂર્ણ આવી જાય છે ત્યારે ચન્દ્રનો યથાયોગ્ય ઉપરાગ (ઢાંકવાપણું) થાય છે જ્યારે આવો ઉપરાગ પ્રસંગ થાય છે ત્યારે લોકમાં ગ્રહણ થયું એમ કહેવાય છે.

**सूर्यग्रहण**;—પૂર્વોક્ત રીતિએ પર્વરાહુ જ્યારે સૂર્યની લેશ્યાને યથોક્ત કાળે આચ્છાદિત કરે છે ત્યારે સૂર્યનો ઉપરાગ થવાથી સૂર્યગ્રહણ થાય છે. આ સૂર્યગ્રહણ જઘન્યથી ૬ માસે અને ઉત્કૃષ્ટથી અડતાલીશ વર્ષે થાય છે.

ચન્દ્રગ્રહણ પૂર્ણિમાએ થતું હોવાથી અને સૂર્યગ્રહણ અમાવાસ્યાએ થતું હોવાથી પર્વરાહુથી થતા આચ્છાદનમાં કોઇપણ પ્રકારનો વિરોધ જણાતો નથી. જ્યારે ગ્રહણસંયોગ અમુકપ્રમાણમાં અમુકરીતિએ હોય છે ત્યારે તેને 'ખગ્રાસ' વિગેરે નામો આપવામાં આવે છે.

**શંકા**—જંબૂદ્વીપમાં જ્યારે ગ્રહણ થાય ત્યારે એક સાથે બન્ને સૂર્યોનું હોય કે નહિ ? હોય તો સમગ્રક્ષેત્રોના ચન્દ્રાદિનું ગ્રહણ પણ એક સાથે થઇ શકે કે કેમ ?

**ઉત્તર**—જ્યારે આપણે અહિં ગ્રહણ થાય છે ત્યારે જંબૂદ્વીપમાં શું પણ સમગ્ર મનુષ્યક્ષેત્રોમાં રહેલા ૧૩૨ ચન્દ્રોનું અને સૂર્યગ્રહણ હોય ત્યારે ૧૩૨ સૂર્યનું પણ ગ્રહણ અહિં હોય ત્યારે બધે એકી સાથે જ હોય છે કારણ કે [૯૭]મનુષ્યક્ષેત્રમાં ગ્રહણ અમુક નક્ષત્રનો યોગ આવે છે ત્યારે હોય છે, આથી સકલ ચર ચન્દ્રસૂર્યનો એક જ નક્ષત્ર સાથેનો યોગ સર્વ ઠેકાણે સમશ્રેણીવ્યવસ્થિત

૯૭–ચન્દ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા સંબંધી થતો વિપર્યાસ ક્રમ, તિથિની વધઘટ, અધિક માસાદિનું કારણ વિગેરે 'કાળલોકાદિ' ગ્રન્થોથી અથવા તે વિષયના જ્ઞાતાઓથી જાણી લેવું.

હોવાથી ચરજ્યોતિષીઓનો ચર ક્રમ વ્યવસ્થિત રીતિએજ આવે છે તેથી સર્વેનું ગ્રહણ પણ એકીસાથે થાય છે. (આજ અભિપ્રાય શ્રી અનુયોગવૃત્તિ તથા શ્રી મંડલપ્રકરણમાં છે) આ ગ્રહણ કોઈપણ ક્ષેત્રને વિષે હોઇ શકે છે, આ ગ્રહણની શુભાશુભતા ઉપર લોકોમાં પણ સુખાસુખ વિગેરે કેવું થશે ? તે સંબંધી ઘણો આધાર રખાય છે.

**શંકા**—યુગલિકક્ષેત્રે ગ્રહણ થતું હોય અને ત્યાં અશુભગ્રહણ હોય ત્યારે શું શુભભાવવાળા ક્ષેત્રોમાં પણ અશુભપણું પ્રાપ્ત થાય ખરૂં ?

**ઉત્તર**—જો કે તે ક્ષેત્રોમાં ચન્દ્રાદિની ગતિ હોવાથી ગ્રહણનો સંભવ તો છે પરંતુ તેઓના મહાન્ પુણ્યથી તથાપ્રકારે ક્ષેત્રપ્રભાવથી અથવા કેટલીક વાર ગ્રહણ દર્શનના અભાવથી તેઓને કંઇપણ ઉપદ્રવનું કારણ થતું નથી–આ પ્રમાણે 'श्रीजीवाभिगम सूत्र' માં કહ્યું છે. [ ૬૧. ]

अवतरण;—હવે જંબૂદ્વીપમાં તેમજ જંબૂદ્વીપની બહાર પર્વત વિગેરેના વ્યાઘાતે અને વ્યાઘાત વિના એક તારાથી બીજા તારાનું જઘન્ય તથા ઉત્કૃષ્ટ અંતર કેટલું હોય છે ? તે કહે છે;–

**तारस्स य तारस्स य, जंबुद्दीवम्मि अंतरं गुरुयं**
**बारस जोयणसहस्सा, दुन्नि सया चेव बायाला ॥ ६२ ॥**

**निसढो य नीलवंतो, चत्तारि सय उच्च पंचसयकू डा।**
**अद्धं उवरि रिक्खा, चरंति उभयऽऽट्ठबाहाए ॥ ६३ ॥**

**छावट्ठा दुन्निसया, जहन्नमेयं तु होइ वाघाए।**
**निव्वाघाए गुरुलहु, दोगाउ य धणुसया पंच ॥ ६४ ॥**

સંસ્કૃત છાયાઃ—

तारायाश्चतारायाश्च जम्बूद्वीपेऽन्तरं गुरुकम्।
द्वादश योजनसहस्राणि द्विशतानि चैव द्विचत्त्वारिंशत् ॥ ६२ ॥

निषधश्च नीलवान् चत्त्वारि शतानि उच्चानि पञ्चशतानि कूटानि।
अर्द्धमुपरि रिक्षाणि चरन्ति उभयत्राऽष्टबाहायाम् ॥ ६३ ॥

षट्षष्टिर्द्विशतानि जघन्यमेतत्तु भवति व्याघाते ।
निर्व्याघाते गुरु लघु द्वे गव्यूते च धनुःशतानि पञ्च ॥ ६४ ॥

### શબ્દાર્થ:—

तारस्स=તારાનું
जंबुद्दीवंमि=જંબુદ્વીપમાં
अंतरं=આંતરૂં
गुरुयं=ઉત્કૃષ્ટ
बारसजोयणसहस्सा=બાર હજાર યોજન
दुन्नि=બે
सया=સો
बायाला=બેંતાલીશ
निसढो=નિષધ પર્વત
नीलवंतो=નીલવંત પર્વત
चत्तारिसय=ચારસો
उच्च=ઉંચો
पंचसय=પાંચસો
अद्धं=અર્ધ
उवरिं=ઉપર
रिक्खा=નક્ષત્રો
उभयट्ठ=બન્ને બાજુએ આઠ આઠ યોજનની
अबाहाए=અબાધાએ
छावट्ठा=છાસઠ
दुन्निसया=બસો
जहन्न=જઘન્ય
वाघाए=વ્યાઘાતવડે
निव्वाघाए=નિર્વ્યાઘાત વડે
गुरु लहु=ઉત્કૃષ્ટ-જઘન્ય
दो गाउ=બે ગાઉ
धणुसया पंच=પાંચસો ધનુષ્ય

ગાથાર્થ:—જંબૂદ્વીપને વિષે એક તારાથી બીજા તારાનું વ્યાઘાતવડે ઉત્કૃષ્ટ આંતરૂં ( મેરૂપર્વતને આશ્રયી ) બારહજાર બસો બેંતાલીશ ( ૧૨૨૪૨ ) યોજન છે. નીષધ અને નીલવંતપર્વત ભૂમિથી ચારસો યોજન ઉંચા છે-અને તેના ઉપર પાંચસો યોજન ઉંચાં નવ નવ શિખર-કૂટો છે તે કૂટો ઉપરના ભાગમાં અઢીસો ( ૨૫૦ ) યોજન પહોળાં છે. અને તે કૂટોથી આઠ આઠ યોજનની અબાધાયે નક્ષત્ર-તારાઓ વિગેરે ચાર ચરે છે, એટલે વ્યાઘાતવડે-જઘન્ય આંતરૂં (૨૫૦+૮+૮=૨૬૬) બસો છાસઠ યોજન પ્રમાણ થયું. નિર્વ્યાઘાતમાં ઉત્કૃષ્ટ અંતર બે ગાઉનું અને જઘન્ય અંતર પાંચસો ધનુષ્યનું હોય છે. ॥ ૬૨ ॥ ૬૩ ॥ ૬૪ ॥

## ॥ મેરૂ અપેક્ષાએ તારાવિમાનોનું ઉત્કૃષ્ટ અંતર ॥

વિશેષાર્થ:—જંબૂદ્વીપવર્તી મેરૂપર્વતનો સમભૂતલાસ્થાને ૧૦૦૦૦ યોજનનો વ્યાસ ( જાડાઇ ) છે, ત્યાંથી ૭૯૦ યોજન ઉંચું તારામંડળ પ્રસ્તાર છે તે સ્થાને

પણ મેરૂના વ્યાસમાં (જાડાઇમાં) [૯૮]ખાસ ફેર થતો નથી. આથી ત્યાં આગળ મેરૂપર્વતની એક દિશા સન્મુખ ૧૧૨૧ યોજન દૂર તારામંડળનું પરિભ્રમણ હોય છે તેવાજ રીતે તેની પ્રતિપક્ષી ( સામેની ) દિશામાં પણ મેરૂથી ૧૧૨૧ યોજન દૂર તારામંડળ પરિભ્રમણ કરે છે. બન્ને બાજુનું ૧૧૨૧ યોજન અંતર અને વચલા મેરૂની ૧૦૦૦૦ યોજનની પહોળાઇ એ ત્રણેનો સરવાળો કરીએ એટલે કે પૂર્વદિશાના તારાના સ્થાનથી પશ્ચિમદિશા સન્મુખ ૧૧૨૧ યોજન દૂર જઇએ ત્યારે મેરૂ આવે, મેરૂના પુનઃ ૧૦૦૦૦ યોજન વટાવીએ ત્યારબાદ ૧૧૨૧ યોજન આ બાજુમાં ( પશ્ચિમદિશામાં ) જઇએ ત્યારે સન્મુખના તારા વિમાનો આવે, આ પ્રમાણે મેરૂનું અને મેરૂના બન્ને બાજુના અંતરનું પ્રમાણ એકઠું કરતાં ૧૨૨૪૨ યોજન પ્રમાણ અંતર મેરૂની અપેક્ષાએ ( વ્યાઘાત ભાવી ) એક તારાથી બીજા તારાનું જાણવું.[૯૯]

## —નિષધ-નીલવંત આશ્રયી વ્યાઘાત-નિર્વ્યાઘાત અંતર—

જંબૂદ્વીપના મધ્યવર્તી આવેલા મહાવિદેહક્ષેત્રની એક બાજુએ નિષધ પર્વત આવેલો છે અને તેજ ક્ષેત્રની એકદિશાએ મહાવિદેહને સ્પર્શી રહેલો અર્થાત્ સીમા કરનારો નીલવંતપર્વત આવેલો છે. આ બન્ને પર્વતો ભૂમિથી ૪૦૦ યોજન ઉંચા છે, એ ૪૦૦ યોજન ઉંચા પ્રત્યેક પર્વતઉપર પુનઃ ૫૦૦ યોજનની ઉંચાઇવાળાં નવ નવ કૂટો ( શિખરો ) છેટે છેટે આવેલ છે.

કૂટ એટલે પવતના ઉપર ભાગે ઉંચો ગયેલો અને અલગ દેખાઇ આવતો ભાગ તે. પરમપુનિત શ્રીસિદ્ધાચલજીના પહાડ ઉપર ઉપરના તળીયે પહોંચ્યા બાદ-જે સામે નવટુંકની ટેકરી દેખાય છે જે નીચે પહોળી અને ઉપર જતાં ટુંકી થએલી દેખાય છે તેવી રીતે આ મોટા પ્રમાણવાળી અને નીચેથી ઉપર જતાં દીપકશિખાવત્ દેખાવવાળી થયેલ ટેકરીઓ તે કૂટો કહેવાય છે. આ કૂટો

---

૯૮ છતાં જેટલો થાય છે તે સર્વ યથાર્થ જાણવો હોય તો ક્ષેત્રસમાસ સટીક તથા ' જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ ' જુઓ.

૯૯ એક તારાથી તારાવિમાનનું અંતર આટલું મોટું છતાં આપણે કેમ તેમને નજીક નજીકમાં રહેલા જોઇ શકીએ છીએ ? તો તે આપણો દ્રષ્ટિદોષ છે, દૂર રહેલી વસ્તુઓ સ્વતઃ સ્વરૂપે મોટા અંતરવાળી હોય પણ દૂરથી પાસે પાસે જ દેખાય, જેમ કોઇ એક ગામનાં વૃક્ષો યા મુકામો પરસ્પર દૂર રહ્યાં હોય છતાં દૂરથી તો બધાં જાણે એક બીજાને અડકી પડ્યા ન હોય તેમજ દેખાય છે તો પછી ૭૯૦ યોજન દૂર રહેલ વસ્તુ પાસે પાસે દેખાય તેમાં કંઇ નવાઇ છે જ નહિ.

સહિત પર્વતની ઉંચાઇ ૯૦૦ યોજન થવાથી તારાના સ્થાનથી પણ ઉંચાઇમાં આ પર્વત વધારે ગયેલો છે. આ કૂટો ઉપરના શિખરભાગે ૨૫૦ યોજન પહોળાં છે. આ કૂટોની બન્ને તરફ આઠ આઠ યોજન દૂર નક્ષત્રનાં વિમાનો હોય છે, ત્યારે એક-નક્ષત્રવિમાનથી આઠ યોજન દૂર કૂટ અને એ કૂટની પહોળાઇ ૨૫૦ યોજન, તે વિત્યા બાદ બીજી ( સામે ) બાજુના આઠ યોજન જઇએ ત્યારે નક્ષત્રનું વિમાન આવે. તેથી ત્રણેનો સરવાળો કરીએ તો ૨૬૬ યોજન એક નક્ષત્રથી બીજા નક્ષત્રનું નિષધ અને નીલવંતપર્વતની અપેક્ષાએ (વ્યાઘાતે) જઘન્ય અંતરનું માન જાણવું. તેવી જ રીતે તારાવિમાનનું અંતર પણ ૨૬૬ યોજનનું સમજી લેવું.

પર્વતાદિકના વ્યાઘાત વિના એક તારાથી અન્ય તારાનું તથા એક નક્ષત્રથી અન્યનક્ષત્રનું ઉત્કૃષ્ટ અંતર બે ગાઉનું અને જઘન્ય અંતર લઇએ તો ૫૦૦ ધનુષ્ય પડે છે. [ ॥ ૬૨-૬૩-૬૪ ॥ ]

## ॥ मेरु तथा निषधादिपर्वतव्याघाते तथा व्या० विना तारा-नक्षत्रोनुं अंतर ॥

| ज्यो० नाम | मेरु व्याघाते | निषधादिव्या० | व्याघात विना | व्या-विना ज. अं. |
|---|---|---|---|---|
| તારા-તારાનું | ૧૨૨૪૨ યો૦ | ૨૨૬ યો૦ | ૨ ગાઉ | ૫૦૦ ધનુષ્ય |
| નક્ષત્ર-નક્ષત્રનું | ,, | ,, | ,, | ¼ ( પા ) ગાઉ |

अवतरण;—એ પ્રમાણે એક તારાથી બીજા તારાનું વ્યાઘાત તેમજ નિર્વ્યાઘાત જઘન્યોત્કૃષ્ટ અંતર કહીને હવે મનુષ્યક્ષેત્રની બહાર લટકાવેલા ઘંટાની માફક સ્થિર રહેલા ચન્દ્ર-સૂર્યનું પરસ્પર અંતર કહે છે.

**माणुसनगाउबाहिं, चंदासूरस्स सूरचंदस्स ।**
**जोयणसहस्सपन्ना-स णूणगा अंतरं दिट्ठं ॥ ६५ ॥**

સંસ્કૃત છાયાઃ—

मानुषनगतो बहिश्चन्द्रात् सूर्यस्य सूर्याच्चन्द्रस्य ।
योजनसहस्रपञ्चाशदूनमन्तरं दृष्टम् ॥ ६५ ॥

## શબ્દાર્થ:—

माणुसनगाउ=માનુષોત્તરપર્વતથી
चंदा=ચંદ્રથી
सूरस्स=સૂર્યનું
सूर=સૂર્યથી
सहस्सपन्नास=પચાસ હજાર
(अ) णूणगा=સંપૂર્ણ
दिट्ठं=જોયેલું છે

ગાથાર્થ:—માનુષોત્તરપર્વતથીબહાર એકચન્દ્રથી સૂર્યનું તેમજ સૂર્યથી ચંદ્રનું અંતર સંપૂર્ણ પચાસ હજાર યોજન પ્રમાણ સર્વજ્ઞ—એવા જિનેશ્વર ભગવંતોએ જોયેલું છે. ॥ ૬૫ ॥

વિશેષાર્થ:—મનુષ્યક્ષેત્રની મર્યાદાને જણાવનાર માનુષોત્તર પર્વતની બહાર રહેલા ચન્દ્ર, સૂર્ય અને તારા વિગેરે સર્વ જ્યોતિષીઓનાં વિમાનો તથાવિધ જગત્સ્વભાવે અચલ ( સ્થિર ) રહ્યા થકા પ્રકાશમાન હોય છે, આ સૂર્ય અને ચન્દ્રાદિ વિમાનોનું ચરાચરપણું ન હોવાથી પરસ્પર રાહુઆદિનો સંયોગ નથી તેથી ગ્રહણની ઉત્પત્તિનો અભાવ હોવાથી કોઈ દિવસે તેના તેજમાં અને વર્ણમાં વિકૃતિ-ફેરફાર થતો નથી. તેથી સદાકાળ તે વિમાનો પૈકી સૂર્ય વિમાનોનો અગ્નિના વર્ણ સરખો પ્રકાશ દેખાય છે, જ્યારે ચન્દ્રનો પ્રકાશ ઘણોજ ઉજ્વલ હોય છે, અને ચર તથા સ્થિર તારા વિગેરે પંચપ્રકારના વર્ણવાળા હોય છે. ચર અને સ્થિર બન્ને પ્રકારનાં વિમાનો પૈકી સુંદર કમલના ગર્ભ સરખા ગૌરવર્ણીય વિશિષ્ટપ્રકારના વસ્ત્રાભરણ ભૂષણો નિયુક્ત એવા ચન્દ્રમાના મુકુટાગ્રભાગે પ્રભામંડળ સ્થાનીય ચન્દ્રમણ્ડલાકારનું ચિન્હ હોય છે, સૂર્યને સૂર્ય-મણ્ડલાકારનું ચિન્હ, ગ્રહને ગ્રહમણ્ડલાકારનું, નક્ષત્રને નક્ષત્ર મણ્ડલાકારનું અને તારાને તારા મણ્ડલાકારનું ચિન્હ હોય છે.

આ બધા વિમાનો જ હોય છે, પરન્તુ અન્ય લોકો જે કહે છે કે 'સૂર્યાદિ પાંચે દેખાય છે તે સ્વતઃ દેવસ્વરૂપ જ છે, આ માન્યતા અજ્ઞાનના ઘરની છે. ચન્દ્રનાં વિમાનની અંદર રહેલા મૃગને પણ અનેક પ્રકારની કલ્પના કરી અજ્ઞાની જનો અનેક રીતે ઓળખાવે છે, પરંતુ સર્વજ્ઞનું શાસન તો એહી જ પ્રતિપાદન કરે છે કે ચન્દ્રમાના વિમાનની પીઠિકા નીચે સ્ફટિકમય મૃગનું ચિન્હ છે અને એથી જ આપણે મૃગાકાર દેખી શકીએ છીએ. આ પ્રમાણે મનુષ્યક્ષેત્રની બહાર રહેલા સ્થિર ચન્દ્ર-સૂર્યાદિ જ્યોતિષીનું પરસ્પર અંતર પચાસ હજાર (૫૦૦૦૦) યોજનનું છે એમ શ્રી જિનેશ્વર દેવોએ કહ્યું છે. [ ૬૫ ]

## ॥ मनुष्यक्षेत्र बहार चन्द्रथीसूर्यनुं परस्पर तथा मांहोमांहे अंतर प्रमाण ॥

| नाम. | अंतर प्रमाण. | नाम. | अंतर प्रमाण. |
|---|---|---|---|
| ચન્દ્રથી સૂર્યનું | ૫૦૦૦૦ યો૦ | ચન્દ્રથી ચન્દ્રનું | ૧-લાખ યો૦ $\frac{૪૮}{૬૧}$ |
| સૂર્યથી ચન્દ્રનું | ,, | સૂર્યથી સૂર્યનું | ૧-લાખ યો૦ $\frac{૫૬}{૬૧}$ |

अवतरण;—મનુષ્યક્ષેત્રની બહાર ચન્દ્રથી સૂર્યનું તેમજ સૂર્યથી ચન્દ્રનું અંતર કહ્યું, હવે ચન્દ્રથી ચન્દ્રનું અંતર તેમજ સૂર્યથી સૂર્યનું અંતર પ્રદર્શિત કરે છે.

**ससि ससि रवि रवि साहिय जोयण लक्खेण अंतरं होइ ।**
**रवि अंतरिया ससिणो, ससिअंतरिया रविदित्ता ॥ ६६ ॥**

સંસ્કૃત છાયાઃ—

शशिनः शशिनो रवे रवेस्साधिकयोजनलक्षमन्तरं भवति ।
रव्यन्तरिताः शशिनः, शशि-अन्तरिता रवयो दीप्ताः ॥ ६६ ॥

શબ્દાર્થ:—

जोयणलक्खेण=લાખ યોજન
रविअंतरिया=સૂર્યાંતરિત
ससिणो=ચન્દ્ર
ससिअंतरिया=ચન્દ્રાન્તરિત
दित्ता=પ્રકાશવંત

गाथार्थ:—એક ચન્દ્રથી બીજા ચન્દ્રનું તેમજ એક સૂર્યથી બીજા સૂર્યનું અંતર સાધિક લક્ષયોજન પ્રમાણ છે, ચન્દ્રો સૂર્યથી અંતરિત છે અને સૂર્યો ચન્દ્રથી અંતરિત છે. ॥ ૬૬ ॥

विशेषार्थ:—પૂર્વગાથામાં ચન્દ્રથી સૂર્ય યા સૂર્યથી ચન્દ્રનું અંતર ૫૦૦૦૦ યોજન કહ્યું, હવે એક સૂર્યથી બીજા સૂર્યનું અને એક ચન્દ્રથી બીજા ચન્દ્રનું અંતર કેટલું ? તે કહે છે.

મનુષ્યક્ષેત્ર બહાર એક ચન્દ્રથી બીજા ચન્દ્રનું પરસ્પર અંતર એક લાખ યોજન અધિક એક યોજનના એકસઠીયા અડતાલીશ ભાગ જેટલું છે, કારણકે ત્યાં સ્થિર જ્યોતિષીઓ હોવાથી ૫૦૦૦૦ યોજન પૂર્ણ થયે સૂર્યવિમાન અવશ્ય આવે એટલે તે વિમાનની પહોળાઈ $\frac{૪૮}{૬૧}$ ભાગની અધિક ગણવાની હોય છે.

એ જ પ્રમાણે એક સૂર્યથી બીજા સૂર્યનું પણ પરસ્પર અંતર પ્રમાણ સાધિક લક્ષ યોજન છે અર્થાત્ એક સૂર્યથી બીજા સૂર્ય પાસે પહોંચતાં વચમાં (૫૦૦૦૦ યો. પૂર્ણ થયે પૂર્વગાથાનુસાર) ચન્દ્ર વિમાન આવે, ત્યારબાદ સૂર્ય-વિમાન આવે છે, આથી એક સૂર્યથી બીજા ચંદ્ર પાસે પહોંચતાં જ પ્રથમ ૫૦૦૦૦ યોજન અંતર થાય. એ ચન્દ્રની ૫૬/૬૧ ભાગની પહોળાઇ વીતાવ્યા બાદ પુનઃ ૫૦૦૦૦ યોજન પૂર્ણ થાય ત્યારે સૂર્ય આવતો હોવાથી એક લાખ યોજન અધિક ૫૬/૬૧ યોજનનું માંહોમાંહે અંતર જાણવું. [ ૬૬ ]

अवतरण;—મનુષ્યક્ષેત્ર બહાર ચન્દ્ર તથા સૂર્યના સ્વરૂપનું વર્ણન કરે છે.

**बहियाउ माणुसुत्तर, चंदा सूरा अवट्ठिउज्जोया ।**
**चंदा अभीइजुत्ता, सूरा पुण हुंति पुस्सेहिं ॥ ६७ ॥**

સંસ્કૃત છાયાઃ—

बहिर्मानुषोत्तरात् चन्द्राः सूर्या अवस्थितोद्योताः ।
चन्द्रा अभिजिद्युक्ताः, सूर्याः पुनर्भवन्ति पुष्यैः ॥ ६७ ॥

શબ્દાર્થઃ—

अवट्ठिउज्जोया=અવસ્થિત્ સ્થિર પ્રકાશયુક્ત | जुत्ता=યુક્ત હોય છે
अभीइ=અભિજિત નક્ષત્ર | पुस्सेहिं=પુષ્યનક્ષત્રવડે

ગાથાર્થ;—માનુષોત્તરપર્વતથી બહાર ચન્દ્રો તથા સૂર્યો અવસ્થિત સ્થિર પ્રકાશવાળા હોય છે તેમજ ચન્દ્રો અભિજિત્‌નક્ષત્રવડે યુક્ત હોય છે અને સૂર્યો પુષ્યનક્ષત્ર સહિત હોય છે. ॥ ૬૭ ॥

વિશેષાર્થ;—ગાથાર્થવત્ સુગમ છે. ફક્ત 'નક્ષત્ર યુક્ત' એમ કહેવાનો આશય એ છે કે મનુષ્યક્ષેત્રમાં તો ચરભાવ હોવાથી અઠ્ઠાવીશનક્ષત્રો પૈકી પ્રત્યેકનો યથાવારે (યથાદિને) ચન્દ્રાદિ સાથે સંયોગ (યુક્ત) થયા કરે, પરંતુ મનુષ્ય-ક્ષેત્ર બહાર તો જ્યોતિષીઓ સ્થિર હોવાથી તેઓ અનાદિ સિદ્ધ એવા જે નક્ષત્રના યોગમાં પડ્યા હોય તે નક્ષત્રનો જ તેને સહયોગ સદાને માટે કહેવાય છે (આ બન્ને નક્ષત્રો જ્યોતિષ્ શાસ્ત્રમાં શ્રેષ્ઠ ગણાય છે.) [ ૬૭ ]

**इति ज्योतिषीनिकायाधिकारान्तर्वर्त्तिज्यो॰**
**विमानादिव्याख्या समाप्ता ॥**

# अथ प्रासङ्गिकद्वीप-समुद्राधिकारः

અવતરણ;—આ પ્રમાણે મનુષ્યક્ષેત્રબહિર્વર્તિ ચન્દ્ર-સૂર્યાદિકનું કિંચિત્ સ્વરૂપ જણાવ્યા બાદ, આગળ પ્રતિદ્વીપે કેટલા ચન્દ્ર તથા કેટલા સૂર્ય હોય ? તે અને તે જાણવાનું કરણ તથા તે ચન્દ્ર-સૂર્ય-ગ્રહાદિની પંક્તિ વિગેરેનું વર્ણન કરવાનું છે, તે પૂર્વે જો દ્વીપ સમુદ્રના સ્થાન અને સંખ્યાદિ વર્ણન સમજી લેવામાં આવે તો આવતો વિષય સરલ થઈ પડે તે માટે ગ્રન્થકાર મહર્ષિ પ્રથમ દ્વીપ-સમુદ્રનું સંખ્યાપ્રમાણ અને વિસ્તારપ્રમાણ કેટલું છે ? તે યુક્તિ આપી નીચેની ગાથાઓથી સમજાવે છે.

પ્રથમ દ્વીપસમુદ્ર કેટલા અને કેવડા મોટા છે? તેનું નિરૂપણ કરે છે.

**उद्धारसागरदुगे, सड्ढे समएहिं तुल्ल दीवुदही ।**
**दुगुणा दुगुण पवित्थर, वलयागारा पढमवज्जं ॥ ६८ ॥**
**पढमो जोयण लक्खं, वट्टो तं वेढिउं ठिया सेसा ।**
**पढमो जंबूदीवो, सयंभूरमणोदही चरमो ॥ ६९ ॥**

संस्कृत छायाः—

उद्धारसागरद्विकस्य सार्द्धस्य समयैस्तुल्या द्वीपोदधयः ।
द्विगुण-द्विगुणप्रविस्तारा वलयाकाराः प्रथमवर्ज्जाः ॥ ६८ ॥
प्रथमो योजनलक्षं वृत्तो तं वेष्टित्वा स्थिताः शेषाः ।
प्रथमो जम्बूद्वीपो, स्वयम्भूरमणोदधिश्चरमः ॥ ६९ ॥

શબ્દાર્થઃ—

उद्धार=ઉદ્ધાર નામનો
सागर=સાગરોપમ
दुगे=બેમાં
सड्ढे=અર્ધા સહિત
समएहिं=સમયો સાથે
दीवुदहिं-દ્વીપસમુદ્રો
दुगुणादुगुण-બમણા બમણા (ઠાણા બમણા)
पवित्थर-વિસ્તારવાલા
पढमवज्जं-પ્રથમ વર્જીને
जोयणलक्खं-એક લાખયોજન
वट्टो-વર્તુલ--ગોળ
तं-તેને
वेढिउं-વીંટીને
सयंभूरमणोदही-સ્વયંભૂરમણ સમુદ્ર

ગાથાર્થ:—અઢી ઉદ્ધારસાગરોપમના સમયની જેટલી સંખ્યા થાય તેટલી દ્વીપ-સમુદ્રની સંખ્યા છે, અને પૂર્વ પૂર્વ કરતાં પછી પછીના દ્વીપસમુદ્રો બમણા બમણા વિસ્તારવાળા છે, તથા પ્રથમ દ્વીપને વર્જીને બધા દ્વીપ-સમુદ્રો વલયાકારે છે. પ્રથમ (જંબૂદ્વીપ) લાખ યોજન પ્રમાણવાળો છે, તથા તે વૃત્ત-ગોળાકારે છે અને બીજા બધા દ્વીપ સમુદ્રો તેને વીંટીને વલયાકારે રહેલા છે, તેમાં પ્રથમ જંબૂદ્વીપ છે તથા છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર છે. ॥ ૬૮ ॥ ૬૯ ॥

વિશેષાર્થ:—પૂર્વે સૂક્ષ્મ બાદર ભેદોવડે છ પ્રકારના પલ્યોપમ અને છ પ્રકારના સાગરોપમનું સવિસ્તર સ્વરૂપ દર્શાવવામાં આવ્યું છે તેમાં અઢી ઉદ્ધારસાગરોપમ જેટલા કાળમાં જેટલા સમયો થાય તેટલી દ્વીપસમુદ્રોની સંખ્યા છે.

અથવા એક સૂક્ષ્મ ઉદ્ધાર[100]સાગરોપમના ૧૦ કોડાકોડી સૂક્ષ્મોદ્ધાર પલ્યોપમ થાય છે, તેથી અઢી સૂ૦ઉ૦સા૦ના ૨૫ કોડાકોડી સૂ૦ ઉ૦ પલ્યોપમ થાય. આ ૨૫ કોડાકોડી પલ્યોપમમાં પૂર્વે જણાવેલ કથનાનુસાર જેટલા વાલાગ્ર સમાય તેટલા [101]દ્વીપ-સમુદ્રો (બન્ને મળી) છે.

## દ્વીપ સમુદ્રોનું પ્રમાણ:—

તેલપુલ (માલપુડા)ના આકારે અથવા પૂર્ણિમાના ચન્દ્રાકારે સર્વદ્વીપ સમુદ્રાભ્યન્તરવર્તી રહેલા પહેલા જંબૂદ્વીપને વર્જીને વલયાકારે રહેલા શેષ (સર્વ) દ્વીપ સમુદ્રો પૂર્વ પૂર્વથી દ્વિગુણ વિસ્તારવાળા છે. જેમકે—જંબૂદ્વીપ એક લાખ યોજનનો, ત્યારબાદ આવેલો લવણસમુદ્ર તેથી દ્વિગુણ ૨ લાખ યોજનનો, તેથી દ્વિગુણ ધાતકી ખંડ-૪ લાખ યોજનનો એમ ઉત્તરોત્તર દ્વિગુણ દ્વિગુણ (બમણા) વિસ્તારવાળા સર્વ દ્વીપસમુદ્રો જાણવા.

## સકલ દ્વીપ સમુદ્રનો આકાર:—

ઉત્સેધાંગુલ(આપણું જે ચાલુ અંગુલ પ્રમાણ તે)થી પ્રમાણાંગુલ ચારસો ગણો અથવા હજાર ગુણો મોટો છે એટલે ચારસો ઉત્સેધાંગુલનો ૧ પ્રમાણાંગુલ થાય. તે પ્રમાણાંગુલવડે નિષ્પન્ન એક લાખ યોજન પ્રમાણવાળો પહેલો જંબૂદ્વીપ આવેલો છે. આ જંબૂદ્વીપ વૃત્ત વિષ્કંભવાળો છે અર્થાત્ થાળી અથવા

૧૦૦ પલ્યોપમ સાગરોપમનું વર્ણન પૃષ્ઠ ૨૧ થી ૩૭ સુધીમાં કહેવાયેલ છે.

૧૦૧ દ્વીપ એટલે શું? તો જેની ચારે બાજુ પાણી હોય અને જેના મધ્યમાં રહેવાનું ક્ષેત્ર હોય તેને દ્વીપ કહેવાય.

આદપુઆ સરખો ગોળાકારવાળો છે, પરંતુ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકની માન્યતાવત્ દડા જેવો કે નારંગી જેવો નથી. એવા આકારને प्रतरवृत्त કહેવાય છે, પ્રતરવૃત્ત વસ્તુની લંબાઇ અને પહોળાઇ પ્રમાણમાં એકસરખી થાય છે આથી જ वृत्तविष्कंभ ( પ્રતરવૃત્ત ) વાળી વસ્તુને મધ્યના પોઈન્ટથી–મધ્ય બિન્દુથી ગમે તે દિશા અથવા વિદિશામાં (સામસામી) માપીએ તો એક સરખું પ્રમાણ આવી રહેશે. समप्रतरवृत्त ( સમગોળ ) વસ્તુનો વ્યાસ (વિસ્તાર) સરખો હોય છે. આથી જંબૂદ્વીપ પણ विषमप्रतरवृत्तादि ( લંબગોળ વા અર્ધગોળ ) નથી પણ સમપ્રતરવૃત્ત છે.

આ समप्रतरवृत्त એવા જંબૂદ્વીપની ચારે બાજુ ફરતો પરિમંડળાકારે ( ચુડી સરખાકારે ) लवणसमुद्र આવેલો છે એટલે જેમ ચુડીમાં ચારે બાજુ કાંઠો અને વચ્ચે પોલાણ ભાગ હોય તેવી રીતનો જંબૂને ફરતો ચુડી સરખા વલયાકારે લવણ-સમુદ્ર આવેલો છે. વચ્ચે પોલાણ હોય તેવા ગોળાકારને परिमंडल અથવા वलय કહેવાય છે. આ લવણસમુદ્ર પણ તેવાજ આકારે છે અને તેનો चक्रवालविष्कंभ એટલે વલયાકાર વસ્તુની એક દિશા ( બાજુ ) તરફની પહોળાઇ એટલે જંબૂ-દ્વીપની એક બાજુની જગતીથી લઈ ઠેઠ લવણસમુદ્રની જગતી સુધી અથવા તો ધાતકીખંડથી શરૂઆતના ક્ષેત્ર સુધી બે લાખ યોજન विष्कंभ પ્રમાણ થાય છે.

બાજુના ચિત્રમાં જંબૂદ્વીપ અને લવણસમુદ્ર છે, अ થી आ સુધી અથવા इ થી उ સુધી જંબૂદ્વીપ ૧ લાખ યોજન વૃત્તવિષ્કંભે છે અને લવણસમુદ્ર आ થી ख સુધી અથવા તો इ થી ग સુધી બે લાખ યોજન પ્રમાણ છે, આ चक्रवाल-विष्कंभ કહેવાય છે, પરંતુ क થી ख સુધી અથવા ग થી घ સુધી તો પાંચ લાખ યોજન પ્રમાણ થાય છે.

ત્યાર પછી લવણસમુદ્રને ફરતો ધાતકીખંડ વલયાકારે આવે છે, આ ખંડ ચાર લાખ યોજન વલય વિષ્કંભવાળો છે. તેને પરિવેષ્ટિત મંડળાકારે આઠ લાખ યોજન પ્રમાણ વલય વિષ્કંભવાળો કાલોદધિ રહ્યો છે, અને તે કાલોદધિને ચારે બાજુ વીંટાઇને સોળલાખ યોજન ચક્રવાલ વિષ્કંભવાળો પુષ્કરદ્વીપ આવેલો છે. આ પ્રમાણે જંબૂદ્વીપને વીંટીને પરિમંડળાકારે પૂર્વ પૂર્વથી

અસંખ્યા વિસ્તાર ( વિષ્કંભ ) વાળા દ્વીપ સમુદ્રો છે, તેમાં જેને વિષે આપણે રહીએ છીએ તે સર્વથી પહેલો જંબૂદ્વીપ છે અને છેલ્લામાં છેલ્લો તીર્ચ્છાલોકના અંતે સ્વયંભૂરમણ નામનો સમુદ્ર આવેલો છે. આ સમુદ્રની જગતી પૂર્ણ થઇ એટલે ( આજ સમુદ્રની પૂર્વદિશાની વેદિકાથી લઇ પશ્ચિમે વેદિકા પર્યંત એક રાજ પ્રમાણનો ) તીર્ચ્છાલોક સમાપ્ત થયો, ત્યારબાદ બન્ને બાજુએ અલોકાકાશ આવેલ છે. [ ૬૮ ॥ ૬૯ ]

अवतरण;—હવે કેટલાક દ્વીપોનાં નામ કહે છે–( સાથે સાથે ગ્રન્થાન્તરથી ત તે દ્વીપોનું કિંચિત્ સ્વરૂપ પણ કહેવાય છે– )

**जंबू-धायइ-पुक्खर-वारुणीवर-खीर-घयखोय-नंदीसरा**
**अरुणरुण-वाय-कुंडल-संख-रुयग-भुयग-कुस-कुंचा ॥ ७० ॥**

સંસ્કૃત છાયાઃ—

**जम्बू–धातकी–पुष्कर–वारुणीवर–क्षीर–घृतेक्षुनन्दीश्वराः**
**अरुणा–रुणोपपात–कुण्डल–शङ्ख–रुचक–भुजग–कुश–क्रौञ्चाः ॥ ७० ॥**

શબ્દાર્થઃ—

जंबू=જંબૂદ્વીપ
धायइ=ધાતકી ખંડ
पुक्खर=પુષ્કરવરદ્વીપ
वारुणीवर=વારૂણીવરદ્વીપ
खीर=ક્ષીરવરદ્વીપ
घय=ઘૃતવરદ્વીપ
खोय=ઇક્ષુવરદ્વીપ
नंदिसरा=નંદીશ્વરદ્વીપ
अरुण=અરૂણદ્વીપ
रुणवाय=અરૂણોપપાત
कुंडल=કુંડલદ્વીપ
संख=શંખદ્વીપ
रुयग=રૂચકદ્વીપ
भुयग=ભુજંગદ્વીપ
कुस=કુશદ્વીપ
कुंचा=ક્રૌંચદ્વીપ

गाथार्थ:—વિશેષાર્થ પ્રમાણે ॥ ૭૦ ॥

विशेषार्थ:—સર્વદ્વીપસમુદ્રાભ્યન્તરવર્ત્તિ જંબૂદ્વીપના મધ્ય ભાગમાં આવેલા ઉત્તરકુરૂક્ષેત્રના પૂર્વાર્ધભાગમાં જાંબૂનદસુવર્ણની જંબૂપીઠ આવેલી છે, એ પીઠોપરિ બે યોજનના મૂળીયા યુક્ત અને સાધિક અષ્ટ યોજન ઉંચું ગએલું ત્રિકાલ શાશ્વત એવું 'સુદર્શન' નામનું જંબૂવૃક્ષ છે, એ વૃક્ષના મૂળ કંદ થડ શાખા

વિગેરે સર્વ અવયવો વિવિધ રત્નનાં અને તેથી નાના નાના પ્રકારના રંગ બેરંગી વર્ણમય છે. આ જંબૂવૃક્ષની વચલી જે વિડિમાશાખા તે ઉપર એક જિનચૈત્ય આવેલું છે, તે સિવાય બાકીની જે ચાર શાખાઓ તે વૃક્ષમાં વિસ્તારેલી છે તેમાં પૂર્વદિશાની શાખા ઉપર **'અનાદૃત'** દેવનું ભુવન હોય છે, જ્યારે બાકીની ત્રણે દિશાની પ્રત્યેક શાખા ઉપર પ્રાસાદ હોય છે તેમાં આ જંબૂવૃક્ષની પૂર્વશાખાના મધ્યભાગે આ દ્વીપના અધિપતિનો નિવાસ હોવાથી આ દ્વીપનું 'જંબૂ' એવું શાશ્વત નામ કહેવાયેલું છે, તે અધિપતિ યોગ્ય ૫૦૦ ધનુષ્ય વિસ્તારવાળી અને ૨૫૦ ધનુષ્ય ઉંચી મણિપીઠિકા ઉપર વ્યન્તરનિકાયના [2]અનાદૃત દેવની શય્યા વર્તે છે, આ શય્યામાં વર્તતો અનેક સામાનિક આત્મરક્ષક–તથા દેવદેવીઓના પરિવારમાં વિચરતો છતો પૂર્વ પુણ્યથી પ્રાપ્ત થયેલ સુખને તે પુણ્યાત્મા અનાદૃતદેવ ભોગવે છે. આ જંબૂવૃક્ષ જંબૂદ્વીપની વેદિકા પ્રમાણ એવી બાર વેદિકાઓથી વેષ્ટિત છે, આ વેદિકા પછી તે વૃક્ષને ફરતા અન્ય જંબૂ નામા વૃક્ષોના ત્રણ ( અથવા કોઈ મતે ૨ ) વલયો આવેલા છે, **'આ પ્રમાણે જંબૂદ્વીપના અધિપતિનું સ્થાન જંબૂવૃક્ષ[3] ઉપર હોવાથી આ દ્વીપનું જંબૂ નામ ખરેખર ગુણવાચક છે,'** કહેવાનો આશય એ છે કે–આવા પ્રકારનું દેવકુરૂ ક્ષેત્રને વિષે 'શાલ્મલી' નામનું વૃક્ષ પણ આવેલું છે અને તેના ઉપર પણ અધિષ્ઠાયક દેવનો જો કે નિવાસ છે પરંતુ તે જંબૂદ્વીપનો અધિપતિ દેવ નથી.

[ लवणसमुद्र—આ સમુદ્રનું પાણી ક્ષારવડે યુક્ત અને તેથી ગળામાં લાગે તેવું તીક્ષ્ણ કટુક, ભરતી ઓટાદિથી અથડાતાં મોજાઓવડે ડોળાવાથી કાદવ યુક્ત થયેલું, વળી તેમાં વસનારા પ્રાણીઓ સિવાય અન્યને પીવા લાયક પણ નથી તેથી, અને આ સમુદ્રનું જળ **' લવણ–ખારૂં '** વિશેષ હોવાથી ' लवणसमुद्र ' એ નામ સાન્વર્થ ગણાય છે. ]

૨ घातकीखंड—ધાવડીની જાતના સુંદર પુષ્પથી સદા વિકસિત થયેલા વૃક્ષોના ઘણા વનખણ્ડો હોવાથી તથા પૂર્વ અને પશ્ચિમદિશાના ખંડમાં **સુદર્શન** તથા **પ્રિયદર્શન** દેવનો નિવાસ **ધાતકી** નામા વૃક્ષઉપર હોવાથી આ દ્વીપનું **' ધાતકીખંડ '** એવું નામ સાન્વર્થ છે.

[ कालोदधि—આ સમુદ્રનું પાણી કાળા અડદના રંગ જેવું કાળું હોવાથી તથા પૂર્વદિશા તથા તેની અપર દિશાએ **કાલ–મહાકાલ** નામના દેવોનો નિવાસ હોવાથી આ સમુદ્રનું **'કાલોદધિ'** એવું નામ કહેવાય છે. ]

---

૨ વર્તમાનનો **'અનાદૃત'** દેવ તે જંબૂસ્વામીના કાકાનો જીવ સમજવો.

૩ આનું વિશેષ સ્વરૂપ लोकप्रकाश सर्ग ૧૭ तथा क्षेत्रसमासादिथीજાણવું.

૩ पुष्करद्वीप—આ દ્વીપમાં તથાપ્રકારના અતિવિશાલ **‘પદ્મ’** (પદ્મ-કમળ)ના વનખણ્ડો હોવાથી તથા મહાપદ્મ દેવના નિવાસથી આ નામ પણ ગુણવાચક છે.

[ આ પછીના સમુદ્રોનું નામ દ્વીપવત્ હોવાથી સમુદ્રના નામોની સફલતા દ્વીપોના નામોની માફક લગભગ સમજવી. ]

૪ वारुणिवरद्वीप—( वारुणि=મદિરા वर=શ્રેષ્ઠ ) આ દ્વીપવર્તી વાવડીઓ વિગેરેનું જલ ઉત્તમ **‘મદિરા’** જેવું હોવાથી આ નામ પડ્યું છે.

૫ क्षीरवरद्वीप—આ નામ આ દ્વીપની વાવડીઓ વિગેરેનું જળ વિશેષે કરીને **‘ક્ષીર-દુધ’** જેવું હોવાથી સફલ લેખાય છે.

૬ घृतवरद्वीप—આ દ્વીપની વાવડીઓ પણ વિશેષે **‘ઘૃત’** સરખા સ્વાદવાળા જલયુક્ત હોવાથી ઉક્ત નામ કહેવાયું છે.

૭ इक्षुवरद्वीप—આ દ્વીપની વાવડીઓ **‘ઇક્ષુ-શેલડી’** રસના સ્વાદવાળી વિશેષે હોવાથી દ્વીપનું આ નામ રાખવામાં આવેલ છે.

૮ नंदीश्वरद्वीप—नंदी નામ **‘વૃદ્ધિ-સમૃદ્ધ’**-તે વડે શ્રેષ્ઠ હોવાથી આ નામ યોગ્ય છે.

## ॥ श्री नन्दीश्वरद्वीप संबंधी किंचित् वर्णन ॥

नंदी એટલે (સર્વ રીતે) વૃદ્ધિ(યુક્ત)-તેમાં ઈશ્વરઃ-શ્રેષ્ઠ તે નંદીશ્વર કહેવાય છે. ૧લો જંબૂદ્વીપ ૧ લવણસમુદ્ર, ૨ ધાતકીખંડ ૨ કાલોદધિ, ૩ પુષ્કરદ્વીપ ૩ પુષ્કરસમુદ્ર, ૪ વારૂણીવરદ્વીપ ૪ વારૂણીવરસમુદ્ર, ૫ ક્ષીરવરદ્વીપ ૫ ક્ષીરવરસમુદ્ર, ૬ ઘૃતવરદ્વીપ ૬ ઘૃતવરસમુદ્ર, ૭ ઇક્ષુવરદ્વીપ ૭ ઇક્ષુવરસમુદ્ર. આ પ્રમાણે સાત દ્વીપ અને સાત સમુદ્ર ઉલ્લંઘન કર્યા બાદ આઠમો આ ‘ नंदीश्वरद्वीप ’ આવે છે, આ દ્વીપમાં ચારે દિશાના મળીને બાવન ( ૫૨ ) જિનાલયો [ તેમજ આગળ આવતા કુંડલ તથા રૂચક દ્વીપના ચાર ચાર થઇ કુલ ૪૬૦ જિનાલયો મનુષ્ય ક્ષેત્ર બહાર ] આવેલાં છે.

આ દ્વીપ ૧૬૩૮૪૦૦૦૦૦ યોજન પહોળો છે, આ દ્વીપના મધ્યભાગની અપેક્ષાએ ચાર દિશામાં શ્યામવર્ણના ૪ चार अंजनगिरि આવેલા છે, તે ૮૪૦૦૦ યોજન ઉંચા છે અને ચારે ઉપર એકેક જિનભુવન છે. इति अंजनगिरि-चैत्यानि, આ અંજનગિરિની ચારે દિશા તરફ એક એક લાખ યોજનને અંતરે

---

૪ ' बावन्ना नंदीसरम्मि चउ चउर कुंडले रुयगे ' । इति शाश्वतचैत्यस्तवे श्रीमद्देवेन्द्रसूरिभिरुक्तम ॥

એકેક લાખ યોજન લાંબી પહોળી તેથીજ વિરાટ્ સ્વરૂપનું દિગ્દર્શન કરાવતી વાવડીઓ છે. એક અંજનગિરિની અપેક્ષાએ ચાર વાવડીઓ હોવાથી ચાર અંજનગિરિની અપેક્ષાએ ૧૬ વાવડીઓ થાય છે. આ વાવડીઓની ચારે દિશાએ ૫૦૦ યોજન દૂર જઇએ ત્યારે એક લાખ યોજન લાંબું એક વન આવે એટલે કે એક વાવડીને ચારે બાજુ ચાર વનો હોવાથી એક અંજનગિરિની ચાર દિશાએ રહેલ ચાર વાવડીના ૧૬ વનો થાય, અને ચાર ચાર અંજનગિરિની સોળ વાવડીઓના થઇ ૬૪ વનો થાય. આ વાવડી ઉપર સ્ફટિક રત્નમય ઉજ્વલ વર્ણના ૬૪૦૦૦ યોજન ઉંચા–૧૦૦૦ યોજન ઉંડા ગયેલા અને ધાન્યના પ્યાલાની માફક વર્તુલાકારે રહેલા 'दधिमुखगिरि' આવેલા છે. એકંદર સોળ વાવડીઓ હોવાથી 'દધિમુખ' પર્વત પણ સોળ હોય છે અને પ્રત્યેક ઉપર એકેક શાશ્વત जिनचैत्य હોય છે. इति १६ दधिमुखचैत्यानि.

આ અંજનગિરિની ચારે દિશામાં જે વાવડીઓ કહી તેમાં એક વાવડીથી બીજી વાવડીએ પહોંચતાં અન્તરાલ ભાગે બે બે 'रतिकर' પર્વતો આવેલા છે. ૧૬ વાવડીઓના આંતરાના થઇ ૩૨ रतिकर છે, પ્રત્યેક ઉપર એક એક શાશ્વત જિનચૈત્ય છે. इति ३२ रतिकरशाश्वतजिनचैत्यानि. આ પ્રમાણે ४ अंजनगिरि चै०, १६ दधिमुख चै० ३२ रतिकर चैत्यानि એમ બાવન ( ૫૨ ) શાશ્વત જિનાલયો શાશ્વતી જિન પ્રતિમાઓથી સુશોભિત આવેલાં છે જેનું વર્ણન સિદ્ધાન્તમાં સુંદર રીતે આપવામાં આવેલું છે.

પ્રતિ સંવત્સરમાં આવતી શાશ્વતી અઠ્ઠાઇઓના મહામાંગલિક પ્રસંગે અથવા કલ્યાણક મહોચ્છવ ઉજવવાનો હોય તે અવસરે સૌધર્મદેવલોકનો સૌધર્મેન્દ્ર સુઘોષા ઘંટાદ્વારા સર્વે દેવોને ઉત્સવ પ્રસંગના સમાચાર જણાવી એકઠા કરે, પશ્ચાત્ 'पालक' નામા વિમાનને વિકુર્વી આત્મકલ્યાણની આકાંક્ષા રાખનારા અનેક દેવ દેવીઓ સહ પરિવરેલા ઇન્દ્રમહારાજા નંદીશ્વરદ્વીપે આવે છે, ત્યાં શાશ્વતચૈત્યોને વિષે બિરાજમાન પરમતારક શ્રી જિનેશ્વરદેવોની અનુપમ પ્રતિમાઓને તન મન ધનના અત્યાનંદથી–હૃદયોલ્લાસપૂર્વક અનેક પ્રકારની ભક્તિ સેવા કરી પોતે તથા અન્યપરિવાર ભાવના ભાવે છે કે અવિરત એવા આપણને આવા અવસરો ખરેખર કોઇ પૂર્વ પુણ્યના પ્રતાપે પ્રાપ્ત થયા અને અદ્યાપિ પ્રાપ્ત થાઓ, ઈત્યાદિક ભાવનાઓ ભાવી તે આત્માઓ કૃત કૃત્યતાને પામે છે. વ્રત પચ્ચખ્ખાણાદિની વિરતિ ( નિયમ ) ને તથાવિધ ભવપરત્વે જ નહિ કરનારા એવા અવિરત દેવો જ્યારે આવા સુરમ્ય અને દુર્લભ અવસરને પામી તે પરમપૂજ્ય પરમાત્માઓની ભક્તિમાં કશીએ કમીના રાખતા

નથી, તો પછી આપણે બધાએ પૂર્વના પુણ્ય પ્રતાપે ( ૧૪ ) ગુણઠાણાના અધિકારવાળા થયા છીએ માટે હંમેશા ન બને તો પણ મુખ્ય મુખ્ય અવસરોના પ્રસંગોમાં અનેક પ્રકારનું ધર્માનુષ્ઠાન કરવામાં પુણ્યાત્માઓએ કશીએ કમીના રાખવી એ ખરેખર મહાપુણ્યના પ્રતાપે પ્રાપ્ત થયેલ સર્વાનુકૂલ સામગ્રીને સદુપયોગ વિના નિષ્ફળ બનાવવા સાથે ચિંતામણિરત્નતુલ્ય એવી આ માનવ જીંદગીને અજસ્તનવત્ એટલે નિરર્થક ( બરબાદ ) કરવા સમાન છે.

૯ अरुणद्वीप—સૂર્યના પ્રકાશ જેવાં રક્તકમળો વિશેષે વર્તે છે તેથી અને સર્વ વજ્રરત્નમય પર્વતાદિની પ્રભાવડે રક્ત થવાથી આ નામ ગુણવાચક છે. અરૂણોપપાતદ્વીપ અને ૧૧ મા શંખદ્વીપનાં નામો તે બન્ને દ્વીપમાં નિવાસ કરનાર અધિષ્ઠાયિકદેવોના નામ ઉપરથી પડેલા છે, ૧૨ મો કુંડલદ્વીપ-આ દ્વીપના મધ્યભાગે માનુષોત્તરની જેમ વલયાકારે પડેલો 'कुंडलगिरि' છે જેથી આ દ્વીપનું 'કુંડલ' નામ યોગ્ય છે. આ ગિરિના મધ્યભાગે ચારે દિશાવર્તી ૪-૪ ( ચાર-ચાર ) શાશ્વત જિનાલયો છે. જેમાં પરમતારક પરમાત્માની શાશ્વતી પ્રતિમાઓ શોભી રહી છે. આજ પ્રમાણે માનુષોત્તરની જેમ ૧૩ મા 'रुचकद्वीप'ને વિષે અતિ મધ્યભાગે ૮૪૦૦૦ યોજન ઉંચો रुचकगिरि આવેલો છે, જેથી દ્વીપનું નામ પણ સફલ ગણાય છે તેની ઉપર મધ્યભાગે ચારે દિશામાં થઇ ચાર શાશ્વત જિનચૈત્યો છે.

આ પ્રમાણે સમગ્ર તીર્ચ્છાલોકમાં 'मानुपोत्तर-कुंडल-रुचक' એ ત્રણ જ गिरि ( પર્વતો ) વલયાકારે છે-બાકીના પર્વતો જુદા જુદા સંસ્થાનવાળા છે.

આ પ્રમાણે નંદીશ્વર દ્વીપનું વર્ણન કહેવા સાથે મનુષ્યક્ષેત્ર બહારના જિન ચૈત્યોની ટુંકી વ્યવસ્થા બતલાવી.

[ ઉપર કહ્યા તે ગુણોથી તે તે દ્વીપોનાં નામો સાન્વર્થ છે, અથવા તો દરેક દ્વીપ-સમુદ્રનાં નામો તે તે દ્વીપ-સમુદ્રોમાં નિવાસ કરનારા દેવોનાં તેવાં નામો ઉપરથી પણ ગુણવાચક છે, એમ બન્ને કારણાશ્રયી વિચારવું. રૂચકદ્વીપથી આગળના ભુજગ-કુશ-અને ક્રૌંચવર ઈત્યાદિ સર્વ દ્વીપ-સમુદ્રો તે તે દેવનિવાસના નામથી જ પ્રાયઃ ગુણવાચક છે એમ સર્વત્ર વિચારવું. ] [ ૭૦ ]

अवतरण;—કયો સમુદ્ર કયા દ્વીપને વીંટીને રહેલ છે તે કહે છે;-

**पढमे लवणो जलहि, बीए कालो य पुक्खराईसु ।**
**दीवेसु हुंति जलही, दीवसमाणेहिं नामेहिं ॥ ७१ ॥**

## સંસ્કૃત છાયાઃ—

**प्रथमे लवणो जलधिः, द्वितीये कालश्च ( कालोदधिश्च ) पुष्करादिषु ।**
**द्वीपेषु भवन्ति जलधयो द्वीपसमानैर्नामभिः ॥ ७१ ॥**

## શબ્દાર્થઃ—

जलहि=સમુદ્ર
काले य=કાલોદધિ સમુદ્ર વિગેરે
पुक्खराईसु=પુષ્કરવર વિગેરે દ્વીપોને વિષે
दीवेसु=દ્વીપોને વિષે
दिवसमाणेहिं=દ્વીપના સરખા

गाथार्थः—પહેલા જંબૂદ્વીપને વીંટાઇને લવણસમુદ્ર રહેલો છે, બીજા ધાતકીખંડને વિંટાઇને કાલોદધિ રહેલ છે, ત્યારપછી પુષ્કરવર વિગેરે દ્વીપોને વિંટાઇને તે તે દ્વીપના નામસરખા જ નામવાળા સમુદ્રો રહેલા છે. ॥ ૭૧ ॥

विशेषार्थः—જંબૂદ્વીપવેષ્ટિત પ્રથમ લવણસમુદ્ર આવેલો છે, ત્યારબાદ ધાતકીખંડને વિંટાઇને રહેલો કાલોદધિ સમુદ્ર છે, ત્યારપછીના સમુદ્રો જે જે દ્વીપને વીંટાએલા છે તે સર્વ તે તે દ્વીપના સમાન નામવાળા જ જાણવા. ફક્ત અઢીદ્વીપમાં રહેલા બે સમુદ્રોનો ક્રમ તેમ નથી અર્થાત્ ફેરફાર છે, બાકી પુષ્કરદ્વીપને ફરતો પુષ્કરસમુદ્ર, વારુણિવરદ્વીપને ફરતો વારૂણિવરસમુદ્ર એ પ્રમાણે અસંખ્યાતા સમુદ્રો દ્વીપસમાન નામવાળા છે. યાવત્ છેલ્લા સ્વયંભૂરમણ દ્વીપને વીંટાઇને રહેલો અન્તિમ સ્વયંભૂરમણ સમુદ્ર છે. [॥ ૭૧ ॥]

अवतरण;—દ્વીપ-સમુદ્રોના અમુક નામો કહ્યાં, બાકીના દ્વીપ-સમુદ્રોનાં નામ કેવાં છે તેનું નિરૂપણ કરે છે;—

**आभरण-वत्थ-गंधे, उप्पल-तिलए य-पउम-निहि-रयणे ।**
**वासहर-दह-नइओ-विजया-वक्खार-कप्पिंदा ॥ ७२ ॥**

**कुरु-मंदर-आवासा, कूडा-नक्खत्त-चंद-सूरा य ।**
**अन्नेवि एवमाई, पसत्थवत्थूण जे नामा ॥ ७३ ॥**

**तन्नामा दीवुदही, तिपडोयायार हुंति अरुणाई ।**
**जंबू लवणाईया, पत्तेयं ते असंखिज्जा ॥ ७४ ॥**

ताणंतिम सूरवरा-वभास जलही परं तु इक्किक्का ।
देवे नागे जक्खे, भूये य सयंभूरमणे य ॥ ७५ ॥

संस्कृत छाया:—

आभरण-वस्त्र-गन्धा उत्पल-तिलकौ च पद्म-निधि-रत्नानि ॥
वर्षधर-द्रह-नद्यो विजया वक्षस्कार-कल्पेन्द्राः ॥ ७२ ॥

कुरु-मन्दरा-ऽऽवासाः, कूटानि नक्षत्र-चन्द्र-सूर्याश्च ।
अन्यान्यपि एवमादीनि प्रशस्तवस्तूनां नामानि ॥ ७३ ॥

तन्नामानो द्वीपोदधयस्त्रिप्रत्यवतारा भवन्ति अरुणादयः ।
जम्बूलवणादयः प्रत्येकं तेऽसंख्याताः ॥ ७४ ॥

तेषामन्तिमः सुरवरावभासजलधिः परं तु एकैकः ।
देवो नागो यक्षो भूतश्च स्वयम्भूरमणश्च ॥ ७५ ॥

શબ્દાર્થ:—

आभरण=આભૂષણ
उप्पल=કમલ
तिलए य=તિલક
पउम=પદ્મ
निहि=નિધાન
रयणे=રત્ન
वासहर=વર્ષધર
विजया=વિજય
वक्खार=વક્ષસ્કાર
कप्पिंदा=દેવલોકના ઈન્દ્રાવતંસક વિમાનો
कुरु=કુરુક્ષેત્ર
मंदर=મંદરપર્વત, મેરૂપર્વત
आवासा=ઈન્દ્રાદિકના નિવાસો
एवमाई=વિગેરે
पसत्थ=ઉત્તમ
वत्थूण=વસ્તુઓનાં
तन्नामा=તે નામવાળા
दीवुदही=દ્વીપ-સમુદ્રો
तिपडोयायार=ત્રિપ્રત્યવતાર
अरुणाइं=અરૂણ દ્વીપ વિગેરે
जंबूलवणाइया=જંબૂદ્વીપ લવણસમુદ્ર વિગેરે
ताण=તે દ્વીપ સમુદ્રોનો
अंतिम=છેડો
सुरवरावभास=સુરવરાવભાસ
इक्किक्का=એકેક
देवे=દેવદ્વીપ
नागे=નાગદ્વીપ
जक्खे=યક્ષદ્વીપ
भूए य=અને ભૂતદ્વીપ
सयंभूरमणे=સ્વયંભૂરમણસમુદ્ર

ગાથાર્થ:—વિશેષાર્થ પ્રમાણે.

विशेषार्थ:—જગતમાં જે જે પ્રશસ્ત વસ્તુઓનાં નામો તથા જે જે ઉત્તમ શાશ્વત પદાર્થો વિગેરે છે તે સર્વ નામવાળા-દ્વીપ સમુદ્રો છે એમ શ્રી જિનેશ્વરદેવનો સિદ્ધાન્ત બોલે છે.

સપ્તધાતુનાં નામો, રત્નોનાં નામો, તથા તેનાથી બનેલ સર્વ આભરણનાં નામો જેવાં કે રત્નાવલી, કનકાવલી વેઢ-વીંટી-ઇત્યાદિ સર્વે, वत्थ-તે રેશમ, સૂતર-સર્વપ્રકારની વસ્ત્રની જાતિનાં નામો તથા તેથી બનતી સર્વ વસ્તુઓનાં નામો, વળી गंध-તે સર્વપ્રકારના ધૂપ વિગેરે ગંધ દ્રવ્યોનાં નામો, उप्पल-તે સર્વે પ્રકારના કુમુદાદિ વિવિધ કમળોનાં નામો, तिलए-તિલક નામના વૃક્ષનું નામ, पउम-તે પદ્મ એટલે શતપત્ર પુંડરીકાદિ કમળ વિશેષનાં નામો, निहि-તે નવ પ્રકારનાં વજ્ર-નીલાદિરત્નનિધિનાં નામો, रयणे-ચક્રવર્તી સંબંધી ચૌદ પ્રકારનાં રત્નોનાં નામો, वासहर-હિમવંતાદિ સર્વ વર્ષધરપર્વતોનાં નામો, दह-પદ્મદ્રહાદિ સર્વદ્રહો તથા પદ્મસરોવરાદિ શાશ્વતાં સરોવરોનાં નામો, नईओ-ગંગા-સિંધુ પ્રમુખ સર્વ નદીઓનાં નામો, विजया-તે કચ્છાદિ ૩૪ વિજયોનાં નામો, वक्खार-તે ચિત્રાદિ ૧૬ વક્ષસ્કાર પર્વતોનાં નામો, कप्प-તે સૌધર્માદિ ૧૨ કલ્પોનાં નામો, इंदा-તે શક્રાદિ સર્વ ઇન્દ્રોનાં નામો, कुरु-તે દેવકુરૂ તથા ઉત્તરકુરૂ આદિ-ક્ષેત્રનાં નામો, मंदर-તે મેરૂપર્વતનાં પર્યાયવાચક ૧૧ નામો, आवास-તે તિર્યગ્લોકે ભુવનપતિ વિગેરે પાતાલવાસી દેવોના આવાસોનાં નામો, कूडा-તે હિમવંતાદિ પર્વતોના કૂટો તથા રૂષભકૂટાદિ ભૂમિકૂટોનાં નામો, नक्खत्त-તે અશ્વિની-કૃત્તિકા વિગેરે ૨૮ નક્ષત્રોનાં નામો, ( ઉપલક્ષણથી ગ્રહોનાં નામો ) चंदसूरा-ચન્દ્ર તથા સૂર્યનાં નામો, એ પૂર્વે કહેલ સર્વનામોવાળાં તેમજ તે સિવાય જગતમાં જે કોઇ પ્રશસ્ત નામવાળા પદાર્થો છે તે સર્વના નામવાળા દ્વીપ-સમુદ્રો છે.

## ત્રિપ્રત્યવતાર દ્વીપ-સમુદ્ર વિચારઃ—

અમુક દ્વીપ-સમુદ્રને વર્જીને બાકીના સર્વ દ્વીપ-સમુદ્રો त्रिप्रत्यवतार છે એટલે 'वर' નામવાળો वरद्वीप, ત્યારબાદ તેજ નામ वर પદવડે યુક્ત તે બીજો 'वरवर' દ્વીપ, ત્યારબાદ वरावभास પદવડે યુક્ત તે ત્રીજો *'वरवरावभास' દ્વીપ, આ પ્રમાણે દરેક દ્વીપ-સમુદ્રો છે, જેમ-शंखद्वीप મૂલનામ' शंखवरद्वीप બીજું નામ અને शंखवरावभास દ્વીપ એ ત્રીજું નામ એમ ત્રિપ્રત્યવતાર એટલે મૂલનામ કાયમ રાખી અન્ય વિશેષણ લગાડી ત્રણવાર તે નામને ઉતારવું. એ પ્રમાણે સમુદ્રો માટે પણ સમજવું. આવા ત્રિપ્રત્યવતાર દ્વીપ-સમુદ્રો દશમા अरुण દ્વીપથી માંડીને છેલ્લા દેવાદિ પાંચ દ્વીપથી અર્વાક્ આવેલા सुरवरावभास-द्वीप સુધી જાણવા. તાત્પર્ય એ છે કે-ઉપરની ૭૨-૭૩ ગાથામાં કહેવા પ્રમાણે

*-' वरावभास ' એવું પણ નામ કહી શકાય છે.

પ્રશસ્ત સર્વવસ્તુઓના નામવાળા સર્વદ્વીપો ઉપર જણાવ્યા મુજબ ત્રિપ્રત્યવતાર જાણવા, પરંતુ આ નિયમ દશમા અરૂણદ્વીપથી શરૂ કરી સુરવરાવભાસ સમુદ્ર સુધી સમજવો. જેમ જંબૂદ્વીપ તથા લવણસમુદ્રો એ અસંખ્યાતા છે એટલે પહેલો જંબૂદ્વીપ છે તે જ નામવાળો ત્રિપ્રત્યવતાર યુક્ત જંબૂદ્વીપ અસંખ્યાતા દ્વીપ-સમુદ્રો વ્યતીત થયા બાદ આવે, એમ બીજો ત્રીજો વિગેરે અસંખ્યાતા જંબૂ, અસંખ્યાતા ધાતકી, અસંખ્યાતા પુષ્કરવર, અસંખ્યાતા ઘૃતવર આદિ સર્વે દ્વીપો માટે જાણવું. પરંતુ એટલું વિશેષ સમજવું કે અસંખ્યાતા અન્યનામવાળા અસંખ્ય દ્વીપ-સમુદ્રો વ્યતીત થાય ત્યારે બીજો જંબૂ-બીજો ધાતકી અને બીજો લવણ આવે, એ પ્રમાણે એટલે કે એ સરખા નામવાળા દ્વીપ અથવા સમુદ્રો સાથે-સાથે જ હોતા નથી, પરંતુ અસંખ્યાત અસંખ્યાત દ્વીપ-સમુદ્રોના અંતરે રહેલા છે. એવી રીતે સર્વ-[૫]દ્વીપાદિ માટે વિચારવું.

## દ્વીપસમુદ્રોની વ્યવસ્થામાં વિશેષતા--

શ્રી ‘ જીવસમાસ ’ વૃત્તિમાં આ પ્રમાણે કહ્યું છે કે:—રૂચકદ્વીપ સુધીના દ્વીપ-સમુદ્રો તો ઉપર જે ક્રમ કહ્યો તે ક્રમ પ્રમાણે જ છે, પરંતુ ત્યારબાદ અસંખ્ય દ્વીપ-સમુદ્રો વ્યતીત થયે છતે **ભુજગદ્વીપ** આવે છે, ત્યારપછી અસંખ્ય દ્વીપ-સમુદ્રો વ્યતીત થયા બાદ **કુશદ્વીપ** આવે છે, ત્યારબાદ અસંખ્યાતા દ્વીપ-સમુદ્રોનું ઉલ્લંઘન થાય એટલે **ક્રૌંચદ્વીપ** આવે છે, ત્યારબાદ અસંખ્ય દ્વીપનું ઉલ્લંઘન થાય એટલે અનેક જાતના જે આભરણ-આભૂષણ છે તેમાંથી કોઇપણ એક **આભૂષણ**ના નામવાળો દ્વીપ આવે છે, ત્યારબાદ અસંખ્યદ્વીપ-સમુદ્રોનું ઉલ્લંઘન થતાં અનેક પ્રકારના વસ્ત્રો પૈકી કોઇ એક **વસ્ત્ર**ના નામવાળો દ્વીપ આવે છે. એમ અસંખ્ય અસંખ્ય દ્વીપ સમુદ્રોનું ઉલ્લંઘન થતાં ‘आभरण-वत्थगंधे’ એ ગાથામાં જે જે નામો આપેલા છે તે તે નામવાળા અનેક પ્રકારોમાંથી અનુક્રમે કોઇ પણ એક દ્વીપ આવે છે. અહિં એ શંકા થશે કે-જ્યારે અસંખ્ય અસંખ્ય દ્વીપ-સમુદ્રોને આંતરે આભરણ-વસ્ત્ર-ગંધ વિગેરે નામવાળા દ્વીપ સમુદ્રો છે તો વચમાં જે અસંખ્ય અસંખ્ય દ્વીપ-સમુદ્રો છે તે કયા નામવાળા છે ? તે શંકાના સમાધાનમાં સમજવું જોઇએ કે—વચમાં વર્તતા તે તે અસંખ્ય દ્વીપ-સમુદ્રો શંખ-ધ્વજ-સ્વસ્તિક ઇત્યાદિ શુભનામવાળા જ છે. અહિં તાત્પર્ય એટલું છે કે વચમાં અસંખ્યદ્વીપ-સમુદ્રો ગમે તે નામવાળા હોય (તેનું અહિં પ્રયોજન નથી) પરંતુ અસંખ્ય અસંખ્ય દ્વીપ-સમુદ્રોને અંતરે ‘आभरण=वत्थ-गंध’ ઇત્યાદિ ગાથામાં કહેલ નામવાળા દ્વીપો અનુક્રમે આવવા જોઇએ ? એમ સમજાય છે વળી આ ચાલુ ગ્રન્થના હિસાબે ‘ રૂચકદ્વીપ’ તેરમો આવે છે ત્યારે શ્રી અનુયોગદ્વારના હિસાબે ‘રૂચકદ્વીપ’ અગીઆરમો છે.

---

૫ ‘ जम्बूद्वीपलवणादयः शुभनामानो द्वीपसमुद्राः ’ इति तत्त्वा० तृतीयाध्याये ।

## ॥ तीर्च्छालोकवर्ति क्रमशः द्वीप–समुद्र स्थापना ॥

૧ જમ્બૂદ્વીપ[1]. ૨ લવણસમુદ્ર. ૩ ધાતકીખંડ[2]. ૪ કાલોદસમુદ્ર. ૫ પુષ્કરવરદ્વીપ[3].

मनुष्यक्षेत्र बहारः—

૬ પુષ્કરવરસમુદ્ર. ૭ વારૂણીવરદ્વીપ[4]. ૮ વારૂણીવરસમુદ્ર. ૯ ક્ષીરવરદ્વીપ[5]. ૧૦ ક્ષીરવરસમુદ્ર.

૧૧ ઘૃતવરદ્વીપ[6]. ૧૨ ઘૃતવરસમુદ્ર. ૧૩ ઇક્ષુવરદ્વીપ[7]. ૧૪ ઇક્ષુવરસમુદ્ર. ૧૫ નંદીશ્વરદ્વીપ[8].

૧૬ નંદીશ્વરસમુદ્ર............हवे अहिंथी त्रिप्रत्यवतार द्वीप–समुद्रो शरु थाय छे.

૧૭ અરૂણદ્વીપ[9]. ૧૮ અરૂણસમુદ્ર. ૧૯ અરૂણવરદ્વીપ. ૨૦ અરૂણવરસમુદ્ર. ૨૧ અરૂણવરાવભાસ દ્વીપ.. ૨૨ અરૂણવરાવભાસસમુદ્ર.

૨૩ કુંડલદ્વીપ[10]. ૨૪ કુંડલસમુદ્ર. ૨૫ કુંડલવરદ્વીપ. ૨૬ કુંડલવરસમુદ્ર. ૨૭ કુંડલવરાવભાસદ્વીપ. ૨૮ કુંડલવરાવભાસસમુદ્ર.

૨૯ અરૂણોપપાતદ્વીપ[11]. ૩૦ અરૂણોપપાતસમુદ્ર. ૩૧ અરૂણોપપાતવરદ્વીપ. ૩૨ અરૂણોપપાતવરસમુદ્ર. ૩૩ અરૂણોપપાતવરાવભાસદ્વીપ. ૩૪ અરૂણોપપાતવરાવભાસસમુદ્ર.

૩૫ શંખદ્વીપ[12]. ૩૬ શંખસમુદ્ર. ૩૭ શંખવરદ્વીપ. ૩૮ શંખવરસમુદ્ર. ૩૯ શંખવરાવભાસદ્વીપ. ૪૦ શંખવરાવભાસસમુદ્ર.

૪૧ રૂચકદ્વીપ[13]. ૪૨ રૂચકસમુદ્ર. ૪૩ રૂચકવરદ્વીપ. ૪૪ રૂચકવરસમુદ્ર. ૪૫ રૂચકવરાવભાસદ્વીપ. ૪૬ રૂચકવરાવભાસસમુદ્ર.

૪૭ ભુજગદ્વીપ[14]. ૪૮ ભુજગસમુદ્ર. ૪૯ ભુજગવરદ્વીપ. ૫૦ ભુજગવરસમુદ્ર. ૫૧ ભુજગવરાવભાસદ્વીપ. ૫૨ ભુજગવરાવભાસસમુદ્ર.

૫૩ કુશદ્વીપ[15]. ૫૪ કુશસમુદ્ર. ૫૫ કુશવરદ્વીપ. ૫૬ કુશવરસમુદ્ર. ૫૭ કુશવરાવભાસદ્વીપ ૫૮ કુશવરાવભાસસમુદ્ર.

૫૯ ક્રૌંચદ્વીપ[16]. ૬૦ ક્રૌંચસમુદ્ર. ૬૧ ક્રૌંચવરદ્વીપ. ૬૨ ક્રૌંચવરસમુદ્ર. ૬૩ ક્રૌંચવરાવભાસદ્વીપ. ૬૪ ક્રૌંચવરાવભાસસમુદ્ર.

पुनः आहथा प्रत्येक शुभवस्तुना नामवाळा सर्व त्रिप्रत्यवतारी असंख्याता द्वीप–समुद्रो, तेज प्रत्येक नामवाळा द्वीप–समुद्रो आंतरे आंतरे असंख्याता आवेला छे; જેમ કે:—

| મૂલદ્વીપ. | મૂલસમુદ્ર. | મૂલવરદ્વીપ. | મૂલવરસમુદ્ર | મૂલવરાવભાસદ્વીપ. | મૂલવરાવભાસસમુદ્ર. |
|---|---|---|---|---|---|
| હાર ,, | હાર ,, | હાર ,, | હાર ,, | હાર ,, ,, | હાર ,, ,, |
| ગંગા ,, | ગંગા ,, | ગંગા ,, | ગંગા ,, | ગંગા ,, ,, | ગંગા ,, ,, |
| મેરૂ ,, | મેરૂ ,, | મેરૂ ,, | મેરૂ ,, | મેરૂ ,, ,, | મેરૂ ,, ,, |
| જંબૂ ,, | જંબૂ ,, | જંબૂ ,, | જંબૂ ,, | જંબૂ ,, ,, | જંબૂ ,, ,, |

– – – – – – – – – – – – – – – –

– – – – – – – – – – – – – – – –

– – – – અ – સં – ખ્ય – દ્વી – પ – સ – મુ – દ્રો. – – – – –

आ प्रमाणे अहिं असंख्यात द्वीप–समुद्रो आवेला छे तेमां सर्वथी छेल्लो त्रिप्रत्यवतार सूर्य नामनो द्वीप–समुद्र आवेल छे. यथा:–

असंख्यातमो:–સૂર્યદ્વીપ. સૂર્યસમુદ્ર. સૂર્યવરદ્વીપ. સૂર્યવરસમુદ્ર. સૂર્યવરાવભાસદ્વીપ. સૂર્યવરાવભાસસમુદ્ર.

॥ इति त्रिप्रत्यवताराः द्वीपसमुद्राः समाप्ताः ॥

हवे अहिं अंतिम प्रत्येकनामवाळा पांच द्वीप–समुद्रो ते आ;—

१ દેવદ્વીપ–દેવસમુદ્ર. ૨ નાગદ્વીપ–નાગસમુદ્ર. ૩ યક્ષદ્વીપ–યક્ષસમુદ્ર. ૪ ભૂતદ્વીપ–ભૂતસમુદ્ર. अंतिम ५ સ્વયંભૂરમણદ્વીપ અને સ્વયંભૂરમણસમુદ્ર.

॥ इति तीर्च्छालोकवर्ति द्वीप-समुद्रस्थापना यन्त्रं समाप्तम् ॥

આ પ્રમાણે કહેલા ત્રિપ્રત્યવતાર દ્વીપ-સમુદ્રો તે સૂર્યવરાવભાસ સમુદ્ર સુધી જાણવા, ત્યારપછી ૧ દેવદ્વીપ, ૨ નાગદ્વીપ, ૩ યક્ષદ્વીપ, ૪ ભૂતદ્વીપ, ૫ સ્વયંભૂરમણદ્વીપ ( અન્તરાલે તે નામોવાળા સમુદ્રો સમજી લેવા ) આ પ્રમાણે [૬]પાંચ દ્વીપ સમુદ્રો છે. આ દ્વીપ સમુદ્રો ત્રિપ્રત્યવતાર નથી તેમજ આ નામવાળા અસંખ્યાતા દ્વીપ પણ નથી, એટલું જ નહિ પણ અસંખ્યાતા (દ્વીપ) સમુદ્રોમાં આ નામનો અન્યસ્થાને દ્વીપ યા સમુદ્ર પણ નથી, એ વિશેષતા છે. અંતિમ સ્વયંભૂરમણદ્વીપ પછી તે નામવાળો સ્વયંભૂરમણસમુદ્ર આવેલો છે. આ સમુદ્રની જગતી બાદ જેનો અંત નથી તેવો અલોક આવેલો છે. આ પ્રમાણે સર્વ દ્વીપ-સમુદ્રનું સ્વરૂપ વર્ણવ્યું, વિશેષ ' શ્રી દીવસાગર પન્નતિ ' ( તથા દ્વીપ-સમુદ્રના કથનમાં પડતો તફાવત વિગેરે ' જીવસમાસાદિ ' ) થી જાણવા પ્રયત્ન કરવો. [ ॥૭૨॥૭૩॥૭૪॥૭૫॥ ]

अवतरण;—હવે સકલ દ્વીપ-સમુદ્રાધિકારની પ્રશસ્તિએ પહોંચેલા એવા ગ્રન્થકાર મહર્ષિ પ્રત્યેક સમુદ્રવર્તી જલ કેવા સ્વાદવાળું છે? તથા તેમાં રહેલા મત્સ્યાદિનું પ્રમાણ કેટલું છે? તે કહે છે;—

**वारुणीवर खीरवरो, घयवर लवणो य हुंति भिन्न रसा ।**
**कालो य पुक्खरोदही, सयंभूरमणो य उदगरसा ॥७६॥**
**इक्खुरस सेसजलहि, लवणे कालोए चरिमि बहुमच्छा ।**
**पण सग दसजोयण सय, तणु कमा थोव सेसेसु ॥७७॥**

સંસ્કૃત છાયા:—

वारुणीवरः क्षीरवरो घृतवरो लवणश्च भवन्ति भिन्नरसाः ।
कालश्च पुष्करोदधिः स्वयम्भूरमणश्चोदकरसाः ॥ ७६ ॥
इक्षुरसाः शेषजलधयः लवणे कालोदे चरिमे बहुमत्स्याः ।
पश्च–सप्त–दशयोजनशत–तनवः क्रमेण स्तोकाः शेषेषु ॥ ७८ ॥

શબ્દાર્થ:—

वारुणीवर=વારૂણીવર સમુદ્ર
खीरवरो=ક્ષીરવર સમુદ્ર
घयवर=ઘયવરસમુદ્ર
लवणो=લવણસમુદ્ર

भिन्नरसा=ભિન્ન રસવાળા
कालो=કાલોદધિ
पुक्खरोदही=પુષ્કરવરસમુદ્ર
सयंभूरमणो=સ્વયંભૂરમણસમુદ્ર

---

६ उक्तं च, देवेन्द्र–नरकेन्द्र प्रकरणे–' देवे नागे जक्खे, भूए य सयंभूरमणे य ।
इक्किके चेव भाणियव्वे तिपडोआरया नत्थि ॥ १ ॥'

## तिर्यग्लोवर्ति असंख्यद्वीप-समुद्रोनो सामान्य देखाव.

उपरना चित्र मुजब जंबूद्वीपथी मांडीने अन्तिम स्वयंभूरमण समुद्र सुधीना द्वीप-समुद्रो एक बीजाने वींटाइने रहेला छे, अने तेओ अनुक्रमे द्वीगुण द्वीगुण विस्तारवाळा थता जाय छे. वळी

[ गाथा ७० थी ७७; पृष्ठ १७४ ]

आदीना नव द्वीप अने नव समुद्र पछी ९६ त्रिप्रत्यावार द्वीप-समुद्रो, बाद असंख्यद्वीप-समुद्रो अने अन्तिमस्वयंभूरमण समुद्र पण दर्शाव्यो छे, ते पूर्ण थतां अलोक शरु थाय छे.

આનંદ પ્રેસ-ભાવનગર.

| | |
|---|---|
| उदगरसा=પાણીના સ્વાદવાળા | पण–सग–दस जोयणसय=૫૦૦–૭૦૦–૧૦૦૦ યોજન |
| इक्खुरस=ઇક્ષુરસના | तणु कमा=શરીરવાળા અનુક્રમે |
| सेसजलहि=શેષ સમુદ્રો | सेसेसु=શેષ સમુદ્રોમાં |
| चरिमि=સ્વયંભૂરમણમાં | |

गाथार्थ:—વિશેષાર્થવત્ ॥ ૭૬–૭૭ ॥

विशेषार्थ:—પહેલો લવણસમુદ્ર, ચોથો વારૂણીવર સમુદ્ર, પાંચમો ખીરવર અને છઠ્ઠો ઘૃતવર એટલા સમુદ્રોના પાણી પોતપોતાના નામો પ્રમાણે ગુણવાળા અર્થાત્ ભિન્ન ભિન્ન રસવાળા છે એટલે કે लवण=ખારૂં એટલે ખારાપાણીવાળો તે લવણ સમુદ્ર, वारुणीवर=તે મદિરા શ્રેષ્ઠ=શ્રેષ્ઠ મદિરા[૭] ( દારૂ ) સરખું જલ છે જેમાં તે, खीरवर[૮]–શ્રેષ્ઠ દુધ સરખા સ્વાદવાળું પાણી જેમાં છે તે અને घृतवर તે ઉત્તમ [૯]ઘી સમાન સ્વાદવાળું જલ જેમાં હોય છે તે.

બીજો કાલોદધિ, ત્રીજો પુષ્કરવર અને ચરિમ સ્વયંભૂરમણ એ ત્રણે સમુદ્રો કુદરતી [૧૦]પાણી સરખા સ્વાદવાળા છે, અને બાકીના સકલ ( અસંખ્યાતાએ ) સમુદ્રો [૧૧]इक्षु–નામ શેલડીના રસ સરખા આસ્વાદવાળા છે.

આ સર્વસમુદ્રો પૈકી લવણસમુદ્રમાં ઉત્સેધાઙ્ગુલના માનવડે ૫૦૦ યોજનના, બીજા કાલોદધિ સમુદ્રમાં ૭૦૦ યોજનના અને છેલ્લા સ્વયંભૂરમણસમુદ્રમાં ૧૦૦૦ યોજનના ઉત્કૃષ્ટ પ્રમાણવાળા મત્સ્યો ( મગરો ) વિગેરે હોય છે, તે સિવાયના શેષ

૭. ચંદ્રહાસાદિ ઉત્તમ મદિરાવાળું પરંતુ અહિંની જેમ ગંધાતા દુર્ગંધી દારૂ સરખું નહિં.

૮. આ પાણી દુધ સરખું છે પણ દુધ સમાન નથી–દુધ જેવું શ્વેત વર્ણે છે ચાર શેર દુધમાંથી ત્રણ શેર બાળીને શેર દુધ રાખી તેમાં શર્કરા નાખી પીતાં જેવી મીઠાશ લબ્ધ થાય તેવી મીઠાશવાળું આ પાણી છે, તથા ચક્રવર્તી જેવાની જે ગાયનું દુધ પીએ તેનાથી એ અધિક મીઠાશવાળું આ પાણી પીનારને લાગે છે તથાપિ આ દુધથી દુધ-પાકાદિ ન થાય. આ સમુદ્રના ઉત્તમ પાણીને ઇંદ્રાદિક દેવો પરમતારક દેવાધિદેવોના જન્મ કલ્યાણક પ્રસંગે અભિષેકમાં વાપરે છે.

૯. આ પાણી ઘી સરખું એટલે ઘી નહિ પરંતુ તેના જેવા સ્વાદવાળું, કારણ કે ઘી જેવું હોય તો તેથી પૂરી વિગેરે તળાય પરંતુ તેમ થતું નથી.

૧૦ અતિશય નિર્મળ સુંદર અને હલકું ( આહાર શીઘ્ર પચાવે તેવું ) તેમજ અમૃત જેવી મીઠાશવાળું પાણી સમજવું.

૧૧ આ પાણી શેલડીના રસ સરખા સ્વદવાળું, પરંતુ શેરડીનો રસ ન સમજવો. આ પાણી ચતુર્જાતક ( તજ એલાઇચી કેસર અને મરી ) વસ્તુને ચાર શેર શેલડીના રસમાં નાખી ઉકાળતાં ત્રણ શેર બળવા દઇ એક શેર બાકી રાખીને પીવાથી તેમાં જેવા પ્રકારની મીઠાશનો અનુભવ પ્રાપ્ત થાય તેથી અધિક મીઠાશ આ સર્વ સમુદ્રોના જલની જાણવી.

સમુદ્રોમાં ઉક્ત પ્રમાણથી ક્રમે ક્રમે અલ્પ અને ભિન્ન ભિન્ન પ્રમાણવાળા મત્સ્યાદિ હોય છે, ઉપર કહેલા ત્રણે સમુદ્રોમાં વિશેષે કરીને ઘણા મત્સ્યો હોય છે જ્યારે અન્ય સમુદ્રોમાં અલ્પ હોય છે.

વિશેષમાં લવણસમુદ્રમાં સાત લાખ કુલકોટિ મત્સ્યો હોય, કાલોદધિમાં નવ-લાખ કુલકોટિ અને સ્વયંભૂરમણસમુદ્રમાં સાડાબાર લાખ કુલકોટિ મત્સ્યો હોય છે.

## ॥ सर्वसमुद्राश्रयी जलवर्णन तथा मत्स्य प्रमाण यंत्र ॥

| | | |
|---|---|---|
| લવણ સમુદ્રનું | લવણ (ખારૂં) પાણી છે | ૫૦૦ યોજન ઉત્કૃષ્ટ |
| કાલોદધિ ,, | મેઘ જલવત્ | ૭૦૦ યો૦ ,, |
| પુષ્કરવર ,, | ,, | ન્હાના ન્હાના પ્રમાણવાળા |
| વારૂણીવર ,, | મદિરા સમાન | ,, ,, |
| ક્ષીરવર ,, | દુધ સમાન | ,, ,, |
| ઘૃતવર ,, | ગાયના ઘૃત સમાન | ,, ,, |
| અસંખ્યાતા ,, | સર્વ ઇક્ષુ રસ સમાન | જુદી જુદી જાતના ,, |
| સ્વયંભૂરમણ ,, | વર્ષાદના વારિવત્ | ૧૦૦૦ યોજન ઉત્કૃષ્ટ ,, |

પ્રત્યેક દ્વીપ-સમુદ્રો વજ્રમયજગતીથી વીંટાએલા છે, જેમ નગરને કિલ્લો રક્ષણાર્થે હોય છે, તેમ આ જગતી મૂળમાં બાર યોજન, મધ્યભાગે આઠ યોજન અને શિખર ઉપર ચાર યોજન પહોળી હોય છે તથા એકંદર વજ્રરત્નથી શોભતી આ જગતી આઠ યોજન ઉંચી હોય છે.

આ જગતી ઉપર અનેક પ્રકારના વિવિધ વર્ણમય રત્નથી સુશોભિત પદ્મ-વર વેદિકા હોય છે. આ વેદિકા બે ગાઉ ઉંચી અને ૫૦૦ ધનુષ્ય વિસ્તારવાળી છે. આ વેદિકાની બન્ને બાજુ ઉત્તમ પ્રકારના જુદી જુદી જાતના વૃક્ષોવાળાં, ઘણી જાતના દેખાવોવાળાં શ્રેષ્ઠ વનો આવેલાં છે. આ વનખંડોમાં વ્યન્તર દેવ-દેવીઓ અનેક પ્રકારની ક્રીડાઓ કરે છે.

આ જગતીના મધ્યભાગે ચારે બાજુ ફરતું ઉક્તવેદિકાના પ્રમાણવાળું ગવાક્ષકટક ( ઝરૂખો ) આવેલું છે. એ કટકમાં વ્યન્તર દેવદેવીઓ સમુદ્રની લીલા-સુંદર લહેરોને અનુભવતાં વિવિધ પ્રકારની હાસ્યાદિક્રીડાઓ કરતાં અનેક જાતનાં સુખોને અનુભવે છે. [ ૭૬ ॥ ૭૭ ]

**इति प्रस्तुतद्वितीयभुवनद्वारे प्रासङ्गिकद्वीपसमुद्राधिकारः समाप्तः॥**

# ॥ तृतीयं द्वीप-समुद्राधिकारे लघु परिशिष्टं नं. ३ ॥

## ભરતી ઓટનું સત્ય કારણઃ—

તીર્ચ્છાલોકવર્તી અસંખ્યાતા દ્વીપસમુદ્રો પૈકી ફક્ત એક લવણસમુદ્રમાં જ ભરતી ઓટનો પ્રસંગ વર્તે છે, આપણે ૧ લાખ યોજનના જંબૂદ્વીપમાં આવેલા ભરતક્ષેત્ર માત્રમાં રહીએ છીએ, આ ભરતક્ષેત્રની ( ઉત્તરદિશા સિવાય ) ત્રણે દિશાએ લવણસમુદ્ર આવેલો હોવાથી આ ભરતક્ષેત્રવર્તી માનવોને લવણસમુદ્રમાં થતા ભરતી–ઓટના પ્રસંગો વિશેષ પ્રકારે જોવામાં આવે છે, લવણસમુદ્ર જંબુદ્વીપને ચારે બાજુએથી વીંટાઇને વલયાકારે રહેલો છે અને તેનો ચક્રવાલ ( વલય ) વિષ્કંભ બે લાખ યોજન પ્રમાણ છે, આ સમુદ્રમાં ૧૦૦૦૦ યોજનના વિસ્તારવાળી અને સમભૂતલાની સમસપાટીથી ૧૬૦૦૦ યો૦ અને સમુદ્રતલથી ૧૭૦૦૦ યોજન ઉંચી જલવૃદ્ધિ થાય છે, એ જલવૃદ્ધિની નીચે ચારે દિશાઓમાં એકએક મોટા પાતાલકલશો આવેલા છે, આ કલશા મોટા ઘડાના આકાર સરખા છે અને વજ્રરત્નના હોય છે, આની ઠીંકરીની જાડાઇ ૧૦૦૦ યોજનની, ૧૦૦૦૦ યોજન બુંધે–નીચે પહોળા અને તેટલાજ ઊર્ધ્વસ્થાને પણ પ્હોળા એટલે કે ૧૦૦૦૦ યોજનના પ્હોળા મુખવાળા, મધ્યભાગે પ્હોળાઇમાં ૧ લાખ યોજન પ્રમાણના અને ૧ લાખ યોજન ભૂમિમાં ગયેલા છે, જેથી સમભૂમિની સમસપાટીથી ૧ લાખ યો૦ ઉપરાંત ૧૦૦૦ યોજન પ્રમાણ પૂર્ણ થયે નીચે કળશનું તળીયું આવે છે તથા ઉપરથી ચારે કલશાઓ સમસપાટીમાં રહેલા છે. પૂર્વદિશાના કળશનું નામ ' वडवामुख ' દક્ષિણદિશામાં ' केयूप ' પશ્ચિમ દિશામાં ' यूप ' અને ઉત્તર દિશામાં ' ईश्वर ' આ પ્રમાણે મહાકલશો આવેલા છે, એક કળશથી બીજા કળશનું અંતર ૨૧૯૨૬૫ યોજનનું છે. અને તે દરેક અંતરની પ્હોળાઇ વિસ્તારમાં ૧૦૦૦૦ યોજનની છે, એ વિસ્તારમાં લઘુ પાતાલકલશોની નવ પંક્તિઓ સમાય છે, ( જે ચિત્રો જોવાથી વિશેષ ખ્યાલમાં આવશે ) એ નવે પંક્તિના થઇ એક કળશના આંતરમાં ૧૯૭૧ લઘુપાતાળ કલશાઓ છે, એમ ચારે કળશના આંતરની નવે પંક્તિના કુલ ૭૮૮૪ લઘુપાતાલકલશો આવેલા છે. પ્રત્યેક કળશો ઉપર ૦॥ પલ્યોપમના આયુષ્યવાળા અધિપતિ દેવો હોય છે, આ લઘુપાતાલકલશો મોટા ચાર કલશોની અપેક્ષાએ પ્રમાણમાં તેનાથી ૧૦૦ મા ભાગે જાણવા, આ કળશો સચિત્ત પૃથ્વીના વજ્રરત્નમય છે.

આ ચારે મહાપાતાળ કલશો ઉપર અનુક્રમે ૧ પલ્યોપમના આયુષ્યવાળા કાલ–મહાકાલ–વેલંબ–પ્રભંજન એ ચારે દેવો અધિપતિ તરીકે હોય છે. આ ચારે મહાકલશોની ૧ લાખ યોજનની ઉંડાઇને ત્રણ ભાગે વહેંચતાં ૩૩૩૩૩⅓ યોજન પ્રત્યેક ભાગમાં પ્રાપ્ત થાય છે. તેમાં પ્રથમ ભાગના ૩૩૩૩૩⅓ ભાગમાં કેવળ વાયુ ભરેલો છે–મધ્યના ૩૩૩૩૩⅓ ભાગમાં વાયુ અને

જળ બંને હોય છે. અને ઉપરના ૩૩૩૩૩⅓ ભાગે કેવળ જળ હોય છે. ( લઘુ કલશમાં પણ આજ ક્રમ સમજવો, પરંતુ પ્રમાણ ઓછું સમજવું. )

હવે નીચેના બન્ને ભાગમાં વાયુ રહેલો હોવાથી કુદરતીજ તેમાં મોટા વાયરા વાય છે અને તે વાયુ અત્યન્ત ક્ષોભ પામે છે. ક્ષોભ પામે એટલે આજુબાજુ નીકલવાનો માર્ગ જોઇએ અને માર્ગ તો છે નહિ ત્યારે ઉંચો ઉછળે છે. ( જેમ મનુષ્યોના ઉદરમાં રહેલો શ્વાસોશ્વાસ-પ્રાણવાયુ સ્વાભાવિક ઊર્ધ્વ થઈ ઉચ્છ્વાસરૂપે બહાર નીકળે છે તેમ. ) બહાર નીકળવાને ઇચ્છતો એવો વાયુ નીચેથી ઉછળતો ઉછળતો ત્રીજા ભાગમાં રહેલા જળને અને પરંપરાએ કળશની ઉપરના જળને ઉછાળે છે, જેથી ૧૬૦૦૦ યોજનની શિખારૂપે રહેલું ઉંચું જળ જ્યારે વાયુ ક્ષોભ પામે ત્યારે તે શિખાના અંતથી ઉપર બે ગાઉ વૃદ્ધિ પામે છે. આ જળવૃદ્ધિ જગત્ સ્વભાવાત્ તથા વેલંધર-નાગકુમાર દેવાના[૧૨] ત્રણે દિશાવર્તી પ્રયત્નથી ત્રણે બાજુએ તેમજ સમુદ્રના જ બહારના પ્રતિકૂળ મોટા વાયરાથી આગળ વધતી અટકે છે, કારણ કે તે દેવો મોટા કડછાવડે આગળ વધતા પાણીને અટકાવે જાય છે નહિં તો એ સમુદ્રવેલની વૃદ્ધિ થયે અનેક નગરોને એકજ સપાટામાં ઉજ્જડ બનાવી નાખે, પરંતુ સમુદ્ર મર્યાદા છોડતોજ નથી, જેથી કંઇપણ નગરાદિ સ્થળો જલમય થઇ શકતા નથી એ એનો અનાદિ સિદ્ધસ્વભાવ છે. આ કલશાનો વાયુ જ્યારે શાન્ત થાય છે ત્યારે જલવૃદ્ધિ અને ગયેલું દૂરવર્તી છીછરું પાણી ક્રમે ક્રમે ઘટતું સ્વસ્થાન ઉપર આવી જાય છે. આ જલ-વૃદ્ધિ પ્રત્યેક દિવસમાં બે વાર થાય છે, તેમાં પણ અનુક્રમે અષ્ટમી-ચતુર્દશી અને પૂર્ણિમા વિગેરે દિવસોમાં તો તે વાયુ સ્વાભાવિક રીતે અત્યન્ત ક્ષોભ પામે છે તેથી જલવૃદ્ધિ તે તે દિવસોમાં ઘણી જોરમાં હોય છે. આ પ્રમાણે પાતાળકળશામાં રહેલા વાયુના ક્ષોભથી સોળહજાર યોજન ઉંચી લવણસમુદ્રની જળશિખા ઉપર બે ગાઉ ઉંચી પાણીની વેલ વધવી અને તેના પરિણામે લવણસમુદ્રના દરેક વિભાગમાં તરંગો સાથે પાણીનું જંબૂ-ધાતકીની જગતી તરફ વધવું તેને ભરતી કહેવાય છે અને તે શાંત થયે ઓટ કહેવાય છે.

અન્યદર્શનકારો તેમજ પાશ્ચાત્ય વિદ્વાનો ચન્દ્રકળાની વૃદ્ધિ એ ભરતીનું અને ચન્દ્ર-કળાની હાનિ એ ઓટનું કારણ માને છે, પરંતુ યુક્તિ તેમજ [૧૩]શાસ્ત્રીય દૃષ્ટિથી વિચાર કરતાં ભરતી ઓટનું કારણ તો ઉપર દર્શાવ્યું તે છે.

**પ્રશ્ન**—લવણસમુદ્રમાં થતા ભરતી ઓટ સાથે અહિંના સમુદ્રનો શું સંબંધ ?

---

૧૨ આ જલવૃદ્ધિને અટકાવનારા નાગકુમાર નિકાયના ૧૭૪૦૦, દેવો હોય છે. શ્રી સંઘના પ્રબળ પુન્યોદયેજ અને તથાવિધ જગત્ સ્વભાવેજ જલવૃદ્ધિ વૃદ્ધિ પામતી અટકે છે.

૧૩ જો ચન્દ્રકળાની હાનિ-વૃદ્ધિને અંગેજ ભરતી ઓટ થતા હોય તો ચન્દ્રકળાથી બિલકુલ રહિત અમાવાસ્યાની રાત્રિએ ભરતીનું પ્રમાણ કેમ વધારે હોય છે ? તેમજ અક્ષયતૃતીયા વિગેરે ભરતીના દિવસોમાં ચન્દ્રકળાની વૃદ્ધિનું કારણ ક્યાંથી આવ્યું ? તથા દિવસે પણ ભરતી ઓટ થાય છે તો તે વખતે ચન્દ્રકળા તો દેખાતી જ નથી !

## ॥ पाताल कलश ॥

લવણસમુદ્રના અતિમધ્યભાગે ચાર દિશાએ ચાર મોટા પાતાળકળશ છે, તે દરેક રત્નપ્રભાપૃથ્વીમાં ૧૦૦૦૦૦ યોજન ઊંડા છે, ૧૦૦૦૦૦ યોજનનું પેટ છે. ૧૦૦૦૦ યોજન પહોળું મુખ છે, અને તેટલું જ પહોળું બુધ્ન ( બુંધું ) છે, ૧૦૦૦ યોજન જાડી ઠીકરી છે, તેના ઉંચાઇના $\frac{1}{3}$ ભાગમાં ( ૩૩૩૩૩$\frac{1}{3}$ યો૦ માં ) નીચે કેવળ વાયુ, ઉપરના બીજા $\frac{1}{3}$ ભાગમાં જળ અને વાયુ, તથા ઉપરના $\frac{1}{3}$ ભાગમાં કેવળ જળ છે.



$\frac{1}{3}$ ભાગમાં રહેલા મહાવાયુઓ ક્ષોભ પામવાથી સમુદ્રનું જળ ઉછળે છે તેથી ભરતી ઓટ થાય છે. દિવસમાં બેવાર સામાન્યથી અને અમાવાસ્યાદિ તિથિઓમાં અત્યંત વાયુ ક્ષોભ થાય છે.

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ–ભાવનગર.

**ઉત્તર**—અહિંઆં જે સમુદ્ર આપણે જોઇએ છીએ તેને આપણે એક અગાધ સમુદ્ર આપણી સ્થૂલદૃષ્ટિથી કહી શકીએ, બાકી લવણસમુદ્રની અપેક્ષાએ દેખાતો આ સમુદ્ર એક ખાડી માત્ર છે કારણ કે આ સમુદ્ર એ લવણસમુદ્રનીજ નહેર ( સરખો ) છે જે નીચેની બીનાથી સમજી શકાય છે– જ્યારે અસંખ્ય વર્ષપર થયેલા સગર નામા ચક્રવર્તીએ સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ )માં વર્તતા શ્રીશત્રુંજયપર્વત ઉપર રહેલા મણિરત્નમય શ્રીજિનબિંબોનું કલિકાલના જીવોની વધતી લોભવૃત્તિના કારણે રક્ષણ કરવા આ શાશ્વત અને મહાપવિત્ર પહાડની ફરતો હું સમુદ્રને મૂકું જેથી આ રત્નમયબિંબોનું લોભમાં આસક્ત થયેલા પંચમકાળના જીવોથી રક્ષણ થાય, એવો વિચાર લાવી લવણસમુદ્રના અધિષ્ઠાયક **સુસ્થિત** દેવનું આરાધન કરી લવણસમુદ્રના જળને શત્રુંજયપર્વતની ફરતું મૂકવા તે દેવને ફરમાન કર્યું. આજ્ઞાને તાબે થએલા દેવે જંબૂદ્વીપના પશ્ચિમદ્વારેથી લવણસમુદ્રનું જળ વાળ્યું, અને ઠેઠ હાલમાં શત્રુંજય–પાલીતાણા પાસે આવેલા તાલધ્વજ પર્વત ( ગામ તલાજા ] સુધી જળ લાવ્યા, એવામાં ઇન્દ્રમહારાજાએ ભરતમાં વર્તતા ભાવોનું નિરીક્ષણ કરવા ઉપયોગ મૂકયો, મૂકતાં આ અનિચ્છનીય બનાવ જોઇ તૂર્તજ સ્વર્ગમાંથી પૃથ્વીઉપર આવી તે ચક્રવર્તીને ઉદ્દેશીને કહ્યું, કે હે સગર ! કલિકાળમાં થનારા જીવોને શ્રીસિદ્ધાચલતીર્થ એ આ સંસારસમુદ્રમાંથી છૂટવા માટે અણમોલ કારણ છે. જો કલિકાળના જીવો એ તીર્થના દર્શનને નહિ પામે તો તે બીચારાને તરવાને પ્રબળ કારણ કયું ? આ શત્રુંજયપર્વત અનંતા સિદ્ધજીવોનું સ્થાન હોવાથી તેની એક રજ પણ પવિત્ર છે. આપણે બોલીએ છીએ કે ' કાંકરે કાંકરે અનંતા સિધ્ધ્યા. ' આ પર્વતને સ્પર્શ કરનાર કોઇ પણ જીવ માત્ર અવશ્ય 'ભવ્ય' કહેલો છે. સર્વપર્વતોમાં આ પહાડ પવિત્ર છે, આના વિમલાચલ*, શત્રુંજય, સિદ્ધક્ષેત્ર–ઇત્યાદિ અનેક નામો પડેલાં છે. માટે જો આ તીર્થ ફરતો સમુદ્ર મુકાશે તો આલંબન વિના ભવ્યાત્માઓની શી દશા થશે !

આ પ્રમાણે તેની આગળ સર્વ માહાત્મ્ય વર્ણવતાં તૂર્તજ તે સમુદ્રને શત્રુંજય ફરતો મૂકતાં અટકે છે, અને એથી અત્યારે પણ જોઇ શકીશું કે એ સમુદ્ર તલાજા સુધી આવેલો છે અને જાણે પાછો વળી ગયો હોય તેવો લાગે છે. ત્યાં આગળ સામો કિનારો પણ દેખાય છે. વિશેષ માટે જુઓ शत्रुंजय माहात्म्य–सर्ग ८, આ આવેલ સમુદ્ર જે આપણે દેખીએ છીએ એના વિભાગ ઓળખી શકાય તે માટે તે તે સ્થાનોની અપેક્ષાએ અનેક નામો થયાં છે. **આ પ્રમાણે આ દૃશ્યમાન્ સમુદ્રનો સંબંધ લવણસમુદ્ર સાથે હોવાથી આવી મહાન્ જલવૃદ્ધિનું બળ બધેય અસર કરે એમાં વિચારવા જેવું રહેતું નથી.**

આ પાતાલ કળશાઓ અન્ય કોઇ સમુદ્રમાં નથી જેથી લવણસમુદ્ર સિવાય અન્ય સમુદ્રોમાં ભરતી ઓટ પણ નથી.

---

* यदुक्तं श्रीहीरसौभाग्यटीकायाम्—

' सर्वेषामपि शैलानामुन्नतो विमलाचलः ।
यद्यारोहेण लोकाग्रं, प्राप्यते बालकैरपि ॥ १ ॥ '

તીર્ચ્છાલોકવર્તી અસંખ્યાતા દ્વીપસમુદ્રો આવેલા છે. અન્ય દર્શનકારો સાત દ્વીપ (ને સાત) સમુદ્ર માને છે, તેમ માનવામાં શું કારણ બન્યું તે આગળ આવે છે, પરંતુ અહિં એટલું જણાવવું જરૂરી છે કે—સર્વજ્ઞ ભગવંતો કદાપિ અન્યથા બોલતાજ નથી, જેઓએ રાગદ્વેષનો નિર્મૂલ ક્ષય કર્યા પછીજ જે વચનોચ્ચાર કર્યો હોય તે સર્વથા સત્ય જ હોય છે, કારણ કે અસત્ય બોલવાનાં કારણોનો તેઓએ ક્ષય કર્યો છે. તે સર્વજ્ઞ પ્રભુના વચનમાં સંશયને તો સ્થાનજ હોતું નથી. જેઓએ અલ્પબુદ્ધિ કે અલ્પજ્ઞાન થવાથી જે જે વસ્તુને જેટલા રૂપમાં દેખી તેથી તેટલી કહી, પરંતુ તેથી તે તેટલીજ છે અથવા વસ્તુ આગળ છે જ નહિ એમ કેમ કહેવાય ?

## ॥ सातद्वीपनुं मन्तव्य ॥

આ સાત દ્વીપ-સમુદ્રની પ્રરૂપણા ભગવાન મહાવીર મહારાજાના સમકાલીન શિવ-નામા રાજર્ષિ હતા તેઓએ કરી છે, તેઓને ઉગ્ર તપસ્યા તપતાં અલ્પપ્રમાણનું વિભંગજ્ઞાન થયું, તે જ્ઞાનથી યાવત્ સાત દ્વીપસમુદ્રો દેખી શકયા, આગળ જોવાની શક્તિ જેટલું જ્ઞાન નહિં હોવાથી ન દેખી શકયા તેથી તે રાજર્ષિએ '૭ દ્વીપ-સમુદ્રોજ માત્ર લોકમાં છે,' આ પ્રરૂપણા સર્વત્ર પ્રસરાવી. લોકો તો ગાડરિયા પ્રવાહ જેવા છે-તે લઇ ચાલ્યા. આ વાત ભગવાન મહાવીર મહારાજાએ જાણી અને સર્વજ્ઞ ભગવંતે તે વસ્તુનો સત્ય સ્ફોટ કર્યો, તે વાત કર્ણોપકર્ણ શિવરાજર્ષિએ જાણી, તેઓએ પણ ભગવાન સમીપેજ આવી પ્રશ્નોત્તર કરવા માંડ્યા (જુઓ શ્રી ભગવતીસૂત્ર શ૦ ૧૧, ઉ૦ ૯ મો.) છેવટે પોતાનું સમાધાન થયું અને પોતાને થએલ શંકાનું નિવારણ કરનાર પરમકારૂણિક પરમાત્મા [૧૪]મહાવીરદેવ ઉપર થએલા પ્રેમને લઇ ભાવના ભાવતાં તેમણે પણ તે વસ્તુ દેખી શકવાને સમર્થ એવું કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું જેથી સ્વશંકા દૂર થઈ, પરંતુ પૂર્વે પ્રસરેલી વાત પૂર જોસમાં ફેલાએલી અને એ માન્યતાને પાછળથી થએલા અલ્પજ્ઞ રૂષિ-ઓએ સર્વજ્ઞની મહત્તા ઘટાડવા તથા તેથી જુદાપણું બતાવવા સર્વજ્ઞથી વિરૂદ્ધ વાત પુરાણાદિમાં પ્રક્ષેપી, આથી તે વાયકા અત્યાર સુધી ચાલી આવી છે. આજ સમુદ્રને માન્ય કરનારાઓ ઘડીભર વિચાર કરે કે જ્યારે એ રાજર્ષિને જ્યાં સુધી જ્ઞાન નહોતું થયું અને દ્વીપસમુદ્રની પ્રરૂપણા કરી ન હતી ત્યારે દ્વીપસમુદ્રને અંગે તેઓ શું માનતા હશે ? અરે! હમણાનો દાખલો વિચારીએ કે—જ્યારે કોલંબસે અમેરિકા શોધ્યો ન હતો, ત્યાં સુધી પૃથ્વી અમુક પ્રમાણમાં મનાતી હતી! જેમ જેમ તેઓમાં સંશોધન શક્તિનો વિકાસ વધ્યો તેમ તેમ આગળ વધતા ગયા. થોડાક સમય પહેલાં પાશ્ચાત્યોએ અમેરિકાથી પણ આગળ ભૂમિનું શોધન કર્યું છે અને હજુપણ સ્વશક્તિનો વિકાસ કરી રહેલા છે. તેમ અહિં પણ જેટલે જેટલે અંશે જ્ઞાનશક્તિનો વિકાસ વૃદ્ધિ પામતો જાય તેટલે તેટલે અંશે અવશ્ય અતીન્દ્રિય વસ્તુઓ પણ આત્મસાક્ષાત્ થતી જાય, એથી વસ્તુનો

---

૧૪ શિવરાજઋષિ વિપર્યય દેખતોરે, દ્વીપસાગર સાત સાતરે,
વીરપસાયે દોષ વિભંગ ગયોરે, પ્રગટ્યો અવધિગુણ વિખ્યાતરે. [ज्ञानपं० देववंदन]

અભાવ તો નજ કહી શકાય. અતીન્દ્રિય વસ્તુને જો શ્રદ્ધાગમ્ય ન ગણવામાં આવે અને તેની સામે હલ્લો મચાવાય, દલીલો રજુ કરાય તો હું તેવા આત્માઓને સંદેશું છું કે–તમારા બાપાના બાપા થઇ ગયા એને તમે દેખ્યા હતા? જવાબમા ના જ. એમ છતાં તે અતીન્દ્રિય પિતાના પિતા તો હતા ' તેવું અસ્તિત્વ કેમ વિચારી શકો છો? માટે અતીન્દ્રિય એવી વસ્તુઓ પણ શ્રદ્ધાથી–યુક્તિથી માન્ય રાખવી પડે છે, નહિં તો પરભવને ( પરલોકને ) વિષે શંકા ઉત્પન્ન થાય અને નાસ્તિકવાદીઓના મતમાં ઉભું રહેવું પડે. જૈન સિદ્ધાન્તકારોએ બાળજીવોના હિતાર્થે આશ્ચર્યરૂપ એવા પદાર્થો પણ યુક્તિ–શ્રદ્ધાગમ્ય થાય તે માટે અનેકાનેક યુક્તિઓ આપી છે, પરંતુ જે પદાર્થો યુક્તિથી પણ ન સમજાવી શકાય એવા હોય ત્યાં ' શ્રદ્ધા ' એ જ પ્રમાણ છે. એથી તો ક્ષેત્રસમાસના કર્તા જણાવે છે કેઃ—

' सेसाण दीवाण तहोदहीणं, विआरविस्थारमणोरपारम् ।
सया सुयाओ परिभावयंतु, सव्वंपि सव्वन्नुमइक्कचित्ता ॥ १ ॥ '

અર્થઃ—શેષ દ્વીપ–સમુદ્રોની બુદ્ધિથી પાર ન પામી શકાય તેવી અપાર વિચારણાના સર્વ સ્વરૂપને સર્વજ્ઞના મતમાં એક ચિત્તવાળા થઇને શ્રુતના અનુસારે પરિભાવો (વિચારો.) આ કથનમાં ગંભીર ઉદ્દેશ સમાયેલો છે. જ્ઞાનીએ આપણને ટુંકામાં સમજાવી દીધું કે જો આગમપ્રમાણ યા સર્વજ્ઞપ્રમાણ વસ્તુનું શ્રદ્ધાપણું નહિ વિચારીએ તો તો સમગ્ર ચૌદરાજ લોકનું એવું આશ્ચર્યકારક સ્વરૂપ છે કે જે સ્વરૂપ કોઇ પણ દર્શનમાં કોઇ પણ ઠેકાણે નથી અને હોય તો તે જૈનદર્શનકારકને ત્યાંજ છે. કારણકે સર્વજ્ઞ ભગવંતનું કથન! તેમાં શું પૂછવાનું? માટે તે બધા સ્થાને શ્રદ્ધા ઉડી જશે, કારણકે જ્યાં યુક્તિઓ કામ કરતી ન હોય એવા અતીન્દ્રિય પદાર્થોને સમજાવવા ક્યાંથી? તું એટલોજ વિચાર કર કે આપણી બુદ્ધિ કેટલી? કૂપ મંડૂક જેટલી અને જ્ઞાનીના જ્ઞાનની અગાધતા કેટલી? ગામડાના ગામડીઆઓ વિલાયત પેરીસ જેવા શહેરોની ગ્રામ્યાપેક્ષાએ મહાન્ સુરમ્યતાને સમજી પણ શું શકે? અતીન્દ્રિય પદાર્થોની શ્રદ્ધા માટે નંદીવૃત્તિમાં શ્રીમાન્ મલયગિરિજી મહારાજાએ કહ્યું છે કેઃ—

' समानविषया यस्माद्बाध्यबाधकसंस्थितिः ।
अतीन्द्रिये च संसारे–प्रमाणं न प्रवर्तते ॥ १ ॥ '

એ વચનને અનુસરી હે ભવ્યાત્માઓ તમે સર્વજ્ઞભાષિત વચનમાં શ્રદ્ધાવાળા થાઓ; જે શ્રદ્ધાને પામી પરંપર કર્મક્ષય કરતાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરી સ્વતઃ સર્વજ્ઞપણું પ્રાપ્ત કરી સર્વવસ્તુને આત્મસાક્ષાત્ જોનારા થઇ શકો.

વધુમાં આ અસંખ્યાતા દ્વીપ–સમુદ્રોની રત્નમય જગતીઓનું પ્રમાણ એક સરખું હોવાથી દેવોને અથવા તેવા વિશિષ્ટજ્ઞાનીને તેનો કોઇ વિલક્ષણ દેખાવ થઇ પડે છે.

**॥ इति तृतीयं द्वीप–समुद्राधिकारे लघुपरिशिष्टम् ॥**

## सर्वद्वीपसमुदायाश्रयी चन्द्र–सूर्यसंख्याकरण तथा अन्तरविचार ॥

अवतरण;—પૂર્વે અસંખ્યાતા દ્વીપ–સમુદ્રનું વર્ણન કરવાપૂર્વક પ્રત્યેક સમુદ્રના પાણીનો સ્વાદ તેમ જ વર્ણ કેવો હોય ? તે જણાવ્યા બાદ હવે જ્યોતિષીનિકાયનો વિષય ગ્રહણ કરતાં પ્રથમ મનુષ્યક્ષેત્રમાં કેટલા ચન્દ્ર–સૂર્ય હોય તે બતલાવવા પહેલાં અસંખ્ય દ્વીપ–સમુદ્રો પૈકી કયા દ્વીપ–સમુદ્રમાં કેટલા–કેટલા ચન્દ્ર–સૂર્ય હોય ? તે જાણવા માટે બે ગાથાવડે 'કરણ' નો નિર્દેશ કરવામાં આવે છે. આ બાબતમાં ત્રણ મત છે તેમાં ગ્રન્થકાર મહર્ષિ પ્રથમ પોતાનો મત જણાવે છે;—

**[15]दो ससि दो रवि पढमे, दुगुणा लवणम्मि धायईसंडे ।**
**बारस ससि बारस रवि तप्पभिइ निदिट्ठ ससि–रविणो ॥७८॥**

**तिगुणा पुविल्लजुया, अणंतराणंतरंमि खित्तम्मि ।**
**कालोए बायाला, बिसत्तरि पुक्खरद्धम्मि ॥ ७९ ॥**

સંસ્કૃત છાયા;—

द्वौ शशिनौ द्वौ रवी प्रथमे द्विगुणा लवणे धातकीखण्डे ।
द्वादश शशिनो द्वादश रवयस्तत्प्रभृतिनिर्दिष्टशशिरवयः ॥ ७८ ॥
त्रिगुणाः पूर्वयुक्ता अनन्तरेऽनन्तरे क्षेत्रे ।
कालोदे द्वाचत्त्वारिंशत् द्विसप्ततिः पुष्करार्धे ॥ ७९ ॥

---

૧૫ સરખાવો;—' धायइसंडप्पमिइ, उद्दिट्ठा तिगुणिया भवे चंदा ।
आइल्लचंदसहिया ते हुंति अणंतरं परतो ॥ १ ॥
आइच्चाणंपि भवे एसेव विही अणेण कायव्वो ।
दीवेसु समुद्देसु य एमेव परंपरं जाण ॥ २ ॥'

## શબ્દાર્થ;—

| | |
|---|---|
| लवणम्मि=લવણસમુદ્રને વિષે | पुव्विल्लजुया=પૂર્વના યુક્ત કરીએ |
| धायइसंडे=ધાતકીખંડમાં | अणंतराणंतरम्मि खित्तमि=આગળ આગળના ક્ષેત્ર( દ્વીપ )માં |
| तप्पभिइ=તે ધાતકીખંડ પ્રમુખદ્વીપોને વિષે | बिसत्तरी=બહોંતેર |
| निद्दिट्ठ=જે સંખ્યા કહેલી | पुक्खरद्धम्मि=પુષ્કરાર્ધમાં |
| ससिरविणो=સૂર્ય-ચન્દ્રની | |

गाथार्थ:—પહેલા જંબૂદ્વીપને વિષે બે ચન્દ્ર અને બે સૂર્ય હોય, બીજા લવણસમુદ્રમાં ચાર ચન્દ્ર તથા ચાર સૂર્ય, ધાતકીખંડમાં બાર ચન્દ્ર અને બાર સૂર્ય હોય. આ ધાતકીખંડના ચન્દ્ર-સૂર્યની સંખ્યાને ત્રણગુણી કરતાં જે સંખ્યા આવે તે સંખ્યામાં પહેલાના દ્વીપસમુદ્રના ચન્દ્ર-સૂર્યની સંખ્યાને ( અર્થાત્ જંબૂ અને લવણના થઇ આઠ આઠ ચન્દ્ર-સૂર્યની સંખ્યાને ) ઉમેરતાં બેતાલીશ-ચન્દ્ર-સૂર્ય કાલોદસમુદ્રમાં છે. આ આવેલ સંખ્યાને ત્રિગુણ કરી પૂર્વના દ્વીપ-સમુદ્રની સંખ્યા ઉમેરતાં જે સંખ્યા પ્રાપ્ત થાય તેનું અર્ધ કરવાથી અર્ધ પુષ્કરવર દ્વીપના ૭૨-૭૨ ચન્દ્ર-સૂર્યની સંખ્યા આવે. ॥ ૭૮ ॥૭૯॥

विशेषार्थ:—પહેલા જંબૂદ્વીપને વિષે બે ચન્દ્ર અને બે સૂર્ય છે, તેમાં દિવસ રાત્રિને ઉત્પન્ન કરનાર બે સૂર્યો છે અને તિથિઓને ઉત્પન્ન કરનાર બે ચન્દ્રો છે. આ જંબૂદ્વીપમાં ચન્દ્ર અને સૂર્ય સંબંધી જ જ્યોતિષીનાં વિમાનો છે તેમ નથી પરંતુ પ્રત્યેક ચન્દ્રના પરિવાર રૂપ ૮૮-૮૮ ગ્રહોનાં ૨૮-૨૮ નક્ષત્રોનાં અને ૬૬૯૭૫ -૬૬૯૭૫ કોડાકોડી તારાઓનાં વિમાનો પણ રત્નપ્રભાગત સમભૂતલાપૃથ્વીથી ૭૯૦ યોજન ગયા બાદ શરૂ થાય છે અને ૧૧૦ યોજનમાં સમાપ્ત થાય છે. અઢીદ્વીપવર્તી મનુષ્યક્ષેત્રમાં કૃત્રિમ નહીં પરંતુ સ્વભાવસિદ્ધ આ જ્યો૦ વિમાનો અનાદિકાળથી અચળ એવા મેરૂપર્વતની ચારે બાજુ પરિમંડલાકાર ગતિએ ( વલયાકારે ) પરિભ્રમણ કરતાં સ્વપ્રકાશ્ય ક્ષેત્રોમાં દિવસ અને રાત્રિઓના વિભાગો કરે છે, એટલું જ નહિં પણ તદુપરાંત અઢીદ્વીપરૂપ આ મનુષ્યક્ષેત્રમાં અનન્તસમયાત્મક જે કાળદ્રવ્ય તે આ સૂર્ય-ચન્દ્રની પરિભ્રમણ-રૂપ ક્રિયાથી વ્યક્ત થાય છે અને વર્ત્તનાદિ અન્ય દ્રવ્યોના પરિણામની અપેક્ષાથી રહિત જે અદ્ધાકાળ તે મનુષ્યક્ષેત્રમાં વર્ત્તે છે. આજ અર્થને વિશેષ સમર્થન કરતી શ્રી વિશેષાવશ્યક ભાષ્યની નિમ્ન ગાથા આ પ્રમાણે છે;—

'सूरकिरियाविसिट्ठो, गोदोहाइकिरियासु निरवेक्खो ।
अद्धाकालो भण्णइ समयखेत्तम्मि समयाइ ॥ १ ॥'

વળી સમગ્ર મનુષ્યક્ષેત્રમાં સમય–આવલિકા—મુહૂર્ત્ત–દિવસ–માસ–સંવત્સરાદિ સર્વ કાળને કરનાર મુખ્યત્વે ચર સૂર્ય ( ની ગતિક્રિયા ) જ છે, અને તે ચર સૂર્ય( ની ગતિ )થી ઉત્પન્ન થતા કાળની અપેક્ષારાખી જ્ઞાનીમહર્ષિઓએ મનુષ્યક્ષેત્રનું ( સમયક્ષેત્ર ) એવું બીજું નામ આપેલ છે. વધુમાં એ સમય–આવલિકાદિ સર્વવ્યાવહારિક કાળ આ મનુષ્યક્ષેત્રમાં જ છે, અઢીદ્વીપ બહારના દ્વીપસમુદ્રોમાં આ વ્યાવહારિકકાળ વર્ત્તતો નથી, પરંતુ તે અઢીદ્વીપ બહારના ક્ષેત્રોમાં કોઇ પણ સ્થાને પંચાસ્તિકાયના પર્યાયરૂપ પારિણામિક કાળ ( કાળાણુદ્રવ્ય ) તો છે જ. જે માટે કહ્યું છે કે—

' समयावलिकापक्ष–मासर्त्त्वयनसञ्ज्ञकः ।
नृलोक एव कालस्य वृत्तिर्नान्यत्र कुत्रचित् ॥ १ ॥ '

ઉપરના લખાણથી કદાચ કોઈને શંકા થવાનો સંભવ છે કે–જ્યારે વ્યાવહારિકકાળ અઢીદ્વીપ બહાર નથી તો તે અઢીદ્વીપ બહાર રહેનારા તિર્યંચોનું તેમ જ દેવ–નારકોનાં આયુષ્ય વિગેરે સ્થિતિકાળનું પ્રમાણ જે સિદ્ધાન્તોમાં આવે છે તે પ્રમાણે કયા કાળની અપેક્ષાએ સમજવું ? આ શંકાના સમાધાનમાં સમજવાનું જે ' ચક્રકીલિકા ' ન્યાયથી સમયક્ષેત્રમાં રહેલ વ્યાવહારિકકાળ દ્રવ્યથી તે તે વસ્તુનો પારિણામિક કાળ ઘટાવી શકાય છે.

એ સમયાદિ કાળને કરનારા સૂર્યો પૈકી એક સૂર્ય મેરૂની દક્ષિણદિશામાં હોય ત્યારે બીજો સૂર્ય ઉત્તરદિશામાં હોય, એક ચન્દ્ર મેરૂની પૂર્વદિશામાં હોય ત્યારે બીજો પશ્ચિમદિશામાં હોય, એમ પરસ્પર પ્રતિપક્ષી દિશામાં ચારક્રિયા હોય છે. આ બે ચન્દ્ર અને બે સૂર્ય જંબૂદ્વીપમાં રહેલા ક્ષેત્રોને પ્રકાશિત કરે છે. એક ચન્દ્ર–સૂર્ય કેટલું ક્ષેત્ર પ્રકાશિત કરે ? તે આગળ પ્રસંગ ઉપર કહેવાશે.

લવણસમુદ્ર જંબૂથી દ્વિગુણ ( ૨ લાખ ) પ્રમાણવાળો હોવાથી તેમાં ચન્દ્ર–સૂર્યની સંખ્યા પણ જંબૂના ચન્દ્ર–સૂર્યની સંખ્યાથી દ્વિગુણ એટલે ચાર ચન્દ્ર અને ચારની સૂર્ય છે ત્યાર બાદ ધાતકીખંડનું ક્ષેત્ર તેથી પણ દ્વિગુણ ( ચાર લાખ યોજન ) છે. આ ધાતકીખંડમાં ચન્દ્ર–સૂર્યની સંખ્યા બાર–બારની છે. હવે કાળોદધિ સમુદ્રથી અન્તિમ સ્વયંભૂરમણ સુધીના દ્વીપસમુદ્રોમાં ચન્દ્ર–સૂર્યની સંખ્યા જાણવાનું ' કરણ ' બતલાવે છે

જે દ્વીપ–સમુદ્રના ચન્દ્ર–સૂર્ય વિગેરેની સંખ્યાનું પ્રમાણ કાઢવું હોય તેની પહેલાં જે દ્વીપ અથવા સમુદ્ર હોય તેમાં વર્ત્તતી ચન્દ્ર–સૂર્યાદિની સંખ્યાને ત્રણ ગુણી કરવી અને જે દ્વીપની ચન્દ્ર અને સૂર્યની સંખ્યાને ત્રણ ગુણી

કરી છે તેની પહેલાના જંબૂદ્વીપથી લઈને બધા દ્વીપ-સમુદ્રોના ચન્દ્ર-સૂર્યોની સંખ્યાને તે ત્રણગુણી કરેલ સંખ્યામાં ઉમેરવી એમ કરતાં જે સંખ્યા પ્રાપ્ત થાય તે ઇષ્ટદ્વીપ અથવા સમુદ્રના ચન્દ્ર-સૂર્યની સંખ્યા જાણવી. જેમકે કાલોદધિસમુદ્રના ચન્દ્ર-સૂર્યની સંખ્યા જાણવી હોય તો ધાતકીખંડના બાર ચન્દ્ર-બાર સૂર્યની સંખ્યાને ત્રણગુણી કરતાં ( ૧૨×૩=૩૬ ) છત્રીશ આવે, તેમાં જંબૂ અને લવણના મળી છ-છ ચન્દ્ર-સૂર્યની સંખ્યાને ઉમેરતાં ( ૩૬+૬=૪૨ ) બેંતાલીશ ચન્દ્ર અને બેંતાલીશ સૂર્ય આઠ લાખ યોજનના વિસ્તારવાળા કાલોદધિ સમુદ્રમાં આવે. તેજ પ્રમાણે અર્ધ પુષ્કરવર દ્વીપ માટે પણ સમજવું. તે આ પ્રમાણે,-કાલોદધિ સમુદ્રના-૪૨ ચન્દ્ર અને ૪૨ સૂર્યને [૧૭]ત્રણ ગુણા કરી પૂર્વના દ્વીપ-સમુદ્રોમાંના ૧૮ ચન્દ્ર-સૂર્ય ઉમેરતાં આખા સોળ લાખ યોજનના વિસ્તારવાળા પુષ્કરવર દ્વીપમાં ૧૪૪ ચન્દ્ર-સૂર્યની સંખ્યા પ્રાપ્ત થાય. આપણને અર્ધપુષ્કરદ્વીપના ચન્દ્ર-સૂર્યની સંખ્યા ઈષ્ટ હોવાથી ૧૪૪ નું અર્ધ કરતાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્યની સંખ્યા [૧૮]પુષ્કરાર્ધમાં પ્રાપ્ત થાય. આ 'કરણ' વડે ગમે તે ઇષ્ટ દ્વીપ-સમુદ્રના ચન્દ્ર-સૂર્યની સંખ્યા સહેલાઈથી પ્રાપ્ત થઇ શકે છે.

મનુષ્યક્ષેત્ર બહારના દ્વીપ-સમુદ્રોમાં વર્તતા ચન્દ્ર-સૂર્યોનું પરસ્પર અંતર સંગ્રહણીની ગાથા ૬૫-૬૬ મી પ્રમાણે પચાસ હજાર યોજનનું હોવાથી તેમજ ક્ષેત્ર-વિસ્તાર વિશેષ પ્રમાણનો હોવાથી એ ચન્દ્રસૂર્યોની સમશ્રેણિ અથવા પરિરય-શ્રેણિ સંબંધી વ્યવસ્થા માટે કોઇ પણ પ્રકારનો નિર્ણય કરવો સુદુષ્કર જણા-વાથી પ્રતિ દ્વીપ-સમુદ્રમાં ચન્દ્ર-સૂર્યોની સંખ્યા જણાવનારૂં આ 'ત્રિગુણકરણ' મનુષ્યક્ષેત્રમાં જ સમજવું કે પ્રત્યેક દ્વીપ-સમુદ્રો માટે સમજવું ? એવા પ્રકારનો તર્ક કોઇ વિચારશીલ-પ્રજ્ઞાવાન્ વ્યક્તિને થાય તે અસ્થાને નથી, તોપણ પૂ૦ શ્રીમલયગિરિમહર્ષિએ તેમજ ચન્દ્રીયાટીકાકારમહારાજાએ શ્રી સંગ્રહણીવૃત્તિમાં જણાવેલા પાઠથી 'ત્રિગુણકરણ' ના વિષય માટે પૂર્વોક્ત તર્ક-વિચાર કરવો તે વાસ્તવિક લાગતું નથી. તે પાઠ આ પ્રમાણે—

' मूलसंग्रहण्यां क्षेत्रसमासे च सकलश्रुतजलधिना क्षमाश्रमणश्रीजिनभद्र-

---

૧૭-तथा चोक्तं मंडलप्रकरणे;-'ससिरविणो दो चउरो, बार दु चत्ता बिसत्तरि अ कमा ।
जंबूलवणाइसु पंचसु गणेसु नायव्वा ॥ १ ॥ '

૧૮ क्षेत्रसमासेऽपि तथैवोक्तं, तद्यथा-'चउ चउ बारस बारस, लवणे तह धायइम्मि ससि सूरा ।
परओ दहिदीवेसु, तिगुणा पुव्विल्लसंजुत्ता ॥ १ ॥ '

गणिना सर्वद्वीपोदधिगतचन्द्रार्काभिधायकमिदमेव करणमभिहितं, यदि पुनर्मनुष्य-क्षेत्राद्बहिश्चन्द्रादित्यसङ्ख्याऽन्यथा स्यात् तत आचार्यान्तरैरिव तत्प्रतिपत्तये करणान्तरमप्यभिहितं स्यात्, न चाभिहितं, ततो निश्चीयते सर्वद्वीपोदधिष्विदमेव करणमनुसर्त्तव्यमिति, केवलं मनुष्यक्षेत्राद्बहिश्चन्द्रार्काः कथं व्यवस्थिता इति चन्द्रप्रज्ञप्त्यादौ नोक्तम् ?' इत्यादि ॥

**ભાવાર્થ**:—" મૂલસંગ્રહણી તથા ક્ષેત્રસમાસમાં સમગ્રશ્રુતમહોદધિ શ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણ મહારાજાએ સર્વ દ્વીપ-સમુદ્રમાં ચન્દ્ર-સૂર્યની સંખ્યા જણાવનારૂં આ ' ત્રિગુણકરણજ ' કહેલું છે, જો મનુષ્યક્ષેત્રથી બહારના દ્વીપ-સમુદ્રોમાં ચન્દ્ર-સૂર્યની સંખ્યા બીજી રીતે હોત તો જેમ બીજા આચાર્યોએ કહ્યું છે તે પ્રમાણે તે સંખ્યાને જણાવનારૂં ( ત્રિગુણકરણ સિવાય ) બીજું કરણ પણ કહ્યું હોત, અને કહ્યું તો નથી, માટે નિશ્ચય થાય છે કે સર્વદ્વીપ-સમુદ્રોમાં ચન્દ્ર-સૂર્યની સંખ્યા જાણવા માટે આ ત્રિગુણકરણજ ગણવું. ફક્ત મનુષ્યક્ષેત્ર બહાર ચન્દ્ર-સૂર્યોની કેવી રીતે વ્યવસ્થા છે તે ચન્દ્રપ્રજ્ઞપ્તિ વિગેરે ગ્રન્થોમાં કહ્યું નથી."

વળી શ્રીમાન્ મલયગિરિમહારાજાએ તેમજ ચન્દ્રીયાટીકાકારમહર્ષિએ શ્રી ચન્દ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ તેમજ જીવાભિગમ પ્રમુખ સૂત્રોના આધારે પૂર્વોક્ત ઉલ્લેખ કર્યો હોય તેમ સ્પષ્ટ સમજાય છે, કારણ કે શ્રી ગૌતમમહારાજાએ ભગવાન્ મહાવીરદેવને કરેલા પ્રશ્નોના તેઓશ્રી તરફથી મળેલા ઉત્તરમાં પુષ્કરવર-દ્વીપમાં ૧૪૪-૧૪૪ ચન્દ્ર-સૂર્યની સંખ્યા જણાવેલ છે. આ વિષય શ્રી જીવા-ભિગમસૂત્રમાં સવિસ્તર જણાવેલ છે. પૂર્વોક્ત ૧૪૪-૧૪૪ ચન્દ્ર-સૂર્યની સંખ્યા ' ત્રિગુણકરણ ' થી ગણતરી કરવામાં આવે તો જ પ્રાપ્ત થાય છે. શ્રી ચન્દ્ર-સૂર્ય પ્રજ્ઞપ્તિમાં પણ જણાવ્યું છે કે—' चोआलं चंदसयं चोआलं चेव सूरिआण सयं। पुक्खरवरंमि दीवे चरंति एए पभासंता ॥ १ ॥ ' અર્થાત્ પુષ્કરવરદ્વીપમાં ૧૪૪-૧૪૪ ચન્દ્ર-સૂર્ય હોય છે. શ્રી જ્યોતિષ્કરંડકમાં પણ કહ્યું છે કે—' धायइसंडप्पभिई उद्दिट्ठा तिगुणिआ भवे चंदा। आइल्लचंदसहिआ ते हुंति अणंतरं परतो ॥ १ ॥ आइच्चाणंपि भवे एसेव विही अणेण कायव्वो। दीवेसु समुद्देसु य एमेव परंपरं जाण ॥ १ ॥ ' એટલે કે આ જ્યોતિષ્કરંડકગ્રન્થકારમહર્ષિને પણ સર્વ-દ્વીપ-સમુદ્રોમાં આ ' ત્રિગુણકરણ ' જ માન્ય છે. વધુમાં શ્રી સંગ્રહણીગ્રન્થના મૂલટીકાકાર શ્રી હરિભદ્રસૂરિમહારાજા પણ ' एवं अणंतराणंतरे खित्ते पुक्खरदीवे चोआलं चंदसयं हवइ ' એ પંક્તિની સાક્ષિથી પુષ્કરવરદ્વીપમાં ૧૪૪-૧૪૪ ચન્દ્ર-સૂર્યનું ગ્રહણ જણાવે છે.

આવા સિદ્ધાન્તોના સ્પષ્ટપાઠોથી અને તેના જ આધારે કરેલા ઉક્ત ઉલ્લે-

આથી સિદ્ધ થાય છે કે "મનુષ્યક્ષેત્ર બહાર ચન્દ્ર-સૂર્યની વ્યવસ્થા કેવા પ્રકારની હોય? તે વિષયને જ્ઞાની ગમ્ય જણાવી આ 'ત્રિગુણકરણ' સર્વદ્વીપ-સમુદ્રો માટે જ છે અને તે સર્વમાન્ય છે" એમ નિશ્ચયથી સમજવું. વળી જે જે વિષયને અંગે જે જે કરણો આપવામાં આવે છે તે તે વિષયને અંગે તે એકદેશીય હોતા નથી, કિંતુસર્વદેશીય-સર્વવ્યાપક હોય છે.

હવે આ મનુષ્યક્ષેત્રમાં વર્તતા સૂર્ય-ચન્દ્રાદિ ચાર જ્યોતિષી વિમાનોની વ્યવસ્થા સંબંધી વિચાર કરવો કાંઇક ઉચિત લાગવાથી તે સંબંધી યત્કિંચિત્ વક્તવ્ય અહિં રજુ કરાય છે. આ અઢીદ્વીપરૂપી મનુષ્યક્ષેત્રમાં ચર જ્યોતિષી વિમાનોનો વ્યવસ્થા સંબંધી ક્રમ સમશ્રેણિએ લેવો વિશેષ ઉચિત સમજાય છે, કારણકે સિદ્ધાન્તોમાં સ્થળે સ્થળે સમશ્રેણિની વ્યવસ્થા જણાવેલ છે, જો કે કાલોદધિ-પુષ્કરાર્ધ વિગેરે દ્વીપોમાં કહેલ ચન્દ્ર-સૂર્યની સંખ્યા તે તે સમુદ્રના વલયવિષ્કંભ( પહોળાઇ )ની અપેક્ષાએ કેવી રીતે સંગત કરવી! તે વિચારણીય છે, કારણ કે સિદ્ધાન્તમાં પ્રાયઃ કોઇ પણ સ્થળે મનુષ્યક્ષેત્રવર્તી ચન્દ્ર-સૂર્યનું પરસ્પર અન્તર કેટલા યોજન પ્રમાણ છે? તે જણાવ્યું નથી. ( તેમજ મંડળ યોગવાળી ચર ચન્દ્ર-સૂર્ય વ્યવસ્થામાં નિયમિત અંતર કેવી રીતે પ્રાપ્ત કરી શકાય? તે વાત પણ દુષ્કર છે. ) અને તેથી આ વિષયને અંગે શાસ્ત્રીય પ્રમાણ સિવાય વિશેષ ઉલ્લેખ કરવો અસ્થાને છે તો પણ એક સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરતાં જ્યોતિષીવિમાનોનો વ્યવસ્થાક્રમ સમશ્રેણિએ ગણવો વિશેષ ઠીક લાગે છે, છતાં આ વિષયપરત્વે બહુશ્રુત મહર્ષિઓ કહે તે પ્રમાણ છે.

ગ્રન્થકાર મહર્ષિએ ઇષ્ટ દ્વીપ-સમુદ્રના સૂર્ય-ચન્દ્રોની સંખ્યા જાણવાનું જે કરણ બતાવ્યું તે કરણ દ્વારા આપણે આગળ સ્પષ્ટ સમજી શકયા છીએ કે મનુષ્યક્ષેત્ર બહારના પુષ્કરાર્ધમાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્યની સંખ્યા આવી. આ ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્ય મનુષ્યક્ષેત્ર બહારના પુષ્કરાર્ધમાં કેવી રીતે રહેલા છે તે સંબંધી અહિં વિચાર કરાય છે-આ પુષ્કરાર્ધનો વલયવિષ્કંભ આઠ લાખ યોજનનો છે, તેમાં માનુ-ષોત્તરપર્વતથી પચાસ હજાર યોજન દૂર (અલોક તરફ) જતાં પ્રથમ ચન્દ્ર અને પ્રથમ સૂર્યની પંક્તિઓની શરૂઆત થાય છે. અર્થાત્ માનુષોત્તરપર્વતથી ચારે બાજુએ ફરતા પચાસ હજાર યોજન દૂર જઇએ ત્યારે અમુક અમુક અંતરે ચન્દ્ર-સૂર્ય રહેલા છે. મનુષ્યક્ષેત્ર બહારના આ પુષ્કરાર્ધમાં વર્તતા ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્યો કઇ વ્યવસ્થાએ રહેલા છે તે સંબંધી કોઈપણ નિર્ણય આપી શકાતો નથી. 'મંડલપ્રકરણ-લોકપ્રકાશ-જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ-સૂર્યપ્રજ્ઞપ્તિ અને આ ચાલુ બૃહત્-સંગ્રહણી' વિગેરે ગ્રન્થોમાં પણ આ સૂર્ય-ચન્દ્રોની વ્યવસ્થા સંબંધમાં સ્વયં કોઈ

મત જણાવવામાં આવેલો નથી. (દિગંબરીય મત તેમજ અન્યમત યદ્યપિ દર્શાવેલ છે જે આગળ આવવાનો છે પરંતુ તે મત પ્રમાણે સૂર્ય-ચન્દ્રની સંખ્યા આઠ પંક્તિએ ગણવા સાથે પ્રથમ પંક્તિમાં જ ૧૪૫ મતાંતરે ૧૪૪ વિગેરે ઘણા [૧૬] જુદા પ્રકારની છે.) આ ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્યને મનુષ્યક્ષેત્રની પંક્તિઓની માફક આવી રીતિએ (ચિત્ર નં. ૧ પ્રમાણે) ગોઠવીએ તો પચાસ હજાર યોજનને અંતરે સૂર્યથી ચન્દ્ર હોવા જોઇએ, તે કોઇ રીતે વ્યવસ્થિતપણે રહી શકતા નથી, વલી આ પ્રમાણે (ચિત્ર નં. ૨ પ્રમાણે) પરિરયાકારે પંક્તિઓ ગોઠવીએતોપણ તે તે સ્થાનોના પરિધિ વિગેરે વિશેષ વિશેષ પ્રમાણુવાળા થતા હોવાથી પચાસ હજાર યોજનનું તેમજ સૂર્યથી સૂર્યનું અથવા ચન્દ્રથી ચન્દ્રનું એક લાખ યોજનનું અંતર જે નિર્ણીત કરેલ છે તેની વ્યવસ્થા સાચવી શકાતી નથી. માટે ગ્રન્થકારના મત પ્રમાણે આ વ્યવસ્થા કેવા પ્રકારની છે? તે તો બહુશ્રુતગમ્ય છે.



**॥ इति चन्द्र-सूर्य संख्याकरणं व्यवस्था च ॥**

## आ संग्रहणीग्रन्थकारना मते केटलाक द्वीप-समुद्रवर्त्तिचन्द्र-सूर्य संख्यायन्त्रकम् ॥

| नाम | संख्या | | नाम | संख्या | |
|---|---|---|---|---|---|
| જંબૂદ્વીપ | ૨ ચન્દ્ર | ૨ સૂર્ય | કાલોદધિ | ૪૨ ચન્દ્ર | ૪૨ સૂર્ય |
| લવણસમુદ્ર | ૪ ,, | ૪ ,, | પુષ્કરવરદ્વીપ | ૧૪૪ ,, | ૧૪૪ ,, |
| ધાતકીખંડ | ૧૨ ,, | ૧૨ ,, | પુષ્કરવરસમુદ્ર | ૪૯૨ ,, | ૪૯૨ ,, |

**સૂચના:**-આગલા અસંખ્યાત દ્વીપ-સમુદ્રો માટે સંગ્રહણી ગ્રન્થમાંઆપેલ ઉપાય (કરણ) જોઇ લેવો.

૧૬ અન્યમત પ્રમાણે તેમજ દિગમ્બરમત પ્રમાણે કેવા રીતે ચન્દ્ર-સૂર્યો વ્યવસ્થિત રહ્યા છે તે આગળ ૮૩ મી ગાથાના વિવરણ પ્રસંગે કહેવામાં આવશે.

## मनुष्यक्षेत्रमां चन्द्रसूर्यपंक्तिनुं स्वरूप

अवतरण:—સર્વદ્વીપ-સમુદ્રોમાં ચન્દ્રાદિત્ય સંખ્યા જાણવાનું કરણ આગળની ગાથામાં જણાવીને હવે એ ચન્દ્ર-સૂર્યો મનુષ્યક્ષેત્રમાં કેવી રીતે રહેલા છે તે જણાવે છે;-

**दो दो ससिरविपंति एगंतरिया छसट्ठिसंखाया ।**
**मेरुं पयाहिणंता, माणुसखित्ते परिभमंति ॥ ८० ॥**

સંસ્કૃત છાયાઃ—

**द्वे द्वे शशि-रविपङ्क्ती एकान्तरिते षट्षष्टिसंख्याके ।**
**मेरुं प्रदक्षिणयन्त्यौ मनुष्यक्षेत्रे परिभ्राम्यतः ॥ ८० ॥**

શબ્દાર્થ:—

पंति=પંક્તિ
एगंतरिया=એક એકને આંતરે
छसट्ठिसंखाया=છાસઠ સંખ્યા
मेरुं पयाहिणंता=મેરૂને પ્રદક્ષિણા દેતી
माणुसखित्ते=મનુષ્યક્ષેત્રમાં
परिभमंति=પરિભ્રમણ કરે છે.

गाथार्थ:—છાસઠ છાસઠ ચન્દ્રની સંખ્યાવાળી બે અને છાસઠ છાસઠ સૂર્યની સંખ્યાવાળી બે પંક્તિઓ છે, તે બન્ને પંક્તિઓ મનુષ્યક્ષેત્રમાં મેરૂને પ્રદક્ષિણા આપતી સદાકાળ પરિભ્રમણ કરે છે. ॥ ૮૦ ॥

विशेषार्थ:—આ મનુષ્યક્ષેત્રમાં સમશ્રેણિગત ૧૩૨ ચન્દ્ર અને ૧૩૨ સૂર્યની સંખ્યા પ્રથમ બતલાવી છે તે કેવી રીતે વ્યવસ્થિત છે? તે જણાવવામાં આવે છે. જંબૂદ્વીપના મધ્યભાગે રહેલા મેરૂની દક્ષિણોત્તરદિશામાં રહેલી સમશ્રેણિના થઈ ૧૩૨ સૂર્ય ગણવાના છે, અને એ જ મેરૂપર્વતના પૂર્વપશ્ચિમ સમશ્રેણિના થઈ ૧૩૨ ચન્દ્ર લેવાના છે. એમાં મેરૂની દક્ષિણદિશામાં એક સૂર્યપંક્તિ અને એક ઉત્તરદિશાની સૂર્યપંક્તિ કુલ બે સૂર્યપંક્તિઓ, તેમજ મેરૂની પશ્ચિમે એક ચન્દ્ર-પંક્તિ અને એક પૂર્વમાં ચન્દ્રપંક્તિ એમ બે ચન્દ્રપંક્તિઓ હોય છે. આ ચન્દ્ર-સૂર્યની પંક્તિના બન્ને બાજુએ વિભાગો થવામાં કારણ વચ્ચે આવેલો મેરૂપર્વત છે. આ પ્રત્યેક પંક્તિમાં છાસઠ ચન્દ્ર અને છાસઠ સૂર્ય હોય છે. તે આ પ્રમાણે:—

જ્યારે જંબૂદ્વીપનો એક સૂર્ય મેરૂના દક્ષિણ ભાગે હોય ત્યારે આ જ સૂર્યની સમશ્રેણિએ દક્ષિણદિશામાં લવણસમુદ્રના ૨, ધાતકીખંડના ૬, કાલોદધિના

---

૨૦-સરખાવો 'चत्तारि य पंतीओ चंदाइच्चाण मणुयलोगम्मि ।
छावट्ठी छावट्ठी होइ इक्किक्किआ पंती ॥ १ ॥'

૨૧, અને પુષ્કરાર્ધના ૩૬ એમ એકંદર ૬૬ સૂર્યો (દક્ષિણદિશામાં) હોય. જ્યારે જંબૂદ્વીપની દક્ષિણદિશામાં ૧ સૂર્ય હોય ત્યારે એક સૂર્ય ઉત્તરદિશામાં હોય, અને પ્રથમ કહ્યા પ્રમાણે લવણસમુદ્રના ૨, ધાતકીખંડના છ, કાલોદધિના ૨૧, અને પુષ્કરાર્ધના ૩૬ સૂર્ય એકંદર ૬૬ ઉત્તરદિશામાં સમશ્રેણિએ અહિં પણ સમજવા. એ મુજબ ઉત્તર અને દક્ષિણદિશાના મળી ૧૩૨ સૂર્યો થાય. વળી એ જ પ્રમાણે મેરૂની પૂર્વપશ્ચિમદિશામાં ૬૬–૬૬ ચન્દ્રપંક્તિની વ્યવસ્થા પણ પૂર્વોક્તરીતિએ બરાબર સમજી લેવી. અહિંઆં એટલો ખ્યાલ રાખવો કે ઉપર સૂર્યપંક્તિ દક્ષિણોત્તરદિશામાં અને ચન્દ્રપંક્તિ પૂર્વપશ્ચિમદિશામાં કહેલ છે તે કાયમ માટે ત્યાં રહી પ્રકાશ કરે તેમ ન સમજવું. પરંતુ અઢીદ્વીપના ચંદ્ર–સૂર્યાદિ જ્યોતિષી વિમાનો ચર હોવાથી જ્યારે પંક્તિગત સૂર્યો દક્ષિણોત્તર-દિશામાં હોય ત્યારે પંક્તિગત ચંદ્રો પૂર્વપશ્ચિમદિશામાં હોય અને સૂર્ય ફરતા ફરતા પૂર્વદિશામાં આવે ત્યારે ચન્દ્રો ફરતા ફરતા દક્ષિણદિશામાં આવેલા હોય છે. એમ કુલ ૧૩૨ [૨૧]ચન્દ્ર અને ૧૩૨ સૂર્ય રાત્રિ દિવસના વિભાગ કરવા પૂર્વક મનુષ્યક્ષેત્રમાં હંમેશાં પરિભ્રમણ કરે છે. આ પંક્તિમાં રહેલા ચન્દ્ર–સૂર્યો ક્યારેય ક્ષણમાત્ર પણ સ્થિર રહેતા નથી, સતત પરિભ્રમણ કરતા અહોરાત્રને કરે છે, તેમજ સ્વપંક્તિમાંથી કોઈ એક પણ ચન્દ્ર–સૂર્ય આઘો પાછો ખસતો નથી.

૬૬–૬૬ ચદ્ર–સૂર્યોની બે બે પંક્તિઓ જ આ મનુષ્યક્ષેત્રમાં મેરૂને પ્રદક્ષિણા આપે છે તે ઉપરાંત એક ચન્દ્રનો જે ૨૮ નક્ષત્ર, ૮૮ ગ્રહ[૨૨] અને ૬૬૯૭૫ કોડાકોડી તારાઓ જેટલો પરિવાર કહ્યો છે તે મુજબ ૧૩૨ ચન્દ્રનો પરિવાર પણ પરિભ્રમણ કરે છે, અર્થાત્ ૩૬૯૬ નક્ષત્રવિમાનો, ૧૧૬૧૬ [૨૩]ગ્રહપરિવાર અને ૮૮૪૦૭૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ કોડાકોડી (ધ્રુવ તારા સિવાય) [૨૪]તારાનો પરિવાર મનુષ્યક્ષેત્રમાં સદાકાળ મેરૂને પ્રદક્ષિણાવર્ત્તમંડલવડે

---

२१—' बत्तीसं चंदसयं बत्तीसं चेव सूरियाण सयं ।
सयले माणुसलोए चरंति एए पभासंता ॥ १ ॥ ' [ सूर्यप्रज्ञप्तिः ]

२२—' अट्ठासीतिं च गहा अट्ठावीसं च हुंति नक्खत्ता ।
एग ससीपरिवारो एत्तो ताराण वुच्छामि ॥ १ ॥
छावट्ठीं सहस्साइं णव चेव सयाइ पंच सतराइं ।
एगससी परिवारो तारागण कोडीकोडीणं ॥ २ ॥ ' [ सूर्यप्रज्ञप्तिः ]

२३—' एक्कारसयसहसा छप्पिय सोला महग्गहाणं तु ।
छचसया छण्णउया णक्खत्ता तिण्णि य सहस्सा ॥ १ ॥ '

२४—' अट्ठासीइ चत्ताइं सयसहस्साइं मणुयलोगम्मि ।
सत्त य सया अणूणा तारागणकोडीकोडीणं ॥ १ ॥ ' [ सूर्यप्रज्ञप्तिः ]

પરિભ્રમણ કરે છે તથા સ્વપ્રકાશ્યક્ષેત્રમાં પ્રકાશ કરે છે. અહિંઆ એટલું વિશેષ સમજવું કે—ચન્દ્ર-સૂર્ય અને ગ્રહો પૃથક્-પૃથક્ મંડલે પરિભ્રમણ કરનાર હોવાથી અનવસ્થિત યોગે પરિભ્રમણ કરે છે, જ્યારે નક્ષત્રો અને તારાઓ સ્વ સ્વમંડલમાં જ પરિભ્રમણ કરનારા હોવાથી તેઓનું પરિભ્રમણ અવસ્થિત યોગે છે.[૮૦]

॥ इति चन्द्र-सूर्य पंक्ति स्वरूपम् ॥

## ॥ मनुष्यक्षेत्रमां नक्षत्रपङ्क्तिनुं स्वरूप ॥

अवतरण;—પ્રથમની ગાથામાં મનુષ્યક્ષેત્રવર્ત્તિ ચન્દ્ર-સૂર્યની પંક્તિઓ તેમ જ પંક્તિગત ચન્દ્રસૂર્યની સંખ્યા અને તે ચન્દ્રસૂર્યની સમશ્રેણીમાં રહેવા સંબંધી વ્યવસ્થા જણાવી. હવે નક્ષત્રપંક્તિઓ કેવી રીતે વ્યવસ્થિત હોય તે જણાવાય છે;—

**छप्पन्नं पंतीओ, नक्खत्ताणं तु मणुयलोगम्मि ।**
**छावट्ठी छावट्ठी, होइ इक्किक्किआ पंती ॥ ८१ ॥**

સંસ્કૃત છાયા;—

**षट्पञ्चाशत् पङ्क्तयो नक्षत्राणां तु मनुष्यलोके ।**
**षट्षष्टिः षट्षष्टिर्भवन्ति [ नक्षत्राणि ] एकैकस्यां पङ्क्तौ ॥ ८१ ॥**

શબ્દાર્થ;—

मणुयलोगम्मि=મનુષ્યલોકમાં. | इक्किक्किआ=એક એક.

गाथार्थ-विशेषार्थ;—મનુષ્યક્ષેત્રમાં નક્ષત્રની છપ્પન પંક્તિઓ છે, અને તે પ્રત્યેક પંક્તિઓ મેરૂથી ચારે દિશામાં માનુષોત્તરપર્વતસુધી સૂર્યકિરણોની માફક અથવા કદમ્બપુષ્પની પાંખડીઓ માફક ગયેલી છે, તેમ જ તે પ્રત્યેક પંક્તિમાં ૬૬-૬૬ નક્ષત્રો હોય છે. આ પંક્તિઓ ઊર્ધ્વલોકમાંથી જોતાં જંબૂદ્વીપના લગભગ અન્તભાગથી શરૂ થતી હોઈ જંબૂદ્વીપના મધ્ય ભાગે રહેલા મેરૂપર્વતરૂપી સૂર્યે પોતાની ઋદ્ધિ પ્રગટ કરવા માટે જ જાણે માનુષોત્તર સુધી પોતાના કિરણો ફેંક્યા હોય ! તેવી રમણીય લાગે છે. પ્રારંભમાં આ પંક્તિઓ પરસ્પર અલ્પ અંતરવાળી પાસે પાસે છે અને આગળ આગળ એક પંક્તિથી બીજી પંક્તિનું અંતર વૃદ્ધિ પામતું જાય છે.

આ અઢીદ્વીપવર્ત્તી જે ૧૩૨ ચન્દ્ર અને ૧૩૨ સૂર્ય છે તેમાં બે ચન્દ્રનું અથવા બે સૂર્યનું એક 'પિટક' કહેવાય છે. અહિં નક્ષત્રાદિ પરિવારનું

સ્વામિપણું ચન્દ્રનું હોવાથી વિશેષ વ્યવહાર ચન્દ્રપિટક સાથે લેવાનો છે. મનુષ્યક્ષેત્રમાં ચન્દ્ર-સૂર્યની સંખ્યા ૧૩૨-૧૩૨ ની હોવાથી તેમ જ બે ચન્દ્ર-બે સૂર્યનું એક એક 'પિટક' થતું હોવાથી ૧૩૨ ની સંખ્યાને બે વડે ભાગ આપતાં ૬૬ ચન્દ્રપિટક અને ૬૬ સૂર્યપિટક થાય. વળી એક ચન્દ્રથી બીજા ચન્દ્ર વચ્ચે બન્ને દિશાના મળીને ૫૬ નક્ષત્રો હોય, તે ૫૬ નક્ષત્રોનું પણ એક 'નક્ષત્રપિટક' કહેવાય. બે ચન્દ્રની અપેક્ષાએ એક નક્ષત્રપિટક થતું હોવાથી ૧૩૨ ચન્દ્રની અપેક્ષાએ ૬૬ નક્ષત્રપિટક થાય. જેમકે લવણસમુદ્રમાં ચાર ચન્દ્ર હોવાથી બે ચન્દ્રપિટકની અપેક્ષાએ બે નક્ષત્રપિટક થયાં, કુલ નક્ષત્ર સંખ્યા ૧૧૨ ની થઇ, ધાતકીખંડમાં ૧૨ ચન્દ્ર હોવાથી છ ચન્દ્રપિટકની અપેક્ષાએ છ નક્ષત્રપિટક થયાં, કુલ નક્ષત્રસંખ્યા ૩૩૬, કાલોદધિસમુદ્રમાં ૪૨ ચન્દ્ર હોવાથી એકવીશ ચન્દ્રપિટકની અપેક્ષાએ ૨૧ નક્ષત્રપિટક થયાં, કુલ નક્ષત્રસંખ્યા ૧૧૭૬, અને અર્ધ પુષ્કરવરદ્વીપમાં ૭૨ ચન્દ્ર હોવાથી છત્રીશ ચન્દ્રપિટકની અપેક્ષાએ ૩૬ નક્ષત્રપિટક થયાં, કુલ નક્ષત્રસંખ્યા ૨૦૧૬ થઈ, એમ સર્વ મળી મનુષ્ય-ક્ષેત્રમાં ૬૬ નક્ષત્રપિટક હોય અને ત્રણ હજાર છ સો છન્નુ ( ૩૬૯૬ ) કુલ નક્ષત્ર સંખ્યા હોય છે.

આ ૫૬ નક્ષત્રોમાંથી એક ચન્દ્રના પરિવાર રૂપે ૨૮ નક્ષત્રો જંબૂદ્વીપના દક્ષિણાર્ધ વલયમાં હોય છે અને ઉત્તરાર્ધમાં બીજા ૨૮ નક્ષત્રો હોય છે. વળી એ નક્ષત્રોની ૫૬ પંક્તિઓમાં દક્ષિણદિશામાં જ્યાં અભિજિત્ નક્ષત્ર હોય છે તેની સમશ્રેણીએ ૨ લવણસમુદ્રમાં, ૬ ધાતકીખંડમાં, ૨૧ કાલોદધિમાં અને ૩૬ પુષ્કરાર્ધમાં બીજાં અભિજિત્ જ નક્ષત્રો હોય છે. એ પ્રમાણે ઉત્તરદિશામાં રહેલ અભિજિત્ની સમશ્રેણિએ લવણાદિના અભિજિત નક્ષત્રો પણ સ્વયં સમજી લેવાં તાત્પર્ય એ છે કે અભિજિત્ નક્ષત્રના પ્રારંભવાળી પંક્તિમાં સમશ્રેણિએ ઠેઠ માનુષોત્તર સુધી ૬૬ નક્ષત્રો અભિજિત્ જ હોય. અશ્વિનીના પ્રારંભવાળી પંક્તિમાં સમશ્રેણિએ ૬૬ અશ્વિની નક્ષત્રો જ હોય. એક જ નામના નક્ષત્રોની એક દિશામાં કુલ સંખ્યા છાસઠ હોય. અને તે પ્રમાણે પ્રતિપક્ષી દિશામાં પણ એક જ નામવાળા ૬૬ નક્ષત્રોની પંક્તિ હોય છે. આ સર્વ નક્ષત્રપંક્તિઓ પણ જંબૂદ્વીપના જ મેરૂપર્વતને પ્રદક્ષિણા આપી રહેલ છે. [ ચન્દ્ર સૂર્યનાં મંડળોની માફક આ નક્ષત્રોનાં પણ મંડળો છે, તે સંબંધી કિંચિત્ વર્ણન બાજુના પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે, ત્યાંથી જાણી લેવું. ] [ ॥ ૮૧ ॥ ].

**॥ इति नक्षत्रपंक्तिस्वरूपम् ॥**

श्री स्थम्भनपार्श्वनाथाय नमोनमः

# ॥ चतुर्थं नक्षत्रविचारे–लघुपरिशिष्टम् ॥

[ અત્ર અન્યગ્રન્થાન્તરથી ઉપયોગી એવું 'નક્ષત્ર મંડળો' સંબંધી સંક્ષેપથી વિવે- ! આપવામાં આવે છે ]

## नक्षत्रमण्डलानां संख्याः—

જૈન સિદ્ધાન્તાનુસાર નક્ષત્રોની કુલ સંખ્યા અઠ્ઠાવીશ છે, તે આ પ્રમાણે:—

**૧ અભિજિત્, ૨ શ્રવણ, ૩ ધનિષ્ઠા, ૪ શતતારા, ૫ પૂર્વાભાદ્રપદા, ૬ ઉત્તરાભાદ્રપદા, ૭ રેવતી, ૮ અશ્વિની, ૯ ભરણી, ૧૦ કૃત્તિકા, ૧૧ રોહિણી, ૧૨ મૃગશીર્ષ, ૧૩ આર્દ્રા, ૧૪ પુનર્વસુ, ૧૫ પુષ્ય, ૧૬ આશ્લેષા, ૧૭ મઘા, ૧૮ પૂર્વાફાલ્ગુની, ૧૯ ઉત્તરાફાલ્ગુની, ૨૦ હસ્ત, ૨૧ ચિત્રા, ૨૨ સ્વાતિ, ૨૩ વિશાખા, ૨૪ અનુરાધા, ૨૫ જ્યેષ્ઠા, ૨૬ મૂળ, ૨૭ પૂર્વાષાઢા, ૨૮ ઉત્તરાષાઢા.**

જો કે લૌકિક ક્રમ તો પ્રથમ અશ્વિની પછી ભરણી–કૃત્તિકા–રોહિણી એવો છે. છતાં અહિં આપેલો ઉપરોક્ત ક્રમ જે સિદ્ધાન્તમાં રાખવામાં આવ્યો છે તેનું કારણ એ છે જે યુગ વિગેરેની આદિમાં ચન્દ્ર સાથે પ્રથમ નક્ષત્રનો યોગ 'અભિજિત્'નો જ હોય છે અને ત્યારબાદ અનુક્રમે અન્ય નક્ષત્રનો યોગ થતો હોવાથી અભિજિત્‌થી માંડી ઉક્ત ક્રમ રાખવામાં આવ્યો છે. વધુમાં કૃત્તિકાદિનક્ષત્રનો ક્રમ તો લોકમાં કેવળ શલાકાચક્રાદિક સ્થાનકોમાં જ ઉપયોગી છે.

શંકા ? જ્યારે અભિજિત્‌નક્ષત્રથી આરંભી નક્ષત્રક્રમનું મંડાણ કરો છો તો અન્ય-નક્ષત્રોની જેમ અભિજિત્ નક્ષત્ર વ્યવહારમાં કેમ પ્રવર્તતું નથી ?

સમાધાન—ચન્દ્રમાની સાથે અભિજિત્ નક્ષત્રનો યોગ સ્વલ્પકાલીન છે, પછી ચન્દ્રમા તે નક્ષત્રને છોડી સદ્યઃ અન્ય નક્ષત્રમાં પ્રવેશ કરી જાય છે, માટે તે નક્ષત્ર અવ્યવહારૂ છે.

અત્ર એટલું વિશેષ સમજવું જે જમ્બૂદ્વીપમાં તો અભિજિત્ સિવાય ૨૭ નક્ષત્રો વ્યવહારમાં વર્તે છે, ( પરંતુ ધાતકીખંડાદિમાં તેમ નથી ) કેમકે અભિજિત્ નક્ષત્રનો ઉત્તરાષાઢાના ચોથા પાદમાં સમાવેશ થાય છે, અને લોકમાં તેથી પણ ઓછી અર્થાત્ વેધસત્તા આદિ જોવામાં ઉત્તરાષાઢા સાથે અભિજિત્ નક્ષત્રનો સહયોગ અંતિમપાદની જે ચાર ઘડી તેટલો જ કહેવાય છે.

ઉપર કહેલા અઠ્ઠાવીશ નક્ષત્રોનાં મંડળો તો ફક્ત આઠ જ છે, અને એ આઠે મંડળોની પોતપોતાના નિયતમંડળમાં જ ગતિ છે. **इति संख्याप्ररूपणा ॥**

## । मण्डलक्षेत्रं तथा मेरुं प्रति अबाधा च ।

સૂર્યની પેઠે નક્ષત્રનાં મંડળોને અયનનો અભાવ હોવાથી અને તેથી તે નક્ષત્રમંડળો પોતપોતાના મંડળસ્થાનમાં જ ગમન કરતા હોવાથી આ નક્ષત્રમંડળો અવસ્થિત કહેવાય છે અને તેથી દરેક–પ્રતિનક્ષત્રાશ્રયી મંડળક્ષેત્ર સંભવતું નથી, જો દરેક નક્ષત્રોને સ્વસ્વમંડળ સ્થાન છોડીને અન્ય મંડળસ્થાનોમાં ગમન કરવાનું હોય તો તે મંડળક્ષેત્રની વાત સંભવિત હોઇ શકે પણ તેમ તો નથી જ એટલે તેનું ક્ષેત્ર પણ સંભવતું નથી.

અઠ્ઠાવીશ નક્ષત્રોના સામુદાયિક આઠ મંડળો છે, એમાં બે મડળો જંબૂદ્વીપમાં છે અને તે ચન્દ્ર–સૂર્ય મંડલવત્ ૧૮૦ યોજન મધ્યે છે, જ્યારે બાકીનાં છ નક્ષત્રનાં મંડળો લવણસમુદ્ર ઉપર છે અને તે પણ ચન્દ્ર–સૂર્યમંડળવત્ ૩૩૦ યોજન ક્ષેત્ર મધ્યે છે, પ્રત્યેક નક્ષત્રમંડળનો ચક્રવાલવિષ્કમ્ભ એક ગાઉનો અને જાડાઇ અર્ધા ગાઉની હોય છે. આ આયામ અને વિષ્કમ્ભ સંબંધી હકીકત પૂર્વે ( **जोयणिग**...ગાથાના પ્રસંગે ) આવી ગયેલ છે.

નક્ષત્રોના એકંદર આઠ મંડળ જણાવ્યાં છે અને તે મંડળો અવસ્થિતિયોગે જંબૂદ્વીપના મેરૂને દક્ષિણાવર્તે પ્રદક્ષિણા આપતા ફરે છે, આ નક્ષત્રમંડળો ચન્દ્રમંડલના સ્થાનમાં પડે છે, એટલે કે જે ઠેકાણે ચન્દ્રમંડળ હોય છે તે સ્થાનેજ પડે છે અર્થાત્ નક્ષત્રોનું સ્થાન ચન્દ્રથી ચાર યોજન ઉંચુ હોવાથી તેટલા ઉચ્ચ સ્થાને જ ( ચન્દ્રમાના મંડળની ઊર્ધ્વ સમશ્રેણીએ ) પડે છે, તે આ પ્રમાણે–નક્ષત્રનું પ્રથમમંડળ ચન્દ્રમાના પ્રથમ સર્વાભ્યન્તર મંડળ સ્થાને ઉપર ભાગે હોય છે, જેથી સર્વથી પ્રથમ નક્ષત્રમંડળ મેરૂથી ચન્દ્રમંડળવત્ ૪૪૮૨૦ યોજન દૂર હોય છે તે સહજ છે, બીજું નક્ષત્રમંડળ ( બીજા ચન્દ્રમંડળને છોડીને ) ત્રીજા ચન્દ્રમંડળના સ્થાન ઉપર પડે છે, ત્રીજું નક્ષત્રમંડળ ( ત્રીજા, ચોથા, પાંચમા ચન્દ્રમંડળને છોડીને ) લવણસમુદ્રગત આવેલા છઠ્ઠા ચન્દ્રમંડળના સ્થાન ઉપર પડે છે, ચોથું નક્ષત્રમંડળ સાતમા ચન્દ્રમંડળના સ્થાન ઉપર, પાંચમુ નક્ષત્રમંડળ આઠમા ચન્દ્રમંડળના સ્થાન ઉપર, છઠ્ઠું નક્ષત્રમંડળ ( નવમા ચન્દ્રમંડળને વર્જીને ) દશમા ચન્દ્રમંડળના સ્થાન ઉપર, સાતમું નક્ષત્રમંડળ અગાયારમા ચન્દ્રમંડળ સ્થાન ઉપર, અને અંતિમ આઠમું, નક્ષત્રમંડળ ( ૧૨–૧૩–૧૪ ચંન્દ્રમંડળ વર્જીને ) પંદરમા ચન્દ્રમંડળસ્થાને પડે છે. આથી શું થયું ? કે ૩–૪–૫–૯–૧૨–૧૩–૧૪ આ સાત ચન્દ્રમંડળસ્થાનો નક્ષત્રમંડળથી શૂન્ય હોય છે અને બાકી રહેલ આઠ ચન્દ્રમંડળ સ્થાનો નક્ષત્રમંડળથી યુકત હોય છે.

વળી અંતિમ નક્ષત્રમંડળ લવણસમુદ્રગત ચન્દ્રના અંતિમમંડળ સ્થાને કહેલ હોવાથી ચન્દ્રમંડળવત્ આ અંતિમ સર્વબાહ્યનક્ષત્રમંડળ મેરૂથી અબાધાએ ૪૫૩૩૦ યોજન દૂર છે, એ સિદ્ધ થાય છે. એથી ૪૫૩૩૦ યોજનમાંથી ૪૪૮૨૦ યોજન બાદ કરતાં નક્ષત્રમંડળોનું એકંદરક્ષેત્ર જે ૫૧૦ યોજન પ્રમાણ કહ્યું છે તે પણ બરાબર આવી રહે છે.

**इतिक्षेत्रप्ररूपणा ॥**

**नक्षत्रमण्डलानामायाम-विष्कम्भादि**— હવે દરેક નક્ષત્રમંડળનો આયામ—વિષ્કંભ અને પરિધિ કેટલો હોય ? તે સમજવા માટે કહેવાય છે—સૂર્ય અથવા ચન્દ્રનું સર્વાભ્યન્તરમંડળ જે સ્થાને હોય છે તે સ્થાને જ પ્રથમ નક્ષત્રમંડળ હોય છે, તેથી ચન્દ્ર—સૂર્યના સર્વાભ્યન્તરમંડળનો મેરૂપર્વતના વ્યાઘાતે જેટલો વિસ્તાર પ્રથમ કહ્યો છે તે પ્રમાણે મેરૂપર્વતના વ્યાઘાતે નક્ષત્રોના સર્વાભ્યન્તરમંડળનો વિસ્તાર તેમજ સૂર્યના સર્વાભ્યન્તરમંડળના પરિધિની માફક નક્ષત્રોના સર્વાભ્યન્તરમંડલનો પરિધિ વિગેરે વિચારવા, એજ પ્રમાણે અર્થાત્ સૂર્યના સર્વ બાહ્યમંડળનું જે પરિધિપ્રમાણ પ્રથમ જણાવેલ છે તે જ પ્રમાણે નક્ષત્રોના સર્વબાહ્યમંડળના પરિધિનું પ્રમાણ સમજવું, વિશેષમાં એટલો ખ્યાલ રાખવો કે સૂર્યના મંડળનો આયામ—વિષ્કંભ ૪૮/૬૧ યો૦ વિગેરે છે તે પ્રમાણે અહિં નક્ષત્રમંડળનો આયામ—વિષ્કંભ વિગેરે નક્ષત્રોના વિમાનનું જે ૧/૨ યોજન પ્રમાણ ( એક ગાઉનું ) જે કહેલ છે તે પ્રમાણે સમજવું.

પ્રથમ નક્ષત્રમંડળમાં અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા, શતતારા, પૂર્વાભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રૈવતી, અશ્વિની, ભરણી, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, અને સ્વાતિ એ બાર નક્ષત્રો આવેલા છે, આ બાર નક્ષત્રો સર્વાભ્યન્તર નક્ષત્રમંડળે એક બાજુ અર્ધમંડળ ભાગમાં ગમન કરે છે જ્યારે બીજા અર્ધમંડળ ભાગમાં તેની સામે તેજ નામના નક્ષત્રો અનુક્રમે ગમન કરે છે, સર્વાભ્યન્તરમંડળ પછીના બીજા નક્ષત્રમંડળમાં હંમેશાં પુનર્વસુ અને મઘાનો ચાર છે, ત્રીજામાં કૃત્તિકા, ચોથામાં ચિત્રા અને રોહિણી, પાંચમામાં વિશાખા. છઠ્ઠામાં અનુરાધા, સાતમામાં જ્યેષ્ઠા અને આઠમામાં અર્થાત્ સર્વ બાહ્ય—અંતિમમંડળમાં આર્દ્રા, મૃગશીર્ષ, પુષ્ય, આશ્લેષા, મૂળ, હસ્ત, પૂર્વાષાઢા, અને ઉત્તરાષાઢા એ આઠ નક્ષત્રોનું ગમન હોય છે.

એમાં એટલું વિશેષ જાણવું કે સર્વાભ્યન્તરમંડળનાં ૧૨ નક્ષત્રો પૈકી અભિજિત્ નક્ષત્ર સર્વથી અંદર ચાલે છે, ( એટલે સ્વમંડળની સીમાને છોડીને જંબૂદ્વીપ તરફ રહેતું અંદર ભાગે ચાલે છે, ) મૂલ નક્ષત્ર સર્વનક્ષત્રોથી બ્હાર ચાલે છે. ( એટલે સ્વમંડળ સ્થાનથી અભિજિતવત્ સીમા છોડીને (લવણસમુદ્ર તરફ રહેતું ચાલે છે, તે) સ્વાતિ નક્ષત્ર સર્વ નક્ષત્રોની જે સપાટી તેથી થોડું ઉંચે રહ્યું થકું ચાલે છે, અને ભરણી નક્ષત્ર સ્વમંડળ સ્થાનમાં અન્ય નક્ષત્રોની અપેક્ષાએ નીચે ચાલે છે. **इति आयाम-विष्कम्भादि प्ररूपणा ॥**

**नक्षत्रयोः परस्परमन्तरम्**:—મંડળવર્તી નક્ષત્રોના વિમાનનું પરસ્પર અન્તર બે યોજનનું કહેલું છે, આજ અભિપ્રાયને અનુસરતું કથન શ્રી शान्तिचन्द्रजी उपाध्यायकृत જંબૂ૦ પ્રજ્ઞપ્તિની વૃત્તિમાં છે તેમજ શ્રી धर्मसागरगणिजी कृत ટીકામાં પણ એ જ અભિપ્રાય ટાંકયો છે, પરંતુ પ્રથમ નક્ષત્રમંડળના મહાન્ ઘેરાવાની યોગ્ય પૂર્તિ કરવા નક્ષત્રોની કહેલ પ્રથમ મંડળ સંખ્યાના હિસાબે આવું બે યોજનનું વિમાન અંતર લેતાં નક્ષત્ર વિમાન રહિત મંડલક્ષેત્ર ઘણું ખાલી રહી જાય છે. અરે ! આગળ આગળના મંડળે જ્યાં બે બે કે એક એક નક્ષત્રો આવે છે ત્યાં શું કરવું ? એ પણ વિચારણીય છે. **इति नक्षत्रयोः परस्परमन्तरम् ॥**

**नक्षत्रमंडलानां मुहूर्तगतिः**—સર્વાભ્યન્તર મંડળે નક્ષત્રની મુહૂર્તગતિ ૫૨૬૫ ૧૮૨૬૩/૨૧૯૬૦ યોજનની હોય છે. અને સર્વ બાહ્યમંડળે નક્ષત્રોની ગતિ ૫૩૧૯ ૧૬૩૬૫/૨૧૯૬૦ યોજન હોય છે, તે પરિધિની વૃદ્ધિના હિસાબે સહજ સમજાય તેમ છે. શેષ ૬ મંડળોની ગતિ તે

સ્થાનના ચન્દ્રમંડળના ઘેરાવા ઉપરથી સૂર્ય–ચન્દ્રમંડળની રીતિ અનુસારે વાંચકોએ જરૂર જણાય ત્યારે કાઢી લેવી. **इति नक्षत्राणां मुहूर्तगतिः ॥**

**नक्षत्राणां कुलादिकप्ररूपणाः**–અઠ્ઠાવીસે નક્ષત્રોનો આકાર પ્રાયઃ જુદો જુદો અને પ્રત્યેકની વિમાન પરિવાર સંખ્યા પણ ભિન્ન ભિન્ન છે, જે બાજુના યન્ત્રમાં આપવામાં આવી છે.

આ અઠ્ઠાવીસે નક્ષત્રો 'कुलसंज्ञक' 'उपकुलसंज्ञक' અને 'कुलोपकुलसंज्ञक' એમ ત્રણ પ્રકારનાં છે એમાં [1]અશ્વિની [2]પુષ્ય, [3]મઘા, [4]મૂળ, [5]ઉત્તરાભાદ્રપદા, [6]ઉત્તરાફાલ્ગુની, [7]ઉત્તરાષાઢા, [8]વિશાખા, [9]મૃગશીર્ષ, [10]ચિત્રા, [11]કૃત્તિકા, અને [12]ધનિષ્ઠા આ બાર નક્ષત્રો **કુલસંજ્ઞક** છે અને આ નક્ષત્રના યોગે જન્મેલો જીવ દાતાર તેમજ સંગ્રામાદિને વિષે જય પામનારો થાય છે.

બાકીમાંથી [1]ભરણી, [2]રોહિણી, [3]પૂર્વાભાદ્રપદા, [4]પૂર્વાફાલ્ગુની, [5]પૂર્વાષાઢા [6]હસ્ત, [7]જ્યેષ્ઠા, [8]પુનર્વસુ, [9]આશ્લેષા, [10]સ્વાતિ, [11]રેવતી, [12]શ્રવણ એ બાર નક્ષત્રો **કુલોપસંજ્ઞક** છે, શેષ [1]આર્દ્રા [2]અભિજિત્–[3]અનુરાધા–[4]શતતારા એ ચાર **કુલોપકુલસંજ્ઞક** છે. આ બન્ને પ્રકારના નક્ષત્રોમાં જીવ જન્મ પામેલ હોય તો તે જીવને પરાધીનતા આદિમાં પીડાવું પડે અને સંગ્રામાદિ કાર્યોમાં તેઓનો જય અનિશ્ચિત હોય છે. **इति नक्षत्राणां कुलादि प्ररूपणा ॥**

વધુમાં અહિંઆ એ પણ સમજવું કે જમ્બૂદ્વીપમાં જે દિવસે અશ્વિન્યાદિ કોઇ પણ નક્ષત્ર દક્ષિણાર્ધભાગમાં એક ચન્દ્રના પરિભોગ માટે હોય છે, તેજ દિવસે તે નક્ષત્રની સમશ્રેણીએ ઉત્તરાર્ધભાગે બીજા ચન્દ્રને તેજ નામનાં નક્ષત્રો પરિભોગને માટે થાય છે.

**પ્રશ્નઃ**—નક્ષત્રબળ કયારે સારૂં હોય ?

**ઉત્તરઃ**–દિવસના પૂર્વાર્ધભાગે તિથિ તથા નક્ષત્ર સંપૂર્ણ બળવાળું, ત્યારબાદ દુર્બલ, ગણાય છે, રાત્રિએ કેવળ નક્ષત્ર બળવાન ગણાય અને દિવસના અપરાર્ધ ભાગમાં કેવળ તિથિજ બળવાન ગણાય છે.

यदुक्तं व्यवहारसारे—' तिथिर्धिष्ण्यं च पूर्वार्द्धे, बलवद्दुर्बलं ततः ।
नक्षत्रं बलवद्रात्रौ दिने बलवती तिथिः ॥ १ ॥

વધુમાં આ નક્ષત્રોનું પ્રયોજન ' પૌરૂષી 'પ્રતીતિ–પ્રહરનું જ્ઞાન થવા માટે છે.

આ સિવાય નક્ષત્રની સવિશેષ મુહૂર્તગતિ, નક્ષત્રના મંડળોનો ચન્દ્રમાનાં મંડળો સાથે આવેશ, એ મંડળોનો દિશાઓ સાથે ચન્દ્રયોગ, એમના અધિષ્ઠાયક દેવતા, એમના તારા–વિમાનોની સંખ્યા, ( તેઓની આકૃતિ ) એ મંડળોનું ચન્દ્ર–સૂર્ય સાથે સંયોગકાળનું માન, એમનાં કુલાદિકના નામોની વિચારણા, એનો અમાવાસ્યા તથા પૂર્ણિમા સાથે નો યોગ, પ્રતિમાસે અહોરાત્ર સંપૂર્ણ કરનારાં નક્ષત્રો કોણ કોણ છે તે ? પ્રહર વિચારણા, કયા કયા માસે કયું કયું નક્ષત્ર કેટલા કેટલા કાળે હોય ? ઇત્યાદિ સર્વ વ્યાખ્યા, સવિસ્તરપણે **જમ્બૂ૦ પ્રજ્ઞપ્તિ, સૂર્ય૦ પ્રજ્ઞપ્તિ** તથા **લોકપ્રકાશ** અને સંક્ષેપથી મંડળપ્રકરણાદિથી જાણવા માટે ખપી થવું.

**॥ इति चतुर्थे नक्षत्रविचारे लघुपरिशिष्टम् ॥**

## ॥ २८ नक्षत्रोनी आकृति विगेरे विषयो संबंधी यंत्र ॥

| | नक्षत्रनां नाम | नक्षत्रना आधारे जन्माक्षरो | तारा संख्या [2] | आरम्भसिद्धिने आधारे नक्षत्रोनी आकृति [3] | 'रत्नमाला'ना आधारे नक्षत्रोनी आकृति [4] | आकृति | नोट |
|---|---|---|---|---|---|---|---|
| १ | अभिजित् [1] | जु जे जो खा | ३ | शृङ्गाटकवत् | गोशीर्षावली | | |
| २ | श्रवण | खी खू खे खो | ३ | त्रयपादवत् | कासार | | |
| ३ | धनिष्ठा | गा गी गू गे | ५ | मृदङ्गाकारवत् | पक्षिपञ्जर | | |
| ४ | शतभिषक् | गो सा सी सू | १०० | वर्तुलाकारवत् | पुष्पोपचार | | |
| ५ | पूर्वाभाद्रपदा | से सो दा दी | २ | द्वियुगलवत् | वाप्यर्द्ध | | |
| ६ | उत्तराभाद्रपदा | दू ञ झ था | २ | पर्यङ्कवत् | अर्धवापी | | |
| ७ | रेवती | दे दो चा ची | ३२ | मुरजवत् | नौकासंस्थान | | |

नोट: १—व्यवहारमां अभिजित् सिवाय २७ नक्षत्रानुसार सर्व आधार राखवामां आवे छे, कारण के अभिजित् नक्षत्रनो चन्द्रमा साथेनो सहयोग स्वल्पकालीन होवाथी तेनी विवक्षा नथी, तोपण नक्षत्रो तो २८ ज छे अने अट्ठावीसने आधारे लेवामां आवेल गणत्री श्री आरंभसिद्धि—श्री नारचन्द्रादि जैन ज्योतिष् ग्रन्थोमां प्रसिद्ध छे.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ८ | अश्विनी | चु चे चो ला | ३ | अश्वमुखवत् | अश्वस्कंध | |
| ९ | भरणी | ली लू ले लो | ३ | भगाकार(योनि)वत् | भग(योनिसंस्थान) | |
| १० | कृत्तिका | आ ई ऊ ए | ६ | क्षुर(अस्त्र)वत् | क्षुर(अस्त्र)धारा | |
| ११ | रोहिणी | ओ वा वी वू | ५ | शकटाकारवत् | शकटोद्धिसंस्थान | |
| १२ | मृगशीर्ष | वे वो का की | ३ | मृगमस्तकवत् | मृगशिरः | |
| १३ | आर्द्रा | कु घ ङ छ | १ | मण्याकारवत् | रुधिरबिन्दुः | |
| १४ | पुनर्वसु | के को हा ही | ५ | गृहाकारवत् | तुला | |
| १५ | पुष्य | हु हे हो डा | ३ | शराकारवत् | वर्धमानक | |
| १६ | आश्लेषा | डी डू डे डो | ६ | चक्रनाभिवत् | पताका | |
| १७ | मघा | मा मी मू मे | ७ | शालवृक्षवत् | प्राकार | |

२—उक्तं च—तिग तिग पंचे-गसयं, दुग दुग बत्तीस तिगं तहतिगं च। छप्पंचग तिग एक्कग, पंचग तिग छक्कगं चेव ॥१॥ सत्तग दुग दुग पंचग एक्केक्कग पंच चउतिगं चेव। एक्कारसग चउक्कं चउक्कगं चेव तारग्गं ॥२॥

३—उक्तं च—हयवदन[८]-भग[९]-क्षुर[१०]-शकट[११]-मृगशिरो[१२]-मणि[१३]-गृहे[१४]-षु[१५]-चक्र[१६]णाम्। प्राकार[१७]-शयन[१८]-पर्यङ्क[१९]-हस्त[२०]-मुक्ता[२१]—प्रवालानाम्[२२] ॥१॥ तोरण[२३]-मणि[२४]-कुण्डल[२५]-सिंहविक्रम[२६]—खपन[२७]—गजविलासा[२८]-नाम्। शृङ्गाटक[१]-त्रिविक्रम[२]-मृदङ्ग[३]-वृत्त[४]-द्वियमलानाम्[५] ॥२॥ पर्यङ्क[६]-मुरजसदृशानि[७] भानि कथितानि चाश्विनादीनि ॥

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| १८ | पूर्वाफाल्गुनी | मो टा टी टू | २ | शय्याकारवत् | पल्यंकार्द्ध | | ४–गोसीसावलीकाहार सउ-णी पुप्फोवयार वावी य। नावा आसकखंधे भग छुरधाराय सगडुद्धी ॥१॥ मिगसीसावली रुहिरबिंदु तुल वद्धमाणग पडागा पागारे पलियंके हत्थे मुह पुप्फए चेव ॥२॥ कीलग दामणि एगावली य गयदंत विच्छुअ अलीय। गयविक्कमे य तत्तो सिंहनिसाइ य संठाणा ॥३॥ |
| १९ | उत्तराफाल्गुनी | टे टो पा पी | २ | पल्यंकाकारवत् | अर्द्धपल्यंक | | |
| २० | हस्त | पू षा णा ठा | ५ | हस्ताकारवत् | हस्त | | |
| २१ | चित्रा | पे पो रा रि | १ | मौक्तिकाकारवत् | मुखमंडन | | |
| २२ | स्वाति | रु रे रो ता | १ | प्रवालाकारवत् | कीलक | | |
| २३ | विशाखा | ती तू ते तो | ५ | तोरणाकारवत् | पशुद्मनाकार | | |
| २४ | अनुराधा | ना नी नू ने | ४ | मण्याकारवत् | एकावली | | |
| २५ | ज्येष्ठा | नो या यी यु | ३ | कुंडलाकारवत् | गजदंताकार | | |
| २६ | मूल | ये यो भा भी | ११ | सिंहपंजाकारवत् | वृश्चिकपुच्छाकार | | |
| २७ | पूर्वाषाढा | भू धा फ ढा | ४ | स्वमाकारे | गजविक्रमाकार | | ॥ इति चतुर्थं नक्षत्रविचारे लघुपरिशिष्टम् ॥ |
| २८ | उत्तराषाढा | मे भो जा जी | ४ | कुलतागजाकारवत् | सिंहनिषदनाकार | | |

## अथ ग्रहपङ्क्तिस्वरूपम्

અવતરણ;—પૂર્વે નક્ષત્રપંક્તિની વ્યવસ્થા જણાવ્યા બાદ હવે અનુક્રમે પ્રાપ્ત થયેલ જે ગ્રહપંક્તિની વ્યવસ્થા તેને જણાવનારી ગાથા ગ્રન્થકાર મહર્ષિ જણાવે છે;—

**[२५] एवं गहाइणोवि हु नवरं धुवपासवत्तिणो तारा ।**
**तं चिय पयाहिणंता तत्थेव सया परिभमंति ॥ ८२ ॥**

### સંસ્કૃત છાયા;—

**एवं ग्रहादयोऽपि हु नवरं ध्रुवपार्श्ववर्त्तिन्यस्तारा: ।**
**तं चैव प्रदक्षिणयन्त्यस्तत्रैव सदा परिभ्रमन्ति ॥ ८२ ॥**

### શબ્દાર્થ;—

गहाइणोवि हु–ગ્રહાદિક પણ
पासवत्तिणो तारा–પાર્શ્વવર્ત્તી ( નજીકના ) તારાઓ
पयाहिणंता–પ્રદક્ષિણા આપતા
परिभमंति–પરિભ્રમણ કરે છે

ગાથાર્થ;—નક્ષત્રોની પંક્તિ સંબંધી જે પ્રમાણે વ્યવસ્થા કરી એ જ પ્રમાણે ગ્રહ વિગેરેની પંક્તિવ્યવસ્થા સમજવી. એટલું વિશેષ છે કે એ ચન્દ્રનો પરિવાર ૧૭૬ ગ્રહોનો હોવાથી ગ્રહોની પંક્તિઓ પણ ૧૭૬ હોય છે અને પ્રત્યેક પંક્તિમાં ૬૬ ગ્રહની સંખ્યા હોય છે. અહિંઆ એ પણ વિશેષ સમજવું જે અચળ એવા ધ્રુવતારાઓની સમીપમાં વર્ત્તતા અન્ય તારાનાં વિમાનો તે ધ્રુવતારાને જ પ્રદક્ષિણા દેતા ફરે છે. ॥ ૮૨ ॥

વિશેષાર્થ;—પ્રથમની ગાથા પ્રમાણે સુગમ છે, તો પણ પ્રાસંગિક કાંઈક કહેવામાં આવે છે.

મનુષ્યક્ષેત્રમાં ગ્રહોની પંક્તિઓ ૧૭૬ છે, અને તે પ્રત્યેક પંક્તિઓ જંબૂદ્વીપના પ્રાન્ત ભાગથી પ્રારંભાઇને માનુષોત્તર પર્વત સુધી પહોંચેલી છે,

---

૨૫ સરખાવો–' छावत्तरगहाणं पंतिसयं होइ मणुयलोगम्मि ।
छावट्ठीअ छावट्ठीअ होइ इक्किक्किआ पंती ॥ १ ॥ '

તથા તે પ્રત્યેક પંક્તિમાં ગ્રહસંખ્યા તો ૬૬ ની જ છે. આ પંક્તિઓ પણ નક્ષત્રપંક્તિઓની માફક સૂર્યનાં કિરણો જેવી દેખાતી હોય તેમ ભાસે છે. એક ચન્દ્રના પરિવારમાં ૮૮ ગ્રહો હોવાથી જંબૂદ્વીપના બે ચન્દ્રની અપેક્ષાએ ૧૭૬ ગ્રહો થાય છે. ૮૮ ગ્રહપંક્તિઓ દક્ષિણદિશામાં હોય છે અને ૮૮ ગ્રહ-પંક્તિઓ ઉત્તરદિશામાં હોય છે. વળી નક્ષત્રપંક્તિના વિવરણ પ્રસંગે નક્ષત્ર-પિટકની વ્યવસ્થા પ્રદર્શિત કરી હતી તે પ્રમાણે અહિં ગ્રહપિટકો પણ સમજી લેવાં, તેમજ જે પંક્તિના પ્રારંભમાં જે ગ્રહ હોય છે તે જ નામવાળા ગ્રહોની ૬૬ જેટલી સંખ્યા માનુષોત્તરપર્વત સુધી પહોંચેલી હોય છે. જંબૂદ્વીપમાં બે ચન્દ્રના એક ચન્દ્રપિટકની અપેક્ષાએ એક ગ્રહપિટક ( ગ્રહસંખ્યા ૧૭૬ ), લવણસમુદ્રમાં બે ચન્દ્રપિટકની અપેક્ષાએ બે ગ્રહપિટક ( ગ્રહસંખ્યા–૩૫૨, ) ધાતકી ખંડમાં છ ચન્દ્રપિટકની અપેક્ષાએ છ ગ્રહપિટક, ( ગ્રહસંખ્યા ૧૦૫૬ ) કાલોદધિમાં ૪૨ ચન્દ્રના ૨૧ ચન્દ્રપિટકની અપેક્ષાએ ૨૧ ગ્રહપિટક ( ગ્રહ-સંખ્યા ૩૬૯૬ ) અને અર્ધપુષ્કરના ૭૨ ચન્દ્રાશ્રયી ૩૬ ચન્દ્રપિટકની અપે-ક્ષાએ ૩૬ ગ્રહપિટક ( કુલ ગ્રહસંખ્યા ૬૨૭૬ ) છે. એમ સર્વ મળી ૬૬ ગ્રહ-પિટકો તથા ૮૮૫૬૨૭૬ કુલ ગ્રહસંખ્યા મનુષ્યક્ષેત્રમાં હોય છે, અને તે સર્વ ગ્રહો મેરૂપર્વતને પ્રદક્ષિણા આપતા સદાકાળ પરિભ્રમણ કરે છે.

ચન્દ્ર–સૂર્ય–ગ્રહ અને નક્ષત્રોનાં વિમાનોની પંક્તિઓ જંબૂદ્વીપના મેરૂને પ્રદક્ષિણા આપતી [૨૬]અનવસ્થિત યોગે અર્થાત્ એકબીજાથી જુદી જુદી રીતિએ પરિભ્રમણ કરે છે, જે વસ્તુસ્થિતિ આપણે ઉપર સમજી ગયા છીએ. તારાઓનાં વિમાનો માટે પણ તેમ જ છે, તો પણ તેમાં એટલું વિશેષ છે કે જે ' **ધ્રુવ** ' ના તારાઓ છે તે જગત્‌ના તથાવિધ સ્વભાવથી જ સદા સ્થિર છે. તે ઉપરાંત તેની નજીકમાં વર્તતા તારાનું મંડળ મેરૂને પ્રદક્ષિણા ન આપતાં તે સ્થિર એવા ' ધ્રુવ ' ના તારાને જ પ્રદક્ષિણા આપતું ત્યાંને ત્યાં જ ફરે છે. આ ધ્રુવનો તારો આપણા ભરતક્ષેત્રની અપેક્ષાએ ઉત્તરદિશામાં છે. આવા ધ્રુવના તારાઓ એકંદર ચાર છે અને તે ચારે ધ્રુવના તારાઓ તે તે ક્ષેત્રની અપેક્ષાએ ઉત્તરદિશામાં જ રહેલા છે. અર્થાત્ ભરતક્ષેત્રની અપેક્ષાએ જેમ ધ્રુવ ઉત્તરદિશામાં છે તેમ બાકીના ત્રણ ધ્રુવતારાઓ

---

૨૬ મંડળપ્રકરણમાં કહ્યું કે—' तं मेरु परिअडंता, पयाहिणावत्तमंडला सव्वे ।
अणवट्ठिअजोगेहिं चंदा सूरा गहगणा य ॥ १ ॥ '

ઐરવત-પૂર્વમહાવિદેહ અને પશ્ચિમમહાવિદેહની અપેક્ષાએ અનુક્રમે ઉત્તર-દિશામાં જ છે. ' सर्वेषामेव वर्षाणां मेरुरुत्तरत: स्थित: ' એ વાક્યથી જેમ પ્રત્યેક ક્ષેત્રની અપેક્ષાએ મેરૂપર્વત ઉત્તર-દિશામાં જ છે તેમ આ ધ્રુવતારાઓ માટે પણ સમજવું, [ જુઓ બાજુની આકૃતિ ] આ ધ્રુવતારાઓ ઉપર જન-સમુદાય અનેક પ્રકારનો આધાર રાખે છે, સમુદ્રમાં ચાલતાં વહાણો, સ્ટીમરો, હવાઈવિમાનો વિગેરેને દિશાના જાણ-પણામાં આ ધ્રુવનો તારો 'હોકાયંત્ર' દ્વારા ઘણો જ ઉપયોગી છે, વહાણ વિગેરે ગમે તે દિશામાં જાય તો પણ તેમાં રહેલ હોકાયંત્રનો કાંટો સદાકાળ ઉત્તરધ્રુવ તરફ જ હોય છે, જેથી રાત્રિએ વહાણ કઈ દિશામાં જાય છે તે બરાબર ખ્યાલમાં આવી શકે છે.

પૂર્વે ગાથા ૫૭ મી માં ચન્દ્ર-સૂર્યાદિ જ્યોતિષી દેવોનો જે ગતિક્રમ બતા-વવામાં આવ્યો છે તે સામાન્યત: જાણવો, અહિં વિશેષતા એટલી સમજવી કે-ચન્દ્રથી શીઘ્રગતિવાળા સૂર્યો છે, સૂર્યોથી શીઘ્રગતિવાળા ( ૫૭ મી ગાથામાં કહ્યા મુજબ ગ્રહો નહિં પરંતુ ) નક્ષત્રો છે, અને નક્ષત્રોથી શીઘ્રગતિવાળા અન-વસ્થિત યોગે પરિભ્રમણ કરતા *ગ્રહો સમજવા. [ જે માટે જુઓ मंडलप्रकरण गाथा २७ नी टीका.] વળી આ ગ્રહો વક્રાતિચાર મન્દગતિવાળા હોવાથી તેઓની નિયમિત ગતિ નથી અને તેથી તેઓનું મુહૂર્ત્તગતિમાન-પરિભ્રમણકાળપ્રમાણ-મંડળવિષ્કંભાદિ માન વિગેરે પ્રરૂપણા વિદ્યમાન શાસ્ત્રોમાં ઉપલબ્ધ હોય તેમ જણાતું નથી.

નક્ષત્રોની માફક તારાનાં પણ મંડળો છે, અને તે મંડલો પોત પોતાના નિયતમંડલમાં જ ચાર કરનારા હોવાથી સદા ×અવસ્થિત હોય છે. અહિં એવી શંકા કરવાની જરૂર નથી જે તે તારામંડળોની ગતિ જ નથી, કારણ કે તારાઓ

---

* उक्तञ्च—' चंदेहिं सिग्घयरा सूरा सूरेहिं हुंति णक्खत्ता ।
अणिअयगइपत्थाणा हवंति सेसा गहा सव्वे ॥ १ ॥ '

× उक्तञ्च—' णक्खत्ततारगाणं अवट्ठिता मंडला मुणेयव्वा ।
तेऽवि य पयाहिणावत्त-मेव मेरुं अणुचरंति ॥ १ ॥ '

પણ જંબૂદ્વીપવર્ત્તિ મેરૂપર્વતને પ્રદક્ષિણા આપવા પૂર્વક પરિભ્રમણ કરે છે, ફક્ત સૂર્ય–ચન્દ્રનાં ઘણાં મંડલો હોવા સાથે સૂર્ય–ચન્દ્રનું ઉત્તરાયણ–દક્ષિણાયન જેમ થાય છે તેમ આ તારામંડળોનું થતું નથી. જે તારામંડળો દક્ષિણદિશામાં રહીને મેરૂને પ્રદક્ષિણા આપે છે તે સદાકાળ તેવી જ રીતે આપે છે, કોઈપણ વખતે તે તારાઓ ઉત્તરદિશામાં આવતા નથી, અને જે તારાઓ ઉત્તરમાં રહીને મેરૂને પ્રદક્ષિણા આપે છે તે હંમેશાં ઉત્તરમાં જ રહે છે કોઇ વખતે પણ દક્ષિણ-દિશામાં જતા નથી. આ તારામંડળોની સંખ્યા કેટલી છે તે તથા તે મંડળોનું વિષ્કંભાદિપ્રમાણ વર્ત્તમાનમાં ઉપલબ્ધ ગ્રન્થોમાં જોવામાં આવતું નથી.

॥ इति ग्रहपंक्तिस्वरूपम् ॥

## ॥ मनुष्यक्षेत्रवर्त्तिचन्द्रादिपंक्तियन्त्रकम् ॥

| नाम. | जाति. | पंक्तिसंख्या. | प्रत्येक पंक्तिगत चन्द्र–सूर्यादि संख्या. | सर्वसंख्या. |
|---|---|---|---|---|
| મનુષ્યક્ષેત્રમાં | ચન્દ્રની | ૨ | ૬૬ | ૧૩૨ |
| ,, | સૂર્યની | ૨ | ૬૬ | ૧૩૨ |
| ,, | ગ્રહની | ૧૭૬ | ૬૬ | ૧૧૬૧૬ |
| ,, | નક્ષત્રની | ૫૬ | ૬૬ | ૩૬૯૬ |
| ,, | તારાઓની | પંક્તિઓ નથી | પરંતુ વિપ્રકીર્ણ સંખ્યા ૮૮૪૦૭૦૦ કોડાકોડી | ૮૮૪૦૭૦૦ કોડાકોડી |

**સૂચના**—મનુષ્યક્ષેત્ર બાહ્યના દ્વીપ–સમુદ્રોમાં ચન્દ્ર–સૂર્યાદિની સંખ્યા જાણવા માટે ગાથા ૭૯–૮૦ ના વિશેષાર્થમાં આપેલ કરણ જોવું.

## ॥ मनुष्यक्षेत्रबहार चन्द्र-सूर्यपंक्तिनुं स्वरूप ॥

### [ अन्तर्गत पंक्तिव्यवस्था तथा मतान्तरनिरूपणं ]

अवतरणः—ग्रहनी पंक्तिओ संबंधी व्यवस्था तथा ग्रहो संबंधी अन्य विचार पूर्व गाथाना विशेषार्थमां यथायोग्य जणाव्यो, ७८–७९मी गाथामां द्वीपसमुद्राश्रयी चन्द्र-सूर्य संख्या जाणवानुं जे करण जणाव्युं छे ते आ ग्रन्थकार महर्षि श्रीमान् चन्द्रसूरीश्वरजी महाराजे स्वमते जणाव्युं हतुं, हवे ते सूर्य-चन्द्रनी संख्या बाबत ( तेमज पंक्ति विषय )मां जे कोइ अन्य प्रसिद्ध मत छे ते मतनुं निरूपण ग्रन्थकारमहर्षि आ त्रण गाथावडे पोते ज करे छेः—

चउयालसयं[27] पढमिल्लयाए पंतीए चंद-सूराणं ।
तेण परं पंतीओ, चउरुत्तरियाए वुड्ढीए ॥ ८३ ॥
बावत्तरि[28] चंदाणं बावत्तरि सूरियाण पंतीए ।
पढमाए अंतरं पुण चंदाचंदस्स लक्खदुगं ॥ ८४ ॥
जो जावइ लक्खाइं वित्थरओ सागरो य दीवो वा ।
तावइयाओ य तहिं चंदासूराण पंतीओ ॥ ८५ ॥

संस्कृत छायाः—

चतुश्चत्वारिंश( दधिक )शतं प्रथमायां पङ्क्तौ चन्द्र-सूर्याणाम् ।
ततः परं पङ्क्तयः चतुरुत्तरया वृद्ध्या ॥ ८३ ॥
द्वासप्ततिश्चन्द्राणां द्वासप्ततिः सूर्याणां पङ्क्तौ ।
प्रथमायामन्तरं पुनश्चन्द्राच्चन्द्रस्य लक्षद्विकम् ॥ ८४ ॥

---

२७–उक्तञ्च मंडलप्रकरणे—' बत्तीससयं चंदा, बत्तीससयं च सूरिया सययं ।
समसेणीए सव्वे माणुसखित्ते परिभमंति ॥ १ ॥ '

२८–गाथा ८३–८४–८५ अवान्तर सम्प्रदायनी होय तेम पण श्रुतवृद्धोनुं कथन छे.

**यो यावन्ति लक्षाणि विस्तरतः सागरश्च द्वीपो वा ।**
**तावत्यश्च तस्मिन् चन्द्र-सूर्याणां पङ्क्तयः ॥ ८५ ॥**

**શબ્દાર્થ:—**

चउयालसयं-એકસો ચુમ્માલીશ
पढमिल्लयाए=પ્રથમપંક્તિમાં
तेण परं पंतीओ=ત્યારબાદ પંક્તિઓ.
चउरुत्तरियाए=ઉત્તર ઉત્તર ચારની
वुड्डीए=વૃદ્ધિથી

जो जावइ लरकाइं=જે જેટલા લાખ પ્રમાણ
वित्थरओ=વિસ્તારવાળો
सागरो य दीवो वा=સમુદ્ર અથવા દ્વીપ
तावइयाओ य तहिं=તેટલી સંખ્યા પ્રમાણ
चंदा चंदस्स=ચંદ્રથી ચંદ્રનું.

ગાથાર્થ:—મનુષ્યક્ષેત્ર બહારના પુષ્કરાર્ધની પ્રથમપંક્તિમાં ૧૪૪ ચન્દ્ર-સૂર્ય સંખ્યા હોય છે અને તે પંક્તિથી આગળ પ્રત્યેક પંક્તિમાં ૪ ચંદ્ર અને ૪ સૂર્યની વૃદ્ધિ કરવી. પ્રથમ પંક્તિમાં ૭૨ ચંદ્ર અને ૭૨ સૂર્ય હોય, એ પ્રથમપંક્તિમાં ચન્દ્રથી ચન્દ્રનું બે લાખ યોજનનું અંતર હોય છે. જે દ્વીપ અથવા સમુદ્ર જેટલા લાખ યોજન વિસ્તારવાળો હોય ત્યાં તેટલી સંખ્યા પ્રમાણ ચન્દ્ર-સૂર્યની પંક્તિઓ જાણવી. ॥ ૮૩ ॥ ૮૪ ॥ ૮૫ ॥.

વિશેષાર્થ:—અગાઉ ૭૮-૭૯ એ બન્ને ગાથાવડે આ ગ્રન્થકાર મહર્ષિના મત પ્રમાણે મનુષ્યક્ષેત્ર બહાર ચન્દ્ર-સૂર્ય વ્યવસ્થા અને તે અપેક્ષાએ ગ્રહાદિ સંખ્યા જાણવાનું કરણ વિગેરે હકીકત દર્શાવી છે. હવે આ ચાલુ ત્રણ ગાથાવડે અન્યમત જણાવવામાં આવે તે પહેલાં અહિં ઉપયોગી એવો અને આ ગ્રંથની ટીકામાં જણાવેલો એક દિગંબરમત દર્શાવાય છે—

## ॥ [ द्वितीय ] दिगम्बरीयमतनिरूपणम्* ॥

મનુષ્યક્ષેત્ર બહાર કયા દ્વીપ-સમુદ્રમાં કેટલી કેટલી ચન્દ્ર-સૂર્યની પંક્તિઓ હોય ? તે પંક્તિઓ કેવી રીતે વ્યવસ્થિત હોય ? તેમજ પ્રત્યેક પંક્તિમાં કેટલા

* દિગંબર સમ્પ્રદાયના મતની પ્રક્ષેપેલી જે મૂલ ગાથાઓ તે આ રહી;—

चंदाओ सूरस्स य, सूरा चंदस्स अंतरं होइ ।
पन्नास सहस्साइं, तु जोअणाइं समहिआइं ॥ १ ॥
पणयालसयं पढमि-ल्लुयाइं पंतीए चंदसूराणं ।
तेण परं पंतीओ, छट्टा सत्तग वुड्ढिओ नेया ॥ २ ॥
चंदाण सव्वसंखा, सत्तत्तीसाइं तेरस सयाइं ।
पुक्खरवरदीविअरद्धे, सूराण वि तत्तिआ जाण ॥ ३ ॥

કેટલા ચન્દ્ર તથા સૂર્ય હોય અને તે ચન્દ્ર–સૂર્યવિમાનોનું પરસ્પર અંતર કેટલું હોય ? તે સર્વ અહિં '**દિગમ્બર**' ના મત પ્રમાણે જણાવાય છે.

મનુષ્યક્ષેત્ર બહાર ચન્દ્ર–સૂર્યની વ્યવસ્થા સંબંધમાં ત્રણ મતો છે. તેમાં એક ગ્રન્થકાર મહર્ષિનો અગાઉ ૭૮–૭૯– ગાથાવડે કહેવાઇ ગયો છે. આ બીજો મત દિગમ્બરીય છે. અને ત્રીજો ૮૩–૮૪–૮૫ એ ત્રણ ગાથાના વિવેચન-વડે કહેવાશે. મનુષ્યક્ષેત્ર બહારનું અર્ધપુષ્કરવર ક્ષેત્ર આઠ લાખ યોજન પ્રમાણ વલયવિષ્કંભવાળું છે. તેમાં આ બીજા ( દિગમ્બરીય ) મત પ્રમાણે આઠ પંકિતઓ રહેલી છે. અહિં એટલું ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે અત્યારસુધી જે ચન્દ્ર––સૂર્યનક્ષત્રાદિની પંકિતઓ સમશ્રેણીએ લેવામાં આવતી હતી તેમ ન લેતાં પરિરયાકારે ( વર્તુલાકારે=માળાકારે ) લેવાની છે, અને માળાકારે રહેલી તે પ્રત્યેક પંકિતઓ એક એક લાખ યોજનને અંતરે રહેલી છે. મનુષ્યક્ષેત્ર બહાર પુષ્કરાર્ધદ્વીપમાં વર્તતી આ આઠ પંક્તિઓ પૈકી પ્રથમ પંકિતમાં ૧૪૫ ચન્દ્ર અને ૧૪૫ સૂર્ય આવેલા છે. આ માળાકારે રહેલ પંકિતમાં ચન્દ્રથી સૂર્યનું અંતર સાધિક ૫૦૦૦૦ યોજન છે અને ચન્દ્રથી ચન્દ્રનું અથવા તો સૂર્યથી સૂર્યનું અંતર સાધિક ૧૦૦૦૦૦ ( એક લાખ ) યોજન છે. અત્ર ઉપર જણાવવા પ્રમાણે જ્યારે આ પ્રથમ પંક્તિમાં ૧૪૫ ચન્દ્ર અને ૧૪૫ સૂર્ય છે એટલે કે બન્નેની એકંદર સંખ્યા ૨૯૦ ની છે અને એક ચન્દ્રથી સૂર્યનું અંતર સાધિક પચાસ હજાર યોજનનું છે તો ૧૪૫ ચન્દ્ર અને ૧૪૫ સૂર્યને માળાકારે રહેવામાં કેટલું ક્ષેત્ર જોઇએ ? અથવા ચન્દ્રથી ચન્દ્રનું અને સૂર્યથી સૂર્યનું અંતર સાધિક એક લાખ યોજન છે તો ૧૪૫ ચન્દ્રને અથવા ૧૪૫ સૂર્યને પરિરયા-કારે ગોઠવવામાં કેટલું ક્ષેત્ર જોઇએ ? એ પ્રશ્નના ઉત્તરમાં સમાધાન આપે છે–કે ૧૪૫૪૬૪૭૬ ( એકક્રોડ પીસ્તાલીશ લાખ છેંતાલીશ હજાર ને ચારસેં છોંતેર યોજનપ્રમાણ ક્ષેત્ર જોઇએ. અર્થાત્ મનુષ્યક્ષેત્ર બહાર પુષ્કરાર્ધમાં વર્ત્તતી ચન્દ્ર–સૂર્યની માળાકારે રહેલી પ્રથમપંક્તિનો પરિધિ ૧૪૫૪૬૪૭૬ યોજનપ્રમાણ હોય.

હવે બીજી રીતે પ્રશ્ન થઇ શકે કે–એક ચન્દ્રથી એક સૂર્યનું અંતર પચાસ હજાર યોજન છે તો ૧૪૫૪૬૪૭૬ યોજન પ્રમાણ ક્ષેત્રમાં કેટલા ચન્દ્ર અથવા સૂર્યનો સમાવેશ થઇ શકે ? અથવા એક સૂર્યથી બીજા સૂર્યનું અને એક ચન્દ્રથી બીજા ચન્દ્રનું અંતર સાધિક એક લાખ યોજન છે તો ૧૪૫૪૬૪૭૬ યોજન પ્રમાણ પરિધિ–ક્ષેત્રમાં કેટલા ચન્દ્ર અથવા સૂર્યનો સમાવેશ થઇ શકે ? આ બન્ને પ્રકારના પ્રશ્નના ઉત્તરમાં '૧૪૫ ચન્દ્ર અથવા ૧૪૫ સૂર્યનો સમાવેશ થઇ શકે ' એવો જવાબ આવશે. આ પ્રમાણે પ્રથમ પંકિતમાં ૧૪૫ સૂર્ય અને ૧૪૫ ચન્દ્ર હોય છે.

હવે બાકી રહેલી સાતપંક્તિઓમાં સૂર્ય-ચન્દ્રની સંખ્યાનો વિચાર કરીએ.

બીજીપંકિત પ્રથમપંક્તિથી એક લાખ યોજન દૂર જોઇએ ત્યાં પરિરયાકારે રહેલી છે, તે સ્થાનનો પરિધિ ગણિતની રીતિએ પ્રથમપંક્તિના પરિધિની અપેક્ષાએ ક્ષેત્રના વિષ્કંભમાં વૃદ્ધિ થવાથી પ્રથમ પંક્તિના પરિધિની અપેક્ષાએ મોટો થાય છે.

'જે ક્ષેત્રનો જેટલો વિષ્કંભ હોય તેથી લગભગ ત્રિગુણ ઉપરાંત પરિધિ હોય'

આ-નિયમ સર્વત્ર સમજી લેવો. આ નિયમ મુજબ બીજી પંક્તિનો પરિધિ ૧૫૧૭૮૯૩૨ યોજન પ્રમાણ આવે છે, અને ચન્દ્રથી ચન્દ્રનું અને ચન્દ્રથી સૂર્યનું તેમજ સૂર્યથી સૂર્યનું અને સૂર્યથી ચન્દ્રનું અંતર તો પ્રથમપંક્તિમાં જણાવ્યું (એક બીજાને ૫૦ હજાર, પરસ્પર સાધિક લાખ યોજન) તેટલું જ છે. એથી (આ બીજી પંક્તિનો પરિધિ વિશેષ હોવાથી) આ પંક્તિમાં પ્રથમ-પંક્તિની અપેક્ષાએ છ ચન્દ્ર તથા છ સૂર્ય વધારે હોય છે. અહિં વિચાર કરતાં સ્પષ્ટ સમજાય તેમ છે કે-પ્રથમ પંકિતના પરિધિ કરતાં બીજી પંક્તિનો પરિધિ સાધિક છ લાખ યોજન વધારે છે. (એટલે બન્ને બાજુએ લાખ-લાખ યોજન પ્રમાણ ક્ષેત્રવિષ્કંભ વધવાથી ૨ લાખ યોજન ક્ષેત્ર વધે ત્યારે 'ત્રિગુણ' નિયમ પ્રમાણે તે સ્થાનનો પરિધિ ૬૩૨૪૫૫ યો. ૨-ગાઉ-૫૪ ધનુષ્ય ૨૭ અંગુલ થાય. એક ચન્દ્રથી સૂર્યનું અંતર પચાસ હજાર યોજન છે, એટલે તેટલા અધિક ક્ષેત્રમાં છ ચન્દ્ર અને છ સૂર્યની સંખ્યાની વૃદ્ધિ થઇ તે પણ વાસ્તવિક છે. અર્થાત્ પ્રથમપંકિતમાં જેમ ૧૪૫ ચન્દ્ર અને ૧૪૫ સૂર્ય છે તેમ બીજી પંક્તિમાં ૧૫૧ ચન્દ્ર અને ૧૫૧ સૂર્ય છે. ત્રીજી પંકિત બીજી પંક્તિથી એક લાખ યોજન દૂર છે. તેનો પરિધિ સાધિક ૧૫૮૧૧૩૮૭ યોજન પ્રમાણ થાય છે, જેથી બીજી પંક્તિ કરતાં સાત ચન્દ્ર અને સાત સૂર્યની સંખ્યાનો વધારો થાય, એટલે ત્રીજી પ્રંક્તિમાં ૧૫૯ ચન્દ્ર અને ૧૫૯ સૂર્ય હોય. આ પ્રમાણે આગળની પંક્તિઓ માટે વિચારવું.

એટલે કે બે પંક્તિમાં છ છ ચન્દ્ર-સૂર્યની સંખ્યા વધારવી અને ત્યારબાદ એક પંક્તિમાં સાત સૂર્ય-ચન્દ્રની સંખ્યાને વધારવી. એ પ્રમાણે કરવાથી ચોથી પંક્તિમાં (ત્રીજી પંક્તિના ૧૫૮+૬=) ૧૬૪ ચન્દ્ર અને ૧૬૪ સૂર્ય આવશે, પાંચમી પંક્તિમાં (ચોથીપંક્તિના ૧૬૪+૬=)૧૭૦ ચન્દ્ર અને ૧૭૦ સૂર્ય પ્રાપ્ત થશે. છઠ્ઠી પંક્તિમાં (પાંચમી પંક્તિના ૧૭૦+૭=) ૧૭૭ ચન્દ્ર અને ૧૭૭ સૂર્ય પ્રાપ્ત થશે. સાતમી પંક્તિમાં (છઠ્ઠી પંક્તિના ૧૭૭+૬=) ૧૮૩ ચન્દ્ર અને ૧૮૩ સૂર્ય સંખ્યા આવશે, અને આઠમી પંક્તિમાં (સાતમી પંક્તિના

૧૮૩+૬=) ૧૮૯ ચન્દ્ર અને ૧૮૯ સૂર્યની સંખ્યા પ્રાપ્ત થશે. આ પ્રમાણે આઠે પંક્તિના મળી કુલ ૧૩૩૭ ચન્દ્ર અને ૧૩૩૭ સૂર્ય (=કુલ સંખ્યા ૨૬૭૪) મનુષ્યક્ષેત્ર બહારના અર્ધપુષ્કરવર દ્વીપમાં રહેલા છે. આ પ્રમાણે ઉક્ત દિગમ્બરીય મતાનુસારે મનુષ્યક્ષેત્રબહાર બાહ્યપુષ્કરાર્ધવર્તી ચન્દ્ર–સૂર્યની પંક્તિ વ્યવસ્થા બતલાવી. હવે આગળ આગળના દ્વીપ–સમુદ્રોમાં યાવત્ લોકાન્તસુધી સૂર્ય–ચન્દ્રની સંખ્યા કેટલી છે? તે જણાવાય છે.

## ॥ मनुष्यक्षेत्रबहिर्भूतनिखिलद्वीप–समुद्रेषु चन्द्रादित्यसंख्याविचारः ॥

ઉપર કહેવા પ્રમાણે મનુષ્યક્ષેત્ર બહારના અર્ધપુષ્કરદ્વીપમાં આઠમી પંક્તિ પૂર્ણ થયા બાદ પચાસહજાર યોજન ગયા પછી પુષ્કરવરદ્વીપ સમાપ્ત થાય છે. ત્યારબાદ પુષ્કરસમુદ્રમાં પચાસહજાર યોજન જઈએ એટલે પ્રથમની માફક પરિરયાકારે (વલયાકારે) ચન્દ્ર–સૂર્યની પંક્તિનો પ્રારંભ થાય છે. એક ચન્દ્ર–સૂર્યની વલયાકારે રહેલી પંક્તિથી બીજી ચન્દ્ર–સૂર્યની વલયાકારે રહેલી પંક્તિનું અંતર એક લાખ યોજન પ્રમાણ ઉપર કહેલું છે તે આ રીતિએ બરાબર આવે છે. હવે એ પુષ્કરસમુદ્રમાં રહેલી પ્રથમ પંક્તિમાં કેટલા ચન્દ્ર–સૂર્ય હોય? તે સંબંધમાં વિચાર કરતાં એમ જણાવેલ છે કે–'પ્રથમ દ્વીપ અથવા સમુદ્રની પ્રથમ પંક્તિમાં જેટલા સૂર્ય અને ચન્દ્રની સંખ્યા હોય તેથી બમણી સંખ્યા આગળના દ્વીપ અથવા સમુદ્રની પ્રથમ પંક્તિમાં હોય. સમયક્ષેત્ર બહાર અર્ધ-પુષ્કરદ્વીપની પ્રથમ પંક્તિમાં ૧૪૫ ચન્દ્ર અને ૧૪૫ સૂર્યની સંખ્યા હોવાથી પુષ્કરસમુદ્રની પ્રથમ પંક્તિમાં ૨૯૦ [૨૯]ચન્દ્ર અને ૨૯૦ સૂર્ય હોય. એ પ્રમાણે

---

૨૯ દ્વિતીય દિગમ્બર મતમાં જણાવ્યું કે ઈષ્ટ દ્વીપ અથવા સમુદ્રની અંતિમ પંક્તિગત ચન્દ્રથી સૂર્યની સંખ્યા આવ્યાબાદ તે ઇષ્ટ દ્વીપ અથવા સમુદ્રથી આગળના દ્વીપ અથવા સમુદ્રમાં રહેલી પ્રથમ પંક્તિગત ચન્દ્ર–સૂર્યની સંખ્યા જાણવા માટે પ્રથમના દ્વીપ અથવા સમુદ્રની પ્રથમ પંક્તિગત ચન્દ્ર–સૂર્યની સંખ્યાને દ્વિગુણ કરવી અને તેમ કરતાં (મનુષ્ય-ક્ષેત્ર બહારના પુષ્કરાર્ધની પ્રથમ પંક્તિમાં ૧૪૫–ચન્દ્ર અને ૧૪૫ સૂર્ય હોવાથી) પુષ્ક-રોદસમુદ્રની પ્રથમ પંક્તિમાં ૨૯૦ ચન્દ્ર અને ૨૯૦ સૂર્ય સંખ્યા આવી, તે ઉપર ખાસ વિચાર કરવાની જરૂર છે! કારણ કે આ દિગંબર મત પ્રમાણે પ્રથમ જ કહેવાયું છે કે જે પંક્તિગત ચન્દ્ર–સૂર્યની સંખ્યા જાણવી હોય તેનો પરિધિ કાઢયા બાદ તેમાં એક એક લાખ યોજનના અંતરે ચન્દ્ર અને એક એક લાખ યોજનના અંતરે સૂર્ય રહી શકે, એટલે કે ચન્દ્રથી સૂર્યનું અંતર પચાસ હજાર યોજન, અને ચન્દ્રથી ચન્દ્રનું અથવા સૂર્યથી સૂર્યનું અંતર એક લાખ યોજન રહે તે પ્રમાણે વ્યવસ્થા કરતાં જેટલી સંખ્યા આવે તેટલી વિવક્ષિત પંક્તિમાં ચન્દ્ર–સૂર્યની સંખ્યા જાણવી. હવે આપણે વિચાર કરશું તો આ મત પ્રમાણે આગળ

પ્રત્યેક દ્વીપ–સમુદ્રની પ્રથમપંક્તિ માટે સમજવું. હવે આ પુષ્કરસમુદ્ર બત્રીશ લાખ યોજનનો પહોળો હોવાથી લાખ લાખ યોજનને અંતરે રહેલી બાકીની ૩૧ પંક્તિઓમાં કેટલા કેટલા ચન્દ્ર અને સૂર્ય હોય ? તે અહિં કહેવાય છે. અગાઉ મનુષ્યક્ષેત્રબહારના પુષ્કરાર્ધમાં સૂર્ય–ચન્દ્રની સંખ્યા માટે જે વ્યવસ્થા બતલાવી છે તે વ્યવસ્થા અહિં પણ સમજવાની છે, એટલે કે એક એક લાખ યોજનના આંતરે રહેલી પંક્તિઓનો જેટલો પરિધિ થાય અને તે પરિધિમાં સૂર્યથી ચન્દ્રનું પચાસહજાર યોજન અંતર તેમજ સૂર્યથી સૂર્યનું અથવા ચન્દ્રથી ચન્દ્રનુ એક લાખ યોજન પ્રમાણ અંતર રહે તેવી વ્યવસ્થા કરતાં જેટલા સૂર્ય અથવા ચન્દ્રનો સમાવેશ થઈ શકે તેટલા સૂર્ય–ચન્દ્રની સંખ્યા જાણવી. આ પ્રમાણે કરતાં પ્રથમ પંક્તિગત સૂર્ય–ચન્દ્રની સંખ્યાની અપેક્ષાએ બીજી પંક્તિમાં છ ચન્દ્ર અને છ સૂર્યની સંખ્યાની વૃદ્ધિ થાય છે, અર્થાત્ પ્રથમપંક્તિમાં ૨૯૦ ચન્દ્ર–સૂર્ય છે જ્યારે બીજી પંક્તિમાં ૨૯૬ ચન્દ્ર અને ૨૯૬ સૂર્ય છે. ત્રીજી પંક્તિમાં સાત ચન્દ્ર અને સાત સૂર્યની વૃદ્ધિ થવાથી ૩૦૩ ચન્દ્ર અને ૩૦૩ સૂર્ય છે. ચોથી પંક્તિમાં છ છ ચન્દ્ર–સૂર્યની વૃદ્ધિ થતાં ( ૩૦૩+૬= ) ૩૦૯ ચન્દ્ર અને ૩૦૯ સૂર્ય હોય, પાંચમી પંક્તિમાં પુનઃ છ છ ચન્દ્ર–સૂર્યની વૃદ્ધિ થવાથી (૩૦૯+૬=)

---

આગળની પંક્તિઓમાં ક્રમશઃ છ–છ અને સાત ચન્દ્ર–સૂર્યની વૃદ્ધિ કરતાં મનુષ્યક્ષેત્ર બહાર પુષ્કરાર્ધમાં આઠમી પંક્તિમાં ૧૮૯ ચન્દ્ર અને ૧૮૯ સૂર્ય છે જ્યારે ઉપર કહેલ દ્વિગુણ કરવાની પદ્ધતિએ પુષ્કરોદસમુદ્રની પ્રથમ પંક્તિ ( ૧૪૫×૨= ) ૨૯૦ ચન્દ્ર અને ૨૯૦ સૂર્યની સંખ્યા કહેવામાં આવે છે. બે લાખ યોજનનો વિષ્કંભ વધારે થવાથી પરિધિમાં વૃદ્ધિ થાય, અને તે હિસાબે છ છ અને સાત ચન્દ્ર–સૂર્યની ક્રમશઃ પૂર્વસંખ્યામાં વૃદ્ધિ થાય તે બરાબર છે. પરંતુ મનુષ્યક્ષેત્ર બહારના પુષ્કરાર્ધની અંતિમ પંક્તિમાં ૧૮૯ ચન્દ્ર–સૂર્ય છે, અને દ્વિગુણ કરવાની ઉપર જણાવેલ પદ્ધતિએ પુષ્કરોદસમુદ્રની પ્રથમ પંક્તિમાં ૨૯૦–ચન્દ્ર અને ૨૯૦ સૂર્ય આવે છે તો એક સાથે ૧૦૧ ચન્દ્ર–સૂર્યની વૃદ્ધિ શી રીતે થઇ ? અથવા વૃદ્ધિ થઇ તો ચન્દ્રથી સૂર્યનું પચાસ હજાર યોજન અને ચન્દ્રથી ચન્દ્રનું અથવા સૂર્યથી સૂર્યનું એક લાખ યોજન પ્રમાણ અંતર શી રીતે આવી શકે ? કારણ કે તેટલા અંતરની તે વ્યવસ્થા પ્રમાણે તે પુષ્કરોદસમુદ્રની પ્રથમ પંક્તિનો પરિધિ ૬૩ લાખ યોજન પ્રમાણ વિષ્કંભની અપેક્ષાએ લગભગ ૨૦૦૦૦૦૦૦ (બેક્રોડ) જેટલો થવા જાય છે. તેટલા યોજન પ્રમાણ પરિધિમાં ૨૯૦ ચન્દ્ર અને ૨૯૦ સૂર્ય પચાસ પચાસ હજાર યોજનને અંતરે શી રીતે રહી શકે ? તે સંબંધી ખાસ વિચાર કરવાની જરૂર છે. ચન્દ્ર–સૂર્યની સંખ્યા ન્યૂન થાય તો જ તેટલા પરિધિમાં પચાસહજાર યોજનના અંતરનું વ્યવસ્થિતપણું રહે, અથવા ચન્દ્ર સૂર્યની સંખ્યા ૨૯૦ લેવામાં આવે તો પ્રત્યેક દ્વીપ–સમુદ્રોમાં અંતરના વ્યવસ્થિતપણાનો નિયમ નહિં રહી શકે.

૩૧૫ ચન્દ્ર અને ૩૧૫ સૂર્ય થાય. પુનઃ છઠ્ઠી પંક્તિમાં સાત સાત ચન્દ્ર-સૂર્યની વૃદ્ધિ થતાં (૩૧૫+૭=) ૩૨૨ ચન્દ્ર અને ૩૨૨ સૂર્ય હોય. ત્યારપછીની પંક્તિઓમાં પણ પ્રથમની માફક બે વખત છ છ ચન્દ્ર સૂર્યની અને એક વાર સાત ચન્દ્ર અને સાત સૂર્યની વૃદ્ધિ કરતાં જવું. એમ કરતાં જ્યારે ઇષ્ટદ્વીપ અથવા સમુદ્રની છેલ્લી પંક્તિ આવ્યા બાદ આગળના દ્વીપ અથવા સમુદ્રમાં વર્તતી પ્રથમ પંક્તિગત ચન્દ્ર-સૂર્યની સંખ્યા જાણવા માટે પૂર્વના દ્વીપ અથવા સમુદ્રની પ્રથમ પંક્તિગત ચન્દ્ર-સૂર્યની સંખ્યાને દ્વિગુણ કરતાં જે સંખ્યા આવે તે સંખ્યા તે દ્વીપ અથવા સમુદ્રની પ્રથમપંક્તિગત ચન્દ્ર-સૂર્યની જાણવી. ત્યારબાદ એકવાર છની વૃદ્ધિ, પછી એકવાર સાતની વૃદ્ધિ ત્યારબાદ બે પંક્તિમાં છ છની વૃદ્ધિ અને એકવાર સાતની વૃદ્ધિ એ પ્રમાણે યાવત્ ઇષ્ટ દ્વીપ અથવા સમુદ્રની અંતિમ પંક્તિ સુધી વિચારવું. એ પ્રમાણે પ્રત્યેક દ્વીપ-સમુદ્રમાં વર્તતી ચન્દ્ર-સૂર્ય સંખ્યા સ્વયં વિચારવી.

**॥ इति दिगम्बरमतेन मनुष्यक्षेत्रबहिर्वर्तिचन्द्र-सूर्यपंक्तिव्यवस्थासंख्याकरणं च ॥**

[ આ પ્રમાણે પ્રાસંગિક દિગમ્બરમતનું નિરૂપણ કર્યું. હવે આ ગ્રન્થકાર મહર્ષિએ ૮૩-૮૪-૮૫ ગાથાવડે જે કોઇ એક પ્રસિદ્ધ આચાર્યનું મંતાતર જણાવેલ છે તે તૃતીય-મતનું નિરૂપણ કરવામાં આવે છે. ]

## ॥ अथ तृतीयमतनिरूपणम्[30] ॥

મનુષ્યક્ષેત્ર બહાર આઠ લાખ યોજનપ્રમાણ વલયવિષ્કંભવાળા અર્ધપુષ્કર-દ્વીપમાં વલયાકારે એક એક લાખ યોજનને અંતરે આઠ પંક્તિઓ રહેલી છે. પ્રથમ પંક્તિ માનુષોત્તરપર્વતથી ૫૦૦૦૦ (પચાસ હજાર) યોજન દૂર રહેલી છે [31]મનુષ્યક્ષેત્ર (પીસ્તાલીશ લક્ષ યોજનપ્રમાણ વિષ્કંભવાળું હોઈ તે) નો પરિધિ ૧૪૨૩૦૨૪૯ યોજનપ્રમાણ છે. બન્ને બાજુના પચાસ પચાસ હજાર યોજનપ્રમાણ ક્ષેત્રની વૃદ્ધિ થવાથી પરિધિમાં પણ વૃદ્ધિ થતાં પ્રથમ પંક્તિનો પરિધિ ૧૪૫૪૬૪૭૭ યોજન જેટલો થાય. એ પંક્તિમાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્ય રહેલ છે. ચન્દ્રસૂર્ય બન્નેનો સરવાળો કરતાં (૭૨+૭૨=) ૧૪૪ થાય, એ ૧૪૪ ની સંખ્યાવડે ૧૪૫૪૬૪૭૭ યોજનપ્રમાણ પરિધિને ભાગ આપતાં

---

૩૦ આ મતને 'ત્રિલોકસાર' ગ્રન્થના કર્તા દિગમ્બરાચાર્ય અનુકૂલ રહે છે.

૩૧ उक्तञ्च;—' एगा जोयणकोडी, लक्खा बायाल तीसइ सहस्सा ।
समयक्खित्तपरिरओ दो चेव सया अउणपन्ना ॥ १ ॥ '

ચન્દ્રથી સૂર્યનું અંતર એક લાખ અને એક હજાર સત્તર યોજન અને ઉપર ઓગણત્રીશ ભાગ પ્રમાણ–( ૧૦૧૦૧૭ ૩૯/૧૪૪ ) આવશે, અને એક ચન્દ્રથી બીજા ચન્દ્રનું અથવા એક સૂર્યથી બીજા સૂર્યનું ૨૦૨૦૩૪ ૭૮/૧૪૪ યોજનપ્રમાણ અંતર આવશે. ' जो जावइ लक्खाइ '.......એ ગાથાને અનુસારે જે દ્વીપ અથવા સમુદ્ર જેટલા લાખ યોજનપ્રમાણ વિષ્કંભવાળો હોય તે દ્વીપ-સમુદ્રમાં તેટલી ચન્દ્ર–સૂર્યની પંક્તિઓ પરિરયાકારે વિચારવી. આ મનુષ્યક્ષેત્ર બહારનું પુષ્કરાર્ધક્ષેત્ર આઠ લાખ યોજનપ્રમાણ વિષ્કંભવાળું હોવાથી ( પ્રત્યેક દ્વીપ–સમુદ્ર આદિ અને અંતનું ૫૦ હજાર યો૦ ક્ષેત્ર બાતલ રાખી ) તેમાં વલયાકારે આઠ પંક્તિઓ એક એક લાખ યોજનને અંતરે રહેલી છે જે સહજ સમજાય તેવી સ્પષ્ટ વાત છે.

આગળ આગળના પ્રત્યેક દ્વીપસમુદ્રમાં તે તે પંક્તિમાં રહેલી ચન્દ્ર–સૂર્યની સંખ્યાને સુગમતાથી જાણી શકાય, પરંતુ સમગ્ર દ્વીપ અથવા સમુદ્રમાં વર્તતા બધા ચન્દ્ર–સૂર્યોની સંખ્યા જાણવા માટે બાળજીવોને અતિશય ઉપયોગી એવું ' કરણ ' બતાવવામાં આવે છે. તે આ પ્રમાણે—

જે જે દ્વીપ–સમુદ્રમાં જેટલી પંક્તિઓ હોય તે પંક્તિની સર્વ સંખ્યાને ' गच्छ ' એવી સાંકેતિક સંજ્ઞા અપાય છે, અને આગળ આગળની પંક્તિઓમાં જે ચાર ચાર ચન્દ્ર–સૂર્યની વૃદ્ધિ કરવાની છે તે ચારની સંખ્યાને ' उत्तर ' એવી સંજ્ઞા આપવામાં આવે છે. હવે ' ગચ્છ ' નો ' ઉત્તર ' ની સાથે ગુણાકાર કરવો, ત્યારબાદ પ્રાપ્ત થયેલ સંખ્યામાંથી ' ઉત્તર ' અર્થાત્ ચારની સંખ્યાને બાદ કરવી, પછી જે દ્વીપ અથવા સમુદ્રને અંગે ચન્દ્ર–સૂર્યની સંખ્યા જાણવી હોય તે દ્વીપ–સમુદ્રની પ્રથમ પંક્તિમાં જે ચન્દ્ર–સૂર્યની સંખ્યા હોય તે સંખ્યાનો પ્રથમ આવેલ સંખ્યામાં પ્રક્ષેપ કરવો, એમ કરતાં જે સંખ્યા આવે તે સંખ્યા તે દ્વીપ અથવા સમુદ્રની છેલ્લી પંક્તિમાં સમજવી. હવે દ્વીપ–સમુદ્રની સર્વ પંક્તિઓમાંના ચન્દ્ર–સૂર્યની સંખ્યા લાવવા માટે છેલ્લી પંક્તિમાં જે સંખ્યા આવેલ છે તેને પ્રથમની પંક્તિની સંખ્યામાં ઉમેરવી, એ પ્રમાણે કરતાં જે સંખ્યા આવે તેનો જે દ્વીપ અથવા સમુદ્રમાં જેટલી પંક્તિનું ગચ્છ હોય તેથી અર્ધગચ્છે એટલે જેટલી પંક્તિઓ હોય તેની અર્ધ સંખ્યાવડે ગુણાકાર કરવાથી ઈષ્ટ દ્વીપ–અથવા સમુદ્રમાંની સર્વ પંક્તિઓમાં વર્તતા સર્વ ચન્દ્ર–સૂર્યની સંખ્યા આવશે, તે સંબંધી ઉદાહરણ આ પ્રમાણે—

उदाहरणम्:—જેમકે પુષ્કરસમુદ્રમાં આઠ પંક્તિઓ છે, તે આઠને ગચ્છ કહેવાય. એ ગચ્છનો ' ઉત્તર ' એટલે ચારવડે ગુણાકાર કરતાં ( ૮×૪= )

૩૨ આવે, તેમાંથી ચાર બાદ કરીએ એટલે ( ૩૨-૪= ) ૨૮ આવે, એ અઠ્ઠાવીશમાં પ્રથમપંક્તિ સંબંધી ૧૪૪-ચન્દ્ર-સૂર્યની સંખ્યાનો પ્રક્ષેપ કર્યો એટલે આઠમી પંક્તિ સંબંધી ૧૭૨ ચન્દ્ર-સૂર્યની સંખ્યા પ્રાપ્ત થઈ. પુનઃ ૧૭૨ માં ૧૪૪ પ્રથમ પંક્તિની સંખ્યા ઉમેરતાં ( ૧૭૨+૧૪૪= ) ૩૧૬ થાય, તેને 'ગચ્છ' જે આઠ તેનું અર્ધ જે ચાર તે વડે ગુણવાથી ( ૩૧૬×૪= ) ૧૨૬૪ સંખ્યા સમગ્ર પુષ્કરાર્ધમાં વર્ત્તતા સૂર્ય-ચન્દ્રની પ્રાપ્ત થાય છે. એમાં ૬૩૨ ચન્દ્ર અને ૬૩૨ સૂર્ય જાણવા.

એ આઠે પંક્તિ પૈકી પ્રથમ પંક્તિમાં ૧૪૪ ચન્દ્ર-સૂર્ય ( ચન્દ્ર ૭૨+૭૨ સૂર્ય ) છે, બીજી પંક્તિમાં બે ચન્દ્ર તથા બે સૂર્યની વૃદ્ધિ થતાં ૧૪૮ ચન્દ્ર-સૂર્ય હોય, ત્રીજીમાં ૧૫૨, ચોથીમાં ૧૫૬, પાંચમીમાં ૧૬૦, છઠ્ઠીમાં ૧૬૪, સાતમી પંક્તિમાં ૧૬૮, અને આઠમી પંક્તિમાં ૧૭૨ ચન્દ્ર-સૂર્યની સંખ્યા હોય છે. આ પ્રમાણે પ્રત્યેક ઈષ્ટ દ્વીપ અથવા સમુદ્રમાં વર્ત્તતા સર્વ ચન્દ્ર-સૂર્યોની સંખ્યા જાણી શકાય છે.

॥ इति तृतीयमतनिरूपणम् ॥

આ પ્રમાણે મનુષ્યક્ષેત્ર બહાર પરિરયપંક્તિવડે સૂર્ય-ચન્દ્રની વ્યવસ્થા સંબંધી કથન કરનાર એક દિગમ્બરીયમત તેમ જ બીજો પ્રસિદ્ધ આચાર્યનો મત દર્શાવવામાં આવ્યો, પરિરય પંક્તિની માન્યતાવાળા આ બન્ને મતકારો વચ્ચે તે તે દ્વીપ-સમુદ્રમાં વર્ત્તતી પરિરય પંક્તિની સંખ્યા સિવાય સૂર્ય-ચન્દ્રાદિ સંખ્યા, સૂર્ય-ચન્દ્રનું અંતર ઈત્યાદિ સર્વ બાબતમાં પ્રાયઃ [क]ભિન્નતા રહે છે તે

---

क-आशाम्बरीय अने प्रसिद्धमतकार वच्चे पडती भिन्नताओः—

૧. મનુષ્યક્ષેત્ર બહાર જે દ્વીપ-સમુદ્ર જેટલા લાખ યોજનનો હોય ત્યાં ચન્દ્રસૂર્યની પંક્તિઓ હોય' આ કથન બન્નેને માન્ય છે.

૨ દિગંબરમત પ્રમાણે બાહ્યપુષ્કરાર્ધની પ્રથમ પંક્તિમાં ૧૪૫-૧૪૫ ચન્દ્ર-સૂર્ય કહેલા છે, જ્યારે પ્રસિદ્ધ મતપ્રમાણે એ જ પ્રથમ પંક્તિમાં ૭૨ ચન્દ્રો અને ૭૨ સૂર્યો કહેલા છે, અને એથી જ દિગંબરમતકારે સ્વોક્ત સંખ્યાને સંગત કરવા ચન્દ્ર-ચન્દ્રનું પરસ્પર અંતર સાધિક લાખયોજન પ્રમાણ જણાવ્યું છે તે પ્રમાણે પ્રસિદ્ધમતકારે સ્વોક્ત ૭૨-૭૨ ચન્દ્ર-સૂર્યની સંખ્યાને સંગત કરવા સાધિક બે લાખ યોજનનું અંતર કહ્યું છે. ( આગળની અન્ય પંક્તિઓ માટે યથાયોગ્ય સ્વયં વિચારી લેવું. )

૩ એ જ પુષ્કરાર્ધની બીજી પંક્તિથી લઇ પ્રત્યેક પંક્તિમાં પૂર્વપંક્તિગત

ઉપરાંત કેટલાક ^ખ^વિચારણીય સ્થળો પણ ઉપસ્થિત થાય છે. જેનો સવિશેષ ખ્યાલ નીચેની क, ख નંબરની ટીપ્પણી વાંચવાથી આવી શકશે.

---

ચન્દ્ર-સૂર્યની એકંદર જે સંખ્યા હોય તેનાં કરતાં છ છ અથવા સાત સાતની વૃદ્ધિ કરવાનું જણાવ્યું અને તે અનુસારે આઠમી પંક્તિમાં ૧૮૯-૧૮૯ ચન્દ્ર-સૂર્યની સંખ્યા પ્રાપ્ત થઇ. જ્યારે આ પ્રસિદ્ધમતકારે આગળ આગળની પ્રત્યેક પંક્તિમાં પ્રથમની પંક્તિની અપેક્ષાએ ( બે ચન્દ્ર અને બે સૂર્ય ) ચારની સંખ્યાનો વધારો કરવા જણાવ્યું જેથી છેલ્લી આઠમી પંક્તિમાં ( ૮૬-૮૬ ચન્દ્ર-સૂર્ય= ) ૧૭૨-ચન્દ્ર-સૂર્યની સંખ્યા આવે છે.

૪ આ પ્રમાણે થતાં દિગંબરમતાનુસારે બાહ્યપુષ્કરાર્ધની આઠે પંક્તિના ચન્દ્ર-સૂર્યોની એકંદર સંખ્યા-૧૩૩૭ ચંદ્ર-૧૩૩૭ સૂર્યની આવે છે. જ્યારે પ્રસિદ્ધમતકારના અભિપ્રાય પ્રમાણે બાહ્યપુષ્કરાર્ધમાં કુલ ૬૩૨ ચન્દ્ર અને ૬૩૨ સૂર્યની સંખ્યા પ્રાપ્ત થાય છે.

૫ વળી દિગંબરમતકારે પુષ્કરવરસમુદ્રની પ્રથમપંક્તિમાં સૂર્ય-ચન્દ્રની સંખ્યા પ્રાપ્ત કરવા માટે એવું જણાવ્યું કે પુષ્કરવરદ્વીપની પ્રથમપંક્તિમાં ચન્દ્ર-સૂર્યની જે સંખ્યા હોય તેને દ્વિગુણ કરવી, તેમ કરતાં પુષ્કરવરસમુદ્રમાં પ્રથમ પંક્તિગત ચન્દ્ર-સૂર્યની સંખ્યા પ્રાપ્ત થાય, ત્યારબાદ પંક્તિઓમાં છ છ અથવા સાત સાતની વૃદ્ધિ કરવી, અને એ પ્રમાણે પ્રત્યેક દ્વીપ-સમદ્રો માટે સમજવું. એટલે કે પ્રથમ પંકિત માટે આગલા દ્વીપ-સમુદ્રની પ્રથમ પંક્તિથી દ્વિગુણપણું અને ત્યારબાદ છ-છ સાત સાતની વૃદ્ધિ સમજવી. જ્યારે પ્રસિદ્ધમતકારે પ્રત્યેક દ્વીપ-સમુદ્રોમાં પ્રથમ પંક્તિ માટે તેમ જ આગળની પંક્તિઓ માટે ચાર--ચારની વૃદ્ધિ કરવાનું જણાવ્યું.

**સૂચના**—' ત્રિગુણકરણનો જે સૈદ્ધાન્તિક મત તે સ્વતંત્ર હોવાથી ઉક્ત બન્ને મતકારોની સાથે તેની સરખામણી કરવાની જરૂર નથી. કારણ કે તે ' ત્રિગુણકરણ ' પ્રમાણે મનુષ્યક્ષેત્ર બહાર ચન્દ્રસૂર્યની કોઇ પણ પ્રકારની નિશ્ચિત વ્યવસ્થા બતલાવવામાં આવી નથી.

**ख-आशाम्बरीय अने प्रसिद्धमतकारने अंगे चन्द्र-सूर्यनी अल्पविचारणा ॥**

પ્રસિદ્ધમતકારની અપેક્ષાએ એ વિચારવાનું છે કે જ્યારે ગાથા ૬૫ મીમાં મનુષ્યક્ષેત્ર બહાર નિશ્ચયથી કોઇ પણ પંક્તિસ્થાને ચન્દ્ર-સૂર્યનું પચાસહજાર યોજન પ્રમાણ અંતર જણાવવામાં આવ્યું છે ત્યારે આ ૮૩-૮૪ મી ગાથામાં ચન્દ્ર-સૂર્યનું પચાસહજાર યોજન અંતર ન કહેતાં ( મતાંતરે ) ૧૦૧૦૧૭ યો૦

દિગંબરીયમત ‘ કર્મપ્રાભૃત ’ ગ્રન્થમાંથી ઉદ્ધરેલો છે, જ્યારે ૮૩–૮૪–૮૫ ગાથા વડે કહેવાયેલ પ્રસિદ્ધ આચાર્યનો મત કયા ગ્રન્થ ઉપરથી કહેવામાં આવેલ છે તેની માહિતી નહિં મળતી હોવાથી જ્ઞાની ગમ્ય છે, તો પણ આ બન્ને મતકારો મનુષ્યક્ષેત્ર બહાર પરિરયાકારે સૂર્યચન્દ્રની વ્યવસ્થા જણાવે છે તે ચોક્કસ છે.

મનુષ્યક્ષેત્ર બહાર સૂર્ય–ચન્દ્રની સંખ્યા તેમ જ વ્યવસ્થા બાબતમાં જે બન્ને મતો ઉપર જણાવ્યા તે અપેક્ષાએ સૂર્યચન્દ્રની સંખ્યાના વિષયમાં બહુ-

---

$\frac{૭}{૩૬}$ ભાગ ( અથવા $\frac{૨૯}{૧૪૪}$ ભાગ ) પ્રમાણુ અંતર પ્રાપ્ત થાય તેવી રીતે સૂર્ય–ચન્દ્રની વ્યવસ્થા જણાવેલ છે. વળી ગાથા ૬૬ મીમાં ચન્દ્રથી ચન્દ્રનું અને સૂર્યથી સૂર્યનું સાધિક એક લાખ યોજન પ્રમાણુ અંતર કહ્યું છે જ્યારે આ ૮૩–૮૪ ગાથાઓના મત પ્રમાણે ૨૦૨૦૩૪$\frac{૩૬}{૬૧}$ યોજન પ્રમાણુ અંતર પ્રાપ્ત થાય છે અને તે પણ પ્રથમ પંક્તિઓ માટેજ સમજવાનું છે. તેથી આગળ આગળની અન્ય પંક્તિઓ માટે સૂર્ય–ચન્દ્રનું અંતર જાણવા માટે એવી વ્યવસ્થા જણાવી છે કે—તે તે પરિરય પંક્તિસ્થાને જેટલો પરિધિ આવે તે પરિધિને તે પંક્તિગત ચન્દ્ર–સૂર્યની સંખ્યાવડે ભાગ આપતાં જે રાશિ જવાબમાં આવે તેટલું ચન્દ્ર–સૂર્યનું અંતર સમજવું.

આ પ્રમાણે દિગંબરમતકારે તો ગાથા ૬૫–૬૬ મીમાં કહ્યા પ્રમાણે પચાસહજાર યોજન તેમજ સાધિક લાખયોજન અંતર જણાવેલ છે, અર્થાત્ તે અંતર આ મતકારને માન્ય છે, પરંતુ આ માન્યતા તેમની પ્રથમ પંક્તિ માટે જ છે કે સર્વ પંક્તિ માટે છે ? બાહ્યપુષ્કરાર્ધદ્વીપ માટે જ છે કે કોઇ પણ દ્વીપ–સમુદ્ર માટે છે ? એ સર્વ બહુશ્રુત પુરૂષો પાસેથી વિચારવાનું રહે છે—કારણ કે પ્રથમ પંક્તિ માટે હોય તો અન્ય પંક્તિઓ માટે શું સમજવું ? વળી પુષ્કરાર્ધદ્વીપ પછીના પુષ્કરસમુદ્ર વિગેરે દ્વીપ–સમુદ્રોમાં તેઓના મત પ્રમાણે પ્રથમ પંક્તિમાં પૂર્વ–દ્વીપ–અથવા સમુદ્રની પ્રથમ પંક્તિની અપેક્ષાએ દ્વિગુણ ( જેમ પુષ્કરસમુદ્રમાં ૨૯૦ ) સંખ્યા આવવાથી તેમ જ તે પ્રથમ પંક્તિસ્થાને પરિધિનું અમુક પ્રમાણ હોવાથી પચાસહજાર તેમ જ લાખ યોજનનું અંતર શી રીતે સંગત થઇ શકે ? ઇત્યાદિ સર્વ વિચારણા ગીતાર્થ બહુશ્રુતોને આધીન છે. ( આ વિષયને અંગે ૧૨૯ મી ટીપ્પણી વાંચવાથી વિશેષ ખ્યાલ આવશે. )

**સૂચના**—‘ ત્રિગુણકરણ ’ ના મત પ્રમાણે તો ૫૦ હજાર યોજનનું અંતર તેમ જ લાખ યોજનનું અંતર જે કહ્યું છે તે નિશ્ચિત છે. પંક્તિવ્યવસ્થા સંબંધી જો કે અનિશ્ચિતપણું છે તો પણ ‘ સૂર્યપ્રજ્ઞપ્તિ ’ વિગેરે ગ્રન્થોના પાઠ પ્રમાણે મનુષ્યક્ષેત્ર બહાર તે જ ઉક્ત અંતર સમજવાનું છે.

શ્રુત પુરુષો ' तिगुणा पुव्विल्लजुया ' એ ગાથાવડે પ્રાપ્ત થતું જે ત્રિગુણકરણ તેને જ સર્વમાન્ય જણાવે છે. જે બાબત પ્રથમ કહેવાઇ ગઇ છે. આ ત્રિગુણકરણ પ્રમાણે પુષ્કરવરદ્વીપમાં પ્રાપ્ત થતી ૧૪૪–૧૪૪ ચન્દ્ર–સૂર્યની સંખ્યાને કેવી રીતે વ્યવસ્થિત કરવી તે બાબત વિચાર કરવાની આવશ્યક્તા છે. ૧૪૪–૧૪૪ ચન્દ્ર–સૂર્યની સંખ્યા પૈકી મનુષ્યક્ષેત્રમાં આવેલા અભ્યન્તરપુષ્કરાર્ધના ૭૨–૭૨–ચન્દ્ર–સૂર્યની વ્યવસ્થા પ્રથમ જણાવેલ હોવાથી મનુષ્યક્ષેત્ર બહારના પુષ્કરાર્ધમાં બાકીના ૭૨–૭૨ ચન્દ્ર–સૂર્યોને પૂર્વોક્ત બન્ને મતકારોના મન્તવ્ય પ્રમાણે પરિરયાકારે કે સૂચીશ્રેણીએ માનવા ! એ પ્રશ્ન ઉભો રહે છે. યદ્યપિ પંક્તિની વ્યવસ્થા પરિરયાકારે તેમ જ સમશ્રેણિએ એમ બન્ને પ્રકારે થઇ શકે છે તો પણ ૭૨–૭૨ ચન્દ્ર–સૂર્યની પરિરયાકારે વ્યવસ્થા કરવાં જતાં સૂર્ય–ચન્દ્રનું તેમ જ સૂર્ય–સૂર્યનું અને ચન્દ્ર–ચન્દ્રનું પચાસ હજાર યોજન તેમ જ એક લાખયોજનપ્રમાણ જે અંતર નિશ્ચિત કરેલું છે તે નિશ્ચયમાં ભંગ થવાનો પ્રસંગ પ્રાપ્ત થતો હોવાથી પરિરય પંક્તિની વ્યવસ્થા ઉચિત જણાતી નથી, જ્યારે સૂચીશ્રેણીની વ્યવસ્થા માટે શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિપ્રમુખગ્રન્થોમાં સ્પષ્ટ પાઠો હોવાથી ( કોઇક દોષ પ્રાપ્ત થતો હોવા છતાં પણ ) સૂચીશ્રેણીની વ્યવસ્થા જ માન્ય રાખવી ઉચિત લાગે છે. આ [ग]સૂચીશ્રેણી–સમશ્રેણીની વ્યવસ્થા પણ બે ત્રણ પ્રકારે થઇ શકે છે, તેમાંથી

---

ग–त्रिगुणकरण प्रमाणे मनुष्यक्षेत्रबहार चन्द्र–सूर्यनी व्यवस्था संबंधि अल्पविचार॥

પ્રથમ—મુખ્ય સૈદ્ધાન્તિકમત જે ' तिगुणा पुव्विल्लजुया ' છે તે મતને અનુસારે બાહ્યપુષ્કરાર્ધમાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્યની કુલ સંખ્યા કહી, અર્થાત આઠ લાખ યોજન પ્રમાણ બાહ્યપુષ્કરાર્ધમાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્ય જણાવ્યા.

દિગમ્બરીય મત પ્રમાણે તેમજ પ્રસિદ્ધમત પ્રમાણે તેજ બાહ્યપુષ્કરાર્ધક્ષેત્ર ( ના આઠ લાખ યોજન પ્રમાણ વિષ્કંભમાંથી પ્રારંભના અને અંતના પચાસ પચાસ–હજાર યોજન બાદ કરતાં બાકી રહેલ સાતલાખયોજન પ્રમાણ ક્ષેત્ર ) માં લાખ લાખ યોજનને અંતરે પરિરયાકારે ચન્દ્ર–સૂર્યની આઠ પંક્તિઓ જણાવવામાં આવેલી છે, અને તે પ્રત્યેક પંક્તિમાં વર્તતી તે તે ચન્દ્ર–સૂર્યની સંખ્યાને ઉક્ત અંતર પ્રમાણે સંગત કરી બતાવી છે, તે પ્રમાણે આ સિદ્ધાન્તકારના ' ત્રિગુણકરણ ' ના મતપ્રમાણે પ્રાપ્ત થતી ચન્દ્ર–સૂર્યની સંખ્યાને પરિરય–વલયાકારે સંગત કરવી વિચાર કરતાં ઉચિત લાગતી નથી, કારણકે પરિરયાકારે જો લેવામાં આવે તો લાખ લાખ યોજનને અંતરે આઠ પંક્તિઓ માનવી પડે, અને એ પ્રમાણે માનતાં ચન્દ્ર સૂર્યની એકંદર સંખ્યા જે ૧૪૪ ની છે તેનો બાહ્યપુષ્કરાર્ધમાં સમાવેશ કરવાનો હોવાથી પ્રત્યેક પરિરયપંક્તિમાં ૧૮

અમુક પ્રકારની વ્યવસ્થા જ વિશેષ ઇષ્ટ હોય તેમ આજુબાજુના તે તે સાક્ષીભૂત પાઠો હોવાથી જરૂર કબુલ કરવું પડે છે જે 'ग' નિશાનીવાળી ટીપ્પણી વાંચવાથી વિશેષ ખ્યાલમાં આવી શકશે.

---

ચન્દ્ર સૂર્યની એકંદર સંખ્યા જેટલી અલ્પસંખ્યા પ્રાપ્ત થાય. એ ૧૮ ચન્દ્ર સૂર્યની સંખ્યાને પ્રથમ કહેલ ૧૪૫૪૬૪૭૬ યોજન પ્રમાણ પરિધિમાં પચાસ પચાસ હજાર યોજનને અંતરે વિચારીએ તો પૂર્વોક્ત કહેલ પરિધિમાં ઘણું ક્ષેત્ર ખાલી રહી જાય. વળી આગળ આગળની પરિરય પંક્તિનો પરિધિ વિશેષ પ્રમાણવાળો હોવાથી તે પરિધિનું તો ઘણું ક્ષેત્ર ચન્દ્ર સૂર્ય વિનાનું રહે, માટે પરિરયાકારે પંક્તિઓ માનવી એ વિચાર દૃષ્ટિએ યોગ્ય જણાતું નથી.

હવે સૂચી શ્રેણીની વ્યવસ્થા માટે વિચાર કરીએ—

મનુષ્યક્ષેત્રમાં વર્તતી સૂચીશ્રેણી પ્રમાણે રહેલી ચન્દ્ર સૂર્યની પંક્તિની માફક આ બાહ્યપુષ્કરાર્ધમાં ૩૬–૩૬ સૂર્યની બે અને ૩૬–૩૬ ચન્દ્રની બે પંક્તિઓ પણ ઘટી શક્તિ નથી, કારણકે તે પ્રમાણે કરવાં જતાં આઠ લાખ યોજન પ્રમાણ ક્ષેત્રમાં–૩૬ સૂર્ય અથવા ચન્દ્રને સૂચીશ્રેણીએ ગોઠવતાં ચન્દ્રથી ચન્દ્રનું, સૂર્યથી સૂર્યનું તેમ જ ચન્દ્રથી સૂર્યનું શાસ્ત્રમાં જણાવેલ ઇષ્ટ અંતર પ્રાપ્ત થતું નથી તથા સૂર્યાંતરિત ચન્દ્રો અને ચન્દ્રાન્તરિત સૂર્યો હોવા જોઇએ તે પણ મળી શકતા નથી.

હવે બીજી રીતિએ સૂચીશ્રેણિની વ્યવસ્થા સંબંધી વિચારીએ—

જો કે આ પ્રમાણે વ્યવસ્થા કરતાં અમુક વિરોધ તો ઉભો જ રહેવાનો છે તો પણ પ્રથમના બન્ને પક્ષોમાં જેટલા વિરોધો છે તે અપેક્ષાએ આ વ્યવસ્થા–પક્ષમાં એકાદ વિરોધનો જ ઉકેલ કરવાનો અવશિષ્ટ રહેતો હોવાથી આ પક્ષ કાંઈક ઠીક લાગતો હોય તેમ સમજી શકાય, તો પણ જ્યાં સુધી સિદ્ધાન્તમાંથી કોઈ તેવો યથાર્થ નિર્ણય હસ્તગત ન થાય ત્યાં સુધી આવા વિવાદાસ્પદ સ્થળોમાં ભવભીરુ છદ્મસ્થ જીવો કોઇ નિર્ણય કેમ આપી શકે! અહિં જે આકૃતિ બતાવવામાં આવેલ છે તેની વ્યવસ્થા આ પ્રમાણે કરીએ તો કથંચિત્ ક્ષેત્રવિસ્તાર અને ચન્દ્ર–સૂર્યની સંખ્યાનું સંગતપણું થઇ શકશે–આઠ લાખ યોજનપ્રમાણ બાહ્ય પુષ્કરાર્ધમાં પ્રારંભના અને અંતના પચાસ–પચાસહજાર યોજન વર્જીને બાકી રહેલા સાતલાખયોજનપ્રમાણ ક્ષેત્રમાં સૂર્યના કિરણની માફક ચારે દિશાવર્ત્તી સાત લાખ યોજન લાંબી ચન્દ્ર–સૂર્યની નવ–નવ શ્રેણિઓ કલ્પવી, પ્રત્યેક શ્રેણિમાં આઠ ચન્દ્ર અથવા આઠ સૂર્યને લાખ લાખ યોજનને અંતરે સ્થાપન કરવા, એમ કરતાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્યની સંખ્યા પ્રાપ્ત થશે,

અહિં શંકા થાય કે મનુષ્યક્ષેત્ર બહારના દ્વીપ–સમુદ્રોમાં આટલા બધા ચન્દ્ર–સૂર્યો છે, તો ત્યાં વર્તતા જન્તુઓ તે ચન્દ્ર–સૂર્યની શીતલતા તેમ જ ઉષ્ણતા શી રીતે સહન કરી શકતા હશે ? તેના સમાધાનમાં જણાવાય છે કે–

ચન્દ્રથી ચન્દ્રનું તેમ જ સૂર્યથી સૂર્યનું એક લાખ યોજન પ્રમાણ અંતર ઘટી શકશે અને એક અપેક્ષાએ ‘ સૂર્યાંતરિત ચન્દ્રો અને ચન્દ્રાન્તરિત સૂર્યો હોય ’ એ વચન પણ સફળ થઈ શકશે. ફક્ત ‘ चंदाओ सूरस्स य सूरा चंदस्स अंतरं होइ । पन्नाससहस्साइं जोयणाइं अणूणाइं ॥ १ ॥ ’ આ ગાથાના અર્થપ્રમાણે ચન્દ્રથી સૂર્યનું અથવા સૂર્યથી ચન્દ્રનું જે પચાસ હજારયોજન પ્રમાણ અંતર જણાવેલું છે તે અંતરને સંગત કેમ કરવું ? તે જ એક પ્રશ્ન ઉભો રહેશે, ( કારણ કે પ્રત્યેક પંક્તિ ચન્દ્ર–સૂર્યથી સમુદિત હોવાથી ) અને તે પ્રશ્ન ઉભો રહે ત્યાં સુધી આ સૂચીશ્રેણીની વ્યવસ્થાને પણ માન આપી શકાય નહિ.

મનુષ્યક્ષેત્ર બહારના ચન્દ્ર–સૂર્યો સ્વભાવથી જ અતિશીત–તેમ અતિઉષ્ણ પ્રકાશને આપનારા નથી, અર્થાત્ મનુષ્યક્ષેત્રના ચન્દ્ર–સૂર્યો જેમ વિશેષ પ્રમાણમાં શીત

અથવા પ્રારંભના અને અંતના પચાસપચાસહજારયોજન બાદ કરીને બાકી રહેલ સાતલાખયોજનપ્રમાણક્ષેત્રમાં ચન્દ્રની તેમ જ સૂર્યની ઉપર પ્રમાણે જુદી જુદી પંક્તિઓ ન ગોઠવતાં ચન્દ્ર સૂર્યની સમુદિત પંક્તિ રાખીએ, અર્થાત્ બાહ્ય પુષ્કરાર્ધમાં એકંદર નવ પંક્તિઓ કલ્પવી, તે નવ પંક્તિઓ પૈકી પ્રત્યેક પંક્તિમાં એક ચન્દ્ર એક સૂર્ય એક ચન્દ્ર–સૂર્ય એમ પચાસ–પચાસ હજાર યોજનને અંતરે અંતરે ઘટાડતાં સાતલાખયોજન સુધી જતાં આઠ ચન્દ્ર અને સાત સૂર્યનો સાતલાખયોજન લાંબી એક પંક્તિમાં સમાવેશ થાય છે. પ્રથમ ચન્દ્ર રાખવામાં આવેલ છે તેને બદલે પ્રથમ સૂર્ય રાખવામાં આવે તો આઠ સૂર્ય અને સાત ચન્દ્રનો એક પંક્તિમાં સમાવેશ થાય છે. આ પ્રમાણે કરતાં નવે પંક્તિઓમાં પ્રથમ ચન્દ્રની સ્થાપનાપેક્ષયા ચન્દ્રની ૭૨



સંખ્યાનો સમાવેશ થાય છે, પરંતુ સૂર્યની સંખ્યા જે ૭૨ ની કહેલી છે તેમાંથી ૬૩નો સમાવેશ થાય છે જ્યારે નવ સૂર્ય બાકી રહી જાય છે. પંક્તિમાં પ્રથમ

તેમજ ઉષ્ણ લેશ્યાવાળા હોય છે તેવી વિશિષ્ટ શીત-ઉષ્ણ લેશ્યાવાળા મનુષ્યક્ષેત્ર બહારના ચન્દ્ર-સૂર્યો હોતા નથી, જે માટે શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિમાં જણાવ્યું છે કે-

---

સૂર્ય રાખવામાં આવે તો ૭૨ સૂર્યનો સમાવેશ થાય, પરંતુ નવ ચન્દ્રની સંખ્યા અવશેષ રહે છે, અર્થાત્ મલયગિરિ મહારાજ તેમ જ ચન્દ્રીયા ટીકાકાર મહર્ષિના અભિપ્રાય પ્રમાણે સૂચીશ્રેણિની વ્યવસ્થા જો કે ઘટી શકે છે, ચન્દ્રથી ચન્દ્રનું, સૂર્યથી સૂર્યનું, તેમ જ ચન્દ્રથી સૂર્યનું ઇષ્ટ અંતર પણ આ વ્યવસ્થામાં પ્રાપ્ત થાય છે, છતાં પંક્તિમાં પ્રથમ ચન્દ્ર લેવો કે સૂર્ય ? એ શંકાનું સમાધાન બાકી રહી જવા ઉપરાંત ઉપર જણાવવા મુજબ નવ ચન્દ્ર અથવા નવ સૂર્યનો પંક્તિમાં ઇષ્ટ અંતર રાખવા જતાં સમાવેશ થતો નથી એ વિરોધ ખડો રહે છે, એમ છતાં:—

" चंदाओ सूरस्स य सूरा चंदस्स अंतरं होइ ।
पन्नाससहस्साइं जोयणाइं अणूणाइं ॥ १ ॥
सूरस्स य सूरस्स य ससिणो ससिणो य अंतरं होइ ।
बहियाउ माणुसनगस्स जोयणाणं सयसहस्सं ॥ २ ॥
सूरंतरिआ चंदा चंदंतरिआ य दिणयराऽऽदित्ता ।
चित्तंतरलेसागा सुहलेसा मंदलेसा य ॥ ३ ॥"

આ સિદ્ધાન્તની ત્રણગાથાના અનુસારે જણાવેલા—

' ततः सम्भाव्यते सूचिश्रेण्या न परिरयश्रेण्या अन्यथा वा बहुश्रुतैर्यथागमं परिभावनीयम् ' એ ઉભય ટીકાકાર મહર્ષિઓના વચન પ્રમાણે છેલ્લા બન્ને પક્ષોમાં સૂચીશ્રેણિની વ્યવસ્થા તો ઘટી શકે છે, પરંતુ કોઇને કોઇ એકાદ વિરોધ આવીને ઉભો રહેતો હોવાથી જ્યારે એક બાજુએથી કોઇ પણ પ્રકારનો ચોક્કસ નિર્ણય આપી શકાતો નથી, ત્યારે બીજી બાજુએથી શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ-ટીકાના નીચે જણાવેલા બન્ને પાઠથી શ્રીટીકાકાર ભગવંતને આ છેલ્લો પક્ષ જ યથાર્થ માન્ય છે એ માન્યા વિના પણ ચાલે તેમ નથી. તે પાઠો આ પ્રમાણે—

" सूरस्स य सूरस्स य ' इत्यादि, मानुषनगस्य-मानुषोत्तरपर्वतस्य बहिः सूर्यस्य सूर्यस्य परस्परं चन्द्रस्य चन्द्रस्य च परस्परमन्तरं भवति योजनानां शतसहस्रं लक्षं, तथाहि-चन्द्रान्तरिताः सूर्याः सूर्यान्तरिताश्चन्द्राः व्यवस्थिताः, चन्द्रसूर्याणां च परस्परमन्तरं पञ्चाशत् योजनसहस्राणि ( ५०००० ), ततश्चन्द्रस्य

'सूरंतरिया चंदा, चंदंतरियाय दिणयरा दित्ता। चित्तंतरलेसागा सुहलेसा मंदलेसा य ॥१॥'

---

सूर्यस्य च परस्परमन्तरं योजनानां लक्षं भवतीति । सम्प्रति बहिश्चन्द्रसूर्याणां पङ्क्तावस्थानमाह–'सूरंतरिया' इत्यादि, नृलोकाद्बहिः पङ्क्त्या स्थिताः सूर्यान्तरिताश्चन्द्राश्चन्द्रान्तरिता दिनकरा दीप्ता × × × × × । कथंभूतास्ते चन्द्रसूर्या इत्याह—' चित्रान्तरलेश्याकाः ' चित्रमन्तरं लेश्या च प्रकाशरूपा येषां ते तथा, तत्र चित्रमन्तरं चन्द्राणां सूर्यान्तरित्त्वात् सूर्याणां च चन्द्रान्तरितत्त्वात्, चित्रलेश्या चन्द्रमसां शीतरश्मित्त्वात् सूर्याणामुष्णरश्मित्त्वात् ॥ " [ पत्र ३९१ ].

" चन्द्रमसां सूर्याणां च प्रत्येकं लेश्या योजनशतसहस्रप्रमाणविस्ताराश्चन्द्रसूर्याणां च सूचीपङ्क्त्या व्यवस्थितानां परस्परमन्तरं पञ्चाशद्योजनसहस्राणि, ततश्चन्द्रप्रभासम्मिश्राः सूर्यप्रभाः सूर्यप्रभासम्मिश्राश्चन्द्रप्रभाः ॥ " [ पत्र २८२ ].

**ભાવાર્થ:**—" માનુષોત્તરપર્વતથી બહારના દ્વીપ–સમુદ્રોમાં સૂર્યથી સૂર્યનું તેમ જ ચન્દ્રથી ચન્દ્રનું પરસ્પર અન્તર ( સાધિક ) એકલાખયોજન પ્રમાણ છે, તે આ પ્રમાણે–સૂર્યો ચન્દ્રાન્તરિત અર્થાત્ ચન્દ્રના આંતરાવાળા છે, એટલે કે બે સૂર્યની વચ્ચે એક ચન્દ્ર છે અને ચન્દ્રો સૂર્યાન્તરિત છે ચન્દ્રથી સૂર્યનું અંતર પચાસ હજાર યોજન પ્રમાણ છે, એથી સૂર્ય–સૂર્યનું ચન્દ્ર–ચન્દ્રનું પરસ્પર અંતર એક લાખયોજન પ્રમાણ કહ્યું તે બરાબર છે.

હવે માનુષોત્તરપર્વત બહાર ચન્દ્ર–સૂર્યની પંક્તિ વ્યવસ્થા જણાવે છે—મનુષ્યક્ષેત્ર બહાર પંકિતવડે રહેલા સૂર્યાન્તરિત ચન્દ્રો અને ચન્દ્રાન્તરિત તેજસ્વી સૂર્યો વિચિત્ર અન્તરવાળા અને વિચિત્ર પ્રકાશવાળા છે, તેમાં વિચિત્ર અન્તરવાળા એટલે બે ચન્દ્રોની વચ્ચે એક સૂર્યનું અંતર છે અને બે સૂર્યોની વચ્ચે એક ચન્દ્રનું અન્તર છે તેવા ચન્દ્રસૂર્યો હોય છે, તેમ જ વિચિત્ર પ્રકાશવાળા એટલે ચન્દ્રો શીતકિરણવાળા અને સૂર્યો ઉષ્ણકિરણવાળા છે."

"ચન્દ્ર–સૂર્ય પ્રત્યેકનો પ્રકાશ એક લાખયોજન વિસ્તારવાળો છે, સૂચીશ્રેણીવડે વ્યવસ્થિત ચન્દ્ર–સૂર્યોનું અંતર પચાસ હજાર યોજન છે, તેથી ચન્દ્રપ્રભાથી મિશ્રિત સૂર્યપ્રભા છે અને સૂર્યપ્રભાથી મિશ્રિત ચન્દ્રપ્રભા છે."

વધુમાં મનુષ્યક્ષેત્ર બહારના વિમાનોપપન્ન જ્યોતિષી દેવોના વિમાનો પાકી ઇંટ સરખા લંબચોરસ આકારના હોય છે, અને તે વિમાનોનું આતપક્ષેત્ર–પ્રકા-

ભાવાર્થ સુગમ છે. તત્ત્વાર્થસૂત્રની ટીકામાં પણ ઉપરનો જ અભિપ્રાય દર્શાવ્યો છે. [ ૮૩-૮૪-૮૫ ].

॥ इति प्रस्तुतद्वितीयभुवनद्वारे तृतीयज्योतिषीनिकायाधिकारः,
प्रासङ्गिकद्वीपसमुद्राधिकारः तेषु चन्द्र-सूर्य-ग्रह-
नक्षत्रपंक्ति संख्याधिकारश्च समाप्तः ॥

શ્યક્ષેત્ર વિસ્તારથી ( પહોળાઇમાં ) એક લાખ યોજન પ્રમાણે છે, અને આયામ-લંબાઇથી અનેક લાખ યોજન પ્રમાણે છે.

વધુમાં એ પણ વિચારવાનું રહે છે કે બાહ્યપુષ્કરાર્ધ માટે ૭૨ ચન્દ્ર ૭૨ સૂર્યની સંખ્યાને સંગત કરવા માટે અન્યમતાશ્રયી એકવાર આદિ અને અન્તના ૫૦ હજાર યો૦ વર્જવામાં આવે છે. તે આ મતમાં ન વર્જિએ તો ૭૨ ચન્દ્ર તથા ૭૨ સૂર્યની સંખ્યા યથાર્થ સમાઇ રહે છે, પરંતુ આગળ પ્રતિદ્વીપ સમુદ્રના સંધિ સ્થાનોમાં ચન્દ્ર-સૂર્યનો સહયોગ થઈ જશે અને અને તેથી ઉક્ત અંતરાદિ વ્યવસ્થાનો ભંગ થવા જાય છે, જો તે ભંગને બાજુએ રાખી પ્રતિદ્વીપ-સમુદ્રના આદિ અને અન્તક્ષેત્ર સુધીમાં રહેલા ચન્દ્ર-સૂર્યની અંતર પ્રમાણાદિ વ્યવસ્થા તે તે ક્ષેત્રાશ્રયી જ વિચારીએ તો અંતરાદિ પ્રમાણનું નિયમિતપણું રહેવામાં પ્રાયઃ દોષ ઉત્પન્ન ન થાય; પરંતુ પ્રથમ તો ત્રિગુણમતે આગળ આગળની આવતી બૃહત્ સંખ્યાનો સમાવેશ કેમ કરવો ? તે જ વિચારવાનું છે. વધુમાં પ્રસિદ્ધ મતકારની વલયપંક્તિ જેટલી બુદ્ધિ-યુક્તિ-ગમ્ય અને નિયમિત રહે છે તેવું આમાં જળવાતું નથી. તત્ત્વજ્ઞાની જાણે !

ચાલુ વિષયને અંગે શકિત પ્રમાણે જુદીજુદી રીતે વિચાર કરવો જરૂરી લાગવાથી ફકત આ વિષય પરત્વે ભિન્નભિન્ન પ્રકારથી વિચાર માત્ર જણાવેલા છે. તેમાં છેલ્લો પક્ષ શાસ્ત્રીય હોવાથી યોગ્ય જણાય છે, પ્રથમના ત્રણ પક્ષો તો વિચાર પુરતાં જ આપવામાં આવ્યા છે, છતાં એ વિચારમાં પણ શાસ્ત્રીય વિરૂદ્ધપણું જણાય તો ત્રિવિધે ત્રિવિધિ મિથ્યાદુષ્કૃત આપી આ વિષયને અંગે અહિં જ વિરામ પામીએ છીએ. આ બધી વિચારણાને સ્થાન બાહ્યપુષ્કરાર્ધ માટે તો મલી શકયું, પણ આગળ આગળના દ્વીપસમુદ્રોમાં કેવી રીતે સંગત કરવું તે જ્ઞાનીગમ્ય.

## ॥ अथ चन्द्र-सूर्यमण्डलाधिकारः ॥

अवतरण:—પૂર્વે ( જુદા જુદા આચાર્યોના મતપૂર્વક ) ચાલુ ત્રણ ગાથાવડે પ્રસિદ્ધ આચાર્યનું મતાંતર બતલાવી ( તારાઓ પંક્તિબદ્ધ ન હોવાથી તેને વર્જીને ) ચન્દ્ર-સૂર્ય ગ્રહ તથા નક્ષત્રની પંક્તિ સંબંધી સર્વ વિચારણા તથા ચન્દ્રાદિ પાંચે જ્યોતિષીની સર્વ પ્રકારની સંખ્યા લાવવા સંબંધી करणादि બતલાવી એ અધિકાર સમાપ્ત કર્યો. હવે તે ચન્દ્ર-સૂર્યના મંડળો સંબંધી વર્ણન શરૂ કરાય છે:—

તેમાં પાંચે જ્યોતિષી પૈકી ચન્દ્ર-સૂર્ય અને ગ્રહનાં ચરમંડળો છે, તેમજ તે ચન્દ્ર-સૂર્યાદિ અનિયમિત મંડળવડે પરિભ્રમણ કરતાં મેરૂને પ્રદક્ષિણા આપી રહ્યા છે. નક્ષત્ર તથા તારાઓનાં મંડળો છે, પણ તે ચર હોવા છતાં સ્વસ્વ મંડળોમાંજ ગતિ કરતાં હોવાથી અવસ્થિત મંડળવાળાં હોય છે, એ પાંચે પ્રકારનાં જ્યોતિષીઓનાં મંડળો પૈકી નક્ષત્રમંડળોનું કિંચિત્ વર્ણન નક્ષત્ર પરિશિષ્ટમાં આપ્યું છે અને તારા તથા ગ્રહનાં મંડળોનું વર્ણન અપ્રાપ્ય હોવાથી તે સંબંધી ઉલ્લેખ ન કરતાં હવે ચન્દ્ર-સૂર્યમંડળો સંબંધી અધિકાર શરૂ કરવામાં આવે છે, આ મંડળાધિકાર વિસ્તારથી અપાય છે છતાં તે એવી રીતે આપીયે છીએ કે જેને કેવળ સંગ્રહણીની પાંચ ગાથાનો જ વિશેષાર્થ સમજવો હોય અને મંડળનો વિશેષ અભ્યાસ ન સેવવો હોય તેવાઓ માટે શરૂઆતનું અમુક લખાણ વંચાય તો તે પાંચે ગાથાનો અર્થ તેમને સહેલાઇથી સમજાઇ જાય.

**पन्नरस चुलसीइ सयं, इह ससि रवि मंडलाइं तक्खित्तं ।**
**जोयण पणसय दसहिअ भागा अडयाल इगसट्ठा ॥ ८६ ॥**
**तीसिगसट्ठा चउरो एगिगसट्ठस्स सत्त भईयस्स ।**
**पणतीसं च दुजोयण ससि रविणो मंडलंतरयं ॥ ८७ ॥**
**पणसट्ठी निसढम्मि य तत्तियबाहा दुजोयणंतरिया ।**
**एगुणवीसं च सयं सूरस्स य मंडला लवणे ॥ ८८ ॥**

मंडलदसगं लवणे पणगं निसढम्मि होइ चंदस्स ।
मंडलअंतरमाणं जाणपमाणं पुरा कहियं । ॥ ८९ ॥
ससि रविणो लवणम्मि य जोयण सय तिण्णि तीस अहियाइं।
असियं तु जोयणसयं जंबूदीवम्मि पविस्संति ॥ ९० ॥

संस्कृत छायाः—

पञ्चदश चतुरशीतिशतं इह शशि-रविमंडलानि तत्क्षेत्रम् ।
योजनानि पञ्चशतानि दशाधिकानि भागा(श्च)अष्टाचत्वारिंशत् एकषष्टिकाः॥८६॥
त्रिंशदेकषष्टिकाश्चत्वार ( श्च ) एकैकषष्टिकस्य सप्तेन भक्तस्य ।
पञ्चत्रिंशच्च द्वे योजने ( क्रमेण ) शशि-रव्योर्मण्डलान्तरम् ॥ ८७ ॥
पञ्चषष्टिनिषधे च त्रीणि बाहायां द्वियोजनान्तरितानि ।
एकोनविंशतिश्च शतं सूर्यस्य च मंडलानि लवणे ॥ ८८ ॥
मंडलदशकं लवणे पञ्चकं निषधे च भवति चन्द्रस्य
मण्डलान्तरमानं यानप्रमाणं ( च ) पुरा कथितम् ॥ ८९ ॥
शशि-रव्यो र्लवणे च योजनानि शतानि त्रीणि त्रिंशदधिकानि ।
अशीतिस्तु ( च ) योजनशतं जम्बूद्वीपे प्रविशन्ति ॥ ९० ॥

શબ્દાર્થઃ—

पन्नरस=પંદર
चुलसीइसयं=૧૮૪
मंडलाइं=મંડળો
तक्खित्तं=તેનું ક્ષેત્ર
पणसयदसहिअ=૫૧૦ યોજન અધિક
अडयाल=અડતાલીશ
इगसट्ठा=એકસઠીયા (૧ યોજનના પણ)
तीसिगसट्ठा=એકસઠીયા ત્રીસ ભાગ
इगइगसट्ठस्स=એકએવાએકસઠીયાના
सत्तभइयस्स=સાતવડે ભાગેલાના
पणतीसं=પાંત્રીશ યોજન
मंडलंतरयं=મંડળોનું અંતર
पणसट्ठी=સૂર્યનાં પાંસઠ મંડળો
निसढम्मि=નિષધપર્વતઉપર
तत्तियबाहा=ત્રણ તેની બાહા ઉપર
एगुणवीसं च सयं=એક સો ઓગણીશ
मंडलदसगं=દસ મંડળો
पणगं=પાંચ
चंदस्स=ચન્દ્રનાં
मंडलअंतरमाणं=મંડળોનું અંતરપ્રમાણ

जाणपमाणं=વિમાનોનું પ્રમાણ
पुरा=પૂર્વે
कहियं=કહ્યું છે તે જ
जोयणसयतिण्णि=ત્રણુસો યોજન
तीस अहियाइं=ત્રીશ અધિક ( ૩૩૦ )
असीयं तु जोयणसयं=( ૧૮૦ ) યોજન
जंबूदीवम्मि=જંબૂદ્વીપમાં
पविस्संति=પ્રવેશે છે

गाथार्थः—આ જંબૂદ્વીપવર્તી ચન્દ્રનાં ૧૫ મંડળો છે, અને સૂર્યનાં ૧૮૪ મંડળો છે. તેમ જ તે બન્નેનાં મંડળોનું ચારક્ષેત્ર ( જંબૂ લવણનું થઇ ) ૫૧૦ યોજન અને એક યોજનના એકસઠીયા અડતાલીશ ભાગ તેટલું અધિક છે. ॥ ૮૬ ॥ **इति प्रथमगाथार्थः ॥**

૩૫ યોજન અને એક યોજનના એકસઠભાગ કરીએ તેવા ત્રીશ ભાગ અને એકસઠીયા એકભાગના સાત ભાગ કરીએ તેમાંથી ચાર ભાગ ( ૩૫ યો૦ $\frac{૩૦}{૬૧}$–$\frac{૪}{૭}$ ભાગ )નું પરસ્પર ચન્દ્રમંડળનું અન્તર હોય છે. અને સૂર્યનાં મંડળોનું પરસ્પર અંતર બે યોજનનું છે. ॥ ૮૭ ॥ **इति द्वितीयगाथार्थः ॥**

વળી સૂર્યનાં ૧૮૪ મંડળો પૈકી ૬૫ મંડળો જંબૂદ્વીપે છે, તેમાં ૬૨ નિષધપર્વતઉપર પડે છે, જ્યારે ત્રણ મંડળો તે જ પર્વતની બાહામાં પડે છે, અને ૧૧૯ મંડળો લવણસમુદ્રમાં પડે છે. આ મંડળોનું પરસ્પર અન્તર બે યોજનનું છે. ॥ ૮૮ ॥ **इति तृतीयगाथार्थः ॥**

ચન્દ્રનાં ૧૫ મંડળો પૈકી ૧૦ મંડળો લવણસમુદ્રે અને પાંચ મંડળો જંબૂદ્વીપમાં નિષધપર્વતઉપર છે, આ મંડળોનું પરસ્પર અંતરપ્રમાણ પૂર્વે કહેવાયેલું છે. ॥ ૮૯ ॥ **इति चतुर्थगाथार्थः ॥**

આથી સૂર્યનું અને ચન્દ્રનું ૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ ભાગનું કુલ જે ચારક્ષેત્ર છે તેમાં ૩૩૦ યોજન લવણસમુદ્રમાં છે અને પાછા ફરતાં આ બન્ને જ્યોતિષી-વિમાનો જંબૂદ્વીપમાં એક સો એંશી યોજન સુધી પ્રવેશ કરી અટકે છે. આ તેનું ચારક્ષેત્ર કહ્યું. ॥ ૯૦ ॥ **इति पञ्चमगाथार्थः ॥**

विशेषार्थः—અહિંથી મંડલપ્રકરણનો અધિકાર શરૂ થાય છે તેમાં પ્રથમ નિષધ અને નીલવંત પર્વતથી મંડલોનો પ્રારંભ ગણાવવામાં આવેલો છે, તેમજ પુષ્કરાદિ દ્વીપસંબંધી પણ અધિકાર કિંચિત્ આવવાનો છે, આથી તે પર્વતો તથા દ્વીપના સ્થાનની માહિતી આપવા માટે પ્રસંગ હોવાથી અઢી-દ્વીપનું કિંચિત્ સ્વરૂપ અહિં જણાવાય છે—

# ॥ प्रथम अढीद्वीपाधिकार. ॥

**प्रथमजंबूद्वीपवर्णनम्**:—આપણે જે ક્ષેત્રમાં રહીએ છીએ તે જંબૂદ્વીપના સાત મહાક્ષેત્રો પૈકી ' ભરત–ક્ષેત્ર ' નામનું એક મહાક્ષેત્ર છે. આ જંબૂદ્વીપ [30]પ્રમાણાંગુલથી ૧ લાખ યોજનનો અને [31]થાળી સરખા ગોળાકાર જેવો અથવા [32]માલપુડાકાર જેવો છે અને તેનો [33]પરિધિ અથવા તેની જગતીનું પ્રમાણ ૩૧૬૨૨૭,૩ ગાઉ–૧૨૮ ધનુષ, ૧૩II અંગુલ છે. ગણિતની રીતિએ કોઇ પણ વૃત્ત ક્ષેત્રના પરિધિનું પ્રમાણ પોતાના વિષ્કંભની અપેક્ષાએ ત્રિગુણાધિક હોય છે, અને તે [34]વૃત્ત પદાર્થના [35]વ્યાસનો [36]વર્ગ કરી ૧૦વડે ગુણી [37]વર્ગમૂળ કાઢવાથી તે ક્ષેત્રસંબંધી પરિધિનું પ્રમાણ આવે છે, જેમકે;— જબૂંદ્વીપનો વ્યાસ—

| | |
|---|---|
| ૧૦૦૦૦૦<br>× ૧૦૦૦૦૦ | વ્યાસનો વર્ગ કાઢવા માટે બન્ને સરખી સંખ્યાનો ગુણાકાર કર્યો ( જેથી વર્ગસંખ્યા પ્રાપ્ત થશે. ) |
| ૧૦૦૦૦૦૦૦૦૦૦<br>× ૧૦<br>૧૦૦૦૦૦૦૦૦૦૦૦ | જંબૂદ્વીપના વ્યાસનો વર્ગ "દસ અબજ" પ્રમાણ થયો.<br>વર્ગમૂળ યોગ્ય [38]ભાજ્ય રકમ સો અબજની આવી; હવે વર્ગમૂળ કાઢવા આંકડાઓને સમ વિષમ કરવા તે આ પ્રમાણે– |

---

૩૦ આપણું જે અંગુલ તે ઉત્સેધાંગુલ કહેવાય અને તેવા ૪૦૦ ( અથવા ૧૦૦૦) ઉત્સેધાંગુલે ૧ પ્રમાણાંગુલ થાય.

૩૧ उक्तञ्च ज्योतिष्करण्डके—इणमो उ समुद्दिट्ठो जंबूद्दीवो रहंगसंठाणो ।
विक्खंभं सयसहस्सं जोयणाणं भवे एक्कं ॥ १ ॥

૩૨ તળાતો માલપુડો વચમાં જંબૂદ્વીપ જેવો લાગે અને ચારે બાજુ ઘી નાખ્યું હોય તેથી લવણસમુદ્ર સહ જંબૂદ્વીપની એવી કલ્પના વિચારી શકાય.

૩૩ કોઇ પણ વૃત્ત ( ગોળ ) પદાર્થનો ઘેરાવો તે ' परिधि ' કહેવાય.

૩૪ જે પદાર્થને કોઇપણ દિશાથી યા છેડેથી સામસામું માપીએ તો સર્વ ઠેકાણે એક જ માપ આવે તે वृत्त.

૩૫ વૃત્ત વસ્તુની સરખી લંબાઇ પહોળાઇના પ્રમાણને विष्कम्भ અથવા व्यास કહેવાય છે.

૩૬ બે સરખી સંખ્યાનો પરસ્પર ગુણાકાર તે ' वर्ग. '

૩૭ કોઇ પણ બે સંખ્યા કઇ બે સરખી સંખ્યાના ગુણાકાર જેટલી છે ? એવી મૂળ સંખ્યા શોધી કાઢવાની જે રીતિ તે वर्गमूळ ( करणि ) કહેવાય છે.

૩૮ જેનો ભાગાકાર કરવો હોય તે રકમ भाज्य અને જે રકમવડે ભાજ્યને ભાગવી હોય તે રકમ भाजक અને જે જવાબ આવે તે भागाकार કહેવાય.

૧ લો; ભાજક = ૩ ) ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦ ( ૩ યોજન
+ ૩ ૯
૨ જો; ભાજક = ૬,૧ ૦૧,૦૦ ( ૧ યોજન
+ ૧ ૬૧
૩ જો; ભાજક = ૬૨,૬ ૩૯,૦૦ ( ૬ યોજન
+ ૬ ૩૭૫૬
૪ થો; ભાજક = ૬૩૨,૨ ૦૧૪૪,૦૦ ( ૨ યોજન
+ ૨ ૧૨૬૪૪
૫ મો; ભાજક = ૬૩૨૪,૨ ૦૧૭૫૬,૦૦ ( ૨ યોજન
+ ૨ ૧૨૬૪૮૪
૬ ઠ્ઠો; ભાજક = ૬૩૨૪૪,૭ ૦૪૯૧૧૬,૦૦ ( ૭ યોજન
+ ૭ ૪૪૨૭૧૨૯
૭ મો; ભાજક = ૬૩૨૪૫૪ ૪૮૪૪૪૭૧ શેષ વધ્યા
—ધ્રુવ ભાજક

આવેલ જવાબનો આંક સરખી રીતે મૂકતાં ૩૧૬૨૨૭ યોજન જેટલો આવ્યો.

**ઇતિ પરિધિ ।**

૪૮૪૪૪૭૧ શેષ વધ્યા છે તેને
ચાર ગાઉનો એક યોજન હોવાથી ૪ વડે ગુણવા- × ૪
ધ્રુવભાજક ૬૩૨૪૫૪ ) ૧૯૩૭૭૮૮૪ ( ૩ ગાઉ આવ્યા—
૧૮૯૭૩૬૨
૦૦૪૦૫૨૨
બે હજાર ધનુષ્યનો(દંડનો) ૧ ગાઉ હોવાથી ×૨૦૦૦
ધ્રુવ ભાજક = ૬૩૨૪૫૪ ) ૮૧૦૪૪૦૦૦ ( ૧૨૮ ધનુષ્ય—
૬૩૨૪૫૪
૧૭૭૯૮૬૦
૧૨૬૪૯૦૮
૦૫૧૪૯૫૨૦
૫૦૫૯૬૩૨
૦૦૮૯૮૮૮ ધનુષ્યની શેષ સંખ્યા રહી
ચાર હાથનો ૧ ધનુષ્ય હોવાથી × ૪
ધ્રુવ ભાજક = ૬૩૨૪૫૪ ) ૩૫૯૫૫૨ ( ૦ હાથ (ભાગ ન ચાલ્યો માટે)
૦૦૦૦૦૦
૩૫૯૫૫૨ હાથની શેષ સંખ્યા રહી
૨૪ અંગુલનો ૧ હાથ હોવાથી ૨૪ સે ગુણવા ×૨૪
૧૪૩૮૨૦૮
૭૧૯૧૦૪૦×
ધ્રુવ ભાજક = ૬૩૨૪૫૪ ) ૮૬૨૯૨૪૮ ( ૧૩॥ અંગુલ આવ્યા
૬૩૨૪૫૪
૨૩૦૪૭૦૮
૧૮૯૭૩૬૨
૦૪૦૭૩૪૬
૩૧૬૨૨૭
૦૦૯૧૧૧૯ અંગુલ સંખ્યાના શેષ રહ્યા

અત્ર આટલું ગણિત ઉપયોગનું હોવાથી આપ્યું છે. તેથી અધિક સૂક્ષ્મ પ્રમાણ યવ, જૂ-લિખાદિ કાઢવું હોય તો તે સ્વયં કાઢી લેવું.

ઉપર પ્રમાણે ગણિત કરતાં જંબૂદ્વીપનો [૩૯]પરિધિ ૩૧૬૨૨૭ યો૦ ૩ ગા૦ ૧૨૮ ધ૦, ૧૩ાા અંગુલ પ્રમાણ આવ્યો.

એ ત્રિગુણાધિક પરિધિવાળો ૧ લાખ યોજનનો જંબૂદ્વીપ પૂર્વસમુદ્રથી પશ્ચિમ-સમુદ્રસુધી લંબાઈવાળા સાત વર્ષધર ( કુલગિરિ ) પર્વતો, તેના આંતરે રહેલા સાત મહાક્ષેત્રો તથા તે ક્ષેત્રોમાં રહેલી મહાનદીઓ વિગેરેથી સંપૂર્ણ છે.

આપણે જેમાં રહીએ છીએ તે ભરતક્ષેત્ર અર્ધચન્દ્રાકાર સરખું મેરૂથી દક્ષિણદિશામાં આવેલું, ત્રણે દિશાએ લવણસમુદ્રને સ્પર્શીને રહેલું, ૫૨૬ યો૦ ૬ કળા વિસ્તારવાળું અને ૧૪૪૭૧$\frac{૫}{૧૯}$ યો૦ પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્રસુધી દીર્ઘ ( લાંબુ ), તેમજ ઉત્સર્પિણી અવસર્પિણીના છ છ આરાના ભાવોથી વાસિત છે. દરેક ક્ષેત્રો તથા પર્વતો પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્રસુધી લંબાઇવાળા સમજવા. માત્ર લંબાઇપ્રમાણમાં વિસ્તારાશ્રયી તફાવત પડશે. આ ક્ષેત્રની સીમાએ રહેલો લઘુહિમવંત પર્વત મધ્યે ૧૦ યોજન ઉંડો ૧૦૦૦ યોજન લાંબો ૫૦૦ યોજન પહોળો વેદિકા અને વનથી પરિવરેલો અને જેના જલભાગે મધ્યસ્થાને જુદા જુદા વૈડૂર્યાદિ રત્નના વિભાગમાં વહેંચાએલા શ્રીદેવીના પ્રથમ રત્નકમળના નિવાસ યુક્ત તથા તે મૂળ કમળને ફરતા બીજા ૬ વલયો યુક્ત સુશોભિત એવો ‘ पद्मद्रह ’ આવેલો છે, એમાંથી નીકળતી ગંગા અને સિંધુ સ્વસ્વદિશા તરફ પર્વતઉપર વહી ગંગાનદી ઉત્તરભરતાર્ધ તરફ વળી ૭૦૦૦ નદીઓની સાથે મૈત્રી કરતી દક્ષિણસમુદ્રમાં ભેગી થઈ જાય છે, એ જ પ્રમાણે બીજી ૭૦૦૦ નદીઓવડે પરિવરેલી સિંધુનદી પશ્ચિમદિશાએ દીર્ઘ વૈતાઢ્ય નીચે થઇ દક્ષિણભરતાર્ધ તરફ વહેતી દક્ષિણસમુદ્રને મળે છે. આ શાશ્વતી ગંગા અને સિંધુ બન્ને નદીઓએ તથા ભરતક્ષેત્રના મધ્યમાં રહેલા દીર્ઘવૈતાઢ્યે એમ બે નદી તથા પર્વતે આ ભરતક્ષેત્રના ૬ વિભાગ પાડ્યા છે. આપણે દક્ષિણ ભરતાર્દ્ધના મધ્ય ખંડમાં રહીએ છીએ અને એશિયા યુરોપ આફ્રિકા અમેરિકા ઑસ્ટ્રેલિયા વિગેરે વર્ત્તમાન દુનીયાનો દક્ષિણભરતાર્ધમાં સમાવેશ થાય છે.

---

૩૯ उक्तञ्च ज्योतिष्करण्डके—‘जंबुद्दीवे परिरओ तिन्नि य सोलाणि सयसहस्साणि ।
दोयसया पडिपुण्णा सत्तावीसा समहिया य ॥ १ ॥
तिण्णि य कोसा य तहा अट्ठावीसं च धणुयसयं एक्कं ।
तेरसय अंगुलाइ अद्धंगुलेयं च सविसेसं ॥ २ ॥’

આ જંબૂદ્વીપ ભરતખંડના પ્રમાણ જેટલા ૧૯૦ [40]ખંડ પ્રમાણ હોવાથી આ ક્ષેત્ર ૧ ખંડ પ્રમાણ છે. આ ક્ષેત્રના મધ્યમાં અયોધ્યા નગરી આવેલી છે, તેમજ ૬૩ [41]શલાકાપુરૂષો પણ આ ક્ષેત્રમાં ઉત્પન્ન થાય છે. આ ભરતખંડની ઉત્તર દિશાએ વૈતાઢ્ય ઓળંગી ત્યારપછી ઘણું ક્ષેત્ર વટાવ્યાબાદ ભરતથી દ્વિગુણવિસ્તાર વાળો દ્વિગુણ ( ૧૦૫૨ યો૦ ૧૨ ભા. ) પ્રમાણ વેદિકા અને વનથી સુશોભિત અને પીત સુવર્ણમય લંબચોરસાકારે જિનભુવનાદિથી વાસિત ૧૧ કૂટવાલો ૨૪૯૩૨ યો લાંબો ૨ ખંડ પ્રમાણ 'लघुहिमवत' પર્વત આવેલો છે. આ પર્વત ઉપર ચઢી તેટલું જ બીજી બાજુ ઉતરીએ ત્યારે તુર્તજ પૂર્વ પર્વતથી દ્વિગુણ (૨૧૦૫ યો. ૫ કળા) વિસ્તાર યુક્ત અને ૩૭૬૭૪$\frac{16}{19}$ યો. દીર્ઘ અવસર્પિણીના ત્રીજા આરાના ભાવવાળું 'हिमवंतक्षेत्र' આવેલું છે. આ ક્ષેત્રની પૂર્વે 'रोहिता' અને પશ્ચિમે रोहितांशा નદી વહે છે. આ ક્ષેત્રના મધ્યમાં અથવા આ બે નદીઓનો જ્યાં નજીક સંયોગ થાય તે સ્થાને शब्दापातीनामनो વૃત્ત વૈતાઢ્ય આવેલો છે. આ ક્ષેત્ર સંપૂર્ણ થયા બાદ તુર્તજ પૂર્વક્ષેત્રથી દ્વિગુણ ( ૪૨૧૦ યો. ૧૦ કળા ) વિસ્તારવાળો અને ૪૨૧૦ યો. ૧૦ કળાપ્રમાણનો, ૮ ખંડ પ્રમાણ, ૨૦૦ યો. ઉંચો, પીતસુવર્ણનો, ૮ કૂટ-શિખરવાળો, લંબ ચોરસ (પૂર્વથી પશ્ચિમ સુધી ગયેલો વેદિકા[42] અને વનથી સુશોભિત 'महाहिमवंत' નામનો પર્વત આવેલો છે, આ પર્વત ઉપર ચઢી તેટલું જ નીચે ઉત્તરમાં તુર્તજ મહાહિમવંતની ઉત્તરે પૂર્વથી દ્વિગુણ ( ૮૪૨૧ યોજન ૧ કળા ) વિસ્તારવાળું ૭૩૯૦૧$\frac{17}{19}$ યો૦ પૂર્વ પશ્ચિમ દીર્ઘ, ૧૬ ખંડ પ્રમાણ, પૂર્વદિશામાં વહેતી *हरिसलिला* અને પશ્ચિમમાં વહેતી हरिकान्ता નદીથી યુક્ત, ક્ષેત્રમધ્યે રહેલા गंधापाती વૃત્ત વૈતાઢ્યવાળું અવ૦ ના બીજા આરા સરખું हरिवर्ष નામનું [43]યુગલિક ક્ષેત્ર આવેલું છે.

---

૪૦ उक्तञ्च हरिभद्रसूरिभिः—'णउयसयं खंडाणं भरहपमाणेण भाइए लक्खे ।
अहवा नउय सयं गुणं भरहपमाणं हवइ लक्खं ॥ १ ॥'

૪૧ શલાકાપુરૂષોની ઉત્પત્તિ મહાવિદેહમાં હોય છે, અને ત્યાં તેઓ યથાયોગ્ય વિજયોને પણ સાધે છે.

૪૨ દરેક વર્ષધરો વેદિકા વન સહિત સમજવા.

૪૩—આ છએ ક્ષેત્રોમાં રહેનારા યુગલિકો સ્વભાવે સરળ ભોળા ને સર્વ રીતે સુખી તેમજ દિવ્ય સ્વરૂપી હોય છે અને એ ૬ યુગલિક મહાક્ષેત્રોમાં असि ( શસ્ત્ર વ્યવહારાદિ ) (मसि લેખન કળાદિ) कृषि ( ખેડુત વ્યાપારાદિ ) એ ત્રણેનો વ્યાપાર ન હોવાથી તેઓને કર્મબંધન અલ્પ હોય છે, આ યુગલિકો મરીને અવશ્ય દેવ થાય છે, આ ક્ષેત્રો અકર્મ-ભૂમિનાં સમજવાં, કુલ અઢીદ્વીપમાં ૫ હૈમવંત, ૫ હરિવર્ષ ૫ દેવકુરૂ, ૫ રમ્યક્ અને ૫ હૈરણ્યવત્ થઇ ત્રીશ અકર્મભૂમિઓ સમજવી:—तथा चोक्तं प्रवचनसारोद्धारे—

## ॥ ६ कुलगिरि अने ७ महाक्षेत्र अने क्षेत्रोना मध्यगिरि ॥

ઉત્તર

ઉત્તર ઐરાવત

દીર્ઘ વૈતાઢ્ય પર્વત

દક્ષિણ ઐરાવત

શિખરી પર્વત

હૈરણ્યવંત ક્ષેત્ર ○ વૃત્ત વૈતાઢ્ય

રુક્મી પર્વત

રમ્યક ક્ષેત્ર ○ વૃત્ત વૈતાઢ્ય

નીલવંત પર્વત

પશ્ચિમ મ હા વિ દે (મેરુ) હ ક્ષે ત્ર. પૂર્વ

નિષધ પર્વત

હરિવર્ષ ક્ષેત્રે ○ વૃત્ત વૈતાઢ્ય

મહાહિમવંત પર્વત

હિમવંત ક્ષેત્ર ○ વૃત્ત વૈતાઢ્ય

લઘુ હિમવંત પર્વત

ઉત્તર ભરત

દીર્ઘ વૈતાઢ્ય પર્વત

દક્ષિણ ભરત

દક્ષિણ

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર.

॥ मेरु पर्वतनो आकार ॥



ચૂલિકા ૪૦ યો.
૧૨
પંડક વન
૧૦૦૦ યોજન
૩ જો કાંડ
૩૬૦૦૦ યોજન
સોમનસ વન
બીજી મેખલા
સર્વ ઉંચાઈ ૧૦૦૦૦૦ યોજન
૨ જો કાંડ
૬૨૫૦૦ યોજન
નંદન વન
નં૦ વન પહેલી મેખલા
૫૦૦ યોજન
ભદ્રશાલ
અહિં ભૂમિ સ્થાને ૧૦૦૦૦ યોજન વિસ્તૃત
ભદ્રશાલ વન
૧૦૦૦ યોજન ઉંચાઈ
૧ લો કાંડ
કંદ વિભાગ
૧૦૦૯૦ યો. ૧૦ ભાગ.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ–ભાવનગર.

આ ક્ષેત્ર સંપૂર્ણ થયા બાદ તુર્તજ મેરૂથી દક્ષિણે ( हरिवर्षोत्तरे ) પૂર્વથી દ્વિગુણ ૧૬૮૪૨ યો૦–૨ કળા વિસ્તારવાળો, ૯૪૧૫૬ યો૦ દીર્ઘ, ૪૦૦ યો૦ ઉંચો, ૩૨ ખંડ પ્રમાણ, ૯ કૂટવાળો, તપનીય–રક્ત સુવર્ણનો, અને સૂર્ય–ચન્દ્રના મંડલોના આધારવાળો ( અને તેથી જ આ અઢીદ્વીપનું વર્ણન કરવામાં સહાયક બનેલો ) ' निषध ' નામનો પર્વત આવેલો છે. આ પર્વત ઉપર વ્યન્તરનિકાયની 'धी' દેવીના નિવાસવાળો, ૪૦૦૦ યો૦ લાંબો ૨૦૦૦ યો૦ પહોળો, ૧૦ યો૦ ઉંડો, ' तिगिंछिद्रह ' આવેલો છે.

આ પર્વત ઉપર આ બાજુથી ચઢીને પેલી બાજુ ઉતરીએ કે તુર્તજ નિષધપર્વતથી દ્વિગુણ ૩૩૬૮૪ યો૦ ૪ વિસ્તીર્ણ અને ૧ લાખ યો૦ દીર્ઘ, ૬૪ ખંડ પ્રમાણ, નિષધ અને નીલવંતના આંતરમાં રહેલું ' महाविदेहक्षेत्र ' આવેલું છે, આ ક્ષેત્રની મધ્યમાં ૧ લાખ યો૦ ઉંચો પીત સુવર્ણમય શાશ્વતો મેરૂપર્વત આવેલો છે. આ પર્વત નવ્વાણું હજાર ( ૯૯૦૦૦ ) યોજન જમીન બહાર છે. જેથી જ્યોતિષીનિકાયના મધ્યભાગને વટાવી આગળ ચાલ્યો ગયો છે, તેનું ૧૦૦૦ યો૦ પ્રમાણનું મૂળ જમીનમાં ગએલું છે, એથી રત્નપ્રભા પૃથ્વીના પહેલાકાણ્ડના અંતસુધી પહોંચેલો છે, તેથી એ પર્વત હજાર યોજન પ્રમાણ જ્યાં પૂર્ણ ( સમભૂતલ સ્થાને ) થાય છે તે સર્વ ભાગને कंद કહેવાય છે, એ કંદ સ્થાને તેનો વિસ્તાર ૧૦૦૦૦ યોજનનો છે, અને ઉપરજતાં ઘટતો ઘટતો શિખરભાગે ૧૦૦૦ યો૦ પહોળો રહે છે, તેથી આ પર્વત ઉંચાકરેલા ' ગોપુચ્છ ' સરખો દેખાય છે, આ પર્વત ત્રણ વિભાગથી વહેંચાએલો છે, એટલે કે જમીનમાં ગએલો હજાર યોજનથી હીન જે કાણ્ડ ( ભાગ ) તે प्रथमकाण्ड કહેવાય. આ કાણ્ડ–કાંકરા પત્થર અને રત્નાદિથી બનેલો છે. હીન એવાં ૧૦૦૦ યોજનથી લઇને ( રત્નપ્રભાગત સમભૂતલા રૂચકથી ) ૬૩૦૦૦ યોજન પ્રમાણ સ્ફટિકરત્ન–અંકરત્ન તથા સુવર્ણાદિ રત્નવાળો द्वितीयकाण्ड છે. એમાં સમભૂતલાથી ૫૦૦ યો૦ પછી ' नंदनवन ' આવેલું છે, નીચે કન્દભાગે ' भद्रशाल ' વન છે. અને ૬૩૦૦૦ યોજન પૂર્ણ થાય ત્યાં ' सोमनस ' વન છે. આ સો૦ વનથી શિખર સુધીનો ભાગ તે त्रीजोकाण्ड કહેવાય છે અને તે જાંબૂનદ સુવર્ણનો બનેલો છે.

આ ત્રીજા કાણ્ડ ઉપર ' पांडुकवन ' આવેલું છે. આ વનમધ્યે એક ચૂલિકા આવેલી છે જે ૪૦ યો૦ ઉંચી, મૂળમાં ૧૨ યો૦ પહોળી, શિખરે ૪ યો૦ પહોળી, વૈડૂર્ય રત્નની, શ્રીદેવીના ભુવન સરખી વૃત્તાકાર, અને ઉપર એક મોટા શાશ્વત ચૈત્યગ્રહવાળી છે.

---

'हेमवयं हरिवासं देवकुरु तहय उत्तरकुरुवि । रम्मय एरण्णवयं इय छ भूमिओ पंचगुणा ॥१॥
एया अकम्मभूमिओ तीसतय जुयलधम्मजयठाणं। दसविह कप्पमहद्दुम समत्त्थभोगा पसिद्धाओ ॥२॥''

આ ચૂલિકાથી ૫૦૦ યો૦ દૂર ચારે દિશાએ ચાર જિનભુવન છે. આ ચારે ભુવનની બહાર ભરતાદિ ક્ષેત્રોની દિશા તરફ–૨૫૦ યો૦ પહોળી, ૫૦૦ યો૦ દીર્ઘ, ૪ યો૦ ઉંચી, અષ્ટમીના ચન્દ્રાકાર સરખી શ્વેતવર્ણીય અર્જુનસુવર્ણની ચાર અભિષેક શિલાઓ વર્તે છે. પ્રત્યેક શિલા વેદિકાસહિત વનવાળી છે. એમાં પૂર્વ દિશામાં ' पाण्डुकंबला ' પશ્ચિમદિશામાં ' रक्तकंबला ' ઉત્તરમાં 'अतिरक्तकम्बला' અને દક્ષિણદિશામાં 'अतिपाण्डुकंबला' નામની શિલાઓ છે, એમાં પૂર્વ–પશ્ચિમની બે શિલાઓ ઉપર ૫૦૦ ધનુષ્ દીર્ઘ–૨૫૦ ધનુષ્ વિસ્તીર્ણ અને ૪ ધનુષ્ ઉંચા એવા બે બે સિંહાસનો છે, અને ઉત્તર તથા દક્ષિણવર્તી શિલાઓ ઉપર ઉક્ત પ્રમાણવાળું એકેક સિંહાસન હોય છે.

એમાં પૂર્વ દિશાની શિલાના બે સિંહાસન ઉપર પૂર્વ મહાવિદેહની ૧૬ વિજયોમાં ઉત્પન્ન થતા જિનેશ્વરદેવોને અનાદિકાળના તથાવિધ આચારવાળા ઇન્દ્ર મહારાજા પોતાનું અહોભાગ્ય વિચારતાં પંચરૂપ કરી પંચાભિગમ સાચવી મેરૂપર્વત ઉપર લઇ જાય છે, જ્યાં મહાન્ કળશાદિ સામગ્રીથી અનેક જાતિના ઠાઠમાઠથી યુકત અનેક દેવદેવીઓથી પરિવરેલો મહાભાગ્યશાલી સૌધર્મેન્દ્ર પ્રભુને પોતાના જ ખોળામાં લે છે, તે વખતે મહાન્ અભિષેકાદિ ક્રિયાઓ થાય છે, અને તે દ્વારા ભકિતવંત આત્માઓ " અમને આવો સોનેરી અવસર પ્રાપ્ત થયો, ધન્ય હો અમારા આત્માને કે આવા ત્રિલોકનાથ પરમાત્માની ભકિતનો સુયોગ પ્રાપ્ત થયો. " ઇત્યાદિક અનુમોદનાઓને કરતા અનર્ગલ પુણ્યોપાર્જન કરી કૃતકૃત્ય બને છે. આ જ પ્રમાણે પશ્ચિમમહાવિદેહની ૧૬ વિજયોમાં ઉત્પન્ન થતા જિનેશ્વરોનો पश्चिम દિશાવર્તી શિલા ઉપર અને उत्तर દિશાની શિલા ઉપરના સિંહાસન ઉપર ભરતક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા પ્રભુઓનો તેમજ દક્ષિણ દિશાની શિલા ઉપર ઐરવત ક્ષેત્રવર્તી પરમાત્માઓનો જન્માભિષેક થાય છે, આવા જ્યાં મહાનુભાવ પરમાત્માઓના જન્માભિષેક જેવાં કલ્યાણિક કાર્યો થઇ રહેલાં છે, એવો આ **મન્દર** (મેરૂ)પર્વત સદા અચળ જયવતો વર્તે છે.

આ મેરૂની દક્ષિણ તરફના નિષધપર્વતમાંથી નીકળેલા બે ગજદંતગિરિ અને બે ઉત્તર તરફના નીલવંત પર્વતમાંથી નીકળેલા ગજદંતગિરિ એમ ચાર ગજદંતગિરિઓ છે. તેઓ ગજના દંતુશળાકારે અથવા રણશીંગડાકારવત્ થતા

---

૪૪ આ પર્વતનો સ્વામી ' મન્દર ' નામનો દેવ હોવાથી 'મન્દર' એવું પડયું છે–આ નામ શાશ્વત સમજવું. મેરૂપર્વતનાં ૧૬ પ્રકારનાં નામો—

१ २ ३ ४ ५ ६ ७ ८
किंचायं मन्दरो मेरुः सुदर्शनः स्वयंप्रभः । मनोरमो गिरिराजो रत्नोच्चयशिलोच्चयौ ॥ १ ॥
९ १० ११ १२ १७ १४ १५ १६
लोकमध्यो लोकनाभिः सूर्यावर्तोऽस्तसंज्ञितः । दिगादिसूर्यावरणावतंसकनगोत्तमाः ॥ २ ॥

આ બધાં નામો સાન્વર્થ છે.

મેરૂ પાસે પહોંચેલા છે, એમ મેરૂની ઉત્તરના તેમ જ દક્ષિણદિશાના બે બે ગજદંતગિરિના છેડાઓ પરસ્પર ભેગા મળવાથી અર્ધચન્દ્રાકાર સરખો આકાર થાય છે. આ બન્ને પર્વતની વચ્ચે મેરૂની દક્ષિણ દિશાએ देवकुरु નામનું યુગલિક ક્ષેત્ર આવેલું છે, એવી રીતે ઉત્તરવર્તી બે ગજદંતોની વચ્ચે उत्तरकुरु નામનું ક્ષેત્ર છે. બન્ને ક્ષેત્રોમાં સદાકાળ પહેલો આરો વર્તે છે, તેમજ ૨૦૦ કંચનગિરિ વિગેરે પર્વતો, દશ દશ દ્રહો, પાંચ પાંચ સરોવરો અને નદ્યાદિથી યુક્ત છે. એમાં ઉત્તરકુરૂ ક્ષેત્રમાં જંબૂદ્વીપના અધિપતિ અનાદૃત દેવના નિવાસવાળું જેનાવડે આ જંબૂદ્વીપ નામ પ્રસિદ્ધ થયું છે તે શાશ્વત 'जंबूवृक्ष' આવેલું છે અને દેવકુરૂમાં પણ જંબૂવૃક્ષના સરખું 'शाल्मली' વૃક્ષ આવેલું છે.

આ મધ્યમેરૂથી પૂર્વદિશામાં અને પશ્ચિમદિશામાં વિસ્તાર પામેલું તેથી જ पूर्वमहाविदेह અને पश्चिममहाविदेह એવી પ્રસિદ્ધ સંજ્ઞાવાળું [૪૫]महाविदेहक्षेत्र આવેલું છે. આ ક્ષેત્રની બન્ને દિશાએ મધ્યભાગે सीता તથા सीतोदा નદી વહે છે. જેથી પૂર્વ-પશ્ચિમવિદેહ બે બે ભાગવાળા થવાથી મહાવિદેહના એકંદર ચાર વિભાગ પાડ્યા છે, એમાં પૂર્વ પશ્ચિમ દિશાવર્તી એકેક ભાગ ઐરવત ક્ષેત્ર તરફનો અને એકેક ભરતક્ષેત્ર તરફની દિશાનો, તેમજ એકેક વિભાગમાં કચ્છાદિ આઠ આઠ વિજયો હોવાથી ચાર વિભાગમાં ૩૨ વિજયો થાય છે. એ વિજયોની પહોળાઇ ૨૨૧૨$\frac{૭}{૮}$ યો૦ છે, અને લંબાઇ ૧૬૫૯૨$\frac{૨}{૧૯}$ યો૦ છે. વિજયોની પરસ્પર મર્યાદાને બતલાવનારા ૫૦૦ યો૦ પહોળા વિજય તુલ્ય લાંબા, બે બે વિજયોને ગોપવીને અશ્વસ્કંધાકારે રહેલા ચિત્રકૂટાદિ ૧૬ વક્ષસ્કારો આવેલા છે, એટલે પ્રત્યેક વિભાગે ચાર ચાર થયા. એ પ્રમાણે આ ક્ષેત્રમાં બે બે વિજયની વચમાં બે વક્ષસ્કારના અંતર વિસ્તારની મધ્યે ૧૨૫ યો૦ પહોળી ગ્રાહવત્યાદિ ૧૨ નદીઓ આવેલી છે, એટલે કે એકેક વિભાગે ત્રણ ત્રણ એમ ૧૨ નદીઓ છે, આ નદીઓ બીજી નદીઓની માફક ઓછાવત્તા પ્રમાણવાળી ન થતાં ઠેઠ સુધી એક સરખા પ્રમાણવાળી અને સર્વત્ર સમાન ઉંડાઇવાળી રહે છે, આ ક્ષેત્રની બન્ને દિશાએ મ્હોટાં વનમુખો રહેલાં છે, ચક્રવર્તીને વિજય કરવા યોગ્ય જે વિજયક્ષેત્રો તેને વિષે ભરતક્ષેત્રવત્ ઉત્સ-

૪૫ મહાવિદેહક્ષેત્ર, ભરતક્ષેત્ર ઐરવત્ ક્ષેત્ર, એ ત્રણે ક્ષેત્રો કર્મભૂમિનાં કહેવાય છે, કારણકે ત્યાં असि-मसि, कृषि-ના વ્યાપારો ચાલુ છે અને એથી અજ્ઞાનાત્માઓને સર્વપ્રકારના સંસારવૃદ્ધિના કારણભૂત બને છે-જ્યારે પુણ્યાત્માઓ માટે આજભૂમિ પરંપરાએ અનંતસુખના સ્થાન રૂપ બને છે, આથી આ ભૂમિ સર્વપ્રકારના ધર્માનુષ્ઠાનોને યોગ્ય તેમ જ શલાકા પુરૂષોની ઉત્પત્તિવાળી છે, એકંદર કર્મભૂમિ ૧૫ છે—૫ भरत, ૫ ऐरवत, ૫ महाविदेह—એમ કુલ ૧૫ છે. જે માટે કહ્યું છે—

भरहाइ विदेहाइं एरव्वयाइं च पंच पत्तेयं । भन्नंति कम्मभूमिओ धम्मजोगाउ पन्नरस ॥ १ ॥
श्रुतस्तवेऽपि—पुक्खरवरदीवड्ढे धायइसंडे अ जंबूदीवे अ । भरहेरवयविदेहे धम्माइगरे नमंसामि ॥१॥

પિણી અવસર્પિણીના છ છ આરા સંબંધી ભાવોનો અભાવ હોવાથી ત્યાં 'નોત્સર્પિણી' 'નોઅવસર્પિણી' કાળ છે, તે કાળ–ચોથા આરાનું સ્વરૂપ પૂર્વે કહેલું છે તે સરખા ભાવવાળો સુખરૂપ છે, તેથી જ સિદ્ધિગમન તે ક્ષેત્રમાં કાયમને માટે ખુલ્લું જ છે. કારણ કે તે ક્ષેત્રમાં સિદ્ધિગમન યોગ્ય કાર્યવાહીની સઘળી સાનુકૂળતા સદા વર્તે છે, અને આપણે ત્યાં તે તે સામગ્રીનું તે તે કાળાશ્રયી પરાવર્તન થયા કરે છે, આ ક્ષેત્ર ચોથા આરા સરખું હોવાથી ત્યાં ૫૦૦ ધનુષ્ પ્રમાણ ઉંચા અને પૂર્વક્રોડવર્ષના આયુષ્યવાળા જીવો હોય છે, એ સર્વ સ્વરૂપ ચોથા આરા પ્રમાણે વિચારવું. આ મહાવિદેહ ક્ષેત્રની ૩૨ વિજયનાં નામ તે આ પ્રમાણે:—

**बत्रीश विजयनां नामो.**

| उत्तरदिशावर्ती | दक्षिणदिशावर्ती | दक्षिणदिशावर्ती | उत्तरदिशावर्ती |
|---|---|---|---|
| ૧ કચ્છ | ૯ વત્સ | ૧૭ પદ્મ | ૨૫ વપ્ર |
| ૨ સુકચ્છ | ૧૦ સુવત્સ | ૧૮ સુપદ્મ | ૨૬ સુવપ્ર |
| ૩ મહાકચ્છ | ૧૧ મહાવત્સ | ૧૯ મહાપદ્મ | ૨૭ મહાવપ્ર |
| ૪ કચ્છાવતી | ૧૨ વત્સાવતી | ૨૦ પદ્માવતી | ૨૮ વપ્રાવતી |
| ૫ આવર્ત | ૧૩ રમ્ય | ૨૧ શંખ | ૨૯ વલ્ગુ |
| ૬ મંગલાવર્ત | ૧૪ રમ્યક | ૨૨ કુમુદ | ૩૦ સુવલ્ગુ |
| ૭ પુષ્કલાવર્ત | ૧૫ રમણિક | ૨૩ નલિન | ૩૧ ગંધિલ |
| ૮ પુષ્કલાવતી | ૧૬ મંગલાવતી | ૨૪ નલિનાવતી | ૩૨ ગંધિલાવતી |

એમાં પુષ્કલાવતી વિજયમાં સીમંધરસ્વામી, મંગલાવતીમાં શ્રીયુગમંધરસ્વામી, નલિનાવતીમાંશ્રી બાહુસ્વામીજી અને ચોથી ગંધિલાવતીમાં શ્રીસુબાહુસ્વામીજી એમ ચાર તીર્થંકરો અત્યારે અનેક જીવોને મોક્ષમહેલમાં મોકલતા થકા મહાવિદેહક્ષેત્રે વિચરે છે, આ તીર્થંકરો વિહરમાન જિન કહેવાય છે, અને એ તીર્થંકર ભગવંતનો મહિમા પ્રસિદ્ધ છે. અત્યારે ભરતક્ષેત્રે તો પ્રભુના કલ્યાણકારી દર્શનનો અભાવ છે, જેથી તે પરમાત્માઓને ભાવપૂર્વક નમસ્કાર કરી આત્માનું સાફલ્ય માનવામાં આવે છે. આ પ્રમાણે મહાવિદેહક્ષેત્ર સંબંધી સંક્ષિપ્ત સ્વરૂપ કહ્યું.

આ ક્ષેત્ર સંપૂર્ણ થયે તુર્ત જ સર્વ રીતે નિષધપર્વત સરખો માત્ર વર્ણવડે નીલ, વૈડૂર્યરત્નનો 'नीलवंतपर्वत' આવેલો છે. આ પર્વતોપરિ ૪૦૦૦ યો૦ લાંબો–૨૦૦૦ યો૦ વિસ્તીર્ણ અને कीर्तिदेवीના નિવાસવાળો 'केसरिद्रह'

**આવેલો છે. આ પર્વત મંડળપ્રકરણ પ્રસંગે ઉપયોગી થવાનો છે.** જે વાચકો પ્રસંગ પામીને સ્વયં સમજી શકશે. આ પર્વતથી આગળ વધ્યા કે તુર્ત જ હરિવર્ષ ક્ષેત્ર સરખી વ્યવસ્થાવાળું 'रम्यकक्षेत्र' આવેલું છે, આ ક્ષેત્રમધ્યે બન્ને દિશામાં नरकान्ता અને नारीकान्ता નદી વહે છે, તથા ક્ષેત્રના મધ્યભાગમાં જ माल्यवंत નામનો वृत्तवैताढ्य આવેલો છે. આ ક્ષેત્ર પૂર્ણ થયે તુર્તજ મહાહિમવંત પર્વત સરખી વ્યવસ્થાવાળો શ્વેત રૂપાનો रुक्मि પર્વત આવેલો છે. આ પર્વત ઉપર बुद्धि દેવીના નિવાસવાળો 'महापुंडरिकद्रह' આવેલો છે, તેનું પ્રમાણ મહાપદ્મદ્રહ સરખું સમજવું. પર્વત વીતાવ્યા બાદ हरिवर्ष ક્ષેત્ર સરખી વ્યવસ્થાયુકત 'हिरण्यवंत' ક્ષેત્ર આવેલું છે. તેમાં પૂર્વે सुवर्णकुला અને પશ્ચિમે रुप्यकूला નદી છે અને આ ક્ષેત્ર મધ્યે 'विकटापाती' નામનો વૃત્ત વૈતાઢ્ય આવેલો છે. આ ક્ષેત્ર પૂર્ણ થયા બાદ તુર્ત જ હિમવંત સરખી વ્યવસ્થાવાળો शिखरी પર્વત આવેલો છે, આ પર્વત ઉપર लक्ष्मी દેવીના નિવાસ સ્થાનવાળો 'पुंडरीकद्रह' પદ્મદ્રહવત આવેલો છે, આ પર્વતથી આગળ વધતાં ભરતક્ષેત્ર સરખી સર્વ વ્યવસ્થા તથા સર્વભાવોવાળું ઐરવતક્ષેત્ર રહેલું છે, તે તે કાળમાં વર્તતા ભાવોમાં બન્ને ક્ષેત્રો પરસ્પર સમાન સ્થિતિ ધરાવનારા હોય છે. આ ક્ષેત્રના મધ્યભાગે **અયોધ્યા** નગરી છે, આ ક્ષેત્ર પણ રૂપ્યમય-દીર્ઘ વૈતાઢ્યથી તથા ગંગાસિંધુ જેવી रक्ता અને रक्तवती નદીથી ૬ વિભાગવાળું છે. આ ક્ષેત્ર સમાપ્તથયે તુર્ત જ પશ્ચિમલવણસમુદ્ર આ ક્ષેત્રની ત્રણે દિશાએ સ્પર્શીને રહેલો છે તે આવે છે. આ પ્રમાણે પૂર્વસમુદ્રના મધ્ય કિનારાથી નીકળી પશ્ચિમ સમુદ્ર કિનારે આવતાં સર્વક્ષેત્રનો વિસ્તાર ભેગો કરતાં ૧ લાખ યોજન પૂર્ણ થાય છે, જેથી 'જંબૂદ્વીપ' પણ સમાપ્ત થાય છે. મહાવિદેહક્ષેત્રની બન્ને બાજુ રહેલા ૬ ક્ષેત્રોને ૬ વર્ષધર પર્વતો પૈકી બબે પર્વતો તથા બે બે ક્ષેત્રો સરખા પ્રમાણવાળા અને વ્યવસ્થાવાળા છે. અહિંઆં એટલું સમજવું કે દક્ષિણોત્તરનાં સમાન વ્યવસ્થાવાળા हैरण्यवंत અને हैमवंत એ બે ક્ષેત્રો યુગલિક મનુષ્ય તિર્યંચોનાં છે. એમાં રહેનારા યુગલિક મનુષ્યનું શરીરપ્રમાણ ૧ ગાઉ, આયુષ્ય ૧ પલ્યો૦ [૪૬]ત્રીજાઆરા સરખું હોય છે, અને એકાંતરે આમળા જેટલા આહારની ઇચ્છા થાય છે, ત્યાં સંતાનની પરિપાલના ૭૯ દિવસની હોય છે, આ પ્રમાણે અપત્યપાલના કર્યા બાદ તે યુગલિકો સ્વતંત્રવિહારી તેમ જ ભોગને સમર્થ થાય છે, પછીથી તેઓનું પાલન કરનારા માતાપિતાઓ અલ્પ મમત્વ ભાવવાળા

---

૪૬ જે ક્ષેત્રોમાં જે જે આરો વર્તતો હોય, તે આરામાં યુગલિકનું સ્વરૂપ પૂર્વે પલ્યોપમ, સાગરોપમના વર્ણન પ્રસંગે કહેલું છે ત્યાંથી તે પ્રમાણે જોઈ લેવું.

હોવાથી તે અપત્યો ક્યાં રહે છે ? કેમ વર્તે છે તે સંબંધી ચિંતા કરતા નથી. આ પ્રમાણે रम्यक् અને हरिवर्ष એ બે ક્ષેત્રોમાં યુગલિકોનું શરીરમાન ૨ ગાઉ, આયુ૦ ૨ પલ્યો૦, બે દિવસને આંતરે બોર જેટલા આહારની ઇચ્છા થાય અને ૬૪ દિવસ સંતાનની પરિપાલના હોય. देवकुरु અને उत्तरकुरु એ બન્ને યુગલિક ક્ષેત્રોમાં યુગલિકોનું શરીર પ્રમાણ ૩ ગાઉ, આયુ૦ ૩ પલ્યો૦, આરો પ્હેલો, ત્રણ દિવસે તુવેરના દાણા જેટલા આહારની ઇચ્છા અને ૪૯ દિવસ સંતાનપાલના સમજવી.

## ॥ सात महापर्वत तथा द्रहप्रमाण यन्त्र ॥

| पर्वतनां नामो | पर्वतनी उंचाइ योजन प्रमाण | द्रहनुं नाम | द्रहनी दश-गुणदीर्घता | दीर्घथी अर्ध विस्तार द्रहनो केटलो ते ? | द्रह-नी उंडाइ |
|---|---|---|---|---|---|
| લઘુ હિમવંત | ૧૦૦યો૦ | પદ્મદ્રહ | ૧૦૦૦ યોજન | ૫૦૦ યોજન | ૧૦યો. |
| શિખરી પર્વત | ૧૦૦ ,, | પુંડરીકદ્રહ | ૧૦૦૦ ,, | ૫૦૦ ,, | ૧૦ ,, |
| મહાહિમવંત પર્વત | ૨૦૦ ,, | મહાપદ્મદ્રહ | ૨૦૦૦ ,, | ૧૦૦૦ ,, | ૧૦ ,, |
| રૂક્મી પર્વત | ૨૦૦ ,, | મહાપુંડરીકદ્રહ | ૨૦૦૦ ,, | ૧૦૦૦ ,, | ૧૦ ,, |
| નિષધ પર્વત | ૪૦૦ ,, | તિગિંછિદ્રહ | ૪૦૦૦ ,, | ૨૦૦૦ ,, | ૧૦ ,, |
| નીલવંત પર્વત | ૪૦૦ ,, | કેસરીદ્રહ | ૪૦૦૦ ,, | ૨૦૦૦ ,, | ૧૦ ,, |

હવે પર્વતના વિષયમાં એટલું વિશેષ સમજવું કે ભરતની ઉત્તરવર્તી જે हिमवंत, અને ઐરવતની ઉત્તરવર્તી જે શિખરી–એ બન્ને પર્વતો પૂર્વસમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી લાંબા છે, એ પર્વતોના છેલ્લા ભાગે એકેક દિશાના મુખ તરફ પર્વતની બે બે દાઢાઓ છે અને તે રણશિંગડાકારે થતી લવણસમુદ્રમાં ગએલી છે. એમ બીજી દિશાએ પણ બે દાઢા તે દિશામાં લવણસમુદ્રમાં ગયેલી છે. એમ બે પર્વતની બન્ને દિશાની થઇ આઠ દાઢાઓ છે, એકેક દાઢાઉપર સાત સાત અંતર્દ્વીપ છે, એટલે આઠ દાઢાના મળી ૫૬ અંતર્દ્વીપ[૪૭] થાય છે, આ અંતર્દ્વીપમાં યુગલિકો જ રહે છે, તેના શરીરની ઉંચાઈ ૮૦૦ ધનુષ્ય અને આયુ૦ પલ્યો૦ નો અસંખ્યાતમો ભાગ હોય છે, એકાંતરે આહારની ઇચ્છા તથા ૭૯ દિવસ અપત્યપાલના હોય છે, આ અંતર્દ્વીપો ગર્ભજમનુષ્યોનાં જે ૧૦૧ ક્ષેત્રો ગણાય છે તેની ગણત્રીમાં ગણવાના છે.

---

૪૭–ક્ષેત્ર સમાસ તથા जीववि० बृहद्वृत्तिथी વિશેષ વર્ણન જોવું.

## ॥ ( ६ ) कुलगिरि यन्त्र ॥

| छ कुलगिरिनां नामो | क्ये स्थाने ? | केटला गुणा प्रमाण | वर्ण | लंबाइ | पहोलाइ | उंचाइ | कूट संख्या | ते उपर क्युं सरोवर ते | नदीओ कई ? नीकळे छे ते | ऊंडाइ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લઘુ હિમવંત | મેરૂની દક્ષિણે અને ભરતની ઉત્તરે | ૨ | સુવર્ણનો (પીતવર્ણ) | પૂર્વસમુદ્રથી પશ્ચિમસમુદ્ર ૨૪૯૩૨ યો૦ | ૧૦૫૨ યો૦ ૧૨ કલા | ૧૦૦ યો૦ | ૧૧ | પદ્મદ્રહ | પૂર્વે ગંગા નદી<br>પશ્ચિમે સિંધુ નદી<br>ઉત્તરે રોહિતાંશા નદી | ૨૫ યો. |
| શિખરી | મેરૂની ઉત્તરે ઐરવતની ઉત્તરે | ૨ | ,, | ,, | ,, | ,, | ૧૧ | પુંડરીકદ્રહ | પૂર્વે રક્તા નદી<br>પશ્ચિમે રક્તવતી નદી<br>દક્ષિણે સુવર્ણકૂલા નદી | ૨૫ યો. |
| મહાહિમવંત | મેરૂની દક્ષિણે હિમવંત અંતે | ૮ | ,, | ૫૩૯૩૧$\frac{6}{19}$ યો૦ | ૪૨૧૦ યો૦ ૧૦ કલા | ૨૦૦ યો૦ | ૮ | મહાપદ્મદ્રહ | દક્ષિણે રોહિતા નદી<br>ઉત્તરે હરિકાંતા નદી | ૫૦ યો. |
| રૂક્મી | મેરૂની ઉતરે હિરણ્યવંત અંતે | ૮ | શ્વેતવર્ણીય રૂપાનો | ,, | ,, | ,, | ૮ | મહાપુંડરીકદ્રહ | ઉત્તરે રૂપ્યકૂલા નદી<br>દક્ષિણે નરકાંતા નદી | ૫૦ યો. |
| નિષધ | મેરૂની દક્ષિણે હરિવર્ષ અંતે | ૩૨ | તપનીય રક્તમય સુવર્ણનો | ૯૪૧૫૬ યો૦ | ૧૬૮૪૨ યો૦ ૨ કલા | ૪૦૦ યો૦ | ૯ | તિગિંછિદ્રહ | દક્ષિણે હરિસલિલા નદી<br>ઉત્તરે સીતોદા નદી | ૧૦૦ યો. |
| નીલવંત | મેરૂની ઉત્તરે રમ્યક્ અંતે | ૩૨ | વૈડૂર્ય રત્નનો (નીલવર્ણ) | ,, | ,, | ,, | ૯ | કેસરીદ્રહ | ઉત્તરે નારીકાંતા નદી<br>દક્ષિણે સીતા નદી | ૧૦૦ યો. |

# ॥ सात ( ७ ) महाक्षेत्रोनो यन्त्र ॥

| सात महाक्षेत्रोनां नामो | लंबाइ | प्होळाइ | केटला खंड प्रमाण ? | क्ये स्थाने ? | मध्यगिरि नामो | महानदी नामो | कयो ? काळ |
|---|---|---|---|---|---|---|---|
| ભરતક્ષેત્ર | પૂર્વસમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી ૧૪૪૭૧$\frac{5}{19}$ યો. | યો. કળા ૫૨૬–૬ | ૧ | મેરૂની દક્ષિણે સમુદ્ર સ્પર્શી | દીર્ઘ વૈતાઢ્ય | પૂર્વે ગંગા નદી પશ્ચિમે સિન્ધૂ નદી | અવસ૦ ઉત્સ-પિણીના ૬–૬ આરા હોય |
| ઐરવતક્ષેત્ર | ,, | ,, | ૧ | મેરૂની ઉત્તરે સમુદ્ર સ્પર્શી | ,, | પૂર્વે રક્તા નદી પશ્ચિમે રક્તવતી નદી | ,, |
| હિમવંતક્ષેત્ર | ૩૭૬૭૪$\frac{16}{19}$ યો. પૂ૦સ૦થી૦પ૦સમુદ્ર | યો. કળા ૨૧૦૫–૫ | ૪ | હિમવંત પર્વ-તની ઉત્તરે | શબ્દાપાતી વૃત્ત વૈતાઢ્ય | પૂર્વે રોહિતા નદી પશ્ચિમે રોહિતાંશા નદી | અવસર્પિણીના ત્રીજા આરા સરખું |
| હિરણ્યવંતક્ષેત્ર | ,, | ,, | ૪ | શિખરી પર્વ-તની દક્ષિણે | વિકટાપાતી વૃત્તવૈતાઢ્ય | પૂર્વે સુવર્ણકૂલા નદી પશ્ચિમે રૂપ્યકૂલા નદી | ,, |
| હરિવર્ષક્ષેત્ર | ૭૩૯૦૧$\frac{17}{19}$ યો. | યો. કળા ૮૪૨૧–૧ | ૧૬ | મહા હિમવંત પર્વતની ઉત્તરે | ગંધાપાતી વૃત્ત વૈતાઢ્ય | પૂર્વે હરિસલિલા નદી પશ્ચિમે હરિકાન્તા નદી | અવસ૦ બીજા આરા સરખું |
| રમ્યકૂક્ષેત્ર | ,, | ,, | ૧૬ | રૂકૂમી પર્વતની દક્ષિણે | માલ્યવંત વૃત્ત વૈતાઢ્ય | પૂર્વે નરકાન્તા નદી પશ્ચિમે નારીકાન્તા નદી | ,, |
| મહાવિદેહક્ષેત્ર | (૧૦૦૦૦૦) ૧ લાખ યોજન | યો. કળા ૩૩૬૮૪–૪ | ૬૪ | નિષધ તથા નીલવંતની વચ્ચે | મેરૂ પર્વત | પૂર્વે સીતા નદી પશ્ચિમે સીતોદા નદી | અવસ૦ ચોથા આરા સરખું |

આ જંબૂદ્વીપ કે જેનું વર્ણન ઉપર કરાએલું છે તે દ્વીપ ૧૨ યો૦ ઉંચી રત્નમય જગતીવડે વિંટાયેલો છે, આ જગતીને પૂર્વમાં [૪૮]विजय પશ્ચિમમાં जयन्त ઉત્તરમાં अपराजित અને દક્ષિણમાં विजयन्त એમ ચારદ્વારો છે, પ્રત્યેક દ્વાર ચારયોજન પહોળું અને બન્ને બાજુમાં પા (૦।) ગાઉ પહોળી બારશાખો-વાળું હોય છે, એટલે ૧ દ્વાર ૪॥ યોજન વિસ્તારવાળું હોવાથી ૪ દ્વારની પહોળાઈ ૧૮ યોજનની થાય છે. આ પહોળાઇ જંબૂદ્વીપના પરિધિમાંથી બાદ કરતાં જે સંખ્યા પ્રાપ્ત થાય તેને પ્રત્યેક દ્વારનું અંતર કાઢવા ચારે ભાંગી નાખીએ ત્યારે ૭૯૦૫૨ યો૦ ૧–ગા૦–૧૫૭૨ ધનુષ–૩॥ અંગુલ એક દ્વારથી બીજા દ્વારોનું પરસ્પર અંતર સમજવું. કોઈપણ જગતીઓના દ્વારોની પહોળાઇ સર્વ સ્થાને સરખી, પણ આગળ ક્ષેત્રવિસ્તારના કારણે પરિધિ વધતો જાય, તેથી દ્વારોના અંતરોમાં વૃદ્ધિ થતી જાય અર્થાત્ દ્વારાન્તરોમાં તફાવત હોય. આ દ્વારો મણિમય દેહલી (ઉંબર) કબાટ આદિથી સુશોભિત છે, આ લોકમાં ગૃહદ્વારોને ઉંબરા ભોગળ હોય છે, તેમ આ દ્વારોને પણ ઉંબરો, બે બે કમાડ તથા કમાડને મજબુત બંધ કરનાર ભોગળો પણ હોય છે. જગતીનું વર્ણન પૂર્વ કહેવાયું છે. **इति जम्बूद्वीपस्य संक्षिप्तवर्णनम् ॥**

॥ अथ **द्वितीयलवणसमुद्रवर्णनम् ॥** આ જંબૂદ્વીપને ફરતો બે લાખ યોજન-ના વલયવિષ્કંભવાળો લવણસમુદ્ર છે. તેનો [૪૯]પરિધિ ૧૫૦૮૧૪૪ યોજનમાં કાંઇક ન્યૂન છે.

આ લવણસમુદ્રમાં ચાર ચાર ચંદ્ર–સૂર્ય તથા ગૌતમદ્વીપ વિગેરે દ્વીપો આવેલા છે. આ લવણસમુદ્રમાં ભરતક્ષેત્રના પૂર્વભાગમાં વહેનારી ગંગા નદી જે સ્થાને મળે છે તે નદી અને સમુદ્રના સંગમસ્થાનથી ૧૨ યોજન દૂર માગધ નામા દેવની રાજધાનીથી પ્રસિદ્ધ પામેલ માગધ નામનો દ્વીપ જેને मागधतीर्थ[૫૦] તરીકે કહેવાય છે તે આવેલો છે. એવી રીતે ભરતની પશ્ચિમ-દિશાએ બીજી સિંધુનદીના સંગમસ્થાને ૧૨ યો૦ દૂર પ્રભાસદેવની રાજ-ધાનીવાળો દ્વીપ જે प्रभासतीर्थ કહેવાય છે તે આવેલ છે. આ બન્ને

---

૪૮–વિજયાદિ નામના અધિપતિદેવના નિવાસથી આ નામો પડેલાં છે.

૪૯–उक्तं च–'पण्णरस सतसहस्सा, एक्कासीतं सयं चऊतालं।
किंचिविसेसेणूणो, लवणोदहिणो परिक्खेवो ॥ १ ॥'

૫૦–તીર્થ એટલે જળાશયમાં ઉતરવા યોગ્ય ઢાળ પડતો ક્રમે ક્રમે નીચો નીચો ગયેલો જે ભૂમિ ભાગ તે તીર્થ કહેવાય.

તીર્થના મધ્યભાગે તે બે તીર્થની જ સપાટીમાં (નદી–સમુદ્રના સંગમથી ૧૨ યો૦ દૂર સમુદ્રમાં જ) વરદામ નામના દેવથી પ્રસિદ્ધ વરદામ તીર્થ આવેલ છે. આ જ પ્રમાણે ઐરવતક્ષેત્રમાં રક્તવતીના સંગમ સ્થાને ૧૨ યો૦ દૂર સમુદ્રમાં માગધતીર્થ તથા રક્તાના સંગમસ્થાનથી ૧૨ યો૦ દૂર પ્રભાસતીર્થ છે, તે બન્નેની વચ્ચે પૂર્વવત્ સમુદ્રમાં વરદામતીર્થ આવેલું છે. ૩૨ વિજયોમાં ઉત્પન્નથનાર ચક્રવર્તી જ્યારે ૬ ખંડને દિગ્વિજય કરવા નીકળે છે ત્યારે પ્રથમ માગધતીર્થની સમીપમાં સમુદ્ર યા નદી કિનારે પોતાના સર્વસૈન્યને સ્થાપી અઠ્ઠમ તપ કરીને એકલો પોતેજ ચાર અશ્વવાળા રથમાં આરૂઢ થઇ રથને મધ્ય ભાગ જ્યાં ડુબે ત્યાં સુધી સમુદ્રમાં ઉતરીને રથ ઉપર ઉભા થઈ સ્વનામાંકિત જે બાણુ તેને માગધદેવની રાજધાનીમાં ફેંકે, તે બાણુ ચક્રવર્તીની શક્તિથી ૧૨ યો૦ દૂરજઈ માગધદેવની રાજસભામાં પડે, પડતાં જ ક્રોધથી કોપાયમાન થએલો, પણ બાણુ ઉપાડતાં તેના ઉપર ચક્રવર્તી ઉત્પન્ન થવાનું નામ વાંચી તુર્તજ શાંત થયેલો માગધદેવ અનેક પ્રકારનાં ભેટણાં સાથે ફેંકાએલ બાણુ લઈને ચક્રવર્તી સમીપે આવી તેને નમસ્કાર કરી પોતાની ભક્તિ બતલાવી "તમારી આજ્ઞા મારે શિર છે" ઇત્યાદિ વચનો કહી, તે ચક્રવર્તીને બાણુ તથા ભેટણું આપે, તે પણ આનંદથી તેને સ્વીકાર કરી, તે દેવને યથાયોગ્ય સત્કાર કરી સ્વસ્થાને જવા રજા આપે, એ જ પ્રમાણે પુનઃ વરદામ તથા પ્રભાસ તીર્થને સાધે છે, આ પ્રમાણે આ તીર્થો લવણ-સમુદ્રમાં આવેલા છે. એ સિવાય ચાર મોટા પાતાલકલશાઓ લઘુ પાતાલકલશાઓ–વેલંધરપર્વતો લવણસમુદ્રની જળશિખા વિગેરે વર્ણન કેટલુંક આગળ કહેવાયું છે. વિશેષ અન્યત્ર જોઈ લેવું. **इति लवणसमुद्रस्य संक्षिप्तवर्णनम् ॥**

॥ **अथ तृतीयधातकीखंडवर्णनम्** ॥ આ લવણસમુદ્ર પછી ચારલાખ યોજન પહોળો અને ૪૧૧૦૯૬૧ યો૦ પર્યન્તે [૫૧]પરિધિવાળો, ઇષુકાર પર્વતોથી પૂર્વ પશ્ચિમવડે બે વિભાગમાં વહેંચાએલો, તેથી પૂર્વ પશ્ચિમ છ છ (કુલ–૧૨) વર્ષધર પર્વતો તથા સાત સાત (૭–૭×કુલ ૧૪) મહાક્ષેત્રોથી વિસ્તારવંત એવો ધાતકીખંડ આવેલો છે. આ ખંડમાં પૂર્વ પશ્ચિમમાં બે મેરૂ આવેલા છે, આ મેરૂ જંબૂદ્વીપના મેરૂ કરતાં ન્યૂન પ્રમાણવાળા છે, બાકીની સર્વ વ્યવસ્થા જંબૂ૦ના મેરૂ સરખી સમજવી, એટલું જ નહિ પણ દ્રહ–કુંડની ઉંડાઇ, મેરૂ વિના સર્વપર્વતોની ઉંચાઇ વિગેરે સર્વ જંબૂદ્વીપ સરખું સમજવું. નદી–દ્વીપ–

---

૫૧–જે માટે કહ્યું છે કે–धायईखंडपरिरओ ईतालदसुत्तरा सततसहस्सा।
णवयसया एगट्ठा किंचि विसेसेण परिहीणा ॥ १ ॥

દ્રહ-કુંડ-વનમુખાદિ વિસ્તાર-નદ્યાદિની ઉંડાઈ-દ્રહોની લંબાઇ જંબૂદ્વીપથી દ્વિગુણ જાણવી, જેમ જંબૂદ્વીપમાં ભરત મહાવિદેહાદિ જે ક્ષેત્ર પર્વતાદિનાં નામો છે, તેવાં જ નામોવાળ અહિં ક્ષેત્રાદિ વિચારવાં. **इति धातकीखंडवर्णनम्** ॥

॥ **चतुर्थकालोदधिवर्णनम्** ॥ આ સમુદ્ર ૮ લાખ યોજન પહોળો અને ૯૧૧૭૬૭૫ યોજન પર્યન્તે પરિધિવાળો[પર] છે. જેમ લવણસમુદ્રમાં ચન્દ્ર સૂર્યાદિ દ્વીપો છે તેમ અહિં પણ સમજવા. લવણસમુદ્રની માફક પાતાલ કલશોનો અભાવ સમજવો, તેથી ભરતી ઓટ પણ થતા નથી, તેનું જળ પણ ઉછાળા મારતું નથી, પણ ધ્યાનસ્થ યોગી સરખું શાંત વર્તે છે. વળી જળ ચઢ ઉતર સ્વભાવ રહિત છે. **इति कालोदधिवर्णनम्** ॥

॥ **पञ्चमपुष्करार्धद्वीपवर्णनम्** ॥ ત્યારબાદ ૧૬ લાખ યોજન પહોળો અને ત્રિગુણાધિક પરિધિવાળો પુષ્કરદ્વીપ આવેલો છે. હવે આપણે માત્ર અઢીદ્વીપ-(સમયક્ષેત્ર)નું વર્ણન કરતા હોવાથી મનુષોત્તરની અંદરનું જ ક્ષેત્ર લેવાનું હોવાથી ૮ લાખ પ્રમાણ વિષ્કંભવાળો અને ૨૪૨૩૦૨૪૯ યોજન પરિધિવાળો અભ્યન્તરભાગનો અર્ધ પુષ્કરદ્વીપ લેવાનો છે. આ પુષ્કરાર્ધમાં પણ બે મેરૂ છે, ધાતકીખંડના પર્વત-ક્ષેત્રોની માફક અહિં પણ ૧૨ વર્ષધરો અને ૧૪ મહાક્ષેત્રો ચક્રાકારે સમજવા. અહિં પર્વત-ક્ષેત્રાદિનાં નામો જંબૂદ્વીપના પર્વતાદિનાં નામ સરખાં હોય છે. જેમ જંબૂવત્ ધાતકીનું સ્વરૂપ ટૂંકમાં સમજાવવામાં આવ્યું છે તેમ અહિં પણ ધાતકીખંડવત્ આ દ્વીપનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું, એટલું વિશેષ સમજવું કે ધાતકીખંડના પ્રાયઃ સર્વપદાર્થોથી આ દ્વીપની વસ્તુઓ દ્વિગુણ-દ્વિગુણ પ્રમાણવાળી વિચારવી. **इति पुष्करार्धद्वीपवर्णनम्** ॥

॥ **मानुषोत्तरपर्वतवर्णनम्** ॥ આ પુષ્કરદ્વીપના મધ્યભાગે વલયાકારે એટલે કે કાલોદધિસમુદ્રની જગતીથી સંપૂર્ણ ૮ લાખ યોજન પર્યન્તે આ માનુષોત્તર પર્વત આવેલો છે. આથી આ માનુષોત્તરનો વિસ્તાર બાકીના ૮ લાખ યોજન પ્રમાણ પુષ્કરાર્ધમાં સમજવા યોગ્ય છે, અને એ (માનુષોત્તર) વિસ્તાર ૧૦૨૨ યોજન હોવાથી ૧૬ લાખ પ્રમાણ પુષ્કરદ્વીપના (બાહ્યાર્ધ) અર્ધભાગના ૮ લાખયોજનના ક્ષેત્ર વિસ્તારમાંથી ૧૦૨૨ યોજન ક્ષેત્ર માનુષોત્તર પર્વતે રોકેલ છે.

એ પ્રમાણે અભ્યન્તરપુષ્કરાર્ધને વીંટાયેલો માનુષોત્તર જાણે અભ્યન્તર

---

પર-જે માટે કહ્યું છે કે-' एक्का णउई सतराई सहस्सा परिरओ तस्स ।
अहियाइं छच्च पन्नुत्तराइं कालोदधिवरस्स ॥ १ ॥
પ૩ ,, कोडी बातालीसं सहस्स दुसया य अउणपण्णासा ।
माणुसखेत्तपरिओ एमेव य पुक्खरद्धस्स ॥ २ ॥ '

પુષ્કરાર્ધદ્વીપનું અથવા મનુષ્યક્ષેત્રનું રક્ષણ કરવામાં જગતી સરખો હોય તેવો દેખાય છે.

[54]सिंहनिषादी આકારવાળા આ પર્વતનું પ્રમાણ લવણસમુદ્રમાં આવેલ વેલંધરપર્વત સમાન છે. એટલે ૧૭૨૧ યો૦ ઉંચો, મૂળમાં ૧૦૨૨ યો૦ પહોળો અને એક બાજુએ ઘટતો ઘટતો શિખરતલે ૪૨૪ યો૦ પહોળો છે, આ પર્વત પણ જાંબૂનદ તપનીય સુવર્ણ સરખા રક્તવર્ણનો છે, માનુષોત્તર પર્વતની ઉપર ચારે દિશામાં સિદ્ધાયતન કૂટો આવેલો છે. **इति मानुषोत्तरपर्वतवर्णनम् ॥**

આ પ્રમાણે જંબૂદ્વીપનો ૧ મેરૂ, ૨–ધાતકીખંડના અને ૨ અર્ધપુષ્કરના થઇ–૫ મેરૂ, એ જ પ્રમાણે–૫ ભરત, ૫–ઐરવત,–૫ મહાવિદેહ, (૧૫ કર્મભૂમિ ક્ષેત્રો) ૫ હૈમવંત, ૫ હરિવર્ષ, ૫ દેવકુરૂ, ૫-ઉત્તરકુરૂ, ૫–રમ્યક્, ૫–હૈરણ્યવત્ એમ ૩૦ યુગલિક ક્ષેત્રો, ( અકર્મભૂમિ ક્ષેત્રો ) કર્મભૂમિ–અકર્મભૂમિ થઇ ૪૫ ક્ષેત્રો અને ૫૬ અંતર્દ્વીપો એકંદર ૧૦૧ મનુષ્યક્ષેત્રો[55] કહેવાય છે. આ પ્રમાણે મનુષ્યોના જન્મમરણ અઢીદ્વીપમાં થતા હોવાથી જ ' मनुष्यक्षेत्र ' તરીકે પ્રસિદ્ધ થયેલું અઢીદ્વીપ ક્ષેત્ર ( ૪૫ લાખ યોજન પ્રમાણ ) નું કિંચિત્ સ્વરૂપ કહ્યું.

**इति मनुष्यक्षेत्रस्य[56] संक्षिप्तवर्णनम् ॥**

આ પ્રમાણે અઢીદ્વીપનું કિંચિત્ સ્વરૂપ જણાવ્યા બાદ તે અઢીદ્વીપને વિષે સૂર્ય તથા ચન્દ્રના મંડલો કેવી રીતે પડે છે તે સંબંધી વર્ણન કહેવાય છે.

---

૫૪–सिंहनिषादी એટલે જેમ સિંહ આગલા બે પગ ઉભા રાખીને પાછલા બે પગ નીચે વાળી કુલાતળે દાબી સંકોચીને બેસે ત્યારે પશ્ચાત્‌ભાગે નીચો ( ઢળતો ) અને ક્રમે ક્રમે ઉપર જતા મુખસ્થાને અતિ ઉંચો થયેલો દેખાય, તેવા આકારનો જે પર્વત તે,

૫૫–અઢીદ્વીપમાં જે પણ ૧૦૧ મનુષ્યક્ષેત્રોમાં જન્મ તથા મરણ અવશ્ય બન્ને હોય પરંતુ વર્ષધરપર્વતો, અને સમુદ્રોને વિષે પ્રાયઃ કરીને મનુષ્યોનો જન્મ સંભવતો નથી, હજુ મરણ કદાચ સંહરણ માત્રથી સંભવે !

૫૬ अढीद्वीप बहार नहिं थनारा पदार्थोः—જંબૂદ્વીપમાં ગંગાદિ નદીઓની જેમ શાશ્વત નદીઓ–પદ્મદ્રહાદિ શાશ્વત દ્રહો, સરોવરો, પુષ્કરવર્ત્તાદિ કુદરતી મેઘો, મેઘની સ્વભાવિક ગર્જનાઓ, બાદર અગ્નિ, ( સૂક્ષ્મ તો સર્વ વ્યાપી છે ) તીર્થંકર ચક્રવર્ત્યાદિ ૬૩ શલાકા પુરૂષો, મનુષ્યનું જન્મ તથા મરણ સમય આવલિકામુહૂર્ત–માસ સંવત્સરથી લઇ ઉત્સર્પિણ્યાદિ કાળ તથા જંબૂદ્વીપની જેમ વર્ષધરાદિ સરખા પર્વતો ( કેટલેક સ્થાને શાશ્વતા પર્વતો છે પરંતુ અલ્પ હોવાથી વિવક્ષિત જણાતા નથી ) ગ્રામો–નગરો–ચતુર્વિધ–સંઘ તથા ખાણ નિધિ–ચન્દ્ર સૂર્યાદિનું પરિભ્રમણ તથા ક્ષેત્રપ્રભાવે જ પ્રયોજનાભાવે ઇન્દ્રધનુષ્યાદિ આકાશોત્પાતસૂચક ચિન્હો–આ સર્વ વસ્તુઓ અઢીદ્વીપ બહાર નથી.

उक्तं च–रत्नशेखरसूरिभिः—णइदहघणथणियागणि–जिणाइ णरजम्ममरणकालाई ।
पणयाललक्खजोयण–णरखित्तं मुत्तु णो पु( प )रओ ॥१॥

# ॥ अथ सूर्य-चन्द्र मण्डल विषयनिरूपणम् ॥

[ मंडलाधिकारनी अवतरणिका:-મંડલાધિકારમાં પ્રસંગ પ્રાપ્ત થવાથી અઢીદ્વીપનું સંક્ષિપ્ત વર્ણન કર્યું, હવે ચન્દ્ર-સૂર્યનાં મંડલ સંબંધી અધિકાર શરૂ કરવામાં આવે છે. આ વિષય સૂર્યપ્રજ્ઞપ્તિ, ચન્દ્રપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વિગેરે સિદ્ધાન્તોમાં સવિસ્તૃતપણે આપ્તમહાપુરૂષોએ વર્ણવ્યો છે, તેમ જ એ સિદ્ધાન્તગ્રન્થોમાંથી બાલ જીવોના બોધના અર્થે પૂર્વના પ્રાજ્ઞમહર્ષિઓએ એ વિષયનો ઉદ્ધાર કરી ક્ષેત્રસમાસ-બૃહત્સંગ્રહણી-મંડલપ્રકરણ-લોકપ્રકાશ પ્રમુખ ગ્રન્થોમાં ગીર્વાણગિરામાં વિશેષ સ્પષ્ટ કર્યો છે, તો પણ મન્દબુદ્ધિવાળા જીવો આ વિષયને રૂચિપૂર્વક વધુ સમજી શકે તે માટે શ્રી સૂર્ય પ્ર૦ સૂત્રના આધારે ભાષામાં આ મંડલસંબંધી વિષયને કાંઇક સ્ફુટ કરીને કહેવામાં આવે છે.

જો કે આ લખાણ વાચકોને કાંઇક વિશેષ પડતું જણાશે પરંતુ ગુર્જર ભાષામાં હજુ સુધી આ વિષય પરત્વે જોઇએ તેવી સ્પષ્ટતા પ્રાયઃ કોઇ અનુવાદગ્રન્થમાં કિંવા સ્વતંત્ર ગ્રન્થમાં નહિં જોવાતી હોવાથી મંડલસંબંધી આ વિષયને સરલ કરવો એ ઇચ્છાથી આ વિવેચનનો વિસ્તાર કાંઇક વધાર્યો છે અને એથી મારૂં પ્રાયઃ ચોક્કસ મન્તવ્ય છે કે સ્વ-પરબુદ્ધિના વિકાસમાટે આ વિષય વાચકોને વિશેષ ઉપયોગી થશે. ] 'अनुवादक'

## 'मंडळ' એટલે શું ?

ચન્દ્ર અને સૂર્ય મેરૂપર્વતથી ઓછામાં ઓછી ૪૪૮૨૦ યોજનની અબાધાએ રહેવા પૂર્વક મેરૂને પ્રદક્ષિણાના ક્રમથી સંપૂર્ણ ફરી રહે તે પ્રદક્ષિણાની પંક્તિને એક '**મંડળ**' કહેવાય છે. આ ચન્દ્ર-સૂર્યનાં મંડળો ત્યાંને ત્યાં જ રહેવાવાળાં કાયમી મંડળો જેવાં ( સ્વતંત્ર ) મંડળો નથી પરંતુ પ્રથમ જે પ્રમાણે ચન્દ્ર-સૂર્યનું સ્થાન જણાવવામાં આવ્યું છે તેટલી ( સમભૂતલથી સૂ૦ ૮૦૦, ચં૦ ૮૮૦ યોજન ) ઉંચાઇએ રહ્યા થકા ચરસ્વભાવથી મેરૂની ચારે બાજુ પ્રદક્ષિણા આપતાં પોતાના વિમાનની પહોળાઇ પ્રમાણ જેટલું ક્ષેત્ર રોકતા જાય અને જે વલય પડે તે વલયને 'મંડળ' કહેવાય છે, અર્થાત્ ચન્દ્ર-સૂર્યનો મેરૂને પ્રદક્ષિણા આપવા પૂર્વક ચાર કરવાનો ચક્રાકારે જે નિયત માર્ગ તે 'મંડળ' કહેવાય. આ મંડળો ચન્દ્રનાં ૧૫ છે અને સૂર્યનાં ૧૮૪ છે, દક્ષિણાયન-ઉત્તરાયણના વિભાગો, દિવસ અને રાત્રિના પ્રમાણોમાં ન્યૂનાધિકપણું, સૌરમાસ-ચાન્દ્રમાસાદિવ્યવસ્થા વિગેરે ઘટનાઓ આ સૂર્ય-ચન્દ્રનાં મંડળોના આધારે જ ઉત્પન્ન થાય છે.

અહિં આગળ જણાવવા પ્રમાણે બે સૂર્યના પરિભ્રમણથી એક મંડળ થાય છે તેમ જ કર્કસંક્રાન્તિના પ્રથમદિવસે વાદી-પ્રતિવાદીની જેમ સામસામી સમશ્રેણીએ નિષધ અને નીલવંત પર્વત ઉપર ઉદય પામેલા બન્ને સૂર્યો મેરૂથી ૪૪૮૨૦

યો૦ પ્રમાણ ઓછામાં ઓછી અબાધાએ રહેલા છે ત્યાંથી પ્રથમ ક્ષણ–સમયથીજ ક્રમે ક્રમે અન્ય મંડળની कर्णकला તરફ દૃષ્ટિ રાખતા **કોઈ એક પ્રકારની ગતિ વિશેષ** કરીને કલા–કલામાત્ર ખસતા ખસતા (એટલે વધારે વધારે અબાધાને ક્રમશઃ કરતા) જતા હોવાથી આ સૂર્ય–ચન્દ્રનાં મંડળો [૫૭]નિશ્ચયથી સંપૂર્ણ ગોળાકારજેવાં મંડળો નથી, પરંતુ મંડળ સરખાં હોવાથી મંડળ જેવાં દેખાય છે અને તેથી વ્યવહારથી તે મંડળ કહેવાય છે. જુઓ બાજુમાં આપેલ આકૃતિ–

મેરૂ

વળી ભરતાદિ ક્ષેત્રોમાં જે ઉષ્ણ પ્રકાશ પડે છે તે સૂર્યના વિમાનનો છે, કારણ કે સૂર્યનું વિમાન પૃથ્વીકાયમય છે અને તે પૃથ્વીકાયિક જીવોને પુદ્ગલવિપાકી આતપનામકર્મનો ઉદય હોય છે, તેથી સ્વપ્રકાશ્યક્ષેત્રમાં સૂર્યનાં તે પૃથ્વીકાયિક વિમાનનો ઉષ્ણ પ્રકાશ પડે છે, જે માટે 'કર્મવિપાક' નામા પ્રથમ કર્મગ્રન્થમાં કહ્યું છે કે—

'रविबिंबे उ जियंगं तावजुयं आयवाउ न उ जलणे। जमुसिणफासस्स तहिं लोहियवण्णस्स उदओत्ति॥

ઇતર દાર્શનિકો ' આ પ્રકાશ (વિમાનમાં વસતા) ખુદ સૂર્યદેવનો છે ' એવું માને છે, પરંતુ તેઓનું તે મન્તવ્ય વાસ્તવિક નથી, જો કે સૂર્યદેવ છે તે વાત યથાર્થ છે કિંતુ તે તો પોતાના વિમાનમાં સ્વયોગ્ય દિવ્યઋદ્ધિને ભોગવતો થકો આનંદમાં કાળ નિર્ગમન કરે છે. આ ચર જ્યોતિષી વિમાનોનું સ્વસ્થાનાપેક્ષયા ઊર્ધ્વગમન તેમ જ અધોગમન તથાવિધ જગત્ સ્વભાવથી હોતું જ નથી, ફક્ત સર્વાભ્યન્તરમંડલમાંથી સર્વબાહ્યમંડલે તેમ જ સર્વ બાહ્યમંડલેથી સર્વાભ્યન્તર મંડલે આવવા–જવારૂપ તીર્છું ગમન થાય છે, અને તે પ્રથમ જણાવ્યા પ્રમાણે જ્યોતિષીદેવોના વિમાનોનું જ થાય છે, સર્વવિમાનમાં દેવો સહજ આનંદથી વિચરતા હોય તે વસ્તુ જુદી છે, પરંતુ વિમાનોના પરિભ્રમણની સાથે દેવોનું પણ પરિભ્રમણ હોય જ અથવા દેવો વિમાનોનું જે ૫૧૦ યોજન પ્રમાણ ચારક્ષેત્ર હોય તેથી વિશેષ ક્ષેત્રમાં ન જઇ શકે તેવો નિયમ હોતો નથી, સ્વૈરવિહારી હોવાથી પોતાની મર્યાદા પ્રમાણે નંદીશ્વરાદિદ્વીપો વિગેરે સ્થાને યથેચ્છ જઇ શકે છે આ જ્યોતિષીનિકાયના દેવોને કેવું દિવ્ય સુખ હોય છે? તે બાબત પંચમાંગ શ્રીભગવતીસૂત્રમાંથી અથવા તો આ જ ગ્રન્થમાં આગળ આપવામાં આવનાર જ્યોતિષ્નિકાય–પરિશિષ્ટમાંથી જાણવી.

---

૫૭ 'रविदुगभमणवसाओ, निप्फज्जइ मंडलं इह एगं। तं पुण मंडलसरिसं ति मंडलं वुच्चइ तहाहि ॥१॥
गिरिनिसढनीलवंतसुं उग्गयाणं रवीण कक्कंमि। पढमाउ चेव समया ओसरणेणं जओ भमणं ॥२॥
तो नो निच्छयरूवं, निप्फज्जइ मंडलं दिणयराणं। चंदाण वि एवं चिअ निच्छयओ मंडलाभावो॥३॥'

## चन्द्रमंडळ अने सूर्यमंडळमां तफावतः—

ચન્દ્રનાં ૧૫ મંડળો છે જ્યારે સૂર્યનાં ૧૮૪ મંડળો છે, ચન્દ્રનાં ૧૫ મંડળો પૈકી પાંચ મંડળો જંબૂદ્વીપમાં અને દશ મંડળો લવણસમુદ્રમાં પડે છે, જ્યારે સૂર્યનાં ૧૮૪ મંડળો પૈકી ૬૫ મંડળો જંબૂદ્વીપમાં છે અને ૧૧૯ મંડળો લવણસમુદ્રમાં પડે છે. ચન્દ્રવિમાનની અપેક્ષાએ સૂર્યવિમાનની ગતિ શીઘ્ર છે તેથી ચન્દ્રમંડળો કરતાં સૂર્યમંડળો નજીક નજીક પડે છે. ચન્દ્ર અને સૂર્યનું એકંદર મંડળક્ષેત્ર–ચારક્ષેત્ર ૫૧૦ યોજન $\frac{૪૮}{૬૧}$ ભાગ પ્રમાણનું છે, તેમાં ૧૮૦ યોજન પ્રમાણ ચારક્ષેત્ર જંબૂદ્વીપમાં છે અને ૩૩૦$\frac{૪૮}{૬૧}$ યો૦ ક્ષેત્ર લવણ-સમુદ્રમાં હોય છે, સૂર્યમંડળોમાં દક્ષિણાયન અને ઉત્તરાયણના ખાસ મુખ્ય વિભાગો છે, ચન્દ્રમંડળોમાં તેવા બે વિભાગો છે, પરન્તુ સૂર્યવત્ નથી તેમ જ વ્યવહારમાં પણ આવતા નથી, ચન્દ્રમંડળો ૧૫ હોવાથી (પાંચ આંગલીનાં આંતરાં જેમ ચાર ગણાય તેમ) તેનાં આંતરાં ૧૪ છે, અને સૂર્યમંડળોની સંખ્યા ૧૮૪ હોવાથી તેનાં આંતરાં ૧૮૩ છે. ચન્દ્રમંડળના એક અંતરનું પ્રમાણ ૩૫$\frac{૩૦}{૬૧}$ $\frac{૪}{૭}$ યોજન છે, જ્યારે સૂર્યમંડળના એક અંતરનું પ્રમાણ બે યોજન છે. ચન્દ્રનું મંડળ $\frac{૫૬}{૬૧}$ યોજન પ્રમાણ વિષ્કંભવાળું છે જ્યારે સૂર્યમંડળ $\frac{૪૮}{૬૧}$ યોજન પ્રમાણ વિષ્કંભસમ્પન્ન છે, ઇત્યાદિ તફાવતો સ્વયંવિચારી લેવા યોગ્ય છે.

## ॥ प्रथम सूर्यमंडलाधिकारः ॥

[ જો કે ઋદ્ધિ વિગેરેની અપેક્ષાએ જોતાં ચન્દ્ર વિશેષ મહર્દ્ધિક છે તેથી સામાન્ય ક્રમ પ્રમાણે તો ચન્દ્રમંડલોની વક્તવ્યતા પ્રથમ કરવી જોઇએ, તથાપિ સમય–આવલિકા–મુહૂર્ત–દિવસ–પક્ષ–માસ–અયન–સંવત્સર ઇત્યાદિ કાળનું માન સૂર્યની ગતિને અવલંબીને રહેલું હોવાથી તેમ જ સૂર્યમંડળોનો અધિકાર સવિસ્તર કહેવાનો હોવાથી પ્રથમ સૂર્યમંડળોની વક્તવ્યતાનો પ્રારંભ કરવામાં આવે છે.

એમાં પ્રથમ તેની ગતિ સંબંધી વર્ણન પાંચ દ્વારથી કરાય છે તેમાં પ્રથમ ૧–ચારક્ષેત્રપ્રમાણપ્રરૂપણા ૨–અંતરક્ષેત્રપ્રમાણપ્રરૂપણા ૩–સંખ્યાપ્રરૂપણા ૪–અબાધાપ્રરૂપણા (તે ત્રણ પ્રકારે) ૫–ચારગતિપ્રરૂપણા (અને તે સાતદ્વારે કરીને) એમ ક્રમશઃ કહેવાશે. એમાંથી ચારક્ષેત્ર–અંતર–સંખ્યા એ ત્રણ પ્રરૂપણા તો આ ગ્રન્થમાં જ કરેલી છે.

### १–सूर्यमंडलानां चारक्षेत्रप्रमाणम् ;—

ચન્દ્ર–સૂર્યનાં મંડળોની સંખ્યામાં યદ્યપિ ઘણો તફાવત છે, તોપણ બન્નેનું ચારક્ષેત્ર તો–૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ ભાગ પ્રમાણ સરખું જ છે. એ સૂર્યનું ચારક્ષેત્ર કેવી રીતે પ્રાપ્ત થાય છે તે કહેવાય છે. તેમાં પ્રથમ એકંદર અંતરક્ષેત્ર કેટલું થાય ? તે કાઢે છે.

સૂર્યનાં મંડલો ૧૮૪ અને તેનાં આંતરાં ૧૮૩ છે, પ્રત્યેક સૂર્યમંડલનું અંતરપ્રમાણુ બે યોજનનું હોવાથી એકંદર અંતરક્ષેત્ર લાવવા ૧૮૩×૨=૩૬૬ યો૦ સૂર્યમંડલોનું અંતરક્ષેત્ર આવ્યું. સૂર્યનાં મંડળો ૧૮૪ હોવાથી અને પ્રત્યેક મંડળનો વિસ્તાર એક યોજનના $\frac{૪૮}{૬૧}$ ભાગ પ્રમાણુ પડતો હોવાથી સર્વ મંડલનો થઇ એકંદર વિસ્તાર લાવવા—

```
   ૧૮૪ મં૦
   ×૪૮
   ૮૮૩૨ એકસઠીયા ભાગો આવ્યા, તેના યોજન કરવા માટે—
૬૧) ૮૮૩૨ (૧૪૪
    ૬૧
    ૨૭૩
    ૨૪૪
    ૨૯૨
    ૨૪૪
     ૪૮ ભાગ
```

પૂર્વે આવેલા સૂર્ય મં૦ અંતર ક્ષેત્રના ૩૬૬ યોજનમાં આવેલ મંડળ ક્ષેત્રના યો૦ ૧૪૪-૪૮ ભાગ ઉમેરતાં ૫૧૦યો૦૪૮ ભાગ સૂર્યનું-ચારક્ષેત્ર પ્રમાણુ.

## सूर्यमंडलानां चारक्षेत्रप्रमाणे उपायान्तरम्—

સૂર્યવિમાનનો વિષ્કંભ $\frac{૪૮}{૬૧}$ ભાગનો હોવાથી અને સૂર્યનાં મંડળો ૧૮૪ હોવાથી તે ૧૮૪ મંડલસંખ્યાના એકસઠિયા ભાગ કાઢવા એક મંડલનો એકસઠીયા ૪૮ ભાગ પ્રમાણુનો–વિસ્તાર તેની સાથે ગુણવો, જે સંખ્યા આવે તેને એક બાજુ મુકવી.

હવે પુનઃ બાકી ૧૮૪ મંડલના ૧૮૩ આંતરાના એકસઠીયા ભાગ કાઢવા, પ્રત્યેક અંતરનું પ્રમાણુ જે બે યોજનનું છે તેનો તે આંતરાની સાથે ગુણાકાર કરવો, એમ કરતાં આ અંતરક્ષેત્રના એકસઠીયા ભાગોની જેટલી સંખ્યા આવે તે સંખ્યામાં પ્રથમ કાઢેલ ૧૮૪ મંડલ સંબંધી વિષ્કમ્ભના એકસઠીયા ભાગોની જે સંખ્યા તે પ્રક્ષેપી બન્નેનો સરવાળો કરવો, જે સંખ્યા પ્રાપ્ત થાય તે ભાગસંખ્યાના યોજન કરવા સારૂ તેને ૬૧ વડે ભાગી નાખવી, જેથી ૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ સૂર્યનું ચારક્ષેત્ર પ્રાપ્ત થશે—

તે આ પ્રમાણેઃ—

```
૧૮૪×૪૮=૮૮૩૨ ભાગ વિમાનવિસ્તારના;
૧૮૩×૨ = ૩૬૬ યોજન અંતર ક્ષેત્ર વિસ્તારના;
         ×૬૧
        ૨૨૩૨૬ એકસઠીયા ભાગ આવ્યા. }   ૮૮૩૨ ભાગોમાં
૬૧) ૩૧૧૫૮ (૫૧૦ યો૦               } +૨૨૩૨૬
    ૩૦૫                              ૩૧૧૫૮ એકસઠીયા ભાગો.
     ૬૫
     ૬૧
     ૪૮
```

= ૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ ભાગ ચારક્ષેત્રપ્રમાણુ. इति चारक्षेत्रप्ररूपणा । १

## ૨–सूर्यमंडलानां योजनद्वयस्य अंतरनिःसारणरीतिः—

પ્રથમ તો સૂર્યમંડળોનું ૫૧૦ યો૦ ૪૮/૬૧ ભાગ પ્રમાણનું જે ચારક્ષેત્ર તેના એકસઠીયા ભાગો કરી નાંખવા; ત્યારબાદ સૂર્યના ૧૮૪ જે મંડળ તેનો પ્રતિમંડલના વિસ્તારના એકસઠીયા ૪૮ ભાગ સાથે ગુણાકાર કરવો, ગુણતાં જે સંખ્યા આવે તે, ૫૧૦ યો૦ ૪૮/૬૧ ચારક્ષેત્રના આવેલા એકસઠીયા ભાગોની જે સંખ્યા તેમાંથી બાદ કરવી જેથી શેષ માત્ર ક્ષેત્રાંશ પ્રમાણ ( ૧૮૩ અંતરક્ષેત્ર પ્રમાણ ) રહેશે એ ક્ષેત્રાંશ પ્રમાણ ભાગો સાથે પ્રત્યેક મંડલનું અંતર પ્રમાણ ( બે યોજનનું ) લાવવા માટે ૧૮૩ વડે ભાગ ચલાવવો, ભાગ ચલાવતાં એકસઠીયા ભાગોની જે સંખ્યા પ્રાપ્ત થાય તેના પુનઃ યોજન કરવા સારૂ એકસઠે ભાગી નાખવા જેથી બે યોજન ( પરસ્પર ) સૂર્યમંડલનું અંતરપ્રમાણ પ્રાપ્ત થશે જેમઃ—

૫૧૦×૬૧= ૩૧૧૧૦ ઉપરના ૪૮ અંશ ઉમેરતાં ૩૧૧૫૮ એકસઠીયા ભાગ પ્રમાણ ચારક્ષેત્ર આવ્યું. ૧૮૪ મંડલ વિસ્તારના ભાગો કાઢવા ૧૮૪×૪૮ ૮૮૩૨ આવ્યા, તે ચારક્ષેત્રની આવેલ ભાગસંખ્યા ૩૧૧૫૮ છે, તેમાંથી બાદ કરીએ ત્યારે ૨૨૩૨૬ ક્ષેત્રાંશ ભાગો બાકી રહ્યા, આંતરા ૧૮૩ હોવાથી અને પ્રત્યેકનું અંતર લાવવાનું હોવાથી ૧૮૩) ૨૨૩૨૬ (૧૨૨ ભાગતાં ૧૨૨ એકસઠીયા ભાગ આવ્યા, તેના યોજન કરવા ૬૧ વડે ભાગી નાખીએ ત્યારે બે યોજન પ્રમાણ સૂર્યમંડલનું અંતરક્ષેત્ર પ્રાપ્ત થાય.

## सूर्यमंडलानां अंतरनिःसारणमन्यरीत्याः—

સૂર્યનાં મંડળો ૧૮૪, અંતર ૧૮૩ છે તેમ જ સૂર્યનુ વિમાન ૪૮/૬૧ યો૦ પ્રમાણ છેઃ–

હવે મંડલો ૧૮૪ હોવાથી

×૪૮

૧૪૭૨ પ્રત્યેક મં૦ વિસ્તાર સાથે ગુણતાં—

૭૩૬×

કુલ ૮૮૩૨ એકસઠીયા ભાગ ૧૮૪ મંડળના આવ્યા તેના યોજન કરવા માટે ૬૧ વડે ભાગતાં—

૬૧) ૮૮૩૨ (૧૪૪ યો૦

૬૧

૨૭૩

૨૪૪

૨૯૨

૨૪૪ એકસઠીયા

૪૮ ભાગ શેષ વધ્યા

| | યો૦ | એકસઠીયા |
|---|---|---|
| સૂર્ય મંડલનું ચારક્ષેત્ર | ૫૧૦– | ૪૮ ભાગ |
| તેમાંથી સર્વ મંડળોનું | ૧૪૪– | ૪૮ ભાગ પ્રમાણ વિષ્કંભ-ક્ષેત્ર આવ્યું તે બાદ કરતાં |
| | ૩૬૬– | ૦ યો૦ આવ્યા. |

હવે ૧૮૪ મંડળનાં અંતર ૧૮૩ છે, ૧૮૩ અંતરનું ક્ષેત્ર ૩૬૬ યો૦, તો એક અંતરનું ક્ષેત્ર કેટલું ? એ પ્રમાણે ત્રિરાશી કરતાં=૨ યોજન પ્રમાણ અંતરક્ષેત્ર થાય, એવો જવાબ નીકળશે. इति अंतरक्षेत्रप्रमाणप्ररूपणा २ ॥

## ३–सूर्यमंडलसंख्या तद्व्यवस्था च;—

સૂર્યનાં એકંદર ૧૮૪ મંડળો છે, તે પૈકી ૬૫ મંડળો જમ્બૂદ્વીપમાં છે અને તે જંબૂદ્વીપમાં ૧૮૦ યો૦ અવગાહીને રહેલા છે પરન્તુ તે ૬૫ મંડળોનું સામાન્યત: ચારક્ષેત્ર એકસો એંસી યોજનપ્રમાણ કહેવાય.

અહીંઆ શંકા થશે કે ૬૫ મંડળોનાં ૬૪ આંતરાંનું પ્રમાણ અને ૬૫ મંડળનો વિમાનવિષ્કમ્ભ ભેગો કરીએ ત્યારે તો કુલ ક્ષેત્ર ૧૭૯ યો. ૯/૬૧ ભાગ પ્રાપ્ત થાય છે અને તમો તો જંબૂદ્વીપમાં ૧૮૦ યોજન ક્ષેત્ર કહ્યું, તે કેમ ઘટે ?

તે માટે અહીંઆ પ્રથમ એ સમજવું જોઇએ કે ૬૫ મું મંડળ પૂર્ણ કયા સ્થાનમાં થાય છે ? તો જંબૂદ્વીપની ચાર યોજન પ્હોળી એવી જે પર્યન્ત જગતી તે જ્યારે ૫૨/૬૧ ભાગ જેટલી બાકી રહે ત્યારે પૂર્ણ થાય અને ત્યાં સુધીમાં તો ૧૭૯ યો૦ ૯/૬૧ ભાગ ક્ષેત્ર થાય છે.

હવે ૬૫ મું મંડળ પૂર્ણ થયે ૬૬ મા મંડળે જમ્બૂદ્વીપની જગતી ઉપર પ્રારંભ કર્યો અને તે જગતી ઉપર ૫૨/૬૧ ભાગ જેટલું ચારક્ષેત્ર ફરી ( અહીં જમ્બૂદ્વીપની જગતી પૂર્ણ થઇ ) ને જમ્બૂદ્વીપની જગતીથી ૧ યો૦ ૫૭/૬૧ ભાગ જેટલું દૂર લવણસમુદ્રે જાય ત્યારે ત્યાં ૬૬ મંડળ પૂર્ણ થયા કહેવાય. ( ૬૬ મા મંડળનું જંબૂદ્વીપની જગતીગત ૫૨/૬૧ ભાગનું ક્ષેત્ર અને લવણસમુદ્રગત ૧ યો૦ ૫૭/૬૧ ભાગનું ક્ષેત્ર મેળવતાં ૬૫મા મંડળથી લઇ ૬૬મા મંડળ વચ્ચેનું ૨ યોજન અંતરપ્રમાણ પણ મળી રહેશે ) હવે પૂર્વે ૬૫ મંડળોનું જમ્બૂદ્વીપગત થતું જે ૧૭૯ યો૦ ૯/૬૧ ભાગ પ્રમાણ ચારક્ષેત્ર તેમાં ૬૬ મા મંડળથી રોકાતું જમ્બૂદ્વીપ ( જગતી ) ગત જે ૫૨/૬૧ [૫૮]ભાગનું મંડળક્ષેત્ર ઉમેરતાં ૧૮૦ યોજન પૂર્ણ થાય.

એ પ્રમાણે બાકીનાં ૧૧૯ સૂર્યમંડળો લવણસમુદ્રગત ૩૩૦ યો૦ ઉપર ૪૮ ભાગ અંશ પ્રમાણ ક્ષેત્ર રોકીને રહેલાં છે. જમ્બૂદ્વીપગત અને લવણસમુદ્રવર્તી

---

૫૮ દરેક દ્વીપ–સમુદ્રવર્તી આવેલ જગતીક્ષેત્રપ્રમાણ તે દ્વીપ–સમુદ્રનું જે જે વિસ્તાર–પ્રમાણ હોય તેમાં તે તે સ્થાને અંતર્ગત લેવાનું ( ક્ષેત્રસમાસ ગાથા ૧૩ માં કહેલ ) હોવાથી અહીં પણ ૧૮૦ યોજન માંહે ક્ષેત્રપ્રમાણ જમ્બૂજગતીક્ષેત્ર ભેળું ગણીને કહેલ છે.

( જમ્બૂદ્વીપમાં ચાર યોજનનું જે જગતીપ્રમાણ તેને હરિવર્ષ તથા રમ્યક્ક્ષેત્રની લંબાઈમાં ભેગું ગણેલું છે. )

## ॥ सूर्यमंडल अने मंडलना आंतरा ॥ ( चित्र नं. २ )

સર્વ મંડલ ૧૮૪, આંતરા ૧૮૩.

મેરુ પર્વત

સર્વાભ્યન્તર મંડલ

સર્વબાહ્ય મંડલ

અ ક બ ડ સ ૨ ૨ ૨ ૨

અ થી મ સુધીનું સીધી લીટીનું મંડલક્ષેત્ર છે અને તે ૫૧૦ ૪૮/૬૧ યોજન છે. અ બ ક ડ વર્તુલ લીટી ૪૮/૬૧ જાડી તે પહેલું મંડલ પૂર્ણ ગણાય. એવાં ૧૮૪ મંડલ છે. સૂર્ય સ સુધી જઈને દર્શાવેલી લીટી પ્રમાણે મેરૂ તરફ ખસતો જાય છે.

બીજો સૂર્ય બ સ્થાનથી એવાંજ બીજાં જુદાં મંડલ ૧૮૪ કરે છે. એ સૂર્યનાં મંડલ એક લીટીમાં આવતાં નથી, પણ પોતપોતાની જુદી લીટીઓ પાડે છે. એ હરેક મંડલ ૨-૨ યોજનને અન્તરે હોય છે.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

મંડળોની સંખ્યાનો અને તે અંતર્વર્તી ક્ષેત્રનો સરવાળો કરતાં ૧૮૪ મંડળનું-૫૧૦ યો૦ ૪૮ ભાગપ્રમાણુ ક્ષેત્ર બરાબર આવી રહે છે.

આ ચાલુ ગ્રન્થકારના અભિપ્રાયે જમ્બૂદ્વીપવર્તી [૫૯]ભારતસૂર્યનાં જે ૬૫ મંડળો તે પૈકી ૬૨[૬૦] મંડળો તો મેરૂની એક પડખે નિષધપર્વત ઉપર પડે છે અને બાકીનાં ત્રણ મંડળો અગ્નિખૂણે હરિવર્ષક્ષેત્રની બાહા ઉપર ( અથવા જીવા કોટી ) ઉપર પડે છે, અર્થાત્ આપણે તે ક્ષેત્રની બાહા ઉપર પસાર થતાં તે બે મંડળોને દેખી શકીયે છીએ.

---

૫૯—જે સૂર્ય સર્વાભ્યન્તરે–દ્વિતીયમંડળે દક્ષિણાર્દ્ધભાગે રહ્યો થકો ભરતક્ષેત્રમાં ઉદયપામી નૂતન સૂર્યસંવત્સરનો પ્રારંભ કરે તે ' भारतसूर्य ' અને તે જ વખતે જે સૂર્ય સર્વા૦ ના દ્વિતીયમંડળના ઉત્તરાર્દ્ધભાગે રહી ઐરવતાદિ ક્ષેત્રોમાં ઉદયપામી ( પ્રકાશ કરતો ) ત્યાં વર્ષારંભ કરનારો જે સૂર્ય તે 'ऐरवतसूर्य' સમજવો, આ કથન ઔપચારિક સમજવું.

૬૦—અહીંઆ એ સમજવાનું છે કે બન્ને સંગ્રહણીની મૂળ ગાથાઓમાં ત્રણ અથવા બે મંડળો માટે 'बाहा' એવો શબ્દ વાપર્યો છે જ્યારે તે ગ્રન્થની ટીકામાં તે બાહા અર્થનો સ્પષ્ટાર્થ द्वे द्वे हरिवर्षजीवाकोट्यादौ' એ પ્રમાણે જીવાકોટી સ્થાનનો નિર્દેશ કર્યો છે, એથી વિચારશીલ વ્યક્તિને ભ્રમ થાય કે મૂળ ગાથાઓમાં રહેલા ' बाहा ' શબ્દનો અર્થ ' બાહાસ્થાને ' એવો ફલિતાર્થ ન કરતાં 'जीवाकोटी' એવો કેમ કર્યો ? આ માટે એવું સમજવું કે 'બાહા' શબ્દ સ્પષ્ટ સ્થાનવાચક નથી, વળી જીવાકોટી એ ઔપચારિક બાહાની પ્હોળાઇનો જ એક દેશભાગ છે ( જે જીવા–બાહાની વ્યાખ્યાથી તથા ચિત્ર જોવાથી સ્પષ્ટ જણાઈ આવશે ) એટલે કે પ્રસિદ્ધ એવી બાહાની લંબાઈ અને જગતીની પ્હોળાઈ ( વિષ્કમ્ભ નહિ ) તેનો દેશભાગ તે જીવાકોટી કહેવાય. કારણ કે બાહા તે એક પ્રદેશ જાડી અને તે તે ક્ષેત્રાદિ જેટલી દીર્ઘ ગણી શકાય અને તેની...ત્રિકોણકાટખુણ જેવી પ્હોળાઇ તે બાહાની ઔપચારિક પ્હોળાઇ ગણાય કે જેમાં જગતી અને હરિવર્ષક્ષેત્ર પણ છે. અને એથી જ સિદ્ધાન્તમાં આ વસ્તુના નિર્દેશ પ્રસંગે મુખ્યત્વે जीवाकोटी શબ્દ જ ગ્રહણ કર્યો છે, આ કારણથી જ્યાં ' બાહા ' શબ્દ આવે ત્યાં જીવાકોટી સ્થાનનું ગ્રહણ કરવામાં અન્ય અનુચિતપણું જણાતું નથી અને ' જીવાકોટી એવો શબ્દ જ્યાં આવે ત્યારે તો સ્પષ્ટ જ છે. અહીંઆ એથી એ ન સમજવું કે, બાહા અને જીવાકોટી એ એક જ છે; પરંતુ ઉક્ત લખાણથી એ તો ચોક્કસ થયું કે બાહાથી જીવાકોટી શબ્દનું ગ્રહણ અનુચિત નથી, હવે પ્રથમ **' જીવાકોટી '** તથા **' બાહા '** શબ્દનો અર્થ સમજી લઇએ.

जीवा—ધનુષ્યાકારે રહેલ જે ક્ષેત્ર તેની અંતિમ કામઠીરૂપ જે સીમા–હદ તેની લંબાઇરૂપ જે દોરી તે, જેમકે-ધનુષ્યાકારે રહેલ ભરતક્ષેત્ર જ્યાં ( મેરૂતરફ ) પૂર્ણ થયું ત્યાં પૂર્વ-પશ્ચિમ લંબાઇરૂપ જે મર્યાદા કરનાર દોરી તે જીવા કહેવાય, અને એ જીવાના પૂર્વ–પશ્ચિમ ગત જે ખુણા તે **' કોટી '** કહેવાય. અર્થાત્ જીવાની કોટી તે ' જીવાકોટી ' કહેવાય.

તેવી રીતે ( ક્ષેત્ર અપેક્ષાએ ) મેરૂના બીજાપડખે જોઇએ તો ઐરવત

બાહા=લઘુહિમવંતપર્વતની પૂર્વે-પશ્ચિમની જીવાથી મહાહિમવંત પર્વતની બન્ને દિશામાં રહેલું જે જીવાસ્થાન ત્યાં સુધી ક્રમે ક્રમે વૃદ્ધિવાળો થતો જે ક્ષેત્રપ્રદેશ અને તેથી થતો બાહારૂપ જે આકાર તે 'બાહા' કહેવાય છે.

હવે તે સ્થાનના ત્રણ મતાંતરો છે તેમાં પ્રથમ બેનો મત નિર્દેશ કરાય છે.

૧ મલધારી શ્રીમદ્ હેમચંદ્રસૂરિકૃત આ ચાલુ સંગ્રહણીમાં તેમ શ્રીમદ્ મુનિચન્દ્રસૂરિકૃત ગ્રન્થમાં ૬૨ મં૦ નિષધ-નીલવંતે અને ૬૩-૬૪-૬૫ એ છેલ્લાં ત્રણ મંડળો બાહાસ્થાને જણાવે છે.

૨ શ્રીમદ્ પૂર્વધર જિનભદ્રગણિક્ષ૦ કૃત સંગ્રહણીમાં. ૬૪-૬૫ બે મંડળો બાહાસ્થાને જણાવે છે.

**ઉક્ત બન્ને મતોનું સમાધાન**-બાહાસ્થાને પ્રથમમતે ત્રણ મંડળો અને બીજા મતે બે મંડળોના વકતવ્યમાં સંખ્યાનું ભિન્નપણું જણાય છે, તેથી તે આપેક્ષિક કથન દોષરૂપ નથી તથાપિ બાહાસ્થાને બે અથવા ત્રણ મંડળો વાસ્તવિક છતાં તે સ્થાનનિર્ણય સ્પષ્ટ તો નથી જ, જ્યારે 'જીવાકોટી' શબ્દ બન્ને કથનને માટે અત્યન્ત સ્પષ્ટ અને સ્થાન સૂચક થાય છે. વધુમાં બાહાસ્થાનનાં ત્રણ મંડળોનું વક્તવ્ય વિશેષ સ્પષ્ટ યુક્ત છે એટલું જ નહિ પણ ત્રણ મંડળો માટે તો બાહા-જીવાકોટી કે જગતી ત્રણે શબ્દ ઉપયોગી થાય તેમ છે. જે નીચેની આકૃતિ જોવાથી સ્પષ્ટ જણાઈ આવશે.

૬૪-૬૫ મા મંડળો હરિ૦ની જીવાકોટી

ઉ૦

ઉપર

નિષધ.........પર્વત.

અ

જીવા.

હરિવર્ષની

બ

હરિવર્ષ......ક્ષેત્ર.

બાહા

ક

દ૦

**આકૃતિપરિચય;**—એમાં ૬૩મું મંડલ નિષધ પર્યન્તે છે, જ્યાં ૬૪-૬૫મું મંડળ છે તે સ્થાનનું નામ હરિવર્ષની જીવાકોટિ એટલે જીવા અને બાહા એ બેની વચ્ચેનો

ખુણો, અને બાહા તે ब-क જેટલી લાંબી છે, અને તે એક આકાશપ્રદેશ જાડી છે તેમજ ब-क જેટલી દીર્ઘ ગણી શકાય, अ-ब જેટલી બાહાની ઔપચારિક પહોળાઇ છે કે જેમાં જગતી અને હરિવર્ષ ક્ષેત્ર પણ છે. વધુમાં-ચિત્રમાં મેરૂથી પૂર્વ-પશ્ચિમમાં સર્વા૦ મંડળની જે અબાધા છે તેથી ઉત્તર-દક્ષિણમાં કંઇક વધારે સમજવી.

૩ વળી શ્રીસમવાયાંગસૂત્રમાં ૬૩ મંડળો નિષધ નીલવંત ઉપર ખરાં, પણ બે મંડળો जगती ઉપર છે એવો શબ્દ વાપર્યો છે.

આ મતે ૬૪-૬૫ મંડળો જગતી ઉપર જણાવેલ છે. આ બે મંડળોમાટેનું જગતી સ્થાન વાસ્તવિકદૃષ્ટિએ તો સ્પષ્ટ જગતીસ્થાન નથી, જો જગતીસ્થાન દર્શાવવું હોય તો ૬૩-૬૪-૬૫ એ ત્રણ મંડળો માટે વાસ્તવિક છે. ગણિતની દૃષ્ટિએ બંધબેસતો મત આ ત્રણ મંડળો માટે આવી શકે છે, વધુમાં તેથી પણ 'જગતી' શબ્દની સાર્થકતા તો ૬૨-૬૩-૬૪-૬૫ એ ચાર મંડલોના કથનમાં છે જે નીચેના ઉલ્લેખથી સ્પષ્ટ જણાઇ આવે છે.

સંપૂર્ણ જગતી તો બાર યોજનની ગણાય, એમાં દૃષ્ટજગતી વચ્ચેના ૧૭૩-૭૪-૭૫-૭૬ એ ચાર યોજનની ગણાય કારણ કે મૂલભાગથી લઇ બન્ને બાજુએ ઉપર જતાં બન્ને બાજુથી જગતી મેરૂવત્ ઘટતી ઘટતી ગોપુચ્છાકારવત્ ઉપરિતન ભાગે ચાર યોજન પ્હોળી રહે છે અને આપણને તો આ મધ્યભાગની ચાર યો૦ જગતી દૃષ્ટિપથમાં આવતી હોવાથી દૃષ્ટજગતી કહેવાય.

સર્વાભ્યન્તરમંડળથી લઇ જંબૂજગતી પર્યન્ત ૧૮૦ યો૦ નું ચારક્ષેત્ર દ્વીપમાં ગણવાનું સ્પષ્ટ છે તેથી સર્વાભ્ય૦મંડલથી લઇ ૧૭૩મા યો૦ થી દૃષ્ટ જગતી શરૂ થાય છે, (તેમાં વચલી દૃષ્ટજગતી પૂર્વે મૂલ જગતીના ચાર યોજનમાં) તે ૧૭૩થી દૃષ્ટજગતી સુધીના ચાર યોજનમધ્યે ગણિતના હીસાબે ૬૩ મું મંડળ પૂર્ણ ઉદયવાળું અને ૬૪ મું મંડળ ૨૬ અંશ જેટલું ઉદય પામે છે, એ દૃષ્ટજગતીના પ્રારંભથી તે (એકંદર) જગતીના જ પર્યન્ત ભાગ (૧૭૩થી ૧૮૦ યો૦)સુધીમાં વિચારીએ તો પણ ૬૩-૬૪-૬૫ એ ત્રણ મંડળો જગતી ઉપર આવી શકે છે.

હવે સંપૂર્ણ જગતી આશ્રયી વિચાર કરતાં પૂર્વે સંપૂર્ણ જગતી ૧૬૯થી ૧૮૦ યો૦ અર્થાત્ બાર યો૦ ની છે, [ અને કોઇ પણ દ્વીપ-સમુદ્રનું જગતી ક્ષેત્રપ્રમાણ लघुक्षेत्रसमास મૂલમાં કહેલા 'णिअणिअ दीवोदहि मज्झगणिय मूलाहिं' એ જગતીના વિશેષણ પદથી તે તે દ્વીપ-સમુદ્રના કથિત પ્રમાણમાં અન્તર્ગત ગણવાનું હોવાથી ] સર્વા૦મં૦થી લઇ ૧૬૮ યો૦ પૂર્ણ થતાં ૬૧ મંડળો સંપૂર્ણપણે પૂર્ણ થાય છે, એ ૧૬૮ યોજન પૂર્ણ થયે વાસ્તવિક જગતીનો પ્રારંભ ( મૂલ વિસ્તારે ) થાય છે, તે મૂલ જગતીના પ્રારંભથી ૧૬૯-૧૭૨ સુધીના ચાર યોજનના જગતીક્ષેત્રમાં ૬૨ મું મંડલ પૂર્ણ ઉદયને પામે અને ૬૩ મું મંડલ ૧ યો૦ ૧૩ ભાગ જેટલું ઉદય પામી ૧૭૩મા યો૦ થી આરંભાતી ૧૭૬ યો૦ સુધીની દૃષ્ટજગતી ઉપર ૧ યો૦ ૩૫ ભાગે દૂર ૬૩ મું મંડળ પૂર્ણ થાય. બાકી રહેલા દૃષ્ટજગતી ક્ષેત્રમાં ૬૪મું મંડળ ૨ યો૦ ૨૬ ભાગ જેટલું ઉદય પામી બાકી રહેલ અંતિમ ચાર યોજન પ્રમાણ-૧૭૭થી ૧૮૦ યો૦ સુધીના જગતીક્ષેત્ર ઉપર એક યોજનના ૨૨ ભાગ વીત્યે ૬૪મું મંડળ પૂર્ણ

**સૂર્યનાં બાસઠ[61] મંડળો નીલવંત પર્વત ઉપર પડેલાં દેખાય અને ૩ મંડળો રમ્યક્ક્ષેત્રની બાહા–જીવેકોટી ઉપર પડેલાં દેખાય. (આ ચાલુ ગ્રન્થકારના મતે જાણવું.)**

થાય, ત્યારબાદ તે જ જગતી ઉપર ૬૫ મું મંડળ સંપૂર્ણ ( ૨ યો૦ ૪૮ ભાગ ) ઉદયવાળું હોય, આ ૬૫ મંડળો પૂર્ણ થયે જંબૂદ્વીપના ૬૫ મંડળોનું કહેલ ૧૭૯ યો૦ ૯ અંશ જે ચારક્ષેત્ર તે યથાર્થ આવી રહે, અને બાકી રહેલ બાવન અંશ પ્રમાણ જગતી ઉપર લવણસમુદ્રમાં પડતા ૬૬ મા મંડલનું તે બાવન અંશ જેટલું ઉદયક્ષેત્ર સમજવું.

આથી શું થયું ? કે, ૧૬૯થી ૧૮૦ યો૦ વર્તી ૧૨ યો૦ પ્રમાણના જગતીક્ષેત્ર ઉપર ૬૨–૬૩–૬૪–૬૫એ ચાર મંડળો સંપૂર્ણ ઉદયવાળાં હોય ( ૬૬ મું બાવન અંશ ઉદયવાળું હોય.)

હવે અહીંઆ વિચારવાનું એ છે કે શાસ્ત્રકારે જગતી શબ્દથી ૧૭૭થી૧૮૦ એ છેલ્લા ચારયે ાજનનું જગતીક્ષેત્ર ગણ્યું હોય તેમ જણાય છે, કારણ કે અંતિમ જગતીના સ્થાને ઊર્ધ્વ-ભાગે ૬૪ મું મંડળ ૨૨ અંશ જેટલું ઉદય પામી સંપૂર્ણ ભ્રમણ કરી ૬૫ મા મં૦નો સંપૂર્ણ ઉદય થઇ બાવન અંશ જેટલું ૬૬ માનું ભ્રમણ નિયમિત રહે. એ હિસાએ ૬૩ મંડળ નિષ૦ નીલ૦ ઉપર અને ૬૪–૬૫ એ બે મંડળો જ અંતિમ જગતી સ્થાને હોય તે કથન વાસ્તવિક છે તોપણ ઉપરોક્ત કથનમુજબ વાસ્તવિક રીતે તો ૬૩–૬૪ મંડળ દૃષ્ટજગતીઉપર છે, અને જ્યાં ૬૪–૬૫મું છે ત્યાં તો વાસ્તવિક જગતીનો ઢાળ છે, જોકે તેથી જગતી ગણી શકીએ તો ગણાય પરંતુ ૬૩–૬૪ મંડળ યોગ્ય એવી દૃષ્ટજગતીસ્થાનને છોડીને જગતીનો ઢાળ શા માટે ગણવો ? જો જગતીના ઢાળને પણ ગણવો હોય તો તો પછી ૧૬૯ થી ૧૮૦ યો૦ સુધી ૧૨ યો૦ જગતી ગણીને ૬૨-૬૩–૬૪–૬૫ એ ચાર મંડળો જગતી.ઉપર કહીએ તો ' જગતી ' શબ્દ સંપૂર્ણ સાર્થક થાય છે, અને જગતીના ત્રણે વિભાગના કથનમાં દોષ જ નહિં આવે, માટે ૬૪–૬૫ મું મંડળ ઢાળની અપેક્ષાએ જગતી ઉપર હોવા છતાં ' ૬૪–૬૫મું જગતી ઉપર ' એમ કહેવું સંપૂર્ણ સાર્થક જણાતું નથી. પરન્તુ–૬૪-૬૫મું ' જીવાકોટી વા બાહાસ્થાને ' કહેવું તે સ્થાનસ્પષ્ટતા માટે વિશેષ ઉચિત છે અને એટલા જ માટે તે સ્થાન હરિવર્ષ અથવા રમ્યક્ ક્ષેત્રની જીવાકોટીમાં ગણાઇ જતું હોવાથી તે **'જીવાકોટી'** સ્થાનનો ગ્રન્થકાર મહર્ષિઓ નિર્દેશ કરે તેમાં અનુચિતપણું નથી.

ત્રણે મતો સંબંધી રીતસર વિવેચન કરી ગ્રન્થકારના કથનને સ્પષ્ટ કર્યું છે તથાપિ ત્રણે મતમાં અંતમાં જણાવ્યા મુજબ તે મંડળો માટે સ્થાનદર્શક-સ્થાનસૂચક અતિસ્પષ્ટ શબ્દ તો જીવાકોટી ગ્રહણ કરવો વિશેષ ઉચિત છે. આ ત્રણે મતો માટે વૃદ્ધવાદ છે, ગ્રન્થ-ગૌરવના કારણે આ બાબતમાં વધુ ઉલ્લેખ ન કરતાં વિરમીએ છીએ. વધુ સ્પષ્ટતા જ્ઞાની ગમ્ય.

૬૧—મેરૂની એક પડખેનાં કુલ ૬૫ મંડળો અને બીજા પડખેનાં કુલ ૬૫ મંડળો એમ બે વ્યાખ્યા કરી, એથી એમ ન સમજવું કે ૧૩૦ મંડળ સંખ્યા લેવાની છે મંડળો આખાં–સંપૂર્ણ તો પાંસઠ જ છે, પણ પ્રતિદિશાવર્તી વ્યક્તિને એક બાજુએથી સ્વદૃષ્ટદિશાગત અર્ધ અર્ધ મંડળો દૃષ્ટિગોચર થાય છે, કારણકે જોનાર વ્યક્તિથી સંપૂર્ણ વલયાકાર મંડળ જોવાતું નથી, આથી તેઓ સ્વસ્વક્ષેત્રથી બન્ને બાજુનાં મંડળો બન્ને વિભાગમાં જોઇ શકે તેથી તેવી પ્રરૂપણા કરેલ છે.

## ॥ बन्ने सूर्योनुं सर्वाभ्यन्तर मंडलेथी सर्वबाह्यमंडले गमन, अने सर्वबाह्यमंडलेथी सर्वाभ्यन्तर मंडले आगमन ॥

[ पृष्ठ २५१ ] [ आकृति नं. १ ]

उ.

सर्वबाह्यमंडल

सर्वाभ्यन्तर मंडल

मेरु पर्वत

पू

द

आ आकृतिमां मेरुनी पूर्व अने पश्चिम बन्ने दिशामां वर्तता जंबूद्वीपवर्ति बन्ने सूर्यो सर्वाभ्यन्तर मंडलेथी नीकळी क्रमशः [ मेरुनी पूर्व दिशानो पश्चिममां अने पश्चिमनो मेरुनी पूर्वमां ] सर्वबाह्यमंडले आवे छे ज्यारे सर्वबाह्यमंडले वर्तता बन्ने सूर्यो सर्वबाह्यमंडलेथी नीकळी क्रमशः सर्वाभ्यन्तर मंडले [ ज्यांथी प्रारंभ थयो हतो त्यां ज पुनः ] आवे छे. मंडलान्तर २ यो. [illegible] भागनुं समजवुं.

આનંદ પ્રેસ–ભાવનગર.

આ મંડળો આપણા ભરતક્ષેત્રની તથા ઐરવતક્ષેત્રની અપેક્ષાએ મેરૂથી અગ્નિ તથા વાયવ્ય-કોણમાં દેખાય છે, પરંતુ પૂર્વમહાવિદેહની અપેક્ષાએ તેઓને નીલવંતપર્વત ઉપરના તેજ ૬૩ મંડળો મેરૂથી ઈશાન ખુણામાં દેખાય છે, અને પશ્ચિમમહાવિદેહની અપેક્ષાએ નિષધપર્વત ઉપરનાં ૬૩ મંડળો મેરૂથી નૈઋત્ય-કોણમાં દેખાય છે. જે માટે શ્રીજંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિમાં કહ્યું છે કે—" जंबूदीवेणं-भंते! दीवे सूरियो उदिण पाइणं उग्गरथ पाइणदाहिणं आगच्छन्ति, पूर्वविदेहापेक्षयेदम् ॥१॥ पाइण दाहिणं उग्गरथ दाहिण पडीणं आगच्छन्ति, भरतक्षेत्रापेक्षयेदम् ॥ २ ॥ दाहिणं पडीणं उग्गरथ पडीण उदीणं आगच्छन्ति, पश्चिमविदेहापेक्षयेदम् ॥ ३ ॥ पडीण उदीणं उग्गरथ उदीण पाइणं आगच्छन्ति, ऐरवतापेक्षयेदम् ॥ ४ ॥ " અહીંથી વધારાનો વિસ્તાર શરૂ થાય છે.

## प्रासङ्गिकक्षेत्रेषु उदयास्तविपर्यासहेतुः—

ભરતક્ષેત્ર વર્જી અન્ય અન્ય સર્વક્ષેત્રોમાં દિવસ અને રાત્રિના પ્રમાણના ફેરફારને અંગે, અને તેથી બીજા ઉત્પન્ન થતા અનેક વિપર્યાસોનાં કારણોને અંગે પ્રત્યેક ક્ષેત્રાશ્રયી નિયમિતપણે ઉદયાસ્તાદિ કાળ વિગેરેનું વર્ણન કરવું તે તો અવ્યક્તરૂપ છે, અને એથી જ એટલું તો સિદ્ધ છે કે સર્વઠેકાણે સૂર્યનો એક જ વખતે ઉદય કે એક જ વખતે અસ્ત હોય? તેમ તો નથી જ, પરંતુ સૂર્યની ગતિ જેમ જેમ કલા-કલા માત્ર આગળ વધતી જાય તેમ તેમ આગલા આગલા તે તે ક્ષેત્રોમાં પ્રકાશ પડે તદવસરે ઉદયપણું અને પશ્ચાત્ પશ્ચાત્ ક્રમે ક્રમે તે તે ક્ષેત્રોમાં સૂર્ય દૂર દૂર થતો હોવાથી **અસ્તપણું થતું હોય!**

**શંકા**—જ્યારે આવી અનિયમિત વ્યવસ્થા જણાવી તો શું દરેક ક્ષેત્રાશ્રયી સૂર્યનો ઉદય અને અસ્ત અનિયમિત જ હોય?

**સમાધાન**—હા? અનિયમિતપણું જ છે, જેમ જેમ સમભૂતલાથી ૮૦૦ યોજન ઉંચો એવો સૂર્ય સમયે સમયે જે જે ક્ષેત્રોથી આગળ આગળ વધતો જાય તે તે ક્ષેત્રોની પાછળના દૂર દૂરના ક્ષેત્રોમાં સૂર્યનો પ્રકાશ આગલા ક્ષેત્રમાં વધવાથી ત્યાં પ્રકાશનો અભાવ વધતો જાય અને અનુક્રમે તે તે ક્ષેત્રોમાં રાત્રિ આરંભાતી જાય, આથી સૂર્યના સર્વ સામુદાયિક ક્ષેત્રાશ્રયી ઉદય અને અસ્તનું અનિયમિતપણું જ છે, પણ જો સ્વસ્વ ક્ષેત્રાશ્રયી વિચારીએ તો તો ઉદય તથા અસ્ત લગભગ નિયમિત જ છે, કારણ કે આપણે પણ જો ભરતક્ષેત્રના મધ્ય-

૬૨ વિશેષમાં અહીં એટલું સમજવું કે પૂર્વવિદેહના લોકોની જે પશ્ચિમદિશા તે ભરતગત લોકોની પૂર્વદિશા, ભરતની જે પશ્ચિમદિશા તે પશ્ચિમવિદેહની પૂર્વદિશા, પશ્ચિમ-વિદેહની જે પશ્ચિમદિશા તે ઐરવતની પૂર્વદિશા, ઐરવતની જે પશ્ચિમદિશા તે પૂર્વવિદેહની પૂર્વદિશા સમજવી. આ પ્રમાણે તે તે વર્ષધરાદિ યુગલિકક્ષેત્રોમાં પણ વિચારવું.

ભાગમાં ઉભા રહીને જોઇશું તો ભરતક્ષેત્રમાં આજે જે સમયે સૂર્ય ઉદયને પામ્યો અને જે સમયે અસ્ત પામ્યો, એ જ સૂર્યને હવે આવતીકાલે જોઇશું તોપણ ગઇકાલના ઉદયાસ્તનો જે સમય હતો તે જ સમય આજના સૂર્યના ઉદયાસ્ત સમયે હોય, પણ આવું કયારે બને છે કે સૂર્ય જ્યારે અમુક મંડળોમાં હોય ત્યારે અમુક દિવસ સુધી એ પ્રમાણે એકજ અવસરે ઉદય તથા એક જ અવસરે લગભગ અસ્ત થાય, પરંતુ ત્યારબાદ તે સૂર્ય જ્યારે અન્ય અન્ય મંડળોમાં જેમ જેમ પ્રવેશ કરતો જાય ત્યારે ક્રમે ક્રમે સૂર્યના ઉદય અસ્તકાળમાં હંમેશાં વધઘટ થયા કરે, એટલે કે જ્યારે જ્યારે સૂર્ય સર્વાભ્યન્તરમંડળે હોય ત્યારે દિવસનો ઉદય વહેલો થવા પામે અને અસ્ત પણ મોડો હોવાથી રાત્રિ ટુંકી હોય (હેમન્તઋતુ માઘ માસ). તથા જ્યારે સૂર્ય સર્વબાહ્યમંડળે હોય ત્યારે ઉદય મોડો અને અસ્ત વહેલો થાય તેમ જ રાત્રિ મ્હોટી હોય, (શ્રાવણમાસ પ્રાવૃટ્ઋતુ) ઉક્ત કારણથી રાત્રિ–દિવસનું ઉદયાસ્તનું અનિયમિતપણું તેમ જ તેથી તે રાત્રિ–દિવસો લાંબા–ટૂંકા અને ઓછાવત્તા મુહૂર્ત્ત પ્રમાણવાળા થાય છે, બાકી ઉદય અને અસ્ત સ્વસ્વ ક્ષેત્રાશ્રયી તો લગભગ નિયમિત હોય છે.

ઉપરોક્ત કારણથી એ તો ચોક્કસ થાય છે કે સૂર્ય જેમ જેમ આગળ— આગળ વધતો જાય અને તેથી જે જે ક્ષેત્રોમાં પ્રકાશ થતો જાય તે તે ક્ષેત્રોના જીવો ક્રમે ક્રમે આપણે ત્યાં સૂર્યોદય થયો એમ ઉચ્ચારણ કરે, અને જ્યારે ક્રમે ક્રમે આગળ વધતો જાય ત્યારે તે જ ક્ષેત્રવર્તી જીવો પ્રકાશના અભાવે ક્રમે ક્રમે પુનઃ અસ્ત થયો તેમ ઉચ્ચારણ કરતા જાય, જે માટે પૂર્વમહર્ષિઓએ કહ્યું છે કેઃ—

जह जह समये, समये पुरओ संचरइ भक्खरो गयणे । तहतह इओ वि नियमा जायइ रयणीइ भावत्थो॥१
एवं च सइ नराणं उदयत्थमणाइं होंति नियमाइं। सइ देसकालभेए कस्सइ किंचिवि दिस्सए नियमा॥२॥
सइ चेव अनिदिट्ठो रुद्दमुहुत्तो कमेण सव्वेसिं । तेसिं चीदाणिंपि य विसयपमाणो रवी जेसिं ॥३॥

( इति भगवती श. ५. उ. १. वृत्तौ )

આથી એકંદર જે બાજુ સૂર્યોદય દશ્ય થાય તેતે ક્ષેત્રોની અથવા જોનારની તે पूर्वदिशा અને તે ક્ષેત્રોમાં જે બાજુ સૂર્યાસ્ત–દશ્ય થાય તે તેની पश्चिमदिशा હોય—અર્થાત્ કોઇપણ માણસ ઉદય પામેલા સૂર્ય સામું ઉભો રહે ત્યારે તેની સન્મુખની દિશા તે પૂર્વ, તેની પીઠ પાછળ સીધી દિશા તે પશ્ચિમ, તે જ માણસની ડાબી બાજુની દિશા તે उत्तर, અને જમણા હાથ તરફની દિશા તે दक्षिण હોય, એ પ્રમાણે મૂલ ચાર દિશા છે અને તે ચાર દિશા પૈકી બે બે દિશા વચ્ચે જે ખુણીયા પડે તેને विदिशा અથવા कोण તરીકે ઓળખાય છે; એટલે પૂર્વ અને ઉત્તર વચ્ચેની ईशानदिशा, પશ્ચિમ અને ઉત્તર વચ્ચેની वायव्य-

દિશા, દક્ષિણ અને પૂર્વ વચ્ચેની अग्निदिशा, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેની नैरूत्यदिशा અને ઉપલક્ષણથી ऊर्ध्व તથા अधोदिशा એમ કુલ ૧૦ દિશા કહેવાય છે.

**॥ इति सूर्यमंडलसंख्यातद्व्यवस्था प्ररूपणा च ॥**

## मेरोर्मण्डलाबाधानिरुपणम् ;—

[ અહીંઆ મંડળોની ત્રણ પ્રકારની અબાધા કહેવાની છે એમાં પ્રથમ મેરૂની અપેક્ષાએ ( સૂર્ય મંડળોની ) **ઓઘથી** અબાધા-૧, મેરૂની અપેક્ષાએ **પ્રત્યેક** મંડળની અબાધા ૨, બન્ને સૂર્યની **પરસ્પરના** મંડળની અબાધા ૩, એમાં પ્રથમ ' ઓઘથી ' અબાધા કહેવાય છે ]

### मेरुं प्रतीत्य ओघतोऽबाधा;—१

આ જંબૂદ્વીપવર્તી મેરૂથી સર્વાભ્યન્તર મંડલ ( અથવા પ્રથમ મંડલ અથવા તો સૂર્યમંડલ ક્ષેત્ર ) ' ઓઘથી ' ૪૪૮૨૦ યોજન દૂર હોય છે, તે કેવી રીતે હોય ? તો સર્વાભ્યન્તર મંડળ જંબૂદ્વીપમાં જંબૂદ્વીપની જગતીથી અંદર ખસતું જંબૂના મેરૂ તરફ ૧૮૦ યોજન ક્ષેત્ર અવગાહીને રહેલું છે. આ ૧૮૦ યો૦ ની સંપૂર્ણ ક્ષેત્રપ્રાપ્તિ સર્વાભ્યન્તરમંડલમાં ઉત્પત્તિક્ષણે-પ્રથમ ક્ષણે પ્રાપ્ત થાય તે વખતની સમજવી, ચારે બાજુએ યથાર્થ ન સમજવી. તેથી એ દ્વીપના એક લાખ યોજન પ્રમાણ વિસ્તારમાંથી બન્ને બાજુના થઇ મંડળક્ષેત્રના ૧૮૦+૧૮૦=૩૬૦ યોજન બાદ કરતાં ૯૯૬૪૦ યોજન બાકી રહેશે. એમાંથી પણ [૬૩]મેરૂનો દશહજાર યોજન પ્રમાણનો વ્યાસ બાદ કરતાં ૮૯૬૪૦ યોજન અવશેષ રહે, ત્યારબાદ આજ ( ૮૯૬૪૦ ) રાશિને અર્ધ કરવાથી મેરૂ પર્વતની અપેક્ષાએ સર્વાભ્યન્તર મંડળ અથવા મંડળક્ષેત્રનું ઓઘથી અંતર ૪૪૮૨૦ યોજન પ્રમાણ જણાવ્યું તે આ પ્રમાણે કરતાં પ્રાપ્ત થાય છે, એથી અર્વાક્ તો મંડળ છે જ નહિ.

આથી એ પણ સ્પષ્ટ થાય છે કે જ્યારે સર્વાભ્યન્તરમંડળનો ( ઉત્તરાયણને સમાપ્ત કરી દક્ષિણાયનના પહેલા મંડળને આરંભતો ) ભારત સૂર્ય મેરૂથી અગ્નિખુણમાં નિષધ પર્વતે ૪૪૮૨૦ યોજન દૂર રહ્યો હોય ત્યારે તેની જ પ્રતિપક્ષી દિશા( વાયવ્ય )માં તિર્છિ સમશ્રેણીએ—નીલવંત પર્વતે ઐરવત ક્ષેત્રમાં વર્ષારંભ કરતો ઐરવત સૂર્ય પણ મેરૂથી ૪૪૮૨૦ યોજન દૂર હોય છે. ]

**॥ इति मेरुं प्रतीत्य मण्डलक्षेत्रस्य ओघतः अबाधा ॥**

---

૬૩ આ સ્થાને મેરૂનો આટલો વ્યાસ યથાર્થ નથી તો પણ પૃથ્વીતળ-સમભૂતલા પાસે દશહજાર યોજનનો જે વ્યાસ છે, તે વ્યાસ અહીં વ્યવહારનયથી સામાન્યતઃ લેવાય છે, અન્યથા '૧૧ યોજને એક યોજન ઘટે' એ હિસાબે તો દશહજાર યો૦માંથી ૭૨$\frac{8}{11}$ ઘટાડવો યોગ્ય છે.

## मेरुं प्रतीत्य प्रत्येकमण्डलाश्रिता अबाधाः—२

પૂર્વે મેરૂ અને સર્વાભ્યન્તરમંડળ વચ્ચેની અબાધા કહી, હવે મેરૂથી પ્રત્યેક અથવા કોઈપણ મંડળની અબાધા કેટલી હોય ? તે સમજવા માટે સર્વાભ્યન્તર–( પ્રથમ મંડળથી બીજા મંડળના અન્તભાગ સુધીનું અન્તરાલ ( અંતર ) પ્રમાણ ૨ યો૦ અને ૪૮/૬૧ ભાગ[૬૪] પ્રમાણ છે, તેથી આ અબાધા–સર્વાભ્યન્તરમંડળ અને મેરૂ વચ્ચેની પૂર્વે જે ૪૪૮૨૦ યો૦ અબાધા આવી છે તેમાં પ્રક્ષેપવાથી મેરૂથી બીજું મંડળ ૪૪૮૨૨ યો૦ અને ૪૮/૬૧ ભાગની અબાધાએ રહેલું છે એવો જવાબ આવશે, એ પ્રમાણે તૃતીય મંડળની અબાધા જાણવા માટે પણ બીજા મંડળથી ત્રીજા મંડળ વચ્ચેના ૨ યો૦ ૪૮/૬૧ ભાગ પ્રમાણને પુનઃ બીજા મંડળની આવેલ ૪૪૮૨૨ યો૦ ૪૮/૬૧ ભાગ અબાધામાં પ્રક્ષેપવાથી મેરૂથી ત્રીજા મંડળની ૪૪૮૨૫ યો૦ ૩૫/૬૧ ભાગ પ્રમાણ અબાધા–આવશે, એ પ્રમાણે સર્વાભ્યન્તરમંડળથી માંડીને પ્રત્યેકમંડળોની ઉક્ત ( ૨ યો૦ ૪૮/૬૧ ) અંતર પ્રમાણ અબાધા પૂર્વે કાઢેલ મેરૂ અને સર્વાભ્યન્તરમંડળ વચ્ચેની (૪૪૮૨૦) અબાધા પ્રમાણમાં વધારતાં જતાં ( અને સાથે સાથે ઇચ્છિત મંડળની પણ અબાધા કાઢતાં કાઢતાં ) જ્યારે સર્વબાહ્ય–અંતિમમંડળ સુધી પહોંચીએ ત્યારે ત્યાં ૧૮૪મું અંતિમમંડળ–મેરૂથી સર્વબાહ્યમંડળ પ્રથમક્ષણે ૪૫૩૩૦ યોજનપ્રમાણ અબાધાએ રહેલું હોય છે.

એ વખતે ભારતસૂર્ય મેરૂપર્વતથી ( ૪૫૩૩૦ યો૦ દૂર ) અગ્નિખૂણે સમુદ્રમાં રહેલો હોય છે અને તેની જ વક્ર ( ખુણાથી ખુણો ) સમશ્રેણીએ મેરૂથી વાયવ્યકોણમાં બીજો ઐરવતસૂર્ય (મેરૂથી ૪૫૩૩૦ યો૦ દૂર) રહેલો હોય છે.

[ અહીંઆ આવેલી ૪૫૩૩૦ યોજન અબાધા પ્રમાણમાંથી મેરૂથી સર્વાભ્યન્તરમંડળ અબાધાપ્રમાણે જે ૪૪૮૨૦ યોજન તે બાદ કરતાં ૫૧૦ યોજનનું ચારક્ષેત્ર પ્રાપ્ત થાય અને તેમાં અંતિમમંડળનો ૪૮/૬૧ ભાગ વિમાન વિષ્કમ્ભ મેળવતાં ૫૧૦ ૪૮/૬૧ ભાગ પ્રમાણ સૂર્યમંડળોનું ચારક્ષેત્ર પણ આવી શકે છે.]

॥ इति मेरुं प्रतीत्य प्रतिमण्डलमबाधा ॥

## अथ सूर्ययोः प्रतिमण्डलं परस्परमबाधा व्यवस्था चः—

જ્યારે જમ્બૂદ્વીપના બન્ને સૂર્યો સર્વાભ્યન્તર ( પ્રથમ ) મંડળે હોય એટલે

---

૬૪–આ ૨ યો૦ અને ૪૮ ભાગ ઉપર કહેવાનો આશય એ છે કે સર્વાભ્યન્તરમંડળના અંતિમ ભાગથી લઇને બીજું મંડળ ૨ યો૦ દૂર છે અને એ બીજા મંડળનો એક યોજનના ૪૮ ભાગનો વિસ્તાર તે અબાધામાં ભેગો લેવાનો છે.

## ॥ सूर्य सूर्यनुं परस्पर अन्तर, एज रीते चंद्र चंद्रनुं पण परस्पर अन्तर ॥

મેરૂ ૧૦૦૦૦ વિસ્તાર

૪૪૮૨૦ અબાધા

૪૪૮૨૦ અબાધા

સર્વાભ્યન્તર મંડલ

સર્વ બાહ્યમંડલ

આ મંડલો વાસ્તવિક નથી, પરન્તુ પ્રાયઃ મંડલ તુલ્ય છે, જે ગણિત માત્ર સમજવાને માટે છે. એમાં સર્વાભ્યન્તર મંડલે વર્તતા બે સૂર્યનું પરસ્પર અન્તર ત્રણે અંક મળીને ૯૯૬૪૦ યોજન, અને સર્વબાહ્યમંડલે પાંચે અંક મળીને ૧૦૦૬૬૦ યોજન અન્તર છે.

તથા સૂર્યની પરસ્પર અન્તરવૃદ્ધિ બે બાજુ ૨$\frac{48}{61}$ ૨$\frac{48}{61}$ યોજન છે, અને ચંદ્રની પરસ્પર અન્તરવૃદ્ધિ પ્રતિમંડલે બે બાજુ ૩૬ (યો૦)—૨૫ (ભા૦)—૪ (પ્રતિ૦) જૂદી જૂદી છે.

કે—મેરૂથી પૂર્વ અને [૬૫]પશ્ચિમે પ્રત્યેક સૂર્યો સામસામી દિશાએ પ્રથમમંડલ સ્થાનવર્તી ચરતા હોય તદા ( સમશ્રેણીએ ) તેઓનું પરસ્પર અંતર ૯૯૬૪૦ યોજન પ્રમાણ હોય છે, આ પ્રમાણ જંબૂદ્વીપના એકલાખ યોજન પ્રમાણ વિસ્તાર-માંથી બન્ને બાજુના જંબૂદ્વીપ સંબંધી મંડળ ક્ષેત્રના ૧૮૦+૧૮૦=૩૬૦ યોજન બાદ કરતાં (પૂર્વોક્ત સંખ્યા પ્રમાણ) યથાર્થ આવી રહે છે. તે આ પ્રમાણે:—

સર્વાભ્યન્તરમંડળે રહેલા બન્ને સૂર્યો જ્યારે બીજા મંડળમાં પ્રવેશ કરે છે ત્યારે તેઓનું પરસ્પર અન્તર ૯૯૬૪૫ યોજન $\frac{૩૫}{૬૧}$ ભાગ પ્રમાણ થાય છે કારણ કે જ્યારે પૂર્વ દિશાનો એક–સૂર્ય પ્રથમમંડળથી બીજા મંડળમાં ગયો ત્યારે પ્રથમમંડળની અપેક્ષાએ વિમાન–વિષ્કમ્ભસહ ૨ યો૦ $\frac{૪૮}{૬૧}$ અંશ પ્રમાણ ક્ષેત્રે દૂર વધ્યો, ત્યારે તેવી રીતે પશ્ચિમદિશાવર્તી બીજી બાજુનો જે સૂર્ય તે પણ સર્વાભ્યન્તરમંડળથી સ્વદિશાએ બીજે મંડળે ગયો ત્યારે પ્રથમમંડળની અપેક્ષાએ આ પણ ૨ યો૦ ૪૮ ભાગ ક્ષેત્ર જેટલો દૂર ગયો, આ પ્રમાણે બન્ને બાજુના એ સૂર્યો પ્રથમમંડલમાંથી બીજા મંડળમાં પ્રવેશ્યા, એથી દરેક મંડળે બન્ને બાજુનું અંતર–( ૨ યો૦ $\frac{૪૮}{૬૧}$+૨ યો. $\frac{૪૮}{૬૧}$ ) એકઠું કરતાં ( પ્રતિમંડળ વિસ્તાર સહ અંતરક્ષેત્ર પ્રમાણ ) ૫ યો૦ ૩૫ ભાગ પ્રમાણ અબાધાની વૃદ્ધિ ( પૂર્વે કહેલી ૯૯૬૪૦ યોજનની અબાધામાં ) થતી જાય.

આ પ્રમાણે બીજા મંડળથી લઇ પ્રત્યેક મંડળે ૫ યોજન અને ૩૫ ભાગ પ્રમાણ અબાધાની વૃદ્ધિ ( ૯૯૬૪૦ યો૦ પ્રમાણમાં ) કરતાં કરતાં અને એ પ્રમાણે સૂર્યના પરસ્પર અબાધા–પ્રમાણને કાઢતાં કાઢતાં જ્યારે (૧૮૪ મા) સર્વ-બાહ્યમંડળે બન્ને સૂર્યો ફરતા ફરતા સામસામી દિશામાં આવેલા હોય ત્યારે એક સૂર્યથી બીજા સૂર્ય વચ્ચેનું–પરસ્પર અન્તરક્ષેત્ર પ્રમાણ ૧ લાખ અને ૬૬૦ યો૦ ( ૧૦૦૬૬૦ ) પ્રાપ્ત થાય છે. આ પ્રમાણ મંડલક્ષેત્રની આદિથી માંડી ૧૮૪ મું મંડળ ૫૧૦ યો૦ દૂર વર્તી હોય છે ત્યારે સમજવું, તેવી જ રીતે બીજી બાજુ પણ મંડલક્ષેત્રની આદિથી અંતિમ મંડળ ૫૧૦ યો૦ દૂર હોય છે ત્યારે સમજવું, કારણ કે છેલ્લું મંડળક્ષેત્ર પ્રમાણ જે ૪૮ અંશ તે ગણત્રીમાં ગણવાનું નહીં હોવાથી ૧૮૩ મંડળ–૧૮૩ અંતરવડે બન્ને બાજુનું થઇ ૧૦૨૦ યો૦ ક્ષેત્ર

૬૫ જ્યારે સૂર્યવિમાનો ઉત્તર દક્ષિણમાં વર્તતા હોય ત્યારે કંઇક અધિક અન્તરવાળા હોય છે. કારણ કે તેઓ પૂર્વ–પશ્ચિમવર્તી સ્વસ્વમંડલસ્થાનેથી પ્રથમક્ષણે ગતિ કરે ત્યારે કોઇ એવા પ્રકારની ગતિથી દૂર દૂર ખસતા ગમન કરવાનું હોય છે કે તેઓને બીજે દિવસે અનન્તર મંડળની કોટી ઉપર ૨ યો૦ દૂર પહોંચી જવાનું હોય છે તેથી તેઓ ઉત્તર–દક્ષિણદિશામાં આવે ત્યારે મેરૂથી અંતર કંઇક વધારે રહે છે. જો તેવા પ્રકારની ગતિ કરતો ન હોય તો પછી જ્યાંથી–જે સ્થાનેથી નીકળ્યો ત્યાં જ પાછો ગોળાકારે ફરીને આવી ઉભો રહે, પણ તેમ થતું જ નથી.

પૂરાય, તેમાં મેરૂની અપેક્ષાએ વ્યાઘાતિક સર્વાભ્યન્તરમંડળ અંતર જે ૯૯૬૪૦ યો૦ તે પ્રક્ષેપતાં યથાર્થ ૧૦૦૬૬૦ યો૦ પ્રમાણ આવી રહે છે.

"આ વખતે ભારત સૂર્ય મેરૂથી અગ્નિખૂણે મેરૂથી ૪૫૩૩૦ યોજન દૂર સમુદ્રમાં સર્વ બાહ્યમંડળે હોય છે—જ્યારે બીજો ઐરવત સૂર્ય સમશ્રેણીએ—મેરૂથી વાયવ્ય કોણમાં મેરૂથી ૪૫૩૩૦ યો૦ દૂર હોય છે, આ પ્રમાણે તે જ મંડળસ્થાને જો ચન્દ્ર વર્તતો હોય તો ચન્દ્ર ચન્દ્રને પણ પરસ્પર અંતર પ્રમાણ ૧૦૦૬૬૦ યોજનનું બરાબર આવે."

આવી રીતે સર્વ બાહ્યમંડલે બન્ને બાજુએ રહેલા લવણસમુદ્રગત સૂર્યો જ્યારે પાછા ફરતાં અર્વાક્ (ઉપાન્ત્ય–૧૮૩ મા) મંડળે પ્રવેશે ત્યારે પ્રતિમંડળે પાંચ યોજન અને ૩૫ ભાગ જેટલી અબાધાની હાનિ થાય તેથી ૧૮૩ મા મંડળે સૂર્ય સૂર્યને પરસ્પર અબાધા–અંતર (મેરૂવ્યાઘાતસહ–૧૦૦૬૬૦ ७— ૫ યો૦ ૩૫ ભાગ) ૧૦૦૬૫૪ યોજન અને ૨૬ ભાગ જેટલું હોય, આ પ્રમાણે જેમ જેમ સૂર્યો અંદરના મંડળોમાં પ્રવેશ કરતાં જાય તેમ તેમ પ્રતિમંડળે '૫ યો૦ ૩૫ ભાગ' અબાધા ઘટાડતાં જતાં અને સ્વસ્વમંડળ યોગ્ય ઈચ્છિત મંડળ પ્રમાણને પ્રાપ્ત કરતા થકા—જ્યારે બન્ને સૂર્યો પુનઃ સર્વાભ્યન્તરમંડળે પ્રવેશી સામસામી દિશાગત આવે ત્યારે બંને સૂર્યોની પૂર્વોક્ત ૯૯૬૪૦ યોજન પ્રમાણ જે અબાધા દર્શાવી હતી તે પુનઃ બરાબર આવી રહે.

॥ इति मण्डले-मण्डले सूर्ययोः परस्परमबाधानिरूपणम् ॥

**तस्मिन् समाप्ते च मण्डलाबाधा प्ररूपणाऽऽख्यं चतुर्थं द्वारं समाप्तम् ॥**

[**मण्डलमण्डलयोः परस्परमन्तरप्ररूपणाः**—સૂર્યના મંડળોનું પરસ્પર અન્તર પ્રમાણ બે યોજન છે, તેને યુક્તિપૂર્વક લાવવું હોય તો સૂર્યના વિમાન પ્રમાણ પડતો જે સૂર્યમંડળના $\frac{48}{61}$ ભાગ પ્રમાણ વિસ્તાર તેને સર્વ મંડળોનું કુલ વિસ્તાર પ્રમાણ લાવવા સારૂ ૧૮૪ એ ગુણીએ ત્યારે ૧૪૪ યો૦ $\frac{48}{61}$ ભાગ કેવળ સૂર્ય મંડળોનો કુલ વિસ્તાર આવે, આ વિસ્તારને સૂર્યમંડળના ૫૧૦ યો. $\frac{48}{61}$ ભાગ પ્રમાણ ચારક્ષેત્રમાંથી બાદ કરતાં ૩૬૦ યોજન બાકી રહે, તે કેવળ અંતર ક્ષેત્ર પ્રમાણ સૂર્યના ૧૮૩ મંડળોનું આવ્યું, પ્રત્યેક મંડળનું અંતર પ્રમાણ લાવવા સારૂ ૧૮૩ વડે ભાગ ચલાવીએ તો ૨ યોજન પ્રમાણ અંતર પ્રત્યેક મંડળનું જે કહ્યું તે આવી રહેશે.]

[**સૂચના**—પૂર્વે જણાવ્યા પ્રમાણે પાંચ દ્વાર પૈકી ચાર દ્વારનું વર્ણન કર્યું, પાંચમું ચર અથવા ગતિદ્વારપ્રરૂપણા કહેવાય છે, તે પ્રરૂપણા પ્રાજ્ઞપુરૂષોના કથન મુજબ સાત દ્વારથી કરાય છે. એમાં પ્રથમ સુગમતા માટે **સૂર્યોદય** વિધિ સહિત અર્ધમંડલ સંસ્થિતિ, ૨–પ્રતિવર્ષ સૂર્યમંડળોની ગતિની સંખ્યા પ્રરૂપણા, ૩–સંવત્સરના પ્રત્યેક દિવસ તથા રાત્રિના પ્રમાણની પ્રરૂપણા, ૪–પ્રતિમંડળે ક્ષેત્ર વિભાગાનુસાર રાત્રિ–દિવસ પ્રરૂપણા, ૫–પ્રતિમંડળોનો પરિક્ષેપ–પરિધિ, ૬–પ્રતિમંડળે સૂર્યનું પ્રતિમુહૂર્ત ગતિમાન અને ૭–પ્રતિમંડળે દૃષ્ટિપથપ્રાપ્તિપ્રરૂપણા કહેવાશે.]

# भारत सूर्य अने ऐरवतसूर्य

## दक्षिणायन करता

[ पृष्ठ २५७ ]

[ अभ्यन्तर मंडलथी बाह्यमंडले जता. ]



आ चित्र पांचमी मंडलाकृति जे छे ते ज हकीकतनुं छे. फक्त आमां स्पष्टता माटे मंडलो रंगीन अने बेवडी लाइनथी बताव्या छे.

आ चित्रमां सर्वाभ्यन्तर मंडलवर्ति पूर्व दिशानो भारत सूर्य अने पश्चिमनो ऐरवत सूर्य ए बन्ने क्रमशः बाह्यमंडले जता देखाय छे.

पीतमंडल ते भारत सूर्यनुं अने श्वेतमंडल ऐरवत सूर्यनुं स्पष्टता माटे छे.

આનંદ પ્રેસ—ભાવનગર.

## १–मंडळचार–अर्धमंडळसंस्थितिः—

સર્વાભ્યન્તરમંડળે રહેલા સૂર્યો પૈકી એક સૂર્ય ( भारतसूर्य ) જ્યારે દક્ષિણ દિશામાં હોય છે ત્યારે બીજો ( ऐरवतसूर्य ) સૂર્ય ઉત્તરદિશામાં હોય છે. એ બન્ને સૂર્યો વિવક્ષિત મંડળમાં પ્રવેશ કરતા તે તે મંડળને ચરતા ચરતા પૂર્વાપર બન્ને સૂર્યો અર્દ્ધ અર્દ્ધમંડળચારને કરતા જે જે દિશાના સૂર્યને જે મંડળની જે દિશાની અર્દ્ધ અર્દ્ધ મંડળોની કોટીએ પહોંચવું હોય છે તે તે દિશાગત મંડળની કોટીને અનુલક્ષી પ્રત્યેક સૂર્યો વ્યવહાર પૂર્વક સંચરતા તેવા પ્રકારની કોઇ વિશિષ્ટ [૬૬]ગતિવડે પોતપોતાને યોગ્ય અર્દ્ધ અર્દ્ધ મંડળમાં સંક્રમીને પ્રત્યેક અહોરાત્ર પર્યન્તે ૨ યો૦ $\frac{૪૮}{૬૧}$ ભાગ ક્ષેત્ર વીતાવતા અને દિનમાનમાં પ્રત્યેક મંડળ સંક્રમતાં $\frac{૨}{૬૧}$ મુહૂર્તભાગને ખપાવતા થકા અન્ય અન્ય મંડળોમાં પ્રથમ ક્ષણે સંક્રમણ કરે છે તથા તે સૂર્યો દક્ષિણાયનમાં ૬ માસને અન્તે સર્વબાહ્ય મંડળે પહોંચે છે અને જેવીરીતે સર્વાભ્યન્તરમંડળથી સર્વબાહ્યસ્થાને પહોંચ્યા હતા તેવી જ રીતે પુનઃ સર્વાભ્યન્તરમંડળે ઉત્તરાયણમાં ૬ માસે પાછા ફરે છે, એમ તે બન્ને સૂર્યો એક સંવત્સરકાળ પૂર્ણ કરે છે. તે આ પ્રમાણે:—

એમાં સર્વબાહ્યમંડળેથી આવેલો સર્વાભ્યન્તરમંડળે દક્ષિણ પૂર્વદિશામાં વર્તતો સૂર્ય પ્રથમક્ષણે પ્રવેશ કરતો થકો તે પ્રથમ ક્ષણથી ઊર્ધ્વ–આગળ

---

૬૬–અહીંઆ ભેદ ઘાતવડે થતું સંક્રમણ એટલે કે વિવક્ષિત મંડળથી અનન્તર મંડલમાં સંક્રમણ કરવા ઇચ્છતા સૂર્યે જે સ્થાનેથી પ્રારંભ કર્યો તે સ્થાને જ આવી તે મંડલના અનન્તર મંડળ વચ્ચે રહેલું બે યોજનનું જે અંતરક્ષેત્ર તે ક્ષેત્રમધ્યે પાછો સીધો ચાલી (આકૃતિમાં જણાવ્યા મુજબ) પછી બીજું મંડલ શરૂ કરે છે તેમ ન સમજવું, આ માન્યતા તો પરતીર્થિકની છે, અને એથીજ એમ લેતાં મોટો દોષ ઉભો થઇ જાય છે કે એક મંડળથી બીજા મંડલે ભેદઘાત વડે એટલે સીધું ક્ષેત્રગમન કરવામાં જે કાળ જાય તેટલો કાળ આગળના મંડળમાં ચરવાને માટે ઓછો થાય અને તેથી બીજા મંડળનો એક અહોરાત્ર કાળ તે પણ પૂર્ણ ન થાય અને બીજું મંડલ પૂર્ણ ચરી ન શકવાથી સકલ જગત્ વિદિત નિયમિત રાત્રિ–દિવસ માનમાં વ્યાઘાત થવાથી અહોરાત્રોને અનિયત થવાના દોષનો પ્રસંગ આવી જશે માટે આ મત અયુક્ત છે અને ઉપર્યુક્ત મત યુક્ત છે કારણ કે તેથી વિવક્ષિત સ્થાનથી સૂર્ય ગમન જ એવા પ્રકારનું કરતો કરતો મંડલ ચરે છે કે એક અહોરાત્ર પર્યન્તે તે અપાન્તરાલ ક્ષેત્ર સહિત અનન્તર મંડલની કોટીએ એક અહોરાત્ર પર્યન્તે પહોંચી જાય છે.

આગળ ધીમે ધીમે સર્વાભ્યન્તરમંડળને ચરતો ચરતો તે સર્વાભ્યં૦થી અનન્તર-દ્વિતીયમંડલાભિમુખ ગમન કરતો થકો જ્યાં પહોંચવું છે તે મંડળની કોટીને અનુલક્ષી કોઇ **એવા પ્રકારની** ( कर्णकौलिका ) **ગતિવિશેષ** કરીને એવી રીતે મંડળ પરિભ્રમણ કરે છે કે જેથી એક અહોરાત્ર ચાર પર્યન્તે સર્વા૦ મંડળથી નીકળેલો તે સૂર્ય જ્યારે સર્વા૦મંડળના પ્રથમ ક્ષણસ્થાનથી ૨ યો૦ $\frac{48}{61}$ ભાગ દૂર ક્ષેત્રે પહોંચે ત્યારે દક્ષિણાર્દ્ધના સર્વાભ્યન્તરમંડળથી સંક્રમી મેરૂથી વાયવ્યમાં આવેલા-ઉત્તર દિશાવર્તી આવેલા દ્વિતીય અર્દ્ધમંડળની સીમામાં આદિ પ્રદેશે આવે, અર્થાત્ બીજા મંડળની કોટી ઉપર પ્રથમ ક્ષણે આવી જાય, ત્યારબાદ તે સૂર્ય **તેવા પ્રકારની ગતિવિશેષ** કરીને પ્રથમ ક્ષણથી આગળ આગળ ધીમે ધીમે ગમન કરતો કરતો દીપકની જેમ મેરૂના ઉત્તર ભાગને પ્રકાશિત કરતો નૂતન વર્ષના અહોરાત્રાવસાને ૨ યો૦ $\frac{48}{61}$ ભાગ[૬૭] ક્ષેત્ર વ્યતિક્રમે અને દિનમાનમાં $\frac{1}{61}$ ભાગ મુ૦ની હાનિ કરતે થકે તે સૂર્ય દક્ષિણાર્દ્ધમંડલને વટાવી પુનઃ દક્ષિણદિશાગત આવેલા ત્રીજા અર્ધમંડળની સીમામાં-કોટી ઉપર પ્રથમ ક્ષણે આવે. આ પ્રમાણે નિશ્ચયથી ઉક્ત ઉપાયવડે કરીને તે તે મંડળના આદિ પ્રદેશમાં દાખલ થઇ પ્રથમ ક્ષણથી આગળ આગળ ધીમે ધીમે દરેક ( દક્ષિણ પૂર્વગત મંડળોમાંથી ઉત્તર પશ્ચિમગત મંડળોમાં, ઉત્તર પશ્ચિમગત મંડળોમાંથી દક્ષિણ પૂર્વગત મંડળોમાં ) અર્દ્ધ અર્દ્ધ મંડલોમાં કોઇ એક એવા પ્રકારની વિશિષ્ટ ગતિના ગમનવડે કરીને સંક્રમણ-પરિભ્રમણ કરતો, ઉત્તરથી-દક્ષિણમાં અને દક્ષિણથી-ઉત્તરમાં ગમનાગમન કરતો પ્રતિ અહોરાત્રમાં ૨ યો૦ ૪૮ ભાગ ક્ષેત્ર વીતાવતો, પ્રતિમંડળે તે તે ઉત્કૃષ્ટ દિનમાનમાંથી $\frac{2}{61}$ ભાગની હાનિ કરતો જ્યારે જઘન્યરાત્રિમાનમાં તેટલી જ વૃદ્ધિમાં નિમિત્તરૂપ થતો એવો તે સૂર્ય સર્વાભ્યન્તરમંડળની અપેક્ષાએ ઉત્તરદિશાગત આવેલા ૧૮૨ મા મંડલે-બહિર્ભૂત-સર્વબાહ્યમંડળે ઉત્તરાર્દ્ધમંડળે પહોંચે છે.

એ જ પ્રમાણે સર્વબાહ્યમંડળેથી આવેલો ઉત્તર પશ્ચિમદિશાવર્તી સૂર્ય પણ જ્યારે સર્વાભ્યન્તરના ઉત્તરાર્દ્ધ મંડળે પ્રથમ ક્ષણે આવી પ્રથમક્ષણથી ઊર્ધ્વ ધીમે ધીમે કોઇ એવા પ્રકારની ગતિવિશેષ કરીને તે સર્વાભ્યન્તરના

---

૬૭—આ સંબંધમાં પરતીર્થિકોની વિપરીત ૧૧ પ્રતિપત્તિ છે તેવી જ રીતે દિન-રાત્રિમાનમાં ૧૮, મુ૦ ગતિમાં ૩, તાપક્ષેત્ર વિષયમાં ૧૨, તેના સંસ્થાન વિષયમાં ૧૬, લેશ્યામાં ૨૦, મંડળપરિધિમાં ૩, મંડલસંસ્થાનમાં ૮, જમ્બુ-અવગાહનામાં ૫ એમ જુદા જુદા વિષય ઉપર જુદી જુદી વિપરીત માન્યતાઓ છે તે અત્રે ન આપતાં શ્રીસૂર્ય પ્રજ્ઞપ્તિથી જોઇ લેવા ભલામણ કરીએ છીએ.

[ बाह्यमंडलथी अभ्यन्तर मंडले आवता ]

## भारत - ऐरवत [बे] सूर्य

उत्तरायणगति करता

[ पृष्ठ २५८ ]

भारत सूर्य

ऐर. सूर्य

आ चित्र पण छट्ठी मंडलाकृतिना भाववाळुं ज छे.

अहीं बन्ने सूर्यो बाह्यमंडलथी पुनः अभ्यन्तरमंडले प्रवेश करता जणाय छे.

આનંદ પ્રેસ ભાવનગર.

ઉત્તરાર્દ્ધમંડળમાંથી સંક્રમી પૂર્વવત્ સર્વ વ્યવસ્થા કરતો દ્વિતીય દક્ષિણાર્દ્ધ મંડળની કોટી ઉપર ( નૂતન સંવત્સરના આરંભ સમયે ) આવે છે, એ પ્રમાણે તે સૂર્ય ત્યાંથી-ઉત્તરપશ્ચિમગતમંડલોમાંથી દક્ષિણપૂર્વગત મંડલોમાં-દક્ષિણ પૂર્વગત મંડલોમાંથી ઉત્તરપશ્ચિમગત મંડલોમાં એક એક અહોરાત્ર પર્યન્તે $\frac{2}{61}$ ભાગ૦ દિનમાનની હાનિમાં કારણભૂત થતો પ્રત્યેક મંડળે ૨ યો૦ $\frac{48}{61}$ ભાગ ક્ષેત્ર વ્યતિક્રાન્ત કરતો થકો આગળ આગળના અર્દ્ધ અર્દ્ધ મંડલોની સીમામાં પ્રથમ ક્ષણે પ્રવેશ કરતો કરતો ધીમે ધીમે તે મંડલોને સ્વચારથી ચરતો સર્વાભ્યન્તરમંડળની અપેક્ષાયે ૧૮૨ અહોરાત્રવડે દક્ષિણ તરફના ૧૮૨ મા સર્વબાહ્યમંડલે આવે છે.

આ પ્રમાણે સર્વા૦ મંડલેથી સંક્રમીને આવેલા બન્ને સૂર્યો જ્યારે સર્વ બાહ્યમંડલે ઉત્તર-દક્ષિણ દિશામાં વર્તતા હોય છે ત્યારે દિનમાન જઘન્ય ૧૨ મુહૂર્તનું અને રાત્રિમાન ઉત્કૃષ્ટ અઢાર મુહૂર્તનું હોય છે.

એ જ પ્રમાણે સર્વબાહ્યમંડળે પ્રથમ ક્ષણે આવેલા દક્ષિણ તથા ઉત્તરદિશા સ્થાનવર્તી જે સૂર્યો જ્યારે પ્રથમ ક્ષણથી આગળ આગળ તથાવિધ ગતિવડે ધીમે ધીમે ગમન કરતા સૂર્યો પૈકી ઉત્તરદિશાગત સૂર્ય એક અહોરાત્ર પર્યન્તે ૨ યો૦ ૪૮ ભાગ જેટલું ચરક્ષેત્ર [1]**વ્યતિક્રમે** છતે બાહ્યમંડળ સંક્રમી સર્વબાહ્યથી અર્વાક્‌મંડળના દક્ષિણાર્દ્ધ ( દક્ષિણદિશાગત ) મંડળે પ્રથમ ક્ષણે પ્રવેશે છે, તે જ વખતે જ્યારે બીજો દક્ષિણદિશાગત સૂર્ય એક અહોરાત્ર પર્યન્તે ૨ યો૦ ૪૮ ભાગ જેટલું ક્ષેત્ર વ્યતિક્રમ થયા બાદ તે અર્વાક્ મંડળના ઉત્તરાર્દ્ધ મંડળે ઉત્તરાયણના પ્રથમક્ષણે વિવક્ષિત કોટી સ્થાને આવે છે. એમ દરેક મંડળોમાં જતાં અને આવતાં પ્રત્યેક મંડળ સ્થાનમાં બન્ને સૂર્યો પ્રથમ ક્ષણે એકી સાથે પ્રવેશે છે અને યુગપત્ સંક્રમણ કરે છે. આ અર્વાક્ મંડળે સૂર્ય આવવાથી સર્વબાહ્યમંડળે પ્રાપ્ત થતા ૧૨ મુ૦ દિનમાનમાં ઉત્તરાયણ હોવાથી દિવસ વૃદ્ધિગત થવાનો છે માટે $\frac{2}{61}$ મુ૦ ભાગ દિનમાનમાં વૃદ્ધિ, જ્યારે તેટલી જ-$\frac{2}{61}$ ભાગ રાત્રિમાનમાંથી હાનિ થએલી હોય છે. સર્વબાહ્યથી અર્વાક્‌મંડળે પ્રથમક્ષણે આવેલા તે સૂર્યો સર્વસ્વ દિશાગત અર્ધ અર્ધ મંડળોને કોઇ એક પ્રકારની ગતિવડે પૂર્ણ કરતા, પૂર્વની જેમ પણ વિપરીત ક્રમે ઉત્તરાર્દ્ધ-મંડળે રહેલો સૂર્ય દક્ષિણાર્દ્ધમાં આદિક્ષણે પ્રવેશી, અને દક્ષિણાર્દ્ધમંડળે રહેલ સૂર્ય ઉત્તરાર્દ્ધમંડળોના આદિ ક્ષણમાં પ્રવેશતો પ્રત્યેક અહોરાત્ર પર્યન્તે ૨ યો૦ ૪૮ ભાગ ક્ષેત્ર વીતાવતો થકો અને દિનમાનમાં $\frac{2}{61}$ ભાગની વૃદ્ધિ અને રાત્રિમાનમાં $\frac{2}{61}$ ભાગની હાનિમાં નિમિત્તરૂપ થયો થકો અનુક્રમે પ્રત્યેક સૂર્યો

અનન્તર અનન્તર મંડલાભિમુખ ચરતા થકા અને તે તે મંડલોમાં તે બન્ને આદિ ક્ષણે એકી સાથે સામ સામી પ્રવેશ કરતા અને તે તે મંડલો ચરીને સંક્રમણ કરતા તે સૂર્યો સર્વાભ્યન્તર અર્વાક્‌મંડળે ઉત્તર–દક્ષિણ દિશામાં આવે, હવે એ ઉત્તરાર્દ્ધમંડલમાં રહેલો સૂર્ય તે ઉત્તરદિશાગત મંડળને વિશિષ્ટ ગતિવડે ચરી–સંક્રમણ કરીને મેરૂથી દક્ષિણપૂર્વમાં આવેલા સર્વાભ્યન્તરમંડળે–દક્ષિણાર્દ્ધમંડળે પ્રથમ ક્ષણે આવે છે તે વખતે આ સૂર્ય નિષધપર્વતના સ્થાનથી આરંભાતા સર્વા૦ મંડળના પ્રથમક્ષણે (નીલવંત પર્વત ઉપર આવે છે એ વખતે, બન્ને સૂર્યોએ પ્રથમક્ષણે જે ક્ષેત્ર સ્પર્શ્યું તેની અપેક્ષાએ તે) સર્વાભ્યન્તર **મંડળ** એમ કહેવાય છે, આ પ્રમાણે છ–છ માસના દક્ષિણાયન–ઉત્તરાયણપૂર્વક એક સૂર્યસંવત્સર પૂર્ણ થાય છે.

સર્વબાહ્યમંડળથી આવેલા આ બન્ને સૂર્યો જ્યારે સર્વાભ્યન્તરમંડળે પ્રથમક્ષણે એક દક્ષિણમાં અને એક ઉત્તરમાં આવેલા હોય છે ત્યારે દિનમાન ઉત્કૃષ્ટ ૧૮૦ મુ. નું અને રાત્રિમાન જઘન્ય ૧૨ મુ૦ નું હોય છે.

અહીંઆ એટલું વિશેષ સમજવું જે સર્વાભ્યન્તરમંડળે જે સૂર્ય દક્ષિણાર્દ્ધમંડળમાં ચાર કરતો મેરૂના દક્ષિણ ભાગમાં પ્રકાશતો હતો તે જ ભારતસૂર્ય સર્વબાહ્યમંડલથી અર્વાક્‌મંડળે દક્ષિણાર્દ્ધમંડળને સંક્રમી જ્યારે છેલ્લા સર્વબાહ્યમંડળે આદિ ક્ષણે ઉત્તરાર્દ્ધમંડળે આવે છે ત્યારે તે સૂર્ય ઉત્તરદિશામાં પ્રકાશતો હોય છે.

અને જે સૂર્ય સર્વાભ્યન્તરમંડળે ઉત્તરદિશાગત રહ્યો થકો મેરૂના ઉત્તર ભાગને પ્રકાશતો હતો તે જ ઐરવતસૂર્ય સર્વબાહ્યમંડળે દક્ષિણાર્દ્ધમંડળ–દક્ષિણ દિશાગત પ્રકાશતો હોય છે, એ પ્રમાણે તે બન્ને સૂર્યો પ્રથમક્ષણથી ક્રમશઃ ચરતા ચરતા સર્વાભ્યન્તરમંડળે પોતપોતાના પ્રારંભ સ્થાને આવી જાય છે.

આ પ્રમાણે તેઓનો મંડળગતિચાર 'અથવા' અર્ધમંડલ સંસ્થિતિ ચાર છે.

**सूर्योदयविधिः—**

'જંબૂદ્વીપમાં રાત્રિ અને દિવસના વિભાગને પાડનાર બન્ને સૂર્યનો પ્રકાશ છે. એ બન્ને સૂર્યો સર્વાભ્યન્તરમંડળે જ્યારે હોય છે ત્યારે ભરતાદિક્ષેત્ર સ્થાનોમાં ઉદય પામતો 'ભારતસૂર્ય' તે દક્ષિણપૂર્વદિશામાં–શુદ્ધપૂર્વથી અર્વાક્ દક્ષિણ તરફ જંબૂની જગતીથી ૧૮૦ યો૦ અંદર નિષધ પર્વતે ઉદયને પામે છે ત્યારે તે જ સૂર્ય સ્થાનથી તિર્ચ્છી સમશ્રેણીએ ઉત્તર પશ્ચિમમાં તેવી જ

રીતે નીલવંત પર્વત ઉપર પ્રથમ ક્ષણે ઐરવતાદિ ક્ષેત્રોને સ્વઉદયથી પ્રકાશિત કરતો જમ્બૂદ્વીપનો બીજો 'ઐરવતસૂર્ય પ્રકાશે છે.' એમાં દક્ષિણ—પૂર્વમાં નિષધ પર્વતે રહેલો ભારતસૂર્ય જ્યારે પ્રથમ ક્ષણથી આરંભી આગળ આગળ કોઇ એક **વિશિષ્ટ પ્રકારની ગતિવડે** કરીને ભરત તરફ વધતો વધતો મેરૂની દક્ષિણ દિશાએ આવેલા ભરતાદિ ક્ષેત્રોને સ્વમંડલ પરિભ્રમણવડે પ્રકાશે છે.' ત્યારે ( ભારતસૂર્યે જે વખતે નિષધસ્થાને પ્રથમક્ષણથી આગળ વધવા માંડયું ) તેજ વખતે આ બાજુ તિર્છી સમશ્રેણીએ ઉત્તર-પૂર્વમાં નીલવંત પર્વત ઉપર રહેલો ઐરવતસૂર્ય પણ પ્રથમક્ષણથી ઊર્ધ્વ-આ૦ થી આગળ વિશિષ્ટ પ્રકારની સ્વમંડલ ગતિથી મેરૂની ઉત્તરે આવેલા તે ઐરવતાદિ ક્ષેત્રોને પ્રકાશિત કરતો જાય છે'

ઉ
ઐર૦માં ઉદય
પ
મેરૂ
પૂ
ભરતમાં ઉદય
દ

હવે જ્યારે ભરત તરફ વધી રહેલો તે ભારતસૂર્ય ભરતક્ષેત્રમાં આવી ત્યાંથી આગળ વધ્યો થકો દક્ષિણ-પશ્ચિમ દિશામાં આવતો થકો ( દક્ષિણ-પશ્ચિમના મધ્ય ભાગ સમીપે ) પશ્ચિમદિશા મધ્યવર્તી આવેલા પશ્ચિમમહાવિદેહક્ષેત્રમાં ઉદયરૂપ થાય છે અને ત્યાંથી આગળ આગળ અનન્તરમંડળની કોટીને અનુલક્ષી આગળ વધવા માંડે તેમ તે સંપૂર્ણ પશ્ચિમ મહાવિદેહક્ષેત્રને પ્રકાશિત કરી નાંખે છે.' એજ પ્રમાણે જ્યારે નીલવંત પર્વત સ્થાનથી ગમન કરી રહેલો ઐરવતસૂર્ય ઐરવતક્ષેત્રમાં આવી આગળ વધ્યો થકો ઉત્તર-પૂર્વ-દિશામાં આવતો થકો ( ઉત્તર-પૂર્વ મધ્ય સમીપે) પૂર્વવિદેહમાં ઉદયરૂપ થાય છે અને ક્રમે ક્રમે અપરમંડલાભિમુખ આગળ આગળ ગમન કરતો સંપૂર્ણ મહાવિદેહક્ષેત્રને પ્રકાશિત કરી નાંખે છે ત્યારે સર્વા-

ઉ
પ૦ મહા૦ વિ૦ માં ઉદય
પૂ
મેરૂ
પૂ૦ મહા૦ વિ૦ માં ઉદય
પ
દ

ભ્યન્તરમંડળના બન્ને સૂર્યો પૈકી એક સૂર્ય સર્વાભ્યન્તરમંડળના દક્ષિણાર્દ્ધને ચરી અનન્તર મંડળે ઉત્તરાર્દ્ધ મંડળની કોટીના પ્રથમક્ષણે પ્હોંચેલા હોય છે એજ પ્રમાણે તેજ વખતે બીજો સૂર્ય સર્વા૦ ના ઉત્તરાર્દ્ધ મં૦ ને ચરી અનન્તરમંડળે દક્ષિણાર્દ્ધમંડળની કોટી ઉપર પ્રથમક્ષણે પ્હોંચેલો હોય છે.

આ પ્રમાણે તેઓ પ્રથમ મંડળે ચરતા હોય ત્યારે સંપૂર્ણ પ્રમાણનો (૧૮ મુ૦) દિવસ અને જઘન્ય પ્રમાણ (૧૨ મુ૦) રાત્રિ હોય છે. ત્યારબાદના મંડળે ઉક્તવત્ સૂર્યોદય વિધિ, તથા દિનમાન પ્રતિમંડળે $\frac{૨}{૬૧}$ ભાગ ઘટાડતાં વિચારવું इति सर्वा० मंडले सूर्योदयविधिः ॥ इति प्रथमद्वारप्ररूपणा समाप्ता ॥

## ૨ प्रतिवर्षं सूर्यमंडलानां गतिः—संख्याप्ररूपणाचः—

સર્વાભ્યન્તરમંડળે રહેલા સૂર્યો પૈકી એક સૂર્ય જ્યારે નિષધે એટલે ભરતની અપેક્ષાએ તે દક્ષિણ-પૂર્વમાં (મેરૂ અપેક્ષાએ ઉત્તર-પૂર્વમાં) હોય ત્યારે તે સૂર્ય મેરૂની દક્ષિણદિશાવર્તી ભરતાદિ ક્ષેત્રોને પ્રકાશિત કરે છે, અને બીજો સૂર્ય તેની સામે તિર્ચ્છિદિશામાં—નીલવંત પર્વત ઉપર હોય છે તેમજ તે ઉત્તરપશ્ચિમ દિશામાં ગમન કરતો થકો મેરૂની ઉત્તરદિશાવર્તી ઐરવતાદિક્ષેત્રોને પ્રકાશિત કરે છે, એ પ્રમાણે મહાવિદેહમાટે વિચારીલેવું, આ બન્ને સૂર્યો પોતપોતાના મંડળોની દિશાતરફ—સ્વસ્થાનથી મંડલનો પ્રારંભ કરે, અને એ સર્વાભ્યન્તરમંડલ પ્રત્યેકસૂર્ય એક અહોરાત્રમાં અર્ધું અર્ધું ફરી રહે, આથી પ્રત્યેકસૂર્યને સમગ્ર સર્વાભ્યન્તરમંડળ ફરી રહેવા માટે બે અહોરાત્ર કાળ થાય, પરંતુ પ્રત્યેક મંડળ બન્ને સૂર્યોને પૂર્ણ કરવાનું હોય છે તેથી પ્રત્યેકસૂર્યને અર્ધ અર્ધ મંડળ ચાર માટે પ્રાપ્ત થાય છે, ( આથી જે જે દિશામાં સૂર્ય હોય તેણે દિશાગત ક્ષેત્રે એક એક અહોરાત્ર કાળ અર્ધ અર્ધ મંડળ સૂર્ય ચરતો જાય તેમ તેમ પ્રાપ્ત થતો જાય )

આ સર્વાભ્યન્તરમંડળનું પ્રથમ અહોરાત્ર તે ઉત્તરાયણનું અંતિમ અહોરાત્ર કહેવાય છે. આ પ્રમાણે બન્ને સૂર્યો બે અહોરાત્ર કાળવડે સર્વાભ્યન્તરમંડળને પૂર્ણ કરી જયારે બન્ને સૂર્યો બીજા મંડળમાં પ્રથમ ક્ષણે પ્રવેશ કરે ત્યારે તે મંડળ પણ પૂર્વવત્ ( પ્રથમ મંડળવત્ ) પ્રત્યેક સૂર્યને અર્ધ અર્ધ ચારમાટે પ્રાપ્ત થાય અને બન્ને સૂર્યો તે મંડળને બે અહોરાત્ર કાળ થયે પૂર્ણ કરે, આ પ્રમાણે આ બીજા મંડળનું જે અહોરાત્ર તે [૬૮]શાસ્ત્રીય નૂતન-સંવત્સરનું પહેલું ( શાસ્ત્રીય શ્રાવણ વદી ૧ આષાઢ વદી ૧ થી ) અહોરાત્ર કહેવાય છે.

---

૬૮ અત્યારે વ્યવહારમાં બેસતા વર્ષનો પ્રારંભ કોઇ જગ્યાએ કાર્તિકમાસ તેમ જ કોઇ

## ॥ सर्वाभ्यन्तर मंडलेथी सर्वबाह्यमंडले जतो पूर्वदिशावर्ती सूर्य ॥

[ पृष्ठ २६२ ] [ आकृति नं. २ ]

उ.

आकृति नं २

प. पू.

सर्वबाह्य मंडल

द.

आ आकृतिमां श्री मेरुपर्वतनी पूर्व दिशामां रहेलो सूर्य सर्वाभ्यन्तर मंडलमांथी नीकळी अनुक्रमे सर्वबाह्यमंडलमां जाय छे. एक दिशाना सूर्य संबंधी ज आ मंडलो होवाथी आ मंडलोनुं परस्पर अंतर [ २$\frac{४८}{६१}$+२$\frac{४८}{६१}$ ] ५ यो. $\frac{३५}{६१}$ भाग समजवुं. आ प्रमाणे एक दिशानी अपेक्षाए सूर्य-मंडलो आपवामां आव्या होय त्यां सर्वत्र उक्त ज मंडलान्तर जाणवुं.

આનંદ પ્રેસ–ભાવનગર.

આથી જ જ્યારે સૂર્ય સર્વબાહ્યમંડળે આવી સર્વબાહ્યમંડળના બીજા (૧૮૩મા) મંડળમાં પ્રથમક્ષણે પ્રવેશ કરી જે અહોરાત્રવડે એ મંડળ પૂર્ણ કરે તે અહોરાત્ર 'उत्तरायण' ના પ્રારંભ કાળનું પ્રથમ અહોરાત્ર કહેવાય છે. જેમ દક્ષિણાયનનો પ્રારંભ સર્વાભ્યન્તર-પ્રથમમંડળ વર્જીને ગણાય છે તેમ ઉત્તરાયણનો પ્રારંભ પણ સર્વબાહ્ય મંડળ વર્જી-દ્વિતીય મંડળથી ગણાય છે, અને તે યોગ્ય જ છે, કારણ કે સૂર્ય સર્વાભ્યન્તર મંડળના દ્વિતીય મંડળથી માંડી જ્યારે અંતિમ સર્વબાહ્યમંડળ (પ્રથમ વર્જી ૧૮૩ મંડળ) ફરી રહે ત્યારે દક્ષિણાયનનો (સૂર્ય દક્ષિણદિશા તરફ રહેલા સર્વ બાહ્યમંડળ તરફ જતો હોવાથી) જે ૬ માસનો કાળ તે યથાર્થ પ્રાપ્ત થાય છે. એ જ પ્રમાણે સૂર્ય જ્યારે સર્વબાહ્યમંડલના દ્વિતીય મંડળથી આરંભીને જ્યારે સર્વાભ્યન્તર મંડળે પ્રથમ ક્ષણે આવી તે મંડળ ફરી રહે ત્યારે ઉત્તરાયણનો જે ૬ માસ કાળ તે પણ યથાર્થ પૂર્ણ થાય છે.

અહીંઆ એટલું વિશેષમાં સમજવું કે પ્રતિવર્ષે બન્ને સૂર્યોનું સર્વાભ્યન્તર-પ્રથમ મંડળ અને સર્વ બાહ્ય-તે અંતિમ મંડળ એ બે મંડળો વર્જી બાકીના ૧૮૨ મંડળે (દક્ષિણાયન પ્રસંગે) જતાં અને ઉત્તરાયણ પ્રસંગે આવતાં એમ બેવાર જવું-આવવું થાય છે. જ્યારે સર્વાભ્યન્તર અને સર્વબાહ્યમંડળે સૂર્યોનું સારાએ સંવત્સરમાં એક જ વાર આવાગમન થાય છે [ કારણ કે કલ્પના તરીકે વિચારતાં સર્વ બાહ્યમંડળથી આગળ ફરવાને અન્ય મંડળ છે જ નહીં કે જેથી સૂર્યોને આગળનું મંડળ ફરીને સર્વબાહ્યમંડળે બીજીવાર-આવવાનું અને, તેવી જ રીતે સર્વાભ્યન્તરમંડળથી અર્વાક્-અંદર પણ મંડળ નથી જેથી સર્વાભ્યન્તરમંડળે પણ બે વાર ફરવાનો અવસર પ્રાપ્ત થાય, એ વસ્તુ જ નથી ત્યાં પછી બે વારના આવાગમનની વિચારણા અસ્થાને છે. ]

આ પ્રમાણે તે બન્ને સૂર્યોનો સર્વાભ્યન્તર અને સર્વબાહ્યમંડળનો થઈ બે અહોરાત્ર કાળ, અને વચ્ચેના ૧૮૨ મંડળે સૂર્યનું સંવત્સરમાં બે વાર આવવાનું થતું હોવાથી પ્રત્યેક મંડળાશ્રયી બે અહોરાત્ર કાળ થતો હોવાથી ૧૮૨

---

જગ્યાએ ચૈત્રમાસની શુકલ પ્રતિપદાથી ગણાય છે આ કાર્તિક માસથી વર્ષનો પ્રારંભ ગણવાની પ્રવૃત્તિ વિક્રમરાજાના સમયથી શરૂ થયેલ છે, જે રાજા પ્રજાને અનૃણી (દેવા રહિત) કરે તે રાજાનો જ સંવત્સર પ્રજાજનો ખુશી થઈ પ્રવર્ત્તાવે એવો ચાલુ પ્રવાહ છે. આ કાર્તિકમાસથી શરૂ થતા વર્ષારંભના દિવસે સૂર્ય યુગમર્યાદા પ્રમાણે પ્હેલા વર્ષે ૧૦૪ વા ૧૦૫ મંડળે, બીજા વર્ષ ૯૩મા, ત્રીજા વર્ષે ૮૧ ચોથા વર્ષે ૮૯ અને પાંચમા વર્ષે ૮૭ મા મંડલે હોય, આ સ્થૂલ ગણિત હોવાથી કદાચિત ૦ા-૧ મંડલથી વધુ તફાવત સમજવો નહિ.

મંડળાશ્રયી ૩૬૪ દિવસ કાળ–તેમાં પૂર્વોક્ત બે મંડળનો બે અહોરાત્રિકાળ પ્રક્ષેપતાં ૩૬૬ દિવસ કાળ ૧ સંવત્સરનો પ્રાપ્ત થાય.

ઉપરોક્ત કથનાનુસારે સૂર્યો દક્ષિણાભિમુખ ગમન કરતા સર્વાભ્યન્તરમંડળના દ્વિતીય મંડળથી લઈ સર્વબાહ્યમંડળના અંતિમ–૧૮૪મા મંડળે પહોંચે છે, અહિં સર્વબાહ્યમંડળ દક્ષિણે હોવાથી સૂર્યની દક્ષિણાભિમુખ ગતિને અંગે થતો ૬ માસ કાળ તે સર્વ दक्षिणायन નો કહેવાય છે. આ દક્ષિણાયનનો આરંભ થવા માંડે ત્યારથી સૂર્ય સર્વબાહ્યમંડળ તરફ હોવાથી ક્રમે ક્રમે તે સૂર્યનો પ્રકાશ તે તે ક્ષેત્રોમાં ઘટતો જાય છે, આપણે તેના તેજની પણ મન્દતા જોઇએ છીએ, અર્થાત્ તેથી દિનમાન [૬૯]ટૂંકું થતું જાય છે અને રાત્રી [૭૦]લંબાતી જાય છે.

એ સૂર્યો જ્યારે સર્વબાહ્યમંડળમાંથી પુનઃ પાછા ફરતા દ્વિતીય મંડળથી માંડી ઉત્તરાભિમુખ ગમન કરતા જંબૂદ્વીપમાં પ્રવેશી સર્વબાહ્યમંડળની અપેક્ષાએ ઉત્તરદિશામાં રહેલા સર્વાભ્યન્તરે–પ્રથમમંડળે આવે ત્યારે બીજા મંડળથી સર્વાભ્યન્તરમંડળ સુધીના ૧૮૩ મંડળોના પરિભ્રમણનો ૬ માસ પ્રમાણ કાળ તે 'उत्तरायण' નો કહેવાય છે, દક્ષિણાયન પૂર્ણ થાય–એટલે અંતિમ મંડળ વર્જી દ્વિતીયમંડળે 'उत्तरायण' નો પ્રારંભ થાય, ત્યાંથી સૂર્ય સર્વાભ્યન્તરમંડળ તરફ વધતો હોવાથી પૂર્વે તે સૂર્યના પ્રકાશમાં દક્ષિણાયન પ્રસંગે હાનિ થતી હતી એને બદલે હવે ક્રમેક્રમે તેના તેજમાં વૃદ્ધિ–થતી જાય અને પ્રકાશ–ક્ષેત્ર વધારતો જાય, તેથી તે તે ક્ષેત્રોમાં ક્રમેક્રમે દિનમાન વધતું જાય જ્યારે રાત્રિમાન ઘટતું જાય છે.

વધુમાં અહિંઆ એ પણ સમજવું જે સૌરમાસ–સૂર્યસંવત્સર–દક્ષિણાયન–અવસર્પિણી–ઉત્સર્પિણી–યુગ–પલ્યોપમ–સાગરોપમ ઇત્યાદિ સર્વ કાળભેદોને સમાપ્ત થવાનો પ્રસંગ કોઇપણ મંડળે જો આવતો હોય તો સર્વાભ્યન્તરમંડળ પૂર્ણ થતાં જ એટલે કેવળ દક્ષિણાયન અથવા કર્કસંક્રાતિના પ્રથમ દિવસે આષાઢી પૂનમે આવે છે અને વળી સર્વપ્રકારના કાળભેદોનો પ્રારંભ સર્વાભ્યન્તરમંડળથી દ્વિતીયમંડળે એટલે દક્ષિણાયનના ૬ માસિક કાળના પ્રથમ દિવસના પ્રારંભ સાથે જ શ્રાવણ વદિ ૧ મે (ગુજરાતી) અષાઢ વદિ ૧ મે, અભિજિત્ નક્ષત્રયોગે પ્રાવૃટ્ ઋતુના આરંભમાં ભરત–ઐરાવતમાં દિવસની આદિમાં અને વિદેહક્ષેત્રમાં રાત્રિના પ્રારંભમાં યુગની શરૂઆત થાય છે.

૬૯–૭૦ આ વખતે દક્ષિણાયન હોવાથી પૂર્વદિશામાં પણ દરરોજ દક્ષિણ તરફ ખસતો ખસતો સૂર્ય દક્ષિણદિશા તરફ ઉદય પામતો પામતો દેખાય છે અને ઉત્તરાયણમાં પૂર્વદિશામાં પણ ઉત્તર તરફ ખસતો ખસતો સૂર્ય ઉત્તર તરફ ઉદય પામતો હોય તેમ દેખાય છે.

# सर्वाभ्यन्तर मंडलेथी सर्वबाह्य मंडले गमन अने सर्वबाह्य मंडलेथी पुनः सर्वाभ्यन्तर मंडले पूर्व दिशाना एक ज सूर्यनुं आगमन ॥

[ पृष्ठ २६४ ] [ आकृति नं. १ ]

उ.

आकृति नं: १

प. पू.

द.

आ आकृतिमां मेरुनी पूर्व दिशामां रहेलो सूर्य सर्वाभ्यन्तर मंडलमांथी नीकळी अनुक्रमे सर्वबाह्य मंडले मेरुनी पश्चिम दिशामां जाय छे अने सर्वबाह्य मंडलेथी नीकळी अनुक्रमे पुनः सर्वाभ्यन्तर मंडले आवे छे. मंडलान्तर एक सूर्यनी अपेक्षाए ५ यो. ३५/६१ समजवुं ॥

આનંદ પ્રેસ—ભાવનગર.

એ પ્રમાણે સર્વ બાહ્યમંડળમાંથી અભ્યન્તર મંડળે આવતા પ્રત્યેક સૂર્યને પ્રત્યેક મંડળે એકએક અહોરાત્ર કાળ (સ્વસ્વ અર્ધ-અર્ધમંડળ આશ્રયી) થતો જાય છે. એ પ્રમાણે સર્વાભ્યન્તરમંડળથી સર્વબાહ્યમંડળે જનાર સૂર્યને પણ પ્રતિમંડળે એકએક અહોરાત્રકાળ થાય છે—એ ઉત્તરાયણ-દક્ષિણાયનનો (૧૮૩+૧૮૩) કાળ ભેગો કરતાં ૩૬૬ દિવસ પ્રમાણ થાય છે, જે દિવસો એક સંવત્સર પ્રમાણ છે.

॥ इति द्वितीयद्वारप्ररूपणा ॥

## २ संवत्सरना प्रत्येक रात्रि-दिवसोनी प्रमाण प्ररूपणाः—

જ્યારે બન્ને સૂર્યો સર્વાભ્યન્તરમંડળે દક્ષિણના તથા ઉત્તરના અર્દ્ધમંડળોમાં હોય ત્યારે દિનમાન ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ અઢાર મુહૂર્તપ્રમાણ હોય છે, કારણ કે ઉત્તરાયણકાળ પોષ માસમાંથી શરૂ થઇ આષાઢમાસે ૬ માસ કાળ પ્રમાણ પૂર્ણ થવા આવે છતે તે કાળ અંતિમ હદે પહોંચ્યો હોય છે અને સર્વબાહ્યમંડળના દ્વિતીય મંડળથી આરંભાતા ઉત્તરાયણ કાળમાં (સૂર્ય જેમ જેમ સર્વ બાહ્યમંડળોમાંથી સર્વાભ્યન્તરમંડળોમાં પ્રવેશ કરતો જાય તેમ તેમ) દિવસ ક્રમેક્રમે વૃદ્ધિગત થતો જાય છે.

અને આ સૂર્ય જ્યારે સર્વાભ્યન્તરમંડળે પ્રથમક્ષણે આવે તદા ઉત્તરાયણની સમાપ્તિના અંતિમ મંડળે આવી પહોંચ્યો કહેવાય છે, તેથી તે અંતિમ મંડળે દિનમાન ઉત્કૃષ્ટમાં-ઉત્કૃષ્ટ અઢાર મુહૂર્ત પ્રમાણ હોય તે સહજ છે.

ત્યારબાદ સર્વાભ્યન્તર મંડળે આવી ચુકેલા સૂર્યો દક્ષિણાયનનો આરંભ કરતા સર્વબાહ્યમંડલ સ્થાન તરફ જવાની ઇચ્છાથી જેમ જેમ અન્ય અન્ય મંડળોમાં ગતિ કરતા જાય તેમ તેમ નિરંતર ક્રમશઃ દિવસ ટુંકાતો જાય, એટલે જ્યારે તે બન્ને સૂર્યો સર્વાભ્યન્તર મંડળ ફરી નૂતનસંવત્સરને કરનાર દ્વિતીય મંડળમાં પ્રથમક્ષણે પ્રવેશ કરે ત્યારે એક જ મંડળ આશ્રયી સૂર્યની ગતિ વૃદ્ધિમાં એક મુહૂર્તના $\frac{2}{61}$ ભાગ મુહૂર્તનું દિનમાન ઓછું થઇ જાય, જ્યારે બીજી બાજુ સર્વાભ્યન્તરમંડળે જે રાત્રનું પ્રમાણ હતું તેમાં તેટલી જ $\frac{2}{61}$ ભાગ મુહૂર્તની પ્રથમક્ષણે વૃદ્ધિ થતી જાય [ કારણ કે અહોરાત્રનું સિદ્ધ ૨૪ કલાક ૩૦ મુહૂર્તનું જે પ્રમાણ તે તો યથાર્થ રહેવું જ જોઇએ ], એ જ પ્રમાણે એ સૂર્ય જ્યારે નૂતન સૂર્યસંવત્સરના બીજા અહોરાત્રમાં અથવા તો સર્વાભ્યન્તર મંડળની અપેક્ષાએ ત્રીજા મંડળમાં પ્રથમક્ષણે પ્રવેશ કરી જાય તદા $\frac{2}{61}$ ભાગ દિનમાન બીજા મંડળના દિનમાન પ્રમાણમાંથી પ્રથમક્ષણે ઘટે, [ સર્વાભ્યન્તર

મંડળની અપેક્ષાએ ૨/૬૧ ભાગ મુહૂર્ત દિનમાન ઘટે ] જ્યારે રાત્રિપ્રમાણમાં તેટલી જ વૃદ્ધિ થતી જાય. આ પ્રમાણે પ્રત્યેકમંડળે સર્વાભ્યન્તરમંડળના ૧૮ મુ૦ પ્રમાણ દિનમાનમાંથી અથવા પૂર્વપૂર્વ મંડળના દિનમાનમાંથી એક મુહૂર્તના એકસઠીયા બે ભાગ=૨/૬૧ ભાગની પ્રથમક્ષણે હાનિ થતાં થતાં અને તે પ્રમાણે પૂર્વ પૂર્વના રાત્રિ પ્રમાણમાં પ્રથમક્ષણે તેટલી જ ( ૨/૬૧ ભાગ મુ૦ની ) વૃદ્ધિ થતાં થતાં, બન્ને સૂર્યો જ્યારે જ્યારે તેવા પ્રકારની એક ગતિ વિશેષ કરીને અનન્તર અનન્તર મંડળોમાં ધીમેધીમે આદિ પ્રદેશે થઇ પ્રવેશ કરતાં, સૂર્યસંવત્સર મંડળઅપેક્ષાથી ૧૮૩ મા મંડળમાં ( સૂર્ય સંવત્સર મંડળનો પ્રારંભ બીજા મંડળથી શરૂ થાય છે માટે સૂર્ય સંવત્સરમંડળની અપેક્ષાએ ૧૮૪ મું મંડળ તે ૧૮૩ મું ગણત્રીમાં આવે ) અર્થાત્ સર્વબાહ્યમંડળમાં સર્વાભ્યન્તર-મંડળનો દક્ષિણવર્તી સૂર્ય ઉત્તરમાં અને ઉત્તરવર્તી સૂર્ય દક્ષિણમાં આવે ત્યારે પૂર્વે સર્વાભ્યન્તરમંડળે જે ૧૮ મુહૂર્તનું દિનમાન હતું તેમાંથી એકંદર ૩૬૬/૬૧ ભાગ મુહૂર્ત પ્રમાણ દિનમાન ઘટે.

તે ભાગોના મુહૂર્ત કાઢવા ૩૬૬ ભાગને એકસઠવડે ભાગતા કુલ ૬ મુહૂર્ત પ્રમાણ દિનમાન સર્વાભ્યન્તરમંડળના ૧૮ મુહૂર્ત પ્રમાણમાંથી ઘટી જવાથી ૧૨ મુહૂર્ત પ્રમાણ દિનમાન સર્વબાહ્યમંડળે સૂર્ય હોય ત્યારે હોય, એ પ્રમાણે પૂર્વોક્ત નિયમાનુસાર સર્વાભ્યન્તર મંડળના ૧૨-મુહૂર્ત રાત્રિ પ્રમાણમાં વધારો કરવાનો હોવાથી સૂર્ય સર્વબાહ્યમંડળે પહોંચે ત્યારે તેટલી જ ૬ મુહૂર્ત પ્રમાણ વૃદ્ધિ સવા૦ મંડળના ૧૨ મુ. રાત્રિ પ્રમાણમાં કરવાથી ૧૮ મુહૂર્ત પ્રમાણ લાંબી રાત્રી સૂર્ય સર્વબાહ્યમંડળે હોય ત્યારે હોય, આ પ્રમાણે દિનમાનમાં ન્યૂનતા અને રાત્રિમાનમાં વૃદ્ધિ 'દક્ષિણાયન' પ્રસંગે થઇ.

એ પ્રમાણે સર્વબાહ્યમંડળે પહોંચેલા સૂર્યો જ્યારે તે અંતિમ મંડળથી સંક્રમણ કરીને તેની પૂર્વેના-( સર્વાભ્ય૦ મંડળની અપેક્ષાએ ) ૧૮૩ માં મંડળમાં દક્ષિણવર્તી ઉત્તરાર્દ્ધમંડળમાં-ઉત્તરવર્તી દક્ષિણાર્દ્ધમંડળમાં પ્રવેશ કરે ત્યારે ઉત્તરાયણ આરંભાતી હોવાથી તેમજ દિવસ વૃદ્ધિગત થવાનો હોવાથી ( ન્યૂન થયેલા ) દિનમાનમાં ૨/૬૧ મુહૂર્તાંશની વૃદ્ધિ સર્વબાહ્યમંડળ ગત જે દિનમાન હતું તેમાં કરતાં જવું અને તેટલાજ પ્રમાણ ૨/૬૧ મુહૂ-ર્તાંશની સર્વબાહ્યમંડલના રાત્રિમાનમાં પ્રતિમંડળે ક્રમેક્રમે ઓછી કરતાં જવું, આ પ્રમાણે દિનમાન વધતું જાય અને રાત્રિ ટુંકાતી જાય, એમ કરતાં કરતાં જ્યારે તે બન્ને સૂર્યો દક્ષિણથી ઉત્તર અને ઉત્તરથી દક્ષિણાર્દ્ધના મંડ-ળોમાં પ્રથમક્ષણે પ્રવેશ કરતા કરતા ઉત્તરે રહેલા સર્વાભ્યન્તરમંડળે પ્રથમક્ષણે

॥ सर्वबाह्यमंडले पहोंचेला पूर्व सूर्यनुं पुनः सर्वाभ्यन्तर मंडले आगमन ॥

[ पृष्ठ २६६ ]

[ आकृति नं. ४ ]

उ.

सर्वबाह्य मंडल

प.

सर्वाभ्यन्तरमंडल

मेरु

पू.

आकृति नं. ४

द.

आ आकृतिमां मेरुनी पूर्व दिशाना सर्वाभ्यन्तर मंडलथी नीकळी मेरुनी पश्चिम दिशामां सर्वबाह्य मंडले पहोंचेलो सूर्य, सर्वबाह्यमंडलमांथी पुनः नीकळी सर्वाभ्यन्तरमंडलमां क्रमशः आवे छे. तेओनुं मंडलान्तर [ २$\frac{४८}{६१}$+२$\frac{४८}{६१}$ यो. ] ५ यो. $\frac{३५}{६१}$ समजवुं ॥

આનંદ પ્રેસ-ભાવનગર.

આવે ત્યારે પૂર્વે ૧૮ મુહૂર્ત પ્રમાણનું જે દિનમાન અને ૧૨ મુહૂર્ત પ્રમાણનું રાત્રિમાન કહ્યું હતું તે યથાર્થ આવી રહે, આ પ્રમાણે ૧૮૩ અહોરાત્રવડે પ્રથમ દક્ષિણાયન સમાપ્ત થયા બાદ તેટલા જ ૧૮૩ અહોરાત્રવડે ઉત્તરાયણ સમાપ્ત થાય, એ બન્ને અયનનો ( ૬+૬ માસ કાળવડે એક સૂર્ય સંવત્સર— પણ સમાપ્ત થાય. )

અહીંયા એટલું વિશેષ સમજવું કે જ્યારે સૂર્ય સર્વાભ્યન્તર મંડળે હોય ત્યારે મ્હોટામાં મ્હોટો [૭૧]૧૮ મુહૂર્તપ્રમાણ દિવસ હોય ( શાસ્ત્રીય ગણિતથી જેમ પહેલાવર્ષે આષાઢી પૂનમે ) અને સર્વબાહ્યમંડળે સૂર્ય હોય ત્યારે નાનામાં નાનો ૧૨ મુહૂર્તપ્રમાણ દિવસ થયેલો હોય ( જેમ પહેલા વર્ષે માઘ વદી ૬ ઠ્ઠે શાસ્ત્રીય માઘમાસનો છઠ્ઠો દિવસ. )

એ પ્રમાણે જ્યારે સૂર્ય સર્વાભ્યન્તરમંડળે હોય ત્યારે રાત્રિ ઓછામાં ઓછી [૭૨]૧૨ મૂહૂર્તપ્રમાણ હોય જેમ પ્હેલાવર્ષે આપણી શાસ્ત્રીય આષાઢી પૂનમે, અને જ્યારે સર્વબાહ્યમંડળે હોય તદા રાત્રિમાન વધારામાં વધારે ૧૮ મુહૂર્તનું હોય ( જેમ પ્હેલા વર્ષે માઘ વદી ૬ ઠ્ઠે ). આથી એ થયું કે સમગ્ર સંવત્સરમાં મ્હોટામાં મ્હોટો એક જ દિવસ અને ન્હાનામાં નાનો પણ એક જ દિવસ હોય, બાકીના કોઈ પણ મંડળે રાત્રિમાન તથા દિનમાન વધઘટ પ્રમાણવાળું હોય.

## विदेहादिक्षेत्रमां त्रणमुहूर्तने अंगे विचारणाः—

જ્યારે મેરૂપર્વતના દક્ષિણાર્દ્ધભાગે ( નિષધથી શરૂ થયેલો સૂર્ય સ્વચારિત અર્દ્ધમંડલના મધ્યભાગે આવે ત્યારે ) અને ઉત્તરભાગે-ઉત્તરાર્દ્ધે એટલે નીલવંત-પર્વતથી શરૂ થતો સૂર્ય જ્યારે સ્વચારિત ઉત્તર તરફ ચરવાના મંડળના મધ્ય ભાગે

---

૭૧ સર્વાભ્યન્તર મંડળે સૂર્યની ગતિ પૂનમીયા મહીના પ્રમાણે અને જૈની પંચાંગ પ્રમાણે બીજા અષાઢ શુદિ પૂનમે શ્રાવણ વદિ ૧૨ સે, શ્રાવણ શુદિ ૯ મીએ, શ્રા૦ વદિ ૬ ઠ્ઠે અને શ્રા૦ શુદિ ૩ જે એ જ નિયત માસ-તિથિઓમાં હોય અને એ જ વખતે ૧૮ મુ. દિ૦ અને ૧૨ મુ. રાત્રિમાન હોય અને એ દિવસોમાં પ્રાવૃડ્ ઋતુનો પ્રથમ દિવસ અને ૩૧ મો દિવસ જ ( અથવા ૩૧ મી તિથિ હોય, અને ૩૧ મો દિવસ વ્યતીત થયેલો હોય અને તિથિ પ્રાયઃ પૂર્ણ થયેલી હોય ).

૭૨ ત્યારે હેમન્તઋતુ માઘમાસ પૂનમીયા મહીના તથા જૈનીપંચાંગ પ્રમાણે માગ વદિ ૬, માઘ શુદિ ૩, પોષ શુદિ ૧૫, માઘ વદિ ૧૨, માઘ શુદિ ૯ એ જ નિયત દિવસોમાં ૧૨ મું૦ રાત્રિ અને ૧૮ મુ૦ દિનમાન હોય અને હેમન્તઋતુનો ૩૧ મો દિવસ અથવા ૩૨ મી તિથિ સુધની અપેક્ષાએ જાણવી.

આવે ત્યારે એમ બન્ને ભાગોમાં ઐરવત અને ભરતક્ષેત્રે બન્ને સૂર્યો પરસ્પર સમશ્રેણીએ આવેલા હોય ત્યારે સૂર્યના અસ્તિત્વપણાને અંગે દિવસ વર્તતો હોય તે વખતે જાણે દિવસના તેજસ્વી દેદીપ્યમાન–ઉગ્રસ્વરૂપથી રાત્રિ ભયભીત બની અન્યક્ષેત્રે ગઇ ન હોય ? તેમ સૂર્ય સર્વા૦ મંડળે હોવાથી જઘન્ય–૧૨ મુ૦ માનવાળી રાત્રિ પૂર્વ ( પૂર્વવિદેહમાં ) અને પશ્ચિમ ( પશ્ચિમવિદેહમાં ) દિશામાં ગયેલી હોય છે.

હવે જ્યારે મેરૂપર્વતની પૂર્વ અને પશ્ચિમદિશાને વિષે ( બન્ને વિદેહમાં ) સૂર્ય વર્તતા હોય અને તેથી ત્યાં દિવસનું અસ્તિત્વ હોય ત્યારે પૂર્વવત્ દક્ષિણ અને ઉત્તર દિશાગત જે (ભરત–ઐરવત) ક્ષેત્રો તેને વિષે પૂર્વવિદેહમાં જેમ રાત્રિ કહી હતી તેમ અહા પણ તેટલા જ માનવાળી ૧૨ મુ૦ જઘન્યરાત્રિ વર્તતી હોય છે.

આથી એ તો સ્પષ્ટ જ સમજવું કે જે જે ક્ષેત્રોમાં જે જે કાળે–( જે જે મંડળે )–રાત્રિમાન ૧૨ મુહૂર્ત્તનું હોય, ત્યાં તે જ ક્ષેત્રોમાં તે તે કાળે દિનમાન અવશ્ય ઉત્કૃષ્ટ પ્રમાણવાળું ( ૧૮ મુ૦ ) હોય, કારણ કે સર્વથી જઘન્યમાં જઘન્ય રાત્રિમાન–૧૨ મુહૂર્ત્ત સુધીનું હોય છે, અને સર્વથી ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ દિનમાન ૧૮ મુહૂર્ત્ત સુધીનું હોઇ શકે છે.

આ કારણથી જ્યાં રાત્રિ સર્વથી લઘુતમ–જઘન્ય હોય ત્યારે તે તે ક્ષેત્રગત દિવસ સર્વોત્કૃષ્ટ પ્રમાણવાળો હોય જ. અને જે જે મંડળે–જે જે કાળે રાત્રિ અથવા દિવસનું પ્રમાણ ( પૂર્વોક્ત દિવસ યા રાત્રિના જઘન્ય ૧૨ મુ૦ અને ઉત્કૃષ્ટ ૧૮ મુહૂર્ત્તના યથાર્થ પ્રમાણમાંથી ) જે જે ક્ષેત્રોમાં જેટલા જેટલા અંશે વધઘટવાળું હોય, ત્યારે તે જ ક્ષેત્રોમાં તે કાળે રાત્રિ અથવા દિવસનું દિનમાન પણ વધઘટવાળું હોય.

આથી એટલું ચોક્કસ સમજી રાખવું કે કોઇ પણ ક્ષેત્રે–કોઇપણ મંડળે–કોઇ પણ કાળે અહોરાત્ર પ્રમાણ તો ત્રીશ મુહૂર્ત્તનું જ હોય છે, ( જો કે ઇતરોમાં બ્રહ્મા અપેક્ષાએ જુદું છે ) કોઇ પણ ક્ષેત્રમાં કોઇ પણ કાળે તે અહોરાત્ર કાળમાં કદી પણ ફેરફાર થયો નથી અને થશે પણ નહીં, રાત્રિ અથવા દિવસનું પ્રમાણ ભલે વધઘટવાળું થયા કરે પણ બન્નેના માનનો સરવાળો કરીએ ત્યારે ઉક્ત ૩૦ મુહૂર્ત્તપ્રમાણ આવ્યા વિના નહિ જ રહે.

**શંકા**—ઉપર્યુક્ત લખાણ વાંચતાં કોઇક વાંચકને શંકા થશે કે જ્યારે તમોએ ભરત–ઐરવત ક્ષેત્રે સૂર્યનો પ્રકાશ ૧૮ મુહૂર્ત સુધી રહેલો હોય ત્યારે બન્ને પૂર્વ–પશ્ચિમ–વિદેહમાં માત્ર ૧૨ મુહૂર્ત પ્રમાણવાળી ( સૂર્યના અભાવ-

## ॥ सर्वाभ्यन्तरमंडलेथी सर्वबाह्यमंडले जता पूर्व अने पश्चिम दिशाना [बे] सूर्यो ॥

[ पृष्ठ २६८ ] [ आकृति नं. ५ ]

उ.

सर्वाभ्यन्तर मंडल

आकृति नं. ५

मेरु

प.

पू.

द.

आ आकृतिमां मेरुनी पूर्व अने पश्चिम बन्ने दिशामां सर्वाभ्यन्तर मंडले वर्तता बन्ने सूर्यो क्रमशः सर्वबाह्यमंडले जाय छे.

आ आकृतिमां बन्ने सूर्योना मंडलो साथे दर्शावेला होवाथी मंडलान्तर २ यो. $\frac{48}{61}$ योजननुं समजवुं ॥

આનંદ પ્રેસ—ભાવનગર.

[illegible] ) રાત્રિ વર્તતી હોય એમ કથન કર્યું, તો અમે પૂછીએ છીએ કે એ બન્ને વિદેહગત ૧૨ મુહૂર્તવાળી રાત્રિ પૂર્ણ થયે ત્યાં કયો કાળ હોય ? કારણ કે એ બન્ને વિદેહગત રાત્રિમાન પૂર્ણ થયે ત્યાં નતો હોય સૂર્યનો પ્રકાશ નતો હોય ત્યાં રાત્રિકાળ ! કારણ કે ત્યાં રાત્રિ ભલે વીતી ગઈ પણ હજુ ભરત ઐરવત ક્ષેત્રે દિનમાન અઢાર મુહૂર્તનું હોવાથી, પૂર્વા–પર બન્ને વિદેહગત રાત્રિ માનની અપેક્ષાએ હજુ ૬ મુહૂર્તકાળ સુધી સૂર્યને ભરતક્ષેત્રમાં (અથવા ઐરવતક્ષેત્રમાં) પ્રકાશ આપવાનો છે અર્થાત્ ભરત–ઐરવતક્ષેત્રે ૬ મુ૦ પ્રમાણ દિવસ બાકી છે, તો પછી પૂર્વ–પશ્ચિમ વિદેહમાં રાત્રિકાળ વિત્યે કયો કાળ સમજવો ?

**સમાધાન**—આ પ્રશ્નના સમાધાનમાં સમજવું જે–ભરતક્ષેત્રે પ્રકાશ આપતો ભારતસૂર્ય ક્રમે ક્રમે પશ્ચિમવિદેહની અન્તિમ હદ–કોટી તરફ દૃષ્ટિ રાખતો જ્યારે ભરતક્ષેત્રમાં પંદર મુહૂર્ત પ્રમાણ દિનમાન પૂર્ણ કરે, અર્થાત્ ભરતક્ષેત્રે ૩ મુહૂર્ત સુધી પ્રકાશ આપવો બાકી રહે ત્યારે પૂર્વબાજુથી ખસતા અને પશ્ચિમગત દૂર દૂર ક્ષેત્રમાં આગળ આગળ તેજનો પ્રસાર કરતા ભારતસૂર્યના પ્રકાશે હજુ વિદેહક્ષેત્રમાં નહી પણ વિદેહક્ષેત્રની નજીક–હદના સ્થાન સુધી સ્પર્શના કરી, જ્યારે આ બાજુ તે વખતે વિદેહમાં પણ રાત્રિ પૂર્ણ થઈ નથી પણ પૂર્ણ–થવાની કોટી ઉપર આવી ચૂકી છે. આ વખતે એ ભારત સૂર્ય ભરતક્ષેત્રગત સંપૂર્ણ પંદર મુહૂર્ત પૂર્ણ કરતો આગળ વધે કે તૂર્તજ તેનો પ્રકાશ પણ તેટલો તેટલો દૂર દૂર આગળ આગળ ફેંકાતો જાય (અને પાછળ પાછળથી ખસતો જાય ) કારણ કે સૂર્યના પ્રકાશની પૂર્વ પશ્ચિમ–લંબાઇરૂપ પ્હોળાઈ જો કે દર સમયે પરાવર્ત્તન સ્વભાવવાળી છે, પરંતુ એ પડખે તો સર્વદા સરખા પ્રમાણ વાળી જ રહે છે. તેથી સૂર્ય જેમ જેમ ખસતો જાય તેમ તેમ જ્યાં જ્યાં તે જ પહોંચી શકે–એવા આગળ આગળના જે ક્ષેત્રો ત્યાં ત્યાં પ્રકાશ કરતો જાય, આ નિયમાનુસાર અત્યાર–સુધી-પંદર મુહૂર્ત કાળ પૂર્ણ થવા આવ્યો હતો ત્યારે વિદેહની અંદર નહીં પણ જે છેડે–પ્રકાશ આપી રહ્યો હતો તેને બદલે પંદર મુહૂર્ત પૂર્ણ થયે હવે તેના તે જ સૂર્યના પ્રકાશે વિદેહમાં પ્રવેશ કર્યો, અર્થાત્ ભરતક્ષેત્રે ત્રણ મુહૂર્ત દિનમાન બાકી રહ્યું ત્યારે ત્યાં સૂર્યોદય થઇ ચૂક્યો, આથી ભરતમાં અઢારમુહૂર્ત દિનમાન પૈકી અંતિમ ત્રણ મુહૂર્ત સુધી દિવસ હોય ત્યારે ત્યાંના સૂર્યોદય કાળના પ્રારંભનાં ( પ્રભાતના ) ત્રણ મુહૂર્ત હોય.

આથી શું થયું કે ભરતઐરવતક્ષેત્રના અસ્ત સમય પૂર્વેનો ત્રણ મુહૂર્ત જે કાળ તે બન્ને દિશાગત વિદેહના સૂર્યોદયમાં કારણરૂપ હોવાથી તે જ કાળ ત્યાં ઉદયરૂપે સમજવો. આ મહાવિદેહમાં જ્યાં પ્રકાશનું પડવું થાય તે સ્થાન તે [illegible]

વિદેહના મધ્યભાગની અપેક્ષાએ સમજવું, વિદેહની પહોળાઇની જે મધ્યભાગની સીમા તેના મધ્યભાગે—એટલે વિદેહની પહોળાઇ ગત જે [૭૩]મધ્યપણું તેજ ગ્રહણ કરવાનું છે પણ લંબાઇની અપેક્ષાનું નહિ, જેમ ભરતક્ષેત્રમાં પણ દિનમાન—રાત્રિમાન તથા સૂર્યનું ઉદય—અસ્ત અંતર સ્થાન પ્રમાણ વિગેરે સર્વપ્રમાણનું ગણવું—અર્થાત્ તે તે સૂર્યના ઉદયાસ્ત સ્થાનને જોવાની અપેક્ષા ભરતક્ષેત્રના મધ્યભાગથી ( અયોધ્યાથી ) ગણવાની હોય છે તેવી જ રીતિએ અત્ર વિદેહમાં પણ સમજવાનું છે.

શંકા—તમારે ઉપર્યુક્ત સમાધાન કરવાની આવશ્યકતા પડી, એના કરતાં અમે પૂછીએ છીએ કે જ્યારે મહાવિદેહ ક્ષેત્રમાં રાત્રિ હોય ત્યારે ચન્દ્રનું અસ્તિત્વ કેમ સ્વીકાર્યું નહિ ? શું **સૂર્યના પ્રકાશાભાવે જ** રાત્રિ કાળ થાય છે અને ચન્દ્રના અસ્તિત્વને અંગે થતો નથી ?

**સમાધાન**—દિવસ અથવા રાત્રિને કરવામાં ચન્દ્રને કોઇપણ પ્રકારે લાગતું વળગતું નથી, અર્થાત્ સૂર્યમંડળોથી થતી રાત્રિ—દિવસની સિદ્ધિમાં ચન્દ્ર મંડળોનું કંઇ સાહચર્ય અથવા પ્રયોજન હોતું નથી, કારણ કે ચન્દ્રમંડળોની અલ્પ સંખ્યા—મણ્ડલોનું સવિશેષ અંતર—ચન્દ્રની મન્દગતિ—મુહૂર્તગતિ આદિમાં સર્વ પ્રકારે વિપર્યાસ—વિચિત્રપ્રકારે—વિપરીત રીતે થતો હોવાથી સૂર્યમંડળની ગતિ સાથે સાહચર્ય મળતું ક્યાંથી જ આવે ? કે જેથી તે ચન્દ્ર રાત્રિ યા દિવસને કરવામાં નિમિત્તરૂપ બને ! આથી ચન્દ્રના ઉદય અને અસ્ત ઉપર કંઇ રાત્રિના ઉદય અને અસ્તનો આધાર છે એમ તો છે જ નહીં, તેમ જ રાત્રિના ઉદય—અસ્ત ઉપર ચન્દ્રના ઉદય—અસ્તનો આધાર છે એમ પણ નથી.

**જો ચન્દ્રના ઉદય—અસ્તાશ્રયી** રાત્રિકાળનું સંભવિતપણું સ્વીકારાતું હોત તો ભરત વિગેરે ક્ષેત્રોમાં શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષમાં પણ હંમેશને માટે સૂર્યાસ્ત થયા બાદ ચન્દ્રમાનું દર્શન અવશ્ય થાત જ, જ્યારે એ પ્રમાણે બનતું તો નથી, વધુમાં પ્રત્યેક તિથિએ ચન્દ્રનું દૃષ્ટિગોચર થવું સૂર્યાસ્ત બાદ અનુક્રમે વિલંબે વિલંબે થતું જાય છે, વળી ખરી રીતિએ વિચારીએ તો હંમેશાં આખી રાત્રિ પૂર્ણ થતાં સુધી ચન્દ્રમાનું અસ્તિત્વ—હોવું જ જોઇએ, છતાં તેમ ન થતાં અહીં તો શુક્લપક્ષમાં અમુક અમુક પ્રમાણ રાત્રિકાળ રહેવાવાળો સૂર્યોદય પછી

---

૭૩ એટલે કે મહાવિદેહગત ઉભી પડેલી સીતા અથવા સીતોદા [ • ૦ • ] નદીની પહોળાઇ તેનું મધ્યબિન્દુ સ્થાન ગણત્રીમાં લેવું ? કે વિજયોની રાજધાનીરૂપ મધ્ય ભાગ ગણત્રીમાં લેવો ? તે શાસ્ત્રમાં સ્પષ્ટ ન હોવાથી યથાસંભવ મધ્યભાગ વિચારવો.

## ॥ सर्वबाह्यमंडले वर्तता पूर्व पश्चिम दिशावर्ती बन्ने सूर्योनुं पुनः सर्वाभ्यन्तरमंडले आगमन ॥

[ पृष्ठ २७० ] [ आकृति नं. ६ ]

उ.

सर्वाभ्यन्तर मंडल

आकृति नं. ६

मेरु

प.

पू.

द.

आ आकृतिमां मेरुनी पूर्व-पश्चिम बन्ने दिशामां सर्वबाह्य मंडले वर्तता बन्ने सूर्यो क्रमशः सर्वाभ्यन्तर मंडले आवे छे.

आ आकृतिमां पण बन्ने सूर्योनां मंडलो साथे ज बतावेला होवाथी मंडलान्तर २ यो. ४८/६१ नुं समजवुं ॥

આનંદ પ્રેસ–ભાવનગર.

બીજે ત્રીજે ક્ષણે પણ દૃષ્ટિગોચર થનારો અને તે તે તિથિએ-અમુક અમુક કાળ રહેનારો આ ચન્દ્ર હોય છે, આથી શુક્લપક્ષમાં ચન્દ્ર આશ્રયી રાત્રિકાળ કેમ ન હોય ? વિગેરે શંકા દૂર થાય છે.

કૃષ્ણપક્ષમાં તો પ્રત્યેક તિથિએ બબે ઘડી મોડું મોડું ચન્દ્રદર્શન થતું હોઈ ચન્દ્રોદય સાથે રાત્રિનો સંબંધ ન હોય તે સ્પષ્ટ સમજાય તેમ છે.

આથી સૂર્યાસ્ત થયા બાદ ( યથાયોગ્ય અવસરે તે તે દિવસોમાં ) ચન્દ્રના ઉદયો હોય છે તેમ નથી, જો સૂર્યાસ્ત થયા બાદ ચન્દ્રના ઉદયો થતા જ હોત અને સ્વીકારાતા હોત તો સૂર્ય પ્રકાશ આપતો હોય ત્યારે દિવસે પણ ચન્દ્રમાના બિંબની ઝાંખી દેખી શકીયે છીએ તે પણ દેખી શકત નહીં.

આવા આવા ઘણા કારણથી રાત્રિકાળને કરવામાં ચન્દ્રોદય કારણ નથી, એથી જ ચન્દ્રમાના અસ્તિત્વવાળો કાળ તે જ રાત્રિકાળ એમ નહિ કિન્તુ સૂર્યના પ્રકાશના અભાવવાળો કાળ તે રાત્રિકાળ કહેવાય છે. સૂર્ય સાથે ચન્દ્રમાનું કોઈ પ્રકારનો ( ખાસ કરીને ) સંબંધ ન ધરાવવામાં કારણભૂત ચન્દ્રમાનું પોતાનું જ સૂર્યથી જુદી જ રીતે મંડળચારપણું છે એ ચારને અંગે તો સૂર્ય અને ચન્દ્ર બન્નેનો જ્યારે રાશિ-નક્ષત્રનો સહયોગ સરખો હોય છે ત્યારે તે બન્ને [૭૪]એકજ મંડળે અમાવસ્યાને દિવસે આવી પુગે છે અને એ જે દિવસે આવે છે તે દિવસ [૭૫]' अमावस्या ' તરીકે પ્રસિદ્ધ છે.

અને બીજે દિવસે તે ચન્દ્ર પુન: મન્દગત્યાદિના કારણે હંમેશાં એક એક મુહૂર્ત સૂર્યથી દૂર પાછળ પૂર્ણિમા યાવત્ રહેતો જાય છે આટલું પ્રાસ્તાવિક વક્તવ્ય જણાવ્યું. અસ્તુ-હવે ચાલુ વિષય ઉપર આવી જઈએ.

[ પૂર્વે બન્ને વિરોધાશ્રયી શંકા ઉપસ્થિત થયેલ હતી તેવી રીતે જિજ્ઞાસુ ભરત-ઐરવત ક્ષેત્રાશ્રયી શંકા ઉપસ્થિત કરે છે. ]

**શંકા**—હવે ભરત-ઐરવત ક્ષેત્રમાં જ્યારે રાત્રિ જઘન્ય ૧૨ મુહૂર્ત પ્રમાણ વાળી હોય ત્યારે મહાવિદેહમાં દિવસ ઉત્કૃષ્ટ ૧૮ મુહૂર્ત પ્રમાણવાળો હોય તે પ્રસંગે ભરત-ઐરવત-ક્ષેત્રમાં ૧૨ મુ૦ પ્રમાણનો રાત્રિકાળ વીત્યે છતે કયો કાળ હોય ?

---

૭૪—उक्तं च-'सूरेण समं उदओ, चंदस्स अमावसी दिणे होइ ।
तेसिं मंडलमिक्किक रासिरिक्खं तहिक्कं च ॥ १ ॥'

૭૫—આથી જ અમાવાસ્યાનું બીજું નામ 'सूर्येन्दुसंगम' પડેલું છે, તેની अमा सह वसतोऽस्यां चन्द्रार्कौ इत्यमावस्या એવી વ્યુત્પત્તિપણ તેજ અર્થને પ્રગટ કરે છે.

**સમાધાન**—આ સંબંધમાં પૂર્વે કહેવાયેલ ખુલાસો સમજવાનો છે, પરંતુ ત્યાંના ખુલાસાથી અહીંઆ વિપરીત રીતિએ વિચારવાનું છે.

અર્થાત્—પૂર્વ–પશ્ચિમ વિદેહમાં સૂર્યાસ્તનાં ત્રણ મુહૂર્ત બાકી રહ્યાં હોય ત્યારે ભરત–ઐરવત ક્ષેત્રમાં સૂર્યોદય થઈ જાય, (અને ભરત ઐરવત ક્ષેત્રમાં સૂર્યાસ્તકાળનાં ત્રણ મુહૂર્ત બાકી હોય ત્યારે પૂર્વ–પશ્ચિમ વિદેહમાં સૂર્યોદય થઈ જાય) આ પ્રમાણે બન્ને રીતે બન્ને ક્ષેત્રોનું સમાધાન સિદ્ધાન્તદ્વારા કરવામાં આવ્યું.

આ પ્રમાણે બન્ને વિદેહગત ઉદયકાળનાં ( રાત્રિ આરંભની પહેલાનાં ) જે ત્રણ મુહૂર્ત તે જ ભરત–ઐરવત ક્ષેત્રના અસ્તકાળનાં ત્રણ મુહૂર્ત, ભરત–ઐરવત ક્ષેત્રના અસ્તકાળના જે ત્રણ મુહૂર્ત તેજ–પૂર્વ–પશ્ચિમ વિદેહ ક્ષેત્રના ઉદયકાળનાં કારણરૂપ હોય.

આ પ્રમાણે જ્યારે દક્ષિણ અને ઉત્તર દિશાગત ( ભરત–ઐરવત ) ક્ષેત્રોમાં સૂર્યો પ્રભાત કરી રહ્યા હોય તે પ્રભાત કાળના ત્રણ મુહૂર્ત કાળ વિત્યે છતે પૂર્વ અને પશ્ચિમ દિશાગત જે ( બન્ને વિદેહ ) ક્ષેત્રો ત્યાં જઘન્ય રાત્રિનો પ્રારંભ થાય છે, એ પ્રમાણે જ્યારે ભરત–ઐરવત ક્ષેત્રમાં સૂર્યાસ્ત થવાનાં ( બપોરના પછીનાં ) ૩ મુહૂર્ત બાકી રહ્યાં હોય ત્યારે બન્ને વિદેહગત ક્ષેત્રમાં પ્રભાત થઇ ચૂકે, આ ત્રણ મુહૂર્ત વીત્યા પછી તો ઉક્ત દિશાઓમાં સૂર્ય સ્વગતિ અનુસારે ક્રમે ક્રમે દિવસની પૂર્ણતાને પામ્યા કરે છે.

સાથે સાથે એ પણ જણાવવાની જરૂર રહે છે કે જ્યારે [૭૬]૧૫ મુહૂર્ત દિનમાન અને પંદર મુહૂર્ત રાત્રિમાન હોય એટલે કે બન્ને માન સમાન પ્રમાણવાળા હોય ત્યારે તો વિદેહક્ષેત્રના ત્રણ મુહૂર્ત સંબંધી કંઈપણ વિચારણા કરવાની આવશ્યકતા રહેતી નથી, પરંતુ આવા દિવસો વર્ષમાં બે જ વાર આવે છે, જ્યારે સૂર્ય સર્વાભ્યન્તરમંડળના બીજા મંડળથી–દક્ષિણાયનનો પ્રારંભ કરે

---

૭૬ વ્યવહારાદિ કાર્યોમાં ૬૦ ઘડી ઉપયોગમાં લેવાય છે, વસ્તુતઃ તે પણ એકજ છે, કારણ કે જ્યારે બે ઘડીનું ૧ મુ૦ ત્યારે ૩૦ મુ૦ પ્રમાણ અહોરાત્રની ૬૦ ઘડી યથાર્થ આવી રહે, આથી ' ૩૦ ઘડી દિનમાન અને ૩૦ ઘડી રાત્રિમાન ' હોય ત્યારે–એવો પણ શબ્દપ્રયોગ વપરાય તે એકજ છે.

કલાકના હિસાબે ' ૧૨ કલાક રાત્રિમાન હોય ' ત્યારે એવો શબ્દપ્રયોગ પણ વાપરી શકાય છે, કારણકે ૨॥ ઘડીનો કલાક હોવાથી ૩૦ ઘડી દિનમાને ૧૨ કલાક બરાબર દિનમાનના અને ૧૨ કલાક રાત્રિમાનના મળી ૨૪ કલાકનો એક અહોરાત્ર થાય તેના મુ૦ ૩૦ થાય છે.

## सर्वाभ्यन्तरमंडलेथी सर्वबाह्यमंडले जतो ' पश्चिम दिशा ' वर्ती सूर्य ॥

[ पृष्ठ २७२ ] [ आकृति नं. ७ ]

उ.

आकृति नं. ७

मेरु

प.

द क्षि णा य न पू.

द.

आ आकृतिमां मेरुनी पश्चिम दिशामां वर्ततो सूर्य सर्वाभ्यन्तरमंडलेथी नीकळी अनुक्रमे सर्वबाह्यमंडले आवे छे. आ चित्र आकृति नं. १ प्रमाणे छे, तफावत त्यां पूर्व दिशानो सूर्य छे ज्यारे अहीं पश्चिमनो छे जेथी मंडळनुं अंतर प्रथमाकृतिवत् २ यो. $\frac{१५}{६१}$ भागनुं छे.

આનંદ પ્રેસ—ભાવનગર.

(પહેલા વર્ષે ગુજરાતી આષાઢ વદ એકમે) ત્યારે $\frac{૨}{૬૧}$ ભાગ મુહૂર્ત ન્યૂન એવા ૧૮ મુહૂર્તનું દિનમાન હોય અને ૧૨ $\frac{૨}{૬૧}$ મુહૂર્ત રાત્રિમાન હોય, હવે એ દ્વિતીય મંડળથી વધી સૂર્ય આગળ આગળના મંડળે જતો જાય તેમ તેમ દિનમાન ઘટે અને રાત્રિમાન વધે, એમ સૂર્યમંડળની ગતિ અનુસાર વધ-ઘટ થતાં જ્યારે સૂર્ય ૯૧ાા મા મંડળે આવે, ત્યારે તે ૧૮૪ મંડળોના મધ્ય ભાગે આવવાથી ત્રણ મુહૂર્ત દિનમાન સર્વાભ્યન્તર મંડળની અપેક્ષાએ ઘટ્યું જ્યારે રાત્રિમાં તેટલી વૃદ્ધિ થઇ (આપણો તે વખતે પ્હેલે વર્ષે કા૦ વદિ ૨ નો દિવસ હોય) ત્યારે એવો દિવસ (ઇંગ્લીશમાં જેને Dolstice) આવે કે જે દિવસનું દિનમાન ૧૫ મુહૂર્તનું યથાર્થ હોય અને રાત્રિમાન પણ યથાર્થ ૧૫ મુહૂર્તનું હોય છે. સર્વાભ્યન્તરમંડળથી સૂર્ય જેમ જેમ સર્વબાહ્યમંડળોમાં પ્રવેશ કરતો જાય તેમ તેમ ભરતાદિ ક્ષેત્રોમાં દિનમાન ($\frac{૨}{૬૧}$ ભાગ) ઘટતું જાય છે અને રાત્રિમાન-માં તેટલી જ વૃદ્ધિ થતી જાય છે, એ પૂર્વોક્ત નિયમાનુસાર સૂર્યો પુનઃ ૯૧ાા મા મંડળે આવે ત્યારે સમાન દિનમાન અને સમાન રાત્રીમાન કરનારા હોય છે, એ સૂર્યો ઘણે દૂર ગયેલા હોવાથી ભરતમાં ૧૫ મુ૦ દિનમાન પ્રમાણ દિવસ પૂર્ણ થાય ત્યારે મહાવિદેહમાં રાત્રિમાન પણ સમાન પ્રમાણવાળું હોવાથી ત્યાં રાત્રિ આરંભાય, જ્યારે મહાવિદેહમાં રાત્રિ આરંભાય ત્યારે ભરત-ઐરવત ક્ષેત્રમાં સૂર્યોદયનો પ્રારંભ થાય, આ પ્રમાણે સરખા પ્રમાણના દિનમાન-રાત્રિમાન હોતે છતે મુહૂર્તની વધઘટ ન હોવાથી કંઈપણ જાતની હરકત નડતી નથી.

એ જ સૂર્યો જ્યારે ૯૧ાા મંડળથી આગળ વધતા વધતા સર્વબાહ્ય-મંડળે આદિ પ્રદેશે-પ્રથમ ક્ષણે પ્હોંચે ત્યારે તદાશ્રયી પૂર્વોક્ત પ્રમાણવાળી ૧૮ મુહૂર્તપ્રમાણની રાત્રિ અને ૧૨ મુહૂર્તના માનવાળું દિનમાન આવી રહે છે, એ પ્રમાણે જ્યારે સૂર્ય સર્વબાહ્યમંડળેથી પાછું સંક્રમણ કરીને (ઉત્તરાભિમુખ ગમન કરતો) અંદરના મંડળોમાં પ્રવેશી ($\frac{૨}{૬૧}$ ભાગની) દિનમાન વૃદ્ધિ કરતો અને રાત્રિમાનમાં તેટલી જ હાનિ કરતો કરતો પ્રતિમંડળો ચરતો જ્યારે ૯૧ાા મા મંડળે પુનઃ પાછો આવે ત્યારે-પુનઃ એ ઉત્તરાયણમાં ૧૫ મુહૂર્ત્તનું દિનમાન અને ૧૫ મુહૂર્ત્ત રાત્રિમાન યથાર્થ હોય (ત્યારે આપણા પ્હેલા વર્ષની ચૈત્ર વદિ ૯ હોય) એમ કરતાં કરતાં સૂર્ય જ્યારે સર્વાભ્યન્તર મંડળે પ્રથમ ક્ષણે આવે ત્યારે પૂર્વોક્ત ૧૮ મુહૂર્ત્ત પ્રમાણનું દિનમાન અને ૧૨ મુહૂર્ત્ત પ્રમાણનું [૭૭]રાત્રિમાન યથાર્થ હોય. એ પ્રમાણે એક સંવત્સર કાળ પૂર્ણ થાય.

---

૭૭ સર્વાભ્યન્તરમંડળથી બાહ્યમંડળે જતાં દક્ષિણાયનમાં ૧૫ મુહૂર્ત્તનો દિવસ અને ૧૫ મુહૂર્ત્તની રાત્રિ પ્હેલા વર્ષની કાર્તિક વદી ત્રીજે હોય.

આ પ્રમાણે એક અહોરાત્ર ૯૧ાા મંડળે દક્ષિણાયનનું અને પુનઃ પાછો ફરતાં ૯૧ાા મંડળે એક અહોરાત્ર ઉત્તરાયણનું એમ બે અહોરાત્ર એક સંવત્સરમાં અને ૧૦ અહોરાત્ર જુદી જુદી માસ–તિથિવાળા એક યુગમાં સમાન પ્રમાણવાળા હોય. આ બે દિવસ (–અહોરાત્રને) છોડીને સારાએ સંવત્સરમાં એવો એકપણ અહોરાત્ર નથી હોતો કે જે અહોરાત્ર દિનમાન અને રાત્રિમાનના સમાન પ્રમાણવાળો હોય. અર્થાત્ કિંચિત્ કિંચિત્ વધઘટ પ્રમાણવાળો તો હોય જ. બાકીના સર્વ મંડળોમાં [૭૮]રાત્રિમાન તથા દિનમાન યથાયોગ્ય વિચારવું.

હવે જ્યારે ભરતમાં ૧૩ મુહૂર્ત્તનું દિનમાન હોય અને મહાવિદેહમાં ૧૨ કલાકની રાત્રિ હોય ત્યારે શું સમજવું ? તો ભરતમાં (સૂર્યાસ્ત પૂર્વે) એક મુહૂર્ત્તથી કિંચિદ્ ન્યૂન સૂર્યાશ્રયી દિવસ હોય ત્યારે વિદેહમાં સૂર્યોદય થાય ? આવી ચર્ચા પૂર્વે ભરતના ૧૮ મુ૦ દિનમાન અને વિદેહના ૧૨ મુ૦ ના રાત્રિમાન પ્રસંગે કરી છે તે પ્રમાણે અહીં વિચારી લેવી, જ્યારે જ્યારે દિનમાન અને રાત્રિમાનના અલ્પાધિક્યને અંગે એક બીજા ક્ષેત્રાશ્રયી સંશય જણાય ત્યારે પૂર્વોક્ત ચર્ચા ધ્યાનમાં લઇ જેટલો જેટલો જ્યાં જ્યાં દિન–રાત્રિમાનનો વિપર્યય થતો હોય તેના હિસાબે ગણત્રી કરીને સમન્વય યથાયોગ્ય કરી લેવો. અત્રે અમે આ ચર્ચાનો વિશેષ સ્ફોટ ન કરતાં આટલાથી જ અટકી જઈએ છીએ.

બીજું અહીં ભરતક્ષેત્રમાં જે ૧૮ મુહૂર્ત્તપ્રમાણ દિવસ કહ્યો છે તે ભરતના કોઇપણ વિભાગમાં વર્ત્તતા પ્રકાશની અપેક્ષાએ કહ્યો નથી, ભરતક્ષેત્રના કોઇપણ વિભાગમાં વર્ત્તતા પ્રકાશની અપેક્ષાએ તો આગળ જણાવવા પ્રમાણે આઠ પ્રહર (=૩૦ મુ૦) સુધી પણ ભરતમાં સૂર્યનો પ્રકાશ હોઈ શકે છે. આપણે અહિંઆ જે ૧૮ મુહૂર્ત્ત લેવા છે તે ભરતક્ષેત્રના કોઇપણ વિભાગમાં સૂર્યોદયથી સૂર્યાસ્ત સમય સુધીના કાળની અપેક્ષાએ લેવાના છે. આગળ કહેવાતા ૧૫ મુ૦ અથવા ૧૨ મુ૦ નો કાળ પણ આ રીતે જ સમજવાનો છે.

નિષધ પર્વત ઉપર જ્યારે સૂર્ય આવે ત્યારે ભરતક્ષેત્રના મધ્યભાગે રહેલી અયોધ્યા નગરીના અને તેની આજુબાજુની અમુક અમુક પ્રમાણ હદમાં રહેનારાને તે સૂર્યનું અઢાર મુહૂર્ત્ત સુધી દેખવું થાય, ત્યારબાદ મેરૂને સ્વભાવસિદ્ધ ગોળાકારે પ્રદક્ષિણા આપતો સૂર્ય જ્યારે નિષધથી ભરત તરફ વલયાકારે ખસ્યો

---

૭૮ પ્રત્યેક મંડળનું રાત્રિમાન–દિનમાન અત્રે આપવા જતાં ઘણો વિસ્તાર થઇ જાય માટે પાઠકોએ સ્વયં કાઢી લેવું, અને તેઓ આટલો વિષય સમજ્યા બાદ જરૂર કાઢી પણ શકશે અથવા આગળ આપવામાં આવનાર યંત્રમાંથી જોઇ લેવું.

## सर्वाभ्यन्तरमंडलेथी सर्वबाह्यमंडले अने सर्वबाह्यमंडलेथी सर्वाभ्यन्तर मंडले पश्चिम सूर्यनुं आगमन ॥

[ पृष्ठ २७४ ] [ आकृति नं. ८ ]

उ.

सर्वाभ्यन्तरमंडल

आकृति नं. ८

प.

पू.

सर्वबाह्यमंडल

द.

आ आकृतिमां मेरुनी पश्चिम दिशाए सर्वाभ्यन्तरमंडलमां वर्ततो सूर्य क्रमशः सर्वबाह्यमंडले मेरुनी पूर्व दिशामां आवी पुनः सर्वाभ्यन्तर मंडलमां आवे छे. मंडलान्तर चित्र नं. १ आ मुजब एक सूर्य अपेक्षाए ५ यो. ३५/६१ अंशनुं जाणवुं ॥

આનંદ પ્રેસ-ભાવનગર.

## सर्वबाह्यमंडलेथी सर्वाभ्यन्तरमंडले पश्चिम सूर्यनुं पुनः आगमन ॥

[ पृष्ठ २७४-२ ]　　[ आकृति नं. ९ ]

उ.

आकृति नं. ९

मेरु

प.　　पू.

सर्वाभ्यन्तर मंडल

अ
न्त
रा
य
ण

सर्वबाह्य मंडल

द.

आ आकृतिमां मेरुनी पश्चिम दिशाए सर्वबाह्यमंडले वर्ततो सूर्य क्रमशः सर्वाभ्यन्तर मंडले आवे छे. मंडलान्तर [ आकृति ४ वत् ] ५ यो. ⁴⁸⁄₆₁ नुं समजवुं ॥

આનંદ પ્રેસ–ભાવનગર.

અર્થાત્ આગળ વધ્યો એટલે પ્રથમ જે અયોધ્યાની હદમાં જ પ્રકાશ પડતો હતો તે હવે આગળના ક્ષેત્રમાં ( મૂળ સ્થાનથી જેટલું ક્ષેત્ર સૂર્ય વલયાકારે આ બાજુ ખસ્યો તેટલા જ પ્રમાણ પ્રકાશ આ બાજુ વધ્યો ) પ્રકાશ પડવા માંડ્યો.

એ સૂર્યે આગળ કયું ક્ષેત્ર પ્રકાશ્યું ?

ભરતક્ષેત્રની અપેક્ષાએ ભારત સૂર્ય નિષધે ઉદય પામ્યો હોય ત્યારે સૂર્યના તેજની લંબાઈ અયોધ્યા સુધી હોવાથી અયોધ્યાના પ્રદેશમાં રહેતા વતનીને તે સૂર્ય ઉદયરૂપે દેખાય, જ્યારે અયોધ્યાની અંતિમ હદે એટલે જ્યાંસુધી સૂર્યના પ્રકાશવાળું ક્ષેત્ર હોય છે, તે ક્ષેત્ર છોડીને ત્યાંથી આગળના આ બાજુના સમગ્ર ભાગમાં ( ભારત સૂર્યાસ્ત સ્થાન સુધીના પાશ્ચાત્યક્ષેત્રોમાં ) સર્વત્ર અંધકાર હોય છે.

આ પ્રશ્નપૂર્વક સમાધાન આપવાની વિશેષતા એટલા માટે ગ્રહણ કરવી પડી છે કે, આપણે અહીં સૂર્યોદય થાય છે ત્યારે અમુક પાશ્ચાત્ય દેશોમાં અંધકાર હોય છે તથા અમુક જુદા જુદા ક્ષેત્રોમાં રાત્રિ અથવા દિવસના અમુક અમુક વાગ્યા હોય છે. આ પ્રમાણે આપણી અપેક્ષાના સૂર્યોદય અને સૂર્યાસ્ત ત્યાંના કાળની અપેક્ષાએ ઘણા અંતરવાળા હોય છે તેમાં કારણ શું છે ? તે ખ્યાલમાં લાવવા માટે છે.

આ પાશ્ચાત્ય દેશો મધ્યભરતથી ( અયોધ્યાની ) પશ્ચિમ દિશા તરફ–પશ્ચિમ સમુદ્ર તરફ રહેલા છે અત્યારનો પાશ્ચાત્ય વિભાગ તે અદૃશ્ય દેશોની અપેક્ષાએ ઘણો થોડો કહી શકાય, અસ્તુ.

ત્યારે શું થયું કે પૂર્વ નિષધ ઉપર રહેલો ભારત સૂર્ય ભરતક્ષેત્રે ( અયોધ્યામાં ) જ્યારે ઉદય પામે ત્યારે સર્વ પાશ્ચાત્ય દેશો–એટલે અત્યારના દૃષ્ટિગોચર તથા અદૃષ્ટિગોચર સર્વસ્થાને અંધકાર હોય કારણ કે ભારત સૂર્ય હજુ ભરતમાં ( અયોધ્યામાં ) ઉદય પામ્યો છે તેથી ( અયોધ્યાથી ) આગળ તો તે સૂર્યના તેજની લંબાઇ સમાપ્ત થવાથી આગળ પ્રકાશ આપી શકતો નથી, ઐરવત સૂર્ય તો ઐરવત ક્ષેત્ર તરફ ઉદય પામેલો છે એથી આ બાજુ પશ્ચિમના અનાર્ય દેશો તરફ કોઈ પ્રકાશ આપવાની ઉદારતા કરી શકે તેમ નથી એટલે ભરતથી પશ્ચિમ દિશા તરફના ક્ષેત્રોમાં અને ઐરવત ક્ષેત્રાશ્રયી પશ્ચિમ દિશા તરફના ક્ષેત્રોમાં એમ બન્ને દિશાગત ક્ષેત્રોમાં બન્ને સૂર્યોના તેજના અભાવે રાત્રિકાળ વર્તતો હોય છે.

આથી સ્પષ્ટ જણાશે કે ભરતમાં ( અયોધ્યામાં ) સૂર્યોદય હોય તે કાળે

તે દેશોમાં સર્વત્ર અંધકાર હોવાથી પાશ્ચાત્ય દેશોમાં જે સૂર્યોદય-સૂર્યાસ્તનું અંતર પડે છે તેમાં કંઈ નવાઈ જેવું નથી. અસ્તુ—

હવે ભરતમાં ( અયોધ્યામાં ) ઉદય પામતો સૂર્ય જ્યારે તે વિવક્ષિત મંડળ સ્થાનના પ્રથમક્ષણથી આગળ આગળ નિષધ સ્થાનેથી ખસવા માંડ્યો એટલે અંધકાર ક્ષેત્રોની આદિના પ્રથમ-ક્ષેત્રોમાં ( અયોધ્યાની હદ છોડી નજીકના ક્ષેત્રોમાં અર્થાત્ સૂર્ય જેમ જેમ નિષધથી જેટલો જેટલો ખસવા માંડે તેમ તેમ તેટલા તેટલા પ્રમાણુ ક્ષેત્રોમાં સ્વપ્રકાશની સ્પર્શના કરતો જાય) પ્રકાશ પડવો શરૂ થાય ( પુનઃ હજુ તેથી આગળના પશ્ચિમગત સર્વ ક્ષેત્રોમાં અંધારૂં પડેલું જ છે ) એમ ભારત સૂર્ય તેથી પણ આગળ ભરતક્ષેત્ર તરફ આવતો જાય, ત્યારે જેટલું આગળ વધી આવ્યો તેટલા પ્રમાણમાં અંધકારવાળાં ક્ષેત્રો પ્રકાશિત કરતો જાય.

એ પ્રમાણે સૂર્ય જેમ જેમ ભરત તરફ આવતો જાય તેમ તેમ પાશ્ચાત્ય વિભાગોમાં તે તે ક્ષેત્ર, ક્રમે ક્રમે પ્રકાશિત કરતો જાય, આ પ્રમાણે ભારતના સૂર્યોદય સમયે અમુક વિભાગમાં તદ્દન અંધકાર હોય, અથવા ભરતના સૂર્યોદય સમયે તે તે ક્ષેત્રોમાં દિવસના અથવા રાત્રિના અમુક અમુક વાગ્યા હોય છે તેનું કારણ અત્ર ટુંકમાં પ્રદર્શિત કરવામાં આવ્યું, આ ઉપરથી સવિશેષ સત્ વિચાર વિદ્વાનો સ્વયં કરી લેશે.

**भरतक्षेत्रस्य अन्यस्मिन्नन्यस्मिन्देशे सूर्योदयादिसमयविपर्यासहेतुः—**

વધુ સમજણ માટે ભરતના મધ્યવર્તી અયોધ્યામાં જે કાળે સૂર્યોદય થયો તે વખતે જ કોઇપણ વ્યક્તિ તરફથી અયોધ્યાની અમુક હદ છોડીને પશ્ચિમ દિશાગત પ્રથમના ક્ષેત્રોમાં તાર-ટેલીફોનાદિ કોઈપણ સાધનદ્વારા પૂછવામાં આવે કે તમારે ત્યાં સૂર્યોદય થયો છે કે નહિ? તેના પ્રત્યુત્તરમાં જવાબ એ જ મળશે કે ના? હજુ થોડીકવાર છે, પ્રભાત શરૂ થઈ ચુકયું છે, આ પ્રશ્ન તો અયોધ્યાની હદની સમીપ વર્તી દેશ માટેનો જ હોવાથી ઉપરોક્ત જવાબ મળે, કારણકે અયોધ્યામાં જ્યારે સૂર્યોદય થયો એટલે આ દેશ તેની નજીક હોવાથી ત્યાં સૂર્યના તેજને પહોંચતા વાર પણ કેટલી હોય? અર્થાત્ થોડીક જ. જો અયોધ્યામાં ઉદય થયા બાદ અમુક સમય થયે ( સૂર્ય નિષધથી ખસવા માંડે ત્યારે ) તેજ ક્ષેત્રોમાં પુનઃ પ્રશ્ન કરીએ કે હવે તમારે ત્યાં ઉદય થયો કે નહિ? ત્યારે જવાબ મળશે કે હવે ઉદય થયો, ( તમારે ત્યાં તે વખતે અમુક સમય દિવસ ચઢેલો હોય ) તેથી પણ જો દૂરદૂરના ક્ષેત્રોમાં ખબર પૂછાવતા જઇએ ત્યારે એવા ખબર મળશે કે હજુ અમારે ત્યાં અમુક

વાગ્યા હોવાથી અંધકાર છે, એમ ક્રમશઃ આગળ આગળના ક્ષેત્રે પુછાવીએ તો ભારતની અપેક્ષાએ થતો અમુક અમુક વખતનો વધતો જતો ફેરફાર એકત્ર કરીએ ત્યારે વિલાયત કે અમેરિકા પૂછાવતા અહિં સૂર્યોદય હોય ત્યાં રાત્રિના અમુક........વાગ્યા હોય અને અમેરિકામાં વિલાયત કરતાં પણ રાત્રિ મોડી થવા વાળી હોય. ( લગભગ ૮–૧૦ કલાક ફેર દેખાશે )

## उक्त विपर्यासना समर्थन माटे एक व्यक्तिनी नोंध;

ઉપર્યુક્ત વાતના સમર્થન માટે એક બીજી નોંધ અત્રે લઇએ છીએ. વિલાયત જનારી વ્યક્તિ, જ્યારે મુંબઇ કિનારેથી સ્ટીમ્બર (વિલાયતી વહાણ)માં બેસી વિલાયત ગમન કરે છે અને તે સ્ટીમ્બર જ્યારે વિલાયત તરફ કુચ કરી મુંબઇથી આગળ વધી અમુક....માઇલ દૂર પહોંચે છે ત્યારે તે સ્ટીમ્બરના કેપ્ટન તરફથી સારીએ સ્ટીમ્બરમાં સૂચના કરવામાં આવે છે કે પોતપોતાના ઘડીઆળોનો ટાઇમ એક કલાક પાછો મૂકો ( આ કહેવાથી શું થયું ? કે મુંબઇ ક્ષેત્રના સૂર્યોદય આશ્રયી જે ઘડીઆળનો ટાઇમ મુકેલો તે ટાઇમ આ ક્ષેત્રે આવ્યા ત્યારે મળતો ન આવ્યો, એક કલાકનો તફાવત પડયો તે તફાવત દૂર કરી જે ક્ષેત્રે સ્ટીમ્બર આવી તે ક્ષેત્રના ટાઇમને અનુસરતો ટાઇમ મુકવાની સૂચના કરવી પડી ) એ પ્રમાણે ઘડીઆળનો ટાઇમ એક કલાક પાછો મુકાણો, હવે તેથી પણ આગળ વધીને સ્ટીમ્બરે જ્યારે અમુક માઇલ માર્ગ કાપ્યો ત્યારે કેપ્ટન મારફત પુનઃ સૂચના કરવામાં આવી કે અમુક....કલાક ઘડીઆળ પાછળ મુકો, એમ તે સ્ટીમ્બર જેમ જેમ આગળ વધતી વિલાયત તરફ કુચ કરતી ગઇ તેમ તેમ અમુક માઇલ કાપતે છતે અમુક અમુક ક્ષેત્ર સ્થાને અમારી ઘડીઆળ સૂચના મુજબ પાછી કરતા ગયા, એમ કરતાં જ્યારે વિલાયત પહોંચ્યા ત્યારે (મુંબઇથી નીકળ્યા ત્યારથી લઇને અહિં આવતાં) અમારી ઘડીયાળનો વારંવાર ફેરવેલો સર્વ ટાઇમ એકત્ર કરતાં ૮–૧૦ કલાકનું અંતર અનુભવાયું.

એ જ પ્રમાણે જ્યારે અમેરિકા ( વિલાયત આદિ )થી ઉપડેલી સ્ટીમ્બર મુંબઇ તરફ આવવા લાગી ત્યારે ઘટીયન્ત્રના ક્રમમાં ( વિપરીત ) જે ઠેકાણે જતાં જેટલો ટાઇમ ઘટાડયો હતો, પુનઃ પાછા ફરતાં તે તે સ્થાને તેટલો વધારવા જવો જેથી પુનઃ મુંબઇ ટાઇમ મળી રહેશે.

આથી એ જ સમજાવે છે કે **શ્રી જિનેશ્વરદેવના ત્રિકાલાબાધિત સર્વજ્ઞ કથિત સિદ્ધાન્તો ખરેખર સત્ય અને નિઃશંક છે એમ નિર્વિવાદ સચોટપણે સાબીત થાય છે.**

આ ઉપરથી ૧૮ મુ૦ નું દિનમાન વિવક્ષિત તે ક્ષેત્રોમાં સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધી અસ્તિત્વ ધરાવતા પ્રકાશાશ્રયી લેવાનું છે.

**શંકા**—અહીંઆ જિજ્ઞાસુને કદાચ શંકા થાય કે સર્વાભ્યં૦ મંડલે ગતિ કરતો સૂર્ય જ્યારે નિષધપર્વત ઉપર આવે ત્યારે ભરતક્ષેત્રમાં થતો ઉદય કેટલો દૂરથી દેખાય.

**સમાધાન**—આના સમાધાનમાં સમજવું જે નિષધ ઉપર સૂર્ય આવે ત્યારે કિરણોનો પ્રસાર બેટરીના પ્રકાશવત્ સૂર્યની સન્મુખ દિશામાં જ હોય છે એમ હોતું નથી, પરંતુ પ્રકાશ તો ચારે દિશામાં હોય છે, એમાં મેરૂ તરફ ૪૪૮૨૦ યો૦, લવણસમુદ્ર દિશા તરફ ૩૩૩૩૩$\frac{૧}{૩}$ યો૦ ( દ્વીપમાં ૧૮૦ યો૦ ) જ્યારે ઉત્તર તરફ સિદ્ધશિલા, અર્ધ ચન્દ્રાકાર કે તીરકામઠાકારે ભરતના માનવીને તે સૂર્ય ૪૭૨૬૩$\frac{૭}{૬૦}$ યો૦ દૂરથી દેખાય અને તે સૂર્ય સ્થાનની પાછલી દિશામાં ઐરવત તરફ પણ મંડલાકારે તેટલા જ પ્રમાણમાં કિરણોનો પ્રસાર હોય.

## વર્તમાનના પાશ્ચાત્ય દેશોનો સમાવેશ ક્યાં કરવો તે ?

**પ્રશ્ન**—વર્તમાનના એશિયા–યુરોપ–આફ્રિકા–આસ્ટ્રેલિયાદિનો સમાવેશ જૈન દૃષ્ટિએ ગણાતાં જંબૂદ્વીપના ( અથવા જંબૂદ્વીપના સાત ક્ષેત્રો પૈકી ) એક ભરતક્ષેત્રવર્તી છ ખંડો પૈકી કયા ખંડોમાં સમાવેશ થાય છે ?

**ઉત્તર**—વૈતાઢ્ય પર્વત તેમજ વૈતાઢ્ય પર્વતને ભેદી લવણસમુદ્રમાં મળનાર ગંગા તથા સિન્ધુથી ભરતક્ષેત્રના છ વિભાગો થયેલા છે. તે છ વિભાગો પૈકી નીચેના ત્રણ વિભાગમાં ( દક્ષિણાર્ધ ભરતમાં ) પાંચે દેશોનો સમાવેશ માનવો એ ઉચિત સમજાય છે, અને એ પ્રમાણે માનવામાં કોઇ વિરોધ આવતો હોય તેમ જણાતું નથી કારણકે ભરતક્ષેત્રની પ્હોળાઇ પ૨૬ યો૦ ૬ કળા છે અને નીચેના અર્ધા વિભાગમાં રહેલા ત્રણ ખંડની પહોળાઇ સમગ્ર પ્રમાણની અપેક્ષાએ અર્ધ પ્રમાણથી ન્યૂન પ્રમાણ છે, તો પણ પાશ્ચાત્ય વિદ્વાનો દક્ષિણ ધ્રુવથી ઉત્તરધ્રુવનું જેટલા માઇલ પ્રમાણ અંતર માને છે તેના કરતાં જરૂર દક્ષિણાર્ધ ભરતના ત્રણ વિભાગનું પ્રમાણ વિશેષાધિક છે, કારણકે પૂર્વ સમુદ્રથી–પશ્ચિમ સમુદ્રપર્યંત ભરતક્ષેત્રની લંબાઇ ૧૪૪૭૧$\frac{૬}{૧૯}$ યો૦ પ્રમાણ છે. જ્યારે સમગ્ર પૃથ્વીના એક છેડાથી બીજા છેડા પર્યંતની ( પરિધિની ) લંબાઇ લગભગ ૨૫૦૦૦ માઇલ પ્રમાણ મનાય છે. પૂર્વ પશ્ચિમ વ્યાસ ૭૯૨૬ માઇલ અને ઉત્તર–દક્ષિણ વ્યાસ ૭૯૦૦ માઇલ પ્રમાણ છે. એ અપેક્ષાએ વર્તમાનમાં

શોધાયેલ દેશોને ભરતના નીચેના ત્રણ ખંડમાં સમાવેશ કરવો તેમાં કોઇ ખાસ બાધક હેતુ જણાતો નથી.

ઉત્તર

પશ્ચિમ | ૭૯૨૬ માઇલ | પૂર્વ

૭૯૦૦ માઇલ

દક્ષિણ

હાલની પૃથ્વી પૂર્વથી પશ્ચિમ સુધી ૭૯૨૬ માઇલ છે અને ઉત્તર-દક્ષિણ ૭૯૦૦ માઇલ છે.

## અમેરીકાદિ પાશ્ચાત્ય ક્ષેત્રને મહાવિદેહ ક્ષેત્ર કેમ ન માનવું ?

**પ્રશ્ન**—તમોએ જણાવ્યું કે પાશ્ચાત્ય દેશોનો સમાવેશ દક્ષિણાર્ધ ભરતમાં ગણવો તો આપણે પણ દક્ષિણાર્ધ ભરતમાં છીએ છતાં જ્યારે જોધપુર-અમદાવાદની અપેક્ષાએ આ દેશમાં સૂર્યોદય થાય છે, તે અવસરે અમેરિકા વિગેરે દૂર દેશમાં લગભગ-સાંજનો ટાઇમ થયેલો હોય છે; એમ ત્યાંથી આવતા વાયરલેસ, ટેલીગ્રાફ આદિથી જણાવવામાં આવે છે એટલે અમેરિકાદિ દેશમાં થતું સૂર્યોદય તથા સૂર્યાસ્તનું અંતર આ દેશની અપેક્ષાએ ૧૦ કલાકનું પડે છે. ( અને તે શાથી પડે છે તે પૂર્વે જણાવાયું છે ) એટલું જ નહિ પણ તે મુજબ ઇંગ્લંડ જર્મની વળી ખુદ હિંદુસ્તાનમાં પણ ચાર-ત્રણ-એક કલાકના અંતર અમુક અમુક દેશાશ્રયી પડે છે, અને જૈન શાસ્ત્રોમાં અનેક વખત શ્રવણ થાય છે કે જ્યારે ભરતક્ષેત્રમાં દિન હોય ત્યારે મહાવિદેહક્ષેત્રમાં રાત્રિ હોય છે. અને જ્યારે મહાવિદેહ ક્ષેત્રમાં રાત્રિ હોય ત્યારે ભરતક્ષેત્રમાં દિવસ હોય છે. એવા એકદેશીય સિદ્ધાન્તનું શ્રવણ કરી કોઇ અર્ધદગ્ધ એમ પણ કહેવા જાય કે અમેરીકામાં આ દેશની અપેક્ષાએ લગભગ ઉદય-અસ્તનો વિપરીત ક્રમ હોઇ તે અમેરિકાને મહાવિદેહ કેમ કહી ન શકાય ? જો કે શાસ્ત્રના રહસ્યને સમજનારાઓ તો મહાવિદેહમાં સદાકાળ ચતુર્થ આરો, ખુદ તીર્થંકરનો સદ્‌ભાવ, મોક્ષગમનનો અવિરહ તેમ જ સ્વાભાવિક શક્તિવંત અહીંના મનુષ્યને ત્યાં જવાની શક્તિનો અભાવ વિગેરે કારણોથી અમેરીકાને મહાવિદેહનું ઉપનામ આપવાનું સાહસ ખેડતા જ નથી, પણ ઉક્ત અંતર પડે છે તેનું કારણ શું છે ?

**ઉત્તર**—પ્રથમ જણાવી ગયા તે પ્રમાણે ભરતક્ષેત્રની પૂર્વ સમુદ્રથી-પશ્ચિમ સમુદ્ર પર્યંત લંબાઇ ૧૪૪૭૧ ૫/૧૯ યો. પ્રમાણ છે, વર્તમાનમાં જાહેર તરીકે પ્રગટ થએલા ( એશિયાથી અમેરીકા સુધીના પાંચે ખંડો ) પાશ્ચાત્ય દેશોનો

સમાવેશ પણ ભરતના દક્ષિણાર્ધ વિભાગમાં હોવાનું યુક્તિ પૂર્વક આપણે જાણી ગયા છીએ. ઉચ્ચસ્થાન ઉપર યંત્ર પૂર્વક ગોઠવાએલ ફરતો દીપક પ્રારંભમાં પોતાની નજીકના પ્રકાશયોગ્ય ક્ષેત્રમાં પ્રકાશ આપે છે, એ જ દીપક યંત્રના બલથી જેમ જેમ આગળ ખસતો જાય છે તેમ તેમ પ્રથમ પ્રકાશિત ક્ષેત્રના અમુક વિભાગમાં અંધકાર થવા સાથે આગળ આગળના ક્ષેત્રમાં પ્રકાશ આપે છે. તે જ પ્રમાણે નિષધપર્વત ઉપર ઉદય પામતો સૂર્ય પ્રારંભમાં પોતાનું જેટલું પ્રકાશ્ય ક્ષેત્ર છે તે ક્ષેત્રમાં આવતા નજીકના ભાગને પ્રકાશ આપે છે અર્થાત્ તે સ્થાનમાં રહેલા મનુષ્યોને સૂર્યનો પ્રકાશ મળવાથી સૂર્યોદય થયાનું ભાન થાય છે, મેરૂની પ્રદક્ષિણાના ક્રમે ફરતો સૂર્ય જેમ જેમ આગળ આવે છે તેમ તેમ પાછળના ક્ષેત્રોમાં અંધકાર થવા સાથે ક્ષેત્ર સંબંધી આગળ આગળના વિભાગોમાં પ્રકાશ થતો જોવાથી તે વખતે સૂર્યોદય થયો તેવો ખ્યાલ આવે છે. (જે વાત પૂર્વે કહેવાઇ ગઇ) અને એ જ કથનના હિસાબે ભરતક્ષેત્રના અર્ધ વિભાગમાં રહેલા પાંચે દેશોમાં સૂર્યોદય તેમ જ સૂર્યાસ્તનું ૧૨–૧૦ કે આઠ કલાક કિંવા ક્રમશઃ કલાક અંતર પડે તેમાં કોઈ પણ પ્રકારનો વિરોધ આવતો હોય તેમ જણાતું નથી, આ જ વસ્તુને વિશેષ વિચારશું તો ચોક્કસ જણાઈ આવશે કે અમદાવાદ મુંબઇ કે પાલીતાણાદિ કોઈ પણ વિવક્ષિત એકસ્થાનાશ્રયી દિવસનું પ્રમાણ બાર કલાક તેરકલાક ચોદકલાક કે તેમાંએ ન્યૂનાધિક પણ ભલે રહે પરંતુ દક્ષિણાર્ધ ભરતના પૂર્વ છેડા ઉપર જ્યારથી સૂર્યનો પ્રકાશ પડ્યો ત્યારથી ઠેઠ પશ્ચિમ સુધીના સૂર્યાસ્તના સમયકાળને ભેગો કરીશું તો આઠ પ્રહર ( અર્થાત્ ૨૪ કલાક ) સુધી સમગ્ર ભરતક્ષેત્રના કોઈ પણ વિભાગની અપેક્ષાએ ક્રમશઃ સૂર્યના પ્રકાશનું અસ્તિત્વ હોય તેમાં કોઇ પણ પ્રકારનો બાધક હેતુ દેખાતો નથી. પૂર્વનિષધની નજીક જગ્યાએથી સૂર્યનો ઉદય–દેખાવ થતો હોવાથી અને પશ્ચિમ નિષધની નજીક જાય ત્યારે અદૃશ્ય થતો હોવાથી તેનું પરિધિ ક્ષેત્ર લગભગ સવાલાખ યોજન પ્રમાણ થાય, ને કલાકના પાંચ હજારના હિસાબે સૂર્યગતિ ગણતાં ચોવીશે કલાક સૂર્ય સમગ્ર ભરતમાં દેખાય તેમાં હરકત નથી. **શ્રી મંડળ પ્રકરણ**[૭૯] વિગેરે

---

**૭૯—पढम पहराइकाला, जंबूदीवम्मि दोसु पासेसु,**
**लब्भंति एग समयं, तहेव सव्वत्थ नरलोए ॥ ६५ ॥**

**(टीका)** पढ० । प्रथमप्रहरादिका उदयकालादारभ्य रात्रेश्चतुर्थयामान्त्यकालं यावन्मेरोः समन्तादहोरात्रस्य सर्वे कालाः समकालं जम्बूद्वीपे पृथक् पृथक् क्षेत्रे लभ्यन्ते । **भावना** यथा भरते यदा यतः स्थानात् सूर्य उद्गच्छति तत्पाश्चात्यानां दूरतराणां लोकानामस्तकालः । उदयस्थानाधोवासिनां जनानां मध्याह्नः, एवं केषाञ्चित् प्रथमप्रहरः, केषाञ्चिद् द्वितीयप्रहरः, केषाञ्चित्तृतीयः प्रहरः, क्वचिन्मध्यरात्र, क्वचित्सन्ध्या, एवं विचारणयाऽष्टप्रहरसम्बन्धी कालः समकं प्राप्यते । तथैव नरलोके सर्वत्र जम्बूद्वीपगतमेरोः समन्तात् सूर्यप्रमाणेनाष्टप्रहरकालसंभावनं चिन्त्यम् ॥ ભાવાર્થ સુગમ છે.

ગ્રન્થોમાં પણ એ જ કાલના નિશ્ચય માટે ભરતક્ષેત્રમાં આઠ પ્રહર સુધી સૂર્યનો પ્રકાશ હોવાનું જણાવવામાં આવે છે, તે પણ ઉપરની વાતને વધુ પુષ્ટિ આપે છે. એથી અમેરીકામાં આ ક્ષેત્રની અપેક્ષાએ સૂર્યોદય દશ કલાક મોડો થાય છે. કારણ કે સૂર્યને પોતાનો પ્રકાશ ત્યાં પ્હોંચાડતાં આપણી અપેક્ષાએ વિલંબ થાય છે, સૂર્ય પોતાનો પ્રકાશ વધારેમાં વધારે તિર્છી શ્રેણીએ ભરત તરફ ૪૭૨૬૩ ૨૧/૬૦ યો૦ આપે છે જ્યારે આ પાશ્ચાત્ય દેશો તેથી ઘણા દૂર-દૂર આવેલા છે. એટલે કે અહીં દિવસ હોય ત્યારે ત્યાં રાત્રિ હોય છે અને ત્યાં રાત્રિ હોય ત્યારે અહીં દિવસ હોય છે. એ કારણથી **અમેરીકાને મહાવિદેહ કલ્પવાની મૂર્ખાઈ** કરવી તે વિચાર શૂન્યતા છે. આ વિચારણાને વધુ ન લંબાવતાં અહીં જ સમાપ્ત કરીએ છીએ. इति तृतीयद्वारप्ररूपणा ।

## ૪ चारप्ररूपणा [ प्रतिमंडले क्षेत्रविभागानुसाररात्रि-दिवसप्ररूपणाः—

**सर्वा० मं० प्ररूपणा;**—ચોથું 'ચારપ્રરૂપણા'નું દ્વાર કહેવાય છે એમાં પ્રથમ સર્વા૦ મંડળના ૩૧૫૦૮૯ યો૦ ઘેરાવાના દશવિભાગ કલ્પવા જેથી પ્રત્યેક વિભાગ ૩૧૫૦૮ાા યો૦ પરિધિ પ્રમાણનો હોય, એ દશ ભાગમાંથી ત્રણ ભાગને ઉત્કૃષ્ટ દિવસે એક સૂર્ય પ્રકાશિત કરે છે, જ્યારે બીજો સૂર્ય એની સન્મુખના તેટલા જ પ્રમાણના ત્રણ વિભાગને પ્રકાશિત કરે છે, તેથી સામ-સામી થઇ ૬ વિભાગમાં દિવસ હોય, બાકી વચ્ચે બબ્બે વિભાગ રહ્યા એમાં ( કુલ ચાર વિભાગમાં ) રાત્રિ હોય છે, આ પ્રમાણે ઉત્કૃષ્ટ દિવસે દશ વિભાગની વ્યવસ્થા સર્વા૦ મંડળે થઇ.

હવે સર્વાભ્ય૦ મંડળે જઘન્યદિવસ હોય ત્યારે બેઉ સૂર્યો સામ-સામી દિશાના બબ્બે વિભાગને પ્રકાશિત કરે છે, તેથી ચાર વિભાગમાં દિવસ અને શેષ ૬ વિભાગમાં રાત્રિ હોય છે.

આ પ્રરૂપણા ૧૮ મુ૦ દિનમાન હોય ત્યારે સમજવી, ત્યાર પછીના પ્રતિમંડળે પ્રકાશક્ષેત્ર ૩/૧૦ ક્ષેત્રથી ઘટે અને જ્યારે તે પ્રમાણે ૩/૧૦ થી રાત્રિક્ષેત્ર વધતું જાય, એમ કરતાં સૂર્યો જ્યારે સર્વબાહ્યમંડળે આવે ત્યારે બન્ને સૂર્યો સર્વબાહ્યમંડળ પરિધિના ૪/૧૦ ભાગને દિસ લેશ્યાથી પ્રકાશિત કરે અને શેષ ૬/૧૦ ભાગને અંધકારથી વ્યાપ્ત કરે છે એ પ્રમાણે સૂર્યો સર્વબાહ્યમંડળેથી પાછા સર્વાભ્ય૦મંડળે આવતાં પ્રકાશ ક્ષેત્રમાં ક્રમશઃ ૨/૧૦ ભાગથી વૃદ્ધિ કરે જ્યારે અંધકાર ક્ષેત્રમાં ૨/૧૦ ભાગની ન્યૂનતા કરે. જેથી ઉક્ત કથન મુજબ સર્વાભ્ય૦મંડળે ૬/૧૦ ભાગ દિસ લેશ્યાથી પ્રકાશિત હોય.

આ પ્રમાણે સૂર્યોના પ્રકાશક્ષેત્રના દશાંશની કલ્પના પુષ્કરાર્ધદ્વીપ સુધી વિચારવી.

**प्रकाश्यक्षेत्रनी आकृति संबंधि विचार;—**

સર્વા૦ મંડળે રહેલા બન્ને સૂર્યોના આ આતપ-પ્રકાશક્ષેત્રની આકૃતિ ઉંચા મુખવાળાં નાળવાવાળાં પુષ્પના જેવી છે આથી તે મેરૂ તરફ અર્ધવલયાકાર જેવી રહે છે જ્યારે સમુદ્ર તરફ ગાડાની ઉંધીના મૂળ ભાગના આકાર જેવી થાય છે, આથી મેરૂ તરફ સંકોચાએલી અને સમુદ્રભણી વિસ્તૃત ભાવને પામેલી હોય છે.

**आतपक्षेत्रनी लंबाइ तथा विस्तार;—**વળી બન્ને (પ્રત્યેક) આકૃતિ મેરૂથી ઉત્તર[૮૦] અને દક્ષિણ દિશામાં લંબાઇને રહેલી છે પ્રત્યેક આકૃતિની શરૂઆત મેરૂના અન્તભાગથી શરૂ થઈ લવણસમુદ્ર મધ્યે પૂર્ણતાને પામેલી હોવાથી તેની (મેરૂથી માંડી લવણસમુદ્રપર્યંતની) લંબાઇ ૭૮૩૩૩⅓ યો૦ છે, આમાંથી કેવળ જંબૂજગતિ સુધીનું ક્ષેત્ર પ્રમાણ ગણીએ તો ૪૫૦૦૦ યો૦ થાય અને શેષ ૩૩૩૩૩ યો૦ લવણ સમુદ્રમાં પ્રત્યેક આકૃતિનું એક બાજુએ હોય.

આ પ્રમાણે જેઓના મતે સૂર્યનો પ્રકાશ મેરૂથી પ્રતિઘાત પામે છે તેમને મતે સમજવું.

પરંતુ જેઓ, સૂર્યનો પ્રકાશ પ્રતિઘાત પામતો નથી, પરંતુ મેરૂની મહાન્ ગુફાઓમાં પણ ફેલાય છે તેઓના મતે મેરૂપર્વતથી અર્ધ વિસ્તારવાળી મેરૂની મહાગુફાઓના પાંચહજાર યોજન સહિત (૪૫૦૦૦+૫૦૦૦) ૪૫ હજાર યો૦ ભેળવીને ૮૩૩૩૩⅓ યો૦ તાપક્ષેત્ર પ્રમાણ કહેવું.

આ તાપક્ષેત્ર પૂર્વ પશ્ચિમ દિશામાં હોય ત્યારે તે જ પ્રમાણે લંબાઇ (પ્હોળાઈ)ની વ્યવસ્થા યથાયોગ્ય વિચારવી.

સઘળાય મંડળોમાં વિચારતાં તાપક્ષેત્રની લંબાઇ હમેશાં અવસ્થિત[૮૧] રહે છે, કારણ કે વિપર્યાસ તો પ્હોળાઇમાં જ પરિધિની વૃદ્ધિ અનુસાર અંદર-બ્હાર મંડળે આવતાં જતાં સૂર્યના પ્રકાશ-અંધકાર ક્ષેત્રમાં હોઈ શકે છે.

---

૮૦—એટલે કે પ્રત્યેક આકૃતિમાં સૂર્યાશ્રયી દિશા વિચારવી ઘટે છે અર્થાત્ તે તે આકૃતિમાં સૂર્યને મધ્યબિન્દુ ગણી ઉત્તર-દક્ષિણ લંબાઇ અને પૂર્વ-પશ્ચિમ ગત સર્વત્ર (અવ્યવસ્થિતપણે) પ્હોળાઇ વિચારવાની છે જે ચિત્ર જોવાથી સ્પષ્ટ જણાઇ આવશે.

૮૧—પરંતુ એટલું વિશેષ સમજવું કે જેમ સૂર્ય બહિર્મંડળે જતો જાય તેમ તાપક્ષેત્ર પ્રથમ મંડળની અપેક્ષાએ પ્રતિમંડળે ક્રમશઃ દૂર દૂર ખસતું અને લવણ તરફ વધતું જાય પરંતુ તાપક્ષેત્રની લંબાઇનું પ્રમાણ તો અવસ્થિત જ રહે.

॥ सर्वाभ्यन्तरमंडले प्रकाश्यक्षेत्राकृति ॥

कर्क संक्रान्ति પહેલા દિવસે

दक्षिणायनमां दिनरात्रिक्षेत्र

પરિધિના દશાંશ ૩-૩ભાગ પ્રકાશ, ૨-૨ભાગ રાત્રિ

=૬ ભાગમાં પ્રકાશ ૪ભાગમાં રાત્રિ.

પ્રકાશની સર્વ લંબાઈ ૭૮૩૩૩ ૧/૩ યોજન

અંધકારની પણ એજ લંબાઈ.

લ વ ણ સ મુ દ્ર

**આતપક્ષેત્રની પહોળાઇ-વિસ્તાર;**—આ તાપક્ષેત્રની આકૃતિ મેરૂ પાસે અર્ધ વલયાકાર જેવી થતી હોવાથી તેની મેરૂ પાસેની પ્હોળાઇ મેરૂની પરિધિના ત્રણ દશાંશ ( ૩/૧૦ ) એટલે ૪૮૬ ૬/૧૦ જેટલી હોય છે, ત્યાંથી માંડી ક્રમશઃ પ્હોળાઇમાં વિસ્તારવાળી થતી સમુદ્ર તરફ પ્હોળાઇ અન્તર્મંડળની ( સર્વાભ્યન્તર ) પરિધિના ત્રણદશાંશ જેટલી ( ૯૪૫૩૬ યો० ૬/૧૦ ભાગની ) હોય છે.

આ તાપક્ષેત્રની બન્ને પ્રકારની પ્હોળાઇ ( મેરૂ તથા લવણ સ० તરફની ) અનવસ્થિત–અનિશ્ચિત છે કારણ કે દક્ષિણાયનમાં પ્રકાશ ક્ષેત્રમાં ક્રમે ક્રમે હમેશાં ૧/૬૧ ભાગ ક્ષેત્ર જેટલી હાનિ થાય છે જ્યારે દક્ષિણાયનની સમાપ્તિ થઇ ઉત્તરાયણનો આરંભ થતાં પુનઃ ઘટેલા તેટ્લી જ તાપક્ષેત્રના વિસ્તારમાં પુનઃ ક્રમશઃ ૨/૬૧ ભાગે વૃદ્ધિ થતી આવે છે અને એથી મૂલ પ્રમાણ આવીને ઉભું રહે છે. આથી સૂર્ય જ્યારે સર્વબાહ્યમંડળે પ્હોંચે છે ત્યારે ૧/૧૦ જેટલું ક્ષેત્ર ઘટાડે છે અને પાછો ફરી સર્વાભ્યન્તરે આવે ત્યારે પુનઃ ૧/૧૦ વધારે છે આ ૧/૧૦ ક્ષેત્ર ગમનની હાનિ–વૃદ્ધિ ૬ મુહૂર્ત્તમાં ગમન કરી શકાય તેટલી જ હોય છે કારણ કે સાડીત્રીશ મંડળે એક સૂર્ય ૧ મુહૂર્ત્તમાં ગમન કરી શકાય તેટલું ક્ષેત્ર વધારે ( ઘટાડે પણ ) છે.

इति आतपक्षेत्राकृतिविचारः ।

**अंधकारक्षेत्राकृति विचार;**—હવે બેઉ સૂર્ય જ્યારે સર્વથી અંદરના–[સર્વાભ્યન્તર] મંડળે હોય ત્યારે અન્ધપુરૂષની જેમ પ્રકાશની પાછળ લાગેલા અંધકાર ક્ષેત્રની આકૃતિ પણ ઊર્ધ્વમુખવાળાં પુષ્પના જેવી છે એનું મેરૂથી માંડી લવણ પર્યન્તનું લંબાઇ પ્રમાણ આતપવત્ સમાન હોય છે કારણ કે દિનપતિ સૂર્ય અસ્ત પામે છે ત્યારે ( પ્રકાશવત્ ) મેરૂની ગુફા આદિમાં પણ અંધકાર છવાઇ જતો હોવાથી આ અંધકાર ક્ષેત્રની આકૃતિ પ્રકાશક્ષેત્રવત્ સમજવી.

એ અંધકાર ક્ષેત્રની સર્વા० મંડળે પ્હોળાઇ મેરૂની આગળ મેરૂની પરિધિના ૨ જેટલી અર્થાત્ ૬૩૨૪ ૬/૧૦ જેટલી છે, અને લવણસમુદ્ર તરફ અન્તર્મંડલની પરિધિના ૨/૧૦ જેટલી અર્થાત્ ૩૩૧૭ યો. ની હોય છે. કારણ કે સર્વા० મંડળે ઉત્કૃષ્ટદિને અંધકારક્ષેત્રન્યૂન હોય છે.

આ પ્રમાણે સર્વાભ્ય० મંડળે ઉત્કૃષ્ટદિને કર્કસંક્રાંતિમાં સૂર્યના આતપ તથા અંધકારક્ષેત્રનું સ્વરૂપ કહ્યું. હવે સર્વબાહ્યમંડળનું કહે છે.

**सर्वबाह्यमं० प्ररूपणा;**—હવે જ્યારે બન્ને સૂર્યો સર્વથી બ્હારના મંડળે આવે છે ત્યારે તાપક્ષેત્ર અને અંધકારક્ષેત્રના આકાર આદિનું સ્વરૂપ તો પૂર્વવત ( તાપક્ષેત્ર પ્રસંગે કહ્યું તેમજ ) સમજવું ! ફક્ત સમુદ્ર તરફ પ્હોળાઇના પ્રમાણમાં

દૂર પડે એટલે સૂર્ય સર્વબાહ્યમંડળે દૂર ગયો તેથી સમુદ્ર તરફ આતપ-ક્ષેત્રની પહોળાઈ સર્વબાહ્યમંડળ પરિધિના $\frac{૨}{૧૦}$ જેટલી ( ૬૩૬૬૩ યો૦ ) અને ત્યાંજ અંધકાર ક્ષેત્રની પહોળાઈ—અંધકાર વ્યાસ સર્વબાહ્યમંડળ પરિધિના $\frac{૩}{૧૦}$ જેટલી ( ૯૫૪૯૪$\frac{૧}{૨}$ યો૦ ) હોય છે એટલે કે સર્વા૦ મંડળ અપેક્ષાએ તાપક્ષેત્ર $\frac{૧}{૧૦}$ ન્યૂન જ્યારે અંધકાર ક્ષેત્રમાં $\frac{૧}{૧૦}$ ની વૃદ્ધિ થઇ. इति अंधकाराकृति विचार.

બ્હારના અને અંદરના મંડળોમાં રહેલા સૂર્યોના તાપક્ષેત્રને અનુસારે આતપ અને અંધકાર ક્ષેત્રની વૃદ્ધિ—હાનિ થાય છે, આથી જ્યારે સૂર્ય સર્વથી અંદરના મંડળે આવે ત્યારે તેઓ નજીક અને તેથી તીવ્ર તેજ—તાપવાળા હોવાથી દિવસના પ્રમાણની વૃદ્ધિ ( ગ્રીષ્મઋતુઅન્તે ૧૮ મુ૦ ) થાય છે, તે કારણે અત્ર તીવ્ર તાપ લાગે છે અને તે જ કાળે અંધકાર ક્ષેત્રનું અલ્પત્વ હોવાથી રાત્રિમાન પણ અલ્પ હોય છે.

વળી બન્ને સૂર્યો જ્યારે સર્વ બાહ્યમંડળમાં હોય ત્યારે તેઓ ઘણે દૂર હોવાથી મંદતેજવાળા દેખાય છે, અને અત્ર દિનમાન ટૂંકુ થાય છે. જ્યારે અંધકાર ક્ષેત્રની વૃદ્ધિ અને તેથી રાત્રિમાન ઘણું વૃદ્ધિવાળું હોય છે, જ્યારે તાપક્ષેત્ર સ્વલ્પ હોય છે અને તેને કારણે તે કાળે જગત્માં હિમ (ઠંડી) પણ પડે છે. [ હેમન્ત ઋતુ ]

વળી જે મંડળમાં તાપક્ષેત્રનો જેટલો વ્યાસ હોય તેથી અર્ધ પ્રમાણ પૂર્વ અને પશ્ચિમમાં સૂર્યના કિરણોનો પ્રસાર—ફેલાવો હોય અને તેટલે જ દૂરથી સૂર્ય તે મંડળે જોઇ શકાય, જેમકે સર્વા૦મંડળે સૂર્યો હોય ત્યારે એક સૂર્યાશ્રયી પૂર્વ—પશ્ચિમ કિરણ વિસ્તાર ૪૭૨૬૩$\frac{૭}{૨૦}$ યો૦ હોય, ઉત્તર—દક્ષિણમાં—મેરૂતરફ ૪૪૮૨૦ યો૦, સમુદ્ર તરફ ૩૩૩૩૩$\frac{૧}{૩}$ યો૦ અને દ્વીપમાં ૧૮૦ યો૦ હોય છે.

એ પ્રમાણે સર્વબાહ્યમંડળે બન્ને સૂર્યો વિચરતા હોય ત્યારે પૂર્વ—પશ્ચિમ કિરણ વિસ્તાર ૩૧૮૩૧$\frac{૧}{૨}$ યો૦, મેરૂતરફ સમુદ્રમાં ૩૩૦ યો૦, દ્વીપની અંદર ૪૫ હજાર યો૦, છે અને વળી લવણસમુદ્રમાં શિખા તરફ ૩૩૦૦૩$\frac{૧}{૩}$ યો૦ છે.

इति तिर्यक् किरणविस्तार ॥

અને ઊર્ધ્વ કિરણ વિસ્તાર ૧૦૦ યો૦ અને અધો—નીચે વિસ્તાર ૧૮૦૦ યો૦ છે, કારણકે સમભૂતલથી બન્ને સૂર્યો પ્રમાણાંગુલવડે ( ૧૬૦૦ ગાઉના યોજન પ્રમાણે ) ૮૦૦ યો૦ ઉંચા છે અને સમભૂતલથી પણ એક હજાર યો૦ જેટલા નીચાણમાં અધોગ્રામ આવેલાં છે અને ત્યાં સુધી તે બન્ને સૂર્યોના તાપનાં કિરણો પ્રસરે છે. આથી ૮૦૦ યો૦ ઉપર અને ૧૦૦૦ યો૦ નીચેના થઈ ૧૮૦૦ યો૦ નો અધોવિસ્તાર થયો. इति उर्ध्व-अधो किरणविस्तार ॥

આ પ્રમાણે ક્ષેત્ર વિભાગવડે દિવસ અને રાત્રિની પ્રરૂપણા ચોથા દ્વાર-
મંડે કરવા સાથે પ્રાસંગિક આતપ અંધકાર આકારાદિકનું પણ સ્વરૂપ કહ્યું.

इति चतुर्थद्वारप्ररूपणा ॥

## ५ प्रतिमंडळे परिक्षेप–परिधि प्ररूपणाः—

કોઈપણ મંડળે એક મુહૂર્તમાં સૂર્ય કેટલા યોજન ગતિ કરે તે જાણવા માટે પ્રથમ દરેક મંડળે પરિધિ કાઢવાની રીત જાણવી જોઈએ તો પ્રથમ બન્ને બાજુનું ભેગું જંબૂદ્વીપગત ૩૬૦ યો૦ જે ચરક્ષેત્ર તેને જંબૂદ્વીપના ૧ લાખ યો૦ માંથી બાદ કરીએ ત્યારે ૯૯૬૪૦ યો૦ આવે. આ સંખ્યાને ત્રિગુણ કરણપદ્ધતિએ પરિધિ કાઢતાં ૩૧૫૦૮૯ યો૦ નો પરિધિ સર્વાભ્યન્તર મંડળે આવે.

બાકી રહેલા બીજા મંડળથી લઈને ૧૮૩ મંડળોમાં ઈષ્ટપરિધ જાણવા પૂર્વે જે મંડળે પરિધિ જાણવો હોય તેની પૂર્વના મંડળ પરિધિ પ્રમાણમાં વ્યવહારનયથી ૧૮ યો૦ ની વૃદ્ધિ કરવી.

અઢારની વૃદ્ધિ કરવાનું સાન્વર્થપણું એટલા માટે છે કે કોઈપણ વિવક્ષિત મંડળોથી કોઈ પણ અનન્તર મંડળોનું બન્ને બાજુનું થઈ ૫ યો૦ ૩૫ અંશ ક્ષેત્ર વધવાનું હોવાથી કેવળ એ વર્ધિત ક્ષેત્રનો પરિધિ કાઢીએ ત્યારે ત્રિગુણ રીતિ પ્રમાણે ૧૭ યો૦ ૩૮ અંશ આવે પરંતુ વ્યવહાર[૮૨] નયથી સુગમતા માટે પરિપૂર્ણ ૧૮ યો૦ વિવક્ષા રાખી હાલ કાર્ય કરવાનું છે.

આ નિયમ મુજબ સર્વા૦પરિધિમાં ૧૮ યો૦ ક્ષેપવીએ ત્યારે (કિંચિદ્-ન્યૂન) ૩૧૫૧૦૭ યો૦ નો પરિધિ દ્વિતીય મંડળનો આવે, ત્રીજા મંડળે પણ તેજ પ્રમાણે ૧૮ યો૦ ક્ષેપવતાં કાંઈક ન્યૂન ૩૧૫૧૨૫ યો૦ આવે.

આ પ્રમાણે ૧૮ યો૦ ક્ષેપવતા થકાં ઈચ્છતમંડળે પરિધિ વિચારતાં સર્વ-બાહ્યમંડળે પહોંચવું ત્યારે તે મંડળે ૩૧૮૩૮૫ યો૦ પરિધિ ૧૮ યો૦ની વૃદ્ધિએ આવ્યો, નહીંતર વાસ્તવિક રીતે તો ૧૭ યો૦ ૩૮ અંશ ઉમેરવાના છે અને એ હિસાબે યથાર્થ પરિધિ ૩૧૮૩૧૪ યો૦ ૩૮ અંશ આવે તથાપિ સુગમતા માટે ૩૧૮૩૧૫ યો૦ ની વિવક્ષા ગણિતજ્ઞોએ વિચારવી. इति परिधिनामकपञ्चमद्वारप्ररूपणा ॥

## ६ प्रतिमंडळे मुहूर्त्तगतिमान प्ररूपणाः—

એક સૂર્ય કોઇપણ એક મંડળ બે અહોરાત્રમાં સમાપ્ત કરે છે (કારણકે

---

८२ सत्तरस जोयणाइं अट्ठतीसं च एगसट्ठिभागा १७ $\frac{३८}{६१}$ ।
एयंति निच्छएणसंववहारेण पुण अट्ठारस जोयणाइं १८ ॥ १ ॥

કોઇપણ સ્થાને પરિધિ વધવા માત્રથી એક અહોરાત્રના ૩૦ મુ૦ સંબંધી માનમાં વિપર્યાસ થતો નથી પરંતુ ક્રમે ક્રમે પરિધિ વધવાથી ૬૦ મુ. માં મંડળ પૂર્ણ કરવા સૂર્યની મુહૂર્ત ગતિ પૂર્વ પૂર્વ કરતાં વિશેષ વૃદ્ધિવાળી થતી જાય છે) અને બે અહોરાત્રનાં મુહૂર્તો ૬૦ છે તેથી તે તે મંડલના પરિધિ પ્રમાણુને સાઠવડે ભાંગી નાંખીએ ત્યારે એક મુહૂર્તની ગતિ સ્વતઃ નીકળી આવે છે એ નિયમ પ્રમાણે સર્વા૦ મંડળના ૩૧૫૦૮૯ યો૦ ના પરિધિને ૬૦ મુહૂર્તવડે ભાગતાં ૫૨૫૧$\frac{૨૯}{૬૦}$ યો૦ની ગતિ પ્રાપ્ત થાય છે. બીજા મંડળના ૩૧૫૧૦૭ યો૦ પરિધિને ૬૦ મુહૂર્તવડે ભાગતાં ૫૨૫ આવે છે એમ પ્રતિમંડલે વૃદ્ધિંગત થતા પરિધિ સાથે ૬૦ વડે ભાગ ચલાવી, મુહૂર્તગતિમાન પ્રાપ્ત કરતાં સર્વ બાહ્યમંડળે જઇએ ત્યારે તે સર્વબાહ્ય મંડળના (વાસ્તવિક ૩૧૮૩૧૪ યો.–૩૮ અંશ કિન્તુ વ્યવહારથી) ૩૧૮૩૧૫ યો૦ ના પરિધિ પ્રમાણુને ૬૦ વડે ભાગતાં ૫૩૦૫$\frac{૧૫}{૬૦}$ યો૦ ની મુહૂર્તગતિ આવે છે, એ પ્રમાણે દક્ષિણાયન સમાપ્ત થાય. ત્યારબાદ સર્વબાહ્યમં૦થી પાછા ફરતા પરિધિની હાનિ થતી હોવાથી અને તેથી મુહૂર્ત ગતિની પણ ન્યૂનતા થતી હોવાથી અર્વાક્ મંડળે૫૩૦૪$\frac{૫૭}{૬૦}$ મુ૦ ગતિમાન હોય, ત્યારપછી ક્રમશઃ ઉત્તરાયણમાં પાછો આવતાં પૂર્વવત્ મુહૂર્તગતિમાન વિચારી લેવું, અથવા બીજા મંડળની લઇ બીજી રીતે મુહૂર્તગતિમાન લાવવું હોય તો પૂર્વપૂર્વના પ્રત્યેક મંડળના પરિધિમાં ૧૮ યો૦ વૃદ્ધિ થતી હોવાથી કેવળ ૧૮ યો૦ની મુહૂર્તગતિ કાઢવા ૬૦વડે ભાગવા, ૧૮નો ભાગ ન ચાલતો હોવાથી ૧૮×૬૦=૧૦૮૦ અંશ આવ્યા તેને ૬૦ મુ. ભાગતાં $\frac{૧૮}{૬૦}$ પ્રમાણ મુ. ગતિ પ્રતિમંડળે (પૂર્વપૂર્વના મંડળની મુહૂર્તગતિમાં) વૃદ્ધિવાળી થાય છે. इति प्रतिमुहूर्तगतिमाननामकषष्ठद्वारप्ररूपणा ।

### ૭ प्रतिमंडले द्रष्टिपथप्राप्तिप्ररूपणाः—

કોઇપણ મંડળે દષ્ટિપથ અંતર કાઢવા પ્રથમ એક દિવસે સૂર્ય કેટલું ક્ષેત્ર પ્રકાશિત કરે તે જાણવું જોઇએ, માટે વિવક્ષિત જે મંડળે દષ્ટિપથ કાઢવું હોય તે મંડળે સૂર્યનું જે મુહૂર્ત ગતિમાન હોય તે એકબાજુમાં મૂકો, વળી તેજ–ઇચ્છિતમંડળે જે દિનમાન વર્તતું હોય તે રકમનો મુ૦ ગતિમાન સાથે ગુણાકાર કરવો, જે જવાબ આવે તે સૂર્ય તે મંડળે તેટલા યોજનનું ક્ષેત્ર એક દિવસમાં પ્રકાશિત કરે, હવે અહીંઆ એવો એક નિયમ છે કે વિવક્ષિત જે મંડળે સૂર્ય જેટલું ક્ષેત્ર પ્રકાશિત કરે તેથી બરોબર અર્ધક્ષેત્ર પ્રમાણ દૂર રહેલા મનુષ્યોને જેમકે સર્વાભ્યં૦મંડળે સૂર્યની મુ૦ ગતિ ૫૨૫૧$\frac{૨૯}{૬૦}$ યો૦ છે અને દિનમાન ૧૮

## ॥ जम्बूद्वीप अने लवणसमुद्रवर्ति–चन्द्रोनां १५ मंडलो ॥

[ गा. ८६, ९०. पृ. २८६ ]　　　　[ मं. आकृति नं. १० ]

उ.

प.　　　　पू.

सर्वाभ्यन्तरमंडल

सर्वबाह्यमंडल

द.

आ आकृतिमां मेरुनी पूर्व दिशाए रहेलो चन्द्र सर्वाभ्यन्तर मंडलेथी नीकली पश्चिममां सर्व-बाह्यमंडले पहोंचे छे, जे काळा वर्णनां मंडलोथी स्पष्ट छे. अने मेरुनी पश्चिम दिशाए रहेलो सूर्य पण सर्वाभ्यन्तरमंडलेथी नीकळीने पूर्वमां सर्वबाह्य मंडले पहोंचे छे, जे लाल वर्णना मंडलथी स्पष्ट छे.

बन्ने चन्द्रनां मंडलो साथे ज बताव्या होवाथी मंडलान्तर ३५ यो. ३०$\frac{4}{61}$ नुं समजवुं. प्रत्येक मंडलो बेवडी लाइनथी बताव्या छे. स्पष्टता माटे बन्ने चन्द्रना मंडल रंगो जुदा कर्या छे.

આનંદ પ્રેસ–ભાવનગર.

મુ૦ વર્તે છે, બન્ને રકમનો ગુણાકાર કરવાથી ૯૪૫૨૬ ૪૨/૬૦ યો૦ નું તાપક્ષેત્ર અથવા ઉદય-અસ્ત વચ્ચેનું (મંડળશ્રેણીએ) અંતર કર્કસંક્રાતિના દિવસોએ પ્રાપ્ત થાય. હવે તેનું અર્ધ કરીએ ત્યારે સૂર્ય–દૃષ્ટિગોચર

| સર્વા૦ મુ૦ ગતિ | |
|---|---|
| ૫૨૫૧ | ૨૯ ભાગ |
| ×૧૮ | ×૧૮ |
| ૪૨૦૦૮ | ૨૩૨ |
| ૫૨૫૧× | ૨૯× |
| ૯૪૫૧૮ યો૦ | ૬૦)૫૨૨(૮યો૦ ૪૨/૬૦ ભાગ. |
| ૮ , ૪૨/૬૦ | ૪૮૦ |
| ૯૪૫૨૬ યો૦ ૪૨/૬૦ અંતર | ૪૨ |

થાય એટલે કોઇપણ મંડળે સૂર્ય અર્ધા દિવસવડે (૯ મુ૦) જેટલા ક્ષેત્રને પ્રકાશિત કરે છે તેટલા ક્ષેત્રના લોકોને સૂર્ય તેટલા દૂરથી દૃષ્ટિગોચર થાય છે અને વળી તેટલે જ દૂરથી અસ્તપણે દેખાય છે. [૯×૫૨૫૧ ૨૯/૬૦=૪૭૨૬૩ ૨૧/૬૦] ૪૭૨૬૩ ૨૧/૬૦ યો૦ નું દ્રષ્ટિપથ અંતર સર્વા૦મંડળે હોય.

સર્વાભ્યન્તરથી બીજા મંડળમાં દ્રષ્ટિપથ અંતર ૪૭૧૭૯ યો૦ ૫૭/૬૦ અને ૧૯/૬૧ અર્થાત્ લગભગ ૪૭૧૭૯ ૫૮/૬૦ યો૦ રહે છે, આથી સર્વા૦મંડળના દ્રષ્ટિપથ માન-માંથી લગભગ ૮૪ ૨૩/૬૦–૪૨/૬૧ યો૦ ની હાનિ થઈ. આ શોધ્યરાશિની હાનિ પ્રાયઃ પ્રતિમંડળે કરવાની છે, (પરંતુ પ્રાયઃ શબ્દથી વિશેષ એ સમજવું જે આગળના મંડળોમાં ક્રમે ક્વચિત્ ૮૪–૮૫ યો૦, છેવટના મંડળોમાં ક્યાં ક્યાં વળી ૮૫; તેથી પણ કિંચિત્ અધિક હાનિ કરવી) એ પ્રમાણે ત્રીજા મંડળમાં તે શોધ્ય-રાશિની હાનિ થતાં ૪૭૦૯૬ ૩૩/૬૦–૨/૬૧ તે ત્રીજા મંડળનું દ્રષ્ટિપથ અંતર સમજવું, એમ ઉક્ત આમ્નાય પ્રમાણે પ્રતિમંડળે દ્રષ્ટિપથ કાઢતાં સર્વાન્ત્યમંડળે ૩૧૮૩૧ ૩૦/૬૦ યો૦ નું દ્રષ્ટિપથ પ્રમાણ પ્રાપ્ત થશે.

સર્વબાહ્યથી પાછો ફરતા ગણિતના હિસાબે પૂર્વે દક્ષિણાયનમાં જે શોધ્ય-રાશિની હાનિ કરતા હતા તેને બદલે હવે ઉત્તરાયણમાં તે રાશિની પ્રતિ-મંડળે વૃદ્ધિ કરતા જવી (અહીં પણ વિપરીત ક્રમે સાધિક ૮૫–૮૪–૮૩ ૨૫/૬૦ યો૦ ની રીતીએ એ સર્વાભ્યન્તર મંડળ પર્યન્ત સ્વયં વિચારી લેવું.) એ નિયમ મુજબ સર્વબાહ્યથી અર્વાક્ મંડળે ૩૧૯૧૬ ૩૯/૬૦ યો૦ થી સૂર્ય દેખાય છે, એ દ્વિતીય મંડળના માનમાં ૮૫ ૯/૬૦–૨૪/૬૦ યો૦ ઉમેરતાં ૩૨૦૦૧ ૪૯/૬૦–૨૩/૬૦ યો૦ આવશે, એમ સર્વાભ્યન્તર મંડળ સુધી વિચારવું. इति द्रष्टिपथनामकसप्तमद्वारप्ररूपणा ॥

આ બન્ને સૂર્યો ઉદયાસ્ત સમયે હજારો યોજન દૂર છતાં એમના બિમ્બોના તેજનો પ્રતિઘાત થતો હોવાથી સુખેથી જોઇ શકાય છે તેથી જાણે નજીકમાં હોય તેવા દેખાય છે, વળી મધ્યાહ્ને માત્ર ૮૦૦ યો૦ દૂર છતાં તેમના વિસ્તરી રહેલા તીવ્ર કિરણોને લઇને દુઃખે જોઇ શકાતા હોવાથી નજીક છતાં ઘણા દૂર હોય તેમ લાગે છે અને વળી દૂર હોવાથી જ બન્ને ઉદયાસ્ત-

કાળે પૃથ્વીને અડી રહેલા હોય તેમ અને મધ્યાહ્ન સમયે આકાશના અગ્ર-ભાગમાં રહેલા હોય તેમ દેખાય છે.

અહીંઆ કોઇને શંકા થાય કે-બન્ને સૂર્યો ઉદયાસ્ત સમયે હજારો યોજન (૪૭૨૬૩$\frac{૨૧}{૬૦}$ યો.) દૂર છતાં જાણે આપણી નજીકમાં જ ઉદયને પામતા હોય તેમ કેમ દેખાય છે? અને વળી મધ્યાહ્નને ઉપર આવતાં માત્ર ૮૦૦ યો૦ જેટલા જ ઉંચે છતાં બહુ દૂરસ્થ જેવા કેમ દેખાય છે?

તે પ્રશ્નના ખુલાસામાં જણાવવાનું જે ઉદય અને અસ્તકાળ વખતે સૂર્યો (૪૭૨૬૩$\frac{૨૧}{૬૦}$ યો.) (જોનારના સ્થાનની અપેક્ષાએ) ઘણે દૂર ગએલા હોય છે, એ દૂરત્વને લઇને જ તેમના બિમ્બોના તેજનો પ્રતિઘાત થાય છે, તેથી જાણે એઓ નજીકમાં હોય એવો ભાસ થાય છે અને તેથી સુખથી જોઈ શકાય છે.

અને વળી મધ્યાન્હે (જોનારને પડતી પ્રતીતિની અપેક્ષાએ) નજીક હોઇને એઓના વિસ્તારવંત કિરણોના સામીપ્યને લઇને દુઃખેથી જોઈ શકાતા હોવાથી (નજીક હોવા છતાં) દૂર રહેલા હોય તેમ દેખાય છે.

જેમ કોઇ એક દેદીપ્યમાન દીપક આપણી દૃષ્ટિ પાસે હોય છતાં તે દુઃખેથી જોઈ શકાય પણ દૂર હોય તો તેજ દીપક સુખેથી જોઈ શકાય, તેવી રીતે યથાયોગ્ય વિચારવું ઘટે.

અને દૂર હોવાથી જ એઓ બન્ને ઉદય–અસ્તકાળે[૮૩] પૃથ્વીને અડી રહેલા

૮૩ ઇતરો 'मत्स्यपुराणदि' ગ્રન્થોમાં–સૂર્ય પશ્ચિમ સમુદ્ર તરફ અસ્તાચલે અસ્ત થાય છે તે જ સ્થાને અધઃસ્થાને ઉતરી પાતાલમાં પ્રવેશી, પાતાળમાં ને પાતાળમાં જ પુનઃ પાછું પૂર્વદિશા તરફ ગમન કરી પૂર્વ સમુદ્રે ઉદય પામે છે–આ પ્રમાણે તેઓ જે આશયથી કથન કરે છે તે કેવળ અસત્ય કલ્પનામાત્ર છે.

કારણકે દ્રષ્ટિના સ્વભાવથી અથવા દૃષ્ટિના દોષથી આપણે ચક્ષુવડે ૪૭૨૬૩ યો૦ $\frac{૨૧}{૬૦}$ ભાગ પ્રમાણથી વિશેષે દૂર ગયેલા સૂર્યને અથવા તેના પ્રકાશને જોઇ શકવાને અસમર્થ છીએ અને એ શક્તિના અભાવે સૂર્ય ન દેખવાથી સૂર્યાસ્ત થયો એમ કથન કરીએ છીએ, વસ્તુતઃ તે સૂર્યાસ્ત નથી પરંતુ આપણી દ્રષ્ટિના તેજનું અસ્તપણું છે. કારણકે સૂર્ય આપણને જે સ્થાને અસ્ત સ્વરૂપે દેખાણો ત્યાંથી દૂરદૂર ક્ષેત્રોમાં તેજ સૂર્યનો પ્રકાશ તો જાય છે, એ કંઇ છુપાઇ જતો નથી.

જો આપણે કોઇપણ શક્તિદ્વારા કોઇપણ વ્યક્તિને સૂર્યાસ્ત સ્થાને મોકલીએ તો સૂર્ય ભરતની અપેક્ષાના અસ્તસ્થાનથી દૂર ગયેલો અને તેટલો જ ઉંચો હશે, અથવા રેડીઓ અથવા ટેલીફોનદ્વારા જે વખતે અહીં સૂર્યાસ્ત થાય તે અવસરે અમેરિકા યા યુરોપમાં પુછાવીએ તો 'અમારે ત્યાં હજુ અમુક કલાક જ દિવસ ચઢયો છે' તેવા સ્પષ્ટ સમાચાર મળશે. કોઇપણ વસ્તુ દૂરવર્તી થાય એથી દેખનારને ઘણી દૂર અને અધઃસ્થાને–ભૂભાગે સ્પર્શી ન હોય? એવી દેખાય, એ પ્રમાણે દેખાવવાના હેતુરૂપ દૃષ્ટિદોષના

## ॥ उदयास्तनुं अन्तर अने द्रष्टिगोचर ॥

સર્વ બાહ્ય મંડલ

સર્વાભ્યન્તર મંડલ

મેરૂ પર્વત

નિષધ પર્વત

દ્રષ્ટિગોચર

ઉદયાસ્તાન્તર

૪૭૨૬૩-૨૧

૩૧૮૩૧॥

પ સ્થાને ઉભેલો મનુષ્ય અ૧૮૪ મંડલે ઉદયથી ૯૪૫૨૬ ૪૨/૬૦ યોજન દૂર સૂર્યને અસ્ત પામતો દેખે इति उदयास्तान्तरम्. અને ૪૭૨૬૩ ૨૧/૬૦ યો. દૂરથી ઉદય પામતો અને ૪૭૨૬૩ ૨૧/૬૦ યોજન દૂર ( સ્વસ્થાનથી ) અસ્ત પામતો દેખે. इति द्रष्टिगोचरः । ઉદયાસ્તની વક્ર લીટી અ બ ક છે. એ પ્રમાણે સર્વબાહ્યમંડલે ચિત્રમાં આલેખ્યા પ્રમાણે. इति जंबूद्वीपे. પુષ્કરાર્ધદ્વીપમાં ઉત્કૃષ્ટ અસ્તાન્તર ૨૧૩૪૫૩૭ યોજન, અર્ધ દ્રષ્ટિગોચર.

હોય એમ ભાસે છે, અને સમ્યાન્હે નજીક આવવાથી જ આકાશના મધ્યભાગમાં રહેલા ન હોય તેમ આપણી દૃષ્ટિમાં દેખાય છે.

આ પ્રમાણે યથામતિ સૂર્યમંડળ સંબંધી સંક્ષિપ્ત અધિકાર કહ્યો.

॥ इति सूर्यमंडलाधिकारः ॥

## ॥ अथ श्री चन्द्रमण्डलाधिकारः प्रारभ्यते ॥

પૂર્વે સૂર્યમણ્ડલાધિકારમાં સૂર્યમંડલોનો સર્વ આમ્નાય કહેવામાં આવ્યો, હવે ચન્દ્રમાના મંડળ સંબંધી જે અવસ્થિત આમ્નાય છે તેનો જ અધિકાર કહેવાય છે.

### ॥ सूर्यमंडलथी चन्द्रमंडलनुं भिन्नपणुं ॥

ચન્દ્ર તથા સૂર્યના મંડલોમાં મોટો તફાવત રહેલો છે કારણકે સૂર્યના ૧૮૪ મંડળો છે અને તેમાં ૧૧૯ મંડળો જંબૂદ્વીપમાં પડે છે અને ૬૫ લવણસમુદ્રમાં પડે છે. જ્યારે ચન્દ્રનાં માત્ર ૧૫ મંડળો છે અને તેમાં ૧૦ મંડળો લવણ-સમુદ્રવર્તી અને ૫ મંડળો જંબૂદ્વીપવર્તી છે, આથી તેઓના મંડળોનું પરસ્પર અન્તર–પરસ્પર અબાધાદિ સર્વ વિશેષે તફાવતવાળું છે, ચન્દ્રની ગતિ મન્દ હોવાથી ચન્દ્ર પોતાના મંડળ દૂર દૂરવર્તી અંતરે કરતો જાય છે. જ્યારે સૂર્ય

કારણે થતી [1]વિભ્રમતાથી તે વાતને સત્યાંશપણે કૂદરતના નિયમથી પણ વિરૂદ્ધ કરી લેવી કે સૂર્ય જમીનમાં ઉતરી ગયો, સમુદ્રે પેસી ગયો અસ્ત પામ્યો, (ઇત્યાદિ) તે તો પ્રાજ્ઞ અને વિચારશીલ પુરૂષો માટે બિલકુલ અનુચિત છે. જો દૂર દેખાતી વસ્તુ-માં ઉક્ત કલ્પના કરશું તો તો સમુદ્રમાં પ્રયાણ કરી રહેલી સ્ટીમર જ્યારે ઘણી દૂરવર્તી થાય છે ત્યારે આપણે દેખી શકતા નથી તો તેથી શું તે સ્ટીમર સમુદ્રમાં પેસી ગઇ ? બુડી ગઇ ? એમ માન્યતા કરાશે ખરી ? હરગીજ નહિ, વળી દૂર દેખાતા વાદળાંઓ દૂરત્વના કારણે આપણી દ્રષ્ટિ સ્વભાવે ભૂસ્પર્શ કરતા દેખીએ છીએ તો શું ઘણા ઉંચા એવા વાદળાઓ ભૂસાથે સ્પર્શેલા હશે ખરા ? અર્થાત્ નહિ જ. તો પછી આવા ઘણા દૂરને અંતરે રહેલા સૂર્ય માટે તેમ દેખાય અને તેથી તેવી કલ્પના કરવી એ તદ્દન અયોગ્ય છે. આ પ્રમાણે ઉક્ત જે માન્યતા એ તેઓની તદ્દન કલ્પનામાત્ર છે અને તે સત્યાંશથી ઘણી જ દૂરવર્તી છે, શાસ્ત્રથી વિપરીત છે એટલું જ નહિ પરન્તુ યુક્તિથી પણ અયોગ્ય છે.

૧ જેમ કોઇએક ગામનાં તાડ જેવા ઉંચા વૃક્ષોને ( અથવા કોઇ માણસને ) માત્ર બે ચાર ગાઉ દૂરથી જોઇએ છીએ છતાં તે વૃક્ષોનો કેવળ ઉપરનો જ ભાગ સહજ દેખાય છે અને જાણે તે જમીનને અડક્યા તેમ ભાસ થાય છે. પરંતુ ત્યાં તો સ્વસ્વરૂપમાં જ હોય છે. તેમ અહીં પણ વિચારવું જરૂર યોગ્ય છે.

[illegible]ઓ કેળાથી પોતાના મંડળો સમીપવર્તી કરતો જાય છે તેથી તેની સંખ્યા પણ વધારે થતા જાય છે [illegible] સ્વરૂપ વિગેરે વિષયનો ખ્યાલ સૂર્ય-મંડળાધિકાર વાંચવાથી સ્વયં આવે તેમ છે.

## १ चन्द्रमंडलाना चारक्षेत्रप्रमाण—

ચન્દ્ર તથા સૂર્યનું ચારક્ષેત્ર સરખું એટલે ૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ ભાગ પ્રમાણનું છે, ફક્ત પ્રમાણ કાઢવાની પદ્ધતિ, મંડળ સંખ્યા અને અંતર પ્રમાણના તફાવતને અંગે અંકની અપેક્ષાએ જ જુદી છે, હવે કેવી રીતે ચારક્ષેત્રમાન કાઢવું તે જણાવે છે.

ચન્દ્રના એક મંડળથી બીજા મંડળનું અંતર ૩૫ યો૦ એક યોજનના એકસઠીયા ૩૦ ભાગ અને એકસઠીયા એક ભાગના ૭ ભાગ કરીએ તેમાંના ૪ ભાગ જેટલું છે ( ૩૫ યો૦$\frac{૬૧}{૩૦}$–$\frac{૪}{૭}$ ભાગ ), હવે ચન્દ્રનાં મંડળ ૧૫ છે, પરંતુ આપણે પ્રથમ તેઓના આંતરાનું પ્રમાણ કાઢવું હોવાથી પાંચ આંગલીના અથવા ઉભી ચણેલી પાંચ ભિત્તીનાં આંતરાં તો ચાર જ થાય તેમ આ ૧૫ મંડળોનાં આંતરા ચૌદ થાય છે, એ આંતરાનું માપ કાઢવા ચૌદ અંતર સંખ્યાની સાથે અંતર પ્રમાણનો ગુણાકાર કરવો.

```
 ૧૪ અંતર
×૩૫ યો૦
૪૯૦ યો૦ આવ્યા.
```

એકસઠીયા ૩૦ ભાગ ઉપર છે તેથી તેના યોજન કરવા ૧૪ તેને ગુણ્યા એકસઠીયા-

```
×૩૦ ભા.
૪૨૦ એકસઠીયા ભાગો આવ્યા.
```

એક યોજનના એકસઠીયા ૭ ભાગના ૪ ભાગ તેના યોજન લાવવા પ્રથમ

```
×૧૪
 ૫૬ સાતીયા ભાગો આવ્યા.
```

આ ૫૬ ભાગના ૬૧ ઠીયા ભાગ પ્રમાણ લાવવા ૭)૫૬(૮ એક યો.ના ૬૧ઠીયા-

```
૫૬   [ભાગ નીકળ્યા.
૦૦
```

પૂર્વે આવેલા ૬૧ ઠીયા ૪૨૦ ભાગમાં

```
 +૮ ઉમેરતાં
૪૨૮ ભાગ એકસઠીયા આવ્યા તેના યોજન કાઢવા માટે
૬૧)૪૨૮(૭
   ૪૨૭  =૭ યો. $\frac{૧}{૬૧}$ યો. ભાગ આવ્યા.
   ૦૦૧  અંશ શેષ
```

પૂર્વે આવેલા ૪૯૦ યોજનમાં
+ ૭ ૧/૬૧ ભાગ ઉમેરવાથી
૪૯૭ ૧/૬૧ યો. આટલું ૧૪ આંતરાનું ચન્દ્રમંડળ સ્પર્શના રહિત
ભૂમિક્ષેત્ર પ્રમાણ આવ્યું.

હવે ચન્દ્ર મંડળો ઉક્તક્ષેત્ર પ્રમાણમાં પંદર વાર પડે છે—આથી ૧૫ વાર વિમાન વિસ્તાર જેટલી જગ્યા એકંદર રોકાય છે ત્યારે એ વિમાનની અવગાહનાને અંગે કહેવાતાં મંડળોનું પ્રમાણ કાઢીએ.

ચન્દ્રનું વિમાન એક યોજનના એકસઠીયા ૫૬ ભાગનું હોવાથી ૫૬×૧૫=૮૪૦ એ એકસઠીયા ભાગ આવ્યા, તેના યોજન કાઢવા માટે ૬૧ વડે ૮૪૦ ને ભાગ આપવો,

```
૬૧)૮૪૦(૧૩ યોજન
   ૬૧
   ૨૩૦
   ૧૮૩
    ૪૭ ભાગ શેષ રહ્યા
```

પૂર્વે આવેલા ચૌદ આંતરાનું પ્રમાણ ૪૯૭ યો૦ અને એકસઠીયા ૧ અંશ ઉપર આવેલો તે, તેમાં વિમાન વિષ્કમ્ભના ૧૩ યો. અને એકસઠિયા ૪૭ ભાગ શેષ રહ્યા તે ૫૧૦ યો. અને— ૪૮/૬૧ ભાગનું ચન્દ્ર ચારક્ષેત્ર આવ્યું,

॥ इति चन्द्रचारक्षेत्रम् ॥

चन्द्रमंडळचारक्षेत्रप्रमाणे उपायान्तरम्:—

ગણિતની અનેક રીતિ હોવાથી એક જ પ્રમાણ જુદી જુદી રીતિએ લાવી શકાય છે, પ્રથમ એકસઠીયા તેમજ સાતીયા ભાગોના યોજન કાઢીને ચારક્ષેત્રનું પ્રમાણ જણાવ્યું. હવે યોજનના સાતીયા ભાગો કાઢીને ચારક્ષેત્રનું પ્રમાણ જાણવાની બીજી રીત બતાવવવામાં આવે છે.

ચન્દ્રમંડળોનું અંતર ૩૫ યો૦ ૩૦ ૪/૭ ભાગ હોવાથી પ્રથમ એ એક જ અંતર પ્રમાણના સાતીયા ભાગ કરવા ૩૦ એકસઠીયા ભાગોને સાતે ગુણી ચાર ભાગ ઉપરના ઉમેરતાં ૨૧૪ સાતીયા ભાગ આવે, ૩૫ યોજનના એકસઠીયા ભાગો બનાવવા સારૂ ૩૫×૬૧=૨૧૩૫ અંશો એકસઠીયા આવ્યા તે અંશોના ૬૧ઠીયા સાતીયા ( સાત ) ભાગો કરવા માટે પુનઃ સાતે ગુણતાં ૧૪૯૪૫ ભાગો આવે તેમાં પૂર્વના ૨૧૪ સાતીયા ભાગો ઉમેરતાં કુલ ૧૫૧૫૯ એટલા સાતીયા ચૂર્ણિભાગ-પ્રતિભાગો આવ્યા, આ એક જ મંડલાંતરના આવ્યા.

ચૌદ મંડળાંતરના કાઢવા સારૂ તે [૮૪]૧૫૧૫૯ ચૂર્ણિભાગોને ચૌદે ગુણવાથી કુલ ૨૧૨૨૨૬ પ્રતિભાગો આવ્યા.

હવે મંડળો પંદર હોવાથી ૧૫ મંડળ સંબંધી વિમાન વિસ્તારના પ્રતિભાગો કરવા માટે વિમાન–અથવા મંડળની એકસઠીયા ૫૬ ભાગની પ્હોળાઇને સાતે ગુણીએ એટલે ૩૯૨ ભાગ આવે. તે પંદરવાર કાઢવાના હોવાથી ૩૯૨×૧૫=૫૮૮૦ પ્રતિભાગો વિમાન વિસ્તારના આવ્યા, પૂર્વના ચૌદ આંતરાના ૨૧૨૨૨૬ જે ચૂર્ણિ-

---

૮૪ ઉતરતી ભાંજણી પ્રમાણે આ રીતે કરવું—

```
        યો૦     ભાગ     પ્રતિ૦
        ૩૫ —   ૩૦ —   ૪ એક મંડળ અંતર
       ×૬૧
        ૩૫
      ૨૧૦×
      ૨૧૩૫ ભાગ
        ૩૦
      ૨૧૬૫ ભાગ
        ×૭
     ૧૫૧૫૫ સાતીયા ભાગો
        +૪ ઉપરના ઉમેરતાં
 કુલ ૧૫૧૫૯ સાતીયા ભાગ આવે
 ૧૫૧૫૯ એક આંતરાના ચૂર્ણિ વિભાગ તેની સાથે
   ×૧૪ મંડળની અંતર સંખ્યાવડે ગુણતાં
 ૨૧૨૨૨૬ પ્રતિભાગ                એક યોજનના
  +૫૮૮૦    ,,   ઉમેર્યા          ૫૬ ભાગના મંડળ પ્રમાણને
 ૨૧૮૧૦૬ એકંદર પ્રતિભાગો આવ્યા  ×૭ ભાગ
                                 ૩૯૨ તેને
                                 ×૧૫ મંડળે ગુણ્યા
                                ૫૮૮૦ પ્રતિભાગ
૨૧૮૧૦૬ આ ભાગો સાતીયા હોવાથી
 ૭)૨૧૮૧૦૬(૩૧૧૫૮ એકસઠીયા ભાગો થયા. તેના યોજન કરવા માટે
   ૨૧
   ૦૦૮
     ૭
    ૧૧             ૬૧)૩૧૧૫૮(૫૧૦
     ૭                ૩૦૫
    ૪૦                ૦૦૬૫
    ૩૫                  ૬૧
    ૫૬                 ૦૪૮ કુલ ૫૧૦ યો. ૪૮/૬૧ ભાગ ચારક્ષેત્ર આવ્યું.
    ૫૬
    ૦૦
```

ભાગો તેમાં આ પંદર મંડલ વિસ્તારના આવેલા કુલ ૫૮૮૮૦ પ્રતિભાગો ઉમેરતાં ૨૧૮૧૦૬ સર્વક્ષેત્રના સાતીયા ભાગો આવ્યા તેના એકસઠીયા ભાગો કરવા માટે સાતવડે ભાગ આપતાં ૩૧૧૫૮ આવ્યા, તેના યોજન કરવા માટે ૬૧થી ભાંગી નાંખતાં કુલ ચન્દ્રનું જે ૫૧૦ યો૦ ૪૮ ભાગનું ચારક્ષેત્ર કહ્યું છે તે આવી રહેશે. **इति चारक्षेत्रप्ररूपणा** ॥ १ ॥

## २ चन्द्रमंडलानां अन्तरनिःस्सारण रीतिः—

પ્રથમ ૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ ભાગનું જે ચારક્ષેત્ર તેના એકસઠીયા ભાગો કરી જે સંખ્યા પ્રાપ્ત થાય તેમાંથી, ચન્દ્રનાં મંડલ ૧૫ હોવાથી પંદરવાર વિમાન વિસ્તારના એકસઠીયા ભાગો કરી પૂર્વોક્ત ચારક્ષેત્ર પ્રમાણમાંથી બાદ કરતાં જે સંખ્યા શેષ રહે તે કેવળ અંતરક્ષેત્રની (ક્ષેત્રાંશ ગણત્રી) આવી સમજવી, એ અંતરક્ષેત્ર–ક્ષેત્રાંશ સંખ્યાને પ્રત્યેક મંડળનું અંતર કાઢવા ૧૪ વડે ભાંગી પ્રાપ્ત થયેલ જે સંખ્યા તેના યોજન કરવા, જેથી પ્રત્યેક મંડળનું અંતર પ્રમાણ પ્રાપ્ત થશે, **तथाहि**—

૫૧૦ યો૦ × ૬૧ = ૩૧૧૦ + ૪૮ અંશ ઉમેરતાં ૩૧૧૫૮ એકસઠીયા ભાગો આવ્યા. હવે ૧૫ મંડલ વિસ્તારના કુલ ભાગો કરવા ૫૬ × ૧૫ = ૮૪૦ તે ૩૧૧૫૮ માંથી

```
 ૩૧૧૫૮
−  ૮૪૦
 ૩૦૩૧૮ ક્ષેત્રાંશ
```

બાદ કરતાં ૩૦૩૧૮ માત્ર ક્ષેત્રાંશ અંતરક્ષેત્ર આવ્યું. પ્રત્યેક મંડળ અંતર પ્રમાણ લાવવા માટે.

```
૧૪)૩૦૩૧૮(૨૧૬૫ ભાગ = ૨૧૬૫ ૪/૧૪ ભાગ આવ્યા,
    ૨૮
    ──
    ૨૩
    ૧૪
    ──
    ૯૧
    ૮૪
    ──
    ૭૮
    ૭૦
    ──
     ૮ પ્રતિભાગો
     ૪  ,,
```

યોજન કાઢવા માટે:—

```
૬૧)૨૧૬૫(૩૫ યોજન
   ૧૮૩
   ───
   ૩૩૫
   ૩૦૫
   ───
    ૩૦ ભાગ.
```

જવાબ આવ્યો.

૩૫ યો૦ $\frac{૩૦}{૬૧}$ ભાગ પ્રમાણ

યો૦ ભાગ

૩૫—$\frac{૩૦}{૬૧}$ $\frac{૪}{૭}$ ભાગ ( ૩૫ યો૦ ૩૦$\frac{૪}{૭}$ )

**अन्तरप्रमाणप्राप्तिः—अन्यरीत्याः—**

प्रथम १५ मंडळनो कुल विस्तार काढवा माटे એક મંડળનો એકસઠીયા ૫૬ ભાગને વિસ્તાર ! તો ૧૫ મંડળનો કેટલો ? એ પ્રમાણુ ત્રિરાશિ કરતાં જવાબમાં યોજન કાઢવા પૂર્વક ૧૩ યો૦ $\frac{૪૭}{૬૧}$ ભાગ આવે, તે પૂર્વે કહેલા ૫૧૦ યો૦ $\frac{૪૮}{૬૧}$ યોજન સમસ્ત મંડળક્ષેત્રના વિસ્તારમાંથી બાદ કરતાં ૪૯૭$\frac{૧}{૬૧}$ યો૦ ચૌદ આંતરાનો ( મંડળરહિત કેવળ ) કુલ વિસ્તાર આવે, હવે પ્રત્યેક મંડળનો વિસ્તાર લાવવા માટે ૪૯૭$\frac{૧}{૬૧}$ યોજનની સંખ્યાને ૧૪ અંતરવડે ભાંગી નાંખતાં પૂર્ણ ૩૫ યો૦ અને ૩૦$\frac{૪}{૭}$ એકસઠાંશ ભાગો આવે. તે આ પ્રમાણે:—
એક મંડળ વિસ્તાર પ્રમાણ એકસઠીયા ૫૬ ભાગ તેને

×૧૫
૨૮૦
૫૬×
———યોજન કરવા.
૬૧)૮૪૦(૧૩ યો૦ $\frac{૪૭}{૬૧}$ પંદર મંડળક્ષેત્ર વિસ્તાર.
૬૧
૨૩૦
૧૮૩
૦૪૭

યો૦ ભાગ
તે ૫૧૦–૪૮ માંથી
૦૧૩–૪૭ બાદ કરતાં
૪૯૭–૧ = ૪૯૭$\frac{૧}{૬૧}$ ભાગ ચૌદ અંતરનો કુલ વિસ્તાર, પ્રત્યેક અંતર પ્રમાણુ લાવવા.
૧૪)૪૯૭(૩૫ યો૦
૪૨
૭૭
૭૦
૦૭ યો૦ શેષ. તેના એકસઠીયા ભાગો કરવા.
×૬૧
૪૨૭ ભાગ આવ્યા. એમાં પૂર્વ ૧ એકસઠીયા ભાગ આવેલ છે તે ઉમેરતાં.
+૧
૪૨૮ કુલ અંશ આવ્યા તે પ્રત્યેક અંતરમાં વ્હેંચી લેવા માટે.
૧૪)૪૨૮(૩૦ ભાગ એકસઠીયા.
૪૨
૦૦૮ શેષ.

યો૦ ભાગ–પ્રતિભાગ.
એટલે કુલ ૩૫–$\frac{૩૦}{૬૧}$–$\frac{૪}{૭}$ ભાગ એક અંતરક્ષેત્ર પ્રમાણુ આવ્યું.

**इति अंतरक्षेत्रप्रमाणे द्वितीया प्ररूपणा ॥**

## ॥ चंद्रमंडल अने मंडलना आंतरा ॥ ( चित्र नं. १ )

સર્વ મંડલ ૧૫, આંતરા ૧૪.



યો. ૩૫ ભા. ૩૦ પ્રતિભાગ ૪ એ મંડલથી મંડલનું અન્તર છે. અને દરેક મંડલ ૫૬/૬૧ યો. છે, એટલે આ મંડલ લીટીઓ ૫૬/૬૧ યો. જાડી જાણવી.

ચંદ્ર પણ अ સુધી બાહ્યમંડલ પૂર્ણ કરી अ નીચેની લીટી પ્રમાણે મેરૂ તરફ ખસતો જાય છે.

શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ—ભાવનગર.

[illegible] ચન્દ્રમંડળોનું કુલ ચારક્ષેત્ર તથા પ્રત્યેક ચંદ્રમંડળનું અંતરક્ષેત્ર પ્રરૂપણા કહેવામાં આવી. હવે 'અબાધા' (વિષય) કહેવામાં આવે છે. સૂર્યમંડળોવત્ ચન્દ્રમંડળોની પણ અબાધા ત્રણ પ્રકારની છે. એમાં પ્રથમ મેરૂની અપેક્ષાએ ઓઘતઃ અબાધા, બીજી મેરૂની અપેક્ષાએ प्रत्येक मंडळ अबाधा, ત્રીજી પ્રતિમંડળે चन्द्रसूर्य परस्पर अबाधा એમ ત્રણ પ્રકારની છે, એમાં પ્રથમ 'ઓઘથી-અબાધા' કહેવાય છે.

## ३—मेरोश्चन्द्रमंडल—अबाधा प्ररूपणाः—

**मेरुं प्रतीत्य ओघतोऽबाधानिरूपणम्ः—१**

સૂર્યમંડળવત ચન્દ્રમંડળોનું અંતર મેરૂપર્વતથી ચારેબાજુએ ઓઘથી ૪૪૮૨૦ યોજન દૂર હોય છે, એ સર્વવ્યાખ્યા સૂર્યમંડલની ઓઘતઃ અબાધા પ્રસંગે કહી છે તે પ્રમાણે વિચારી લેવી. इति ओघतोऽबाधा.

**मेरुं प्रतीत्य प्रतिमण्डलमबाधाः—२**

ઉપર જે અબાધા કહેવામાં આવી તે મેરૂ અને સર્વાભ્યન્તરમંડળ વચ્ચેની કહી, કારણકે તે મંડળથી અર્વાક્ ( મેરૂ તરફ ) હવે એકે મંડળ હોતું નથી. સર્વાભ્યન્તરમંડળ પછીના ( અર્થાત્ બીજા ) મંડળ સુધીમાં જતાં ૩૬ યો૦ અને ૨૫$\frac{4}{7}$ ભાગ પ્રમાણ અંતર ક્ષેત્ર વધે છે. કારણકે કેવળ અંતરક્ષેત્ર ૩૫ યો૦ ૩૦ ભાગ$\frac{4}{7}$ ભાગનું તેમાં પ્રથમ મંડળવિમાન વિસ્તાર અંતર્ગત લેવાનો હોવાથી ૫૬ ભાગ ઉક્ત અંતર પ્રમાણમાં ભેળવતાં ૩૬ યો૦ એકસઠીયા ૨૫ ભાગ અને ૪ સાતીયા પ્રતિભાગ પ્રમાણ આવી રહેશે. તેથી મેરૂથી બીજું મંડળ ૪૪૮૫૬ યો૦ અને ૨૫$\frac{4}{7}$ ભાગ પ્રમાણ દૂર રહે. એમ પ્રથમ મંડળની અપેક્ષાએ આગળના અનન્તરપણે રહેલા બીજા મંડળમાં ૩૬ યો૦ અને ૨૫$\frac{4}{7}$ ભાગની વૃદ્ધિ કરતા જવી, તે પ્રમાણે પ્રતિમંડળે અબાધા કાઢતાં જ્યારે સર્વબાહ્યમંડળે જઈએ ત્યારે સર્વબાહ્યમંડળ અને મેરૂ વચ્ચે ૪૫૩૨૯$\frac{૫૩}{૬૧}$ એકસઠાંશ જેટલું ( મેરૂથી બન્ને બાજુએ ) અંતર પડે છે. આ સર્વ વિચારણા સૂર્ય મંડલોની અબાધા પ્રસંગે કહી છે તેને અનુસરતી વિચારવી. इति मेरुं प्रतीत्य प्रतिमण्डलमबाधाप्ररूपणा ॥

**अथ चन्द्रयोः प्रतिमण्डलं परस्परमबाधा—व्यवस्था च—**

જ્યારે જમ્બૂદ્વીપવર્તી બન્ને ચન્દ્રો ( સામસામા ) સર્વાભ્યન્તર મંડળે હોય ત્યારે તે બન્ને વચ્ચેનું અંતરક્ષેત્ર પ્રમાણ સૂર્યોની પેઠે ૯૯૬૪૦ યોજનનું હોય છે.

આ પ્રમાણુ દ્વીપના એક લાખ યોજનના વિસ્તારમાંથી બન્ને બાજુનું જમ્બૂદ્વીપગત મંડળક્ષેત્ર ( ૧૮૦+૧૮૦=૩૬૦ યો૦ ) બાદ કરતાં પ્રાપ્ત થાય છે જે હકીકત પૂર્વે સૂર્યમંડળ પ્રસંગે આવી ગઇ છે.

સર્વાભ્યન્તર મંડળની પછી જ્યારે બન્ને ચન્દ્રો બીજા મંડળમાં પ્રવેશે ત્યારે તેઓનું પરસ્પર અન્તર ૯૯૭૧૨ યો૦ ઉપર ૫૧ ૧/૭ એકસઠાંશ ભાગ પ્રમાણુ હોય છે, જે આ પ્રમાણે—

એક ચન્દ્ર એક બાજુએ બીજા મંડળમાં ગયો ત્યારે સર્વાભ્યન્તર મંડળની અપેક્ષાએ ( અંતર પ્રમાણુ અને વિમાન વિષ્કંભસહ ) ૩૬ યો૦ અને ૨૫ ૪/૭ એકસઠીઆ ભાગ પ્રમાણુ દૂર ગયો, આ બાજુ પણ બીજો ચન્દ્ર બીજા મંડળે તેટલુંજ દૂર ગયો છે એટલે દરેક મંડળે બન્ને બાજુએ અનન્તર અનન્તર મંડળોમાં પ્રવેશ કરતા ચન્દ્રોની ( મંડળો દૂર દૂર થતા હોવાથી ) બન્ને બાજુની થઇ [૮૫] ૭૨ યો૦ અને ૫૧ ૧/૭ ભાગ પ્રમાણે જેટલી અબાધાની વૃદ્ધિ થતી જાય છે. એ પ્રમાણે પ્રત્યેક મંડળે ૭૨ યો૦ ૫૧ ૧/૭ ભાગની વૃદ્ધિ કરતા જતાં અને પ્રતિમંડળે પરસ્પરની અબાધા વિચારતાં જતાં જ્યારે સર્વબાહ્યમંડળે ( ૧૮૪મા ) જે અવસરે બન્ને ચન્દ્રો સામસામી દિશાવર્તી ફરતા હોય તે વખતે એક ચન્દ્રથી બીજા ચન્દ્રને અંતર પ્રમાણુ ૧૦૦૬૫૯ ૩/૬૧ યોજનનું હોય છે.

શંકાઃ—સૂર્યમંડળ પ્રસંગે સર્વબાહ્યમંડલે વર્તતા સૂર્યોની પરસ્પર વ્યાઘાતિક અબાધા પૂર્ણ ૧૦૦૬૬૦ યોજન થાય છે. અને બન્નેનું ચારક્ષેત્ર સમાન છે તો પછી ૧૬ અંશ જેટલો તફાવત પડવાનું કારણ શું ?

---

૮૫ યો. ભા. પ્રતિભાગ

| યો. | ભા. | પ્રતિભાગ | |
|---|---|---|---|
| ૩૫ | ૩૦ | ૪ | એક બાજુનું અંતર |
| ૩૫ | ૩૦ | ૪ | અંતર પ્ર૦ સરવાળો કરતાં |
| ૭૦ | ૬૦ | ૮ | |
| | +૧૧૨ | | બંને બાજુ ચન્દ્રમંડળ [ વિસ્તારના |
| ૭૦ | ૧૭૨ | ૮ | |
| | +૧ | | સાત પ્ર૦ ભાગનો ૧ ભાગ [ ઉમેરતા |
| ૭૦ | ૧૭૩ | ૧ | |
| +૨ | ૦—૧૨૨ | | |
| ૭૨ | ૫૧ | ૧/૭ | પરસ્પર અંતર પ્રમાણુ |

૨ अन्य रीते मंडल अंतर प्राप्ति—

| યો. | ભા. | પ્ર૦ ભા. | |
|---|---|---|---|
| ૩૫ | ૩૦ | ૪ | |
| | +૫૬ | | |
| ૩૫ | ૮૬ | ૪ | |
| +૧ | ૦—૬૧ | | |
| ૩૬ | ૨૫ | ૪ | |
| ×૨ | ×૨ | ×૨ | |
| ૭૨ | ૫૦ | ૮ | |
| | +૧ | | |
| ૭૧ | ૫૧ | ૧ | જવાબ આવ્યો |

| યો૦ | એકસઠીયાભાગ | પ્રતિભાગ | |
|---|---|---|---|
| ૭૨ | ૫૧ | ૧ | જવાબ |

**સમાધાનઃ**—ચન્દ્રમંડળનું ચરક્ષેત્ર ૫૧૦ યો૦ ૪૮ ભાગ છે. એ ક્ષેત્રની શરૂઆત સર્વાભ્યન્તરમંડળની શરૂઆતથી થાય છે, તે પ્રમાણે આ ઉક્ત અબાધાપ્રમાણુ પ્રાપ્ત કરવા માટે ચન્દ્રનું ૫૬ ભાગ વિસ્તારનું પ્રથમ મંડળક્ષેત્ર એ ક્ષેત્ર–મંડળની આદિ ( જમ્બૂદ્વીપ તરફ ) થી લઇ ( એટલે પ્રથમ મંડળ સહિત ) અન્તિમ સર્વબાહ્યમંડળ ૫૦૯ યો૦ $\frac{૫૩}{૬૧}$ ભાગ દૂરવર્તી હોય, જ્યારે સૂર્યમંડળ પૂર્ણ ૫૧૦ યો૦ દૂરવર્તી હોય–આ બન્ને વચ્ચે એકંદર ૧૬ અંશ તફાવત પડ્યો તેમાં કારણુ એ છે કે સૂર્યમંડળ એકસઠીયા ૪૮ ભાગ વિસ્તારવાળું હોવાથી બન્ને બાજુનું ૫૧૦ યો૦ ૪૮ ભાગ જે ચરક્ષેત્ર તેમાંથી ઉપરના અડતાળીશ–અડતાળીશ અંશનો બન્ને બાજુનો અંતિમ મંડળનો વિસ્તાર બાદ થાય ( કારણકે મંડળની પ્રાથમિક હદ લેવાની છે પરંતુ અંતિમ મંડળનો સમગ્ર વિસ્તાર ભેગો ગણવાનો નથી ) એમ કરતાં બન્ને બાજુએ ૫૧૦ યો૦ નું ક્ષેત્ર રહે, જ્યારે અહીંઆ ચન્દ્રમંડળ એકસઠીયા ૫૬ ભાગનું હોવાથી બન્ને બાજુએ સૂર્યમંડળ વિસ્તારની અપેક્ષાએ ચન્દ્રમંડળના આઠ આઠ અંશ વધે, એ અંશપણુ ૫૧૦ યો૦ના સૂર્યમંડળ ક્ષેત્રમાંથી ઓછા થતાં સર્વબાહ્યમંડળે પ્રતિ બાજુએ સર્વાભ્યન્તરમંડળની અપેક્ષાએ ૫૦૯ યો૦ $\frac{૫૩}{૬૧}$ ભાગ પ્રમાણુ ક્ષેત્ર હોય એ બન્ને બાજુ વર્તી ક્ષેત્રનો સરવાળો કરતાં [ ૫૦૯$\frac{૫૩}{૬૧}$+૫૦૯$\frac{૫૩}{૬૧}$=] ૧૦૧૯ $\frac{૪૫}{૬૧}$ ભાગ થાય. [ આટલું ક્ષેત્ર ચૌદ મંડળ ક્ષેત્ર અને ચૌદ અંતરક્ષેત્રવડે પૂરાય છે. ] એ ક્ષેત્રમાં સર્વાભ્યન્તર મંડળનું પરસ્પર મેરૂ વ્યાઘાતિક વચલું ક્ષેત્ર પ્રમાણુ ૯૯૬૪૦ યોજનનું પ્રક્ષેપતાં [ ૧૦૧૯ યો. ૪૫ ભાગ+૯૯૬૪૦ યો.= ] ૧૦૦૬૫૯ યો૦ ૪૫ ભાગનું સર્વબાહ્યમંડળે ચન્દ્ર–ચન્દ્રને જે અંતર કહ્યું તે યથાર્થ આવી રહે છે. આ પ્રમાણે ચન્દ્રમંડળની અધિકતાના કારણે જ ૧૬ અંશનો પડતો તફાવત જણાવાયો.

[ બીજી રીતે વિચારીએ તો ચન્દ્રના દરમંડલે થતું અંતરવૃદ્ધિ પ્રમાણુ મંડળ તથા અંતર વિસ્તાર સહિત ૭૨ યો૦ ૫૧ ભાગ ૧ પ્રતિ૦ હોય છે અને ચન્દ્રમંડળના અંતર ૧૪ છે તેથી તે અંતરવૃદ્ધિ પ્રમાણુ સાથે ચૌદે ગુણતાં ૧૦૧૯ યો૦ ૪૫ ભાગ પ્રમાણુક્ષેત્ર પ્રાપ્ત થશે, ઇત્યાદિક ગણિતશાસ્ત્રની અનેક રીતિઓ હોવાથી ગણિતજ્ઞ પુરૂષો અંતરવૃદ્ધિથી મંડળક્ષેત્ર, મંડળવૃદ્ધિથી અંતરક્ષેત્ર ઇત્યાદિક કોઇ પણ પ્રમાણુ તે તે રીતિઓ દ્વારા સ્વતઃ પ્રાપ્ત કરી શકે છે. ]

**इति मण्डले मण्डले चन्द्रयोः परस्परमबाधाप्ररूपणा तत्समाप्तौ च**
**अबाधाप्ररूपणाऽऽख्यं द्वारं समाप्तम् ॥**

**સૂચના**—હવે ચન્દ્રમંડળની ગતિને વિષે ચાર અનુયોગ (વ્યાખ્યાના) દ્વાર કહેલા છે તે કહેવાય છે.

### १ चन्द्रमंडळपरिधिपरूपणाः—

ચન્દ્રના પ્રથમ મંડળનો પરિધિ સૂર્યમંડલવત્ જાણવો કારણકે જે સ્થાને ચન્દ્રમંડળ પડે છે તે જ સ્થાને, ઊર્ધ્વભાગે (૮૦ યો૦ ઉંચે) ચન્દ્રમંડળ રહેલું છે.

અન્ય મંડળોના પરિધિ માટે પૂર્વમંડળથી પશ્ચિમ મંડળની પ્હોળાઇમાં પૂર્વે જે ૭૨ યો૦ ની વૃદ્ધિ કહી છે તેનો જૂદો જ પરિધિ કાઢતાં કિંચિદ્ અધિક ૨૩ યો૦ આવશે. એ પરિધિપ્રમાણ પૂર્વ પૂર્વના મંડળમાં ઉમેરતાં અનન્તર–આગળ આગળના મંડળનું પરિધિ પ્રમાણ આવશે. આથી સર્વાભ્ય૦ મંડળના પરિધિમાં ૨૩ યો૦ ઉમેરતાં બીજા મંડલનો ૩૧૫૩૧૯, યો૦ ત્રીજાનો [૮૬]૩૧૫૫૪૯ યો૦, એ પ્રમાણે કરતાં યાવત્ અંતિમ મંડળનો પરિધિ ૩૧૮૩૧૫ યો૦ પ્રાપ્ત થાય.

### २ चन्द्रस्य मुहूर्त्तगतिः—

સર્વાભ્ય૦ મંડળે સંક્રમણ કરતા બન્ને ચન્દ્રોની મુહૂર્તગતિ સૂર્યમંડલવત્ પરિધિના હિસાબે કાઢતાં ૫૦૭૩$\frac{૭૭૪૪}{૧૩૭૨૫}$ યો૦ ની હોય છે, કારણકે એક ચન્દ્રમા એક અર્ધમંડળને ૧ અહોરાત્ર–૧ મુ૦ અને ઉપર $\frac{૧૧।।}{૨૨૧}$ ભાગ મુહૂર્ત દરમ્યાન પુરૂં કરે છે, ચન્દ્ર બીજો પણ સ્વચારિત અર્ધમંડળ તેટલા જ કાળમાં પૂર્ણ કરતો હોવાથી તે એક મંડળને પૂર્ણ કરતાં ૨ અહો૦ ૨$\frac{૨૩}{૨૨૧}$ મુ૦ થાય છે, ચન્દ્ર વિમાનની મન્દગતિને અંગે તે મંડળ ૬૨ મુ૦ થી અધિક સમયમાં પૂર્ણ કરે છે.

સર્વાભ્ય૦થી અનન્તર મંડલો માટે પૂર્વ પૂર્વના મુ૦ગતિમાનમાં પ્રતિમંડળે થતી સા૦ ૨૩૦ યો૦ ની પરિધિની વૃદ્ધિના હિસાબે ૩ યો૦$\frac{૯૬૫૫}{૧૩૭૨૫}$ ભા૦ એટલે કિંચિત્ ન્યૂન ૩।।। યો૦ જેટલી મુહૂર્ત ગતિની વૃદ્ધિ કરતાં ઇચ્છિતમંડળે મુહૂર્ત્તગતિ કાઢતાં અંતિમમંડળે જઇશું ત્યારે ત્યાં ૫૧૨૫$\frac{૬૯૯૦}{૧૩૭૨૫}$ યો૦ મુ૦ ગતિ આવે છે.

### ३ चन्द्रस्य दृष्टिपथप्राप्तिः—

સર્વા૦મડળે બન્ને ચન્દ્રો ૪૭૨૬૩$\frac{૭}{૨૦}$ યો૦ થી દ્રષ્ટિગોચર થાય છે અને તે અંતિમમંડળે ૩૧૮૩૧ યો૦ થી લોકોને દેખાય છે, બાકીના મંડળો માટે સ્વયં ઉલ્લેખ જોવામાં આવતો નથી પરંતુ સૂર્યમંડલવત ઉપાય યોજવાથી આવી શકશે.

---

૮૬—ચૌદવાર ૨૩૦×૧૪=૩૨૨૦ યો૦ ઉમેરતાં ૩૧૮૩૦૯ યો૦ આવવાથી ૬ યો૦ ત્રુટે છે, તે ૨૩૦ યોજનનો દેશોન ૦।। યો૦ ન વધારવાથી ત્રુટે છે માટે પર્યન્તે વા મધ્યે–પૂર્ણ અંકસ્થાને દેશોન ૦।। યોજનથી ઉપજતો અંક વધારવાથી યથાર્થ પરિધિ પ્રાપ્ત થશે.

**૪ तस्य साधारणासाधारणमंडलानि:—**

૧-૩-૬-૭-૮-૧૦-૧૧-૧૫ આ આઠ મંડળોમાં ચન્દ્રને કદિપણ નક્ષત્રનો વિરહ હોતો નથી કારણકે ત્યાં નક્ષત્રનો ચાર હમેશાં હોય છે. જે 'નક્ષત્ર પરિશિષ્ટ' પ્રસંગે કહેવાઇ ગયું છે. ૨-૪-૫-૯-૧૨-૧૩-૧૪ ત્યાં તેમને નક્ષત્રનો વિરહ જ હોય છે,

૧-૩-૧૧-૧૫ એ ચાર મંડળો સૂર્ય-ચન્દ્ર તથા નક્ષત્ર બધાને સામાન્ય છે. આ ચારેમાં રાજમાર્ગ ઉપર સર્વનું ગમન હોય તેમ સર્વેનું ગમન હોય છે. ૬-૭-૮-૯-૧૦ એ ચન્દ્ર મંડળોમાં સૂર્યનું જરાપણ ગમન નથી.

**॥ इति संक्षेपेण जंबूद्वीपगतचन्द्र-सूर्यमंडलाधिकारः समाप्तः ॥**

## ॥ जम्बूद्वीपवर्ज समग्रसमय ( अढीद्वीप ) क्षेत्रे सूर्य-चन्द्रमंडलाधिकारः ॥

લવણસમુદ્ર-ધાતકીખંડ-કાલોદધિસમુદ્ર અને પુષ્કરાર્ધગત સૂર્યોની વ્યવસ્થા જમ્બૂદ્વીપગત સૂર્યવત્ વિચારવી, કારણકે મનુષ્યક્ષેત્રમાં રહેલી મેરૂની બન્ને બાજુવર્તી પંક્તિમાં રહેલા ૧૩૨[૮૭] સૂર્યોમાંથી કોઇપણ સૂર્ય આઘોપાછો થતો નથી, એથી જ જેટલા નરલોકે સૂર્યો તેટલા જ દિવસો અને તેટલી જ રાત્રિ હોય કારણકે સર્વ સૂર્યોનું ગમન એકીસાથે સર્વત્ર હોય છે અને એથી જ પ્રત્યેક સૂર્યને સ્વસ્વમંડલપૂર્તિ ૬ મુહૂર્તમાં અવશ્ય કરવાની જ હોય છે. આ કારણથી અહીંઆ એટલું વિશેષ સમજવું જે [૮૮]લવણસમુદ્રાદિવર્તી આગળ આગળના સૂર્યો પૂર્વ પૂર્વ સૂર્યગતિથી શીઘ્ર શીઘ્રતર ગતિ કરનારા હોય છે, કારણકે આગળ આગળ તે સૂર્યમંડળસ્થાનોનો પરિધિ વૃદ્ધિગત થતો હોય છે અને તે તે સ્થાને કોઇપણ સૂર્યને મંડલપૂર્તિ એકીસાથે કરવાની હોય છે આથી જંબૂદ્વીપના મંડળવર્ણન પ્રસંગે કહેવામાં આવેલા ૧૮૪ મંડલસંખ્યા તથા ચારક્ષેત્રાદિથી લઇ દૃષ્ટિપથ સુધીની સર્વ વ્યવસ્થા જંબૂદ્વીપની રીતિ

---

૮૭ અહીંઆ એટલું વિશેષ સમજવું જે-જે સૂર્ય જે જે સ્થાને ફરે છે તેની નીચે વર્તતા ક્ષેત્રના મનુષ્યો તે જ સૂર્યને જુવે છે.

૮૮ આ પ્રમાણે અઢીદ્વીપમાં ચન્દ્ર-સૂર્યોનું અંતર જણાવવામાં આવેલ નથી પરંતુ અભ્ય૦ પુ૦ના ૮ લાખના ૩૬ ભાગ કરવાથી જેટલું ક્ષેત્ર આવે તેટલા અન્તરે સૂર્ય સ્થાપવા, તેમાં માનુષોત્તર તરફનું તેટલું અન્તર ખાલી રાખવું. જંબૂ. તરફ પુષ્કરાર્ધના પ્રારંભથી સૂર્ય સ્થાપવા, માનુષો૦ પાસે અડતો સૂર્ય ન હોય. કાલોદ૦ માટે ૮ લાખના ૨૨ મા ભાગ જેટલા અંતરે સૂર્ય સ્થાપવા, પરન્તુ પ્રારંભ પર્યન્તે નહિ ૨૧ સૂર્યો વચ્ચે જ સ્થાપવા એમ ધાતકી-લવણાદિ માટે પણ ઉક્ત રીતે વિચારી લેવું ઘટે છે, તત્ત્વજ્ઞાની ગમ્ય.

પ્રમાણે પણ તે તે ક્ષેત્રસ્થાનના પરિધિ આદિના વિસ્તારાનુસારે વિચારી લેવી. (ફક્ત ગણિતનાં અંકો મોટા આવશે.)

આ પ્રમાણે સૂર્ય તથા ચન્દ્રમંડળનું વિવેચન કરવામાં આવ્યું. આ સિવાય પૌરૂષી–છાયા આદિ સર્વ પ્રકારનું સવિસ્તર વર્ણન જાણવાની જિજ્ઞાસાવાળા મહાનુભાવોએ સૂર્યપ્રજ્ઞપ્તિ–લોકપ્રકાશાદિ ગ્રન્થાન્તરથી જાણવા ખપી થવું.

॥ समाप्तोऽयं सार्धद्वयद्वीपवर्ती सूर्य–चन्द्रमंडलाधिकारः ॥

## ॥ प्रत्येक द्वीप–समुद्राश्रयी ग्रह–नक्षत्रादि प्रमाणकरणम् ॥

अवतरणः—મંડલસંબંધી સવિસ્તર વિવેચન કર્યું. પૂર્વે પ્રતિદ્વીપ સમુદ્રાશ્રયી ચન્દ્ર–સૂર્ય સંખ્યા કાઢવાનું કરણ બતલાવ્યું હતું. હવે બાકી રહેલ ગ્રહ–નક્ષત્ર–તારાનું કોઈ પણ દ્વીપ–સમુદ્રાશ્રયી સંખ્યાનું પ્રમાણ કાઢવા માટે કરણ બતલાવે છે.

**गहरिक्खतारसंखं, जत्थेच्छसि नाउमुदहि–दीवे वा ।**
**तस्ससिहिएगससिणो, गुणसंखं होइ सव्वग्गं ॥ ९१ ॥**

### સંસ્કૃત છાયા.

ग्रह–ऋक्ष–तारसंख्यां, यत्रेच्छसि ज्ञातुमुदधौ द्वीपे वा ।
तच्छशिभिरेकशशिनः गुण संख्यां भवति सर्वाग्रम् ॥ ९१ ॥

### શબ્દાર્થઃ—

रिक्ख=નક્ષત્ર
संखं=સંખ્યાને
जत्थेच्छसि=જ્યાં તું ઇચ્છે
नाउं=જાણવાને માટે
उदधि–दीवे=સમુદ્ર–દ્વીપમાં
तस्ससिहि=ત્યાંના ચન્દ્રોની સાથે
एगससिणो=એક ચન્દ્રનો [પરિવાર]
गुण संखं=ગુણો સંખ્યાને
होइ=થાય છે
सव्वग्गं=સર્વાગ્ર [સરવાળો]

ગાથાર્થ—જે દ્વીપ અથવા સમુદ્રે ગ્રહ–નક્ષત્ર–તારાઓની સમગ્ર સંખ્યાને જ્યારે જાણવા માટે તું ઇચ્છે ત્યારે તે તે દ્વીપ–સમુદ્રવર્તી ચન્દ્રની સંખ્યા સાથે એક ચન્દ્રના પરિવારભૂત [૮૮ ગ્રહાદિ] સંખ્યાનો ગુણાકાર કરવાથી સર્વ સંખ્યા પ્રાપ્ત થાય છે. ॥ ૯૧ ॥

વિશેષાર્થ—તે આ પ્રમાણે–જેમ જંબૂદ્વીપમાં બે ચન્દ્ર અને બે સૂર્ય છે,

એક ચન્દ્રનો ગ્રહ પરિવાર ૮૮ નો, નક્ષત્ર પરિવાર ૨૮, તારા પરિવાર ૬૬૯૭૫ કોડાકોડીનો છે. તે દ્વીપવર્તી બે [૮૯]ચન્દ્રની સાથે ઉક્ત તે તે સંખ્યાને ક્રમશઃ ગુણીએ તો (૨×૮૮=) ૧૭૬ ગ્રહ પરિવાર, [૨×૨૮=]૫૬ નક્ષત્ર પરિવાર અને [૬૬૯૭૫×૨=] ૧૩૩૯૫૦ કોડાકોડી [૧૩૩૯૫'૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦]તારાનો પરિવાર આવે.

તે પ્રમાણે લવણસમુદ્રમાં [૯૦]ચાર ચન્દ્રો હોવાથી [૪×૮૮=] ૩૫૨ ગ્રહો, ૧૧૨ નક્ષત્રો અને ૨૬૭૯૦૦ કોડાકોડી [૨૬૭૯૦૦'૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦] તારાનો પરિવાર થાય.

એ પ્રમાણે ધાતકીખંડમાં [૯૧]બાર ચન્દ્રો હોવાથી તેનો ૧૦૫૬ ગ્રહપરિવાર, ૩૩૬ નક્ષત્રો અને ૮૦૩૭૦૦ કોડાકોડી [૮૦૩૭૦૦'૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦] તારા પરિવાર આવે છે.

તથા કાલોદધિમાં [૯૨]૪૨ ચન્દ્રો હોવાથી ૩૬૯૬ ગ્રહ, ૧૧૭૬, નક્ષત્ર અને ૨૮૧૨૯૫૦ કોડાકોડી [૨૮૧૨૯૫૦'૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦] તારાનો પરિવાર છે.

અને પુષ્કરાર્ધવર દ્વીપમાં [૯૩]૭૨ ચન્દ્રો હોવાથી તેનો ૬૩૩૬ ગ્રહપરિવાર,

---

८९ उक्तं च देवेन्द्रस्तवे–सूर्यप्रज्ञप्तौ वा—

दो चंदा दो सूरा णक्खत्ता खलु हवंति छप्पन्ना । बावत्तरं गहसतं जंबूदीवे विचारीणं ॥१॥
एगं च सय सहस्सं तित्तिसं खलु भवे सहस्साइं । णव य सता पण्णासा तारागण कोडिकोडीणं ॥२॥

९० उक्तं च—

चत्तारि चेव चंदा चत्तारि य लवणतोये । बारस णक्खत्तसयं गहाण तिण्णेव बावन्ना ॥१॥
दो चेव सयसहस्सा सत्तहिं खलु भवे सहस्साइं । णव य सता लवणजले तारागण कोडिकोडीणं ॥२॥

९१ उक्तं च—

चउवीसं ससि रविणो णक्खत्तसता य तिण्णि छत्तीसा । एगं च गहसहस्सं छप्पणं धायईसंडे ॥१॥
अट्ठेव सतसहस्सा तिण्णिसहस्साइं सत्तय सताइं । धायइसंडे दीवे तारागण कोडिकोडीणं ॥२॥

९२ उक्तं च—

बायालीसं चंदा बायालीसं च दिणकरा दित्ता । कालोदधिंमि एते चरंति संबद्धलेसागा ॥१॥
णक्खत्ताणं सहस्सं एगमेव छावत्तरं च सतमण्णं । छच्च सया छण्णवइ महग्गहा तिण्णि य सहस्सा ॥२॥
अट्ठावीसं कालोदहिंमि बारस य सहस्साइं । णव य सया पण्णासा तारागण कोडिकोडीणं ॥३॥

९३ उक्तं च—

बावत्तरिं च चंदा बावत्तरिंमेव दिणकरा दित्ता । पुक्खरवरदीवड्ढे चरंति एते पभासंता ॥१॥
तिण्णिय सता छत्तीसा छच्च सहस्सा महग्गहाणं तु । णक्खत्ताणं तु भवे सोलाइं दुवे सहस्साइं ॥२॥
अडयाल सय सहस्सा बावीसं खलु भवे सहस्साइं । दो य सत पुक्खरद्धे तारागण कोडिकोडीणं ॥३॥

૨૦૧૬ નક્ષત્ર, તથા ૪૮૨૨૨૦૦ કોડાકોડી [૪૮૨૨૨૦૦૦'૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦] તેટલો તારાનો પરિવાર છે.

આ પ્રમાણે સર્વદ્વીપ-સમુદ્રવર્તી જ્યોતિષીની સંખ્યા લાવવા કરણ દાખવ્યાં.

આ પ્રમાણે મનુષ્યક્ષેત્રમાં કુલ સૂર્યની [૯૪]સંખ્યા ૧૩૨ ની, ચન્દ્રસંખ્યા ૧૩૨, ગ્રહની ૧૧૬૧૬, નક્ષત્રની ૩૬૯૬ અને ૮૮૪૦૭૦૦૦,૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ એટલી તારાઓની કુલ સંખ્યા છે અને તે તારાઓ [૯૫]કલમ્બપુષ્પવત્ અધઃ સ્થાને સંકીર્ણ અને ઊર્ધ્વસ્થાને વિસ્તીર્ણ હોય છે, વળી તારાઓની ચર અને સ્થિર જ્યોતિષી સંખ્યા મળીને પણ સંખ્યા [૯૬]અસંખ્યાતી જ છે, કારણ કે જ્યોતિષીદેવો અસંખ્યાતા છે.

॥ मनुष्यक्षेत्रे ग्रह–नक्षत्र–तारासंख्यायन्त्रकम् ॥

| द्वीप–समुद्रनाम | चन्द्रसंख्या | ग्रहपरिवार | नक्षत्र परिवार | तारा परिवार |
|---|---|---|---|---|
| જંબૂદ્વીપના | ૨ ચન્દ્રનો પરિવાર | ૧૭૬ | ૫૬ | ૧૩૩૯૫ કોડાકોડી |
| લવણ સમુદ્રના | ૪ ચન્દ્રનો પરિવાર | ૩૫૨ | ૧૧૨ | ૨૬૭૯૦૦ ,, |
| ધાતકીખંડના | ૧૨ ,, ,, | ૧૦૫૬ | ૩૩૬ | ૮૦૩૭૦૦૦ ,, |
| કાલોદધિસમુદ્રના | ૪૨ ,, ,, | ૩૬૯૬ | ૧૧૭૬ | ૮૦૨૯૫ ,, |
| પુષ્કરાર્ધ દ્વીપના | ૭૨ ,, ,, | ૬૩૩૬ | ૨૦૧૬ | ૪૪૮૨૨૨૦૦૦,, |

૯૪ उक्तं च—

बत्तीसं चंदसतं बत्तीसं चेव सूरियाणसतं । सयलं माणुसलोए चरंति एते पभासंता ॥

एक्कारसयसहस्सा छस्सय सोला महग्गहाणं तु छच्चसता छण्णउया णक्खत्ता तिण्णिय सहस्सा ॥

अट्ठासीइं चत्ताइं सतसहस्साइं मणुयलोगंमि । सत्त य सता अणूणा तारागणकोडिकोडीणं ॥

૯૫ उक्तं च—

एवतियं तारग्गं जं भणियं माणुसंमि लोगम्मि । चारं कलंबुयापुप्फसंठित्तं जोतिसं चरति ॥

૯૬ उक्तं च—

एसो तारापिंडो सव्वसमासेण मणुयलोयंम्मि । बहितापुण ताराओ जिणेहिं भणिया असंखेज्जाओ ॥

આકાશમાંથી તારો ખરે છે એ શું છે?

કેટલીકવાર પરસ્પર વિમાનની અથડામણ થવાથી ચકમકની જેમ તણખો ખરે છે, કેટલીકવાર દેવાદિકના ચ્યવન સૂચક દિવ્યાનુભાવથી તેમ થાય છે. કેટલેક સ્થાને તારાનો પ્રકાશ ખરતા કાળા પથ્થરરૂપે પડેલો છે અને તેને સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યો છે. એમ જણાવવામાં આવ્યું છે. તેનું વિશેષ સમાધાન ગુરૂગમથી વિચારવું.

**આ જે અઠ્ઠ નક્ષત્ર કહ્યા તેમાં નક્ષત્રનાં નામો** તે [૯૭]અભિજિત્, શ્રવણ, ધનિષ્ઠા, શતભિષક્, પૂર્વભાદ્રપદા, ઉત્તરાભાદ્રપદા, રેવતી, અશ્વિની, ભરણી, કૃત્તિકા, રોહિણી, મૃગશીર્ષ, આર્દ્રા, પુનર્વસુ, પુષ્ય, આશ્લેષા, મઘા, પૂર્વાફાલ્ગુની, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, ચિત્રા, સ્વાતિ વિશાખા, અનુરાધા, જ્યેષ્ઠા, મૂળ, પૂર્વાષાઢા, ઉત્તરાષાઢા.

**એજ પ્રમાણે ગ્રહનાં નામો**—[૯૮]અંગારક, વિકાલક, લોહિતાંક, શનૈશ્ચર આધુનિક, પ્રાધુનિક, કણ, કણક, કણકણક, કણવિતાનક, કણસંતાનક, સોમ, સહિત, અશ્વસેન, કાર્યોપિંગ, કર્બુરક, અજકરક, દુદુમ્ભક, શંખ, શંખનાભ, શંખવર્ણાભ, કંસ, કંસનાભ, કંસવર્ણાભ, નીલ, નીલાવભાસ, રૂપ્પી, રૂપ્યાવભાસ, ભસ્મક, ભસ્મકરાશિ, તિલતિલ, પુષ્પવર્ણ, દક, દકવર્ણ, કાય, અવંધ્ય, ઈન્દ્રાગ્નિ, ધુમકેતૂ, હરિ, પિંગલક, બુધ, શુક્ર, બૃહસ્પતિ, રાહુ, અગસ્તિ, માણવક, કામસ્પર્શ, ધુરક, પ્રમુખ, વિકટ, વિસંધિકલ્પ, પ્રકલ્પ, જટાલ, અરૂણ અગ્નિ, કાળ, મહાકાળ, સ્વસ્તિક, સૌવસ્તિક, વર્ધમાન, પ્રલંબક, નિત્યાલોક, નિત્યોદ્યોત, સ્વયંપ્રભ, અવભાસક, શ્રેયસ્કર, ક્ષેમંકર, આભંકર, પ્રભંકર, રજસ્, વીરજસ્, અશોક, વીતશોક, વિમળ, વિતત્યક, વિવસ, વિશાલ, શાલ, સુવ્રત, અનિવૃત્તિ, એકજટી, દ્વિજટી, કરિક, કર, રાજાર્ગલ, પુષ્પકેતુ, અને ભાવકેતુ, એ પ્રમાણે અઠ્ઠયાશી ગ્રહો છે.

**॥ इति प्रस्तुतभुवनद्वारे तृतीयज्योतिषीनिकायवर्णनम् ॥**

---

९७ उक्तं च—

अभिई सवण धणिट्ठा सयभिसया दोय हुंति भद्दवया । रेवइ अस्सिणि भरणि य कत्तिया रोहीणि चेव ॥
मिगसर अद्दाय पुणव्वसू य पुसो य तहऽसिलेसाय । मघ पुव्वफलग्गुणी उत्तराहत्थो य चित्ताय ॥
साई बिसाहा अणुराह चेव जेट्ठा तहेव मूलो य । पुव्वुत्तरा असाढा य जाण नक्खत्त नामाणि ॥

९८ उक्तं च—

इंगालए बियालये लोहियंके सणिच्छरे चेव । आहुणिए पाहुणिए कणगसनामावि पंचे व ॥१॥
सोमे सहिए अस्सासणे य कज्जोयणे य कव्वरण । अयकरदुदुंभएवि य संखसनामावितिन्नेव ॥२॥
तिन्नेवकसनामा नीले रुप्पीय हुंति चत्तारि । भासा तिल पुप्फवन्ने दगवन्ने कायवंधे य ॥३॥
इंदग्गी धूमकेउ हरि पिंगलए बुधे य सुक्के य । वहसइ राहु अगच्छी माणवगे कामफासे य ॥४॥
धूरए पमुहे वियडेवि संधिकप्पे तहा पइल्लेय । जडियालएण अरुणे अग्गिलकाले महाकाले ॥५॥
सोत्थि य सोवत्थियए वद्धमाणग तहा पलंबे य । निच्चालोए निच्चुजोए सयपंभे चेव ओभासे ॥६॥
सेयंकर खेमंकर आभंकर पभंकरे य बोद्धव्वे । अरए विरए य तहा असोग तह वीअसोगेय ॥७॥
विमले वितत विवत्थे विसाल तह साल सुव्वए चेव । अनियट्टी एगजडी य होइ बियडि य बोद्धव्वे ॥८॥
कर करिये रायग्गल बोद्धव्वे पुप्फभावकेऊ य । अट्ठासीइगहा खलु नायव्वा आणुपुव्वीए ॥९॥

વિમલે એ નામ સૂ૦ પ્ર૦ મૂલ ટીકામાં નથી તેથી પાઠાંતર સંભવે છે. તત્ત્વજ્ઞાની જાણે.

अधुनापि प्रगटप्रभावक श्री अजाहरापार्श्वनाथाय नमः

## ज्योतिषीनिकायाश्रयी पञ्चमं लघुपरिशिष्टम्—नं ५.

१. જ્યારે જ્યોતિષ્ક ઇન્દ્રોને દેવાંગનાઓ સાથે દિવ્ય વિષયાદિ સુખોને ભોગવવાની ઇચ્છા થાય ત્યારે પોતાની સભા મધ્યે જંબૂદ્વીપ જેવડું વૃત્તાકારે એક સ્થાન વિકુર્વે (બનાવે) છે, તેવા ચક્રાકારવાળા સ્થાનના ઉપર સુંદર રમણીય ભાગે મનોજ્ઞ દિવ્ય ભાગ રહેલો છે જે ઉપર તે દેવો એક મોટો પ્રાસાદાવતંસક—ભૂષણરૂપ એક પ્રાસાદ બનાવે છે જે ૫૦૦ યો૦ ઉંચો, ૨૫૦ યો૦ વિસ્તૃત પ્રભાના પૂંજવડે વ્યાપ્ત સુંદર હોય છે તે પ્રાસાદનો ઉલ્લોચભાગ ચિત્રવિચિત્ર પદ્મ—લતા—ચિત્રામણોથી અત્યંત સુંદર દર્શનીય હોય છે. યાવત્ ત્યાં મણિરત્નોના સ્પર્શવાળો છે. એ પ્રાસાદ ઉપર આઠ યો૦ ઉંચી એક મણિ-પીઠીકા બનાવે છે તે મણિપીઠીકા ઉપર એક મોટી દેવશય્યા વિષયસુખાર્થે વિકૂર્વે છે જે શય્યા અત્યન્ત સુકોમળ—દિવ્ય ઉત્તમોત્તમ હોય છે.

જે શય્યામાં ઇન્દ્ર પોતપોતાના પરિવાર યુક્ત અષ્ટપટ્ટરાણીઓ સાથે ગાંધર્વ અને અને નાટ્યાનીક એ બે પ્રકારના અનીક યુક્ત આનંદ કરતો નાટ્ય, ગીત, વાદ્યાદિક શબ્દ-વડે પ્રફુલ્લિત થતો અગ્રમહીષી તથા તેણીએ પ્રેમથી, ભક્તિથી, ઇન્દ્રના સુખાર્થે બીજા વિકુર્વેલા હજારો પ્રતિરૂપો સાથે ઇન્દ્ર પણ સ્વવદોપશમન કરવા તેટલાજ રૂપોને વિકુર્વીને તે દિવ્ય—સુમનોહર મનને અનુકુલ એવી અત્યન્ત સુકોમળ દેવાંગનાઓ સાથે મનુષ્યની પેઠે સર્વાંગે યુક્ત થયો થકો અંતે દેવાંગનાના શરીરને બલ—કાન્તિ—હૃષ્ટ—પુષ્ટ વધુ કરનારા વૈક્રિયવીર્ય પુદ્ગલોને પ્રક્ષેપતો થકો વિષયોપભોગને કરે છે.

આવી જ રીતે યથાયોગ્ય અન્યનિકાયોમાં વિષયભોગ પ્રાસાદીકની વ્યવસ્થા વિચારવી.

૨ પૃષ્ઠ ૨૨૧ માં ચાલુ ટીપ્પણીમાં પાછળથી "વધુમાં એ પણ" એ પેરિગ્રાફ લખવામાં આવ્યો છે તેમાં અન્યદ્વીપ—સમુદ્રોમાં આદિ અને અન્તના ૫૦હજાર યો૦ વર્જવાનો જે નિયમ છે તે નિયમને બાજુએ રાખીને વિચારણા ચલાવી છે પરંતુ તેમ ન વિચારવું કિન્તુ આદિ અને અન્તના ૫૦ હજાર યો૦ વર્જીને બાકીના ક્ષેત્રમાં લાખ લાખ યોજનના અંતરે તે તે પંકિતસંખ્યાને યથાયોગ્ય સંગત કરવી યુકત છે, જો તેમ ન વિચારીએ તો તેજ પેરિગ્રાફને અનુસારે તો સ્વયંભૂરમણ સમુદ્રના અન્તિમ ભાગે (૫૦. હ૦યો૦ વર્જવાનું બાજુએ રાખ્યું હોવાથી) એકપંકિત વિચારવી જ ઘટે અને જો તેમ વિચારીએ તો તેનો પ્રકાશ કયાં નાંખવો? કારણ કે સમુદ્રાન્તે અલોક શરૂ થાય છે, માટે તે વિચારણા યોગ્ય ન ગણવી.

૩. આ જ્યોતિશ્ચક્રના આધારે પ્રાણીઓનો શુભાશુભ પ્રવૃત્તિમાં સુખ—દુઃખનો અનુભવ થાય છે તે અનુકૂળ રાશીમાં આવ્યા હોય તો સુખ અને પ્રતિકૂળ થયા હોય તો દુઃખ—પીડાઓને આપે છે માટે નિસ્પૃહ નિર્ગ્રન્થોને પ્રવ્રજ્યનાદિ શુભ કાર્યો સૂર્ય—ચન્દ્ર ગ્રહ નક્ષત્રાદિ બલ જોઇને કરવાનું જ્ઞાની મહર્ષિઓએ કહેલ છે.

૪ ટીપ્પણી ૭૧માં સૂર્ય—ચન્દ્રમાં પ્હેલું કોણ હોઇ શકે? તેના પરિશિષ્ટમાં ખુલાસો આપવાનો હતો પરંતુ તે વિષય વધુ ચર્ચિત હોવાથી બીજાપણ કેટલાક વિષયો સમજા-વવા પડે અને ગ્રન્થ વિસ્તાર વધતો જાય તેથી અત્ર ખુલાસો આપેલ નથી.

॥ समाप्तं परिशिष्टं तृतीयम् ॥

# चतुर्थवैमानिकनिकायवर्णनम्

અવતરણઃ—પૂર્વે સૂર્ય-ચન્દ્રાદિ જ્યોતિષીનિકાય સંબંધી સવિસ્તર વર્ણન કરીને હવે બીજા ભુવન દ્વારમાંજ અવશિષ્ટ ચોથી વૈમાનિકનિકાય સંબંધી વર્ણન શરૂ કરતાં ગ્રન્થકાર મહારાજા પ્રથમ બે ગાથાવડે પ્રતિકલ્પે વિમાન સંખ્યાનું પ્રમાણ દર્શાવે છે.

**बत्तीसऽट्ठावीसा बारस अड चउ विमाण लक्खाइं**
**पन्नास चत्त छ सहस्स कमेण सोहम्माईसु ॥ ९२ ॥**
**दुसु सय चउ दुसु सय तिग, मिगार सहियं सयं तिगे हिट्ठा ।**
**मज्झे सत्तुत्तरसय-मुवरितिगे सय मुवरि पंच ॥ ९३ ॥**

संस्कृत छायाः—

द्वात्रिंशदष्टाविंशति-द्वादशाष्टचतुर्विमानलक्षाणि ।
पञ्चाशच्चत्वारिंशत् षट्सहस्राणि, क्रमेण सौधर्मादिषु ॥ ९२ ॥
द्वयोश्शतचतुष्टयं द्वयोश्शतत्रिकं एकादशसहितं शतं त्रिकेऽधस्तात् ।
मध्ये सप्तोत्तरशतमुपरित्रिके शतमुपरि पञ्च ॥ ९३ ॥

શબ્દાર્થઃ—

विमाणलक्खाइं=વિમાન લાખો
पन्नास=પચાસ
चत्त=ચાલીસ
छ=છ
सहस्स=હજારો
सोहम्माईसु=સૌધર્માદિકલ્પોમાં.
दुसु=બે દેવલોકમાં
सयचउ=ચારસો
सयतिगं=સોનું ત્રિક [ ત્રણસો ]
इगारसहियं=અગીયાર સહિત
तिगेहिट्ठा=ત્રિક હેઠલી
मज्झे=મધ્યમે
सत्तुत्तरसयं=સાત ઉત્તર-સો-૧૦૭
उवरि तिगे=ઉપરની ત્રિકમાં

गाथार्थः—विशेषार्थवत् ॥ ९२ ॥ ९३ ॥

विशेषार्थः—પ્રથમ वैमानिक એટલે ' विशिष्टपुण्यैर्जन्तुभिर्मान्यन्ते-उपभुज्यन्त इति विमानानि, तेषु भवा वैमानिकाः । ' વિશિષ્ટ પુણ્યશાલી જીવોવડે જે ભોગવવા યોગ્ય છે તે વિમાનો કહેવાય અને તેમાં ઉત્પન્ન થએલા તે વૈમાનિકો કહેવાય.

એ વૈમાનિકદેવ નિકાય પૈકી પ્રથમ સૌધર્મકલ્પે [ વજ્રમય બનેલાં ] ૩૨ લાખ વિમાનો છે, ઇશાનકલ્પે ૨૮ લાખ, સનત્કુમારકલ્પે ૧૨ લાખ, માહેન્દ્રે ૮ લાખ, બ્રહ્મકલ્પે ૪ લાખ, લાંતકકલ્પે ૫૦ હજાર, મહાશુક્રે ૪૦ હજાર, સહસ્રારે ૬ હજાર, આનત-પ્રાણત બન્નેના થઇને ૪૦૦, આરણ-અચ્યુત બન્ને કલ્પે થઇ ૩૦૦, નવગ્રૈવેયકાશ્રયી પહેલી ત્રણે ગ્રૈવેયકે થઇ ૧૧૧, મધ્યમ ગ્રૈ૦ ત્રિકે ૧૦૭ અને ઉપરિતન ગ્રૈ૦ ત્રિકે ૧૦૦ અને તેથી ઉપર અનુત્તર કલ્પે પાંચ વિમાન સંખ્યા છે.

વિશેષ એટલું સમજવું જે ઉક્ત સંખ્યા તે પુષ્પાવકીર્ણ તથા આવલિકાગત બન્નેની સંયુક્ત સંખ્યા સમજવી, તે તે કલ્પગત વિમાનો ઉપર તે તે નિકાયના ઇન્દ્રનું આધિપત્ય હોય છે. [ ॥ ૯૨ ॥ ॥ ૯૩ ॥

## ॥ वैमानिकनिकाये प्रतिकल्पे विमानसंख्यायन्त्रम् ॥

| नाम | वि. सं. | नाम | वि. सं. | नाम | वि. सं. |
|---|---|---|---|---|---|
| સૌધર્મકલ્પે | ૩૨ લાખ | સહસ્રારે | ૬ હજાર | સર્વભદ્રે<br>સુવિશાલે<br>સુમનસે | ૧૦૭ |
| ઇશાન ,, | ૨૮ ,, | આનત<br>પ્રાણુત | ૪૦૦ | સૌમનસે<br>પ્રિયંકરે<br>આદિત્યે | ૧૦૦ |
| સનત્કુ૦ ,, | ૧૨ ,, | આરણુ<br>અચ્યુત | ૩૦૦ | અનુત્તર<br>કલ્પે | ૫ |
| માહેન્દ્ર ,, | ૮ ,, | સુદર્શન ગ્રૈ૦<br>સુપ્રભદ્ધ ,,<br>મનોરમ ,, | ૧૧૧ | | |
| બ્રહ્મ ,, | ૪ ,, | | | | |
| લાંતક ,, | ૫૦ હજાર | | | | |
| શુક્ર ,, | ૪૦ હજાર | | | | |

अवतरणः—પૂર્વે વૈમાનિકનિકાયે પ્રત્યેક કલ્પે કુલવિમાન સંખ્યા કહી, હવે તે સમગ્ર સંખ્યાનો કુલ સરવાળો વૈમાનિક નિકાયે કેટલો પ્રાપ્ત થાય છે તે તથા ઇન્દ્રકવિમાન સંખ્યા કહે છે.

**चुलसीइ लक्खसत्ताणवइ सहस्सा विमाणतेवीसं ।**
**सव्वग्गमुड्ढलोगम्मि, इंदया बिसट्ठि पयरेसु ॥ ९४ ॥**

संस्कृत छाया:—

**चतुरशीति लक्षाणि सप्तनवतिसहस्राणि विमानानां त्रयोविंशम् ।**
**सर्वाग्रमूर्ध्वलोके, इन्द्रकाः द्वाषष्टिः प्रतरेषु ॥ ९४ ॥**

શબ્દાર્થ:—

चुलसीइलक्ख=ચોરાસી લાખ
सत्ताणवइसहस्सा=સત્તાણું હજાર
तेवीसं=ત્રેવીસ
सव्वग्गं=સરવાળો
उड्ढलोगम्मि=ઊર્ધ્વલોકમાં
इंदया=ઇન્દ્રક વિમાનો
बिसट्ठि=બાસઠ
पयरेसु=પ્રતરોમાં

गाथार्थ:—વૈમાનિક નિકાયમાં [ આવલીગત અને પુષ્પાવકીર્ણ બન્ને વિમાનોની સમગ્ર સંખ્યાને એકઠી કરીએ ત્યારે ] ૮૪૯૭૦૨૩ ની વિમાનસંખ્યા ઊર્ધ્વલોકે પ્રાપ્ત થાય છે. પ્રત્યેક પ્રતરે ઇન્દ્રક વિમાન હોવાથી સર્વ પ્રતરોના ૬૨ ઇન્દ્રક વિમાનો થાય છે. ॥ ૯૪ ॥

विशेषार्थ:—સુગમ છે. ફક્ત આ નિકાયમાં વિમાન સંખ્યા મર્યાદિત છે. [૯૪]

अवतरण:—પૂર્વે સમગ્ર નિકાયાશ્રયી વિમાન સંખ્યા બતલાવી. હવે પ્રત્યેક કલ્પે તે વિમાનો કેવી રીતે રહેલા છે અને પ્રતિકલ્પે વિમાનસંખ્યા કેટલી હોય ? તે જાણવા યુક્તિ બતલાવે છે.

**चउदिसि चउपंतीओ, बासट्ठि विमाणिया पढमपयरे ।**
**उवरि इक्किक्कहीणा, अणुत्तरे जाव इक्किक्कं ॥ ९५ ॥**

संस्कृत छाया:—

**चतुर्दिक्षु चतुःपङ्क्तयो, द्वाषष्टिविमानमयाः प्रथमप्रतरे ।**
**उपर्येकैकहीना अनुत्तरे यावदेकैकम् ॥ ९५ ॥**

गाथार्थ:—પ્રત્યેક કલ્પે ચારે દિશામાં ચાર પંક્તિઓ હોય છે. તેમાં પ્રથમ પ્રતરે ૪ બાસઠ-બાસઠ વિમાનની પંક્તિઓ છે, ત્યારબાદ ઉપર જતાં પ્રથમ પ્રતરથી એકેક વિમાન ( ચારે પંક્તિમાંથી ) હીન હીન કરતાં જવું તે અનુત્તરે યાવત્ એકેક રહે ત્યાં સુધી ॥ ૯૫ ॥

विशेषार्थः—પૂર્વે ગાથા ચૌદમાં જણાવેલ છે કે વૈમાનિક નિકાયે કુલ બાસઠ પ્રતરો છે. તેમાંપ્રત્યેક પ્રતરે ચારે દિશાવર્તી ચાર પંક્તિઓ આવેલી હોય છે. અને તે તે કલ્પે ચારે પંક્તિની શરૂઆતના સંગમ સ્થાને ઇન્દ્રક વિમાનો આવેલા છે, વળી તે તે કલ્પગત પ્રત્યેક પંક્તિઓના આંતરામાં પુષ્પાવકીર્ણ વિમાનો આવેલા છે, તેમ આવલિકાગત વિમાનોના પરસ્પર અન્તરમાં પણ ( પુષ્પા૦ ) વિમાનો આવેલા છે. એમાં पंक्तिगत વિમાનો શ્રેણીબદ્ધ હોવાથી आवलिकागत વિમાનોના નામથી ઓળખાય છે અને પંક્તિઓના આંતરામાં તથા વિમાનોના આંતરામાં રહેલા વિમાનો તે આવલિકાગત ( પંક્તિબદ્ધ ) નહિં પણ આડા-અવળા યથેચ્છ સ્થાને વિખરાએલા પુષ્પની માફક જુદા જુદા વર્તતા હોવાથી पुष्पावकीर्ण તરીકે ઓળખાય છે. આવલિકાગત વિમાનોનો આકાર અમુક ક્રમે નિયત છે, જ્યારે પુષ્પાવકીર્ણોનો આકાર વિવિધ પ્રકારનો છે. (જે વાત આગળ આવશે.)

હવે એમાં સૌધર્મકલ્પે પ્રથમ પ્રતરે ચારે દિશામાં ચાર પંક્તિઓ આવેલી છે. પ્રત્યેક પંક્તિમાં બાસઠ-બાસઠ વિમાનો છે, બીજે પ્રતરે ઉક્તકથન મુજબ એક એક વિમાન હીન કરીને કહેતાં પ્રત્યેકપંક્તિમાં એકસઠ વિમાનો રહે, ત્રીજે પ્રતરે તે પ્રમાણે કરતાં ( ચારે પંક્તિમાંથી અંતિમ ભાગેથી એક એક હીન કરતાં ) સાઠ સાઠ વિમાનો રહે, એ પ્રમાણે પ્રત્યેક પ્રતરે જતાં અંતિમ પ્રતરે ચારે બાજુ માત્ર એક એક વિમાન અવશિષ્ટ રહે. [ ॥ ૯૫ ॥ ]

अवतरण:—પૂર્વે પ્રતિ પ્રતરે આવલિકાગત વિમાન સંખ્યા પ્રાપ્ત કરવાનો ક્રમ દર્શાવીને હવે એ વિમાનો કેવા આકારે, કયા ક્રમે રહ્યા છે તે વિગેરે જણાવે છે.

**इंदय वट्टा पंतीसु, तो कमसो तंस चउरंसा वट्टा ।**
**विविहा पुप्फवकिण्णा, तयंतरे–मुत्तु पुव्वदिसिं ॥ ९६ ॥**

સંસ્કૃત છાયાઃ—

**इन्द्रकानि वृत्तानि पंक्तिषु, ततः क्रमशः त्र्यंस–चतुरस्र–वृत्तानि ।**
**विविधानि पुष्पावकीर्णानि, तदंतरे मुक्त्वा पूर्वदिशम् ॥ ९६ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| इंदयवट्टा=ઇન્દ્રકવિમાનો ગોળ | वट्ट=વર્તુલ |
| पंतीसु=પંક્તિઓને વિષે | विविहा=વિવિધ |
| तो=તેથી | पुप्फवकिण्णा=પુષ્પાવકીર્ણ વિમાનો |
| तंस=ત્રિકોણ | तयंतरे=તે ( પંક્તિના ) આંતરામાં |
| चउरंसा=ચોખુણ | मुत्तु=મુકીને |
| | पुव्वदिसिं=પૂર્વ દિશાને |

ગાથાર્થ:—પંક્તિઓને વિષે ઇન્દ્રક વિમાનો ગોળ છે. ત્યાંથી પંક્તિમાં પ્રથમ ત્રિકોણ વિમાન પછી ચોખુણ, પછી ગોળ એ ક્રમે હોય છે અને પુષ્પાવકીર્ણ વિમાનો વિવિધાકારવાળા છે અને તે પુષ્પાવકીર્ણ વિમાનો પૂર્વદિશાની પંક્તિને વર્જી શેષ ત્રણે પંક્તિના આંતરાંમાં જાણવા. ॥ ૯૬ ॥

વિશેષાર્થ:—પ્રત્યેક કલ્પે પંક્તિઓના મધ્યભાગે રહેલાં ઇન્દ્રક વિમાનો **ગોળ** હોય છે. અને તે વિમાનથી ચારે બાજુ-પ્રત્યેક દિશાવર્તી ચારે પંક્તિઓ શરૂ થાય છે એમાં પ્રત્યેક પંક્તિનું પ્હેલું વિમાન ત્રિકોણાકાર ( શ્રૃંગાટક= ) **સિંઘોડા**ના આકારનું △ હોય છે.

ત્યારબાદ ચારે પંક્તિઓમાં ચોખુણાકારવાળાં વિમાનો તે કવાયત કરવાના **અખાડાકાર** સરખાં □ હોય છે કારણકે અખાડાનું અક્ષપાટક સંસ્થાન હોવાથી તે સમચોરસ આકારે હોય છે. ત્યારબાદ **ગોળા**કારવાળાં ○ ચારે પંક્તિમાં વિમાનો હોય છે, પુન: ચારે પંક્તિમાં ત્રિકોણ વિમાનો, ત્યારબાદ ચોખૂણ અને પછી ગોળ, પાછું ત્રિકોણથી માંડી પ્રસ્તુત આકારક્રમ ૬૨ મા વિમાન સુધી લઇ જવો જેથી ચારે દિશાવર્તી પંક્તિમાં એ ૬૨ માં વિમાનો ત્રિકોણાકારવાળાં જ રહે. इति पंक्तिगतविमानाकार।

તે સિવાયના પુષ્પાવકીર્ણવિમાનો તો સ્વસ્તિક-નન્ધાવર્ત, શ્રીવત્સ ખડ્ગ, ચક્રાદિ વિચિત્ર સંસ્થાનોવાળાં પ્રત્યેક પ્રતરે હોય છે.

તે પુષ્પાવકીર્ણવિમાનો ચારે પંક્તિઓનાં જે ચાર આંતરા તે ચાર આંતરામાંથી પૂર્વદિશાના અંતરને વર્જીને બાકીના ત્રણે આંતરાઓમાં રહેલા હોય છે. મુખ્ય-ઇન્દ્રકવિમાનની ચારેદિશામાં જે બાસઠ બાસઠ ( અથવા ઉપરના પ્રતરોમાં ન્યૂન ન્યૂન ) ત્રિકોણ, ચોખુણ અને ગોળ એ પ્રમાણે અનુક્રમે જે પંક્તિગત વિમાનો છે અને એ પંક્તિગત વિમાનોનું જે અસંખ્ય અસંખ્ય

યોજનનું અંતર છે તેમાં પુષ્પાવકીર્ણ વિમાનો હોય કે કેમ? તે વિચાર ગીતાર્થ-મહર્ષિઓને આધીન છે. શ્રી દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણ-ગાથા-૨૫૨ની ટીકામાં 'श्रेणिगतविमानक्षेत्रपरिहारेण...पुष्पावकीर्णकाः सन्ति' એ પંક્તિના અર્થ પ્રમાણે પંક્તિઓનાં જે ચાર આંતરાઓ તેમાં પૂર્વદિશાના અંતરને વર્જીને બાકીના ત્રણ આંતરામાં પુષ્પાવકીર્ણ વિમાનો હોવા માટે કોઇનો પણ વિરોધ હોવાનો સંભવ નથી. [૯૬]

अवतरण;—પૂર્વ ગાથામાં જે ક્રમ કહ્યો તે ક્રમ દરેક પ્રતરે સરખો કે વિપર્યાસવાળો હોય? તેના સમાધાનરૂપે આ ગાથા જણાવે છે કે—

**वट्टं वट्टेसुवरिं, तंसं तंसस्स उवरिमं होइ ।**
**चउरंसे चउरंसं, उड्ढं तु विमाणसेढीओ ॥ ९७ ॥**

### સંસ્કૃત છાયા:—

**वृत्तं वृत्तेषूपरि त्र्यस्रं त्र्यस्रस्योपरि भवति ।**
**चतुरस्रे चतुरस्रमूर्ध्वं तु विमानश्रेणयः ॥ ९७ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| तंसं तंसस्स=ત્રિકોણ ઉપર ત્રિકોણ | उड्ढं=ઊર્ધ્વલોકે |
| उवरिमं=ઉપર | विमाणसेढीओ=વિમાનની શ્રેણીઓ |

गाथार्थ:—પ્રથમ પ્રતરે જે સ્થાને વર્તુલ વિમાન છે તેની ઉપરના પ્રતરે સમશ્રેણીએ વર્તુલ જ હોય, ત્રિકોણ ઉપર ત્રિકોણ જ હોય અને ચોખુણાં ઉપર ચોખુણ વિમાનો હોય એ પ્રમાણે ઊર્ધ્વ વિમાનની શ્રેણીઓ આવેલી છે. ॥ ૯૭ ॥

विशेषार्थ:—કોઇ એક મનુષ્ય અથવા દેવ સૌધર્મના પ્રથમ પ્રતરે રહેલાં પંક્તિગત જે વિમાનો છે તેમાંથી ત્રિકોણ-ચોખુણ અથવા ગોળ એ ત્રણેમાંથી કોઈપણ વિમાનના મધ્યસ્થાનેથી ઉર્ધ્વ ઉડવામાંડે તો સીધા સમશ્રેણીએ જતાં તે દેવે જો ત્રિકોણમાં ઉડવું શરૂ કર્યું હોય તો આગળના પ્રતરગત ત્રિકોણ વિમાનમાં આવીને ઉભો રહે, કારણકે પ્રથમ પ્રતરગત પંક્તિ વિમાનો જે સ્થાને જે આકારવાળાં હોય તેજ સ્થાને ઊર્ધ્વભાગે ઉત્તરોત્તર પ્રતરમાં તે આકારવાળાં જ વિમાનો હોય. ફક્ત એટલું વિશેષ કે આવલિકાગત વિમાનોની સંખ્યામાં પ્રત્યેક પ્રતરે એક એકની ન્યૂનતા થાય. [ ॥ ૯૭ ॥ ]

अवतरण;—હવે તે વિમાનો કેટલાં દ્વારવાળાં હોય તે કહે છે.

**सव्वे वट्टविमाणा, एगदुवारा हुंति नायव्वा ।**
**तिण्णि य तंस विमाणे, चत्तारि य हुंति चउरंसे ॥९८॥**

સંસ્કૃત છાયાઃ—

सर्वाणि वृत्तविमानानि, एकद्वाराणि भवन्ति ज्ञातव्यानि ।
त्रीणि च त्र्यस्रविमाने, चत्वारि च भवन्ति चतुरस्रे ॥ ९८ ॥

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| एगदुवारा=એકદ્વારવાળાં | तंसविमाणे=ત્રણ ખુણીયા વિમાનમાં |
| नायव्वा=જાણવા | चत्तारि=ચારદ્વારો |
| तिण्णि=ત્રણ દ્વારો | चउरंसे=ચોખુણમાં |

ગાથાર્થ:—સર્વ ગોળાકાર વિમાનોને એક જ દ્વાર હોય છે, ત્રિકોણ વિમાનોને ત્રણ દ્વારો હોય છે અને ચોખૂણ વિમાનો ચાર દ્વારવાળાં હોય છે. ॥ ૯૮ ॥

વિશેષાર્થ:—સુગમ છે. માત્ર ગોળ વિમાનના એક દ્વારનો સંભવ પૂર્વ-દિશાએ જણાય છે. [ ॥ ૯૮ ॥ ]

અવતરણ:—હવે આવલિકાગત અને પુષ્પાવકીર્ણ વિમાનોનું પરસ્પર અન્તર પ્રમાણ દર્શાવે છે.

**आवलिय विमाणाणं, अंतरं नियमसो असंखिज्जं ।**
**संखिज्जमसंखिज्जं, भणियं पुप्फावकिण्णाणं ॥ ९९ ॥**

સંસ્કૃત છાયાઃ—

आवलिका [ गत ] विमानानामन्तरं नियमशोऽसंख्यातम् ।
संख्यातमसंख्यातं भणितं पुष्पावकीर्णानाम् ॥ ९९ ॥

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| आवलियविमाणाणं=આવલિકાગત વિમાનોનું | पुप्फावकिण्णाणं=પુષ્પાવકીર્ણોનું |
| नियमसो=નિશ્ચયથી | भणियं=કહ્યું છે. |

ગાથાર્થ:—આવલિકાગત વિમાનોનું પરસ્પર અન્તર અસંખ્યાતા યોજનનું હોય છે. જ્યારે પુષ્પાવકીર્ણ વિમાનોનું પરસ્પર અન્તરપ્રમાણ સંખ્યાતા યોજનનું તથા અસંખ્યાતા યોજનનું પણ હોય છે. વિશેષાર્થ:—સુગમ છે. [ ॥ ૯૯ ॥ ]

अवतरण:—હવે ઉક્ત અંતર યુક્ત તે વિમાનો પૈકી ક્યા ક્યા દ્વીપ-સમુદ્ર ઉપર ક્યાં ક્યાં પ્રથમ પ્રતર પંક્તિગત વિમાનો ઉર્ધ્વ ભાગે આવે છે તે કહે છે.

**एगं देवे दीवे, दुवे य नागोदहीसु बोद्धवे ।**
**चत्तारि जक्खदीवे, भूयसमुद्देसु अट्ठेव ॥ १०० ॥**
**सोलससयंभूरमणे, दीवेसु पइठियाय सुरभवणा ।**
**इगतीसं च विमाणा, सयंभूरमणे समुद्दे य ॥ १०१ ॥**

સંસ્કૃત છાયાઃ—

**एकं देवे द्वीपे, द्वे च नागोदधौ बोद्धव्ये ।**
**चत्वारि यक्षद्वीपे, भूतसमुद्रे अष्टैव ॥ १०० ॥**
**षोडश स्वयंभूरमणे, द्वीपे प्रतिष्ठितानि च सुरभवनानि ।**
**एकत्रिंशच्च विमानानि, स्वयंभूरमणे समुद्रे च ॥ १०१ ॥**

શબ્દાર્થઃ—

एगं देवे दीवे=એક દેવદ્વીપમાં
दुवे नागोदहीसु=બે નાગદ્વીપમાં
बोद्धव्वे=જાણવા
चत्तारि जक्खदीवे=ચાર યક્ષદ્વીપમાં
भूयसमुद्देसु=ભૂત સમુદ્રમાં
पइठिया=પ્રતિષ્ઠિત રહેલા
सुरभवणा=દેવભવનો
इगतीसं=એકત્રીશ

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૦૦-૧૦૧ ॥

विशेषार्थ:—પૂર્વે જણાવી ગયા કે સૌધર્મના પ્રથમ પ્રતરે મધ્યભાગે વર્તુલાકારે ઇન્દ્રકવિમાન આવેલું છે અને તેની ચારે દિશાવર્તી બાસઠ બાસઠ વિમાનોથી યુક્ત ચારે પંક્તિની ચારે દિશામાં શરૂઆત થાય છે.

હવે એમાં વચલું જે ઇન્દ્રકવિમાન તે ગોળ અને ૪૫ લાખ યો૦ નું હોવાથી અઢી દ્વીપ ઉપર રહેલું છે તેથી તે દ્વીપના ઢાંકણ સમાન છે, વળી પંક્તિગત વિમાનો પૈકી પ્રત્યેક પંક્તિનાં પહેલાં ત્રિકોણાકાર વિમાનો સ્વસ્વ-દિશાવર્તી અસંખ્યાતા દ્વીપસમુદ્ર વીત્યા બાદ આવતા દેવદ્વીપ ઉપર ચારે બાજુ આવેલાં છે [ અર્થાત્ પ્રત્યેક પંક્તિનો આરંભ ઇન્દ્રકવિમાનથી અસંખ્ય યો૦ દૂરથી છે ] ત્યાર પછી આવેલાં ચારે બાજુવર્તી વિંટાએલા નાગદ્વીપ ઉપર પ્રત્યેક દિશાવર્તી પ્રત્યેક પંક્તિનાં બે-બે ( ગોળ અને ચોરસ ) વિમાનો આવેલાં છે,

## ॥ कया कया द्वीपसमुद्र उपर आवलिकाबद्ध केटलां केटलां विमानो होय छे ते ॥

आ चित्र जे जे द्वीपसमुद्र उपर जेटलां जेटलां आवलिकागत विमानो कह्या छे तेनो आछो ख्याल आपवा माटे छे. जंबूद्वीप बाद असंख्य द्वीप–समुद्रो वीत्या पछी आवता देवद्वीपनी ऊर्ध्व सपाटीए आकाशवर्जी आवलिकागत विमानोनी चारे दिशामां शरूआत थती होवाथी प्रथम देवद्वीप उपर चारे दिशामां ४ त्रिकोण विमानो आवेला छे, बाद नागसमुद्र उपर चारे बाजु बे

बे, यक्षद्वीपे चार चार, भूतसमुद्रे आठ आठ, स्वयंभूरमणद्वीपे सोळ सोळ अने स्वयंभूरमण समुद्र उपर एकत्रीश-एकत्रीश विमानो आवेला छे. प्रत्येक विमान वच्चे असंख्य योजननु अंतर छे. आ विमानो अढीद्वीपवर्ती मध्यस्थ इन्द्रक विमानोथी असंख्य योजन दूर छे. ए बधेना अन्तराले सर्वत्र पुष्पावकीर्णो छे.

આનંદ પ્રેસ—ભાવનગર.

તેવીજ રીતે યક્ષદ્વીપ ઉપર સમશ્રેણીએ ચારે દિશાવર્તી પંક્તિના ચાર-ચાર વિમાનો આવેલાં છે, ભૂત સમુદ્ર ઉપર આઠ-આઠ વિમાનો, સ્વયંભૂરમણદ્વીપ ઉપર સોળ સોળ વિમાનો અને સ્વયંભૂરમણસમુદ્રને વિષે ચારે દિશાવર્તી પ્રત્યેક પંક્તિગત અવશિષ્ટ એકત્રીશ-એકત્રીશ વિમાનો જગત્ સ્વભાવે ઊર્ધ્વ-ભાગે પ્રતિષ્ઠિત રહેલાં છે.

અહીં કોઇ શંકા કરે કે અઢીદ્વીપ પછી ઠેઠ દેવદ્વીપે પંક્તિવિમાનારંભ કહ્યો તો વચલા અસંખ્ય દ્વીપ-સમુદ્રો ઉપર કશુંએ ન હોય ? તો તે વચ્ચેનો પ્રદેશ આવલિકાગત વિમાન વિનાનો જ હોય. ત્યારપછી બે-ચાર-૮-૧૬-૩૧ વિમાનો તે તે દ્વીપો અસંખ્ય અસંખ્ય યોજનવાળા હોવાથી અને વળી અસંખ્યમાં પણ અસંખ્ય ભેદો હોવાથી પૂર્વપૂર્વથી બૃહત્ અસંખ્ય યોજન માનવાળા હોવાથી ખુશીથી સમાઇ શકે છે.

દ્વિતીય પ્રતરે સ્વયંભૂ૦ સમુદ્રવર્ત્તી એકએક વિમાન ચારે બાજુએ હીન વિચારવું એમ પશ્ચાત્ ક્રમથી એક એકની હીનતા અનુત્તર યાવત્ ભાવવી. [॥ ૧૦૦-૧૦૧ ॥]

॥ ते ते द्वीप-समुद्रे प्रतिष्ठितविमानसंख्यावबोधकं यन्त्रम् ॥

| प्रथमना चारेदिशावर्ती चारविमानो पैकी | | | | प्रत्येक विमान देवद्वीपमां चारेबाजु छे | |
|---|---|---|---|---|---|
| ત્યારપછીના | ,, | બે બે | ,, | નાગસમુદ્રમાં | ,, |
| ,, | ,, | ચાર ચાર | ,, | યક્ષદ્વીપમાં | ,, |
| ,, | ,, | આઠ-આઠ | ,, | ભૂતસમુદ્રમાં | ,, |
| ,, | ,, | સોળ-સોળ | ,, | સ્વયંભૂરમણદ્વીપમાં | ,, |
| ,, | ,, | ૩૧-૩૧ | ,, | સ્વયંભૂ૦સમુદ્રમાં | ,, |

अवतरण:—વિમાનના ગંધ-સ્પર્શાદિક કેવાં હોય તે જણાવે છે.

**अच्चंतसुरहिगंधा, फासे नवणीयमउअसुहफासा ।**
**निच्चुज्जोआ रम्मा, सयंपहा ते विरायंति ॥ १०२ ॥**

**સંસ્કૃત છાયા:—**

**अत्यन्तसुरभिगन्धानि, स्पर्शे नवनीतमृदुसुखस्पर्शाणि ।**
**नित्योद्योतानि रम्याणि, स्वयंप्रभाणि तानि विराजन्ते ॥ १०२ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| अच्चंत=અત્યન્ત | सुहफासा=સુખકારી સ્પર્શવાળા |
| सुरहिगंधा=સુરભિગંધવાળાં | निच्चुज्जोआ=નિત્યોદ્યોત કરનારા |
| फासे=સ્પર્શમાં | रम्मा=રમણીય |
| नवणीय=નવનીત [ માખણ સરખા ] | सयंपहा=સ્વયંપ્રભાવાળા |
| मउअ=મૃદુ | विरायंति=વિરાજે છે |

ગાથાર્થઃ—અત્યન્ત સુરભિગંધવાળાં અને સ્પર્શ કરતાં માખણની જેમ મૃદુ-સુકોમળ વળી સુખકારી સ્પર્શવાળાં, નિરંતર ઉદ્યોતને કરનારા, રમણીય અને તથાવિધ જગત્સ્વભાવે સ્વયંપ્રભા–તેજવાળાં તે વિમાનો ( ગગનમંડળમાં ) શોભે છે. ॥ ૧૦૪ ॥

વિશેષાર્થ:—સુગમ છે. બાકી વિમાનનું વધુ વર્ણન ગ્રન્થાતરથી જોવું. [॥ ૧૦૨॥]

અવતરણ;—હવે જે દેવલોકો સૌધર્મ–ઇશાનની જેમ જોડલે રહેલા છે ત્યાં કયા વિમાનોમાં, કઇ દિશાએ, કોનો કેવી રીતે હક્ક રહેલો છે ? તે હકીકતને જણાવતાં પ્રથમ ઉત્તર–દક્ષિણવર્તી આવલિકાગત વિમાનોના સ્વામિત્વને જણાવનારી ગાથા કહે છે.

**जे दक्खिणेण इंदा, दाहिणओ आवली मुणेयव्वा ।**
**जे पुण उत्तर इंदा, उत्तरओ आवली तेसिं ॥ १०३ ॥**

### સંસ્કૃત છાયાઃ—

ये दक्षिणस्येन्द्राः दक्षिणत आवली मुणेतव्या ।
ये पुनरुत्तरेन्द्रा उत्तरत आवली तेषाम् ॥ १०३ ॥

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| ये=જે | तेसिं=તેઓની |
| दक्खिणेणइंदा=દક્ષિણના ઇંદ્રો | मुणेयव्वा=જાણવી |
| दाहिणओ आवली=દક્ષિણથી આવલી | जे पुण=જે વળી |

ગાથાર્થ:—દક્ષિણ દિશામાં રહેલા આવલિકાગત વિમાનો તે દક્ષિણેન્દ્રોના જાણવાં અને ઉત્તરદિશામાં રહેલા આવલિકાગત વિમાનો તે ઉત્તરેન્દ્રોના જાણવાં. ॥ ૧૦૩ ॥

વિશેષાર્થઃ—સુગમ છે. એટલું વિશેષ સમજવું કે દરેક પ્રતરે વિમાનોની ચાર પંક્તિઓ છે, પ્રત્યેક પંક્તિ પૂર્વ-પશ્ચિમ, ઉત્તર-દક્ષિણ એમ ચારે દિશામાં વ્હેંચાએલી હોય છે. એમાં જે પંક્તિ દક્ષિણદિશામાં ગએલી હોય તે દક્ષિણેન્દ્રો ( સૌધર્મ સનત્કુ૦ ) ની જ જાણવી. એવીજ રીતે ઉત્તર દિશામાં ગએલી સીધી પંક્તિ તે દક્ષિણ દિશાગત-સમશ્રેણીએ રહેલા ઇશાનાદિ ઉત્તરેન્દ્રોની સમજવી. [ ॥ ૧૦૩ ॥ ]

अवतरण:—હવે શેષ પૂર્વ-પશ્ચિમ દિશાવર્તી આવલિકાગતવિમાનોનું સ્વામિત્વ જણાવે છે.

**पुव्वेण पच्छिमेण य, सामण्णा आवली मुणेयव्वा ।**
**जे पुण वट्टविमाणा, मज्झिल्ला दाहिणिल्लाणं ॥ १०४ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**पूर्वस्यां पश्चिमायाश्च, सामान्याऽऽवली मुणेतव्या ।**
**यानि पुनर्वृत्तविमानानि, मध्यानि दाक्षिणात्यानाम् ॥ १०४ ॥**

**શબ્દાર્થઃ—**

पुव्वेण–પૂર્વદિશામાં
पच्छिमेण–પશ્ચિમદિશામાં
सामण्णा–સામાન્યતઃ
वट्टविमाणा–ગોળ વિમાનો
मज्झिल्ला–મધ્યના તે
दाहिणिल्लाणं–દક્ષિણેન્દ્રોનાં

गाथार्थ:—પૂર્વ અને પશ્ચિમદિશાની પંક્તિ સામાન્યતઃ જાણવી. એમાં જે મધ્યેમધ્યે વૃત્ત વિમાનો આવે છે તે દક્ષિણેન્દ્રોનાં જ જાણવા. ॥ ૧૦૪ ॥

विशेषार्थ:—પૂર્વ અને પશ્ચિમદિશામાં ગએલી વિમાનની પંક્તિઓ સામાન્યથી જાણવી, એ સામાન્ય શબ્દથી ગ્રન્થકાર સૂચવે છે કે તે પંક્તિઓમાં રહેલા વિમાનોમાં બન્નેનું સ્વામિપણું છે. પરંતુ તે બન્ને પંક્તિઓ મધ્યે આવતા જે ગોળ વિમાનો તેતો [૯૯]દક્ષિણેન્દ્રોનાં જ સ્વામિત્વવાળાં છે. એથી જ દક્ષિણેન્દ્રોનું વૈશિષ્ટ્ય છે. [ ॥ ૧૦૪ ॥ ]

अवतरण:—એ જ વાતને પુષ્ટી આપતી-અન્ય વિમાનોમાં શી વ્યવસ્થા છે તે ગાથા જણાવે છે.

---

૯૯ આ આવલિક અને પુષ્પાવકીર્ણવિમાન વિષયની સાક્ષીરૂપ ગાથાઓ અત્ર અમે આપતા નથી કારણકે દે૦ સ૦ પ્રકરણની એ ગાથાઓ ચાલુ સંગ્રહણીની ટીકામાં છે જ માટે.

**पुव्वेण पच्छिमेण य, जे वट्टा तेवि दाहिणिल्लस्स ।**
**तंस चउरंसगा पुण सामण्णा हुंति दुण्हंपि ॥ १०५ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**पूर्वस्यां पश्चिमायां च यानि वृत्तानि तान्यपि दाक्षिणात्यस्य ।**
**त्र्यस्त्र–चतुरस्राणि पुनः सामान्यानि भवन्ति द्वयोरपि ॥ १०५ ॥**

**શબ્દાર્થઃ—**

पुव्वेण पच्छिमेण-પૂર્વ અને પશ્ચિમ દિશામાં
तेऽवि–તે પણ
दाहिणिल्लस्स–દક્ષિણ દિશામાં વર્તતાના
तंसचउरंसगा–ત્રિકોણ ચોખુણ
सामान्यतः–સામાન્યથી
दुण्हंपि–બન્નેના પણ

गाथार्थः—પૂર્વ અને પશ્ચિમ દિશાગત ( પંક્તિઓમાં રહેલા જે ગોળ વિમાનો તે દક્ષિણ દિશામાં વર્તતા ઇન્દ્રના હોય છે, અને શેષત્રિકોણ અને ચોખુણ વિમાનો તે સામાન્યથી બન્નેનાં પણ હોય છે. ॥ ૧૦૫ ॥

विशेषार्थः—પૂર્વ અને પશ્ચિમદિશાની પંક્તિમાં રહેલાં ગોળ વિમાનોમાં તે તે કલ્પયુગલોવર્તી દક્ષિણેન્દ્રોજ અધિકારી છે, તેમાં [૨૦૦]ઉત્તરેન્દ્રોનો કશો હક્ક હોતો નથી. વળી તે જ બન્ને દિશાની પંક્તિમાં રહેલાં ત્રિકોણ–ચોખુણ વિમાનોમાંનો વચ્ચેથી અર્ધભાગ વિચારીએ ત્યારે દક્ષિણદિશા તરફના અર્ધ-ભાગના માલીક દક્ષિણેન્દ્રો ( સૌધર્મ–સનત્કુ૦ આદિ ) હોય છે અને બાકી અર્ધ વિભાગના માલીક ઉત્તરેન્દ્રો હોય છે, આ વ્યવસ્થા પ્રથમના બે જ કલ્પયુગલે ( સૌ૦ ઇ૦ સનત્કુ૦ માહે૦ ) ભાવવાની છે. કારણકે બન્ને યુગલો પૈકી પ્રત્યેક યુગલમાં તે તે દિશામાં બન્ને ઇન્દ્રોનું સ્વામિપણું સંકલિત છે. એમાંએ પુનઃ અમુક પંક્તિગત અમુક પ્રકારના વિમાનો ઉપર સ્વામિપણું અમુકનું જ હોય છે.

અને આનત–પ્રાણત, અને આરણ–અચ્યુત એ કલ્પયુગલો જ છે. પરંતુ તત્રવર્તી સર્વ પ્રતરોમાં સ્વામિપણું તો એક જ ઇન્દ્રનું હોય છે જેથી ત્યાં કંઇ વિચારને અવકાશ નથી. [ ॥ ૧૦૫ ॥ ]

अवतरण;—હવે ઉક્ત વિમાનોના રક્ષણાર્થે શું છે ? તે કહે છે.

---

૨૦૦ જેમ કોઇએક રાજાની હદમાં બીજા કોઇ રાજાના તાબાના પણ ગ્રામ–નગરાદિ હોય છે, વળી કેટલાએક એવા ગ્રામ–નગરો પણ આવે કે તે ગામના અમુક ભાગના માલીક અમુક હોય અને અમુક વિભાગની સત્તા અન્ય નરેશની હોય તેમ અત્ર વિચારવું.

# ॥ वैमानिक निकाये आवलिकागत तथा पुष्पावकीर्ण-विमान व्यवस्था.

आ चित्रमां वैमानिक कल्पना एक प्रतरनो सामान्य देखाव रजू थाय छे, एमां मध्यवर्ति एकद्वार अने कांगरावाळा गढथी युक्त गोलाकारे इन्द्रक विमान छे. त्यारबाद चारे बाजुए पंक्तिबद्ध विमानोनी व्यवस्था बतावी छे, तेमां प्रथम त्रण द्वारनां–त्रण बाजु कांगरावाळा किल्लानां अने एक बाजु वेदिकावाळां देखावयुक्त त्रिकोण विमानो, बाद चारद्वारवाळा वेदिका युक्त चतु-

[ गा. ९६–९८, १०६–७ ]  [ पृष्ठ. ३०८–११–३१७ ]

उत्तर

पश्चिम

पूर्व

दक्षिण

ष्कोण विमानो, त्यारबाद एकद्वार अने कांगरागढे युक्त गोळ विमानो, पुनः त्रिकोणादि एम क्रमशः विविध रंगो साथे बताव्युं छे. एम यथायोग्य प्रतरे आ ज क्रमे व्यवस्था विचारवी ॥

तिर्च्छि पूर्व दिशा वर्जीने शेष त्रण दिशामां पंक्तिना अने विमानोना आंतरामां आवेला विविध रंगी विविध प्रकारना पुष्पावकीर्ण विमानदर्शक टपकां दर्शावेलां छे ॥

આનંદ પ્રેસ–ભાવનગર.

**पागारपरिक्खित्ता, वट्टविमाणा हवंति सव्वेवि ।**
**चउरंसविमाणाणं, चउदिसि वेइया होइ ॥ १०६ ॥**

સંસ્કૃત છાયા:—

**प्राकारपरिक्षिप्तानि, वृत्तविमानानि भवन्ति सर्वाण्यपि ।**
**चतुरस्रविमानानां, चतुर्दिक्षु वेदिका भवति ॥ १०६ ॥**

શબ્દાર્થ:—

पागारपरिक्खित्ता=પ્રાકાર કિલ્લાથી વિંટાએલાં
सव्वेवि=સર્વ પણ
चउरंसविमाणाणं=ચોખૂણુવિમાનોની
चउदिसि=ચારે દિશાઓમાં
वेइया=વેદિકા
होइ=હોય છે

गाथार्थ:—આવલિકા પ્રવિષ્ટ સર્વે વર્તુલ વિમાનો ચારે બાજુએ ગઢથી વીંટળાએલાં હોય છે. ચઉખુણા વિમાનોની ચારે બાજુએ વેદિકા હોય છે. ॥૧૦૬॥

विशेषार्थ:—સુગમ છે. એટલું વિશેષ કે ગોળવિમાનને જે ગઢ કહ્યો તે શીર્ષભાગે ( છેડે ) [૧]કાંગરાવાળો–સુશોભિત દેખાવવાળો હોય છે અને ચઉખુણા વિમાનને જે વેદિકા કહી તે કાંગરાવિનાની સાદી [૨]ભીંત્તીરૂપ સમજવી તેથી તે ગઢને વેદિકા કહેવાય છે. [ ॥ ૧૦૬ ॥ ]

अवतरण;—હવે તે પ્રમાણે ત્રિકોણ વિમાનનું રક્ષણ કેવું છે? તે કહે છે.

**जत्तो वट्टविमाणा, तत्तो तंसस्स वेइया होइ ।**
**पागारो बोद्धव्वो, अवसेसेसुं तु पासेसुं ॥ १०७ ॥**

સંસ્કૃત છાયા:—

**यत्र वृत्तविमानानि तत्र त्र्यस्रस्य वेदिका भवति ।**
**प्राकारो बोद्धव्यो, ऽवशेषेषु तु पार्श्वेषु ॥ १०७ ॥**

---

૧ ઘણા જીર્ણનગરના કિલ્લાઓ વિવિધ પ્રકારના કાંગરાંઓથી સહિત હોય છે જે જગ જાહેર છે. ૨ કાઠીઆવાડમાં મુકામોના રક્ષણાર્થે કરાય છે અને ત્યાં તેને '**વંડી**' કહી સંબોધે છે જ્યારે ગુજરાતમાં **દોરો** પણ કહે છે. એમ નાના દેશ આશ્રયિ વિવિધ રીતે ઓળખા...

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| जत्तो=જ્યાં [ જે દિશાએ ] | बोद्धव्वो=જાણુવો |
| तत्तो=ત્યાં [ તે બાજુએ ] | अवशेषेसुं=અવશિષ્ટ |
| तंसस्स=ત્રિખુણીયાની | तु=વળી |
| पागारो=પ્રાકાર-ગઢ | पासेसु=બાજુઓમાં |

ગાથાર્થ:—જે દિશાએ વર્તુલ વિમાનો છે તેની સન્મુખ ત્રિખુણીયા વિમાનોને વેદિકા હોય છે. ( કાંગરા રહિત ગઢ ) અને બાકીની દિશાઓમાં કાંગરા સહિત ગઢ હોય છે. ॥ ૧૦૭ ॥

विशेषार्थ:—સુગમ છે. [ ॥ ૧૦૭ ॥ ]

अवतरण;—હવે કોઈપણ કલ્પે આવલિકાગત વિમાનોની ( તથા પુષ્પા૦ ) સંખ્યા પ્રાપ્ત કરવા करण દર્શાવે છે.

## पढमंतिमपयरावलि, विमाणमुहभूमि तस्समासद्धं ।
## पयरगुणमिट्ठकप्पे, सव्वग्गं पुप्फकिन्नियरे ॥ १०८ ॥

### સંસ્કૃત છાયા:—

**प्रथमान्तिमप्रतरावलीविमानानि मुखं भूमिः तत्समासार्द्धं ।**
**प्रतरगुणमिष्टकल्पे सर्वाग्रं पुष्पावकीर्णेतराणाम् ॥ १०८ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| पढमंतिम=પ્રથમ અને અંતિમ | अद्धं=અર્ધ |
| पयरावलि=પ્રતરની શ્રેણી | पयरगुणं=પ્રતરે ગુણુવા |
| मुह=મુખ | इट्ठकप्पे=ઇચ્છિત કલ્પે |
| भूमि=ભૂમિ | सव्वग्गं=સર્વ સરવાળો |
| तस्समास=તે બન્નેનો સરવાળો | पुप्फकिन्नियरे=પુષ્પાવકીર્ણો બાકીના |

ગાથાર્થ:—પ્હેલી પ્રતર શ્રેણીની વિમાન સંખ્યા તે મુખ કહેવાય અને અંતિમ પ્રતરોની વિમાનસંખ્યા તે તેની ભૂમિ કહેવાય, એ બન્ને સંખ્યાનો સરવાળો કરીને તેનું અર્ધ કરી નાંખવું પછી તેનો ઇચ્છિત કલ્પના પ્રતરોની સંખ્યા સાથે ગુણાકાર કરવો જેથી સર્વ આવલિકા ગત વિમાનસંખ્યા પ્રાપ્ત થશે અને બાકીની સંખ્યા તે ત્યાં પુષ્પાવકીર્ણ વિમાનોની જાણુવી. [ ૧૦૮ ]

**વિશેષાર્થ:**—આ ગાથા જે કરણ બતાવે છે તે ઇષ્ટ કલ્પાશ્રયી ઘટે છે તેમ ઉપલક્ષણથી સમગ્રનિકાયાશ્રયી તથા પ્રતિપ્રતરાશ્રયી પણ વિમાનસંખ્યા લાવવા ઘટી શકે છે. કારણ કે ‘ मुख ’ અને ‘ भूमि ’ સંજ્ઞા સંખ્યા પ્રતિકલ્પે તેમજ સમુચ્ચયે ( બાસઠ પ્રતરાશ્રયી ) પણ ઘટે છે કારણ કે કોઈ પણ પ્રકારનું વિમાનસંખ્યાત્વ નિકાયસ્થાન, પ્રતિકલ્પસ્થાન અને પ્રતિપ્રતરસ્થાન ત્રણે આશ્રયી ઘટી શકે છે. એથી અહીંઆ પ્રથમ ઉક્તકરણ ઉદાહરણ દ્વારા ઇષ્ટકલ્પાશ્રયી ઘટાવાય છે.

**इष्टकल्पविमानसंख्याप्राप्ति-उदाहरणम्**—જેમ સૌધર્મ-ઇશાનકલ્પગત પ્રથમ પ્રતરે ૨૪૯ વિમાન સંખ્યા તે, તે દેવલોકનું ‘ मुख ’ કહેવાય અને સૌધર્મ-ઇશાન દેવલોકના અંતિમ પ્રતરની ૨૦૧ વિમાન સંખ્યા તે ‘ भूमि ’ સંજ્ઞક કહેવાય છે. [ ૨૪૯+૨૦૧= ] બન્નેનો સરવાળો કરતાં ૪૫૦ ની સંખ્યા આવી, ઉક્ત કથન મુજબ તેનું અર્ધ કરતાં ૨૨૫ ની સંખ્યા અવશિષ્ટ રહી, તેને સૌધર્મ-ઇશાનના ( ૧૩ ) તેર પ્રતર સાથે ગુણીએ એટલે [ ૨૨૫×૧૩= ] ૨૯૨૫ ની આવલિકાગત વિમાનોની સંખ્યા સૌધર્મ-ઈશાનના તેરે પ્રતરની થઈને આવી, આ સંખ્યાને પૂર્વોક્ત સૌધર્મ-ઇશાનગત જે ૬૦ લાખની વિમાનસંખ્યા તેમાંથી બાદ કરતાં [૬૦૦૦૦૦,-૨૯૨૫=] ૫૯૯૭૦૭૫ વિમાન સંખ્યા પુષ્પાવકીર્ણોની પ્રથમ કલ્પયુગલે જાણવી.

એ પ્રમાણે આગળ સનત્કુમારાદિ કલ્પે પણ ઉક્ત કરણવડે ઇષ્ટ સંખ્યા પ્રાપ્ત થાય છે, તે ગ્રન્થ વિસ્તાર કારણે અત્રે ન જણાવતાં **यन्त्र** જોવા ભલામણ કરીએ છીએ.

॥ **इति इष्टकल्पविमानसंख्याकरणम्** ॥

## ॥ वैमानिकनिकायाश्रयी आवलिकागत तथा पुष्पावकीर्णविमान-संख्या यन्त्रम् ॥

| मुख संख्या | | भूमि संख्या | | समास संख्या | | अर्ध संख्या | | गुण्यप्र० संख्या | | आव०गत संख्या | पुष्पा० संख्या | | कुलविमान. संख्या |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૪૯ | + | ૨૦૧ | = | ૪૫૦ | − | ૨૨૫ | × | ૧૩ | = | ૨૯૨૫, | ૫૯૯૭૦૭૫ | = | ૬૦ લાખ* |
| ૧૯૭ | + | ૧૫૩ | = | ૩૫૦ | − | ૧૭૫ | × | ૧૨ | = | ૨૧૦૦, | ૧૯૯૭૯૦૦ | = | ૨૦ લાખ× |
| ૧૪૯ | + | ૧૨૯ | = | ૨૭૮ | − | ૧૩૯ | × | ૬ | = | ૮૩૪, | ૩૯૯૧૬૬ | = | ૪૦૦૦૦૦ |
| ૧૨૫ | + | ૧૦૯ | = | ૨૩૪ | − | ૧૧૭ | × | ૫ | = | ૫૮૫, | ૪૯૪૧૫ | = | ૫૦૦૦૦ |

* બંનેની ભેગી. × બંને કલ્પની.

| मुख संख्या | भूमि संख्या | समास संख्या | अर्ध संख्या | प्रतर संख्या | आव०गत संख्या | पुष्पा० संख्या | निकायकुल संख्या |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦૫ + | ૯૩ = | ૧૯૮ − | ૯૯ × | ૪ = | ૩૯૬, | ૩૯૬૦૪ = | ૪૦૦૦૦ |
| ૮૯ + | ૭૭ = | ૧૬૬ − | ૮૩ × | ૪ = | ૩૩૨, | ૫૬૬૮ = | ૬૦૦૦ |
| ૭૩ + | ૬૧ = | ૧૩૪ − | ૬૭ × | ૪ = | ૨૬૮, | ૧૩૨ = | ૪૦૦ |
| ૫૭ + | ૪૫ = | ૧૦૨ − | ૫૧ × | ૪ = | ૨૦૪, | ૯૬ = | ૩૦૦ |
| ૪૧ + | ૩૩ = | ૭૪ − | ૩૭ × | ૩ = | ૧૧૧, | ૩૦ = | ૧૧૧ |
| ૨૯ + | ૨૧ = | ૫૦ − | ૨૫ × | ૩ = | ૭૫, | ૩૨ = | ૧૦૭ |
| ૧૭ + | ૯ = | ૨૬ − | ૧૩ × | ૩ = | ૩૯, | ૬૧ = | ૧૦૦ |
| ૫ + | ૦ = | ૦ − | ૦ × | ૧(૦)= | ૫, | નથી ૦ = | ૫ |
| समग्रनिका० | नि०श्रयी | नि० | नि०आश्रयी | नि० | नि०आश्रयी | नि०आश्रयी | समग्र वै० |
| ૨૪૯ | ૫ | ૨૫૪ | ૧૨૭ | ૬૨ | ૭૮૮૪ | ૮૪૮૯૧૪૯ | ૮૪૯૭૦૨૩ |

જે દેવલોકે મુખ સંખ્યા કાઢવી હોય, તે દેવલોકની નીચેના સમગ્ર દેવલોકાવર્તી કુલ જેટલી પ્રતર સંખ્યા પ્રાપ્ત થતી હોય તે સર્વ સંખ્યાને ચારે[4] ગુણી જે સંખ્યા પ્રાપ્ત થાય તેને પ્રથમ પ્રતરની ૨૪૯ **મુખ** સંખ્યામાંથી બાદ કરતાં જે સંખ્યા અવશેષ રહે તે સંખ્યા તે તે દેવલોકની **મુખ** સંખ્યા કહેવાય.

### वैमानिकनिकाये मुखसंख्या[5]

સૌધર્મ-ઇશાન યુગલે પ્રથમ પ્રતરે
મુખ સંખ્યા ૨૪૯ છે

પ્ર૦સં૦

સનત્કુ૦ માહેન્દ્ર યુ૦-૧૩×૪= ૫૨-૨૪૯
૫૨
૧૯૭મુ૦સં૦

એ પ્રમાણે જે દેવલોકે **ભૂમિ** સંખ્યા કાઢવી હોય તે એકજ દેવલોકે જે પ્રતર સંખ્યા હોય તેમાંથી એક ઉણી કરતાં જે સંખ્યા રહે તેને ચારે ગુણવા, એમ કરતાં જે સંખ્યા આવે તે સંખ્યા તે દેવલોકની **મુખ** સંખ્યામાંથી બાદ કરી નાંખવી એટલે તે કલ્પે **ભૂમિ** સંખ્યા પ્રાપ્ત થાય.

### वैमानिकनिकाये भूमिसंख्या[6]

પ્ર૦સં૦

સૌધર્મ ઇશાને-૧૩-૧=૧૨×૪=૪૮-૨૪૯મૂ૦
૪૮
૨૦૧મૂ૦

સનત્કુ૦ માહેન્દ્રે-૧૨-૧=૧૧×૪=૪૪-૧૯૭
૪૪
૫૩ ,,

---

૩ ત્રેપન ચોપન-પંચાવન અને છપ્પન આ ચાર પ્રતરે પુષ્પાવકીર્ણવિમાનો નથી.

૪ उ-सगपयरा रुवूणा, चउगुणिया सोहिया य मूलं। अंतरस्थमुहसेसं, इच्छियकप्पस्स सा भूमि ॥१॥

५ दुन्निसय अउणपन्ना, सत्ताणउयं सयं च बोद्धव्वं। अउणापन्नं च सयं, सयमेगं पन्नवीसं च ॥२॥ पंचुत्तरसयमेगं, अउणाणउइ अट्ठोइ बोद्धव्वा। तेवत्तरि सगवन्ना, इयालीसा य हिट्ठिमए ॥३॥

६ एगाहिय दुन्निसया, तेवन्नसयं सयं च उणतीसं। तत्तो नवाहिय सयं, तिनवइ सत्तत्तरी चेव ॥१॥ एगट्ठी पणयाला, तित्तीसा इक्कवीस नवं चेव। कप्पेसु पत्थडाणं, भूमीओ हुंति नायव्वा ॥२॥

બ્રહ્મકલ્પે પહોંચતાં-૨૫×૪=૧૦૦-૨૪૯
૧૦૦
૧૪૯ ,,

લાંતકકલ્પે ,, -૩૧×૪=૧૨૪-૨૪૯
૧૨૪
૧૨૫ ,,

શુક્રકલ્પે ,, -૩૬×૪=૧૪૪-૨૪૯
૧૪૪
૧૦૫ ,,

સહસ્રારકલ્પે ,, -૪૦×૪=૧૬૦-૨૪૯
૧૬૦
૦૮૯ ,,

આનત-પ્રાણતે ,, -૪૪×૪=૧૭૬-૨૪૯
૧૭૬
૦૭૩ ,,

આરણ-અચ્યુતે ,, -૪૮×૪=૧૯૨-૨૪૯
૧૯૨
૦૫૭ ,,

અધસ્તન ગ્રૈ૦ ત્રિકે ,, -૫૨×૪=૨૦૮-૨૪૯
૨૦૮
૦૪૧ ,,

મધ્યમ ગ્રૈ૦ ત્રિકે ,, -૫૫×૪=૨૨૦-૨૪૯
૨૨૦
૦૨૯ ,,

ઉપરિતન ગ્રૈ૦ ત્રિકે ,, -૫૮×૪=૨૩૨-૨૪૯
૨૩૨
૦૧૭ ,,

અનુત્તરકલ્પે[૩] ,, -૬૧×૪=૨૪૪-૨૪૯
૨૪૪
૦૦૫ ,,

બ્રહ્મદેવલોકે - ૬-૧= ૫×૪=૨૦-૧૪૯
૨૦
૧૨૯ ,,

લાંતક કલ્પે - ૫-૧= ૪×૪=૧૬-૧૨૫
૧૬
૧૦૯ ,,

શુક્ર કલ્પે - ૪-૧= ૩×૪=૧૨-૧૦૫
૧૨
૯૩ ,,

સહસ્રાર કલ્પે - ૪-૧= ૩×૪=૧૨- ૮૯
૧૨
૭૭ ,,

આ૦ પ્રાણતે ,, - ૪-૧= ૩×૪=૧૨- ૭૩
૧૨
૬૧ ,,

આ૦ અચ્યુતે ,, - ૪-૧= ૩×૪=૧૨-૫૭
૧૨
૪૫ ,,

અ૦ ગ્રૈ૦ ત્રિકે ,, - ૩-૧= ૨×૪= ૮-૪૧
૮
૩૩ ,,

મ૦ ગ્રૈ૦ ત્રિકે ,, - ૩-૧= ૨×૪= ૮-૨૯
૮
૨૧ ,,

ઉ૦ ગ્રૈ૦ ત્રિકે ,, - ૩-૧= ૨×૪= ૮-૧૭
૮
૯ ,,

અનુત્તરે પ્રતર સંખ્યા એકજ[૨] હોવાથી ભૂમિ સંભવ નહિ.

## ૨ समग्रनिकायाश्रयी विमान संख्याप्राप्तिरीति—

હવે સમગ્ર નિકાય સ્થાનાશ્રયી સમુચ્ચયે બન્ને પ્રકારના વિમાનોની સંખ્યાને પ્રાપ્ત કરવા બે રીતો જણાવાય છે તેમાં પ્રથમ ઉક્ત ગાથાનુસારે બતલાવાય છે.

સકલ વૈમાનિકનિકાયાશ્રયી ( અથવા ૬૨ પ્રતરની અપેક્ષાએ ) પ્રથમ પ્રતર સંખ્યાને 'મુખ' સંજ્ઞક સમજવી, તે મુખ સંખ્યા પ્રથમ પ્રતરે ૨૪૯ ની છે, અને

સમગ્ર નિકાયાશ્રયી 'ભૂમિ' સંખ્યા (અંતિમ પ્રતરની) પાંચ છે, કારણ કે મુખમાં આદિ પ્રતર સંખ્યાનું અને ભૂમિમાં અંતિમ પ્રતર સંખ્યાનું ગ્રહણ હોય છે. તેથી મુખ અને અંતિમપ્રતરવર્ત્તિ ભૂમિ સંખ્યાનો સમાસ કરતાં (૨૪૯+૫=) ૨૫૪ ની સંખ્યા આવે, તેનું અર્ધ કરતાં ૧૨૭ ની સંખ્યા આવી. બાસઠે પ્રતરની કુલ સંખ્યા લાવવાની હોવાથી ૧૨૭×૬૨=૭૮૮૪ ની સંખ્યા આવલીકાગત વિમાનની વૈમાનિક નિકાયે આવે. **इति समग्रनिकाये प्रथमोपायः ।**

બીજી રીતે અનુત્તરકલ્પના (૬૨ મા) પ્રતરે ચારે બાજુ એક એક વિમાન છે તે પ્રતરથી માંડીને ચારે દિશાવર્તી એક એકની વૃદ્ધિવડે એક એક પ્રતિ પ્રતરે વધારતાં સૌધર્મકલ્પના અંતિમ (૬૨ મા) પ્રતર સુધી પ્હોંચવું (અથવા ૬૨ પ્રતરે એક જ દિશાવર્ત્તિ વિમાનસંખ્યાનો સરવાળો કાઢવો) અર્થાત્ ૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૧૭-૧૮-૧૯-૨૦-૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦-૩૧-૩૨-૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૩૯-૪૦-૪૧-૪૨-૪૩-૪૪-૪૫-૪૬-૪૭-૪૮-૪૯-૫૦-૫૧-૫૨-૫૩-૫૪-૫૫-૫૬-૫૭-૫૮-૫૯-૬૦-૬૧-૬૨. આ બધી સંખ્યાની સંકલનાનો કુલ સરવાળો ૧૯૫૩ નો આવશે, ચારે દિશાગત પંક્તિઓ રહેલી છે અને તેથી ચારે બાજુ સંકલના કરવાની હોવાથી ૧૯૫૩ ×૪=૭૮૫૨ ની કુલ પંક્તિગત વિમાન સંખ્યા આવી. એમાં બાસઠે પ્રતરના મધ્યવર્તી ૬૨ ઈન્દ્રક વિમાનો ભેળવતાં ૭૮૮૪ ની આવલિકાપ્રવિષ્ટ વિમાનસંખ્યા આવે, બાકીની ૮૪૮૯૧૪૯ સંખ્યા પુષ્પાવકીર્ણની આવે, બન્ને સંખ્યાને એકત્ર કરતાં ૮૪૯૭૦૨૩ ની કુલ વિમાન સંખ્યા આવે. **इति समग्रनिकाय विमान संख्याप्रमाणम् ।**

## ३ प्रतिप्रतरविमानसंख्याप्रमाणम्ः—

હવે ત્રીજી રીતે પ્રતિપ્રતરસ્થાનાશ્રયી વિમાનસંખ્યા જાણવી હોય તો ઇષ્ટપ્રતરની એક જ દિશાવર્તી વિમાન સંખ્યાને ચારે ગુણી જે સંખ્યા પ્રાપ્ત થાય તેમાં સ્વસ્થાનવર્તી ઇન્દ્ર વિમાન પ્રક્ષેપી દેવું જેથી ઇષ્ટ પ્રતરે આવલીકાગતવિમાન સંખ્યા પ્રાપ્ત થશે.

પ્રતિપ્રતરાશ્રયી પુષ્પાવકીર્ણ વિમાન જાણવાનું કારણ કે તેની સંખ્યા વર્તમાનમાં ઉપલબ્ધ જણાતી નથી.

अवतरण;—પૂર્વે આવલીકાગત સંખ્યા ત્રણ પ્રકારે અને પુષ્પાવકીર્ણની પ્રાપ્ત થતી બે બે સ્થાનની સંખ્યા જણાવી. હવે એજ પ્રમાણે ઇષ્ટ પ્રતરે ઇષ્ટ કલ્પે ત્રિકોણ, ચોખૂણ અને વૃત્ત સંખ્યા જાણવાનું કરણ ગ્રન્થકાર કહે છે, ત્યાં સમગ્રનિકાયાશ્રયી, ત્રિકોણાદિ સંખ્યાનો ઉપાય છે કે નહિ તે ઉપરથી કહેવાશે.

इगदिसिपंतिविमाणा, तिविभत्ता तंस चउरंसा वट्टा ।
तंसेसु सेसमेगं, खिवसेस दुगस्स इक्किक्कं ॥ १०९॥

तंसेसु चउरंसेसु य, तो रासि तिगंपि चउगुणं काउ ।
वट्टेसु इंदयं खिव, पयरधणं मीलियं कप्पे ॥ ११० ॥

સંસ્કૃત છાયાઃ—

एकदिशि पङ्क्तिविमानानि, त्रिविभक्तानि त्र्यस्रचतुरस्राणि वृत्तानि ।
त्र्यस्रेषु शेषमेकं क्षिप शेषद्विकस्य एकैकम् ॥ १०९ ॥

त्र्यस्रेषु चतुरस्रेषु च ततो राशित्रिकमपि चतुर्गुणं कृत्वा ।
वृत्तेषु इन्द्रकं क्षिप प्रतरघनं मीलितं कल्पे ॥ ११० ॥

શબ્દાર્થઃ—

इगदिसिपंतिविमाणा=એક દિશાગત પંક્તિ વિમાનોને.
तिविभत्ता=ત્રણ ભાગે વ્હેંચતાં
तंसेसु=ત્રિકોણમાં
सेसमेगं=શેષ એક
खिव=ક્ષેપવવું
दुगस्स=દ્વિક શેષનું
इक्किक्कं=એક એક
तो=તેથી
रासितिगंपि=રાશી ત્રણને પણ
चउगुणं काउं=ચાર ગુણી કરીને
वट्टेसु=વૃત્ત વિમાનમાં
इंदयं खिव=ઈંદ્રક ક્ષેપવવું
पयरघणं=પ્રતરઘન
मीलियं=મેળવવાથી
कप्पे=કલ્પમાં

ગાથાર્થઃ—કોઈ પણ એક દિશાગત પંક્તિ વિમાનો ત્રિભાગે સરખા વ્હેંચી નાંખવા, વ્હેંચતાં જો એક સંખ્યા શેષ રહે તો તેને વ્હેંચતાં આવેલી સમાન ત્રિકોણ સંખ્યામાં ઉમેરવી, પણ જો બે સંખ્યા શેષ રહે તો એક ત્રિકોણમાં અને એક ચોખુણમાં ઉમેરી દેવી પછી તે પ્રત્યેક રાશિને ચારે ગુણી નાંખવી, વૃત્ત રાશિ જે આવે તેમાં ઇન્દ્રકને ક્ષેપવવું કારણ કે તે વૃત્ત છે. ઇષ્ટ પ્રતર સંખ્યા આવશે, અને તે તે કલ્પના યથાયોગ્ય પ્રતરનો ભિન્ન ભિન્ન સંખ્યાને એકત્ર મેળવવાથી ઇષ્ટકલ્પે ત્રિકોણાદિ વિમાન સંખ્યા આવશે. [ ॥ ૧૦૯-૧૧૦ ॥ ]

વિશેષાર્થઃ—પૂર્વ ગાથામાં જેમ ત્રણ રીતે આવલીકાની સંખ્યાનો ઉપાય બતલાવ્યો હતો તેમ અહિં પણ ત્રણ પ્રકારે એટલે ઇષ્ટ પ્રતરે-ઈષ્ટકલ્પે અને સમગ્ર

નિકાયાશ્રયી ઉપાય બતલાવવાનો છે તેમાં ઈષ્ટકલ્પ અને ઈષ્ટપ્રતરનો ઉપાય ગાથાર્થદ્વારા કહેવાશે અને ઉપલક્ષણથી સમગ્ર નિકાયાશ્રયીનો ખુલાસો આગળ કહેવાશે. અહીં પ્રથમ ઈષ્ટ પ્રતરાશ્રયી ત્રિકોણ-ચોખૂણ અને વૃત્ત સંખ્યા જાણવાનો ઉપાય કહેવાય છે.

## १ प्रत्येक प्रतरे त्रिकोणादि विमानसंख्याप्रमाणोपायः—

સૌધર્મ ઇશાન કલ્પના પ્રથમપ્રતરે ૬૨ વિમાનની આવલિકા છે, તેને ત્રણ વિભાગે કરતાં ૨૦ ત્રિકોણ, ૨૦ ચોખુણ અને ૨૦ વૃત્ત આવે, એમ કરતાં બે સંખ્યા શેષ રહી તેમાંથી એક સંખ્યા ત્રિકોણમાં ઉમેરી અને એક ચોખુણમાં ઉમેરી જેથી ૨૧ ત્રિ૦ ૨૧ ચો૦ ૨૦ વૃત્ત, ચારે બાજુની સંખ્યા લાવવાની હોવાથી પ્રત્યેક સંખ્યાને ચારે ગુણતાં ( ૨૧×૪= ) ૮૪ ત્રિ૦ ( ૨૧×૪= ) ૮૪૦ ચોખુણ અને ( ૨૦×૪= ) ૮૦ વૃત્તની સંખ્યા આવે પછી વૃત્તની ૮૦ સંખ્યામાં ગાથાના નિયમ પ્રમાણે ઇન્દ્રક એક સંખ્યક વિમાન ઉમેરી દેવું જેથી ૮૧ વૃત્ત સંખ્યા આવી.

પ્રતરઘન પ્રાપ્ત કરવા માટે ત્રણે સંખ્યાને મેળવવાથી (૮૪+૮૪+૮૧) ૨૪૯ ની આવલીકાગત વિમાન સંખ્યા ( પ્રતરઘન ) સૌધર્મ-ઈશાન યુગલના પ્રથમ પ્રતરની પણ આવી શકશે.

એ પ્રમાણે દરેક પ્રતરે આવલીકાગત સંખ્યા પણ સ્હેજે પ્રાપ્ત થશે. એ પ્રમાણે સર્વ પ્રતરે ત્રિકોણાદિ સંખ્યા પાઠકોએ સ્વયં કાઢી લેવી. અત્ર સુગમતા માટે યન્ત્ર આપીએ છીએ.

આ યન્ત્રદ્વારા પાઠકો ઇષ્ટ-પ્રત્યેક પ્રતરવર્તી તથા પ્રત્યેકકલ્પવર્તી ત્રિકોણ ચોખૂણ અને વૃત્તની ભિન્ન ભિન્ન સંખ્યા જાણી શકશે. [ તેમજ વળી પ્રસંગોપાત બતાવેલી પ્રતિ પ્રતરગત અને પ્રતિ કલ્પગત આવલીક વિમાન સંખ્યા પણ જોઈ શકશે. ]

હવે શેષ રહી સમગ્ર નિકાયાશ્રયી ત્રિકોણ, ચોખૂણ અને વૃત્તની પૃથક્ પૃથક્ સંખ્યા તેમજ સમગ્ર નિકાયશ્રયી આવલીક વિમાન સંખ્યા તે ૩૨૮ મા પાનાના યન્ત્ર જોવાથી મલશે.

## ॥ प्रत्येक प्रतरे आवलिकागत–त्रिकोणादिविमानसंख्यायन्त्रकम् ॥

१ सौधर्म – ईशान २ युगले

| प्रतर | पं० सं० | वृ० सं० | त्रि० सं० | चो० सं० | सर्व सं० | प्रतर सं० |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૬૨ | ૮૪ | ૮૪ | ૮૧ | ૨૪૯ | ૧ |
| ૨ | ૬૧ | ૮૪ | ૮૦ | ૮૧ | ૨૪૫ | ૨ |
| ૩ | ૬૦ | ૮૦ | ૮૦ | ૮૧ | ૨૪૧ | ૩ |
| ૪ | ૫૯ | ૮૦ | ૮૦ | ૭૭ | ૨૩૭ | ૪ |
| ૫ | ૫૮ | ૮૦ | ૭૬ | ૭૭ | ૨૩૩ | ૫ |
| ૬ | ૫૭ | ૭૬ | ૭૬ | ૭૭ | ૨૨૯ | ૬ |
| ૭ | ૫૬ | ૭૬ | ૭૬ | ૭૩ | ૨૨૫ | ૭ |
| ૮ | ૫૫ | ૭૬ | ૭૨ | ૭૩ | ૨૨૧ | ૮ |
| ૯ | ૫૪ | ૭૨ | ૭૨ | ૭૩ | ૨૧૭ | ૯ |
| ૧૦ | ૫૩ | ૭૨ | ૭૨ | ૬૯ | ૨૧૩ | ૧૦ |
| ૧૧ | ૫૨ | ૭૨ | ૬૮ | ૬૯ | ૨૦૯ | ૧૧ |
| ૧૨ | ૫૧ | ૬૮ | ૬૮ | ૬૯ | ૨૦૫ | ૧૨ |
| ૧૩ | ૫૦ | ૬૮ | ૬૮ | ૬૫ | ૨૦૧ | ૧૩ |
| कुल सं० | ૭૨૮*૯૮૮–૯૭૨–૯૬૫– ૨૯૨૫ | | | | | |

એક જ દિશાવર્તી તેરે પ્રતરની તેરે પંક્તિની ૭૨૮ ની કુલ સંખ્યાને ચારે પંક્તિની સંખ્યા લાવવાને ચારે ગુણતાં ૨૯૧૨ ની આવ૦ વિ૦ સંખ્યા પ્રથમ યુગલે આવે તેમાં તેરે પ્રતરના ૧૨ ઇન્દ્રક ઉમેરતાં ૨૯૨૫ થાય.

—माहेन्द्र युगले ४—

| प्रतर | पं० सं० | वृ० सं० | त्रि० सं० | चो० सं० | सर्व सं० | प्रतर सं० |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૪૯ | ૬૮ | ૬૪ | ૬૫ | ૧૯૭ | ૧૪ |
| ૨ | ૪૮ | ૬૪ | ૬૪ | ૬૫ | ૧૯૩ | ૧૫ |
| ૩ | ૪૭ | ૬૪ | ૬૪ | ૬૧ | ૧૮૯ | ૧૬ |
| ૪ | ૪૬ | ૬૪ | ૬૦ | ૬૧ | ૧૮૫ | ૧૭ |
| ૫ | ૪૫ | ૬૦ | ૬૦ | ૬૧ | ૧૮૧ | ૧૮ |
| ૬ | ૪૪ | ૬૦ | ૬૦ | ૫૭ | ૧૭૭ | ૧૯ |
| ૭ | ૪૩ | ૬૦ | ૫૬ | ૫૭ | ૧૭૩ | ૨૦ |
| ૮ | ૪૨ | ૫૬ | ૫૬ | ૫૭ | ૧૬૯ | ૨૧ |
| ૯ | ૪૧ | ૫૬ | ૫૬ | ૫૩ | ૧૬૫ | ૨૨ |

૬ લાંતક કલ્પે

| प्र० | पं० सं० | वृ० सं० | त्रि० सं० | चो० सं० | सर्व सं० | प्रतर सं० |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૩૧ | ૪૪ | ૪૦ | ૪૧ | ૧૨૫ | ૩૨ |
| ૨ | ૩૦ | ૪૦ | ૪૦ | ૪૧ | ૧૨૧ | ૩૩ |
| ૩ | ૨૯ | ૪૦ | ૪૦ | ૩૭ | ૧૧૭ | ૩૪ |
| ૪ | ૨૮ | ૪૦ | ૩૬ | ૩૭ | ૧૧૩ | ૩૫ |
| ૫ | ૨૭ | ૩૬ | ૩૬ | ૩૭ | ૧૦૯ | ૩૬ |
| कुल | ૧૪૫*૨૦૦–૧૯૨–૧૯૩ – ૫૮૫ | | | | | |

૧૪૫ ની સંખ્યાને ચારે ગુણી ૫ મેળવતાં ૫૮૫

૭ મહાશુક્ર કલ્પે

| प्र० | पं० सं० | वृ० सं० | त्रि० सं० | चो० सं० | सर्व सं० | प्रतर सं० |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨૬ | ૩૬ | ૩૬ | ૩૩ | ૧૦૫ | ૩૭ |
| ૨ | ૨૫ | ૩૬ | ૩૨ | ૩૩ | ૧૦૧ | ૩૮ |
| ૩ | ૨૪ | ૩૨ | ૩૨ | ૩૩ | ૯૭ | ૩૯ |
| ૪ | ૨૩ | ૩૨ | ૩૨ | ૨૯ | ૯૩ | ૪૦ |
| कुल | ૯૮ *૧૩૬–૧૩૨–૧૨૮ – ૩૯૬ | | | | | |

૯૮ની કુલ સંખ્યાને ચારે ગુણી ૪ ઇં. ઉમેરતાં ૩૯૬

૮ સહસ્રાર કલ્પે

| प्र० | पं० सं० | वृ० सं० | त्रि० सं० | चो० सं० | सर्व सं० | प्रतर सं० |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨૨ | ૩૨ | ૨૮ | ૨૯ | ૮૯ | ૪૧ |
| ૨ | ૨૧ | ૨૮ | ૨૮ | ૨૯ | ૮૫ | ૪૨ |
| ૩ | ૨૦ | ૨૮ | ૨૮ | ૨૫ | ૮૧ | ૪૩ |
| ૪ | ૧૯ | ૨૮ | ૨૪ | ૨૫ | ૭૭ | ૪૪ |
| कुल | ૮૨ *૧૧૬–૧૦૮–૧૦૮ – ૩૩૨ | | | | | |

૮૨ની સંખ્યાને ચારે ગુણી ૪ ઉમેરતાં ૩૩૨ સંખ્યા

૯–૧૦ આનત પ્રાણત કલ્પે

| प्र० | पं० सं० | वृ० सं० | त्रि० सं० | चो० सं० | सर्व सं० | प्रतर सं० |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૮ | ૨૪ | ૨૪ | ૨૫ | ૭૩ | ૪૫ |
| ૨ | ૧૭ | ૨૪ | ૨૪ | ૨૧ | ૬૯ | ૪૬ |
| ૩ | ૧૬ | ૨૪ | ૨૦ | ૨૧ | ૬૫ | ૪૭ |
| ૪ | ૧૫ | ૨૦ | ૨૦ | ૨૧ | ૬૧ | ૪૮ |
| कुल | ૬૬ * ૯૨ – ૯૮ – ૯૮ – ૨૬૮ | | | | | |

૬૬ ને ચારે ગુણી ૪ ઇ૦ ઉમેરતાં ૨૬૮ આવે.

૩-સનત્કુમાર

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૪૦ | ૫૬ | ૫૨ | ૫૩ | ૧૬૧ | ૨૩ |
| ૧૧ | ૩૯ | ૫૨ | ૫૨ | ૫૩ | ૧૫૭ | ૨૪ |
| ૧૨ | ૩૮ | ૫૨ | ૫૨ | ૪૯ | ૧૫૩ | ૨૫ |
| કુલ | ૫૨૨*૭૧૨-૬૯૬-૬૯૨-૨૧૦૦ | | | | | |

બારે પ્રતરની એક જ દિશાવર્તી ૫૨૨ ની કુલ સંખ્યાને ચારે ગુણતાં ૧૨ ઇન્દ્રક ભેળવતાં ૨૧૦૦ ની આવ૦ પ્રવિષ્ટ સંખ્યા આવે.

૧૧-૧૨ આરણ-અચ્યુતે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૪ | ૨૦ | ૨૦ | ૧૭ | ૫૭ | ૪૯ |
| ૨ | ૧૩ | ૨૦ | ૧૬ | ૧૭ | ૫૩ | ૫૦ |
| ૩ | ૧૨ | ૧૬ | ૧૬ | ૧૭ | ૪૯ | ૫૧ |
| ૪ | ૧૧ | ૧૬ | ૧૬ | ૧૩ | ૪૫ | ૫૨ |
| કુલ | ૫૦ * ૭૨ - ૬૮ - ૬૪ - ૨૦૪ | | | | | |

૫૦ ને ચારે ગુણી ૪ ઇન્દ્રક ઉમેરતાં ૨૦૪ આવે.

૫-બ્રહ્મ કલ્પે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૩૭ | ૫૨ | ૪૮ | ૪૯ | ૧૪૯ | ૨૬ |
| ૨ | ૩૬ | ૪૮ | ૪૮ | ૪૯ | ૧૪૫ | ૨૭ |
| ૩ | ૩૫ | ૪૮ | ૪૮ | ૪૫ | ૧૪૧ | ૨૮ |
| ૪ | ૩૪ | ૪૮ | ૪૪ | ૪૫ | ૧૩૭ | ૨૯ |
| ૫ | ૩૩ | ૪૪ | ૪૪ | ૪૫ | ૧૩૩ | ૩૦ |
| ૬ | ૩૨ | ૪૪ | ૪૪ | ૪૧ | ૧૨૯ | ૩૧ |
| કુલ | ૨૦૭*૨૮૪-૨૭૬-૨૭૪-૮૩૪ | | | | | |

કુલ ૨૦૭ ને ચારે ગુણી ૬ ઇન્દ્રક ભેળવતાં ૮૩૪ કુલ થાય.

૯-નવ ગ્રૈવેયક કલ્પે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૧૦ | ૧૬ | ૧૨ | ૧૩ | ૪૧ | ૫૩ |
| ૨ | ૯ | ૧૨ | ૧૨ | ૧૩ | ૩૭ | ૫૪ |
| ૩ | ૮ | ૧૨ | ૧૨ | ૯ | ૩૩ | ૫૫ |
| ૪ | ૭ | ૧૨ | ૮ | ૯ | ૨૯ | ૫૬ |
| ૫ | ૬ | ૮ | ૮ | ૯ | ૨૫ | ૫૭ |
| ૬ | ૫ | ૮ | ૮ | ૫ | ૨૧ | ૫૮ |
| ૭ | ૪ | ૮ | ૪ | ૫ | ૧૭ | ૫૯ |
| ૮ | ૩ | ૪ | ૪ | ૫ | ૧૩ | ૬૦ |
| ૯ | ૨ | ૪ | ૪ | ૧ | ૯ | ૬૧ |
| કુલ | ૫૪ * ૮૪ - ૭૨ - ૬૯ - ૨૨૫ | | | | | |

૫૪ ની કુલ સંખ્યાને ચારે ગુણી ૯ ઇન્દ્રક ઉમેરતાં ૨૨૫ આવે.

અનુત્તર કલ્પે

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૪ | ૦ | ૧ ૪૦ | ૫ | ૬૨ |
| કુલ | ૫ * ૪ -૦ -૧ - ૫ | | | | | |

એક જ દિશાના એકને ચારે ગુણી ૧ ઇન્દ્રક ભેળવતાં પાંચ થાય. **इति इष्ट प्रतरसंख्या.**

તા. ક.-પ્રત્યેક પ્રતરે પુષ્પાવકીર્ણ વિમાન સંખ્યા જાણવાનું કરણ ગ્રન્થકારે બતલાવ્યું નથી કારણ કે વર્તમાનમાં ઉપલબ્ધ જોવાતું નથી.

## ૨. इष्टप्रतरे त्रिकोणादि संख्योपाया—

હવે અત્ર ગાથાનુસાર પ્રત્યેક કલ્પસ્થાનાશ્રયી ત્રિકોણાદિ વિમાન સંખ્યા જાણવાનો ઉપાય કહીએ છીએ.

સૌધર્મ-ઇશાન યુગલના તેરે પ્રતરમધ્યે પ્રત્યેક પ્રતરે એક જ દિશાવર્તી રહેલ તે તે વિમાન સંખ્યાને ત્રિભાગે વ્હેંચી નાંખવી જેથી:—

| | ત્રિકોણ | ચો. | વૃત્ત | શેષ. |
|---|---|---|---|---|
| પ્રથમ પ્રતરે ૬૨ વિમાન છે જેથી | ૨૦ | ૨૦ | ૨૦ | ૨ |
| બીજા પ્રતરે ૬૧ ,, ,, ,, | ૨૦ | ૨૦ | ૨૦ | ૧ |
| ત્રીજા ,, ૬૦ ,, ,, ,, | ૨૦ | ૨૦ | ૨૦ | ૦ |
| ચોથા ,, ૫૯ ,, ,, ,, | ૧૯ | ૧૯ | ૧૯ | ૨ |
| પાંચમા ,, ૫૮ ,, ,, ,, | ૧૯ | ૧૯ | ૧૯ | ૧ |
| છઠ્ઠા ,, ૫૭ ,, ,, ,, | ૧૯ | ૧૯ | ૧૯ | ૦ |
| સાતમા ,, ૫૬ ,, ,, ,, | ૧૮ | ૧૮ | ૧૮ | ૨ |
| આઠમા ,, ૫૫ ,, ,, ,, | ૧૮ | ૧૮ | ૧૮ | ૧ |
| નવમા ,, ૫૪ ,, ,, ,, | ૧૮ | ૧૮ | ૧૮ | ૦ |
| દસમા ,, ૫૩ ,, ,, ,, | ૧૭ | ૧૭ | ૧૭ | ૨ |
| અગી૦ ,, ૫૨ ,, ,, ,, | ૧૭ | ૧૭ | ૧૭ | ૧ |
| બારમા ,, ૫૧ ,, ,, ,, | ૧૭ | ૧૭ | ૧૭ | ૦ |
| તેરમા ,, ૫૦ ,, ,, ,, | ૧૬ | ૧૬ | ૧૬ | ૨ |

અત્ર ૨ શેષ રહે એવી સંખ્યા પાંચવાર છે જેથી કુલ ૧૦ સંખ્યા થઇ છે તે-માંથી ઉક્ત કથન મુજબ ૫ ત્રિકોણુમાં અને ૫, ચોખુણુમાં ગઇ એક શેષ ચારવાર છે તે ત્રિકોણુમાં જ જાય એથી (૫+૪) ૯ ત્રિકોણુમાં અને પાંચ ચોખુણુમાં અને ઇન્દ્રક સં૦ વૃત્તમાં ઉમેરી.

| ત્રિ૦ | ચો૦ | વૃત્ત | શેષ |
|---|---|---|---|
| ૨૩૮ — | ૨૩૮ — | ૨૩૮ | ૧૪ |
| +૯ — | +૫ — | +૦ | |
| ૨૪૭ — | ૨૪૩ — | ૨૩૮ | |
| ×૪ — | ×૪ — | ×૪ | |
| ૯૮૮ — | ૯૭૨ — | ૯૫૨ | |
| ત્રિ૦ | ચો૦ | +૧૩ ઇન્દ્રકો | |

इति सौधर्मे करणोपायः । ૯૬૫ वृत्त

એ મુજબ અન્ય પ્રત્યેક કલ્પે કરતાં ઇષ્ટ[૭] સંખ્યા પ્રાપ્ત થશે. જે સંખ્યા યન્ત્રમાં આપીએ છીએ.

इति इष्टकल्पे त्रिकोणादि विमानसंख्योपायः ।

## ३. समग्रनिकाये त्रिकोणादि संख्या—

સમગ્ર નિકાયાશ્રયી ત્રિકોણાદિ સંખ્યા લાવવાનું પ્રબલ કરણુ ધ્યાનમાં ન આવવાથી જણાવ્યું પણુ નથી. સામાન્યથી પ્રત્યેકકલ્પની સંખ્યાઓનો સરવાળો

૭ અહીંઆ કલ્પયુગલોને વિષે બીજી રીતે વૃત્તની ત્રણુ આવલિકા અને ત્રિકોણુ ચો-ખૂણુની બબ્બે આવલિકા ગણી એક જ દિશાવર્તી વૃત્તની કુલ સંખ્યાને ત્રણુ આવલિકાએ ગુણી તે કલ્પવર્તી ઇન્દ્રક સંખ્યા ભેળવતાં કુલ વૃત્ત સંખ્યા દક્ષિણેન્દ્રની આવે છે વલી એક જ દિશાવર્તી ત્રિકોણુ-ચોખૂણુ વિમાન સંખ્યાને બે બે આવલિક પંક્તિઓએ ગુણુતાં ઇષ્ટ સંખ્યા પ્રાપ્ત થશે.

## ॥ प्रतिकल्पे त्रिकोणादिविमानसंख्यायन्त्रकम् ॥

| कल्पनाम | त्रिकोण सं० | चोखुण सं० | वृत्त सं० | कुल आ० सं० | पुष्पा सं० | सर्व संख्या |
|---|---|---|---|---|---|---|
| ૧ સૌધર્મકલ્પે | ૪૯૪ | ૪૮૬ | ૭૨૭ | ૧૭૦૭ | ૩૧૯૮૨૯૩ | ૩૨૦૦૦૦૦ |
| ૨ ઇશાનકલ્પે | ૪૯૪ | ૪૮૬ | ૨૩૮ | ૧૨૧૮ | ૨૭૯૮૭૮૨ | ૨૮૦૦૦૦૦ |
| બન્નેના મળીને | ૯૮૮ | ૯૭૨ | ૯૬૫ | ૨૯૨૫ | ૫૯૯૭૦૭૫ | ૬૦૦૦૦૦૦ |
| ૩ સનત્કુમાર૦ | ૩૫૬ | ૩૪૮ | ૫૨૨ | ૧૨૨૬ | ૧૧૯૮૭૭૪ | ૧૨૦૦૦૦૦ |
| ૪ માહેન્દ્ર૦ | ૩૫૬ | ૩૪૮ | ૧૭૦ | ૮૭૪ | ૭૯૯૧૨૬ | ૮૦૦૦૦૦ |
| બન્નેના મળીને | ૭૧૨ | ૬૯૬ | ૬૯૨ | ૨૧૦૦ | ૧૯૯૭૯૦૦ | ૨૦૦૦૦૦૦ |
| ૫ બ્રહ્મલોક૦ | ૨૮૪ | ૨૭૬ | ૨૭૪ | ૮૩૪ | ૩૯૯૧૬૬ | ૪૦૦૦૦૦ |
| ૬ લાંતક૦ | ૨૦૦ | ૧૯૨ | ૧૯૩ | ૫૮૫ | ૪૯૪૧૫ | ૫૦૦૦૦ |
| ૭ મહાશુક્ર૦ | ૧૩૬ | ૧૩૨ | ૧૨૮ | ૩૯૬ | ૩૯૬૦૪ | ૪૦૦૦૦ |
| ૮ સહસ્રાર૦ | ૧૧૬ | ૧૦૮ | ૧૦૮ | ૩૩૨ | ૫૬૬૮ | ૬૦૦૦ |
| ૯–૧૦ આનત-પ્રાણતે | ૯૨ | ૮૮ | ૮૮ | ૨૬૮ | ૧૩૨ | ૪૦૦ |
| ૧૧-૧૨આરણ-અચ્યુ૦ | ૭૨ | ૬૮ | ૬૪ | ૨૦૪ | ૯૬ | ૩૦૦ |
| અધસ્તન ગ્રૈવેયકે | ૪૦ | ૩૬ | ૩૫ | ૧૧૧ | ૦ | ૧૧૧ |
| મધ્યમ ગ્રૈવેયકે | ૨૮ | ૨૪ | ૨૩ | ૭૫ | ૩૨ | ૧૦૭ |
| ઉપરિતન ગ્રૈવેયકે | ૧૬ | ૧૨ | ૧૧ | ૩૯ | ૬૧ | ૧૦૦ |
| અનુત્તરકલ્પે | ૪ | ૦ | ૧ | ૫ | ૦ | ૫ |
| બાસઠે પ્રતરે કુલ સંખ્યા | ૨૬૮૮ | ૨૬૦૪ | ૨૫૮૨ | ૭૮૭૪ | ૮૪૮૯૧૪૯ | ૮૪૯૭૦૨૩ |

કરતાં સમગ્ર નિકાયની ત્રિકોણાદિ સંખ્યા આવી શકે છે, જે યન્ત્રમાં પા આપી છે.

अवतरण:—હવે તે પ્રત્યેક કલ્પગત વિમાનોમાં રહેનારા દેવોને ઓળખવા માટે ચિન્હો દર્શાવે છે.

**कप्पेसु य मिय महिसो, वराह सीहा य छगलसालूरा ।**
**हय गय भूयंग खग्गी, वसहा विडिमाइं चिंधाइं ॥ १११ ॥**

## સંસ્કૃત છાયાઃ—

**कल्पेषु च मृग-महिषौ, वराह-सिंहौ च छगलशालूरौ ।**
**हय-गज-भुजङ्ग-खड्गि-वृषभा विडिमानि चिन्हानि ॥ १११ ॥**

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| कप्पेसु=કલ્પોમાં | हय=ઘોડો |
| मिय=મૃગ | गय=ગજ–હાથી |
| महिष=મહિષ–પાડો | भूयंग=ભૂજંગ–સર્પ |
| वराह=વરાહ–ભુંડ | खग्गी=ગેંડો |
| सीहा=સિંહ | वसहा=વૃષભ–બળદ |
| छगल=છાગ–બોકડો | विडिमाइं=મૃગવિશેષ |
| सालूरा=દેડકો | चिंधाइं=ચિન્હો |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૧૧ ॥.

विशेषार्थः—પૂર્વે જેમ ભુવનપત્યાદિનિકાયોના જાણપણા માટે ચિન્હો દર્શાવ્યાં છે, તેની પેઠે વૈમાનિકનિકાયમાં પહેલા સૌધર્મકલ્પના દેવોને ઓળખવા માટે તેઓના મુકુટને વિષે **મૃગ** ( હરણ ) નું ચિન્હ છે, બીજા ઇશાન કલ્પના દેવોને ઓળખવાને **પાડાનું** ચિન્હ, ત્રીજા કલ્પગતદેવોને **સૂઅર** ( ભુંડ ) નું, ચોથે કલ્પે **સિંહનું**, પાંચમે કલ્પે **બોકડાનું**, છઠ્ઠે કલ્પે **દેડકાનું**, સાતમે કલ્પે **ઘોડાનું** આઠમે **ગજ** ( હાથી ) નું, નવમે કલ્પે **સર્પનું**, દશમે કલ્પે [૮]**ગેંડાનું**, અગિયારમે કલ્પે **વૃષભનું** અને બારમે કલ્પે એક **જાતિ વિશેષ મૃગનું** ચિન્હ હોય છે.

આ સર્વે ચિન્હો રત્નમય મુકુટને વિષે હોવાથી તેના ઉપર મુકુટવર્તી રત્નોની કાંતિ પડવાથી અત્યંત શોભે છે. ( ૧૧૧ )

**શંકા**—બાર દેવલોકે ચિન્હો કહ્યાં તે પ્રમાણે નવ ગ્રૈવેયક અને અનુત્તર કલ્પે કેમ ન કહ્યાં ?

---

૮–ગેંડો એ જાનવર આફ્રિકા દેશ તરફ વિશેષે હોય છે અને તેને મસ્તક મધ્યે એક તીક્ષ્ણ શીંગડું હોય છે અને તેથી જ પોતાનું સર્વ રક્ષણ કરી શકે છે અને આ જાનવર બહુ જ બળવાન હોય છે.

ઉત્તર—તે દેવલોકવર્તી દેવોને સ્વસ્થાનથી બ્હાર જવાનું હોતું નથી, શક્તિ છે પણ પ્રયોજનાભાવે તથા કલ્પાતીત હોવાથી ગમનાગમનથી, આથી તેઓ કોઇપણ પ્રકારના વ્યવહારમાં વર્તતા ન હોવાથી તેઓને ઓળખવાનો પ્રસંગ હોતો જ નથી. તેથી ચિન્હોની આવશ્યકતા પણ નથી. [ ૧૧૧ ]

अवतरण;—ચિન્હો દર્શાવીને પ્રત્યેક કલ્પગત ઇન્દ્રોની સામાનિક તથા આત્મરક્ષક દેવોની સંખ્યાને કહે છે.

**चुलसी असिइ बावत्तरि,-सत्तरि सट्ठीय पन्न चताला ॥**
**तुल्लसुर तीस वीसा, दससहस्सा आयरक्ख चउग्गुणिया ॥११२॥**

### સંસ્કૃત છાયાઃ—

**चतुरशीति-रशीति-र्द्वासप्तति-स्सप्ततिः षष्टिश्च पञ्चाशच्चत्वारिंशत् ।**
**तुल्यसुराः त्रिंशद्विंशतिर्दशसहस्राणि, आत्मरक्षाश्चतुर्गुणिताः ॥ ११२ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| चुलसी=ચોરાશી | पन्न=પચાસ |
| असिइ=એંશી | चत्ताला=ચાલીશ |
| बावत्तरि=બ્હોંતેર | तुल्लसुर=તુલ્યદેવો |
| सत्तरि=સીત્તેર | आयरक्ख=આત્મરક્ષકો |
| सट्ठी=સાઠ | चउगुणिया=ચારે ગુણવા યોગ્ય |

*गाथार्थः*—વિશેષાર્થવત્ ॥ ૧૧૨ ॥

विशेषार्थः—પૂર્વે ત્રણે નિકાયમાં જેમ સામાનિક તથા આત્મરક્ષકો કહેલા છે, તેની માફક વૈમાનિકનિકાયમાં પ્હેલા સૌધર્મકલ્પે ૧ સૌધર્મેન્દ્રના ચોરાશી હજાર સામાનિકદેવો (૮૪૦૦૦), ૨ ઇશાનેન્દ્રના એંશીહજાર દેવો ( ૮૦૦૦૦ ), ૩ સનત્કુમારેન્દ્રના બ્હોંતેરહજાર ( ૭૨૦૦૦ ), ૪ માહેન્દ્રના સીત્તેરહજાર ( ૭૦૦૦૦ ), ૫ બ્રહ્મેન્દ્રના સાઠહજાર ( ૬૦૦૦૦ ) ૬ લાંતકેન્દ્રના પચાસહજાર ( ૫૦૦૦૦ ), ૭ મહાશુક્રેન્દ્રના ચાલીશ હજાર ( ૪૦૦૦૦ ), ૮ સહસ્રારેન્દ્રના ત્રીસહજાર ( ૩૦૦૦૦ ), ૯ આનત–પ્રાણતે–પ્રાણતેન્દ્રના વીશહજાર ( ૨૦૦૦૦ ), ૧૦ આરણ–અચ્યુતે–અચ્યુતેન્દ્રના દસહજાર ( ૧૦૦૦૦ ). એ પ્રમાણે દસે ઇન્દ્રોના સામાનિક ( ઇન્દ્ર સમાન રૂદ્ધિવાળા ) દેવોની સંખ્યા કહી. इति सामानिकाः ।

જ્યારે આત્મરક્ષકો તેથી ચારગુણા કરીને પ્રત્યેક ઇન્દ્રને કહેવા.

એટલે સૌધર્મેન્દ્રની ૮૪ હજારની સામાનિક સંખ્યાને ચારગુણી કરતાં તેના ૩ લાખ ૩૬ હજાર ( ૩૩૬૦૦૦ ) આત્મરક્ષકો, ઇશાનેન્દ્રના ૩ લાખ–૨૦ હજાર ( ૩૨૦૦૦૦ ), સનત્કુમારેન્દ્રના ૨ લાખ ૮૮ હજાર ( ૨૮૮૦૦૦ ), માહેન્દ્રના ૨ લાખ–૮૦ હજાર ( ૨૮૦૦૦૦ ) બ્રહ્મેન્દ્રના, ૨ લાખ–૪૦ હજાર ( ૨૪૦૦૦૦ ), લાંતકેન્દ્રના ૨ લાખ ( ૨૦૦૦૦૦ ), મહાશુક્રેન્દ્રના ૧ લાખ–૬૦ હજાર, ( ૧૬૦૦૦૦ ) સહસ્રારેન્દ્રના ૧ લાખ–૨૦ હજાર ( ૧૨૦૦૦૦ ), આનત–પ્રાણતેન્દ્રના ૮૦ હજાર ( ૮૦૦૦૦ ), આરણ–અચ્યુતેન્દ્રના ૪૦ હજાર ( ૪૦૦૦૦ ) આત્મરક્ષકો હોય છે. ॥ इति आत्मरक्षका: ॥

નવગ્રૈવેયકે તથા અનુત્તરકલ્પે સર્વ અહમિન્દ્રદેવો છે માટે ત્યાં કલ્પવ્યવહારાદિ સાચવવાના કાર્યાભાવે ત્યાં સામાનિક તથા આત્મરક્ષકાદિ નથી. [॥૧૧૨॥]

॥ वैमानिकनिकाये द्वादशसु कल्पेषु चिन्ह–सामानिक–आत्मरक्षक संख्यायन्त्रम् ॥

| कल्पनाम | चिह्न | सामानिक सं० | आत्मरक्षक सं० | कल्पनाम | चिह्ननाम | सामानिक सं० | आत्म० संख्या |
|---|---|---|---|---|---|---|---|
| ૧ સૌધર્મ ક૦ | મૃગનું | ૮૪૦૦૦ | ૩,૩૬૦૦૦ | ૭ મહાશુક્રે | ઘોડાનું | ૪૦૦૦૦ | ૧,૬૦૦૦૦ |
| ૨ ઇશાને૦ | પાડાનું | ૮૦૦૦૦ | ૩,૨૦૦૦૦ | ૮ સહસ્રારે | ગજનું | ૩૦૦૦૦ | ૧,૨૦૦૦૦ |
| ૩ સનત્કુમારે | સૂઅરનું | ૭૨૦૦૦ | ૨,૮૮૦૦૦ | ૯ આનતે | સર્પનું | ૧૦૦૦૦ (૯–૧૦) | ૪૦૦૦૦ (૯–૧૦) |
| ૪ માહેન્દ્રે૦ | સિંહનું | ૭૦૦૦૦ | ૨,૮૦૦૦૦ | ૧૦ પ્રાણતે | ગેંડાનું | | |
| ૫ બ્રહ્મકલ્પે | બોકડાનું | ૬૦૦૦૦ | ૨,૪૦૦૦૦ | ૧૧ આરણે | વૃષભનું | ૫૦૦૦૦ (૧૧–૧૨) | ૨૦૦૦૦ (૧૧–૧૨) |
| ૬ લાંતકે૦ | દેડકાનું | ૫૦૦૦૦ | ૨,૦૦૦૦૦ | ૧૨ અચ્યુતે | મૃગવિશેષનું | | |

अवतरण;—હવે તે તે કલ્પો કોને કોને આધારે રહેલા છે ? તે કહે છે.

## दुसु तिसु तिसु कप्पेसु, घणुदहि घणवाय तदुभयं च कमा।
## सुरभवण पइठाणं, आगासपइठिया उवरिं ॥ ११३ ॥

### સંસ્કૃત છાયા:—

**द्वयोस्त्रिषु त्रिषु कल्पेषु, घनोदधौ घनवाते तदुभये च क्रमात् ।**
**सुरभवनानां प्रतिष्ठानं, आकाशप्रतिष्ठितान्युपरि ॥ ११३ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| घणुदहि=ઘનોદધિ | सुरभवणपइट्ठाणं=સુરભુવનોનું પ્રતિષ્ઠાન. |
| घणवाय=ઘનવાત | आगासपइठिया=આકાશ પ્રતિષ્ઠિત |
| तदुभयं=તે બન્નેનો | उवरिं=ઉપર |

ગાથાર્થઃ—પ્રથમના બે કલ્પમાં ઘનોદધિનો આધાર, ત્યાર પછી ત્રીજા, ચોથા અને પાંચમાં એ ત્રણે કલ્પમાં ઘનવાતનો આધાર, છઠ્ઠા–સાતમા અને આઠમા એ ત્રણે કલ્પો ઘનોદધિ અને ઘનવાતના આધારે, ત્યાર પછીના ઉપરના સર્વ કલ્પો આકાશાધારે પ્રતિષ્ઠિત છે. [ ॥ ૧૧૩ ॥ ].

विशेषार्थः—घनोदधि–घन=કઠન–નક્કર उदधि=પાણી તે, કઠણ મજબુતમાં મજબુત થીજેલા ઘી જેવું જગત્ સ્વભાવે જામીને રહેલું જે પાણી જે અપ્-કાયના ભેદરૂપ હોવાથી સજીવ હોય છે.

घनवात—ઠાંસી ઠાંસીને ભર્યા જેવો મજબુતમાં મજબુત ઘટ્ટવાયુ તે વાયુ-કાયના ભેદરૂપ હોવાથી સજીવ છે.

आगास—અવકાશ આપવાના સ્વભાવવાળું એક અરૂપી દ્રવ્ય તે.

સૌધર્મ અને ઇશાન એ કલ્પયુગલ માત્ર **ઘનોદધિના** જ આધારે રહેલ છે, સનત્કુમાર–માહેન્દ્ર અને બ્રહ્મ એ ત્રણે કલ્પો [૯]**ઘનવાતને** આધારે છે, લાંતક–શુક્ર અને એ સહસ્રાર એ ત્રણે કલ્પ પ્રથમ **ઘનોદધિ** અને પછી [૧૦] **ઘનવાત**

---

૯ ઘનવાત સાથે તનવાતનું કથન જ્યાં આવતું હોય તો ત્યાં તે બન્ને વિચારવા કારણ કે તે વસ્તુ તો આકાશાધારે છે. અને આકાશ તો સ્વયં પ્રતિષ્ઠિત જ છે.

૧૦ ઘનોદધિને આધારે ઘનવાત અથવા ઘનવાતને આધારે ઘનોદધિ કેવી રીતે રહી શકે છે તે માટે એક દ્રષ્ટાંત ટાંકીએ છીએ તે વિચારી મનને નિઃશંક બનાવવું.

કોઇએક માણસ ચામડાની મશકને પવન ભરીને ફુલાવે, પછી તુર્તજ વાધરીની મજબૂત ગાંઠથી મશકનું મુખ ઉપરથી બાંધી દે એ દડા જેવી ફુલેલી મશકના મધ્યભાગે પુનઃ વાધરીની આંટી મારી મજબૂત ગાંઠને બાંધે આ પ્રમાણે થવાથી હવે મશકમાં રહેલો વાયુ બે વિભાગમાં વ્હેંચાઇ ગયો આથી તેનો આકાર ડમરૂક જેવો બની ગયો. આ પ્રમાણે કર્યા બાદ પ્રથમ જે મશકનું મુખ બાંધ્યું હતું તે મુખ હવે છોડી નાંખે જેથી વચ્ચેની ગાંઠ ઉપરના ભાગનો પવન બધો નીકળી જાય. હવે એ પવન નીકળવાથી ખાલી થએલ મશકના અર્ધાભાગને પાણી નાંખીને પુનઃ ભરીલે, ભર્યા બાદ તેનું મુખ પુનઃ બાંધી લે. હવે ઉપરનો ભાગ પાણી યુક્ત અને નીચેનો ભાગ વાયુયુકત

आ चित्रमां उपरना भागे वैमानिक निकायनुं पीठिका सहित प्रासादो युक्त गोळाकार विमान केवी रीते छे तेनो ख्याल लाववा बतावेल छे. नीचे पण ए ज प्रमाणे ज्योतिषी विमान छे. तेमां स्फटिकनुं मृग चिह्न केवी रीते छे ते पण ख्यालमां आवी जशे.

सौधर्म कल्पना. विमाननो देखाव.
[ गा. ११६, पृ. ३३३ ]

घनोदधि.

मृगस्फटिकमय- अर्द्धकपित्थाकारे.
[ गा. ५३, पृष्ठ १३१ ]

मृग चिन्ह

ज्योतिषी विमानमां चन्द्र विमान देखाव.

આનંદ પ્રેસ-ભાવનગર.

એ બન્નેના આધારે છે, અને ત્યાર પછીના આનતાદિથી લઇ અનુત્તર સુધીના સમગ્રકલ્પો કેવળ એક આકાશાધારે પ્રતિષ્ઠિત છે. ત્યાં નથી ઘનોદધિ કે નથી ઘનવાત. [ ॥ ૧૧૩ ॥ ]

અવતરણ;—હવે પ્રત્યેક દેવલોકે વિમાનોનું જાડપણું તથા તેની ઉંચાઇનું પ્રમાણ જણાવે છે.

**सत्तावीससयाइं पुढवीपिंडो विमाणउच्चत्तं ।**
**पंचसया कप्पदुगे पढमे तत्तो य इक्किक्कं ॥ ११४ ॥**

**हायइ पुढवीसु सयं वड्ढइ भवणेसु दुदुदुकप्पेसु ।**
**चउगे नवगे पणगे तहेव जाणुत्तरेसु भवे ॥ ११५ ॥**

**इगवीससया पुढवी विमाणमिक्कारसेव य सयाइं ।**
**बत्तीसजोयणसया मिलिया सव्वत्थ नायव्वा ॥ ११६ ॥**

સંસ્કૃત છાયાઃ—

सप्तविंशतिशतानि पृथवीपिंडो विमानोच्चत्वम् ।
पञ्चशतानि कल्पद्विके प्रथमे ततश्च एकैकम् ॥ ११४ ॥

हीयते पृथवीषु शतं वर्धते भवनेषु द्वयोः द्वयोः द्वयोः कल्पयोः ।
चतुष्के नवके पञ्चके तथैव यावदनुत्तरेषु भवेत् ॥ १२५ ॥

एकविंशतिशतानि पृथवी विमानमेकादशैव च शतानि ।
द्वात्रिंशद्योजनशतानि मिलितानि सर्वत्र ज्ञातव्यानि ॥ ११६ ॥

---

૨જો. હવે મશકની વચ્ચે જે ગાંઠ બાંધેલી છે તેને પણ હવે છોડી નાંખે એટલે નીચે વાયુ અને તેના આધારે પાણી રહેશે, નીચેના વાયુમાં જલ પ્રવેશ બીલકુલ નહીં કરે પુનઃ ઉંધી વાળીએ તો જલાધારે-વાયુ વિચારી શકાય.

અથવા કોઇએક પુરૂષ ચામડાની મસકને પવન ભરીને ફુલાવે પછી પોતાની કટીએ બાંધી અગાધ જળમાં પ્રવેશ કરે તો પણ તે પાણીના ઉપરના ભાગમાં જ રહી શકે છે તો પછી આવી શાશ્વતી વસ્તુઓ તથાવિધ જગત્ સ્વભાવે રહે તેમાં શું વિચારવાનું હોય ?

## શબ્દાર્થ:—

सत्तावीस-सयाइं=સત્તાવીશ સો યોજન
पुढवीपिंडो=પૃથ્વીપિંડ
विमाण उच्चत्तं=વિમાનનું ઉચ્ચપણું
पंचसया=પાંચસો યોજન
तत्तो=ત્યારપછીના
इक्किक्कं=એકેકે કલ્પે
हायइ=હીન થાય છે
पुढवीसु=પૃથ્વી પિંડો વિષે
भवणेसु=વિમાનોને વિષે
वड्ढइ=વધે છે
दुकप्पेसु=બે કલ્પે
तहेव=તે પ્રમાણે
जा=જ્યાંસુધી
अणुत्तरेसु भवे=અનુત્તરે થાય
इगवीस सया=એકવીશસો યોજન
बत्तीस जोयणसया=બત્રીસો યોજન પ્રમાણ
मिलिया सव्वत्थ=મળેલું સર્વત્ર

ગાથાર્થ:—પહેલા બે દેવલોકને વિષે વિમાનોની પૃથ્વીનું પિંડપ્રમાણ સત્તાવીસો યોજનનું હોય છે. અને વિમાનની ઉંચાઇ પાંચસો યોજન હોય છે. ત્યારપછીના બે કલ્પે–પુન: બે કલ્પે–પુન: બે કલ્પે–પછી ચાર દેવલોકે–નવગ્રૈવેયક અને પાંચ અનુત્તરે જતાં ત્રીજા દેવલોકથી જ માંડી પૂર્વ પૂર્વ કલ્પના પૃથ્વી પિંડમાંથી સો સો યોજન ઘટાડતા અને પૂર્વ પૂર્વ કલ્પની વિમાન ઉંચાઇમાં સો સો યોજન વધારતા પ્રત્યેક કલ્પે તે તે પ્રમાણ દર્શાવતા જવું. જેથી અનુત્તરે ૨૧૦૦ યોજન પૃથ્વીપિંડ પ્રમાણ અને ૧૧૦૦ યો૦ ઉંચાઇ આવી રહેશે. પ્રત્યેક કલ્પગતવિમાનનું પૃથ્વીપિંડપ્રમાણ અને વિમાન ઉંચાઇ મેળવતાં ૩૨૦૦ યો૦ આવે. "૧૧૪–૧૧૫–૧૧૬."

વિશેષાર્થ:—પૃથ્વીપિંડ એટલે વિમાનની ભૂમિનું જાડપણું. જેમકે લોકમાં ઘણા ગૃહો–મહેલો વિગેરેને અમુક પ્રમાણની ઉંચી પીઠિકા (પ્લીન્થ) હોય છે અને પીઠિકા પ્રમાણ પૂર્ણ થયા બાદ મજલાની ગણત્રી ગણાય છે, પરંતુ મહેલની ભૂમિપીઠ સહિત મજલાનું પ્રમાણ ગણવાનો નિયમ નથી હોતો, તેમ અહીં પણ પૃથ્વી પિંડ અને વિમાનની ઉંચાઇ જુદી જ ગણાશે.

સૌધર્મ અને ઇશાન[11] એ બે દેવલોકના વિમાનની પૃથ્વીનું ઉંચાઇ પ્રમાણ ૨૭૦૦ યો૦ અને વિમાનની ઉંચાઇ ૫૦૦ યો૦ હોય છે. (પૃથ્વી પિંડ સહિત વિમાનની ધ્વજા સુધીનું એકંદર વિમાન પ્રમાણ ૩૨૦૦ યો૦) સનત્કુમાર માહેન્દ્ર બે દેવલોકે ૨૬૦૦ યો૦, વિમાનની ઉંચાઇ ૬૦૦ યો૦, બ્રહ્મ અને લાંતકે

૧૧ સૌધર્મકલ્પ કરતાં ઇશાન કલ્પ ઉપર ભાગેથી સપાટીમાં કાંઇક હીન સમજવો, એ પ્રમાણે અન્ય કલ્પ યુગલે સમજવું.

૨૫૦૦ યો૦ પૃથ્વીપિંડ, ૭૦૦ યો૦ વિમાન ઉંચાઇ. શુક્ર સહસ્રારે ૨૪૦૦ યો૦ પૃથ્વીપિંડ, ૮૦૦ યો૦ વિમાન ઉંચાઈ. આનત–પ્રાણતે, આરણ–અચ્યુતે ૨૩૦૦ યો૦ પૃથ્વીપિંડ, ૯૦૦ યો૦ વિમાન ઉંચાઇ. નવગ્રૈવેયકે ૨૨૦૦ યો૦ પૃથ્વીપિંડ અને ૧૦૦૦ યો૦ વિ૦ ઉંચાઈ. અને પાંચ અનુત્તરે ૨૧૦૦ યો૦ પૃથ્વીપિંડ પ્રમાણ અને વિમાન ઉંચાઇ ૧૧૦૦ યોજનની હોય છે.

પ્રત્યેક દેવલોકે વિમાનના પૃથ્વીપિંડનું અને વિમાનની ઉંચાઈ એ બન્નેનુ પ્રમાણ એકત્ર કરતાં ૩૨૦૦ યો૦ આવશે. આથી એકંદરે સમગ્ર વિમાનોનું પ્રમાણ તો સર્વ કલ્પે સમાન જ આવે.

આ યોજન પ્રમાણ આગળ આવવાની " नगपुढवी विमाणाइं–मिणसु पमाणंगुलेण तु " એ ગાથાના વચનથી પ્રમાણાંગુલના પ્રમાણવડે સમજવું. " ૧૧૪–૧૫–૧૬. "

દરેક પૃથ્વીપિંડો વિચિત્ર પ્રકારના–ભિન્ન ભિન્ન રત્નમય હોય છે.

अवतरण;—પૂર્વે પૃથ્વીપિંડ પ્રમાણ અને વિમાનની ઉંચાઈ દર્શાવી હવે તે વૈમાનિકના પ્રત્યેક દેવલોકગત વિમાનો કેવા વર્ણવાળા હોય તે કહે છે.

**पण चउ ति दुवण्ण विमाण सधय दुसु दुसु य जा सहस्सारो।**
**उवरि सिय भवणवंतरजोइसियाणं विविहवण्णा ॥ ११७ ॥**

## સંસ્કૃત છાયાઃ—

**पञ्च-चतुस्त्रिद्विवर्णानि विमानानि सध्वजानि द्वयोर्द्वयोश्च यावत् सहस्रारम् ।**
**उपरि सितानि भुवन-व्यन्तर-ज्योतिष्काणां विविधवर्णानि ॥ ११७ ॥**

## શબ્દાર્થઃ—

सधय=ધ્વજા સહિત
जा सहस्सारो=સહસ્રાર સુધી
उवरि=ઉપરના
सिय=શ્વેત
जोइसियाणं=જ્યોતિષીના
विविहवण्णा=વિવિધ વર્ણવાળા

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૧૭ ॥

विशेषार्थः—સૌધર્મ અને ઇશાન દેવલોકના વિમાનો [૧૨]श्याम-નીલા रक्त, पीत, श्वेत, એ પંચ વર્ણના હોય છે. સનત્કુમાર, માહેન્દ્ર, દેવલોકના नील, रक्त, पीत, श्वेत એ ચાર વર્ણવાળા હોય છે. બ્રહ્મ અને લાંતકે रक्त, ( રાતા ) पीत,

१२ उक्तं च–सोहम्मि पंचवण्णा, एकग हीणाउ जा सहस्सारे। दो दो तुल्ला कप्पा, तेण परं पुंडरीयाइं ॥

(પીળા), શ્વેત (ધોળા) વર્ણના હોય, શુક્ર અને સહસ્રારે પીત અને શ્વેત એ જ વર્ણવાળા હોય છે. ત્યારપછીના આનતથી માંડી અનુત્તર સુધીના સર્વ વિમાનો કેવળ એક શ્વેત વર્ણવાળા જ હોય છે. એમાં એ વળી આનતાદિ ચતુષ્ક કરતાં નવગ્રૈવેયક અને અનુત્તરના વિમાનો પરમશુક્લ વર્ણના છે. [ ૧૧૭ ]

## ॥ वैमानिकनिकाये विमान-पृथ्वीपिंड तथा उंचाइप्रमाणसह विमानाधारवर्णादिक यन्त्रम् ॥

| कल्प-नामो | वि. पृथ्वी-पिंड | वि. उंचाइ प्रमाण | एकंदर उंचाइ | विमानाधार पदार्थ | विमान वर्ण |
|---|---|---|---|---|---|
| ૧-સૌધર્મકલ્પે | ૨૭૦૦ યો૦ | ૫૦૦ યો૦ | ૩૨૦૦ યો૦ | ઘનોદધિ | श्याम-नीला, रक्त, पीत, श्वेत |
| ૨-ઇશાનકલ્પે | ,, | ,, | ,, | ,, | ,, |
| ૩-સનત્કુમારક૦ | ૨૬૦૦ યો૦ | ૬૦૦ યો૦ | ,, | ઘનવાત | श्याम, रक्त, पीत, श्वेत |
| ૪-માહેંદ્રકલ્પે | ,, | ,, | ,, | ,, | ,, |
| ૫-બ્રહ્મકલ્પે | ૨૫૦૦ યો૦ | ૭૦૦ યો૦ | ,, | ઘનો૦-ઘનવાત | रक्त, पीत, श्वेत |
| ૬-લાંતકકલ્પે | ,, | ,, | ,, | ,, | ,, |
| ૭-મહાશુક્રકલ્પે | ૨૪૦૦ યો૦ | ૮૦૦ યો૦ | ,, | આકાશાધાર | पीत, श्वेत |
| ૮-સહસ્રારકલ્પે | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯-આનતકલ્પે | ૨૩૦૦ યો૦ | ૯૦૦ યો૦ | ,, | ,, | श्वेत |
| ૧૦-પ્રાણતકલ્પે | ,, | ,, | ,, | ,, | ,, |
| ૧૧-આરણકલ્પે | ૨૩૦૦ યો૦ | ,, | ,, | ,, | ,, |
| ૧૨-અચ્યુતકલ્પે | ,, | ,, | ,, | ,, | ,, |
| ૯-ગ્રૈવેયકે | ૨૨૦૦ યો૦ | ૧૦૦૦ યો૦ | ,, | ,, | ,, |
| ૫-પાંચ અનુત્તરે | ૨૧૦૦ યો૦ | ૧૧૦૦ યો૦ | ૩૨૦૦ યો૦ | ,, | ,, |

અહિં ઉપલક્ષણથી ભુવનપતિના ભુવનો, વ્યન્તરના નગરો, અને જ્યોતિષીના વિમાનો વિવિધ વર્ણવાળા અને ઉપર જે પંચવર્ણો કહ્યા તે વર્ણવાળા તથા અન્ય વર્ણોવાલા પણ સમજવા. [ ॥ ૧૧૭ ॥ ]

अवतरण;—પૂર્વે ચારે નિકાયના વિમાનોનો વર્ણ કહીને હવે વૈમાનિક

નિકાયના પ્રત્યેક દેવલોકના વિમાનોની લંબાઈ, પહોળાઇ તથા અભ્યન્તર અને બાહ્ય પરિધિને કઇ ગતિએ ચાલવાથી માપી શકાય ? તે દર્શાવવામાં નિમિત્ત-ભૂત પ્રથમ કર્કસંક્રાન્તિના દિવસે વર્તતું ઉદયાસ્તનું અંતર જણાવાય છે.

## रविणो उदयत्थंतर चउणवइ सहस्सपणसयछवीसा ।
## बायालसट्ठिभागा कक्कडसंकंतिदियहम्मि ॥ ११८ ॥

### સંસ્કૃત છાયાઃ—

**रवेरुदयास्तान्तरं चतुर्नवतिसहस्राणि पञ्चशतानि षड्विंशतिः ।**
**द्वाचत्वारिंशत् षष्टिभागाः कर्कसङ्क्रान्तिदिवसे ॥ ११८ ॥**

### શબ્દાર્થઃ—

रविणो=સૂર્યનું
दयत्थंतर=ઉદય અસ્તનું અંતર
चउणवइसहस्स=ચોરાણું હજાર
पणसय=પાંચસો
छवीसा=છવીશ યોજન
बायालसट्ठिभागा=સાઠીયા બેતાલીશ ભાગો
कक्कडसंकंति=કર્ક સંક્રાન્તિના
दियहम्मि=(પહેલા) દિવસે

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૧૮ ॥

विशेषार्थः—કર્ક સંક્રાન્તિના દિવસે ( એટલે સર્વાભ્યન્તર મંડલે સૂર્ય હોય ત્યારે ) સૂર્યના ઉદયસ્થાન અને અસ્તસ્થાન વચ્ચેનું અંતર ૯૪૫૨૬ યો૦ અને એક યોજનના સાઠીયા ભાગ કરીએ તેમાંના ૪૨ ભાગ પ્રમાણ હોય છે. ( ૯૪૫૨૬ $\frac{૪૨}{૬૦}$ યોજન ) આપણે જે સૂર્યને દેખીએ છીએ તે તો ૪૭૨૬૩ યો૦ $\frac{૨૧}{૬૦}$ ભાગ પ્રમાણ દૂરથી દેખીએ છીએ.

કહ્યું છે કે—**सीआलीस सहस्सा दोय सया जोअणाण तेवट्ठा ।**
**इगवीस सट्ठिभागा कक्कडमाइंमि पिच्छ नरा॥ १ ॥**

તેમાં કારણ એ છે કે ઉદય અને અસ્તના મધ્યભાગે આપણું ક્ષેત્ર આવેલ છે. [ ૧૧૮ ]

अवतरण;—હવે તે ઉક્ત પ્રમાણને ત્રણ-પાંચ-સાત-નવ-ગણું કરતાં કેટલું થાય તે કહેતાં પ્રથમ ત્રિગુણ તથા પંચગુણ પ્રમાણ બતલાવતી બે ગાથાઓ દર્શાવે છે.

**एयम्मि पुणो गुणिए, ति पंच सग नवहिं होइ कममाणं ।**
**तिगुणम्मी दोलक्खा, तेसीई सहस्स पंचसया ॥ ११९ ॥**
**असिइ छ सट्ठिभागा, जोयण चउलक्ख बिसत्तरिसहस्सा ।**
**छच्चसया तेत्तीसा तीसकला पंचगुणियम्मि ॥ १२० ॥**

## સંસ્કૃત છાયાઃ—

**एतत् पुनर्गुणितं त्रि-पञ्च-सप्त-नवभिः भवति क्रमेण मानं ।**
**त्रिगुणिते द्वे लक्षे त्र्यशीतिसहस्राणि पञ्चशतानि ॥ ११९ ॥**
**अशीतिः षट् षष्टिभागाः, योजनानां चतुर्लक्षाणि द्विसप्ततिसहस्राणि ।**
**षट् च शतानि त्रयस्त्रिंशत् त्रिंशत्कलाः पञ्चगुणिते ॥ १२० ॥**

## શબ્દાર્થઃ—

एयम्मि=એ ( પ્રમાણ ) ને
गुणिए=ગુણીએ
ति पंच सग नवहिं=ત્રણે–પાંચે–સાતે–નવવડે
कममाणं=અનુક્રમે પ્રમાણ
तिगुणम्मि=ત્રિગુણ કર્યે છતે
दोलक्खा=બે લાખ
तेसीइ सहस्स=ત્યાશી હજાર
असीइ=એંશી
सट्ठिभागा=સાઠ ભાગ
चउलक्ख=ચાર લાખ
बिसत्तरिसहस्सा=બહોંતેર હજાર
तीसकला=(સાઠીયા) ત્રીસ કલા (ભાગ)
पंचगुणियम्मि=પાંચગણુ કર્યે છતે

ગાથાર્થઃ—પૂર્વે જે ઉદયાસ્તનું ૯૪૫૨૬ યો૦ $\frac{૪૨}{૬૦}$ ભાગ પ્રમાણ કહ્યું તેને ત્રણગણું, પંચગણું, સાતગણું અને નવગણું કરવાથી તે તે પ્રમાણ આવે છે. એમાં ઉદયાસ્ત પ્રમાણને ત્રિગુણ કરીએ ત્યારે ૨,૮૩૫૮૦ યો૦ $\frac{૬}{૬૦}$ ભાગ પ્રમાણ આવે અને પંચગણુ કરીએ ત્યારે ૪૭૨૬૬૩ યો૦ $\frac{૩૦}{૬૦}$ ભાગ પ્રમાણ આવે ॥૧૧૯–૨૦॥

વિશેષાર્થઃ—તે આ પ્રમાણે;–ત્રિગુણ પ્રમાણ **‘ચંડા’** ગતિનું

```
૯૪૫૨૬--૪૨/૬૦        ૪૨
    ×૩              ×૩
---------       ----------
૨૮૩૫૭૮        ૬૦) ૧૨૬ (૨
  +૨ ૬/૬૦           ૧૨૦
                   -----
                    ૦૦૬
---------
૨૮૩૫૮૦ ૬/૬૦ ભાગ પ્રમાણ.
```

પંચગુણ પ્રમાણ **‘ચપલા’** ગતિનું

```
૯૪૫૨૬               ૪૨
   ×૫               ×૫
---------       ----------
૪૭૨૬૩૦         ૬૦) ૨૧૦ (૩
  +૩ ૩૦/૬૦          ૧૮૦
                   -----
                    ૦૩૦
---------
૪૭૨૬૬૦ ૩૦/૬૦ ભાગ પ્રમાણ.
```

[ ૧૧૯–૨૦ ].

અવતરણ;—હવે સપ્તગુણ તથા નવગુણપ્રમાણ બતલાવે છે અને ચારે ગતિના નામપૂર્વક યથાસંખ્યપણું જણાવે છે.

**सत्तगुणे छलक्खा, इगसट्ठि सहस्स छसय छासीया ।**
**चउपन्न कलातह नव, गुणम्मि अडलक्ख सड्ढाउ ॥१२१॥**

**सत्तसया चत्ताला, अट्ठार कला य इय कमा चउरो ।**
**चंडा चवला जयणा, वेगा य तहा गइ चउरो ॥१२२॥**

## સંસ્કૃત છાયાઃ—

सप्तगुणे ( णिते ) षड्लक्षाणि, एकषष्टिसहस्राणि षट्शतानि षडशीतिः ।
चतुःपञ्चाशत् कलाः तथा नवगुणिते अष्टलक्षानि सार्द्धानि ॥ १२१ ॥

सप्तशतानि चत्वारिंशत् अष्टादशकलाश्चेति क्रमेण चतस्रः ।
चंडा–चपला–यतना वेगा च तथा गत्यश्चतस्रः ॥ १२२ ॥

## શબ્દાર્થઃ—

सत्तगुणे=સાત ગુણું કરતાં
इगसट्ठि सहस्स=એકસઠ હજાર
छसय छासीया=છસો છાસી
चउपन्नकला=( સાઠિયા ) ચોપન ભાગ
नवगुणम्मि=નવગણું કરતાં છતાં
अडलक्ख सड्ढाउ=સાડા આઠ લાખ
सत्तसया चत्ताला=સાતસો ચાલીશ
अट्ठारकला=( સાઠીયા ) અઢાર કલા
इय=એ પ્રમાણે ( યથાસંખ્યે )
चंडा=ચંડા
चवला=ચવલા
जयणा=જયણા
वेगा=વેગા
गइचउरो=ગતિ ચાર

ગાથાર્થઃ—તે ઉદયાસ્ત અંતરને સાતગણું કરતાં ૬૬૧૬૮૬ યો૦ $\frac{૫૪}{૬૦}$ ભાગ પ્રમાણ આવે. અને તેજ પ્રમાણે નવગણુ કરતાં ૮૫૦૭૪૦ યો૦ $\frac{૧૮}{૬૦}$ ભાગ પ્રમાણ આવે. તે ચારે પ્રમાણને અનુક્રમે ચંડા–ચવલા જયણા અને વેગા સાથે ( યથાસંખ્ય ) યોજવું. ॥ ૧૨૧–૧૨૨ ॥

વિશેષાર્થઃ—આ પ્રમાણેઃ—

| સમગુણ પ્રમાણ 'જયણા' ગતિનું | | નવગુણ પ્રમાણ 'વેગા' ગતિનું | |
|---|---|---|---|
| ૯૪૫૨૬-૪૨/૬૦ | ૪૨ | ૯૪૫૨૬-૪૨/૬૦ | ૪૨ |
| ×૭ | ×૭ | ×૯ | ×૯ |
| ૬૬૧૬૮૨ | ૬૦) ૨૯૪ (૪ | ૮૫૦૭૩૪ | ૬૦) ૩૭૮ (૬ |
| +૪ ૫૪/૬૦ | ૨૪૦ | +૬ ૧૮/૬૦ | ૩૬૦ |
| | ૦૫૪ | | ૦૧૮ |
| ૬૬૧૬૮૬ યો૦ ૫૪/૬૦ ભાગ પ્રમાણ. | | ૮૫૦૭૪૦ ૧૮/૬૦ ભાગ પ્રમાણ. | |

[ ૧૨૨-૨૨ ]

अवतरण:—અન્ય આચાર્ય વેગા ગતિને અન્ય નામે જે ઓળખાવે છે. તે નામ દર્શાવીને ગ્રન્થકારમહર્ષિ ઉક્ત ગતિવડે ચાલતાં તે તે વિમાનોનો પાર પામી શકાય કે કેમ ? તેજ કહે છે.

**इत्थ य गइं चउत्थिं जयणयरिं नाम केइ मन्नंति ।**
**एहिं कमेहि मिमाहिं गईहिं चउरो सुरा कमसो ॥१२३॥**
**विक्खंभं आयामं परिहिं अब्भितरं च बाहिरियं ।**
**जुगवं मिणंति छमास जाव न तहावि ते पारं ॥१२४॥**

### સંસ્કૃત છાયા:—

अत्र च गतिं चतुर्थीं जवनतरां नाम केचित् मन्यन्ते ।
एभिः क्रमैरेताभिर्गतिभिश्चत्वारः सुराः क्रमशः ॥ १२३ ॥
विष्कम्भमायामं परिधिमाभ्यन्तरञ्च बाह्यम् ।
युगपन्मिन्वन्ति षण्मासं यावन्न तथापि ते पारम् ॥ १२४ ॥

### શબ્દાર્થ:—

इत्थ=અહિંઆ
गइंचउत्थिं=ચોથી ગતિને
जयणयरिं नाम=યવનાંતર નામની
केइमन्नंति=કોઇક માને છે
एहिं कमेहिं=એ ક્રમવડે
गइहिं=ગતિથી
चउरोसुरा-ચાર દેવો
विक्खभं-વિષ્કંભને ( પહોળાઇને )
आयामं-આયામને ( લંબાઇને )
परिहिं=પરિધિને
अब्भितरं=આભ્યન્તરને
बाहिरियं=બાહ્યને
जुगवं=યુગપત્ ( એક સાથે )
मिणंति=માપે છે
छमासजाव-છમાસ સુધી
तहावि-તોપણ
ते पारं-તેઓ પારને

ગાથાર્થ:—વિશેષાર્થ પ્રમાણે ॥ ૧૨૩-૧૨૪ ॥

વિશેષાર્થ:—ઉક્ત ચાર ગતિના નામમાં ચોથી ' वेगा ' ગતિને અન્ય કોઇ આચાર્ય ' यवनान्तर ' એ નામથી સંબોધે છે. અહિં એટલું ધ્યાનમાં રાખવાનું કે જે ચાર ગતિઓ કહેવામાં આવી, અને ૨૨૩૫૮૦ ૬/૬૦ વિગેરે સંખ્યા કહેવામાં આવી, તેને અનુક્રમે યોજવી એટલે એક ડગલામાં ૨૮૩૫૦ ૬/૬૦ યોજન ભૂમિ ચાલવામાં આવે તો તે વેગ ચંડા ગતિનો ચાલવાનો કહેવાય, એ પ્રમાણે બાકીની ત્રણે ગતિ માટે સમજવું. હવે પૂર્વ ગાથામાં કહેલ ચંડા ગતિના ૨૮૩૫૮૦ યો૦ ૬/૬૦ ભાગ પ્રમાણનું ડગલું ભરવા વડે કોઇ એક દેવ વિમાનના [13]**વિસ્તારને** માપવો શરૂ કરે, બીજો દેવ ચપલા ગતિના ૪૭૨૬૩૩ યો૦ ૩૦/૬૦ પ્રમાણના ડગલા ભરવા વડે વિમાનના **આયામને** પાર પામવા પ્રયાણ શરૂ કરે, ત્રીજો દેવ જયણા ગતિના ૬૬૧૬૮૬ યો૦ ૫૪/૬૦ યોજન પ્રમાણ ડગલા ભરવા વડે વિમાનના **અભ્યન્તર પરિધિને** માપવો શરૂ કરે, અને ચોથો દેવ વેગાગતિના ૮૫૦૭૪૦ યો૦ ૧૮/૬૦ યોજન પ્રમાણ ડગલું ભરવા વડે વિમાનના **બાહ્ય પરિધિનો** પાર પામવા પ્રયાણ શરૂ કરે. આ ચારે દેવો ચારે ગતિવડે ચારે પ્રકારના વિમાનના પ્રમાણોને એકજ દિવસે એકજ સમયે એકી સાથે નીકળી પડે, નીકળીને ઉક્ત ચારે ગતિના પ્રમાણવડે ચાલતાં ૬ માસ વ્યતીત થઇ જાય, પણ તે વિમાનના ચારે પ્રકારના આયામ વિષ્કંભ વિગેરે એકે પ્રકારના વિમાન પ્રમાણાન્તને પણ કોઇએ દેવ પામી શકે નહિ. [ ૨૩ ]

अवतरण;—કેવી રીતે કર્યે છતે, કઇ ગતિને કેટલી ગુણી કરવાથી વિમાનના વિષ્કંભ વિગેરેનો પાર પામે ?

**पावंति विमाणाणं, केसिंपिहु अहव तिगुणियाए ।**
**कम चउगे पत्तेयं चडाई गईउ जोइज्जा ॥ १२५ ॥**
**तिगुणेण कप्प चउगे पंचगुणेणं तु अठसु मिणिज्जा ।**
**गेविज्जे सत्तगुणेण नवगुणेऽणुत्तर चउक्के ॥ १२६ ॥**

**સંસ્કૃત છાયા:—**

**प्राप्नुवन्ति विमानानां केषाश्चिदपि हु अथवा त्रिगुणितया ।**
**क्रमेण चतुष्के प्रत्येकं चण्डादिगतीर्योजयेत् ॥ १२५ ॥**

---

१३ उक्तं च—चंडाए विक्खंभो चवलाए तह य होइ आयामो ।
अब्भितर जयणाए बाहिपरिहीव वेगाए ॥ १ ॥

त्रिगुणितया कल्पचतुष्के पञ्चगुणितया तु अष्टसु मिनुयात् ।
ग्रैवेये सप्तगुणितया नवगुणितयाऽनुत्तरचतुष्के ॥ १२६ ॥

શબ્દાર્થ:—

| | |
|---|---|
| पावंति–પામે છે | तिगुणेण–ત્રિગુણવડે |
| विमाणाणं–વિમાનોનો | कप्पचउगे–ચાર કલ્પે |
| केसंपि–કેટલાક | पंचगुणेणं–પાંચે ગુણવા વડે |
| अहव–અથવા | अठसु–આઠ દેવલોકમાં |
| तिगुणियाए–ત્રિગુણાદિકવડે | मिणिज्जा–માપવી |
| चउगे–ચારેમાં | गेविज्जे–ગ્રૈવેયકે |
| पत्तेयं–પ્રત્યેકને | सत्तगुणेण–સાતે ગુણવા વડે |
| चंडाइ गइउ–ચંડાદિક ગતિને | नवगुणे–નવે ગુણવા વડે |
| जोइज्जा–યોજવી | अणुत्तरचउक्के–અનુત્તરચતુષ્કે |

ગાથાર્થ:—પ્રથમના ચાર દેવલોકગત કેટલાએક વિમાનોને પાર પામવા સારૂ ચંડા–ચવલા–જયણા અને વેગા, એ પ્રત્યેક ગતિના પૂર્વે કહેલા પ્રમાણથી પ્રત્યેક ગતિને ત્રિગુણી વેગવાળી કરીને ચાલવા માંડે તો તે પાર પામી શકે છે. ત્યાર પછીના પાંચમાથી લઇને અચ્યુત દેવલોક સુધીના વિમાનોનો પાર પામવા પ્રત્યેક ગતિને પંચગુણી કરી તેટલા યોજનપ્રમાણ ગતિવડે ચાલવા માંડે તો પાર પામે છે. નવગ્રૈવેયકના વિમાનોને સાતગુણી ગતિએ ચાલવા માંડે તો પાર પામે, અને અનુત્તરના ચાર વિમાનોના પાર પામવા નવ ગુણી ગતિ કરે ત્યારે પાર પામે છે, ॥ ૧૨૫–૧૨૬ ॥

વિશેષાર્થ:—પૂર્વ ગાથામાં જણાવ્યું કે દેવો ઉક્ત ચારે ગતિના પ્રમાણ-વડે ચાલવા છતાં પણ વિમાનોનો પાર પામી શકતા નથી. ત્યારે હવે કેવી રીતે કરીએ તો પાર પામે તે માટે જિનેશ્વર દેવોએ કહ્યું કે:—

૧. '**ચંડા**' ગતિના એક ડગલામાં થતા ૨૮૩૫૮૦ યો૦ $\frac{૬}{૬૦}$ યો૦ પ્રમાણને ત્રિગુણું કરીએ ત્યારે ૮૫૦૭૪૦ યો૦ $\frac{૧૮}{૬૦}$ ભાગ પ્રમાણ પ્રાપ્ત થાય. તેટલા પ્રમાણવાળું ડગલું ભરતો થકો કોઇ એક દેવ પહેલા ચાર દેવલોકના વિમાન વિસ્તારને માપવા માંડે તો છેવટે ૬ માસે કેટલાક વિમાનનો પાર પામી શકે છે.

૨. '**ચવલા**' ગતિના એક ડગલામાં થતા ૪૭૨૬૩૩ યો૦ $\frac{૩૦}{૬૦}$ યો૦ પ્રમાણને ત્રિગુણ કરતાં ૧૪૧૭૯૦ યો૦ $\frac{૩૦}{૬૦}$ ભાગ પ્રમાણ થાય. કોઈ એક દેવ જો એકજ ડગલું આવા મહત્પ્રમાણવાળું દૂર દૂર મૂકતો થકો પહેલા ચાર

દેવલોક ગત વિમાનોની લંબાઈ માપવી શરૂ કરે તો કેટલાક વિમાનોનો ૬ માસે પાર પામે છે.

૩ ' **જયણા** ' ગતિના ૬૬૧૬૮૬ યો૦ $\frac{૫૪}{૬૦}$ યોજન પ્રમાણને ત્રિગુણું કરતાં ૧૯૮૫૦૬૦ યો૦ $\frac{૪૨}{૬૦}$ ભાગ થાય. આટલા પ્રમાણનું ડગલું ભરતો કોઈ એક દેવ પહેલા ચાર દેવલોકગત વિમાનોના આભ્યન્તર પરિધિ ( ઘેરાવા ) ને માપે તો ૬ માસે કેટલાક વિમાનોનો પૂર્ણ કરે.

૪ ' **વેગા** ' ગતિના આવેલ ૮૫૦૭૪૦ યો૦ $\frac{૬૦}{૧૮}$ યોજન પ્રમાણને ત્રિગુણું કરતાં ૨૫૫૨૨૨૦ યો૦ $\frac{૫૪}{૬૦}$ ભાગ પ્રમાણ પ્રાપ્ત થાય. તે વડે કરીને ડગલું મૂકતો દેવ ચાર દેવલોકગત કેટલાક વિમાનોના બાહ્ય પરિધિને ૬ માસે પૂર્ણ કરે.

ત્યારપછી પાંચમાં કલ્પમાંથી લઈ અચ્યુત કલ્પ સુધીના કલ્પગત વિમાનોનો પાર પામવા ચંડા-ચવલાદિ પ્રત્યેક ગતિને પંચગુણી કરી વિમાનનો વિષ્કંભ, આયામ, આભ્યન્તરપરિધિ તથા બાહ્ય પરિધિને યથાસંખ્યે પૂર્વવત્ ૬ માસ સુધી આવેલ પ્રમાણવડે માપવા માંડે તો કેટલાક વિમાનોનો પાર પામે છે.

વિજય-વિજયવંત-જયંત-અપરાજિત-એ ચાર અનુત્તરના વિમાનોનો પાર પામવા ઉક્ત ચંડાદિ ચારે ગતિના પ્રમાણને નવગુણું કરી ચારે પ્રકારના પરિધિને યથાસંખ્યગતિએ પૂર્વોક્ત રીતિએ ૬ માસ સુધી માપે તો કેટલાક વિમાનોનો પાર પામે છે.

અહિંયા સર્વાર્થસિદ્ધ વિમાનની માપણી ન કહી, તે એટલા માટે કે તે વિમાન તો મર્યાદિત ૧ લાખ યોજનનુંજ છે, જેથી તેને કંઇ માપવાનું હોઇ શકે નહિ. એમ સર્વ ઇન્દ્રક વિમાનો માટે સમજવું.

આ મતમાં કેટલાક આચાર્યો અસંમત છે. તેઓશ્રી તો જણાવે છે કે—પૂર્વોક્ત રીતિએ ( ચંડાદિ ત્રિગુણાદિક ) કરવા છતાં ૬ માસ વ્યતીત થાય તોપણ પાર પણ પામી શકતાજ નથી.

**उक्तं च—चत्तारिवि सकमेहिं चंडाइ गईहिं जाति छम्मासं ।**
तहवि नवि जंति पारं केसिंचि सूराविमाणाणं ॥ १ ॥

**શંકા ?** જ્યારે આવા મહત્ મહત્ પ્રમાણવડે ચાલવા છતાં છ છ માસ વ્યતીત થાય છતાં તે વિમાનના પ્રમાણને પાર પામી શકતા નથી તો સિદ્ધાન્તોના કથનાનુસાર-પરમ પુનિત સર્વ જીવોને અભયદાન આપનારા જિનેશ્વર દેવો વિગેરેના, ચ્યવન, જન્મ-દીક્ષા-કેવળજ્ઞાન અને મોક્ષ એ પંચ કલ્યાણક પ્રસંગે

સંખ્યાબંધ દેવો પૃથ્વીતલ ઉપર આવી કલ્યાણકની મહાન્‌ ક્રિયાઓને પતાવી પુનઃ એક બે પ્રહરમાંજ પાછા ચાલ્યા જાય છે. ( રાત્રિએ આવી સવાર પહેલે સ્વસ્થાને હાજર થઇ જાય છે. ) એમ જે ઉલ્લેખ છે તે કેમ ઘટી શકશે ? કારણ કે તે તે વિમાનો કરતાં મનુષ્યક્ષેત્રમાં આવવામાં કેઇકગણું અંતર પ્રમાણ રહ્યું છે ?

**ઉત્તર**—ઉપર જે ગતિનું વર્ણન કરવામાં આવ્યું તે પ્રયોજન માત્ર અસંખ્યાતા યોજનના પ્રમાણોવાળા વિમાનો કેવા મહત્પ્રમાણ સૂચક છે તેનું અસત્કલ્પનાદ્વારા દૃષ્ટાંત આપી સમજાવવા પૂરતુંજ છે. નહિંતો તે દેવો ક્યારે પણ નથી ગયા માપવા, કે નથી જવાના, માત્ર—જેમ પલ્યોપમની સ્થિતિના વર્ણન પ્રસંગે કલ્પનાદ્વારા કાળની સિદ્ધિ કરાય છે તેમ અહીં પણ એક જાતની અસત્‌ કલ્પનાજ કરી છે કે આ પ્રમાણે પણ ચાલવા માંડે તો તેઓ વિમાનના અંતને ક્યારે પાર પામે ? તો જણાવ્યું કે ૬ માસે, ત્યારે આપણને સહેજે વિચાર આવે કે એ વિમાનો કેટલા મોટા હશે ! આ જે વિચારો એજ કલ્પનાનો હેતુ, બાકીતો દેવો પોતાના વિમાનમાંજ કેઇકવાર ભમતા હશે, જો તેઓ ધારે તો જોતજોતામાં તે વિમાનના અન્તોને પામી શકે છે. કારણ કે તેઓની શક્તિ અચિન્ત્ય છે, અત્યન્ત શીઘ્રતર ગતિવાળા અને સામર્થ્યયુક્ત છે. [ ૧૨૫-૧૨૬ ]

॥ इति वैमानिके विमानाधिकारः ॥

अवतरणः—હવે તદ્વત્‌ પ્રાસંગિકગતિની અસત્‌ કલ્પનાદ્વારા એકરાજનું પ્રમાણ પણ દર્શાવે છે.

**जोयणलक्खपरिमाणं, निमेसमित्तेण जाइ जो देवा ।**
**छम्मासेण य गमणं, एगं रज्जु जिणा बिंति ॥ १२७ ॥**

### સંસ્કૃત છાયાઃ—

**योजनलक्षपरिमाणं, निमेषमात्रेण यान्ति ये देवाः ।**
**षण्मासेण च गमनम्‌, एकां रज्जूं जिना ब्रुवन्ति ॥ १२७ ॥**

### શબ્દાર્થઃ—

परिमाणं=પ્રમાણ
निमेसमित्तेण=નિમેષમાત્રથી
जाइ=જાય છે
जो देवा=જે દેવો
छम्मासेण=છ માસથી
गमणं=ગમન
एगं रज्जु=એક રાજ પ્રમાણ
जिणा बिंति=જિનેશ્વરો બોલે છે

ગાથાર્થઃ—વિશેષાર્થવત્—॥ ૧૨૭ ॥

વિશેષાર્થઃ—કોઇએક દેવ નિમેષમાત્રથી એક લાખ યોજનનું પ્રયાણ કરતો થકો સતત પ્રયાણ કરે તો ૬ માસે એકરાજના પ્રમાણને પાર પામે છે એમ શ્રી સર્વદર્શિ જિનેશ્વરદેવો બોલે છે, રત્નસંચયાદિ ગ્રન્થોમાં એકરાજ પ્રમાણનો ચિતાર રજુ કરતાં લખે છે કે કોઇએક મહર્દ્ધિક દેવ એક અતિશય તપાવેલા, એક હજાર મણ ભારવાળા લોહના નક્કર ગોળાને મનુષ્યલોકે પ્હોંચાડવાની ઇચ્છાથી ઉપરથી એકદમ પ્રબળ જોરથી ફેંકે, ત્યારે તે ગોળો ચંડાગતિના પ્રમાણથી ઘસડાતો ઘસડાતો નીચે આવતો આવતો છ માસ–છ દિવસ–છ પળ જેટલા કાળે એક રાજપ્રમાણ આકાશને વટાવે. આ દ્રષ્ટાંતથી 'રાજપ્રમાણ'ની કલ્પના કરી લેવી. [૧૨૭]

અવતરણ;—આદિ–અંતિમ પ્રતરવર્તી ઇન્દ્રક વિમાનનું પ્રમાણ કહે છે.

**पढमपयरम्मि पढमे, कप्पे उडुनाम इंदयविमाणं ।**
**पणयाललक्खजोयण, लक्खं सव्वुवरिसव्वट्ठं ॥ १२८ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**प्रथमप्रतरे प्रथमे, कल्पे उडुनाम इन्द्रकविमानम् ।**
**पञ्चचत्वारिंशद्योजनलक्षं सर्वोपरि सर्वार्थम् ॥ १२८ ॥**

**શબ્દાર્થ સુગમ છે.**

ગાથાર્થઃ—વૈમાનિકનિકાયના પ્રથમ સૌધર્મ કલ્પે પ્રથમ પ્રતરે 'ઉડુ' નામક ઇન્દ્રકવિમાન પીસ્તાલીશ લાખ યોજનનું વૃત્તાકારે છે અને સર્વથી ઉપર–બાસઠમા પ્રતરે અનુત્તરકલ્પમધ્યે એક લાખ યોજન પ્રમાણનું વૃત્તાકારે સર્વાર્થસિદ્ધ નામનું વિમાન આવેલું છે. ॥ ૧૨૮ ॥

વિશેષાર્થઃ—વધુમાં સર્વાર્થસિદ્ધના દેવોને લવસત્તમીયા તરીકે ઓળખવામાં આવે છે, કારણ કે અબદ્ધાયુષ્ક ઉપશમ શ્રેણીએ ચઢેલા તે દેવોને પૂર્વભવમાં કરાતા તપ અથવા ધ્યાનમાં જો છઠ્ઠનો તપ અથવા [૧૪]સપ્તલવ પ્રમાણ ધ્યાન અધિક થયું હોત તો તે તદ્ભવે સીધા મોક્ષે જ ચાલ્યા ગયા હોત પરંતુ તે

૧૪ જેની સાક્ષી ઉપ–રત્ના૦ની "लवसत्तहत्तरीए" 'सत्तलवाजइआउं तथा सव्वट्ठसिद्धनाम' ગાથાઓ તેમ જ ભગવતીજીમાં ' 'तणुकेवइयं' ઇત્યાદિ સૂત્રો આપે છે. વધુ વર્ણન માટે પં. વીર વિ. કૃત ચોસઠ પ્રકારી પૂજા પૈકી ત્રીજા વેદનીય કર્મની પંચમ પૂજા જોવી.

પ્રમાણ ન હતાં ઉપશમશ્રેણીમાં જ કાળધર્મ પામીને શિવનગરે પ્હોંચવામાં વિસામારૂપ એકાવતારીપણે અનુત્તરમાં ઉત્પન્ન થાય છે જે આટલા ન્યૂન ધ્યાન-તપથી તેને પુનઃ ગર્ભવાસનું દુઃખ ત્યાંથી જન્મી એકજવાર સહન કરવું પડે છે કારણ કે ત્યાંથી ચ્યવી ઉત્તમકુલે જન્મી સંયમગ્રહી તદ્ભવે મોક્ષે જાય છે. આ દેવો નિયમા સમકિતી હોય છે વળી ત્યાં રહેલા બત્રીશ આદિ મણના મહાન્ મોતીઓ વાયુથી પરસ્પર અથડાય છે, તેમાંથી મહા મધુર ધ્વનિ નીકળે છે, તે ધ્વનિ તેમને અનન્તગુણ આનંદ આપે છે. [૧૨૮]

અવતરણ;—હવે સાત ગાથાઓથી બાસઠે ઇન્દ્રક વિમાનોના નામો કહે છે.

उडु चंद रयय वग्गू, वीरिय वरुणे तहेव आणंदे ।
बंभे कंचण रुइले, वंचे अरुणे दिसे चेव ॥ १२९ ॥
वेरुलिय रुयग रुइरे, अंके फलिहे तहेव तवणिज्जे ।
मेहे अग्घ हलिद्दे, नलिणे तह लोहियक्खे य ॥ १३० ॥
वइरे अंजण वरमाल, अरिट्ठे तह य देव सोमे अ ।
मंगल बलभद्दे अ, चक्क गया सोत्थि णंदियावत्ते ॥ १३१ ॥
आभंकरे य गिद्धि, केऊ गरुले य होइ बोद्धव्वे ।
बंभे बंभहिए पुण, बंभोत्तर लंतए चेव ॥ १३२ ॥
महसुक्क सहसारे, आणय तह पाणए य बोद्धव्वे ।
पुप्फेऽलंकारे अ, आरणे तहा अच्चुए चेव ॥ १३३ ॥
सुदंसण सुप्पडिबद्धे, मणोरमे चेव होइ पढमतिगे ।
तत्तो य सव्वओभद्दे, विसाले य सुमणे चेव ॥ १३४ ॥

સંસ્કૃત છાયાઃ—

उडु-चन्द्र-रजत-वल्गु-वीर्य-वरुणानि तथैव आनन्दम् ।
ब्रह्म काञ्चन-रुचिरे, वञ्चमरुणं दिक् चैव ॥ १२९ ॥
वैडूर्य-रुचक-रुचिराणि, अङ्कं स्फटिकं तथैव तपनीयम् ।
मेघं अर्घ्य-हारिद्रे, नलिनं तथा लोहिताक्षञ्च ॥ १३० ॥

वज्रमञ्जनवरमालाऽरिष्टानि तथा च देव–सोमे च ।
मङ्गल–बलभद्रे च चक्र–गदा–स्वस्तिक–नन्दावर्त्तानि ॥ १३१ ॥
आभाकरं च गृद्धि–केतु–गरुडानि च भवति बोद्धव्यानि ।
ब्रह्म ब्रह्माधिपं पुनः ब्रह्मोत्तर–लान्तके चैव ॥ १३२ ॥
महाशुक्र–सहस्रारे, आनतं तथा प्राणतश्च बोद्धव्यम् ।
पुष्पमलङ्कारश्च, आरणं तथाऽच्युतं चैव ॥ १३३ ॥
सुदर्शन–सुप्रतिबद्धे, मनोरमं चैव भवति प्रथमत्रिके ।
ततश्च सर्वतोभद्रं विशालश्च सुमनश्चैव ॥ १३४ ॥

**सोमणसे पीइकरे, आइच्चे चेव होइ तइयतिगे ।**
**सवट्ठसिद्धनामे, सुरिंदिया एव बासट्ठि ॥ १३५ ॥**

સંસ્કૃત છાયાઃ—

सौमनसं प्रीतिकरं, आदित्यं चैव भवति तृतीयत्रिके ।
सर्वार्थसिद्धिनाम, सुरेन्द्रकाण्येव द्वाषष्टिः ॥ १३५ ॥

શબ્દાર્થ સુગમ છે.

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૧૨૯–૧૩૫ ॥

विशेषार्थ:—૬૨ પ્રતરના થઇ ૬૨ ઇન્દ્રક વિમાન છે. તે પ્રત્યેક વિમાનોનાં અહિં નામો જણાવવામાં આવે છે. સૌધર્મના પ્રથમ પ્રતરે રહેલું ઇન્દ્રક વિમાનનું નામ 'ઉડુ' છે. દ્વિતીયાદિક પ્રતરે અનુક્રમે ચંદ્ર–૩–રજત–૪વલ્ગુ–૫ વીર્ય-૬-વરૂણ–૭–આનંદ–૮–બ્રહ્મ–૯–કાંચન–૧૦–રૂચિર–૧૧–વઞ્ચ(ચંચ)–૧૨–અરૂણ ૧૩–દિશા–૧૪–વૈડૂર્ય–૧૫–રૂચક–૧૬–રૂચિર–અંક–૧૮–સ્ફટિક–૧૯–તપનીય ૨૦–મેઘવિમાન–૨૧–અર્ઘ–૨૨–હારિદ્ર–૨૩–નલિન-૨૪-લોહિતાક્ષ–૨૫–વજ્ર–૨૬–અંજન-૨૭–વરમાલ–૨૮–રિષ્ટ–૨૯–દેવ–૩૦–સૌમ્ય–૩૧–[૧૫]મંગલ–૩૨–બલભદ્ર–૩૩–ચક્ર–૩૪–ગદા–૩૫–સ્વસ્તિક-૩૬–નંદાવર્ત–૩૭–આભંકર–૩૮–ગૃદ્ધિ–૩૯–કેતુ–૪૦–ગરૂડ–૪૧–બ્રહ્મ–૪૨–બ્રહ્મહિત–૪૩ બ્રહ્મોત્તર–૪૪–લાંતક.

---

૧૫—આ બાબતમાં રહેલ નામનાં મતાંતરો તથા ગાથાઓની સાક્ષીઓ સંગ્રહણીની ટીકામાં આપેલ હોવાથી દેવેન્દ્ર પ્રકરણમાંથી આપવાની આવશ્યકતા જણાતી નથી.

[ नोंध—આમાં ૧ લી ગાથામાં કહેલા ૧૩ વિમાનો સૌધર્મ ઇશાન દેવલોકના તેરે પ્રતરે યોજવાના છે. તેમજ ૧૪ થી ૨૫ સુધીના ૧૨ વિમાનો ત્રીજા ચોથા દેવલોકના પ્રતરવર્તી જાણવા. ૨૬ થી ૩૧ સુધીના પાંચમા દેવલોકે, ૩૨ થી ૩૬ સુધીના–છઠ્ઠા દેવલોકે, ૩૭ થી ૪૦ સુધીના સાતમા દેવલોકે, અને ૪૧ થી –૪૪ સુધીના વિમાનો આઠમા દેવલોકે જાણવા. ]

૪૫ **મહાશુક્ર**, ૪૬ **સહસ્રાર**, ૪૭ **આનત**, ૪૮ **પ્રાણત**, ૪૯ **પુષ્પ**, ૫૦ **અલંકાર**, ૫૧ **આરણ**, ૫૨ **અચ્યુત**, ૫૩ **સુદર્શન**, ૫૪ **સુપ્રબુદ્ધ**, ૫૫ **મનોરમ**, ૫૬ **સર્વતોભદ્ર**, ૫૭ **વિશાલ**, ૫૮ **સુમન**, ૫૯ **સૌમનસ**, ૬૦ **પ્રીતિકર**, ૬૧ **આદિત્ય**, ૬૨ **સર્વાર્થસિદ્ધ**, એ પ્રમાણે ૬૨ ઇન્દ્રક વિમાનો વૈમાનિક નિકાયમાં છે.

नोंध—૪૫ થી ૪૮ સુધીના વિમાનો નવમા દશમા દેવલોકે, ૪૯ થી ૫૨ સુધીના આરણ–અચ્યુતે, ૫૩ થી ૬૧ સુધીના નવગ્રૈવેયકે અને ૬૨ મું અનુત્તર દેવલોકમાં યોજવું. આ પ્રમાણે ઇન્દ્રક વિમાનોનાં નામો કહ્યાં.

[ હવે ચારે બાજુએ પંક્તિગત રહેલા વિમાનોનાં નામો જણાવીએ છીએ તેમાં પહેલાં કરણ વ્યાખ્યા બતલાવીને દૃષ્ટાંત પૂર્વક જણાવીએ છીએ. ]

જે દેવલોકમાં ઇન્દ્રક વિમાનનું જે નામ હોય તે નામ સાથે ' प्रभ ' શબ્દ જોડી પૂર્વ દિશાએ શરૂ થતી પંક્તિઓના પહેલાં વિમાનોનું નામ સમજી લેવું. બીજા વિમાનથી માંડીને તો આગળ કહેવાતા માત્ર ૬૧ નામો અંત ભાગ સુધી કહેવાના છે.

પશ્ચિમ દિશા ગત ૬૨ પંક્તિઓના પ્રથમ વિમાનોનું નામ જાણવા તે તે દેવલોકના ઇન્દ્રક વિમાનોનાં નામ સાથે ' शिष्ट ' શબ્દ જોડવો, જેથી ઇચ્છિત તે તે દેવલોકે પહેલા વિમાનોનાં નામ સમજાય, આજ પંક્તિના બીજા વિમાનથી આગળ કહેવાતા ૬૧ નામો સાથે ક્રમે ક્રમે ' शिष्ट ' શબ્દ લગાડતા ૬૨ મા વિમાન સુધી પહોંચવું.

દક્ષિણ દિશાઓની પંક્તિઓના પહેલા ત્રિકોણ વિમાનોનાં નામ જાણવા તે તે દેવલોકના ઇન્દ્રક વિમાનોનાં નામ સાથે ' मध्य ' શબ્દ જોડવો. બીજા વિમાનથી લઈને ૬૨ સુધી નીચે કહેવાતા નામો સાથે मध्य શબ્દ યોજી કહેવાં.

ઉત્તર દિશાઓની પંક્તિઓના પહેલા ત્રિકોણ વિમાનોનાં નામ જાણવા. તે તે દેવલોકના વિમાનોનાં નામ સાથે ' आवर्त ' શબ્દ યોજી કહેવું. બીજાથી

માંડી ઠેઠ પંક્તિના અન્ત સુધી નીચે કહેવાતા ૬૧ નામો સાથે અનુક્રમે ' आवर्त ' શબ્દ લગાવતાં કહેવાં.

બીજાથી માંડીને ૬૨ મા સુધી કહેવાના વિમાનોનાં નામો આ પ્રમાણે:—

૨–સ્વસ્તિક-૩-શ્રીવત્સક–૪–વર્દ્ધમાનક–૫–અંકુશ–૬–ઝષ–૭–યવ–૮–છત્ર ૯–વિમલ–૧૦–કલશ–૧૧–વૃષભ–૧૨–સિંહ–૧૩–સમ–૧૪–સુરભિ–૧૫–યશોધર–૧૬–સર્વતોભદ્ર–૧૭–વિમલ–૧૮–સૌવસ્તિક–૧૯–સુભદ્ર–૨૦–અરજ–૨૧–વિરજ–૨૨–સુપ્રભ–૨૩–ઇન્દ્ર–૨૪–મહેન્દ્ર–૨૫–ઉપેન્દ્ર–૨૬–કમલ–૨૭–કુમુદ–૨૮–નલિન–૨૯–ઉત્પલ–૩૦–પદ્મ–૩૧–પુણ્ડરીક–૩૨–સૌગન્ધિક–૩૩–તિગિચ્છ–૩૪–કેશર–૩૫–ચમ્પક-૩૬–અશોક–૩૭–સોમ–૩૮–શૂર–૩૯–શુક્ર–૪૦–નક્ષત્ર–૪૧–ચન્દન–૪૨–શશી–૪૩–મલય–૪૪–નન્દન–૪૫–સૌમનસ–૪૬–સાર–૪૭–સમુદ્ર–૪૮–શિવ–૪૯–ધર્મ–૫૦–વૈશ્રમણ–૫૧–અમ્બર–૫૨–કનક–૫૩–લોહિતાક્ષ–૫૪–નંદીશ્વર–૫૫–અમોઘ–૫૬–જલકાન્ત–૫૭–સૂર્યકાન્ત–૫૮–અવ્યાબાધ–૫૯–દોગુન્દક–૬૦–સિદ્ધાર્થ–૬૧–કુણ્ડલ–૬૨–સોમ. આ પ્રમાણે પ્રથમ સૌધર્મ દેવલોકે ચરિતાર્થપણું થયું.

પહેલા ઇન્દ્રક વિમાનનું નામ ( સૌધર્મના પ્રથમ પ્રતરે ) ' उडु ' છે. એ વિમાનની પૂર્વદિશાની પંકિતના પ્રથમ વિમાનનું નામ उडुप्रभ બીજાનું स्वस्तिक, ત્રીજાનું श्रीवत्सक એમ ૬૧ નામો પૂર્વદિશાની પંક્તિએ કહી દેવા. બાકી રહી ત્રણ પંક્તિ, એમાં ઉક્ત કથન પ્રમાણે પશ્ચિમ દિશાની પંક્તિના પ્રથમના ત્રિકોણ વિમાનનું નામ उडुशिष्ट, બીજા વિમાનનું स्वस्तिकशिष्ट, ત્રીજાનું श्रीवत्सशिष्ट, એમ ૬૧ નામોને ' शिष्ट ' શબ્દ જોડી, પંક્તિ સમાપ્ત કરવી. એ જ પ્રતરે દક્ષિણ દિશાની પંક્તિના પ્રથમ વિમાનનું નામ उडुमध्य, બીજાનું स्वस्तिकमध्य, ત્રીજાનું श्रीवत्समध्य-એમ ૬૧ નામો मध्य શબ્દથી સંબોધી સમાપ્ત કરવા. હવે રહી છેલ્લી ચોથી પંક્તિ, તે પંક્તિના પ્રથમ વિમાનનું નામ ' उडुआवर्त ' બીજાનું નામ स्वस्तिकआवर्त, ત્રીજાનું श्रीवत्स आवर्त्त એમ ૬૧ નામો ' आवर्त ' શબ્દ સંબોધીને પૂર્ણ કરવા. એ પ્રમાણે ઉક્ત કથનદ્વારા સર્વત્ર યોજવું.

પુષ્પાવકીર્ણ વિમાનો કેવાં નામવાળાં હોય ? તો ઇષ્ટ વસ્તુઓનાં જેટલાં નામો હોય તે નામોવાળા, સૌભાગ્યવાળી વસ્તુઓના નામવાળા, જે પરિણામ વિશેષાદિ વસ્તુઓના અને છેવટે ત્રણે જગતમાં જે કોઇ નામ હોય તે નામોવાળાં પુષ્પાવકીર્ણ વિમાનો હોય છે. [ ૧૨૯–૧૩૫ ]

अवतरण;—પૂર્વે ૧૨૯–૧૩૫ ઇન્દ્રક પંક્તિગત–અને પુષ્પાવકીર્ણ વિમાનોનાં

નામ દર્શાવ્યા. હવે લોકમાં ૪૫ લાખ યોજન અને લાખ યોજનના પ્રમાણવાળી કઈ કઈ શાશ્વતી વસ્તુઓ હોય છે? તે જણાવે છે.

**पणयालीसं लक्खा सीमंतय माणुसं उडु सिवं च ।**
**अपइट्ठाणो सवट्ठ जंबूदीवो इमं लक्खं ॥ १३६ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

पञ्चचत्वारिंशल्लक्षाणि सीमन्तको मानुषमुडु शिवञ्च ।
अप्रतिष्ठानः सर्वार्थे जंबूद्वीप इमानि लक्षम् ॥ १३६ ॥

गाथार्थः—આ ચૌદરાજલોકમાં પ્હેલીનરકના પ્રથમ પ્રતરમધ્યે આવેલો **સીમંત** નામનો ઇન્દ્રક નરકાવાસો, **મનુષ્યક્ષેત્ર**, ઉડુ નામનું વિમાન અને **સિદ્ધશિલા** આ ચારે વસ્તુઓ પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણવાળી છે અને સાતમી નરકના અંતિમ પ્રતર મધ્યેનો **અપ્રતિષ્ઠિત** નરકાવાસો તથા **અનુત્તર** કલ્પમધ્યે રહેલ સર્વાર્થસિદ્ધ નામનું વિમાન અને જંબૂદ્વીપ આ ત્રણે વૃત્ત વસ્તુઓ એક લાખ યોજનના પ્રમાણવાળી છે. ॥ ૧૩૬ ॥

विशेषार्थः—સુગમ છે. [ ॥ ૧૩૬ ॥ ]

॥ इत्यावलिकागतानां पुष्पावकीर्णानां च विमानानां स्वरूपम् ॥

अवतरणः—હવે ચૌદરાજ ગણાવે છે અને પ્રત્યેકનું મર્યાદા સ્થાન કહે છે તેમજ ગ્રન્થાન્તરથી અત્ર કંઇક તે બાબતમાં વધુ સ્વરૂપ અપાય છે.

**अहभागा सगपुढवीसु, रज्जु इक्किक्क तहय सोहम्मे ।**
**माहिंदलंत सहसारच्चुय, गोविज्ज लोगंते ॥ १३७ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

अधो भागाः सप्तपृथिवीषु रज्जुरेकैकं तथा च सौधर्म्मे ।
माहेन्द्र-लान्तक-सहस्राराच्युत-ग्रैवेय-लोकान्ते ॥ १३७ ॥

**શબ્દાર્થ સુગમ છે.**

गाथार्थः—અધોભાગે સાતે નરક પૃથ્વી એક એક રજ્જુપ્રમાણ સમજવી, જેથી સાતરાજ થાય અને ત્યાંથી લઇ સૌધર્મયુગલે આઠમો રાજ, માહેન્દ્રે નવ રાજ, લાંતકાન્તે દસ, સહસ્રારે અગીયાર, આરણ-અચ્યુતાન્તે બાર રાજ,

નવગ્રૈવેયકાન્તે તેર, અને ત્યાંથી લોકાન્તે ચૌદ રાજ પૂર્ણ થાય 'रज्जुइकि' એ પદ દેહલીદીપક ન્યાયની જેમ બન્નેબાજુએ ઘટાવવાનું છે. ॥ ૧૩૭ ॥

વિશેષાર્થ:—આ લોક ચૌદરાજ પ્રમાણ છે, તેમાં પ્રથમ સાતમી નારકીના અંતિમ તળીયાથી ( અધો લોકાન્તથી ) લઈ, તેજ સાત ( સાતમી ) નારકીના ઉપરના તલીયે પ્હોંચતાં એક રજ્જુ પ્રમાણ બરાબર થાય, ત્યાંથી લઈ છઠ્ઠી નારકીના ઉર્ધ્વ છેડે પ્હોંચતાં બે રજ્જુ, પાંચમીને અન્તે ત્રણ રજ્જુ, ચોથીને અન્તે ચાર રજ્જુ, ત્રીજી નારકને અન્તે પાંચ, બીજીને અન્તે છ અને પ્હેલી નારકીના ઉપરિતન તલીયે પ્હોંચતાં સાત રજ્જુ થાય, ત્યાંથી આગળ ચાલી તિર્યક્‌લોક વટાવીને સૌધર્મ ઇશાન કલ્પે ઉપરિતન પ્રતરે જાતાં આઠ, સનત્કુમાર–માહેન્દ્ર યુગલે અન્તિમ પ્રતરે જાતાં નવ, બ્રહ્મકલ્પ વટાવી લાંતક કલ્પાન્તે દસ, મહાશુક્ર કલ્પવટાવી સહસ્રાર દેવલોકના અંતે અગીઆર, આરણ અચ્યુતાન્તે બાર, ગ્રૈવેયકાન્તે તેર[16] અનુત્તર વટાવી સિદ્ધશિલાન્તે પ્હોંચતાં ચૌદ રજ્જુ સંપૂર્ણ થાય છે, તે પૂર્ણ થતાં લોક પૂર્ણ થયો અને ત્યારબાદ અલોકની શરૂઆત થાય છે.

અધો, તિર્યક્ અને ઊર્ધ્વ એ ત્રણે સ્થાનો 'લોક' શબ્દ લગાડીને બોલાય છે, અધોભાગે, અધિક સાતરાજ પૃથ્વી છે અને ઊર્ધ્વભાગે કાંઇક ન્યૂન સાતરાજ પૃથ્વી છે. બન્ને મળીને ચૌદરાજલોક સંપૂર્ણ થાય છે જેમાં ઊર્ધ્વલોકનાં સાતરાજ મધ્યે તિર્યક્‌લોક અને સિદ્ધશિલાનો પણ સમાવેશ થાય છે.

આ લોક 'वैशाख' સંસ્થાને એટલે બે હાથોને બન્ને કેડ ઉપર રાખી બે પગ મોકલા રાખી ટગર ટગર ઉભો હોય તેવો પુરૂષના સરખો છે, અથવા લાંબા કાળ સુધી ઊર્ધ્વંદમ લેવાથી, વૃદ્ધાવસ્થાના યોગે જાણે ઘણો થાકીને પરિશ્રમની વિશ્રાન્તિને અર્થે નિઃશ્વાસ ઉતારી સહસા શાન્તિને ઇચ્છતો પુરૂષ કટિભાગે હાથ દઇ પગ મોકલા રાખી ઉભો હોય તેમ લોકાકૃતિ છે. ત્રીજી રીતે '[17]ત્રિશરાવ સંપુટાકાર', ચોથી રીતે વલોણું કરી રહેલ યુવાન સ્ત્રીનો આકાર પણ લોકના આકાર સાથે સરખાવી શકાય છે.

---

૧૬ આ અભિપ્રાય આ૦ નિર્યુક્તિ–ચૂર્ણી તથા જિનભદ્રગણીક્ષમાશ્રમણજીકૃત સંગ્રહણીનો છે, પરંતુ શ્રી યોગશાસ્ત્રના અભિપ્રાયે તો સમભૂતલ રૂચકથી સૌધર્માન્તે દોઢ રજ્જુ, માહેન્દ્રાન્તે અઢી, બ્રહ્માન્તે ત્રણ, અચ્યુતાન્તે પાંચ, ગ્રૈવેયકાન્તે છ અને લોકાન્તે સાત. આજ અભિપ્રાય લોકનાલિકાનો પણ જાણવો.

૧૭ એક શરાવ ઉંધુ તેની ઉપર એક ચતું અને તેની ઉપર એક ઉંધુ શરાવ ગોઠવવાથી સંપૂર્ણ લોકનો આકાર થઇ શકે છે.

આ લોક કોઇએ કર્યો નથી, સ્વયંસિદ્ધ નિરાધાર સદાશાશ્વત છે, તેથી ઈતરોની લોકોત્પાદક, પાલક, સંહારકની જે પ્રરૂપણા તે અસત્ય સ્વરૂપ છે.

આ લોક પંચાસ્તિકાય એટલે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાયમય છે અને તે તે દ્રવ્યો સ્કંધ–દેશ–પ્રદેશ–પરમાણુથી ક્રમશઃ વ્યાપ્ત છે, તે તે દ્રવ્ય, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ગુણ આદિ ભાવોથી યુક્ત છે.

આ ચૌદરાજ લોક મધ્યે ત્રસજીવોના પ્રાધાન્યવાળી, ચૌદરાજ પ્રમાણ (૫૬ ખંડુક) લાંબી એકરાજ પ્હોળી ત્રસનાડી આવેલી છે, જેમાં એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિયપર્યંત જીવોના અને તેથી ત્રણે લોકના સમાવેશવાળી છે, તેની બ્હારના લોકક્ષેત્રમાં કેવળ એકેન્દ્રિયજ જીવો છે.

આ ચૌદરાજ લોકક્ષેત્રનું મધ્ય ધર્માપૃથ્વીના વીંટાઈને રહેલ અસંખ્યયોજન આકાશ ક્ષેત્ર વટાવતાં 'લોક મધ્ય' આવે છે, અધોલોકનું મધ્ય ચોથી નારકનું અસં૦ યો૦ આકાશ વીત્યે પ્રાપ્ત થાય છે, અને તિર્યક્ (મધ્ય) લોકનું મધ્ય અષ્ટરૂચકપ્રદેશ તથા ઊર્ધ્વલોકનું મધ્ય બ્રહ્મકલ્પના ત્રીજા રિષ્ટપ્રતરે જાણવું.

ઊર્ધ્વલોક સાત રજ્જુથી ન્યૂન મૃદંગાકારે, તિર્યક્લોક ૧૮૦૦ યો૦ ધંટાકારે અધોલોક સાત રજ્જુથી અધિક અધોમુખીકુંભીના આકારે છે.

અધોલોકે નારકો, પરમાધામીઓ, ભુવનપતિ દેવ–દેવીઓ વિગેરેનાં સ્થાનો છે, તિર્ચ્છાલોકમાં વ્યન્તરો અને મનુષ્યો, અસંખ્ય દ્વીપ–સમુદ્રો જ્યોતિષીદેવો આવેલા છે જે લોક મધ્યે મુક્તિ પ્રાપ્તિના સાધનોનો યોગ સુલભ કહેલો છે, ઊર્ધ્વલોકે સદાનંદ નિમગ્ન ઉત્તમ કોટીના વૈમાનિક દેવો તથા તેમનાં વિમાનો આવેલા છે અને ત્યારબાદ સિદ્ધ પરમાત્માથી વાસિત સિદ્ધશિલા ગત સિદ્ધ પરમાત્માઓ આવેલા છે.

આ પ્રમાણે સંક્ષેપથી લોકસ્વરૂપ કહ્યું, તદુપરાંત સવિસ્તર સ્વરૂપ તથા ખંડુક વિચારણા સૂચી–પ્રતર–ઘન રજ્જુ આદિનું સ્વરૂપ ગ્રન્થાન્તરથી (ચિત્રમાંથી પણ) જોવું. [ ૧૩૭ ]

[ વળી તમસ્કાયનું અષ્ટકૃષ્ણરાજીનું અને ઉક્તલોકનું સવિસ્તર વર્ણન, નવલોકાંતિકનું વિસ્તૃત સ્વરૂપ અમે તૈયાર કર્યું હતું પણ ગ્રન્થવિસ્તારને કારણે અત્ર આપી શકાયું નથી. ]

जंबूद्वीपथी मांडी असंख्य द्वीप समुद्रनुं उल्लंघन कर्या बाद अरुणवर नामनो द्वीप आवेल छे, तेने फरतो अरुणवर नामनो समुद्र छे. हवे अरुणवरद्वीपना गढथी ४२ हजार यो० दूर समुद्रमां चारे बाजुथी जइए त्यारे त्यां चारे बाजुए उपरितन जलप्रदेशथी तमस्काय नामना अन्धकारना पुद्गलरूप एक पदार्थनी एक प्रदेशथी शरूआत थाय छे, ते क्रमशः विस्तृत पामतो १७२१ यो० सुधी ऊर्ध्व मार्गे प्रसरतो असंख्य यो० ऊंचे गया बाद क्रमशः चारे बाजुथी [ कर्कूरपंजरवत् ] वलयाकारे थतो ढळतो ढळतो पांचमा ब्रह्मकल्पना त्रीजा रिष्टप्रतरे जइने अटक्यो छे.

ए तमस्काय अरुणोदकसमुद्रना जलना विकाररूप होवाथी अप्काय स्वरूप छे जेथी तेमां बादर वनस्पति–वायु–त्रस जीवोना स्थानरूप छे, विस्तारवडे संख्य यो० अने परिक्षेपवडे असंख्य यो० छे.

घनघोर–भयंकर–अंधकारमय छे, देवोने विह्वळ तथा क्षोभ पमाडनारो छे, दुर्धर शत्रुदेवने छुपाइ जवा आश्रयरूप छे तोपण ते भयंकर होवाथी लांबुं रही शकातुं नथी. आवो भयंकर अन्धकार बीजो कोइ नथी, सामान्य देवो तो जोइ त्रास पामी जाय तेवो छे.

आ चित्र अष्टकृष्णराजीनुं छे, ए कृष्णराजीओ ज्यां तमस्काय विराम पामे छे त्यां एटले ब्रह्मलोकना त्रीजा रिष्टप्रतरे ज्यां नव लोकांतिक विमानो चारे दिशावर्ती आव्या छे तेना अन्तराले दरेक दिशामां त्रिकोणथी संयुक्त चतुष्कोणथी बबेने जोडले थइने कृष्णराजीओ मळीने कुल ८ छे तेमां अभ्यन्तर कृष्णराजी चतुष्कोणाकारे [अखाडावत्] अने बाह्य त्रिकोणाकारे वर्ते छे ॥

ए कृष्णराजी वैमानिक देवकृत छे, आयाम असंख्य योजन सहस्र, विष्कम्भ संख्येय यो० सहस्र, परिक्षेप असंख्य यो० सहस्र छे, आ कृष्णराजी पृथ्वीपरिमाणरूप छे, जलपरिणामरूप नहि, तेमां सूक्ष्म जीवो उत्पन्न थाय छे.

ए कृष्णराजीना अन्तराले लोकान्तिकना कया कया विमानो क्यां क्यां आव्यां ते, तेनो परिवार, नाम, तथा कइ कृष्णराजी कोने कोने ? स्पर्शे छे, इत्यादि चित्र उपरथी ज स्पष्ट समजी शकाशे ॥

[ कृष्णराजी–तमस्कायनुं स्वरूप ग्रन्थविस्तारने कारणे आप्युं नथी पण चित्रो अत्र अपाय छे. ]

## ॥ तृतीयं अवगाहनाद्वारं प्रारभ्यते ॥

अवतरण;—ચારે પ્રકારના દેવોનું ભુવનદ્વાર તથા તદાશ્રયી અન્ય બીના જણાવીને તેજ દેવોનું તૃતીય 'અવગાહના' દ્વાર શરૂ કરે છે તેમાં પ્રાસંગિક અન્ય વર્ણન પણ આવશે. આ ગાથામાં તો દેવોના ભવધારણીય વૈક્રિયશરીરનું પ્રમાણ ક્યાં કેટલું હોય ? તે કહે છે.

**भवण–वण–जोइ–सोहम्मीसाणे सत्तहत्थतणुमाणं ।**
**दु दु दु चउक्के गेवि–ज्झऽणुत्तरे हाणि इक्किक्के ॥ १३८ ॥**

### સંસ્કૃત છાયાઃ—

**भवन(पति)वन(चर)ज्योतिष्कसौधर्म्मेशानेषु सप्तहस्तास्तनुमानम् ।**
**द्विक–द्विक–द्विक–चतुष्केषु ग्रैवेयानुत्तरेषु हानिरेकैके ॥ १३८ ॥**

### શબ્દાર્થઃ–સુગમ છે.

ગાથાર્થઃ—ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી તથા વૈમાનિકનિકાયમાં પ્રથમના સૌધર્મ-ઇશાન એ બે દેવલોકના દેવોનું દેહમાન સાત હાથનું, ત્યારબાદ ત્રણવાર બે બે દેવલોકના જોડલે, ત્યારબાદ કલ્પચતુષ્કે, પછી ગ્રૈવેયકે, અને અનુત્તરે અનુક્રમે એક એક હાથની હાનિ કરવી. ॥ ૧૩૮ ॥

વિશેષાર્થઃ—વિશેષમાં સનત્કુમાર-માહેન્દ્ર દેવલોકમાં છ હાથનું, બ્રહ્મ-લાંતક બન્ને કલ્પે પાંચહાથનું, શુક્ર-સહસ્રારે ચાર હાથનું, આનત-પ્રાણત-આરણ-અચ્યુત ચારે કલ્પે ત્રણ હાથનું, નવગ્રૈવેયકે બે હાથ અને અનુત્તરે એક [1]હાથનું માત્ર શરીર હોય છે જેમ જેમ ઉપર વધીએ તેમ તેમ દેહમાન, કર્મબંધન, કષાય પરિણતિ સર્વ ઘટતું ઘટતું હોય, જ્યારે આયુષ્યમાન, નિર્મળતા, પૌદ્ગલિક સુખાદિ ક્રમશઃ-વધતું હોય. [ ૧૩૮ ]

---

૧ આ માન ઉત્કૃષ્ટ આયુષ્યવાળા ( ૩૩ સાગરો૦ ) સર્વાર્થસિદ્ધના દેવો માટે છે પરંતુ જેઓની વિજયાદિને વિષે જઘન્ય ૩૧ સા૦ સ્થિતિ છે તેઓ માટે બે હાથ અને ૩૨ સા૦ની મધ્યમ સ્થિતિ છે તેઓનું શરીર એક હાથ અને એક અગીયારમા ભાગનું હોય છે. એમ દરેક કલ્પે-ગ્રૈવયકે પણ સ્વયં વિચારવાનું જ છે, સુગમતા માટે ગાથા ૧૪૦નો યન્ત્ર જોવો.

अवतरण:—પૂર્વે દેવોની સામાન્યત: સ્થિતિ જણાવીને હવે આગળ સાગરોપમની વૃદ્ધિવડે પ્રત્યેક પ્રતરે દેવોની સ્થિતિ જણાવવા વિશ્લેષકરણને ઉપયોગી એવી આ ગાથાને ગ્રન્થકાર રચે છે, જેથી પુનરૂક્તિ દોષ અસંભવિત છે.

**कप्पदुग दु दु दु चउगे, नवगे पणगे य जिट्ठठिइ अयरा ।**
**दो सत्त चउदऽट्ठारस, बावीसिगतीसातित्तीसा ॥ १३९ ॥**

સંસ્કૃત છાયા:—

**कल्पद्विक-द्विक-द्विक-द्विक-चतुष्केषु-नवके पञ्चके च ज्येष्ठा स्थितिरतराणि ।**
**द्वे सप्त चतुर्दशाऽष्टादश द्वाविंशतिरेकत्रिंशत् त्रयस्त्रिंशत् ॥ १३९ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| पणगे=પાંચમાં | अयरा=સાગરોપમ |
| जिट्ठठिइ=ઉત્કૃષ્ટ સ્થિતિ | इगतीस=એકત્રીશ |

गाथार्थ:—વૈમાનિકનિકાયના પ્રથમના બે કલ્પને વિષે ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ બે સાગરોપમની છે, ત્યારપછીના સનત્કુમાર–માહેન્દ્ર યુગલે ઉત્કૃષ્ટસ્થિતિ સાત સાગરોપમની, બ્રહ્મ અને લાંતકકલ્પે ચૌદ સાગરોપમની, શુક્ર–સહસ્રાર યુગલે અઢાર સાગરોપમની, આનત–પ્રાણત અને આરણ–અચ્યુત એ ચારે કલ્પે બાવીશ સાગરોપમની, નવગ્રૈવેયકે એકત્રીશ સાગરોપમની અને [1]પાંચ અનુત્તરે તેત્રીશ સાગરોપમની સ્થિતિ છે. ॥ ૧૩૯ ॥

विशेषार्थ:—ગાથાર્થવત. [૧૩૯]

अवतरण:—૧૩૮ મી ગાથામાં પ્રત્યેક કલ્પગત દેવોનું સામાન્યત: શરીરપ્રમાણ દર્શાવવામાં આવ્યું છે જેમ સનત્કુમાર યુગલે ૬ હાથનું શરીર પ્રમાણ તે પ્રથમ પ્રતરવર્તી સાત સાગરોપમની સ્થિતિવાળા દેવોનું મુખ્યત્વે કહી શકાય. પરંતુ તેજ કલ્પે અન્ય પ્રતરવર્તી દેવો કે જેઓની ૩–૪–૫–૬ સાગરોપમની સ્થિતિ છે તેઓનું જણાવ્યું નથી, એમ સમગ્રકલ્પે કલ્પાશ્રયી

૧ અન્ય સ્થાને વિજયાદિ ચાર અનુત્તરે ઉ૦ સ્થિતિ ૩૨ સા૦ અને સર્વાર્થસિદ્ધે ૩૩ સા૦ ની સ્થિતિ કહી છે જેની સાક્ષી તત્ત્વાર્થ ૪–૨, પ્રજ્ઞાપના, સમવાયાંગ આદિ ગ્રન્થો આપે છે. પરંતુ એ ૩૨ સા૦ સ્થિતિ સામાન્યત: એક એક સા૦ ની વૃદ્ધિના કરણ ક્રમે આવે છે, એટલે તેમ વિવક્ષા કરી હશે, બાકી ૩૩ સાગરોપમ યોગ્ય છે.

ઉત્કૃષ્ટ સ્થિતિ દર્શાવી છે પરંતુ પ્રતિસાગરોપમની વૃદ્ધિએ પ્રત્યેક પ્રતરવર્તી દેવોનું શરીર પ્રમાણ કેટલું ન્યૂન થાય છે તે દર્શાવ્યું નથી, તેથી કરણ દ્વારા યથોક્ત સાગરોપમાયુષ્યની વૃદ્ધિના ક્રમથી આગળ આગળ હીન-હીનતર થતા શરીર-અવગાહનાના યથોક્ત પ્રમાણને પ્રતિપાદન કરનારી બે ગાથાઓ કહેવાય છે.

**विवरे ताणिक्कूणे, इक्कारसगाउ पाडिए सेसा।**
**हत्थिक्कारस भागा, अयरे अयरे समहियम्मि ॥१४०॥**
**चयपुव्वसरीराओ, कमेण एगुत्तराइ वुड्ढीए।**
**एवं ठिइविसेसा, सणंकुमाराई तणुमाणं ॥१४१॥**

સંસ્કૃત છાયાઃ—

विवरो, तस्मिन्नेकोने एकादशभ्यः पातिते शेषाः।
हस्तैकादशभागा अतरेऽतरे समधिके ॥ १४० ॥
त्यज पूर्वशरीरात् क्रमेणैकोत्तरया वृद्ध्या।
एवं स्थितिविशेषात् सनत्कुमारादितनुमानम् ॥ १४१ ॥

શબ્દાર્થઃ—

*विवरे*—વિશ્લેષ બાદબાકી
*ताणिक्कूणे*—તે એક ઉને
*इक्कारसगाउ*—અગીઆરમાંથી
*पाडिए सेसा*—પાડેલા બાકી
*हत्थिक्कारसभागा*—હાથના અગીયાર ભાગો
*अयरे अयरे*—સાગરોપમે સાગરોપમે
*समहियम्मि*—સમધિક છતે
*चय*—ત્યાગકર—હાનિકર
*पुव्वसरीराओ*—પૂર્વ શરીરના માનમાંથી
*एगुत्तराइवुड्ढीए*—એકોત્તર વૃદ્ધિવડે
*एवं*—એ પ્રમાણે
*ठिइविसेसा*—સ્થિતિવિશેષથી

ગાથાર્થઃ—ઉત્તરકલ્પગત અધિક સ્થિતિમાંથી પૂર્વકલ્પગત જે ઓછી સ્થિતિ તે બાદ કરવારૂપ વિશ્લેષ (બાદબાકી) કરી આવેલ સંખ્યામાંથી એકની સંખ્યા ઉણી કરવી, જે સંખ્યા આવે તે એક હાથનાં અગીયાર વિભાગો કલ્પી તેમાંથી બાદ કરતાં જે સંખ્યા શેષ રહે તેને પુનઃ પૂર્વ--પૂર્વકલ્પગત અંતિમ પ્રતરવર્તી યથોકત શરીર પ્રમાણમાંથી બાદ કરતાં જે હસ્ત સંખ્યા અને અગીયારીયા ભાગોનો સંખ્યા આવે તે યથોત્તરકલ્પે પ્રારંભના પ્રતરે જેટલા સાગરોપમની સ્થિતિવાળા દેવો હોય તેઓનું શરીર પ્રમાણ આવે, પુનઃ

તેજ પ્રતરથી આયુષ્યમાં એક એક સાગરોપમની વૃદ્ધિ કરતા જવી અને સાથે સાથે ( ઉત્તરોત્તર દેહમાન ઘટવાનું હોવાથી ) શેષ રહેલા અગીયારીયા ભાગો-માંથી એક એક ભાગ અનુક્રમે આગળ આગળ હીન કરતા જવો.

આ પ્રમાણે કરતાં કરતાં દરેક કલ્પગત યથોક્ત સાગરોપમની સ્થિતિવાળા દેવોનું સંપૂર્ણ શરીર પ્રમાણ આવે. ॥ ૧૪૦-૧૪૧ ॥

વિશેષાર્થઃ—વિશેષાર્થમાં ગાથાર્થને વિશેષ સ્ફુટ ન કરતાં તે ગાથાર્થને દૃષ્ટાંત સાથેજ ઘટાવી દેવામાં આવે છે, વધુમાં સૌધર્મ-ઇશાન કલ્પયુગલે આ વિશ્લેષકરણ ( તેનાથી પૂર્વે કલ્પારંભ ન હોવાથી ) અનાવશ્યક છે જે સહેજે સમજી શકાય તેમ છે, માટે સનત્કુમાર-માહેન્દ્રાદિ યુગલે બતલાવાય છે.

**સનત્કુમાર-માહેન્દ્ર યુગલકલ્પે કરણ યોજનાઃ—**

ઉત્તરકલ્પગતસ્થિતિ એટલે સનત્કુમાર-માહેન્દ્રયુગલવર્તી સાત સાગરોપમની જે અધિક સ્થિતિ, તેમાંથી પૂર્વકલ્પગત સ્થિતિ-તે સૌધર્મ-ઇશાનવર્તી બે સાગરોપમની જે ન્યૂનસ્થિતિ, એ અધિક અને ન્યૂનસ્થિતિ એ બન્ને વચ્ચે વિશ્લેષ ( બાદબાકી ) કરતાં ૭ ૭-૨=૫ સાગરોપમની સંખ્યા આવી, તેમાંથી એકની સંખ્યા ઉણી કરવાની હોવાથી એક ઉણું કરતાં પાંચમાંથી એક જતાં ચાર સાગરોપમ રહ્યા—

[ સૌધર્મ અને સનત્કુમાર યુગલ વચ્ચે માત્ર એક હાથનો ફેર પડે છે અર્થાત્ તેટલો ઘટાડો થાય છે, તે એક હાથના પ્રમાણને ઉત્તરકલ્પગત વ્હેંચી આપવાનો છે, આથી તે એક હાથના અમુક ભાગો કલ્પી પૂર્વકલ્પગત જે આયુષ્યસ્થિતિ તેની સાથે વિશ્લેષ કર્યા બાદ આવેલ ભાગ-સંખ્યાને પૂર્વ-કલ્પગતના ( સૌધર્મયુગલના ) શરીર પ્રમાણમાંથી બાદ કરી ઉત્તર ( સનત્કુમાર ) કલ્પગત અનુક્રમે પ્રતિસાગરોપમની વૃદ્ધિએ અને વળી અનુક્રમે તે ભાગોની હાનિ કરતાં કરતાં જતે આગળ જવું, એ પ્રમાણે કરતાં તે તે સાગરોપમની સ્થિતિવાળા દેવોનું પ્રમાણ આવે છે. ]

ઉપર કહ્યા મુજબ વ્હેંચણી કરવા યોગ્ય એક હાથ પ્રમાણની એવી અમુક ભાગ સંખ્યા કલ્પવી કે જેથી સનત્કુમાર યુગલે પ્રારંભની ત્રણ સાગરોપમની સ્થિતિથી માંડીને સાત સાગરોપમ સુધીમાં ( વિશ્લેષકરણ કર્યા બાદ ) વ્હેંચાઇ જાય અને એમ કરતાં છેવટે સાત સાગરોપમની સ્થિતિએ પ્હોંચતાં દેવોનું ૬ હાથનું યથોક્ત દેહપ્રમાણ પણ આવી રહે.

હવે આ માટે ગ્રન્થકાર મહારાજા પોતેજ એક હાથના અગીઆર ભાગો કલ્પે છે, એ કલ્પેલા અગીયાર ભાગમાંથી પૂર્વે વિશ્લેષ કરતાં શેષ આવેલી ચાર સાગરોપમની સંખ્યા તેને બાદ કરીએ એટલે (સાગરોપમની સ્થિતિ અને ભાગો વચ્ચે વિશ્લેષ કરતાં) સાત ભાગ સંખ્યા આવે, તે $\frac{૭}{૧૧}$ (સાત-અગીઆરાંશભાગો સમજવા) અગીયારીયા સાત ભાગો સૌધર્મ-ઇશાન યુગલે પૂર્વગાથામાં કહેલા સાતહાથ પ્રમાણમાંથી ઘટાડવા, જેથી ૬ હાથ અને $\frac{૪}{૧૧}$ (૬$\frac{૪}{૧૧}$) ભાગ શરીરપ્રમાણ સનત્કુમાર-માહેન્દ્ર યુગલે (પૂર્વ કલ્પમાં વર્તતી યથાયોગ્ય સાગરોપમની આયુષ્યસ્થિતિમાં એક એક સાગરોપમની વૃદ્ધિ કરીને અને બેબે ભાગ ઘટાડતા જઇને કહેવાનું હોવાથી) ત્રણ સાગરોપમની સ્થિતિ-વાળા દેવોનું દેહમાન આવે, એ પ્રમાણે પ્રતિ સાગરોપમની વૃદ્ધિ કરતાં અને પ્રતિભાગ સંખ્યા ઘટાડવાના નિયમાનુસાર-ચાર સા૦ સ્થિતિવાળા દેવોનું દેહમાન ૬ હાથ અને $\frac{૩}{૧૧}$ ભાગ આવે, પાંચ સા૦ની સ્થિતિવાળા દેવોનું ૬ હાથ $\frac{૨}{૧૧}$ ભાગનું, છ સા૦ની સ્થિતિવાળા દેવોનું ૬ હાથ $\frac{૧}{૧૧}$ ભાગનું અને સાત સાગરો-પમની સ્થિતિવાળા સનત્કુમારેન્દ્ર-માહેન્દ્ર દેવોનું દેહમાન એક ભાગ ઘટાડી નાંખતા ૬ હાથનું યથાર્થ આવે.

**બ્રહ્મ-લાંતકે દેહમાન વિચારઃ—**

બ્રહ્મ-લાંતકકલ્પની ઉ૦સ્થિતિ ચૌદ સાગરોપમની છે અને તેની નીચેના સનત્કુમાર-માહેન્દ્ર યુગલની સ્થિતિ સાત સાગરોપમની છે, નિયમ મુજબ તેનો વિશ્લેષ કરતાં સાતની સંખ્યા શેષ રહી તેમાંથી એક ઉણી કરતાં ૬ સંખ્યા આવી, હવે એક હાથના અગીયાર ભાગો કરી તેમાંથી તે છ સંખ્યા બાદ કરતાં ૫ ભાગ સંખ્યા આવી, એ પાંચ ભાગ પૂર્વ કલ્પે અંતિમ પ્રતરવર્તી દેવના છ હાથના દેહમાનમાંથી બાદ કરતાં ૫ હાથ અને $\frac{૬}{૧૧}$ ભાગનું દેહમાન બ્રહ્મકલ્પે આઠ સાગરોપમની સ્થિતિવાળા દેવોનું, ૫ હાથ $\frac{૫}{૧૧}$ ભાગનું દેહમાન નવ સા૦ની સ્થિતિવાળાનું, ૫$\frac{૪}{૧૧}$ હાથ દસ સાગ૦ વાળાનું, ૫$\frac{૩}{૧૧}$ અગીયાર સાગ૦વાળાનું, ૫$\frac{૨}{૧૧}$ બાર સાગ૦વાળાનું, ૫$\frac{૧}{૧૧}$ માન તેર સાગરોપમવાળાનું અને પાંચ હાથનું માન ચૌદ સાગરોપમની સ્થિતિવાળા દેવોનું જાણવું. [ ૧૪૦-૪૧. ]

અવતરણ;—પૂર્વે વૈમાનિક નિકાયવર્તી દેવોનું ભવધારણીય શરીર પ્રમાણ કહ્યું, હવે તે દેવોનું ઉત્તરવૈક્રિય શરીરમાન કહે છે.

**भवधारणिज्ज एसा, उक्कोस विउव्विजोयणा लक्खं ।**
**गेविज्जणुत्तरेसुं, उत्तरवेउव्विया नत्थी ॥ १४२ ॥**

## સંસ્કૃત છાયાઃ—

**भवधारणीया एषा, उत्कर्षा वैक्रिया योजनानि लक्षम् ।**
**ग्रैवेयानुत्तरेषु उत्तरवैक्रिया नास्ति ॥ १४२ ॥**

## શબ્દાર્થઃ—

भवधारणिज=ભવધારણીય.
एसा=પૂર્વે કહેલી એ.
विउव्वि=વૈક્રિય.
गेविज्जणुत्तरेसुं=ગ્રૈવેયક અનુત્તરમાં
उत्तरवेउव्विया=ઉત્તર વૈક્રિય.
नत्थी=નથી.

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૪૨ ॥

विशेषार्थः—એ પ્રમાણે દેવોના ભવધારણીય વૈક્રિય શરીરનું ઉત્કૃષ્ટમાન કહીને હવે દેહલી દીપક ન્યાયથી उक्कोस શબ્દાનુસારે તે દેવોનું ઉત્કૃષ્ટ ઉત્તર વૈક્રિય-દેહમાન કેટલું હોય ? તે કહે છે. ગ્રન્થકારે ગાથામાં જણાવ્યું કે અમે ઉક્ત સ્થિતિ **ભવધારણીય** શરીરની કહી તો એ ભવધારણીય એટલે શું ?

**ભવધારણીય શરીર**

तनुर्भवे सुरैर्देवायुःसमाप्तिं यावत् सततं धार्यते असाविति, भवपर्यन्तं धारणीयं वेति भवधारणीयम्। દેવોના ભવપ્રત્યયિક ( ભવધારણીય ) શરીર અને ઉત્તરવૈક્રિય શરીર વચ્ચે તફાવત રહેલો છે. જો કે પૂર્વભવમાં બાંધેલા વૈક્રિય શરીરનામ કર્મના ઉદયથી તેઓને પ્રાપ્ત થયું હોય છે તેથી **ભવધારણીય** वैक्रिय **શરીર** એવી રીતે સંબોધી શકાય છે. પરંતુ ઉત્તર વૈક્રિય માટે તેમ થતું નથી, તે શરીર તો ભવપરત્વે પ્રાપ્ત થએલું હોય છે, વળી ભવધારણીય વિશેષણ આપી શું સમજાવે છે કે આ શરીર જન્મકાળના હેતુરૂપ છે, વળી તે તે દેવના યથાયોગ્ય આયુષ્યકાળ પર્યન્ત રહેવાવાળું છે, વધુમાં દેવે રચેલ વૈક્રિયવર્ગણાના પુદ્ગલોથી બનેલા ઉત્તરવૈક્રિય શરીરનો મર્યાદિતકાળ પૂર્ણ થયે તુર્તજ આ મૂળ શરીર ગ્રહણ કરવુંજ પડે છે અને દેવોના ચ્યવનકાળ પર્યન્તે પણ તેજ શરીર હોય છે. આ પ્રમાણે ભવાશ્રયી મુખ્ય પ્રધાન જે શરીર તે ભવધારણીય શરીર કહેવાય.

આ શરીરની ઉત્કૃષ્ટ સ્થિતિ કહેવાઈ ગઈ છે. હવે ઉત્તર વૈક્રિયની વ્યાખ્યા સમજાવે છે.

**ઉત્તર વૈક્રિય શરીરઃ—**

वैक्रियमिति–विशेषा–विविधा क्रिया सहजशरीरग्रहणोत्तरकालमाश्रित्य क्रियते इति उत्तरवैक्रियम् । એટલે વિશેષ પ્રકારે અથવા વિવિધ પ્રકારે સહજ–ભવધારણીય શરીર ગ્રહણ સિવાયના કાલને આશ્રિત્ય જે કરાય છે તે **ઉત્તરવૈક્રિય** શરીર કહેવાય છે.

દેવોને આ ઉત્તર વૈક્રિયશરીર તદ્ભવાશ્રયી ઉત્પન્ન થતી લબ્ધિપ્રત્યયિક હોય છે, પૂર્વે કરેલ વ્યુત્પત્તિ અનુસાર આ ઉ૦ વૈ૦ શરીરની રચના અનેક પ્રકારે ઇષ્ટરૂપે થઇ શકે છે. એક હોઇ અનેક થાય છે–અનેક હોઇ એક થાય છે, ભૂચર હોઇ ખેચર થાય છે ખેચર થઇને ભૂચર પણ તુર્ત થઇ શકે છે. ન્હાનામાંથી મોટું–મ્હોટામાંથી ન્હાનું, ભારે હોઇ હલકું–હલકું હોઇ ભારે થાય છે, દૃશ્ય હોઇ અદૃશ્ય, અદૃશ્ય હોઇ દૃશ્ય થાય છે, એમ હરકોઇ પ્રકારની અદ્ભૂત જાતજાતની વિવિધ ક્રિયાઓને કરવાવાળું આ શરીર છે અને તે વૈક્રિય-વર્ગણાના પુદ્ગલોથી બને છે. ઉક્ત બન્ને શરીરો સ્વસ્વકાળપૂર્ણ થયે વિસ્રસા પુદ્ગલવત્ વિલયપામવાના સ્વભાવવાળાં હોય છે.

આ ઉત્તરવૈક્રિય શરીરની રચના ઉત્કૃષ્ટથી એક લાખ યોજન પ્રમાણ થઇ શકે છે અને તે ઉ૦ વૈ૦ શરીરની રચનાનો (તેનો કાળ) ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ કાળ "देवेसु अद्धमासो उक्कोसविउव्वणाकालो" એ વચનથી અર્ધમાસનો છે. એ કાળ પૂર્ણ થયે પુનઃ એ ઉત્તરવૈક્રિય શરીર રચના જે પ્રમાણે કરી હોય તે પ્રમાણે પુનઃ વિસ્રસા પુદ્ગલવત્ સ્વતઃ વિલય પામી જાય છે અને તુર્તજ ભવધારણીય વૈક્રિયશરીર ધારણ કરી લેવું પડે છે, જો તે કાળપૂર્વે રચેલ ઉત્તર વૈક્રિય શરીરની અનાવશ્યકતા દેખાય અને સંહરી લેવું હોય તો ઉપયોગ (બુદ્ધિ) પૂર્વક સંહરી લે છે.

આ ઉત્તરવૈક્રિય શરીરનું રચવું નવગ્રૈવેયક તેમજ સર્વોત્તમ એવા અનુત્તર વિમાનવાસી દેવોને હોતું નથી, વળી જેમ અન્યદેવો જિનેશ્વર ભગવંતના કલ્યાણકાદિ પ્રસંગે અથવા અન્ય ગમનાગમનાદિ–પ્રસંગે ઉત્તરવૈક્રિય કરી મનુષ્ય લોકમાં આવે છે તેમ આ દેવોને તથા પ્રકારનો કલ્પજ એવો છે કે તેઓને અહિં આવવાનું પ્રયોજન હોતું નથી પરંતુ ત્યાંજ શય્યામાં પોઢયાથકા નમસ્કારાદિ કરવા પૂર્વક શુભ ભાવના ભાવે છે તેથી અચિંતનીય શક્તિ છતાં [૧]પ્રયોજનાભાવે ઉત્તર **વૈક્રિયશરીર નથી** એવો શબ્દપ્રયોગ વાપર્યો છે. [ ૧૪૨. ]

---

૧ આથીજ ગ્રૈવેયક તથા અનુત્તરવાસી દેવો સ્વવિમાને શય્યામાં રહ્યા થકાંજ દ્રવ્યાનુ-

## ॥ ऊर्ध्वदेवलोके आयुष्यानुसार देहप्रमाण यन्त्र ॥

| सागरो० | हाथ-अंगीया० भाग | सा० | हाथ-भाग | सा० | हाथ-भाग |
|---|---|---|---|---|---|
| १ | ७ ... ८ | १२ | ५ ... २ | २३ | २ ... ८ |
| २ | ७ ... ० | १३ | ५ ... १ | २४ | २ ... ७ |
| ३ | ६ ... ४ | १४ | ५ ... ० | २५ | २ ... ६ |
| ४ | ६ ... ३ | १५ | ४ ... ३ | २६ | २ ... ५ |
| ५ | ६ ... २ | १६ | ४ ... २ | २७ | २ ... ४ |
| ६ | ६ ... १ | १७ | ४ ... १ | २८ | २ ... ३ |
| ७ | ६ .. ० | १८ | ४ ... ० | २९ | २ ... २ |
| ८ | ५ ... ६ | १९ | ३ ... ३ | ३० | २ ... १ |
| ९ | ५ ... ५ | २० | ३ ... २ | ३१ | २ ... ० |
| १० | ५ ... ४ | २१ | ३ ... १ | ३२ | १ ... १ |
| ११ | ५ ... ३ | २२ | ३ ... ० | ३३ | १ ... ० |

**અવતરણ;**—હવે એ ભવધારણીય તથા ઉત્તર વૈક્રિય શરીરનું જઘન્ય પ્રમાણ કહે છે.

---

યોગાદિ સંબંધી વિચારણાને મનન કરતાં કોઇ કોઇ વિષયમાં શંકાગ્રસ્ત બને છે ત્યારે તે દેવો ત્યાં રહીનેજ મનથી કેવલી ભગવંતને પ્રશ્ન કરે છે કે હે ભગવન્? મારી આ શંકાનું સમાધાન શું?

એ વખતે ત્રિકાળજ્ઞાની ભગવંતો કે જેઓ ત્રણે કાળના સર્વ ભાવોને એકી સાથે એકજ સમયમાં આત્મ પ્રત્યક્ષ જોઇ-જાણી શકે છે એવા તે ભગવંતો ઘાતીકર્મ ક્ષયથી ઉત્પન્ન થએલા કેવલજ્ઞાનના પરિબલવડે દેવોની તે શંકાઓને યુગપત્ જાણ્યા બાદ તેનું સમાધાન આપવા સારૂ દ્રવ્યમનથી મનોવર્ગણા યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે છે. તત્કાળે નિર્મળ અવધિજ્ઞાનથી ઉપયોગવંત થએલા તે દેવો તે ભગવંતે ગ્રહણ કરેલા મનોવર્ગણાના દ્રવ્યોને જોઇને સ્વશંકાના સમાધાન માટે વિચાર કરે કે કેવળી ભગવંતે આવા પ્રકારના મનોદ્રવ્યને ગ્રહણ કર્યાં છે, માટે આપણી શંકાઓનાં સમાધાન આ પ્રમાણે હોવાં જોઇએ એમ તેઓ સમજી જાય છે.

**साहाविय वेउव्विय, तणू जहन्ना कमेण पारंभे ।**
**अंगुलअसंखभागो, अंगुलसंखिज्जभागो य ॥ १४३ ॥**

## સંસ્કૃત છાયાઃ—

**स्वाभाविकी ( उत्तर ) वैक्रिया ( च ) तनुर्जघन्या क्रमेण प्रारंभे ।**
**अङ्गुलाऽसंख्यभागोऽङ्गुलसंख्यभागश्च ॥ १३३ ॥**

## શબ્દાર્થઃ-સુગમ છેઃ

ગાથાર્થ:—સ્વભાવિક તથા વૈક્રિયશરીર જઘન્યથી પ્રારંભકાળે અનુક્રમે અંગુલના સંખ્યાતમાભાગનું અને અંગુલના અસંખ્યાતમા ભાગનું હોય છે. ॥ ૧૪૩ ॥

વિશેષાર્થ;—**સ્વાભાવિક** કહેતાં ભવધારણીયશરીર આ શરીર ભુવનપત્યાદિક દેવોને સહજ પ્રાપ્ત થાય છે અને તે સ્વદેવાયુષ્ય પર્યન્ત રહેવાવાળું છે

એ જીવો પૂર્વભવના હ્યાય તેવા પ્રમાણવાળા દેહને છોડીને જ્યારે તથાવિધ કર્મદ્વારા પરભવમાં યથાયોગ્ય સ્થાને જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં ઉત્પન્ન થતાની સાથે અપર્યાપ્તાવસ્થામાં (ઉત્પત્તિના પ્રથમસમયે) તેહીજ જીવોના ભવધારણીય શરીરની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની હોય છે, કારણ કે ત્યાં તે જીવો ઉત્પત્તિસ્થાનમાં આવતાં પોતાના આત્માને અત્યંત સંકોચી (અંગુલના અસંખ્યાતમા ભાગનો કરી) કોયલામાં જેમ અગ્નિનો કણ પડે તેમ અહીં ઉત્પત્તિસ્થાનરૂપ કોયલામાં અગ્નિના કણરૂપ એ જીવો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયે તુર્તજ કોલસામાં પડેલા અગ્નિના કણીયાવત્ તે જીવ પ્રથમ સમયથી માંડી અનુક્રમે વૃદ્ધિ પામતો જાય છે, વળી સાથે સાથે તે જીવો ઉત્પત્તિના પ્રથમસમયથીજ સ્વસ્વયોગ્ય ( આહાર-શરીરરચના-ઇન્દ્રિયરચના શ્વાસોશ્વાસ નિયમન, ભાષા-વાચાનિયમન અને મનોરચના) પર્યાપ્તિનો પ્રારંભ સમકાળે કરવા માંડે છે, અને એક અંતર્મુહૂર્તમાં સમાપ્ત કરે છે. આ નિયમ દરેક જીવો માટે સમજવાનો છે. તેથી પૂર્વ અનન્તર ભવમાં રહેલો જીવ તથાવિધ કર્મસામગ્રીદ્વારા દેવાયુષ્ય તથા દેવગત્યાદિનો બંધ પાડી જ્યારે પરભવે દેવગતિમાં ઉત્પન્ન થાય ત્યારે ઉત્પત્તિપ્રાયોગ્ય દેવશય્યામાં ઉત્પન્ન થતા

તે જીવની ઉત્પત્તિના પ્રથમ સમયે એ [1]ભવધારણીય શરીરની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની હોય છે, એ પૂર્વોક્ત કથન મુજબ કોલસામાં પડેલ અગ્નિકણવત્ એ પ્રાથમિક સંકોચ અવસ્થા છોડી અલ્પ સમયમાં વૃદ્ધિગત થઇ જાય છે અને ઉત્પત્તિના પ્રથમ સમયથી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પણ આરંભે છે.

वैक्रियशरीरावगाहना;—[ અહીં વૈક્રિય શરીરથી દેવ–નારકોનાં[2] ભવ પ્રત્યયિક ઉત્તરવૈક્રિયનું અને [3]મનુષ્ય–તિર્યંચાદિનું મુખ્યત્વે તથાવિધ લબ્ધિપ્રત્યયિક ગણવાનું છે, તેથી ભવધારણીય વૈક્રિયનું ગ્રહણ ન સમજવું. ]

દેવો જ્યારે કોઇપણ પ્રકારના સ્વરૂપે ઉત્તરદેહની રચના કરવાની શરૂઆત કરે ત્યારે તે ઉત્તરવૈક્રિય શરીરની અવગાહના પ્રથમ સમયેજ અંગુલના સંખ્યાતમા ભાગની હોય છે અને ત્યાર પછી ક્રમશઃ વૃદ્ધિ પામે છે.

દેવો તથા નારકો જે જે સ્થાનાશ્રયી જે જે પ્રમાણવાળાં થવાના હોય તે ઉત્પન્ન થયાબાદ અંતર્મુહૂર્તમાં સ્વસ્થાન યોગ્ય પ્રમાણવાળાં બની જાય છે.

अपवाद:—પરંતુ વૈક્રિયલબ્ધિરહિત ઔદારિકશરીરી એવા ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચાદિને એ નિયમ લાગુ પડતો નથી એ જીવો તો યથાયોગ્ય કાળે ક્રમે ક્રમે સ્વયોગ્ય પ્રમાણવાળા બને છે.

જે જીવોએ ઉત્તર વૈક્રિય દેહની રચના જેટલા પ્રમાણયુક્ત કરવી શરૂ કરી હોય તે જીવો અંતર્મુહૂર્ત્તમાં જ તે ઇષ્ટ પ્રમાણવાળાં થઇ જાય છે. [ ૧૪૩ ]

---

૧ દેવોનું ભવધારણીય શરીર એ વૈક્રિય છે તો પણ ભવધારણીય વિશેષણથી યુકત હોવાથી સર્વ ભવધારણીયની વ્યાખ્યા વિચારણામાં તેનો સમાવેશ યથાયોગ્ય કરવો ઘટે છે.

૨ દેવની માફક નરકના બન્ને શરીરની વ્યાખ્યા વિચારી લેવી.

૩ એ પ્રમાણે વૈક્રિયલબ્ધિવંત ગર્ભજ મનુષ્યો તથા ગર્ભજ તિર્યંચો પણ લબ્ધિ ફેરવતાં થકા 'વિષ્ણુકુમારાદિ' વત્ વૈક્રિયશરીરની રચના કરે ત્યારે તેઓને પણ દેવવત્ અંગુલના સંખ્યાતમા ભાગની અવગાહના હોય.

વૈક્રિયલબ્ધિવંત વાયુકાય જીવોનું ઉત્તરવૈક્રિયશરીર પ્રારંભમાં કે પછી અંગુલના અસંખ્યાતમા ભાગનું હોય છે કારણકે વાયુકાય જીવોની જઘન્યોત્કૃષ્ટ શરીર અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગનીજ છે.

## चारे निकायना देवोनुं शरीरप्रमाणयन्त्रम् ॥

| देवजाति नाम | | भव० उत्कृ० मान | भव० जघ० मान | उत्तर वैक्रिय उ०मान | उत्तर वैक्रिय ज०मान |
|---|---|---|---|---|---|
| ભુવનપતિનું | ... | ૭ હાથ | અંગુલનો અસંખ્ય ભાગ | ૧ લાખ યો૦ | અંગુલના સંખ્યતાના ભાગની |
| વ્યન્તરનું ... | ... | ,, | ,, | ,, | ,, |
| જ્યોતિષીનું | ... | ,, | ,, | ,, | ,, |
| સૌધર્મ-ઈશાને | ... | ,, | ,, | ,, | ,, |
| સનત્કુ૦ માહેન્દ્રે | ... | ૬ | ,, | ,, | ,, |
| બ્રહ્મ-લાંતકે | ... | ૫ | ,, | ,, | , |
| શુક્ર-સહસ્રારે | ... | ૪ | ,, | ,, | ,, |
| આનત-પ્રાણતે | ... | ૩ | ,, | ,, | ,, |
| આરણ-અચ્યુતે | ... | ,, | ,, | ,, | ,, |
| નવગ્રૈવેયકે | ... | ૨ | ,, | પ્રયોજનાભાવે નથી | ,, |
| પાંચ અનુત્તરે | ... | ૧ | ,, | ,, | ,, |

॥ इति विबुधानां तृतीयमवगाहनाद्वारं समाप्तं ॥

## 卐 ॥ अथ सुराणामुपपातवर्णनात्मकं चतुर्थं द्वारम् ॥ 卐

अवतरण;—ત્રીજા દ્વારને સમાપ્ત કરીને હવે उववायचवणविरहं એ પદવાળું ચતુર્થદ્વાર શરૂ કરે છે અને તે ચાર ગાથાથી સમાપ્ત કરશે.

**सामन्नेणं—चउविह, सुरेसु बारसमुहुत्तउक्कोसो ।**
**उववायविरहकालो, अह भवणाइसु पत्तेयं ॥ १४४ ॥**

संस्कृत छायाः—

सामान्येन चतुर्विध—सुरेषु द्वादश मुहूर्त्ता उत्कृष्टः ।
उपपात—विरहकालः, अथ भवनादिषु प्रत्येकम् ॥ १४४ ॥

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| सामन्नेणं=સામાન્યથી | उववाय=ઉત્પાત |
| चउविह=ચાર પ્રકારના | पत्तेयं=પ્રત્યેકને વિષે |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૪૪ ॥

विशेषार्थः—હવે ચોથું દ્વાર ઉપપાતવિરહ એટલે શું ?

उपपातविरह=ઉપજવાનો વિયોગકાળ તે, અર્થાત્ દેવગતિની કોઈપણ નિકાયમાં એક દેવ અથવા ઘણા દેવો ઉત્પન્ન થયા બાદ તેજ નિકાયમાં અન્ય કોઈ દેવો ઉત્પન્ન ન થાય તો ક્યાંસુધી ઉત્પન્ન ન થાય ? તે કાળનું પ્રમાણ.

ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, વૈમાનિક એ ચારે નિકાયના દેવોનો સામાન્યતઃ ( સમુચ્ચયે ) ઉપપાતવિરહ ઉત્કૃષ્ટથી [1]બારમુહૂર્તનો હોય છે, એ બારમુહૂર્ત વ્યતીત થયે અન્ય કોઇ જીવ દેવગતિમાં અવશ્ય ઉત્પન્ન થાય છે. [ ॥ ૧૪૪ ॥ ]

अवतरण:—પૂર્વે સામાન્યથી ઉપપાતવિરહ કાલ કહ્યો. હવે ત્રણ ગાથાથી પ્રત્યેક નિકાયાશ્રયી સ્પષ્ટરીતે જણાવે છે.

**भवणवणजोइसोहम्मीसाणेसु मुहुत्त चउवीसं ।**
**तो नवदिण वीसमुहू, बारसदिण दसमुहूत्ता य ॥ १४५ ॥**
**बावीससड्ढदियहा, पणयाल असीइ दिणसयं तत्तो ।**
**संखिज्जा दुसुमासा, दुसुवासा तिसु तिगेसु कमा ॥ १४६ ॥**
**वासाणसयासहस्सा, लक्खा तह चउसु विजयमाईसु ।**
**पलियाऽसंखभागो, सव्वट्ठे संखभागो य ॥ १४७ ॥**

**સંસ્કૃત છાયા:—**

भवन( पति )वन( चर )ज्योतिष्कसौधर्मेशानेषु मुहूर्त्ताश्चतुर्विंशतिः ।
ततो नव दिनानि विंशतिर्मुहूर्ताः द्वादश दिनानि दशमुहूर्ताश्च ॥ १४५ ॥
द्वाविंशतिस्सार्धदिवसाः पञ्चचत्वारिंशदशीतिदिनशतं ततः ।
संख्येया द्वयोर्मासाः, द्वयोर्वर्षाः त्रिषु त्रिकेषु क्रमात् ॥ १४६ ॥
वर्षाणां शतानि सहस्राणि लक्षाणि तथा चतुर्षु विजयादिषु ।
पल्याऽसंख्यभागः सर्वार्थे संख्यभागश्च ॥ १४७ ॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| चउवीसं=ચોવીશ | नवदिणवीसमुहुत्त=નવ દિવસ ને વીશ મુહૂર્ત |
| तो=તેથી | बारसदिणदसमुहुत्ता=બાર દિવસને દશ મુહૂર્ત |
| बावीसद्धदियहा=સાડા બાવીશદિવસ | तिसुतिगेसु=ત્રણ ત્રિકમાં |
| वाससयसय=સંખ્યાતા વર્ષશત | सव्वट्ठे=સર્વાર્થ સિદ્ધે |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૪૫-૧૪૭ ॥

विशेषार्थः—ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિકનિકાયના સૌધર્મ તથા ઇશાન એ બન્ને કલ્પે ઉપપાતવિરહકાલ ઉત્કૃષ્ટથી ચોવીશ મુહૂર્તનો પડે છે, ત્યારબાદ ઉક્ત નિકાયસ્થાનમાં એક અથવા ઘણા દેવો અવશ્ય ઉત્પન્ન થાય છે, ત્યારબાદ સનત્કુમારકલ્પે નવ દિવસ અને ઉપર વીશ મુહૂર્તનો વિરહકાલ, માહેન્દ્રકલ્પે બાર દિવસ ઉપર દસ મુહૂર્ત, બ્રહ્મકલ્પે સાડાબાવીસ દિવસ, લાંતકકલ્પે પીસ્તાલીશ દિવસ, શુક્રકલ્પે એંશી દિવસ, સહસ્રારકલ્પે સો દિવસ, [1]આનત-પ્રાણતે સંખ્યાતા માસનો, [2]આરણ-અચ્યુતે સંખ્યાતા વર્ષનો વિરહકાલ હોય.

નવગ્રૈવેયકની પ્હેલીત્રિકમાં ઉત્કૃષ્ટવિરહકાલ સંખ્યાતા વર્ષશત હોય [ પરંતુ સહસ્ર વર્ષની તો અંદર સમજવો, અન્યથા સહસ્ર વર્ષ એવુંજ વિધાન કરત. ] મધ્યમત્રિકે સંખ્યાતા સહસ્ર વર્ષ અને ઉપરિતન ગ્રૈવેયકે સંખ્યાતાલક્ષ વર્ષનો ( કોટીથી અર્વાક્ ) વિરહ જાણવો.

અનુત્તરકલ્પે-વિજય, વિજયવંત, જયંત અને અપરાજિત એ ચારે વિમાનને વિષે ( અદ્ધા ) પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો વિરહકાળ પડે અને મધ્યવર્ત્તી સર્વોત્કૃષ્ટ પાંચમા સર્વાર્થસિદ્ધ વિમાનને વિષે ઉત્કૃષ્ટ વિરહકાલ પલ્યોપમના સંખ્યાતમા ભાગનો જાણવો. આ પ્રમાણે ઉત્કૃષ્ટથી ઉપપાત વિરહકાલ દર્શાવ્યો. [ ॥ ૧૪૫-૧૪૭ ॥ ]

॥ इति सुराणां चतुर्थमुपपातविरहकालद्वारं समाप्तम् ॥

## ॥ देवानां पञ्चमच्यवनविरहं-षष्ठमुपपातं-सप्तमं संख्याद्वारं च ॥

अवतरण;—હવે ગ્રન્થકાર એ ઉપપાત વિરહકાલને જઘન્યથી દર્શાવતા થકા, પુનઃ જઘન્ય તથા ઉત્કૃષ્ટ ચ્યવન વિરહકાલને અતિદેશથી કહેવા પૂર્વક પાંચમું દ્વાર સમાપ્ત કરે છે.

---

૧-૨ પરંતુ એટલું વિશેષ સમજવું જે આનત કરતાં પ્રાણતે સંખ્યાતા માસ તે અધિકપણે જાણવાં એ પ્રમાણે આરણ કરતાં અચ્યુતે સંખ્યાતાવર્ષ અધિક કાળ જાણવો.

અને પૂર્વાર્ધવત્ પશ્ચાર્ધ ગાથામાં संखं इगसमइयं પદવાળું છઠ્ઠું દ્વાર ( એક સમયમાં એક સાથે કેટલા જીવ ચ્યવે ? અથવા કેટલા ઉત્પન્ન થાય ? તે ) જઘન્યોત્કૃષ્ટપણે શરૂ કરી સમાપ્ત કરશે.

**सव्वेसिंपि जहन्नो, समओ एमेव चवणविरहोऽवि ।**
**इगदुतिसंखमसंखा, इगसमए हुंति य चवंति ॥ १४८ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**सर्वेषामपि जघन्यः समयः, एवमेव च्यवनविरहोऽपि ।**
**एको द्वौ त्रयः असंख्याता संख्याता एकसमये भवन्ति च च्यवन्ते ॥१४८॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| सव्वेसिंपि=સર્વેનો પણ | एमेव=એ પ્રમાણે જ |
| जहन्नो=જઘન્યથી | इगदुति=એક બે ત્રણ |
| समओ=સમય | चवंति=ચ્યવે છે |

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૧૪૮ ॥

विशेषार्थः—સર્વેનો એટલે ભુવનપતિથી માંડી સર્વાર્થસિદ્ધ સુધીની ચારે નિકાયના દેવોનો જઘન્યથી ઉપપાત વિરહ એક સમયનો હોય છે.

**पञ्चमच्यवनविरहकालद्वारम्**—હવે ઉપપાતવિરહવત્ ચ્યવનવિરહકાળ કહે છે.

**च्यवनविरह**-એટલે દેવગતિની ચારે નિકાયમાંથી કોઇએક કે ઘણા દેવો ન ચ્યવે તો કેટલા કાળસુધી ન ચ્યવે ? તે કાલનું નિયમન-તે ચ્યવન વિરહકાળ કહેવાય.

આ ચ્યવનવિરહકાલ પણ ઉપપાતવિરહકાળ દ્વારમાં જેજે નિકાયમાં યથાસંખ્ય જેટલો જેટલો જ્યાં જ્યાં કહેલ છે તેજ પ્રમાણે યથાસંભવ વિચારવો.

એટલે પ્રથમથી ભુ૦ વ્ય૦ જ્યો૦ ત્રણે નિકાયમાં અને સૌધર્મ-ઇશાન કલ્પે બાર મુ૦ ઉત્કૃષ્ટચ્યવન વિરહ, સનત્કુમારે નવ દિવસ-૨૦મુ૦, માહેન્દ્રે બાર દિવસને-૧૦મુ૦, બ્રહ્મકલ્પે ૨૨॥ દિવસ, લાંતકે ૪૫ દિવસ શુક્રે ૮૦ દિવસ, સહસ્રારે ૧૦૦ દિવસ, આનત પ્રાણતે સંખ્યાતામાસ, આરણ-અચ્યુતે સંખ્યાતા વર્ષ, પ્હેલી ગૈંત્રિકે સંખ્યાતા શત વર્ષ, મધ્યમત્રિકે સંખ્યાતા સહસ્રવર્ષ, ઉપરિતનત્રિકે સંખ્યાતા લક્ષ વર્ષ, વિજયાદિ ચાર વિમાનને વિષે પલ્યોપમનો અસંખ્યાતમોભાગ, અને સર્વાર્થસિદ્ધે પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ચ્યવન વિરહકાળ હોય. **इति उत्कृष्टच्यवनविरहकालः ।**

॥ अथ षष्ठ—सप्तम उपपात—च्यवन संख्याद्वारम् ॥

એ પ્રમાણે ઉપપાત તથા ચ્યવનવિરહકાળ કહ્યો, હવે એક સમયમાં જઘન્ય અને ઉત્કૃષ્ટથી કેટલા દેવો દેવગતિમાંથી એકી સાથે ચ્યવે, તે **ચ્યવન-સંખ્યાદ્વાર**, અને એ એકજ સમયમાં અન્યગતિથી કેટલા જીવો દેવગતિમાં જઘન્યોત્કૃષ્ટ સંખ્યાએ ઉત્પન્ન થાય તે **ઉપપાત સંખ્યાદ્વાર.**

ચારે નિકાય પૈકી કોઈપણ નિકાયમાં અથવા ચારે નિકાયમાં સામાન્યતઃ સમુચ્ચયે જઘન્યથી એક, બે, ત્રણ એમ ઉત્કૃષ્ટથી યાવત્ સંખ્યાતા—અસંખ્યાતા પણ ઉત્પન્ન થાય છે, તેમજ એક, બે યાવત્ અસંખ્યાતા એકજ સમયમાં ચ્યવે પણ છે.

અહીંઆ એટલું વિશેષ સમજવું કે ભુવનપતિથી માંડી સહસ્રાર સુધીના દેવોને તો ઉક્ત નિયમ યોગ્ય છે કારણકે સહસ્રાર સુધીમાં તો તિર્યંચોની પણ ગતિ છે અને તિર્યંચો અસંખ્યાતા છે તેથી યાવત્ અસંખ્યાતી ઉપપાત સંખ્યા યોગ્ય છે, તેમજ તેટલી સંખ્યાએ ચ્યવે છે કારણકે તેઓની પૃથ્વી—અપ્—વનસ્પતિ—મનુષ્ય—તિર્યંચ એ પાંચે દંડકોમાં ગતિ હોય છે.

હવે નવમા સહસ્રાર કલ્પથી લઇ સર્વાર્થસિદ્ધ સુધીના દેવોની ઉપપાત તથા ચ્યવન સંખ્યા જઘન્યથી ૧-૨-૩ છે અને ઉત્કૃષ્ટથી તો સંખ્યાતી જ હોય છે. કારણકે સહસ્રારથી—સર્વાર્થસિદ્ધ સુધીમાં તથાવિધ શુભ અધ્યવસાયવાળા ગર્ભજ મનુષ્યો જ ઉત્પન્ન થઈ શકે છે અને તેઓની સંખ્યા સંખ્યાતી જ છે અને ચ્યવન સંખ્યા પણ સંખ્યાતીજ હોય છે કારણ કે તે કલ્પગત દેવો મરીને ગર્ભજ મનુષ્યમાં જ ઉત્પન્ન થાય છે અને તે ગર્ભજ મનુષ્યોની સંખ્યાતી સંખ્યા છે. [ ૧૪૮ ]

॥ इति देवानां पञ्चमं षष्ठं च सप्तमं द्वारं समाप्तम् ॥

## देवलोके प्रत्येककल्पे उत्कृष्ट 'उपपात—च्यवन विरह' काल प्रमाण यन्त्रम् ॥

| निकाय—कल्पनाम | उ० विरहमान | कल्प नाम | उ० विरहमान | जघ० विर० | च्य० वि० |
|---|---|---|---|---|---|
| ભુવનપતિ વ્યન્તરમાં | ૨૪ મુહૂર્ત્ત | સહસ્રાર કલ્પે ... | ૩ માસ ૧૦ દિ૦ | સર્વત્ર જઘન્ય વિરહકાલ એક સમયનો જાણવો | ચ્યવ-વિરહ ઉપર-વિરહવત્ યથાસંભવ સમજવો |
| જ્યોતિષી નિકાયમાં | ,, | આનત—પ્રાણતે ... | સંખ્યાતામાસ | | |
| સૌધર્મ—ઇશાનમાં | ,, | આરણ—અચ્યુતે ... | સંખ્યાતાવર્ષ | | |
| સનત્કુમાર કલ્પે | ૯ દિ૦ ૨૦ મુ૦ | ગ્રૈ૦ પ્રથમત્રિકે ... | સંખ્યા૦ વર્ષશત | | |
| માહેન્દ્ર કલ્પે ... | ૧૨ દિ૦ ૧૦ મુ૦ | ગ્રૈ૦ દ્વિતીયત્રિકે ... | સં૦ હજાર વર્ષ | | |
| બ્રહ્મ કલ્પે ... | ૨૨॥ દિવસ | ગ્રૈ૦ તૃતીયત્રિકે ... | સં૦ લાખ વર્ષ | | |
| લાંતક કલ્પે ... | ૪૫ દિવસ | અનુ૦ચારવિમાને... | અદ્ધા૦ પલ્યો૦ અસંખ્યા૦ ભાગ | | |
| શુક્ર કલ્પે... ... | ૮૦ દિવસ | સર્વાર્થસિદ્ધે ... | ,, ,, સંખ્યા૦ ભાગ | | |

## चारेगत्याश्रयी सामान्य उत्कृष्ट च्यवन विरहकालयन्त्रम् ॥

| नाम | ज० वि० | उ० वि० | |
|---|---|---|---|
| ગર્ભજ નર તિર્યંચનો. | ૧ સમય | ૧૨ મુહૂર્ત્ત | સામાન્ય ચ્યવન વિરહ [illegible] |
| દેવતા, નારકીનો ... | ,, | ,, | |
| સંમૂર્ચ્છિમ મનુષ્યનો. | ,, | ૨૪ મુહૂર્ત્ત | |
| વિકલેન્દ્રિયનો ... | ,, | અંતર્મુહૂર્ત્ત | |
| સંમૂર્ચ્છિમતિર્યંચાદિકનો | ,, | ,, | |

## देवलोके जघन्योत्कृष्ट उपपात-च्यवन संख्या यन्त्रम् ॥

| नाम | ज० उप० च्य० संख्या | उ० उप-च्य० संख्या |
|---|---|---|
| ભુવન૦ સહસ્રારયાવત્ | એક, બે ત્રણ સુધી | સંખ્ય, અસંખ્ય યાવત્ |
| સહ૦થી અનુત્તર યાવત્ | ,, | સંખ્યાતા ઉપજે ચ્યવે |

## 卐 ॥ सुधाशिनामष्टमं यथागमन [ गति ] द्वारम् ॥ 卐

अवतरण;—સાતમું દ્વાર સમાપ્ત કરી હવે કઈ ગતિઓમાંથી મૃત્યુ પામેલા જીવો દેવલોકમાં ઉત્પન્ન થાય છે તે 'गमं' પદવાળું આઠમું ગતિદ્વાર કહે છે.

**नरपंचिंदियतिरिया-णुप्पत्ती सुरभवे पजत्ताणं ।**
**अज्झवसायविसेसा, तेसिं गइतारतम्मं तु ॥ १४९ ॥**

સંસ્કૃત છાયાઃ—

नरपञ्चेन्द्रियतिरश्चामुत्पत्तिः सुरभवे पर्याप्तानाम् ।
अध्यवसायविशेषात्तेषां गतितारतम्यं तु ॥ १४९ ॥

શબ્દાર્થઃ—

उप्पत्ती=ઉત્પત્તિ
पजत्ताणं=પર્યાપ્તાની
अज्झवसाय=અધ્યવસાય
विसेसा=વિશેષથી
तेसिं=તેઓનું
गइतारतम्मं=ગતિનું તારતમ્ય

ગાથાર્થઃ—પર્યાપ્તા એવા ગર્ભજ પંચેન્દ્રિયમનુષ્યો તથા તિર્યંચો દેવલોકમાં ઉત્પન્ન થાય છે. પુનઃ અધ્યવસાયની વિશેષતાથી તેઓની ગતિમાં તારતમ્ય પડે છે. ॥ ૧૪૯ ॥

વિશેષાર્થઃ—આ ગાથા શું જણાવે છે ? કે દેવગતિમાં કયે કયે સ્થાનેથી આવેલા જીવો ઉત્પન્ન થઈ શકે છે ? વળી તે જીવોને દેવગતિમાં ઉત્પન્ન થવામાં શું પ્રયોજન ? વળી જઘન્ય–મધ્યમ તથા ઉત્કૃષ્ટ ઋદ્ધિની ભિન્ન ભિન્ન જાતિની વૈભવ–સંપત્તિ તથા અલ્પાયુષ્ય–દીર્ઘાયુષ્યની તરતમતા કેમ ? ઇત્યાદિ વસ્તુનો વિપર્યાસ થવામાં કારણ કોઇપણ હોય તો જીવનો માનસિક ' અધ્યવસાય ' એ જ છે, એ અધ્યવસાય વસ્તુ શું છે, તેનું ટુંકું સ્પષ્ટીકરણ વિચારીએ.

' અધ્યવસાય '=માનસિક પરિણામ–વ્યાપાર વિશેષ તે.

સામાન્યતઃ—માનસિક જે વિચાર તે જ અધ્યવસાય રૂપ વસ્તુ છે. આ માનસિક પરિણામ ( વિચાર ) બે વિભાગમાં વિભક્ત થાય છે, શુદ્ધ–શુભ, અશુદ્ધ–અશુભ, આ બન્ને પ્રકારના પરિણામને ઉત્પન્ન થવામાં પ્રથમ તો જીવનો ઇષ્ટ–અનિષ્ટ વસ્તુ પ્રત્યેનો સંયોગ–વિયોગ આધાર રાખે છે.

૧–અર્થાત્ જ્યારે જીવને જડ વા ચેતનાદિ ઇષ્ટવસ્તુનો સંયોગ ઉત્પન્ન થાય છે ત્યારે તે અત્યન્ત પ્રમુદિત થાય છે, આનંદના ગર્વમાં વધતો મનને મચાવે છે અને દરેક પ્રકારે મનને આનંદ ક્રીડાથી મનાવતો તીવ્ર–તીવ્રતર અને યાવત્ તીવ્રતમ જાતિની રાગ–મોહની દશામાં તે તે વસ્તુદ્રવ્ય ઉપર સચોટ રીતે મનને જોડે છે અને જોડ્યાબાદ તે તે વસ્તુની પ્રાપ્તિ–સંરક્ષણ અને ઉપભોગમાં મનને એકલય કરી દે છે અને એ વસ્તુની ઇષ્ટ વિચારણામાં વધ્યેજ જાય છે.

આ રાગ અથવા મોહની વિચારણામાં પુનઃ બે વિભાગો પડી જાય છે એક પ્રશસ્ત વિભાગ અને બીજો અપ્રશસ્ત વિભાગ. શુદ્ધ દેવતત્ત્વ, શુદ્ધ ગુરૂતત્ત્વ, શુદ્ધ ધર્મતત્ત્વને અંગે કરાતો રાગ–મોહ તે પ્રશસ્ત અને તેથી વિપરીત જાતિનો કુદેવ–કુગુરૂ–કુધર્માદિક તથા અર્થ–કામને અંગે કરાતો ઉત્પન્ન થતો જે રાગ–મોહ તે અપ્રશસ્ત કહેવાય છે.

પ્રશસ્ત રાગ–તે શુદ્ધ છે અને શુદ્ધ રાગ થતાં જીવ તેના સેવનથી થતા પુણ્યપ્રકૃતિરૂપ અધ્યવસાયાશ્રી શુભ કર્મોપાર્જન કરે છે, એ પ્રશસ્ત રાગ–મોહ પણ તથાવિધ શુભ કર્મદ્વારા જીવને દેવાદિક શુભગતિ પ્રાપ્ત કરાવે છે, જ્યારે અપ્રશસ્ત રાગ એ અશુદ્ધ છે અને એમાં રક્ત થએલો જીવ તથાવિધ અશુભ કર્મદ્વારા અશુભ કર્મોપાર્જન કરી નરકાદિ કુગતિમાં રખડે છે.

૨–હવે જ્યારે જીવને અનિષ્ટ વસ્તુનો સંયોગ પ્રાપ્ત થાય છે ત્યારે જીવને તે પ્રત્યે, અરૂચિ–આવેશ આવે છે, ક્રોધમાં આવી જાય છે, દ્વેષ–બુદ્ધિ પેદા થાય છે, એ દ્વેષને મન કેળવતું જાય છે, અને એ વિચારો હૃદયમાં ઘર કરી જીવને કલ્પાંત કરાવે છે, અનેક દુષ્ટવિચારોની શ્રેણી ( કષાયની અશુભ પરિણતિ ) માં ચઢતો ચઢતો જીવ તીવ્ર–તમ–તર–કોટીએ પ્હોંચે છે, એથી અવિચારો, કુવિચાર અને અકૃત્યો પણ કરે છે અને આત્માની સાચી અધ્યાત્મમાત્રાને ઝેર રૂપ બનાવી અનેકપ્રકારે કદર્થનાને આપનાર તે દ્વેષ થઇ પડે છે.

આ અનિષ્ટ–દ્વેષ કષાયની વિચારણામાં પુનઃ બે વિભાગ પડે છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત, શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મ આદિ શુભ કાર્યને અંગે કરવો પડતો કષાય તે પ્રશસ્ત, તે અલ્પ કર્મબંધના કારણરૂપ અને શુભફળને પણ આપનારો, જ્યારે અપ્રશસ્ત એ તેથી વિપરીત રીતે વિપરીત ફળ આપનારો સમજવો.

આ પ્રમાણે ઇષ્ટ, અનિષ્ટ વસ્તુનો સંયોગ અને વિયોગથી શુભાશુભ રાગ યા દ્વેષ થવા દ્વારા ઉત્પન્ન થતા અધ્યવસાયાશ્રયી જીવોને ગત્યાદિક નામ કર્મોમાં તરતમતા પડે છે, અશુભ અધ્યવસાય નરકાદિગતિના કારણરૂપ અને શુભ અધ્યવસાય દેવગતિના કારણરૂપ છે, જીવનું સર્વ બંધારણચક્ર મન–અધ્યવસાય ઉપરજ છે, માટે જ “ **मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** ” એ આપ્તપુરૂષોનો સિદ્ધાંત જગજાહેર છે.

[ વધુમાં એટલું ધ્યાનમાં રાખવું કે દેવગતિ યોગ્ય આવેલ અધ્યવસાયો અતિવિશુદ્ધતર–તમ દશામાં વૃદ્ધિ પામતાં જાય તો જીવને ચારે ગતિની ભ્રમણાને દૂર કરી મુક્તિનિલયમાં પ્હોંચતાં વિલંબ થતો નથી. અત્રે તેની વધુ ચર્ચા છોડી દિશાસૂચન જણાવેલ છે. ]

આ પ્રમાણે દેવાયુષ્ય કર્મબંધ યોગ્ય અધ્યવસાયવડે પર્યાપ્તા એવા પંચેન્દ્રિય મનુષ્ય તથા તિર્યંચ જ દેવગતિમાં ઉત્પન્ન થાય છે, તે સિવાયના પંચેન્દ્રિય જીવોનો ( દેવ–નારક ) માટે નિષેધ સ્વયં સમજી લેવો. કારણ કે નારકોને તથાવિધ ભવપ્રત્યયિક ક્ષેત્રપ્રભાવે જે દેવગતિ યોગ્ય અધ્યવસાયો પ્રાપ્ત થતા નથી એટલે તેઓનું દેવગતિમાં ગમન કયાંથી જ હોય ? વળી નારકો મરીને અનંતર નરક થઇ શકતાજ નથી. કારણ ભવ સ્વભાવે તે પુનઃ તુર્તજ તે સ્થાને ઉત્પત્તિ થવા યોગ્ય અધ્યવસાયોને પામી શકતા નથી.

તેજ પ્રમાણે દેવોને નરકગતિ યોગ્ય અધ્યવસાયો મલતા નથી જેથી તેઓ સીધા નરકગતિમાં ઉત્પન્ન થતા નથી તેમ અનંતર મરીને ભવસ્વભાવે

દેવો દેવપણે પણ થતા નથી પરંતુ વચમાં મનુષ્ય કે તિર્યંચનો એક ભવ કરી પછી યથાયોગ્ય સ્થાને ઉત્પન્ન થવું હોય તો થઈ શકે છે. [ ॥ ૧૪૯ ॥ ]

*અવતરણ;*—ચાલુ દ્વારમાં હવે કયા કયા અને કઇ કઈ સ્થિતિવાળા જીવો કયે દેવલોકે જાય છે ? તે કહે છે.

## नरतिरिअसंखजीवी, सव्वे नियमेण जंति देवेसु ।
## नियआउअसमहीणा,–उएसु ईसाणअंतेसु ॥ १५० ॥

### સંસ્કૃત છાયાઃ—

**नरास्तिर्यञ्चोऽसंख्यातजीविनः सर्वे नियमेन यान्ति देवेषु ।**
**निजायुष्कसमहीनायुष्केषु ईशानान्तेषु ॥ १५० ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| *असंखजीवी*=અસંખ્યવર્ષાયુષ્ય જીવવાળા | *नियआउअ*=નિજાયુષ્ય |
| *नियमेण*=નિયમથી | *समहीणाउएसु*=સરખાઅથવાહીણાયુષ્યમાં |
| *जंति*=જાય છે | *ईसाणअंतेसु*=ઇશાનઅંતમાં |

*ગાથાર્થઃ*—અસંખ્ય વર્ષના આયુષ્યવાળા મનુષ્યો તથા તિર્યંચો સર્વે નિયમા દેવલોકમાં ઉત્પન્ન થાય છે, અને તે પણ નિજાયુષ્ય સમાન અથવા તો હીન સ્થિતિપણે ઇશાનાન્ત કલ્પ યાવત્ ઉત્પન્ન થાય છે. ॥ ૧૫૦ ॥

*વિશેષાર્થઃ*—અસંખ્યાત વર્ષના દીર્ઘાયુષ્યવાળા મનુષ્યો અને તિર્યંચો તે યુગલિકોજ હોય છે અને તેઓ દેવગતિમાં જ ઉત્પન્ન થાય છે પરંતુ શેષ નરકાદિ ત્રણે ગતિમાં ઉત્પન્ન થતા નથી, વળી દેવગતિમાં પણ તેઓ પોતાની યુગલિક અવસ્થામાં જેટલી આયુષ્યસ્થિતિ હોય તે તુલ્ય સ્થિતિ–આયુષ્ય વાળા અથવા તો હીનાયુષ્યવાળા દેવપણે ( તેવે સ્થાને ) ઉત્પન્ન થાય છે અને તેથી તેઓની વધારેમાં વધારે ગતિ ઈશાનદેવલોક સુધીજ હોય છે, કારણ કે નિજાયુષ્ય પ્રમાણને અનુકુળ સ્થિતિ વધારેમાં વધારે ઇશાન કલ્પ સુધી હોય છે, અને આગળના કલ્પોમાં જઘન્યથી પણ સાગરોપમની સ્થિતિઓ શરૂ થાય છે, જ્યારે યુગલિકો તો ઉત્કૃષ્ટથી પણ ત્રણ પલ્યોપમની સ્થિતિવાળા છે.

અને તેથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગથી અસંખ્યવર્ષના આયુષ્ય-વાળા ખેચર તિર્યંચ પંચેન્દ્રિયો અને અન્તરદ્વીપવર્તી ( દાઢાઓ ઉપર વસતા )

યુગલિક તિર્યંચ તથા મનુષ્યો તો ભુવનપતિ અને વ્યન્તર એ બે નિકાયમાંજ ઉત્પન્ન થાય છે, પરંતુ જ્યોતિષી કે સૌધર્મ-ઇશાને નહિ, કારણ કે જ્યોતિષીમાં તો જઘન્યથી પણ જઘન્યસ્થિતિ પલ્યો૦ના આઠમા ભાગની અને વૈમાનિકમાં સૌધર્મે પલ્યોપમની કહી છે જ્યારે ઉક્ત યુગલિક જીવોની સ્થિતિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગની છે તેથી તેને તુલ્ય વા હીન સ્થિતિપણું ત્યાં મળી શકતું નથી. હવે શેષ એક પલ્યોપમના આયુષ્યવાળા યુગલિકો ( તે હૈમવત ઐરણ્યવત ક્ષેત્રના ) બે પલ્યોપમ આયુષ્યવાળા ( તે હરિવર્ષ-રમ્યકક્ષેત્રના ) ત્રણ પલ્યોપમ આયુષ્યવાળા ( તે દેવકુરૂ-ઉત્તરકુરૂક્ષેત્રના તથા સુષમસુષમાદિ આરામાં યથાયોગ્ય અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા ભરત-ઐરવત ક્ષેત્રવર્તિ યુગલિક મનુષ્ય તિર્યંચો ) ભુવનપતિથી માંડી યથાસમ્ભવ ઇશાન યાવત્ ઉત્પન્ન થઈ શકે છે કારણ કે નિજાયુષ્યતુલ્ય સ્થિતિ સ્થાન ત્યાંસુધી છે, તેથી ઉપરના કલ્પે સર્વથા નિષેધ સમજી લેવો. [ ૧૫૦ ]

अवतरण:—પ્રસ્તુત પ્રસંગ જણાવે છે.

**जंति समुच्छिमतिरिया, भवणवणेसु न जोइमाईसु ।**
**जं तेसिं उववाओ, पलिआऽसंखंसआऊसु ॥ १५१ ॥**

### સંસ્કૃત છાયાઃ—

**यान्ति सम्मूच्छिमतिर्यञ्चो भवन(पति)वने(चरे)षु न ज्योतिष्कादिषु ।**
**यत्तेषामुपपातो पल्याऽसंख्यांशाऽऽयुष्षु ॥ १५१ ॥**

### શબ્દાર્થઃ—સુગમ છે.

गाथार्थ:—વિશેષાર્થવત્ ॥ ૧૫૧ ॥

विशेषार्थ:—એ પ્રમાણે સમૂર્ચ્છિમતિર્યંચો ભુવનપતિ તથા વ્યન્તરને વિષે ઉત્પન્ન થાય છે, પરંતુ જ્યોતિષ્કાદિ ( સૌધર્મ-ઇશાન ) નિકાયમાં ઉત્પન્ન થતા નથી કારણ કે તેઓનું ઉપજવું પલ્યોપમના અસંખ્યાતમાભાગે આયુષ્યવાળા દેવોમાં હોય છે. સમૂ૦ તિં૦ ની આથી આગળ ગતિ નથી. [ ૧૫૧ ]

### ॥ अष्टमगतिद्वारे प्रकीर्णकाधिकारः ॥

अवतरण;—પૂર્વે ગતિ-સ્થિતિ આધારે તે તે જીવોની સ્થિતિ કહી, હવે અધ્યવસાયાશ્રયી થતી ગતિ જણાવે છે.

**बालतवे पडिबद्धा, उक्कडरोसा तवेण गारविया ।**
**वेरेण य पडिबद्धा, मरिउ असुरेसु जायंति ॥ १४२ ॥**

### સંસ્કૃત છાયાઃ—

**बालतपे प्रतिबद्धा उत्कटरोषास्तपेन गौरविताः ।**
**वैरेण च प्रतिबद्धा मृत्वाऽसुरेषु जायन्ते ॥ १५२ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| बालतवे=બાલતપમાં | वेरेण=વૈરથી |
| पडिबद्धा=પ્રતિબદ્ધ | मरिउ=મૃત્યુ પામીને |
| उक्कडरोसा=ઉત્કૃષ્ટરોષવાળા | असुरेसु=અસુરોમાં |
| तवेण गारविया=તપથી ગૌરવવાળા | जायंति=જાય છે |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૫૨ ॥

विशेषार्थः—बालतवे=બાલ=અજ્ઞાન જે તપ, અર્થાત્ બાલ વિશેષણ આપી શું સમજાવે છે કે બાલકની બાલ્યાવસ્થા શૂન્ય છે તેમ આ તપ પણ અજ્ઞાનપણે કરાતો હોવાથી શૂન્ય ગણાય છે. એ બાલતપ જિનેશ્વર ભગવંતના માર્ગથી વિપરીત, તત્ત્વાતત્ત્વ, પેયાપેય, ભક્ષ્યાભક્ષ્યના ભાન રહિત કરાય છે, એ મિથ્યા તપ કહેવાય છે કારણ કે તે તપ સમ્યક્ત્વ (સાચાશ્રદ્ધાન) રહિત હોય છે, એ તપથી આત્મા કદાચ સામાન્ય લાભ ભલે મેળવી જાય પણ અંતે આત્માને હાનિકારક હોવાથી નિષ્ફળ છે, જે તપમાં નથી હોતું ઈન્દ્રિય દમન, નથી હોતો વર્ણ ગંધ રસ સ્પર્શાદિ વિષયોનો ત્યાગ, નથી હોતો અધ્યાત્મ, નથી હોતી સકામ નિર્જરા, ઉલટું પુષ્ટિકારી અન્ન લેવું, ઈન્દ્રિયને સ્વેચ્છાએ પોષવી, વિષયવાસનાઓનું વધુ સેવન, હિંસામય પ્રવૃત્તિવાળા એવા પંચાગ્નિઆદિ તપો એ બાળતપ છે, તથાપિ તેના ધર્મશાસ્ત્રાનુસાર બાહ્ય દૃષ્ટિએ કિંચિત્ આત્મદમનને કરનારા તપ રૂપ અનુષ્ઠાન હોવાથી સામાન્ય લાભને મળતાં તેઓ દ્વીપાયન ઋષિની જેમ અસુરકુમારાદિ ભુવનપતિ નિકાયમાં ઉત્પન્ન થાય છે.

માટે સારીએ આલમમાં સુપ્રસિદ્ધ જૈન ધર્મના તપને સમજીને કલ્યાણાભિલાષી આત્માએ તેનો જ આદર કરવો.

उक्कडरोसा=ઉત્કટરોષને ધારણ કરતો તપ કરે તેને પણ અસુરગતિ પ્રાપ્ત થાય છે.

કોઇએક પ્રાણી સ્વશક્ત્યાનુસાર પણ તપને–ધર્માનુષ્ઠાનને કરતો હોય, અહિંસક, અસત્યનો ત્યાગી, સ્ત્રીસંગરહિત, નિષ્પરિગ્રહી હોય, સદ્‌ગુણી હોય, કષાય વર્તતા હોય નહિં, માયાળુ શાંત સ્વભાવી હોય તો જીવ શુભ પુણ્યદ્વારા ઉત્પન્ન થતા ઉત્તમ અધ્યવસાયોદ્વારા વૈમાનિક નિકાયગત દેવના આયુષ્યનો બન્ધ કરે છે, એટલુંજ નહિં પણ તેથીએ વધુ વિશુદ્ધતરતમ દશામાં દાખલ થતો મોક્ષ લક્ષ્મીનો મેમાન પણ થઇ શકે છે.

પરંતુ તથાવિધ કર્મવિચિત્રતાથી તે તે ધર્માનુષ્ઠાન–તપાદિક કરતાં એક, કષાયની પરિણતિ એવી વર્તતી હોય કે નિમિત્ત મલે કે ન મળે પણ જ્યાં ત્યાં ક્રોધ–ગુસ્સો–આવેશ કરતો હોય, ધર્મસ્થાનોમાં પણ ટંટા–તોફાન કરતો હોય, ન કરવાના કાર્યો કરતો હોય આ રોષ કરવાના મલિન પ્રસંગે જો આયુષ્ય બન્ધ પડી જાય તો પણ અમુક સદ્‌ગુણ–ધર્મના સેવનથી અસુરકુમારાદિ ભુવનપતિમાં ઉપજે છે, જો રોષવૃત્તિરહિત ધર્માનુષ્ઠાન આચરતા હોય તો પ્રાણી તેથી અધિક સદ્‌ગતિ મેળવે છે, માટે રોષવૃત્તિને દુર કરવી જરૂરી છે.

तवेण गारविया—તપથી ગૌરવવાળા અહંકાર કરનારા—

કોઇ પ્રાણી બંધાએલા નિબિડ–ચીકણા કર્મને પણ ( 'तपसा निर्जरा च' ) તપોનુષ્ઠાનદ્વારા ગાળી નાંખે છે. એ તપ અહંકાર રહિત હોય તો તે ઉત્તમ ગતિને મેળવી શકે છે પરંતુ તે તપ કરતાં અહંકાર આવી જાય કે મારા જેવો તપ કરનાર, સહન કરનાર બલિષ્ઠ છે કોણ ? ઇત્યાદિ અહંકારના મદમાં વર્તતા પરભવાયુષ્યનો બન્ધ પાડે તો ભુવનપતિમાં ઉપજે છે, ત્યાં ઉંચ–નીચપણું ભાવનાની વિશુદ્ધિ ઉપર આધાર રાખે છે, માટે પ્રાણીઓએ ઉત્તમગતિ મેળવવા અહંકારવૃત્તિ રહિત તપ આદરવો.

वेरेण य पडिबद्धा=વૈરવડે પ્રતિબદ્ધ–આસક્ત થએલા તે કોઇ જીવ મહાન્ તપ–ધર્મને સેવતો હોય મહાન્ ઋષિ–ત્યાગી હોય પરંતુ જો વૈરીનું વેરવાળવામાં આસક્ત હોય અને [૨૬]પરભવાયુષ્યનો બન્ધ કરે તો મલીનભાવનાના

૨૬ એટલું વિશેષ સમજવું કે કોઇપણ જીવનું આગામિ ગતિસ્થાનનું નિર્માણ પરભવાયુષ્ય બન્ધકાલે ઉત્પન્ન થતી શુભાશુભ ભાવના–અધ્યવસાય ઉપર આધાર રાખે છે, હવે સ્વભવ આયુષ્ય પ્રમાણમાં જીવને આયુર્બન્ધના મુખ્યત્વે ચાર કાળ [ પ્રસંગ ] આવે છે. પ્રથમ સોપક્રમી જીવનું જેટલું આયુષ્ય હોય તેના ત્રીજા ભાગે, નવમા ભાગે, સત્તાવીશમા ભાગે, છેવટે નિજાયુષ્ય પૂર્ણ થવા આડુ અંતર્મુહૂર્ત બાકી રહે ત્યારે, અર્થાત્ ત્રીજા ભાગે પરભવાયુષ્ય બન્ધ જીવ ન કર્યો હોય તો નવમે કરે, ત્યાં ન કર્યો હોય તો ૨૭ મે, છેવટે અંતર્મુહૂર્ત બાકી રહે પરભવાયુષ્ય બન્ધ કરવોજ જોઇએ, એ આયુષ્ય-

યોગે ભુવનપતિમાં ઉપજે છે કારણ કે વૈર વાળવું એ ખરાબ ચીજ છે, એથી મન હમેશા મલિન રહે છે, વૈરવાળી શકે યા ન વાળી શકે તોપણ તે અશુભ ભાવનાના યોગે ઉક્તગતિ તો મેળવે છે, તે ગતિમાં પણ વૈરી પ્રત્યે વૈર વાળવાની વાસના જાગે છે અને તેઓ અનેક કદર્થનાને પામે છે અને પુનઃકર્મબંધ કરવા દ્વારા ચ્યવીને સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. માટે પ્રાણીએ વૈરાસક્તપણું વર્જવું.

એ પ્રમાણે ઉક્ત અનિષ્ટ ભાવનાના યોગે પ્રાણી પોતાની ઉત્તમ આરાધનાને દોષરૂપ બનાવી ઉત્પન્ન થતા જઘન્ય પ્રકારના અધ્યવસાયદ્વારા અસુરોને વિષે ઉત્પન્ન થાય છે. [ ૧૫૨ ]

अवतरण;—હવે વ્યન્તરપણે કયા કારણથી જીવ ઉત્પન્ન થાય ? તે કહે છે.

**रज्जुग्गहविसभक्खण–जलजलणपवेसतण्हछुहदुहओ ।**
**गिरिसिरपडणाउमया, सुहभावा हुंति वंतरिया ॥ १५३ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**रज्जुग्रह-विषभक्षण-जल-ज्वलनप्रवेश-तृष्णा- क्षुधादुःखतः ।**
**गिरिशिरःपतनात् मृताः, शुभभावा भवन्ति व्यन्तराः ॥ १५३ ॥**

બન્ધના કાળ પ્રસંગે જીવના જેવા પ્રકારના શુભાશુભ અધ્યવસાય, તદનુસાર શુભાશુભ ગતિનો બન્ધ કરે છે, શુભ અધ્યવસાય શુભ ગતિને અશુભ અધ્યવસાય અશુભ ગતિને આપે છે, તે ગતિમાં પણ ઉચ્ચ–નીચ સંપત્તિની પ્રાપ્તિ અધ્યવસાયની જેટલી જેટલી વિશુદ્ધિ હોય તે તે ઉપર આધાર રાખે છે, પછી ભલે તે જીવોએ દારૂણ ઇત્યાદિ પાપાચરણો સેવ્યા હોય પરંતુ આયુર્બન્ધકાલે પૂર્વ પુણ્યથી તથાવિધ શુભાલંબનથી પૂર્વકૃત પાપનો ખેદ આલોચના ગ્રહણ ઇત્યાદિ કર્યું હોય અને શુભ અધ્યવસાયો ચાલતા હોય તો જીવ ચિલાતીપુત્ર દૃઢપ્રહારી તામલી તાપસાદિની જેમ શુભ અધ્યવસાયને પામી સમકિત ફરસી શુભગતિમાં ઉત્પન્ન થઇ શકે છે.

બીજું એ પણ યાદ રાખવું કે જો જીવે આયુષ્યના ચાર ભાગો પૈકી કોઇપણ ભાગે શુભગતિ અને શુભ આયુષ્યનો બન્ધ કર્યો હોય એ બન્ધ પૂર્વે કે અનન્તર અશુભ આચારણાએ થઇ હોય પરંતુ શુભગતિ આયુનો બન્ધ કર્યો હોવાથી તેને શુભ સ્થાને જવાનું હોવાથી પૂર્વના સંસ્કારોથી શુભ ભાવના આવી જાય છે પણ જો આયુર્બન્ધ અશુભ ગતિનો કર્યો હોય અને બન્ધકાળપૂર્વ–અનન્તર શુભ કાર્યો કીધાં હોય તો પણ અશુભ સ્થાનમાં જવું હોવાથી અશુભ અધ્યવસાયો પ્રાયઃ પ્રાપ્ત થઇ જાય છે. ટૂંકમાં જીવની જેવી આરાધના તેવી તેની માનસિક વિશુદ્ધિ સુવાસનાથી વાસિત બને છે. અશુભ આરાધના હોય તો અશુભ વાસનાવાળો બને છે.

## શબ્દાર્થ:—

रज्जुग्गह=દોરડાના ફાંસાથી
विसभक्खण=વિષભક્ષણથી
जलजलणपवेस=પાણી અગ્નિમાં પ્રવેશથી
तण्ह-छुहदुहओ=તૃષા-ક્ષુધા દુઃખથી
गिरिसिरपडणाउ=ગિરિશિખરથી પડીને
सुहभावा=શુભ ભાવવાળા

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૧૫૩ ॥

विशेषार्थः—આ ગાથામાં કહેલી આચરણા સ્વયં પાપરૂપ હોવાથી તેનું ખરૂં ફળ નરકાદિ કુગતિ હોઇ શકે, પરંતુ આયુષ્યબન્ધ પૂર્વ ગાથામાં કહેલા આચરણો કરતાં સ્વભાગ્યથી શુભ નિમિત્તદ્વારા શુભ ભાવના આવી જાય તો જીવ અનિષ્ટ કાર્ય કરતો પણ શુભભાવનાના યોગે **શૂલપાણી** યક્ષ વિગેરે માફક વ્યન્તરની શુભગતિ પ્રાપ્ત કરે છે.

रज्जुग्गह=દોરડાવડે જીવનો ઘાત કરવો, કોઇપણ પ્રકારના આંતરિક કે બાહ્ય દુઃખથી કંટાળી ફાંસો ખાઇને મરવું તે, આવા દાખલા વર્તમાનમાં દુઃખ-કલેશથી કંટાળેલા માનવોમાં વધુ જોવાય છે.

विसभक्खण—કોઇપણ આફત-દુઃખને કારણે વિષ ભક્ષણ કર્યું હોય પરંતુ પુનઃ શુભભાવનાના યોગે વ્યન્તરમાં જાય છે. આવા પ્રસંગો મોટે ભાગે લક્ષ્મીવન્તોને ત્યાં બને છે.

जलजलणपवेस—જાણતાં કે અજાણતાં જલમાં કે અગ્નિમાં પ્રવેશ કરી મરતાં, શુભભાવના પામતો જીવ **કુમારનંદી**વત્ વ્યન્તરમાં ઉપજે છે આવા દાખલા મધ્યમ વર્ગમાં વધુ મળી આવે છે.

तण्हछुहदुहओः—તૃષા અથવા ક્ષુધાના દુઃખથી પીડાતો પોતાના પ્રાણ ત્યાગ કાળે શુભ ભાવનાના યોગે મરે તે, આવું દીન વર્ગમાં વધુ હોય છે.

गिरिसिरपडणाउ—કોઇ મહાન્ દુઃખથી પીડતો સાહસિક જીવ દુઃખથી કંટાળેલ હોવાથી પર્વતના શિખર ઉપરથી પડતું મુકે તે અને ઉક્ત કાર્ય કરનારાઓ ઉપલક્ષણથી ભૈરવજવ તે પર્વત ઉપરથી ખીણમાં પડતું મુકનારા मया सुहभावा-મરતાં શુભ ભાવનાના યોગેજ શૂલપાણિયક્ષવત્ ( નરકાદિગતિ યોગ્ય અતિ આર્તરૌદ્રધ્યાનનો અભાવ હોય તો ) हुंति वंतरिया-વ્યન્તરો થાય છે, શુભ ભાવનાના અભાવે તો સ્વસ્વ અધ્યવસાયાનુસાર તે તે કુગતિમાં ઉપજે છે. [ ૧૫૩ ]

अवतरण.—હવે જ્યોતિષી તથા વૈમાનિક નિકાયમાં કોણ ઉત્પન્ન થવા યોગ્ય હોય?

**तावस जा जोइसिया, चरगपरिवाय बंभलोगो जा।**
**जा सहसारो पंचिंदि, तिरिअ जा अच्चुओ सड्ढा ॥ १५४ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**तापसा यावज्ज्योतिष्कान्, चरकपरिव्राजका ब्रह्मलोकं यावत्।**
**यावत्सहस्रारं पञ्चेन्द्रियतिर्यञ्चो यावदच्युतं श्राद्धाः ॥ १५४ ॥**

શબ્દાર્થ-ગાથાર્થ: વિશેષાર્થવત્ છે. ॥ ૧૫૪ ॥

વિશેષાર્થ:—तावस जा जोइसिया-વનમાં રહી કન્દમૂલાદિ તે ભોંયની અંદર ઉપજ-ારા બટાકા-રીંગણા-શકરીઆ આદુ લસણ ડુંગળી ગાજર આદિનું ભક્ષણ કરનારા તાપસો મરીને ભુવનપતિથી માંડી યાવત્ જ્યોતિષી સુધીમાં ઉત્પન્ન થઇ શકે છે.

જો કે આ તાપસ અને આગળ કહેવાતા જીવો તપસ્યાદિક ધર્મને પાપ કર્મ રહિત સેવે તો તેઓ તેથીએ આગળ ઉપજી શકે છે પરંતુ તેઓ અજ્ઞાની હોવાથી તપ-ધર્મ કરતાં પણ પાપસેવન તો કરે છે, પરંતુ એક તપસ્યારૂપ કાયક્લેશ-બાહ્યકષ્ટ સહન કરવાથી થોડોક લાભ પ્રાપ્ત થતાં તેના ફળરૂપે જ્યોતિષી નિકાયમાં ઉપજી શકે છે. એમ સર્વત્ર સમજવું.

चरग-परिवायबंभलोगो जा-ચરક તે સ્વધર્મ નિયમાનુસાર ચાર પાંચ એકઠા થઇને ભિક્ષાટન કરે-ચરે તે, અને परिवाय-પરિવ્રાજક તે કપાલિમતના સંતો તે. આ ચરક-પરિવ્રાજક બન્ને યાવત્ બ્રહ્મલોક સુધી ઉત્પન્ન થઇ શકે છે.

जा सहसारो पंचिंदितिरिअ-પર્યાપ્તા ગર્ભજ તિર્યંચ પંચેન્દ્રિયો સહસ્રાર સુધી ઉત્પન્ન થઇ શકે છે. આ કથન સંબલ-કંબલની માફક જે તિર્યંચો કોઇ નિમિત્તથી વા જાતિસ્મરણથી સમ્યક્ત્વ ( સાચા તત્ત્વની શ્રદ્ધા ) અને દેશવિરતિને પામ્યા હોય તેઓ માટે સમજવું, ઉક્તજીવો કરતાં આ તિર્યંચો છતાં વધુ લાભને મેળવે તેમાં કારણ સમ્યક્ત્વ અને દેશવિરતિની પ્રાપ્તિ એ એક જ છે, જ્યારે ઉક્ત જીવો ધર્મ-ત્યાગ-તપ અમુક પ્રકારે કરે પરંતુ તે સર્વ અજ્ઞાન-પણે, અને જિનેશ્વરના માર્ગથી વિપરીતપણે થતું હોવાથી ધૂળ ઉપર લીંપણ બરાબર નિષ્ફળ થાય છે.

जा अच्चुओ सड्ढा-શ્રાવક ઉત્કૃષ્ટથી મરીને યાવત્ અચ્યુત દેવલોકે ઉત્પન્ન થાય, તે પણ દેશવિરતિવંત શુભ ભાવનાના યોગે મરનારો હોય તે, તિર્યંચની

દેશવિરતિથી શ્રાવકની દેશવિરતિ મનુષ્ય ભવને અંગે વધુ નિર્મલ, ઉત્તમ પ્રકારની પ્રાપ્ત કરી શકતો હોવાથી તે ગતિના લાભને વધુ મેળવે છે. [ ૧૫૪. ]

अवतरण;—પ્રસ્તુત પ્રકરણ કહે છે.

**जइलिंग मिच्छदिट्ठि, गेवेज्जा जाव जंति उक्कोसं ।**
**पयमवि असद्दहंतो, सुत्तुतं मिच्छदिट्ठि उ ॥ १५५ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**यतिलिङ्गिनो मिथ्यादृष्टयो ग्रैवेयान् यावद्यान्ति उत्कृष्टम् ।**
**पदमप्यश्रद्दधानः सूत्रोक्तं मिथ्यादृष्टिस्तु ॥ १५५ ॥**

**શબ્દાર્થઃ—**

जइलिंग=યતિલિંગી
मिच्छदिट्ठि=મિથ્યાદૃષ્ટિ
गेवेज्जा जाव=ગ્રૈવેયક યાવત્
पयमवि=પદને પણ
असद्दहंतो=અસદ્દહણા કરતો
सुत्तुत्तं=સૂત્રમાં કહેલા

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૧૫૫ ॥

विशेषार्थः—લિંગ સાધુનું હોય પણ મિથ્યાદૃષ્ટિ હોય તે ઉત્કૃષ્ટથી નવ ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થાય છે.

કોઇ જીવ જિનેશ્વર ભગવંતની અથવા કોઇ પ્રભાવિક–લબ્ધિધારી યતિની ઋદ્ધિ સિદ્ધિ–દેવ–દાનવ–માનવથી થતો સત્કાર પૂજાદિને જોઇને, તે પોતાના મનમાં વિચાર કરે કે હું પણ જો આવું યતિપણું લઉં તો મારો પણ પૂજા–સત્કાર થશે એમ કેવળ ઐહિક સુખની ઇચ્છાએ ( નહીં કે મુક્તિની ઇચ્છાએ ) કંચન–કામિનીના ત્યાગી એવા તે યતિની જેમ આ પણ યતિપણું ધારણ કરે, એટલું જ નહિ પણ એવા પ્રકારનું ઉત્કૃષ્ટ સંયમ પાલે કે માખીની પાંખને પણ કિલામના થવા ન દે, એવી જીવરક્ષાદિ ક્રિયાઓ કરે, જો કે તે સંયમની સાચી શ્રદ્ધા રહિત હોય છે, પરંતુ બાહ્ય દશવિધ ચક્રવાલ સમાચારીની ક્રિયાનું ઉત્કૃષ્ટપણે યથાર્થ આરાધન કરતો કેવળ તેહીજ ક્રિયાના બળે [ અંગારમર્દકાચાર્યવત્ ] ઉત્કૃષ્ટથી નવગ્રૈવેયક સુધી ઉત્પન્ન થઇ શકે છે, જેઓ ક્રિયાને હમ્બગ માને છે તેઓએ એક ક્રિયાના બલથી પણ થતા આવા લાભથી વિચાર કરવાની જરૂર છે.

ગાથામાં ' मिच्छदिट्ठि ' શબ્દ આપ્યો તે મિથ્યાદૃષ્ટિનો અર્થ શું ? તો શ્રી સર્વજ્ઞ–અરિહંતદેવે પ્રરૂપેલાં જીવ–અજીવ–પુણ્ય–પાપાદિ નવતત્ત્વોને

જે ન સદ્દહે-ન માને, અથવા અમુક તત્ત્વને માને અમુકને ન માને, સંદેહવાળાં માને-અથવા તો તેઓએ પ્રરૂપેલા અને ગણધરોએ ગુંથેલા સૂત્રો-અર્થો એ બધાને સાચા માને પરંતુ પોતાની બુદ્ધિમાં કોઈએક પદ ન રૂચે અને તેથી અરિહંત દેવના વચનમાં વિકલ્પ થાય, મુંઝાય, શંકિત બને, આ વસ્તુ ભગવંતે ખોટી કહી છે આવી આવી અનેક પ્રકારની શંકાઓ જાગે અને દ્વાદશાંગીના એકજ પદની અસદ્દહણા કરે તો તેવાઓને જ્ઞાનીઓ મિથ્યાદૃષ્ટિ કહે છે. કારણ કે તેને સમ્યગ્દૃષ્ટિ હજુ ખીલી નથી અને એથીજ શ્રી સર્વજ્ઞ એવા જિનેશ્વર દેવોના કહેલા વચનોમાં એક પદની શંકા થતાં આત્મા તેમના કેવળજ્ઞાનનો પ્રત્યનિક બને છે અને એથી તે જીવે અનન્તા તીર્થંકરોની આશાતના કરી કહેવાય છે, કારણ કે અનન્તાએ તીર્થંકરની અર્થ રૂપે પ્રરૂપણા સમાન હોય છે માટે પ્રાણીઓએ પોતાની સ્વલ્પબુદ્ધિમાં કોઈ વસ્તુ એકદમ ન બેસવા માત્રથી શંકિત બની અસત્ય સ્વરૂપે માની લેવી એ અનન્તા સંસારને વધારનારી વિચારણા છે અને જ્ઞાનીની મહાન્ આશાતના કરવા બરાબર છે, જ્ઞાનીનું જ્ઞાન કોઇ અગાધ અને અજબ છે માટે તેના ઉપર સચોટ શ્રદ્ધા રાખવી ' जं जिणेहिं पवेइयं तमेव निस्संकं सच्चं ' ।। ઇતિ. [ ૧૫૫ ]

अवतरण;—પૂર્વ ગાથામાં સૂત્ર અને અર્થની અસદ્દહણા ન કરવા જણાવ્યું તો સૂત્ર એટલે શું ? તે કોનાં રચેલા હોય તો પ્રમાણભૂત ગણાય ? તે કહે છે.

**सुत्तं गणहररइयं, तहेव पत्तेयबुद्धरइयं च ।**
**सुयकेवलिणा रइयं, अभिन्नदसपुव्विणा रइयं ॥ १५६ ॥**

સંસ્કૃત છાયાઃ—

**सूत्रं गणधररचितं, तथैव प्रत्येकबुद्धरचितञ्च ।**
**श्रुतकेवलिना रचितमभिन्नदशपूर्विणा रचितम् ॥ १५६ ॥**

શબ્દાર્થઃ—

सुत्तं–સૂત્ર
गणहररइयं–ગણધર રચિત
तहेव–તે પ્રમાણે
पत्तेयबुद्ध–પ્રત્યેકબુદ્ધ
सुयकेवलिणा–શ્રુતકેવલીવડે
अभिन्नदस–સંપૂર્ણ દસપૂર્વી

गाथार्थः—ગણધરભગવંતોએ રચેલા, પ્રત્યેકબુદ્ધે રચેલા, શ્રુતકેવલીએ રચેલા અને સંપૂર્ણ દશપૂર્વીએ રચેલા જે જે ગ્રન્થો તે સૂત્રરૂપે મનાય છે. ॥૧૫૬॥

विशेषार्थः—गणं धारयतीति-गणधरः—ગણ–સમુદાયને ધારણ કરનારા તે ગણધર, જ્યારે જગજ્જંતુનું કલ્યાણ કરનારા પરમાત્માઓ સંપૂર્ણ કષ્ટો સહન કરી ઘોર તપશ્ચર્યા કરી, ઉપદ્રવોને સહન કરી, સ્વભાવમાં રમણ કરતાં ચાર ઘાતિકર્મનો ક્ષય કરી સંપૂર્ણ જ્ઞાની થાય છે ત્યારે તે પરમાત્માઓ દેવવિરચિત સમવસરણમાં બિરાજમાન થઈ સમર્થ બુદ્ધિશાળી ગણધર ભગવંતોની વાસક્ષેપચૂર્ણ મસ્તકે પ્રક્ષેપવા પૂર્વક પ્રથમ સ્થાપના કરે છે, ત્યારબાદ તે ગણધર ભગવંતો પ્રભુને પ્રશ્ન કરે કે હે ભગવંત ! किं तत्वं ? એમ ત્રણ વાર પ્રશ્ન કરે, પ્રત્યેક પ્રશ્ને અનુક્રમે उपन्नेइ वा, विगमेइ वा, धुएइ वा, એટલે હે ગણધરો ! ઉત્પત્તિ, વિલય, અને ધ્રૌવ્ય એ ત્રણ તત્ત્વો માત્ર જગતમાં રહેલા છે એમ જણાવે છે, આ ત્રિપદી વચનને અગાધજ્ઞાનના ધણી નિપુણ એવા ગણધરો ઝીલી લે છે, પ્રભુ વચનરૂપ બીજ તેમની બુદ્ધિમાં ભળતાં એ ત્રિપદી દ્વારા સર્વ વસ્તુના ભાવો વિચારી એક અંતર્મુહૂર્તમાંજ સમગ્ર દ્વાદશાંગીની રચના કરી નાંખે છે, એ દ્વાદશાંગી તે ગણધર ગુમ્ફિત સૂત્રો.

**પ્રત્યેક બુદ્ધ** એટલે તીર્થંકર પરમાત્મા કિંવા સદ્ગુરૂ આદિના ઉપદેશરૂપ નિમિત્ત સિવાય અન્ય અધ્યયનમાં વર્ણવેલા નમિપ્રવ્રજ્યાદિક તથાપ્રકારના કોઈપણ એક નિમિત્તને પામીને જેઓ કપિલ, કરકંડૂની માફક બોધ પામે તે પ્રત્યેકબુદ્ધ કહેવાય. તેઓએ રચેલ નમિઅધ્યયનાદિક જે ગ્રન્થો તેને પણ સૂત્ર કહેવાય.

**શ્રુત કેવલી**=તે [૨૭]ચૌદપૂર્વનો જ્ઞાતા હોય તેથી તે કેવળી નહીં પણ કેવળી જેવા જ્ઞાની આત્મા ગણાય છે તે શય્યમ્ભવસૂરિ, ભદ્રબાહુસ્વામી, શ્રી સ્થૂલભદ્ર સ્વામી વિગેરેના રચેલા દશવૈકાલિક પ્રમુખ ગ્રન્થો તેમજ નિર્યુક્તિ વિગેરે તે સૂત્રરૂપે લેખાય.

---

૨૭–**ચૌદપૂર્વી એટલે શું ?** શ્રી તીર્થંકર ભગવંતોએ અર્થરૂપે કહેલી અને બીજબુદ્ધિ નિધાન લબ્ધિસંપન્ન શ્રીગણધરમહારાજાઓએ સૂત્રરૂપે રચેલ શ્રીમતી દ્વાદશાંગી પૈકી બારમું જે દ્રષ્ટિવાદ નામનું અંગ છે તેના પરિકર્મ સૂત્ર પૂર્વાનુયોગ–પૂર્વગત અને ચૂલિકા એવા પાંચ વિભાગો છે. તેમાં પૂર્વગત નામનો જે ચતુર્થ વિભાગ છે તેમાં ચૌદે પૂર્વનો સમાવેશ થાય છે. પ્રથમ પૂર્વનું પ્રમાણ એક હાથી જેટલા મશીના ઢગલાથી લખી શકાય તેટલું છે. બીજું પૂર્વ બે હાથી પ્રમાણ. ત્રીજુ પૂર્વ ચાર હાથી પ્રમાણ. ચોથું પૂર્વ આઠ હાથી પ્રમાણ એમ ઉત્તર ઉત્તર પૂર્વો દ્વિગુણ દ્વિગુણ હાથી પ્રમાણ મશીના ઢગલાથી લખી શકાય તેવડા છે, એવા ચૌદ પૂર્વ રૂપ શ્રુતને સુગ તેમજ અર્થ દ્વારા જે મહર્ષિઓ જાણે છે તેઓને ચૌદપૂર્વી કિંવા 'શ્રુતકેવલી' કહેવાય છે. અતીત–અનાગત અસંખ્યભવનું સ્વરૂપ કહેવાની તેઓમાં અસાધારણ શક્તિ છે. એ સર્વ શ્રુતકેવલીભગવંતો સૂત્રની અપેક્ષાએ સરખા છતાં અર્થની અપેક્ષાએ ષટ્સ્થાનપતિત છે.

**સંપૂર્ણ દશપૂર્વી**=તે આર્ય વજસ્વામી, આર્ય મહાગિરિ પ્રમુખના રચેલા ગ્રંથો તે સૂત્ર કહેવાય, કારણ કે સંપૂર્ણ દશપૂર્વી નિયમા સમ્યગ્દૃષ્ટિ હોય છે તેથી કિંચિત્ પણ ન્યૂન દશપૂર્વી હોય તો તેના રચેલા ગ્રંથો સૂત્ર તરીકે ગણાતા નથી કારણ કે તેમાં મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિવાળા જીવો હોય છે જેથી તેને માટે નિયમ હોઇ ન શકે. [૧૫૬]

अवतरण;—હવે છદ્મસ્થયતિનો તથા શ્રાવકનો ઉત્કૃષ્ટ તથા જઘન્ય ઉપપાત કહે છે.

**छउमत्थसंजयाणं, उववाओ उक्कोसओ सवट्ठे ।**
**तेसिं सड्ढाणं पिय, जहन्नओ होइ सोहम्मे ॥ १५७ ॥**
**लंतम्मि चउदपुविस्स तावसाईण वंतरेसु तहा ।**
**एसो उववायविही, नियनियकिरियाठियाण सव्वोऽवि ॥१५८॥**

**સંસ્કૃત છાયાઃ—**

**छद्मस्थसंयतानामुपपात उत्कृष्टतस्सर्वार्थे ।**
**तेषां श्राद्धानामपि च जघन्यतो भवति सौधर्मे ॥ १५७ ॥**
**लांतके चतुर्दशपूर्विणस्तापसादीनां व्यन्तरेषु तथा ।**
**एष उपपातविधिर्निजनिजक्रियास्थितानां सर्वोऽपि ॥ १५८ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| *छउमत्थसंजयाण*=છદ્મસ્થ યતિનું | *तावसाइण*=તાપસાદિનું |
| सड्ढाणंपि=શ્રાવકોનું પણ | नियनियकिरियठियाण=નિજનિજક્રિયામાં સ્થિત |

गाथार्थ:—છદ્મસ્થ યતિનો ઉપપાત ઉત્કૃષ્ટથી સર્વાર્થ સિદ્ધમાં હોય છે, યતિનો તથા શ્રાવકનો પણ જઘન્ય ઉપપાત સૌધર્મે હોય છે. ॥ ૧૫૭–૧૫૮ ॥

विशेषार्थ:—યતિ કહેતાં સાધુ એ બે પ્રકારના હોઇ શકે છે, એક યતિ તે સંપૂર્ણ જ્ઞાનવાળા **કેવલી** યતિ, અને બીજા અપૂર્ણ જ્ઞાનવાળા મતિ–શ્રુત–અવધિ મનઃપર્યવને યથાસંભવ ધારણ કરનારા **છદ્મસ્થ** યતિ, એમાં કેવલી યતિ તદ્ભવ મોક્ષગામી જ હોય છે એટલે તેઓના ઉપપાતની વિચારણા અસ્થાને છે કારણ કે તેઓ મોક્ષગામી છે.

બીજા તે કેવલીથી ન્યૂનજ્ઞાનવાળા છદ્મસ્થસંયમી જે **ચઉદપૂર્વધરો** તેમજ અન્ય મુનિઓ જેઓ જ્ઞાન દર્શન ચારિત્રમાં રક્ત બન્યા થકા શુભ ભાવે મૃત્યુ પામે તો ઉત્કૃષ્ટથી ત્રિલોકતિલકસમાન એવા ઉત્તમ સર્વાર્થસિદ્ધવિમાનને વિષે ઉત્પન્ન થાય છે.

હવે જેઓ ઉત્કૃષ્ટ આરાધન કરી નથી શક્યા, પણ જઘન્યપણે ચારિત્રનું આરાધન કરેલું હોય એવા યતિઓ જઘન્યથી સૌધર્મ કલ્પે છેવટ એથી નવ પલ્યોપમની સ્થિતિવાળા દેવપણે પણ ઉત્પન્ન થાય છે.

એ પ્રમાણે જઘન્ય શ્રાવકપણું પાળનાર શ્રાવક પણ છેવટે સૌધર્મે પલ્યોપમની સ્થિતિવાળા દેવપણે ઉત્પન્ન થાય છે.

એ સાધુ-શ્રાવક સ્વઆચારમાં નિરત હોવા જોઈએ. સ્વાચારથી તદ્દન ભ્રષ્ટ હોય, કેવલ પૂજાવાની ખાતર વેષ પહેરતો હોય અને શાસનનો ઉડ્ડાહ કરનારો હોય તેવાઓની ગતિ તો તેઓના કર્માનુસાર સમજી લેવી. ॥ ૧૫૭ ॥

બીજી ગાથામાં જઘન્ય ઉપપાતનું કથન કરતાં પ્રથમ ગાથામાં છદ્મસ્થયતિમાં ચઉદ પૂર્વધર પણ ગણાવ્યા અને તેનો ઉત્કૃષ્ટ ઉપપાત સર્વાર્થસિદ્ધે કહ્યો, હવે છદ્મસ્થયતિ પૈકી માત્ર એ ચઉદપૂર્વધરનો જઘન્યઉપપાત લાંતક સુધી હોય છે. તેની નીચે તો નહીંજ અને તાપસાદિ-( આદિ શબ્દથી ચરક પરિવ્રાજકાદિ ) જેમનો પૂર્વે ઉ૦ ઉપપાત આવી ગયો તેમનો જઘન્ય ઉપપાત વ્યંતરમાં હોય છે, [ મતાંતરે ભુવનપતિમાં કહ્યો છે. ]

ઉક્ત ગાથાઓમાં કહેલો સર્વ ઉપપાતવિધિ પણ નિજનિજ ક્રિયામાં સ્થિત એવાઓને માટે સમજવો, પરંતુ જેઓ સ્વસ્વ ધર્મના આચારથી હીન ક્રિયા-ધર્મને સેવે છે તેઓને માટે તો સ્વસ્વકાર્યાનુસાર સમજવો. [ ૧૫૭-૫૮ ]

## ॥ देवगतिमां क्या क्या ? जीवो आवी आवी उपजे तत्संबंधी गतिद्वारे यन्त्रम् ॥

| जातिनाम | |
|---|---|
| ૫૦ ગ૦ મનુષ્ય તિર્યંચનું ચારેનિકાયમાં, | દોરડાનો ફાંસો ખાનાર, વિષભક્ષી જલ-અગ્નિ પ્રવશી, ભૂખ-તૃષાથી દુઃખી, ગિરિપાત કરનારા } શુભભાવે મરીને -વ્યન્તરમાં જાય છે. |
| અસં૦ મનુષ્ય તિર્યંચનું ભુ૦થી ઈશાનસુધી, | |
| સમૂર્છિમ તિર્યંચનું ભુ૦થી વ્યન્તર સુધી, | |
| બાલતપસ્વી, ઉત્કૃષ્ટ રાષી, તપથી અહંકારી વૈરાસક્ત } ભુવનપતિના અસુરોમાં શુભભાવે ઉપજે છે | ચરક-પરિવ્રાજક - ભુ૦થી બ્રહ્મકલ્પ યાવત્ જ૦થી વ્યન્તરમાં |
| | ગ૦પં૦પંચેન્દ્રિય તિર્યંચ સહસ્રાર કલ્પ યાવત્ |
| તાપસ ભુ૦થી જ્યો૦ સુધીમાં, જઘન્યથી વ્યન્તરમાં. | શ્રાવક - ઉ૦ અચ્યુતાન્ત યાવત્ જઘ૦ સૌધર્મે |
| છદ્મસ્થયતિ સર્વાર્થ સિદ્ધે. | યતિલિંગી મિથ્યાદૃષ્ટિ - નવ ગ્રૈ૦યાવત્ જ૦ વ્યન્તર |
| ચઉદપૂર્વી જઘ૦લાંતકે | |

[ पीळो रंग अस्थिना मर्कटबंध सूचक, लीलो वर्ण पाटानो,
लाल खीलीनो छे. ]

## छप्रकारना संघयण तथा समचतुरस्र संस्थान सूचक चित्र.-

१ वज्रऋषभ-नाराच संघयण

*

२ ऋषभनाराच-संघयण

*

३ नाराच सं०.

*

४ अर्धनाराच सं०

*

५ किलिका सं०.

*

६ सेवार्त संहनन.

मनुष्य अने तिर्यंचना शरीरमां ते ते युगाश्रयी केवी केवी ? हाडकानां सांधानी व्यवस्था होय छे ते आ छ संघयणनां चित्रो दर्शावे छे. प्रथम संघयण उत्तमोत्तम गणाता आत्माओने होय छे. त्यारपछीना क्रमशः तेथी न्यून न्यून पून्यवाळा आत्माओने ते ते काळना महत्त्व मुजब होय छे

### समचतुरस्र संस्थान

[ गा. १६३ ]

१ प्रथम संघयण-तेमां बन्ने बाजु हाडकांनो मजबूत मर्कटबंध, पुनः ते बंध उपर अस्थिनो पाटो, अने ते उपर पाटो तथा मर्कटबंधने वींधीने हाडकानी ज खीली आरपार उतरेली होय छे. आथी आ सांधो भयंकर उपक्रममां पण ढीलो थतो ज नथी.

२ संघयणमां खीली नथी होती, ते अपेक्षाए न्यून मजबूताई, मर्कटबंधने पाटो तो छे ज.

३ खीली नथी, मर्कटबंध छे.

४ आमां एक बाजुनो मर्कटबंध अने बीजी बाजु अस्थिनो छेडो खीलीथी संधाएलो छे.

५ आ संघयणमां एक बाजुनी हाडकानी खोभणमां सामे सांधा माटे बीजा हाडकानो छेडो खीलीथी मजबूत कर्यो छे.

६ मात्र हाडकाना बे छेडा खोभणमां [illegible] अडेला छे. सहजना आघातमां तूटी जाय छे.

અવતરણ:—એ પ્રમાણે અધ્યવસાય તેમજ આચારાશ્રયી ઉપપાત કહી સંઘયણ દ્વારા ઉપપાત કહેવાનો હોવાથી પ્રથમ છ સંઘયણનું વર્ણન કરે છે.

**वज्जरिसहनारायं, पढमं बीअं च रिसहनारायं ।**
**नारायमद्धनारायं, कीलिया तहय छेवट्ठं ॥ १५९ ॥**
**एए छ संघयणा, रिसहो पट्टो य कीलिया वज्जं ।**
**उभओ मक्कडबंधो, नाराओ होइ विन्नेओ ॥ १६० ॥**

સંસ્કૃત છાયા:—

वज्रर्षभनाराचं प्रथमं द्वितीयञ्च ऋषभनाराचम् ।
नाराचमर्द्धनाराचं कीलिका तथा च सेवार्त्तम् [ छेदस्पृष्टम् ] ॥१५९॥
एतानि षट् संहननानि ऋषभः पट्टश्च कीलिका वज्रम् ।
उभयतो मर्कटबन्धो नाराचो भवति विज्ञेयः ॥ १६० ॥

શબ્દાર્થ:—

वज्जरिसहनारायं=વજ્રઋષભનારાચ
रिसहनारायं=ઋષભનારાચ
नारायं=નારાચ
अद्धनाराय=અર્ધનારાચ
कीलिआ=કિલીકા
छवट्ठं=છેવટ્ઠું
एए=એ
छस्संघयणा=છ સંઘયણો
रिसहो=ઋષભ
पट्टो=પાટો
कीलिआ=ખીલી
वज्जं=વજ્ર
उभओ=ઉભયથા
मक्कडबंधो=મર્કટબંધ
नाराओ=નારાચ
विन्नेओ=જાણવું

ગાથાર્થ:—પ્હેલું વજ્રઋષભનારાચ, બીજું ઋષભનારાચ, ત્રીજું નારાચ, ચોથું અર્ધનારાચ, પાંચમું કીલિકા, છઠ્ઠું છેવટ્ઠું એ પ્રમાણે છ સંઘયણો છે. એમાં વજ્રઋષભનારાચનો અર્થ ગાથામાં જ કરતાં જણાવે છે કે વજ્ર-કીલિકા ( એટલે ખીલી ) ઋષભ એટલે પાટો અને નારાચ એટલે ઉભય બાજુ મર્કટબંધ હોય તેને પ્રથમ સંઘયણ જાણવું. ॥ ૧૫૯-૬૦ ॥

વિશેષાર્થ:—સંઘયણ અથવા સંહનન એ એકાર્થ વાચી છે, સંહનન એટલે संहन्यन्ते संहतिविशेषं प्राप्यन्ते शरीराऽवयवा यैस्तानि संहननानि અર્થાત્ જે વડે શરીરના અવયવો તેમજ હાડકાઓ વિશેષ મજબુત થાય તે સંઘયણ કહેવાય.

અથવા संघयणमट्ठिनिचओ એ પદથી અસ્થિનો સમૂહ—બંધારણવિશેષ તે સંઘયણ કહેવાય છે, એ સંઘયણો છ પ્રકારના છે.

' वज्रऋषभनाराचसं०—वज्र એટલે ખીલી, ऋषभ એટલે પાટો અને नाराच કહેતા મર્કટબન્ધ આ ત્રણે બંધારણો જેમાં હોય તે.

આ સંઘયણ મહાન્ પુરૂષોને હોય છે અને તે શરીરના સંધિસ્થાનોમાં હોય છે, ત્યાં પ્રથમ મર્કટબંધ એટલે સામસામા હાડના ભાગો એક [૨૮]બીજા ઉપર આંટી મારીને વળગેલા હોય ( [૨૯]વાનરનાબચ્ચાવત્ ) અને તે અસ્થિના મર્કટ-બન્ધ ઉપર મધ્યભાગે ઉપરનીચે ફરતો હાડકાનો પાટો વીંટાએલો હોય છે અને પુનઃ તેજ પાટાની ઉપર મધ્યભાગે હાડકાની બનેલી એક મજબુત ખીલી આખાએ પાટાને ભેદી ઉપરના મર્કટબંધને ભેદી, નીચે પાટો તથા મર્કટબંધને ભેદીને બ્હાર નીકળેલી હોય છે અર્થાત આરપાર નીકળેલી હોય છે તેને પ્હેલું **વજ્રઋષભનારાચ** સંઘયણ કહેવાય છે.

આ સંઘયણ એટલું તો મજબૂત હોય છે કે તે હાડની સંધિ ઉપર ગ્હાય તેટલા ઉપદ્રવો—પ્રહારો થાય છતાં ભાંગતો નથી, સંધિ જુદો પડતો નથી, અર્થાત્ ઘણુંજ મજબુતમાં મજબુત હાડકાનું બંધારણ છે.

૨ ऋषभनाराच—આ સંઘયણમાં માત્ર વજ્ર શબ્દ નથી એથી મર્કટબંધ તે ઉપર પાટો એ બે હોય પણ એક [૩૦]ખીલી ન હોય તે.

૩ नाराच—આમાં માત્ર મર્કટબંધ એકલોજ હોય છે [ અનુક્રમે એક એક બંધારણ ઘટતું જાય છે. ]

૪ अर्धनाराच—આમાં મર્કટબંધ ખરો પણ અર્ધ વિશેષણથી અર્ધો મર્કટ બંધ એટલે એક હાડનો છેડો સીધો અને બુઠો હોય તેના ઉપર બીજો સામો હાડનો છેડો તે સીધા હાડ ઉપર આંટી મારીને રહેલો હોય એ આંટી લગાવેલા હાડની બીજી બાજુ હાડની ખીલી આરપાર નીકળેલી હોય છે.

૫ कीलिका—બન્ને અસ્થિ—હાડ આંટી માર્યા વિના પરસ્પર સીધા જોડાએલા હોય અને બન્ને હાડને વટાવીને આરપાર હાડની ખીલી નકળેલી હોય તે.

---

૨૮—મલ્લકુસ્તી કરનારા દાવપેચ ખેલતાં જેમ સામસામા બાહુને પકડે છે તેની માફક.

૨૯—મર્કટ તે વાનર, અર્થાત્ વાનરનું બચ્ચું પોતાની માના પેટે જેમ ચોંટીપડે છે અને ત્યાર બાદ વાનર ગમે તેટલું કુદાકુદ કરે છે છતાં તે બચ્ચું છુટું પડતું નથી તે મર્કટબંધ કહેવાય.

૩૦—તેને કોઇક 'વજ્રનારાચ' એટલે ખીલી ખરી પણ પાટો નહીં તેને બીજુ સં૦ કહે છે.

૬ છેવટ્ઠું–આ સંઘયણુ અંતિમ કોટીનું છે, આમાં હાડની સંધિના સ્થાને સામસામા જે છેડાઓ તે પૈકી એક હાડની ખોભણમાં બીજા હાડનો ખુલ્લો છેડો સ્હેજ અંદર સ્પર્શ કરીને રહેલો હોય છે. આને ભાષામાં છેદસ્પૃષ્ટ ) તે હાડના પર્યંત ભાગ વડે સ્પર્શિત ) કહેવાય છે અને 'सेवार्त्त' પણ કહેવાય છે એટલે સેવા તેથી આર્ત્ત=પીડાતું, સહજના નિમિત્ત માત્રથી આ હાડનું બંધારણ તુટી પડે છે જેને હાડકું ભાંગ્યું–ઉતરી ગયું કહેવાય છે, અને તેથી તૈલાદિકના મર્દનથી સેવાતાં પાછું ખોભણમાં ચઢી જાય છે એટલે પીડાયા છતાં સેવા ક્રિયાથી સ્વસ્થાનને પ્રાપ્ત થતું અસ્થિ બંધારણ, વર્તમાન કાળમાં આ અંતિમ સંઘયણ જીવને વર્તે છે.

अवतरणः—એ છ સંઘયણ પૈકી કયા જીવને કેટલાં સંઘયણ હોય ? તે કહે છે.

## छ गब्भतिरिनराणं, समुच्छिमपणिंदिविगल छेवट्ठं ।
## सुरनेरइया एगिं–दिया य सव्वे असंघयणा ॥ १६१ ॥

### સંસ્કૃત છાયાઃ—

**षड् गर्भजतिर्यङ्नराणां सम्मूर्च्छिम–पञ्चेन्द्रिय–विकलानां सेवार्त्तम् ।**
**सुर–नैरयिका एकेन्द्रियाश्च सर्वे असंहननाः ॥ १६१ ॥**

**શબ્દાર્થઃ**—ગાથાર્થ, વિશેષાર્થવત્ સુગમ છે. ॥ ૨૬૧ ॥

विशेषार्थः—ગર્ભધારણ દ્વારા ઉત્પન્નથતા ગર્ભજતિર્યંચ તથા મનુષ્યોમાં જુદા જુદા જીવની અપેક્ષાએ છ સંઘયણો મલી શકે છે. સમૂર્ચ્છિમ પંચેન્દ્રિય તે સ૦પં૦ [૩૧]મનુષ્યો તથા તિર્યંચો અને વિકલેન્દ્રિય તે બેઇન્દ્રિ તેઇન્દ્રિ ચઉરીન્દ્રિને એક છેલ્લું છેવટ્ઠું–સેવાર્ત્ત સંઘયણ હોય છે. દેવો–નારકો અને એકેન્દ્રિયો સર્વે સંઘયણ રહિત હોય છે, અર્થાત્ તેઓને અસ્થિરચનાત્મકપણું હોતું નથી, પરંતુ દેવોની ચક્રવર્ત્યાદિથી પણ અત્યન્ત મોટી શક્તિ હોવાથી તેઓને ઔપચારિક વજ્રઋષભનારાચ સંઘયણવાળા કહેવાય છે. કારણ કે ઉત્કૃષ્ટ-શક્તિવિષયક સંબંધ પ્રથમ સાથે ઘટે છે તેવી રીતે એકેન્દ્રિયને અલ્પશક્તિને કારણે ઔપચારિક સેવાર્ત્ત સંઘયણવાળા પણ કહેલા છે કારણ કે અલ્પશકિતનો વિષય અલ્પબળવાળા સેવાર્ત્તસંઘયણસાથે ઘટાવી શકાય છે. ॥ ૧૬૧ ॥

---

૩૧ મતાંતરે કોઇક છ એ ઘટાવે છે.

## ॥ क्या जीवने केटला संघयण होय ? तेनो यन्त्र ॥

| | | | |
|---|---|---|---|
| ગર્ભજમનુષ્ય | ૬ | વિકલેન્દ્રિય | સેવાર્ત્ત |
| ગર્ભજતિર્યંચ | ૬ | દેવતાને | સંoનથી |
| સ૦પં૦ તિર્યંચ | સેવાર્ત | નારકીને | ,, |
| સ૦પં૦ મનુષ્ય | ,, | એકેન્દ્રિયને | ,, |

अवतरण;—હવે સંઘયણાશ્રયી ઊર્ધ્વગતિનિયમન બતાવે છે.

**छेवट्ठेण उ गम्मइ, चउरो जा कप्पकीलिआईसु ।**
**चउसु दुदुकप्पवुड्ढी, पढमेणं जाव सिद्धीवि ॥ १६२ ॥**

### સંસ્કૃત છાયાઃ—

**सेवार्त्तेन तु गम्यते चत्वारो यावत्कल्पाः कीलिकादिषु ।**
**चतुर्षु द्विद्विकल्पवृद्धिः प्रथमेन यावत् सिद्धिरपि ॥ १६२ ॥**

### શબ્દાર્થઃ—

उ=વિશેષે
गम्मइ=જાય છે
जाव=યાવત્
सिद्धिऽवि=સિદ્ધિ–મોક્ષ પણ

गाथार्थः—વિશેષાર્થવત્.

विशेषार्थः—અંતિમ છેવટ્ઠા સંઘયણવાળા જીવો વધારેમાં વધારે ભુવનપતિથી માંડી સૌધર્માદિ પ્રથમના [32]ચારકલ્પો સુધીમાંજ ઉત્પન્ન થઇ શકે છે, કીલિકા સંઘયણવાળા જીવો બ્રહ્મ યાવત્ અને લાંતકસુધીમાં જ ઉત્પન્ન થઇશકે છે, અર્દ્ધનારાચ સં૦વાળા શુક્ર સહસ્રાર સુધીમાં, ઋષભનારાચવાળા આરણ અચ્યુત યાવત્ અને પ્રથમ વજ્રઋષભનારાચ સંઘયણવાળા ગમે તે ગતિમાં અનુત્તરથી આગળ યાવત્ સિદ્ધિ સ્થાને પણ ઉત્પન્ન થઇ શકે છે, કારણ કે તે સંઘયણવાળા તદ્ભવે યોગ્યતાને પામી તેને લાયક પણ બની શકે છે.

---

૩૨–એથીજ વર્તમાન કાળમાં હુંડક સંસ્થાન હોવાથી જીવોનું વધુમાં વધુ ચાર દેવલોક સુધી ઉપજવું થાય છે.

|| संघयणाश्रयि गतियन्त्रम् || | | || संघयण–संस्थाननामयन्त्रम् || | |
|---|---|---|---|
| છેવટ્ઠાસંઘયણવાળા | ભુ૦થી ચોથા કલ્પ યાવત | ૧ વજ્રઋષભનારાચ | સમચતુરસ્ર |
| કીલિકા ,, | ભુ૦થી લાંતકાન્તે | ૨ ઋષભનારાચ | ન્યગ્રોધ |
| અર્ધનારાચ | ભુ૦થી સહસ્રારાન્ત | ૩ નારાચ | સાદિ |
| નારાચ | ભુ૦થી પ્રાણતાન્ત | ૪ અર્ધનારાચ | વામન |
| ઋષભનારાચ | ભુ૦થી અચ્યુતાન્ત | ૫ કીલકા | કુબ્જ |
| વજ્રઋ૦નારાચ | ભુ૦થી સિદ્ધશિલાન્ત | ૬ છેવટ્ઠું | હુંડક |

अवतरण;—સંઘયણો પણ અમુક સંસ્થાનને અનુલક્ષી છે જેથી સસ્થાનનું વર્ણન કરે છે.

**समचउरंसे निग्गोह,–साइ वामणय खुज्ज हुंडे य ।**
**जीवाण छ संठाणा, सव्वत्थ सलक्खणं पढमं ॥ १६३ ॥**

**नाहीइ उवरि बीअं, तइअमहो पिट्ठिउअरउरवज्जं ।**
**सिरगीवपाणिपाए, सुलक्खणं तं चउत्थं तु ॥ १६४ ॥**

**विवरीअं पंचमगं, सव्वत्थ अलक्खणं भवे छट्ठं ।**
**गब्भयनरतिरिअ छहा, सुरासमा हुंडया सेसा ॥ १६५ ॥**

સંસ્કૃત છાયાઃ—

समचतुरस्रं न्यग्रोधं सादि वामनश्च कुब्जहुंडे च ।
जीवानां षट् संस्थानानि सर्वत्र सलक्षणं प्रथमम् ॥ १६३ ॥

नाभेरुपरि द्वितीयं तृतीयमधः पृष्ठोदरोरोवर्जम् ।
शिरो–ग्रीवा–पाणि–पादे सुलक्षणं तच्चतुर्थं तु ॥ १६४ ॥

विपरीतं पञ्चमकं सर्वत्राऽलक्षणं भवेत् षष्ठम् ।
गर्भजनरतिर्यञ्चः षोढा सुरा समाः [समचतुरस्राः] हुंडकाः शेषाः ॥१६५॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| समचउरंस–સમચતુરસ્ર | नाहीई–નાભિની |
| निग्गोह–ન્યગ્રોધ | उवरि–ઉપર ( સુલક્ષણું ) |
| साई–સાદિ | बीयं–બીજું |
| वामन–વામન | तइयमहो–ત્રીજું અધો ( સુલક્ષણું ) |
| खुज्ज–કુબ્જ | पिट्ठि उयर–પિઠ ઉદર |
| हुंडे–હુંડક | उरवज्जं–છાતી વર્જીને |
| जीवाण–જીવોના | विवरीअं–વિપરીત ( તેથી ) |
| छ संठाणा–છ સંસ્થાનો | पंचमगं–પાંચમું |
| सव्वत्थ–સર્વથા | अलक्खणं–લક્ષણ વિનાનું |
| सलक्खणं–લક્ષણવાળું | भवे–હોય છે |
| पढमं–પ્હેલું | समा–સરખા–સમચતુરસ્રો |

ગાથાર્થ:—સમચતુરસ્ર, ન્યગ્રોધ સાદિ વામન કુબ્જ અને હુંડક એ જીવના છ સંસ્થાનો છે સર્વથા સુલક્ષણવાળું પ્હેલું, નાભિથી ઉપર લક્ષણવાળું બીજું નાભિથી નીચેનું જ લક્ષણવાળું ત્રીજું, પીઠ–ઉદર–ઉર વર્જીને શિર–ગ્રીવા–હાથ–પગ લક્ષણોવાળા હોય તે ચોથું, તેથી વિપરીત પાંચમું અને સર્વથા લક્ષણરહિત છઠ્ઠું હોય છે, ગ૦નર–તિર્યંચો છ સંસ્થાનવાળા, દેવો સમચતુરસ્ર અને શેષ હુંડક સંસ્થાનવાળા જાણવા. ॥ ૧૬૩–૬૫ ॥

વિશેષાર્થ:—संतिष्ठन्ते प्राणिनोऽनेन आकारविशेषेणेति संस्थानं, જે આકાર વિશેષથી પ્રાણીઓ સારીરીતે રહી શકે છે તેને સંસ્થાન કહેવાય છે, એ સંસ્થાનો સમચતુરસ્ર–ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ હુંડક એ ભેદે છ પ્રકારના છે.

૧ समचतुरस्र:—જેના અંગો સુલક્ષણોપેત હોય તે સમ૦ સંસ્થાની કહેવાય. અથવા પદ્માસને ( તથા પર્યંકાસને ) બેઠેલા પુરૂષના ચારે ખુણા વિભાગો સરખા માનવાળા થાય તે એટલે જમણા ઘુંટણથી ડાબાખભા સુધી, ડાબાઢીંચણથી જમણાખભા સુધી, બે પગની વચ્ચે ( કાંડાથી લઈ ) થી નાસિકા સુધી અને ડાબાઢીંચણથી જમણાઢીંચણ સુધી ( એ ચારે ભાગો દરેક બાજુ સરખા માનવાળા હોવા જોઇએ ).

૨ न्यग्रोध:—એ વડવૃક્ષનું નામ છે, એથી જે શરીર નાભિથી ઉપર સુલક્ષણવાળું શોભતું અને નીચે વડવૃક્ષની જેમ લક્ષણરહિત હોય તે ન્યગ્રોધપરિમંડલ સંસ્થાન.

૩ सादिसं०—ન્યગ્રોધથી વિપરીત એટલે નાભિ સહિત નીચેના અંગો સારા લક્ષણવાળા અને નાભિથી ઉપરના અંગો કુલક્ષણા-બેડોળ હોય (શાલ્મલી વૃક્ષવત્) તે.

૪ वामनः—પાછળની પીઠ-પૃષ્ટ ઉદર અને છાતી એ ત્રણને વર્જીને બાકીના શિર, કંઠ, હાથ, પગ અંગો યથાર્થ લક્ષણ યુકત હોય તે.

૫ कुब्जः—વામનથી ઉલટું એટલે શિર-કંઠ હાથ પગ એ લક્ષણહીન હોય અને શેષ અવયવો લક્ષણવાળા હોય તે.

૬ हुंडकः—તે જેના સર્વ અવયવો લક્ષણરહિત હોય તે, એ છએ સંસ્થાનો ગર્ભજમનુષ્ય તથા તિર્યંચોમાં (જુદા જુદા જીવની અપેક્ષાએ) હોય શકે છે, દેવો હંમેશા [૩૩]ભવધારણીય અપેક્ષાએ સમચતુરસ્ર સંસ્થાનવાળા (ચારે બાજુએ સમાન વિસ્તારવાળા સુલક્ષણા) હોય છે, શેષ રહેલા નારકો [૩૪]એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય સમૂ૦ પંચેન્દ્રિય મનુષ્ય-[૩]તિર્યંચો સર્વે હુંડક સંસ્થાનવાળા જાણવા.

॥ क्या जीवने कयुं संस्थान होय? तेनो यन्त्रम् ॥

| जाति नाम. | सं. सं. | नाम. | सं. सं. |
|---|---|---|---|
| ગર્ભજ મનુષ્ય | ૬ | વિકલેન્દ્રિય | हुंडक |
| ગર્ભજ તિર્યંચ | ૬ | નારકીને | ,, |
| દેવોને | પ્હેલું | એકેંદ્રિયને | ,, |

॥ इति देवानामष्टमं गतिद्वारम् ॥

## 卐 ॥ देवानां नवममागतिद्वारम् ॥ 卐

अवतरण;—પૂર્વે ગતિદ્વાર કહીને હવે બે ગાથા વડે દેવોનું નવમું **આગતિદ્વાર**—તે દેવો સ્વસ્થાનથી ચ્યવીને આવે છે. (કયાં જાય છે?) તે કહે છે.

**जंति सुरा संखाउय—गब्भयपज्जत्तमणुअतिरिएसुं ।**
**पज्जत्तेसु य बादर—भूदगपत्तेयगवणेसु ॥ १६६ ॥**
**तत्थवि सणंकुमार—प्पभिइ, एगिंदिएसुं नो जंति ।**
**आणयपमुहा चविउं, मणुएसु चेव गच्छंति ॥ १६७ ॥**

૩૩—પરંતુ ઉ-વૈ૦ ની અપેક્ષાએ છ એ સંસ્થાન થઇ શકે છે.

૩૪—એકેન્દ્રિયમાં પૃથ્વી અપ્ તેઉ વાયુના મસુરચન્દ પરપોટા સુઇ પતાકાદિ આકારો હુંડકના ભેદ તરીકે ગણી શકાય છે. ૩-કર્મગ્રન્થકારો છ સં૦ કહે છે.

## સંસ્કૃત છાયાઃ—

**यान्ति सुरास्संख्यायुष्क-गर्भजपर्याप्तमनुजतिर्यक्षु ।**
**पर्याप्तेषु च बादर-भूदकप्रत्येकवनस्पतिषु ॥ १६६ ॥**
**तत्रापि सनत्कुमारप्रभृतय एकेन्द्रियेषु नो यान्ति ।**
**आनतप्रमुखाश्च्युत्वा मनुष्येषु चैव गच्छन्ति ॥ १६७ ॥**

## શબ્દાર્થઃ—

| | | |
|---|---|---|
| सणंदकुमारप्पभिइ=સનત્કુમારપ્રભૃતિ | भूदगपत्तेय-गवणेसु | પૃથ્વી, અપ્૦ પ્રત્યેક વનસ્પતિમાં |

ગાથાર્થ:—સામાન્યથી દેવતાઓ સંખ્યાતા આયુષ્યના વર્ષવાળા, ગર્ભજ, પર્યાપ્તા એવા મનુષ્ય-તિર્યંચોને વિષે અને પર્યાપ્તા બાદર એવા પૃથ્વીકાય, અપ્કાય અને પ્રત્યેકવનસ્પતિકાયમાં જાય છે. ॥ ૧૬૬ ॥

તેમાંએ પણ સનત્કુમારથી આરંભીને સહસ્રારદેવલોક સુધીના દેવો એકેન્દ્રિયોને વિષે જતા નથી, વળી આનતપ્રમુખ ઉપરિતન કલ્પના દેવો ચ્યવીને નિશ્ચયથી મનુષ્યોને વિષેજ જાય છે. ॥ ૧૬૭ ॥

વિશેષાર્થ:—ગાથાર્થવત્ સુગમ છે, દેવો મરીને કયાં કયાં જાય ? તેનું જે નિયમન તેને આગતિદ્વાર કહે છે. વધુમાં દેવો સૂ૰ પૃથ્વી પાણી સૂક્ષ્મબાદર સાધારણ વનસ્પતિ અપર્યાપ્ત બાદરપૃથ્વી અપ્કાય પ્રત્યેકવનસ્પતિમાં, અગ્નિ, વાયુ વિકલેન્દ્રિય, અસંખ્યઆયુષ્યવાળા અને સમૂ૰ પંચે૰ તિર્યંચ-મનુષ્યમાં તથા દેવ નારકમાં ઉપજતા નથી. સનત્કુમારથી આગળઆગળ પુણ્યાઇ વધતી હોવાથી ક્રમશ આગળઆગળના દેવો ચ્યવીને નીચ નીચ યોનિમાં જતા નથી. ॥ ૧૬૬-૬૭ ॥

### ॥ चतुर्निकायस्थदेवानां आगतिद्वारे यन्त्रम् ॥

| | |
|---|---|
| ભુવનપતિ-વ્યન્તર-જ્યોતિષી સૌધર્મ ઇશાનવર્તી દેવો | પર્યાપ્ત ગ૰ મનુષ્ય-તિર્યંચ પર્યાપ્ત બાદર પૃથ્વી-અપ્-પ્રત્યેક વનસ્પતિમાં જાય છે |
| સનત્કુમારથી સહસ્રાર સુધીના | સંખ્યાતા આયુષ્યવાલા પર્યાપ્ત ગર્ભજ મનુષ્ય-તિર્યંચમાંજ જાય |
| આનતાદિથી લઇ-અનુત્તર સુધીના | નિશ્ચય સંખ્યાતા આયુષ્યવાલા ગર્ભજ મનુષ્યમાંજ જાય |

॥ इतिनवममागतिद्वारम् ॥

## ॥ वैमानिकनिकाये प्रकीर्णकाधिकार ॥

अवतरणः—પ્રસ્તુત આગતિદ્વારમાં પ્રકીર્ણકાધિકાર કહેવાય છે, તેમાં પ્રથમ દેવોની ભિન્ન ભિન્ન પ્રકારના વિષયસુખની વ્યાખ્યા કરતાં જે દેવોનો જે પ્રમાણે દેવી સાથે ઉપભોગ છે તે કહે છે.

**दो कप्प कायसेवी, दो दो दो फरिसरूवसद्देहिं ।**
**चउरो मणेणुवरिमा, अप्पवियारा अणंतसुहा ॥१६८॥**

### સંસ્કૃત અનુવાદ છાયાઃ—

**द्वौ कल्पौ कायसेविनौ, द्वौ द्वौ द्वौ स्पर्श-रूप-शब्दैः ।**
**चत्वारो मनसा उपरितना अप्रवीचारा अनन्तसुखाः ॥ १६८ ॥**

### શબ્દાર્થઃ—

दो कप्प= બે દેવલોક ( યાવત )
कायसेवी=કાયાથી સેવનકરનારા
फरिसरूवसद्देहिं=સ્પર્શ-રુપ-શબ્દથી
मणेण=મનવડે
उवरिमा=ઉપરના કલ્પગતદેવો
अप्पवियारा=અપ્રવિચારી
अणंतुसुहा=અનંત સુખવાળા

*गाथार्थः*—પ્રથમના બે દેવલોકો મનુષ્યવત્ કાયાથી સેવનકરનારા, ત્યાર પછીના બે બે કલ્પોગત દેવો ક્રમશઃ સ્પર્શ-રૂપ-શબ્દથી, ત્યારપછી ચાર કલ્પગત દેવો મનથી વિષયસુખનો અનુભવ કરે છે, ત્યાર પછી ઉપરના સર્વ કલ્પદેવો અપ્રવિચારી ( અવિષયી ) છે. ॥ ૧૬૮ ॥

विशेषार्थः—અહીંઆ 'दोकप्प' એ મર્યાદાસૂચક હોવાથી ભુવનપતિ. વ્યન્તર, જ્યોતિષી અને સૌધર્મ તથા ઇશાનકલ્પ યાવત્ સઘળાએ દેવો **કાયપરિચારક** છે એટલે કે સંકિલષ્ટપુરૂષવેદ ઉદયકર્મના પ્રભાવથી મનુષ્યની પેઠે ઇન્દ્રાદિક દેવો મૈથુન સુખમાં પ્રકર્ષપણે લીન થયા થકા, સર્વ અંગથી-કાયાના સ્પર્શથી ઉત્પન્ન થતા સુખ ને—પ્રીતિને મેળવે છે, જેમ મનુષ્ય સ્ત્રી સાથે સર્વાઙ્ગપણે વિષયસુખ ભોગવે છે, તેજ રીતિએ ઉક્ત સ્થાનના દેવો કાયસેવી હોવાથી સર્વાંગ સુભગા-દિવ્યકામિની, ઉત્તમોત્તમ શૃંગાર હાવ-ભાવને ધારણ કરતી દેવીઓ સાથે ભોગસુખમાં તલ્લીન બને છે-એટલે જ્યારે જ્યારે આ દેવો પોતાના મનમાં જે દેવીઓ સાથે ઉપભોગની ઇચ્છા કરે કે તુર્તજ તે દેવીઓ તેઓની ઇચ્છાને જ્ઞાન દ્વારા અથવા તથાવિધ પ્રેમપુદ્ગલના પરસ્પર સંક્રમણ દ્વારા

જાણીને તે દેવોના તે સુખની તૃપ્તિ કરવા ઉદારશ્રૃંગારયુક્ત મનોજ્ઞ પ્રતિક્ષણે પ્રેમોદ્ભવ કરનારા અનેક ઉત્તરવૈક્રિય રૂપોને વિકુર્વીને દેવોની સમીપે આવે છે તે વખતે દેવો પણ સહસા અપ્સરાઓની સાથે સર્વાલંકારયુક્ત ઉત્તમ સભાગૃહમાં મનુષ્યની પેઠે સંક્લિષ્ટ પુરૂષવેદના ઉદયથી સર્વાંગયુક્ત કાયક્લેશ-દમન પૂર્વક પ્રત્યંગે આલિંગન કરતા મૈથુન સેવન કરે છે, તે વખતે દેવીના શરીરના પુદ્ગલો દેવશરીરને સ્પર્શીને, અને દેવના દેવીને સ્પર્શીને પરસ્પર સંક્રમતા મનુષ્યના કામસુખ કરતાં અનન્તગુણ સુખને પ્રાપ્ત કરે છે, જેથી તેઓ તૃપ્તિવાળા બને છે, અને અભિલાષાથી નિવૃત્ત બને છે, કારણ કે મનુષ્યવત્ દેવને પણ વૈક્રિયશરીરાન્તર્ગત દેવીની યોનિમાં વૈક્રિય રૂપશુક્ર (વીર્ય) પુદ્ગલોનો સંચાર થાય છે અને તેથી તત્કાળ તેઓની તથાવિધ કર્મદ્વારા ઉત્પન્નથતી વેદોપશાન્તિ પણ થઇ જાય છે.

પરંતુ આ શુક્ર પુદ્ગલો વૈક્રિય હોવાથી વૈક્રિય યોનિમાં જતાં ગર્ભાધાનના [૩૫]હેતુરૂપ થતા નથી. પરંતુ દેવીના રૂપ-લાવણ્ય કાંતિ સૌંદર્ય સૌભાગ્યાદિ ગુણને વધારે છે.

**સનત્કુમાર-માહેન્દ્ર** કલ્પના દેવો **સ્પર્શપરિચારક**—એટલે તેઓને તથાવિધ કર્મના ઉદયથી કાયસેવન કરવાની ઇચ્છા થતીજ નથી. એથી તેઓને ઇચ્છા થતા તત્પ્રાયોગ્ય દેવીના ભૂજા-વક્ષસ્થળ જંઘા બાહુ કપોલ વદન ચુમ્બન આદિ ગાત્ર સંસ્પર્શ પ્રવીચાર માત્રથી અનન્તગુણ સુખને-વેદોપશાન્તિને પ્રાપ્ત કરે છે.

[ અહીંઆ શંકા થાય કે કાયપ્રવિચારમાં તો પરસ્પર શુક્રપુદ્ગલ સંક્રમણ પરસ્પર પ્રગટસેવન હોવાથી બને, પરંતુ-સ્પર્શ-રૂપ-શબ્દ મનઃ-પ્રવીચારમાં શુક્રપુદ્ગલસંક્રમણ હોય કે નહીં? તો સ્પર્શાદિ વિષયમાં તે વૈક્રિય શુક્ર પુદ્ગલ સંક્રમણ દિવ્યપ્રભાવથી થાય છે એમ સર્વત્ર સમજવું. ]

**બ્રહ્મ-લાંતક** કલ્પના દેવો **રૂપપરિચારક** એટલે તે વિષયની ઇચ્છા થતાં દેવીઓ ઉત્તમ શ્રૃંગાર યુક્ત રૂપોને ઉત્તરવૈક્રિય શરીર બનાવવા દ્વારા વિકુર્વીને તે અભિલાષી દેવોની પાસે આવે છે ત્યારે તે દેવો તે દેવીઓ સાથે પરસ્પર

---

૩૫ દેવોનું શરીર વૈક્રિય હોવાથી દેવ-દેવીના સંબંધમાં ગર્ભનો પ્રસંગ આવતોજ નથી. કોઇ જન્માન્તરીય રાગાદિના કારણે મનુષ્યસ્ત્રી સાથે દેવનો સંબંધ થાય તો તે સંબંધ માત્રથી ગર્ભાધાન રહેવાનો સંભવ નથી. કારણ કે વૈક્રિયશરીરમાં શુક્ર પુદ્ગલોનો અભાવ છે, દિવ્ય શક્તિવિશેષથી ઔદારિક જાતિના શુક્રપુદ્ગલોનો પ્રવેશ થાય અને ગર્ભ રહે તે અન્ય બાબત છે.

ક્રીડા યુક્ત તેના વદન નેત્ર ઉપર એક સરખી દ્રષ્ટિ સ્થાપીને તેના ઉદરાદિ અંગોપાઙ્ગનું સારી રીતે નિરીક્ષણ કરતા, પરસ્પર પ્રેમ દર્શાવતા, વળી અનેક પ્રકારની ચેષ્ટાવાળા તે દેવીના સુંદર મોહક રૂપને જોઇ દેવીના શરીરમાં શુક્ર-સંચય કરતા અનન્તગુણ સુખને પ્રાપ્ત કરી વેદોપશાન્તિને પામે છે.

**મહાશુક્ર-સહસ્રાર** કલ્પના દેવો **શબ્દપરિચારક** એટલે તે દેવોને વિષયની ઇચ્છા થતાં પૂર્વોક્ત રીતે સુંદર વૈક્રિયરૂપ વિકુર્વીને ઇચ્છિત દેવો પાસે આવીને **દેવીઓ સર્વનાં મનને આનંદ આપનારા,** અત્યન્ત પ્રબલપણે કામોત્તેજક મધુર ગીત હાસ્ય-વિકારયુક્ત વચનોને બોલે છે. ઝાંઝર આદિ શબ્દ-પૂર્વક થતા નૃત્યથી પરસ્પર વાણી વિલાસના શબ્દ દ્વારા આ દેવો અત્યન્ત વિષય સુખને મેળવે છે અને દેવી વિષે શુક્ર સંક્રમણ દિવ્ય પ્રભાવથી થાય છે.

**આનતપ્રાણત,—આરણ-અચ્યુત** કલ્પના દેવો **મનઃ પરિચારી** એટલે મનથી વિષયસુખની ઇચ્છા કરવાની સાથે તે તે દેવ યોગ્ય. અદ્ભૂત શ્રૃંગારવાળી જે દેવીઓ સૌધર્મ-ઇશાન કલ્પ વિમાન વર્તી [૩૬]સ્વસ્વસ્થાનમાં રહી થકી પોતાના સુંદર સ્તનાદિ અવયવોને ઉંચા-નીચા હલાવતી, પરમ સન્તોષ જનક અભિનય વિગેરેને કરતી તે દેવીઓને મનથી જોનારા આનતાદિ પ્રમુખ દેવો તૃપ્ત થઈને વેદોપશાન્તિને મેલવે છે.

**પ્રશ્નઃ**—જેમ દેવો સુખ પામે તેમ તે વખતે દેવીઓ પણ સુખ પામે ખરી કે નહિ ?

**ઉત્તરઃ**—જ્યારે દેવો કાયાથી, રૂપદર્શનવડે અને શબ્દાદિશ્રવણ દ્વારા વિષયને ભોગવે છે ત્યારે કાયાથી તો સ્પષ્ટ છે, બાકી રૂપદર્શનાદિ સર્વ પ્રસંગે દિવ્યપ્રભાવથી દેવીની યોનિમાં શુક્ર પુદ્ગલનું સંક્રમણ થઇ જાય છે અને તેથી તે સામાન્યતઃ તૃપ્તિવાળી બને છે. આ પુદ્ગલો વૈક્રિય હોવાથી અને વૈક્રિય શરીરમાં દાખલ થતા હોવાથી **ગર્ભાધાનના હેતુરૂપ** થતા નથી. પરંતુ પંચેન્દ્રિયના પોષક થતા હોવાથી તેની દિવ્યકાન્તિમાં અજબ તેજ વધે છે. ત્યારબાદ **નવગ્રૈવેયક—અનુત્તરવાસી** દેવો **અપ્રવીચારી** એટલે અત્યન્તમન્દ પુરૂષવેદના ઉદયવાળા હોવાથી તથા પ્રશમસુખમાં તલ્લીન હોવાથી કાયાથી સ્પર્શ-નાદિથી કોઇપણ રીતે યાવત્ મનથી પણ સ્રીના સુખની ઇચ્છા તેઓને થતી નથી

૩૬ કારણ કે ક્ષીણકામી અચ્યુતાન્ત દેવો દેવીનો સ્પર્શ કરતા નથી, આ નિયમ દેવી સંબંધમાટેજ સમજવો, પરંતુ તેઓ પૂર્વભવના સ્નેહવાળી મનુષ્ય સ્રી સાથે તો કદાચિત્ કર્મ વિચિત્રતાથી લપટાઇ પણ જાય છે.

તેમ કરતા પણ નથી. આ પ્રમાણે છતાં તે દેવોને ભવસ્વભાવે વિરતિનો-ચારિત્રનો પરિણામ થતો ન હોવાથી તેઓ બ્રહ્મચારી તરીકે ગણાતા નથી, માટેજ ભવ્યાત્માઓએ જે વસ્તુનું પાપ પોતાનાથી થતું હોય અથવા ન થતું હોય તો પણ જો નિયમ-વિરતિ ન હોય તો તેનું પાપ હંમેશા લાગે છે માટે તેણે તેની વિરતિવાળા થવું. [ ૧૬૮ ]

## ॥ कया कया देवने केवी रीते देवीओ साथे उपभोग छे ? तेनो यन्त्र ॥

| निकायनाम | दैवी भोगविषय | कल्पनाम | विषयभेद |
|---|---|---|---|
| ભુવન૦ વ્યન્તરો | મનુષ્યવત્ કાયભોગી | શુક્ર-સહસ્રારના | ગીતાદિક શબ્દ સેવી |
| જ્યોતિષી દેવો | ,, | આનત પ્રાણતના | મનથી દેવી વિષય સેવી |
| સૌધર્મ-ઇશાનના | ,, | આરણઅચ્યુતના | ,, |
| સનત્કુ૦ માહેન્દ્રના | સ્તનાદિક-સ્પર્શસેવી | નવ ગ્રૈવેયકના | અવિષયી અનંત સુખી |
| બ્રહ્મ-લાંતકના | શ્રૃંગારરૂપ સેવી | પાંચ અનુત્તરના | ,, ,, |

अवतरण:—મનુષ્યના તથા ગતગાથામાં કહેલા દેવોના એ વિષય સુખોની વીતરાગ પરમાત્માના અનંતગુણા સુખની સરખામણી કરતાં અલ્પત્વ જણાવે છે.

**जं च कामसुहं लोए, जं च दिव्वं महासुहं ।**
**वीयरायसुहस्सेअ-णंतभागंपि नग्घई ॥ १६९ ॥**

### સંસ્કૃત છાયા:—

**यच्च कामसुखं लोके यच्च दिव्यं महासुखम् ।**
**वीतरागसुखस्येदमनन्तभागमपि नार्घति ॥ १६९ ॥**

### શબ્દાર્થ:—

जं=જે
कामसुहं=કામસુખ
लोए=લોકમાં
दिव्वं=દિવ્ય
महासुहं=મહાસુખ
वीयरायसुहस्सेअ=વીતરાગ દેવના સુખ પાસે
णंतभागंपि=અનંતમા ભાગને પણ
नग्घइ=નથી પામતુ

ગાથાર્થ:—વિશેષાર્થવત્ સ્પષ્ટ છે. ॥ ૧૬૯ ॥

विशेषार्थ:—લોકને વિષે જે કામસુખ છે તે અને દેવોને વિષે જે દિવ્ય મહા-સુખ તે **વીતરાગ** ભગવંતે પ્રાપ્ત કરેલા સુખ આગળ અનન્તમા ભાગે પણ નથી.

**પ્રશ્ન:**—વીતરાગ એટલે કોણ ?

**ઉત્તર:**—વીત્યો છે રાગ જેનો તે વીતરાગ કહેવાય. આપણામાં આત્માની ૧૪ ગુણભૂમિકા ( ગુણસ્થાનકો ) છે, અને તે ક્રમશઃ ઉત્તમ ઉત્તમ કોટીના છે. અત્યારે–આ કાળે તો વધુમાં વધુ સાત ગુણસ્થાનકોની વિશુદ્ધિ આત્મા મેળવી શકે. વધુ આગળ વધવા આ કાળમાં કાલસ્વભાવાત્ સંયોગો પ્રાપ્ત થતા નથી પરંતુ જ્યારે તે તે કાળે વીતરાગપણું પ્રાપ્ત કરનારી વ્યક્તિ સાતમા ગુણઠાણાથી આગળ ક્ષપકશ્રેણીદ્વારા વધતી જાય છે ત્યારે રાગનો દશમા ગુણઠાણાને અન્તે નાશ કરે છે અને એનો નાશ થયે ક્રોધ માનસ્વરૂપ દ્વેષનો તો નાશ થઇ ગયેલોજ હોય છે એ પ્રમાણે બારમા ગુણઠાણે તેઓ **વીતરાગ**પણું પ્રાપ્ત કરે છે. હવે એઓને કોઇપણ ઉપર રાગ કે દ્વેષ કરવાપણું હોતુંજ નથી. સંસારમાં પરિભ્રમણ કરાવનાર બન્ને દુર્ધર સરદારોનો નાશ કર્યો છે, જેથી તેરમે ગુણઠાણે આત્મા સંપૂર્ણ જ્ઞાની થાય છે અને એ રાગ જવાદ્વારા પ્રાપ્ત કરેલ તે વીતરાગ મહાત્માપુરૂષના પ્રશમસુખ આગળ આ લોકનું કામસુખ કે દેવગત સુખ અનન્તમાભાગે પણ નથી. વીતરાગપણું પ્રાપ્ત કરવાનો શ્રેણીક્રમ પ્રાપ્ત થયા બાદ તેના વાણી તથા શારિરીક ગુણો પ્રભાવો ઇત્યાદિ વર્ણન કર્મગ્રન્થ તથા સિદ્ધાન્તાદિથી જોવું. [ ૧૬૯ ]

अवतरण:—વિષયસુખના ઉપભોગાર્થે ગમન કરનારી દેવીઓના ગમનાગમનની મર્યાદા બતાવે છે. તેથી તેનું ઉત્પત્તિસ્થાન પણ આવી જાય છે..

**उववाओ देवीणं, कप्पदुगं जा परो सहस्सारा ।**
**गमणाऽऽगमणं नत्थि, अच्चुअपरओ सुराणंपि ॥१७०॥**

**સંસ્કૃત છાયાઃ—**

**उपपातो देवीनां कल्पद्विकं यावत् परतः सहस्रारात् ॥**
**गमनाऽऽगमनं नास्ति, अच्युतपरतः सुराणामपि ॥ १७० ॥**

**શબ્દાર્થ:—**

उववाओ=ઉપજવું
देवीणं=દેવીઓનું
कप्पदुगं=બે દેવલોકને વિષે
जा परो सहस्सारा= ઉપર સહસ્રાર યાવત્
गमणाऽऽगमणं=જવું આવવું
नत्थि=નથી અને
अच्चुअपरओ=અચ્યુતથી ઉપર
सुराणंपि=દેવોનું પણ

ગાથાર્થઃ—વિશેષાર્થવત ॥ ૧૭૦ ॥

विशेषार्थ:—હવે દેવીઓનું ઉપજવું ભુવનપતિથી માંડી સૌધર્મ-ઈશાન એ બે દેવલોક સુધીમાંજ છે, જેથી એ બધાએ દેવો દેવી સાથે સપ્રવિચારી (સવિષયી) કહેવાય, તેથી આગળ દેવીઓનું ઉપજવું હોતું નથી તેથી તે સઘળાએ દેવો દેવીરહિત ગણાય છે પરંતુ સહસ્રાર સુધી તો દેવીઓનું આવવું-જવું હોવાથી અને અચ્યુતાન્ત સુધી પ્રવીચારપણું રહેલું હોવાથી તે સઘળાએ દેવો સપ્રવિચારી જાણવા.

સહસ્રારથી ઉપર દેવીઓનું ગમનાગમન નથી ફક્ત અચ્યુતાન્ત સુધીમાં દેવોનું ગમનાગમન હોય છે. અને અચ્યુતાન્તથી ઉપર તો દેવોનું પણ ગમનાગમન નથી, નીચે રહેનારને વધુ ઉપર જવાની શક્તિ નથી, અને ઉપરનાને શક્તિ છતાં નીચે આવવાનું પ્રયોજન નથી, આ નવગ્રૈવેયક અનુત્તરવાસી દેવો અપ્રવિચારી છે. ત્યાં રહ્યાં થકા જિનેશ્વરના કલ્યાણક પ્રસંગે નમસ્કાર કરે છે, પરંતુ ( કલ્પાતીત ) આચાર રહિત હોવાથી અત્ર આવતા નથી, તેઓ આપણી અપેક્ષાએ અનન્ત સુખી છે. [ ૧૭૦ ]

अवतरण;—પ્રસ્તુત અધિકારમાં ચાંડાલવત્ હલકી જાતિ તરીકે ગણાતા દેવલોકગત કિલ્બિષક તથા આભિયોગીક દેવોનાં આયુષ્ય તથા સ્થાનકો બતલાવે છે.

**तिपलिअ तिसारतेरस,–साराकप्पदुग तइअलंत अहो ।**
**किब्बिसिअ न हुंतुवरिं, अच्चुअपरओऽभिओगाई ॥ १७१ ॥**

## સંસ્કૃત છાયા.

**त्रिपल्यास्त्रिसागरास्त्रयोदशसागराः कल्पद्विक–तृतीय–लान्तकस्याधः ।**
**किल्बिषिका न भवन्त्युपरि अच्युतपरत आभियोगादिः ॥ १७१ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| तिसार=ત્રણ સાગરોપમ | उवरिं=ઉપર |
| तेरस सारा=તેર સાગરોપમ | अच्चुअपरओ=અચ્યુતથી ઉપર |
| तइअ=ત્રીજો કલ્પ | |
| लंत अहो=લાંતકની નીચે | आभियोगाई=અભિયોગિકઆદિ |

ગાથાર્થ:—પહેલા બે દેવલોકના અધઃસ્થાને ત્રણ પલ્યોપમના, ત્રીજા સનત્કુમારકલ્પના અધોવર્તી ત્રણ સાગરોપમના, અને છઠ્ઠા લાંતક કલ્પના અધોભાગે

તેર સાગરોપમના આયુષ્યવાળા કિલ્બિષિયા દેવો છે. તે લાંતકથી ઉપરના કલ્પોમાં કિલ્બિષિયા દેવો નથી અને વળી અચ્યુતથી ઉપર આભિયોગિકાદિક દેવો પણ નથી. ॥ ૧૭૧ ॥

**વિશેષાર્થઃ**—કિલ્બિષક–એટલે અશુભકર્મને કરનારા જેથી ચાણ્ડાલ જેવું કાર્ય કરનારી દેવ જાતિ તે, તેમાં સૌધર્મ અને ઇશાનના અધોભાગે ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા કિલ્બિષીકો વસે છે, ત્રીજા સનત્કુ૦ અધોભાગે ત્રણ સાગરોપમના આયુષ્યવાળા અને લાંતક કલ્પના અધોભાગે તેર સા૦ ના આયુષ્યવાલા કિલ્બીષિકો વસે છે. આ દેવોના આ ત્રણ જ ઉત્પત્તિ સ્થાનકો છે. તે અર્હન્ ભગવંતની આશાતનાથી જમાલીની જેમ, પૂર્વભવમાં દેવ–ગુરૂ–ધર્મની નિન્દા કરવાથી–ધર્મના કાર્યો દેખી બળતરા કરે તે દ્વારા થતાં અશુભ કર્મના ઉદયથી દેવલોકે નીચ કાર્યો કરનારા કિલ્બિષીયા દેવ તરીકે ઉત્પન્ન થાય છે. અહીંઆ તે તે કલ્પના અધો સ્થાનકે કિલ્બિષિયા છે. હવે એ અધઃ શબ્દ પ્રથમપ્રસ્તરવાચી નથી કારણકે તે તે કલ્પના પ્રથમપ્રસ્તરની સ્થિતિ સાથે આ દેવોની ઉક્તસ્થિતિનું મલતાપણું નથી માટે, વળી અન્યવિમાનમધ્યે તેઓની નીચસ્થિતિને કારણે અસ્તિત્વ સંભવતું પણ નથી. અધઃ શબ્દ તત્સ્થાનક વાચી જાણવો. ખરૂં તત્ત્વ તો જ્ઞાની જાણે. આ સંબંધી સ્પષ્ટ નિર્ણય જોવામાં આવતો નથી. લાંતકથી ઉપર આ કિલ્બિષિકોનું ઉપજવું નથી, ફક્ત અચ્યુતાન્ત સુધી બીજા આભિયોગિક આદિ ( અભિયોગીક ) તે દાસ યોગ્ય કાર્ય બજાવનારા અને ' આદિ ' શબ્દથી સામાનિકાદિ પ્રકીર્ણક ) દેવોનું ઉપજવું હોય છે, તેથી આગળ તેઓની પણ ઉત્પત્તિ નથી કારણકે ગ્રૈવેયક–અનુત્તર દેવોનું અહમિંદ્રપણું હોવાથી તેમને તેઓની કંઇ આવશ્યક્તા નથી [ ૧૭૧ ]

**॥ वैमानिकेषु किल्बिषिकानां उत्पत्तिस्थानायुष्ययन्त्रम् ॥**

| | | |
|---|---|---|
| સૌધર્મ ઇશાનતલીયે | ત્રણ પલ્યોપમાયુષી | કિલ્બિષીયા દેવો છે |
| સનત્કુમારકલ્પતલીયે | ત્રણ સાગરોપમાયુષી | ” |
| લાંતકકલ્પતલીયે | તેર સાગરોપમાયુષી | ” |

**અવતરણઃ**—હવે અપરિગ્રહીતા દેવીઓની સૌધર્મ–ઇશાને વિમાન સંખ્યાને બતાવતા જે જે આયુષ્યવાળી જે જે દેવોના ઉપભોગને માટે થાય છે તે સંબંધ કહે છે.

**अपरिग्गहदेवीणं, विमाणलक्खा छ हुंति सोहम्मे ।**
**पलियाई समयाहिय, ठिइ जासिं जाव दसपलिआ ॥१७२॥**

ताओ सणंकुमारा–णेवं वड्ढंति पलियदसगेहिं ।
जावंभ–सुक्क–आणय,–आरण देवाण पन्नासा ॥ १७३ ॥
ईसाणे चउलक्खा, साहिय पलियाइ समयअहिय ठिई ।
जा पनरपलिय जासिं, ताओ माहिंददेवाणं ॥ १७४ ॥
एएण कमेण भवे, समयाहियपलियदसगवुड्ढीए ।
लंत–सहसारपाणय, अच्चुत देवाण पणपन्ना ॥ १७५ ॥

संस्कृत छाया:—

अपरिग्रहदेवीनां विमानलक्षाणि षड् भवन्ति सौधर्मे ।
पल्यादिः समयाधिका स्थितिर्यासां यावत् दशपल्यानि ॥ १७२ ॥
ताः सनत्कुमाराणामेवं वर्धन्ते पल्यदशकैः ।
यावद् ब्रह्म–शुक्रानतारणदेवानां पञ्चाशत् ॥ १७३ ॥
ईशाने चतुर्लक्षाणि साधिकपल्यादिः समयाधिका स्थितिः ।
यावत् पञ्चदशपल्यानि यासां ता माहेन्द्रदेवानाम् ॥ १७४ ॥
एतेन क्रमेण भवेत् समयाधिकपल्यदशकवृद्ध्या ।
लान्तक–सहस्रार–प्राणताऽच्युतदेवानां पञ्चपञ्चाशत् ॥ १७५ ॥

શબ્દાર્થઃ—

जासिं=જેઓનું
एवं वड्ढंति=એ પ્રમાણે વધારતા
पन्नासा=પચાસ
एएण=એ પ્રમાણે
भवे=હોય
पणपन्ना=પંચાવન

ગાથાર્થઃ—સૌધર્મદેવલોકને વિષે અપરિગ્રહીતા દેવીઓના છ લાખ વિમાનો છે. વળી એકપલ્યોપમની આદિથી સમય સમય અધિક કરતાં યાવત્ જેઓની દસપલ્યોપમની સ્થિતિ હોય છે. (ત્યાંસુધીની ભિન્ન ભિન્ન આયુષ્યવાળી) તે દેવીઓ સનત્કુમાર દેવલોકે ઉપભોગાર્થે જાય છે. પરંતુ આગળના કલ્પો માટે તે નહિં. વળી એજ પ્રમાણે પલ્યોપમથી આરંભી સમયાદિકની વૃદ્ધિએ દસ દસ પલ્યોપમ પ્રક્ષેપી વિચારતાં એટલે યાવત્ ૨૦ પલ્યોપમના આયુષ્ય સુધીની દેવીઓ બ્રહ્મદેવલોકને ભોગ યોગ્ય જાણવી. એજ પ્રમાણે યાવત્ ૩૦ પલ્યો-

પમના આયુ૦ સુધીની દેવીઓ શુક્ર દેવલોક ભોગ્ય, ચાલીશ પલ્યોપમ આયુષ્ય સુધીની દેવીઓ આનત દેવોને ભોગ્ય અને ૫૦ પલ્યોપમાયુષી આરણ દેવભોગ્ય.

હવે ઇશાનકલ્પે અપરિગ્રહીતા દેવીઓના ચાર લાખ વિમાનો છે. એમાં જે દેવીઓની સાધિક પલ્યોપમાયુષ્યની સ્થિતિ છે તે તો ઇશાનદેવને ભોગ્ય જ છે. તેથી આગળ સમયાદિકની વૃદ્ધિ યાવત્ પંદર પલ્યોપમાયુષ્યવાળી દેવીઓ માહેન્દ્રદેવભોગ્ય, ૨૫ પલ્યો૦ લાંતકે ૩૫ પલ્યો૦ સહસ્રારે ૪૫ પલ્યો૦ પ્રાણતે અને ૫૫ પલ્યોપમાયુષી અચ્યુતે ભોગ્ય હોય છે. [ ૧૭૨–૧૭૫ ]

**વિશેષાર્થ:**—અપરિગ્રહીતા એટલે પત્નીપણાએ કરીને જેનું ગ્રહણ હોતું નથી તેવી, આ દેવીઓની ઉત્પત્તિ સૌધર્મ અને ઇશાન બન્ને કલ્પમાં જ છે તેમાં સૌધર્મ દેવલોકમાં અપરિગ્રહીતાદેવીના ઉત્પત્તિ સ્થાનભૂત છ લાખ વિમાનો છે, એ વિમાનોને વિષે જે દેવીઓની પૂર્ણ એક પલ્યોપમની સ્થિતિ છે તે સૌધર્મ દેવોનેજ ભોગ્ય જાણવી, જેઓની પલ્યોપમથી માંડી એક, બે ત્રણ સંખ્યાતા અસંખ્યાતા સમયોવડે અધિક કરતાં પૂર્ણ દસપલ્યોપમ સ્થિતિ સુધીની સર્વ દેવીઓ સનત્કુમાર દેવોને ભોગ્ય જાણવી તેથી આગળના દેવોને તે ઇચ્છતી નથી. એ પ્રમાણે એક-બે સંખ્ય-અસંખ્ય સમયની વૃદ્ધિ કરતાં યાવત્ ( દશથી માંડી ) વીશ પલ્યોપમની સ્થિતિ સુધીની દેવીઓ બ્રહ્મકલ્પના દેવોને યોગ્ય જાણવી. એ પ્રમાણે સમયાદિકની વૃદ્ધિ વડે યાવત્ ( ૨૦ થી લઇ ) ત્રીશ પલ્યોપમ સુધીના આયુષ્યવાળી દેવીઓ શુક્ર દેવોને ભોગ્ય જાણવી, એ પ્રમાણે ત્રીશથી માંડી ચાલીશ પલ્યોપમની સ્થિતિવાળી દેવીઓ ( સ્વસ્થાને રહી થકી ) આનત દેવલોકના દેવોને ભોગ્ય છે, એજ પ્રમાણે ( ૪૦ પલ્યોપમથી ) સમયાદિક વૃદ્ધિએ પચાસ પલ્યોપમ સુધીની દેવીઓ ( સ્વસ્થાને રહી થકી ) આરણ કલ્પના દેવોને ભોગ્ય જાણવી, એ પ્રમાણે છ કલ્પનો સંબંધ કહ્યો, બાકીનાનો કહે છે.

હવે ઇશાન કલ્પમાં અપરિગ્રહીતા દેવીઓનાં ચાર લાખ વિમાનો છે તે વિમાનોને વિષે જે દેવીઓની કિંચિત્ અધિક પલ્યોપમની સ્થિતિ છે તે ઇશાન કલ્પના દેવોને ભોગ્ય હોય છે, પૂર્વોક્ત ક્રમે સમયાદિકની વૃદ્ધિવડે યાવત્ પંદર પલ્યોપમની સ્થિતિ સુધીની સર્વ દેવીઓ માહેન્દ્ર દેવોને ભોગ્ય, સમયાદિકની વૃદ્ધિએ દસ દસ પલ્યોપમની વૃદ્ધિ કરતાં એટલે પૂર્વ સ્થિતિમાં દસની વૃદ્ધિ કરતાં પચીસ પલ્યોપમની સ્થિતિવાળી દેવીઓ લાંતક દેવ ભોગ્ય, પાંત્રીસ પલ્યોપમ સુધીની દેવી સહસ્રાર દેવ ભોગ્ય, પીસ્તાલીશ પલ્યોપમ સ્થિતિ સુધીના ( સ્વસ્થાને રહી થકી ) પ્રાણત ભોગ્ય, પંચાવન પલ્યોપમ સ્થિતિ સુધીની અચ્યુત દેવોને ભોગ્ય જાણવી.

આ દેવીઓ વેશ્યા જેવી ગણાતી હોવાથી વળી તે આગળ આગળના દેવોના ભોગને માટે જતી આવતી હોવાથી આ અપરિગ્રહીતા દેવીઓનીજ વક્તવ્યતાનો સંભવ હોય છે પરંતુ પરિગ્રહીતા (તે કુલાંગના)નો હોતો નથી. [ १७२-१७५ ]

**सौधर्मवासी षट्लक्षविमानवर्त्ति अपरिग्रहीता कया आयुष्यवाळी कोने भोग्य होय ? तेनो यन्त्र** | **इशानवासी चतुर्लक्षविमानवर्त्ति कया आयुष्यवाळी अपरिग्रहीता कया देवने भोग्य होय ? तेनो यन्त्र**

| आयुष्यमाने | यथायोग्यदेवभोग्य | आयुष्यमाने | यथायोग्यभोग्यत्वं |
|---|---|---|---|
| १ પલ્યોપમાયુષી | સૌધર્મદેવોનેભોગ્ય | સાધિકપલ્યો.આયુષી | ઈશાનદેવોને સેવ્ય |
| १० ” ” | સનત્કુ૦દેવોનેભોગ્ય | १५ પલ્યોપમાયુષી | માહેન્દ્રદેવોને સેવ્ય |
| २० ” ” | બ્રહ્મકલ્પદેવો ભોગ્ય | २५ ” | લાંતકદેવોને સેવ્ય |
| ३० ” ” | શુક્રદેવોને ભોગ્ય | ३५ ” | સહસ્રારદેવોને સેવ્ય |
| ४० ” ” | આનતદેવોને ભોગ્ય | ४५ ” | પ્રાણતદેવોને સેવ્ય |
| ५० પલ્યોપમાયુષી | આરણદેવોને ભોગ્ય | ५५ પલ્યોપમાયુષી | અચ્યુતદેવોને સેવ્ય |

॥ देवगति उपसंहारे चतुर्निकायाश्रयी प्रकीर्णकाधिकार ॥

अवतरण:—હવે ષટ્લેશ્યાનાં નામ જણાવી ચારદેવલોકપૈકી કયા દેવલોકે કઈ કઈ લેશ્યાઓ હોય તે દોઢ ગાથાથી જણાવે છે.

**किण्हा—नीला—काऊ—तेऊ—पम्हा य सुक्कलेसा य ।**
**भवणवण पढम चउले—सजोइस कप्पदुगे तेऊ ॥ १७६ ॥**
**कप्पतियपम्हलेसा, लंताइसु सुक्कलेस हुंति सुरा ॥ १७६ ॥**

## સંસ્કૃત છાયા.

**कृष्णा नीला कापोत—तेजः—पद्माश्च शुक्ललेश्या च ।**
**भवन—वनेषु प्रथमाश्चतस्रो लेश्या ज्योतिष्ककल्पद्विके तेजः ॥ १७६ ॥**
**कल्पत्रिके पद्मलेश्या लान्तकादिषु शुक्ललेश्या भवन्ति सुराः ॥**

## શબ્દાર્થ:

किण्हा=કૃષ્ણ
नीला=નીલ
काउ=કાપોત
तेउ=તેજો
पम्हा=પદ્મ
सुक्कलेसा=શુકલલેશ્યા
उ=વળી
भवण=ભુવનપતિ
वण=વ્યન્તર

**ગાથાર્થ:**—કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુકલ એ છ લેશ્યાઓ છે. એમાં ભુવનપતિ તથા વ્યન્તર દેવતાઓને પ્હેલી ચાર લેશ્યાઓ હોય છે. ત્રીજી જ્યોતિષીનિકાયમાં અને ચોથી વૈમાનિકનિકાયના પ્હેલા બે કલ્પને વિષે એક તેજોલેશ્યા હોય છે. ત્યારપછીના ત્રણ કલ્પોમાં પદ્મલેશ્યા અને લાંતકાદિ ઉપરના સર્વકલ્પના દેવો એક શુકલલેશ્યાવાળા હોય છે. ॥ ૧૭૯ ॥

**વિશેષાર્થ :**—**લેશ્યા** એટલે શું ? लिश्यते–श्लिष्यते जीवः कर्मणा सहाभिरिति लेश्याः । જે વડે જીવ કર્મ સાથે જોડાય તે લેશ્યા કહેવાય; તેમાં પણ જે કૃષ્ણાદિ દ્રવ્યોના સાહચર્યથીઆત્મામાં પરિણામ ઉત્પન્ન થાય તે દ્રવ્યો **દ્રવ્યલેશ્યા** તરીકે ગણાય છે અને ઉત્પન્ન થતા પરિણામને **ભાવલેશ્યા** કહેવાય છે, કર્મના સ્થિતિબંધમાં જેમ કષાય મુખ્ય કારણ છે તેમ કર્મના રસબંધમાં આ લેશ્યા મુખ્ય કારણ છે.

ગાથાર્થમાં ભુવનપતિ તથા વ્યન્તરનિકાયમાં ચારે લેશ્યાઓ જણાવી, પરંતુ તેમાં વર્તતા પરમાધામિ દેવો તો એક કૃષ્ણલેશ્યાવાળાજ હોય છે.

જ્યોતિષીમાં જે **તેજો**લેશ્યા હોય તે કરતાં સૌધર્મમાં વિશુદ્ધ, તેથી એ વળી ઇશાનની અધિક વિશુદ્ધ જાણવી, સનત્કુમાર–માહેન્દ્ર–બ્રહ્મ કલ્પના દેવો એક **પદ્મ** લેશ્યાવાળા ( પરંતુ ઉત્તરોત્તર વિશુદ્ધ ), તેથી ઉપર લાંતકાદિ ગ્રૈવેયક અને અનુત્તર વિગેરે દેવો એક **પરમશુકલ** લેશ્યાવાળા ( ઉત્તરોત્તર વિશુદ્ધિની વૃદ્ધિએ ) જાણવા, એથીજ આ દેવોને વધુ નિર્મલ–ઉત્તમ કહેલા છે.

આ દ્રવ્યલેશ્યાની અપેક્ષાએ બહુલતાએ–સામાન્ય કથન છે, અન્યથા તો દરેક નિકાયમાં ભાવના પરાવર્તનને લીધે છએ ભાવલેશ્યાઓ તો હોય છે.

આ લેશ્યાના ભાવો [૩૭]ષટ્પુરૂષ યુક્ત જંબૂવૃક્ષના દ્રષ્ટાંતથી જાણવા યોગ્ય છે,

૩૭–કોઇ છ માણસો અટવીમાં જઇ ચઢ્યા, ત્યાં ભૂખ્યા થયા એવામાં એક જાંબુનું ઝાડ દૃષ્ટિએ પડ્યું, એને જોઇને છમાંથી એક કહેવા લાગ્યો કે આ આખા ઝાડને મૂળમાંથીજ કાપી નાંખીએ તો સુખેથી આપણે શ્રમવિના જાંબુડા ખાઇએ, બીજો કહે છે કે એમ નહિ, ઝાડને કાપવું એના કરતાં આપણને જાંબુડાનું કામ છે તો એની મોટી મોટી શાખાઓ કાપીએ, ત્રીજો કહે છે મોટી નહિ પણ નાની ડાળી કાપીએ. ચોથો કહે છે બધી ડાળીઓનો નાહક નાશ કરવો એનાં કરતાં જેમાં જાંબુ છે એજ ડાળીઓ તોડીએ, પાંચમો કહે છે ફક્ત ફલોનીજ ઇચ્છા છે તો એકલા સારાં ફલોજ લઇએ, જ્યારે છઠ્ઠો કહે છે ભાઇ આવા પાપના કુવિચારો કરી કષ્ટ કરવા કરતાં આ બધા નીચેજ મઝાના ફળો છે એનેજ ચાલો ખાઇએ. આ દષ્ટાંતમાં પ્રથમના વિચારો તે કૃષ્ણ લેશ્યાના બીજા વિગેરેના અનુક્રમે નીલ તેજો આદિ લેશ્યાના ભાવો જાણવા.

પ્રત્યેક લેશ્યા જુદા જુદા વર્ણોની, રસોની ઉપમાવાળી છે, તેમાં પ્રથમની ત્રણ લેશ્યા અપ્રશસ્ત મલિન દુર્ગંધયુક્ત છે. સ્પર્શે કરી સ્નિગ્ધોષ્ણ શીતરુક્ષ છે એથી તે ક્લેષ-કષાય કરાવી દુર્ગતિને આપનારી છે, જ્યારે છેલ્લી ત્રણ લેશ્યાઓ ઉત્તરોત્તર અત્યન્ત સુવાસિત, પ્રશસ્ત, નિર્મલ, શુભસ્પર્શી શાન્તિ અને સદ્ગતિ દાયક છે. વલી કેટલીકવાર લેશ્યાઓ વૈડૂર્યરત્ન કે રક્તવસ્ત્રની જેમ તદ્રૂપ થઇ જાય છે, દેવ અને નારકોની લેશ્યા ભવાન્ત સુધી અવસ્થિત છે, ( તે ઉપરાંત ઉત્પન્ન થતા પહેલાનું અને ચ્યવન થયા પછીનું એમ બે અન્તર્મુહૂર્ત્ત અધિક સમજવા ) જો કે અન્યદ્રવ્યના સંસર્ગથી અન્યરૂપે થાયપરંતુ જેમ સ્ફટિકરત્ન અથવા દર્પણ. સૂત્રસંસર્ગ જપા (જાસુદ) પુષ્પાદિકના સહયોગે સ્વભાવને છોડતું નથી તેમ તેઓની મૂલ લેશ્યા બદલાઇ જતી નથી. જ્યારે તિર્યંચ-મનુષ્યને અંતમુહૂર્તે ( પણ ) બદલાયા કરે છે. પ્રત્યેક લેશ્યાની જઘન્યોત્કૃષ્ટસ્થિતિ દેવ-નારકોના જઘન્યોત્કૃષ્ટ આયુષ્યાનુસારે હોવાથી સ્વયં વિચારી લેવી.

अवतरणः—પૂર્વે ચારે નિકાયાશ્રયી લેશ્યા સંખ્યા જણાવી, બાકી રહેલા વૈમાનિક નિકાયના દેવોના દેહનો વર્ણ અર્ધી ગાથાથી કહે છે.

## कणगाभपउमकेसर–वण्णा दुसु तिसु उवरि धवला ॥१७७॥

### સંસ્કૃત છાયા.

**कनकाभाः पद्मकेसरवर्णा द्वयोस्त्रिषूपरि धवलाः ॥ १७७ ॥**

### શબ્દાર્થ.

| | |
|---|---|
| कणगाभ=કનક છાયા | वण्णा=વર્ણવાળા |
| पउमकेसर=પદ્મ ( કમલ ) કેસરના | धवला=ધવલ ( ઉજ્વલ ) |

गाथार्थः—પહેલા બે[૩૮] દેવલોકોમાં રક્તસુવર્ણની કાન્તિ-છાયાવાળા દેવો છે. ત્યાર પછીના ત્રણ કલ્પે દેવોના શરીર કમલકેસરના વર્ણવાળા, અને ઉપરના સર્વે ઉજ્વલ વર્ણવાળા દેવો છે. ૧૭૭.

विशेषार्थः—વિશેષ એટલુંજ કે **કમલકેસર** એટલે-પદ્મકેસરવત્ ગૌરવર્ણીય. લાંતકાદિથી ઉપર જે **ઉજ્વલ** વર્ણવાળા કહ્યા તેમાં એટલું **વિશેષ સમજવું** કે ઉત્તરોત્તર વધુવધુ ( શુકલ-શુકલતર-તમ ) ઉજ્વલ વર્ણવાળા જાણવા. [૧૭૭.]

૩૮ જીવાભિગમસૂત્રની વ્યાખ્યાથી આ કથન વિચારતાં વિરૂદ્ધ જતું નથી કારણ કે શ્રીમલયગિરિ મ.જીએ સંગ્રહણી ટીકામાં એક બીજા વર્ણની સાથે સંમેલન કરી આપીને દોષ ટાલ્યો છે.

॥ चतुर्निकाये लेश्या–वैमानिके देहवर्णस्थापना यन्त्रम् ॥

| निकाय नाम. | लेश्या नाम. | कल्पनाम. | लेश्या. | वै०देहवर्ण. |
|---|---|---|---|---|
| ભુવનપતિને | કૃષ્ણ, નીલ, કાપોત, તેજો. | સૌધર્મ–ઈશાને | તેજો | રક્ત સુવર્ણ |
| પરમાધામીને | એક કૃષ્ણ જ | સનત્કુ માહેંદ્ર બ્રહ્મને | પદ્મ | પદ્મ કેસર |
| વ્યન્તરોને | કૃષ્ણ, નીલ, કાપોત, તેજો. | લાંતકથી અચ્યુતસુધી | શુકલ | પદ્મ કેસર |
| જ્યોતિષીને | તેજો લેશ્યા | ગ્રૈવેયક–અનુત્તરે | શુકલ | ઉજ્વલવર્ણ |

॥ प्रथम देवगतिविषये चतुर्निकायाश्रयि उपसंहारे आहारोच्छ्वासमानमाह ॥

**दसवाससहस्साइं, जहन्नमाउं धरंति जे देवा ।**
**तेसिं चउत्थाहारो, सत्तहिं थोवेहिं ऊसासो ॥ १७८ ॥**

સંસ્કૃત છાયાઃ—

दशवर्षसहस्राणि जघन्यमायुर्धरन्ति ये देवाः ।
तेषां चतुर्थाहारो सप्तभिः स्तोकैरुश्वासः ॥ १७८ ॥

શબ્દાર્થઃ—

दसवाससहस्साइं=દશ હજાર વર્ષનું
जहन्नं=જઘન્ય
आउं=આયુષ્ય
धरंति=ધરે છે
तेसिं–તેમને
चउत्थाहारो–ચોથ (ભક્ત) પછી આહાર
सत्तहिं–સાત
थोवेहिं–સ્તોકે
उसासो–શ્વાસોશ્વાસ

ગાથાર્થઃ—વિશેષાર્થવત્ ॥ ૧૭૮ ॥

વિશેષાર્થઃ—ગ્રન્થકાર ચારે નિકાયના દેવોના આહાર તથા શ્વોસોશ્વાસની અંતર-મર્યાદાને કહેતાં પ્રથમ જણાવે છે કે-દશહજાર વર્ષના જઘન્ય આયુષ્યને ધારણ કરનારા જે ( ભુવનપતિ ) દેવો તેઓ ચતુર્થ ભક્ત ( તે એક અહોરાત્ર વાચી ગણાય છે, તેથી )-એકાંતરે આહારને ગ્રહણ કરે છે, તેઓ આપણી જેમ કવલાહારી ન હોવાથી આહારનો અભિલાષ થતાં જ ઉપસ્થિત થએલા ઇચ્છા યોગ્ય મનોજ્ઞ-સર્વેન્દ્રિય આલ્હાદક આહાર યોગ્ય પુદ્ગલોનું પરિણમન શુભકર્માનુભાવથી તેઓને થઈ જાય છે, ( જેનું વધુ સ્વરૂપ આગલી ગાથામાં કહેવાશે )

અને તૃપ્તિને પામતા પરમાનન્દને અનુભવે છે. ત્યારબાદ તે ક્રીડાદિ કાર્યમાં મગ્ન થઈ જાય છે.

એ પ્રમાણે તેજ દેવો સાત સ્તોક પૂર્ણ થયે એક શ્વાસોશ્વાસ લઈને મુકે છે.

સ્તોક ક્યારે થાય ? તો (નીરોગી-સ્વસ્થ-સુખી-યુવાવસ્થાને પામેલો પુરૂષ) જે એકવાર શ્વાસોશ્વાસ સુખપૂર્વક લઈને મૂકે, એમ જ્યારે સાતવાર શ્વાસોશ્વાસ લઈને મુકે ત્યારે એક સ્તોક કાલ પ્રમાણ થયું કહેવાય. એવા સાતસ્તોકે (૪૯ શ્વાસો૦) આ દેવો એક વાર શ્વાસોશ્વાસ લઈને મુકે, ત્યારબાદ આનંદમાં નિરાબાધપણે વર્તતા પુનઃ એકાંતર થયે આહારગ્રહણ થાય અને ક્રમે સાત સ્તોક પૂર્ણ થયે શ્વાસોશ્વાસ ગ્રહણ ચાલ્યા કરે છે. [ ૧૭૮ ]

अवतरण;—હવે શ્વાસોશ્વાસ કોના ગણવા ? તે કહેવાની સાથે એ મનુષ્યના એક અહોરાત્રિ ગત શ્વાસોશ્વાસનું માન સવા બે ગાથાથી જણાવે છે.

आहिवाहिविमुक्कस्स, नीसासूसास एगगो ।
पाण सत्तइमो थोवो, सोवि सत्तगुणो लवो ॥ १७९ ॥
लवसत्तहत्तरीए, होइ मुहुत्तो इमम्मि ऊसासा ।
सगतीससयतिहुत्तर, तीसगुणा ते अहोरत्ते ॥ १८० ॥
लक्खं तेरससहस्सा, नउअसयं—१८०½

સંસ્કૃત છાયાઃ—

आधिव्याधिविमुक्तस्य निःश्वासोश्वास एककः ।
प्राणाः सप्त ईमे स्तोकः सोऽपि सप्तगुणो लवः ॥ १७९ ॥
लवसप्तसप्तत्या भवति मुहूर्त्तः अस्मिन् ऊश्वासाः ।
सप्तत्रिंशच्छतानि त्रिसप्तत्युत्तराणि त्रिंशद्गुणितास्तेअहोरात्रे ॥ १८० ॥
लक्षं त्रयोदश सहस्राणि नवत्यधिकं शतम् ॥ [ ११३१९० ]

શબ્દાર્થ:—

आहि—આધિ
वाहि—વ્યાધિ
विमुक्कस्स—વિમુક્તનો
नीसासूसास—નિશ્વાસ-ઉશ્વાસ
एगगो—એક એક
लवसत्तहत्तरीए—લવ સત્યોતેરે

| | |
|---|---|
| मुहुत्तं=મુહૂર્ત | लवो–લવ |
| इमम्मि–એમાં | सगतीससयतिहुत्तर=સાડત્રીશસો તહોંત્તેર |
| ऊसासा=શ્વાસોશ્વાસ | तीसगुणा–ત્રીસગુણા કર્યે |
| पाण–પ્રાણ | ते–તે ( ઉચ્છ્વાસો ) |
| सत्त इमो–સાત એવા | अहोरत्ते–અહોરાત્રમાં |
| थोवो–સ્તોક | लक्खंतेरससहस्सा–એક લાખ તેર હજાર |
| सत्तगुणो–સાતગુણો | नउअसयं–એકસો નેવું |

गाथार्थ–વિશેષાર્થવત્. ॥ ૧૮૦½ ॥

## ॥ संक्षिप्त कालमान–श्वासोश्वास संख्यायन्त्रम् ॥

| गणत्री | जवाब | जवाबनी श्वासोश्वास संख्या |
|---|---|---|
| આધિ-વ્યાધિથી મુક્ત માણસના એક નિઃશ્વાસ–ઉચ્છ્વાસે | ૧ પ્રાણ | ૧શ્વાસોશ્વાસ |
| તેવા સાત પ્રાણે | ૧ સ્તોક | તેના ૭ શ્વાસોશ્વાસ |
| તેવા સાતસ્તોકે | ૧ લવ | તેના ૪૯ શ્વાસોશ્વાસ |
| તેવા સત્યોત્તેર લવે | ૧ મુહૂર્ત્ત | તેના ૩૭૭૩ શ્વા૦ |
| તેવા ત્રીશ મુહૂર્તે | ૧ અહોરાત્ર | તેના ૧૧૩૧૯૦ શ્વાસ૦ |
| તેવા પંદર અહોરાત્રે | ૧ પક્ષ | તેના ૧૬૯૭૮૫૦ શ્વાસ |
| તેવા બે પક્ષે | ૧ માસ | તેના ૩૩૯૫૭૦૦ શ્વા૦ |
| તેવા બાર માસે | ૧ વર્ષ | ૪૦૭૪૮૪૦૦ |
| તેવા અસંખ્ય વર્ષે | ૧ પલ્યોપમ | અસંખ્ય |
| તેવા દસ કોડાકોડી પલ્યો૦ | ૧ સાગરોપમ | અસંખ્યગુણ |
| તેવા દસ કોડાકોડી સાગરો૦ | ૧ ઉત્સર્પિણી અવસર્પિણી | ” |
| તેવી ઉત્સ૦ અવસર્પિ૦ | ૧ કાળચક્ર | ” |
| અનન્તા કાળચક્રે | ૧ પુદ્ગલપરાવર્ત | ” |

વિશેષાર્થ:—આધિ તે [૩૯]મનની પીડા, વ્યાધિ તે શરીરની પીડા તે વડે વિમુક્ત, વધુમાં ‘ वि ’ વિશેષણથી ચિન્તા, શ્રમ-ખેદ રહિત સુખી એવા સમર્થ યુવાન પુરૂષનો એક એક નિશ્વાસ ( શ્વાસ બહાર કાઢવો )

૩૯ આનું વધુ સ્વરૂપ આજ ગ્રન્થના પૃષ્ઠ ૨૫-૨૬-૨૭ માં આપવામાં આવેલ છે.

પૂર્વક જે ઉશ્વાસ ( શ્વાસ લેવો તે ) એટલે બન્ને મળીને એક શ્વાસોશ્વાસ થાય તે એક પ્રાણ તરીકે ઓળખાય છે, આ સાત પ્રાણે ( અથવા શ્વાસોશ્વાસે ) એક સ્તોક થાય, એવા સાત સ્તોકે ( ૪૯ શ્વાસો૦ ) એક લવ થાય. એવા સત્યોતેર લવે એક મુહૂર્ત્ત ( બે ઘડી-૪૮ મિનીટ ) થાય, ( આ એક મુહૂર્ત્તમાં '**एगाकोडी**' ગાથાનુસારે ૧૬૭૭૭૨૧૬ [1]આવલીકાઓ થાય છે. )

એ પ્રમાણે સત્યોતેર લવમાં ૩૭૭૩ ઊશ્વાસ સંખ્યા આવે જે એક મુહૂર્ત્તની આવી કહેવાય. એક અહોરાત્રની સંખ્યા લાવવા અહોરાત્રના ત્રીશ મુહૂર્તે ગુણવાથી [ ૩૭૭૩×૩૦ ] ૧૧૩૧૯૦ એટલે ઊશ્વાસ સંખ્યા એક અહોરાત્રની આવી.

વધુમાં એક માસની કાઢવા આવેલ સંખ્યાને ત્રીશ અહોરાત્રે ગુણવાથી ૩૩૯૫૭૦૦ ની સંખ્યા આવે. એક વર્ષની લાવવા વર્ષના બાર માસે ગુણવાથી ૪૦૭૪૮૪૦૦ ની સંખ્યા આવે. સો વર્ષની લાવવા સોએ ગુણતાં ૪૦૭૪૮૪૦૦૦ ની સંખ્યા આવે, એ પ્રમાણે વર્ષ હજારે-લક્ષે-કોટીએ ઊશ્વાસ સંખ્યા કાઢવી.

अवतरण:—મનુષ્યાશ્રયી શ્વાસોશ્વાસનું પ્રમાણ દર્શાવી હવે તે કથન વૈમાનિક દેવોમાં સીધા અને સાદા ( સાગરોપમની સંખ્યાના ) ઉપાયદ્વારા ઘટાવે છે.

**—अयरसंखया देवे ।**

**पक्खेहिं ऊसासो, वाससहस्सेहिं आहारो ॥ १८१ ॥**

**સંસ્કૃત છાયા:—**

**( यावत् ) अतरसंख्या देवेषु ( तावत् ) पक्षैरुश्वासः वाससहस्रैराहारः ॥१८१॥**

**શબ્દાર્થ:—**

अयरसंखया-સાગરોપમની સંખ્યાવડે
देवे-દેવમાં
पक्खेहि-તેટલા પક્ષવડે
ऊसासो-ઊશ્વાસ
वाससहस्सेहिं-તેટલા હજાર વર્ષ
आहारो-આહાર

गाथार्थ:—વિશેષાર્થ મુજબ. ॥ ૧૮૧ ॥

विशेषार्थ:—અયર એટલે સાગરોપમ તેની સંખ્યાવડે દેવમાં ઉચ્છ્વાસ-આહારનું નિયમન કરે છે, એટલે વૈ૦ નિકાયમાં જે દેવોનું જેટલા સાગરોપમની સંખ્યાએ આયુષ્ય હોય તેટલી પક્ષ સંખ્યાએ ઉશ્વાસ ગ્રહણ, તેટલા હજાર વર્ષની સંખ્યાએ આહાર ગ્રહણ સમજી લેવું.

અર્થાત્ જે દેવોનું એક સાગરોપમનું આયુષ્ય હોય તેઓને એકજ પક્ષે ઉશ્છ્વાસ ગ્રહણ અને એકજ હજાર વર્ષે આહાર અભિલાષ, બે સાગરોપમવાળાને બે પક્ષે ઉશ્વાસ ગ્રહણ અને બે હજાર વર્ષે આહાર અભિલાષા, યાવત્ અનુત્તરે તેત્રીસ સાગરોપમની સ્થિતિ હોવાથી ૩૩ પક્ષે ઉશ્વાસ ગ્રહણ અને ૩૩ હજાર વર્ષે એકજવાર આહારની અભિલાષા થાય છે, અને તે મનોજ્ઞ આહાર પુદ્‌ગલો વડે તૃપ્ત ભાવને પામે છે. ॥ ૧૮૧ ॥

अवतरण:—તેજ વાત મધ્યમ આયુષી દેવો માટે બાકીની નિકાયમાં ઘટાવે છે.

**दसवाससहस्सुवरिं, समयाई जाव सागरं ऊणं।**
**दिवसमुहुत्तपुहुत्ता, आहारूसास सेसाणं ॥ १८२ ॥**

### સંસ્કૃત છાયા:—

**दशवर्षसहस्रोपरि समयादि यावत् सागरमूनम्।**
**दिवस-मुहूर्त्तपृथक्त्वादाहारोश्वासौ शेषाणाम् ॥ १८२ ॥**

### શબ્દાર્થ:—સુગમ છે.

गाथार्थ:—વિશેષાર્થવત્ ॥ ૧૮૨ ॥

विशेषार्थ:—શેષદેવોમાં જેઓનું દશહજારવર્ષથી માંડી એક બે ત્રણ સંખ્ય અસંખ્ય સમય આવલિકા મુહૂર્ત્ત, દિવસ, માસ, સંવત્સર, યુગ, એક, બે, ત્રણ ઇત્યાદિ વૃદ્ધિએ એક સાગરોપમમાં કંઇક ન્યૂન આયુષ્ય સુધીના સઘળાએ દેવોને [૪૦]દિવસ પૃથક્ત્વે ( બેથી માંડી નવ દિવસ ગયે ) આહાર અને મુહૂર્ત્ત પૃથક્ત્વે શ્વાસોશ્વાસ ગ્રહણ સમજવું અને પૂર્ણ ( એક ) સાગરોપમવાળાને માટે તો ગઇ ગાથામાં જણાવેલ છે.

અહિં દિવસ-મુહૂર્ત્ત પૃથક્ત્વ એ આગમરૂઢ સાંકેતિક શબ્દ છે તેથી પૃથક્ત્વ શબ્દમાં બે થી નવ સુધીની સંખ્યાનો સમાવેશ થાય છે. ॥ ૧૮૨ ॥

---

૪૦ અહિંઆ દશ હજાર વર્ષ ઉપર એક દિવસ માસ કે વર્ષાદિક આયુષ્યવાળા દેવને વિષે કંઇ તુર્તજ પૃથક્ત્વપણું પ્રાપ્ત થઇ જાય છે તેમ હોતું નથી પણ ક્રમશઃ વધતું વધતું પલ્યોપમાદિક સ્થિતિએ પ્હોંચતાં પૃથક્ત્વપણું પ્રાપ્ત થાય છે.

## ॥ चतुर्निकाये प्रति सागरोपनी वृद्धिए श्वासोश्वास आहार अंतरमानयन्त्रम् ॥

| देवलोकनाम | आयुष्यमान | श्वा०मान | आहारमान | शेषनिकाये श्वा-आहारमान |
|---|---|---|---|---|
| ૧ સૌધર્મે | ૨ સાગરોપમ | ૨ પક્ષે | ૨ હજાર વર્ષે | |
| ૨ ઇશાને | ૨ સાધિક સા૦ | ૨ પક્ષે | ૨ હજાર વર્ષે | દશ હજાર વર્ષના |
| ૩ સનત્કુમારે | ૭ સાગરોપમ | ૭ પક્ષે | ૭ હજાર વર્ષે | જઘન્ય આયુષ્યવાળા ભુવ૦ |
| ૪ માહેન્દ્રે | ૭ સાધિક સા૦ | ૭ પક્ષે | ૭ હજાર વર્ષે | વ્યન્તરોને એક અહો- |
| ૫ બ્રહ્મકલ્પે | ૧૦ સાગરોપમ | ૧૦ પક્ષે | ૧૦ હજાર વર્ષે | રાત્રિએ આહારની ઇચ્છા |
| ૬ લાંતકે | ૧૪ સાગરોપમ | ૧૪ પક્ષે | ૧૪ હજાર વર્ષે | થાય અને સાત સ્તોકે |
| ૭ શુક્રકલ્પે | ૧૭ સાગરોપમ | ૧૭ પક્ષે | ૧૭ હજાર વર્ષે | એક શ્વાસોશ્વાસ લે છે. |
| ૮ સહસ્રારે | ૧૮ સાગરોપમ | ૧૮ પક્ષે | ૧૮ હજાર વર્ષે | દશ હજાર વર્ષથી આ- |
| ૯ આનતે | ૧૯ સાગરોપમ | ૧૯ પક્ષે | ૧૯ હજાર વર્ષે | ગળ સમયાદિકની વૃદ્ધિએ |
| ૧૦ પ્રાણતે | ૨૦ સાગરોપમ | ૨૦ પક્ષે | ૨૦ હજાર વર્ષે | અધિક વધતાં યાવત્ સાગ- |
| ૧૧ આરણે | ૨૧ સાગરોપમ | ૨૧ પક્ષે | ૨૧ હજાર વર્ષે | રોપમમાં કિંચિત્ ન્યૂન |
| ૧૨ અચ્યુતે | ૨૨ સાગરોપમ | ૨૨ પક્ષે | ૨૨ હજાર વર્ષે | આયુષ્ય રહે ત્યાં સુધીના |
| ૧ સુદર્શન ગ્રૈવે૦ | ૨૩ સાગરોપમ | ૨૩ પક્ષે | ૨૩ હજાર વર્ષે | મધ્યામાયુષી દેવોને દિવસ |
| ૨ સુપ્રતિબદ્ધે | ૨૪ સાગરોપમ | ૨૪ પક્ષે | ૨૪ હજાર વર્ષે | પૃથક્ત્વે આહાર અને |
| ૩ મનોરમે | ૨૫ સાગરોપમ | ૨૫ પક્ષે | ૨૫ હજાર વર્ષે | મુહૂર્ત્ત પૃથક્ત્વે શ્વાસો- |
| ૪ સર્વતોભદ્રે | ૨૬ સાગરોપમ | ૨૬ પક્ષે | ૨૬ હજાર વર્ષે | ચ્છ્વાસ નું ગ્રહણ હોય. |
| ૫ સુવિશાલે | ૨૭ સાગરોપમ | ૨૭ પક્ષે | ૨૭ હજાર વર્ષે | પૂર્ણ એક સાગરો- |
| ૬ સુમનસે | ૨૮ સાગરોપમ | ૨૮ પક્ષે | ૨૮ હજાર વર્ષે | પમાયુષી દેવોને એક હજાર |
| ૭ સૌમનસે | ૨૯ સાગરોપમ | ૨૯ પક્ષે | ૨૯ હજાર વર્ષે | વર્ષે આહાર ઇચ્છા અને |
| ૮ પ્રીતિકરે | ૩૦ સાગરોપમ | ૩૦ પક્ષે | ૩૦ હજાર વર્ષે | એક પક્ષે શ્વાસોશ્વાસ હોય. |
| ૯ આદિત્યે | ૩૧ સાગરોપમ | ૩૧ પક્ષે | ૩૧ હજાર વર્ષે | જ્યારે સાધિક સાગરોપમ- |
| ૧ વિજયે | ૩૩ સાગરોપમ | ૩૩ પક્ષે | ૩૩ હજાર વર્ષે | વાળા દેવો માટે તેથી |
| ૨ વૈજયંતે | ૩૩ સાગરોપમ | ૩૩ પક્ષે | ૩૩ હજાર વર્ષે | કિંચિત્ અધિકકાલ વિચારી |
| ૩ જયંતે | ૩૩ સાગરોપમ | ૩૩ પક્ષે | ૩૩ હજાર વર્ષે | લેવો. |
| ૪ અપરાજિતે | ૩૩ સાગરોપમ | ૩૩ પક્ષે | ૩૩ હજાર વર્ષે | |
| ૫ સર્વાર્થસિદ્ધે | ૩૩ સાગરોપમ | ૩૩ પક્ષે | ૩૩ હજાર વર્ષે | |

અવતરણ:—પૂર્વે ૧૭૯–૮૦ મી ગાથામાં 'શ્વાસોશ્વાસ'ની વ્યાખ્યા કરી હતી પરંતુ આહારની વ્યાખ્યા કરી ન હતી હવે તે 'આહાર' શું વસ્તુ છે? કેટલા પ્રકારે છે? તે કહે છે.

**सरिरेणोयाआहारो, तयाइफासेण लोमआहारो ।**
**पक्खेवाहारो पुण, कावलिओ होइ नायव्वो ॥ १८३ ॥**

સંસ્કૃત:—

**शरीरेणोजआहारः त्वचादिस्पर्शेण लोमाहारः**
**प्रक्षेपाहारः पुनः कावलिको भवति ज्ञातव्यः ॥ १८३ ॥**

શબ્દાર્થ:—

सरिरेण=શરીરથી
ओयाहार=ઓજાહાર
तयाइफासेण=ત્વચાના સ્પર્શવડે
लोमआहारो=લોમ આહાર
पक्खेवाहारो=પ્રક્ષેપાહાર
पुण=વળી
कावलिओ=કોલીયારૂપ
नायव्वो=જાણવો

गाथार्थ:—શરીરથી લેવાતો તે ઓજાહાર, ત્વચાના સ્પર્શદ્વારા લેવાતો તે લોમાહાર અને કોલીયારૂપ ગ્રહણ કરાતો આહાર તે પ્રક્ષેપાહાર જાણવો. ૧૮૩

विशेषार्थ:—ઔદારિક–વૈક્રિયાદિ આહાર યોગ્ય પુદ્ગલો જીવ ગ્રહણ કરે તે આહાર કહેવાય.

ओजाहार:—એટલે ઉત્પત્તિના પ્રથમ સમયે **કાર્મણ શરીર**વડે લેવાતો દેહ યોગ્ય પુદ્ગલોનો આહાર તે.

અહીંયા શરીરશબ્દે તૈજસ–કાર્મણ શરીરનું ગ્રહણ કરવું, એટલે જીવ જ્યારે પૂર્વભવના ઔદારિકાદિ શરીરનો આયુષ્યક્ષયે ત્યાગ કરીને વિગ્રહગતિવડે તૈજસ–કાર્મણ કાયયોગરૂપે જ્યાં ઉત્પન્ન થવાનું હોય ત્યાં ઉત્પત્તિ પ્રદેશમાં આવીને પ્રથમસમયેજ ત્યાં રહેલા ઔદારિક–વૈક્રિય શરીરાદિ પ્રાયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરે તે. વળી પ્રથમ સમયથી આહાર–શરીરાદિક સર્વ પર્યાપ્તિનો આરંભ થએલો હોવાથી બીજા સમયમાં અમુક અંશે જીવ ઔદારિકાદિ શરીરપણું પ્રાપ્ત કરતો હોવાથી બીજા સમયથી જ્યાંસુધી બીજી શરીરપર્યાપ્તિની નિષ્પત્તિ ન થાય ત્યાંસુધીમાં જીવ ઔદારિકાદિ મિશ્ર (તૈજસ–કાર્મણસહ ઔદારિક)

કાયયોગવડે જીવ જે પુદ્ગલાહારનું ગ્રહણ કરે તે સર્વ **ઓજાહાર** જાણવો. આ ઓજાહાર શરીરપર્યાપ્તિ સુધી ચાલુ રહેતો હોવાથી એક અંતર્મુહૂર્ત કાળનો છે. ત્વચા–ચામડીના છિદ્ર દ્વારા ગ્રહણ થતો આહાર તે **લોમાહાર**, તે શરીરપર્યાપ્તિ બાદ ( અથવા સ્વયોગ્ય ૫૦ બાદ ) યાવજ્જીવ હોઇ શકે છે. **પ્રક્ષેપાહાર**–તે કોલીયારૂપ આપણે ખાઇએ છીએ તે સ્વયોગ્ય પર્યાપ્તિ બાદ હોઇ શકે છે.

अवतरण:—તે ત્રણ પ્રકારના કયા આહાર પૈકી કયો આહાર કઇ અવસ્થામાં હોય ? તે કહે છે.

**ओयाहारा सव्वे, अपजत्त पजत्त लोमआहारो ।**
**सुरनिरयइगिंदि विणा, सेस भवत्था सपक्खेवा ॥ १८४ ॥**

**સંસ્કૃત:—**

**ओजआहाराः सर्वे अपर्याप्ताः पर्याप्तानां लोमाहारः**
**सुर–नारकैकेन्द्रियैर्विना शेषा भवस्था सप्रक्षेपाः ॥ १८४ ॥**

**શબ્દાર્થ:—**

सव्वे–સર્વે
अपजत्त–અપર્યાપ્તા
पजत्त–પર્યાપ્તા
सुरनिरयइगिंदिविणा–સુર-નરક-એકેંદ્રિય
विणा–વિના
सेस–શેષ
भवत्था–ભવની અંદર સ્થિત થએલા
सपक्खेवा–પ્રક્ષેપાહારી

ગાથાર્થ:—અપર્યાપ્તાવસ્થામાં સર્વ જીવો ઓજાહારી હોય, પર્યાપ્તાવસ્થામાં લોમાહારી હોય, દેવતા, નારકી અને એકેન્દ્રિય વિના શેષ ભવમાં સ્થિત થએલા સર્વજીવો પ્રક્ષેપાહારી હોય છે. ॥ ૧૪૮ ॥

વિશેષાર્થ:—'ઓજ' એટલે ઉત્પત્તિ પ્રદેશમાં સ્વશરીર યોગ્ય પુદ્ગલોનો રહેલો સમુદાય, અથવા તૈજસ શરીર તે વડે આહાર છે જેનો તે ઓજ–આહાર કહેવાય.

આ ઓજાહાર એકેંદ્રિયથી માંડી પંચેન્દ્રિયસુધીના સર્વજીવોને [૪૧]અપર્યાપ્ત અવસ્થામાં હોય છે, અહીં અપર્યાપ્ત શબ્દથી શરીર પર્યાપ્તિપૂર્ણ થઇ

૪૧ પર્યાપ્તિનું વધુ વર્ણન અંતે આવવાનું છે તથાપિ સામાન્યતઃ પર્યાપ્તિ એટલે **જીવની આહારાદિક પુદ્ગલોને ગ્રહણ કરી શરીર વિગેરે પણે પરિણમાવવાની શક્તિ.**

આ પર્યાપ્તિ આહાર–શરીર–ઇન્દ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા, મન એ ૭ પ્રકારની છે દરેક જીવો પૂર્વભવમાં પર્યાપ્તિનામકર્મના ઉદયથી યથાયોગ્ય પર્યાપ્તિનું નિયમન કરીને પૂર્વ શરીરને

ન હોય ત્યાંસુધીનું અપર્યાપ્તપણું લેવું, પરંતુ આહારપર્યાપ્તિએ અપર્યાપ્ત ન લેવું, કારણ કે તે આહારપર્યાપ્તિ (એક સમયરૂપ છે અને તે) પ્હેલાની અપર્યાપ્ત અવસ્થા તે અનાહારક છે કારણ કે તે સમયે જીવ વિગ્રહગતિમાં (પણ) હોય છે, વળી સ્વયોગ્ય સર્વપર્યાપ્તિ એ અપર્યાપ્ત (અપૂર્ણ) પણું પણ ન લેવું કારણ કે શરીરપર્યાપ્તિ બાદ જીવ કિંચિત્ અંગોપાંગયુક્ત અને સ્પર્શેન્દ્રિયની, શક્તિવાળો થએલો હોવાથી તેને લોમાહારનું ગ્રહણ હોય છે માટે સર્વ પર્યાપ્તિપૂર્ણ થતાં સુધી ઓજાહાર હોય એવું જે કથન તે અયુક્ત છે.

**લોમાહાર** શરીરપર્યાપ્તિ પૂર્ણ થતાં લોમાહાર ગ્રહણ યોગ્ય અમુક અંશે ઇન્દ્રિય શક્તિ ખીલી હોય છે તેથી તે શરીર પર્યાપ્તિએ પર્યાપ્ત ગણાતી અવસ્થામાં નિશ્ચે જીવોને લોમાહારનું ગ્રહણ (જાણતાં-અજાણતાં) હોય છે, આ આહાર પર્યાપ્ત અવસ્થામાં થતો હોવાથી યાવજ્જીવપર્યન્ત સતત હોઇ શકે છે.

વળી આ લોમાહાર (રોમાહાર) શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા અને મતાન્તરે સ્વયોગ્ય સર્વપર્યાપ્તિએ પર્યાપ્તા એકેન્દ્રિય, નારક તથા દેવો સર્વને હોય છે, બાકીના શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા, સ્વયોગ્ય સર્વપર્યાપ્તિએ પર્યાપ્તા સર્વજીવો લોમાહારી તથા પ્રક્ષેપાહારી બન્ને હોય છે. એમાં લોમાહાર સતત ચાલુ હોય અને પ્રક્ષેપાહાર કદાચિત્ હોય અથવા ન પણ હોય (એટલે પ્રક્ષેપાહારનો ગ્રહણ કાલ પણ લોમાહારવત્ છે.)

અહીંઆ લોમાહાર પર્યાપ્તાવસ્થામાં સઘળાએ જીવોને યાવજ્જીવ પર્યન્ત સમયે સમયે ચાલુ જ હોય, જો એક પણ આહાર સતત ન હોય તો જીવને સમયે સમયે આહારી કહ્યા તે ન રહે અને તેથી મધ્યે મધ્યે અનાહારકપણું આવી જાય તો મહાન્ વ્યાઘાત થાય.

**શંકા**—કોઇને શંકા થાય કે દેવ—નારકાદિકને સમયે સમયે લોમાહારી કહ્યા તો દેવાદિકના આહારનું જે વિશિષ્ટ અન્તર પૂર્વે રાખવામાં આવ્યું છે તે કેમ ઘટશે ?

---

છોડી જ્યારે ઉત્પત્તિ પ્રદેશમાં આવે કે ત્યાં તુર્તજ આહારના પુદ્ગલો ગ્રહણ કરી આહારપર્યાપ્તિને પૂર્ણ કરે, ત્યારબાદ અંગોપાંગરૂપ શરીરના પિંડનું નિયમન કરવા શરીર પર્યાપ્તિ, ત્યારબાદ ક્રમશઃ છએ પર્યાપ્તિ—શક્તિને પ્રાપ્ત કરે એટલે તે પર્યાપ્ત થયો કહેવાય, આ કાર્ય તેને ઉત્પન્ન થયા બાદ એક અંતર્મુહૂર્તમાં જ કરવાનું હોય છે, દરેક જીવો છએ પર્યાપ્તિ પૂર્ણ કરેજ એવું હોતું નથી. એકેન્દ્રિયાદિકને ૪—૫—૬ યથાયોગ્ય હોય છે. અપર્યાપ્ત જીવોમાં પણ દરેક જીવને આહાર, શરીર અને ઇન્દ્રિય એ ત્રણ પર્યાપ્તિ પૂર્ણ કરવીજ પડે છે.

પ્રથમની આહારપર્યાપ્તિ એક સમયની છે બાકીની નાના—મોટા અંતમું૦ પ્રમાણની છે. ત્રણ પર્યાપ્તિ સુધીની અથવા સ્વયોગ્ય પર્યાપ્તિપૂર્ણ થયા પ્હેલાંની જીવની બધી અપર્યાપ્તાવસ્થા ગણાય છે અને પૂર્ણ થયાબાદ જ પર્યાપ્ત થયો કહેવાય છે.

**સમાધાન**- **મનોભક્ષી** દેવોનો સતત જે લોમાહાર તે સામાન્ય અનાભોગપણે જાણવો, જ્યારે તેઓને જે અમુક દિવસ કે પક્ષાન્તિક આહાર તે વિશિષ્ટ અને આભોગ ( ઇચ્છા ) પૂર્વક જાણવો ( જે આવતી ગાથામાં જ કહેવાશે ). દેવો મહાન્ પુણ્યોદયથી મનથી કલ્પિત સ્વશરીર પુષ્ટિજનક ઇષ્ટ આહારના શુભ પુદ્દગલોનું સમગ્ર સ્પર્શેન્દ્રિય, કાયાથી ગ્રહણ કરી શરીરપણે પરિણમાવે છે. જ્યારે નારકોને તેવીજ રીતે પણ મહાપાપના ઉદયથી અશુભ પુદ્દગલોનું ગ્રહણ હોય છે. આ પ્રમાણે એકેન્દ્રિયાદિકને વિષે આભોગ–અનાભોગપણે સામાન્ય તથા વિશિષ્ટ આહાર ગ્રહણ વિચારી લેવું. આ પ્રમાણે દેવ–નારક–એકેન્દ્રિયો પ્રક્ષેપાહારી હોતા નથી.

**પ્રક્ષેપાહાર**–દેવ–નારકી–એકેન્દ્રિ જીવવિના બેઇન્દ્રિય–તેઇન્દ્રિય–ચઉરીન્દ્રિય–પંચેન્દ્રિય તિર્યંચ–મનુષ્ય સર્વજીવોને ઇચ્છા થતાં પ્રક્ષેપાહાર ( કવલ ) નું ગ્રહણ હોઇ શકે છે, આ નિયમ નિશ્ચે ન સમજવો પરંતુ કદાચિત્ હોય કદાચિત ન પણ હોય. એમ સંભાવના સમજવી જે સ્પષ્ટ જણાય છે. કારણકે સર્વદા પ્રક્ષેપાહાર ચાલુ હોય એમ હોતુંજ નથી. [ ૧૮૪ ]

अवतरण:-હવે આહારને ગ્રહણ કરતા જીવો કઇ કઇ જાતના આહારને કયા કયા જીવો ગ્રહણ યોગ્ય છે ? તે કહે છે;—

**सच्चित्ताचित्तोभय–रूवो आहार सव्वतिरियाणं ।**
**सव्वनराणं च तहा, सुरनेरइयाण अचित्तो ॥ १८५ ॥**

**સંસ્કૃત છાયા—**

**सचित्ताऽचित्तोभयरूप आहारः सर्व्वतिरश्चाम् ।**
**सर्वनराणाञ्च तथा सुरनारकाणामचित्तः ॥ १८५ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| सचित्ताचित्तोभयरूपो=સચિત્ત, અચિત્ત અને ઉભયરૂપ ( સચિત્તાચિત્ત ) | आहार=આહાર<br>अचित्तो=અચિત્ત |

गाथार्थ:—સચિત્ત, અચિત્ત અને સચિત્તાચિત્ત ( મિશ્ર ) એમ ત્રણ પ્રકારનો આહાર છે, એમાં સર્વતિર્યંચો, તથા સર્વમનુષ્યોને ત્રણે પ્રકારનો આહાર હોય છે અને દેવતા તથા નારકીને અચિત્ત આહાર હોય છે. ॥ ૧૮૫ ॥

विशेषार्थ:—આહાર ત્રણ પ્રકારનો છે, સચિત્ત, અચિત્ત, સચિત્તાચિત્ત,

એમાં સચિત્ત તે સચેતન ( જીવયુક્ત ) આહાર, અચિત્ત-અચેતન ( જીવરહિત ) સચિત્તાચિત્ત તે-( જીવરહિત અને સહિત ) [૪૨]મિશ્રઆહાર

એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય સુધીના સર્વજાતિના તિર્યંચો તથા સર્વ મનુષ્યોને ઉક્ત ત્રણે પ્રકારનો આહાર હોય છે. એટલે કદાચિત્ તેઓ અચિત્ત, કદાચિત્ સચિત્ત, કદાચિત્ સચિત્તાચિત્ત આહારને વાપરે છે. પરંતુ દેવો અને નારકો જે આહારના પુદ્ગલો લે છે તે સર્વદા અચિત્ત હોય છે.

अवतरण:—હવે તે તે અવસ્થામાં ગ્રહણ કરાતો જે જે આહાર તે દરેક વખતે જાણતાં કે અજાણતાં હોઈ શકે છે કે શું ? તે કહે છે.

**आभोगाऽणाभोगा, सव्वेसिं होइ लोमआहारो ।**
**निरयाणं अमणुन्नो, परिणमइ सुराण समणुण्णो ॥१८६॥**

**સંસ્કૃત છાયા:—**

**आभोगोऽनाभोगः, सर्वेषां भवति लोमाहारः ।**
**नारकाणाममनोज्ञः, परिणमते सुराणां समनोज्ञः ॥ १८६ ॥**

**શબ્દાર્થ:—**

आभोग—જાણતાં—ઇરાદાપૂર્વક
अणाभोग—અજાણતાં
सव्वेसिं—સર્વને
अमणुन्नो-અમનોજ્ઞ
परिणमइ—પરિણમે છે
समणुण्णो—સમનોજ્ઞ—સુંદર

गाथार्थ:—સર્વ જીવોને લોમાહાર જાણતાં અથવા અજાણતાં પરિણમે છે, તેમાં નારકીને અમનોજ્ઞ ( અપ્રિય ) અને દેવોને સમનોજ્ઞ ( પ્રિય ) આહાર પરિણામે છે. ॥ ૧૮૬ ॥

---

૪૨ એ ઉત્પત્તિસ્થાને પ્રથમ સમયે ( મિશ્ર ) સચિત્ત આહાર, કારણકે તે સ્થાન જીવરૂપ છે તેથી સચેતનપણું છે, તે સિવાય જીવોનો જીવયુક્ત ફલફલાદિક મધ માંસ માખણ વનસ્પત્યાદિક જે કંઈ વસ્તુનો આહાર તે સચિત્ત, તેમાંથી અમુક ફલફલાદિક વનસ્પતિદ્રવ્યો અમુક કાલે અમુકરીતે અચિત્ત થાય છે તે વખતે તેનું આહરણ તે અચિત્ત, અને જે ફલફલાદિકમાં સચિત્તપણું પૂર્ણ ગયું નથી એટલે સંપૂર્ણ અચિત્તપણું થયું ન હોય અને વાપરવામાં આવે ત્યારે સચિત્તાચિત્ત આહાર વાપર્યો કહેવાય, ઇત્યાદિકરીતે સર્વ વિચારી લેવું.

વિશેષાર્થ:—જેમ વર્ષાઋતુમાં શીતલ પુદ્ગલોનો શરીર સાથેના સ્પર્શથી સહજ રીતે બહુ મૂત્ર ( પેસાબ ) પ્રસવે, વળી ઉષ્ણકાલમાં ઉષ્ણ પરસેવો સહજ બહાર નીકળે તેમ સર્વજીવોને અપર્યાપ્ત અવસ્થામાં તો ઓજાહાર તેમજ લોમાહાર અનાભોગે–અજાણપણે પરિણમે છે, કારણકે મનઃપર્યાપ્તિ છપર્યાપ્તિમાં છેલ્લી છે અને એ પૂર્ણ ન થાય ત્યાંસુધી અપર્યાપ્તાવસ્થા ચાલુ છે એટલે મનઃ-શક્તિ ( જાણપણું ) આવ્યું હોતું નથી, એથી ત્યાં ગ્રહણ કરાતા આહારનું અજાણપણું હોય છે.

વળી એકેન્દ્રિયોને તથા સંમૂર્ચ્છિમમનુષ્યોને યાવજ્જીવ પર્યન્ત મન ( જાણપણું ) હોતું નથી કારણકે તેઓને ચારજ પર્યાપ્તિ હોય છે તેથી અજ્ઞાન હોવાથી તેનું પણ આહારનું ગ્રહણ વસ્તુતઃ [૪૩]અનાભોગપણે સમજવું.

પર્યાપ્તાવસ્થામાં સર્વ જીવોને લોમાહાર આભોગ–અનાભોગ ઉભયરીતે હોય છે એટલે જાણી જોઇને હવા લેવી, તૈલાદિક મર્દન, તે અને શેષ કાળમાં સહજ લોમછિદ્રદ્વારા શીતોષ્ણ પુદ્ગલોનું ગ્રહણ તે.

નારક જીવોનો આહાર પ્રતિકુલ–અશુભ કર્મના ઉદયવશાત્ અમનોજ્ઞપણે ( મનને દુઃખદાઇ ) પરિણમે છે, જ્યારે દેવોને [૪૪]સુમનોજ્ઞપણે શુભ કર્મોદયથી સ્વશરીર પુષ્ટિજનકરૂપે પરિણમે છે, એથીજ તેઓ તૃપ્તિપૂર્વક પરમસન્તોષને પામી જાય છે, ( જ્યારે નારકો હમેશાં અતૃપ્તજ રહે છે ) એથીજ દેવોને તે વખતે મનોભક્ષિ તરીકે ઓળખાવેલા છે. પરંતુ [૪૫]નારકોને નહિં.

અને વળી બેઇન્દ્રિયાદિકથી લઇ પંચેન્દ્રિય મનુષ્ય સુધીના સર્વ જીવોનો પ્રક્ષેપાહાર આભોગ નિર્વર્તિત જ હોય છે. ॥ ૧૮૯ ॥

---

૪૩ એકેન્દ્રિયમાં વૃક્ષાદિકને કદાચિત્ કોઇવાર સ્વેચ્છાપૂર્વક હવા આદિની દિશા તરફ વધવું વિશેષ જોવાય છે પરંતુ તેઓ અલ્પ–અપટુ મનોદ્રવ્યની લબ્ધિવાળા પ્રાણીઓ ભોગને વિષે અશક્ત હોવાથી વસ્તુતઃ તે અનાભોગ આહારી છે.

૪૪ સુમનોજ્ઞપણે ગ્રહણ કરાતા આહાર પુદ્ગલોને સર્વ દેવોમાં માત્ર એક અનુત્તર-વાસી દેવોજ વિશુદ્ધ અવધિજ્ઞાનરૂપી ચક્ષુદ્વારા જાણી અને જોઇ શકે છે.

૪૫ કારણકે ભલે નારકોને આહાર ગ્રહણ લોમાહારરૂપ છે તથાપિ તે પ્રતિકુલ કર્મો-દયથી તેવી શકિતના અભાવે હાનિકારક દુઃખદાયક અસન્તોષકારક પુદ્ગલોનાં પરિણમનરૂપ હોવાથી એ સાચા મનોભક્ષી નથી.

## ॥ चतुर्गतिस्थानेषु आहारक-अनाहारकव्यवस्था यन्त्रम् ॥

| जातिनाम | ओजाहार | लोमाहार | प्रक्षेपाहार | सचित्त | अचित्त | मिश्र | आभोग | अनाभोग | आहार अंतर | अनाहारकसमय | तेनोकाळ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ એકેન્દ્રિય અપર્યાપ્તાને | १ श०५० યાવત | × | × | १ | १ | १ | × | १ | સતતાહારી | વિગ્રહ ગતિને પામેલા જીવો | વધુમાં વધુ ચારસમય |
| ,, પર્યાપ્તાવસ્થામાં | × | १ સ્વભ-વપર્યન્ત | × | १ | १ | १ | × | १ | ,, | | |
| ૨ વિકલેન્દ્રિય અપર્યાપ્તાને | १ ,, | × | × | १ | १ | १ | × | १ | ० | | |
| ,, પર્યાપ્તાને | × | १ ,, | १ સ્વભ-વપર્યન્ત | १ | १ | १ | १ | १ | १ અંતર્મુ० | કેવલી સમુદ્-ઘાતમાં | ૩-૪-૫ એ ત્રણસમય |
| ૩ પંચે૦ તિર્યચ અપર્યાપ્તાને | १ ,, | × | × | १ | १ | १ | × | १ | ० | | |
| ,, પર્યાપ્તાને | × | १ ,, | १ ,, | १ | १ | १ | १ | १ | ૨ અહોરાત્ર | ૧૪ મે ગુણઠાણે શૈલેશીકરણમાં | અત્યન્તઅલ્પ અંતમુ० |
| ૪ પંચે૦ મનુષ્યઅપર્યાપ્તાને | १ ,, | × | × | १ | १ | १ | × | १ | ० | | |
| ,, પર્યાપ્તાને | × | १ ,, | १ ,, | १ | १ | १ | १ | १ | ૩ અહોરાત્ર | | |
| ૫ દેવ અપર્યાપ્તાને | १ ,, | × | × | × | १ | × | × | १ | ० | | |
| ,, પર્યાપ્તાને | × | १ ,, | × | × | १ | × | १ | १ | પૂર્વે કહ્યું છે | સિદ્ધસ્થાને વર્તતા જીવોને | સાદિઅનંત કાલસુધી |
| ૬ નારક અપર્યાપ્તાને | १ ,, | × | × | × | १ | × | × | १ | ० | | |
| ,, પર્યાપ્તાને | × | १ ,, | × | × | १ | × | १ | १ | १ અંતમુ० | | |

अवतरण:—પૂર્વે દેવગતિ આશ્રયી આહાર માન કહ્યું, હવે પ્રસ્તાવે બાકી રહેલી નરક, તિર્યંચ, તથા મનુષ્યગતિ આશ્રયી આહારનું કાલમાન જણાવે છે.

**तह विगलनारयाणं, अंतमुहूत्ता स होइ उक्कोसो ।**
**पंचिदितिरिनराणं, साहाविय छट्ठ अट्ठमओ ॥ १८७ ॥**

### સંસ્કૃત છાયા—

**तथा विकलनारकाणां, अन्तर्मुहूर्त्तात्स भवति उत्कृष्टः ।**
**पञ्चेन्द्रिय-तिर्यङ्नराणां, स्वाभाविकः षष्ठादष्टमात् ॥ १८७ ॥**

### શબ્દાર્થ:—

तह=તેમજ

विगल=વિકલેન્દ્રિય

उक्कोसो=ઉત્કૃષ્ટ

पंचिदितिरिनराणं=પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્યને

साहाविय=સ્વાભાવિક

छट्ठ=છઠ્ઠ બે દિવસે

अट्ठमओ=અષ્ટમ—ત્રણ દિવસે

गाथार्थ:—વિશેષાર્થવત્ સુગમ છે ॥ ૧૮૭ ॥

विशेषार्थ:—બેઇન્દ્રિ-તેઇન્દ્રિ-ચઉરિન્દ્રિ એ વિકલેન્દ્રિય જીવો તથા નારકો આહારના સતત અભિલાષી હોવાથી તેઓને ઉત્કૃષ્ટથી એક અંતર્મુહૂર્ત્તને આંતરે આંતરે વિશિષ્ટ આહારની ઇચ્છા થાય, ( બાકી સામાન્ય આહાર તો જીવ માત્રને સમયે સમયે ચાલુ છે. ) પંચેન્દ્રિયતિર્યંચને સ્વાભાવિક[૪૬] રીતે ઉ૦ છઠ્ઠ એટલે બે અહોરાત્રિ ( ૪૮ કલાક ) ને આંતરે આહારેચ્છા થાય, અને પંચેન્દ્રિય મનુષ્યને ત્રણ અહોરાત્રિને ( ૭૨ કલાકે ) અન્તરે આહારેચ્છા થાય પરંતુ આ મનુષ્ય અને તિર્યંચો તે સૂષમસૂષમકાલે ભરત ઐરવત દેવકુરૂ ઉત્તરકુરૂ ક્ષેત્રોવર્તી ત્રણ પલ્યોપમાયુષી જાણવા.

અત્યારના સામાન્ય તિર્યંચમનુષ્યોને અંતમુહૂર્તે અથવા અનિયતપણે પણ આહારાભિલાષ થાય, પરંતુ તપરોગાદિ ન હોય તો, કારણકે તપાદિ કારણે તો છ છમાસ સુધી આહાર ગ્રહણ હોતું નથી પૃથ્વીકાયાદિક એકેન્દ્રિયો સતતજ આહારાભિલાષી હોવાથી તેનું અંતર હોતું નથી જેથી ગ્રન્થકારે ગાથામાં વિવક્ષ્યું નથી. [ ૧૮૭ ]

---

૪૬ સ્વાભાવિકનો અર્થ સંગ્રહણી ટીકાકારે ' તપ રોગાદિનું કારણ ન હોય ત્યારે ' એમ કર્યો છે પરંતુ યુગલિક મનુષ્ય—તિર્યંચને તેવો તપ કે રોગનું કારણ હોતું તો નથી. તો તેઓનું આ લખાણ કયા પ્રબલ કારણે હશે તે જ્ઞાની ગમ્ય.

## चौद राजनी स्थापनापूर्वक आलेखेलुं ऋजु–वक्रागतिनुं चित्र.

ऋजु-गति

एकवक्रागति

द्विवक्रागति

त्रिवक्रागति

चतुर्वक्रागति

ऋजुगति १ समयनी छे.
एकवक्रागति २ समयनी छे.
द्विवक्रागति ३ समयनी छे.
त्रिवक्रागति ४ समयनी छे.
चतुर्वक्रागति ५ समयनी छे.
* आवुं चिह्न 'आत्मा' सूचक छे.

આનંદ પ્રેસ–ભાવનગર.

अवतरण:—હવે અનાહારક જીવો કયા ? અને અનાહારકપણું કયા કયા જીવોને કયારે કયારે હોય તે કહે છે—

**विग्गहगइमावन्ना,केवलिणो समूहया अजोगी य ।**
**सिद्धा य अणाहारा, सेसा आहारगा जीवा ॥ १८८ ॥**

સંસ્કૃત છાયાઃ—

**विग्रहगतिमापन्नाः केवलिनस्समुद्धता अयोगिनश्च ।**
**सिद्धाश्च अनाहाराः शेषा आहारका जीवाः ॥ १८८ ॥**

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| विग्गहगइं=વિગ્રહગતિમાં | सिद्धा=સિદ્ધો |
| आवन्ना=આવેલા-પ્રાપ્ત થએલા | अणाहारा=અનાહારી |
| केवलिणो समूहया=કેવલી સમુદ્ઘાતમાં | आहारगा=આહારક |
| अजोगी=અયોગી ગુણસ્થાનકમાં | जीवा=જીવો |

गाथार्थ:—વિશેષાર્થ મુજબ. ॥ ૧૮૮ ॥

विशेषार्थ:—વિવક્ષિત ભવનું આયુષ્ય પૂર્ણ થયે અન્યભવમાં ઉત્પન્ન થવાના બે પ્રકાર હોય છે. એક **ઋજુગતિ** અને બીજો **વિગ્રહગતિ** ( વક્રગતિ ), ચ્યવન ( મૃત્યુ ) સ્થાનથી ઉત્પત્તિસ્થાન પૂર્વ-પશ્ચિમ ઉત્તર દક્ષિણ ઊર્ધ્વ કે અધો એ છ દિશામાંથી કોઈ પણ એક દિશામાં હોય તો તો જીવ જે સ્થાને મૃત્યુ પામ્યો તે સ્થાનેથી ઉત્પત્તિસ્થાને એક સમયમાં જ પહોંચી જાય છે, તેને **ઋજુગતિ** કહેવાય છે. પણ ઉત્પત્તિસ્થાન વિદિશામાં, ત્રસનાડી બહાર વિદિશામાં એમ આડું અવળું હોય તો ઉત્પત્તિસ્થાને પહોંચતાં બે સમય, ત્રણ સમય, ચાર સમય ( અને કોઇ વખતે પાંચ સમય ) પણ થાય છે. આવી રીતે વિદિશામાં ઉત્પન્ન થવાના પ્રકારને વિગ્રહગતિ કહેવામાં આવે છે, ઋજુગતિથી ઉત્પન્ન થનાર જીવને અનાહારકપણાનો પ્રસંગ આવતો જ નથી, કારણ કે ચાલુ ભવના છેલ્લા સમયે તે જીવે આહાર ગ્રહણ કર્યો છે અને અનન્તર સમયમાં ઉત્પત્તિ સ્થાને પહોંચી ત્યાં આહાર લેવાનો છે, પરંતુ વિગ્રહગતિથી ઉત્પન્ન થનારને વચ્ચે અનાહારક-પણાનો પ્રસંગ આવે છે, એટલે ચાલુભવમાંથી છુટ્યા બાદ જ્યાં સુધી

ઉત્પત્તિસ્થાને ન પહોંચે તે દરમ્યાન વચમાં જેટલા સમયો થાય તે સમયો અનાહારકપણાના હોય છે. તેવા અનાહારકપણાના સમયો એક બે ત્રણ અથવા કોઇ વખતે ચાર પણ થઇ જાય છે. વળી આઠ સમયની **કેવલી સમુદ્ઘાત**[૪૭] પ્રસંગે ત્રીજા ચોથા અને પાંચમા એ ત્રણ સમયે કેવલીઓ કેવલ કાર્મણયોગ યુક્ત હોવાથી ત્યાં અનાહારકપણું હોય છે.

**અયોગી** તે ચૌદમેગુણસ્થાનકે રહેલા જીવો કે જેને પાંચ હ્રસ્વાક્ષર ઉચ્ચાર પ્રમાણ કાલ પૂર્ણ થયે શૈલેશી કરણ કરી સીધા મોક્ષસ્થાને પહોંચવાનું છે. એઓને એ પાંચ હ્રસ્વાક્ષર પ્રમાણ જેટલો લઘુઅંતર્મુહૂર્તનો શૈલેશી કરણકાળ તે અનાહારક હોય છે.

**સિદ્ધો**—તે સકલ કર્મનો ક્ષય કરી સિદ્ધપણે મોક્ષસ્થાનમાં ઉત્પન્ન થએલા જીવો સાદિ અપર્યવસિત સદાએ અણાહારી હોય છે.

તે સિવાયના શેષ સર્વજીવો સદાએ આહારી હોય છે, તેઓ કયારે પણ અનાહારી હોતા નથી, ઉક્ત સ્થિતિમાં આવે ત્યારે અનાહારી બને છે. ( વિગ્રહગતિ સિવાયનું ) અનાહારીપણું એ એકાન્ત સુખનું કારણ છે. વધુ આહારીપણુએ દુઃખનું કારણ છે માટે ભાવિકોએ અનાહારીપણું પ્રાપ્ત કરવા ઉદ્યમ કરવો. [ ૧૮૮ ]

अवतरणः—હવે દેવોની તથાવિધ ભવપ્રત્યયિક સંપત્તિ વર્ણવે છે.

**केसट्ठिमंसनहरोम—रुहिरवसचम्ममुत्तपुरिसेहिं ।**
**रहिआ निम्मलदेहा, सुगंधिनीस्सास गयलेवा ॥ १८९ ॥**
**अंतमुहुत्तेणं चिय, पज्जत्तातरुणपुरिससंकासा ।**
**सव्वंगभूसणधरा, अजरा निरुआ समा देवा ॥ १९० ॥**
**अणिमिसनयणा मणक—ज्जसाहणा पुप्कदामअमिलाणा ।**
**चउरंगुलेण भूमिं, न छिवंति सुरा जिणा बिंति ॥ १९१ ॥**

સંસ્કૃત છાયાઃ—

**केशास्थिमांसनखरोम—रुधिरवसाचर्म्ममूत्रपुरीषैः ।**
**रहिता निर्म्मलदेहा, सुगन्धिनिःश्वासा गतलेपाः ॥ १८९ ॥**

---

૪૭ સમુદ્ઘાતનો વિષય આગળ આવશે.

अन्तर्मुहूर्तेन चैव पर्याप्ता तरुणपुरुषसंकाशाः।
सर्वाङ्गभूषणधरा अजरा नीरुजाः समा देवाः ॥ १९० ॥
अनिमेषनयना मनःकार्यसाधनाः पुष्पदामाम्लानाः [अम्लानपुष्पदामानः]
चतुरङ्गुलेन भूमिं न स्पृशन्ति जिना ब्रुवते ॥ १९१ ॥

શબ્દાર્થ:—

केस=કેશ
अट्ठि=અસ્થિ=હાડકા
मंस=માંસ
नह=નખ
रोम=રૂંવાટાં
रुहिर=રૂધિર
वस=ચરબી
चम्म=ચામડી–ચર્મ
मुत्त=મૂત્ર
पुरिसेहिं=વિષ્ટા
रहिआ=રહિત
निम्मलदेहा–નિર્મલદેહવાળા
सुगंधनिस्सास=સુગંધી નિ:શ્વાસવાળા
गयलेवा=ગતલેપા
अंतमुहुत्तेणं=અંતરર્મુહૂતમાં
चिय=નિશ્ચે
पज्जत्ता=પર્યાપ્તા
तरुणपुरिससंकासा=તરૂણ પુરૂષ સરખા
सव्वंगभूसणधरा=સર્વાંગે ભૂષણને ધારણ કરનારા
अजरा=જરાવસ્થા રહિત
निरुया=રોગ રહિત
समा=સમચતુરસ્ર સંસ્થાનવાળા
अणिमिसनयणा=અનિમેષ નયનવાળા
मणकज्जसाहणा–મનથી કાર્ય સાધનારા
पुप्फदामअमिलाणा–અમ્લાન લાંબી પુષ્પ-માળવાળા
चउरंगुलेण–ચાર અંગુલવડે
भूमिं–ભૂમિને
न छिवंति–સ્પર્શતા નથી
जिणा–જિનેશ્વરો
बिंति–બોલે છે

ગાથાર્થ:—વિશેષાર્થવત્ ॥ ૧૮૯–૧૯૧ ॥

વિશેષાર્થ:—સઘળાએ દેવો પૂર્વભવમાં સંચિતકરેલા શુભકર્મોદયના પ્રભાવથી હંમેશા શરીરની આકૃતિમાં ઘણાજ સુંદર, શરીર–મસ્તક ઉપર કેશ, હાડશરીર, માંસ, નખ, રૂંવાટા, રૂધિર, ચરબી, ચામડી, મૂત્ર, વિષ્ટા (ઝાડો) (સ્નાયુ) એટલી વસ્તુઓથી રહિત તેઓનાં શરીરો હોય છે, આવી કલુષિતવસ્તુથી સર્વથા રહિત હોવાથી તેઓ નિર્મલદેહવાળા–ઉજ્વલ શરીરી પુદ્ગલોને ધારણ કરનારા, કર્પૂર કસ્તુરી આદિ વિશિષ્ટ સુગંધી દ્રવ્યોથી યુક્ત સુગંધી શ્વાસોશ્વાસવાળા, જાત્યવંત સુવર્ણની જેમ ગયો છે લેપ જેને એવા, રજ પ્રસ્વેદાદિ ઉપલેપરહિત હોય છે (પ્રવાલવત્ રક્તઅધરવાળા, ચંદ્ર જેવા

ઉજ્વલ વૈક્રિયભાવિ દાંતવાળા હોય છે વૈક્રિયભાવિ વિશેષણ આપવાનું કારણ એ છે કે કેશ–નખાદિનું અસ્તિત્વ ઔદારિકભાવિ છે જ્યારે દેવો તો વૈક્રિયશરીરીજ હોવાથી તે વસ્તુ સ્વાભાવિક રીતે તો હોતી નથી પરંતુ જરૂર પડે તો ઉત્તરવૈક્રિય તરીકે કેશ નખાદિ સર્વ સ્વરૂપ કરી શકે છે. )

આથી દેવોનું શરીર અત્યન્ત સ્વચ્છ–તેજોમય–દશેદિશાને અત્યન્ત પ્રકાશિત કરનારૂં, કેવળ સર્વોત્તમ વર્ણ ગંધ રસ સ્પર્શથી ઉત્પન્ન થએલા શુભ વૈક્રિય પુદ્ગલોના સમૂહથી બનેલું સૌભાગ્યાદિ ગુણોપેત હોય છે. [ ૧૮૯ ]

[ દેવો–દેવીઓ દેવશય્યામાં ઉત્પન્ન થતા હોવાથી તેઓને મનુષ્યાદિવત્ યોનિમાં ઉત્પન્ન થવાનું કે ગર્ભદુ:ખને સહન કરવાનું ઇત્યાદિ કંઇ પણ હોતું નથી, પરંતુ ઉત્પન્ન થવાના સ્થાને દેવદૂષ્યવસ્ત્રથી આચ્છાદિત વિવૃત્તયોનિરૂપ એક દેવશય્યા હોય છે. દેવગતિમાં ઉત્પન્ન થનારા જીવ પૂર્વના મહાન્ પુણ્યોદયથી એક ક્ષણવારમાં **ઉપપાતસભાને** વિષે દેવદૂષ્યવસ્ત્રની નીચે શય્યા ઉપર અંગુલના અસંખ્યાતમા ભાગે ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થતાની સાથે આહારાદિક પંચ પર્યાપ્તિઓ એકજ અંતર્મુહૂર્તમાં સમાપ્ત કરવાપૂર્વક પૂર્ણ **પર્યાપ્તિ**વાળા થતા, અને વળી ઉત્પન્ન થવાની સાથે ભવસ્વાભાવિક અવધિ અથવા વિભંગજ્ઞાનને પ્રાપ્ત કરતાં યથાયોગ્ય ૩૨ વર્ષના જેવી ભોગયોગ્ય **તરૂણ અવસ્થાવાળા** થઇ જાય છે, એથી દેવોને અન્યગતિના જીવની જેમ ગર્ભધારણ–જન્મપણું–બાલ્ય–વૃદ્ધાદિ ભિન્ન અવસ્થાઓ હોતી નથી, એઓ દેવશય્યામાં ઉત્પન્ન થાય છે ત્યારે સ્વાભાવિક સુંદરરૂપવાળા વસ્ત્ર–આભૂષણ રહિત હોય છે, પરંતુ પછી હાજર રહેલા તેમને સત્કારનારા સામાનિકાદિ દેવ દેવીઓ જય જય શબ્દને કરતા નમસ્કાર

---

૪૮ પ્ર૦—દેવોની કંઠવર્તી પુષ્પમાલા સચિત્ત હોય કે અચિત્ત ?

જો સચિત્ત હોય તો તે માલા કલ્પવૃક્ષની બનેલી હોવાથી તે એકેન્દ્રિય છે અને એકેન્દ્રિય જીવોનું આયુષ્ય ૧૦ હજાર વર્ષનું છે તો દેવોના સાગરોપમ જેટલા આયુષ્ય સુધી તે સચિત્ત–સચેતનપણે લીલી કેમ રહે ?

બીજું જો અચિત્ત માનીએ તો તે માળા દેવોના ચ્યવનાન્તે જે કરમાવા માંડે છે એમ સિદ્ધાન્તોમાં કહ્યું છે, તો અચિત્તમાળાને કરમાવાપણું ક્યાંથી હોય ?

ઉ૦—શાસ્ત્રોમાં દેવોની માળા સચિત્ત હોય કે અચિત્ત તે બાબતમાં કોઇ ગ્રન્થમાં સ્પષ્ટ ઉલ્લેખ જોવા–જાણવામાં આવેલો નથી તેથી ઘણા તર્કવિતર્કને સ્થાન મળે છે, તોપણ સચિત્ત અથવા અચિત્ત બન્ને રીતે માનવામાં કોઇ વિરોધ આવવાનો સંભવ નથી. સચિત્ત માનીએ તો જે અવસરે એક વિવક્ષિત જીવનું આયુષ્ય પૂર્ણ થાય એટલે તે સ્થાને તેજ અથવા બીજો જીવ તે માળામાં વનસ્પતિપણે ઉત્પન્ન થાય એટલે તે માળા અમ્લાન રહે, અને અચિત્ત માનીએ તો 'મ્લાન' એ પદનો અર્થ કાંતિ–તેજ પ્રથમાવસ્થા કરતાં ઓછા થાય એમ માનવું ઉચિત લાગે છે. તત્ત્વજ્ઞાનીગમ્ય.

કરીને જિનપૂજનથી થતા અનેક હિતોને સ્વામીના મનોગત અભિપ્રાયથી જણાવીને ઉપપાત સભાના પૂર્વદ્વારથી સર્વ આભિયોગિકાદિ દેવો સ્વાભાવિક વિકુર્વેલા અનેક જાતનાં સમુદ્રોના જલ–ઔષધિથી ભરેલા ઉત્તમ રત્નોના મહા કલશોવડે દ્રહમાં લઇ જઇ સ્નાન કરાવે, પછી અભિષેક સભામાં સ્નાન કરાવે, ત્યારબાદ ઉત્સાહી દેવો **અલંકારસભા**માં વિધિપૂર્વક લઇ જઇ સિંહાસને બેસાડી શરીરપર તુરત ઉત્તમ સુવર્ણના દેવદૂષ્ય વસ્ત્રો–રત્નાવલી આદિ હારને–વીંટી કુંડલ અંગ–કેયૂરાદિ સુશોભિત આભૂષણોને સર્વાંગે પહેરાવે છે, પછી વ્યવસાય સભામાં વિધિપૂર્વક ( પ્રદક્ષિણાદિ ) પૂર્વદ્વારથી લઇ જઇ ત્યાં પુસ્તકાદિ બતલાવે છે. ઉત્પન્ન થએલો દેવ તે પુસ્તકથી પોતાના યથાયોગ્ય અવસર સાચવવાના પ્રસંગો, પરંપરાગતના રીતિરિવાજોથી માહિતગાર બની નન્દનવાવડીમાં પૂજાની ભક્તિ નિમિત્તે પુનઃ સ્નાનાદિક કરીને [૪૯]જિનપૂજાદિકના ઉત્તમકાર્યો ક્રમશઃ વિધિપૂર્વક સર્વ કરી પછી વિધિપૂર્વક **સુધર્મા સભા**માં આરૂઢ થઇ સ્વકાર્યમાં તથા દેવ દેવીના વિષયાદિક સુખમાં તલ્લીન બને છે. ]

પૂર્વે કહી ગયા કે સર્વાંગે મસ્તકે–કંઠે હસ્તે કર્ણાદિ અવયવોને વિષે આભૂષણોને ધારણ કરનારા, **' અજરા '** એટલે જરાવસ્થા રહિત એટલે હંમેશા અવસ્થિત યૌવનવાળા, **' નિરૂઆ '** એટલે નિરોગી, ઉધરસ શ્વાસાદિ સર્વ વ્યાધિ મુક્ત, **'સમા'** એટલે સમચતુરસ્ર સંસ્થાનવાળા એવા દેવો હોય છે. [૧૯૦]

વળી સર્વે દેવો ભવસ્વભાવેજ લીલાયુક્ત સુંદર અનિમેષનેત્રવાળા એટલે જેના નેત્રમાં કદાપિ પલકારાપણું કે બંધ કરવાપણું હોતુંજ નથી, એવા અપિ-રિમિત સામર્થ્યથી ' મનથીજ સર્વ કાર્યને સાધનારા ' અમ્લાનપુષ્પમાળા એટલે કરમાયા વગરની ( વિકસ્વર, સુગંધીદાર દેદીપ્યમાન ) સદાએ ખીલેલી લાંબી કલ્પવૃક્ષની પુષ્પમાલાને ઉત્પન્ન થયા બાદ ( અલંકાર સભામાં ) ધારણ કરનારા, વળી પૃથ્વીતળે આવતા પૃથ્વીને સ્પર્શ ન કરતાં ચાર આંગળ ઉંચા રહેનારા એવા મહાન્ સંપત્તિ, સૌભાગ્ય, સુખને ધારણ કરનારા ( અર્ધમાગધી ભાષા બોલનારા ) દેવો છે એમ જિનેશ્વરો બોલે છે [ ૧૮૯–૧૯૧ ]

અવતરણઃ—દેવો કયા કારણને પામી મનુષ્ય લોકમાં આવે ? તે કહે છે.

**पंचसु जिणकल्लाणे–सु चेव महरिसितवाणुभावाओ ।**
**जम्मंतरनेहेण य, आगच्छंति सुरा इहइं ॥ १९२ ॥**

---

૪૯ આ નિયમો સમ્યગ્દ્રષ્ટિ માટે સમજવા.

## संस्कृत छाया:—

पञ्चसु जिनकल्याणेषु-चैव महर्षितपोऽनुभावतः ।
जन्मान्तरस्नेहेन च आगच्छन्ति सुरा इह ॥ १९२ ॥

## શબ્દાર્થ:—

पंचसु जिणकल्लाणेसु—પાંચે જિનના કલ્યાણકોમાં
महरिसितवाणुभावाओ—મહર્ષિઓના તપના પ્રભાવથી
जम्मंतरनेहेण—જન્માંતરના સ્નેહથી
आगच्छंति—આવે છે
इहइं—અહિંઆ

गाथार्थ:—જિનેશ્વરદેવોના પાંચે કલ્યાણકોમાં, મહાન્ ઋષિઓના તપના પ્રભાવથી આકર્ષાઇને વળી જન્માંતરના રહી ગએલા સ્નેહવડે કરીને દેવો અહીંઆ ( આ લોકમાં ) આવે છે. ॥ ૧૯૨. ॥

विशेषार्थ:—તદ્ભવમાં તીર્થંકર પરમાત્મારૂપે થનારી વ્યક્તિ જ્યારે દેવલોકાદિ પ્રસ્થાનમાંથી ભરતાદિક કર્મભૂમિ ક્ષેત્રને વિષે ચ્યવે છે ત્યારે દેવો આવા મહાનુભાવ પરમાત્માનો જીવ મનુષ્યલોકમાં જગજ્જંતુના કલ્યાણર્થે ઉત્પન્ન થયો છે એમ અવધિજ્ઞાનથી સમજી તેઓના **ચ્યવનને કલ્યાણક** મહોત્સવ તરીકે ઉજવે છે, એ જીવ ચ્યવીને સૌભાગ્યવંતી માતાની કુક્ષિમાં ગર્ભપણે ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા બાદ પુણ્યાત્માના ગર્ભના પ્રભાવથી માતાને ગર્ભવેદના, ઉદરવૃદ્ધિ, જન્માદિક કાળે અશુચિપણું આદિ હોતું નથી. અનુક્રમે પૂર્ણસમય થયે તે પરમાત્માનો અવધિજ્ઞાન પૂર્વક જન્મ થાય છે, જે કલ્યાણકરૂપ હોવાથી નારકીને પણ ક્ષણવાર સુખના કારણરૂપ છે. એ **જન્મકલ્યાણક** થવાથી સર્વત્ર આનંદ અને મંગલ થાય છે.

એ પ્રસંગે ઇન્દ્રાદિક દેવો સર્વ દેવોને સુઘોષાઘંટા દ્વારા ખબર અપાવી સર્વ ભેળા થઇ વિમાન દ્વારા આ લોકમાં પ્રભુગૃહે આવી વિદ્યાબલથી પ્રભુના બિંબને માતા પાસે રાખી સાચા પ્રભુને પોતે જ ગ્રહણ કરી પંચદિવ્ય પૂર્વક મેરૂ પર્વત ઉપર જઇ અભિષેકાદિ ક્રિયાઓ કરે છે, ૫૬ દિક્કુમારીકાઓ પણ તે પહેલાં અનેક રીતે પ્રભુના **જન્મકલ્યાણકને** ઘણા ઠાઠથી ઉજવે છે.

એ પ્રમાણે અનુક્રમે મોટાં થતાં પ્રભુ ભોગાવલી કર્મક્ષયે લોકાન્તિક દેવોની પણ આચાર સાચવવા પુરતી જયજય શબ્દપૂર્વક સૂચના થવાથી જગતને એક વરસ સુધી અઢળક ધનાદિકનું દાન આપી જ્યારે દીક્ષા લેવા તૈયાર થાય ત્યારે એ **દીક્ષાકલ્યાણકના મહોત્સવ** પ્રસંગને ઉજવવા સર્વ દેવો અહીં આવે છે.

એ પ્રમાણે દીક્ષા ગ્રહણ કર્યા બાદ જગજ્જંતુના કલ્યાણાર્થે શુદ્ધ મુક્તિ માર્ગનો આદર્શ બતલાવવા ઘોરતપશ્ચર્યા-ઉપદ્રવાદિકને કાયકલેશને સંપૂર્ણપણે સહન કરી ચોત્રીસ અતિશયયુક્ત સંપૂર્ણ કેવલજ્ઞાની બને છે ત્યારે તે **કેવલજ્ઞાન કલ્યાણક**ના મહિમાને ઉજવવા દેવો અહિં આવે છે.

અને વળી જ્ઞાન થયા બાદ પાંત્રીસગુણયુક્ત પ્રભાવિક વાણીથી જગતના પ્રાણીને સાચો મુક્તિ માર્ગનો આદર્શ બતલાવી, કેઇકનાં કલ્યાણ કરાવી પોતાના બાકી રહેલા ચાર ભવોપગ્રાહી કર્મનો ક્ષય થયે નિરાબાધપણે જ્યારે મોક્ષે જાય છે તે સમયે એ મહાનુભાવ પરમાત્માના **મોક્ષ કલ્યાણક**ને ઉજવવા દેવો અહીં આવે છે. એમ ચ્યવન–જન્મ–દીક્ષા–જ્ઞાન–મોક્ષ એ પાંચે કલ્યાણકને ઉજવવા સ્વકલ્યાણાર્થે દેવો આ મનુષ્યલોકમાં આવે છે.

એ સિવાય કોઇ મહર્ષિના મહાન્ તપના પ્રભાવથી આકર્ષાઇ વંદન નમસ્કારાદિક કારણે, વળી જન્માંતરના સ્નેહાદિકને કારણે મનુષ્યાદિકની સ્ત્રી ઉપરના રાગથી, અને દ્વેષબુદ્ધિથી ( સંગમાદિક આવ્યા હતા તેમ ) વિગેરે કારણે તેઓનું આ લોકમાં આવવું થાય છે. એ પ્રમાણે વળી પૂર્વભવના સ્નેહથી બંધાએલા દેવો મિત્રના સુખને માટે અને અમિત્રના દુઃખને માટે નરકે પણ જાય છે. [ ૧૯૨ ]

अवतरण;— હવે કયા કારણે મનુષ્ય લોકમાં આવતા નથી ? તે કહે છે.

**संकंतदिव्वपेमा, विसयपसत्ताऽसमत्तकत्तवा ।**
**अणहीणमणुअकज्जा, नरभवमसुहं न इंति सुरा ॥ १९३ ॥**
**चत्तारि पंचजोयण, सयाइं गंधो य मणुअलोगस्स ।**
**उड्ढं वच्चइ जेणं, न उ देवा तेण आवंति ॥ १९४ ॥**

સંસ્કૃત છાયાઃ—

सङ्क्रान्तदिव्यप्रेमाणो विषयप्रसक्ताऽसमाप्तकर्त्तव्याः ।
अनधीनमनुजकार्या नरभवमशुभं न यान्ति सुराः ॥ १९२ ॥
चत्वारि पञ्चयोजनशतानि गन्धश्च मनुजलोकस्य ।
ऊर्ध्वं व्रजति येन न तु देवा तेन आयान्ति ॥ १९३ ॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| **संकंतदिव्वपेमा**–સંક્રાંત દિવ્યપ્રેમવાળા | अणहीणमणुअकज्जा–મનુષ્યને આધીન ન [ હોવાથી ] |
| **विसयपसत्ता**–વિષયમાં પ્રસક્ત | नरभवं–નરભવમાં |
| **असमत्तकत्तव्वा**–અપૂર્ણ કાર્યવાળા | असुहं–અશુભ |
| **चत्तारिपंचजोयणसयाइं**–ચારસો પાંચસો યોજન | न इंति–આવતા નથી |
| | उड्ढं वच्चइ–ઉંચે જાય છે |
| **गंधो**–ગંધ | तेण–તે કારણથી |
| **मणुअलोगस्स**–મનુષ્ય લોકનો | न आवंति–આવતા નથી |

गाथार्थः—વિશેષાર્થવત્ ।। ૧૯૩–૯૪. ।।

विशेषार्थ:—જ્યારે દેવલોકમાં દેવો ઉત્પન્ન થાય છે ત્યારે દેવલોકવર્તી દેવાંગનાદિને વિષે નવોજ પરમ પ્રેમ સંક્રાન્ત ( પ્રવેશ ભાવવાળો ) થાય છે. એ અતિમનોહર હોવાથી પ્રેમ થયા બાદ દેવીઓના સુંદર શબ્દ–રૂપ–રસ–ગંધ–સ્પર્શો અતિ મનોજ્ઞ હોવાથી ઉત્પત્તિ થતાંજ દેવો તેમાં અત્યન્ત આસક્ત–પ્રસક્ત થવાથી, એથીજ વળી નથી સમાપ્ત થયા કાર્યો જેના [ એટલે ત્યાં એવા વિષયાદિક સુખો છે એટલે સ્નાન કરીને તૈયાર થાય ત્યાં નાટકપ્રેક્ષણાદિનું મન થાય, એ પૂર્ણ ન થાય ત્યાં બીજા અનેક સુખોમાં તલ્લીન થતો જાય એથી તે [૫૦]દેવાંગનાદિને વિષે અપૂર્ણ કર્તવ્યવાળા હોવાથી ] અને મનુષ્યાધીન તેને કંઈ પણ કાર્ય હોતુંજ નથી કારણ કે તેઓ અનુપમ સામર્થ્યવાળા હોવાથી સ્વતંત્ર મનથીજ કાર્યને સાધનારા છે ( ઉલટું મનુષ્યને દેવાધીનપણું હોય છે ) એથી તેઓ જ્યાં મનુષ્યોનો જન્મ છે એવા અશુભ ગંધથી ભરેલા લોકમાં આવતા નથી. ।। ૧૯૨ ।।

અશુભગંધોપેતપણું શી રીતે ?

મનુષ્યલોકના મનુષ્ય–તિર્યંચાદિના મૃતકલેવરોમાંથી મૂત્ર–પુરીષાદિથી (પેશાબ –ઝાડા ) ઉત્પન્ન થતો અશુભ ગન્ધ જ્યારે ( અજીતનાથ ભગવાન આદિના સમયમાં મનુષ્યો ઘણા હોય ત્યારે )મૃતકલેવરાદિનું પ્રમાણ વધુ જોરમાં હોય

---

૫૦ કદાચિત્ તે દેવ પૂર્વજન્મના ઉપકારી કુટુમ્બકાદિ–ગુરૂને મલવાને અથવા તેઓને પોતાની સંપત્તિ બતલાવવાને પણ ઇચ્છે, પરંતુ એવામાં તે દેવીઓ ઉત્પન્ન થયા બાદ તુરત અહીં આવતા તે દેવોને અનેક પ્રકારના પ્રેમનાં મ્હેણાં મારી શરમાવી હાવભાવથી પુનઃ યેન કેન પ્રકારે પોતાનામાં દત્તચિત્તવાળા કરે છે અને ત્યારબાદ ત્યાં સુખમાં પડી જાય છે ને વિસરી પણ જાય છે.

ત્યારે ( ગંધ પ્રમાણ પણ વધારે થાય તેથી ) [૫૧]પાંચસો યોજન સુધી, નહીંતર ચારસો યોજન સુધી ઉંચે જાય છે અને વળી તેની ચારે બાજુ દુર્ગંધી વાતાવરણ સદા રહેતું હોવાથી દેવો આ મનુષ્યલોકમાં આવતા નથી.

ફક્ત ઉક્ત ગાથાઓમાં કહ્યા મુજબ કલ્યાણકાદિના વિશિષ્ટ પ્રસંગે સદાકાળથી ચાલ્યા આવતા નિયમાનુસાર પરમાત્માના પુણ્યના પ્રાગ્ભારથી–પ્રભાવથી આ લોકમાં આવે છે. [ ૧૯૩–૯૪ ]

अवतरण;—ઉપસંહાર પ્રકરણમાં દેવતાને ભવપ્રત્યયિક અવધિજ્ઞાનનું ક્ષેત્ર કોને કેટલું હોય ? તે કહે છે તથા નારકી દેવાના અને મનુષ્યતિર્યંચના અવધિજ્ઞાનનું સંસ્થાન કહે છે.

दो [५२]पढमकप्पपढमं, दो दो दो बीअतइयगचउत्थिं ।
चउ उवरिम ओहीए, पासंति अ पंचमं पुढविं ॥ १९४ ॥
छट्ठिं छग्गेविज्जा, सत्तमिमियरे अणुत्तरसुराउ ।
किंचूणलोगनालिं, असंखदीवुदहि तिरियं तु ॥ १९६ ॥
बहुअयरं उवरिमगा, उड्ढं सविमाणचूलियधयाई ।
उणद्धसागरे सं–खजोयणा तप्परमसंखा ॥ १९७ ॥
पणवीस जोयणलहू, नारयभवणवणजोइकप्पाणं ।
गेविज्जणुत्तराण य, जहसंखं ओहिआगारा ॥ १९८ ॥
तप्पागारे पल्लग, पडहग झल्लरी मुइंग पुप्फ जवे ।
तिरियमणुएसु ओही, नाणविहसंठिओ भणिओ ॥ १९९ ॥

---

૫૧ અહીંઆ ઘ્રાણેન્દ્રિયના પુદ્ગલો ઉંચે નવ યોજન સુધીજ જાય છે પરંતુ અહીં જે પાંચશો યો૦ પ્રમાણ કહ્યું તે માટે એમ સમજવું કે અહીંથી જે અસલ ગન્ધ પુદ્ગલો ગયા તે અપાન્તરાળે ઊર્ધ્વ રહેલા અન્ય પુદ્ગલોને પોતાના ગંધથી વાસિત કરી નાંખે, ત્યાં વાસિત થએલા એ પુદ્ગલો વળી ઉપર ઉપર જતાં અન્ય પુદ્ગલોને વાસિત કરે. આ પ્રમાણે અન્યાન્ય વાસિત પુદ્ગલોમાં તેટલા યોજન સુધી ગંધ જવાનો સંભવ સમજી લેવો.

ઉપદેશમાલા કર્ણિકા ટીકામાં તો ૮૦૦–૧૦૦૦ યો૦ સુધી ગંધનું જવું લખેલ છે.

૫૨ दो कप्पपढमपुढवि–इति पाठांतरम् विदेलिमम्.

### સંસ્કૃત છાયાઃ—

द्वौ प्रथमकल्पौ प्रथमां, द्वौ द्वौ द्वौ द्वितीयां तृतीयकां चतुर्थीम् ।
चत्वार उपरितनाः पश्यन्ति च पञ्चमां पृथवीम् ॥ १९५ ॥
षष्ठीं षड्ग्रैवेया सप्तमीमितरेऽनुत्तरसुरास्तु ।
किञ्चिन्न्यूनलोकनालीं असंख्यद्वीपोदधयस्तिर्यक् तु ॥ १९६ ॥
बहुतरकमुपरितना ऊर्ध्वं स्वविमानचूलिकाध्वजादि ।
ऊनेऽर्धे सागरे संख्ययोजनानि ततः परमसंख्येयानि ॥ १९७ ॥
पञ्चविंशतियोजनानि लघु, नारक-भवन-वन-ज्योतिष्कल्पानाम् ।
ग्रैवेयाऽनुत्तराणाञ्च यथासंख्यमवध्याकाराः ॥ १९८ ॥
तप्राकारः पल्लक-पटहक-झल्लरी-मृदङ्ग-पुष्प-यवाः ।
तिर्यङ्-मनुजेष्ववधिर्नानाविधसंस्थितो भणितः ॥ १९९ ॥

### શબ્દાર્થઃ—

दोपढमकप्प-બે પહેલા કલ્પો
पढमं-પહેલી નરક પૃથ્વી
बीअतइयगचउत्थिं-બીજી-ત્રીજી-ચોથી
बहुअयरं-ઘણું
उवरिमगा-ઉપર રહેલા દેવો
सविमाणचूलियधयाइं-વિમાન સહિત ચુલિકાની ધ્વજાને
चउउवरिम=ચાર ઉપરના
ओहिए=અવધિજ્ઞાનથી
पासंति=પેખે છે.
पंचमं पुढवीं=પાંચમી નરકપૃથ્વી સુધી
छट्ठिं=છઠ્ઠી સુધી
छगेविज्जा=છ ગ્રૈવેયકના
सत्तमिं=સાતમી સુધી
ईयरे=ઇતર ૩ ગ્રૈવેયકના
अणुत्तरसुरा=અનુત્તવાસી દેવો
किंचूणलोगनालिं=કિંચિદ્ ઉણી લોકનાલિકાને
असंखदीवुदहि=અસંખ્યદ્વીપ-સમુદ્ર
तिरियं=તિર્યક્
तु=વળી વા અવધારણાર્થે
उणद्धसागरे=ઉના અર્દ્ધ સાગરોપમ પ્રમાણમાં
संखजोयणा=સંખ્યાતા યોજન
तप्परं=તેથી અધિકાયુષ્યવાળા
असंखा=અસંખ્યાતા યોજન
पणवीसं=પચીશ
लहु=લઘુ
जहसंखं=યથાસંખ્યપણે
ओहि=અવધિ
आगारा=આકાર
तप्पागारे=ત્રાપાના આકારમાં
पल्लग=પાલાના આકારે
पडहग=પટહ
झल्लरि=ઝાલાર
मुईग=મૃદંગ
पुप्फ=પુષ્પ
जवे=યવાકારમાં
नाणाविह=નાનાવિધ
संठिओ=સંસ્થાન भणिओ=કહ્યું છે

ગાથાર્થ:—પહેલા બે કલ્પના દેવતા અવધિજ્ઞાનથી પ્હેલી નરકપૃથ્વી સુધીનું ક્ષેત્ર ( અધો ) દેખે, ત્યારપછીના બે કલ્પના દેવો બીજી નારકી સુધી, ત્યારપછીના બે કલ્પના દેવો ત્રીજી નારક સુધી, તે પછીના બે કલ્પવાળા ચોથી નારકી સુધી, ત્યારપછીના ચાર કલ્પના પાંચમી નારક સુધીનું ક્ષેત્ર જુવે છે. ॥૧૯૫॥

ત્યારપછી ૬ ગ્રૈવેયકના દેવો છઠ્ઠી નારકી સુધી, તે પછીની ઉપરની ત્રણ ગ્રૈવેયકના સાતમી નારકપૃથ્વી સુધી, વળી અનુત્તરદેવો કાંઇક ઉણી એવી લોકનાલિકાને દેખે, વલી તે દેવો તિર્યક્ અસંખ્યાતા દ્વીપ–સમુદ્રોના ક્ષેત્રને જુવે છે. ॥ ૧૯૬ ॥

તેમાંએ ઉપર ઉપરના કલ્પવાળા દેવો ક્રમશઃ નીચે નીચેના કલ્પવાળાદેવો જેટલું તિર્યક્ દેખે તેજ ક્ષેત્રને તેઓ બહુ વિશેષપણે જુવે અને સર્વકલ્પગત દેવો ઉંચુ પોતાના વિમાન સહિત ચૂલિકાની ધ્વજા સુધી દેખે, વળી તેમાંએ અર્દ્ધા સાગરોપમથી ન્યૂન આયુષ્યવાળા તિર્યક્ સંખ્યયોજન ક્ષેત્રને દેખે અને તેથી અધિકાયુષ્યવાળા દેવો અસંખ્ય યોજન સુધી દેખે. ॥ ૧૯૭ ॥

લઘુ આયુષ્યવાળા દેવો તિર્યક્ ૨૫ યો૦ સુધી દેખે, નારકીઓનો, ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, બારકલ્પ, ગ્રૈવેયક, અને અનુત્તર દેવોનો યથાસંખ્યે કરીને અવધિજ્ઞાન–ક્ષેત્રનો આકાર. ॥ ૧૯૮ ॥

તરાપાનો, પાલાનો, પટહનો, ઝાલરનો, મૃદંગનો પુષ્પચંગેરીનો, અને યવાકારનો હોય છે. તિર્યંચો અને મનુષ્યોનું અવધિ નાના નાના (જુદા–જુદા) પ્રકારના સંસ્થાનવાળું કહેલું છે. ॥ ૧૯૯ ॥

વિશેષાર્થ:—સિદ્ધાન્તમાં મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલ એ પાંચ જ્ઞાનો કહેલાં છે. એ જ્ઞાનોમાં સર્વજ્ઞાનનો સમાવેશ આવી જાય છે. એક એક જ્ઞાન ક્રમશઃ ચઢતું છે, એમાં પ્રથમના બે જ્ઞાનો જીવમાત્રમાં ન્યૂનાધિકપણે હોય છે જ અને એટલી પણ જ્ઞાનચેતનાથી જ જીવ જીવ તરીકે ઓળખાય છે. અન્યથા તે અજીવ જ કહેવાય. વળી અવધિ આદિ ત્રણ જ્ઞાનો વિશિષ્ટ ગુણની ભૂમિકાએ પ્હોંચવાથી પ્રાપ્ત થાય છે. એમાં છેલ્લું કેવલજ્ઞાન ચૌદે રાજલોકના અને અલોકના સર્વ પદાર્થોને આત્મસાક્ષાત્ બતલાવનાર છે, આપણે અત્યારે એક **અવધિજ્ઞાનનો** વિષય જરૂરી હોવાથી અન્યચર્ચા છોડી તેને જ વિચારીએ.

'અવધિ' એટલે સાક્ષાત્ નિશ્ચયરૂપ અવધાન, અથવા અવધિ એટલે મર્યાદા તે જગતના માત્ર રૂપીજ પદાર્થોને બતલાવનારૂં તે. આ જ્ઞાન અનુગામી

આદિ છ ભેદે અથવા અસંખ્યભેદે પ્રાપ્ત થાય છે. આ જ્ઞાનના માલીકને પોતાના સ્થાને બેઠા થકાં જે વસ્તુ જોવા ઇચ્છા થાય ત્યાં ઉપયોગ ( ધ્યાન દેવું ) મુકવો પડે છે. આ જ્ઞાન બહુ ભેદવાળું હોવાથી અને ક્ષેત્રથી મર્યાદિત હોવાથી–ભિન્ન ભિન્ન રીતે ઉત્પન્ન થતું હોવાથી ભવપ્રત્યયિક અવધિજ્ઞાનવાળા કયા દેવને કેવી રીતે કેટલા પ્રમાણમાં તે જ્ઞાન હોય છે તે કહે છે.

उत्कृष्ट अधोऽवधिक्षेत्रः—હવે પ્રથમ ઉત્કૃષ્ટવિષયને કહેવાનો હોવાથી ગ્રન્થકાર વૈમાનિક નિકાયાશ્રયી પ્રથમ અધઃક્ષેત્રમર્યાદા જણાવે છે.

પ્રથમના સૌધર્મ અને ઇશાન[૫૩] એ બે કલ્પના ઉત્કૃષ્ટાયુષી દેવો–દેવીઓ ( તથા સામાનિકાદિ ) પોતાના પ્રાપ્તજ્ઞાનથી નીચે પ્હેલી રત્નપ્રભાનારક-પૃથ્વીના અન્ત સુધીના સર્વ રૂપી પદાર્થોને જોવા શક્તિમાન છે, સનત્કુમાર–માહેન્દ્ર કલ્પના ઉત્કૃષ્ટ આયુષ્યવાળા ઇન્દ્રાદિક દેવો યાવત્ શર્કરાપ્રભાપૃથ્વીના નીચેના અન્તસુધી દેખે, બ્રહ્મ–લાંતક કલ્પના વાલુકાપ્રભાની નીચે સુધી, શુક્ર–સહસ્રારના ચોથી પંકપ્રભા સુધી, આનતપ્રાણત–આરણ–અચ્યુત કલ્પના દેવો પાંચમી ધૂમપ્રભા સુધી દેખે, પરંતુ ઉત્તરોત્તર કલ્પના દેવો એક બીજાથી અધિક અધિક વિશુદ્ધતર–તમપણે ક્રમશઃ બહુપર્યાયને દેખે. [ ૧૯૫ ]

પ્રથમની છ ગ્રૈવેયકના દેવો છઠ્ઠી તમઃપ્રભા પૃથ્વી સુધી, ઉપરની ત્રણ ગ્રૈ૦ ના સાતમી તમઃતમઃપ્રભા સુધી, અને અનુત્તર કલ્પના દેવો ( સ્વધ્વજાન્તથી ઉપર નહીં માટે ) કંઇક ન્યૂન એવી લોકનાલિકા યાવત્ દેખે છે [ લોકનાલિકા શબ્દે ફક્ત બાર યોજન ન્યૂન સમગ્ર ત્રસનાડી, છ ગ્રૈવેયક કરતાં આ દેવો સાતમીનરકઅધોવર્તી અલોકાકાશ સુધીના વિષયને પણ જાણે. ]

उ० अवधितिर्यक्क्षेत्रः—ઉક્ત સૌધર્મથી માંડી અનુત્તર સુધીના દેવો તિર્યગ્ અસંખ્યાતા દ્વીપ–સમુદ્ર સુધી ( પણ ઉત્તરોત્તર એક બીજાથી અધિક અસંખ્ય યોજનપણે ) દેખે. એટલે અસંખ્યાતામાં અસંખ્ય ભેદો પડતા હોવાથી સૌધર્મ દેવો જે અસંખ્ય દ્વીપ–સમુદ્ર દેખે તે કરતાં ઇશાન દેવલોકવાસી દેવો તેથી અધિક અસંખ્ય માનવાળા દ્વીપ–સમુદ્રના ક્ષેત્રને દેખે, એમ બહુ બહુતર-તમપણે અધિક ઉત્તરોત્તર કલ્પના દેવોને અવધિજ્ઞાનનો વિશુદ્ધ-તર-તમપણાનો સદ્ભાવ હોવાથી તેટલું જોવાને તે શક્તિવંત છે. [ ૧૯૬ ]

---

૫૩ જ્યાં કલ્પ યુગલ હોય ત્યાં એકથી બીજા કલ્પના દેવો તેજ ક્ષેત્રને વિશુદ્ધપણે જોવે એમ સમજવું, વળી સર્વત્ર ઉત્કૃષ્ટાયુષી અને સામાનિકાદિ દેવો સહ વિચારવું.

## ॥ कइ कइ निकायना, कया कया देवोनुं अवधिज्ञानक्षेत्र केवा आकारे छे ते ॥

१ त्रापाकार तिर्यक्

२ पलयाकार

भुवनपतिदेवोनो

३ पडहाकार . भिन्नभिन्नरीते

व्यन्तरदेवोनो अवधिआकार

४ झल्लर्याकार भिन्नभिन्न

ज्योतिष अवधि

५ मृदंगाकार

वैमानिकदेवोनो-अवधिआकार

६ पुष्प चंगेरी

नवग्रैवेयकनुं अवधि

यवनालिकाकार ७

अनुत्तरवासीओनुं.

अवधिज्ञाननी आकारप्ररूपणामां भिन्न भिन्नमतांतरो छे : तेनो गुरुगमथी समजण करवो. आ चित्र स्पष्ट छे.

[ गा. १९९, पृ. ४२९ ]

આનંદ પ્રેસ-ભાવનગર.

उ० ऊर्ध्व अवधिक्षेत्र:—પ્રત્યેક કલ્પના સૌધર્માદિક સર્વ દેવો ઉંચું તો ભવસ્વભાવે સ્વસ્વવિમાનની ધ્વજાના અન્ત સુધી જ દેખી શકે છે.

इत्युत्कृष्टोवधिः ॥

**सर्व जघन्यअवधि:**—આ દેવોનો જઘન્ય અવધિવિષય અંગુલના અસંખ્યભાગનો ( તે કોઇ એક સમ્યગ્ દ્રષ્ટિ અવધિજ્ઞાન સહિત ઉત્પન્ન થાય તે ઉત્પત્તિ સમયે તેટલો હોય તે અપેક્ષાએ ) જાણવો. આ અવધિવિષય પારભવિક સંબંધી કદાચિત્ પ્રાપ્ત થતો હોવાથી ગ્રન્થકારે મૂલગાથામાં કહેલો નથી. [૧૫૩½]

**॥ इति वैमानिकानां जघन्योत्कृष्टमवधिक्षेत्रम् ॥**

**शेष त्रणनिकाये अवधिक्षेत्रमान कहे छे:**—જે દેવોનું અર્દ્ધા સાગરોપમથી ન્યૂન આયુષ્ય હોય ( ભુવનપતિ નવનિકાય વ્યન્તર, જ્યોતિષી ) તેઓ સંખ્ય યોજનનું ( દ્વીપ-સમુદ્ર ) ક્ષેત્ર દેખે તેથી અધિક અધિક આયુષ્યવાળા ( ચમરેંદ્ર બલીંદ્રાદિક અસુરો ) અસંખ્ય-અસંખ્ય યોજન અધિક-અધિકપણે દેખે, જેમ જેમ આયુષ્યની વૃદ્ધિ તેમ તેમ અસંખ્ય યોજનની પણ વૃદ્ધિ સમજવી. इति उ० तिर्यग्क्षेत्रम् ॥

उत्कृष्ट-ऊर्ध्वक्षेत्र—ચમરેન્દ્ર ઉત્પન્ન થતાં જ સૌધર્મેન્દ્રને અવધિના બલથી જોઇ શકયો હતો તેથી ભુવનપતિઓ સૌધર્મ યાવત્ દૂર ઉંચે જોઇ શકે છે, વ્યન્તર અને જ્યોતિષીઓ ઉત્કૃષ્ટથી અધિકપણે સંખ્યાતા યોજન સુધી ઉંચે જોઇ શકે છે.

उत्कृष्ट-अधःक्षेत्र:—ભુવનપતિઓ ત્રીજી નરકાન્ત યાવત્, અને વ્યન્તર-જ્યોતિષીઓ સંખ્યાતા યોજન સુધી જોઇ શકે છે.

**जघन्यावधिक्षेत्रः**—ભુવનપતિઓમાં પ્રથમ નિકાયનો તો ઉર્ધ્વાદિ ત્રણે બાજુનો જ૦ અ૦ વિષય અસંખ્ય યો૦, શેષ નવનિ૦ નો સંખ્ય યો૦, તેમાં એ વળી જઘન્ય દશ હજાર વર્ષના આયુષ્યવાળાનો નિશ્ચે ૨૫ યો૦, વ્યન્તરનો સંખ્ય યો૦, દશહજારવર્ષાયુષી વ્યન્તરોનો ૨૫ યો૦ જ્યોતિષીનો સંખ્યયો૦ નો જાણવો.

**अवधिक्षेत्र-संस्थानाकारः**—नारकी નો અવધિક્ષેત્રાકાર **તરાપાકારે**, તે કાષ્ઠના સમુદાયથી બનાવેલું સાદુ-સીધું તરવાનું ત્રિકોણાકાર સાધન.

भुवनपति નો 'પલ્યાકારે' તે લાટદેશમાં વપરાતું ધાન્ય માપવાનું પાલું

જે ઉંચું ઉપરથી [૫૪]વિસ્તારવાળું અને નીચેથી સાંકડું હોય છે, અને व्यन्तरदेव નો અવધિક્ષેત્રાકાર પડહાકારે, તે એક જાતનો લાંબો ઢોલ બન્ને બાજુ ગોળ ચામડાથી મઢેલો જે દેશીવાદ્ય વગાડનારાઓ વગાડે છે તે.

ज्योतिष्क નો [૫૫]ઝલ્લર્યાકારે તે બન્ને બાજુ વિસ્તીર્ણવલયાકારે ચામડાથી મઢેલી ખંજરી અથવા મારવાડમાં હોલીકા પ્રસંગે જે ખંજરી જેવું વગાડે છે તે અથવા 'ડમરૂક' મદારીઓ વગાડે છે તદાકારે.

कल्पोपपन्न (બારદેવલોક)નો 'મૃદંગાકારે' આ પણ દેશીવાદ્ય છે, તે એક બાજુ વીસ્તીર્ણ ગોળાકારે, બીજી બાજુ પતલુ પણ ગોલાકારે ચામડાથી મઢેલું હોય છે અને વચમાં તેની પીઠ ઊંચી હોય તે.

नवग्रैवेयकનો આકાર 'પુષ્પચંગેરી' ગુંથેલા પુષ્પોથી શિખાપર્યંત ભરેલી ચંગેરી ( પરિધિસહ છાબડી ) તે.

अनुत्तरदेवो નો '[૫૬]યવનાલકાકાર' ઉંચી કરેલી બે બાહુવાળા કંચુકાનકારે અથવા અપરનામ કન્યાચોલકાકાર ( સ્ત્રીનો અધોવસ્રાકાર ) તે.

આ પ્રમાણે દેવોના અવધિક્ષેત્રોના આકાર કહ્યા. શેષ તિર્યંચ તથા મનુષ્યના અવધિજ્ઞાનના ક્ષેત્રાકારો અનેક પ્રકારના–ભિન્નભિન્ન યથાયોગ્ય હોય છે એટલે કે ગોળાકારે અને સ્વયંભૂરમણ સમુદ્રમાં અસંખ્યજાતના મત્સ્યાકારો છે તેવાકારે નાનાવિધ સંસ્થાને અવધિક્ષેત્રાકારો હોય છે. [ ૧૯૯ ]

अवतरण;—સંસ્થાનાદિ કહીને હવે કોને કઇ દિશાએ અવધિક્ષેત્ર વધારે હોય ?

**उड्ढं भवणवणाणं, बहुगो वेमाणियाणऽहो ओही ।**
**नारय जोइसतिरियं, नरतिरियाणं अणेगविहो ॥ २०० ॥**

**સંસ્કૃત છાયા—**

**ऊर्ध्वं भुवन-वनानां बहुको वैमानिकानामधोऽवधिः ।**
**नारक-ज्योतिष्कानां तिर्यग् नरतिरश्चामनेकविधः ॥ २०० ॥**

---

૫૪ આ કથન ૫૦૦ ગાથાવાળી સંગ્રહણીના આધારેથી, બાકી અન્યસ્થાનોમાં આ પ્યાલો નીચેથી વિસ્તીર્ણ અને ઉપર સંકીર્ણ એમ લખે છે.

૫૫ અહીં કાંસાની ઝાલર ન સમજતાં, 'ડમરૂકાકાર' વિચારવો વધુ યોગ્ય જણાય છે.

૫૬ આ માથે ઓઢવાના 'મોસલા' સહિત કંચુકાકાર જે મારવાડ દેશની કન્યાઓ પરિધાન કરે છે તે, વળી કોઇ સ્રીનાઅધોવસ્રાકારે જણાવે છે પરંતુ વસ્તુતઃ એકજ છેઃ.

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| उड्ढं=ઊર્ધ્વ | अहो=અધો |
| भवणवणाणं=ભુવનપતિ–વ્યંતરને | तिरियं=તિર્ચ્છું |
| बहुगो=ઘણું | अणेगविहो=અનેકવિધ |

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૦૦ ॥

विशेषार्थ:—ભુવનપતિ તથા વ્યન્તર દેવોને અવધિજ્ઞાનક્ષેત્ર ઉંચું ઘણું હોય છે, આ ઉત્સર્પિણીમાં ચમરેન્દ્રનું સૌધર્મ કલ્પે જવું જે પ્રસિદ્ધ છે) તિર્ચ્છું અને નીચું અવધિક્ષેત્ર અલ્પ હોય છે. વૈમાનિક નિકાયના દેવોનું અવધિ-ક્ષેત્ર નીચું ઘણું હોય છે (કલ્યાણકાદિ પ્રસંગે અવધિથી તીર્થંકરના જન્માદિક જોઇને આવવું પ્રસિદ્ધ છે.) તિર્ચ્છું અલ્પ, અને ઉંચું તેથી એ અલ્પક્ષેત્ર છે, વલી નારકી અને જ્યોતિષી દેવોનું તિર્ચ્છું ઘણું–જ્યારે ઉંચું અને નીચું અલ્પ હોય છે.

અને મનુષ્ય અને તિર્યંચનું ક્ષેત્ર અનેક પ્રકારનું ઊર્ધ્વ, અધો, તિર્યક્ નાનું–મોટું–વિવિધ સંસ્થાનાકારે વિચિત્ર હોય છે. [ ૨૦૦ ]

## ॥ चतुर्गतिष्ववधिक्षेत्राकारः–दिगल्पबहुत्वं च व्यवस्था यन्त्रम् ॥

| जातिनाम | अवधिक्षेत्राकार | ऊर्ध्वअ० बहु | अधोमान | तिर्यक्मान |
|---|---|---|---|---|
| ભુવનપતિનો | પલ્યાકારે | ઉર્ધ્વ વિશેષ | અલ્પ | અલ્પ |
| વ્યન્તરનો | પડહાકારે | ,, | ,, | ,, |
| જ્યોતિષીનો | ઝાલરનાકારે | અલ્પ | અલ્પ | ઘણું |
| બાર દેવલોકનો | મૃદંગાકારે | અલ્પ | અધોઘણું | અલ્પ |
| નવ ગ્રૈવેયકનો | પુષ્પચંગેરીનાઆકારે | ,, | ,, | ,, |
| અનુત્તરનો | યવનાલકાકારે | ,, | ,, | ,, |
| નારકીનો | તરાપાકારે | અલ્પ | અલ્પ | ઘણું |
| મનુષ્યનો | વિવિધાકારે | અનેકવિધ | અનેકવિધ | અનેકવિધ |
| તિર્યંચનો | ,, | ,, | ,, | ,, |

॥ इति सद्गुरु प्रसादाद्देवानां सर्वाणि द्वाराणि समाप्तानि

॥ इति देवगत्यधिकारः ॥

## ॥ चतुर्षु निकायेषु जघन्योत्कृष्ट–अवधिविषयक्षेत्रप्रमाणयन्त्रम् ॥

| देवनाम जाति | ऊर्ध्वउत्कृष्ट अवधिविषय | अध-उत्कृष्ट अवधिविषय | तिर्यक्‌उत्कृष्ट अवधिविषय | अणे प्रकारनो जघन्यअवधि |
|---|---|---|---|---|
| ૧ અસુરકુ-નિ૦નો | સૌધર્માન્ત | ત્રીજીનરકાન્ત | અસંખ્ય યોજન | ૨૫ યો૦ થી |
| શેષનવનિ૦નો | ,, | ,, | સંખ્ય યોજન | અધિક-તર-તમ |
| દશહજારવર્ષાયુષી | ,, | ,, | સંખ્ય યોજન | ૨૫ યો૦ |
| ૨ વ્યન્તરોનો | સંખ્યાતાયોજન | સંખ્યતા યોજન | ,, | સંખ્ય યો૦ |
| દશહજારીનો | ,, | ,, | ,, | ૨૫ યો૦ |
| ૩ જ્યોતિષીનો | સંખ્યાતા યોજન | સંખ્યાતા યોજન | ,, | સંખ્ય યો૦ |
| ૧ સૌધર્મનો | સ્વવિમાનધ્વ૦ | પ્હેલીનરકાન્ત તલીયાસુધી | અસંખ્ય યોજન | અંગુલના અસં૦ ભાગનો |
| ૨ ઈશાનનો | ,, | ,, | અધિકઅસં૦યો૦ | ,, |
| ૩ સનત્કુમારનો | ,, | બીજીનરકાન્ત | તેથીઅધિકઅસં૦ યોજન | ,, |
| ૪ માહેન્દ્રનો | ,, | ,, | ,, | ,, |
| ૫ બ્રહ્મલોકનો | ,, | બીજીનરકાન્ત | ત્રીજા ચોથા કરતાં | ,, |
| ૬ લાંતકનો | ,, | ,, | અધિક અસં૦યો૦ | ,, |
| ૭ મહાશુક્રનો | ,, | ચોથીનરકાન્ત | પાંચમા છઠ્ઠા કરતાં | ,, |
| ૮ સહસ્રારનો | ,, | ,, | અધિક અસં૦યો૦ | ,, |
| ૯ આનતનો | ,, | પાંચમીનરકાન્ત | સાતમા આઠમાથી | ,, |
| ૧૦ પ્રાણતનો | ,, | ,, | અધિક અસં૦યો૦ | ,, |
| ૧૧ આરણનો | ,, | ,, | નવમા દશમાથી | ,, |
| ૧૨ અચ્યુતનો | ,, | ,, | અધિક અસં૦યો૦ | ,, |
| ૧ પ્હેલીગ્રૈ૦ ત્રિકે | ,, | છઠ્ઠીનરકાન્ત | અગ્યાર બારમાથી | ,, |
| ૨ બીજીગ્રૈ૦ ત્રિકે | ,, | ,, | અધિક અસં૦ યો૦ | ,, |
| ૩ ત્રીજીગ્રૈ૦ ત્રિકે | ,, | સાતમીનરકાન્ત તલીયું | બન્ને ત્રિક કરતાં એ અધિક અસં૦ યો૦ | ,, |
| ૫ અનુત્તરે | [કંઇકન્યૂનલોક-નાલિકા.] | અધોલોકનાલિકા પ્રાન્ત સુધી | સ્વયંભૂરમણ સમુદ્ર યાવત્ | ,, |

## ॥ चतुर्थवैमानिकनिकाये लघुपरिशिष्टम् नं. ६ ॥

१—લોકાન્તિક દેવો બ્રહ્મકલ્પના ત્રીજા રિષ્ટનામા પ્રતરે આવેલી અષ્ટકૃષ્ણ રાજીના મધ્ય મધ્ય ભાગે રહે છે, તેઓ એકાવતારી ( મતાંતરે સાત–આઠ ) દેવર્ષિ છે.

**૨—દેવોના ૧૯૮ ભેદ કેવી રીતે ?**

ભુવનપતિની ૧૦ નિકાય તથા ૧૫ પરમાધામી મલી—૨૫, વ્યન્તર–વાણ વ્યન્તર બન્નેની આઠ આઠ નિકાય મલીને ૧૬ અને ૧૦ પ્રકારના તિર્યક્જૃંભક તે તીર્થંકરાદિક વિશિષ્ટપુણ્યવાળા મનુષ્યોને ધન ધાન્યાદિ વસ્તુને આપનારા દેવો, અન્નજૃંભક, પાન, વસ્ત્ર, લેણુ ( ઘર ), પુષ્પ, પુષ્પફલ, શયન, વિદ્યા, અવિયત ફૂલ દરેક સાથે જૃંભક શબ્દ લગાડવાથી તે તે નામવાળા તે તે વસ્તુને આપનારા હોય છે, એમ કુલ ૨૬ ભેદ વ્યંતરના, ચર અને સ્થિર મળી જ્યોતષીના ૧૦ અને વૈમાનિકમાં ૧૨ કલ્પોપપન્ન, તથા અન્તર્ગત આવેલા ૩ ભેદ કિલ્બિષકના તથા ૯ લોકાન્તિકના, કલ્પાતીત તે ૯ ગ્રૈવેયકના અને ૫ અનુત્તરના એમ મળીને કુલ ૩૮ ભેદ વૈમાનિકના ૨૫+૨૬+૧૦+૩૮ મળી કુલ ૯૯ દેવોના ભેદ, તે પર્યાપ્તા–અપર્યાપ્તા મળીને ૧૯૮ દેવભેદો થાય છે.

## ॥ चतुर्निकायाश्रयीपरिशिष्टम् ॥

૧—દેવોને ચ્યવન કાળ આડા છ માસ રહે ત્યારે તેઓ અવધિજ્ઞાનથી ગર્ભવાસના દુઃખદાઇ સ્થાનને જોઇને ઝુરે છે, વળી પોતાની કાન્તિ–બળ–યુવાવસ્થાનું બદલાવવું, કલ્પવૃક્ષકમ્પન, કંઠમાલાનું કરમાવવું, નવીન દેવને દેખી ખેદ કરવો ઇત્યાદિ અનેક ચિન્હો જોવાથી પીડાય છે. અનન્તર ભવમાં તીર્થંકર થનાર દેવને અંતિમ અવસ્થામાં પણ આવા ચિહ્નો હોતા નથી.

૨—દેવલોકમાં દેવાંગનાના હરણાદિને અંગે ભીષણ સંગ્રામો થાય છે, જેમાં પરસ્પર તાડન–તર્જન પણ ચાલે છે, પરંતુ વૈક્રિય શરીર હોવાથી તેઓનો તદ્દન દેહાંત થતો નથી પણ દુઃખ તો જરૂર થાય છે.

૩—સમ્યગ્દૃષ્ટિ ઉત્તમકુલમાં જન્મે, મિથ્યાદૃષ્ટિ તેવા કર્મ કરી નીચકુલે જન્મે છે.

૪—એક ઇન્દ્ર ચ્યવે અને તે સ્થાને બીજો ઉત્પન્ન ન થાય ત્યાંસુધીમાં સામાનિકાદિ દેવો રાજ્ય ચલાવે.

૫—ઇન્દ્રો, ત્રાયસ્ત્રિંશક, લોકપાલો, અગ્રમહીષી પૂર્વભવમાં કોણ હતા ? તેની ઉત્પત્તિ, તેઓની વિકુર્વણશક્તિ પર્ષદા–સભાનું વર્ણન, તેઓની બાહ્ય–મધ્યમ–અભ્યન્તર પર્ષદાની સંખ્યા, વિષયસુખો પ્રાસાદાદિકની રચના, વિષયસુખ કેવી રીતે ભોગવે, કલ્યાણકના પ્રસંગો કેવો રીતે ઉજવે, વિમાનનું બાહ્યાભ્યન્તર સ્વરૂપ કેવું હોય ? ઇત્યાદિ સર્વ ગ્રન્થાન્તરથી જોવું.

## ॥ अथ नरकगतिविषये प्रथमं स्थितिद्वारम् ॥

अवतरण,—એ પ્રમાણે ચારે નિકાયગત દેવોના સ્થિતિ, ભુવન, અવગાહના, ઉપપાતવિરહ, ચ્યવનવિરહ, એકસમયઉપપાતસંખ્યા, એકસમયચ્યવન સંખ્યા, તેમની ગતિ તથા આગતિ, એ નવે દ્વારોનું વર્ણન કર્યું, સાથે સાથે અન્ય પ્રકીર્ણક સ્વરૂપ તથા ગ્રન્થાંતરથી કંઇક વિશેષ સ્વરૂપ દર્શાવ્યું, એ દેવાધિકારને સમાપ્ત કરી હવે નરકગતિ સંબંધી સ્થિતિ પ્રમુખ નવે દ્વારોને પૂર્વોક્તક્રમે વર્ણવતાં દેવનિકાયની જેમ પ્રથમદ્વારે પ્રત્યેક નારકીગત નારકોની ઉત્કૃષ્ટસ્થિતિને કહે છે.

**इअ देवाणं भणिरं, ठिइपमुहं नारयाण वुच्छामि ।**
**इग तिन्नि सत्त दस सत्तर, अयर बावीस तित्तीसा ॥ २०१ ॥**

સંસ્કૃત છાયા:—

इति देवानां भणितं स्थितिप्रमुखं नारकाणां वक्ष्यामि ।
एक-त्रि-सप्त-दश-सप्तदशाऽतराणि द्वाविंशतिस्त्रयस्त्रिंशत् ॥२०१॥

શબ્દાર્થ:

| | |
|---|---|
| इअ=એ પ્રમાણે | ठिइपमुहं=સ્થિતિપ્રમુખ |
| भणियं=કહ્યું | वुच्छामि=કહીશ |

गाथार्थ:—विशेषार्थवत् ॥ २०१ ॥

विशेषार्थ:—અધોલોકે સાત નરકપૃથ્વી છે, જેના નામ-ગોત્રાદિ આગળ કહેવાશે. અહિંઆં તે પૃથ્વીમાં રહેતા નારકોનું આયુષ્યપ્રમાણ વર્ણવતા ગ્રન્થકાર પ્હેલી રત્નપ્રભાપૃથ્વીના નારકોની ઉત્કૃષ્ટ આયુષ્યસ્થિતિ એક સાગરોપમની જણાવે છે, બીજી શર્કરાપ્રભાપૃથ્વીના નારકોની ત્રણ સા૦ ની, ત્રીજી વાલુકાપ્રભાને વિષે સાત સાગરોપમની, ચોથી પંકપ્રભામાં દસ સાગ૦ ની પાંચમી ધૂમપ્રભામાં સત્તર સા૦ ની, છઠ્ઠીતમ:પ્રભામાં બાવીસ સા૦ ની, અને સાતમી તમસ્તમ:પ્રભાને વિષે તેત્રીસ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે. [૨૦૧]

अवतरण:—હવે તે પ્રત્યેકની જઘન્યસ્થિતિ જાણવાનો ઉપાય કહે છે.

**सत्तसु पुढवीसु ठिई, जिट्ठोवरिमा य हिट्ठपुहवीए ।**
**होइ कमेण कणिट्ठा, दसवाससहस्स पढमाए ॥ २०२ ॥**

## સંસ્કૃત અનુવાદ:—

सप्तसु पृथ्वीषु स्थितिर्ज्येष्ठोपरिमा चाधः पृथिव्याम् ।
भवति क्रमेण कनिष्ठा दशवर्षसहस्राणि प्रथमायाम् ॥ २०२ ॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| जिट्ठोवरिमा=ઉપરની ઉત્કૃષ્ટ | कणिट्ठा=જઘન્ય |
| हिट्ठपुढवीए=નીચેની પૃથ્વીમાં | दसवाससहस्स=દશ હજાર વર્ષ |
| कमेण=ક્રમથી | पढमाए=પ્હેલીમાં |

गाथार्थ:—વિશેષાર્થવત્ ॥ ૨૦૨ ॥

विशेषार्थः—ગત ગાથામાં સાત પૃથ્વીને વિષે ઉત્કૃષ્ટસ્થિતિ જણાવી, હવે જઘન્યસ્થિતિને વર્ણવતાં જણાવે છે કે ઉપરની પૃથ્વીઓની જે ઉત્કૃષ્ટસ્થિતિ તે હેઠલી પૃથ્વીઓની અનુક્રમે જઘન્યસ્થિતિ થાય છે, પરંતુ રત્નપ્રભાથી ઉપર એક પણ નરક ન હોવાથી આ નિયમ રત્નપ્રભામાં લાગુ પડતો ન હોવાથી ગ્રન્થકાર પોતેજ પ્હેલી રત્નપ્રભાપૃથ્વીના નારકોની જઘન્યસ્થિતિ દશહજાર વર્ષની હોય છે એમ જણાવી દે છે. હવે શર્કરાપ્રભાની જ૦ સ્થિતિ જાણવાની હોવાથી ઉપરની-રત્નપ્રભા પૃથ્વીની જે એક સા૦ ની ઉત્કૃષ્ટ સ્થિતિ તે નીચેની શર્કરાપ્રભા પૃથ્વીની એક સા૦ ની જઘન્યસ્થિતિ થઇ, એજ પ્રમાણે અનુક્રમે શર્કરાપ્રભાની ત્રણ સા૦ ની સ્થિતિ તે વાલુકાપ્રભાને વિષે જઘન્ય, પંકપ્રભાને વિષે સાત સા૦ જઘન્ય, ધૂમપ્રભાની દસ સા૦ ની, તમ:પ્રભાની સત્તર સા૦, અને તમસ્તમ:પ્રભાની બાવીસ સાગરોપમની જઘન્ય સ્થિતિ જાણવી. [૨૦૨]

### ॥ सप्तनरकेषु जघन्योत्कृष्टस्थितियन्त्रम् ॥

| नारकी नाम | उत्कृष्ट स्थिति | जघन्य स्थिति |
|---|---|---|
| ૧ રત્નપ્રભા | ૧ સાગરોપમ | ૧૦૦૦૦, વર્ષ |
| ૨ શર્કરાપ્રભા | ૩ ,, | ૧ સાગરોપમ |
| ૩ વાલુકાપ્રભા | ૭ ,, | ૩ ,, |
| ૪ પંકપ્રભા | ૧૦ ,, | ૭ ,, |
| ૫ ધૂમપ્રભા | ૧૭ ,, | ૧૦ ,, |
| ૬ તમઃપ્રભા | ૨૨ ,, | ૧૭ ,, |
| ૭ તમસ્તમઃપ્રભા | ૩૩ ,, | ૨૨ ,, |

अवतरण:—પૂર્વે પ્રત્યેક નારકીની સમુચ્ચય સ્થિતિ તો જણાવી, હવે પ્રત્યેક નરકના પ્રત્યેક પ્રતરગત નારકોની સ્થિતિ વર્ણવતાં ગ્રન્થકાર મહારાજ પ્રથમ રત્નપ્રભાપૃથ્વીના પ્રત્યેકપ્રતરે પ્રથમ ઉત્કૃષ્ટસ્થિતિને વર્ણવે છે.

**नवइसमसहसलक्खा, पुव्वाणं कोडि अयरदसभागो ।**
**एगेगभागवुड्ढि, जा अयरं तेरसे पयरे ॥ २०३ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**नवतिः समानां सहस्राणि लक्षाणि पूर्वाणां कोटिरतरदशभागः ।**
**एकैकभागवृद्धिर्यावदतरं त्रयोदशे प्रतरे ॥ २०३ ॥**

શબ્દાર્થઃ—

नवइ सम सहस्स=નેવું હજાર વર્ષ
लक्खा=( તેટલાજ ) લાખ વર્ષની
पुव्वाणं कोडि=પૂર્વ ક્રોડ વર્ષની
अयरदसभागो=સાગરોપના દસમાભાગની
एगेगभागवुड्ढि=એકએક ભાગની વૃદ્ધિ
जा=યાવત્-જ્યાંસુધી
अयरं=સાગરોપમ
तेरसे पयरे=તેરમા પ્રતરમાં

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૦૩ ॥

विशेषार्थ:—રત્નપ્રભાદિપૃથ્વીને વિષે જ [ વૈમાનિક કલ્પવત્ ] ભિન્ન ભિન્ન પ્રતર સંખ્યા આવેલી છે, જે ગ્રન્થકારમહારાજા પોતેજ આગલ કહેશે, એમાં રત્નપ્રભા પૃથ્વીને વિષે તેર પ્રતરો છે, એમાં પ્રથમપ્રતરવર્તી નારકોની ઉત્કૃષ્ટ સ્થિતિ નેવુંહજારવર્ષની, બીજા પ્રતરે નેવું લાખ વર્ષની, ત્રીજા પ્રતરના નારકોની પૂર્વક્રોડ વર્ષની, ચોથા પ્રતરે એક સાગરોપમના દસભાગ કરીએ તેવા એક દશાંશસાગરોપમની, પાંચમે બે દશાંશ સા૦ ની, છઠ્ઠે ત્રણ દશાંશસા૦ ની, સાતમે ચાર દશાંશની, આઠમે પાંચ દશાંશની, નવમે છ દશાંશની, દસમે સાત દશાંશ, અગીયારમે આઠદશાંશ, બારમે નવ દશાંશસાગરોપમની અને તેરમે પ્રતરે દસ દશાંશ ( એટલે એક એક ભાગની વૃદ્ધિએ દસભાગ પૂર્ણ થતાં બરોબર ) એક સાગરોપમની પૂર્ણ સ્થિતિ આવી રહે.

अवतरण:—હવે રત્નપ્રભાના તેહીજ પ્રતરોને વિષે જઘન્યસ્થિતિ વર્ણવે છે.

**इयजिट्ठ जहन्ना पुण, दसवाससहस्सलक्खपयरदुगे ।**
**सेसेसु उवरिजिट्ठा, अहो कणिट्ठा उ पइपुढविं ॥ २०४ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**इयं ज्येष्ठा जघन्या पुनर्दश वर्षाणां सहस्राणि लक्षाणि प्रतरद्विके ।**
**शेषेषु उपरि( तना )ज्येष्ठा अधः कनिष्ठा तु प्रतिपृथिवि ॥ २०४ ॥**

શબ્દાર્થ સુગમ છેઃ—

*गाथार्थः*—વિશેષાર્થવત્. ॥ ૨૦૪ ॥

*विशेषार्थः*—એ પ્રમાણે ઉત્કૃષ્ટસ્થિતિ કહી, હવે વળી એજ પ્રતરોને વિષે જઘન્યસ્થિતિ વર્ણવતાં રત્નપ્રભાપૃથ્વીના પ્હેલા બે પ્રતરો પૈકી પ્રથમપ્રતરને વિષે દશહજારવર્ષની સ્થિતિ અને દ્વિતીયપ્રતરે [ તેને સો ગુણા કરતાં ] દશ લાખ વર્ષની હોય છે, શેષ પ્રતરોને વિષે તો ઉપરના પ્રતરની જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે નીચેની પ્રત્યેકપૃથ્વીને વિષે કનિષ્ઠા—જઘન્ય જાણવી. એ નિયમાનુસાર ત્રીજે પ્રતરે ૯૦ લાખ, ચોથે પૂર્વક્રોડ વર્ષની, ૫ મે $\frac{૧}{૧૦}$, સા૦ છઠ્ઠે $\frac{૨}{૧૦}$, સાતમે $\frac{૩}{૧૦}$, આઠમે $\frac{૪}{૧૦}$, નવમે $\frac{૫}{૧૦}$, દસમે $\frac{૬}{૧૦}$, અગીયારમે $\frac{૭}{૧૦}$, બારમે $\frac{૮}{૧૦}$, તેરમે $\frac{૯}{૧૦}$ સાગરોપની જાણવી. [ ૨૦૪ ]

*अवतरणः*—એ પ્રમાણે રત્નપ્રભાગત પ્રતરાશ્રયી જઘન્યોત્કૃષ્ટ સ્થિતિ બતલાવીને બાકીની પૃથ્વીને વિષે સ્થિતિ પ્રમાણ જાણવા [વૈમાનિકવત્] **करण** કહે છે;—

**उवरिखिइठिइविसेसो, सगपयरविहत्तुइच्छसंगुणिओ ।**
**उवरिमखिइठिइसहिओ, इच्छिअपयरम्मि उक्कोसा ॥ २०५ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**उपरि(तन)क्षितिस्थितिविश्लेषः स्वकप्रतरविभक्त इष्ट[प्रतर]संगुणितः ।**
**उपरितनक्षितिस्थितिसहित इष्टप्रतरे उत्कृष्टा [ स्थितिः ] ॥ २०५ ॥**

શબ્દાર્થઃ—

**उवरिखिइ**=ઉપરની પૃથ્વીમાં
**ठिइविसेसो**=સ્થિતિવિશ્લેષ
**सगपयर**=સ્વસંબંધી પ્રતર
**विहत्तु**=વ્હેંચીને [ ગુણીએ ]
**इच्छ-संगुणिओ**=ઇચ્છિત પ્રતરની સંખ્યાએ ગુણ્યે છતે
**इच्छियपयरम्मि**=ઇચ્છિત પ્રતરમાં

ગાથાર્થ:—ઉપરની પૃથ્વીની સ્થિતિનો વિશ્લેષ કરીને [ નીચેની ઇષ્ટપૃથ્વીની ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી બાદ કરતાં ] જે શેષ રહે તેને ઇચ્છિત પોતાના પ્રતરોની સંખ્યાવડે ભાગ આપતાં જે સંખ્યા આવે તેને ઇષ્ટપ્રતરની સંખ્યાવડે ગુણતાં જે સંખ્યા આવે તે, તેની [ જે ઇષ્ટ પૃથ્વીના પ્રતરોની સ્થિતિ કાઢવા હોય તેની ] ઉપરની પૃથ્વીની જે ઉત્કૃષ્ટસ્થિતિ સહિત જોડતાં ઇચ્છિત પ્રતરે ઉત્કૃષ્ટ-સ્થિતિ પ્રાપ્ત થાય. ॥ ૨૦૭ ॥

વિશેષાર્થ:—તે આ પ્રમાણે:—

રત્નપ્રભાને વિષે તેરે પ્રતરે ઉત્કૃષ્ટસ્થિતિ કહી, હવે બીજી શર્કરાપ્રભાના પ્રતરોને વિષે કાઢવાની હોવાથી વિશ્લેષ કરવા માટે શર્કરાપ્રભાની ઉત્કૃષ્ટ ત્રણ સાગરોપમની સ્થિતિમાંથી પ્હેલી રત્નપ્રભાની ઉત્કૃષ્ટ એક સા૦ ની સ્થિતિનો વિશ્લેષ ( બાદ ) કરતાં શેષ બે સાગરોપમ રહ્યા, એ બે સાગરોપમને શર્કરાપ્રભાના અગીયાર પ્રતરે વ્હેંચવા માટે એક સાગરોપમના અગીયાર ભાગ કરતાં બે સાગ-રોપમના બાવીસ ભાગો આવ્યા એટલે તે પ્રત્યેક પ્રતરે વ્હેંચતાં બબે ભાગો આવ્યા, હવે ઇષ્ટ પ્રથમ પ્રતરે સ્થિતિ કાઢવાની હોવાથી બે ભાગને એક પ્રતરે ગુણતાં બેજ ભાગ આવ્યા તે ઉપરની રત્નપ્રભાના તેરમા પ્રતરની એક સાગરોપમની ઉત્કૃષ્ટસ્થિતિ સહિત જોડતાં એક સા૦ અને એક સા૦ ના અગીયારીયા બે ભાગ ( ૧ સા૦ $\frac{૨}{૧૧}$ )નું ઉત્કૃષ્ટ આયુષ્ય શર્કરાપ્રભાના પ્રથમપ્રતરે આવ્યું, એ પ્રમાણે બીજા પ્રતરની સાથે ગુણતાં ૨×૨=$\frac{૪}{૧૧}$ તે એક સાગરોપમે સહિત કરતાં ૧$\frac{૪}{૧૧}$ સા૦ દ્વિતીય પ્રતરની ઉ૦ સ્થિતિ, એ પ્રમાણે ત્રીજે પ્રતરે બે ભાગ વધારતાં ( ૧$\frac{૬}{૧૧}$ ) ૧ સા૦ $\frac{૬}{૧૧}$ ભાગ, ચોથે ૧$\frac{૮}{૧૧}$ સા૦, પાંચમે ૧$\frac{૧૦}{૧૧}$, છઠ્ઠે ૨ સા૦ $\frac{૧}{૧૧}$, [ કારણ કે અગીયાર ભાગ પૂર્ણ થયે સાગરોપમ પૂર્ણ થાય છે ] સાતમે ૨$\frac{૩}{૧૧}$, આઠમે ૨$\frac{૫}{૧૧}$, નવમે ૨$\frac{૭}{૧૧}$, દસમે ૨$\frac{૯}{૧૧}$, અગીઆરમે ૨$\frac{૧૧}{૧૧}$ એટલે બરોબર ત્રણ સાગરોપમની ઉત્કૃષ્ટસ્થિતિ ( શર્કરાપ્રભાના અગીયારમે પ્રતરે ) આવી. એજ પ્રમાણે અન્ય પૃથ્વીઓને વિષે આ કરણદ્વારા વિચારવું, વધુ સમજણ માટે યન્ત્ર જોવું. [ ૨૦૫ ]

## रत्नप्रभायां प्रतिप्रतरं जघन्योत्कृष्ट-आयुष्यस्थितियन्त्रम् ॥

| प्रतर | जघन्यस्थिति | उत्कृष्टस्थिति |
|---|---|---|
| ૧ | દસ હજાર વર્ષ. | નેવું હજાર વર્ષ |
| ૨ | દસ લાખ વર્ષ | નેવું લાખ વર્ષ |
| ૩ | નેવું લાખ વર્ષ | પૂર્વ ક્રોડ વર્ષ |
| ૪ | પૂર્વ ક્રોડ વર્ષ | $\frac{૧}{૧૦}$ સા૦ |
| ૫ | $\frac{૧}{૧૦}$ સાગરોપમ | $\frac{૨}{૧૦}$ ,, |
| ૬ | $\frac{૨}{૧૦}$ ,, | $\frac{૩}{૧૦}$ ,, |
| ૭ | $\frac{૩}{૧૦}$ ,, | $\frac{૪}{૧૦}$ ,, |
| ૮ | $\frac{૪}{૧૦}$ ,, | $\frac{૫}{૧૦}$ ,, |
| ૯ | $\frac{૫}{૧૦}$ ,, | $\frac{૬}{૧૦}$ ,, |
| ૧૦ | $\frac{૬}{૧૦}$ ,, | $\frac{૭}{૧૦}$ ,, |
| ૧૧ | $\frac{૭}{૧૦}$ ,, | $\frac{૮}{૧૦}$ ,, |
| ૧૨ | $\frac{૮}{૧૦}$ ,, | $\frac{૯}{૧૦}$ ,, |
| ૧૩ | $\frac{૯}{૧૦}$ ,, | $\frac{૧૦}{૧૦}$ એક સા૦ |

## शर्करा प्रभायां प्रतिप्रतरं ॥ आयुष्यस्थितियन्त्रम् ॥

| प्रतर | जघन्यस्थिति | उत्कृष्टस्थिति |
|---|---|---|
| ૧ | ૧ સાગરોપમ | ૧ સા૦ $\frac{૨}{૧૧}$ ભાગ |
| ૨ | ૧ સા૦ $\frac{૨}{૧૧}$ ભાગ | ૧ ,, $\frac{૪}{૧૧}$ ,, |
| ૩ | ૧ ,, $\frac{૪}{૧૧}$ ,, | ૧ ,, $\frac{૬}{૧૧}$ ,, |
| ૪ | ૧ ,, $\frac{૬}{૧૧}$ ,, | ૧ ,, $\frac{૮}{૧૧}$ ,, |
| ૫ | ૧ ,, $\frac{૮}{૧૧}$ ,, | ૧ ,, $\frac{૧૦}{૧૧}$ ,, |
| ૬ | ૧ ,, $\frac{૧૦}{૧૧}$ ,, | ૧ ,, $\frac{૧}{૧૧}$ ,, |
| ૭ | ૨ ,, $\frac{૧}{૧૧}$ ,, | ૨ ,, $\frac{૩}{૧૧}$ ,, |
| ૮ | ૨ ,, $\frac{૩}{૧૧}$ ,, | ૨ ,, $\frac{૫}{૧૧}$ ,, |
| ૯ | ૨ ,, $\frac{૫}{૧૧}$ ,, | ૨ ,, $\frac{૭}{૧૧}$ ,, |
| ૧૦ | ૨ ,, $\frac{૭}{૧૧}$ ,, | ૨ ,, $\frac{૯}{૧૧}$ ,, |
| ૧૧ | ૨ ,, $\frac{૯}{૧૧}$ ,, | ૨ ,, $\frac{૧૧}{૧૧}$ ૩સા૦ |

## ॥ तृतीय वालुकाप्रभायां स्थिति ॥

| प्रतर | जघन्यस्थिति | उत्कृष्टस्थिति |
|---|---|---|
| ૧ | ૩ સાગરોપમ | ૩ સા૦ $\frac{૪}{૯}$ ભાગ |
| ૨ | ૩ ,, $\frac{૪}{૯}$ ભાગ | ૩ ,, $\frac{૮}{૯}$ ,, |
| ૩ | ૩ ,, $\frac{૮}{૯}$ ,, | ૪ ,, $\frac{૩}{૯}$ ,, |
| ૪ | ૪ ,, $\frac{૩}{૯}$ ,, | ૪ ,, $\frac{૭}{૯}$ ,, |
| ૫ | ૪ ,, $\frac{૭}{૯}$ ,, | ૫ ,, $\frac{૨}{૯}$ ,, |
| ૬ | ૫ ,, $\frac{૨}{૯}$ ,, | ૫ ,, $\frac{૬}{૯}$ ,, |
| ૭ | ૫ ,, $\frac{૬}{૯}$ ,, | ૬ ,, $\frac{૧}{૯}$ ,, |
| ૮ | ૬ ,, $\frac{૧}{૯}$ ,, | ૬ ,, $\frac{૫}{૯}$ ,, |
| ૯ | ૬ ,, $\frac{૫}{૯}$ ,, | ૬ ,, $\frac{૯}{૯}$ ૭સા૦ |

## ॥ चतुर्थ पंकप्रभायां स्थिति ॥

| प्रतर | जघन्यस्थिति | उत्कृष्टस्थिति |
|---|---|---|
| ૧ | ૭ સાગરોપમ | ૭ સા૦ $\frac{૩}{૭}$ ભાગ |
| ૨ | ૭ સા૦ $\frac{૩}{૭}$ ભાગ | ૭ ,, $\frac{૬}{૭}$ ,, |
| ૩ | ૭ ,, $\frac{૬}{૭}$ ,, | ૮ ,, $\frac{૨}{૭}$ ,, |
| ૪ | ૮ ,, $\frac{૨}{૭}$ ,, | ૮ ,, $\frac{૫}{૭}$ ,, |
| ૫ | ૮ ,, $\frac{૫}{૭}$ ,, | ૯ ,, $\frac{૧}{૭}$ ,, |
| ૬ | ૯ ,, $\frac{૧}{૭}$ ,, | ૯ ,, $\frac{૪}{૭}$ ,, |
| ૭ | ૯ ,, $\frac{૪}{૭}$ ,, | ૯ ,, $\frac{૭}{૭}$ ૧૦સા૦ |

**पञ्चमधूमप्रभानरके स्थितियन्त्रम्**

| प्रतर | जघन्यायुष्यमान | उत्कृष्टायुष्यमान |
|---|---|---|
| ૧ | ૧૦ સાગરોપમ | ૧૧ સા૦ $\frac{૨}{૫}$ ભાગ |
| ૨ | ૧૧ સા૦ $\frac{૨}{૫}$ ભાગ | ૧૨ ,, $\frac{૪}{૫}$ ,, |
| ૩ | ૧૨ ,, $\frac{૪}{૫}$ ,, | ૧૪ ,, $\frac{૧}{૫}$ ,, |
| ૪ | ૧૪ ,, $\frac{૧}{૫}$ ,, | ૧૫ ,, $\frac{૩}{૫}$ ,, |
| ૫ | ૧૫ ,, $\frac{૩}{૫}$ ,, | ૧૭ સાગરોપમ |

**॥ षष्ठतमःप्रभानरके ॥**

| प्र० | ज० आ० | उ० आयुष्य |
|---|---|---|
| ૧ | ૧૭ સા૦ | ૧૮ સા૦ |
| ૨ | ૧૮ સા૦ $\frac{૨}{૩}$ | ૨૦ સા૦ |
| ૩ | ૨૦ $\frac{૧}{૩}$ | ૨૨ સા૦ |

**॥ सप्तमतमस्तमःप्रभायाम् ॥**

| प्र० | ज० आ० | उ० आयुष्य |
|---|---|---|
| ૧ | ૨૨ સા૦ | ૩૩ સા૦ |

**॥ इति प्रथमं स्थितिद्वारम् ॥**

अवतरण—પૂર્વે નારકીનું પ્રથમ સ્થિતિદ્વાર વર્ણવ્યું. હવે બીજું ભુવન-દ્વાર કહેતાં પ્હેલાં ભવ્યાત્માના કલ્યાણાર્થે નારકીની તથાવિધ વેદનાનું કંઇક સ્વરૂપ કહે છે, તેમાં પ્રથમ નરકક્ષેત્રગત વેદનાના પ્રકાર જણાવે છે.

**सत्तसु खित्तजविअणा, अन्नोन्नकयावि पहरणेहिं विणा ।**
**पहरणकयाऽवि पंचसु, तिसु परमाहम्मिअकया वि ॥ २०६ ॥**

### સંસ્કૃત અનુવાદ:—

**सप्तसु क्षेत्रजवेदना अन्योन्यकृताऽपि प्रहरणैर्विना ।**
**प्रहरणकृताऽपि पञ्चसु, तिसृषु परमाधार्मिककृताऽपि ॥ २०६ ॥**

### શબ્દાર્થ:—

खित्तजविअणा=ક્ષેત્રોત્પન્ન વેદના
अन्नोनकयावि=અન્યોન્ય કરેલી પણ
पहरणेहिं विणा=શસ્ત્ર વિના
पहरणकया=શસ્ત્રથી કરેલી
पंचसु=પાંચમા ( પાંચનું )
परमाहम्मिअकया=પરમાધામીની કરેલી

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૦૬ ॥

विशेषार्थ:—પૂર્વભવમાં કરેલા અનેકદુષ્ટ પાપાચરણોથી ઘોરહિંસા, જુઠું, ચોરી, પરદારાગમન, લક્ષ્મી ઉપરની અત્યન્ત મૂર્ચ્છાથી અનેક પ્રાણીઓના ઘાત કરવાથી તે તે આત્માઓ તથાવિધ નરકગતિયોગ્ય આયુષ્યનો બન્ધ કરીને નરકમાં ઉત્પન્ન થાય છે જેને ‘ નારકીજીવ ’ તરીકે ઓળખવામાં આવે

છે. અશુભગતિમાં ઉત્પન્ન થએલા આ જીવોને પૂર્વકર્મોદયના વશથી ત્રણ પ્રકારની વેદનાનો અનુભવ કરવાનો હોય છે.

૧ **'ક્ષેત્ર'**થી ઉત્પન્ન થએલી વેદના, ૨ **'અન્યોન્ય'**થી [ પરસ્પર ] ઉત્પન્ન થતી વેદના, ૩ સંકિલષ્ટઅધ્યવસાયી પંદર **'પરમાધામી'** દેવકૃત વેદના.

એ ત્રણમાં અન્યોન્યકૃત વેદનામાં પુનઃ બે ભેદ પડે છે **૧–શરીરથી** પરસ્પર ઉત્પન્ન થતી, અને બીજી **શસ્ત્ર** દ્વારા પરસ્પર ઉત્પન્ન થતી વેદના.

એમાં ક્ષેત્રવેદના સાતે નરકોમાં છે અને અનુક્રમે નીચે નીચે અશુભ, અશુભતર, અશુભતમપણે હોય છે. અન્યોન્યકૃત વેદનામાં શરીરથી થતી અન્યોન્ય કૃતવેદના [૫૭]સાતે પૃથ્વીને વિષે છે અને પ્રહરણકૃત વેદના પ્રથમની પાંચ નરકને વિષે છે, ત્રીજી પરમાધામીકૃતવેદના એ પ્હેલી ત્રણ નરકોમાં છે. [૨૦૬]

अवतरण:—હવે પ્રથમ ક્ષેત્ર વેદનાને કહેતાં નારક જીવોને પોતાનેજ નરકક્ષેત્રના સ્વભાવથીજ દશ પ્રકારનો દુઃખ આપનારો જે પુદ્ગલપરિણામ તેને જણાવે છે.

**बंधणं गइ संठाणा, भेया वन्ना य गंध रस फासा।**
**अगुरुलहु सद्द दसहा, असुहा वि य पुग्गला निरए ॥२०७॥**

**સંસ્કૃત અનુવાદઃ—**

**बंधन–गति–संस्थानानि भेदा वर्णाश्च गन्धरसस्पर्शाः ।**
**अगुरुलघु–शब्दाभ्यां दशधा अशुभा अपि च पुद्गला नरके ॥ २०७ ॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| भेया=ભેદ | दसहा=દશ પ્રકારની |
| फासा=સ્પર્શ | असुहा=અશુભ |
| अगुरुलहु=અગુરૂ લઘુ | पुग्गला=પુદ્ગલો |
| सद्द=શબ્દ | निरए=નરકમાં |

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૦૭ ॥

---

૫૭ सत्तसु खेत्तसहावा अन्नोन्नोदीरिआय जा छट्ठी ।
तिसु आइमासु विअणा परमाहम्मि असुरकया य ॥ १ ॥
આ ગાથા અન્યોન્યકૃત વેદના છઠ્ઠી સુધીજ જણાવે છે, તદાશય જ્ઞાની ગમ્ય.

**विशेषार्थः—१ बन्धनः**—નારકોની બન્ધનાવસ્થા તથા તેમને પ્રત્યેકક્ષણે થતું આહારાદિક પુદ્દગલનું નાના પ્રકારનું બન્ધન એ જાણે જાજ્વલ્યમાન અગ્નિથી પણ અત્યન્ત દારૂણ હોય છે.

**૨ गति**—તે નારકોની ગતિ રાસભ, ઉંટ વિગેરેની કુગતિ જેવી અત્યન્ત દુઃખથી સહી શકાય એવી, એટલે તપાવેલા લોખંડ ઉપર પગ મુકવા કરતાં પણ અત્યન્ત દુઃખદાયક છે.

**૩ संस्थान**—તેઓનું શરીર એકદમ કુબ્જ–હુંડક સંસ્થાનવાળું એથી પાંખો કાપેલા અંડજપક્ષી જેવું વિરૂપ હોય છે.

**૪ भेद**—કુમ્ભ્યાદિથી ( કુંભી વિગેરેમાંથી ) નારકીના શરીર–પુદ્દગલોનું છુટાપણું તે શસ્ત્રોવડે કોઇ ખેંચે ને દુઃખ થાય એના કરતાં પણ તે વિઘટન વધુ દુઃખદાયક છે.

**૫ वर्ण**—એમનો વર્ણ અત્યન્ત નિકૃષ્ટ, અતિ ભીષણ, મલિન છે કારણકે તેમને ઉત્પન્ન થવાના જે નરકાવાસા દ્વાર–બારી, જાલિયાં વિનાના, સર્વદિશાથી ભયાનક, સતત ગાઢ અંધકારમય, શ્લેષ્મ, મૂત્ર, ( ઝાડા ) પુરિષ, શ્રોત, મલ, રૂધિર, વસા, મેદ અને પરૂ વિગેરે સરખા અશુભ પુદ્દગલોથી અનુલિપ્ત ભૂતલ પ્રદેશવાળા અને સ્મશાનની જેમ પૂતિ–કેશ, માંસ, અસ્થિ, ચર્મદંત નખ જેવા વિરૂપ પુદ્દગલોવડે આચ્છાદિત ભૂમીવાળા હોય છે.

**૬ गंध**—તેઓનો ગંધ–કોહી ગએલાં શિયાળ, માર્જાર, નકુલ, સર્પ, ઉંદર, હસ્તી અશ્વ, ગાય અને મનુષ્યોના કલેવરોનો જે દુર્ગંધ હોય તેથી અધિક અશુભતર હોય છે.

**૭ रस**—લીમડાની ગળો કરતાં પણ અત્યન્ત કટુક છે.

**૮ स्पर्श**—એઓનો સ્પર્શ અગ્નિ, વીંછી કોચ આદિના સ્પર્શથી પણ અત્યન્ત દુઃખાવહ છે.

**૯ अगुरुलघु**—એઓના પરિણામ અગુરૂલઘુ હોવા છતાં પણ તીવ્ર દુઃખના આશ્રયભૂત અતીવ વ્યથાને કરે છે.

**૧૦ शब्दः**—સતતપીડાતા, પચાતા નારકોનો શબ્દ આક્રંદવડે વિલાપ કરવાથી કરૂણા ઉપજાવે તેવો હોય છે. આ પ્રમાણે દસ પ્રકારના અશુભ પુદ્દગલ પરિણામો નારકીને વિષે અવશ્ય હોય છે. [ ૨૦૭ ]

**अवतरण**—પૂર્વે ક્ષેત્રગત સ્વાભાવિક ઉત્પન્ન થતા દુઃખદાઇ પરિણામને

જણાવીને, હવે નારકજીવોને થતો અન્ય દસ પ્રકારની વેદનાનો અનુભવ કહે છે, તેમજ છઠ્ઠી તથા સાતમી પૃથ્વીના નારકોને કેટલા રોગો હોય તે સંખ્યા કહે છે.

**नरया दसविहवेयण, [1]सीओ[2]सिणखुहा[3]पिवास[4]कं[5]डूहिं ।**
**परवस्सं जरं दाहं, भयं सोगं[10] चेव वेयंति ॥ २०८ ॥**

**पणकोडी अट्ठसट्ठी-लक्खा, नवनवइ सहसपंचसया ।**
**चुलसी अहिया रोगा, छट्ठी तह सत्तमी नरए ॥ २०९ ॥**

संस्कृत અનુવાદઃ—

**नारका दशविधं वेदनं शीतोष्णक्षुधापिपासाकंडूभिः ।**
**पारवश्येन ज्वरेण दाहेन भयेन शोकेन चैव वेदन्ते ॥ २०८ ॥**

**पञ्चकोटयः-अष्टषष्टिलक्षाणि नवनवतिसहस्राणि पञ्चशतानि ।**
**चतुरशीत्या अधिका रोगा, षष्ठे तथा सप्तमे नरके ॥ २०९ ॥**

શબ્દાર્થ:—

नरया—નારકોની
दसविहवेयण—દશવિધવેદન
सीअ—શીત
उसिण—ઉષ્ણ
खुह—ક્ષુધા
पिवास—પિપાસા
कडूहिं—કરવતથી
परवस्सं—પરવશતા
जर—જ્વર—તાવ
दाहं—દાહ
भयं-सोग—ભય, શોક
वेयंति—વેદે છે
अहिया—અધિક

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૦૯ ॥

विशेषार्थ:—ક્ષેત્રવેદનામાં બીજી દસ પ્રકારની વેદનાનો પણ અનુભવ તેઓને થાય છે તે કહે છે;—

૧ **शीतवेदना**—પોષ અથવા મહા માસની રાત્રે હિમાલયપર્વત ઉપર સ્વચ્છઆકાશમાં અગ્નિવિનાના અને વાયુની વ્યાધિવાળા નિર્વસ્ત્રદરિદ્રીને સતત પવનના જોરથી હૃદય, હાથ, પગ, દાંત, હોઠ કંપતે છતે તેનાપર જળના છંટકાવની ઠંડીથી તે માણસને જે શીતવેદના ઉત્પન્ન થાય તે કરતાં પણ અનન્તગુણી શીતવેદના નરકાવાસગત નારકીના જીવોને હોય છે.

કદાચ જો એ નારકોને નરકાવાસથી ઉપાડીને માઘમાસની રાત્રિએ પૂર્વે વર્ણન કર્યું તેવા સ્થાને લાવીને મુકે તો તે નારકજીવ અનુપમ સુખને પ્રાપ્ત કરતો હોય તેમ નિદ્રાવશ થઈ જાય, એટલે તેને નરકની મહાવ્યથાકારક શીતવેદના સહી હોય એટલે આટલી વેદના તો મહાસુખકારક લાગે છે.

૨ **उष्णवेदना**—ભર ઉન્હાળાનો દિવસ હોય, મધ્યાહ્ન તપતો હોય, આકાશમાં છાયાર્થે વાદળુ ન હોય, એ વખતે છત્રરહિત પિત્તની વ્યાધિવાળા પુરૂષને ચોતરફ પ્રજ્વલી રહેલી અગ્નિના તાપથી જે પીડા ઉત્પન્ન થાય એ કરતાં પણ અનન્તગુણી ઊષ્ણવેદના નરકના જીવોને થાય છે.

કદાચ જો એ વેદના સહતા નારકીઓને ત્યાંથી ઉપાડીને કિંશુક સરખા લાલચોળ, ખદિરના ( ખેરના ) અંગારાના સમૂહમાં મુકવામાં આવે અને એ અંગારાને ખૂબ તપાવવા ફુંકવામાં આવે, તોપણ એ જીવો; [ ચંદનથી લિપ્ત થએલા, મૃદુપવન ખાવાથી અનુપમ સુખને વેદનારા પુરૂષની જેમ ] સુખ પામતા-નિદ્રાવશ પણ થઇ જાય.

પ્રથમ રત્નપ્રભામાં ઊષ્ણવેદના અતિતીવ્ર છે, તેથી અધિક અતિતીવ્રતર વેદના શર્કરાપ્રભામાં તેથી અધિક અતિતીવ્રતમ વાલુકાપ્રભામાં, ચોથી પંકપ્રભાનાં ઉપરિતન થોડા નરકાવાસામાં ઊષ્ણવેદના અને થોડા નરકાવાસામાં શીતવેદનાનુભવ છે, પાંચમી ધૂમપ્રભામાં થોડા નરકાવાસામાં શીતવેદના અને નીચે થોડામાં ઊષ્ણવેદના, એ વેદના ચોથી પૃથ્વીની અપેક્ષાએ અનંતગુણી ઉત્તરોત્તર પણ જાણવી, છઠ્ઠી તમઃપ્રભામાં કેવલ મહાશીત વેદનાજ, તે પણ પાંચમી કરતાં અતિતીવ્રતર, તે કરતાંએ પણ સાતમી તમસ્તમા પૃથ્વીમાં મહાશીતવેદના તે તેથી પણ અતિતીવ્રતમ છે.

૩ **क्षुधा**——એઓનો જઠરાગ્નિ વળી એટલો બધો પ્રદીપ્ત છે કે, વારંવાર નખાતા સૂકા કાષ્ઠોવડે પ્રજ્વલિત રહેતા અગ્નિની જેમ અતિતીક્ષ્ણ અને વિસ્તૃત ક્ષુધાગ્નિવડે સદા દહ્યમાન શરીરવાળા હોવાથી તેની ક્ષુધા અતિતીવ્ર છે એથી આખા જગતવર્તી અન્ન ઘૃતાદિ પુદ્ગલોનો આહાર કરે તો પણ ક્ષુધાની તૃપ્તિને પામે નહિ પણ ઉલટી અશુભકર્મના ઉદયથી અમનોજ્ઞ પુદ્ગલ ગ્રહણથી તે ક્ષુધા વધતી જાય છે.

૪ **तृष्णा**—સઘળાએ સમુદ્રના અગાધ જળનું પાન કરતાં પણ શાન્ત ન થાય એવી તો એમની સદૈવ કંઠ–ઓષ્ઠ–તાળુ અને જીંહાદિકને શોષી નાખનારી તૃષા છે.

૫ **कंडूहिं-( खरज )** એઓની દુઃખદાઇ ખરજની ચળ એવી હોય છે કે તેને કરવત કે છરીથી ખણવા છતાં પણ શાન્ત થાય નહિ.

૬ **परवशता**—એઓની પરાધીનતા આપણાથી અનન્તગુણી ત્રાસદાયક છે.

૭ **जर**—એટલે એઓનો ઉગ્ર સખ્તતાવ પણ આપણાથી અનન્તગુણો દુઃખદાયક અને જીવિત પર્યન્ત રહેનારો છે.

૮ **दाह-९ शोक-१० भय**—એટલે શરીરે દાહ, શોક–વિલાપ અને ભય એ ત્રણે વેદનાઓ આપણાં કરતાં તેઓને અનન્તગુણ છે.

વધુમાં એ ( મિથ્યાદૃષ્ટિ ) નારકોને ભવસ્વભાવે પ્રાપ્ત થતું વિભંગજ્ઞાન પણ મહાદુઃખકારક છે કારણ કે તે અશુભ જાતિનું હોવાથી તે જ્ઞાનદ્વારા ચારે બાજુથી આવતા નિરંતર દુઃખના વૈરી–શસ્ત્રાદિક હેતુઓનો જુવે છે, હમણાં આવશે ! આમ કરશે ! તેમ કરશે, ઇત્યાદિ દેખીને તેઓ ભયથી હંમેશાં કંપાયમાન રહે છે.

આ પ્રમાણે અન્ય પ્રકારે દસ પ્રકારની ક્ષેત્રગત વેદના કહી. [ ૨૦૮ ]

[ હવે 'અન્યોન્યકૃત વેદના અને પરમાધામીકૃત વેદના જે કહી છે તેનું સ્વરૂપ અહિં મૂલગાથાઓમાં નથી કહ્યું તથાપિ ગ્રન્થાન્તરથી અત્ર આપવામાં આવે છે. ]

## अन्योन्यकृतवेदनाः—પ્રથમ અન્યોન્ય કૃત પ્રકરણ વેદના—

નારકો બે પ્રકારના છે, એક સમ્યગ્દૃષ્ટિ અને બીજા મિથ્યાદૃષ્ટિ, તેમાં જેઓ મિથ્યાદૃષ્ટિ છે તે અજ્ઞાનથી અવલિપ્ત ચિત્તવાળા હોઈ સાચા પરમાર્થને જાણી શકતા નથી, એથી તેઓ પરસ્પર સતત દુઃખોને ઉભા કરી કરીને વેદનાઓ ભોગવે છે. જ્યારે સમ્યગ્દૃષ્ટિ નારકો સાચાજ્ઞાન–શ્રદ્ધાવાળા કિંચિત્ જ્ઞાની આત્માઓ હોવાથી વિચારે છે કે અમે પરભવમાં પ્રાણીહિંસા–જુઠાદિક અને કષાયો કરીને તો આ મહાભયંકર દુઃખસાગરમાં પડ્યા અને વળી પુનઃ અહિં ક્લેશ હિંસા મારન–કુટ્ટન કરીને નવાકર્મ શું કામ બાંધવા ? એવો વિચાર કરી બીજાએ આપેલી વેદનાને સારી રીતે સહન કરે છે, પરંતુ પોતે પાપના ફલરૂપ વિપાક ( દુઃખ ) ને અનુભવતા હોવાથી બીજાને દુઃખ ઉત્પન્ન કરતા નથી, આ કારણથી તેઓ મિથ્યાદૃષ્ટિ કરતાં ઉક્ત ચિંતાને પશ્ચાતાપ ( સજ્ઞાન છે તેથી ) સતત કરતા હોવાથી અત્યન્ત માનસિક દુઃખને ભોગવે છે, જેથી સમ્યગ્દૃષ્ટિ અલ્પદુઃખ અને અલ્પ કર્મબંધનને કહે છે.

વળી જેમ કુતરો ગ્રામાન્તરના અથવા અન્ય વિભાગના શ્વાનને જોઇને અત્યન્ત ક્રોધાયમાન થતો ભસવા–લડવા માંડે છે અને પરસ્પર પગાદિકના પ્રહારો

ચાલે છે તેમ તે નારકો વિભંગજ્ઞાનના બલથી એક બીજાને જોઇ તીવ્ર ક્રોધવાળા થયા થકા શ્વાનની જેમ વૈક્રિયસમુદ્ઘાતવડે મહાભયાનક રૂપોને વિકુર્વીને પોતપોતાના નરકાવાસમાં ક્ષેત્રાનુભાવજનિત પૃથ્વીપરિણામરૂપ લોહ-મય ત્રિશૂલ, શિલા, મુદ્ગર, ભાલા, તોમર, અસિપટ્ટ, ખડગ, યષ્ટિ, પરશુ વિગેરે **વૈક્રિયજાતિના** શસ્ત્રોથી તથા સ્વહસ્ત–પાદ–દંતદ્વારા પરસ્પર લડાઇઓ–પ્રહારો કરે છે, તેથી તે જીવો હણાયા થકા વિકૃત અંગોવાળા થઇને કસાઇખાનામાં થતી પાડાઓની સ્થિતિની જેમ ગાઢવેદનાથી નિઃશ્વાસ લેતા રૂધિરના કીચડમાં આલોટી મહાદુઃખને ભોગવે છે. એ પ્રમાણે અન્યોન્ય કૃત પ્રહરણવેદના છે.

કહેલી એ સર્વવેદના મુખ્યત્વે **શસ્ત્ર–પ્રહાર** કૃત હોવાથી પ્રથમની પાંચ નારકીમાં હોય છે.

### બીજી શરીરકૃત અન્યોન્યવેદના—

શેષ બન્ને નારકીમાં શરીરકૃત અન્યોન્યવેદના છે એટલે ત્યાં રહેતા નાર-કીઓ પોતે પરિમિત સંખ્યાએ વજ્રમયતુંડ (મુખ)વાળા લાલ વર્ણના કુંથુઓ અને ગોમય કીડાઓ આદિને ( શરીરસંબદ્ધ ) વિકુર્વીને એક બીજાના શરીરને તેનાવડે કોતરાવતા અને શેરડીના કૃમીની જેમ શરીરને ચાલણી જેવું આરપાર કરતા તેમજ શરીરની અંદર પ્રવેશતા પ્રવેશતા મહા ગાઢ વેદનાઓને પરસ્પર ભોગવે છે.

આ પ્રમાણે બન્ને રીતે **અન્યોન્યકૃત વેદના** જણાવી.

### हवे आद्य त्रण नरके ' परमाधामीकृत ' वेदना—

સંક્લિષ્ટ અધ્યવસાયવાળા પરમાધામી જાતિના દેવો પંદર પ્રકારના છે. [૫૮]**અમ્બ, અમ્બરીષ, શ્યામ, શબલ, રૂદ્ર, ઉપરૂદ્ર, કાળ, મહાકાળ,**

---

૫૮ પ્રથમ ' અમ્બ ' પરમાધામીઓ નારકોને ઉંચે ઉછાળી પછાડે, બીજા ભઠ્ઠીમાં પકાવી શકાય એવા ટુકડાને કરે, ત્રીજો આંતરડા–હૃદયને ભેદે, ચોથો તેઓને કાપકુપ કરે, ૫ મો ભાલામાં પરોવે, ૬ ઠ્ઠો અંગોપાંગને ભાંગી નાંખે, ૭ મો તલવારની ધાર જેવા તીક્ષ્ણ પાંદડાનું વન બનાવી નારકોને તેમાં ફેરવે, ૮ મો ધનુષ્યમાંથી છોડેલા અર્ધચન્દ્રાકાર બાણોવડે વીંધે, ૯ મો કુમ્ભીમાં પકાવે, ૧૦મો પોચા માંસના ટુકડાઓને ખાંડે, ૧૧ કુંડમાં પકાવે, ૧૨ મો ઉકળતાં રૂધિર–પરૂથી ભરેલી વૈતરણી નદી બનાવી તેમાં નાંખે, ૧૩ મો કદમ્બપુષ્પ આદિના આકારવાળી વેલુમાં પચાવે છે, ૧૪ મો દુઃખથી આમતેમ ભાગી જતા નારકોને મહાન્ હાક–બૂમ મારીને ગભરાવીને તેને રોકે અને ૧૫ મો વજ્રના કાંટાવાળા શાલ્મલીવૃક્ષ ઉપર ચઢાવીને તેને આલોટાવે છે, એ પ્રમાણે તેઓ નારકોને એક મોજની ખાતર દુઃખ આપી અનન્તા પાપકર્મોને સંચિત કરી અત્યન્ત દુઃખમાં મૃત્યુ પામીને અંડગોલિકપણે ઉત્પન્ન થાય છે.

**અસિ, ધનુ, કુમ્ભી, વાલુકા, વૈતરણી, ખરસ્વર, અને મહાઘોષ.** એઓ સાન્વર્થ નામવાળા છે તેઓ નરકાત્માઓને ઘોર દુઃખો ઉત્પન્ન કરી આયુષ્યપૂર્ણ થયે મહાપાપકર્મને વશ થઇ અંડગોલિકપણે ઉત્પન્ન થાય છે, એઓથી નારકોને કેવી વેદનાઓ વેદવી પડે છે તે કહે છે.

**પરમાધામીઓ મરીને અંડગોલિકપણે ઉત્પન્ન થઇ કેવી રીતે પકડાયછે-તે આ પ્રમાણે:—**

જ્યાં સિન્ધુનદી લવણસમુદ્રને મળે છે તે સ્થાનની દક્ષિણબાજુ પંચાવન યોજનને અન્તે વેદિકાના અન્તે સાડાબાર યોજન પ્રમાણ એક ભયાનક સ્થળ છે, ત્યાં આગળ ૩॥ યો૦ની સમુદ્રની ઉંડાઇ છે અને ત્યાં આગળ ૪૭ અંધકારમય ગુફાઓ છે એની અંદર વજ્રઋષભનારાચસંઘયણવાળા મહાપરાક્રમી, મદ્ય-માંસ અને સ્ત્રીઓના તો મહાલોલુપી એવા જલચર મનુષ્યો રહે છે એમનો વર્ણ કૃષ્ણ, સ્પર્શ કઠિન અને દ્રષ્ટિ ઘોર ભયાનક છે સાડાબાર હાથની કાયાવાળા અને સંખ્યાતા વર્ષાયુષી છે.

આ સન્તાપદાયક સ્થાનથી ૩૧ યો૦ દૂર સમુદ્રમધ્યે અનેક મનુષ્યોની વસ્તીવાળો રત્નદ્વીપ નામનો દ્વીપ ( અત્યારે ત્યાં જઇ શકાતું નથી ) છે. ત્યાંના મનુષ્યો પાસે વજ્ર( કઠીન પત્થર )ની બનાવેલી મહાન્ ઘંટીઓ હોય છે, એ ઘંટીઓને એ માનવો મદ્ય-માંસવડે ખૂબખૂબ લીંપે છે અને એ ઘંટીમાં મધ્યે મદ્ય-માંસને ખૂબ ભરે ત્યારબાદ તે મનુષ્યો મદ્ય-માંસથી ભરેલા તુંબડાઓથી વહાણો ભરીને સમુદ્રમાં જાય છે અને એ તુંબડાઓને સમુદ્રમાં નાંખી જલચર મનુષ્યોને ખૂબ લોભાવે છે, લુબ્ધ એવા જલમનુષ્યો એ તુંબડાને ખાતા ખાતા ક્રમશઃ તે ઘંટી પાસે આવતા તેમાં લુબ્ધ થઇને પડે છે, ત્યાં તેઓ અગ્નિમાં પકાવેલા માંસના તથા જીર્ણ-મધુરમદ્યને બે ત્રણદિવસ સુધી તો સુખેથી મઝામાં ખાતા રહે, એવામાં લાગ જોઇને રત્નદ્વીપવાસી શસ્ત્રસજ્જ સુભટો તે ઘંટીઓને યુક્તિથી ચલાવવી શરૂ કરી ચોતરફથી તેઓને ઘેરી લે છે ( કારણકે એઓ મહાપરાક્રમી હોવાથી બહુજ ધ્યાન રાખવું પડે છે ) એ ઘંટી મહાન્ હોવાથી મહામુશ્કેલીથી એક વર્ષ પર્યન્ત ફેરવ્યા કરે તો પણ તે જલચરના હાંડકા લેશમાત્ર ભાંગતા નથી, એવા ભયંકર દુઃખમાત્રને સહન કરતાં એક વર્ષાન્તે મૃત્યુ પામે છે. અને મરીને એઓ નારકપણે ઉત્પન્ન થાય છે ( જેવું કરે તેવું પામે. )

પછી એના ગુપ્તભાગે રહેલી અંડગોલીઓને લઇને રત્નો મેળવવાની ઇચ્છાવાળા તે પુરૂષો ચમરી ગાયના પૂચ્છના વાળથી તે અંડગોલિકાને ગુંથીને બન્ને કાને લટકાવી સમુદ્રમાં પ્રવેશ કરે છે, એના પ્રભાવથી તેઓને કુલીરમત્સ્યાદિ મહામત્સ્યાદિ જંતુઓ હાનિ કરતા નથી તેમજ તેઓ ડુબતા નથી અને સમુદ્રમાં ઉદ્યોતમાર્ગદર્શક થઇ પડે છે.

આ પ્રમાણે ઘોર કર્મબાંધી અંડગોલિકપણે ઉત્પન્ન થઇ આવી ભયાનક ઘંટીઓમાં મહાન્ દુઃખોને અનુભવવા પડે છે, ત્યાંથી પણ મહાન્ કર્મબાંધી સંસારમાં રખડતાજ ફર્યા કરે છે.

કોઈ વખત તપાવેલા લોઢાના રસનું પાન કરાવે છે, કદાચિત્ તપાવેલા ધગધગતા લોઢાના સ્થંભ સાથે બળાત્કારે આલિંગન કરાવે છે, ક્યારે કાંટામય શાલ્મલિવૃક્ષ ઉપર ચઢાવી વીટંબના આપે છે, કયારે લોઢાના ઘાણવડે છુંદી નાંખે છે, કોઇ વખત વાંસલા ને છરીવડે છેદીને તેમાં ક્ષારથી ભરેલું તપાવેલું ધગધગતું તેલ રેડે છે, કોઇ વખત લોઢાના ભાલાપર પરોવે છે, અગ્નિની ભઠ્ઠીમાં ભુંજે છે, તલની જેમ ઘાણીમાં ઉંધે મસ્તકે પીલે છે, કરવતવડે છેદે છે તેઓ પોતાની વૈક્રિયશક્તિથી શ્યેનાદિ પશુ–પક્ષીના, સિંહ, વાઘ, દીપડા, શિયાળ, ગીધપક્ષી, કંકપક્ષી ઘુવડાદિ અનેક પ્રકારની કદર્થનાઓને કરનારા જન્તુઓવડે પીડાવે છે. તપાવેલી રેતીમાં, અસિપત્ર જેવા તીક્ષ્ણ ધારવાળા વનમાં પ્રવેશ કરાવે છે. વૈતરણી નદીમાં ઉતારે છે કુક્કુટાદિની જેમ પરસ્પર લડાવી મારે છે, યુદ્ધ કરાવે છે, વળી તે પરમાધામીઓ નારકોના નાક કાન કાપવા, આંખો ઉખેડવી, હાથ–પગ ફાડવા, છાતીબાળવી, કઢાઇમાં તળવું, તીક્ષ્ણત્રિશૂળથી ભેદવું, અગ્નિ-મુખા ભયંકર જાનવરો પાસે ભક્ષ્ય કરાવવાનું કાર્ય કર્યા કરે છે.

વળી નારકોને તેઓ યમની કુહાડીથી પણ અધિક તીક્ષ્ણ ધારવાળી તલવારથી છેદે છે, એઓ રૂદન કરતા રહે ત્યાં ભક્ષણ તત્પરઝેરી વીંછીઓથી ઘેરી લેવાય છે એમના બન્ને હાથોને તલવારથી કાપીને પછી તેના સમગ્ર શરીરને કરવતથી વેરવામાં આવે છે, વળી ધગધગતું સીસું પાઇને શરીર બાળી નાંખી કુંભીને મૂસમાં પકાવે છે. આ નારકો બુમો માર્યા કરે છતાં જાજ્વલ્ય-માન ખદિરના અગ્નિની જ્વાળાથી ભુંજાવાય છે, વળી બળતા અંગારા જેવા વજ્રના ભવનોમાં ઉત્પન્ન થાય છે, ત્યાંજ વિકૃત હાથ મ્હોંવાળા એવા એઓ દીન સ્વરે રૂદન કરી રહ્યા હોય છે ત્યારે વળી તેને બાળવામાં આવે છે એ બીચારા કર્મથી પરાધીન પડેલા દીનજીવો ચારે બાજુ જોયા કરે છે, પણ નથી એમને કોઇ સહાય કરતું કે નથી એનું કોઇ રક્ષણ કરનારૂં, તીક્ષ્ણ તલવારો, ભાલાઓ, વિષમ કોદાળીઓ, ચક્ર–પરશુ, ત્રિશૂળ, મુદ્ગર, બાણ, વાંસલા અને હથોડાવડે એમના તાલુ–મસ્તકને ચૂરી નાંખે છે, હાથ, કાન, નાક, હોઠને છેદે છે. હૃદય, પેટ, આંખો, આંતરડાઓને ભેદી નાંખે છે, આવાં આવાં દુઃખોને ભોગવતા એ કર્મપટલાંધ દીન એવા નારકો પૃથ્વી ઉપર પડતા ઉઠતા આલોટ્યા કરે છે. હા ! હા ! **જગતમાં એમનું કોઈ રક્ષણહાર નથી !!!**

એથીએ પણ એ ક્રૂર દેવો તેઓને કુંભીમાં પકાવે છે ત્યારે એઓ ઉત્કૃષ્ટથી ૫૦૦ યો૦ સુધી તેમને ઉંચે ઉછાળે છે, ઉપરથી પાછા પૃથ્વી ઉપર પડતાંજ એમને ભાલામાં પરોવી દે છે અગર તો વજ્રતુલ્ય કઠોર ચાંચોવાળા

વૈક્રિયપક્ષિઓ તેને વળગીને ફાડી નાંખે છે, ફાડતાં શેષ રહે તેને વૈક્રિય શરીરીરૂપે વ્યાઘ્રાદિ હિંસક જાનવરોથી નાશ કરી નાંખે છે.

**આ પ્રમાણે નરકગતિના મહાન્ દુઃખો પ્રાપ્ત કરવા ન હોય તો પ્રત્યેક જીવે પોતાનું જીવન સુધારી પાપાચરણો દૂર કરી પ્રથમથીજ ચેતીને શુદ્ધ-મુક્તિદાયક પ્રભુ માર્ગનું પાલન કરવું જરૂરી છે.**

**શંકા:**—આ પરમાધામી દેવો આ નારકોને દુઃખ આપે તેનું કારણ શું? અને એ દુઃખ આપવાથી તેઓને નવ્ય કર્મબંધન ખરૂં કે નહિ?

**સમાધાનઃ**—આ પરમાધામીઓ પૂર્વભવમાં ક્રૂરકર્મી, સંકિલષ્ટ અધ્યવસાયવાળા પાપકાર્યમાંજ આનંદ માનનારા હોઇને પંચાગ્નિરૂપ મિથ્યાકષ્ટવાળા તપાદિકને કરીને આટલી આસુરી વિભૂતિને પ્રાપ્ત કરે છે. ત્યાં તેમનો તેવો આચારજ-સ્વભાવજ હોવાથી ઉક્ત વેદનાઓને આપે છે, જેમ અહીં મનુષ્ય લોકમાં સાપ, કુકડા, વર્તક, લાવક વિગેરે પક્ષીઓને તથા મુષ્ટિમલ્લોને યુદ્ધ કરતા થકા પરસ્પરને પ્રહાર કરતા જોઇને રાગ દ્વેષથી પરાભવ પામેલા પાપાનુબન્ધી પુણ્યવાળા મનુષ્યોને બહુ આનંદ થાય છે તેમ તે પરમાધામીઓ પણ નરકના જીવોને એક બીજા ઉપર પડતાને પ્રહાર કરતા જોઈને પરમ ખુશ થાય છે અને પ્રમોદનાવશથી તાલીઓ પાડીને ખડખડ અટ્ટહાસ્ય કરે છે, વસ્ત્ર ઉડાડે છે, પૃથ્વી ઉપર હાથ પછાડે છે, આવો આનંદ તો તેને દેવલોકના નાટકાદિ જોવામાં પણ થતો નથી.

જો કે નારકોને કરેલા પાપના ફલરૂપે તેઓ સર્વ દુઃખ દે છે, પરંતુ દુઃખ દઈને પોતાના 'આત્માને અત્યંત તલ્લીન કરી ખુશ કરે છે મચાવે છે, રાચી માચીને ખુંચ્યો રાખે છે અને મારીને અત્યંત હરખવાથી' મહાપાપી નિર્દય એવા એ દેવો મહાકર્મ બાંધી અંડગોલકાદિની જેમ દુષ્ટ સ્થાનોમાં ઉત્પન્ન થાય છે.

॥ इति प्रकीर्णवर्णनं समाप्तम् ॥

હવે ગ્રન્થકાર મહારાજા કેવલ છઠ્ઠી તથા સાતમી નારકીના જીવોને સમયે સમયે કેટલા રોગો હોય છે? તે લખતાં જણાવે છે કે પાંચક્રોડ અડસઠલાખ, નવ્વાણુહજાર, પાંચસોને ચોરાસી ([૫૯] ૫૬૮૯૯૫૮૪) એટલા અનેક જાતના રોગોથી પરિવરેલા તેઓ મહાદુઃખ. વિટંબનાને પામે છે. [ ૨૦૯ ]

---

૫૯ અત્યારની વૈજ્ઞાનિક દુનિયા આગળ દેખાતા-સંભલાતા વિચિત્ર નવા નવા રોગો આગળ કંઇ આશ્ચર્ય જેવું નથી, રોગ સંખ્યા સઘળી છે, માત્ર અશુભનિમિત્તને પામીને સંયોગે સર્વ પ્રગટ થતા જાય છે.

## ॥ अथ नरकगतौ द्वितीयं भुवनद्वारम् ॥

अवतरण,—પ્રથમ સ્થિતિદ્વારને કહી હવે નરકગતિ અધિકારે દ્વિતીય ભુવનદ્વાર શરૂ કરે છે; તેનાં પ્રથમ તો ( કલ્પની પેઠે ) સાત નારકીનાં આગળ કહેવાતા નામોનાં ગોત્ર જણાવે છે.

**रयणप्पह सक्करपह, वालुअपह पंकपह य धूमपहा ।**
**तमपहा तमतमपहा, कमेण पुढवीण गोत्ताइं ॥ २१० ॥**

સંસ્કૃત અનુવાદ—

**रत्नप्रभा-शर्कराप्रभा-वालुकाप्रभा-पङ्कप्रभाश्च धूमप्रभा ।**
**तमःप्रभा तमस्तमःप्रभा क्रमेण पृथ्वीनां गोत्राणि ॥ २१० ॥**

**શબ્દાર્થ :—ગાથાર્થવત્ સુગમ છે.**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૧૦ ॥

विशेषार्थः—દ્વિતીય ભુવનદ્વાર શરૂ કરતા નારકીના **ગોત્ર** કહે છે. गोत्र= गावस्त्रायन्ते गोत्राणि પ્રથમ નારકીનું નામ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુકાપ્રભા, ૪ પંકપ્રભા, ૫ ધૂમપ્રભા, ૬ તમ:પ્રભા, ૭ તમસ્તમ:પ્રભા. આ પ્રત્યેક નામો સાન્વય-સાન્વર્થ છે.

૧ रत्नप्रभा—એટલે વજ્રાદિ રત્નોરૂપ પૃથ્વી અથવા રત્નની પ્રભા-બાહુલ્ય છે જેમાં એવી રત્નપ્રભા પૃથ્વી, એમ બન્ને અર્થો થઇ શકે છે, એથી તે રત્નરૂપ-રત્નમયી, રત્ન બહુલ છે.

આ પ્રથમપૃથ્વીમાં જે રત્નબાહુલ્ય કહ્યું તે પ્રથમ ખરકાણ્ડગત પ્રથમ રત્નકાણ્ડની અપેક્ષાએ જાણવું.

એટલે આ રત્નપ્રભા ( પ્રથમ ) પૃથ્વી ત્રણ વિભાગે વ્હેંચાએલી છે. પ્રથમ **ખરકાણ્ડ** ( ખર-કઠીન, કાણ્ડ-વિશેષભૂમિ ભાગ ) કઠિનભૂમિ ભાગ વિશેષ, બીજો પંકબહુલકાણ્ડ, ત્રીજો અપ્બહુલકાણ્ડ, પંક=કાદવ વિશેષ, અપ્= જલવિશેષ વાળી તે.

એમાં પ્રથમનો ખરકાણ્ડ સોલ વિભાગે વ્હેંચાએલો છે. ૧ રત્નકાણ્ડ, ૨ વજ્ર, ૩ વૈડૂર્ય, ૪ લોહિત, ૫ મસારગલ્લ, ૬ હંસગર્ભ, ૭ પુલક, ૮ સૌગન્ધિક, ૯ જ્યોતીરસ, ૧૦ અંજન, ૧૧ અંજનપુલક, ૧૨ રજત, ૧૩ જાતરૂપ, ૧૪

અંક, ૧૫ સ્ફટિક, ૧૬ રિષ્ટરત્ન. દરેક નામો તે તે જાતના રત્ન વિશેષ ભૂભાગથી ગર્ભિત હોવાથી સાન્વર્થ છે, પ્રત્યેક કાણ્ડ એકહજારયોજન બાહલ્યપણે હોવાથી ૧૬૦૦૦ યોજન પ્રમાણ જાડપણું પ્રથમના ખરકાંડનું છે, બીજો પંકબહુલ કાણ્ડ ૮૪૦૦૦ યોજન બાહલ્યે છે, ત્રીજો અપ્-જલબહુલકાણ્ડ યોજન ૮૦૦૦૦ જાડપણે છે.

ત્રણેની સંખ્યાને એકત્ર કરતાં પ્રથમ ઘર્મા (રત્નપ્રભા) પૃથ્વીનું ૧૮૦૦૦૦ યોજનનું જાડપણું જાણવું. આ કાણ્ડવિચારણા આ પ્રથમ પૃથ્વીમાં છે. શેષ-પૃથ્વીમાં નથી. ૨ शर्कराप्रभा-તે ઘણા કાંકરાનું બાહુલ્ય હોવાથી, ત્રીજી वालुका તે ઘણી રેતી હોવાથી સાન્વર્થ, ચોથી पंक-કાદવના ભાગ વિશેષથી, પાંચમી धूम=ધૂમાડો ઘણો હોવાથી, છઠ્ઠી तमः=અંધકાર મોટે ભાગે હોવાથી, સાતમી तमस्तम-અંધકાર અંધકાર—કેવળ ગાઢ અંધકારમય હોવાથી સાન્વર્થ છે. એ પ્રમાણે અનુક્રમે પ્રત્યેક પૃથ્વીના ગોત્ર અને આદિ શબ્દથી કાણ્ડવ્યવસ્થા જણાવી.

अवतरण;— હવે તે પ્રત્યેક નારકીનાં મુખ્ય નામો તથા સંસ્થાન આકાર કહે છે.

**घम्मा वंसा सेला, अंजणरिट्ठा मघा य माघवई ।**
**नामेहिं पुढवीओ, छत्ताइच्छत्तसंठाणा ॥ २११ ॥**

**સંસ્કૃત અનુવાદ—**

**घर्म्मा वंशा शैलाऽञ्जना रिष्टा मघा च माघवती ।**
**नामभिः पृथव्यः छत्रातिछत्रसंस्थानाः ॥ २११ ॥**

**શબ્દાર્થ :—સુગમ છે.**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૧૧ ॥

विशेषार्थः—આ નામો નિરન્વય એટલે અર્થ વિનાના છે, એમાં પ્રથમ પૃથ્વીનું નામ **ઘર્મા**, ૨ **વંસા**, ૩ **શેલા**, ૪ **અંજના**, ૫ **રિષ્ટા**, ૬ **મઘા**, અને સાતમીનું **માઘવતી** પૃથ્વી, એ પ્રમાણે સાતે પૃથ્વીઓનાં નામો જાણવાં.

આ સાતે પૃથ્વીઓ ' छत्रातिछत्र ' એટલે પ્રથમ છત્ર જેમ નાનું ( ત્યાં પાછું ) તેની નીચેનું ( આયામ-વિષ્કમ્ભે ) મોટું તેથી નીચેનું વળી તેથીએ અધિક વિસ્તારવાળું, એમ ક્રમશઃ મહા વિસ્તારવાળા સાત છત્રો હોય તેની માફક આ સાતે પૃથ્વીઓનો આકાર બને છે. એટલે પ્રથમ પૃથ્વી અલ્પ છત્રાકારે,

બીજી તેથી અધિક છત્રે વિસ્તારવાળી એમ યાવત્ સાતમી મહા છત્ર વિસ્તાર-વાળી જાણવી [ ૨૧૧ ]

अवतरण;—હવે તે પ્રતિપૃથ્વીના પિંડપ્રમાણ તથા તે તે પૃથ્વી કોને કોને આધારે કેવી રીતે રહેલી છે? તે પણ જણાવે છે.

**असीइ बत्तीसडवीस–वीसअट्ठार सोल अडसहस्सा ।**
**लक्खुवरिपुढवीपिंडो, घणुदहिघणवायतणुवाया ॥ २१२ ॥**
**गयणं च पइट्ठाणं, वीससहस्साइं घणुदहिपिंडो ।**
**घणतणुवायागासा, असंखजोयणजुआ पिंडे ॥ २१३ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**अशीति–द्वात्रिंशदष्टाविंशति–विंशति–अष्टादश–षोडशाष्टसहस्राणि ।**
**लक्षमुपरि पृथ्वीपिंडः घनोदधि–घनवात–तनुवाताः ॥ २१२ ॥**
**गगनञ्च प्रतिष्ठानं विंशतिसहस्राणि घनोदधिपिंडः ।**
**घनतनुवाताकाशाः असंख्ययोजनयुताः पिंडे ॥ २१३ ॥**

શબ્દાર્થઃ—

असइ=એંશી
अडवीस=અઠ્ઠાવીસ
अडसहसा=આઠ હજાર
लक्खुवरि=લાખ ઉપર
गयणं=આકાશ
पइट्ठाणं=સ્થિતિ
जुया=યુક્ત
पिंडे=પિંડ

ગાથાર્થ:—ગાથામાં કહેલું ' लक्खुवरि ' પદ પ્રથમ લીટીમાં કહેલી સર્વ સંખ્યાઓની આગળ જોડવાનું છે અને પ્રથમ લીટીનું છેલ્લું ' सहसा ' પદ દરેક સંખ્યાના અંતમાં જોડવાનું છે, જેથી ક્રમશઃ પૃથ્વીપિંડ પ્રમાણ આવે. આથી પ્રથમ પૃથ્વીનું પિંડપ્રમાણ એક લાખ ઉપર એંશી હજાર યો૦, બીજાનું એક લાખ બત્રીશ હજાર, ત્રીજીનું પિંડપ્રમાણ એક લાખ અઠ્ઠાવીસ હજાર, ચોથીનું એક લાખ વીશ હજાર, પાંચમીનું એક લાખ અઢાર હજાર, છઠ્ઠીનું એક લાખ સોળ હજાર, સાતમીનું એકલાખ આઠ હજારનું પિંડપ્રમાણ જાણવું. ૨૧૨.

પ્રત્યેક પૃથ્વીપિંડ ઘનોદધિ–ઘનવાત–તનવાત અને આકાશ એ ચારેથી પ્રતિ-

ષ્ઠિત (ચારેબાજુ) છે. તેમાં ઘનોદધિપિંડ (મધ્યે) વીશહજાર યોજનનો અને ઘનવાત, તનુવાત, અને આકાશ એ ચારે અસંખ્યયોજનયુક્ત પિંડવાળા છે. ।। ૨૧૩ ।।

विशेषार्थ:—પ્હેલી રત્નપ્રભાપૃથ્વીનું પિંડબાહલ્ય-જાડપણું એક લાખ એંશી હજાર યોજનનું, બીજી રત્નપ્રભાનું એક લાખ ઉપર બત્રીસહજાર યો૦ નું, ત્રીજી વાલુકાપ્રભાનું એક લાખ અઠ્ઠાવીસ હજાર યોજનનું, ચોથી પંકપ્રભાનું એક લાખ વીસ હજાર યોજનનું, પાંચમી ધૂમપ્રભાનું એક લાખ અઢાર હજાર યોજનનું, છઠ્ઠી તમ:પ્રભાનું એક લાખ સોલ હજાર યોજનનું અને સાતમી તમસ્તમ:પ્રભાનું એક લાખ આઠ હજાર યોજનનું જાણવું. આ બધું પૃથ્વીપ્રમાણ [૬૦]પ્રમાણાંગુલે જાણવું.

પ્રત્યેક પૃથ્વી ઘનોદધિ ઘનવાત તનવાત અને આકાશ એ ચારેના આધારે રહેલી છે, એટલે પ્રત્યેક પૃથ્વીનું બાહલ્ય પુરૂં થતાં નીચે પ્રથમ ઘનોદધિ પછી ઘનવાતાદિ ક્રમશ: ચારે બાજુએથી ચક્રવાલ એટલે ચારે બાજુ ગોલાકારે પ્યાલામાં પ્યાલાઓની જેમ પ્રતિષ્ઠિત છે.

એમાં ઘનોદધિના પિંડની જાડાઇ વીશ હજાર યોજનની છે, ઘનવાતની અસંખ્ય યોજનની, તનવાતની તેથી અધિક પ્રમાણવાળા અસંખ્ય યો૦ ની અને આકાશની પણ તનવાતથી એ અધિક પ્રમાણ અસંખ્ય યો૦ ની પિંડ જાડાઇ છે.

અહીં ઘનોદધિ એટલે નક્કર (બરફ જેવું જામેલું) પાણી, આ પાણી તથાવિધ જગતસ્વભાવે હાલતું ચાલતું નથી તેમજ તેમાં પૃથ્વીઓ કદાપિ ડુબતી નથી એ તો સદાશાશ્વત છે, ઘનવાત એટલે નક્કર (ઘટ્ટ) વાયુ, તનુવાત =પતલો વાયુ, ત્યારબાદ આકાશ તો કેવળ પોલાણ, આકાશ સ્વયંપ્રતિષ્ઠિત છે, તેના ઉપર તનુવાત, તેના ઉપર ઘનવાત તેના ઉપર ઘનોદધિ રહેલો છે અને તેના ઉપર નરક પૃથ્વી છે. [ ૨૧૨-૧૩ ]

अवतरण:—એ પૃથ્વી અલોકને અડકે છે કે નહિ તે અર્ધ ગાથાથી કહે છે?

**न फुसंति अलोगं चउ-दिसिंपि पुढवी वलयसंगहिआ ।२१३½।**

**સંસ્કૃત અનુવાદ:—**

**न स्पृशन्ति अलोकं चतुर्दिक्ष्वपि पृथ्व्यो वलयसंगृहीताः ॥ २१३½ ॥**

---

૬૦ આપણા ઉત્સેધાંગુલના માપથી ચારસોગણું અથવા હજારગણું મોટું માપ તે, જેની વ્યાખ્યા આગળ આવશે.

## शब्दार्थः—सुगम छे.

गाथार्थः—विशेषार्थवत् ॥ २१३½ ॥

विशेषार्थः—प्रत्येक पृथ्वीने चारे बाजुए फरता वलयाकारे घनोदध्यादि रहेला छे, तेओ मध्यभागे अर्थात् तळीआना मध्यभागे गतगाथामां कहेला मानवाळा होय छे, त्यारबाद प्यालानी माफक ऊर्ध्वभागे जतां क्रमशः प्रदेश (प्रमाणनी) हानिथी हीन–हीन मानवाळा थता स्वस्वपृथ्वीना उपरना अन्त-भागे अत्यन्त अल्प–पातळा थईने पण चारे बाजुए वलयाकारे पोतानी पृथ्वीओने सारी रीते ग्रहीने (ढांकीने) रहेला होवाथी कोई पण दिशामां एके पृथ्वी अलोकने स्पर्श करती नथी.

आ घनोदधि आदि वलयमाननी ऊंचाईनुं स्वरूप स्वपृथ्वीनी ऊंचाईना आधारे सर्वत्र यथायोग्य (यन्त्र द्वारा) विचारवुं. [ २१३½ ]

अवतरण—पूर्वे जे पिंडप्रमाण दर्शाव्युं, ते अधोभागे जाडाईनुं मान दर्शाव्युं. हवे ते प्रत्येक पृथ्वीनी बन्ने बाजुए ते ते पिंडो केटला विस्तार-वाळा होय ? ते विष्कम्भमान जणावे छे.

**रयणाए वलयाणं, छद्धपंचमजोअणं सड्ढं । ॥ २१४ ॥**
**विक्खंभो घणउदही–घणतणुवायाण होइ जहसंखं ।**
**सतिभागगाउअं, गाऊअं च तह गाउअतिभागो ॥ २१५ ॥**
**पढममहीवलएसुं, खिवेज्ज एअं कमेण बीआए**
**दुति चउ पंचच्छगुणं, तइआइसु तंपि खिव कमसो ॥ २१६ ॥**

संस्कृत छायाः—

रत्नाया वलयानां षड्–अर्धपञ्चमानि योजनं सार्धम् ॥ ॥ २१४ ॥
विष्कम्भो घनोदधि–घन–तनुवातानां भवति यथासङ्ख्यम् ॥
सत्रिभागगव्यूतं गव्यूतं च तथा गव्यूतत्रिभागः ॥ २१५ ॥
प्रथममहीवलयेषु क्षिपेदेतत् क्रमेण द्वितीयस्याः ।
द्वि–त्रि–चतुः–पञ्च–षड्गुणं तृतीयादिषु तदपि क्षिप क्रमशः ॥ २१६ ॥

## શબ્દાર્થ:—

रयणाए=રત્નપ્રભામાં
वलयाणं=વલયોનું
छ=છ
अद्ध=અર્ધ
पंचम=પંચમ
सद्धं=અર્ધ સહિત એક
विक्खंभो=વિષ્કંભ
घणतणुवायाण=ઘનવાત-તનવાતના
सतिभाग=એકગાઉ અને તેના ત્રીજા ભાગસહ
गाउअतिभागो=ગાઉનો ત્રીજો ભાગ
खिविज्ज=નાંખવો.
एयंकमेण=એ ક્રમ વડે
बीयाए=બીજી વિગેરમાં
तइआइसु=ત્રીજી આદિમાં
तंपि=તેને પણ
खिव=ક્ષેપવું
कमशः=ક્રમથી

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૧૪-૧૫-૧૬ ॥

विशेषार्थ:—રત્નપ્રભા પૃથ્વીના ઉપરના છેડા ( અન્ત ) ની સમશ્રેણીએ સ્થિત થએલા ઘનોદધિ, ઘનવાત, તનવાતવલયના વિષ્કમ્ભને ( પ્હોળાઇને ) કહેતાં પ્રથમ ઘનોદધિની પ્હોળાઇ છ યોજનની, ઘનવાતની સાડીચાર યોજનની અને તનુવાતની દોઢ યોજનની છે એ ચારેનો સાથે સરવાળો કરતાં ઉપરના ભાગે બાર યોજન દૂર અલોક રહે. [ ૨૧૪ ]

હવે અન્ય પૃથ્વીઓના વિષ્કમ્ભો જાણવાને ઉપાય બતલાવે છે.

પ્હેલી રત્નપ્રભાપૃથ્વીના ઘનોદધિના ઉક્તમાનમાં નિશ્ચે એક યોજનનો ત્રીજો ભાગ, ઘનવાતમાં એકજ ગાઉ અને તનુવાતમાં માત્ર એક ગાઉનો ત્રીજો ભાગ યથાસંખ્ય ઉમેરવાથી બીજી શર્કરાપ્રભાના અન્તવર્તી ઘનોદધિનો વિષ્કમ્ભ ૬ ૧/૩ યો૦ ઘનવાતનો ૪ાા, યો૦ અને તનુવાતનો ૧ ૭/૧૨ યો૦ ( એક યો૦ અને એક યો૦ ના બારીયા સાત ભાગનો આવે, કુલ ૧૨ યો૦ ૨ ૧/૩ ગાઉ દૂર અલોક છે.

શર્કરાપ્રભામાં ઉમેરાએલું જે વિષ્કમ્ભમાન તેજ અનુક્રમે પુન: શર્કરા-પ્રભાના માનમાં ઉમેરીએ તો ત્રીજી નારકનું પ્રમાણ આવે, એમ ક્રમશ: બે, ત્રણ, ચાર, પાંચ, છ ગણું કરીને ઉમેરવાથી અથવા ઉત્તરોત્તર પૃથ્વીમાં એકજ માન ઉમેરવાથી તે તે પૃથ્વીનું ઘનોદધ્યાદિ વિષ્કમ્ભ માન આવે તે આ પ્રમાણે—

વાલુકાપ્રભાના ઘનોદધિનું ૬ ૨/૩ યો૦, ઘનવાતનું ૫ યો૦, તનુવાતનું ૧ ૮/૧૨ યો૦, કુલ ૧૩ યો૦ ૧ ૧/૩ ગાઉ દૂર અલોક, પંકપ્રભાના ઘનોદધિનું ૭ યો૦, ઘનવાતનું ૫ ૧/૪ યો૦, તનુ૦ ૧ ૩/૪ યો૦ કુલ ૧૪ યોજન દૂર અલોક.

પાંચમીધૂમપ્રભાનો ઘનોદધિ ૭ ૧/૩ યો૦, ઘનવાત ૫ ૧/૨ યો૦, તનુવાત ૧ ૧૦/૧૨ યોજન, કુલ ૧૪ યોજન ૨ ૨/૩ ગાઉ દૂર અલોક.

છઠ્ઠી તમ:પ્રભાનો ઘનોદધિ ૭ ૨/૩ યો૦, ઘનવાત ૫ ૩/૪ યો૦, તનુવાત ૧ ૧૧/૧૨ યોજન, કુલ ૧૫ યોજન ૧ ૧/૩ ગાઉ દૂર અલોક. સાતમી તમસ્તમપ્રભાના ઘનોદધિ પૂર્ણ ૮ યો૦, ઘનવાત ૬ યો, તનુવાત ૨ યો૦ નું એકંદર ત્રણેનું માન ૧૬ યો૦ હોવાથી તેટલો દૂર અલોક રહેલો છે. [ ૨૧૪-૧૬ ]

अवतरण;—હવે ગ્રન્થકાર વિચાર કરે છે કે પૂર્વે ગાથા ૨૧૨-૧૩ માં ઘનોદધિ આદિનું પ્રમાણ વર્ણવ્યું અને પુન: ગાથા ૨૧૫-૧૬ માં પણ ઘનોદધિ આદિનું વર્ણવ્યું એથી પાઠકોનો ભ્રમ થશે એમ વિચારી તે ભ્રમ નિવારવા નિમ્ન ગાથાની રચના કરે છે.

**मज्झे चिय पुढवि अहे, घणुदहिपमुहाण पिंडपरिमाणं ।**
**भणियं तओ कमेणं, हायइ जा वलय परिमाणं ॥ २१७ ॥**

**સંસ્કૃત અનુવાદ:—**

**मध्ये चैव पृथव्या अधो घनोदधिप्रमुखाणां पिंडपरिमाणम् ।**
**भणितं ततः क्रमेण हीयते यावत् वलयपरिमाणम् ॥ २१७ ॥**

**શબ્દાર્થ:—**

मज्झे=મધ્યે
चिय=નિશ્ચે
अहे=અધો ભાગે
पमुहाण=વિગેરેનું
तओ=તેથી
हायइ=હીન થાય છે.

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૧૭ ॥

विशेषार्थः—પૂર્વે ગાથા ૨૧૨-૧૩ માં ઘનોદધિ [૬૧]પ્રમુખસર્વ પિંડોનું જે

૬૧ કોઇને શંકા થાય કે ઘનોદધિ, ઘનવાત તનવાતની હાનિ કરતા જવાનું કહ્યું અને વળી પરિમાણ ઉપર ત્રણેનું જ કહ્યું તો ત્યાં આકાશનું કેમ ન કહ્યું ?

તો સમજવું કે નીચે નીચે તો પ્રત્યેક પૃથ્વી વચ્ચે આકાશ સર્વત્ર રહેલું જ હોવાથી પૃથ્વીઓના આંતરાંઓમાં સ્હેજે આવે છે ખરૂં, પરંતુ પૃથ્વીઓના આંતરાઓમાં હોવાથી તે મર્યાદિત પ્રમાણનું થાય છે એથી ત્યાં તે વ્યાખ્યા કરી અને તેનું પ્રમાણ પણ દર્શાવ્યું. પરંતુ ઉપર આગળ તો છેલ્લું આકાશ આવે તે અમર્યાદિત હોવાથી તેની વ્યાખ્યાનો સંભવ હોતો નથી અને તેથી તેનું પરિમાણ ઉપર જણાવ્યું નથી.

પરિમાણ કહ્યું તે તે નરકના અધોભાગે મધ્યસ્થાનવર્તી પિંડોનું કહ્યું છે, પરંતુ તેથી પુનઃ જે કહેવામાં આવ્યું તે તો મધ્યપિંડની ૨૦ હજારની જાડાઇ જ્યાં હોય છે ત્યાંથી ક્રમશઃ બન્ને બાજુ પ્રમાણમાં હાનિ થતા થતાં યાવત્ વલયાન્ત આવે છે ત્યાં આગળના ઘનોદધ્યાદિનું પરિમાણ છે. [ ૨૧૭ ]

अवतरण:—પ્રત્યેક નરકવર્તી નરકાવાસાઓની સંખ્યાનું પરિમાણ જણાવે છે.

**तीस–पणवीस–पनरस, दस–तिन्नि–पणूणएगलक्खाइं ।**
**पंच य नरया कमसो, चुलसी लक्खाइं सत्तसुवि ॥ २१८ ॥**

**સંસ્કૃત અનુવાદઃ**

**त्रिंशत् पञ्चविंशतिः पञ्चदश–दश–त्रीणि–पञ्चन्यूनैकलक्षाणि ।**
**पञ्च च नरकाः क्रमशश्चतुरशीतिलक्षाणि सप्तस्वपि ॥ २१८ ॥**

**શબ્દાર્થ:—સુગમ છે.**

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૧૮ ॥

विशेषार्थ:—નારકીના જીવોને ઉપજવાના જે ભયંકર સ્થાનકો તે **નરકાવાસા** કહેવાય, [ જેનું વધુવર્ણન આગળ કહેશે. ]

એમાં પ્હેલી **ઘર્મા** નરકમાં નારકોને ઉપજવાના ત્રીસ લાખ નરકાવાસા છે, બીજી **વંશા** નારકમાં પચીસ લાખ, ત્રીજી **શૈલા**માં પંદરલાખ, ચોથી **અંજના**માં દસલાખ, પાંચમી **રિષ્ટા**માં ત્રણ લાખ, છઠ્ઠી **મઘા**માં પાંચ ઉણા એક લાખ [૯૯૯૯૫] જ્યારે સાતમી **માઘવતી**માં માત્ર પાંચ નરકાવાસા છે.

સાતે પૃથ્વીના સઘળાએ નરકાવાસાઓનો એકંદર સરવાળો કરીએ તો ચોરાસીલાખ [૮૪૦૦૦૦] નો થાય છે. [ ૨૧૮ ]

## ॥ सप्तनरकेषु पृथ्वीनां नाम-गोत्र-प्रतर-नरकावाससंख्या-पृथ्वीपिंडघनोदध्यादिवलयपरिमाण यन्त्रम् ॥

| नरकनाम | गोत्र | वेदना | प्र० सं० | नरकावास संख्या | पृथ्वीपिंड मान | घनो० मान | घनवात | तनवात | आकाश | घ०वलय | घ०वलय | तनु० वलय | कुल |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ રત્નપ્રભા | ઘર્મા | ક્ષેત્રજા અન્યોન્યા પરમાધાર્મિકા | ૧૩ | ૩૦ લાખ | ૧૮૦૦૦૦ | ૨૦ હજાર યોજન | અસંખ્ય યોજન | અસંખ્ય યોજન | અસંખ્ય યોજન | ૬ યોજન | ૪॥ યો૦ ૪॥। યો૦ | ૧$\frac{૬}{૧૨}$ યો૦ | ૧૨ યો૦ |
| ૨ શર્કરાપ્રભા | વંશા | ,, | ૧૧ | ૨૫ લાખ | ૧૩૨૦૦૦ | ,, | ,, | ,, | ,, | ૬$\frac{૧}{૩}$ યો૦ | ૫ યો૦ | ૧$\frac{૭}{૧૨}$ યો૦ | ૧૨$\frac{૨}{૩}$ યો |
| ૩ વાલુકાપ્રભા | શેલા | ,, | ૯ | ૧૫ લાખ | ૧૨૮૦૦૦ | ,, | ,, | ,, | ,, | ૬$\frac{૨}{૩}$ યો૦ | ૫। યો૦ | ૧$\frac{૮}{૧૨}$ યો૦ | ૧૩$\frac{૧}{૩}$ યો૦ |
| ૪ પંકપ્રભા | અંજના | ક્ષેત્રજા અન્યોન્યા | ૭ | ૧૦ લાખ | ૧૨૦૦૦૦ | ,, | ,, | ,, | ,, | ૭ યો૦ | ૫॥ યો૦ | ૧$\frac{૯}{૧૨}$ યો૦ | ૧૪ યો૦ |
| ૫ ધમપ્રભા | રિષ્ટા | ,, | ૫ | ૩ લાખ | ૧૧૮૦૦૦ | ,, | ,, | ,, | ,, | ૭$\frac{૧}{૩}$ યો૦ | ૫॥। યો૦ | ૧$\frac{૧૦}{૧૨}$ યો૦ | ૧૪$\frac{૨}{૩}$ યો૦ |
| ૬ તમઃપ્રભા | મઘા | ,, | ૩ | ૯૯૯૯૫ | ૧૧૬૦૦૦ | ,, | ,, | ,, | ,, | ૭$\frac{૨}{૩}$ યો૦ | ૫॥। યો૦ | ૧$\frac{૧૧}{૧૨}$ યો૦ | ૧૫$\frac{૧}{૩}$ યો૦ |
| ૭ તમસ્તમઃપ્ર૦ | માઘવતી | ,, | ૧ | ૫ | ૧૦૮૦૦૦ | ,, | ,, | ,, | ,, | ૮ યો૦ | ૬ યો૦ | ૨ યો૦ | ૧૬ યો૦ |
| | | | ૪૯ | ૩૦ લાખ | | | | | | | | | |

अवतरण:—હવે પ્રત્યેક નરકે કેટલા કેટલા પ્રતરોની સંખ્યા છે? તે કહે છે.

**तेरिक्कारसनवसग, पणतिन्निगपयरसव्विगुणवन्ना ।**
**सीमंताई अपइ–ट्ठाणंता इंदया मज्झे ॥ २१९ ॥**

સંસ્કૃત અનુવાદ:

**त्रयोदशैकादश–नव–सप्त पञ्च–त्रीण्येकं प्रतराः सर्वे एकोनपञ्चाशत् ।**
**सीमंतकादय अप्रतिष्ठानान्ता इन्द्रका मध्ये ॥ २१९ ॥**

શબ્દાર્થ:—

सव्वि=સર્વે
इगुणवन्ना=ઓગણપચાસ.
सीमंताई=સીમંતાદિ
अपइट्ठाणंता=અપ્રતિષ્ઠાન સુધી
इंदया=ઇન્દ્રકો
मज्झे=મધ્યે (છે)

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૨૧૯ ॥

विशेषार्थ:—દેવલોકવત્ સાતે નરકોને વિષે પણ પ્રતરો રહેલા છે. તેમાં પ્રથમ ઘર્મા નરકને વિષે **તેર** પ્રતર, [ ત્યારબાદ બબેની હાનિ કરતા જવું જેથી ] બીજી વંશાને વિષે **અગીયાર**, ત્રીજી સેલાને વિષે **નવ**, ચોથી અંજનાને વિષે **સાત**, પાંચમી રિષ્ટાને વિષે **પાંચ**, છઠ્ઠી મઘાને વિષે **ત્રણ**, અને સાતમી માઘવતી નરકને વિષે **એક** પ્રતર છે. સર્વ પ્રતરોનો સરવાળો કરતાં કુલ ઓગણપચાસ (૪૯) પ્રતરો નરકને વિષે છે.

પ્રત્યેક નરકના મધ્યભાગે ઇન્દ્રક નરકાવાસાઓ છે, તેમાં **સીમંત** નામનો નરકાવાસ આદિ પ્રતરના મધ્ય ભાગે છે જ્યારે **અપ્રતિષ્ઠાન** નરકાવાસ અન્તિમ પ્રતર મધ્યે છે. [ ૨૧૯ ]

अवतरण:—પૂર્વ ગાથામાં ( જણાવ્યું છે કે પ્રત્યેક પ્રતરમધ્યે–મધ્યે ઇન્દ્રક નરકાવાસાઓ છે તો તેનાં નામ કયા કયા ? તે દસ ગાથાથી જણાવે છે.

સંસ્કૃત અનુવાદ:—

**सीमंतउत्थ पढमो, बीओ पुण रोरुअत्ति नायव्वो ।**
**भंतो उणत्थ तइओ, चउत्थओ होइ उब्भंतो ॥ २२० ॥**

सीमंतमसंभंतो, विब्भंतो चेव सत्तमो निरओ।
अट्ठमओ तत्तो पुण, नवमो सीओत्ति णायव्वो ॥ २२१ ॥

वक्कंतमऽवक्कंतो, विक्कंतो चेव रोरुओ निरओ।
पढमाए पुढवीए, तेरसनिरइंदया एए ॥ २२२ ॥

थणिए थणए य तहा, मणए वणए य होइ नायव्वो।
घट्टे तह संघट्टे, जिब्भे अवजिब्भए चेव ॥ २२३ ॥

लोले लोलावत्ते, तहेव थणलोलुए य बोद्धव्वे।
बीयाए पुढवीए, इक्कारस इंदया एए ॥ २२४ ॥

तत्तो तविओ तवणो तावणणो य पंचमो निदाघा अ।
छट्ठो पुण पज्झलिओ, उज्झलिओ सत्तमो निरओ ॥ २२५ ॥

संजलिओ अट्ठमओ, संपज्झलिओ य नवमओ भणिओ।
तइआए पुढवीए, एए नव होंति निरइन्दा ॥ २२६ ॥

आरे तारे मारे, वच्चे तमए य होइ नायव्वो।
खाडखडे अ खडखडे, इंदय निरया चउत्थीए ॥ २२७ ॥

खाए तमए य तहा, झसे य अंधे अ तहय तिमिसे अ।
एए पंचमपुढवीए, पंच निरइंदया हुंति ॥ २२८ ॥

हिमवद्दललल्लके, तिन्नि य निरइंदया उ छट्ठीए।
एक्को य सत्तमाए, बोद्धव्वो अप्पइठाणो ॥ २२९ ॥

सीमन्तकोऽत्र प्रथमः, द्वितीयः पुना रोरुक इति ज्ञातव्यः।
भ्रान्तः पुनरत्र तृतीयः, चतुर्थको भवति उद्भ्रान्तः ॥ २३० ॥

सम्भ्रान्तोऽसम्भ्रान्तोविभ्रान्तथैव सप्तमो नरकः ।
अष्टमकस्तप्तः पुनर्नवमः शीत इति ज्ञातव्यः ॥ २२१ ॥

वक्रान्तोऽवक्रान्तः विक्रान्तो चैव रोरुको नरकः ।
प्रथमायां पृथिव्यां त्रयोदश नरकेन्द्रका एते ॥ २२२ ॥

स्तनितः स्तनकश्च तथा मनको वनकश्च भवति ज्ञातव्यः ।
घट्टस्तथा संघट्टो जिह्वोऽपजिह्वश्चैव ॥ २२३ ॥

लोलो लोलावर्त्तस्तथैव स्तनलोलुपश्च बोद्धव्यः ।
द्वितीयायां पृथिव्यां एकादश इन्द्रका एते ॥ २२४ ॥

तप्तस्तपितस्तपनश्च तापनः पञ्चमो निदाघश्च ।
षष्ठः पुनः प्रज्वलित उज्वलितः सप्तमो नरकः ॥ २२५ ॥

सञ्ज्वलितोऽष्टमकः संप्रज्वलितश्च नवमको नरकः ।
तृतीयायां पृथिव्यामेते नव भवन्ति नरकेन्द्राः ॥ २२६ ॥

आरस्तारो मारो वर्चस्तमकश्च भवति ज्ञातव्यः ।
खाडखडश्च खडखडः, इन्द्रकनरकाश्चतुर्थ्याम् ॥ २२७ ॥

खादस्तमकश्च तथा झषश्चोऽन्धकश्च तथा च तमिस्रश्च ।
एते पञ्चमपृथिव्यां पञ्च नरकेन्द्रका भवन्ति ॥ २२८ ॥

हिम-वार्दल-लल्लकास्त्रयश्च नरकेन्द्रका तु षष्ठ्याम् ।
एकश्च सप्तम्यां बोद्धव्योऽप्रतिष्ठानः ॥ २२९ ॥

શબ્દાર્થઃ—ગાથાર્થવત્ સુગમ છે.

૧ ગાથાર્થઃ—રત્નપ્રભા પૃથ્વીના પ્રથમપ્રતરમધ્યે દિશા, વિદિશાગત નરકાવાસાઓની સર્વ પંક્તિઓની મધ્યે મુખ્ય '**સીમન્ત**' નામનો નરકાવાસ આવેલો છે, દ્વિતીય, પ્રતરે **રોરૂક** જાણવો, વળી ત્રીજે પ્રતરે **ભ્રાન્ત**, ચોથે પ્રતરે **ઉદ્ભ્રાન્ત** પ્રાપ્ત થાય છે, પાંચમે પ્રતરે **સંભ્રાન્ત**, છઠ્ઠે પ્રતરે **અસંભ્રાન્ત**, સાતમે પ્રતરે નિશ્ચે **વિભ્રાન્ત** નરકેન્દ્ર, આઠમે પ્રતરે **તપ્ત**, વળી નવમે પ્રતરે **શીત** જાણવો, દસમે પ્રતરે **વક્રાન્ત**, અગીયારમે પ્રતરે **અવક્રાન્ત**, બારમે પ્રતરે

નિશ્ચે **વિક્રાન્ત**, તેરમે પ્રતરે **રોરૂક**, આ પ્રમાણે પ્રથમ રત્નપ્રભાને વિષે આ તેર નરકેન્દ્ર આવાસો છે. [ ૨૨૦–૨૨૨ ]

૨ દ્વિતીય પૃથ્વીના પ્રતરો મધ્યે અનુક્રમે ૧ **સ્તનિત**, ૨ **સ્તનક**, ૩ **મનક**, ૪ **વનક**, ૫ **ઘટ્ટ**, ૬ **સંઘટ્ટ**, ૭ **જિહ્વ**; ૮ **અપજિહ્વ**, ૯ **લોલ**, ૧૦ **લોલાવર્ત**, તે પ્રમાણે **સ્તનલોલુપ**, જાણવો.

આ પ્રમાણે બીજી શર્કરાપ્રભા પૃથ્વીના અગીયારે પ્રતરો મધ્યે આ અગીયાર નરકેન્દ્ર આવાસો આવેલા છે. [ ૨૨૩–૨૪ ]

૩ તૃતીય પૃથ્વીના પ્રતરો મધ્યે અનુક્રમે ૧ **તપ્ત**, ૨ **તપિત**, ૩ **તપન**, ૪ **તાપન**, ૫ **નિદાઘ**. ૬ **પ્રજ્વલિત**, ૭ **ઉજ્જ્વલિત**, ૮ **સંજ્વલિત**, ૯ **સંપ્રજ્વલિત** નરકેન્દ્ર છે.

આ પ્રમાણે ત્રીજી વાલુકાપ્રભા વિષે આ નવ નરકેંદ્રાવાસો છે. [૨૨૫–૨૬]

૪ ચતુર્થીપૃથ્વીના પ્રતરો મધ્યે અનુક્રમે ૧ **આર**, ૨ **તાર**, ૩ **માર**, ૪ **વર્ચ્ચ**, ૫ **તમક**, ૬ **ખાડખડ**, અને સાતમે **ખડખડ**, આ નરકેન્દ્રાવાસો ચોથી પંકપ્રભાને વિષે જાણવા. [ ૨૨૭ ]

૫ પાંચમી પૃથ્વીના પ્રસ્તટો મધ્યે ક્રમશઃ ૧ **ખાદ**, ૨ **તમક**, ૩ **ઝષ**, ૪ **અન્ધક**, ૫ **મહાતમિસ્ત્ર**, આ પ્રમાણે પાંચમી ધૂમપ્રભાને વિષે પાંચ નરકેન્દ્રો જાણવા. [ ૨૨૮ ]

૬ છઠ્ઠી પૃથ્વીના પ્રતરો મધ્યે અનુક્રમે ૧ **હિમ**, ૨ **વાર્દલ**, ૩ **લલ્લક**, આ પ્રમાણે છઠ્ઠી તમઃપ્રભાને વિષે ત્રણ ઇન્દ્રકાવાસો છે.

૭ સાતમી પૃથ્વીના પ્રતર મધ્યે એક [૬૨]**અપ્રતિષ્ઠાન** નરકેન્દ્રાવાસો જાણવો. [ ૨૨૯ ]

विशेषार्थः—વિશેષ નથી. [ ૨૨૯ ]

अवतरण;—ઇન્દ્રકનરકાવાસાઓનાં નામોને કહીને હવે સાતમી નારકીના જે પાંચ નરકાવાસા કહ્યા છે તેનાં નામ અને દિશાવાસ સ્થાન જણાવે છે.

---

૬૨ સાતે પૃથ્વીગત નરકેન્દ્રના નામોમાં તથા નામના ક્રમમાં પણ મતાંતર તરીકે તફાવત રહેલો છે જે દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણાદિથી જાણવો.

**पुव्वेण होइ कालो, अवरेण पइट्ठिओ महाकालो ।**
**रोरो दाहिण पासे, उत्तरपासे महारोरो ॥ २३० ॥**

**સંસ્કૃત અનુવાદઃ—**

**पूर्वस्यां भवति कालः, अपरस्यां प्रतिष्ठितो महाकालः ।**
**रौरो दक्षिणपार्श्वे उत्तरपार्श्वे महारौरः ॥ २३० ॥**

**શબ્દાર્થઃ સુગમ છે.**

ગાથાર્થઃ—વિશેષાર્થવત્. ॥ ૨૩૦ ॥

વિશેષાર્થઃ—આ સાતમી નારકીમાં આવલિકાગત કે પુષ્પાવકીર્ણાદિકની વ્યવસ્થાદિ ન હોવાથી ગ્રન્થકાર પૃથક્ ગાથાદ્વારા પ્રથમ જ તેની ટુંકી વ્યવસ્થાને જણાવી દે છે.

સાતમી નારકના પ્રતરમધ્યે મુખ્ય એકલાખયોજનનો [ જંબૂદ્વીપ જેવડો ] ગોળાકારે રહેલો **અપ્રતિષ્ઠાન** નામનો ઇન્દ્રક નરકાવાસ છે, તેને ચારે દિશાએ એકએક [ અંતિમ સર્વાર્થસિદ્ધે જેમ પાંચ છે તેજ પ્રમાણે અહિ અંતિમ નરકે ] નરકાવાસો આવેલો છે, એમાં પૂર્વદિશાવર્તી જે છે તેનું નામ ' काल ' અપર= પશ્ચિમદિશાવર્તી ' महाकाल, ' દક્ષિણદિશાવર્તી ' रौरव ' અને ઉત્તરદિશા પાસે ' महारौरव ' નામનો નરકાવાસ છે. [ ૨૩૦ ]

અવતરણ—હવે પ્રત્યેકપ્રતરે ઉક્ત ઇંદ્રક નરકાવાસાથી કેટલી કેટલી નરકાવાસાઓની પંક્તિઓ નીકળે છે? તથા તે તે પંક્તિમાં કેટલી કેટલી નરકાવાસાઓની સંખ્યા છે? તેને જણાવતાં પ્રથમ પ્હેલાપ્રતરની સંખ્યાને જણાવે છે.

**तेहिंतो दिसि विदिसिं, विणिग्गया अट्ठ निरयआवलिया ।**
**पढमे पयरे दिसिइगु-णवन्न विदिसासु अडयाला ॥ २३१ ॥**

**સંસ્કૃત અનુવાદઃ**

**तेभ्यो दिक्षु विदिक्षु विनिर्गता अष्ट नरकावलिकाः ।**
**प्रथमे प्रतरे दिक्षु एकोनपञ्चाशत् विदिक्षु अष्टचत्वारिंशत् ॥ २३१ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| तेहिंतो—તે ઇન્દ્રકનરકાવાસાથી | विणिग्गया—નીકળેલી છે |
| दिसि—દિશામાં | निरय आवलिया—નરક પંક્તિઓ |
| विदिसि—વિદિશામાં | इगुणवन्न—ઓગણ પચાસ (૪૯) |

ગાથાર્થ:—ત્યાંથી [ ઇન્દ્ર નરકવાસાઓથી ] દિશાઓમાં અને વિદિશાઓમાં આઠ આઠ નરકપંક્તિઓ નીકળેલી છે. તેમાં પ્રથમ પ્રતરે દિશાગત ઓગણ-પચાસ અને વિદિશાગત અડતાલીશ નરકાવાસાઓ છે.

વિશેષાર્થ:—જેમ વૈમાનિક નિકાયના પ્રતરોમાં આવલિકાગત-પુષ્પાવકીર્ણોની વ્યવસ્થા વર્ણવી હતી તે પ્રમાણે અહિં પણ નરકાવાસાઓની વ્યવસ્થા રહેલી છે.

ગઇ ગાથામાં દરેક પ્રતરના મધ્યે એક એક ઇન્દ્રક નરકાવાસો હોય છે એમ જણાવ્યું તો હવે તે મધ્યવર્તી ઇન્દ્રક નરકાવાસાથી ચારે મૂલદિશામાં ચાર અને વિદિશાની ચાર એમ કુલ મલી આઠ નરકાવાસાની પંક્તિઓ વિશેષ પ્રકારે નિકળેલી છે. એમાં પ્રથમપ્રતરમાં ચારે દિશાવર્તી પ્રત્યેકપંક્તિઓમાં ઓગણપચાસ નરકવાસાઓ હોય છે, જ્યારે વિદિશામાં ફંટાએલી પંક્તિઓ અડતાલીશ નરકાવાસાઓથી યુક્ત છે. આ પ્રમાણે પ્રથમ પ્રતરે સમજવું. [૨૩૧]

અવતરણ:—બાકીના પ્રતરે કેવી રીતે વિચારવું ! તે માટે નિયમ દર્શાવે છે.

**बीयाइसु पयरेसुं, इगइगहीणा उ हुंति पंतीओ ।**
**जा सत्तममहिपयरे, दिसि इक्किको विदिसि नत्थि ॥ २३२ ॥**

**સંસ્કૃત અનુવાદ:—**

**द्वितीयादिषु प्रतरेषु एकैकहीनास्तु भवन्ति पङ्क्तयः ।**
**यावत्सप्तममहीप्रतरे दिशि एकैको विदिशि नास्ति ॥ २३२ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| बीयाइसु=બીજા વિગેરેમાં | सत्तममहिपयरे=સાતમી પૃથ્વીના પ્રતરમાં |
| पयरेसु=પ્રતરોમાં | इक्किको=એક એક |

ગાથાર્થ:—બીજાપ્રતરથી માંડીને અન્ય પ્રતરોમાં એક એક નરકાવાસો હીન પંક્તિઓ હોય છે, એમ કરતાં યાવત્ સાતમીપૃથ્વીના પ્રતરને વિષે દિશાગત એક એક નરકાવાસો રહે જ્યારે વિદિશામાં એકેય હોતો નથી. ॥ ૨૩૨ ॥

# दिशा तथा विदिशामां रहेली नरकावासाओनी पंक्ति.

## 卐 तथा पुष्पावकीर्ण नरकावासाओनुं चित्र. 卐

[ गा. २३१, पृ. ५६३ ]

उ.

प.

पू.

द.

आ चित्रमां मध्यभागे 'इन्द्रक' नरकावास बताव्यो छे, तेने फरती दिशा तथा विदिशामां शरु थता ८ पंक्तिबद्ध आवासो प्रथम त्रिकोण बाद चोखूण बाद गोळ ए क्रमे आवेला देखाय छे, बाकीनां टपकां पुष्पावकीर्ण आवासोनां सूचक छे, नरकावासो श्याम होवाथी श्याम ज आप्या छे. यथायोग्य प्रतरे आ ज प्रमाणे विचारवुं.

આનંદ પ્રેસ-ભાવનગર.

**વિશેષાર્થ:**—હવે દ્વિતીયપ્રતરથી માંડીને પ્રત્યેક પ્રતરે એકએક નરકાવાસા આઠે પંક્તિના અંત-અંત ભાગેથી હીન કરવાના હોવાથી પ્રથમ પ્રતરની દિશાગત સંખ્યામાંથી એકેક હીન કરતાં દ્વિતીયપ્રતરે દિશાગત પ્રત્યેક પંક્તિમાં અડતાલીશ-અડતાલીશ નરકાવાસાની સંખ્યા રહે, અને વિદિશામાંથી એકએક હીન કરતાં સુડતાલીશ સુડતાલીશની સંખ્યા રહે. પૂર્વાનુપૂર્વીએ એ પ્રમાણે પ્રત્યેક પ્રતરે કરતાં યાવત્ સાતમી માઘવતી પૃથ્વીના પ્રતરે પ્હોંચતાં માત્ર ચારે દિશાવર્તી એકએક નરકાવાસ રહે, પરંતુ વિદિશાને વિષે આવાસ હોય નહીં. કારણ કે પ્રથમ પ્રતરેજ દિશાગત સંખ્યા કરતાં વિદિશામાં એક ઓછો હતો જેથી અહીંઆ વિદિશામાં પ્રાપ્ત ન થયો.

હવે પશ્ચાનુપૂર્વી અર્થાત્ તેથી વિપરીત ક્રમે વિચારતાં છેલ્લા પ્રતરમધ્યે અપ્રતિષ્ઠાન ઇન્દ્રક, અને એકેએક ચારે બાજુ છે, ત્યારપછી પ્રત્યેક પ્રતરે બે પછી ત્રણ ચાર પાંચ છ એમ અનુક્રમે એકેક સંખ્યાએ વૃદ્ધિ કરતાં અને ૪૮ મા પ્રતરથી વિદિશામાં પણ એક, બે ત્રણ એમ સ્થાપતાં યાવત્ ત્યાંસુધી પ્હોંચવું કે પ્રથમ પ્રતરે દિશા-વિદિશામાં કહેલી ઉક્ત સંખ્યા આવી રહે. [ ૨૩૨ ]

अवतरण:—હવે **પ્રત્યેકપ્રતરે** અષ્ટપંક્તિની એકત્રિત સંખ્યા લાવવા સવાગાથા દ્વારા ' करण ' બતલાવે છે, એ દ્વારા પ્રાપ્ત થનારી તે તે નરકવર્તી પ્રથમ પ્રતરસંખ્યા તે **ભૂમિ** અને અંતિમ પ્રતરસંખ્યા **મુખ** તરીકે ઓળખાશે.

**इट्ठपयरेगदिसि-संख, अडगुणा चउविणा सइगसंखा ।**
**जह सीमंतयपयरे, एगुणनउया सयातिन्नि ॥ २३३ ॥**
**अपइट्ठाणे पंच उ—२३२¼ ।**

**સંસ્કૃત છાયા:—**

**इष्टप्रतरैकदिशि संख्या अष्टगुणा चतुर्विना स्वैकसंख्या ।**
**यथा सीमंतकप्रतरे एकोननवतिः शतानि त्रीणि ॥ २३३ ॥**
**अप्रतिष्ठाने पञ्च तु ॥ २३२¼ ।**

**શબ્દાર્થ:—**

इट्ठपयरें=ઇષ્ટપ્રતરે
इगदिसि=એક દિશામાં
सइगसंखा=તે એક સંખ્યાસહિત
जह=યથા જેમ
एगुणनउया=એક ઉણા નેવું સાથે
सयतिन्नि=ત્રણસો

ગાથાર્થઃ—ઇષ્ટપ્રતરની એકદિશાગતસંખ્યાને આઠગુણી કરીને તેમાંથી ચારની સંખ્યા ન્યૂન કરવી, અવશેષ સંખ્યાને એક (ઇન્દ્રક) સહિત કરીએ ત્યારે [ ઇષ્ટપ્રતરસંખ્યા પ્રાપ્ત થાય. ] જેમ સીમંતકનામા પ્રથમ પ્રતરે ૩૮૯ ની નરકાવાસ સંખ્યા અને અપ્રતિષ્ઠાન નામા અંતિમ પ્રતરે ૫ ની સંખ્યા પ્રાપ્ત થાય.

વિશેષાર્થઃ—પૂર્વે વૈમાનિકનિકાયમાં જેમ પ્રતિપ્રતરાશ્રયી, સમગ્ર નિકાયાશ્રયી અને પ્રતિકલ્પાશ્રયી એમ ત્રણે પ્રકારની સંખ્યા [ ભિન્ન ભિન્ન રીતિઓ દ્વારા ] કહેવામાં આવી હતી. પરંતુ તે ( ૧૦૮ મી ) એકજ ગાથા દ્વારા કહેવામાં આવી હતી, જ્યારે અહિંઆ કહેવાતી નરકાવાસાની સંખ્યા ૨૩૩–૨૩૪ એ બે ગાથાઓથી કહેવાશે, વળી વૈમાનિકનિકાયમાં તો સમગ્ર નિકાયાશ્રયી અને પ્રતિ કલ્પાશ્રયી ' એ બેજ પ્રકારની સંખ્યા ગ્રન્થકારે મૂલગાથામાં જણાવી હતી અને એથી ત્રીજી ' પ્રતિપ્રતરાશ્રયી ' વિમાન સંખ્યા ઉપરથી કહેવામાં આવી હતી.

જ્યારે અહિંઆ આ નરકાવાસાઓની પ્રતિપ્રતર સંખ્યાને પણ ગ્રન્થકાર પોતે જ મૂલગાથામાં કહેશે કારણ કે અહીંઆ પ્રતિપ્રતર સંખ્યા જાણવી તે વિદિશાની પંક્તિઓ વધુ સંખ્યામાં હોવાથી કઠીન છે, એટલે અહિંઆ **પ્રતિપ્રતરાશ્રયી, સમગ્રનરકાશ્રયી** અને **પ્રતિનરકાશ્રયી** એમ ત્રણે પ્રકારે નરકાવાસસંખ્યા કહે છે, તેમાં આ ગાથા ' પ્રતિપ્રતરાશ્રયી ' સંખ્યાને કહે છે. તે આ પ્રમાણે—

**इष्टप्रत्येकनरकस्य ' इष्टप्रतरे संख्याप्राप्त्युदाहरणम् :'**—જેમ રત્નપ્રભા પૃથ્વીના ઇષ્ટ પ્રથમ સીમંતપ્રતરે સંખ્યા કાઢવી છે તેથી ત્યાં એકદિશાગત પંક્તિની નરકાવાસ સંખ્યા ૪૯ની છે, તેને આઠે ગુણીએ ત્યારે ૩૯૨ આવે. [ હવે વિદિશામાં દિશાની અપેક્ષાએ એક એક આવાસ ન્યૂન હોવાથી ] ચારે વિદિશાની ચાર સંખ્યાને ન્યૂન કરતાં ૩૮૮ની કુલ દિશા–વિદિશાના નરકાવાસાની સંખ્યા આવી, તેમાં એકપ્રતરવર્તી કાઢતા હોવાથી તેજ પ્રતરની એક ઇન્દ્રકનરકાવાસ સંખ્યા મેળવવાથી ૩૮૯ ની કુલ સંખ્યા ઇષ્ટ એવા પ્રથમ પ્રતરે આવી.

એ પ્રમાણે દ્વિતીયાદિપ્રતરે કરતાં કરતાં ( અને સંખ્યાને જાણતાં ) જ્યારે **અપ્રતિષ્ઠાનનરકાવાસે** પ્હોંચીએ ત્યારે પાંચની કુલ સંખ્યા આવે, કારણકે ત્યાં એકએક દિશાવર્તી એકેક નરકાવાસ હોવાથી એકની સંખ્યાને કરણના નિયમાનુસાર આઠે ગુણતાં ૮ આવે, તેમાંથી વિદિશાના ચાર ન્યૂન કરતાં શેષ ચાર રહે તેમાં ઇન્દ્રક નરકાવાસો મેળવતાં પાંચની કુલ પ્રતર સંખ્યા આવી રહે.

મધ્યના ૪૭ પ્રતરના આવલિકાગત નરકાવાસની સંખ્યા જાણવા માટે યંત્ર જોવું, આવલિકાગત વર્જીને શેષસંખ્યા જે રહે તે **પુષ્પાવકીર્ણ**ની પ્રતિપ્રતરે

વિચારવી. હવે પ્રત્યેકપ્રતરે પુષ્પાવકીર્ણની સંખ્યા કેટલી હોય ? તે ઉપલબ્ધ જણાતી નથી. इति इष्टप्रतरे आवलिकागतावाससंख्याप्राप्त्युपायः ।

આ કરણ પ્રમાણે સમગ્રનિકાયાશ્રયી વિચારતાં પ્રથમ પ્રતરવર્તી સંખ્યા તે મુખ અને અંતિમ ( ૪૯ મા ) પ્રતવર્તી સંખ્યા તે ભૂમિ કહેવાય, અને પ્રત્યેક નરકાશ્રયી માટે ઇષ્ટનરકના પ્રથમ પ્રતર સંખ્યા મુખ અને તેજ-ઇષ્ટ નરકની અંતિમ પ્રતરસંખ્યા તે ભૂમિ કહેવાય.

આ સિવાય બીજા[૬૩] અનેક ઉપાયો-કરણો હોય છે તે ગ્રન્થાન્તરથી જોવાં. [ ૨૨૩½ ]

अवतरणः— પૂર્વગાથામાં **પ્રત્યેકપ્રતરાશ્રયી** સંખ્યા જણાવીને હવે આ ૦॥) ગાથા **સમગ્ર નરકાશ્રયી** અને **પ્રત્યેક નરકાશ્રયી** આવલિકાગત નરકાવાસસંખ્યાને જાણવા કરણ બતાવે છે, તેમાં વૈમાનિકનિકાયવત્ અહીં પણ ' મુખ અને ભૂમિ ' દ્વારા પ્રાપ્ત થતી બન્ને પ્રકારની સંખ્યાને કહે છે.

**—पढमो मुहमंतिमो हवइ भूमी ।**
**मुहभूमिसमासद्धं, पयरगुणं होइ सव्वधणं ॥ २२४ ॥**

---

૬૩–૧–પ્રથમ તો પશ્ચાનુપૂર્વીએ ( અંતિમ–૪૯ માં પ્રતરથી ઉપર આવવું તે ) પણ આજ કરણ પૂર્વાનુપૂર્વીના નિયમ મુજબ સંખ્યા જાણવા ઉપયોગી થાય છે.

૨–વળી એક દિશાની અને એક વિદિશાની થઇ બે પંક્તિગત સંખ્યાનો કુલ સરવાળો કરી ચારે ગુણી એક ઇન્દ્રક મેળવતાં પણ સર્વત્ર પ્રતરગત આવાસસંખ્યા પ્રાપ્ત થાય છે.

૩–વળી દ્વિતીય પ્રતરોને વિષે પ્રત્યેક પ્રતરની આવતી અંક-સંખ્યામાંથી એક ન્યૂન કરી પ્રાપ્ત થતી સંખ્યાને પ્રથમ પ્રતરની સંખ્યામાંથી બાદ કરતાં શેષ સંખ્યા તે તે પ્રતરે પ્રાપ્ત થાય છે.

૪–વળી ચોથી રીતે પાંચ ( ૫ ) ની સંખ્યાને ' **આદિ** ' સંજ્ઞા, ૮ ની સંખ્યાને ' **ઉત્તર** ' સંજ્ઞા અને ૪૯ ની સંખ્યાને ' ગચ્છ ' સંજ્ઞાઓ આપીને પશ્ચાત્ ગચ્છ સંજ્ઞક અને ઉત્તરસંજ્ઞક સંખ્યાને ગુણીને આવેલ સંખ્યામાંથી આદિ સંજ્ઞકસંખ્યા હીન કરતાં [ ૪૯×૮=૩૯૨–૫=૩૮૯ ] અન્તિમ ધનસંખ્યા પ્રથમ પ્રતરે ૩૮૯ ની પ્રાપ્ત થાય. આ પ્રમાણે દ્વિતીયાદિ પ્રતરે યથાયોગ્ય ઉપાયો છે.

૫–વળી પાંચમી રીતે ઇષ્ટપ્રતરની એકદિશિ સંખ્યાને આઠ ગુણી કરી ત્રણ બાદ કરતાં શેષ સંખ્યા તે આવલિકાગતની પ્રાપ્ત સર્વત્ર થાય છે.

આ સિવાય અનેક કરણો હોય છે, વધુ માટે દેવેન્દ્ર નરકેન્દ્ર પ્રકરણ જોવું.

## સંસ્કૃત છાયાઃ—

**प्रथमो मुखमन्तिमो भवति भूमिः ।**
**मुख–भूमिसमासार्धं प्रतरगुणं भवति सर्वधनम् ॥ २३४ ॥**

**શબ્દાર્થઃ–સુગમ છે.**

ગાથાર્થઃ—પ્રથમ પ્રતરસંખ્યા તે મુખ અને અંતિમપ્રતર સંખ્યા તે ભૂમિ કહેવાય. બન્ને સંખ્યાનો સરવાળો કરીને **અર્દ્ધ** કરવું, જે સંખ્યા આવે તેને સર્વ પ્રતરસંખ્યા સાથે **ગુણાકાર** કરવો જેથી સર્વસંખ્યા પ્રાપ્ત થાય છે. ॥૨૩૪॥

વિશેષાર્થઃ—વૈમાનિકવત્ અહીં પણ આ એકજ ગાથા **સમગ્રનરકાશ્રયી-કરણ** બતલાવે છે. તેમજ પ્રતિનરકાશ્રયી સંખ્યા કરણ બતાવે છે. કારણ કે **મુખ** તથા **ભૂમિ**નું ગ્રહણ સાતે નરકાશ્રયી તેમજ પ્રત્યેક નરકાશ્રયી પણ ઘટે છે.

**૨–समग्रनरकाश्रयी आवाससंख्याप्राप्त्युदाहरणम्:**—પ્રથમ પ્રતરવર્તી કુલ ૩૮૯ નરકાવાસાઓનો સમુદાય [ પશ્ચાનુપૂર્વીએ પ્રથમ પ્રતરનું મુખ હોવાથી ] તે મુખ સંજ્ઞક કહેવાય અને અંતિમ પ્રતર સ્થાનવર્તી ૫, નરકાવાસાઓનો કુલ સમુદાય [ પશ્ચાનુપૂર્વીએ તેનું આદિપણું હોવાથી ] તે ભૂમિ સંજ્ઞક તરીકે ઓળખી શકાય છે.

એ મુખ અને ભૂમિનો સરવાળો કરતાં [ ૩૮૯–+૫– ] ૩૯૪ નો થાય, તેને ગાથાનુસારે અર્દ્ધ કરતાં ૧૯૭ થાય, સર્વપ્રતરોના આવલિકાગત આવાસોની કુલ સંખ્યા કાઢવાની હોવાથી ૪૯ પ્રતરોએ ગુણતાં ૯૬૫૩ એટલી દિશા તથા વિદિશાવર્તી આવલિકાગત [ આવલિકા પ્રવિષ્ટ ] નરકાવાસાઓની સંખ્યા આવી; [ કુલ ૮૪ લાખમાંથી ૯૬૫૩ બાદ કરતાં ] ૮૩૯૦૩૪૭ શેષ રહી, તે સાતે નરકાશ્રયી પુષ્પાવકીર્ણની સંખ્યા જાણવી, જે આગલી ગાથામાં કહેવાશે.

આ પ્રમાણે સમુચ્ચયે કરણચરિતાર્થ થયું.

[ [૬૪]સમુચ્ચય માટે બીજો ઉપાય એ છે કે ૪૯ પ્રતરની એકજ બાજુની આવાસ સંખ્યા ( વૈમાનિક સમયવત્ ) એકઠી કરી ચારે ગુણીને ૪૯ ઇન્દ્રક આવાસો મેળવતાં ઉક્ત ૯૬૫૩ ની સંખ્યા આવશે. ]

**૨ इष्टनरकाश्रयी आवाससंख्याप्राप्त्युदाहरणम्:**—હવે પ્રત્યેકનરકાશ્રયી કાઢવું હોય તો પ્રત્યેક નરકોના આદિમ પ્રતરની કુલ સંખ્યા તે **મુખ સંજ્ઞક** અને

---

૬૪ આ સિવાય આ નરકાવાસ સંખ્યા પ્રાપ્તિના અન્ય કરણો પણ હોય છે, એમાં કેટલાંક દેવેન્દ્ર-નરકેન્દ્ર પ્રકરણમાં આપેલાં છે તે જોવાં.

અંતિમ પ્રતરવર્તી સંખ્યા તે ભૂમિ સંજ્ઞક કલ્પી લેવી, પછી ઉપર મુજબ સર્વ ગણિત કરવું જેથી ઇષ્ટ નરકે આવાસસંખ્યા પ્રાપ્ત થાય.

**उदाहरणम्**—જેમ રત્નપ્રભામાં પ્રથમ પ્રતરે ૩૮૯ એ **મુખ** સંખ્યા અને રત્નપ્રભાની અંતિમ તેરમા પ્રતરની ૨૯૩ સંખ્યા તે **ભૂમિ**, બન્નેનો **સમાસ**–સરવાળો કરતાં ૬૮૨, તેનું **અર્દ્ધ** કરતાં ૩૪૧, તેને તેરે પ્રતરે ગુણતાં ૪૪૩૩ આવ્યા, આટલી આવલિકાગત સંખ્યા પ્રથમ નરકે જાણવી. આ સંખ્યા પ્રથમ નારકીની ગાથા ૨૧૭ માં કહેલી ૩૦ લાખ નરકાવાસાઓની સંખ્યામાંથી બાદ કરતાં અવશિષ્ટ જે ૨૯૯૫૫૬૭ ની સંખ્યા તે પુષ્પાવકીર્ણોની જાણવી. [ બન્નેને પુનઃ એકઠી કરતાં ૩૦ લાખ મલી રહેશે. એ પ્રમાણે સર્વનરકે બન્ને પ્રકારની આવાસસંખ્યા વિચારવી ] **इति प्रतिनरकाश्रय्युदाहरणम् ।**

[ અન્ય રીતે લાવવું હોય તો પ્રત્યેક નરકની યથાયોગ્ય પ્રતર સંખ્યા તે સર્વ પ્રતરની એકજ બાજુની આવાસ સંખ્યાને એકઠી કરી ચારે ગુણી સ્વ નરકપ્રતર સંખ્યા જેટલા ઇન્દ્રકાવાસો પ્રક્ષેપતાં પ્રત્યેક નરકે ઇષ્ટસંખ્યા પ્રાપ્ત થાય છે, ગણિતની અનેક રીતિઓ છે. ] [ ૨૩૪ ]

**॥ प्रत्येकनरकाश्रयी [ समुच्चयेऽपि ] आवलिक–पुष्पा० आवास संख्या यन्त्रम् ॥**

| नाम | मुख | भूमि | समास | अर्द्ध | प्रतर | पंक्तिबद्ध | पुष्पावकीर्ण | कुलसंख्या |
|---|---|---|---|---|---|---|---|---|
| સાતે નરકાશ્રયી | ૩૮૯ | ૫ | ૩૯૪ | ૧૯૭ | ૪૯ | ૯૬૫૩ | ૮૩૯૦૩૪૭ | ૮૪ લાખ |
| ૧ રત્નપ્રભાનેવિષે | ૩૮૯ | ૨૯૩ | ૬૮૨ | ૩૪૧ | ૧૩ | ૪૪૩૩ | ૨૯૯૫૫૬૭ | ૩૦ લાખ |
| ૨ શર્કરાપ્રભાનેવિષે | ૨૮૫ | ૨૦૫ | ૪૯૦ | ૨૪૫ | ૧૧ | ૨૬૯૫ | ૨૪૯૭૩૦૫ | ૨૫ લાખ |
| ૩ વાલુકાપ્રભાનેવિષે | ૧૯૭ | ૧૩૩ | ૩૩૦ | ૧૬૫ | ૯ | ૧૪૮૫ | ૧૪૯૮૫૧૫ | ૧૫ લાખ |
| ૪ પંકપ્રભાનેવિષે | ૧૨૫ | ૭૭ | ૨૦૨ | ૧૦૧ | ૭ | ૭૦૭ | ૯૯૯૨૯૩ | ૧૦ લાખ |
| ૫ ધૂમપ્રભાનેવિષે | ૬૯ | ૩૦ | ૧૦૬ | ૫૩ | ૫ | ૨૬૫ | ૨૯૯૭૩૫ | ૩ લાખ |
| ૬ તમઃપ્રભાનેવિષે | ૨૯ | ૧૩ | ૪૨ | ૨૧ | ૩ | ૬૩ | ૯૯૯૩૨ | ૯૯૯૯૫ |
| ૭ તમઃતમઃપ્રભાનેવિષે | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૫ | ૦ | ૫ |

સાતે નરકાશ્રયી મુખ અને ભૂમિ સંખ્યાકરણ [ વૈમાનિકવત્ ] અહીં આપ્યું નથી પણ ગ્રન્થસંદર્ભે જોવું.

## ॥ प्रासङ्गिकं आवासानां स्वरूपम् ॥

**अवतरण:**—અહીંઆ ગ્રન્થકારે વૃત્ત–ત્રિકોણાદિ આવાસસંખ્યા પ્રાપ્તિ કરણ અથવા આવલિકાપ્રવિષ્ટ અથવા પુષ્પાવકીર્ણનું વિમાનવત્ અંતર–દ્વાર સંખ્યા–સંસ્થાનાદિ વર્ણન જણાવ્યું નથી પરંતુ ઉપયોગી હોવાથી ગ્રન્થાન્તરથી નીચે મુજબ સર્વ વિચારવું.

**वृत्त–त्रिकोणादीनां प्रतिप्रतरे संख्याकरणम्**:–સાતે નરકે પ્રત્યેક પ્રતરે વૃત્ત–ત્રિકોણ–ચોખૂણ નરકાવાસાઓની સંખ્યા જાણવી હોય તો વૈમાનિકનિકાયમાં કહેલું વૃત્તાદિ કરણ યોજવું.

એટલે કે અહિંઆ દિશા તથા વિદિશામાં પણ પંક્તિઓ હોવાથી એક દિશાની અને એક વિદિશાગત એમ બે પંક્તિઓ લેવી. બન્નેની સંખ્યાને ત્રિભાગે વ્હેંચવી, વ્હેંચતાં જો શેષ સંખ્યા એકની રહે તો ત્રિકોણમાં, બેની રહે તો એક ત્રિકોણ અને એક ચોખૂણમાં ઉમેરવી. પછી બન્ને પંક્તિવર્તી પૃથક્ પૃથક્ વૃત્ત–ત્રિકોણ–ચોખૂણ સંખ્યાને એકઠી કરી તે સંખ્યાનો સમાસ–સરવાળો કરી ચારે ગુણવી [અથવા દિશા–વિદિશાની સંખ્યા જુદી પ્રથમ કાઢવી હોય તો ચાર ચાર પંક્તિની ભિન્ન સંખ્યાને ચારે ગુણવી] જેથી પ્રથમ પ્રતરે દિશા–વિદિશાની એકત્રિત થએલી [અથવા દિશા–વિદિશાની પૃથક્ પૃથક્] વૃત્તાદિ આવાસસંખ્યા પ્રાપ્ત થાય છે.

જેમ રત્નપ્રભાની દિશાગત પંક્તિની ૪૯ ની સંખ્યાને ત્રિભાગે વ્હેંચતાં ૧૬–૧૬–૧૬ શેષ (આવાસ) ૧ રહે તે ત્રિકોણમાં ઉમેરવો, ત્યારે ૧૭–૧૬–૧૬.

હવે વિદિશાગત પંક્તિની કુલ ૪૮ ની સંખ્યાને ત્રિભાગે વ્હેંચતાં ૧૬–૧૬–૧૬ આવી તેમાં દિશાની પંક્તિની આવેલ સંખ્યાને ક્રમશઃ યથાસંખ્યપણે મેળવતાં ૩૩ ત્રિ૦ ૩૨ ચો૦ ૩૨ વૃત્તની સંખ્યા આવી. હવે ચારે પંક્તિની લાવવા ચારે ગુણતાં ક્રમશઃ ૧૩૨ ની સંખ્યા ત્રિકોણની, ૧૨૮ ની ચોખૂણની, અને ૧૨૮ વૃત્તની આવી. હવે વૃત્તની ૧૨૮ ની સંખ્યામાં ઇન્દ્રકવૃત્ત હોવાથી ઉમેર્યું એટલે ૧૨૯ વૃત્તની સંખ્યા પ્રથમ પ્રતરે આવી. હવે ત્રણેને એકત્ર કરવામાં આવે તો ૩૮૯ ની આવલિકાગત ઉક્તસંખ્યા આવી રહેશે. અન્ય પ્રતર માટે યન્ત્ર જોવું.

૨ **પ્રતિનરકસ્થાનાશ્રયી** તથા ૩ **સમગ્રનરકાશ્રયી** ત્રિકોણાદિ સંખ્યા લાવવાનું કરણ વૈમાનિકવત્ વિચારવું, અન્ય પણ કરણ છે તે ગ્રન્થાન્તરથી જોવું.

## ॥ आवलिक–पुष्पावकीर्णनरकावासानां विशेषवर्णनम् ॥

**नरकावास अंतर**—આવલિકાદિ નરકાવાસાઓનું પરસ્પર અંતર (વૈમાનિકવત્) સંખ્ય–અસંખ્ય યોજનનું સંભવે છે.

**કેટલાં દ્વાર હોય ?**—દરેક નરકાવાસાઓને એકજ દ્વાર હોય છે પરંતુ વૈમાનિક નિકાયવત્ ત્રણ-ચાર દ્વારો હોતા નથી તેમજ બારી બારણા પણ નથી.

**प्राकारव्यवस्था**—નરકાવાસાઓમાં ઉત્પન્ન થનારા નારકો પરાધીન છે. દુ:ખ ભોગવવા આવેલા છે ત્યાં કંઇ શુભપણું કે લઇજવાપણું હોતું નથી જેથી તે નારકોને માટે પ્રાકારાદિની વ્યવસ્થા સંભવે ! માટે ત્યાં તે વ્યવસ્થા નથી.

**स्वामित्वभेद**—ત્યાં કંઇ વૈમાનિકવત્ ત્રિકોણ વૃત્ત-ચોખુણમાં નરકાવાસાઓનો ભેદ નથી કે કંઇ વ્હેંચણી કરવાની કોઈને હોતી નથી ઉચ્ચવસ્તુના સહુ માલીકી ધરાવનારા હોઈ શકે પણ આવા અશુભ નરકાવાસાઓની આવલિકાઓમાં કંઇ માલીકી ભેદ પણ નથી.

**उपरोपरिस्थान**—વૈમાનિક નિકાયવત્ અહિં પણ વૃત્ત ઉપર વૃત્ત, ત્રિકોણ ઉપર ત્રિકોણ અને ચોખુણ ઉપર ચોખુણ નરકાવાસો સર્વત્ર આવે એમ સર્વ પ્રતરે ક્રમશ: વિચારવું.

**स्पर्शादिक**—નરકાવાસાઓ અશુભ અત્યંત દુર્ગંધથી ભરેલા, સ્પર્શ કરતાં જ મહાહાનિ પ્હોંચાડનારા અરૂચિ ઉપજાવનારા, અનેક મૃતકાદિની અતિનિન્દ્ય અને દુર્ગંધથી ત્યાં ઉદ્યોતાદિ કંઈ પણ ન હોવાથી તથા સ્વયં અપ્રકાશિત હોવાથી મહા ઘનઘોર અંધકારમય છે.

**पुष्पावकीर्णाकार [ संस्थान ]**—પ્રત્યેક પંક્તિઓના આંતરાઓમાં (પુષ્પાવકીર્ણ ) પુષ્પવત્ વીખરાએલા આવાસો રહેલા છે, તેઓ લોહમય કોઠાનાઆકારે, દારૂના પીઠાકારે, લોઢી રાંધવાની, સ્થાલી, તાપસાશ્રમ, મુરજવાદ્ય, નન્દીમૃદંગ, સુઘોષા ઘંટા, મર્દલ, ભાણ્ડ પટહ, ભેરી-ઢક્કા, ઝલ્લરી, કુસ્તુમ્બક ઇત્યાદિ ભિન્ન ભિન્ન આકારના છે એને દેખતાંજ જોનારને શરીરે ધ્રુજ-કંપારી વછૂટે એવા ભયાનક છે. આ નરકાવાસાઓ અંદરથી ગોળ બ્હારથી ત્રિકોણ નીચેથી ક્ષુરપ્રશસ્ત્ર સરખા દેખાવવાળા છે.

**आवलिकाप्रविष्टावासाकार**—આવલિકાગત વિમાનો મુખ્યત્વે મધ્ય નરકેન્દ્રના આવાસની ચારે દિશાની પંક્તિઓમાં પ્રથમ ત્રિકોણ પછી ચોખુણ પછી વૃત્ત, પુન: ત્રિકોણ ચોખુણાદિ એ મુખ્ય ક્રમે ઠેઠ પંક્તિના અન્ત સુધી આવેલા છે, પરંતુ જો તે ત્રિકોણાદિ આવાસોનો પીઠનો ઉપરનો મધ્યભાગ ગ્રહણ કરીને જોઈએ તો તો તે આવલિકાગત નરકાવાસાઓ પુષ્પાવકીર્ણ આકારવત્ અંદરથી ગોળ અને બ્હારથી ચઉખુણા ( ચોખંડા ) અને નીચેથી ઘાસ કાપવાના અણીદાર તીક્ષ્ણશસ્ત્ર સરખા છે.

પ્રત્યેક પ્રતરવર્તી સર્વ નરકેન્દ્રાવાસાઓ ગોલજ હોય છે પરંતુ ત્રિકોણાદિક હોતા નથી.

## आवलिकागत नरकावासानां नामोनी ओळखाण—

પ્રત્યેક નરકે યથાસંખ્યે ઉપર જણાવ્યા મુજબ પ્રતરો ( પાથડાઓ ) આવેલા છે, પ્રત્યેક ત્રણ હજાર યો૦ ઉંચા છે, પ્હોળાઇમાં અસંખ્ય યો૦ લંબાએલા છે, પ્રત્યેક પ્રતરમધ્યે ઇન્દ્રક નરકાવાસાઓ આવેલા છે, એ ઇન્દ્રક આવાસોથી ચારે બાજુએ ( દિશામાં ) અને ચાર વિદિશામાં ( અંતિમ પ્રતર-વર્જી વિદિશા ) એમ આઠ પંક્તિઓ નરકાવાસાઓની નીકળેલી હોય છે ( જેઓના આકારાદિકનું સ્વરૂપ કહેવાઇ ગયું છે )

હવે એમાં રત્નપ્રભા પૃથ્વીવર્તી રહેલા મધ્યવર્તી **'સીમન્તેન્દ્રક'** આવાસથી ચારે બાજુએ રહેલા દિશાવર્તી પ્રથમ નરકાવાસનું નામ અનુક્રમે પૂર્વ દિશામાં સીમન્તક**પ્રભ**, ઉત્તરમાં સીમન્તક**મધ્ય**, પશ્ચિમમાં સીમન્તા**વર્ત**, દક્ષિણમાં સીમન્તકા**વશિષ્ટ** છે, ત્યાર બાદ પૂર્વદિશામાં શરૂથતી પંક્તિમાં રહેલા બીજાથી લઇને નરકાવાસાનાં નામો જણાવે છે, પ્હેલાનું નામ વિલય, ૨ વિલાત્મા, ૩ સ્તનિત, ૪ આઘાત, ૫ ઘાતક, ૬ કલિ, ૭ કાલ ૮ કર્ણિ ૯ વિદ્યુત, ૧૦ અશનિ, ૧૧ ઇન્દ્રાશનિ, ૧૨ સર્પ, ૧૩ વિસર્પ, ૧૪ મૂર્ચ્છિત, ૧૫ પ્રમૂર્ચ્છિત, ૧૬ લોમહર્ષ, ૧૭ ખરપરૂષ, ૧૮ અગ્નિ, ૧૯ વેપિતા, ૨૦ ઉદગ્ધ, ૨૧ વિદગ્ધ, ૨૨ ઉદ્વેજનક ૨૩ વિજલ, ૨૪ વિમુખ, ૨૫ વિચ્છવિ, ૨૬ વ્યધક્ષ, ૨૭ અવલાન, ૨૮ પ્રભ્રષ્ટ, ૨૯ રૂષ્ટ, ૩૦ વિરૂષ્ટ, ૩૧ નષ્ટ, ૩૨ વિગત, ૩૩ વિનય, ૩૪ મંડલ, ૩૫ જિહ્વ, ૩૬ જ્વરક, ૩૭ પ્રજ્વરક, ૩૮ અપ્રતિષ્ઠિત, ૩૯ ખણ્ડ, ૪૦ પ્રસ્ફુટિત, ૪૧ પાપદણ્ડ, ૪૨ પર્પટકપાચક, ૪૩ ઘાતક, ૪૪ સ્ફુટિત, ૪૫ કાલ, ૪૬ ક્ષાર, ૪૭ લોલ, ૪૮ લોલપાક્ષ.

હવે ઉત્તરવર્તી પંક્તિના બીજાથી લઇને સર્વ નામો જાણવા.

ઉક્ત નામોને ' मध्य ' પદ લગાડવું જેમ विलयमध्य, विलात्मामध्य વળી આ નામોમાં मध्य–आवर्त શબ્દો તે તે નામને અન્તે અને નામની આદિમાં લગાડવામાં આવે છે પરંતુ ચાર ચાર આવાસને અંતરે मध्यविलय એમ **મધ્ય** શબ્દ આદિમાં પ્રથમ લગાડાય છે.

વળી પશ્ચિમવર્તી પંક્તિઓ માટે એજ નામો સાથે आवर्त પદ લગાડવું. એટલે विलयावर्त, विलात्मावर्त વિગેરે. વળી મધ્ય આવર્ત વિગેરે જે પદો લગાડવામાં આવે છે. તે પ્રારંભમાં ઉપર જણાવ્યા મુજબ વિલયાદિ નામ પછી લગાડાય છે પરંતુ ચાર ચાર આવાસને અંતરે તો ' मध्यविलय ' એમ પ્રથમ લગાડવામાં આવે છે.

એવી દક્ષિણ દિશાવર્તી પંક્તિઓ માટે ઉક્ત નામોને अवशिष्ट પદ લગાડવું એટલે विलयावशिष्ट, विलात्मावशिष्ट. ' એ પ્રમાણે પ્રત્યેક નરક પ્રસ્તરે યોજવું.

उत्पत्ति-वेदना विचारः—આ નરકાવાસાઓ ગોળ ગવાક્ષ જેવાં હોય છે ત્યાં ઉત્પન્ન થઇને પુષ્ટ શરીરવાળા નારકો મહા કષ્ટપૂર્વક મોઢામાંથી ( એટલે નરકાવાસાના દ્વારમાંથી ) બ્હાર નીકળીને નીચે પડે છે, એઓનો ઉત્પત્તિ દેશ ( યોનિ ) હિમાલય પર્વત સરખો એકદમ શીતલ છે, એ સિવાય સર્વ પ્રદેશની પૃથ્વી ખેરના અંગારા સરખી ધગધગતી ઉષ્ણવેદના દાયક છે, તેથી શીતયોનિમાં ઉત્પન્ન થતા નારકોને એ ઉષ્ણક્ષેત્ર અગ્નિની પેઠે અધિક કષ્ટને આપે છે.

अवतरण—હવે એ કરણદ્વારા પ્રાપ્ત થતી સમગ્રનિકાયાશ્રયી આવલિકાગત અને પુષ્પાવકીર્ણની સંખ્યાને ગ્રન્થકાર પોતેજ કહે છે;—

**छन्नवइ सयतिपन्ना, सत्तसु पुढवीसु आवलीनरया ।**
**ससेतिअसीइ लक्खा. तिसयसियाला नवइसहसा ॥२३५॥**

**સંસ્કૃત છાયાઃ—**

**षण्णवतिशतानि त्रिपञ्चाशत् सप्तसु पृथवीषु आवलीनरकाः ॥**
**शेषास्त्र्यशीतिलक्षाणि, त्रिशतसप्तचत्त्वारिंशत् नवतिसहस्राणि ॥ २३५ ॥**

**શબ્દાર્થઃ—સુગમ છે.**

गाथार्थः—ગત ગાથામાં કેટલાંક કરણદ્વારા સાતે નરકની થઇ ૯૬૫૩ ની આવલિકાગત નરકાવાસસંખ્યા પ્રાપ્ત થાય છે જેથી [ ૮૪ લાખમાંથી ૯૬૫૩ ની સંખ્યા બાદ જતાં ૮૩૦૩૪૭ ની સંખ્યા પુષ્પાવકીર્ણની પ્રાપ્ત થાય છે. ॥ ૨૩૫ ॥

विशेषार्थः—ગાથાર્થવત્ [ ૨૩૫ ]

**॥ प्रत्येकनरकाश्रयीवृत्त–त्र्यस्रचतुरस्रनरकावाससंख्यायन्त्रम् ॥**

| जातिनाम | प्हेलीन० | बीजी | त्रीजी | चतुर्थी | पञ्चमी | षष्ठी | सप्तमी | सातेनी कुल |
|---|---|---|---|---|---|---|---|---|
| વૃત્તસંખ્યા | ૧૪૫૩ | ૮૭૫ | ૪૭૭ | ૨૨૩ | ૭૭ | ૧૫ | ૧ | ૩૧૨૧ |
| ત્ર્યસ્ર ,, | ૧૫૦૮ | ૯૨૪ | ૫૧૬ | ૨૫૨ | ૧૦૦ | ૨૮ | ૪ | ૩૩૩૨ |
| ચતુરસ્ર ,, | ૧૪૭૨ | ૮૯૬ | ૪૯૨ | ૨૩૨ | ૮૮ | ૨૦ | ૦ | ૩૨૦૦ |
| સાતેનરકની કુલ પંક્તિબદ્ધસંખ્યા | ૪૪૩૩ | ૨૬૯૫ | ૧૪૮૫ | ૭૦૭ | ૨૬૫ | ૬૩ | ૫ | ૯૬૫૩ |

॥ अधुना प्रत्येकनारकीषु वृत्तादिनरकावास यन्त्रकम् ॥ प्रथमरत्नप्रभा नरके ।

| १ प्रतरे | २ प्रतरे | ३ प्रतरे | ४ प्रतरे | ५ प्रतरे | ६ प्रतरे | ७ प्रतरे |
|---|---|---|---|---|---|---|
| ૪૯-૪૮<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>દિ૦ ૧૬-૧૭-૧૬<br>વિ૦ ૧૬-૧૬-૧૬ | ૪૮-૪૭<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૬-૧૬ ૧૬<br>૧૫-૧૬-૧૬ | ૪૭-૪૬<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૫-૧૬-૧૬<br>૧૫-૧૬-૧૫ | ૪૬-૪૫<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૫-૧૬-૧૫<br>૧૫-૧૫-૧૫ | ૪૫-૪૪<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૪-૧૫-૧૫<br>૧૪-૧૫-૧૫ | ૪૪-૪૩<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૪-૧૫-૧૫<br>૧૪-૧૫-૧૪ | ૪૩-૪૨<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૪-૧૫-૧૪<br>૧૪-૧૪-૧૪ |
| +૩૨-૩૩-૩૩<br>× ૪ ૪ ૪ | ૩૧-૩૨-૩૨<br>×૪ ૪ ૪ | ૩૦-૩૨-૩૧<br>×૪ ૪ ૪ | ૩૦-૩૧-૩૦<br>×૪ ૪ ૪ | ૨૯-૩૦-૩૦<br>×૪ ૪ ૪ | ૨૮-૩૦-૨૯<br>×૪ ૪ ૪ | ૨૮-૨૯-૨૮<br>×૪ ૪ ૪ |
| ધ૦૧૨૯-૧૩૨-૧૨૮<br>= કુલ ૩૮૯ | ૧૨૫-૧૨૮-૧૨૮<br>= કુલ ૩૮૧ | ૧૨૧-૧૨૮-૧૨૪<br>= કુલ ૩૭૩ | ૧૨૧-૧૨૪-૧૨૦<br>= કુલ ૩૬૫ | ૧૧૭-૧૨૦-૧૨૦<br>= કુલ ૩૫૭ | ૧૧૩-૧૨૦-૧૧૬<br>= કુલ ૩૪૯ | ૧૧૩-૧૧૬-૧૧૨<br>= કુલ ૩૪૧ |
| ८ प्रतरे | ९ प्रतरे | १० प्रतरे | ११ प्रतरे | १२ प्रतरे | १३ प्रतरे | |
| ૪૨-૪૧<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>દિ૦ ૧૪-૧૪-૧૪<br>વિ૦ ૧૩-૧૪-૧૪ | ૪૧-૪૦<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૩-૧૪-૧૪<br>૧૩-૧૪-૧૩ | ૪૦-૩૯<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૩-૧૪-૧૩<br>૧૩-૧૩-૧૩ | ૩૯-૩૮<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૩-૧૩ ૧૩<br>૧૨-૧૩-૧૩ | ૩૮-૩૭<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૨-૧૩-૧૩<br>૧૨-૧૩-૧૨ | ૩૭-૩૬<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૨-૧૩-૧૨<br>૧૨-૧૨-૧૨ | પહેલી નારકીના તેરે પ્રતરે<br>ગો૦ ત્રિ૦ ચો૦<br>૧૪૫૩-૧૫૦૮-૧૪૭૨<br>કુલ ત્રણે મળીને<br>૪૪૩૩ |
| +૨૭-૨૮-૨૮<br>× ૪ ૪ ૪ | ૨૬-૨૮-૨૭<br>×૪ ૪ ૪ | ૨૬-૨૭-૨૬<br>×૪ ૪ ૪ | ૨૫-૨૬-૨૬<br>×૪ ૪ ૪ | ૨૪-૨૬-૨૫<br>×૪ ૪ ૪ | ૨૪-૨૫-૨૪<br>×૪ ૪ ૪ | શેષ પુષ્પાવકીર્ણ<br>૨૯૯૫૫૬૭ |
| ધ૦૧૦૯-૧૧૨-૧૧૨<br>= કુલ ૩૩૩ | ૧૦૫-૧૧૨-૧૦૮<br>= કુલ ૩૨૫ | ૧૦૫-૧૦૮-૧૦૪<br>= કુલ ૩૧૭ | ૧૦૧ ૧૦૪-૧૦૪<br>= કુલ ૩૦૯ | ૯૭-૧૦૪-૧૦૦<br>= કુલ ૩૦૧ | ૯૭-૧૦૦-૯૬<br>= કુલ ૨૯૩ | કુલ ૩૦ લાખ. |

| द्वितीयनरके ॥ | १ प्रतरे | २ प्रतरे | ३ प्रतरे | ४ प्रतरे | ५ प्रतरे | ६ प्रतरे | ७ प्रतरे |
|---|---|---|---|---|---|---|---|
| દિશા–વિદિશાની સંખ્યા–તેના | ૩૬–૩૫ | ૩૫–૩૪ | ૩૪–૩૩ | ૩૩–૩૨ | ૩૨–૩૧ | ૩૧–૩૦ | ૩૦–૨૯ |
| ત્રણ ભાગ કરવાથી | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. |
| દિ. | ૧૨–૧૨–૧૨ | ૧૧–૧૨–૧૨ | ૧૧–૧૨–૧૧ | ૧૧–૧૧–૧૧ | ૧૦–૧૧–૧૧ | ૧૦–૧૧–૧૦ | ૧૦–૧૦–૧૦ |
| વિ. | ૧૧–૧૨–૧૨ | ૧૧–૧૨–૧૧ | ૧૧–૧૧–૧૧ | ૧૦–૧૧–૧૧ | ૧૦–૧૧–૧૦ | ૧૦–૧૦–૧૦ | ૯–૧૦–૧૦ |
| બન્નેનો સરવાળો કરતાં + | ૨૩–૨૪–૨૪ | ૨૨–૨૪–૨૩ | ૨૨–૨૩–૨૨ | ૨૧–૨૨–૨૨ | ૨૦–૨૨–૨૧ | ૨૦–૨૧–૨૦ | ૧૯–૨૦–૨૦ |
| ચારે ગુણતાં અને × | ×૪ ૪ ૪ | ×૪ ૪ ૪ | ×૪ ૪ ૪ | ×૪ ૪ ૪ | ×૪ | ×૪ | ×૪ |
| એક ઇન્દ્રક ગોળમાં | ૯૨–૯૬–૯૬ | ૮૮–૯૬–૯૨ | ૮૮–૯૨–૮૮ | ૮૪–૮૮–૮૮ | ૮૦–૮૮–૮૪ | ૮૦–૮૪–૮૦ | ૭૬–૮૦–૮૦ |
| ભેળવતાં + | +૧ | +૧ | +૧ | +૧ | +૧ | +૧ | +૧ |
| પ્રતિપ્રતરે કુલ સંખ્યા | ૯૩–૯૬–૯૬ કુલ–૨૮૫ | ૮૯–૯૬–૯૨ કુલ ૨૭૭ | ૮૯–૯૨–૮૮ કુલ ૨૬૯ | ૮૫–૮૮–૮૮ કુલ ૨૬૧ | ૮૧–૮૮–૮૪ કુલ ૨૫૩ | ૮૧–૮૪–૮૦ કુલ ૨૪૫ | ૭૭–૮૦–૮૦ કુલ ૨૩૮ |

| प्रतरस्थानानी ओळखाण | ८ प्रतरे | ९ प्रतरे | १० प्रतरे | ११ प्रतरे |
|---|---|---|---|---|
| દિશા–વિદિશાના નરકાવાસના | ૨૯–૨૮ | ૨૮–૨૭ | ૨૭–૨૬ | ૨૬–૨૫ |
| ત્રણ ભાગ કરવાથી | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. |
| દિ. | ૯–૧૦–૧૦ | ૯–૧૦–૯ | ૯–૯–૯ | ૮–૯–૯ |
| વિ. | ૯–૧૦–૯ | ૯–૯–૯ | ૮–૯–૯ | ૮–૯–૮ |
| બન્નેનો સરવાળો કરતાં + | ૧૮–૨૦–૧૯ | ૧૮–૧૯–૧૮ | ૧૭–૧૮–૧૮ | ૧૬–૧૮–૧૭ |
| ચારે ગુણતાં અને × | ×૪ | ×૪ | ×૪ | ×૪ |
| એક ઇન્દ્રક ઉમેરતાં + | ૭૨–૮૦–૭૬ +૧ | ૭૨–૭૬ ૭૨ +૧ | ૬૮–૭૨–૭૨ +૧ | ૬૪–૭૨–૬૮ +૧ |
| પ્રતિપ્રતરે કુલ સંખ્યા | ૭૩–૮૦–૭૬ કુલ–૨૨૯ | ૭૩–૭૬ ૭૨ કુલ ૨૨૧ | ૬૯–૭૨–૭૨ કુલ ૨૧૩ | ૬૫–૭૨–૬૮ કુલ ૨૦૫ |

**बीजीनरकना आवासोनो कुल सरवाळो**

બીજી નરકમાં અગીયાર પ્રતરના થઇ ને

| ... | ગોળ. | ત્રિકોણ. | ચોરસ. |
|---|---|---|---|
| | ૨૭૫ | ૯૨૪ | ૮૯૬ |

પંકિતબંધ ત્રણેનો સરવાળો કરતાં ૨૬૯૫

પુષ્પાવકીર્ણ શેષ — ૨૪૯૭૩૦૫ બન્ને મળીને કુલ નરકાવાસ ૨૫ લાખ.

## ॥ तृतीयवालुकाप्रभानरके ॥

| १ प्रतरे | २ प्रतरे | ३ प्रतरे | ४ प्रतरे | ५ प्रतरे | ६ प्रतरे | ७ प्रतरे | ८ प्रतरे | ९ प्रतरे | कुल सरवाळो |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૫—૨૪<br>ગો. ત્રિ. ચો.<br>૮—૯—૮<br>૮—૮—૮ | ૨૪—૨૩<br>ગો. ત્રિ. ચો<br>૮—૮—૮<br>૭—૮—૮ | ૨૩—૨૨<br>ગો. ત્રિ ચો.<br>૭—૮—૮<br>૭—૮—૭ | ૨૨—૨૧<br>ગો. ત્રિ. ચો.<br>૭—૮—૭<br>૭—૭—૭ | ૨૧—૨૦<br>ગો. ત્રિ. ચો.<br>૭—૭—૭<br>૬—૭—૭ | ૨૦—૧૯<br>ગો. ત્રિ. ચો.<br>૬—૭—૭<br>૬—૭—૬ | ૧૯—૧૮<br>ગો. ત્રિ. ચો.<br>૬—૭—૬<br>૬—૬—૬ | ૧૮—૧૭<br>ગો. ત્રિ. ચો.<br>૬—૬—૬<br>૫—૬—૬ | ૧૭—૧૬<br>ગો. ત્રિ. ચો.<br>૫—૬—૬<br>૫—૬—૫ | ગોળ ૪૭૭<br>ત્રિકોણ ૫૧૬<br>ચઉખુણ ૪૯૨ |
| ૧૬–૧૭–૧૬<br>×૪ | ૧૫–૧૬–૧૬<br>×૪ | ૧૪–૧૬–૧૫<br>×૪ | ૧૪–૧૫–૧૪<br>×૪ | ૧૩–૧૪–૧૪<br>×૪ | ૧૨–૧૪–૧૩<br>×૪ | ૧૨–૧૩–૧૨<br>×૪ | ૧૧–૧૨–૧૨<br>×૪ | ૧૦–૧૨–૧૧<br>×૪ | કુલપં૦ સં૦ ૧૪૮૫<br>પુષ્પા૦ ૧૪૯૮૫૧૫ |
| ૬૪–૬૮–૬૪<br>+૧ | ૬૦–૬૪–૬૪<br>+૧ | ૫૬–૬૪–૬૦<br>+૧ | ૫૬–૬૦–૫૬<br>+૧ | ૫૨–૧૪–૧૪<br>+૧ | ૪૮–૫૬–૫૬<br>+૧ | ૪૮–૫૨–૪૮<br>+૧ | ૪૪–૪૮ ૪૮<br>+૧ | ૪૦–૪૮–૪૪<br>+૧ | |
| ૬૫–૬૮–૬૪<br>કુલ ૧૯૭ | ૬૧–૬૪–૬૪<br>કુલ ૧૮૯ | ૫૭–૬૪–૬૦<br>કુલ ૧૮૧ | ૫૭–૬૦–૫૬<br>કુલ ૧૭૨ | ૫૩–૫૬–૫૬<br>કુલ ૧૫૬ | ૪૯–૫૬–૫૬<br>કુલ ૧૫૭ | ૪૯–૫૨–૪૮<br>કુલ ૧૪૯ | ૪૫–૪૮–૪૮<br>કુલ ૧૪૧ | ૪૧–૪૮–૪૪<br>કુલ ૧૩૦ | કુલ ૧૫ લાખ |

| चतुर्थनरके | प्रतर १ | प्रतर २ | प्रतर ३ | प्रतर ४ | प्रतर ५ | प्रतर ६ | प्रतर ७ | कुल सरवाळो |
|---|---|---|---|---|---|---|---|---|
| દિશા–વિદિશાના<br>ત્રણ ભાગ કરવાથી<br>દિ.<br>વિ. | ૧૬—૧૫<br>ગો.ત્રિ. ચો.<br>૫—૬—૫<br>૫—૫—૫ | ૧૫—૧૪<br>ગો. ત્રિ. ચો.<br>૫—૫—૫<br>૪—૫—૫ | ૧૪—૧૩<br>ગો. ત્રિ. ચો.<br>૪—૫—૫<br>૪—૫—૪ | ૧૩—૧૨<br>ગો. ત્રિ. ચો.<br>૪—૫—૪<br>૪—૪—૪ | ૧૨—૧૧<br>ગો. ત્રિ. ચો.<br>૪—૪—૪<br>૩—૪—૪ | ૧૧—૧૦<br>ગો. ત્રિ. ચો.<br>૩—૪—૪<br>૩—૪—૩ | ૧૦—૯<br>ગો. ત્રિ. ચો.<br>૩—૪—૩<br>૩—૩—૩ | ગોળ ૨૨૩<br>ત્રિકોણ ૨૫૨<br>ચોખૂણ ૨૩૨ |
| બન્નેનો સરવાળો +<br>કરી ચારે ગુણતાં | ૧૦–૧૧–૧૦<br>×૪ | ૯–૧૦–૧૦<br>×૪ | ૮–૧૦–૯<br>×૪ | ૮–૯–૮<br>×૪ | ૭–૮–૮<br>×૪ | ૬–૮–૭<br>×૪ | ૬–૭–૬<br>×૪ | પંક્તિબંધ ૭૦૭<br>પુષ્પાવકીર્ણ<br>૯૯૯૨૯૩ |
| એક ઇન્દ્રક ભેળવતાં | ૪૦–૪૪–૪૦<br>+૧ | ૩૬–૪૦–૪૦<br>+૧ | ૩૨–૪૦–૩૬<br>+૧ | ૩૨–૩૬–૩૨<br>+૧ | ૨૮–૩૨–૩૨<br>+૧ | ૨૪–૩૨–૨૮<br>+૧ | ૨૪–૨૮–૨૪<br>+૧ | બન્ને મળીને |
| પ્રતિપ્રતરે કુલ સંખ્યા— | ૪૧–૪૪–૪૦<br>કુલ ૧૨૫ | ૩૭–૪૦–૪૦<br>કુલ ૧૧૭ | ૩૩–૪૦–૩૬<br>કુલ ૧૦૯ | ૩૩–૩૬–૩૨<br>કુલ ૧૦૧ | ૨૯–૩૨–૩૨<br>કુલ ૯૩ | ૨૫–૩૨–૨૮<br>કુલ ૮૫ | ૨૫–૨૮–૨૪<br>કુલ ૭૭ | કુલ ૧૦ લાખ |

## ॥ पञ्चमधूमप्रभानरके प्रत्येक प्रस्तटे वृत्तादिसंख्या यन्त्रम् ॥

| १ प्रतरे | २ प्रतरे | ३ प्रतरे | ४ प्रतरे | ५ प्रतरे | कुलसंख्या |
|---|---|---|---|---|---|
| ૯—૮ | ૮—૭ | ૭—૬ | ૬—૫ | ૫—૪ | ગોળ — ૭૭ |
| ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ત્રિકોણ — ૧૦૦ |
| ૩—૩—૩<br>૨—૩—૩ | ૨—૩—૩<br>૨—૩—૨ | ૨—૩—૨<br>૨—૨—૨ | ૨—૨—૨<br>૧—૨—૨ | ૧—૨—૨<br>૧—૨—૧ | ચોખુણ — ૮૮ |
| ૫—૬—૬<br>×૪ | ૪—૬—૫<br>×૪ | ૪—૫—૪<br>×૪ | ૩—૪—૪<br>×૪ | ૨—૪—૩<br>×૪ | પંક્તિબદ્ધ કુલ ૨૬૫<br>પુષ્પાવકીર્ણ ૨૯૯૭૩૫ |
| ૨૦—૨૪—૨૪<br>+૧ | ૧૬—૨૪—૨૦<br>+૧ | ૧૬—૨૦—૧૬<br>+૧ | ૧૨—૧૬—૧૬<br>+૧ | ૮—૧૬—૧૨<br>+૧ | |
| ૨૧—૨૪—૨૪ | ૧૭—૨૪—૨૦ | ૧૭—૨૦—૧૬ | ૧૩—૧૬—૧૬ | ૯—૧૬—૧૨ | કુલ સંખ્યા ૩ લાખ |
| કુલ ૬૯ | કુલ ૬૧ | કુલ ૫૬ | કુલ ૪૫ | કુલ ૩૭ | |

| षष्ठनरके | प्रतर १ | प्रतर २ | प्रतर ३ | सरवाळो | सप्तमनरके प्रथम प्रतरे |
|---|---|---|---|---|---|
| દિશા-વિદિશાના | ૪—૩ | ૩—૨ | ૨—૧ | ગોળ ૧૫ | ૧ |
| ત્રણ ભાગ કરતાં | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ગો. ત્રિ. ચો. | ત્રિકોણ ૨૮ | પંક્તિબદ્ધ દિશિ- |
| | ૧—૨—૧<br>૧—૧—૧ | ૧—૧—૧<br>૦—૧—૧ | ૦—૧—૧<br>૦—૧—૦ | ચોખુણ ૨૦ | ગત ત્રિકોણ વિ-<br>માનો ૪ |
| પુનઃ સરવાળો | ૨—૩—૨<br>×૪ | ૧—૨—૨<br>×૪ | ૦—૨—૧<br>×૪ | પંક્તિબદ્ધ ૩૦<br>પુષ્પાવકીર્ણ | ઇંદ્રક ૧ |
| કરી ચારે ગુણતાં | ૮—૧૨—૮<br>+૧ | ૪—૮—૮<br>+૧ | ૦—૮—૪<br>+૧ | ૯૯૯૭૨ = | કુલ ૫,<br>નરકાવાસા |
| ઇન્દ્રક ભેળવતાં | ૯—૧૨—૮ | ૫—૮—૮ | ૧—૮—૪ | | પુષ્પાવકીર્ણ |
| પ્રતિપ્રતર સંખ્યા | કુલ ૨૯ | કુલ ૨૫ | કુલ ૧૩ | કુલ ૯૯૯૯૫ | નથી. |

**अवतरण;**—પૂર્વે આવલિક તથા પુષ્પાવકીર્ણ નરકાવાસાઓની ભિન્ન ભિન્ન વ્યવસ્થા જણાવીને હવે તે નરકાવાસાઓનું પ્રમાણ જણાવે છે.

**तिसहस्सुच्चा सव्वे, संखमसंखिज्जविरथडाऽऽयामा ।**
**पणयाल लक्ख—सीमं—तओ अ लक्खं अपइठाणो ॥ २३६ ॥**

**हिट्ठा घणो सहस्सं, उप्पि संकोयओ सहस्सं तु ।**
**मज्झे सहस्सझुसिरा, तिन्निसहस्सूसिआ निरया ॥ २३७ ॥**

संस्कृत અનુવાદઃ—

त्रिसहस्रोच्चाः सर्वे संख्याऽसंख्यविस्तृताऽऽयामाः ।
पञ्चचत्वारिंशल्लक्षो सीमंतकश्च लक्षमप्रतिष्ठान : ॥ २३६ ॥
अधस्तात् घनं सहस्रं उपरि संकोचतः सहस्रं तु ।
मध्ये सहस्रं शुषिराः त्रिसहस्रूच्छ्रिता नरकाः ॥ २३७ ॥

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| तिसहस्सुच्चा-ત્રણહજાર યો૦ ઉંચા | उप्पिसंकोयओ-ઉપર સંકુચિત |
| वित्थडाऽऽयामा-વિસ્તાર--લંબાઇએ | मज्झेसहस्सझुसिरा-મધ્યે સહસ્ર યો૦ પોલાણવાળા |
| हिट्ठा घणो-હેઠલ ગાઢ વિસ્તારે | निरया-નરકાવાસાઓ |

गाथार्थ-विशेषार्थवत् ॥ ૨૩૬ ॥

विशेषार्थः—સાતે નરકપૃથ્વીને વિષે વર્તતા સર્વ નરકાવાસાઓ [ આવલિકાગત અને પુષ્પાવકીર્ણ ] ત્રણ હજાર [ ૩૦૦૦ ] યોજનની **ઉંચાઇ**વાળા છે અને **પ્હોળાઇ** તથા **લંબાઇ**માં કોઇ સંખ્યયોજનના કોઇ અસંખ્યયોજનના એમ બન્ને પ્રકારના છે, જેમ પ્રથમ નરકપ્રતરવર્તી સીમન્ત નામનો ઇન્દ્રક નરકાવાસો [ અઢીદ્વીપપ્રમાણ ] પ્રમાણાંગુલે પીસ્તાળીશલાખ યોજનનો વૃત્તાકારે રહેલો છે અને સાતમીનારકીના મધ્યે રહેલો અપ્રતિષ્ઠાનનરકાવાસો પ્રમાણાંગુલે [ જંબૂદ્વીપ પ્રમાણ ] એકલાખ યોજનનો વૃત્તાકારે રહેલો છે અને તેને ફરતા કાલ, મહાકાલાદિ ચારે નરકાવાસા અસંખ્ય યોજનના વિસ્તારવાળા છે. આ પ્રમાણે આવાસોનું સંખ્ય અસંખ્ય યોજન વિસ્તારપણું સમજવું. [ ૨૩૬ ]

પ્ર૦—ત્રણ હજાર યોજનની ઉંચાઇની સફળતા કેવી રીતે ?

ઉ૦—તો સર્વે નરકાવાસા હેઠલ-નીચેના ભાગે એક હજાર યોજનની તો વિસ્તૃત ગાઢ મજબૂત ઉંચી પીઠિકા [ એટલે કેવળ એટલું જાડું બુંધું ] વાળાં છે, કારણ કે આ આવાસો ( પ્રતર ) પાથડાઓના મધ્ય ભાગે આવેલા છે, એમાં ઉપર અને નીચેના એક એક હજાર ભાગમાં પોલાણ હોતું નથી. પોલાણ તો એના મધ્યભાગે જ છે.

## ॥ नरकावास देखाव ॥



### पृथग् कुंभिकाकारे नरकावास देखाव.



**चित्र परिचय—**

डाबी बाजुना चित्रमां संपूर्ण नरकावास बताव्यो छे. जेमां त्रण हजार यो० मान बतावबामां आव्युं छे. बाजुमां जे आकारो छे ते नारकोने उत्पन्न थवाना गोखो छे ॥

जमणी बाजु अर्ध नरकावास कुंभिकाकारे केवी रीते समजवो ते माटे बतोवल छे ॥

આનંદ પ્રેસ–ભાવનગર.

એથી મધ્ય ભાગે તે આવાસો એક હજારયોજન [ કેવલ નારકોત્પત્તિ યોગ્ય ] પોલાણુવાળા છે ત્યાં આગળ નારકો ઉત્પન્ન થાય છે. ઉત્પન્ન થયા બાદ ગમનાગમન કરવા તત્રવર્તી છિદ્રોમાંથી જુવે છે એટલે પરમાધામીઓ દેખીને—જાણીને તેના ટુકડા કરીને કાઢે છે, ઉત્પત્તિસ્થાન વિસ્તૃત છે અને નીકળવાનો ભાગ બહુ સંકુચિત હોવાથી બ્હાર નીકળતાં નારકોને મહાપીડા થાય છે, નરકાવાસાઓની બ્હાર નીકળ્યા બાદ તે તે નરકવર્તી પ્રતરોના યથાયોગ્ય આંતરાઓની નરકપૃથ્વીમાં નારકોને પરમાધાર્મિકકૃત–ક્ષેત્રજા–અન્યોન્યકૃત પીડાઓનો અનુભવ કરવાનો હોય છે.

ત્યારબાદ તે આવાસો ઉપરભાગે એકહજારયોજનની ઉંચાઈવાળાં છે પરંતુ ઉપરના ભાગે તે નરકાવાસા અનુક્રમે શિખરાકારે ઘુમટાકારે અણીવાળા Λ થતા હોવાથી સંકુચિત વિસ્તારે છે.

આ પ્રમાણે ત્રણ હજાર યોજનની નરકાવાસાઓની ઉંચાઇ ઘટાવી. [૨૩૬–૩૭]

अवतरण;—નરકાવાસાનાં પ્રમાણો દર્શાવીને હવે તે નરકાવાસા ઉક્ત પૃથ્વી પિંડસ્થાનમાં સર્વત્ર હોય કે અમુક ભાગમાં ન પણ હોય ? તે કહે છે.

**छसु हिट्ठोवरि जोयण–सहस्स बावन्नसड्ढ चरमाए ।**
**पुढवीए नरयरहियं, नरया सेसंमि सव्वासु ॥ २३८ ॥**

## સંસ્કૃત અનુવાદ:—

**षट्सु अधः उपरि योजनसहस्राणि द्वापञ्चाशत् सार्धं चरमाए ।**
**पृथिव्यां नरकरहितं नरकाः शेषासु सर्वासु ॥ २३८ ॥**

## શબ્દાર્થ:—

छसु हिट्ठोवरि=છ પૃથ્વીમાં હેઠે ઉપર
बावन्नसड्ढ=સાડીબાવન હજાર
चरमाए पुढवीए=અન્ત પૃથ્વીમાં
सेसंमि सव्वासु=શેષ સર્વમાં
नरयरहियं=નારકો રહિત
नरया=નરકાવાસાઓ

गाथार्थ:—વિશેષાર્થવત્ ॥ ૨૩૮ ॥

विशेषार्थ:—પ્રથમની રત્નપ્રભાદિ છ પૃથ્વીને વિષે દરેક પૃથ્વીના યથાયોગ્ય પિંડપ્રમાણમાંથી ઉપર અને નીચેની એક હજારયોજન પૃથ્વીપિંડમાં નરકાવાસાઓ નારકો કે પ્રતરો હોતા નથી, એટલે ખાલી જ સઘનપૃથ્વી ભાગ છે, બાકીના ૧૭૮૦૦૦ યો૦ માં સર્વભાગમાં નારકોત્પત્તિયોગ્ય નરકાવાસાઓ યથા–યોગ્ય

સ્થાને ( તે તે પ્રસ્તરોમાં ) આવેલા છે [ કારણ કે તે પૃથ્વીના બાહલ્યાનુસારે પ્રતરનું અંતર રહેલું છે, માટે આગલી ગાથામાં જે જે પૃથ્વીગત પ્રતરોનું જે જે અંતર કહે તેટલે તેટલે અંતરે તે નરકાવાસાઓ પણ સમજી લેવાના છે ] જ્યારે છેલ્લી પૃથ્વી માઘવતીને વિષે ઉપર અને નીચે બન્ને સ્થાનેથી સાડી બાવન હજાર યોજનનું ક્ષેત્ર છોડી દેવાનું છે, કારણ કે ત્યાં નરકાવાસા હોતા નથી માત્ર શેષ ત્રણ હજાર યોજનમાંજ નરકાવાસાઓ છે કારણ કે ત્યાં એક જ પ્રતર છે, તે પ્રતર ૩૦૦૦) યોજન ઉંચાઇમાં હોય છે, કેમકે નરકાવાસાઓની ઉંચાઇ તેટલીજ હોય છે.

આ ગાથા નરકાવાસાઓના કથનને અંગે છે, નહિં કે નારકોના સ્થાન માટે. નારકો તો પ્રતરોના આંતરાંમાં પણ હોઇ શકે છે. [ ૨૩૮ ]

अवतरण;—હવે તે તે પૃથ્વીવર્તી પ્રસ્તટોનું અંતર જાણવા માટે ઉપાય બતલાવે છે.

**बिसहस्सूणा पुढवी, तिसहस्सगुणेहिं निअयपयरेहिं ।**
**ऊणा रुवूणनिअपयर–भाइआ पत्थडंतरयं ॥ २३९ ॥**

### સંસ્કૃત અનુવાદઃ—

**द्विसहस्रोना पृथ्वी त्रिसहस्रगुणिता निजप्रतरैः ।**
**ऊना रुपोननिजप्रतरभक्ता प्रस्तटान्तरम् ॥ २३९ ॥**

### શબ્દાર્થઃ—

बिसहस्सूणा= બે હજાર યો૦ ઉણી
निअपयरेहिं= નિજપ્રતર સાથે
रुवूणनिअपयर=એકરૂપઉણ નિજ પ્રતર સંખ્યા સાથે
भाइआ=ભાંગવી

गाथार्थ:—પોતાના ( ઇષ્ટ નરકના ) પ્રતરની સંખ્યાવડે ત્રણ હજાર ( પાટડા પ્રમાણ ) ને ગુણીને તે સંખ્યા આવે તે બે હજાર ન્યૂન એવા તે તે પૃથ્વી પિંડમાંથી બાદ કરી જે સંખ્યા શેષ રહે તેને એકરૂપ ન્યૂન પ્રતરની સંખ્યાવડે ( કારણ કે પ્રતરની સંખ્યાથી આંતરા એક સંખ્યા ન્યૂન થાય ) ભાંગતા પાથડાનું અંતર આવે છે. ॥ ૨૩૯ ॥

विशेषार्थ:—આ ગાથાનો ઉપયોગ છ પૃથ્વી સુધી ઘટી શકશે કારણ કે સાતમી પૃથ્વીએ તો પ્રતર એક જ હોવાથી અંતર કયાંથી પેદા કરવું ? માટે

૭ પૃથ્વીને વિષે ક્રમશઃ કહેશે. અહિં પ્રથમ રત્નપ્રભાપૃથ્વી માટે ઉદાહરણ આપીને ઉપાય બતાવીએ છીએ.

उदाहरणम्—પ્રથમ રત્નપ્રભાપૃથ્વીનું એક લાખ એંશી હજાર યોજનનું પિંડબાહલ્ય છે, તે પિંડ પ્રમાણને ઉપરથી અને નીચેથી એક એક હજાર યોજનવડે ન્યૂન કરીએ ત્યારે ૧ લાખ ૭૮ હજારનો પિંડ રહ્યો, હવે આ પૃથ્વીને વિષે નિજપ્રતર સંખ્યા તેરની છે અને પ્રત્યેક પ્રતર ત્રણ–ત્રણ હજાર યોજન ઉંચા છે, માટે પ્રથમ કેવલ તેરે પ્રતરેજ રોકેલા ક્ષેત્ર પ્રમાણને જૂદું કાઢવા ( ૧૩×૩ હજાર ) તેરને ત્રણ હજારે ગુણતાં ૩૯ હજારનું તો પ્રતર ક્ષેત્ર આવ્યું, તેને ઉક્ત ૧ લાખ ૭૮ હજારના પિંડમાંથી બાદ કરતાં ૧ લાખ ૩૯ હજારનું પૃથ્વીક્ષેત્ર તેર પ્રતરના અંતર લાવવા માટે શેષ રહ્યું.

હવે [ ચાર આંગળીના આંતરા ત્રણ જ થાય તેમ ] તેર પ્રતરના આંતરા બાર હોવાથી ૧ લાખ ૩૯ હજાર યોજનના શેષ રહેલા અંતરક્ષેત્રને બારે ભાગ આપીયે એટલે ૧૧૫૮૩ યો૦ $\frac{1}{3}$ યો૦ નું પ્રત્યેક પ્રતરવર્તી અંતર નીકળી આવે છે જે વાત આગલી ગાથા સ્પષ્ટ કરશે. [ ૨૩૯ ]

अवतरण;—હવે પૂર્વગાથામાં કહેલા ઉપાય દ્વારા પ્રાપ્ત થતા રત્નપ્રભાદિ પૃથ્વીગત પ્રતરોના અંતરમાનને ગ્રન્થકાર પોતેજ કહે છે.

**तेसीआ पंचसया, इक्कारस चेव जोयण सहस्सा ।**
**रयणाए पत्थडंतर,–मेगो च्चिअ जोअणतिभागो ॥ २४० ॥**
**सत्ताणवइ सयाइं, बीयाए पत्थडंतरं होइ ।**
**पणसत्तरि तिन्नि सया, बारस सहस्सा य तइयाए ॥२४१॥**
**छावट्ठसयं सोलस–सहस्स पंकाए दो तिभागा य ।**
**अड्ढाइज्ज सयाइं, पणवीस सहस्स धूमाए ॥ २४२ ॥**
**बावन्नसड्ढसहसा, तमप्पभापत्थडंतरं होइ ।**
**एगोच्चिअ पत्थडओ, अंतररहिओ तमतमाए ॥ २४३ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

त्र्यशीतिपञ्चशतानि एकादश चैव योजनसहस्राणि ।
रत्नायाः प्रस्तटान्तरमेकश्चैव योजनत्रिभागः ॥ २४० ॥

सप्तनवतिशतानि द्वितीयायाः प्रस्तटान्तरं भवति ।
पञ्चसप्ततिः त्रीणि शतानि द्वादश सहस्राणि च तृतीयायाः ॥२४१॥

षट्षष्टिश्शतं षोडशसहस्राणि पङ्कायां द्वौ त्रिभागाश्च ।
शतानि पञ्चविंशतिसहस्राणि धूमायाम् ॥ २४२ ॥

द्वापञ्चाशत् सार्धसहस्राणि तमःप्रभाप्रस्तटान्तरं भवति ।
एकश्चैव प्रस्तटः आंतररहितस्तमस्तमायाम् ॥ २४३ ॥

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| तेसीआ पंचसया=પાંચસો ત્ર્યાસી | पणसत्तरि=પંચોતેર |
| पत्थडंतर=પાથડાનું અંતર | अड्ढाइज्जसयाइं=અઢીસો (૨૫૦) યોજન |
| सत्ताणवइसयाइं=નવહજાર સાતસો | धूमाए=ધૂમપ્રભાને વિષે |

*ગાથાર્થ:*—૧ રત્નપ્રભામાં નિશ્ચયે ૧૧૫૮૩ યો૦ ૧/૩ યો૦ નું પ્રતિપ્રસ્તર અંતર છે. [ ૨૪૦ ]

૨ શર્કરાપ્રભાના ૧૧ પ્ર૦ ના દસ આંતરામાં ૯૭૦૦ યો૦નું પ્રતિપ્રસ્તર અંતર છે.

૩ વાલુકાપ્રભાના ૯ પ્ર૦ ના આઠ આંતરામાં ૧૨૩૭૫ યો૦ નું પ્રતિપ્રસ્તર અંતર છે. [ ૨૪૧ ]

૪ પંકપ્રભાના ૭ પ્ર૦ ના છ આંતરામાં ૧૬૧૬૬૨/૩ યો૦ નું પ્રતિપ્રસ્તર અંતર છે.

૫ ધૂમપ્રભાના ૫ પ્ર૦ ના ચાર આંતરામાં ૨૫૨૫૦ યો૦ નું પ્રતિપ્રસ્તર અંતર છે. [ ૨૪૨ ]

૬ તમઃ પ્રભાના ૩ પ્ર૦ ના બે આંતરામાં ૫૨૫૦૦ યો૦ નું પ્રતિપ્રસ્તર અંતર છે.

૭ અને સાતમી તમસ્તમાપ્રભા અંતર રહિત હોય છે કારણ કે ત્યાં તે નિશ્ચયે એકજ પ્રસ્તર છે જેથી અંતર સંભવેજ કયાંથી ? [ ૨૪૩ ]

*વિશેષાર્થ:*—સુગમ છે. વધુ માહિતી નીચેના યન્ત્રદ્વારા પણ મળી શકશે. [ ૨૪૦–૨૪૩ ]

## ॥ प्रतिपृथ्वीप्रस्तटांतरप्रदर्शकयन्त्रम् ॥

| पृथ्वीओनां नामो- | रत्नप्रभा | शर्कराप्रभा | वालुकाप्रभा | पंकप्रभा | धूमप्रभा | तमःप्रभा | तमस्तमःप्रभा |
|---|---|---|---|---|---|---|---|
| प्रतर संख्या- | १३ | ११ | ९ | ७ | ५ | ३ | १ |
| पृथ्वीपिंडमान | ૧૮૦૦૦૦ | ૧૩૨૦૦૦ | ૧૨૮૦૦૦ | ૧૨૦૦૦૦ | ૧૧૮૦૦૦ | ૧૧૬૦૦૦ | ૧૦૮૦૦૦ |
| २ हजारेन्यून करतां- | ૧૭૮૦૦૦ | ૧૩૦૦૦૦ | ૧૨૬૦૦૦ | ૧૧૮૦૦૦ | ૧૧૬૦૦૦ | ૧૧૪૦૦૦ | ૧૦૬૦૦૦ |
| पृथ्वीगत केवल सर्व प्रतरमानन्यूलकरतां- | ૩૯૦૦૦ | ૦૩૩૦૦૦ | ૨૭૦૦૦ | ૨૧૦૦૦ | ૧૫૦૦૦ | ૯૦૦૦ | ૩૦૦૦ |
| प्रतरमानेन्यूनमान- | ૧૩૯૦૦૦ | ૯૭૦૦૦ | ૯૯૦૦૦ | ૯૭૦૦૦ | ૧૦૧૦૦૦ | ૧૦૫૦૦૦ | ૦ |
| एकसंख्यान्यून प्रतर संख्याये भागतां | બારે ભાંગતાં ૧૧૫૮૩ ૧/૩ યો૦ | દશે ભાંગતાં ૯૭૦૦ યો૦ | આઠે ભાંગતાં ૧૨૩૭૫ યો૦ | છએ ભાંગતાં ૧૬૧૬૬ ૨/૩ યો૦ | ચારે ભાંગતાં ૨૫૨૫૦ યો૦ | બેએ ભાંગતાં ૫૨૫૦૦ યો૦ | પ્રતર નથી ૫૧૫૦૦૦યો૦ |

## 卐 अथ नारकाणां तृतीयावगाहनाद्वारं प्रारभ्यते । 卐

अवतरण:—ભુવનદ્વારને કહીને હવે ગ્રન્થકાર નારકોનું ભવધારણીય તથા ઉત્તર વૈક્રિયાદિ શરીરનું અવગાહના સ્વરૂપ તૃતીયદ્વાર શરૂ કરે છે, એમાં પ્રથમ **ભવધારણીય** અવગાહના પ્રત્યેક નારકીમાં ઓઘથી-સમુચ્ચયે વર્ણવે છે.

**पउणट्ठधणु छ अंगुल, रयणाए देहमाणमुक्कोसं ।**
**सेसासु दुगुण दुगुणं, पणधणुसय जाव चरिमाए ॥२४४॥**

**સંસ્કૃત અનુવાદઃ—**

**पादोनाष्टधनूंषि षडंगुलाः रत्नायां देहमानमुत्कृष्टम् ।**
**शेषासु द्विगुणं द्विगुणं पञ्चधनुःशतं यावच्चरमायाम् ॥ २४४ ॥**

**શબ્દાર્થ:—સુગમ છે.**

गाथार्थ:—રત્નપ્રભાને વિષે ઉત્કૃષ્ટ દેહમાન પોણાઆઠ ધનુષ્ય અને છ અંગુલ સમુચ્ચયે હોય છે અને શેષ પૃથ્વીમાં [સમુચ્ચયે] જાણવા માટે તે પ્રમાણને દ્વિગુણ-દ્વિગુણ કરતાં યાવત્ ચરમ (છેલ્લી) પૃથ્વીમાં પાંચસો ધનુષ્ય થાય. [૨૪૪]

विशेषार्थ:—ભવધારણીય શરીર કોને કહેવાય ? તેની વ્યાખ્યા અમે પૂર્વ ગાથા પ્રસંગે કરી છે. તથાપિ આભવપર્યન્ત રહેવાવાળું સ્વાભાવિક જે શરીર તે ભવધારણીય સમજવું. પહેલી રત્નપ્રભા નરકપૃથ્વીમાં નારકીઓનું ઉત્કૃષ્ટ દેહમાન પોણાઆઠ ધનુષ્ય [ ૩૧ હાથ ] અને ઉપર છ અંગુલનું હોય છે, અને શેષ શર્કરાપ્રભાદિને વિષે ક્રમશઃ દ્વિગુણ વૃદ્ધિ કરવાની હોવાથી તે વૃદ્ધિ કરતાં બીજીનરકમાં ૧૫ાા ધનુ૦ ૧૨ હાથનું, ત્રીજી નરકના નારકોનું ભવધારણીય ઉત્કૃષ્ટ દેહમાન ૩૧ા ધનુષ્ય, ચોથી નરકમાં ૬૨ાા ધનુષ્ય, પાંચમીમાં ૧૨૫ ધનુષ્ય, છઠ્ઠીમાં ૨૫૦ ધનુષ્ય અને સાતમીમાં ૫૦૦ ધનુષ્યનું ઉત્કૃષ્ટ દેહમાન છે. પશ્ચાનુપૂર્વીએ સાતમીથી વિચારવું હોય તોપણ અર્ધ-અર્ધન્યૂન કરતાં કરતાં ઉપર જવું જેથી યથોક્તમાન આવે છે. [ ૨૪૪ ]

अवतरण:—એ પ્રમાણે ઓઘથી દર્શાવીને પ્રત્યેક પૃથ્વીના પ્રત્યેકપ્રતરના દેહમાનને ઉત્કૃષ્ટથી જણાવવાની ઇચ્છાવાળા ગ્રન્થકાર પ્રથમ રત્નપ્રભાનાંજ પ્રત્યેક પ્રતર માટે કથન કરે છે.

**रयणाए पढमपयरे, हत्थतियं देहमाणमणुपयरं ।**
**छप्पण्णंगुल सड्ढा, वुड्ढी जा तेरसे पुण्णं ॥ २४५ ॥**

સંસ્કૃત અનુવાદ:—

रत्नायां प्रथमप्रतरे हस्तत्रिकं देहमानमनुप्रतरम् ।
षट्पञ्चाशदङ्गुलानां सार्धानां वृद्धिर्यावत् त्रयोदशे पूर्णम् ॥ २४५ ॥

શબ્દાર્થ:—

| | |
|---|---|
| हत्थतियं=ત્રણ હાથ | वुड्ढी=વૃદ્ધિ |
| छप्पणंगुलसड्ढा=સાડાછપ્પન અંગુલ | अणुपयरं=પ્રતિપ્રતરે |

गाथार्थ:—રત્નપ્રભાના પ્રથમપ્રતરે ત્રણ હાથનું ઉત્કૃષ્ટ દેહમાન છે, ત્યાર પછી પ્રત્યેકપ્રતરે ક્રમશ: સાડા છપ્પન અંગુલની વૃદ્ધિ કરવી જેથી તેરમે પ્રતરે પૂર્ણમાન [ ૭॥ ધ૦ ૭ અંગુલનું ] આવે. ॥ ૨૪૫ ॥

विशेषार्थ:—રત્નપ્રભાપૃથ્વીના તેર પ્રતર પૈકી પ્રથમપ્રતરે ત્રણ હાથનું ઉત્કૃષ્ટ ભવ૦ દેહમાન છે, ત્યારપછી દ્વિતીયાદિ પ્રતર માટે એ ત્રણ હાથમાં ૫૬॥ અંગુલની ( બે હાથ-૮॥ અં૦ ) ની ક્રમશ: વૃદ્ધિ કરતા જવી એટલે બીજા પ્રતરે [ ૩ હાથ+૨+૮॥ અં૦ ૫ હાથ-૮॥ અં૦ ] ૧ ધનુ૦ ૧ હાથ ૮॥ અંગુલનું, ત્રીજે વૃદ્ધિ કરતાં ૧ ધનુષ્ય ૩ હાથ અને ૧૭ અંગુલ, ચોથે પ્રતરે ૨ ધનુ૦ ૨ હાથ ૧॥ અં૦, પાંચમે ૩ ધનુ૦ ૧૦ અં૦, છઠ્ઠે ૩ ધનુષ્ય, સાતમે ૪ ધનુ૦ ૧ હાથ ૩ અં૦, આઠમે ૪ ધનુ૦ ૩ હાથ ૧૧॥ અં૦, નવમે ૫ ધનુ૦ ૧ હાથ ૨૦ અં૦, દસમે ૬ ધનુ૦ ૪॥ અં૦, અગીયારમે ૬ ધનુ૦, બે હાથ અને ૧૩ અં૦, બારમે ૭ ધનુ૦ ૨૧॥ અં૦, અને અંતિમ તેરમે પ્રતરે ૭ ધનુષ્ય ૩ હાથ અને છ અંગુલનું પૂર્વોક્ત પ્રમાણુ આવે. [ ૨૪૫ ]

अवतरण:—હવે શેષશર્કરાદિ સાતે પૃથ્વીને વિષે તે ઉત્કૃષ્ટ દેહમાન કહે છે.

जं देहपमाण उवरि-माए पुढवीए अंतिमे पयरे ।
तं चिय हिट्ठिम पुढवीए, पढमे पयरम्मि बोद्धव्वं ॥२४६॥
तं चेगूणगसगपयर-भइयं बीयाइपयरवुड्ढि भवे ।
तिकर तिअंगुलकरसत्त, अंगुलासड्ढिगुणवीसं ॥ २४७ ॥
पणधणु अंगुलवीसं, पणरस धणुदुन्निहत्थ सड्ढाय ।
बासट्ठि धणुह सड्ढा, पणपुढवीपयरवुड्ढि इमा ॥ २४८ ॥

## સંસ્કૃત છાયાઃ—

यद्देहप्रमाणमुपरितन्यां पृथिव्यामन्तिमे प्रतरे ।
तदेवाऽऽधस्तन्यां पृथिव्यां प्रथमे प्रतरे बोद्धव्यम् ॥ २४६ ॥
तदेकोनस्वकप्रतरैर्भक्तं द्वितीयादिप्रतरवृद्धिर्भवेत् ।
त्रिकराख्यङ्गुलानि करास्सप्त अङ्गुलानि सार्द्धानि एकोनविंशतिः ॥२४७
पञ्च धनूंषि अङ्गुलानि विंशतिः पञ्चदशधनूंषि द्वौ हस्तौ सार्द्धौ च ।
द्वाषष्टिधनूंषि सार्द्धानि पञ्च पृथवीषु प्रतरवृद्धय इमाः ॥ २४८ ॥

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| बोद्धव्वं=જાણવું જોઇએ | तिकर=ત્રણ હાથ |
| एगुणसगपयर=એક ઉણા સ્વપ્રતરે | सड्डिगुणवीसं=સાડી ઓગણીસ |
| भइयं=ભાંગવું | पणधणु=પાંચ ધનુષ્ય |
| वुड्डिभवे=વૃદ્ધિ થાય | इमा=આ પ્રમાણે |

ગાથાર્થઃ—ઉપર ઉપરની પૃથ્વીના અંતિમ પ્રતરે જે દેહ પ્રમાણ હોય તે નિશ્ચે હેઠળ હેઠળની પૃથ્વીના પ્રથમ પ્રતરે જાણવું. ॥ ૨૪૬ ॥

આ શર્કરાદિક છએ પૃથ્વીના પ્રથમપ્રતર માટે ઉપાય કહ્યો.

હવે શર્કરાદિક છએ પૃથ્વીઓના અન્ય પ્રતરો માટે એવું કરવું કે તે તે પૃથ્વીએ પ્રાપ્ત થતા પ્રથમ પ્રતરવર્તી દેહમાનને પોતપોતાની પૃથ્વીમાં જે જે પ્રતરની સંખ્યા હોય તેને એક ન્યૂન કરીને ભાગ આપવો ભાગ આપતાં જે આવે તે તેતે પૃથ્વીના દ્વિતીયાદિ પ્રતરોમાં વૃદ્ધિકારક થાય, એમ કરતાં અનુક્રમે (શર્કરામાં વૃદ્ધિ અંક) ત્રણ હાથ અને ત્રણ અંગુલ, ત્રીજી માટે ૭ હાથ અને ૧૯ાા અંગુલ, ચોથી માટે ૫ ધનુષ્ય ૨૦ અંગુલ, પાંચમી નરક માટે ૧૫ ધનુ૦–૨ાા હાથ, છઠ્ઠી નારકે વૃદ્ધિકારક અંક ૬૨ ધનુષ્ય. એ પ્રમાણે મધ્યની પાંચે નરક-પૃથ્વી માટે આ વૃદ્ધિઅંક પ્રમાણે વૃદ્ધિ કરવી. [૨૪૭–૨૪૮]

વિશેષાર્થઃ—પ્રથમ રત્નપ્રભાને વિષે દેહમાન તો ગત ગાથામાં જણાવ્યું, હવે ૨૪૬ ગાથાના અર્થાનુસાર ઉપરની રત્નપ્રભાના અંતિમ પ્રતરે ઉત્કૃષ્ટ દેહમાન ૭ ધનુષ્ય ૩ હાથ અને ૬ અંગુલ તે નીચેના બીજી શર્કરાપ્રભાના પ્રથમ પ્રતરે હોય.

૨—ત્યારપછી તેજ નરકના દ્વિતીયાદિ પ્રતરોમાં જાણવા માટે પ્રથમ તેના અંગુલ કરી નાંખવા, ચાર હાથનો એક ધનુષ્ય હોવાથી સાત ધનુષ્યના ૨૮

હાથ થયા, તેમાં ત્રણ હાથ બીજા ઉમેર્યા એટલે ૩૨ હાથ–૭ અંગુલ થયા. ૩૨ હાથના પણ અંગુલ કરી નાંખવા [ ૨૪ અંગુલનો એક હાથ હોવાથી ] ચોવીસે ગુણ્યા એટલે ૭૪૦ અંગુલ ઉપરના શેષ ૬ ઉમેરતાં ૭૪૬ અંગુલ દેહમાન આવ્યું, એ દેહમાનને શર્કરાપ્રભાના ૧૧ પ્રતરો હોવાથી ગાથાર્થાનુસાર એક ન્યૂન કરી ભાગ આપવાનો હોવાથી ૧૦ પ્રતરે ભાગ આપતાં ૧૦)૭૪૬ ૭૫ અંગુલ પ્રત્યેક પ્રતરે વૃદ્ધિ કરવા માટે ભાગે પડતા આવે. એટલે ૭૫ અંગુલમાંથી, ત્રણ હાથ અને ત્રણ અંગુલનો વૃદ્ધિ અંક આવ્યો, એને પ્રથમના દેહમાનમાં ઉમેરવાથી ૮ ધનુષ્ય ૨ હાથ અને ૯ અંગુલનું દેહમાન શર્કરાપ્રભાના દ્વિતીય પ્રતરે આવે, પુનઃ એ વૃદ્ધિ અંક તેમાં ઉમેરવાથી ત્રીજે પ્રતરે ૯ ધ૦ ૧ હા૦ ૧૨ અં૦, ચોથે ૧૦ ધ૦ ૧૫ અં૦, પાંચમે ૧૦ ધનુ૦ ૩ હા૦ ૧૮ અં૦, છઠ્ઠે ૧૧ ધ૦ ૨ હા૦ ૨૧ અં૦, સાતમે ૧૨ ધ૦ ૨ હા૦, આઠમે ૧૩ ધ૦ ૧ હા૦ ૩ અં૦, નવમે ૧૪ ધ૦ ૬ અં૦, દસમે ૧૪ ધ૦ ૩ હા૦ ૯ અં૦, અગીયારમે ૧૫ ધનુષ્ય ૨ હાથ અને ૧૨ અંગુલનું ઉત્કૃષ્ટ દેહમાન આવી રહે.

૩—હવે શર્કરા પ્રભાના અંતિમ પ્રતરનું ૧૫ ધનુષ્ય ૨ હાથ અને ૧૨ અંગુલનું માન તે ત્રીજી વાલુકાપ્રભાના પ્રથમ પ્રતરે હોય, બીજા પ્રતર માટે તે માનના રત્નપ્રભાની જેમ અંગુલ કરી એક ન્યૂન આઠ પ્રતરે ભાગ આપવાથી ગાથામાં કહેલો સર્વપ્રતરમાટેનો ‘ ૭ હાથ અને ૧૯ાા અંગુલનો વૃદ્ધિઅંક ’ આવે, એ અંકને પ્રથમ પ્રતરના ઉક્ત માનમાં ઉમેરવાથી ત્રીજી નરકના બીજે પ્રતરે ૧૭ ધ૦ ૨ હા, ૭ાા અં૦ નું ઉ૦ દેહમાન આવે. ત્રીજે તે વૃદ્ધિ અંક ઉમેરતાં ૧૯ ધ૦ ૨ હા૦ ૩ અં૦ નું, ચોથે ૨૧ ધ૦ ૧ હા૦ ૨૨ાા અં૦ નું, પાંચમે ૨૩ ધ૦ ૧ હા૦ ૧૮ અં૦ નું, છઠ્ઠે ૨૫ ધ૦ ૧ હાથ ૧૩ાા અં૦ નું, સાતમે ૨૭ ધ૦ ૧ હા૦ ને ૯ અં૦ નું, આઠમે ૨૯ ધ૦ ૧ હાથ, ૪ાા અં૦ નું, નવમે પ્રસ્તરે ઉ૦ ભવ૦ માન ૩૧ ધનુષ્ય અને એક હાથનું આવી રહે. [૨૪૭]

૪—હવે વાલુકાના અંતિમ પ્રતરવર્તી જે દેહમાન તેજ ૩૧ ધનુ૦ ૧ હાથનું ચોથી પંકપ્રભાના પ્રથમપ્રતરે જાણવું, તે માનને એક ન્યૂન પંકપ્રભાના ૬ પ્રતરે ભાગ આપતાં પ્રત્યેક પ્રસ્તટાશ્રયી ‘ ૫ ધનુષ્ય અને ૨૦ અંગુલનો વૃદ્ધિ અંક ’ નીકળી આવે, એ ૫ ધનુ૦ ૨૦ અંગુલની પ્રથમ પ્રતરના દેહમાનમાં વૃદ્ધિ કરતાં દ્વિતીય પ્રતરે ૩૬ ધ૦ ૧ હા૦ ૨૦ અં૦ નું દેહમાન આવે, ત્રીજે ૪૧ ધ૦ ૨ હા૦ ૧૬ અં૦, ચોથે ૪૬ ધ૦ ૩ હા૦ ૧૨ અં૦, પાંચમે ૫૨ ધ૦ ૮ અં૦, છઠ્ઠે ૫૭ ધ૦ ૧ હા૦ ૪ અં૦, સાતમે પ્રસ્તટે ૬૨ ધનુષ્ય અને બે હાથનું જાણવું.

## सप्तनरकेषु 'प्रत्येकप्रतरे' नारकीनां उ० देहमानयन्त्रकम् ॥

| ॥ १ रत्नप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| प्रतर | धनुष्य— | हाथ— | अंगुलमान |
| १ | ० | ३ | ० |
| २ | १ | १ | ८॥ |
| ३ | १ | ३ | १७ |
| ४ | २ | २ | १॥ |
| ५ | ३ | ० | १० |
| ६ | ३ | २ | १८॥ |
| ७ | ४ | १ | ३ |
| ८ | ४ | ३ | ११॥ |
| ९ | ५ | १ | २० |
| १० | ६ | ० | ४॥ |
| ११ | ६ | २ | १३ |
| १२ | ७ | ० | २१॥ |
| १३ | ७ | ३ | ६ |

| ॥ २ शर्कराप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| १ | ७ | ३ | ६ |
| २ | ८ | २ | ९ |
| ३ | ९ | १ | १२ |
| ४ | १० | ० | १५ |
| ५ | १० | ३ | १८ |
| ६ | ११ | २ | २१ |
| ७ | १२ | २ | ० |
| ८ | १३ | १ | ३ |
| ९ | १४ | ० | ६ |
| १० | १४ | ३ | ९ |
| ११ | १५ | २ | १२ |

| ॥ ३ वालुकाप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| प्रतर | धनुष्यमान | हस्तमान | अंगुलमान |
| १ | १५ | २ | १२ |
| २ | १७ | २ | ७॥ |
| ३ | १९ | २ | ३ |
| ४ | २१ | १ | २२॥ |
| ५ | २३ | १ | १८ |
| ६ | २५ | १ | १३॥ |
| ७ | २७ | १ | ९ |
| ८ | २९ | १ | ४॥ |
| ९ | ३१ | १ | ० |

| ॥ ४ पंकप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| १ | ३१ | १ | ० |
| २ | ३६ | १ | २० |
| ३ | ४१ | २ | १६ |
| ४ | ४६ | ३ | १२ |
| ५ | ५२ | ० | ८ |
| ६ | ५७ | १ | ४ |
| ७ | ६२ | २ | ० |

| ॥ ५ धूमप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| १ | ६२ | २ | ० |
| २ | ७८ | ० | १२ |
| ३ | ९३ | ३ | ० |
| ४ | १०९ | १ | १२ |
| ५ | १२५ | ० | ० |

| ॥ ६ तमःप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| १ | १२५ | ० | ० |
| २ | १८७ | २ | ० |
| ३ | २५० | ० | ० |

| ॥ ७ तमस्तमःप्रभायाम् ॥ | | | |
|---|---|---|---|
| १ | ५०० | ० | ० |

૫—હવે એ ચોથીના અંતિમ પ્રતરનું માન તે પાંચમી ધૂમપ્રભાના પ્રથમ પ્રતરે ૬૨ ધનુ૦ ૨ હાથનું હોય, અહીંઆ પણ તે માનને એક ન્યુન એવા આ પૃથ્વીના ચાર પ્રતરે ભાગ આપીએ ત્યારે પ્રત્યેક પ્રસ્તારશ્રયી "૧૫ ધનુષ્ય અને ૨॥ હાથનો વૃદ્ધિ અંક' આવે એથી એ અંકમાનને પ્રથમ પ્રતરના માનમાં ઉમેરતાં બીજે પ્રતરે ૭૮ ધ૦-૦॥ હાથ ( એકવેંત ) નું, ત્રીજે ૯૩ ધ૦ ૩ હાથ, ચોથે ૧૦૯ ધ૦ ૧॥ હા૦ અને પાંચમે પ્રતરે ૧૨૫ ધનુષ્યનું દેહમાન આવે.

૬—એજ ૧૨૫ ધ૦ દેહમાન નીચેની છઠ્ઠી તમ:પ્રભા પૃથ્વીના પ્રથમ પ્રતરે હોય. દ્વિતીયાદિ પ્રતરો માટે એ માનને એક ન્યૂન બે પ્રતર સંખ્યાએ ભાગ આપતાં '૬૨॥ ધ૦ નો વૃદ્ધિ અંક' આવે, એને ૧૨૫ ધનુષ્યમાં ઉમેરતાં તમ:પ્રભાના બીજા પ્રતરે ૧૮૭॥ ધ૦ નું અને ત્રીજા પ્રતરે ૨૫૦ ધનુષ્યનું દેહમાન આવે. [ ૨૪૮ ]

૭ સાતમી પૃથ્વીમાં એકજ પ્રસ્તટ હોવાથી ત્યાં કંઇ વ્હેંચણી કરવાની હોતી નથી માટે ત્યાં તો ૫૦૦ ધનુષ્યનું ઉત્કૃષ્ટ ભવધારણીય દેહમાન સમજવું.

" इति भवधारणीयदेहमानम् "

अवतरण:—એ પ્રમાણે પ્રત્યેક પ્રતરે ભવધારણીય શરીરની વ્યાખ્યા કરીને હવે સ્વ સ્વ પ્રતરાશ્રયી **ઉત્તરવૈક્રિય** શરીરનું ઉત્કૃષ્ટ દેહમાન કહેવા સાથે શેષાર્ધ ગાથાથી પુનઃ બન્ને શરીરનું જઘન્યથી દેહમાન કેટલું હોય ? તે પણ કહે છે.

## इअ साहाविय देहो, उत्तरवेउव्विओ य तद्दुगुणो ।
## दुविहोऽपि जहन्न कमा, अंगुलअस्संखसंखंसो ॥ २४९ ॥

### સંસ્કૃત અનુવાદ:—

**इति स्वाभाविकदेह उत्तरवैक्रियश्च तद्द्विगुणः ।**
**द्विविधोऽपि जघन्यः क्रमेणाऽङ्गुलाऽसंख्यांश-संख्यांशः ॥ २४९ ॥**

### શબ્દાર્થ:—સુગમ છે.

गाथार्थ:—એ પ્રમાણે સ્વાભાવિક-ભવધારણીય શરીરનું માન કહ્યું. હવે પ્રત્યેક નરકે ઉત્તરવૈક્રિયનું શરીરમાન જાણવા માટે તે તે નરકવર્તી જે જે ભવધારણીય માન કહ્યું છે તે તે માનને ત્યાં દ્વિગુણ-દ્વિગુણ કરવાથી તેજ પૃથ્વીના નારકોનું ઉત્તરવૈક્રિય દેહમાન આવે છે અને બન્ને શરીરોનું પણ જઘન્યમાન અનુક્રમે અંગુલના અસંખ્ય તથા સંખ્યભાગનું હોય છે. ॥ ૨૪૯ ॥

વિશેષાર્થઃ—ઉત્તરવૈક્રિય એટલે મૂલ વૈક્રિયશરીરથી બીજાં વૈક્રિય શરીરોની રચના તે. (વધુ અર્થ પૂર્વે કહેવાયો છે) આ ઉત્તરવૈક્રિયની શક્તિ નારકોને તથાવિધ ભવસ્વભાવથી જ પ્રાપ્ત થાય છે, ભવ૦ અને ઉત્તરવૈક્રિય બન્ને દેહો અસ્થિઆદિની રચના વિનાના કેવલ વૈક્રિયપુદ્ગલોના બનેલા હોય છે. દેવોનું ઉ૦ વૈ૦ જેમ શુભ–મનોજ્ઞ ઉત્તમપુદ્ગલોનું બનેલું હોય છે, જ્યારે નારકોને તે અશુભ–અમનોજ્ઞ અને અનુત્તમ પુદ્ગલોનું હોય છે. જો કે તે નારકો ઉ૦ વૈક્રિય રચના કરતાં હું શુભ વિકુર્વું એમ સુખાર્થે ઇચ્છે છે, પરંતુ તથાવિધ પ્રતિકૂલ કર્મોદયથી અશુભ થઇને ઉભું રહે છે અને તે ઉ૦ વૈ૦ ને ટકાવી રાખવાનો કાલ ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્તનો હોય છે.

પ્રથમ નરકે ઉત્તરવૈક્રિય માન ૧૫ ધનુષ્ય ૨ હાથ અને ૧૨ અંગુલનું, બીજી નરકે ૩૧ ધનુષ્ય ૧ હાથનું, ત્રીજી નરકે ૬૨ ધનુષ્ય ૨ હાથનું, ચોથીમાં ૧૨૫ ધનુષ્ય, પાંચમીમાં ૨૫૦ ધનુષ્યનું, છઠ્ઠીમાં ૫૦૦ ધનુષ્ય, અને સાતમીમાં ૧૦૦૦, ધનુષ્યનું હોય છે.

સર્વ નારકોના ભવધારણીયશરીરની જઘન્યઅવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની હોય છે કારણ કે ઉત્પત્તિ સમયે તેટલી જ હોય છે, જ્યારે ઉત્તર-વૈક્રિયનો પ્રયત્ન છતાં પણ અંગુલના સંખ્યભાગની જઘન્યઅવગાહના હોય છે. [ ૨૪૯ ]

॥ इति अवगाहनाद्वारम् ॥

## 卐 । चतुर्थमुपपातं–पञ्चमं च्यवनविरहद्वारम् । 卐

अवतरण;—એ પ્રમાણે તૃતીયદ્વાર સમાપ્ત થયું. હવે દેવવત્ નારકોનું ચોથું ઉપપાત વિરહ અને પાંચમું ચ્યવનવિરહ દ્વાર કહે છે.

**सत्तसु चउवीसमुहू, सगपनर दिणेगदुचउछम्मासा ।**
**उववाय–चवण विरहो, ओहे बारस मुहुत्त गुरू ॥२५०॥**
**लहुओ दुहाऽवि समओ—२५०½ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

सप्तसु चतुर्विंशतिर्मुहूर्त्ताः, सप्त पञ्चदश दिनानि एक-द्वि-चतुः-षण्मासाः ।
उपपातच्यवनविरहः ओघे द्वादश मुहूर्ताः गुरुः ॥ २५० ॥
लघुको द्विधापि समयः ॥ २५०½ ॥

શબ્દાર્થઃ—ગાથાર્થઃ–વિશેષાર્થવત્ સુગમ છે. ॥ ૨૫૦½ ॥

**विशेषार्थ:**—ઉપપાત તે વિરહ એક જીવ ( નરકમાં ) ઉત્પન્ન થયા બાદ બીજાને ઉત્પન્ન થવામાં કદાચિત્ અંતર પડે તો કેટલું પડે તે અને ચ્યવન-વિરહ—તે એક જીવ ત્યાંથી ચ્યવ્યા ( નીકળ્યા ) પછી બીજો પુન: કેટલો સમય યાવત્ ન ચ્યવે તે. [ વધુ વ્યાખ્યા દેવદ્વારે આપેલ છે. ]

સાતે પૃથ્વીમાં અનુક્રમે ઉપપાતવિરહ તથા ચ્યવનવિરહ સરખો હોવાથી બન્ને દ્વારને જણાવતાં પહેલી રત્નપ્રભા પૃથ્વીમાં એક જીવ ઉત્પન્ન થયા બાદ-બીજો જીવ ઉત્પન્ન થવામાં અથવા એક જીવ ચ્યવ્યા બાદ બીજો ચ્યવવામાં ૨૪ મુહૂર્ત્તનો ઉત્કૃષ્ટથી વિરહ—અંતર પડે ( ત્યારબાદ અવશ્ય કોઇ ઉત્પન્ન થાય અથવા ચ્યવે જ ). એ પ્રમાણે બીજી નરકમાં ૭ દિવસનો, ત્રીજીમાં ૧૫ દિવસનો, ચોથીમાં ૧ માસનો, પાંચમીમાં ૨ માસનો, છઠ્ઠીમાં ૪ માસનો, અને સાતમીમાં ૬ માસનો પડે, સ્વસ્વકાલ પૂર્ણ થયે તે તે પૃથ્વીમાં અવશ્ય અન્ય કોઈ જીવ ઉત્પન્ન થાય અથવા તો ચ્યવન પણ થાય.

વળી પ્રત્યેક નરકાશ્રયી જઘન્ય ઉપ૦ચ્યવન વિરહ એક સમયનો પડે છે.

આ નરકોને વિષે સાતમી નરક સિવાય પ્રાય: નારકો સતત ઉત્પન્ન થાય છે, તેમજ સતત ચ્યવે છે. કોઇ વખતે જ પૂર્વોક્ત વિરહ—અન્તર પડે છે.

તથાપિ " लहुओ दुहाऽवि " પદથી ઓઘે સામાન્યથી પણ [ સાતે પૃથ્વી આશ્રયી ] પણ સાતે નારકીમાં જઘન્ય વિરહમાન એક સમયનું પડે અને ઉત્કૃષ્ટથી ઓઘે—સામાન્યત: બાર મુહૂર્ત્તનું પડે છે.

**इति चतुर्थ-पञ्चम उपपात-च्यवन-विरहद्वारम् ॥ [ २५०-½ ]**

## 卐 ॥ अथ षष्ठ-सप्तममेकसमयोपपात-च्यवनसंख्याद्वारम् ॥ 卐

**अवतरण:**—હવે છઠ્ઠું '**ઉપપાતસંખ્યા**' તથા સાતમું '**ચ્યવનસંખ્યા**' નામનું દ્વાર કહે છે.

## संखा पुण सुरसमा मुणेअव्वा ॥ २५०½ ॥

### સંસ્કૃત અનુવાદ:—

**संख्या पुनः सुरसमा मुणेतव्या ॥ २५०½ ॥**

### શબ્દાર્થ:—ગાથાર્થ:-સુગમ છે. વિશેષાર્થવત્ ॥ ૨૫૦½ ॥

**विशेषार्थ:**—નરકમાં ઉત્પન્ન થનારા તથા ચ્યવનારા જીવોની એક સમયમાં કેટલી સંખ્યા હોય ? તો અનુક્રમે ઉપપાત-ચ્યવનસંખ્યા દેવો સરખી જાણવી.

એટલે એકજ સમયમાં નારકો નરકમાં જઘન્યથી એક બે ત્રણ યાવત્ ઉત્કૃષ્ટ સંખ્ય, અસંખ્ય સુધી ઉત્પન્ન થઇ શકે છે અને એક બે યાવત્ સંખ્ય અસંખ્ય સુધીના ચ્યવી પણ શકે છે. દેવોમાં પણ આ પ્રમાણેજ કહેલ છે. [ ૨૫૦ ]

## 卐 । नरकाधिकारे अष्टमं गतिद्वारम् । 卐

अवतरण:—હવે આઠમા ગતિદ્વાર [ કયા જીવો નરકે જાય છે તે ] ને કહે છે.

**संखाउपजत्तपणिंदितिरिनरा जंति नरएसुं ॥ २५१ ॥**

**સંસ્કૃત અનુવાદઃ—**

**संख्यायुःपर्याप्तपञ्चेन्द्रियतिर्यङ्नरा यान्ति नरकेषु ॥ २५१ ॥**

**શબ્દાર્થઃ—ગાથાર્થઃ વિશેષાર્થવત્–સુગમ છે. ॥ ૨૫૧ ॥**

विशेषार्थ:—સંખ્યાતા વર્ષના આયુષ્યવાળા પર્યાપ્તા પંચેન્દ્રિય તિર્યંચો તથા મનુષ્યો નરકને વિષે ઉત્પન્ન થાય છે, પરંતુ તથાવિધ રૌદ્રાદિક અતિક્રૂર અધ્યવસયાદિકથી નરકપ્રાયોગ્ય આયુષ્યનો બન્ધ કર્યે છતે ઉત્પન્ન થાય છે. જે વાત આગલી જ ગાથા કહેશે. [ ૨૫૧ ]

अवतरण;—કયા જીવો નરકાયુષ્યને બાંધે છે–તે અધ્યવસાયાશ્રયી ગતિ કહે છે.

**मिच्छदिट्ठि महारंभ, परिग्गहो तिव्वकोह निस्सीलो ।**
**नरयाउअं निबंधइ, पावरुई [ मइ ] रुद्दपरिणामो ॥ २५२ ॥**

**સંસ્કૃત અનુવાદઃ**

**मिथ्यादृष्टिर्महारम्भपरिग्रहः तीव्रक्रोधः निश्शीलः ।**
**नरकायुष्कं निबध्नाति पापरुची रौद्रपरिणामः ॥ २५२ ॥**

**શબ્દાર્થઃ—**

महारंभ=મહા આરંભી
परिग्गह=મહા–પરિગ્રહી
तिव्वकोह=તીવ્ર ક્રોધી
निस्सीलो=નિઃશીલ
नरयाउअं=નરકાયુષ્યને
निबंधइ=બાંધે છે
पावरुई=પાપરૂચી
रुद्दपरिणामो=રૌદ્ર પરિણામી

गाथार्थ:—વિશેષાર્થવત્ ॥ ૨૫૨ ॥

विशेषार्थ:—मिथ्यात्वी-તે જિનેશ્વરના શાસ્ત્રથી વિપરીત શ્રદ્ધાવાળો, પ્રભુ-શાસનનો તિરસ્કાર કરનારો, અનેક પ્રકારે પ્રભુમાર્ગને અને તેના પાલકોનો ઉડ્ડાહાદિકરનારો તે [૬૬]ગોશાલાદિક પ્રમુખ.

महारंभी—મહાપાપના આરંભ સમારંભને કરનારો, અનેક જીવોની હાનિ જેમાં રહેલી હોય એવા દુષ્ટ ભયંકર કાર્યોને આરંભનાર તે [૬૭]કાલસૌકરીકાદિ ચંડાલવત્.

महापरिग्रही—મહાન્ ધન-કંચન-સ્ત્રીયાદિકના મોટા પરિગ્રહને રાખનારા મમ્મણ શેઠ-વાસુદેવ-વસુદેવાદિ મંડલીકરાજા [૬૮]સૂભૂમ-બ્રહ્મદત્ત ચક્રવર્ત્યાદિક સમજી લેવા.

**તીવ્રક્રોધી** તીવ્ર-મહાન્ ક્રોધને કરનારા, વાત વાતમાં લડતા હોય તેવા અત્યંત ક્રોધી પુરૂષો તથા વ્યાઘ્ર-સર્પાદિક જંતુઓ તે

**નિઃશીલ**—શીયલ ચારિત્ર-બ્રહ્મચર્યાદિક તેથી રહિત પરસ્ત્રીલંપટો હોય, અનેક પરનારીઓના મહાહિતકારી શીયલોને લૂંટનારા હોય-તે વેશ્યા તથા તેને ત્યાં ગમન કરનારા પુરૂષાદિ પ્રમુખ.

**પાપરૂચિ**—પાપનીજ રૂચિવાળો હોય, પુન્યના કાર્યોમાં જેનો પ્રેમજ થતો ન હોય તે કાર્યોને દેખીને બળીમરતો હોય, જેને ધર્મના કાર્યો જોવા કે સાંભળવા પણ ગમતા ન હોય, જ્યાં ત્યાં પાપનાજ કાર્યો-કામો કરતા હોય તેવા ઘણા હોય છે, તે પ્રમુખ.

**રૌદ્રપરિણામી**—રૌદ્ર એટલે મહાન્ ખરાબ પરિણામી. અંતરમાં હિંસાનુ-બંધી વિગેરે રૌદ્રધ્યાન ચાલતુંજ હોય. ગીરોલી-બીલ્લી-તંદુલીયો મત્સ્યાદિક જંતુઓ તથા મનુષ્યો જેમની આખો દિવસ ખરાબ ધારાઓ ચાલતી હોય, અનેકનું અહિતજ કરતા હોય, ઘોર પ્રાણિવધને, માંસાહારાદિકને કરનારા હોય તે પ્રમુખ.

આવા જીવો અશુભપારણતીના યોગે-અતિક્રૂર-દુર્ધ્યાનમાં દાખલ થયે છતે નરકાયુષ્યને બાંધે છે અને નરકમાં ઉત્પન્ન થાય છે, ત્યાં દુઃખમાં ને દુઃખમાં

---

૬૬ ગોશાલો તે પ્રભુ મહાવીરને મહાપીડા આપનારો સ્વમત સ્થાપી પોતે ખોટા સર્વજ્ઞ બની ભગવાનને ઇન્દ્રજાલિક કહેનારો જેની વાર્તા પ્રસિદ્ધ છે.

૬૭ આ મહાચંડાલ શ્રી મહાવીર પ્રભુના વખતમાં થયો છે જે રોજના ૫૦૦ પાડાને મારતો હતો.

૬૮ સુભૂમ ચક્રવર્તી પરિગ્રહની પ્રમાણાતીત આસક્તિથી છખંડ ઉપરાંત સાતમો ખંડ સાધવા જતા મરીને સાતમી નરકે ઉત્પન્ન થયો છે. જે કથાનકપ્રસિદ્ધ છે.

રીબાઇ મરે છે, અહોનિશ દુઃખમાં ડૂબેલા નારકોને ( અમુક કાળ સિવાય ) નરકમાં એક નિમેષ માત્ર પણ સુખનો સમય નથી. દુઃખની પરંપરાઓ ઉપરાઉપરી ચાલુજ હોય છે.

## ત્યારે સુખ કયારે હોય ?

માત્ર કદાચિત્ આગલ કહેવાતા ઉપપાત આદિક હેતુઓને અંગે નારકોને સુખ થાય છે, તે પણ એક સ્વલ્પજ અને સ્વલ્પકાળજ ટકે છે.

એક તો તેઓને ઉત્પત્તિ સમયે પણ કંઇક સુખાભાસ હોય છે કારણ કે પૂર્વજન્મમાં શરીરનો દાહ–છેદ આદિ કંઇ થયું ન હોય ને મૃત્યુ થયું હોય એવા જીવો નરકમાં ઉત્પન્ન થતાં તે ઉત્પત્તિ સમયે અતિશય દુઃખથી પીડાતા નથી, કેમકે અંત સમયે પૂર્વભવ સમ્બન્ધી અથવા ક્ષેત્રાદિક ત્રણ પ્રકારનું વિશેષ દુઃખ હોતું નથી, એથી ત્યારે તેને શાતા હોય છે.

બીજું કોઈ મિત્ર દેવની સહાયથી, જેમ નરકમાં દુઃખી થતા કૃષ્ણને દેવલોકમાં ગયેલા બળરામે જોઇને પૂર્વના પ્રેમને લઇને તેમની પીડા ઉપશમાવી હતી, એવી રીતે કોઈ મિત્રદેવ પીડા શમાવી શાતા સમર્પે તે દેવકૃત કર્મ છે. અને એ પીડાની શાન્તિ કેટલોક કાળ ટકે પણ છે વધુ ટકતી નથી. કારણ કે તે દેવો એવા દુષ્ટ–બીભત્સ સ્થાનમાં વધુ ટકતા નથી અને ( પોતાનો શત્રુ હોય તો તેઓ સામાને પીડા પણ આપે છે ) પછી તત્રવર્તી પીડાઓ પુનઃ પ્રાદુર્ભૂત થાય છે કારણ કે અલ્પપુન્ય હોય તેટલીવાર સુખ ભોગવી લેવાનું હોય છે.

ત્રીજું વળી નારકોમાં કેટલાક હલુકર્મી નારકો તથાવિધ શુભ નિમિત્તને પામીને સમ્યક્ત્વને પામે છે, તેઓને અથવા પૂર્વ ભવમાં ક્ષાયિકસમ્યક્ત્વાદિ વિશિષ્ટ ગુણ સાથે લઇને આવ્યા હોય તેવાઓને જિનેશ્વરદેવ આદિકના ગુણની અનુમોદનાથી શુભ અધ્યવસાય થતાં, અથવા મહાનુભાવ જિનેશ્વર દેવના જન્મ દીક્ષાદિક પાંચે કલ્યાણકો પ્રસંગે અથવા ચોથી રીતે સાતાકર્મના ઉદયથી આ નારકો જાતિ અંધને ચક્ષુ મળવાથી જેમ સુખ પ્રાપ્ત કરે તેમ સુખને મેળવે છે.

એટલુંજ નહીં પણ વધુમાં કોઇ કોઇ ઉચ્ચ-વિશુદ્ધ જ્ઞાનને ધારણ કરનારા નારકો સમ્યક્ત્વ પ્રાપ્ત થયા બાદ પાપનો પશ્ચાતાપ કરતાં મલુમાર્ગની વિશુદ્ધિમાં વધતાં વધતાં તીર્થંકર નામ કર્મ પણ ઉપાર્જન કરે છે. ખરેખર આત્માની શુભાશુભ ભાવનાનીજ બલિહારી છે. [ ૨૫૮ ]

અવતરણઃ—જુદા જુદા જીવોની અધ્યવસાયની વિચિત્રતાથી થતી ગતિનું નિરૂપણ કરે છે.

**असंन्नि सरिसिव पक्खी, सीह उरगित्थि जंति जा छट्ठी ।**
**कमसो उक्कोसेण, सत्तमपुढवीं मणुअमच्छा ॥ २५३ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**असंज्ञि-सरीसृप-पक्षि-सिंहो-रगस्त्रियः यान्ति यावच्छष्ठीम् ।**
**क्रमश उत्कर्षेण सप्तमपृथवीं मनुजमत्स्याः ॥ २५३ ॥**

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| असन्नि=અસંજ્ઞી | उरग=ઉરથી ગમન કરનારા |
| सरिसिव=સરીસૃપ ( ભૂજપરિસર્પો ) | इत्थि=સ્ત્રી |
| पक्खी=પક્ષી | मणुअमच्छा=મનુષ્ય–મત્સ્ય |
| सीह=સિંહ | जंति=જાય છે |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૫૩ ॥

विशेषार्थः—અસંજ્ઞી ( મન રહિત ) સમૂર્ચ્છિમ ( ગર્ભધારણ વિના ઉત્પન્ન થતા ) પંચેન્દ્રિય તિર્યંચો નરક યોગ્યઅધ્યવસાયને પામ થઈ નરકે જાય તો નિશ્ચે પ્હેલીજ નરકે જાય, તેમાંએ પુનઃ ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગના આયુષ્યે અથવા જઘન્યથી દસહજાર વર્ષના આયુષ્યે ઉત્પન્ન થાય છે, પ્હેલી નરક અને વળી ન્યૂન આયુષ્યે ઉત્પન્ન થતા હોવાથી તેઓને વધુ ક્રૂર અધ્યવસાયો થતા નથી એટલે અલ્પ દુઃખના સ્થાનકે ઉત્પન્ન થાય છે. બીજા ગર્ભજ ભુજપરિસર્પ તે ચંદનઘો, પાટલા ઘો, નોલીયા પ્રમુખ જીવો યાવત્ બીજી નરક સુધી ( એટલે કોઇ પ્હેલીમાં, કોઈ સંકિલષ્ટ અધ્યવસાયી બીજીમાં એમ બન્નેમાં ) જઇ શકે છે. ગીધ, સીંચાણો વિગેરે માંસાહારી ગર્ભજ પક્ષિઓ પ્હેલીથી લઈને યાવત્ ત્રણ નરક સુધીમાં જવાને યોગ્ય થાય છે ( જાય છે ). સિંહ, ચિત્તા, વ્યાઘ્ર, ઇત્યાદિ હિંસક ચતુષ્પદ પ્હેલીથી લઇને યાવત્ ચોથી નરક સુધી જઈ શકે છે, ઉરપરિસર્પો તે પેટે ચાલનાર દરેક જાતિના આસીવિષ દૃષ્ટિવિષાદિક સર્પની જાતિઓ યાવત્ પાંચમી નરક સુધી જઇ શકે છે, મહારંભી અને અત્યંત કામાતુર ચક્રવર્તીનું સ્ત્રી રત્ન વિગેરે સ્ત્રીઓ પ્હેલીથી યાવત્ [૬૯]છઠ્ઠી

૬૯ પાપીણી સ્ત્રી ચ્હાય તેટલાં કુકર્મો કરે પરંતુ જાતિ સ્વભાવે પુરૂષને જે સાતમી નારકી પ્રાયોગ્ય અધ્યવસાયો પ્રાપ્ત થાય છે તેવા તો તેણીને થતાજ નથી. જેથી ' સ્ત્રી કરતાં પુરૂષનું મન વધુ સંકિલષ્ટ બની શકે છે ' એ સિદ્ધ થાય છે.

નરક સુધીજ જાય છે, અને મહાપાપને કરનારા મહારંભ, મહાપરિગ્રહ યુક્ત મનુષ્યો અને તંદુલમત્સ્યાદિક જલચર જીવો અતિ ક્રૂર રૌદ્ર અધ્યવસાયને પ્રાપ્ત થતા સાતમીનરક સુધી પણ જાય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટગતિ કહી જઘન્યથી તેઓ રત્નપ્રભાના પ્રથમ પ્રતરે ઉપજે અને મધ્યમ ગતિએ જેઓને માટે જે જે નરકગતિનું નિયમન કર્યું છે તેથી પૂર્વે અને રત્નપ્રભાના પ્રથમ-પ્રતરથી આગળ કોઇપણ પ્રતરે ઉપજે તે મધ્યમ ગતિ સમજવી. [ ૨૫૩ ].

अवतरणः—ઘણે ભાગે નરકથી આવેલા પુનઃ નરકગતિયોગ્ય જીવો કોણ હોય તે કહે છે.

**वाला दाढी पक्खी, जलयर नरयाऽऽगया उ अइकूरा ।**
**जंति पुणो नरएसुं, बाहुल्लेणं न उण नियमो ॥ २५४ ॥**

### સંસ્કૃત અનુવાદઃ

**व्याला दंष्ट्रिणः पक्षिणो जलचरा नरकाऽऽगता तु अतिक्रूराः ।**
**यान्ति पुनर्नरकेषु वाहुल्येन न पुनर्नियमः ॥ २५४ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| वाला=વ્યાલ-શીકારી | अइकूरा=અતિક્રૂર |
| दाढी=દાઢવાલા | पुणो=વળી |
| जलयर=જલચર | वाहुल्लेणं=બહુલતાએ |
| नरयागया=નરકથી આવેલા | न उण नियमो=નિયમ નથી |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૫૪ ॥

विशेषार्थः—ક્રોધથી ભરેલાં અનેકની હાનિ કરનારા વ્યાલ કહેતાં સર્પાદિક જીવો, દાઢવાળા તે વ્યાઘ્ર-સિંહાદિક હિંસક જીવો, ગીધ-સમડી આદિ માંસાહારી પક્ષિઓ, રૌદ્રધ્યાનાદિક મત્સ્યાદિ જલચર જીવો, સંખ્યાતા વર્ષના આયુષ્ય વાળા નરકગતિમાંથી આવેલા હોય તો પણ તેટલાએ કાળમાં મહાપાપને ઉપાર્જન કરનારા હોવાથી તે પુનઃ મોટે ભાગે અતિ ક્રૂર અધ્યવસાયના યોગે નરકાયુષ્યનો બન્ધ કરી નરકમાં યથાયોગ્ય પણે ઉત્પન્ન થાય છે, જીવો માટે કંઇ આ નિયમજ નથી કે પુનઃ નરકમાંજ જાય, કોઇ જીવ તથાવિધ જાતિ સ્મરણાદિક નિમિત્તને પામી દેશ વિરતિ-સમ્યક્ત્વ લાભને પ્રાપ્ત કરી સદ્ગતિને પણ મેળવે છે. [ ૨૫૪ ]

## ॥ सप्तनरकेषु उपपातविरह–च्यवनविरह–उपपातसंख्या–च्यवनसंख्या–गतिद्वारसम्बन्धि यन्त्रम् ॥

| नरकनाम | ज० उ० विरह | उत्कृष्ट उ०च्य०वि० | ज०उ० उप० च्य० सं० | गतिद्वारे–जातिमाश्रयीसंघयणाश्रयि च गतेर्नियमनं |
|---|---|---|---|---|
| ૧ રત્નપ્રભામાં | ૧ સમય | ૨૪ મુહૂર્ત્ત | જઘન્યથી એક બે | અ૦સમુ૦પં૦પ૦– પ્હેલીજનરકે... છેવટ્ઠા તિર્યંચો સં૦વાલો આવે |
| ૨ શર્કરાપ્રભામાં | ,, | ૭ દિવસ | યાવત્ ઉત્કૃષ્ટથી | ભૂજપરિસર્પો...બે નરકસુધી... ” |
| ૩ વાલુકાપ્રભામાં | ,, | ૧૫ દિવસ | સંખ્યઅસંખ્ય | પક્ષી–ખેચરો...ત્રણનરકસુધી... કીલીકાસં૦વાળો ” |
| ૪ પંકપ્રભામાં | ,, | ૧ માસ | ઉપપાત ચ્યવન સંખ્યા | સિંહાદિચારપગા...ચારનરકસુધી... અર્દ્ધનારાચવાળો |
| ૫ ધૂમપ્રભામાં | ,, | ૨ માસ | હોઈ શકે છે | ઉરપરિસર્પો...પાંચનરકસુધી... નારાચવાળો |
| ૬ તમઃપ્રભામાં | ,, | ૪ માસ | સાતેનરકમાં | સ્ત્રી–સ્ત્રીરત્નાદિકો...૭ નરકસુધી... ઋષભનારાચવાળો |
| ૭ તમસ્તમપ્રભામાં | ,, | ૬ માસ | [ દેવવત્ ] | મનુષ્ય–મચ્છો...સાતનરકસુધી... વજ્રઋ૦ના૦વાળો |

સાતે નરકાશ્રયી 'ઓઘથી' ઉત્કૃષ્ટ ઉપપાત–ચ્યવનવિરહ ૧૨ મુ૦ અને જ૦ થી ૧ સમય જાણવો.

**अवतरणः**—અધ્યવસાયાશ્રયી ગતિ કહીને હવે સંઘયણાશ્રયી ગતિને કહે છે. અને નરકમાં કેટલી લેશ્યા હોય તે પણ કહે છે.

**दो पढम पुढवी गमणं, छेवट्ठे कीलिआइ संघयणे ।**
**इक्किक पुढवीवुड्ढि, आइ तिलेसा उ नरएसु ॥ २५५ ॥**

### સંસ્કૃત અનુવાદ—

**द्वे प्रथमपृथिव्यौ गमनं सेवार्त्ते, कीलिकादिसंहनने ।**
**एकैकपृथिवीवृद्धिः आदित्रिलेश्यास्तु नरकेषु ॥ २५५ ॥**

## શબ્દાર્થઃ—પૂર્વે આવી ગયો છે.

ગાથાર્થ:—છેવટ્ઠા સંઘયણમાં બે પ્રથમપૃથ્વી સુધી ગમન હોય, કીલિકાદિ સંઘયણને વિષે એક એક પૃથ્વીની વૃદ્ધિ કરવી, પ્રથમની ત્રણ નરકમાં આદિની ત્રણ લેશ્યાઓ હોય છે. ॥ ૨૫૫ ॥

વિશેષાર્થ:—છેવટ્ઠું અથવા તો સેવાર્ત્ત સંઘયણના બલવાળા જીવોનું પ્હેલી અને બીજી એ બે [૭૦]નરકને વિષે ગમન હોય છે, કીલિકા સંઘયણવાળાનું પ્હેલીથી લઇ ત્રીજી સુધી, અર્ધનારાચ સંઘયણવાળાનું યાવત્ ચોથી સુધી, નારાચ સંઘયણવાળા યાવત્ પાંચમી સુધી, ઋષભનારાચ સંઘયણવાળા યાવત્ છઠ્ઠી સુધી અને વજ્રઋષભનારાચ સંઘયણવાળા યાવત્ સાતમી નરક સુધી પણ જાય છે.

ઉક્ત સંઘયણવાળો શુભ પ્રવૃત્તિ કરનારો હોય તો શુભ અધ્યવસાયના યોગે ઉત્તરોત્તર દેવાદિક ઉત્તમ ગતિને પ્રાપ્ત થતા યાવત્ પ્રથમ સંઘયણવાળા તો મોક્ષે પણ ચાલ્યા જાયછે, જ્યારે તેઓજ અશુભ પ્રવૃત્તિ કરે તો ઉત્તરોત્તર અશુભસ્થાનને પ્રાપ્ત થતા એજ પ્રથમ સંઘયણવાળા સાતમી નરકે પણ જવાને યોગ્ય બને છે.

જઘન્યથી સર્વ સંઘયણવાળા મન્દ અધ્યવસાયના યોગે રત્નપ્રભાના પ્રથમ પ્રતરે અને મધ્યમ અધ્યવસાયથી જઘન્યથી આગળ અને ઉત્કૃષ્ટ ઉપપાતથી અર્વાક્ (વચ્ચગાલે) ઉત્પન્ન થાય છે.

સાતે નરકનેવિષે સમુચ્ચયે પ્રથમની ત્રણ તે કૃષ્ણ—નીલ—કાપોત એ અશુભ લેશ્યા હોય છે કારણ તે જીવો મહાપાપી—મહામલિન અધ્યવસાયવાળા હોય છે. [૨૫૫]

અવતરણ:—હવે એ ત્રણ લેશ્યા ક્યાં ? કોને ? કઇ કઇ ? લેશ્યાઓ હોય તે કહે છે.

**दुसु काऊ तइयाए, काऊ नीला य नीलपंकाए ।**
**धूमाए नीलकिण्हा, दुसु किण्हा हुंति लेसा उ ॥ २५६ ॥**

### સંસ્કૃત અનુવાદઃ—

**द्वयोः कापोता तृतीयस्यां कापोता नीला च नीला पङ्कायाम् ।**
**धूमायां नीलकृष्णे, द्वयोः कृष्णा भवति लेश्या तु ॥ २५६ ॥**

---

૭૦ વર્તમાનમાં છેવટ્ઠા સંઘયણનું મન્દબળ હોવાથી અધ્યવસાયો પણ અતિ ક્રૂર ન થતાં મુખ્યત્વે મન્દાનુભાવવાળા હોવાથી વર્તમાનના જીવો વધુમાં બે નરક યાવત્ જાય છે

શબ્દાર્થ:—આવી ગયો છે.

ગાથાર્થ:—વિશેષાર્થવત્.

વિશેષાર્થ:—લેશ્યા કોને કહેવાય? તે સ્વરૂપ વાચકોને સમજાવવું જો કે બહુ ગહન છે તથાપિ કિંચિત્ સ્વરૂપ દેવદ્વારમાં આપ્યું છે ત્યાંથી જોવું. પ્હેલી બે નરકને વિષે એક કાપોત લેશ્યા હોય પરંતુ પ્હેલીમાં જેટલી મલિનપણે હોય છે તેથી પણ અધિક મલીન બીજી શર્કરાપ્રભામાં હોય, ત્રીજી વાલુકાપ્રભામાં કાપોત અને નીલ એ બે લેશ્યા હોય [ એમાં જેઓનું સાધિક ત્રણ પલ્યોપમનું આયુષ્ય છે તેને કાપોત અને ત્રણથી અધિકવાળાઓને નીલ લેશ્યા હોય છે. ] ચોથી પંકપ્રભાપૃથ્વીમાં એક નીલજ લેશ્યા હોય છે, પાંચમી ધૂમપ્રભાને વિષે નીલ અને કૃષ્ણ એ બે લેશ્યા હોય. [ પરંતુ એ નરકમાં જેઓનું સાધિક દશપલ્યો૦ નું આયુષ્ય હોય તેને નીલ અને તેથી અધિકાયુષી જીવોને કૃષ્ણ લેશ્યા હોય છે અને છેલ્લી તમ: અને તમસ્તમ:પ્રભા એ બન્ને નરકે એક કૃષ્ણજ લેશ્યા હોય છે. પરંતુ પાંચમી કરતાં છઠ્ઠીની કૃષ્ણલેશ્યા અતિમલીન અને તે કરતાં એ સાતમીમાં તો કેવળ તીવ્રતર સંક્લિષ્ટ–મલિન હોય છે. [ ૨૫૬ ]

અવતરણ:—દેવનારકોને દ્રવ્ય લેશ્યાનું અવસ્થિતપણું છતાં ભાવલેશ્યાનું જે બદલાવવાપણું હોય છે તે આ ગાથાવડે ગ્રન્થકાર મહર્ષિ જણાવે છે:—

**सुरनारयाण ताओ, दव्वलेसा अवट्ठिआ भणिया ।**
**भावपरावत्तीए, पुण एसिं हुंति छल्लेसा ॥ २५७ ॥**

સંસ્કૃત અનુવાદ:—

**सुरनारकाणां ता द्रव्यलेश्या अवस्थिता भणिताः ।**
**भावपरावृत्त्या पुनरेषु भवन्ति षड्लेश्याः ॥ २५७ ॥**

શબ્દાર્થ:—

दव्वलेसा=દ્રવ્ય લેશ્યા | भावपरावत्तिए=ભાવની પરાવૃત્તિથી

ગાથાર્થ:—સુર અને નારકોની દ્રવ્ય લેશ્યા અવસ્થિત કહેલી છે, વળી ભાવના પરાવર્તનપણાથી તેઓને છ લેશ્યા કહેલી છે. [ ૨૫૭ ]

વિશેષાર્થ:—પૂર્વગાથામાં પ્રથમ બે નારકીમાં કાપોતલેશ્યા, ત્રીજીમાં કાપોત તથા નીલલેશ્યા એમ યાવત્ સાતમી નારકીમાં કેવલ કૃષ્ણ લેશ્યા જણાવેલ છે. દેવોના વર્ણન પ્રસંગે પણ ' भवणवणपढमचउले सजोइसकप्पदुगे तेऊ ' ઇત્યાદિ

ગાથાથી અમુક દેવોને અમુક લેશ્યાઓ હોય છે તેમ કહ્યું છે. દેવ અને નારકોને કહેલી લેશ્યાઓ અવસ્થિત છે, અર્થાત્ જે દેવોને તેમજ જે નારકજીવોને જે જે લેશ્યાઓ કહેલ છે તે લેશ્યાઓ પોતાના ઉપપાતથી આયુષ્યપર્યંત (તથા બે અન્તર્મુહૂર્ત અધિક) સુધી રહેવાવાળી હોય છે તે લેશ્યામાં મનુષ્ય અને તિર્યંચોની લેશ્યા માફક પરાવર્તન થતું નથી.

શંકા:—જ્યારે દેવોને તેમજ નારકજીવોને ઉપર જણાવ્યા મુજબ અવસ્થિત લેશ્યાઓ હોય છે તો પછી સાતમી નરકમાં પણ સમ્યકત્વની પ્રાપ્તિ કહેલ છે તે કેમ સંભવે? કારણકે ઉપરના કથન મુજબ સાતમી નરકમાં વર્તતા નરકજીવોને સદાકાળ કૃષ્ણ લેશ્યાજ હોય છે અને સમ્યક્ત્વની પ્રાપ્તિ તો તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યા હોય તો જ સંભવી શકે છે. વળી દેવોમાં સંગમાદિક અધમદેવોને સદાકાળ તેજોલેશ્યા હોવા છતાં જગજ્જંતુના તારણહાર પરમાત્મા મહાવીર દેવ સરખા સંસારોદધિનિર્યામકને છ છ મહિના સુધી ભયંકર ઉપસર્ગો કરવાના ફલરૂપે કૃષ્ણલેશ્યાના પરિણામ થયા તે પણ શી રીતે સંભવે? કૃષ્ણલેશ્યા સિવાય પરમાત્માને ઉપદ્રવ-ઉપસર્ગ કરવાના પરિણામ થાયજ નહિં,

સમાધાન:—ઉપરની શંકા વાસ્તવિક છે અને તે શંકાના સમાધાન માટે જ આ 'सुरनारयाणताउ' ઇત્યાદિપદવાળી ગાથાને રચવાની ગ્રન્થકાર મહર્ષિને જરૂરિયાત જણાઇ છે. આશય કહેવાનો એ છે કે-લેશ્યા બે પ્રકારની છે. એક દ્રવ્યલેશ્યા અને બીજી ભાવલેશ્યા. એમાં દેવોને તેજોલેશ્યા, પદ્મલેશ્યા અને શુકલલેશ્યા તેમજ નારકજીવોને કાપોત, નીલ અને કૃષ્ણ લેશ્યા જે અવસ્થિતપણે રહેવાવાળી કહેલી છે તે દ્રવ્યલેશ્યાની અપેક્ષાએ કહેલ છે, પરંતુ ભાવલેશ્યાની અપેક્ષાએ નહિં. ભાવલેશ્યાની અપેક્ષાએ તો દેવોને અને નારકોને તે તે અવસ્થિત દ્રવ્યલેશ્યાઓની સાથે છએ ભાવલેશ્યાઓ હોઇ શકે છે.

શંકા:—જ્યારે દેવ નારકોને પણ ભાવલેશ્યાઓ છએ હોવાનું જણાવવામાં આવે છે તો મનુષ્ય તિર્યંચોની માફક તેમને દ્રવ્યલેશ્યાનો કાળ અન્તર્મુહૂર્ત જેટલો કેમ નહિં?

સમાધાન:—મનુષ્ય-તિર્યંચોને જે સમયે જે લેશ્યાઓ હોય છે તે સમયે તેવા આત્મપ્રયત્નથી તે વિદ્યમાન લેશ્યાના પુદ્ગલોને અન્યલેશ્યાના પુદ્ગલો (દ્રવ્યો) નો સંબંધ થતાં વિદ્યમાનલેશ્યા પલટાઇ જાય છે, અર્થાત્ સફેદવસ્ત્રને લાલરંગનો સંબંધ થતાં સફેદવસ્ત્ર પોતાનું સફેદપણું છોડી દઇ લાલવસ્ત્રના સ્વરૂપમાં જેમ પલટો ખાઇ જાય છે તે પ્રમાણે વિદ્યમાન કૃષ્ણે લેશ્યાના દ્રવ્યોને (આગન્તુક) તેજોલેશ્યાના દ્રવ્યોનો સંબંધ થતાં તેજોલેશ્યાના દ્રવ્યોનું પરિ-

બલ વધારે હોવાથી કૃષ્ણલેશ્યાના દ્રવ્યો તેજોલેશ્યારૂપે પરિણમે છે અને એ પ્રમાણે કારણ સામગ્રીને પામીને મનુષ્ય-તિર્યંચોને અન્તર્મુહૂર્તે લેશ્યાઓનું પરાવર્તન થાય છે. દેવોને લેશ્યાના વિષયમાં આ પ્રમાણે થતું નથી, અર્થાત્ દેવ-નારકોને જે અવસ્થિત વિદ્યમાન લેશ્યાઓ હોય છે તે લેશ્યા દ્રવ્યોને અન્ય લેશ્યા દ્રવ્યોનો સંબંધ થાય છે, પરંતુ મનુષ્યતિર્યંચોના લેશ્યા દ્રવ્યોની માફક આ દેવ-નારકોના લેશ્યા દ્રવ્યો રંગેલા વસ્ત્રની પેઠે એકાકાર રૂપે પરિણમતાં નથી. પરંતુ એ આગન્તુક લેશ્યા દ્રવ્યોનો આકાર માત્ર કિંવા પ્રતિબિંબ માત્ર વિદ્યમાન લેશ્યા દ્રવ્યો ઉપર પડે છે, એટલે કે સ્ફટિક સ્વયં નિર્મળ છતાં લાલ, પીળી, વસ્ત્રાદિની ઉપાધિવડે લાલ અથવા પીળો સ્ફાટિક દેખાય છે. પરંતુ વસ્ત્ર અને સ્ફટિક બન્ને સ્વયં જેમ જુદાજ છે. અથવા નિર્મળદર્પણમાં વસ્તુની વિકૃતિને અંગે વિકારવાળું પ્રતિબિંબ પડે છે, પણ વસ્તુતઃ તે વસ્તુ અને દર્પણ જુદા જ છે. એમ અહિંઆ વિદ્યમાન લેશ્યા દ્રવ્યો ઉપર અન્ય (આગન્તુક) લેશ્યા દ્રવ્યોનો આકાર કિંવા પ્રતિબિંબ પડે છે. પરંતુ તાત્ત્વિક રીતે બન્ને જુદા છે. એને જ અર્થાત્ એ આકાર અથવા પ્રતિબિંબને જ દેવના-રકોને અંગે ભાવલેશ્યાઓ ગણવાની છે. આ પ્રતિબિંબ અથવા આકારમાત્ર સ્વરૂપ ભાવલેશ્યા જે અવસરે આવે છે તે અવસરે નારકજીવોને કૃષ્ણાદિ વિદ્યમાન લેશ્યા અવસ્થિત હોવા છતાં (પૂર્વોક્ત ભાવલેશ્યાથી) સમ્યક્ત્વની પ્રાપ્તિ થઈ શકે છે અને સંગમાદિ ને તેજોલેશ્યા અવસ્થિત હોવા છતાં કૃષ્ણલેશ્યાના બળ રૂપે પ્રભુને ઉપસર્ગ કરવાના પરિણામ થાય છે. આ ઉપરથી પ્રતિબિંબ સ્વરૂપ ભાવલેશ્યાઓ આવવાં છતાં અવસ્થિત લેશ્યાઓના સતત અવસ્થાનમાં ફારફેર થવાનો સંભવ નથી અને ઉપર જણાવ્યા મુજબ છએ ભાવલેશ્યાઓ માનવામાં પણ વિરોધ આવતો નથી. [ ૨૫૭ ]

## 卐 ॥ अथ नरकगतिषु नवममागतिद्वारम् ॥ 卐

अवतरण:—એ પ્રમાણે આઠમા ગતિદ્વારને કહીને હવે નવમું આગતિદ્વાર એટલે નારકો સ્વઆયુષ્ય પૂર્ણ કરીને ક્યાં ક્યાં ઉત્પન્ન થાય છે તે અને ઉત્પન્ન થયા બાદ ક્યાંથી નીકળેલા ને કઇ કઇ લબ્ધિઓ પ્રાપ્ત કરે ? તે કહે છે.

**नेरउवट्टा गब्भे, पज्जत्तसंखाउ लद्धि एएसिं ।**
**चक्की हरिजुअल अरिहा, जिणे जइदिस सम्मपुहविकमा ॥२५८॥**

સંસ્કૃત અનુવાદ:—

**नरकोद्वृत्ता गर्भजेषु पर्याप्तसंख्यायुष्कु लब्धिरेतेषाम् ।**
**चक्रि-हरियुगलार्हज्जिन-यति-देश-सम्यग्दृष्टयो पृथिवीक्रमेण ॥ २५८ ॥**

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| निरउवट्टा=નરકથી નીકળેલા | अरिहा=અરિહંત પરમાત્મા |
| गब्मे=ગર્ભજમાં | जिण=જિન–કેવલી |
| पज्जसंखाउ=પર્યાપ્તા–સંખ્યાયુષી | जइ=યતિ |
| लद्धि=લબ્ધિ | दिस=દેશવિરતિ |
| एएसिं=એઓને | सम्म=સમ્યક્ત્વધારી |
| चक्की=ચક્રવર્તી | पुहविकमा=પૃથ્વીના ક્રમે |
| हरिजुअल=હરિયુગલ [ વાસુદેવ–બલદેવ ] | |

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૫૯ ॥

विशेषार्थः—નરક ગતિમાંથી નીકળેલા જીવો–અનન્તર ભવે પર્યાપ્તા–સંખ્યાતાવર્ષાયુષી–ગર્ભજ (તિર્યંચ–મનુષ્ય) પણેજ ઉત્પન્ન થાય છે, એ સિવાય સમૂર્ચ્છિમ મનુષ્ય એકેંદ્રિય વિકલેન્દ્રિય પંચેન્દ્રિય તિર્યંચ-મનુષ્ય દેવો નારકો લબ્ધિ અપર્યાપ્તામાં અને અસંખ્ય વર્ષાયુષી યુગલિકમાં ઉત્પન્ન થતા નથી.

હવે જ્યારે એઓ ગર્ભજ મનુષ્ય તિર્યંચપણે ઉત્પન્ન થાય છે ત્યારે તેઓને ઉત્પન્ન થયા બાદ કઈ લબ્ધિનું પ્રાપ્તપણું કોને કોને થાય છે? તે કહે છે.

હવે આ લોકમાં **ચક્રવર્તી**પણે જો નરકમાંથી આવીને ઉત્પન્ન થનારો જીવ હોય તો તે તથાવિધ ભવસ્વભાવથી પ્હેલીજ નરકમાંથી નીકળેલો હોય છે, બીજી કોઈપણ નરકનો નહિ. એટલે આ સંભવ માત્ર સમજવું ત્યાંથી જ આવેલો હોય તેજ થાય એમ નહીં.

**બલદેવ** અને **વાસુદેવ** એ હરિ યુગલ થનારા જીવો જો નરકમાંથી નીકળીને થનારા હોય તો તે પ્હેલી અને બીજી એમ બે નરકમાંથી નીકળેલા હોય છે પરંતુ છેવટની પાંચમાંથી નહિ.

**અરિહા** કહેતાં અરિહંત તીર્થંકરો પ્રથમથી ત્રણ નરકમાંથીજ નીકળીને થાય છે શેષમાંથી નહી.

**જિન** એટલે કેવળી[૭૧] થનારા જીવો પ્રથમની ચારમાંથી જ નીકળેલા હોય તે થઈ શકે છે, શેષના નીકળેલા નહિં.

**યતિ** એટલે સર્વવિરતિ ( સર્વથા ગૃહ–સંસાર મમતા પાપાદિકના ત્યાગ રૂપ ) ચારિત્રને ગ્રહણ કરનારા જીવો પ્હેલી પાંચ નરકમાંથી આવેલા હોય છે.

**દિસિ** એટલે દેશથી વિરતિ ( સર્વથા ત્યાગ નહિ તે ) ને યોગ્ય પ્રથમની

૭૧ પ્રશ્ન તીર્થંકર અને કેવલીમાં શું ફરક છે? તીર્થંકર રાજા છે એટલે અતિશયાદિકની વિશિષ્ટતા છે. જ્યારે કેવળી એ પ્રજામાં છે, પણ બન્નેના જ્ઞાનમાં તુલ્યતા છે.

છએ નરકના હોય છે. કારણ કે છઠ્ઠી નરકમાંથી આવેલા જીવો અનન્તર ભવે મનુષ્યપણે ક્વચિત્ ક્વચિત્ ઉત્પન્ન થાય છે કારણ કે ત્યાં અતિમલિન કર્મબંધન રહેલું છે એટલે મનુષ્યાયુષ્ય યોગ્ય અધ્યવસાય ક્યારેક કોઇ કોઇ નરકાત્મા પ્રાપ્ત કરી જાય છે, પણ બહુલતાએ તો તિર્યંચ પણે ઉત્પન્ન થાય છે, તથાપિ તથા-ત્રિધ વિશુદ્ધિથી મનુષ્ય થાય તો પણ તથાવિધ પૂન્યાઇ વિશુદ્ધિના અભાવે સર્વવિરતિપણું તો પામતા નથી પરંતુ દેશવિરતિપણાને પામી શકે છે.

અને સમ્યક્ત્વ તો સાતે નરકમાંથી આવેલા જીવોને થાય છે.

પરંતુ સાતમીમાંથી આવેલાને દેશવિરતિપણું પ્રાપ્ત થતું નથી વળી તેઓ મનુષ્યપણું ન પામતાં નિશ્ચયથી તિર્યંચયોનિમાંજ ઉત્પન્ન થાય છે.

ગતભવમાં નરકાયુષ્ય બાંધવા દ્વારા અહિં ઉત્પન્ન થયા હોય પરંતુ પૂર્વભવે કરેલા પૂણ્યના સંચયથી નરકમાંથી નીકળીને તે તે જીવો ઉક્ત લબ્ધિઓ મેળવે છે પરંતુ જેઓએ પૂર્વ ભવમાં કંઇપણ મહાન્ સુકૃત્યો કર્યા નથી ભયંકર પાપાચરણો સેવીને નરકમાં ઉત્પન્ન થયા હોય છે તેઓ તો અનન્તર ભવે ઉક્ત લબ્ધિઓને મેળવી શકતા નથી.

વળી જે અરિહા–તીર્થંકર થાય છે તે પણ પૂર્વભવે તીર્થંકરના ભવની અપેક્ષાએ ગયા ત્રીજા ભવે તથાવિધ સમ્યગ્દર્શનાદિકની વિશુદ્ધિના કારણોથી તીર્થભક્તિથી તીર્થંકર નામ કર્મ ઉપાર્જ્યું હોય અને તે પ્હેલાં તેઓના નરકાયુષ્યનો બંધ પાડી દીધો હોય તો તેને નરકગતિમાં અવતાર લેવો પડે છે પણ ત્યાં તેઓ અલ્પ દુઃખને ભોગવીને અનન્તર ભવેજ શ્રેણિકાદિકની જેમ તીર્થંકર નામ કર્મની કરેલી નિકાચના ત્રીજા મનુષ્યના ભવમાં વિપાકોદય રૂપે ઉદયમાં આવે છે, પરંતુ આ સંભાવના સમજવી તેથી દરેકને માટે નિયમ ન સમજવો. [ ૨૫૮ ]

अवतरण;—હવે આઠમા દ્વારે નારકોના અવધિજ્ઞાન સંબંધી ક્ષેત્રમાનને કહે છે.

**रयणाए ओही गाउअ, चत्तारद्धट्ठ गुरुलहु कमेणं ।**
**पइ पुढवी गाउअद्धं, हायइ जा सत्तमि इगद्धं ॥ २५९ ॥**

**સંસ્કૃત છાયાઃ—**

**रत्नायामवधिर्गव्यूतानि चत्वारि अर्धचतुर्थानि गुरुर्लघुः क्रमेण ।**
**प्रतिपृथिवि गव्यूतार्धं हीयते यावत् सप्तम्यामेकमर्द्धञ्च ॥ २५९ ॥**

**શબ્દાર્થઃ—સુગમ છે.**

ગાથાર્થ:—રત્નપ્રભામાં [ ઉત્કૃષ્ટથી ] અવધિજ્ઞાનનું ક્ષેત્ર ચાર ગાઉનું અને

[જઘન્યથી] સાડા ત્રણ ગાઉનું અનુક્રમે ઉત્કૃષ્ટ તથા જઘન્યથી હોય છે ત્યારબાદ પ્રત્યેક પૃથ્વીને વિષે બન્ને માનમાં અર્દ્ધ ગાઉની હીનતા કરતા જવું તે યાવત્ સાતમીમાં ઉત્કૃષ્ટથી એક ગાઉ અને જઘન્યથી અર્ધ ગાઉનું રહે. ॥ ૨૫૯.

**વિશેષાર્થ:—અવધિજ્ઞાન** શબ્દનો અર્થ દેવ દ્વારે આવી ગએલ છે.

પ્રથમ રત્નપ્રભાના નારકોનું અવધિ ક્ષેત્ર ઉત્કૃષ્ટથી માત્ર ચાર ગાઉનું અને જઘન્યથી સાડા ત્રણ ગાઉનું, બીજી નરકના નારકોનું ઉત્કૃષ્ટથી ૩॥ ગાઉનું અને જઘન્યથી ૩ ગાઉનું, ચોથીમાં ઉ૦ ૩ ગાઉ અને જ૦, ૨॥ ગાઉથી પાંચમીમાં ઉ૦ થી ૨ ગાઉ અને જ૦ થી ૧॥ ગાઉ, છઠ્ઠીમાં ઉ૦ થી ૧॥ ગાઉ અને જ૦ થી ૧ ગાઉ, સપ્તમીમાં ઉત્કૃષ્ટથી અવધિ–દૃશ્યક્ષેત્ર ૧ ગાઉ અને જ૦ થી ૦॥ ગાઉનું હોય છે. નારક જીવોને આ 'અવધિજ્ઞાન' કહ્યું એમાં મિથ્યાદ્રષ્ટિ નરકોને તો તે જ્ઞાન વિભંગ–વિપરીતપણે થતું હોવાથી તેઓનું એ જ્ઞાન તેમને જોવામાં દુઃખદાઇ છે કારણ કે તેથી તેઓ પોતાને દુઃખ દેનારા પરમાધાર્મીક જીવોને તથા અશુભ પુદ્ગલોને પ્રથમથીજ સમીપમાં આવતા દેખ્યા કરે છે. इति नवमागतिद्वारम् [૨૫૯]

## ॥ सप्तानां नारकाणां मध्ये लेश्या–अनन्तरभवलब्धिप्राप्ति–अवधिज्ञान. क्षेत्रविषयकं यन्त्रम् ॥

| नरकनामो | लेश्याकई? | अनन्तरभवे मनुष्यतिर्यंचमां कईकई लब्धि मेळवे ते | ज० क्षेत्र | उ० क्षेत्र |
|---|---|---|---|---|
| ૧ રત્નપ્રભા વાળાને | કાપોત | અરિહંત–ચક્રી–હરિ–બળદેવ–કેવળી–યતિ–દેશવિ૦ સમ્યક્ત્વ | ૩॥ ગાઉ | ૪ ગાઉ |
| ૨ શર્કરાપ્રભા વાળાને | ,, | માત્રચક્રીપણું બાદ કરીને શેષ ૭ લબ્ધિ મેળવી શકે " | ૩ ગાઉ | ૩॥ ,, |
| ૩ વાલુકાપ્રભા વાળાને | કાપોત–નીલ | પુનઃ અહીં હરિ–બળદેવ [ કુલ ૩ ] બાદ કરીને ૫ કહેવી" | ૨॥ ,, | ૩ ,, |
| ૪ પંકપ્રભા વાળાને | નીલ | અહીં અરિહંતાદિક આદિની ચાર બાદ કરીને" | ૨ ,, | ૨॥ ,, |
| ૫ ધૂમપ્રભા વાળાને | નીલ–કૃષ્ણ | અહીં આદિની પાંચ કાઢી યતિ, દેશવિરતિ સમ્યકત્વએ ૩ કહેવી | ૧॥ ,, | ૨ ,, |
| ૬ તમઃપ્રભા વાળાને | કૃષ્ણ | આદિની ૭ કાઢીને દેશવિરતિ, સમ્યક્ત્વ એ બેજ કહેવી | ૧ ,, | ૧॥ ,, |
| ૭ તમસ્તમ-પ્રભાવાળાને | ,, | અહીં આ એકજ સમ્યક્ત્વ અનન્તરભવે મેળવે | ૦॥ ,, | ૧ ગાઉ |

## 卐 मनुष्याधिकारे प्रथमं-द्वितीयं च स्थित्यवगाहनाद्वारम् । 卐

अवतरण;—એ પ્રમાણે લગભગ ૫૯ ગાથાવડે નરક-ગતિ અધિકારમાં નવે દ્વારોને કહીને હવે ત્રીજા મનુષ્યગતિ અધિકારે 'ભવન' વિના આઠદ્વાર કહે છે, તેમાં ગ્રન્થકાર પ્રથમ 'સ્થિતિ' અને બીજું 'અવગાહના' એ બે દ્વારોને કહે છે.

**गब्भनरतिपलिआऊ, तिगाउ उक्कोसतो जहन्नेणं ।**
**मुच्छिम दुहावि अंतमुहु, अंगुलाऽसंखभागतणू ॥ २६० ॥**

### સંસ્કૃત અનુવાદઃ—

गर्भजनरस्त्रिपल्यायुस्त्रिगव्यूत उत्कर्षतो जघन्येन ।
[सं] मूर्च्छिमो द्विधाऽपि अन्तर्मुहूर्तमङ्गुलाऽसंख्यभागतनुः ॥२६०॥

### શબ્દાર્થઃ-આવી ગયો છે.

गाथार्थः—ગર્ભજ મનુષ્યની ઉત્કૃષ્ટ-આયુષ્ય સ્થિતિ ત્રણ પલ્યોપમની અને તેઓની દેહ સંબંધી અવગાહના ઉત્કૃષ્ટથી ત્રણ ગાઉની હોય છે. તેઓનું જઘન્યથી અને સમૂર્ચ્છિમ મનુષ્યોનું જઘન્ય તથા [૭૨]ઉત્કૃષ્ટથી પણ આયુષ્ય અંતર્મુહૂર્તનું અને જઘન્યથી ગર્ભજ મનુષ્યની અવગાહના ( ઉત્પત્તિકાલાશ્રયી ) અને સમૂર્ચ્છિમ મનુષ્યની ઉત્કૃષ્ટ અને જઘન્ય બન્નેથી અંગુલના અસંખ્યાતમા ભાગની હોય છે. ॥ ૨૬૦ ॥

विस्तरार्थः—હવે અહીંથી મનુષ્યાધિકાર શરૂ થાય છે. એ મનુષ્યો અસંજ્ઞી પંચેન્દ્રિય **સમૂર્ચ્છિમ** અને સંજ્ઞી પં૦ **ગર્ભજ** એમ બે પ્રકારના છે. સમૂર્ચ્છિમ મનુષ્ય જીવો તે-જેઓની ગર્ભ વિનાજ ઉત્પત્તિ રહેલી છે, ફક્ત હવા-પાણી ઉત્પત્તિસ્થાન વિગેરેનો સહયોગ મળતાં ત્યાંજ જેઓ ઉત્પન્ન થનારા છે તે સમૂર્ચ્છિમ મનુષ્ય જીવો હોય છે, તે જીવો ૧૪ ભેદે છે, એથી તેઓ ૫૬ અંતર્દ્વીપમાં, પંદર કર્મભૂમિમાં, ત્રીશ અકર્મભૂમિમાં હોઇ શકે છે અને તદુત્પતિયોગ્ય, ૧ વિષ્ઠા, ૨ મૂત્ર, ૩ શ્લેષ્મ, ૪ કફ, ૫ વમન, ૬ પિત્ત, ૭ રૂધિર, ૮ વીર્ય ૯ કલેવર, ૧૦ રસી, ૧૧ સ્ત્રી પુરૂષના સંયોગે ( જ્યાં એકજવારના યોગે ૯ લાખ ગર્ભજ જીવોની ઉત્પત્તિ-હાનિ છે. ) ૧૨ શુક્રસ્રાવ થયો હોય તેમાં, ૧૩ નગરની ગટરોમાં, ૧૪ સર્વ અપવિત્ર સ્થળો—એ ચૌદે સ્થાનકમાં તેઓ હમેંશા હોય છે અને નવા ઉત્પન્ન પણ થાય છે. આ સમૂર્ચ્છિમના ક્ષેત્રાશ્રયી

૭૨ પરંતુ ગર્ભજનાં કરતાં આ અંતર્મુહૂર્ત અંગુલાસંખ્યભાગે લઘુ જાણવું.

૧૦૧ ભેદો છે. આ અસંજ્ઞી મિથ્યાદ્રષ્ટિ અપર્યાપ્તા જીવો અઢીદ્વીપમાંજ હોય છે કારણ કે તેઓ ગર્ભજ મનુષ્યને આશ્રયી ઉત્પન્ન થનારા છે.

**ગર્ભજ મનુષ્યો**—પણ કર્મભૂમિ, અકર્મભૂમિ અને અન્તર્દ્વીપમાં હોય છે, એઓનાં કુલ ૨૦૨ ભેદ છે, કર્મભૂમિ ( આપણી ) માં ઉત્પન્ન થએલા મનુષ્યો મ્લેચ્છ અને આર્ય એમ બે જાતના છે, મ્લેચ્છો તે શક યવન શબરાદિક અને આર્યો તે પુનઃ બે પ્રકારના. ૧ સમૃદ્ધિશાળી—તે અર્હન્, ચક્રવર્તી, બલદેવ, વાસુદેવ, વિદ્યાધર, ચારણમુનિ અને અસમૃદ્ધિશાલી તે ક્ષેત્ર આર્યાદિ ૯ પ્રકારે છે. આ આર્યો અંગ બંગાદિ ૨૫ાા દેશમાં ઉત્પન્ન થએલા હોય છે અને અર્હન્-ચક્રવર્ત્યાદિ શલાકાપુરૂષો પણ આર્યદેશોત્પન્નજ હોય છે, પરંતુ જ્યાં ‘ ધર્મ ’ શબ્દ હોતો નથી એવા અનાર્ય દેશોમાં હોતા નથી.

આ જીવો અઢીદ્વીપવર્તી છે, ત્યાંજ તેમના જન્મ મરણ થાય છે. આ પ્રમાણે મનુષ્યોની ઓળખાણ આપી.

ગાથાર્થમાં જે ત્રણ પલ્યોપમનું આયુષ્ય કહ્યું તે, તે તે ક્ષેત્રવર્તી અથવા અવસર્પિણીના પહેલા અને ઉત્સર્પિણીના છેલ્લા આરા સુધીમાં થતા યુગલિકાનું જાણવું અને દેહમાન પણ તેટલું તેઓનું હોય છે, તે આશ્રયી અહીં કહ્યું. બાકી સામાન્ય સંખ્યવર્ષાયુષી મનુષ્યોનું તો આયુષ્ય પૂર્વક્રોડવર્ષનું અને દેહમાન ૫૦૦ ધનુષ્યનું હોય છે, અને જઘન્યથી સર્વનું અંગુલ અસંખ્ય ભાગનું હોય છે.

ઉત્તરવૈક્રિયની રચના સમૂર્છિમોને હોતી નથી, ગર્ભજમનુષ્યને ઉત્કૃષ્ટ સાધિક લાખ યો૦ અને જઘન્યથી અંગુલના અસંખ્ય ભાગનું હોય છે.

આ મનુષ્યોના ભુવનો-ગૃહો અશાશ્વત-અનિયમિત હોવાથી તેઓની વક્તવ્યતા હોઇ શકે નહિ, માટે ભુવનદ્વારનો નિષેધ કર્યો છે. [૨૬૦]

**卐॥तृतीयं—चतुर्थं उप०—च्य०—विरहं तथा पञ्चमं—षष्ठं तस्य संख्याद्वारम्॥卐**

अवतरण:—હવે ત્રીજા અને ચોથા ઉપપાત તથા ચ્યવનવિરહ દ્વારને અને પાંચમા અને છઠ્ઠા ઉપપાત તથા ચ્યવન સંખ્યાદ્વારને કહે છે.

**बारसमुहुत्तगब्भे, इयरे चउवीसविरहउक्कोसो ।**
**जम्ममरणेसु समओ, जहण्णसंखा सुरसमाणा ॥ २६१ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**द्वादशमुहूर्त्ता गर्भजे इतरे चतुर्विंशतिर्विरह उत्कृष्टः ।**
**जन्ममरणेषु समयो जघन्यसंख्या सुरसमाना ॥ २६१ ॥**

गाथार्थः—વિશેષાર્થવત્ સુગમ છે. ॥ ૨૬૧ ॥

विशेषार्थः—હવે ત્રીજું ઉપપાત–ચ્યવનવિરહ એટલે ગર્ભજમનુષ્યને ઉપપાત–ચ્યવન ( જન્મ–મરણાશ્રયી ) વિરહકાલ ઉત્કૃષ્ટથી બાર મુહૂર્તનો પડે છે. એટલે એક જીવના ઉપપાત–જન્મ કે ચ્યવન–મરણ પછી ઉક્ત અંતરે બીજો ઉપજે–જન્મે અથવા ચ્યવે–મરે. ઇતર સમૂર્ચ્છિમમનુષ્યને ઉત્કૃષ્ટથી ૨૪ ૨૪ મુહૂર્તનો ઉપપાત તથા ચ્યવનવિરહકાળ પડે છે.

બન્નેને જઘન્યથી એક સમયનો ઉપપાત તથા ચ્યવનવિરહકાલ હોય છે. હવે બન્નેની ઉપપાત–ચ્યવન સંખ્યા દેવસમાન તે એક બે યાવત્ ઉત્કૃષ્ટપણે સંખ્ય અસંખ્યની હોય છે. इति षड्द्वाराणि ॥ [ ૨૬૧ ]

## 卐 ॥ मनुष्याधिकारे सप्तमम् गतिद्वारम् ॥ 卐

अवतरण;—હવે સાતમું ' ગતિદ્વાર ' તે મનુષ્યગતિમાં કયા જીવો આવે ? તે કહે છે.

**सत्तममहिनेरइए, तेऊ वाऊ असंखनरतिरिए ।**
**मुत्तूण सेसजीवा उप्पज्जंति नरभवम्मि ॥ २६२ ॥**

### સંસ્કૃત અનુવાદઃ—

सप्तममहीनैरयिकान् तेजोवाय्वसङ्ख्यनरतिरश्चान् ।
मुक्त्वा शेषजीवा उत्पद्यन्ते नरभवे ॥ २६२ ॥

### શબ્દાર્થઃ—આવી ગયો છે.

गाथार्थः—સાતમી નરક પૃથ્વીના નારકો, તેઉ ( અગ્નિ ) કાયના, વાયુ ( પવન ) કાયના જીવો, અસંખ્યવર્ષાયુષી ( યુગલિક ) મનુષ્ય–તિર્યંચો અનન્તરભવે મનુષ્ય થતા ન હોવાથી તેઓ મુકીને શેષ સર્વ દંડકના જીવો [ તે છ નારકના જીવો–દેવો–તિર્યંચો–મનુષ્યો ] મનુષ્ય ભવને વિષે ઉપજે છે. ॥ ૨૬૨ ॥

विशेषार्थः—સુગમ છે. [ ૨૬૨ ]

अवतरणः—આ–ગતિદ્વારમાં જ વિશેષ સ્ફોટ પાડતાં મનુષ્યલોકમાં થનારા અર્હન્–ચક્રવર્તી આદિ મહાપુરૂષો કયાંથી ચ્યવીને આવનારા હોય છે તે કહે છે.

**सुरनेरइएहिं चिय, हवंति अरिह चक्कि बलदेवा ।**
**चउविह सुर चक्किबला, वेमाणिअ हुंति हरि अरिहा ॥ २६३ ॥**

### સંસ્કૃત અનુવાદ:—

**सुरनैरयिकेभ्यश्चैव भवन्त्यर्हच्चक्रिबलदेवाः ।**
**चतुर्विधसुरेभ्यश्चक्रिबलदेवा वैमानिकेभ्यो भवन्ति हर्यर्हन्तः ॥ २६३ ॥**

### શબ્દાર્થ:—આવી ગયો છે.

गाथार्थ:—વાસુદેવ, અરિહંત, ચક્રવર્તી, બલદેવ મનુષ્યો નિશ્ચયે દેવ–નારકમાંથી જ આવેલા હોય છે, એમાં ચક્રવર્તી અને બલદેવ ચારે પ્રકારના દેવોમાંથી આવેલા અને વાસુદેવ તથા અરિહંત વૈમાનિક નિકાયમાંથી જ આવેલા હોય છે. ॥ ૨૬૩ ॥

विशेषार्थ:—ગાથામાં જણાવ્યું કે અરિહંતાદિક મહાપુરૂષો નિશ્ચે દેવ તથા નારકમાંથી આવેલા હોય છે તેમાં કઈ નરકમાંથી કોણ તીર્થંકર વિગેરે થાય તે નરકગતિ અધિકારમાં કહ્યું છે, હવે દેવલોકમાં કયા કયા સ્થાનેથી કોણ આવેલા હોય છે ? તે કહેતાં જણાવે છે કે—

ભુવનપતિ–વ્યન્તર–જ્યોતિષી અને વૈમાનિક એ ચારે નિકાયમાંથી ચ્યવેલા હોય તે બલદેવ કે ચક્રવર્તી (બે જ) થાય છે. જિનેશ્વર–અરિહંત થનાર એક વૈમાનિક નિકાયમાંથી જ ચ્યવી આવેલા હોય છે, અને વાસુદેવો પણ નિશ્ચયે [ ફક્ત અનુત્તરવર્જી ] શેષ [73]વૈમાનિક નિકાયમાંથી આવેલા હોય છે. પરંતુ તિર્યંચ–મનુષ્યમાંથી ચ્યવેલા જીવો અનન્તરભવે ઉક્ત વિભૂતિઓને પામતા નથી.

હવે અહીંઆ કઇ કઇ નારકમાંથી આવેલા કોણ કોણ થાય છે ? તે માટે તો પૂર્વે ગાથા ૨૫૮ માં કહેવામાં આવી ગયું છે. [ ૨૬૩ ]

अवतरण:—તેજ પ્રમાણે ગતિદ્વારે વાસુદેવો તથા [74]ચક્રવર્ત્યાદિકના મનુષ્ય રત્નો પણ કયાંથી ચ્યવેલા [ આવેલા ] હોય છે તે કહે છે.

## हरिणो मणुस्सरयणाइं, हुंति नाणुत्तरेहिं देवेहिं ।
## जहसंभव मुववाओ, हयगयएगिंदिरयणाणं ॥ २६४ ॥

### સંસ્કૃત અનુવાદ;—

**हरेर्मनुष्यरत्नानि भवन्ति नानुत्तरेभ्यो देवेभ्यः ।**
**यथासंभवमुपपातो हयगजैकेन्द्रियरत्नानाम् ॥ २६४ ॥**

---

૭૩–પ્રજ્ઞાપનામાં નાગ કુમાર નિ૰ થી વાસુદેવ થએલા જણાવે છે.

૭૪–મનુષ્યમાંથી નીકળેલા ચક્રવર્તી થાય છે એમ પણ કથન આવ૰ નિર્યુક્તિમાં છે.

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| हरिणो=વાસુદેવના | जहसंभव=યથા સંભવ |
| मणुस्सरयणाइं=મનુષ્ય રત્નો | हय-गय=હાથી ઘોડાનો |
| देवेहिं=દેવોમાંથી | एगिंदिरयणाणं=એકેન્દ્રિય રત્નોનો |

गाथार्थः—વાસુદેવો અને ચક્રવર્તીના મનુષ્યરત્નો રૂપે અનુત્તર દેવો ચ્યવીને અવતરતા નથી અને શેષ હાથી-અશ્વ અને એકેંદ્રિય સાત રત્નોનો ઉપપાત યથા-સંભવ જાણવો. ॥ ૨૬૪ ॥

विशेषार्थः—વાસુદેવો ઉક્તન્યાયથી વૈમાનિક તથા નરકમાંથીજ આવેલા હોય છે. ત્યાં જ્યારે વૈમાનિકનિકાયમાંથી નીકળેલો જીવ વાસુદેવ થાય તો અનુત્તર વિમાનના દેવોને વર્જીને શેષ ૪ વૈમાનિક નિકાયમાંથી આવેલો જાણવો. પ્રતિ વાસુદેવની વાસુદેવવત્ગતિ સમજવી.

વળી મનુષ્યરત્નો તે ચક્રવર્તીને આગળ કહેવાતા મહા સુખ-સંપત્તિદાયક ઉત્તમોત્તમ ચૌદ રત્નો પૈકી ચક્રાદિક સાત એકેંદ્રિય સ્વરૂપે હોય છે, જ્યારે બાકીના પુરોહિતાદિ સાત રત્નો પચેન્દ્રિય રૂપે છે, એ સાતમાં પુનઃ હસ્તિ અને અશ્વ એ બે રત્નો તિર્યંચપણે છે અને શેષ પાંચ પંચેન્દ્રિય રત્નો મનુષ્યપણે છે.

હવે પાંચ જે મનુષ્યરત્નો છે તરૂપે સાતમી નરકના જીવો અને તેઉ-વાઉકાયના અસંખ્ય આયુષી તિર્યંચ મનુષ્યો અનન્તરભવે જન્મ લેતા નથી, કારણ કે તેટલાઓને મનુષ્યપ્રાપ્તિ માટે ૨૬૨ ગાથામાંજ નિષેધ કરાયો છે. તેથી તે વર્જીને શેષ દંડકોમાં પુરોહિતાદિ પાંચે પંચેન્દ્રિય મનુષ્યરત્નો [ મંડલીક રાજા પણ ] તે રૂપે અવતરે, પરંતુ એટલું વિશેષ કે દેવલોકમાંથી અવતરે તો તથાવિધ ભવસ્વભાવેજ અનુત્તરકલ્પ વર્જીને શેષ દેવલોકમાંથી આવેલા હોય છે.

હવે પંચેન્દ્રિયમાં શેષ હસ્તિ-અશ્વ બે તિર્યંચ રત્નો યથાસંભવ ઉપપાત એટલે જે સ્થાનકથી આવેલા તિર્યંચ પંચે૦ થતા હોય ત્યાંથી-એટલે સાતે નરકથી, સંખ્ય આયુષી નર-તિર્યંચ, તથા ભુવન૦ લઇ સહસ્રાર સુધીના દેવો તે રત્નરૂપે અવતરે છે. કારણ કે ત્યાંસુધીના દેવોની તિર્યંચમાં ગતિ પૂર્વે કહેવાએલી છે.

વળી ચક્રાદિ શેષ સાત એકેન્દ્રિય રત્નો તે રૂપે સંખ્ય વર્ષાયુષી તિર્યંચ-નર અને ભુવનપતિથી લઇ ઇશાન કલ્પયાવત્ના દેવો નિશ્ચે ઉત્પન્ન થઇ શકે છે. કારણ કે તેથી આગળના દેવો માટે તો ત્યાં ઉપજવાનો નિષેધ છે. [ ૨૬૪ ]

अवतरणः—હવે ચક્રવર્તીના ચૌદરત્નોનાં નામ તથા પ્રત્યેકનું માન કહે છે.

वामपमाणं चक्कं, छत्तं दंडं दुहत्थयं चम्मं ।
बत्तीसंगुलखग्गो सुवण्णकागिणि चउरंगुलिया ॥ २६५ ॥
चउरंगुलो दुअंगुल, पिहुलो य मणी पुरोहिगयतुरया ।
सेणावइ गाहावइ, वड्ढइत्थीचक्किरयणाइं ॥ २६६ ॥

સંસ્કૃત અનુવાદઃ—

वामप्रमाणं चक्रं छत्रं दण्डो द्विहस्तकश्चर्म्म ।
द्वात्रिंशदङ्गुलं सुवर्णकाकिणी चतुरङ्गुलिका ॥ २६५ ॥
चतुरङ्गुलो द्व्यङ्गुलपृथुलश्च मणिः पुरोहितगजतुरगाः ।
सेनापतिर्गाथापतिर्वार्धकिः स्त्रीचक्रिरत्नानि ॥ २६६ ॥

શબ્દાર્થઃ—

वामपमाणं=વામ પ્રમાણ
चक्कं=ચક્ર
छत्तं=છત્ર
दंडं=દંડ
दुहत्थयं=બે હાથ
चउरंगुल=ચાર અંગુલ-દીર્ઘ
दुअंगुल=બે આંગુલ
पिहुल=પહોળું
मणी=મણી
पुरोहि=પુરોહીત

चम्मं=ચર્મ
बत्तीसंगुल=બત્રીસ અંગુલ
खग्गो=ખડ્ગ
सुवण्णकागिणी=સુવર્ણ કાકિણી
चउंगुलिया=ચાર અંગુલ
गयतुरया=હાથી, ઘોડા
सेणावइ=સેનાપતિ
गाहावइ=ગાથાપતિ
वड्ढइ=વર્દ્ધકી-સુથાર
त्थी=સ્રી

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૨૬૫-૨૬૬ ॥

विशेषार्थः—દ્રવ્યદેવાદિ પાંચપ્રકારના દેવમાં ચક્રવર્તી નરદેવ તરીકે ઓળખાય છે, જેમ દેવલોકે ઇન્દ્ર તેમ એ સર્વ મનુષ્યોમાં દેવ સમાન ગણાય છે. તે છ ખંડના અધિપતિ બને છે, તે સિવાય છએ ખંડના કોટાનુકોટી માનવોના રૂપનો સંચય તેનામાં હોય છે, મહાન્ સુવર્ણવર્ણમય સુકોમળ તેઓના શરીરો હોય છે તે સિવાય અન્યઘણી ઋદ્ધિ હોય છે, એ સર્વ ઋદ્ધિમાં પણ ચક્રાદિ ચૌદ રત્નોની મુખ્યતા હોય છે. તે ચૌદ રત્નોનું સ્વરૂપ આ પ્રમાણે છે.

૧ ચક્ર, ૨ છત્ર અને ૩ દંડ એ ત્રણે રત્નો વામ પ્રમાણ એટલે પ્રસારેલા ઉભય બાહુવાળા પુરૂષના બે હાથની અંગુલીઓના બન્ને છેડા સુધીનો વચલો ભાગ [ =૪ હાથ પ્રમાણ ] વિચારી લેવો, ૪ ચર્મ રત્ન કેવળ બે હાથ દીર્ઘ–લાંબુ છે.

૫ ખડ્ગ રત્ન બત્રીશ આંગુલ દીર્ઘ, ૬ શ્રેષ્ઠ સુવર્ણ કાકિણી રત્ન ચાર આંગુલ પ્રમાણદીર્ઘ અને બે અં૦ વિસ્તીર્ણ, ૭ મણિરત્ન ચાર અંગુલ દીર્ઘ પણ બે અંગુલ વિસ્તીર્ણ. મધ્યમાં વૃત અને વિસ્તીર્ણ છ ખૂણાથી શોભતું છે. આ સાત રત્નોનું માપ ચક્રવર્તીના [૭૫]આત્માંગુલે જાણવું.

શેષ ૮ પુરોહિત રત્ન, ૯ ગજ રત્ન, ૧૦ અશ્વરત્ન, ૧૧ સેનાપતિ રત્ન, ૧૨ ગાથાપતિ રત્ન, ૧૩ વાર્દ્ધકી રત્ન, ૧૪ સ્ત્રી રત્ન એ સાત પંચેન્દ્રિય રત્નોનું માન તો તત્કાલે વર્તતા ઉત્તમ પુરૂષોના–સ્ત્રીઓના અને તિર્યંચના યથાયોગ્ય માન પ્રમાણે હોય છે. આ પ્રમાણે ચૌદ રત્નો ચક્રવર્તીનાં હોય છે.

અહીંઆ અન્ય ગ્રન્થોમાં બધાએ રત્નોનો વિસ્તાર, જાડાઇ ખાસ ઉપલબ્ધ ન થવાથી અહીં મુખ્યતયા લંબાઈ જ ફક્ત જણાવી છે. [ ૨૬૫–૬૬ ]

अवतरण:—હવે તે રત્નો કયા કયા સ્થાને ઉત્પન્ન થાય છે? તેને કહે છે.

**चउरो आयुजगेहे, भंडारे तिन्नि दुन्नि वेअड्ढे ।**
**एगं रायगिहम्मि य, नियनयरे चेव चत्तारि ॥ २६७ ॥**

## સંસ્કૃત છાયા:—

**चत्वारि आयुधगेहे माण्डारे त्रीणि द्वे वैताढ्ये ।**
**एकं राजगृहे च निजनगरे चैव चत्वारि ॥ २६७ ॥**

## શબ્દાર્થ:—

आयुधगेहे=આયુધશાલામાં
भंडारे=ભંડારમાં
वेअड्ढे=વૈતાઢ્યમાં
एगं=એક
रायगिहम्मि=રાજગૃહમાં
नियनयरे=નિજનગરમાં

૭૫–આ માન મધ્યમ લીધું છે. અન્યથા અન્યત્ર તો ૫૦ અંગુલ લાંબુ, ૧૬ અં૦ પ્હોળું અને અર્ધ અંગુલ ગાડું કહેલું છે અને જઘન્યમાન ૨૫ અંગુલ કહે છે એથી ઉક્ત માન મધ્યમ યોગ્ય છે, અહીં જં૦ પ્ર૦, અનુ૦ દ્વાર, બૃ૦ સં૦ વૃત્તિકારાદિ–મણિ–કાકિણીને પ્રમાણાંગુલ આત્માંગુલ, ઉત્સેધાંગુલથી માપવાનું કહે છે. અને પ્ર૦ સા૦ આદિ સાતે એકેન્દ્રિયરત્નોને આત્માંગુલથી માપવાનું કહે છે, તત્ત્વજ્ઞાની ગમ્ય.

ભાવાર્થ:—ચાર રત્નો આયુધશાળામાં, ત્રણ ભંડારમાં, બે વૈતાઢ્યમાં એક રાજ્યના ગૃહે અને શેષ ચાર નિશ્ચયે નિજનગરમાં ઉત્પન્ન થનારા હોય છે. ॥ ૨૬૭ ॥

વિશેષાર્થ:—૧–ચક્રરત્ન–ચક્રવર્તીનો જન્મ ઉત્તમજાતિ ગોત્રમાં ઉત્તમ–રાજ્ય–યોગ્ય કુલેજ હોય છે, તેઓ સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા ઉત્તમોત્તમ સર્વાંગે ૧૦૮ લક્ષણયુક્ત હોય છે, મહાન્ દેદીપ્યમાન પુણ્યના પૂંજ રૂપ હોય છે; એ ચક્રવર્તી યોગ્યાવસ્થાને પામે છે ત્યારે રાજગાદી ઉપર આવે છે, આવ્યા બાદ યથાયોગ્યકાલે જ્યારે પોતાને મહાન્ ઉદયારંભ થવાનો યોગ્ય સમય થતાં પ્રથમ ચક્રાકારે વર્તતું ઝળહળતું, મહાન્, નાનાપ્રકારના મણિ મોતીની માળાથી તથા ઘંટડીઓથી અને પુષ્પમાલાથી અલંકૃત, ચક્રી પાસે આવનારૂં, સૂર્યજેવા દિવ્યતેજથી દિશાઓને પ્રકાશમય કરતું હજાર યક્ષોથી અધિષ્ઠિત ચક્રરત્ન શસ્ત્રરૂપ હોવાથી પોતાના પૂર્વજોની આયુધ (શસ્ત્ર રાખવાની) શાળામાં ઉત્પન્ન થાય છે, સર્વરત્નોમાં શ્રેષ્ઠ અને ચક્રવર્તીના પ્રાથમિક દિગ્વિજયને કરાવનારૂં હોવાથી પ્રથમ ઉત્પન્ન થાય છે, સર્વાયુધોમાં મુખ્ય અતિશયવાળું અને દુર્જય, મહારિપુઓનો સદા વિજય કરવામાં અમોઘ શક્તિવાળું, ચક્રીથી શત્રુ ઉપર મુક્તાં સેંકડો વર્ષે પણ તેને હણીને જ [ ચક્રીના સ્વગોત્રીયને વર્જી ] ચક્રી પાસે આવનારૂં હોય છે, આ રત્ન [૭૬]પ્રાય: આયુધશાળામાં જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે હર્ષિત એવો શાલા રક્ષક પોતે ચક્રરત્નનો વંદનાદિક સત્કાર કરીને સ્વનૃપતિ [ જે હજુ ભાવિચક્રી રૂપ છે તેમને ] ને હૃષ્ટ–પુષ્ટ થયો રાજસભામાં ખબર આપવા આવે, જેથી ભાવિચક્રી વર્તમાન મહાનૃપતિ સાંભળતાં જ મહાઆનન્દને પામતો ઉભો થઇ સાત–આઠ પગલાં ચક્રરત્ન સન્મુખ ચાલીને સ્તુતિ વંદનાદિક કરીને, આવનાર રક્ષકને પ્રીતિ દાનમાં મુકુટવર્જી સર્વાભૂષણ આપી આજીવિકા બાંધી આપીને રવાના કરે, પછી નગરની અઢારે પ્રજાને ખબર આપી, નગર શુદ્ધિઓ કરાવી, આનંદ ફેલાવી વાજતે ગાજતે પ્રજા સહિત નૃપતિ પુષ્પ–ચંદન, સુગંધી દ્રવ્યોની મહા સામગ્રી પૂર્વક શાળામાં જઇ રત્નની યથાર્થ વિનયપૂર્વક પૂજાદિક વિધિઓને કરે છે અને ચક્રરત્નનો મહિમા વિસ્તારવા [ જન્મ તીર્થંકરપિતાવત્ ] અષ્ટાહ્નિકાદિ મહા મહોત્સવો કરી, પ્રજાને દાન આપી ઋણમુક્ત કરી આનંદાનંદ વર્તાવે છે. દેવાધિષ્ઠિત આ રત્ન છખંડને જીતવા જતા ચક્રીને

૭૬. પ્રાય: શબ્દ એટલા માટે છે કે ભાવિચક્રી સુભૂમને મારવા દાનશાળાના અસ્થિ પ્રસંગમાં જ્યારે પરશુરામે ફરસી મુકી કે તુર્ત જ તે ફરસી મહા પુન્યશાળી સુભૂમને કંઇ ન કરી શકી એ વખતે રૂષ્ટ થએલા સુભૂમના હાથમાં રહેલી અસ્થિથાળી સુભૂમનો વિજય કરવા જ જાણે સ્વયં ચક્રરૂપ ત્યાં જ બની ગઇ અને એ ચક્રથી તેણે પરશુરામને મરણ શરણ કર્યો.

પ્રથમથી જ સ્વયં માર્ગદર્શક–અને વિજેતા તરીકે ચક્રીની આગળ જ ચાલે છે અને ચક્રી તેની પછવાડે ચાલે અને જ્યારે ચાલે ત્યારે પ્રમાણાંગુળ ૧ યોજન ચાલીને ઉભું રહે છે. इतिचक्ररत्नं.

૨ **छत्ररत्नः**—આ પણ **આયુધશાળામાં** ઉત્પન્ન થાય છે, **યથાયોગ્ય** વિધિ પૂર્વવત્. આ રત્ન છત્રીવત્ ગોળ આકારનું હોય છે તેથી **શરદૃઋતુના** પૂર્ણચંદ્ર જેવું મનોહર, ચિત્ર વિચિત્ર અને ઉપર ૯૯ હજાર [ છત્રીમાં હોય છે તેમ ] સુવર્ણના સળીઆઓથી અંદર પંજરાકાર જેવું શોભતું અને ચોતરફ છેડે મોતી–મણિ રત્નની માળાઓથી મંડિત અને છત્રના ઉપરિતન બ્હારભાગે –ટોચે અર્જુનસુવર્ણના શરદચન્દ્ર સરખા ઉજ્વળ શિખરવાળું હોય છે.

દેવાધિષ્ઠિત આ રત્ન વામપ્રમાણુ છતાં ચક્રીના હસ્તસ્પર્શના પ્રભાવ માત્રથી જ [ ચર્મ રત્નને ઢાંકવા ] સાધિક બાર યો૦ વિસ્તીર્ણ થયું થકું મેઘાદિકના ઉપદ્રવથી રક્ષણ કરવા સમર્થ થાય છે. જેમ ભરતચક્રી છખંડ જીતવા જતાં ઉત્તર ભરતાર્ધમાં યુદ્ધ કરતાં મલેચ્છ લોકોના આરાધિત મેઘકુમારદેવે ચક્રી સૈન્યને પીડા આપવા માટે સાત દિવસ વૃષ્ટિ કરી ત્યારે ચક્રીએ છત્ર અને ચર્મરત્નનો અદ્દભૂત સંપૂટ બનાવી ઉપદ્રવ રહિત ગ્રહવત્ સૈન્યનું રક્ષણ કર્યું હતું. આ રત્ન વૃષ્ટિ–તાપ–પવન–શીતાદિ દોષો હણનારૂં શીતકાળે ગરમી અને ઉષ્ણકાળે શીતળતા આપનારૂં પૃથ્વીકાયમય હોય છે

૩ **दंडरत्न—આયુધશાળામાં** ઉત્પન્ન થનારૂં આ રત્ન ચક્રીના ખભા ઉપર રહે છે, ચક્રીનો આદેશ થતાં માર્ગમાં આવતી અનેક ઉંચી નીચી–વિષમ ભૂમી આદિ સર્વને દૂર કરી સપાટ સરલ માર્ગને કરી આપનારૂં, સોપક્રમી શત્રુના ઉપદ્રવોને હણનારૂં, ઇચ્છિત મનોરથ પૂરક, દિવ્ય અપ્રતિહત હોય છે અને કારણે યત્નપૂર્વક વાપરતાં [ સગરચક્રી પુત્રવત્ ] એક હજાર યોજન ઉંડી અધોભૂમિમાં પ્રવેશ કરી માર્ગ કરી આપનારૂં તથા ગુફાઓના દ્વાર ઉઘાડવામાં ઉપયોગી વજ્રનું બનેલું તેમજ મધ્યે તેજસ્વી રત્નોનાં પાંચ આંટાથી શોભતું હોય છે.

૪ **चर्मरत्नः**—આ રત્ન ચક્રીના **લક્ષ્મી ભંડારમાં** ઉત્પન્ન થાય છે, આ રત્ન શ્રી વત્સાદિ આકારવાળું, અનેક પ્રકારના ચિત્રોથી ચિત્રિત, શત્રુથી દુર્ભેધ, ચક્રવર્તીની સેના બેસી જાય તો પણ નમે નહિં એવું હોય છે, આ રત્નનો ઉપભોગ સમય એ છે કે જ્યારે ચક્રી છખંડ જીતવા જતાં સેનાપતિ રત્નને ગંગા–સિંધુના નિષ્કુટો [ પ્રદેશ ] સાધવા મોકલે છે ત્યારે સેનાપતિ સમગ્ર ચક્રી સૈન્યને તેના ઉપર બેસાડી ગંગા–સિંધુ જેવી મહા નદીઓ પ્રવહણની જેમ તરી જાય છે, છતાં લેશમાત્ર પત્થરવત્ નમતું નથી, વળી સમુદ્રાદિક તરવામાં

ઉપયોગી છે, એથી જ વામ પ્રમાણ છતાં ચક્રીના સ્પર્શમાત્રથી સાધિક ૧૨ યોજ વિસ્તીર્ણ થાય છે, જરૂર પડે ગૃહપતિ રત્ને તે ચર્મ રત્ન ઉપર વાવેલા ધાન્ય-શાકાદિકને તુર્ત જ ઉગાડનારૂં, વિશેષ પ્રયોજનવડે વાવેલ ધાન્ય શાકાદિકને સાંજરે લણી લેવા યોગ્ય કરનારૂં અને મેઘકુમાર દેવે કરેલી મેઘ વૃષ્ટિથી બચવા ઉપર ઢાંકણુ સમું છત્ર રત્ન અને નીચે [૭૭]ચર્મરત્ન વિસ્તારી મધ્યમાં ચર્મરત્ન ઉપર લશ્કર થાપી ચારે બાજુથી સંપૂટ બનાવી દેવાય છે, પછી ઉપર છત્ર રત્ન સાથે મણિરત્ન બાંધવામાં આવે જેથી તે ૧૨ યોજનના સંપૂટમાં સર્વત્ર સૂર્યવત્ પ્રકાશ પડે જેથી ગમનાગમન સુખરૂપ બને.

૫ **खड्गरत्न:**—આ રત્ન પણ **આયુધશાળા**માં ઉત્પન્ન થનારૂં તીક્ષ્ણ ધારવાળું, શ્યામવર્ણનું, પર્વત વજ્રાદિક દુર્ભેદ્ય વસ્તુ ચર કે સ્થિર સર્વને ભેદનારૂં, અદ્ભૂત વૈડૂર્યાદિ રત્ન લતાથી શોભતું સુગંધીમય તેજસ્વી હોય છે.

૬ **काकिणीरत्नः**—આ પણ **લક્ષ્મીભંડાર**માં ઉદ્ભવે છે. તે વિષહર અષ્ટ-જાતિ સુવર્ણનું બનેલું, છ દિશિ છ તલીયાવાળું, તેથી પાસાની જેમ સમચતુર-આકારે ચપટ, ૧૨ હાંસ ને ૮ કર્ણિકાવાળું, ૮-૭-૬ ઇત્યાદિ અનિયમિત તોલા ભાર સોનૈયા પ્રમાણનું સોનીનું એરણ જેવું હોય છે, ચક્રિ દિગ્વિજય કરવા જાય ત્યારે, ઉત્તર ભરતમાં જવા આવવામાં આડા પડેલા વૈતાઢ્ય પર્વતની ગુફા-ઓમાં સૂર્ય-ચન્દ્ર પ્રકાશના પ્રવેશ વિનાની ઘોર અંધકારમય ગુફાના માર્ગને સદાકાળ પ્રકાશમય કરવા મહા ગુફાઓની પૂર્વ-પશ્ચિમ બન્ને બાજુની ભીંતી ઉપર વૃત્ત અથવા ગોમૂત્રાકારે કાકિણીની અણીથી મંડળો આલેખવામાં આ રત્નનો ઉપયોગ થાય છે, આ રત્નથી આળેખેલા ( કોતરેલા ) મંડળો દિવ્ય પ્રભાવથી પ્રકાશમય થયા થકાં ચક્રવર્તીની હયાતિ પર્યન્ત અવસ્થિત પ્રકાશ આપનારાં બને છે જેથી લોકોને ગમનાગમનનો માર્ગ સુખરૂપ થાય છે વળી ચક્રીના સ્કન્ધાવારે-છાવણીમાં રહ્યું થકું તેના હસ્ત-સ્પર્શથી ૧૨ યોજન સુધી પ્રકાશ આપી રાત્રિને પણ દિવસ બનાવી દે છે, વધુમાં સર્વ તોલા [ માપવાનાં કાટલા ] ઉપરનો મર્યાદિત વજનમાનનો આલેખ કાકિણીથી કરવામાં આવે છે, ત્યારે જ તે પ્રમાણભૂત ગણાય છે.

૭ **मणिरत्नः**—આ પણ **લક્ષ્મીભંડાર**માં ઉત્પન્ન થતું નિરૂપમ કાન્તિયુક્ત વિશ્વમાં અદ્ભૂત વૈડૂર્ય મણિની જાતિમાં સર્વોત્તમ, સર્વ પ્રિય મધ્યમાં વૃત્ત

[૭૭] આ રત્ન પૃથ્વીકાયમય છે તો પણ તે ચર્મ સમાન હોવાથી ચર્મ શબ્દથી વ્યપદેશ માત્ર કરાય છે, નહીંતર તેના એકેંદ્રિયપણા માટે વિરોધ આવે એ પ્રમાણે દંડ રત્નનો પણ પાર્થિવવ્યપદેશ સમજવો. એ પ્રમાણે સાતે રત્ન યથાયોગ્ય પાર્થિવપણે વિચારવા.

અને ઉન્નત છ ખૂણાવાળું શોભિતું હોય છે, આનો ઉપયોગ ચર્મરત્ન અને છત્રરત્નનો સૈન્યરક્ષણાર્થે સંપૂટ બને ત્યારે સંપૂટમાં છત્રરત્ન સાથે બાંધ્યું થકું ઉદ્યોત કરવા માટે, અથવા તમિસ્રાગુફામાં પ્રવેશકરતા હસ્તિ ઉપર બેઠેલો ચક્રી હસ્તીના દક્ષિણ કુમ્ભસ્થલે દેવ દુર્લભ એવા મણિરત્નને રાખીને પ્રકાશને ૧૨ યો૦ યાવત્ પાથરતો પોતાના આગળની અને બે બાજુની [૭૮]ત્રણે દિશાને પ્રકાશમય બનાવતો જય કરવામાં સમર્થ બને છે.

વળી તે રત્ન મસ્તકે તથા હાથે બાંધ્યું થકું સર્વોપદ્રવ હરી સુખ–સંપત્તિને આપનારૂં અને સુરાસુર-મનુષ્ય તિર્યંચાદિકના સર્વ શત્રુ ઉપદ્રવને હરનારૂં, અથવા મસ્તકાદિ અંગે બાંધીને સંગ્રામમાં પ્રવેશ કરતો પુરૂષ શત્રુના શસ્ત્રથી અવધ્ય અને ભયમુક્ત બને છે, અન્યમતે–હાથે બાંધતાં તરૂણ અવસ્થા રાખે અને તેના નખ–કેશની વૃદ્ધિને કરાવતું પણ નથી. **इति एकेन्द्रियरत्नानि** ॥

એ પ્રમાણે સાત એકેંદ્રિય રત્નોની વ્યાખ્યા કરી. હવે સાત પંચેન્દ્રિય રત્નોને કહે છે.

૮ **पुरोहितरत्नः**—શાન્તિક–પૌષ્ટિક કર્મકૃત, મહા પવિત્ર, સંપૂર્ણ ગુણોપેત ચૌદવિદ્યામાં પારંગત, પ્રવેશ નિર્ગમનમાં મંગલકાર્ય કરનાર કવિ–કુશળ ગોર તે.

૯ **गजरत्नः**—સાત અંગ વડે પ્રતિષ્ઠિત, ઐરાવત જેવો, પવિત્ર સુલક્ષણ મહાપરાક્રમી અજેય કિલ્લાદિકને તોડી નાંખનાર હોય છે, ચક્રી આ હસ્તિના ઉપર બેસીને સદા વિજયને પામે છે.

૧૦ **अश्वरत्नः**—સ્વભાવે જ સુંદર આવર્તાદિ લક્ષણવાળો સદા યૌવનવાળો તેથી સ્તબ્ધકર્ણવાળો, લંબાઈમાં ૧૦૮ અંગુલ લાંબો, અને ૮૦ અંગુલ ઉંચો કુચેષ્ટારહિત, અલ્પક્રોધી, શાસ્ત્રોક્ત લક્ષણયુક્ત, કોઇપણ જલ અગ્નિ ડુંગરને વિના પરિશ્રમે ઉલ્લંઘનારો–મહાવેગવાળો અજેય હોય છે.

૯–૧૦ આ બન્ને તિર્યંચરત્નો **વૈતાઢ્યપર્વત**ના ભૂમિતલથી ભેટણામાં પ્રાપ્ત થાય છે.

૧૧ **सेनापतिरत्नः**—હસ્ત્યાદિ સર્વસેનાનો અગ્રણી, ચક્રીનો મંત્રી, યવનાદિક સર્વ ભાષા શાસ્ત્ર તથા લીપિ-શિક્ષા–નીતિ, યુદ્ધ–યુક્તિ, ચક્રવ્યૂહાદિ શાસ્ત્રનો સમયજ્ઞ, જય કરવાના ક્ષેત્રના માર્ગનો જ્ઞાતા, પરમસ્વામિભક્ત, તેજસ્વી, પ્રજાપ્રિય, પવિત્રતાદિ ગુણોથી સુલક્ષણો હોય છે અને દિગ્વિજયમાં ચક્રી સાથે હોય છે, અને ચક્રીની આજ્ઞા થતાં ચર્મરત્નવડે ગંગા–સિંધુના અપર કાંઠે

૭૮ ત્રણ દિશામાં એટલા માટે કે પાછળ આવતા સૈન્યને માટે તો મંડલપ્રકાશ સહાય છે.

જઈને મહાબલિષ્ઠ મ્લેચ્છરાજાઓ સાથે ભીષણ–ખૂનખાર યુદ્ધ કરી સર્વત્ર જય મેળવીને ચક્રીની ઠેરઠેર આણા પ્રવર્તાવે છે.

૧૨ गृह [ गाथा ] पतिरत्नः—અન્નાદિકના કોષ્ઠાગારનો અધિપતિ તથા ચક્રીગૃહના તથા સૈન્યના ભોજન વસ્ત્ર જલાદિકની ચિંતા કરનારો–પૂરી પાડનારો, સુલક્ષણ, રૂપવંત દાનશૂર સ્વામિભક્ત પવિત્રતાદિ ગુણવાળો હોય છે. વળી દિગ્વિજયાદિ પ્રસંગે જરૂર પડે અનેકપ્રકારના ધાન્ય તથા શાકને ચર્મરત્ન ઉપર સવારે વાવીને સાંજે ઉગાડનાર હોય છે, [ ચર્મરત્ન એ ધાન્યોત્પત્તિ યોગ્ય ક્ષેત્રવત્ કામ આપનાર અને ગૃહપતિ પ્રયોજકવત્ સમજવો ] જેથી સૈન્યનો સુખપૂર્વક નિર્વાહ થાય છે.

૧૩ वार्धकीरत्नः—તે સમગ્ર સુથારમાં શ્રેષ્ઠ, ચક્રીના ગૃહ–નિવેશો તથા સૈન્યને માટે નવા સોલ પ્રકારના છાવણી, ગામ નગરો પૌષધશાળાને એક જ મુહૂર્તમાં યથાયોગ્ય વાસ્તુશાસ્ત્રના નિયમ મુજબ, યથાર્થ રીતે વ્યવસ્થિત બનાવનારો, વળી જ્યારે ચક્રી તમિસ્રા–ખંડપ્રપાતગુફામાં જાય ત્યારે સમગ્ર સૈન્યને સુખે ઉતરવા સારૂ ઉન્મગ્ના તથા નિમગ્ના નામની મહા નદિ ઉપર [૭૯]કાષ્ઠમય મહાન્ પુલને બાંધનાર.

૧૪ स्त्रीरत्नः—મહાન્ વિદ્યાધરો તથા અન્ય નૃપતિઓના ઉત્તમ ગૃહે ઉત્પન્ન થાય છે, તેનામાં છ ખંડની નારીના એકત્રિત તેજપુંજ જેટલું તેજ, દિવ્યરૂપાદિક હોય છે. સામુદ્રિક સંપૂર્ણ સ્ત્રી લક્ષણોપેત, માનોન્માન પ્રમાણ યુક્ત મહાદેદીપ્યમાન સર્વાંગ સુંદર તથા સદા અવસ્થિત યૌવનવાળું રોમનખ ન વધે તેવું, ભોક્તાના બલની વૃદ્ધિ કરનારૂં, દેવાંગના જેવું સ્પર્શ કરતાં સર્વરોગને હણનારૂં મહા અદ્ભૂત કામસુખના નિધાનરૂપ હોય છે. આ સ્ત્રીરત્નને ચક્રી જ મૂલરૂપે ભોગવે તો પણ કદાપિ ગર્ભોત્પત્તિ થતી નથી, એટલી તેના ગર્ભાશયમાં અત્યન્ત ગરમી છે, એથી જ કુરૂમતીનામા સ્ત્રીરત્નનો સ્પર્શ થતાં લોહપુતળું પણ દ્રવીભૂત થઇ ગયું હતું. इति पंचेन्द्रियरत्नानि ॥

ઉક્ત ૮–૧૧–૧૨–૧૩–૧૪ ની સંખ્યાવાળાં સેનાપતિ આદિ પાંચ મનુષ્યરૂપ પંચેન્દ્રિયરત્નો પોતપોતાનાનગરને વિષે તત્કાલીન યથાયોગ્ય પ્રમાણવાળા ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે આ સજીવ ચૌદરત્નો સદાશાશ્વતા, દરેકચક્રીને પ્રાપ્ત થનારા, પ્રત્યેક એક એક હજાર યક્ષોથી અધિષ્ઠિત હોય છે, અને યક્ષ–દેવાધિષ્ઠિત હોવાથી

---

૭૯. અન્ય ઠેકાણે આ કાર્ય ગૃહપતિ માટે કહેલું છે.

જ ઉક્ત તે તે રત્ન જય દાયક અને સુખકારક થઇ શકે છે, પરંતુ કદાચ તે દૂર ખસી જાય તો દેવપ્રભાવરહિત એવાં તે રત્નો [ સૂભૂમનો જેમ દેવે પકડેલું ચર્મ રત્ન છોડી દેવાથી નાશ થયો તેમ ] હાનિકારક પણ બને છે. ચક્રવર્તી આ રત્નોને બહુમાનપૂર્વક રક્ષે છે સેવે છે અને કારણ પડે યથેષ્ટ ઉપભોગમાં લે છે અને તે દ્વારા અનેક સ્થાનકો બનાવે છે અને સર્વ સ્વસ્વજાતિના લક્ષણોપેત હોય છે. [ વધુ વર્ણન. જં૦ પ્ર૦–લોકપ્રકાશાદિથી જોવું. ] [ ૨૬૭ ]

॥ चक्रिणः चतुर्दशरत्नानां दीर्घता–उत्पत्तिस्थानोपयोगविषयकं यन्त्रम् ॥

| रत्ननाम | दीर्घता | उद्भव | उपयोग | रत्ननाम | दीर्घता | उद्भव | उपयोग |
|---|---|---|---|---|---|---|---|
| ૧ ચક્રરત્ન | વામ પ્રમાણ | ચક્રીની આયુધ-શાલે | આકાશમાં ચાલતું શત્રુ વિજયકારી | ૮ અશ્વરત્ન | ૧૦૮ અં૦ | વૈતાઢ્ય-ના તલે | યુદ્ધમાં શત્રુ-વિજયદાતા |
| ૨ છત્રરત્ન | ,, | ,, | વૃષ્ટિ-વાયુથીરક્ષક | ૯ ગજરત્ન | તત્કાલ યોગ્ય | ,, | મહાપરાક્રમી યુદ્ધ માંશત્રુવિજયદાતા |
| ૩ દંડરત્ન | ,, | ,, | ભૂમિસમકારક | ૧૦ પુરોહિત | ,, | સ્વસ્વ નગરે | શાન્તિ કર્મકૃત |
| ૪ ખડ્ગરત્ન | ૩૨અં૦ | ,, | સંગ્રામોપયોગી | | | | |
| ૫ ચર્મરત્ન | ૨ હાથ | લક્ષ્મી ભંડારે | તુરત વાવેલ ધાન્યાદિ ઉત્પાદક | ૧૧ સેનાપતિ | ,, | ,, | નિષ્કૂટ જીતનાર |
| | | | | ૧૨ ગૃહપતિ | ,, | ,, | ગૃહોચિત કાર્યકૃત |
| ૬ કાકિણી | ૪ અં૦ | ,, | મંગલાદ્યુપયોગી | ૧૩ વાર્ધકી | ,, | ,, | પુલ–ગૃહાદિકૃત |
| ૭ મણિરત્ન | ૨ અં૦ | ,, | દિવ્ય પ્રકાશકૃત | ૧૪ સ્ત્રીરત્ન | ,, | રાજગૃહે | કામસુખનિધાન |
| ચૌદ રત્નોનો વિસ્તાર–જાડાઇ માન ખાસ લભ્ય ન થવાથી અત્રે આપેલ નથી. | | | | | | | |

अवतरण;—હવે ચક્રીના નવનિધિની વક્તવ્યતાને કહે છે.

**णेसप्पे पंडुए पिंगलए, सव्वरयणमहापउमे ।**
**काले अ महाकाले, माणवगे तह महासंखे ॥ २६८ ॥**

સંસ્કૃત અનુવાદ:—

**नैसर्पः पण्डुकः पिङ्गलकः सर्वरत्नमहापद्मे ।**
**कालश्च महाकालो माणवकस्तथा महाशङ्खः ॥ २६८ ॥**

प्रथमनां ७ एकेन्द्रिय चक्रीनां छे. ॥ चक्रवर्तिनां अने वासुदेवनां रत्नो छे ॥ वासुदेवनां छेल्ला ४ अने १-२-७ एम त्रण मळी कुल ७ छे.

१ चक्ररत्न — चक्रीरत्न तथा वासुदेवरत्न

२ छत्ररत्न — चक्रवर्ति रत्नछे.

३ दंडरत्न — चक्रीरत्न

४ चर्मरत्न — श्री वत्साकारे चक्री रत्न

५ खड्गरत्न छे — चक्री तथा वासुदेवरत्न

६ काकिणीरत्न-एरणाकार — चक्री रत्न

७ मणीरत्न ४ — चक्रीवासुनुं षट्कोण

चक्रवर्तिरत्न-वासुदेवरत्न पणछे.

२ शार्ङ्ग धनुष्य — वासुदेवरत्न

५ गदारत्न — वासुदेवरत्न

६ अम्लान वनमाला — वासुदेवरत्न

७ पांचजन्य शंखरत्न — वासुदेवरत्नछे

अहीं दरेक रत्नो शास्त्रोक्त वर्णन मुजब बनेला रंगोपूर्वक तथा प्रमाणपूर्वक आपेल छे.

[ गाथा २६५-६६, पृष्ठ ५१२ थी ५१८ ]

आनंद प्रेस-भावनगर.

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| नेसप्पे=નૈસર્પ | सव्वरयण=સર્વરત્ન |
| पंडुए=પંડુક | महापउमे=મહાપદ્મ |
| पिंगलए=પિંગલક | माणवगे=માણવક |

ગાથાર્થ:—વિશેષાર્થવત્. ॥ ૨૬૮ ॥

વિશેષાર્થ;—ચક્રવર્તીને ચૌદ રત્નો જેમ હોય છે તેમ નવનિધાન પણ હોય છે. જે અવસરે ચક્રવર્તી ભરતનો વિજય કરતાં કરતાં ગંગાનદીના મુખ પાસે એટલે સમુદ્રમાં જ્યાં ગંગાનો સમાગમ થાય છે તે સ્થાને આવે છે તે અવસરે ચક્રરત્નની ઉત્પત્તિ કાળમાં ચક્રવર્તીના પ્રબલ પુણ્યથી ખેંચાયેલા નવે નિધાનો પાતાલ માર્ગે ચક્રવર્તીની રાજધાનીમાં આવે છે. જે માટે ત્રિષષ્ટિ શલાકા ચરિત્રમાં પણ કહ્યું છે કે:—

> इत्यूचुस्ते वयं गङ्गामुखमागधवासिनः ।
> आगतास्त्वां महाभाग ! त्वद्‌भाग्येन वशीकृताः ॥ १ ॥

આ નવે નિધાનો મોટી મંજૂષા (પેટી)ના આકારવાળા હોય છે. તે દરેક મંજૂષા આઠ યોજન ઉંચી, નવ યોજન પહોળી અને બાર યોજને લાંબી હોય છે. પ્રત્યેક મંજૂષાની નીચે રથના પૈડાની પેઠે આઠ આઠ ચક્ર (પૈડા) હોય છે.

ચક્રવર્તી જ્યારે ૬ ખંડ સાધતાં ગંગા પાસે જય કરી આવે છે ત્યારે ગંગા પાસે રહેલા આ નિધાનોને અઠ્ઠમ તપ કરી આરાધે છે. તે નિધિના દેવો તાબે થયા બાદ ચક્રીની સેવામાં હાજર રહેવાના વચનો બોલે છે, પછી ચક્રી જ્યારે તેઓનો સત્કાર કરી રાજધાની તરફ વળે છે ત્યારે તે નિધિઓ પાતાલમાર્ગે થઇ પરંતુ ચક્રીની પાછળ પાછળ આવે છે, અને રાજધાની સમીપે આવ્યા બાદ તે નિધિઓ નગરી બ્હાર જ રહે છે કારણ કે પ્રત્યેકનિધિ ચક્રીની નગરી જેવડા માનવાળા હોવાથી નગરમાં કયાંથી સમાઇ શકે ? એ પ્રમાણે ચક્રીની ગજ-અશ્વ રથ પદાતિ વિગેરેસેના પણ નગર બહાર જ રહે છે.

નવનિધાનના જે જે નૈસર્પાદિ નામો છે તે તે નામવાળા મુખ્ય દેવો તે તે નિધાનના અધિષ્ઠાયક છે.

અહીં [૮૦]કોઇ શાસ્ત્રકારોનું એવું કથન છે કે એ નિધાનોમાં તે તે વસ્તુની પ્રાપ્તિને જણાવનારા શાશ્વતા-દિવ્ય 'કલ્પગ્રન્થો' છે. તેમાં તે અખિલ વિશ્વનો

૮૦ વધુ માટે જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ-સ્થાનાંગ-પ્રવચનસારોદ્ધારાદિ ગ્રન્થો જોવા.

સર્વ વિધિ બતાવવામાં આવેલો હોય છે. જ્યારે કોઇ શાસ્ત્રકારોનું એવું કથન છે કે એ કલ્પગ્રન્થમાં જણાવેલા સર્વ પદાર્થો જ દિવ્ય પ્રભાવથી એ પ્રત્યેક નિધાનોમાંથી [ અથવા નિધિ નાયકદ્વારા ] સાક્ષાત્ પ્રાપ્ત થાય છે. આ નવનિધાનો પૈકી કયા નિધાનમાં કઇ વસ્તુઓ ( અથવા જે વિધિઓ જણાવેલ ) હોય છે. તે સંક્ષેપમાં નામ સાથે કહેવાય છે.

૧ નૈસર્પ નિધિ;—ખાણ–ગ્રામ–નગર–પત્તન, નિવેશન–મંડવક, દ્રોણ-મુખ, છાવણી હાટ–ગૃહાદિ સ્થાપનનો સમગ્ર વિધિવિષય જે અત્યારે વર્તમાન વસ્તુશાસ્ત્રમાં પણ દેખાય છે તે સંબંધી વિષય [ પુસ્તક વા સાક્ષાત્ વસ્તુ ] આ પ્રથમ નિધિથી પ્રાપ્ત થાય છે.

૨ પાણ્ડુક નિધિ;—સોનૈયા વિગેરેની ગણતરી–ધન ધાન્ય વિગેરેનું પ્રમાણ તે ઉત્પન્ન કરવાની પદ્ધતિ રૂ, ગોળ, ખાંડ વિગેરે સર્વનું માન–ઉન્માન કરવામાં આ બીજો નિધિ ઉપયોગમાં આવે છે.

૩ પિંગલ નિધિ;—પુરૂષો અને સ્ત્રીઓના સર્વ આભૂષણો હાથી ઘોડા વિગેરેના દાગીનાઓ ઇત્યાદિ આભરણ સંબંધી સર્વ વ્યવસ્થા આ તૃતીય નિધાનને આધીન છે.

૪ સર્વરત્ન નિધિ;—ચક્રવર્તીના સાત એકેન્દ્રિય રત્નો તેમજ સાત પંચેન્દ્રિય રત્નો એ સર્વ આ નિધિને અંગે ઉત્પન્ન થાય છે. કેટલાક આ નિધાનના પ્રભાવથી ચૌદ રત્નો ઘણા કાન્તિમય થાય છે એમ કહે છે.

૫ મહાપદ્મ નિધિ;—સર્વપ્રકારના વસ્ત્રો વિગેરેની ઉત્પત્તિ–રંગવા ધોવાની વ્યવસ્થા આ નિધિ દ્વારા થાય છે.

૬ કાલ નિધિ;—અતીત, અનાગત અને વર્ત્તમાન વિષયક સકલ જ્યોતિષ શાસ્ત્રસંબંધી કાળ જ્ઞાન, કૃષિવાણીજ્યાદિ કર્મ તેમજ કુંભકાર લુહાર ચિત્રકાર વણકર નાપિત ઇત્યાદિ મૂલ ૨૦ ઉત્તર ભેદવાળા સો પ્રકારના શિલ્પો, વળી જગતના તીર્થંકર–ચક્રી–બલદેવ વાસુદેવના વંશોનું શુભાશુભપણું આ કાલ સંજ્ઞક નિધિમાં થાય છે.

૭ મહાકાલ નિધિ;—લોઢું તેમજ સોનું રૂપું વિગેરે ધાતુઓ અને તેની ખાણો, વળી મણી–મોતી–પ્રવાલ–હીરા–માણેક ચન્દ્રકાન્તમણિ વિગેરે રત્નો એ સર્વ વસ્તુઓ આ નિધિવડે પ્રાપ્ત થાય છે, અથવા તેની ઉત્પત્તિ આ નિધિમાં કહેલી છે.

૮ માણુવક નિધિ;—લડવૈયાઓ, તેઓને પહેરવાના બખ્તરો હાથમાં ધારણ કરવાના શસ્ત્રો, યુદ્ધની કળા, વ્યૂહરચના, સાત પ્રકારની દંડનીતિ વિગેરે સર્વવિધિ આ નિધાન દ્વારા જાણી શકાય છે.

૯ મહાશંખ નિધિ;—નાટક, વિવિધ કાવ્યો, છંદો, ગદ્ય-પદ્યાત્મક ચંપૂ, સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ વિગેરેભાષાઓ આ નવમા નિધિવડે જણાય છે. [ ૨૬૮ ]

॥ नवनिधीनां नामानि च तद्विषयप्रदर्शकं यन्त्रम् ॥

| निधिनामो | निधिगत शुं शुं छे ? ते | निधिनामो | निधिगत शुं छे ? ते |
|---|---|---|---|
| ૧ નૈસર્પનિધિ | ગામ-નગર-ગૃહાદિ સ્થાપન વિધિ | ૬ કાલનિધિ | ૬૩ શલાકા ચરિત્રો-જ્યોતિષ-શિલ્પાદિ શાસ્ત્રનો વિધિ |
| ૨ પાંડુકનિધિ | ધન-ધાન્ય-માનનો તથા ઉત્પાત્તનો વિધિ | ૭ મહાકાલનિ૦ | મણિ-રત્ન-પ્રવાલાદિક ધાતુ ખાણોનો વિધિ |
| ૩ પિંગળનિધિ | સ્ત્રી-પુરૂષ ગજાશ્વાદિ આભરણ વિધિ | ૮ માણુવકનિ૦ | સર્વશસ્ત્રોત્પત્તિ-બખ્તર-નીતિનો વિધિ |
| ૪ સર્વરત્નનિ૦ | ચક્રાદિ ચૌદ રત્નોત્પત્તિનો વિધિ | ૯ શંખનિધિ | ગાયન-નાટ્ય કાવ્ય વાજિંત્રાદિકનો સર્વ વિધિ |
| ૫ મહાપદ્મનિ૦ | વસ્ત્રોત્પત્તિ-રંગવાનો વિધિ બતાવવામાં આવ્યો છે | અન્યમતે સર્વ વસ્તુજ સાક્ષાત્ નિધિગત સમજવી પ્રત્યેક નિધિમાન-૧૨ યો૦ દીર્ઘ ૯ યો૦ વિસ્તાર ૮ યો૦ ઉંચાઇનું જાણવું. | | |

अवतरण;—હવે એકંદર જંબૂદ્વીપમાં સમકાળે ઉત્કૃષ્ટ તથા જઘન્યથી કેટલી રત્નસંખ્યા હોય ? તે કહે છે.

**जंबूदीवे चउरो, सयाइ वीसुत्तराइं उक्कोसं ।**
**रयणाइ जहण्णं पुण, हुंति विदेहंमि छप्पन्ना ॥ २६९ ॥**

**સંસ્કૃત અનુવાદઃ—**

**जम्बूद्वीपे चत्वारि शतानि विंशत्युत्तराणि उत्कृष्टम् ।**
**रत्नानि जघन्येन पुनर्विदेहे षट्पञ्चाशत् ॥ २६९ ॥**

**શબ્દાર્થઃ—સુગમ છે.**

ગાથાર્થઃ—જંબૂદ્વીપમાં ઉત્કૃષ્ટથી ૪૨૦ અને જઘન્યથી ૫૬ રત્નો વિદેહને વિષે હોય છે. ॥ ૨૬૯ ॥

વિશેષાર્થઃ—ઉત્કૃષ્ટપદે જંબૂદ્વીપમાં એકંદર ૩૦ ચક્રવર્તીઓ એકી સાથે હોઈ શકે છે, એટલે મહાવિદેહની બત્રીશ વિજયો પૈકી ૨૮ વિજયોમાં અઠ્ઠાવીસ અને એક ભરતક્ષેત્રમાં, એક ઐરવતક્ષેત્રમાં એમ કુલ ૩૦ થયા. એક એક ચક્રવર્તીને ૧૪ રત્નો હોવાથી ૩૦×૧૪=૪૨૦ કુલ રત્નો હોય છે. જ્યારે ભરત–ઐરવતમાં અને વિદેહની અન્ય અઠ્ઠાવીસ વિજયોમાં ચક્રવર્તી હોતા નથી ત્યારે છેવટે માત્ર પુષ્કલાવતી, વત્સ, નલિનાવતી, વપ્ર એ ચાર વિજયોની નગરીમાં ચાર ચક્રવર્તીઓ જઘન્યથી હોય છે ( ચારથી ન્યૂન ચક્રવર્તી જંબૂદ્વીપમાં હોતા નથી ) ત્યારે કુલ ( ૪×૧૪= ) ૫૬ રત્નો જઘન્યથી જંબૂદ્વીપના મહાવિદેહને વિષે હોય છે; એમ જંબૂપ્રજ્ઞપ્તિમાં પણ કહેલ છે. [ ૨૬૯ ]

અવતરણ;—હવે 'યુદ્ધશૂરા' વાસુદેવોને કેટલાં રત્નો હોય તે કહે છે.

**चक्कं धणुहं खग्गो, मणी गया तह य होइ वणमाला ।**
**संखो सत्त इमाइं, रयणाइं वासुदेवस्स ॥ २७० ॥**

### સંસ્કૃત છાયાઃ—

**चक्रं-धनुः-खड्गो-मणि-र्गदा तथा च भवति वनमाला ।**
**शङ्खः सप्त इमानि रत्नानि वासुदेवस्य ॥ २७० ॥**

**શબ્દાર્થઃ—ગાથાર્થઃ વિશેષાર્થવત્ સુગમ છે.**

વિશેષાર્થઃ—૧ સુદર્શનચક્ર, નંદક નામનુ ખડ્ગ તથા મણી એ ત્રણે રત્નોનું વર્ણન યથાસંભવ પૂર્વે ૨૬૭ ગાથામાં કહેવાયું તે મુજબ વિચારવું.

**धणुहं**—ધનુષ્ય તે શાર્ઙ્ગધનુષ્ય સમજવું, જે ધનુષ્ય બીજા કોઇથી ચડાવી ન શકાય એવું મહાભારે, અદ્ભૂત શક્તિવાળું, જેના ટંકારવ માત્રથી શત્રુ સૈન્ય ત્રાસીને પલાયન કરી જાય એવું હોય છે.

**गया**—ગદા, આ ગદા ચક્રીના દંડ રત્ન જેવી મહાપ્રભાવવાળી, બીજા કોઇથી ઉપાડી ન શકાય એવી અને દર્પધારી વેરીઓના ભુજાના મદને ખાંડી નાંખનારી બલીષ્ઠ હોય છે.

**वणमाला**—એ નામની માળા વાસુદેવના હૃદયવર્તી નિરંતર હોય છે, તે કદી કરમાતી નથી, અને સર્વઋતુના પુષ્પોથી અત્યંત સુગંધિત હોય છે.

શંખ—તે પાંચજન્ય, આ શંખને વાસુદેવ સિવાય [ તીર્થંકર વર્જી ] બીજો કોઇ વગાડી શકે નહિ અને તેનો અવાજ થતાં શત્રુસૈન્ય ભાગી જાય છે. અવાજ ૧૨ યો૦ યાવત્ સંભળાય છે, આ પ્રમાણે સદાએ દેવાધિષ્ઠિત સાત રત્નો વાસુદેવને હોય છે અને બલદેવને [૮૧]ત્રણ હોય છે જેની હકીકત આગળ જુદી અપાશે ત્યાંથી જોઇ લેવી. [ ૨૭૦ ]

## ॥ मनुष्याधिकारे अष्टममागतिद्वारम् ॥

अवतरण;—સાતમા ગતિદ્વારને પૂર્ણ કરીને હવે આઠમું આગતિદ્વાર કહે છે.

**संखनरा चउसु गइसु, जंति पंचसु वि पढमसंघयणे ।**
**इग दुति जा अठसयं, इग समए जंति ते सिद्धिं ॥२७१॥**

### સંસ્કૃત અનુવાદઃ—

संख्यनराश्चतुर्षु गतिषु यान्ति पञ्चसु अपि प्रथमसंहननाः ।
एको द्वौ त्रयो यावत् अष्टशतमेकसमये यान्ति ते सिद्धिम् ॥ २७१ ॥

### શબ્દાર્થઃ—

संखनरा=સંખ્યવર્ષાયુષી નરો
चउसु गइसु=ચારે ગતિમાં
पंचसु-वि=પાંચમાં પણ
पढमसंघयणे=પ્રથમ સંઘયણમાં
अट्ठसयं=આઠ ઉત્તર સો ( ૧૦૮ )
सिद्धिं=સિદ્ધિને

गाथार्थ:—સંખ્યાતાવર્ષનાઆયુષ્યવાળા મનુષ્યો મરીને ચારે ગતિમાં જાય છે, પરંતુ એમાં જે પ્રથમસંઘયણવાળા છે તે પાંચે ગતિમાં જાય છે.

તેઓ એક બે ત્રણ યાવત્ એકસો આઠ સુધીના એક સમયમાં જ સિદ્ધિ-પદને પામે છે. ॥ ૨૭૧ ॥

विशेषार्थ:—સંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યો દેવ-નરક-તિર્યંચ-(પુનઃ) મનુષ્ય એ ચારે ગતિમાં સ્વસ્વકર્માનુસાર મરીને ઉત્પન્ન થઇ શકે છે, [ અસંખ્ય વર્ષાયુષ્યવાળા યુગલિકનો નિષેધ કર્યો ] એ સંખ્યવર્ષાયુષીમાં જેઓ પ્રથમ

---

૮૧ અહીંઆ તીર્થંકર-ચક્રી-વાસુદેવ-પ્રતિવાસુદેવ-બળદેવ [ નારદ-રુદ્ર ] વિગેરે ઉત્તમ પુરૂષોનું ટુંકું સ્વરૂપ તથા તેમનાં જીવનની ટુંકી નોંધ આપવી ગ્રન્થવિસ્તારને કારણે મુલતવી રાખી છે.

વજ્રઋષભનારાચસંઘયણવાળા છે (બીજા સંઘયણવાળા નહિ) તેઓ તદ્ભવે શુભ અધ્યવસાય પ્રાપ્ત થતાં પાંચમી ગતિમાં કહેતાં [ઉક્ત ચાર અને] પાંચમી મોક્ષ ગતિમાં પણ ચાલ્યા જાય છે.

એટલે જ્યારે જીવ સંકિલષ્ટ અધ્યવસાયોવાળો હિંસામાં આસક્ત, મહારંભી, મહાપરિગ્રહી, રૌદ્રપરિણામી આદિ પાપાચરણવાળો થાય ત્યારે નરકાયુષ્ય યોગ્ય કર્મોપાર્જન કરી નરકમાં જાય છે.

જ્યારે જીવ માયા કપટ છળમાં વધુ તત્પર હોય, નાના મોટા વ્યસનોમાં રક્ત રહેતો હોય; બહુ ખા ખા કરનારો હોય તે મોટે ભાગે તિર્યંચગતિ યોગ્ય બનીને ત્યાં જાય છે.

વળી માર્દવ-આર્જવાદિ સરલગુણો યુક્ત હોય, શલ્યવાળો હોય તે મનુષ્યગતિ બાંધે છે.

તેમજ ગુણગ્રાહી-બાળતપાદિક કરનારા દાનરૂચિ, અલ્પકષાયી, આર્જવાદિ ગુણોવાળા જીવો દેવગતિમાં જાય છે.

અને જ્યારે જીવને પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા, આસ્તિકયની અભિવ્યક્તિરૂપ સમ્યક્ત્વના-સમ્યજ્ઞાનના પરિણામ તથા પ્રાણાતિપાત, મૃષાવાદ અદત્તાદાન, મૈથુન, પરિગ્રહની નિવૃત્તિરૂપ ચારિત્રપરિણામ વર્તતા હોય ત્યારે અનંતભવોપાર્જિત આધિ-વ્યાધિ-ઉપાધિને દૂર કરી ચારઘાતીકર્મનો ક્ષય કરી અખિલ લોકાલોકને બતલાવનારૂં કેવળ-જ્ઞાન પામી જઘન્યથી અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટથી દેશોનપૂર્વકોટી વર્ષપર્યંત રહી શેષ ચાર કર્મ તે કાળમાં ખપાવીને સર્વ કર્મકલંકથી દૂર થઇને નિરતિશય સુખના ભાજન થયા છતાં ઋજુગતિથી એકજ સમયમાં તે મનુષ્ય જીવો જઘન્યથી એક બે ત્રણ અને ઉત્કૃષ્ટથી યાવત એકી સાથે ૧૦૮ (ઋષભદેવ ભગવાનવત્) ઉત્તમોત્તમ અવ્યાબાધ સાદિ અનંત સ્થિતિ જ્યાં રહી છે જ્યાં ગયા પછી પુનઃ દુઃખદાયક જન્મ જ લેવો પડતો નથી એવા સિદ્ધિ (મોક્ષ) સ્થાનને વિષે સિદ્ધપણે ઉત્પન્ન થાય છે.

## ॥ मनुष्यगत्यधिकारस्याष्टद्वारविषयकं यन्त्रकम् ॥

| आठे द्वारमां नामो | ग० उत्कृष्टमान | ग० जघन्यमान | स० उत्कृष्टमान | स० जघन्यमान |
|---|---|---|---|---|
| ૧ સ્થિતિમાન | ૩ પલ્યોપમ | અંતર્મુહૂર્તનું | અંતર્મુહૂર્તનું | અંતર્મુહૂર્તનું |
| ૨ દેહમાન | ૩ ગાઉનું | અંગુલ અસંખ્ય ભાગ | અંગુલ અસંખ્ય ભાગ | અંગુલ અસંખ્ય ભાગ |
| ૩ ઉપપાતવિરહ | ૧૨ મુહૂર્ત | ૧ સમય | ૨૪ મુહૂર્ત | ૧ સમય |
| ૪ ચ્યવનવિરહ | ,, | ,, | ,, | ,, |
| ૫ ઉપપાતસંખ્યા | યાવત્ અસંખ્યા | એક-બે-ત્રણ | યાવત્ અસંખ્ય | એક-બે-ત્રણ |
| ૬ ચ્યવનસંખ્યા | ,, | ,, | ,, | ,, |
| ૭ ગતિદ્વારે | તેઉકાય, વાયુકાય એ બે દંડકને મુકીને શેષ ૨૨ દંડકના જીવો આવીને મનુષ્યગતિમાં ઉપજે છે, પરંતુ એટલું વિશેષ કે સાત નારકીના એકજ દંડકમાંથી સાતમી નારકી બાદ કરવી અને તે પ્રમાણે પંચેન્દ્રિય મનુષ્ય અને તિર્યંચના દંડકમાંથી અસંખ્યવર્ષાયુષી યુગલિકમનુષ્ય-તિર્યંચ બાદ કરવા. હરિ, અર્હન્-ચક્રી-બલદેવ-વાસુદેવ અને ચક્રીના પાંચ મનુષ્યુ રત્નો દેવ નરકથી જ આવેલાં હોય છે. હસ્તિ-અશ્વ તિર્યંચવર્જી ત્રણે ગતિમાંથી, અને સાત એકેન્દ્રિય રત્નો ભુવ૦ વૈમા૦થી આવેલા હોય. | | | |
| ૮ આગતિદ્વારે | સંખ્યવર્ષાયુષીમનુષ્યો ચારે ગતિમાં જાઇ શકે છે, અને તેમાંએ જે વજ્રઋષભનારાચસંઘયણે યુક્ત હોય છે તે તો મોક્ષ સહિત પાંચે ગતિમાં જઘન્યથી બે કે બે યાવત્ ઉત્કૃષ્ટથી એક સમયે ૧૦૮ જાય છે. | | | |

**अवतरण;**—હવે આ ગતિદ્વારે મનુષ્યોની વેદ લિંગાશ્રયી ગતિને કહે છે.

**वीसत्थी दस नपुंसग, पुरिसट्ठसयं तु एगसमएणं ।**
**सिज्झइ गिहि अन्न सलिंग, चउदस अट्ठाहिअसयं च॥२७२॥**

### સંસ્કૃત અનુવાદઃ—

**विंशतिः स्त्रीणां दश नपुंसकाः पुरुषाणामष्टशतं तु एकसमये ।**
**सिध्यन्ति गृहि-अन्य-स्वलिङ्गाश्चतुर्दशाष्टाधिकशतञ्च ॥ २७२ ॥**

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| वीसत्थी=વીસ સ્ત્રી | गिहि=ગૃહિલિંગમાં |
| नपुंसग=નપુંસક | अन्न=અન્યલિંગમાં |
| पुरिट्ठसयं=પુરૂષવેદે ૧૦૮ | अट्ठाहिअ=અષ્ટાધિક |
| सिज्झइ=સિદ્ધ થાય છે | सयं=સો |

ગાથાર્થ:—સ્ત્રીવેદે ઉત્કૃષ્ટથી એકસમયમાં વીશ મોક્ષે જાય, નપુંસકવેદે ઉત્કૃષ્ટ દસ અને પુરૂષવેદે ઉત્કૃષ્ટથી એકજ સમયમાં એકસોને આઠ મોક્ષે જાય છે, લિંગમાં–[૮૨]ગૃહસ્થ લિંગે એકજ સમયમાં ચાર, [૮૩]અન્યલિંગે ( એટલે અન્ય ધર્મના તાપસાદિક લિંગમાં ) દસ અને સ્વલિંગે ( સ્વ સાધુ લિંગે ) ઉ૦ એક સમયમાં એકસોને આઠ મોક્ષે જાય છે. ॥ ૨૭૨ ॥

વિશેષાર્થ:—વેદ એટલે શું ? જેને લઇને પુરૂષને સ્ત્રીની ( વિષય–ભોગરૂપ ) ઇચ્છા થાય તે **પુરૂષવેદ**, જેને લઇને સ્ત્રીને પુરૂષસેવનની ઇચ્છા થાય તે **સ્ત્રીવેદ** અને જેને લઇને પુરૂષ અને સ્ત્રી બન્ને સેવવાની ઇચ્છા થાય તે **નપુંસકવેદ.**

પુરૂષવેદ તૃણના અગ્નિસમાન–ઝટ ઇચ્છા બુઝાઇ જાય તેવો છે, સ્ત્રીવેદ છાણાના અગ્નિસમાન ( બકરીની લીંડીના અગ્નિ જેવો ) જેમ સેવે તેમ વધુ ને વધુ ઇચ્છા ઉદ્ભવતી જાય અને નપુંસકવેદ તે નગરમાં લાગેલા દાહ–આગ સમાન, નગરની આગ જેમ બુઝાવવી અતિ મુશ્કેલ થાય છે તેમ. સ્ત્રી–પુરૂષ–નપુંસકોના લક્ષણો માટે પન્નવણા–ઠાણાંગજીની ટીકામાં કહ્યું છે કે:—

**योनिर्मृदुत्वमस्थैर्यं मुग्धता क्लीबता स्तनौ ।**
**पुंस्कामितेति लिंगानि सप्त स्त्रीत्वे प्रचक्षते ॥ १ ॥**

---

૮૨ અન્ય દર્શનના તાપસાદિવેષપણે મોક્ષે જઇ શકે છે કારણકે તેઓ સદ્ગુરૂના યોગે વા તથાવિધ અન્ય જિન ધર્મના અનુમોદનાદિક આલંબન મળતાં સમ્યગ્ દર્શન-જ્ઞાન–ચારિત્ર મેળવી–પ્રાપ્ત કરી ઉત્તરોત્તર શુભ ભાવનાના યોગે કેવળી થઇ મોક્ષે જાય છે, પરંતુ તાપસના ધર્મે કરીને તો નહીં જ, કારણ કે વેષ લિંગ ગમે તે હોય પરંતુ ધર્મ તો સમ્યગ્ દર્શનાદિ મોક્ષે જવા માટેનો હોવો જ જોઇએ. વળી એજ પ્રમાણે ભલે વેષ ગૃહસ્થનો હોય પરંતુ જન્માન્તરીય સંસ્કારોથી સ્વાભાવિક વૈરાગ્યને પામી સમ્યક્ ચારિત્રને પ્રાપ્ત કરી અન્તકૃત્ કેવલી થઇ મોક્ષે જાય છે.

૮૩ વધુમાં ઉક્ત બન્ને લિંગમાં મોક્ષ કહ્યો તે તેઓનું શેષ આયુષ્ય અન્તમુહૂર્ત બાકી રહ્યું હોય અને કેવલજ્ઞાન થાય અને મોક્ષે ચાલ્યા જાય તદાશ્રયી સમજવું, પરંતુ જો અન્ત-મુહૂર્ત્ત અધિકાયુષ્ય હોય તો અવશ્ય જૈનસાધુનો યથાર્થ વેષ સ્વીકારવો પડે છે અને પછી તેવા મોક્ષે જનારા સ્વલિંગ સિદ્ધ કહેવાય છે, ગૃહસ્થ કેવલી કૂર્માપુત્રને માટે જ એક અપવાદ છે કે જેને કેવલજ્ઞાન થયા બાદ સકારણ ૬ માસ થયાં તથાપિ સાધુવેષ પ્રાપ્ત થયો નહિ, એથી એકજ એ આશ્ચર્યરૂપ અપવાદ સમજવો.

मेहनं खरता दार्ढ्यं शौण्डीर्यं श्मश्रु धृष्टता ।
स्त्रीकामितेति लिंगानि सप्त पुंस्त्वे प्रचक्षते ॥ २ ॥

स्तनादिश्मश्रुकेशादिभावाभावसमन्वितम् ।
नपुंसकं बुधाः प्राहुर्मोहानलसुदीपितम् ॥ ३ ॥

**અર્થ**:—યોનિ, કોમળતા, અસ્થિરતા, મુગ્ધતા, કાયરતા, સ્તન અને પુરૂષની ઈચ્છા એ સાત સ્રીત્વનાં લક્ષણો. પુરૂષચિન્હ, કઠોરતા, દઢતા, પરાક્રમ, ધૃષ્ટતા, દાઢી-મુછ અને સ્રી સંભોગની ઇચ્છા એ પુરૂષત્વનાં સાત લક્ષણો, અને સ્તનાદિકનો સદ્ભાવ હોય અથવા ન હોય તથા મોહાગ્નિનો પ્રદિપ્તપણે સદ્ભાવ હોય તે નપુંસકત્વનું લક્ષણ છે.

આ ત્રણેવેદનું અસ્તિત્વ ચારે ગતિમાં ભિન્ન ભિન્ન રીતે હોય છે એટલે સાતે નારકીમાં નપુંસક વેદવાળા જીવો, દેવગતિમાં સ્રી અને પુરૂષ એ બે વેદ અને શેષ તિર્યંચ-મનુષ્યગતિમાં ત્રણે વેદો હોય છે. [ ૨૭૨ ]

अवतरणः—ભિન્ન ભિન્ન શરીર અવગાહના તથા સ્થાનાશ્રયી સિદ્ધ થતી સંખ્યા જણાવે છે.

## गुरुलहुमज्झिम दोचउ, अट्ठसयं उड्डहोतिरिअलोए ।
## चउबावीसट्ठसयं, दु समुद्दे तिन्नि सेसजले ॥ २७३ ॥

### સંસ્કૃત અનુવાદઃ—

गुरुलघुमध्यमाः द्वि-चतुरष्टशतमूर्ध्वाऽधस्तिर्यग्लोके ।
चतुर्द्वाविंशत्यष्टशतं द्वौ समुद्रे त्रयः शेष जले ॥ २७३ ॥

### શબ્દાર્થઃ—

गुरु=ઉત્કૃષ્ટ
लहु=લઘુ
मज्झिम=મધ્યમ
समुद्दे=સમુદ્રમાં
उड्डहो=ઉર્ધ્વ અધો
सेसजले=શેષ જલસ્થાનકોમાં

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૨૭૩ ॥

**विशेषार्थः**—ઉત્કૃષ્ટ અવગાહનાવાળા તે-તે તે કાલે પાંચસો ધનુષ્યની ઉંચી કાયાવાળા જીવો, એકસમયમાં યુગપત્ બેજ સંખ્યાએ મોક્ષે જાય છે, પરંતુ એકજ સમયમાં તો વધુ જતા નથી, વળી જઘન્યથી બે હાથની અવગાહના સુધીના

જીવો મુક્તિને યોગ્ય છે, બે હાથથી ન્યૂન દેહવાળા મુક્તિયોગ્ય તદ્દભવે થતા નથી, એથી તે જઘન્ય અવગાહનાવાળા જીવો એક સમયમાં વધુમાં વધુ ચાર સંખ્યા સુધી સિદ્ધ થઇ શકે છે, જ્યારે જઘન્ય બે હાથથી આગળ અને ૫૦૦ ધનુષ્યની અંદર ( એટલે જઘન્ય ઉત્કૃષ્ટ વચ્ચે ) ની મધ્યમ અવગાહનાવાળા ઉત્કૃષ્ટથી એકજ સમયમાં ૧૦૮ સિદ્ધ થઇ શકે છે.

**ઊર્ધ્વલોકેથી** એક સમયમાં ઉત્કૃષ્ટા ચાર જ સિદ્ધ થાય છે. અહીં ઊર્ધ્વલોકથી દેવનિકાય ન સમજવી પરંતુ એક લાખ યોજન ઉંચા એવા મેરૂપર્વત ઉપર આવેલા નંદનવનથી ગએલા સમજવા, એટલે કોઇ લબ્ધિધારી વિદ્યાધરાદિમુનિ વૈક્રિયાદિ ગમનશક્તિ દ્વારા નંદનવને રહેલા શ્રી જિનચૈત્યાદિકને નમસ્કારાદિ કારણે ગએલા હોય અને એવામાં આયુષ્ય પૂર્ણ થવાનો તેઓને પ્રસંગ સાંપડ્યો એટલે તે મહાત્માઓ અનશનાદિક શુભધ્યાનારાધના કરવા પૂર્વક કેવલજ્ઞાન પામી મુક્તિપ્રાયોગ્ય બન્યા થકા કાળધર્મ કરે ત્યારે ત્યાંથી સીધા મોક્ષે જાય છે તે અપેક્ષાએ વિચારવું. અહીંઆ ઊર્ધ્વલોકે ભેદ પાડી વિચારીએ તો પંડુકવનાશ્રયી ૨ મોક્ષે જાય છે.

એ પ્રમાણે **અધોલોકે** એક સમયમાં ઉત્કૃષ્ટથી [૮૪]બાવીસ મોક્ષે જાય છે અહીં પણ અધોલોક શબ્દથી નરક ન વિચારતાં અધોગ્રામ વિચારવું.

એટલે કે મેરૂપર્વતની પશ્ચિમદિશા તરફ સમભૂતલાથી ક્રમશઃ નીચે ઉતરતો ઉતરતો એક ભૂભાગ આવે છે. એ પૃથ્વી નીચી નીચી થતી ૪૨૦૦૦ હજાર યો૦ જઇએ ત્યારે એકહજાર યોજન ઊંડી થાય છે અને તે ભૂમિભાગ મહાવિદેહ ક્ષેત્રમાં આવેલો છે જેને **કુબડીવિજય** કહેવાય છે, ત્યાં તીર્થંકરાદિકનો સદ્ભાવ હોય છે અને તે વખતે તીર્થંકર વિગેરે આત્માઓ પણ મોક્ષે જતા હોવાથી ઉક્ત વિચારવું.

અને તિર્યક્લોકમાંથી ઉત્કૃષ્ટા એકસમયે ૧૦૮ મોક્ષે જાય છે.

---

૮૪ આ બાબતમાં ત્રણ મત છે. એથી ઉત્તરાધ્યયનમાં ૨૦ સંખ્યા કહી છે, દસ દ્વારોના સંગ્રહવાળી પ્રાચીન સંગ્રહણીમાં ૨૨ અને સિદ્ધ પાભૃતમાં ૪૦ સંખ્યા કહી છે. તત્ત્વજ્ઞાની જાણે, આ ૨૭૩ ગાથામાં આપેલા '**चउबावीसट्ठसयम्**' એ પદમાં **बावीस** ને સ્થાને જો '**दोवीसं**' પદ રાખવામાં આવે તો [ **दोवीस** એટલે બે વાર વીશ – ૪૦ ] સિદ્ધપ્રાભૃત. ટીકાકારે કહેલું '**विंशतिपृथक्त्व** એટલે ૪૦ અધોલોકે' સંખ્યા, તે સાથે સંવાદ મળી રહેશે. આ પ્રમાણે શ્રી ચન્દ્રીયા ટીકાકાર તથા મલયગિરિ ટીકાકાર જણાવે છે.

વળી તેઓએ પોતાનીજ ટીકામાં આધારરૂપે આપેલું સિ૦ પ્રા૦ નું '**विंशतिपृथक्त्वम्**' ( ૪૦ ) પદ વર્તમાનની સિદ્ધપ્રાભૃતની ટીકામાં જો કે જોવાતું નથી તેથી પૂર્વે અન્ય કોઇ પણ ટીકા હશે ખરી અને તદાધારે લખાયેલ હશે. તત્વજ્ઞાની ગમ્ય.

તિર્યગ્લોકે સામાન્યતઃ ૧૦૮ એક સમયે મોક્ષે જાય એમ કહ્યું, પરંતુ દરેક સ્થાનેથી ૧૦૮ જાય એવું હોતું નથી. તિર્યગ્લોકમાં પણ કર્મભૂમિથી આવેલા, પુલ્લિંગ વૈમાનિક નિકાયથી આવેલા, મધ્યમ અવગાહનાવાળા, સાધુવેષ [ જૈનમુનિવેષ–સ્વલિંગ ] વાળા તે પણ પુરૂષોજ, કાળથી નિશ્ચે ઉત્સર્પિણી તો ત્રીજો આરો અને અવસર્પિણી હોય તો ચોથો આરો હોવો જોઇએ. આટલા સંપૂર્ણ આઠ વિશેષણવાળાજ ક્ષપિતકર્મવાળા થયાં થકાં એકસમયે ૧૦૮ મોક્ષે જાય છે.

ત્યારે હવે ભેદ પાડી તિર્યક્લોકે વિચારીએ તો કોઇ દેવાદિકના સંહરણાદિકથી લવણાદિક સમુદ્રમાં કોઇ જીવને ફેંકે. અન્તરાલે તથાવિધપૂર્વક કર્મસંચય દ્વારા જલમાં ડૂબતાં અન્તકૃત્ કેવલી થઇ તુર્તજ મોક્ષે જાય તેવા, અથવા કોઇ કેવળી જીવને ભરતાદિક ક્ષેત્રેથી ઉપાડી દુશ્મનદેવ સમુદ્રમાં ફેંકે અને એવામાં આયુષ્યનો અન્ત આવ્યો હોય અને મોક્ષે જાય એવા, એ બન્ને રીતે મોક્ષે જનારા એકજ સમયમાં બેજ જાય.

હવે શેષજળ તે ગંગાદિ નદીઓમાં તથા દ્રહાદિક જળસ્થાનોમાં સ્નાન વિગેરે અર્થે ગએલા જીવો ન્હાણાદિકમાં બેઠેલા હોય અને તે પ્રસંગે ગમે તે વિશુદ્ધ નિમિત્તથી કેવળજ્ઞાન પામી દેવમનુષ્યના ઉપદ્રવથી અથવા સંહરણાદિકથી ત્યાંથી જો મોક્ષે જાય તો એકજ સમયમાં ત્રણ [અને સિ૦ પ્રા૦ અનુસારે ૪] સિદ્ધ થાય છે.

अवतरण;—પૂર્વોક્ત મનુષ્યો કઇ ગતિથી આવેલા એક સમયમાં કેટલા મોક્ષે જાય? તે કહે છે અને વળી [ વેદ–ગતિથી આવેલાના ભેદ વિના ] પ્રથમ **ઓઘથી**–સામાન્યથી ચારે ગતિ આશ્રયી જણાવે છે ત્યારબાદ અઢી ગાથાપદથી વિશેષ સ્ફોટપાડી જણાવશે.

## नरयतिरियागयादस, नरदेवगई उ वीस अट्ठसयं ॥२७३½॥

### સંસ્કૃત અનુવાદઃ—

**नरकतिर्यगागता दश नरदेवगतेस्तु विंशत्यष्टशतम् ॥ २७३½ ॥**

### શબ્દાર્થઃ—

नरतिरिआगया=નરક તિર્યંચથી આવેલા | नरदेवगईउ=નર દેવગતિથી આવેલા

गाथार्थः—વિશેષાર્થવત ॥ ૨૭૩½ ॥

विशेषार्थः—નરક અને તિર્યંચગતિથી નીકળીને મનુષ્યથએલા જીવો જો મોક્ષ જવાને યોગ્ય બની મોક્ષે જાય તો ઉત્કૃષ્ટા એકજ સમયમાં દસ જ જાય,

મનુષ્યગતિથી મરીને પુનઃ મનુષ્યગતિ પામેલા એવા એક સમયે [85]૨૦, દેવગતિથી મનુષ્ય થએલા એક સમયે ૧૦૮ મોક્ષે જાય. [ ૨૭૩½ ]

अवतरण;—હવે કોઇપણ વેદના નામ ગ્રહણ વિનાજ પ્રત્યેક ગતિમાં વિશેષથી જે કંઇ વિપર્યાસ જે [ ગતિથી આવવા દ્વારા ] છે તેને કહે છે.

**दसरयणासक्करवालुयाउ, चउ पंकमूदगओ ॥ २७४ ॥**
**छच्च वणस्सइ दस तिरि, तिरित्थि दसमणुअवीसनारीओ ।**
**असुराइवंतरा दस, पण तद्देवीउं पत्तेअं ॥ २७५ ॥**
**जोइ दस देवी वीसं, विमाणि अट्ठसय वीस देवीओ ॥२७५½॥**

## સંસ્કૃત અનુવાદઃ—

**दश रत्ना–शर्करा–वालुकातः, चत्वारः पङ्क–भू–दकतः ॥ २७४ ॥**
**षट् च वनस्पतेर्दशतिर्यग्भ्यः तिर्यक्स्त्रियो दश मनुजानां विंशतिर्नारीणाम्**
**असुरादि–व्यन्तरेभ्यो दश पञ्च तद्देवीभ्यः प्रत्येकम् ॥ २७५ ॥**
**ज्योतिर्भ्यो दश देवीभ्यो विंशतिः वैमानिकेभ्योऽष्टशतं विंशतिर्देवीभ्यः २७६½**

## શબ્દાર્થઃ—

भूदगओ=પૃથ્વી–પાણીથી
छच्च=છ
वणस्सइ=વનસ્પતિથી
तिरित्थि=તિર્યંચની સ્ત્રીથી
तद्देवीउं=તેની દેવીથી
विमाणि=વૈમાનિકથી

गाथार्थः— વિશેષાર્થવત્. ॥ ૨૭૫½ ॥

विशेषार्थः—હવે ગઇ ગાથામાં જેમ ' નરકગતિ ' એવો સામાન્ય શબ્દ વાપર્યો તેથી સાતે નરકનું ગ્રહણ ન થઇ જાય માટે સર્વ ભ્રમને ટાળવા આ ગાથા જણાવે છે કે ' નરકશબ્દથી ' પ્રથમની ચાર જ લેવી. તેમાં રત્નપ્રભા, શર્કરાપ્રભા અને વાલુકાપ્રભા એ ત્રણ નરકથી આવેલા મનુષ્ય થઇને એક સમયે દસ સિદ્ધ થાય અને ચોથી પંકપ્રભાના ચાર, મોક્ષે જાય છે, પરંતુ ધૂમપ્રભાદિ છેલ્લી ત્રણ નરકથી આવેલાને અનન્તરભવે સર્વવિરતિનો ઉદય થતો ન હોવાથી તેમનો નિષેધ કર્યો છે.

હવે તિર્યંચગતિમાં પણ પૃથ્વીકાય અને અપકાયમાંથી નીકળીને આવેલા

[85] સિદ્ધપ્રાભૃતમાં તો દેવગતિથી આવેલા વર્જીને શેષ ત્રણે ગતિથી આવેલા દસ–દસ મોક્ષે જાય એમ કહ્યું છે—તત્ત્વ કેવલી ગમ્ય.

એકસમયે ઉત્કૃષ્ટથી ચાર, તેઉ વાઉ માટે તો અનન્તરભવે ( ૨૬૪ ગાથામાં ) મનુષ્ય પ્રાપ્તિનો નિષેધ હોવાથી તેઓ સિદ્ધ થતા નથી કારણકે સિદ્ધગમન મનુષ્ય સિવાય અન્યગતિમાં નથી, હવે વનસ્પતિકાયથી આવેલા ૬, અને ( ત્રસકાયમાં ) પંચેન્દ્રિય પુરૂષ તિર્યંચમાંથી કે સ્ત્રી તિર્યંચમાંથી આવેલા મનુષ્ય થઇને ૧૦ જાય છે, [ અહીં વિકલેન્દ્રિયથી આવેલા માટે ભવસ્વભાવે સિદ્ધિ પ્રાપ્તિ યોગ્ય સામગ્રી મળતી નથી. જે આગળ કહેવાશે. ]

ત્રીજી **મનુષ્યગતિથી** આવેલા પુનઃ મનુષ્ય થઇને ૨૦ જીવો એક સમયે મોક્ષે જાય. મનુષ્યની સ્ત્રીઓ પુનઃ મનુષ્યપણું પામી હોય તો તે પણ ૨૦ સંખ્યાએ સિદ્ધ થાય આમાં કંઇ ખાસ ભેદ નથી.

ચોથી **દેવગતિમાં** વિશેષપણે કહેતાં જણાવે છે કે અસુરકુમારાદિક ભુવનપતિની દસે નિકાયથી અને વ્યન્તર નિકાયમાંથી નીકળીને આવેલા એક સમયે ૧૦ અને તેજ બન્ને નિકાયની દેવીઓ ચ્યવી મનુષ્ય થઇ સિદ્ધ થાય તો ૫, જ્યોતિષી નિકાયથી આવેલાં ૧૦, અને તેની દેવીઓ આવેલી ૨૦, અને ચોથો વૈમાનિક નિ૦થી આવેલા ઉત્કૃષ્ટા એક સમયે ૧૦૮, અને વૈમાનિક ની દેવીથી આવેલા માનવો થઇને એક જ સમયે, ૨૦ સિદ્ધ થાય છે. [ ૨૭૫½ ]

## ॥ नारकादिगतिभ्य आगतानामेकस्मिन् समये सामान्यतो विशेषतश्च सिद्धि-प्रदर्शकयन्त्रम् ॥

| गति विभागनामो | एकसमये सिद्धि | निरं० समय | गति विभागनामो | एकसमये सिद्धि | निरं० समय |
|---|---|---|---|---|---|
| ૧ નરકગતિથી આવેલાની ઓઘે | ૧૦ | ૪ | મનુષ્યથી મનુષ્ય થએલા | ૧૦ | ૪ |
| પ્હેલી ત્રણ નરકથી આવેલા | ૧૦ | ૪ | મનુષ્યણી–સ્ત્રીથી આવેલા | ૨૦ | ૪ |
| ચોથી પંકપ્રભાથી આવેલા | ૪ | ૨ | ૪ દેવગતિથી આવેલા ઓઘથી | ૧૦૮ | ૮ |
| શેષ ૫-૬-૭ એ ત્રણ ન૦ આવેલા | મોક્ષ નથી | × | ૧ ભુવનપતિની પ્રત્યેક નિકાયથી | ૧૦ | ૪ |
| ૨ તિર્યંચગતિથી આવેલા ઓઘે | ૧૦ | ૪ | ભુવ૦પ્રત્યેક નિ૦ની દેવીથી આ૦ | ૧૦ | ૪ |
| પં૦તિર્યંચથી નીકળી આવેલા | ૧૦ | ૪ | ૨ વ્યન્તરની પ્રત્યેક નિ૦થી આ૦ | ૧૦ | ૪ |
| પં૦તિર્યંચીણી સ્ત્રીથી આવેલા | ૧૦ | ૪ | વ્ય૦ પ્રત્યેક નિ૦ની દેવીથી આ૦ | ૫ | ૨ |
| પૃથ્વીકાયથી નીકળી આવેલા | ૪ | ૨ | ૩ જ્યોતિષી નિકાયથી આવેલા | ૧૦ | ૪ |
| અપકાયથી નીકળી આવેલા | ૪ | ૨ | જ્યોતિષી દેવીથી આવેલા | ૨૦ | ૪ |
| વનસ્પતિકાયથી નીકળી આવેલા | ૬ | ૨ | ૪ વૈમાનિક પ્રત્યેક કલ્પથી આવેલા | ૧૦૮ | ૮ |
| ૩ મનુષ્યગતિથી આવેલા ઓઘે | ૨૦ | ૪ | વૈમાનિક દેવીથી આવેલી | ૪ | ૨ |

अवतरण;—એ પ્રમાણે **નારકાદિગતિથી** આવેલાઓની સામાન્ય વિશેષથી સિદ્ધિ કહ્યા બાદ હવે **પુરૂષાદિવેદથી** આવેલાઓની સમય સિદ્ધિ કહે છે.

**तह पुंवेएहिंतो, पुरिसा होऊण अट्ठसयं ॥ २७६ ॥**
**सेसट्ठभंगएसुं, दसदस सिज्झंति एगसमयम्मि ॥२७६३॥**

### સંસ્કૃત અનુવાદઃ—

**तथा पुरुषवेदेभ्य पुरुषा भूत्वा अष्टशतम् ॥**
**शेषाष्टभंगकेषु दश दश सिध्यन्त्येकसमये । २७६३ ।**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| तह=તે પ્રમાણે | होऊण=થઈને |
| पुंवेएहिंतो=પુરૂષવેદથી આવેલા | सेसट्ठभंगेसु=શેષ આઠ ભાંગામાં |
| पुरिसा=પુરૂષો | एगसमयम्मि=એક સમયમાં |

गाथार्थ:—તે પ્રમાણે પુરૂષવેદથી ઉદ્ધરેલા પુરૂષો થઈને એકસોને આઠ મોક્ષે જાય અને શેષ આઠ ભાંગામાં દસ દસ એક સમયમાં સિદ્ધ થાય છે.

विशेषार्थ:—અહીંઆ એકંદર નવભાંગા છે એટલે કે પુરૂષવેદવાળા દેવાદિક તે દેવો-મનુષ્યો-તિર્યંચો ચ્યવીને અનન્તરભવે કોઈક પુરૂષો થાય, કેટલાક સ્ત્રી પણ થાય અને વળી કેટલાક [૮૬]નપુંસકો પણ થાય; એમ ત્રણ ભાંગા થયા, હવે સ્ત્રી વેદવાળી દેવી આદિક (આદિક શબ્દે અન્ય મનુષ્ય તિર્યંચનરકથી ચ્યવી આવેલા, કેટલાક સ્ત્રી-કેટલાક નપુંસક કેટલાક પુરૂષો પણ થાય એમ ત્રણનો બીજો ભાંગો, અને નપુંસક વેદવાળા નારક આદિથી ચ્યવીને પણ કેટલા પુરૂષ-સ્ત્રી-નપુંસકો થાય તેના ત્રણ ભાંગા, એમ કુલ સર્વસંખ્યાએ નવ ભાંગા થાય.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ પુરૂષથી-પુરૂષ | ૧૦૮ | ૪ સ્ત્રીથી-પુરૂષ | ૧૦ | ૭ નપુંસકથી-નપુંસક | ૧૦ |
| ૨ પુરૂષથી-સ્ત્રી | ૧૦ | ૫ સ્ત્રીથી-સ્ત્રી | ૧૦ | ૮ નપુંસકથી-સ્ત્રી | ૧૦ |
| ૩ પુરૂષથી-નપુંસક | ૧૦ | ૬ સ્ત્રીથી-નપુંસક | ૧૦ | ૯ નપુંસકથી-પુરૂષ | ૧૦ |

એમાં પ્હેલાભાંગાના જે પુરૂષવેદથી આવેલા પુરૂષો થઈને મોક્ષે જાય તો એક સમયમાં ૧૦૮ સિદ્ધ થાય છે અને શેષ આઠ ભાંગે એક સમયે દસ-દસ સિદ્ધ થાય છે.

૮૬ જન્મનપુંસકો તે સિદ્ધિપદને પામતા નથી.

આનો સ્પષ્ટાર્થ એમ સમજવો કે દેવગતિથી આવેલા પુરુષવેદી પુરુષો થઈને સિદ્ધ થાય તો ૧૦૮, પરંતુ નપુંસક કે સ્ત્રી થઈને ( બીજા બે ભાગે ) જો જાય તો પ્રત્યેક દસજ, અને સ્ત્રીવેદવાળી દેવીથી આવેલા અથવા નપુંસક-વેદવાળા નારકી આદિથી આવેલા પુરુષ–સ્ત્રી કે નપુંસક થાય તો પણ દસજ પ્રત્યેક મોક્ષે જાય છે.

અહીંઆ કોઇ શંકા કરે કે અહીંઆ તમો સ્ત્રીવેદી દેવીથી તથા સ્ત્રી ઇત્યાદિથી આવેલા દસ–દસ સિદ્ધ થાય એમ કહો છો પરંતુ ગઇ ગાથામાં તો વૈમાનિક–જ્યોતિષી દેવીથી તથા સ્ત્રીથી આવેલા સમયે સમયે ૨૦ સિદ્ધ થાય છે એમ કહ્યું–એથી તો પરસ્પર વિરોધ આવશે ?

એનું સમાધાન એ કે ગત ગાથામાં જે કહ્યું છે ત્યાં દેવગતિ સ્ત્રીથી અને મનુષ્ય સ્ત્રીથી આવેલા કેવળ પુરુષ–નપુંસક કે કેવળ સ્ત્રી થઇને જ સિદ્ધ થાય તેમ સમજવાનું નથી પરંતુ સ્ત્રી–પુરુષ બન્ને થઇને અથવા ત્રિક સંયોગે ( નપુંસકસહ ) મલીને સિદ્ધ થાય ત્યારે ૨૦ સમજવા પરંતુ આ ગાથામાં તો એમ કહેવાય છે કે દેવીથી આવેલા કેવળ પુરુષો [ પુરુષવેદેજ ] થઇને જ, અથવા કેવળ સ્ત્રી–કે નપુંસક થઈને જો પ્રત્યેકપણે સિદ્ધ થાય તો દસ–દસ સમજવા એ પ્રમાણે અન્યત્ર સર્વ ભાંગા વિચારવા.

[ વધુમાં નન્દનવનથી ચાર, એક વિજયથી ૨૦ [૮૭]પ્રત્યેકઅકર્મભૂમિમાંથી સંહરણ થયું હોય એવામાં સિદ્ધ થાય તો દસ–દસ, પ્રત્યેક કર્મભૂમિમાંથી ૧૦૮, કાલ આશ્રયી ઉત્સર્પિણીના ત્રીજા અવસર્પિણીના [૮૮]ચોથા આરામાં ૧૦૮, અવસર્પિણીના પાંચમા આરામાં ૨૦ [૮૯]શેષ આરામાં દસ–દસ સિદ્ધ થાય છે. ]

**અવતરણ:**—હવે સિદ્ધિગતિ આશ્રયી ઉપપાતવિરહકાળ તથા ચ્યવનાભાવને કહે છે.

---

૮૭ આ મત સર્વને માન્ય છે તેથી પશ્ચિમવિદેહની છેલ્લી બે વિજયોમાં થઇ ચાલીસ મોક્ષે જાય તે–દરેક ટીકાકારોને માન્ય છે. તથાપિ નિશ્ચય જ્ઞાની ગમ્ય.

૮૮ પરંતુ ચાલુ અવસર્પિણીના ( ચોથા આરામાં ન જતાં ) ત્રીજા આરાને છેડે જ ઉત્કૃષ્ટ અવગાહનાવાળા ઋષભદેવ સહિત ૧૦૮ જીવો મોક્ષે ગયા તે નહીં થવા યોગ્ય અનંતા કાળે થયું તેથી તેને આશ્ચર્ય રૂપે ગણ્યું છે,

૮૯ મહાવિદેહમાં કેવલજ્ઞાન પામેલા કેવલીને જો ભરતાદિ ક્ષેત્રમાં કોઇએક વૈરી દેવ લાવે તો ત્યાંથી તે કેવળી સિદ્ધ થતા હોવાથી તે અપેક્ષાએ આ ભરત–ઐરવતમાં કોઇપણ આરામાં મોક્ષ સમજવું.

**विरहो छमास गुरुओ, लहु समओ चवणमिह नत्थि ॥२७७॥**

સંસ્કૃત અનુવાદઃ—

विरहः षण्मासाः गुरुकः लघुः समयश्च्यवनमिह नास्ति ॥ २७७ ॥

શબ્દાર્થઃ—ગાથાર્થઃ—સુગમ છે. ॥ ૨૭૭ ॥

विशेषार्थः—સિદ્ધિગતિમાં જઘન્યવિરહ એકસમયનો પડે છે ત્યારબાદ પુનઃ સમયે સમયે સંખ્યાબન્ધ જીવો મોક્ષે વહ્યા કરે છે, કદાચ કોઇ કાળે કોઇ પણ જીવો મોક્ષે ન જાય એવો કાળ ઉત્કૃષ્ટથી છ માસના વિરહરૂપે પડે છે.

સિદ્ધિગતિમાં ગએલા જીવોનો ચ્યવનવિરહ હોતો જ નથી કારણ કે તેઓ શાશ્વત–સાદિ અનંત સ્થિતિવાળા હોવાથી તેમનું ચ્યવન થતું નથી, વળી ચ્યવનના હેતુભૂત કર્મોને તે આત્માઓએ નિર્મૂળ કરી નાંખ્યા છે જે માટે કહ્યું છે કેઃ—

दग्धे बीजे यथाऽत्यन्तं, प्रादुर्भवति नांकुरः, कर्मबीजे तथा दग्धे, नारोहति भवाङ्कुरः

" જેમ બીજ અત્યન્ત બળી ગયે છતે તેના નવા અંકુરાઓ પ્રગટ થતા નથી તેમ કર્મરૂપી બીજ અત્યન્ત દગ્ધ થયે થકે ભવરૂપી અંકુરાઓ ઉત્પન્ન થતા નથી. "

अवतरण;—તે પ્રમાણે મર્યાદિત કેટલી કેટલી સંખ્યાએ કેટલા કેટલા સમય યાવત્ મોક્ષે જતાં વિરહકાળ પ્રાપ્ત થાય ? તે કહે છે.

**अड-सग-छ-पंच-चउ-तिन्नि,-दुन्नि-इक्को य सिज्झमाणेसु ।**
**बत्तीसाइसु समया, निरंतरं अंतरं उवरिं ॥ २७८ ॥**
**बत्तीसा अडयाला, सट्ठी बावत्तरी य अवहीओ ।**
**चुलसीई छन्नउई, दुरहिअमट्ठुत्तर सयं च ॥ २७९ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

अष्टौ सप्त षट् पञ्च चत्वारस्त्रयो द्वौ एकश्च सिध्यमानेषु ।
द्वात्रिंशदादिषु समया निरन्तरमन्तरमुपरि ॥ २७८ ॥
द्वात्रिंशदष्टाचत्वारिंशत् षष्टिर्द्वासप्ततिश्चावधितः ।
चतुरशीतिः षण्णवति र्द्व्यधिकमष्टोत्तरशतञ्च ॥ २७९ ॥

## શબ્દાર્થ:—

અટ્ઠ-સગ=આઠ સાત
तिन्नि-दुन्नि=ત્રણ બે
सिज्झमाणेसु=મોક્ષે જાય તો
बत्तीसाईसु=બત્રીશ આદિમાં
निरंतरं=નિરંતર
अंतरं उवरि=અંતર ઉપર ( આગળ )
बावत्तरी=બહોંતેર
अवहीओ=અવધિ
छन्नुई=છન્નુ
दुरहिअ=બે અધિક

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૨૭૮-૨૭૯ ॥

विशेषार्थ;—એક એક સમયમાંજ એક બે ત્રણ એમ આરંભીને બત્રીસની સંખ્યા સુધીના જીવો અંતર વિના સતત મોક્ષે જાય તો આઠ સમય સુધીજ જાય, એ આઠ સમય પૂર્ણથયે તુર્તજ નવમા એક સમયરૂપ અંતર ખાલી પડી જાય [ ત્યારબાદ દસમે સમયથી ભલે બત્રીસ-બત્રીસ સિદ્ધ થતા જાય પરંતુ તે આઠ આઠ સમય યાવત્ ચાલુ રહે. પછી જઘન્યથી એક સમયનું અવશ્ય અંતર પડે ] બત્રીસ પછી-તેત્રીશથી માંડીને અડતાળીશ સુધીના જીવો સમયે સમયે સિદ્ધ થતા જાય તો સાત સમય સુધી, પછી સમયાદિકનું અંતર પડે, ૪૯ થી આરંભી ૬૦ સુધીના ( એટલે કોઇ સમયે ૪૯, બીજે સમયે ૫૦-૫૩-૫૯, કોઇ સમયે છેવટે ૬૦) જીવો સમયે સમયે સિદ્ધ થતા જાય તો છ સમય સુધી મોક્ષે જાય, પછી સમયાદિકનું અંતરપડે, ૬૧ થી ૭૨ સુધીની સંખ્યા સિદ્ધ થતી જાય તો પાંચ સમય યાવત્, પુનઃ અંતર, ૭૩ થી લઇ ૮૪ સુધીની સંખ્યા ચાર સમય યાવત્ સિદ્ધ થાય, પછી અંતરપડે, ૮૫ થી ૯૬ સુધીની સંખ્યા ત્રણ સમય યાવત્, પુનઃ અંતર, ૯૩ થી ૧૦૨ સુધીની સંખ્યા તે બે સમય યાવત્, પુનઃ અંતરપડે, અને ૧૦૩ થી આરંભી ૧૦૮ સુધીની સંખ્યા સિદ્ધ થાય તો એકજ સમય સુધીમાં થાય, બીજે જ સમયથી સમયાદિકનાં અંતર અવશ્ય પડેજ. [ ૨૭૮-૭૯ ]

નોટ—આ સંબંધમાં મતાંતરો-વિચારભેદો છે, તે સ્થાનાંગસૂત્રવૃત્તિ તથા શ્રીમદ્ મલયગિરિ મહારાજ કૃત બૃ. સં. ટીકાના આશયો વિચારવા.

अवतरण;—હવે એ જીવો સિદ્ધ તો થાય છે પણ એ સિદ્ધ સ્થાન કેવું અને કેટલું-કયાં છે ? તે પણ કહે છે-કારણ કે સાંખ્યમતાનુયાયિઓ એમ માને છે કે '**मुक्ताः सर्वत्र तिष्ठन्ति, व्योमवत् तापवर्जिता**' એટલે સંસારના સંતાપથી રહિત એવા મુક્તાત્માઓ આકાશની માફક સર્વત્ર રહે છે, તેથી તે મતનું નિરાકરણ કરવા મુક્તાત્માના વિશિષ્ટ ક્ષેત્રપ્રમાણને કહે છે.

**पणयाललक्खजोयण, विक्खंभा सिद्धसिलफलिहविमला ।**
**तदुवरिगजोअणंते, लोगंतो तत्थसिद्धठिई ॥ २८० ॥**

**સંસ્કૃત અનુવાદ:—**

**पञ्चचत्वारिंशल्लक्षयोजनविष्कम्भा सिद्धशिला स्फटिकविमला ।**
**तदुपर्येकयोजनान्ते लोकान्तस्तत्र सिद्धस्थितिः ॥ २८० ॥**

**શબ્દાર્થ:—**

सिद्धसिल=સિદ્ધશિલા
फलिहविमला=સ્ફટિકવત્ વિમલ
तदुवरिग=તેથી ઉપર એક
जोअणंते=યોજનાન્તે
लोगंतो=લોકાન્ત
तत्थसिद्धठिइ=ત્યાં સિદ્ધની સ્થિતિ

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૨૮૦ ॥

विशेषार्थ;—વૈમાનિક નિકાયના અંતિમ અનુત્તરના મધ્યવર્તી સર્વાર્થસિદ્ધ નામના મહાવિમાનથી ઉપર બાર યોજન જઇએ ત્યાંજ ૪૫ લાખ યોજનના વિષ્કમ્ભે (વૃત્ત હોવાથી આયામ પણ તેટલોજ) સ્ફટિક સરખી નિર્મલ ઇષત્ પ્રાગ્ભારા નામની **સિદ્ધશિલા** આવેલી છે. એ શિલાથી ઉપર (ઉત્સેધાંગુલ પ્રમાણે) એક યોજનાન્તે લોકનો અન્ત આવે છે ત્યાંસુધી સિદ્ધના જીવોની સ્થિતિ–અવગાહના છે.

વધુમાં આ જીવો લોકના અન્તભાગે અડીને રહેલા છે. તે જીવો પુનરાગમનવૃત્તિવાળા નથી. આ શિલા જુદા જુદા બાર નામોથી અંકિત શ્વેતાંજન સમાન સુવર્ણમય, ઊર્ધ્વ (ચત્તા) છત્રના આકારે સંસ્થિત, ઘીથી ભરેલા કટોરા સરખી, પ્રાણ-ભૂત-જીવ-સત્ત્વોને સુખ આપનારી હિમ-ગોક્ષીર જેવી ઉજ્વળ છે. [૨૮૦]

अवतरण;—તે સિદ્ધશિલાની જાડાઇ કેટલી ? તે કહે છે.

**बहुमज्झदेसभाए, अट्ठेव य जोइणाइ बाहल्लं ।**
**चरिमंतेसु य तणुई, अंगुलसंखेज्जई भागं ॥ २८१ ॥**

**સંસ્કૃત અનુવાદ:—**

**बहुमध्यदेशभागे अष्टैव च योजनानि बाहल्यम् ।**
**चरमान्तेषु च तनुका अङ्गुलसंख्येयभागा ॥ २८१ ॥**

## ॥ सिद्धशिला तथा सिद्धात्मास्थानदर्शक चित्र ॥

अनन्त अलोकाकाश

प्रदेशनी हानि वृध्दि एरहेल सिध्दावगाहनानुं

दीर्घक्षेत्र - ४५ लाख योजन छे.

आ चित्र छेल्ला अनुत्तर वि० नी ध्वजाथी १२ यो. दूर ४५ लाख यो० लांबी पहोळी सिद्धशिलानुं छे. ते मध्यभागे आयाम-विष्कंभथी ८ यो. प्रमाण घेरावावाळा प्रदेशमां नीचेथी उपर सुधीना कोइपण भागमां मापो तो ८ यो. जाडाइ मळी आवशे जे माटे चित्रमां आ ⌣ आवी लाइन प्रथम ८ यो. सीधी दर्शावी बाद क्रमशः घटती दर्शावी छे. त्यारबाद ते अन्ते अत्यन्त तनु बने छे. ए शिलाथी ३ गा. ५/६ भाग ऊर्ध्व सिद्धात्माओ छे, अने त्यार बाद १/६ भाग जेटला आकाशक्षेत्रमां अनन्त सिद्धात्माओ छे. उपरथी सर्वे लोकान्तेने स्पर्शीने रह्या छे. ज्यारे नीचेथी तेमनी अवगाहना भिन्न भिन्न होवाथी समानपणुं नथी रहेतुं.

शिलारंभथी १ योजनान्ते लोकान्त पूर्ण थाय छे.

उपर जे गोळ कुंडाळाकृतिओ बतावी छे ते एक सिद्ध त्यां अनंत सिद्धो केवी रीते अवगाही रहे ते सूचक छे, वळी तेमां छेल्लो लाल वर्तुल ते समावगाही अनन्त सिद्धोनो पिंडसूचक छे, ते सिवायनी लाल काळी गोळाकृतिओ प्रदेशनी हानिवृद्धिए रहेला अनन्त सिद्धोनी सूचक छे

लांबी-पहोळी श्री सिद्धशिला

८ यो प्रमाण

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| बहुमज्झदेसभाए=બરાબર મધ્ય દેશભાગે | चरिमंतेसु=ચરમાન્તમાં |
| बाहल्लं=બાહલ્ય–જાડાઈ | तणुई=તનુક–પતલી |

गाथार्थः—એ સિદ્ધશિલા બરાબર મધ્યદેશભાગે ( બરોબર વચ્ચોવચ ) આયામ વિષ્કમ્ભથી આઠ યોજન પ્રમાણ ઘેરાવાવાળા બહુ મધ્ય ક્ષેત્રમાં સર્વત્ર આઠ યોજનના બાહલ્ય–જાડાઈ પ્રમાણવાળી છે. ત્યારબાદ તે જાડાઈને સર્વ દિશા અને વિદિશાઓમાં એકએક પ્રદેશે ( યોજન યોજનાન્તે અંગુલ પૃથક્ત્વ) હીન કરતાં કરતાં યાવત્ શિલાના અન્તિમ ભાગે પ્હોંચીએ ત્યારે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી જ પાતલી ( જાડાઈવાળી ) હોય છે એટલે માખીની પાંખ કરતાં પણ ત્યાં અત્યન્ત તનુ હોય છે. ॥ ૨૮૧ ॥

विशेषार्थः—સુગમ છે. [ ૨૮૧ ]

अवतरणः—સિદ્ધ થએલા જીવોની ઉત્કૃષ્ટ તથા (મધ્યમ) અવગાહના કહે છે.

**तिन्नि सया तित्तीसा, धणुत्तिभागो य कोस छब्भागो ।**
**जं परमोगाहोऽयं, तो ते कोसस्स छब्भागो ॥ २८२ ॥**

### સંસ્કૃત અનુવાદઃ

**त्रीणि शतानि त्रयस्त्रिंशत् धनूंषि(धनु)स्त्रिभागश्च क्रोशषड्भागः ।**
**यः परमोऽवगाहोऽयं ततस्स क्रोशस्य षड्भागः ॥ २८२ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| तिन्निसयातित्तीसा=ત્રણુસો તેત્રીસ | परमोगाहो=ઉત્કૃષ્ટઅવગાહના |
| धणुतिभागो=ધનુષ્યનો ત્રીજો ભાગ | तो=તે |
| कोसछब्भागो=ગાઉનો છઠ્ઠો ભાગ | कोसस्स=ગાઉનો |

गाथार्थः—ત્રણુસોતેત્રીશ ધનુષ્ય એક ધનુષ્યનો ત્રીજોભાગ તે એક ગાઉનો છઠ્ઠાભાગ રૂપ હોવાથી એક કોશના છઠ્ઠાભાગની સિદ્ધોની ઉત્કૃષ્ટ અવગાહના છે.

विशेषार्थ—સિદ્ધગતિમાં જનારા જીવો મનુષ્યભવે ઉત્કૃષ્ટથી ૫૦૦ [૯૦]ધનુષ્યની

૯૦ કોઈ ઉત્કૃષ્ટ થી ૫૨૫ ધનુષ્ય અવગાહના માને છે કારણ કે સિદ્ધપ્રાભૃતમાં પણ ઉ૦ અવગાહના સિદ્ધોની ૫૦૦ ધનુષ્ય પૃથક્ત્વે કહી છે, ત્યાં પૃથક્ત્વ શબ્દ બાહુલ્યવાચી હોવાથી અહિં ૨૫ ધનુષ્ય વધારે ગણે છે.

અવગાહનાવાળા ( ૫૦૦ થી [૯૧]અધિક માનવાળા નહિ ) અને જઘન્યથી બે હાથની અવગાહનાવાળા ( તેથી ન્યૂન શરીરી નહિ ) તથા જઘન્યથી આગળ અને ઉત્કૃષ્ટથી અર્વાક્ અંદર ( વચ્ચે ) સર્વ મધ્યમ અવગાહનાવાળા જીવો હોય છે. હવે એ સર્વ જીવો ચરમસમયે મૂલશરીરની જે અવગાહના હોય તેના ત્રીજા ભાગે હીન પ્રમાણવાળા થયે મોક્ષમાં ઉત્પન્ન થાય છે. તેથી ૫૦૦ ધનુષ્યની ઉત્કૃષ્ટ કાયાવાળા જીવો ચૌદમે ગુણસ્થાનકે–અયોગી અવસ્થામાં શૈલેશીકરણ વખતે સૂક્ષ્મક્રિયા અપ્રતિપાતી ધ્યાનના બલવડે પોતાનાં શરીરના મુખ–ઉદરાદિ સર્વ પોલાણ ભાગોને સ્વાત્મપ્રદેશોવડે પૂરે છે અને સર્વ આત્મપ્રદેશોને ભેગા કરવા પૂર્વક પ્રદેશઘન કરવાથી ( જે શરીર વિસ્તૃત હતું તે પોલાણ ભાગો પૂરાઈ જવાથી ત્રીજે ભાગે હીન થયું, કારણ કે સ્વ શરીરમાનમાં ત્રીજા ભાગનું પોલાણ હોય છે ) ૫૦૦ ધનુષ્યની કાયાનું માન ત્રીજે ભાગે હીન થતાં **૩૩૩ ધનુષ્ય એક ધનુષ્યનો ત્રીજો ભાગ**–અથવા એક ગાઉનો છઠ્ઠો ભાગ એટલી અવગાહના થઇ તેજ અવગાહનાએ એ જીવો સિદ્ધસ્થાનમાં ઉત્પન્ન થાય છે, તેથી આ સિદ્ધસ્થાનની પરમ–ઉત્કૃષ્ટ અવગાહના એક ગાઉના છઠ્ઠા ભાગ ( ૩૩૩⅓ ધ૦ ) ની જાણવી. इति उत्कृष्टावगाहना

મધ્યમ અવગાહના તે સાતહાથના શરીરવાળો આત્મા ( પ્રભુ મહાવીર જેમ ) સૂક્ષ્મધ્યાન બલથી પૂર્વોક્ત રીતે પ્રદેશઘન કરવા પૂર્વક ત્રીજે ભાગે હીન થતાં સિદ્ધમાં ઉત્પન્ન થાય ત્યારે ૪ [૯૨]**હાથ અને ૧૬ અંગુલની** મધ્યમ અવગાહના હોય છે. ટુંકમાં જઘન્યથી આગળ અને ઉત્કૃષ્ટથી અર્વાક્ તે સર્વ મધ્યમ અવગાહના ભાવવી. इति मध्यमावगाहना ॥

---

૯૧. કોઇ શંકા કરે કે મરૂદેવા માતા પોતાના પતિ નાભિકુલકરની ૫૨૫ ધ૦ ની અવગાહનાએ આવશ્યક નિર્યુક્તિના વચનથી તુલ્યમાનવાળા હતા તો તે સિદ્ધ કેમ થયા? કારણ કે ૫૦૦ થી અધિક અવગાહનાએ સિદ્ધ થતા નથી અને મરૂદેવા ' ૫૨૫ ' ધનુષ્યવાળા હતાં ? તેનું સમાધાન પ્રથમ તો સર્વકાળે પુરૂષ કરતાં સ્ત્રી કંઇક ન્યૂન જ હોય છે. વળી તે હસ્તિસ્કંધ ઉપર હતા, જેથી સંકોચાએલા શરીરવાળા હતા એમ **ભાષ્યકાર** કહે છે. વળી સંગ્રહણીવૃત્તિકાર તો ૫૦૦ ધનુષ્યની મર્યાદા એ મોટે ભાગે બહુલતાએ સમજવી એટલે એથી કોઈ વધુ ( ૨૫ ધ૦ ) માનવાળો પણ મોક્ષે જાય એમ કહે છે.

૯૨. આગમમાં આ માનને જઘન્યાવગાહના તરીકે કહેલ છે પણ તે તીર્થંકરો તેથી ન્યૂન અવગાહનાવાળા નથી હોતા તેની અપેક્ષાએ કહેલ છે, શેષ સામાન્ય કેવલી તો હીન પ્રમાણવાળા પણ હોય છે. તેથી વાસ્તવિક આ મધ્યમ અવગાહના સમજવી.

આ સિદ્ધ થનારા જીવો અંતિમકાળે ( સૂતેલ–બેઠેલ કે ઉભેલ ) જે જે રીતિએ ચરમ સમયે કાળ કરે તેવાજ સંસ્થાને–તેજ આકારે ત્યાં સિદ્ધમાં ઉત્પન્ન થાય છે. વળી અંતિમ સમયે પોલાણ પુરાવાથી અચોક્કસ આકૃતિ-વાળું પ્રદેશઘન થતું હોવાથી તે સંસ્થાન ( ઘટાકાશ જેમ ) અલૌકિક અવર્ણ-નીય હોય છે, તેથી સિદ્ધના જીવોને દીર્ઘ–હ્રસ્વ સંસ્થાન નથી તેમજ અશરીરી હોવાથી વૃદ્ધિપણું નથી

अवतरण;—તે સિદ્ધોની જઘન્ય અવગાહનાને કહે છે.

**एगा य होइ रयणी, अट्ठेव य अंगुलेहिं साहीया ।**
**एसा खलु सिद्धाणं, जहन्न ओगाहणा भणिया ॥ २८३ ॥**

સંસ્કૃત અનુવાદઃ—

**एका च भवति रत्निरष्टैव च अङ्गुलैस्साधिका ।**
**एषा खलु सिद्धानां जघन्याऽवगाहना भणिता ॥ २८३ ॥**

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| एगा=એક | एसा=એ પ્રમાણે |
| रयणी=હાથ | खलु=નિશ્ચે |

गाथार्थ:— એકહાથ અને ઉપર આઠઅંગુલ અધિક એટલી નિશ્ચે સિદ્ધોની જઘન્ય અવગાહના કહેલી છે. ॥ ૨૮૩ ॥

विशेषार्थ:—બે [૯૩]હાથની કાયાવાળા સંસારી જીવ પૂર્વોક્ત ગાથામાં કહેલા નિયમ મુજબ શુષિર ભાગોને પૂરી પ્રદેશઘન કરે ત્યારે બે હાથનો ત્રીજો ભાગ હીન થતાં શેષ ૧ હાથ અને ૮ અંગુળ અવગાહનાવાળો થયો થકો સિદ્ધ થાય અને તેજ અવગાહનાએ સિદ્ધાત્માઓ સિદ્ધસ્થાનમાં ઉત્પન્ન થતા હોવાથી ૧ હાથ અધિક ૮ અંગુળની જઘન્ય સિદ્ધોની અવગાહના નિશ્ચયથી કહી છે. [૨૮૩]

॥ इति मनुष्याधिकारः समाप्तः, तस्मिन् समाप्ते तस्य अष्टद्वाराण्यपि पूर्णानि ॥

---

૯૩ કૂર્માપુત્રવત્ અથવા સાત હાથના માનવાળા યન્ત્ર પીલનથી સંકુચિત થયા હોય તેવાની.

त्रिवेद लिंग अवगाहना समयसिद्धि उर्ध्वलोके अधोलोके तिर्यक्लोके संक्रान्तवेद उ०विर० च्य०वि० कालाश्रयी सिद्धशिलामान सिद्धावगाहना

**त्रिवेद:** स्त्री० २० — न० १० — पुंलिंग १०८

**लिंग:** गृहस्थ० ४ — अन्यलिंगे १० — स्वलिंगे १०८

**अवगाहना:** २ हाथ — वचली — ज० ४ — म० १०८ — ५०० ध० — उत्कृष्ट २

**समयसिद्धि:** ८ स०—७ स०—६ स०—५ समय—४ समय—३ स०—२ स०—१ स०
१ थी ३२ संख्या जीव — ३३ थी ४८ — ४९ थी ६० — ६१ थी ७२—७३ थी ८४ — ८४ थी ९६ — ९७ थी १०२ — १०३ थी १०८ जीव संख्या

**उर्ध्वलोके:** नन्दनवने ४ — पांडुकादिथी २

**अधोलोके:** अधो — ग्राम — २० — २२ — ४० — समुद्रथी २ — शेषजलाशयोथी ४

**तिर्यक्लोके:** प्रतिविजय २० — अकर्मभूमि १० — कर्मभूमि १०८

**संक्रान्तवेद:** नव भांगामां — पुरुषथी पुरुष १०८ — शेष ८ भांगे १०

**उ०विर०:** उ० ६ मास — जघ० १ समय

**च्य०वि०:** च्यवन हेतु नथी सादि अनंत स्थिति छे

**कालाश्रयी:** उत्सर्पिणीकाळे — अवसर्पिणीकाळे
३-४ था आरामां — शेषमां — १०८ संख्या १ समय — १० संख्या १समये
३-४ थामां — शेषमां — समये १० सं० — २० संख्या
१०८ जीवनी संख्या

**सिद्धशिलामान:** जघ० मान अंगुल असंख्य भाग — मध्यमां ८ योजन जाडी — उत्कृष्ट मान ४५ लाख योजन अर्धचन्द्राकार अर्जुनसुवर्णमय

**सिद्धावगाहना:** जघन्यमान १ हाथ ८ अं० — मध्यममान ४ हा० १६ अं० ना वचली सर्व — उत्कृष्टमान ३३३ धनुष्य

नोंधः—सिद्ध स्थान पण उपचारथी अतिरूप होवाथी प्रासंगिक तेनां पण जीवन-च्यवन विरह संख्या आगति ए त्रणेद्वारो छोडीने सर्वद्वारो वर्णव्या, आ शिवाय वधु भेदोनु तथा अन्य वर्णन अन्यातरथी जोवुं.

## ॥ सिद्धना जीवोनुं किंचित् वर्णन ॥

જીવો જગતમાં બે પ્રકારના છે: ' **सिद्ध અને संसारी** ' તેમાં એકેન્દ્રિયાદિથી માંડી પંચેન્દ્રિય સુધીના ચાર ગતિરૂપ જીવો સર્વ સંસારી છે જેનું સ્વરૂપ કાંઇક કહેવાયું છે અને બીજું કહેવાશે, આ સંસારી જીવો ૫૬૩ ભેદે છે. બીજા સિદ્ધના જીવો ૧ જિનસિદ્ધ, ૨ અજિનસિદ્ધ, ૩ તીર્થસિદ્ધ, ૪ અતીર્થસિદ્ધ, ૫ ગૃહિલિંગસિદ્ધ, ૬ અન્યલિંગસિદ્ધ, ૭ સ્વલિંગસિદ્ધ, ૮ સ્ત્રીલિંગસિદ્ધ, ૯ પુરૂષસિદ્ધ, ૧૦ નપુંસકસિદ્ધ, ૧૧ પ્રત્યેકબુદ્ધસિદ્ધ, ૧૨ સ્વયંબુદ્ધસિદ્ધ, ૧૩ બુદ્ધબોધિતસિદ્ધ, ૧૪ એકસિદ્ધ, ૧૫ અનેકસિદ્ધ એમ પંદરભેદે છે.

**जीवन्तीति प्राणान् धारयन्तीति जीवा** એ ન્યાયથી પ્રાણને ધારણ કરતા હોય તે જીવો કહેવાય, પ્રાણ પુનઃ બે પ્રકારે, દ્રવ્ય અને ભાવ, દ્રવ્યપ્રાણ ઇન્દ્રિય–શ્વાસોશ્વાસ પ્રાણાદિ રીતે છે જ્યારે ભાવપ્રાણ તે જ્ઞાનાદિક, સિદ્ધના જીવોને ઇન્દ્રિય–શ્વાસોચ્છ્વાસ ભાષા યોગરૂપ દશપ્રાણો નથી, પરંતુ જ્ઞાન–દર્શન–ચારિત્રરૂપ ભાવપ્રાણો છે એથી તેઓ જીવ તરીકે કહેવાય છે.

*કોઇ કહે કે મોક્ષ નથી ? તો તેનું ટુંકું સમાધાન એ કે ' મોક્ષ ' એ એક શુદ્ધ પદ* હોવાથી સત્–વિદ્યમાન વસ્તુ છે. કારણ કે વન્ધ્યા–પુત્ર ઘટ–પટ–આકાશ–પુષ્પ શશશૃંગાદિ એક–શુદ્ધ પદવાળી સાન્વર્થવસ્તુ દરેક જગત્માં વિદ્યમાન હોય છે જ, પરંતુ બે જોડેલા પદવાળી શશશૃંગાદિ કે આકાશપુષ્પ–વન્ધ્યાપુત્ર રાજપુરૂષ એવી વસ્તુઓ હોય નથી પણ હોતી એટલે સત્ અથવા અસત્ છે માટે **મોક્ષ** એ શુદ્ધ એકપદ હોવાથી સત્પદ છે ( અહીં ડિત્થ–કિત્થ એવા અર્થશૂન્ય પદ ન લેવા કારણ કે જેની વ્યુત્પત્તિ વ્યાકરણથી થાય તેજ પદ કહેવાય છે, જ્યારે એની તો થતી નથી. )

મનુષ્યગતિવાળો, પંચેન્દ્રિય, ત્રસકાયિક, ભવ્ય, સંજ્ઞી, યથાખ્યાત ચારિત્ર, ક્ષાયિક સમકિતી, અનાહારી, કેવળદર્શન, કેવળજ્ઞાન એટલી માર્ગણાએમાંથી મોક્ષે જવાય છે શેષ માર્ગણાઓથી નહિ. સમયે સમયે જીવો સિદ્ધ થતા હોવાથી અનન્ત છે ( અન્યદર્શનીઓ ઇશ્વર એક કહે છે તે અસત્ય છે ), સિદ્ધના જીવો લોકના અસંખ્યાતમા ભાગે ઉક્ત અવગાહનાએ રહેલા છે જ્યાં એક સિદ્ધ છે ત્યાં અનંતસિદ્ધ છે અને તેઓ સિદ્ધ શિલા ઉપર એક ગાઉના છઠ્ઠા ભાગ જેટલા આકાશક્ષેત્રમાં લોકાન્તને સ્પર્શીને રહેલા છે ઉપરથી બધા સરખા છે પરંતુ નીચેની ભિન્નભિન્ન અવગાહના આશ્રી ઉંચાનીચા હોય છે. [ માટે ઇતરો ઇશ્વર સર્વ વ્યાપી–ચરાચર માને છે તે અસત્ય છે. ] સિદ્ધના જીવો વિષમાવગાહી સમાવગાહી હોવાથી પરસ્પર અન્તર વિના સ્પર્શીને રહેલા છે, આ સિદ્ધોનું કદી પણ ચ્યવન કે જન્મ લેવાનું હોતું નથી, સદાકાળ ત્યાં રહેવાવાળા છે કારણ કે તેઓએ જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મનો ક્ષય કરી આઠ અનન્તી શક્તિઓને મેળવી છે, એથી સર્વ કર્મ ક્ષય કર્યાં હોવાથી તેઓને જન્મ–મરણ હોયજ ક્યાંથી ? જન્મ નથી એટલે શરીર નથી. શરીર નથી પછી અન્ય દ્રવ્યપ્રાણો આદિ ક્યાંથીજ હોય ? કર્મરૂપી બીજ તેઓએ બાળી નાંખ્યું હોવાથી જન્મરૂપી અંકૂરો પ્રગટ થતો જ નથી. જે માટે કહ્યું છે કે—**दग्धे बीजे यथात्यन्तं, प्रादुर्भवति नांकुरः । कर्मबीजे तथा दग्धे, न रोहति भवांकुरः ॥१॥** ત્યાં

કર્મ નથી, ત્યાં નવું કર્મબન્ધન નથી, મોજશોખ નથી આગ, બગીચા લાડી વાડી-ગાડીના ભોગો નથી, પરંતુ જે અનુપમ અત્યન્ત સુખ સિદ્ધિના જીવોને છે તેવું મનુષ્ય કે દેવોનાં ત્રણુકાળના સુખ ભેગા કરીએ અને તેનો અનન્તવર્ગ કરીયે તોએ તેની તુલનાને પામતું નથી, એટલું જ નહિ પણુ ઉલટું સિદ્ધના સુખનું વર્ગમૂળ કરીએ તો ત્રણે જંગતમાં સમાય પણુ નહિં, આ સુખ કેવળી જાણે છતાં મિઠા પદાર્થને ખાનાર મુંગો તેની મીઠાશને અન્ય આગળ કહી શકતો નથી તેમ તેઓ અન્ય આગળ વર્ણવી શકતા નથી તેથી અનિર્વચનીય છે. ખરી રીતે તો આ સુખ કોઇની સાથે સરખાવી શકાય તેમ છેજ નહિ. આ કલિકાળમાં સિદ્ધિગમનનો માર્ગ નથી તેમજ તેવી પુન્યાઇના અભાવે કર્મબંધનના દ્વારો ખુલ્લા વધુ હોવાથી નિષ્કર્મી આત્મા થઇ શકતો નથી.

સિદ્ધ થનારા જીવો સંસારી અવસ્થામાં જે સ્થાને મૃત્યુ પામે ત્યાંથી સર્વાંગેથી નીકળી આત્મા સીધો સમશ્રેણીએ એકજ સમયમાં ( આજુબાજુના કોઇપણુ પ્રદેશોને સ્પર્શ્યા વિના અસ્પૃશત્-ઋજુગતિએ સિદ્ધ થાય છે.

ઇંધનના અભાવે અગ્નિ ઠરી જાય છે તેમ સર્વ કર્મ ક્ષયથી કર્મરૂપ અગ્નિ ઠરતાં આત્મા નિર્વાણુ પામે છે, ત્યારબાદ તે આત્મા પૂર્વ પ્રયોગથી કુંભારનું ચક્ર, બાણુ કે હિંડોળાને પાછું ખેંચી ફેરવી છોડી દેતાં જેમ ચાલ્યાં જાય છે તેમ આત્માની ગતિ થાય છે.

બીજી રીતે માટીનો સંગ તજવાથી તુંબડાની પાણી ઉપર તરી આવવારૂપ ગતિ છે તેમ કર્મસંગની મુક્તિથી આત્માની ઊર્ધ્વ ગતિ છે. વળી ત્રીજી રીતે એરંડાદિકનાં બંધન તુટવાથી જેમ તેઓની ઉછળીને ઉંચે ઉડવાની ગતિ છે તેમ કર્મબંધના છેદનથી સિદ્ધ થનારાની મૂળ ઉર્ધ્વગતિ હોય છે, એથી જ જીવનો મુખ્યત્વે ઉર્ધ્વગમન સ્વભાવ છે જ્યારે પત્થરાદિ પુદ્ગળોનો અધોગમન સ્વભાવ છે, છતાં જીવનું વિપરીતગમન કર્મસત્તાનેજ આભારી છે, એ કર્મબંધન છુટતાં આત્માની મૂળપ્રકૃતિ, અસલ વિભૂતિને પ્રાપ્ત કરે છે. જે સદાકાળ સ્થિરભાવવાળી છે, આ સિદ્ધના જીવો અયોગી, અલેષી અકષાયી અવેદી છે. અવ્યાબાધ અચલ અક્ષય-શિવ-નિરોગી સ્થાનમાં રહેવાવાળા છે. ચિદાનન્દ સ્વરૂપી છે.

સિદ્ધશિલા સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજન દૂર આવેલી છે પરંતુ અન્યાચાર્ય તો સર્વાર્થસિદ્ધ વિમાનથી બાર યોજન દૂર અલોક શરૂઆત કહે છે માટે બન્નેનું કથન ભિન્ન પડે છે. તત્વજ્ઞાની ગમ્ય છે. વધુવર્ણન ગ્રન્થાતરથી જોવું.

## ॥ तिर्यंच जीवोनी संक्षिप्त ओळखाण ॥

**નોંધ**—હવે તિર્યંચગતિનો અધિકાર શરૂ થાય છે, એમાં પ્રથમ તિર્યંચ જીવો ક્યા ક્યા અને કોને કોને કહેવાય છે, તેની ઓળખાણ ગ્રન્થાંતરથી આપીયે છીયે.

જગતવર્તી સંસારી જીવો બે પ્રકારના છે. એક **ત્રસ** અને બીજા **સ્થાવર.**

**ત્રસ**—તે ઇચ્છાપૂર્વક [ તાપથી પીડાયા થકા છાયામાં અને ઠંડીથી પીડાયા થકા તાપમાં ] ગમનાગમન કરનારા તે.

**સ્થાવર**—તે [ તાપાદિકથી પીડાયા થકાં અન્યત્ર જવાની ઇચ્છા છતાં ] ઇચ્છાપૂર્વક હાલી ચાલી ન શકે. તે.

અહીંઆ જીવોનું ભ્રમણ પ્રથમ સ્થાવર સ્વરૂપ એકેન્દ્રિયથી માંડી ક્રમશઃ વિકલેન્દ્રિયમાં બને છે તેથી પ્રથમ તો સ્થાવર–એકેન્દ્રિયના ભેદો કહેવાય છે.

સ્થાવર જીવો એકેન્દ્રિય કહેવાય છે અને તે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય એમ પાંચ ભેદે છે. એમાંએ વનસ્પતિકાય સાધારણ અને પ્રત્યેકથી બે પ્રતિભેદવાળી છે. એમાં પુનઃ [ પ્રત્યેકવનસ્પતિભેદ વર્જી ] શેષ પાંચે સ્થાવરોના **સૂક્ષ્મ** અને **બાદર** એમ બે ભેદ પડે છે એટલે કુલ ૧૦ ભેદ થયા અને પ્રત્યેક વનસ્પતિ બાદરજ હોવાથી તેનો એક ભેદ ઉમેરતાં કુલ ૧૧ ભેદ સ્થાવરના થાય, તેના પુનઃ **પર્યાપ્તા–અપર્યાપ્તા** વિચારતાં કુલ બાવીશ ભેદ એકેન્દ્રિય–સ્થાવરોના થાય છે.

**સૂક્ષ્મસ્થાવરો**—એટલે ઘણાસૂક્ષ્મ જીવોનો સમુદાય એકઠો થાય તોપણ [ અત્યંત સૂક્ષ્મપણું રહેતું હોવાથી ] ચર્મચક્ષુથી દેખી ન શકાય તે. એ પાંચે પૃથિવ્યાદિ સૂક્ષ્મ સ્થાવરો ચૌદ રાજલોકમાં કાજળની ડાબડીની પેઠે ઠાંસી ઠાંસીને અસંખ્યાતા–અનંતા ભર્યા છે, જે કોઇના માર્યા મરાતા નથી, હણ્યા હણાતા નથી, એમાં વળી સૂક્ષ્મ સાધારણ વનસ્પતિ તે **સૂક્ષ્મ નિગોદ**ના નામથી ઓળખાય છે [ જેનું સ્વરૂપ કંઇક ૩૦૧ મી ગાથામાં આવશે ] તે જીવો અનંતા છે. આ બધા સૂક્ષ્મ જીવોની ભવસ્થિતિ અંતર્મુહૂર્તની છે.

**બાદર સ્થાવરો**—આ બાદર જીવો એક અથવા ઘણા ભેગા થાય ત્યારે ચર્મચક્ષુથી દેખી શકાય તે. બાદર સ્થાવરો પ્રત્યેક ભેદ સહિત પૃથ્વ્યાદિ છ પ્રકારે છે.

પ્રથમ **બાદર પૃથ્વીકાયમાં**–પૃથ્વીના બે ભેદ છે. એક **કોમળ** અને બીજો **કર્કશ.** તેમાં કોમળ પૃથ્વી તે સાત રંગ હોવાથી સાત ભેદે તે કાળી, લીલી, પીળી, રાતી, શ્વેત, પાંડુ રંગની અને નદ્યાદિકના પાણીના પૂર ઉતરવાથી અત્યન્ત ભેજવાળા પ્રદેશની કોમળ–ચીકણી–પંકરૂપ માટી, જ્યારે કર્કશ પૃથ્વી ચાલીશ ભેદે છે તેમાં ૧૮ ભેદ, તે સ્ફટિક, નીલમ, ચંદન, વૈડૂર્યાદિ મણિરત્નોના અને શેષ ૨૨ ભેદમાં–નદી તટની માટી, મોટી–સૂક્ષ્મ રેતી, નાના પત્થરો, મોટી શિલા, ઉસ, લવણ, સુવર્ણ, સોનું, રૂપું, સીસું, ત્રાંબુ, લોહ જસત વજ્ર [ સપ્ત ધાતુઓ ] હરતાળ, હિંગુલ, મનશીલ, પ્રવાલ, પારદ, સૌવીર અંજન, અભ્રકપડ, અભ્રકમિશ્રિત રેતી ઇત્યાદિ છે. આ સર્વ ભેદો પ્રથમ સજીવપણે હોય.

છે, પરંતુ ઉત્પત્તિ સ્થાનથી જુદા પાડ્યા બાદ અગ્નિ વિગેરેના સંયોગે શુદ્ધ થાય છે ત્યારે તે નિર્જીવ બને છે. પછી તે પદાર્થો પૂર્વની જેમ માનમાં વધતાં નથી.

**બાદર અપ્કાય**—સ્વાભાવિક હિમ બરફ કરા ધૂમસ ધનોદધિ ઝાકળ કુવા સમુદ્ર આદિ સર્વ પ્રકારનું જળ.

**બાદર તેઉકાય**—તે ચાલુ શુદ્ધ અગ્નિ, વજનો અગ્નિ, જ્વાળાનો, સ્ફુલિંગનો અંગાર, વિદ્યુત, ઉલ્કાપાત, તણખા, કણિઆ, સૂર્યકાન્તમણીનો, છાણાદિકનો, કાષ્ટ–કોલસા વિગેરે સર્વ જાતનો અગ્નિ.

**બાદર વાઉકાય**—તે દિશાવર્તી–ઊર્ધ્વ–અધો–તિર્યક્ વાયુ, ઝંઝાવાતનો, ગુંજારવ, મંડલિક, ઘનવાત, તનુવાત વિગેરે સર્વ જાતનો.

**બાદર વનસ્પતિકાય**—તે પ્રત્યેક અને બાદર સાધારણ, તેમાં એક શરીરમાં એક જીવવાળી તે પ્રત્યેક, તે વૃક્ષના ફળ, ફુલ, ત્વચા, કાષ્ટ, મૂળ, પત્ર બીજ આદિમાં એક જીવવાળી છે અને આખા વૃક્ષનો અન્ય એક જીવ સર્વવ્યાપી જુદો હોય છે. તે પ્રત્યેક વનસ્પતિનાં વૃક્ષ–ગુચ્છાદિક ૧૨ ભેદો છે તેથી આગળ કહેવાતા સાધારણ વનસ્પતિના ભેદને વર્જીને શેષ ધાન્ય અનેકવિધ પુષ્પની જાતિઓનાં પુષ્પો–ફળો, પત્રો–લતાઓ–કમળો શાકાદિક દ્રવ્યોવાળાં સર્વ જાતનાં વૃક્ષો તે પ્રત્યેક વનસ્પતિમાં વિચારી લેવા.

**સાધારણ વનસ્પતિ**—સૂક્ષ્મ બાદર બે ભેદે છે. આ સાધારણ વનસ્પતિના જીવોની ઉત્પત્તિ ત્યારબાદ આહાર, શ્વાસોશ્વાસ ગ્રહણ વિગેરે ક્રિયાઓ સર્વ એકીસાથે જ હોય છે. આ સાધારણ વનસ્પતિમાં અનંતકાયસ્વરૂપ બાદર વનસ્પતિ જે દેખાય છે તે અનેક-ભેદે છે. તે કંદ [ બટાકા, લસણ, ડુંગળી ] વિગેરે, પાંચ રંગની ફુગી, સેવાલ, બિલાડીના છત્રી આકારના ટોપ, આદુ, લીલી હળદર, ગાજર, મોથ, થેગ, પાલખું, કુણાં ફળો, થોર, ગુગળ, ગળો, સિંગોડા આદિ પ્રસિદ્ધ ૩૨ અનંતકાયાદિ સર્વપ્રકારે જાણવી.

વધુમાં જેની નસો, સાંધા, ગાંઠો ગુપ્ત હોય, વળી જેના ભાંગવાથી સરખા ભાગો થઇ જતા હોય, છેદાયા થકાં ફરીથી ઉગે તેવી હોય તે વિગેરે મુખ્ય ૬ લક્ષણે કરીને ઓળખાતી તથા અન્ય ભેદે જણાતી સાધારણ વનસ્પતિ સમજવી.

વસ્તુતઃ સર્વ વનસ્પતિઓ ઉગતી વખતે તો સાધારણ સ્વરૂપે હોય છે પછી અમુક વખત થયે કેટલીક પ્રત્યેકનામ કર્મવાળી પ્રત્યેક સ્વરૂપે થાય છે અને સાધારણ નામકર્મના ઉદયવાળી કેટલીક સાધારણપણે રહે છે. **इति स्थावरजीव व्याख्या।**

**त्रसजीवो**—એકેન્દ્રિય સિવાયના શેષ બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય પંચેન્દ્રિય સર્વ ત્રસ છે.

**બેઇન્દ્રિયના ભેદો**—કુક્ષિમાં ( પેટ ) તથા ગુદા દ્વારે થતા કીડાઓ, કાષ્ઠમાં ઉત્પન્ન થનારા કીડાઓ (ઘુણા), અળસીયાં, જળો, પૂરા, શંખ, શંખલા, કોડી છીપલી, ચંદનાદિ જીવો, જેને ચામડી અને જીભ્હા બે જ ઇંદ્રિય છે તે.

**તેઇન્દ્રિયો**—તે સર્વ પ્રકારની કીડી, ધીમેલ, ઉધેઇ, લીંખ, જૂ, માંકડ, ગોકળગાય, ઇયળો, સાવા, કાનખજૂરા, છાણના–ધાન્યના કીડા, ચોરકીડા, પાંચે પ્રકારના કુંથુવા વિગેરે જેને શરીર, જીવ્હા નાસિકા ત્રણ ઇન્દ્રિયો હોય છે તે.

**ચઉરીંદ્રિયો**—તે વીંછી, કરોલીયા, ભમરી, ભમરા, કંસારી, મચ્છર, તીડ, માખી, મધમાખી, પતંગીઆ ડાંસ, મચ્છર, ખદ્યોત, વિવિધરંગની પાંખોવાળા કીડા–જીવો, ખડમાંકડી, જેને શરીર જીવ્હા નાસિકા અને આંખ એ ચાર ઇન્દ્રિયો હોય છે તે ચઉરીન્દ્રિય.

આ એકેંદ્રિયથી લઇ–ચઉરીંદ્રિય સુધીના સર્વ જીવો સમૂર્ચ્છિમજ (તે ગર્ભજ વિના સ્વજાતિના, મલ–લાળ, મૃતકાદિના સંયોગે–સ્પર્શથી ઉત્પન્ન થનારા ) હોય છે, પરંતુ ગર્ભજ નથી હોતા.

**પંચેન્દ્રિય**—તે દેવ નારકી મનુષ્ય તિર્યંચ એ ચારપ્રકારે, તેમાં દેવો ૧૯૮ ભેદે, નારકી ૭ ભેદે, મનુષ્ય ૩૦૩, તિર્યંચ ૪૮ ભેદે છે, પ્રથમના ત્રણનું વર્ણન કહેવાયું છે શેષ **તિર્યંચ પંચેન્દ્રિય** નું કહેવાતું છે.

તિ૦ પંચેન્દ્રિયમાં ત્રણ ભેદ મુખ્ય પડે છે જલચર, સ્થળચર અને ખેચર, ૧ '**જલચર**' તે મુખ્યત્વે પાણીમાં રહીને જીવનારા તે મત્સ્ય, કાચબા, ગ્રાહ–મગર, શિંશુમાર એમ મુખ્યત્વે પાંચ પ્રકારે છે. ૨ '**સ્થલચર**' તે જમીન ઉપર ચાલનારા તેના ત્રણ ભેદ પડે છે. **ચતુષ્પદજીવો** તે એક–બે ખરીવાળા, ન્હોરવાળા તે ગાય, ભેંસ, વાઘ હાથી સિંહ બીલ્લી આદિ ચાર પગવાળાં, **ઉરપરિસર્પો** તે પેટવડે ચાલનારા ફણાવાળા–ફણા રહિત સર્પો, આસાલીક, મહોરગ અજગરાદિ, **ભૂજપરિસર્પો** તે ભૂજાથી ચાલનારા નોળીયા, ગરોળી, ખીસકોલી, કાકીંડા, ચંદનઘો, પાટલા ઘો આદિ; એમ ત્રણ ભેદે સ્થળચર જીવો સર્વ જાણવા.

૩ '**ખેચર**'—તે આકાશમાં ચરનારા, તે બે પ્રકારે છે: રૂંવાટાની પાંખવાળા અને ચાંમડાની પાંખવાળા, **રોમજ** પક્ષી તે હંસ, સારસ, બગલા, ઘુવડ, સમળી, પોપટ કાગડા–ચકલાદિ સર્વ એ રૂંવાટાની પાંખોવાળા **રોમજપક્ષી**, અને વડવાગુળી, ચામાચીડીયાદિ તે ચામડાની પાંખવાળા ચર્મજ પક્ષિ, વળી મનુષ્યલોકની બહાર થતા મળેલી તથા વિસ્તારેલી પાંખોવાળા **સમુદ્ગક** અને **વિતત**પક્ષી એમ ચાર પ્રકારે છે.

આ તિર્યંચ–પંચેન્દ્રિયવર્તી જલચરો, સ્થળચરો અને ખેચરો સર્વ સંમૂર્ચ્છિમ અને ગર્ભજ એમ બે ભેદે છે.

એમ એકેન્દ્રિય જીવોના ૨૨ ભેદ, તથા વિકલેન્દ્રિયના પર્યાપ્તા અપર્યાપ્તા થઇને ૬ ભેદ કુલ ૨૮ થયા, તિ૦ પંચેન્દ્રિયમાં જલચરનો એક, સ્થળચરમાં–ચતુષ્પદ, ઉરપરિસર્પ ને ભૂજપરિસર્પ એમ ૩ ભેદ અને એક ખેચર, એમ કુલ પાંચ ભેદ ( તેમાં સૂક્ષ્મ–બાદરપણું હોતું નથી ) તે સમૂર્ચ્છિમ–ગર્ભજ બે ભેદે ગણતાં ૧૦ ભેદ થયા. તેનાથી પર્યા૦ અપર્યા૦ થઇને ૨૦ ભેદો તિર્યંચ પંચેન્દ્રિય જીવોના જાણવા. પૂર્વના ૨૮+૨૦ ઉમેરતાં કુલ ૪૮ ભેદ તિર્યંચ જીવોના જાણવા. **इति तिर्यंचजीवव्याख्या ।**

卐 ॥ अथ तिर्यंचगति अधिकारे 'प्रथमं स्थितिद्वारम्' ॥ 卐

अवतरण;—જેમ મનુષ્યગતિમાં ભુવન વિના આઠ દ્વાર કહ્યાં, તે મુજબ તિર્યંચગતિનાં પણ આઠ દ્વારોને કહેતાં પ્રથમ સામાન્યતઃ સ્થિતિદ્વારને કહે છે.

**बावीस सगतिदसवाससहसगणितिदिणबेइंदिआईसु ।**
**बारस वासुण पण दिण, छमासत्तिपलिअट्ठिई जिट्ठा ॥२८४॥**

## શબ્દાર્થઃ—

अगणितिदिण=અગ્નિનું ત્રણ દિન
वास=વર્ષ
उणुपणदिण=ન્યૂન પચાસદિનની
छम्मास=છ મહિના

## સંસ્કૃત અનુવાદઃ—

**द्वाविंशति-सप्त-त्रि-दश-वर्षसहस्राणि अग्नेस्त्रीणि दिनानि द्वीन्द्रियादिषु ।**
**द्वादशवर्षैकोनपञ्चाशद्दिन-षण्मासत्रिपल्यस्थितिर्ज्येष्ठा ॥ २८४ ॥**

गाथार्थः—પૃથ્વીકાયજીવોની ઉત્કૃષ્ટ આયુષ્ય-સ્થિતિ ૨૨ હજાર વર્ષની, અપ્કાયની ૭ હજાર વર્ષ, વાઉકાયની ત્રણ હજાર વર્ષ, વનસ્પતિકાયની [૯૪]દશ હજારવર્ષની, અગ્નિકાયની ૩ અહોરાત્ર, બેઇંદ્રીયની બારવર્ષ, તેઇન્દ્રિયની ૪૯ દિવસ, ચઉરીન્દ્રિય જીવોની છમાસ અને તિ૦ પંચેન્દ્રિયોની ત્રણ પલ્યોપમની ઉત્કૃષ્ટ સ્થિતિઓ જાણવી. ॥ ૨૮૪ ॥

विशेषार्थः—હવે ચતુર્થ તિર્યંચગતિ અધિકારે આઠ દ્વારોને કહે છે. પૃથ્વીકાયની સામાન્યતઃ ૨૨ હજાર વર્ષની સ્થિતિ કહી, છુટક-છુટક સ્થિતિ આગળ કહેશે, અહીં જે સ્થિતિ કહી તે બાદર સ્થાવરોની સમજવી. વળી બાદર સાધારણવનસ્પતિની અન્તમુહૂર્ત્તની જાણવી. સૂક્ષ્મ સ્થાવરોની તો ઉત્કૃષ્ટ અંતમુહૂર્તની (જઘન્ય ક્ષુલ્લકભવની) છે. [ ૨૮૪ ]

अवतरण;—હવે પૃથ્વીકાયના ભેદોમાં વિશેષ સ્થિતિને કહે છે.

---

૯૪ પ્રશ્ન—સિદ્ધગિરિ ઉપર વર્તતું રાયણ વૃક્ષ જે સદાકાળથી શાશ્વત ગણાય છે તેનો દશહજાર વર્ષ થયે નાશ થવો જોઇએ એને બદલે અત્યાર સુધી સજીવ ચાલ્યું આવે છે તો તેનું સમાધાન શું?

ઉત્તર—એ વૃક્ષના જીવો ચાલુ આયુષ્ય પૂર્ણ થતાં પુનઃ ત્યાંજ ઉત્પન્ન થાય અથવા અન્ય જીવો તે સ્થળે આવી ઉત્પન્ન થાય અને વૃક્ષ કાયમ સજીવ ચાલ્યું આવે.

**सण्हा य सुद्धवालुअ, मणोसिल सक्करा य खरपुढवी ।**
**इगबार चोद्दस सोलसट्ठार बावीस सम सहसा ॥ २८५ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| सण्हा=શ્લક્ષ્ણા કોમળ | मणोसिला=મનઃશિલ ( પારો ) |
| सुद्ध=શુદ્ધ | सक्करा=શર્કરા |
| वालुय=વેલુ | खरपुढवी=ખર-(મજબુત શિલારૂપ)પૃથ્વી |

### સંસ્કૃત અનુવાદ:—

**श्लक्ष्णा च शुद्ध-वालुका-मनःशिला शर्करा च खरपृथवी ।**
**एक-द्वादश-चतुर्दश-षोडशाष्टादशद्वाविंशतिः समाः सहस्राः ॥ २८५ ॥**

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૨૮૫ ॥

विशेषार्थ,—ગઇ ગાથામાં ઉપર જણાવેલા ભેદમાં પૃથ્વીના કોમળ અને કર્કશ બે ભેદ પાડ્યા હતા તેમાં સાતરંગવાળી જે મારવાડની **મૃદુ કોમળ** પૃથ્વી તે સર્વની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ એક હજાર વર્ષની છે અને જે કર્કશ પૃથ્વી તેના જે ૪૦ ભેદો જણાવ્યા એમાં ગોશીર્ષચંદનાદિક જેવી **શુદ્ધ** જે જે સુકુમાલ કુમારી માટી તેની બાર હજાર વર્ષની, **વાલુકા** તે નદી પ્રમુખ રેતીની ચૌદહજાર વર્ષની, મનઃશિલા અને પારા ના સોળ હજાર વર્ષ, પત્થરના ગાંગડા-કાંકરા ( સુરમાદિકની ) અઢાર હજાર વર્ષ અને **ખર** શીલા પાષાણરૂપ કઠણ પૃથ્વી તેની ૨૨ હજાર વર્ષની હોય છે. શેષ ભેદો અન્તર્ગત વિચારી લેવા. [૨૮૫]

अवतरण;—હવે પંચેન્દ્રિય તિર્યંચોના ભેદમાં જે સ્થિતિ વિશેષ છે તેને કહે છે.

પૂર્વે ત્રણ પલ્યોપમની સ્થિતિ તે સામાન્યથી કહી છે કારણકે તે સ્થિતિ બધા પંચેન્દ્રિય જીવોની હોતી નથી માટે.

**गब्भभुअजलयरोभय, गब्भोरगपुव्वकोडिउक्कोसा ।**
**गब्भचउप्पयपक्खिसु, तिपलिअपलिआअसंखंसो ॥ २८६ ॥**

### શબ્દાર્થ:—

| | |
|---|---|
| गब्भ=ગર્ભજ | गब्भोरग=ગર્ભજ ઉરપરિસર્પ |
| भुअ=ભુજપરિસર્પ | पुव्वकोडि=પૂર્વ ક્રોડ વર્ષ |
| जलयर=જલચરની | गब्भचउप्पय=ગર્ભજ ચતુષ્પદ |
| उभय=ઉભય રીતે | पक्खिसु=પક્ષીઓમાં |

સંસ્કૃત અનુવાદઃ—

**गर्भजभुज-जलचरोभय-गर्भोरगाणां पूर्वकोटिरुत्कृष्टा ।**
**गर्भजचतुष्पद-पक्षिषु त्रिपल्यपल्याऽसंख्यांशः ॥ २८६ ॥**

गाथार्थः-विशेषार्थवत्:—ગર્ભજ ભૂજપરિસર્પ તે નોળીયા, ઉંદર ખીસકોલી ગરોળી આદિની તથા ગર્ભજ તથા સમૂર્ચ્છિમ જલચર ને મત્સ્ય-કાચબાદિની, ગર્ભજ ઉરપરિસર્પ તે સર્પાદિકની પૂર્વક્રોડવર્ષની ઉત્કૃષ્ટઆયુષ્યસ્થિતિ છે. તથા ગર્ભજચતુષ્પદ તે ગાય-સિંહ આદિની ઉ૦ ૩ પલ્યોપમની, ગર્ભજ ખેચર તે પક્ષિઓ મોર-હંસ-ઘુવડ-કાગડા ચકલાદિની પલ્યોપમના અસંખ્યાતમા ભાગની હોય છે. [ ૨૮ ]

આ સ્થિતિ અને આગળ કહેવાતા તિર્યંચોની સ્થિતિ પ્રાયઃ નિરૂપદ્રવ સ્થાનોમાં વર્તતા હોય તેઓની સમજવી. આવું નિરૂપદ્રવ સ્થાન તો અઢીદ્વીપ બ્હારનું ગણાય. [ ૨૮૬ ]

अवतरण;—ગઇ ગાથામાં **પૂર્વકોટી** આયુષ્ય કહ્યું તો પૂર્વનું માન કેટલું ?

**पुव्वस्स उ परिमाणं, सयरि खलु वासकोडिलक्खाओ ।**
**छप्पन्नं च सहस्सा, बोद्धव्वा वासकोडीणं ॥ २८७ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

સંસ્કૃત અનુવાદઃ—

**पूर्वस्य तु परिमाणं सप्ततिः खलु वर्षाणां कोटिलक्षाणि ।**
**षट्पञ्चाशच्च सहस्राणि बोद्धव्यानि वर्षाणां कोटयः ॥ २८७ ॥**

गाथार्थः—વિશેષાર્થવત્. ॥ ૨૮૭ ॥

विशेषार्थ:—પૂર્વે પૃષ્ઠ ૨૭-૨૯ માં 'સમય' નું કોષ્ટક આપવામાં આવ્યું છે તે મુજબ ચોરાસી લાખ વર્ષનું એક 'પૂર્વાંગ' થાય તે પૂર્વાંગ સાથે પુનઃપૂર્વાંગને ગુણીએ ( અથવા તેવા ૮૪ લાખ વખત પૂર્વાંગકાળ જાય ) ત્યારે પૂર્વનું પરિમાણ આવે, તેની વર્ષસંખ્યા સીત્તેર લાખક્રોડ-છપ્પન હજાર ક્રોડ વર્ષની [ ૭૦૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦ ] જાણવી. [ ૨૮૭ ]

अवतरण;—ગર્ભજની સ્થિતિ કહીને હવે સમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિય સ્થલચરાદિકની સ્થિતિને કહે છે.

**संमुच्छपणिंदिअथलखहयरुरगभूअगजिट्ठठिइ कमसो ।**
**वाससहस्सा चुलसी, बिसत्तरी तिपण्ण बायाला ॥ २८८ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| समुच्छिमपणिंदि=સમૂર્ચ્છિમ પંચેન્દ્રિય | भूयगाण–ભૂજપરિસર્પ |
| थलखयर=સ્થલચર–ખેચર | वाससहस्सा=વર્ષ હજાર |
| उरग=ઉરપરિસર્પ | तिपन्न=ત્રેપન |

સંસ્કૃત અનુવાદ:—

**संमूर्च्छिमपञ्चेन्द्रिय–स्थल–खेचरोरग–भूजगानां ज्येष्ठा स्थितिः क्रमशः**
**वर्षसहस्राणि चतुरशीतिर्द्वासप्ततिस्त्रिपञ्चाशत् द्वाचत्वारिंशत् ॥ २८८ ॥**

गाथार्थः—તિર્યંચપંચેન્દ્રિયમાં સંમૂર્ચ્છિમ સ્થલચર તે ગાય–ભેંસ આદિ ચતુષ્પદ જીવોની અનુક્રમે ઉત્કૃષ્ટ સ્થિતિ ૮૪ હજાર વર્ષની, સમૂર્ચ્છિમ ખેચર તે હંસ–મોર ચકલાદિ પક્ષીઓની ૭૨ હજાર વર્ષની, સમૂર્ચ્છિમ (સ્થલચર) ઉરપરિસર્પ તે સર્પાદિકની ૫૩ હજાર વર્ષની અને ( સ્થલચર ) સમૂર્ચ્છિમ ભૂજપરિસર્પની ૪૨ હજાર વર્ષની ઉત્કૃષ્ટ સ્થિતિ હોય છે. સર્વની જઘન્યસ્થિતિ આગળ કહેશે. ॥ ૨૮૮ ॥

विशेषार्थः—સુગમ છે. [ ૨૮૮ ]

अवतरण;—સર્વતિર્યંચોની ઉત્કૃષ્ટ ભવસ્થિતિ કહી. હવે તેઓનું બન્ને સ્થિતિનું સામ્યપણું હોવાથી તેઓની ઉત્કૃષ્ટ કાયસ્થિતિ કહે છે.

**एसा पुढवाईणं, भवठिई संपयं तु कायठिई ।**
**चउएगिंदिसु नेया, ओसप्पिणिओ असंखेज्जा ॥ २८९ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| पुढवाईणं=પૃથ્વ્યાદિની | कायठिई=કાયસ્થિતિ |
| भवठिई=ભવસ્થિતિ | ओसप्पिणिओ=અવસર્પિણીઓ |
| संपयं=સંપ્રતિ [ હવે ] | असंखेज्जा=અસંખ્યાતી |

गाथार्थः—એ પ્રમાણે પૃથ્વી વિગેરે જીવોની ભવસ્થિતિ કહી. સમ્પ્રતિ અર્થાત હવે કાયસ્થિતિને કહેતાં ચાર એકેન્દ્રિયોને વિષે અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી

કાલપ્રમાણ છે. અહીં 'ઓસપ્પિણિઓ' એ પદ પરવાચી હોવાથી ઉપલક્ષણથી પૂર્વવાચી ઉત્સર્પિણીનું પણ ગ્રહણ થાય છે. ॥ ૨૮૯ ॥

વિશેષાર્થ:—પ્રથમ કાયસ્થિતિ એટલે પૃથ્વ્યાદિક કોઇપણ જીવો પોતપોતાની જ પૃથ્વી વિગેરે કાયા (સ્થાનમાં) માં મરીને પાછા જન્મીને વળી મરીને વળી તેજ સ્થાને પુન: જન્મીને એમ વારંવાર ઉત્પન્ન થયા કરે તો કેટલા કાળ સુધી ઉત્પન્ન થાય ? તેનું નિયમન તે [ સ્વ ] કાયસ્થિતિ કહેવાય છે.

અહીં એકેન્દ્રિયજીવોમાં એક વનસ્પતિકાયને વર્જીને શેષ પૃથ્વી–અપ્‌તેઉ–વાઉકાયની ઉત્કૃષ્ટ અસંખ્ય અવસર્પિણી તથા ઉત્સર્પિણી પ્રમાણ કાયસ્થિતિ છે. અહીં પૃથ્વ્યાદિક ચારની આ સ્થિતિ ગ્રન્થકારે ઓઘથી એટલે સામાન્યત: [ સૂક્ષ્મ–બાદરની વિવક્ષા વિના ] સમુચ્ચયે જણાવી. પરંતુ વસ્તુત: એ કાલસ્થિતિ. પ્રમાણ સૂક્ષ્મ એવા પૃથ્વી–અપ્‌–તેઉ–વાઉ એ ચારનું છે.

એથી પૃથક્ વિચારણામાં સૂક્ષ્મ[૯૫] પૃથ્વી–અપ્‌–તેઉ–વાઉની કાલથી અસંખ્ય ઉત્સ૦ અને અવસર્પિણી કાયસ્થિતિ અને ક્ષેત્રથી લોકાકાશ જેવડા અસંખ્ય લોકના આકાશ ખંડના પ્રદેશો છે, તેમાંથી પ્રત્યેક ક્ષણે એક એક આકાશપ્રદેશ અપહરતાં તે પ્રદેશો હરી લેતાં જેટલો કાળ થાય તેટલી છે, એ આકાશપ્રદેશ નિર્મૂલ હરી લેતાં તેનો કાળ અસંખ્ય કાળચક્રો [ પણ સાદિસાંત ] જેટલો થાય છે. કારણ કે કાલ કરતાં ક્ષેત્ર વધુ સૂક્ષ્મ છે.

ચાર એકેન્દ્રિયોની ઓઘથી જે અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી સ્થિતિ કહી હતી તેને અહીં સૂક્ષ્મ–બાદર રીતે પૃથક્ પાડી, અને એમાં સૂક્ષ્મ પૃથ્વી વિગેરે ચારની કાયસ્થિતિ તો કહી, હવે જો બાદર–પૃથ્વી–અપ–તેઉ અને વાઉકાયની વિચારીએ તો પ્રત્યેકની સીત્તેર કોટાનુકોટી સાગરોપમની કાયસ્થિતિ [ તે ૩॥ ઉ૦ ૩॥ અવસર્પિં૦ અથવા ૩॥ કાળચક્ર જેટલા કાળ જેટલી ] છે. એ ચારે પૃથ્વી વિગેરે બાદરોની ઓઘથી પણ તેટલી જ સ્થિતિ સમજવી. [ સંખ્યાનું અલ્પત્વ હોવાથી ]

---

૯૫. પૃથ્વીકાયાદિ જીવોની પર્યાપ્તપણાની કાયસ્થિતિ આયુષ્યસ્થિતિ જેટલી હોય છે. તેથી તે જીવો પોતાની તે સંપૂર્ણ સ્થિતિનો ભોગવટો સ્વસ્થાનમાં જ આંતરે આંતરે ઉપજવાથી સાત આઠ ભવવડે કરીને કરે છે કારણ કે તેના પર્યાપ્તા ભવો તેટલા થાય છે. પછી નવમે ભવે તેજ યોનિમાં પર્યાપ્તપણું પ્રાપ્ત ન કરે પરંતુ સ્થાનાંતર થાય, એવી જ્યારે પૃથ્વીકાયની એક ભવાશ્રયી ૨૨ સહસ્ર વર્ષની કાયસ્થિતિ તો આઠ ભવની ૧૭૬ હજાર વર્ષની થાય. એ પ્રમાણે ૪ પર્યાપ્તા અપકાયની ૫૬ હ. અગ્નિકાયની ૨૪ દિવસ વાયુકાયની ૨૪ હજારવર્ષ વનસ્પતિ કાયની ૮૦ હજાર વર્ષની છે એમાં પણ લબ્ધિ અપર્યાપ્તપણાની ઉત્કૃષ્ટ સ્થિતિ અન્તમુહૂર્ત્તની હોય છે. આ સ્થિતિ વારંવાર અપર્યાપ્તાવસ્થામાં ભવાન્તરમાં વારંવાર જાય અને તેના અન્તમુહૂર્ત્તના કેટલાક જન્મો થાય તેનો સરવાળો કરતાં ઉક્ત થાય.

બાદરમાં સૂક્ષ્મથી પૃથક્ ગણના હોતી નથી, એટલે બાદર પૃથ્વી વિગેરેની કાય-સ્થિતિ સૂક્ષ્મ કરતાં ન્યૂન હોય છે.

**અવતરણ;**—પૂર્વે એકેન્દ્રિયમાં પૃથ્વ્યાદિ ચારની સ્થિતિ કહી. હવે શેષ વનસ્પતિકાયની કહેવા સાથે બેઇન્દ્રિયથી લઇ પંચેન્દ્રિય જીવોની કાયસ્થિતિ કહે છે.

**ता उ वणंमि अणंता, संखिज्जा वाससहस्स विगलेसु ।**
**पंचिंदितिरिनरेसु, सत्तट्ठभवा उ उक्कोसा ॥ २९० ॥**

**સંસ્કૃત છાયા:—**

**तास्तु वनेऽनन्ताः संख्यातानि वर्षसहस्राणि विकलेषु ।**
**पञ्चेन्द्रियतिर्यङ्नरेषु सप्ताष्टभवास्तु उत्कृष्टाः ॥ २९० ॥**

**શબ્દાર્થ:—સુગમ છે.**

ગાથાર્થ:—તેજ પણ અનંતી [ ઉત્સ૦ અવસ૦ ] કાયસ્થિતિ વનસ્પતિકાયની, સંખ્યાતાવર્ષ સહસ્રની વિકલેન્દ્રિયમાં અને પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્કૃષ્ટ સાતથી આઠ ભવની જાણવી. ॥ ૨૯૦ ॥

વિશેષાર્થ:—એકેન્દ્રિયના પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય એમ પાંચ ભેદો છે. એમાં પ્રથમના પૃથ્વી આદિ ચારે જીવો સૂક્ષ્મ અને બાદર એ બે જાતના છે. પુનઃ એ પાંચમી છેલ્લી વનસ્પતિકાયની બે જાતો છે, એક પ્રત્યેક વનસ્પતિ અને એક સાધારણ વન૦, પ્રત્યેક વનસ્પતિ એક શરીરમાં એક જીવવાળી છે જ્યારે સાધારણ એક શરીરમાં અનંતા જીવોવાળી છે. આ સાધારણ વનસ્પતિના જીવોનું શરીર તેનેજ નિગોદ તરીકે ઓળખાય છે. એમાં પ્રત્યેક વનસ્પતિ બાદર જ હોય છે જ્યારે સાધારણ વનસ્પતિ [ અથવા નિગોદ ] તે સૂક્ષ્મ [ નિગોદ ] અને બાદર [ નિગોદ ] એમ બે ભેદે છે.

**ગાથામાં કહેલી સાંવ્યવહારિકની કાયસ્થિતિ.**

અહીં ગ્રન્થકારે ગાથામાં જે અનંતી ઉત્સર્પિણી—અવસર્પિણીની સ્થિતિ જણાવી છે તે સામાન્યતઃ ઓઘથી પાંચમી વનસ્પતિકાયની [ તે પ્રત્યેક—સાધારણ, સૂક્ષ્મ કે બાદરની વિવક્ષા વિનાજ ] બતાવી છે, અને વળી તે સાંવ્યવહારિક નિગોદ જીવો આશ્રયિ બતાવી છે [ કારણકે પ્રાયઃ સર્વત્ર *સાંવ્યવહારિકાશ્રયી જ

* આથીજ મારૂદેવા માતા માટે વિરોધ ઉભો નહીં થાય. કારણ કે તે તો અનાદિ [ અસાંવ્ય૦ ] નિગોદથી આવેલા હતા. જ્યારે મૂલ ગાથા તો મર્યાદિત સમય બતાવે છે એટલે આદિ થઈ શકે તેવો છે. અને જો એ કથન અવ્ય૦ ને લાગુ પાડીએ તો મારૂદેવા માતા માટે દોષ ઉભો થાય, તે ન થાય માટે સાંવ્ય૦ની સમજવી.

મુઝાતા છે. ] અને એજ સ્થિતિ સૂક્ષ્મ સાંવ્યવહારિકને ઘટે છે. એજ સ્થિતિને ક્ષેત્ર સરખામણીથી ઘટાવીએ તો અનન્તા લોકાકાશના આકાશ પ્રદેશ પ્રમાણ [ એટલે પ્રતિ સમયે એક એક આકાશ પ્રદેશ અપહરતાં જેટલા કાળે તે નિર્મૂલ થાય તેટલો કાળ તે ] અને તે અસંખ્ય પુદ્ગલ પરાવર્તકાળ પ્રમાણ છે અને તે પુદ્ગલ પરાવર્તનું અસંખ્યપણું આવલિકાના અસંખ્ય ભાગના સમય તુલ્ય છે.

અહીં કાલથી અનાદિ અનંત–અનન્ત ઉત્સર્પિણી અવસર્પિણી, ક્ષેત્રથી અનન્તા લોકાકાશ પ્રદેશ–અસંખ્ય પુદ્ગલ પરાવર્ત [ જે આવલિકાના અસંખ્ય ભાગના સમય તુલ્ય છે ] એ ચારેની વ્યાખ્યા તુલ્ય કાળને સૂચવનાર છે.

અહિં **અસાંવ્યવહારિક** એટલે શું ? એટલે જે જીવો અનાદિકાળથી સૂક્ષ્મ નિગોદમાં પડ્યા છે કોઈપણ સમયે તથાવિધ સામગ્રીના અભાવે બહાર નીકળી વ્યવહાર રાશિ [ તે સૂક્ષ્મ બાદર પૃથ્વીકાયાદિપણે વિવિધ વ્યવહાર ] માં આવ્યા નથી તે **અસાંવ્યવહારિક,** આ અસાંવ્યવહારિક જીવો બે પ્રકારના છે. એક તો અનાદિ અનંત સ્થિતિવાળા અને એક અનાદિ સાન્ત સ્થિતિવાળા. અનાદિ અનન્ત સ્થતિવાળા અસાંવ્યવહારિક જીવો કદાપિ વ્યવહાર રાશિમાં આવ્યા નથી, અને આવવાના પણ નથી તે હોય છે [ અને તેની સ્થિતિ અનંત પુદ્ગળ પરાવર્ત જેટલી છે ] અને અનાદિ સાન્ત કાયસ્થિતિવાળા અસાંવ્યવહારિક જીવો હજુ સુધી વ્યવહારરાશિમાં આવ્યા નથી પણ આવવાના છે [ તેની સ્થિતિ અનંત પુદ્ગલપરાવર્તની પણ ઉત્કૃષ્ટ પ્રમાણ નહિં પણ પૂર્વાપેક્ષયા ન્યૂન છે ] આ બન્ને પ્રકારના જીવો અનન્તા છે.

**સાંવ્યવહારિક** એટલે શું ? તો જે જીવો અનાદિ નિગોદમાંથી તથાવિધ સામગ્રીના યોગે પૃથ્વ્યાદિક [ સૂક્ષ્મ કે બાદર ] ના વ્યવહારમાં એક વખત પણ આવેલા હોય તે સાંવ્યવહારીક. આ જીવો પણ અનન્તા છે અને તે સાદિ સાન્ત સ્થિતિવાળા છે.

અસાંવ્યવહારિક નિગોદ **સૂક્ષ્મ જ** હોય છે કારણ કે ત્યાં વ્યવહારપણું હોતું નથી ત્યારે સાંવ્યવહારિક નિગોદ **સૂક્ષ્મ** અને **બાદર** બન્ને હોય છે.

હવે અહીંઆ સૂક્ષ્મનિગોદની કાયસ્થિતિ ત્રણ પ્રકારે છે. ૧ **અનાદિ અનંત** ૨–**અનાદિસાન્ત** ૩ **સાદિસાન્ત.** એમાં પ્રથમની બે સ્થિતિ અસાંવ્યવહારિક સૂક્ષ્મને ઘટે છે અને છેલ્લી સાંવ્યવહારિક સૂક્ષ્મ–બાદર બન્નેને ઘટે છે.

૧–એમાં **અનાદિ અનંત** કાયસ્થિતિ છે તે અસાંવ્યવહારિક જીવો

કે જેઓ અનાદિ સૂક્ષ્મ નિગોદથી નીકળ્યા નથી અને નીકળવાના પણ નથી તેઓની છે અને તે કાળથી અનંત ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ છે અને અસંખ્ય નહિ પણ અનન્ત પુદ્ગલ પરાવર્ત પ્રમાણ છે.

૨-**અનાદિસાંત**—તે ભૂતકાળમાં જેઓ ક્યારે પણ સૂક્ષ્મ નિગોદથી બહાર આવ્યા નથી પરંતુ ભવિષ્યમાં આવનારા છે તેવા અસાંવ્યવહારીક નિગોદની અનાદિ સાન્ત કાયસ્થિતિ છે. આ સ્થિતિ પણ અનન્ત પુદ્ગલ પરાવર્ત જેટલી છે, કારણ કે ગયો કાળ તે તો અનન્તો છે અને ભવિષ્યમાં જો કે વ્યવહારમાં આવવાના છે તો પણ કેટલાકનો તો ભાવિકાળ હજુ પણ અનન્તો છે. પણ વિશેષ એ કે અનાદિ અનંત સ્થિતિની અપેક્ષાએ ન્યૂન છે એટલે મર્યાદિત છે. અને તેથી આ જીવો અસાંવ્યવહારિક વર્તમાનમાં ગણાય તથાપિ ભાવિ સાંવ્યવહારિક તરીકે સંબોધી શકાય.

૩-સૂક્ષ્મ-બાદર **સાંવ્યવહારિકની** કાયસ્થિતિ—

ત્રીજા પ્રકારમાં **સાદિસાન્તની** કાયસ્થિતિને કહે છે તેમાં પ્રથમ જે જીવો સૂક્ષ્મનિગોદમાંથી નીકલીને એક વખત પણ બાદર-પૃથ્વી વિગેરેમાં ઉત્પન્ન થયા છે તે સાંવ્યવહારિક કહેવાય છે. આ સાંવ્યવહારરાશિમાં આવ્યા બાદ પુનઃ કર્મયોગે સૂક્ષ્મનિગોદમાં તે જીવો ઉત્પન્ન થાય તો પણ તેઓ સાંવ્યવહારિકજ કહેવાય છે. પરંતુ આ પ્રમાણે સાંવ્યવહાર રાશિવાળા સૂક્ષ્મ-નિગોદની કાયસ્થિતિમાં અને અનાદિ સૂક્ષ્મનિગોદની કાયસ્થિતિમાં ઘણોજ તફાવત છે. પ્રથમ કહી ગયા તે પ્રમાણે અનાદિ ( અસાંવ્યાવહારિક ) સૂક્ષ્મ-નિગોદની કાયસ્થિતિ અનાદિ અનંત તથા અનાદિ સાંત છે. જ્યારે આ સાંવ્ય-વહારિક સૂક્ષ્મનિગોદની કાયસ્થિતિ સાદિ સાન્ત છે. એટલે અનાદિ સૂક્ષ્મનિ-ગોદમાંથી બાદરપૃથ્વી વિગેરેમાં આવ્યા બાદ પુનઃ સૂક્ષ્મનિગોદમાં જાય ત્યારે સૂક્ષ્મનિગોદપણાની આદિ થઇ, અને વધારામાં વધારે અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી રહીને પછી અવશ્ય પુનઃ બાદરપૃથ્વીકાય વિગેરેમાં આવે એટલે સૂક્ષ્મનિગોદપણાનો અંત થાય, તે અપેક્ષાએ સાંવ્યાવહારિક સૂક્ષ્મનિગોદની કાયસ્થિતિ સાદિ સાન્ત સમજવી.

જેટલા જીવો સાંવ્યવહારિક રાશિમાંથી મોક્ષે જાય તેટલાજ જીવો અસંવ્યવહારિકમાંથી નીકળીને સાંવ્યવહારિક રાશિમાં ઉપજે અને તે સાંવ્ય-વહારિક કહેવાય. એ સાંવ્યવહારિક જીવો પ્રથમ કહ્યા મુજબ સૂક્ષ્મ-બાદર બે ભેદે છે એટલે જ્યારે સૂક્ષ્મનિગોદમાં [ તે ચૌદરાજ લોકવર્તી અસંખ્ય ગોળામાં ] વર્તતો હોય ત્યારે સાંવ્યવહારિક સૂક્ષ્મનિગોદીયો, અને જ્યારે

બાદરનિગોદ [ તે બીજ કુલ તત્પ્રાયોગ્ય વનસ્પતિ ] માં હોય ત્યારે સાંવ્યવહારિક બાદર નિગોદીયો કહેવાય છે. આ સાદિસાન્ત સાંવ્યવહારિક સૂક્ષ્મનિગોદની કાયસ્થિતિનું પ્રમાણ કેટલું ? તે કહે છે.

## સૂક્ષ્મ સાંવ્યવહારિક નિગોદની સ્થિતિઃ—

સાંવ્ય૦ સાદિ સાન્ત સૂક્ષ્મ નિગોદની કાયસ્થિતિ કાલથી અસંખ્ય ઉત્સર્પિણી-અવસર્પિણી, ક્ષેત્રથી અસંખ્ય લોકાકાશના આકાશપ્રદેશ પ્રમાણ, [ અર્થાત્ તેમાંથી પ્રત્યેક ક્ષણે એક એક પ્રદેશ હરતાં જે સમય લાગે તે ] તેનો સમય અસંખ્ય કાળચક્રો જેટલો થાય અને અસંખ્યકાળચક્રના સમયો અંગુલી પ્રમાણ આકાશ શ્રેણીમાં રહેલા આકાશ પ્રદેશ પ્રમાણ છે અને તે પ્રદેશો ગણત્રીએ અસંખ્ય ઉત્સર્પિણી અવસર્પિણી ના સમયો જેટલા છે, કારણ કે કાળ કરતાં પણ ક્ષેત્રને વધારે સૂક્ષ્મ ગણ્યું છે, આ સ્થિતિ કેવલ સાંવ્યવહારિક સૂક્ષ્મ નિગોદાશ્રયી જાણવી અને સાંવ્યવહારિક નિગોદની [ સૂક્ષ્મ-બાદર વિવક્ષા વિનાની ] સ્થિતિ પ્રથમ કહેવાઇ ગઇ છે.

## બાદર સાંવ્ય૦ નિગોદની સ્થિતિ—

હવે બાદર સાંવ્ય૦ સાધારણ નિગોદ [ વનસ્પતિ ] ની કાયસ્થિતિ કાલથી સીત્તેર કોટાકોટી સાગરોપમની છે. અલ્પસ્થિતિપણાથી ક્ષેત્રથી સ્થિતિ ઘટતી નથી.

**બાદર પ્રત્યેક વનસ્પતિ**—ની કાયસ્થિતિ ૭૦ કોટાનુકોટી સાગરોપમની છે. અહીં પણ ક્ષેત્ર ગણના નથી.

**બાદર વનસ્પતિ** ની એટલે બાદર પ્રત્યેક અથવા બાદર સાધારણ વનસ્પતિના ભેદ વિના બન્નેની ભેગી એટલે કેવળ **બાદરવનસ્પતિ**ની કાયસ્થિતિ વિચારીએ તો કાલથી અનન્ત ઉત્સ૦ અવસ૦ અને ક્ષેત્રથી અઢી પુદ્‌ગલ પરાવર્ત જેટલી વધી જાય, કારણ કે બાદર પ્રત્યેકથી બાદર સાધારણમાં, બાદર સાધારણથી બાદર પ્રત્યેકમાં એમ પરસ્પર સ્થળમાં વારંવાર જવા આવવાથી અઢી પુદ્‌ગલપરાવર્ત સુધી બાદર વનસ્પતિમાં ભમે, પછી સ્થાનાંતર થાય.

## સર્વની ઓઘથી કાયસ્થિતિ—

સમગ્ર એકેન્દ્રિયપણાની જાતિ તરીકે ઓઘથી કાયસ્થિતિ કાલથી અનંત ઉત્સ૦ અવ૦, ક્ષેત્રથી અસંખ્ય પુદ્‌ગળ પરાવર્ત જેટલી અથવા આવલિકાના અસંખ્ય ભાગના સમયો જેટલી, સૂક્ષ્મ પૃથ્વીકાયાદિક ચારની ઓઘથી પણ અસંખ્ય ઉત્સ૦ અવસ૦ કાળ પ્રમાણ, બાદર પૃથ્વ્યાદિક ચારની ઓઘથી ૭૦ કો૦ કોટી સા૦, બાદર પ્રત્યેકની ૭૦ કો૦ કો૦ સા૦ ની, બાદર સાધારણ નિગોદની પણ

ઓઘથી ૭૦ કો૦ કોટી સા૦ ની, સૂક્ષ્મ નિગોદમાં અનાદિ અનંત સ્થિતિવાળા અસાંવ્યવહારિક નિગોદની અનંતી અને અનન્ત પુદ્ગલ પરાવર્ત તથા અનાદિ સાન્ત સ્થિતિવાળા અસાંવ્યવહારિક નિગોદની કાયસ્થિતિ અનંતી ઉત્સ૦ અવ૦ પણ છેવટ મર્યાદિત તો ખરી અને સાંવ્યવહારિક સાદિ સાન્તસ્થિતિવાળા સૂક્ષ્મ નિગોદોની અસંખ્ય ઉત્સ૦ અવસર્પિણી અથવા અસંખ્ય પુ૦ પરાવર્ત પ્રમાણ જાણવી, અને સાંવ્યવહારિ કેવલ નિગોદની અનંત ઉત્સ૦ અવ૦ પ્રમાણ જાણવી. સર્વની જઘન્ય કાયસ્થિતિ અન્તર્મુહૂર્તની છે જે આગળ કહેવાશે.

આ બધી પૃથ્વ્યાદિકની સ્થિતિ પર્યાપ્ત–અપર્યાપ્તાની વિવક્ષા વિનાની સમજવી. પર્યાપ્તા અપર્યાપ્તાની પૃથક્ પૃથક્ સમજણ ગઇ ગાથાની ટીપણીમાં આપી છે.

## વિકલેન્દ્રિયની કાયસ્થિતિ.

બેઇન્દ્રિય–તેઇન્દ્રિય અને ચઉરીન્દ્રિય એ ત્રણેની સામટી ઓઘથી સ્થિતિ વિચારીએ તો સંખ્યાતાસહસ્રવર્ષોની છે. હવે જો પ્રત્યેકની પૃથક્ પૃથક્ વિચારીએ તો પર્યાપ્તા બેઇન્દ્રિયની ઉત્કૃષ્ટ સંખ્યાતાવર્ષની [ સંખ્યાતા હજાર વર્ષ નહીં કારણ કે બેઇન્દ્રિયની ઉત્કૃષ્ટ ભવસ્થિતિજ ૧૨ વર્ષની હોવાથી અને તેના ઉપરા ઉપર સતત અમુક ભવો થતા હોવાથી સંખ્યાતાવર્ષોની ] કાયસ્થિતિ છે. તેઇન્દ્રિયની સંખ્યાતા દિવસોની અને ચઉરીન્દ્રિયજીવોની સંખ્યાતામાસની [ કારણકે પૂર્વોક્ત રીતે દીવસ–માસની ન્યૂન પ્રમાણવાળી ભવસ્થિતિ હોવાથી ભવસંખ્યા આશ્રયી ] કાયસ્થિતિ વિચારવી.

## પંચેન્દ્રિયની કાયસ્થિતિ.

પંચેન્દ્રિય તિર્યંચ તથા પંચેન્દ્રિયમનુષ્યોની પણ ઉત્કૃષ્ટ કાયસ્થિતિ સાત અથવા આઠ ભવની હોય છે અથવા સાત આઠ ભવનો કાળ ભેગો કરતાં ત્રણ પલ્યોપમ અને [ પૂર્વ કોટી પૃથક્ત્વથી અધિક ] સાત પૂર્વકોટીવર્ષ અધિક થાય છે, એથી તેટલી કાયસ્થિતિ પણ કહેવાય. [ કારણ કે સંખ્યાતાવર્ષના આયુષ્યવાળા ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચોને વિષે જીવ પૂર્વ કોટીના આયુષ્યમાને ઉત્કૃષ્ટ સાતવાર ઉત્પન્ન થાય અને આઠમી વખત ઉત્પન્ન થાય તો યુગલિક પણેજ ઉત્પન્ન થાય, ત્યાર પછી ભવનું પરાવર્તન અન્યયોનિમાં થાય તેથી પૂર્વોક્ત કાય સ્થિતિ સંભવે.]

અને આઠમો ભવ કીધો તે આઠમો ભવ સાત પછી કરે ખરો પણ તે સંખ્યવર્ષનો નહિ પણ અવશ્ય અસંખ્ય વર્ષના આયુષ્યવાળા યુગલિક–મનુષ્ય અથવા તિર્યંચ પંચેન્દ્રિયનો અને ત્યાં તેટલું આયુષ્ય પૂર્ણ કરી નવમે ભવે અવશ્ય દેવપણે ઉત્પન્ન થાય. આથી આઠમા ભવની અસંખ્ય વર્ષાયુષ્યસ્થિતિ તે

ત્રણ પલ્યોપમના માનવાળીજ હોવાથી ત્રણ પલ્યોપમ એ અને તે પહેલાં પૂર્વકોટી વર્ષના માનવાળા સાત ભવો કરે છે તેથી ત્રણ પલ્યોપમ અને ૭ પૂર્વકોટી વર્ષની કાયસ્થિતિ આવી રહે.

સમૂર્ચ્છિમ પંચેન્દ્રિય તિર્યંચોની ઉ૦ કાયસ્થિતિ [ પૂર્વ કોટી પૃથક્ત્વ ] સાત પૂર્વક્રોડ વર્ષની છે, કારણ કે સમૂર્ચ્છિમ મરી મરીને પુનઃ પુનઃ સમૂર્ચ્છિમ તિર્યંચમાં ઉત્પન્ન થાય તો પૂર્વકોટીપ્રમાણ કાયસ્થિતિવાળા યાવત્ સાતભવો સુધી ઉત્પન્ન થાય માટે [ પરંતુ જો આઠમો ભવ કરવો હોય તો ગર્ભજપણે અને અસંખ્ય વર્ષની સ્થિતિવાળા તિર્યંચમાં કરે અને પછી દેવભવે જાય. ]

સમૂ૦ પંચે૦ મનુષ્યની અન્તમુહૂર્ત્ત પૃથક્ત્વ [૨ થી નવ મુ૦] ની કાયસ્થિતિ છે.

**દેવ–નારકની કાયસ્થિતિ નથી.**

અહીં પ્રસંગ હોવાથી તિર્યંચ તથા મનુષ્યની પણ કાયસ્થિતિ કહી, પરંતુ દેવ અને નારકોની તો કાયસ્થિતિ હોતીજ નથી, કારણ કે તેઓને એટલે દેવને મરીને પુનઃ દેવસ્થાનમાં દેવ તરીકે કે નારકી મરીને નારક તરીકે અનન્તર ભવે નારકી થતોજ નથી. વચમાં અન્યયોનિમાંજ અવશ્ય જવું પડે માટે તેની કાયસ્થિતિ કહી નથી. પરંતુ તેમની ભવસ્થિતિ એજ એની કાયસ્થિતિ ઔપચારિક માત્ર બોલાય, વાસ્તવિક તો નહીં તેથી યથાયોગ્ય તે ભવાશ્રયી કાયસ્થિતિ વિચારવી.

હવે પંચેન્દ્રિયમાંને પંચેન્દ્રિયમાં જીવ [ પંચે૦ પણે ચારે ગતિમાં ] ભ્રમણ કરે તો સાધિક હજારસાગરોપમકાળની કાયસ્થિતિ થાય [ પંચે૦ ની પર્યાપ્તપણાની જ સ્થિતિ સાગરોપમ પૃથક્ત્વ થાય છે ] અને બેઇન્દ્રિયાદિ સર્વ ત્રસ જીવોમાં ભ્રમણ કરે તો એકી સાથે સંખ્યાતા વર્ષાધિક બે હજાર સાગરોપમ યાવત્, એથી તેટલી તેની કાયસ્થિતિ હોય. પછી વિપર્યાસ થાય જ.

ઉક્ત એકેન્દ્રિયથી પંચેન્દ્રિયજીવોની પર્યાપ્ત–અપર્યાપ્ત–અનન્તરાપ્તિ અપેક્ષાની સ્થિતિ ગ્રન્થાંતરથી વિચારવી. [ ૨૯૦ ]

**અવતરણ;**—હવે અર્ધગાથાવડે જઘન્યથી ભવ ( આયુષ્ય ) સ્થિતિ તથા કાયસ્થિતિને કહે છે.

**सव्वेसिंपि जहन्ना, अंतमुहुत्तं भवे अ काए य ॥ २९० ॥**

શબ્દાર્થ—સુગમ છે.

**સંસ્કૃત છાયાઃ—**

**सर्वेषामपि जघन्या अन्तर्मुहूर्त्तं भवे च काये च ॥**

## ॥ चतुर्गत्याश्रयिजीवानां कायस्थितिप्रदर्शक यन्त्रम् ॥

| तिर्यंचभेद | पर्याप्ता अपर्याप्ता | प्रत्येकाश्रयी कालथी | प्रत्येकाश्रयी क्षेत्रथी | ओघथी कालथी | ओघथी क्षेत्रथी | पर्याप्तानी पृथक् | सर्वजीव० |
|---|---|---|---|---|---|---|---|
| સૂક્ષ્મપૃથ્વીકાય | મિશ્રપણે | અસંખ્યઉ૦અ૦ | અસંખ્યલોકાકાશ | અ૦ઉ૦અવ૦ | અ૦લોકા૦ | પ્રત્યેકવત્ | પર્યાપ્તાની જઘન્ય અપર્યાપ્તાની જઘન્ય કે ઉત્કૃષ્ટ અથવા સર્વની ઓઘથી જઘન્યસ્થિતિ [ નાનાં કે મોટા પણ ] અન્તર્મુહૂર્ત્તની છે |
| સૂક્ષ્મઅપ્કાય | ,, | ,, | ,, | ,, | ,, | ,, | |
| સૂક્ષ્મતેઉકાય | ,, | ,, | ,, | ,, | ,, | ,, | |
| સૂક્ષ્મવાયુકાય | ,, | ,, | ,, | ,, | ,, | ,, | |
| સૂ૦સા૦વનસ્પતિ | ,, | અનંતઉ૦અવ૦ | અનંતલોકાકાશ | પ્રત્યેકવત્ | | પ્રત્યેકવત્ | |
| બાદરપૃથ્વીકાય | ,, | ૭૦કો૦કોટી૦સા૦ | ગણુનાનથી | ૭૦કો૦કોટીસાગરો૦ | | સં૦સહ૦વર્ષ—૨ લાખ૭૬હ૦વ | |
| બાદરઅપ્કાય | ,, | ,, | ,, | ,, | | ૫૬ હજારવર્ષ | |
| બાદરતેઉકાય | ,, | ,, | ,, | ,, | | ૨૪ દિવસ | |
| બાદરવાયુકાય | ,, | ,, | ,, | ,, | | ૨૪ હજારવર્ષ | |
| બાદરસા૦વનસ્પતિ | ,, | ,, | ,, | ,, | | સં૦ સહસ્રવર્ષ | |
| બા૦પ્રત્યેકવન૦ | ,, | ,, | ,, | ,, | | ૮૦ હજારવર્ષ | |
| બેઇન્દ્રિય | ,, | સંખ્યાતા સહસ્રવર્ષ | | સંખ્યાતા સહસ્રવર્ષ | | સંખ્યાતાવર્ષ | |
| તેઇન્દ્રિય | ,, | ,, | | ,, | | સંખ્યાતાદિવસ | |
| ચઉરીન્દ્રિય | ,, | ,, | | ,, | | સંખ્યાતામાસ | |
| સમૂ૦તિર્યંચપંચેન્દ્રિ | ,, | સાતપૂર્વકોટીવર્ષ | | એકહજાર સાગરોપમ | | પૃથક્ત્વશત— | |
| ગર્ભતિર્યંચપંચેન્દ્રિ | ,, | ૩ પલ્યોપમ ૭ પૂર્વકોટીવર્ષ | | સંખ્યાતા વર્ષ | | સાગરોપમ | |
| સ૦મનુષ્યની | ,, | અન્તર્મુહૂર્ત્ત પૃથક્ત્વ | | તેટલીજ | | × | |
| ગ૦મનુષ્યની | ,, | ૩પલ્યો૦૭પૂર્વકોટી | | ,, | | × | |
| દેવ—નરકની | | કાયસ્થિતિ નથી અપેક્ષાએ ભવસ્થિ૦ | | ,, | | × | |

ગાથાર્થ—પૂર્વોક્ત ગર્ભજ સમ્મૂર્છિમ-સૂક્ષ્મ કે બાદર સર્વ પૃથ્વીકાયાદિકથી માંડી સર્વ તિર્યંચ તથા મનુષ્યોની ભવસ્થિતિ [ આયુષ્ય ] જઘન્યથી અંતર્મુહૂર્તની-[ દેવ-નારકની ૧૦ હજાર વર્ષની ] અને કાયસ્થિતિ પણ [ પર્યાપ્ત અપર્યાપ્તની ઓઘથી કે પૃથક્ ] જઘન્ય અન્તર્મુહૂર્તનીજ જાણવી, ત્યારબાદ જીવનું અનન્તર ભવે પરાવર્તન થાય. [ ૨૯૦ ]

વિશેષાર્થ:—સુગમ છે. [ ૨૯૦½ ]

—::—

## 卐 ॥ तिरश्चामवगाहनाद्वारं द्वितीयम् ॥ 卐

અવતરણ;—કાયસ્થિતિ પૂર્વક તિર્યંચોનું સ્થિતિદ્વાર કહીને હવે અવગાહના દ્વારને ઓઘ [ સામાન્ય ] થી કહે છે.

**जोअणसहस्समहिअं, एगिंदिअदेहमुक्कोसं ॥ २९१ ॥**
**बितिचउरिंदिसरीरं, बारसजोअणतिकोसचउकोसं ।**
**जोअणसहसपणिंदिअ, ओहे वोच्छं विसेसं तु ॥ २९२ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

સંસ્કૃત છાયા:—

योजनसहस्रोऽधिक एकेन्द्रियदेह उत्कृष्टः ॥ २९१ ॥
द्वि-त्रि-चतुरिन्द्रियशरीरं द्वादशयोजनत्रिक्रोशचतुःक्रोशम् ॥
योजनसहस्रं पञ्चेन्द्रियस्य ओघे वक्ष्यामि विशेषं तु ॥ २९२ ॥

ગાથાર્થ:—એકેન્દ્રિયનું ઉત્કૃષ્ટ દેહમાન હજાર યોજનથી અધિક, બેઇંદ્રિય, જીવોનું શરીર બાર યોજન, તેઇન્દ્રિયનું ત્રણ ગાઉ, ચઉરીંદ્રિયનું ચાર કોશ ( ૧ યો૦ ), તિર્યંચ પંચેન્દ્રિયનું હજાર યોજનથી અધિક, આ સર્વ માન ઓઘથી કહ્યું. વિશેષથી આગળ કહીશું. ॥ ૨૨૩ ॥

વિશેષાર્થ:—એકેન્દ્રિય શબ્દથી મુખ્ય કોનું ગ્રહણ કરવું તે આગલી ગાથામાં કહેવાય છે. અહીં તો સમુચ્ચયે એકેન્દ્રિયની સાધિક હજાર યો૦ અવગાહના કહી દીધી છે. એ પ્રમાણે યાવત્ પંચેન્દ્રિયની પણ ઓઘથીજ અવગાહના અત્ર કહી છે. પરંતુ આગલી ગાથામાં પૃથક્ પૃથક્ નામ ગ્રહણપૂર્વક ક્રમશઃ અવગાહનાને કહેશે. [ ૨૯૧-૯૨ ]

અવતરણ;—હવે વિશેષથી અવગાહના કહેતાં પ્રથમ એકેન્દ્રિયને વિષે કહે છે.

**अंगुलअसंखभागो, सुहुमनिगोओ असंखगुणवाउ ।**
**तो अगणितओ आऊ, तत्तो सुहुमा भवे पुढवी ॥ २९३ ॥**
**तो बायरवाउगणी, आउपुढवीनिगोअ अणुकमसो ।**
**पत्तेअवणसरीरं, अहिअं जोयणसहस्सं तु ॥ २९४ ॥**

**શબ્દાર્થ:—**

सुहुमनिगोओ=સૂક્ષ્મનિગોદ
असंखगुण=અસંખ્યગુણ
तो-अगणि=તેથી અગ્નિનું
तओ-आउ=તેથી અપકાયનું
तत्तो सुहुमा पुढवी=તેથી સૂક્ષ્મપૃથ્વીનું
तो-बायर वाउगणी=તેથી બાદર વાયુ અગ્નિ
आउ-पुढवी=निगोअ=અપ્-પૃથ્વીનિગોદનું
पत्तेअवणसरीरं=પ્રત્યેકવનસ્પતિનું

**સંસ્કૃત છાયા:—**

अङ्गुलाऽसंख्यभागः सूक्ष्मनिगोदोऽसंख्यगुणवायुः ।
ततोऽग्निस्तत आपः ततः सूक्ष्मा भवेत् पृथवी ॥ २९३ ॥
ततो बादरवायुरग्निरापः पृथवी निगोदोऽनुक्रमशः ।
प्रत्येकवनशरीरमधिकं योजनसहस्रं तु ॥ २९४ ॥

गाथार्थ:—विशेषार्थवत्. ॥ २९३-९४ ॥

विशेषार्थ:—અહીંઆ સ્થાવર પૈકી પૃથ્વી-અપ્-તેઉ-વાઉ-વનસ્પતિ એ પાંચ ભેદો છે. એમાં વનસ્પતિના બે ભેદ પડે છે: ૧ પ્રત્યેક, ૨ સાધારણ. [ તેમાં સાધારણના ત્રણ નામો છે. **નિગોદ** કહો **અનન્તકાય** કહો કે **સાધારણ** કહો. એ એકજ કથન છે ] તેથી પૃથ્વ્યાદિ ચાર અને સાધારણ વનસ્પતિ એ પાંચેના સૂક્ષ્મ અને બાદર એવા બેભેદો છે. એમાં સૂક્ષ્મનિગોદ તે સાધારણ વનસ્પતિ જાણવી. જ્યારે પ્રત્યેક વનસ્પતિ કેવલ બાદર સ્વરૂપ છે પણ સૂક્ષ્મ નથી.

અહીંઆ પ્રથમ સૂક્ષ્મનિગોદ [ સૂક્ષ્મ સાધા૦ વન૦ ] નું શરીર અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ, તેથી અસંખ્યાતગણું એક સૂક્ષ્મ વાયુકાયનું, તેથી અસંખ્યાતગણું એક સૂક્ષ્મ અગ્નિકાયનું, તેથી અસંખ્યાતગણું મોટું સૂક્ષ્મ અપ્કાયનું, તેથી અસંખ્યાતગણું સૂક્ષ્મ પૃથ્વીકાયનું હોય, એમ જાણવું, તેથી પણ અસંખ્યાતગણું એક બાદર વાયુકાયનું, તેથી અસંખ્યાતગણું એક બાદર અગ્નિનું, તેથી અસંખ્યાતગણું બાદર અપ્કાયનું, તેથી અસંખ્યાત-

ગણું બાદર પૃથ્વીકાયનું, તેથી પણ અસંખ્યાતગણું મોટું અનુક્રમે બાદર નિગો-દનું જાણવું. અહિંઆ અસંખ્યાતાના અસંખ્યાતા ભેદો હોવાથી ઉત્તરોત્તર અંગુલનો અસંખ્ય ભાગ અસંખ્યાત ગુણ મોટો વિચારવો.

અને પ્રત્યેકવનસ્પતિકાયનું શરીર સાધિક હજાર યોજનનું હોય છે. આવી અવગાહના તેટલાં ઉંડા જલાશયોમાં અને કમળ આદિમાંજ મળશે, પરંતુ સ્થલ ઉપર અને અન્યવૃક્ષની નહિં મળે. આ પ્રમાણે એકેન્દ્રિયની અવગાહના વર્ણવી. [ ૨૯૩-૯૪ ]

**અવતરણ;**—અહીં કોઈ શંકા કરે કે પૂર્વોક્ત જીવોનાં દેહમાન ઉત્સેધાંગુલથી કહ્યાં જ્યારે સમુદ્ર અને પદ્મદ્રહાદિ જલાશયોના માન તો પ્રમાણાંગુલથી માનવાળા [ એટલે ઉત્સેધાંગુલથી ચારસો ગણા મોટાં ] છે, તો ઉત્સેધાંગુલના માનવાળાં વનસ્પત્યાદિકનાં હજાર યોજનનું માન પ્રમાણાંગુલે નિષ્પન્ન હજાર યો૦ ઉંડા સમુદ્ર-દ્રહાદિકમાં કેમ ઘટશે ? કારણ કે દ્રહમાન શરીર માનથી ચારસો ગણું ઉંડુ થાય અને તેથી હજાર યોજનથી વધુ માનવાળી વનસ્પતિકાયરૂપ વનસ્પતિનો સંભવ થશે ? તો તેના સમાધાન માટે ગ્રન્થકાર જણાવે છે કે—

**उस्सेहंगुलजोअण, सहस्समाणे जलासए नेयं ।**
**तं वल्लिपउमपमुहं—अओपर पुढवीरूवं तु ॥ २९५ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| उस्सेहंगुलजोअण=ઉત્સેધાંગુલ યોજન | वल्लिपउमपमुहं=વલ્લિ વેલ કમળ વિગેરે |
| सहस्समाणे जलासए=હજાર યો૦ માન-વાળા જલાશયમાં | अओ परं=આથી બીજાને |
| नेए तं=જાણવું તેને | पुढवीरूवं=પૃથ્વી સ્વરૂપ |

**સંસ્કૃત છાયા:—**

**उत्सेधाङ्गुलयोजनसहस्रमाने जलाशये ज्ञेयम् ।**
**तद्वल्लीपद्मप्रमुखमतः परं पृथ्वीरूपं तु ॥ २९५ ॥**

**ગાથાર્થ:**—ઉત્સેધાંગુલથી હજાર યોજન માનવાળાં જલાશયોને વિષે તે વેલ પદ્મ ( કમળ ) પ્રમુખ [ પ્રમુખ શબ્દથી તેવા અન્ય કમલાદિક ] [ વન-સ્પતિકાયરૂપ ] જાણવાં, એથી [ અધિક માનવાળાં જ્યાં હોય તે ] બીજા બધા પૃથ્વીકાયરૂપ જાણવા. ॥ ૨૯૫ ॥

विशेषार्थ:—અહીંઆ ઉત્સેધાંગુલ તે આઠવાર જવના મધ્યભાગની જાડાઈ જેટલી લાંબી થાય તે અને તે ઉત્સેધાંગુલથી ચારસો ગુણું કરીએ ત્યારે એક જ પ્રમાણાંગુલ થાય. આ ઉત્સેધાંગુલે હજાર યોજન ઉંડાઈવાળા તે સમુદ્ર દ્રહાદિગત આવેલા [૯૬]ગોતીર્થાદિ જલાશયોમાં આ સાધિક હજાર યોજન પ્રમાણવાળા પ્રત્યેક વનસ્પતિ સ્વરૂપ લતા–કમલો વિગેરે વિચારવા.

[ અહીંઆ પૂર્વ ગાથાના ' अहियं जोयणसहस्सं ' એ પદથી અધિકપણું કેટલું લેવું ? તો હજાર યોજન જલની ઉંડાઈ અને જલથી કમળ જેટલું ( પાણીની ઉપર ) ઉંચુ રહે તેટલું અધિકપણું તે તે સ્થળે વિચારવું. ]

હવે જ્યાં ઉત્સેધાંગુલથી નહીં પણ પ્રમાણાંગુલથી નિષ્પન્ન હજાર યોજન ઉંડા સમુદ્રાદિ સ્થાનકોમાં કમળોનું અસ્તિત્વ હોય ત્યાં તે કમળો પૃથ્વીકાયના જીવોથી **પૃથ્વીકાય** સ્વરૂપજ વિચારવા. આકાર તો સર્વ કમળ જેવો હોય પરંતુ વનસ્પતિકાયરૂપે નહિ પરંતુ પૃથ્વીકાયના જીવોનાં શરીરથી બનેલો હોય છે. જેમ પ્રમાણાંગુલ નિષ્પન્ન ૧૦ યોજન ઉંડા પદ્મદ્રહમાં શ્રી દેવીનું કમલ પૃથ્વીકાય સ્વરૂપ છે તેમ. કારણ કે શરીરનું માપ ઉત્સેધાંગુલે માપવાનું કહેલું છે.

હવે સમુદ્રને વિષે ઉત્સેધાંગુલથી હજાર યોજન ઉંડાઈવાળા સ્થળમાં ગોતીર્થાદિ [ તે હજાર યો. ઉંડાઈવાળા ] સ્થાનકો આવેલા છે, તત્રવર્તી કમલો **પૃથ્વીકાય** તથા **વનસ્પતિ**કાય એમ બન્ને જાતિનાં વિચારવાં. તેથી આ શેષ ગોતીર્થાદિ સ્થાનકમાં ઉક્ત ગાથામાં કહેલો વલ્લી–પદ્મ પ્રમુખ પ્રત્યેક વનસ્પતિનો સાધિક હજાર યોજનનો અવગાહ વિચારવો, વળી અઢીદ્વીપ બહાર એવી મોટી લતાઓ પણ હોય છે. [ ૨૯૫ ]

अवतरण:—એકેંદ્રિયની અવગાહનાને કહીને હવે બેઇન્દ્રિયથી લઇ તિર્યંચ પંચેન્દ્રિય જીવોનાં નામ ગ્રહણ પૂર્વક દેહમાનને ક્રમશઃ કહે છે.

**बारसजोअणसंखो, तिक्कोस गुम्मी य जोयणं भमरो ।**
**मुच्छिमचउपयभुअगुरग, गाउअधणुजोअणपुहुत्तं ॥२९६॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| संखो=શંખ | गुम्मी य=કાનખજુરો |
| मुच्छिम=સમૂર્ચ્છિમ | धणुजोअणपुहुत्तं=ધનુષ્ય–યોજનપૃથક્ત્વ. |

૯૬ **ગોતીર્થ**—એટલે જલમાં રહેલો ઉંચો ઉંચો ચઢતો તલાવની જેમ ઢાળ પડતો ( ગાયની બેડકના જેવો ) ભાગ.

## સંસ્કૃત છાયાઃ—

**द्वादशयोजनः शंखः, त्रिक्रोशो गुल्मी च योजनं भ्रमरः ।**
**मूर्छिमचतुष्पदभुजगोरगाणां गव्यूत–धनु–योजन पृथक्त्वम् ॥२९६॥**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૯૬ ॥

विशेषार्थः—અઢીદ્વીપ બ્હાર સ્વયંભૂરમણાદિ સમુદ્રને વિષે ઉત્પન્ન થતા શંખ વિગેરે બેઇન્દ્રિય જીવોનું ઉત્કૃષ્ટ દેહમાન બાર યોજનનું, તેઇન્દ્રિય તે કાન-ખજૂરા, મંકોડા આદિની લંબાઇ ત્રણ ગાઉની, ચઉરીંદ્રિય તે ભ્રમરા, વીંછી, માખી આદિનું દેહમાન એક યોજનનું હોય છે. તિર્યંચ પંચેન્દ્રિયમાં સમૂચ્છિમ ચતુષ્પદ [ કોઇ ઠેકાણે અઢીદ્વીપ બ્હાર હોય છે ] તે હાથી વિગેરેનું ઉત્કૃષ્ટ દેહમાન ગાઉ પૃથક્ત્વ તે [ બેથી નવગાઉ સુધીની સંખ્યા તે પૃથક્ત્વ ] ૨ થી નવ ગાઉ સુધીનું, સમૂર્ચ્છિમ ભૂજપરિસર્પ નોળીયા વિગેરેનું ધનુષ્ય [૯૭]પૃથક્ત્વ તે ૨ થી ૯ ધનુષ્ય સુધી, અને સમૂર્ચ્છિમ ઉરપરિસર્પ તે સર્પાદિકનું યોજન પૃથક્ત્વ તે ૨ થી ૯ યોજન સુધીમાં યથા યોગ્ય હોય છે.

આવી બૃહત્ અવગાહનાવાળા [૯૮]જીવો પ્રાય: અઢીદ્વીપ બ્હાર હોય છે કે જ્યાં મનુષ્યોની તો વસતીજ નથી, કેવલ તિર્યંચાદિક છે. પરંતુ મનુષ્ય ક્ષેત્રમાં તો તે જીવો અલ્પ અવગાહનાવાળા હોય છે. [ ૨૯૬ ]

अवतरण;—પ્રસ્તુત કથન સમૂર્ચ્છિમ ગર્ભજમાં ઉતારે છે.

**गब्भचउप्पयछग्गाउआइं भुअगा उ गाउअपुहत्तं ।**
**जोअणसहस्समुरगा, मच्छाउभएवि अ सहस्सं ॥२९७॥**

શબ્દાર્થઃ—સુગમ છે.

## સંસ્કૃત છાયાઃ—

**गर्भजचतुष्पदस्य षड्गव्यूतानि भुजगानां तु गव्यूतपृथक्त्वम् ।**
**योजनसहस्रमुरगाणां मत्स्यानामुभयानामपि च सहस्रम् ॥ २९७ ॥**

---

૯૭ કોઇકોઇ ઠેકાણે [ જીવવિચારાદિકની વૃત્તિમાં ] ‘ उरगाभूयगा य जोयणपुहुत्तं ’ પાઠથી યોજન પૃથક્ત્વ જણાવેછે પણ તે ઘટિત લાગતું નથી.

૯૮ પ્રાયઃ કહેવાનું કારણ અન્તર્મુહૂર્ત્તના આયુષ્યવાળા, જન્મ થતાંજ શીઘ્ર ૧૨ યોજન જેવડી કાયાવાળા થઇ તુર્ત મરણ પામતાં પૃથ્વીમાં એવો મોટો ખાડો પડે છે કે એ ૧૨ યોજનનો હોવાથી ચક્રીની સેના તેના પર રહી હોય અથવા અચાનક પસાર થવા જાય તો પણ ગરકી જાય. આવી જાતિના આસાલિક સર્પો પણ જે બેઇન્દ્રિય ( મતાંતરે તિ૦ પંચે૦ ) જાતિના છે તેવા મહાકાયવાળા ઉક્તકથનથી અઢીદ્વીપમાં પણ સંભવે છે માટે.

गाथार्थ:—ગર્ભજચતુષ્પદ તે હાથી વિગેરેનું [ દેવકુરૂ-ઉત્તરકુરૂમાં ] ઉત્કૃષ્ટ શરીર છ ગાઉનું, ગર્ભજ ભૂજપરિસર્પો તે નોળીયાદિકનું ગવ્યૂત પૃથક્ત્વ, [ એથી નવ ગાઉનું ] સર્પ-અજગરાદિક ગર્ભજ ઉરપરિસર્પોનું એક હજાર યોજનનું [ સ્થલચર જીવો પૂર્ણ થયા ]. તથા જલચરમાં સ્વયંભૂરમણ સમુદ્રવર્તી સમૂર્ચ્છિમ તથા ગર્ભજ બન્ને જલચર મત્સ્યોનું પણ એક હજાર યોજનનું દેહમાન હોય છે. [ જલચરો પણ પૂર્ણ થયા. ] ॥ ૨૯૭ ॥

विशेषार्थ:—સુગમ છે. [ ૨૯૭ ]

अवतरण:—તેજ ખેચરને વિષે કહીને સર્વનું જઘન્યમાન કહે છે.

**पक्खिदुगधणुहपुहत्तं, सव्वाणंगुलअसंखभागलहू ॥ २९७३ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

**સંસ્કૃત છાયા:—**

**पक्षिद्विकस्य धनुःपृथक्त्वं सर्वेषामङ्गुलासंख्यभागो लघुः ॥ २९७३ ॥**

गाथार्थ:—ખેચરમાં હંસ-પોપટ વડવાગુલી આદિ સમૂ૦ તથા ગર્ભજ પક્ષિઓનું ધનુષ્ય પૃથક્ત્વ [૨ થી ૯ ધ૦]નું દેહમાન છે. **इति तिरश्चामुत्कृष्टावगाहना ॥**

એકેન્દ્રિયથી માંડી યાવત્ પંચેન્દ્રિય સુધીના સર્વ તિર્યંચોની અવગાહના [ ઉપપાતસમયાશ્રયી ] જઘન્યથી અંગુલના અસંખ્યાતમા ભાગની જાણવી.

તેઓમાં વૈક્રિય શરીરની લબ્ધિવાળા જીવો બે છે. એક પર્યાપ્તબાદર વાયુકાય અને બીજા પર્યાપ્તા સંખ્યાતાવર્ષાયુષી ગર્ભજ પંચેન્દ્રિય જીવો છે, તેથી તથાવિધ લબ્ધિપ્રત્યયિક વૈક્રિયશરીર વાયુકાયની અવગાહના જઘન્યોત્કૃષ્ટ બન્ને રીતે અંગુલના અસંખ્યાતમા ભાગની જાણવી અને ઉક્ત પ્રકારના તિ૦ પંચેન્દ્રિય જીવોની જઘન્ય અંગુલ સંખ્ય ભાગની અને ઉત્કૃષ્ટથી યોજનશત પૃથક્ત્વ [ ૨૦૦ થી ૯૦૦ યો૦ સુધીની ] જાણવી. **इति जघन्यावगाहना ॥ २९७ ॥**

विशेषार्थ:—ગાથાર્થવત્ સુગમ છે. [ ૨૯૭ ]

**卐 तृतीय-चतुर्थे उपपात-च्यवनविरहकालाख्ये तथा पञ्चम-षष्ठे तत्संख्याद्वारे 卐**

अवतरण:—અવગાહના દ્વારને કહીને ત્રીજા-ચોથા-ઉપપાત-ચ્યવનવિરહ દ્વારને કહેવાપૂર્વક છઠ્ઠા સંખ્યા દ્વારમાં ઉપપાત તથા ચ્યવન સંખ્યા જઘન્યથી સામાન્ય કહે છે.

**विरहो विगलासन्नीण, जम्ममरणेसु अंतमुहू ॥२९८३॥**
**गब्भे मुहुत्तबारस, लहुओ समयसंखसुरतुल्ला ॥२९८३॥**

**શબ્દાર્થઃ**—સુગમ છે.

**સંસ્કૃત છાયાઃ**—

**विरहो विकलाऽसंज्ञिनां जन्ममरणेषु अन्तर्मुहूर्त्तम् ॥२९८॥**
**गर्भजे मुहूर्त्तानि द्वादश गुरुको लघुः समयः संख्या सुरतुल्या ॥२९८३॥**

गाथार्थः—વિકલેન્દ્રિય તે બેઇન્દ્રિય-તેઇન્દ્રિય-ચતુરિન્દ્રિય જીવોનો તથા અસંજ્ઞી તે સમૂર્ચ્છિમ તિર્યંચ પંચેન્દ્રિયનો જન્મ-મરણ વચ્ચેનો ઉપપાત તથા ચ્યવનવિરહકાળ ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્તનો જાણવો. ગર્ભજપંચેન્દ્રિય તિર્યંચનો ઉ૦ ઉપપાત તથા ચ્યવનવિરહ બારમુહૂર્ત્તનો જાણવો.

અહીંઆ સૂક્ષ્મ-બાદર એકેન્દ્રિય જીવોનો ઉપપાત-ચ્યવન વિરહકાલ નથી. એથીજ ગ્રન્થકારે કહ્યો પણ નથી. તેનું કારણ ઉપલક્ષણથી સમજવું કે પૃથ્વ્યાદિક ચાર તથા [ પરસ્થાન-સ્વસ્થાનાશ્રયી ] નિગોદનાં જીવોની ઉત્પત્તિ-મરણ સંખ્યા અસંખ્ય અને અનંતા પ્રમાણમાં પ્રતિસમયે હોય છે, જેથી વિરહકાલનું નિયમન ઘટતું નથી. વધુ ખુલાસો ગાથા ૩૦૦ ના અર્થમાંથી જોવો.

પ્રથમ તો એકેન્દ્રિયજીવોનો ઉપપાત-ચ્યવન વિરહકાલ હોતોજ નથી જે કારણ આગલી ગાથામાંજ કહેશે. **इति विरहाकालमानम् ॥**

હવે ઉપપાત તથા ચ્યવનસંખ્યાને જણાવતાં શેષ બેઇન્દ્રિયાદિથી યાવત્ પંચેન્દ્રિય સુધીના સર્વ જીવોની એક સમયે ઉપપાત તથા ચ્યવન સંખ્યા દેવો તુલ્ય [ તે એક બે ત્રણ યાવત્ સંખ્ય અસંખ્ય ] જાણવી. એકેન્દ્રિયની સંખ્યા આગળ કહે છે. ॥ ૨૯૮ ॥

विशेषार्थः—ગાથાર્થવત્ સુગમ છે. [ ૨૯૮ ]

अवतरणः—હવે એકેન્દ્રિયનો ઉપપાત-ચ્યવનવિરહ નથી, તેને જણાવતાં તેજ ઉપપાત-ચ્યવન સંખ્યાને વિશેષથી જણાવે છે.

**अणुसमयमसंखेज्जा, एगिंदिअ हुंति अ चवंति ॥ २९९ ॥**
**वणकाइओ अणंता, एक्कोकाओवि जं निगोआओ ।**
**निच्चमसंखो भागो, अणंतजीवो चयइ एइ ॥ ३०० ॥**

## શબ્દાર્થઃ—

| | |
|---|---|
| अणुसमयं=દરેકસમયે | निगोआओ=નિગોદનો |
| वणकाइओ=વનસ્પતિકાયની | चयइ एइ=ચ્યવે છે અને આવે છે |

## સંસ્કૃત છાયાઃ—

**अनुसमयमसंख्येया एकेन्द्रिया भवन्ति च च्यवन्ते ॥ २९९ ॥**
**वनकायतोऽनन्ता एकैकतोऽपि यन्निगोदतः ।**
**नित्यमसंख्यो भागोऽनन्तजीवात्मकश्च्यवते एति ॥ ३०० ॥**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૨૯૯–૩૦૦ ॥

विशेषार्थः—અહીંઆ ગ્રન્થકારના 'एगिंदिय' શબ્દ વ્યવહારથી પાંચ પ્રકારના એકેન્દ્રિયમાંથી પ્રથમના ચારનું ગ્રહણ કરવું, જેથી પૃથ્વી અપ્ તેઉ વાઉ જીવો સામાન્યતઃ પ્રત્યેક સમયે–સમયે અસંખ્યાતા ઉપજે છે અને અસંખ્યાતા ચ્યવે છે પરંતુ કયારે પણ એક બે કે સંખ્યાતાની સંખ્યા પ્રાપ્ત થતી નથી.

વનસ્પતિકાયના જીવો તો સદાએ સ્વસ્થાનની અપેક્ષાએ **અનન્તા** નિગોદ જીવો ઉત્પન્ન થાય છે અને અનન્તા ચ્યવે પણ છે. [ પર સ્થાનની અપેક્ષા લઇએ તો **અસંખ્ય** જીવોનું ઉપજવું ચ્યવવું થાય છે. કારણ કે (સૂક્ષ્મ કે બાદર) નિગોદ વર્જીને શેષ ચારે નિકાય તથા ત્રસકાયના જીવોની સંખ્યાજ અસંખ્યાતી છે. ]

હવે સ્વસ્થાનની અપેક્ષાએ અનન્તા કેમ ઉત્પન્ન થાય છે? તેનું કારણ એ છે કે એક એક નિગોદમાં જેટલા અનંત જીવો વિવક્ષિત સમયે છે તેમાંનો એકજ નિગોદનો અનંતજીવાત્મક એક અસંખ્યાતમો ભાગ એકએક સમયમાં ચ્યવે છે ( મરણ પામે છે ) અને તેજ સમયે પુનઃ અનંત જીવાત્મક એક અસંખ્યાતમો ભાગ પરભવથી આવી ઉત્પન્ન થાય છે, [ એક નિગોદમાં અનન્તા જીવો ચ્યવન–ઉત્પત્તિમાં પ્રાપ્ત થાય છે તો સર્વ નિગોદોની વાત કરીએ તો તો પૂછવુંજ શું ? ] એ પ્રમાણે પ્રતિસમય એકએક અસંખ્યાંશ ઘટતાં ઘટતાં વિવક્ષિત નિગોદના સર્વ જીવો માત્ર અન્તર્મુહૂર્ત્તમાંજ પરાવર્ત્તન પામે છે, જેથી અન્તમુ૦ વ્યતીત થતાં બીજે સમયે જોઇએ તો વિવક્ષિત નિગોદોમાં સર્વ જીવો નવાજ આવેલા હોય છે અને પૂર્વમાંનો એક પણ જીવ વિદ્યમાન હોય નહિં, એ રીતે જેમ એક નિગોદ અન્તર્મુહૂર્ત્ત માત્રમાં સર્વથા પરાવર્તન પામે તેમ જગતની દરેક નિગોદ પણ અન્તર્મુહૂર્ત્ત માત્રમાં પરાવર્તન પામે છે, એ પ્રમાણે સદાકાળ નિગોદો પ્રત્યેક અન્તર્મુહૂર્તે સર્વથા નવી નવી ઉત્પન્ન થાય છે પરંતુ તે નિગોદ

## ॥ लोकवर्ति समावगाही असंख्य निगोदगोलक चित्र ॥

चित्रपरिचय—

[ गाथा ३०१, पृ. ५६७ ]

चौद राजलोक निगोदना असंख्य गोळाओथी व्याप्त छे, एक एक गोळामां असंख्य निगोदो छे.

एकण निगोदमां श्रीसर्वज्ञ भगवंतोए ज्ञानदृष्टिथी अनंता जीवो कहेला छे.

આનંદ પ્રેસ–ભાવનગર.

કદીપણ જીવરહિત થતી નથી અને એથીજ આ જીવોનો જન્મ-મરણને વિરહકાળ હોતો નથી. [ ૨૯૯-૩૦૦ ]

અવતરણ;—હવે નિગોદ ગોળકરૂપ છે તો તે ગોળાની સંખ્યા વિગેરે સ્વરૂપને કહે છે.

**गोला य असंखिज्जा, अस्संखनिगोअओ हवइ गोलो ।**
**एक्केकम्मि निगोए, अणंतजीवा मुणेयव्वा ॥ ३०१ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

સંસ્કૃત છાયાઃ—

**गोलाश्च असंख्येयाः असंख्यनिगोदतः ( दानां ) भवति गोलः ।**
**एकैकस्मिन्निगोदे अनन्तजीवा मुणेतव्याः ॥ ३०१ ॥**

ગાથાર્થ:—ગોલા અસંખ્યાતા છે, અસંખ્ય-અસંખ્ય નિગોદનો ગોલો એક થાય છે અને એકએક નિગોદમાં અનંત જીવો જાણવા. ॥ ૩૦૧ ॥

વિશેષાર્થ:—સર્વ લોકાકાશમાં ગોળાઓ ભરેલા હોવાથી નિગોદના સર્વ ગોળા અસંખ્યાત છે, એકએક નિગોદના ગોળામાં નિગોદીયા જીવના સાધારણ શરીરો અસંખ્ય અસંખ્ય છે, [ સમાવગાહી અસંખ્ય નિગોદનું નામજ ગોળો છે ] વળી એકએક નિગોદમાં જ્ઞાની મહર્ષિઓએ અનંત અનંત જીવ કહેલા છે, આ એકએક નિગોદાશ્રયી જીવો ત્રણે કાળના સિદ્ધના જીવોથી અનંતગુણ આજે છે અને અનંતકાળ ગયે પણ અનંતગુણાજ રહેવાના છે; જે માટે કહ્યું છે કે '**जइआइ होइ पुच्छा, जिणाण मग्गंमि उत्तरं तइया । इक्कस्सय निगोयस्स य अणंतभागो उ सिद्धिगओ ॥ १ ॥**' સ્પષ્ટ છે. એથીજ કહ્યું છે કે—

" **घटे न राशि निगोदकी बढे न सिद्ध अनंत** "

પુદ્ગલોથી સર્વ લોક જેમ વ્યાપ્ત છે તેમ જીવોથી પણ આ લોક સર્વત્ર વ્યાપ્ત છે અર્થાત્ નિગોદાદિ સૂક્ષ્મજીવો અંજનચૂર્ણથી ભરેલી દાબડીવત્ ઠાંસી ઠાંસીને લોકમાં સર્વત્ર રહેલા છે, તે સૂક્ષ્મજીવોનો મનુષ્યાદિ જીવોના હલન ચલનથી-શસ્ત્રાદિકથી-અગ્નિથી પણ નાશ થતો નથી અને આ જીવો કાર્યમાં અનુપયોગી અને શસ્ત્રાદિકના ઘાતથી અવિનાશી હોવાથી સૂક્ષ્મ કહેવાય છે, તેથી વિપરીત લક્ષણવાળા જીવો તે બાદર કહેવાય છે.

આ નિગોદના જીવો બે પ્રકારના છે. ૧ સાંવ્યવહારિક, ૨ અસાંવ્યવહારિક.

જે જીવો અનાદિ સૂક્ષ્મ નિગોદથી એકવાર પણ નીકળીને શેષ સૂક્ષ્મ–બાદર પૃથ્વ્યાદિ જીવોમાં ઉત્પન્ન થતાં દૃષ્ટિપથમાં આવે છે ત્યાં તે પૃથ્વ્યાદિ વિવિધ નામના વ્યવહાર ( અનાદિકાળનું સૂક્ષ્મપણું ટાલી અન્ય નામથી વ્યવહાર થવો તે ) ના યોગથી **સાંવ્યવહારિક** ગણાય છે, વળી આ જીવો સાંવ્યવહારિક થયા બાદ પુનઃ પાછા નિગોદમાં પણ જાય છે, પરંતુ એકવાર વ્યવહારમાં પડેલા હોવાથી ત્યાં પણ તેનો સાંવ્યવહારિક તરીકેજ વ્યવહાર થાય છે.

અસાંવ્યવહારીક તે જે જીવો અનાદિ કાલથી લઈને ગુફામાં જન્મ્યા અને ગુફામાં મુઆની પેઠે સૂક્ષ્મ નિગોદમાં ને નિગોદમાંજ રહેલા છે, કદાપિ બ્હાર નીકળીને બાદરપણું કે ત્રસાદિકપણું પામ્યા નથી તે. [ મતાંતરે કદાપિ સૂક્ષ્મ નિગોદ વર્જીને અન્ય પૃથ્વી આદિ સૂક્ષ્મ કે બાદરના વ્યવહારમાં નથી આવ્યા તે ]

જેટલા જીવો સાંવ્યવહારિક રાશિમાંથી મોક્ષે જાય તેટલાજ જીવો અસાં-વ્યવહારિક રાશિમાંથી નીકળીને સાંવ્યવહારિક રાશિમાં આવે છે. જેથી વ્યવહાર રાશિ હંમેશા સરખી રહે, જ્યારે અસાંવ્યવહારિક રાશિ દર વખતે ઘટતી જાય, ( પરંતુ કદાપિ અનંત મટીને અસંખ્ય નજ થાય, ) આ નિગોદમાં ભવ્ય તથા અભવ્ય જીવો સદાકાળ અનંત–અનંત જ હોય છે. એવાએ કેટલાક અનંત ભવ્ય જીવો છે કે જે સામગ્રીને પામવાના નથી અને મુક્તિએ જવાના પણ નથી. **નિગોદ** એટલે **' અનંતા જીવોનું સાધારણ એક શરીર '** જે સ્તિબુકાકાર ( પાણીના પર-પોટા ) સરખું તે.

આ નિગોદમાં વર્તતા જીવો સમકાળે ઉત્પન્ન થનારાં હોય છે, અનંત-જીવોની શરીર રચના, ઉચ્છ્વાસ, નિઃશ્વાસ, આહારાદિ યોગ્ય પુદ્ગલોનું ગ્રહણ વિસર્જન એકી સાથે સમકાળે હોય છે અને એથીજ સાધારણ ( સરખી સ્થિતિવાળા ) તરીકે ઓળખાય છે.

આ સૂક્ષ્મ નિગોદ જીવો બાદર નિગોદથી અસંખ્ય ગુણ હોવાથી અનંતા છે, અનંતાજીવોનું ઔદારીક શરીર એકજ હોય છે ( તૈજસ–કાર્મણ પ્રત્યેકનાં જુદાંજ હોય ) અને તેનું દેહમાન અંગુલના અસંખ્યાતમા ભાગનું માત્ર છે, આટલી એક બારીક શરીરાવગાહનામાં અનંત જીવો શી રીતે સમાય ? એમ શંકા થાય, પરંતુ જેમ લોખંડના ગોળામાં અગ્નિ, એક ઓરડામાં વર્તતા દીપ-કના તેજમાં અન્ય સેંકડો દીપકનું તેજ, એક તોલા પારામાં ૧૦૦ તોલા સોનાનો ઔષધિબળથી સમાવેશ ઇત્યાદિ રૂપી પદાર્થનું અવગાહન ( પ્રવેશ–સંક્રાન્ત ) હોય છે તેમ એક બે યાવત્ અનંતજીવો પણ એકબીજામાં પ્રવેશ કરી–સંક્રમીને

એકજ શરીરમાં સરખી અવગાહનાએ રહે તેમાં દ્રવ્યોના પરિણામ. સ્વભાવની વિચિત્રતા જોતાં કશું આશ્ચર્ય નથી. એક શરીરમાં અનંત રહેલા નિગોદના જીવો અવ્યક્ત ( અસ્પષ્ટ ) વેદનાનો જે અનુભવ કરે છે તે સાતમી નરક પૃથ્વીથી પણ અનંતગુણી દુઃખદાયક છે.

આ નિગોદમાં ૩૭ દ્વારો ઉતારી શકાય છે જે લોકપ્રકાશ સર્ગ ત્રીજાથી જાણવા. આ નિગોદનું હુંડક સંસ્થાન સામાન્યત: છે, પરંતુ વાસ્તવિક રીતે તો અનિયમિત છે. નિગોદનું દેહમાન અંગુલના અસંખ્યભાગનું છે. નિગોદના જીવો સંઘયણ રહિત છે.

બાદર નિગોદનું કિંચિત્વધુ સ્વરૂપ જીવના ૫૬૩ ભેદના વર્ણનમાંથી જોવું. નિગોદ ગોલક, ઉત્કૃષ્ટ પદ, જઘન્ય પદ તથા અવગાહનાદિ સર્વ સ્વરૂપ નિગોદ છત્રીસી, તથા સિદ્ધાન્તાદિકથી જોવું. [ ૩૦૧ ]

अवतरण;—અસાંવ્યહારિક જીવો કેટલા છે ? તે માન કહે છે.

**अत्थि अणंता जीवा, जेहिं न पत्तो तसाइ परिणामो ।**
**उप्पज्जंति चयंति य, पुणोवि तत्थेव तत्थेव ॥ ३०२ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| अत्थि=છે | उप्पज्जंति=ઉપજે છે |
| जेहिं=જેઓ | चयंति=ચ્યવે છે |
| न पत्तो=નથી પામ્યા | पुणोवि=ફરી ફરીને પણ |
| तसाइपरिणामो=ત્રસાદિક પરિણામ | तत्थेव तत्थेव=ત્યાંને ત્યાંજ |

સંસ્કૃત છાયા:—

**सन्ति अनन्ता जीवा यैर्न प्राप्तो त्रसादिपरिणामः ।**
**उत्पद्यन्ते च्यवन्ते च पुनरपि तत्रैव तत्रैव ॥ ३०२ ॥**

गाथार्थः—એવા અનંતા જીવો છે કે જે જીવો ત્રસાદિક લબ્ધિ પરિણામને પામ્યા નથી કારણ કે તેઓ (અસાંવ્ય૦) ત્યાંને ત્યાં જ ફરીફરીને પણ ઉપજે છે અને ( વારંવાર ) ચ્યવે છે. ॥ ૩૦૨ ॥

विशेषार्थः—પૂર્વ ગાથામાં આનું સ્વરૂપ કહેવાએલું છે કે જે જીવો કદાપિ સૂક્ષ્મ વનસ્પતિપણું વર્જી સૂક્ષ્મ પૃથ્વીકાયાદિ, બાદર નિગોદ–પૃથ્વીકાયાદિ-

પણું પામ્યા જ નથી, પરંતુ સૂક્ષ્મ નિગોદમાં જ પુનઃપુનઃ જન્મ-મરણ કરે છે. તેવા અવ્યવહારરાશિવાળા અનંતાનંત છે. [ ૩૦૨ ]

अवतरण;— હવે પ્રત્યેક વનસ્પતિમાં અનન્તકાયનો સંભવ ક્યારે હોય ?

**सव्वोऽवि किसलओ खलु, उग्गममाणो अणंतओ भणिओ।**
**सो चेव विवड्ढंतो, होइ परित्तो अणंतो वा ॥ ३०३ ॥**

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| किसलओ=કિસલય | विवड्ढंतो=વૃદ્ધિગત થતા |
| उग्गममाणो=ઉદ્‌ગમન-ઉગતાં | परित्तो=પ્રત્યેક |

સંસ્કૃત છાયાઃ—

**सर्वोऽपि किसलयः खलु उद्गच्छन्ननन्तको ( कायः ) भणितः ।**
**स चैव विवर्धमानो भवति प्रत्येकोऽनन्तको वा ॥ ३०३ ॥**

गाथार्थः—સર્વે પણ કિસલયો [ પ્રારંભની ઉદ્‌ગમ અવસ્થા-કુણાં પાંદડાં તે ] એટલે પ્રથમ ઉદ્‌ગમ અવસ્થાવાળી વનસ્પતિઓ ઉગતી વખતે નિશ્ચે અનંતકાય કહેલી છે, અને ત્યારબાદ વૃદ્ધિને પામતા તેજ વનસ્પતિ કિસલયો પ્રત્યેક થવાના હોય તો પ્રત્યેક થાય અને સાધારણ વા અનંતકાય [ બાદર નિગોદ સ્વરૂપ ] થવાના હોય તે અનંતકાય થાય. ॥ ૩૩૦ ॥

विशेषार्थः—અહીંઆ ભાવાર્થ એવો સમજવો કે કોઇ બીજ ભૂમિમાં વાવ્યું હોય તો મૃત્તિકા અને જળના સંયોગથી તેજ બીજનો જીવ મૃત્યુ પામી તેમાંજ પુનઃ ઉત્પન્ન થઇને અથવા તેજ બીજનો જીવ મરીને અન્યસ્થાને જાય તો બીજો કોઇ [૯૯]પૃથ્વીકાયાદિકમાંથી મરણ પામેલો જીવ આ બીજમાં ઉત્પન્ન થઇ પ્રથમ તે બીજની વિકસ્વર અવસ્થા કરે અને વિકસ્વર અવસ્થા કરીને પોતે મૂળરૂપે પરિણમે અને પ્રથમ વિકસ્વર અવસ્થા થયા બાદ તેમાં તુર્ત જ અનંત જીવો ઉત્પન્ન થઇને કિસલય અવસ્થા રચે છે. એ ઉત્પન્ન થએલા અનંત જીવો ચ્યવી ગયા પછી તે મૂળપણે પરિણમેલો જીવ તે કિસલયમાં વ્યાપ્ત થઇ જાય છે.

પ્રત્યેક વનસ્પતિના આ કિસલયોનું અનંતકાયપણું ( અવસ્થા ) અન્ત-

૯૯ પૃથ્વીકાયાદિકને સાધારણ કે અનંતકાયપણું નથી તેનું કારણ કે તેમાં અનંત જીવાત્મકપણું નથી તેથી સાધારણપણું પણ નથી, પરંતુ તેઓને પ્રત્યેક નામ કર્મનો ઉદય હોવાથી પ્રત્યેક વનસ્પતિની જેમ 'પ્રત્યેક' શબ્દ દરેકને આગળ લગાડવામાં બાધકપણું નથી.

મુહૂર્ત ટકે છે ત્યારબાદ તે કિસલયો પ્રત્યેક ( એક એક શરીરમાં એક એક જીવવાળા ) થાય છે. કારણ કે નિગોદની ઉત્કૃષ્ટ સ્થિતિ પણ અન્તર્મુહૂર્તની જ છે. જ્યારે પ્રત્યેક થાય ત્યારે અન્ય અનંત જીવો ચ્યવી જાય છે. [ ૩૦૩ ]

अवतरण;—હવે એ એકેદ્રિયપણું જીવ કયા [ કર્મના ] કારણથી પ્રાપ્ત કરે ? તે કહે છે.

**जया मोहोदओ तिव्वो, अन्नाणं सुमहब्भयं ।**
**पेलवं वेअणीयं तु, तया एगिंदिअत्तणं ॥ ३०४ ॥**

શબ્દાર્થ:—

जया=જ્યારે
मोहोदओ=મોહોદય
तिव्वो=તીવ્ર
अन्नाणं=અજ્ઞાન
सुमहब्भयं=સારી રીતે મહાભયવાળું
पेलवं वेअणीयं=અસાર વેદનીયને પામતો
तया=ત્યારે
एगिंदिअत्तणं=એકેન્દ્રિયપણું

સંસ્કૃત છાયા:—

यदा मोहोदयस्तीव्रोऽज्ञानं सुमहाभयम् ॥
पेलवं [ असारं ] वेदनीयं तु तदैकेन्द्रियत्वम् ॥ ३०४ ॥

गाथार्थ:—જ્યારે મોહોદય એટલે મૈથુનાભિલાષની અત્યન્ત ગાઢ–તીવ્રતા વર્તતી હોય, સારી રીતે–મહાભયાનક [કારણ કે અજ્ઞાન વસ્તુ સચેતન એવા જીવને મુંઝવી અચેતનરૂપ કરે છે તે અજ્ઞાનથી કોણ બીતું નથી ? અર્થાત્ સર્વ કોઈ બીએ છે ] એવું અજ્ઞાન વર્તતું હોય, અસાર–અશાતારૂપ વેદનીય કર્મ ઉદયમાં આવ્યું હોય, ત્યારે જીવ મહાદુ:ખદાઇ એવું એકેંદ્રિયપણું પ્રાપ્ત કરે છે. ॥ ૩૦૪ ॥

विशेषार्थ:—ગાથાર્થવત્ સુગમ છે. [ ૩૦૪ ]

अवतरण;—ઉપપાત–ચ્યવન વિરહકાલ તથા તેની સંખ્યાના દ્વારો એમ ચારે દ્વારને કહીને હવે કયા જીવો તિર્યંચમાં જાય ? તે ગતિદ્વાર કહેવાય છે.

**तिरिएसु जंतिसंखाउ तिरिनरा जा दुकप्पदेवा उ ।**
**पज्जत्तसंखगब्भय, बादरभूदगपरित्तेसुं ॥ ३०५ ॥**
**तो सहसारंतसुरा, निरया य पज्जत्तसंखगब्भेसु ॥ ३०५¹ ॥**

**શબ્દાર્થ:**—સુગમ છે.

**સંસ્કૃત છાયા:—**

**तिर्यक्षु यान्ति संख्यायुष्कतिर्यङ्नरा, यावद्विकल्पदेवास्तु ।**
**पर्याप्तसंख्यगर्भजबादरभूदकप्रत्येकेषु ॥ ३०५ ॥**
**ततः सहस्रारान्तसुरा नरकाश्च पर्याप्तसंख्यायुष्कगर्भजेषु ॥ ३०५½ ॥**

*गाथार्थ:*—સંખ્યાતાયુષી તિર્યંચ તથા મનુષ્યો તિર્યંચમાં જાય છે અને યાવત્ બે કલ્પ સુધીના દેવો પર્યાપ્તા સંખ્યાતાયુષી ગર્ભજ તિર્યંચમાં અને પર્યાપ્તા બાદર પૃથ્વીકાય અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિમાં જાય છે અને તેથી ઉપરના [ સનત્કુમારથી લઇ ] સહસ્રારાન્ત સુધીના દેવો અને સર્વ નારકો પર્યાપ્તા સંખ્યાતવર્ષાયુષી ગર્ભજ તિર્યંચમાં જાય છે. ॥ ૩૦૫½ ॥

*विशेषार्थ:*—**તિર્યંચ** તે સૂક્ષ્મ તથા બાદર એકેન્દ્રિય-બેઇન્દ્રિય-તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને સંખ્યાતાયુષી પંચેદ્રિન્ય તિર્યંચો, અને **મનુષ્યો** સમૂર્ચ્છિમ તથા સંખ્યવર્ષાયુષી ગ૦ પંચેન્દ્રિય મનુષ્યો-તે સર્વ સ્વભવમાંથી મરીને [ નરક-દેવ-યુગલીકપણું વર્જીને ] તિર્યંચમાં જાય છે. એટલે પર્યાપ્તા વા અપર્યાપ્તા એવા એકેન્દ્રિય-બેઇન્દ્રીય તેઇન્દ્રિય-ચઉરીન્દ્રિય અને પંચેન્દ્રિય તિર્યંચને વિષે જાય છે.

અને વળી ' યાવત્ બે કલ્પ ' તે ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષ્ક અને વૈમાનિક નિકાયના સૌધર્મ-ઇશાન બે કલ્પ સુધીના દેવો મરીને પર્યાપ્તા સંખ્યાતાયુષી ગર્ભજ તિર્યંચમાં અને પર્યાપ્તા [300]બાદર પૃથ્વીકાય અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિમાં જઇ શકે છે તેથી આગળના સનત્કુમારથી લઇને સહસ્રાર સુધીના દેવો અને સર્વ નારકો પર્યાપ્તા સંખ્ય વર્ષાયુષી ગર્ભજ તિર્યંચમાં જાય છે. તેથી ઉપરના દેવો તિર્યંચમાં આવતા નથી. [ ૩૦૫½ ]

*अवतरण;*—હવે તિર્યંચો સ્વભવથી ચ્યવીને ક્યાં જાય છે ? તે ***આગતિ-દ્વાર**ને કહે છે.

---

૩૦૦ દેવો-નારકી અને અસંખ્ય આયુષી તિર્યંચ-મનુષ્યો સૂક્ષ્મને વિષે ગમન કરતા નથી તેમ ત્યાંથી આવતા પણ નથી.

* સંગ્રહણી ગ્રન્થકારના ટીકાકારે-અન્યભવથી વિવક્ષિત ભવમાં આવે એને ગતિ કહી અને વિવક્ષિત ભવથી અન્યગતિમાં જાય તેને **આગતિ કહી છે. અહિં** વિવક્ષા ભેદ પ્રમાણ છે. બાકી અન્ય સ્થળે વિપરીત રીતે એટલે વિવક્ષિત **ભવથી અન્યત્ર** જાય તેને ગતિ અને અન્યભવથી તેમાં-વિવક્ષિત ભવમાં આવે તેને **આગતિ કહી છે.**

**संखपणिंदिअतिरिआ, मरिउं चउसुवि गइसु जंति ॥ ३०६ ॥**
**थावर विगला नियमा, संखाउअ तिरिनरेसु गच्छंति ।**
**विगला लभेज्ज विरइं, सम्मंपि न तेउवाउचुआ । ॥ ३०७ ॥**

## શબ્દાર્થઃ—

थावर=સ્થાવર
गच्छंति=જાય છે
लभेज्ज=મેળવે
विरइं सम्मंपि=(સર્વ) વિરતિ તથા સમ્યક્ત્વને પણ

## સંસ્કૃત છાયાઃ—

**संख्यातायुष्कपञ्चेन्द्रियतिर्यञ्चो मृत्वा चतसृष्वपि गतिषु यान्ति ॥ ३०६ ॥**
**स्थावरा विकलाश्च नियमात् संख्यायुष्कतिर्यङ्नरेषु गच्छन्ति ॥**
**विकला लभेरन् विरतिं सम्यक्त्वमपि न तेजोवायुच्युताः ॥ ३०७ ॥**

गाथार्थः—સંખ્યાતાયુષી પંચેન્દ્રિયતિર્યંચ જીવો મરીને ચારે ગતિને વિષે જાય છે, સ્થાવરો-વિકલેન્દ્રિયો મરીને નિશ્ચે સંખ્યાતવર્ષાયુષી તિર્યંચ અને મનુષ્યને વિષે જાય છે. ત્યાં વિકલેન્દ્રિયો [ સર્વ ] વિરતિને પ્રાપ્ત કરે અને તેઉ અને વાયુકાયના જીવો ચ્યવીને સમ્યક્ત્વને પણ પામતા નથી. ॥ ૩૦૭ ॥

विशेषार्थः—સંખ્યાતાવર્ષાયુષી પંચેન્દ્રિય તિર્યંચ જીવો મરીને એક મોક્ષને છોડી શેષ [1]દેવ-[2]નરક-તિર્યંચ-મનુષ્ય એ ચારે ગતિમાં જાય છે. સ્થાવરો તે સૂક્ષ્મ-બાદર એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિય તે-બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રીય સ્વભવથી ચ્યુત થઇને અનન્તરભવે નિશ્ચે એકેન્દ્રિયથી લઇ સંખ્યાત વર્ષાયુષી તિર્યંચ પંચેન્દ્રિયમાં અને મનુષ્યમાંજ જાય છે. પરંતુ અસંખ્ય વર્ષાયુષી તિર્યંચ મનુષ્યમાં તથા દેવનારકીમાં જતા નથી અને ત્યાંથી આવતા પણ નથી.

એમાં જો વિકલેન્દ્રિયો મરીને અનન્તરભવે મનુષ્યપણું પામ્યા હોય તો ત્યાં

---

૧ સમૂ૦ પં૦ તિર્યંચ નરકમાં જાય તો પહેલી નરક સુધીજ. ૨-સંખ્ય વર્ષાયુષી દેવલોકમાં યાવત્ આઠમા કલ્પસુધી જાય અને અસં૦ આયુષી ગર્ભજ તિર્યંચ સ્વભવ તુલ્ય અથવા તેથી ન્યૂન સ્થિતિવાળું દેવત્વ પ્રાપ્ત કરે પણ અધિક સ્થિતિવાળું નહિં. વળી અસં૦ આયુષી ખેચર અને અન્તરદ્વીપોત્પન્ન પં૦ તિ૦ ભુવનપતિ-વ્યન્તર સુધીજ જાય, કારણ કે એથી આગળ તો પલ્યોપમના અસંખ્યાતમા ભાગવાળી સ્થિતિ નથી, એથી અસંખ્યાયુષી ઇશાનથી આગળ જતા નથી. જે વાત દેવદ્વારમાં આવેલી ગાથા ઉપરથી સમજાય તેમ છે.

સર્વ વિરતિપણાને પામી શકે છે, પરંતુ સર્વવિરતિપણું પામીને તેજ ભવમાં સિદ્ધ થતા નથી. વળી તેઉ અને વાયુકાયના જીવો અનન્તર ભવે મનુષ્યપણે તથા-વિધ ભવસ્વભાવે થતા નથી પરંતુ શેષ તિર્યંચમાંજ ઉત્પન્ન થાય છે, અને ભારે કર્મના ઉદયથી ભવ સ્વભાવેજ સમ્યક્ત્વના લાભથી પણ વંચિતજ રહે છે. વિકલેન્દ્રિય અને તેઉવાયુકાય સિવાય શેષ રહેલા સમૂર્છિમ-ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્ય અને સૂ૦ બા૦ પૃથ્વી-અપ્-વનસ્પતિ જીવો તો અનન્તરભવે મનુષ્યપણું પામીને મુક્તિને પણ મેળવે છે. [૩૦૬-૭]

अवतरण—એ પ્રમાણે આઠે દ્વાર સમાપ્ત કરીને હવે તિર્યંચોની લેશ્યાને કહેતાં પૂર્વે મનુષ્યગતિ અધિકારમાં મનુષ્યાશ્રયી લેશ્યા નહી કહેવાએલી તે પણ તિર્યંચોની વ્યાખ્યાના લાઘવાર્થે અહીં કહે છે.

**पुढवीदगपरित्तवणा, बायर पज्जत्त हुंति चउलेसा ।**
**गब्भयतिरिअनराणं, छल्लेसा तिन्निसेसाणं ॥ ३०९ ॥**

શબ્દાર્થ:—

| | |
|---|---|
| दग=પાણી | वणा=વનસ્પતિ |
| परित्त=પ્રત્યેક | बायरपज्जत=બાદર પર્યાપ્તા |

૩—સમ્યક્ત્વ—એટલે શું? તો-સમ્યક્ત્વ એટલે સામાન્યતઃ સત્ય તત્ત્વ ઉપર શ્રદ્ધા થવી. સુદેવ, સુગુરૂ અને સુધર્મની પીછાણ થવી તે. આ પીછાણ જીવને એકદમ થઇ જતી નથી. અનાદિ કાળથી જીવને મિથ્યાવાસના મિથ્યાધર્મોનું સેવન થએલું હોવાથી સાચા ધર્મના માર્ગને સમજ્યો નથી, ન સમજવાથી કંઇ પણ આચરણ કર્યું નથી, એટલે જીવને ધાઢું રાગદ્વેષનું જોર હોય છે, એ જોર જ્યારે જીવ તથાવિધ પુણ્યોદયે સાચા તત્ત્વની શ્રદ્ધાવાળો થવાનો હોય ત્યારે તથાવિધ શક્તિથી તે રાગદ્વેષની ઘાટી ગ્રંથીને ક્રમે ક્રમે ઓછી કરતો જાય છે અને વિશુદ્ધિમાં આવતો જાય છે, મિથ્યાત્વવાસનાઓને ઉપશમાવી સાચી વાસનાઓથી વાસિત થતો જાય અને સમ્યક્ત્વને પ્રાપ્ત કરે છે. ચતુર્થ ગુણસ્થાનકમાં દાખલ થએલા જીવને આ સમકિત હોય છે.

**દેશવિરતિ** એટલે શું? એ સમ્યક્ત્વ પામ્યા બાદ સાચા તત્ત્વને સમજતો જીવ ક્રમે ક્રમે દેશથી એટલે અંશથી વિરતિ કહેતાં ત્યાગ, એટલે સંસારની વાસનાઓનો થોડો થોડો ત્યાગ કરે તે. આ પંચમ ગુણસ્થાનકે વર્તતો જીવ કરી શકે છે અને તે સાચો શ્રાવક કહેવાય છે.

**સર્વવિરતિ** એટલે સામાન્યતઃ પ્રથમ દેશથી વિરતિ હોય પછી અનુક્રમે વધતાં સર્વ વસ્તુના ત્યાગની વિરતિ. કંચન કામિની-ઘર બહાર-કુટુંબ દોલતનો ત્યાગ તે. આ સર્વવિરતિ છઠ્ઠા ગુણસ્થાનકે પહોંચેલા જીવને હોય છે અને સર્વ વિરતિનું સેવન કરનારો સાધુ પુરુષ હોય છે.

સંસ્કૃત છાયાઃ—

**पृथ्वीदकप्रत्येकवना, बादरपर्याप्ता भवन्ति चतुर्लेश्याः ।**
**गर्भजतिर्यङ्नराणां षड्लेश्यास्तिस्रः शेषाणाम्  ॥ ३०९ ॥**

गाथार्थः—બાદરપર્યાપ્ત પૃથ્વીકાય–અપ્કાય અને પ્રત્યેક વનસ્પતિકાયમાં પ્રથમની [ કૃષ્ણ–નીલ–કાપોત અને તેજો એ ] ચાર લેશ્યાઓ હોય છે. ગર્ભજ તિર્યંચ અને મનુષ્યોને છએ [ કૃષ્ણ–નીલ–કાપોત–તેજો–પદ્મ અને શુકલ ] લેશ્યાઓ હોય છે. અને શેષ તેજસ્કાય–વાયુકાય–સૂક્ષ્મ–અપર્યાપ્ત પૃથ્વ્યાદિ સ્થાવરો, સાધારણ વનસ્પતિ અપર્યાપ્ત પ્રત્યેક, વિકલેન્દ્રિય, સમ્મૂર્છિમ પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્યોને પ્રથમની [ કૃષ્ણ–નીલ–કાપોત ] ત્રણ લેશ્યાઓ હોય છે. ॥ ૩૦૮ ॥

विशेषार्थ:—લેશ્યા–કોને કહેવાય ? એ વિષય આગળ દેવદ્વારે આવી ગયો છે. અહીંયા બાદર પર્યાપ્ત પૃથ્વ્યાદિને વિષે ચાર લેશ્યા કહી તો ચોથી તેજોલેશ્યાનો સંભવ કેવીરીતે હોય ? તે આગળ ગાથા ૩૧૦ ના વિવરણમાં કહેવાશે. તિર્યંચ–મનુષ્યને છ લેશ્યા કહી છે, કારણ કે તે જીવો અનવસ્થિત લેશ્યાવાળા છે. જે વાત ગાથા ૩૧૧ ના વિવરણથી જ સમજાશે. [ ૩૦૮ ]

अवतरणः—હવે લેશ્યાના પરિણામ જીવને કઇ ગતિમાં કયારે પરાવર્તનને પામે ? તે ઓઘથી કહે છે.

**अंतमुहुत्तंमि गए, अंतमुहुत्तंमि सेसए चेव ।**
**लेसाहिं परिणयाहिं, जीवा वच्चंति परलोयं ॥ ३०९ ॥**

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| अंतमुहुत्तंमि गए=અંતર્મુહૂર્ત ગયે | वच्चंति=જાય છે |
| परिणयाहिं=પરિણામ પામતા | परलोयं=પરલોકે |

સંસ્કૃત છાયાઃ—

**अन्तर्मुहूर्ते गते अन्तर्मुहूर्ते शेषे चैव ।**
**लेश्याभिः परिणताभिः जीवा व्रजन्ति परलोकम् ॥ ३०९ ॥**

गाथार्थ:—અંતર્મુહૂર્ત ગયે છતે, અન્તર્મુહૂર્ત શેષ રહ્યે થકે લેશ્યામાં પરિણમનભાવવાળાં થયા થકા જીવો પરલોકમાં જાય છે. ॥ ૩૦૯ ॥

विशेषार्थ:—સુગમ છે. વધુ આગલી ગાથામાં કહેવાય છે. [ ૩૦૯ ]

अवतरण:—ઉક્ત ગાથાના બે પ્રકારના નિયમનમાં કોણુ કોણુ જીવો હોઇ શકે છે ? તે કહેતાં સ્પષ્ટ કરે છે.

**तिरिनरआगामिभवल्लेसाए अइगए सुरानिरया ।**
**पुव्वभवलेससेसे, अंतमुहुत्ते मरणमिंति ॥ ३१० ॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| आगामिभवल्लेसाए=આગામી (આવતા) ભવની લેશ્યાના | पुव्वभवलेससेसे=પૂર્વભવની લેશ્યા શેષ રહ્યે થકે |
| अइगए=ગયે છતે | मरणमिंति=મરણુને ( જીવ ) પામે છે |

**સંસ્કૃત છાયાઃ—**

**तिर्यङ्नरागामिभवलेश्यायामतिगतायां सुरा नरकाः ।**
**पूर्वभवलेश्यायाः शेषे अन्तर्मुहूर्ते मरणं यान्ति ॥ ३१० ॥**

गाथार्थ:—विशेषार्थवत् ॥ ૩૧૦ ॥

विशेषार्थ:—તિર્યંચ-મનુષ્યને આગામી ભવની લેશ્યા પરિણુમનને અન્તર્મુહૂર્ત વ્યતિક્રમે અને દેવ નારકોને પૂર્વભવની ( અન્યભવ અપેક્ષાએ ) એટલે સ્વભવની ચાલતી લેશ્યા અન્તર્મુહૂર્ત્ત શેષ રહ્યે થકે તેઓ મરણુને પામે છે.

એથીજ અહીંઆ યાદ રાખવું જરૂરી છે કે કોઇપણુ લેશ્યા નવીન પરિણુમે ત્યારે [ નર-તિરિ-અપેક્ષાએ ] તેના આદ્ય-પ્રથમ સમયમાં કોઇ પણુ જીવનો પરભવમાં ઉપપાત થતો નથી, વળી કોઇપણુ લેશ્યા જે પરિણુમેલી ચાલતી હોય તેના ચરમસમયે પણુ [ દેવ-નારક-અપેક્ષાએ ] કોઇપણુ જીવનો પારભવિક ઉપપાત થતો નથી.

એટલેજ ગત ગાથામાં ગ્રન્થકારે જણુાવ્યું છે કે કોઈપણુ નવીન લેશ્યાના પરિણુમનનો [નર-તિરિ] અન્તમુ૦ વ્યતિક્રમે અને વળી [દેવ-નારકને સ્વભવની] પરિણુમેલી લેશ્યાનો અન્તર્મુ૦ કાળ શેષ રહે ત્યારે જીવ પરલોકને પ્રાપ્ત કરે છે.

તાત્પર્ય એ થયું કે આગામી ભવના આદ્યસમયે જીવોને અન્ય લેશ્યાના પરિણુામ થતા નથી [કારણુ કે નર-તિરિને સ્વભવનું અન્તિમ અન્તર્મુ૦ શેષ રહે ત્યાંજ ભવિષ્યમાં થવાવાળી ગતિને લાયક લેશ્યા વિપર્યાસ થાય છે અને પછી તે લેશ્યામાંજ ઉત્પન્ન થાય છે અને દેવ-નારકને સ્વભવની લેશ્યામાંજ ઉત્પન્ન થવાનું છે.]

તેમજ પા[illegible] ભવના ચરમ સમયે પણ તેથી જુદા લેશ્યા પરિણામ થતા નથી જે [illegible] છે. એથી નિયમન એ થયું કે "જીવો જે લેશ્યામાં મરણ પામે તે લેશ્યાએજ આગામિભવમાં ઉત્પન્ન થાય છે. તેમજ દેવ-નરકના ભવમાંથી લેશ્યા આગામિ ભવમાં મુકવા આવે છે અને તિર્યંચ-મનુષ્યના ભવમાં લેશ્યા લેવા માટે આવે છે."

૩૦૮ મી ગાથામાં બાદર પર્યાપ્તપૃથ્વ્યાદિકને જે ચોથી તેજોલેશ્યા પણ કહી તે આ નિયમના બલેજ, એટલે કે ભુવનપતિથી લઇ-ઇશાનાન્ત સુધીના તેજોલેશ્યા-વાળા દેવો મરીને જ્યારે બા૦ ૫૦ પૃથ્વી અપ્ તથા પ્ર૦ વનસ્પતિમાં ઉપજે ત્યારે એક અંતર્મુ૦ જેટલી તેજોલશ્યા સહિત ઉત્પન્ન થતા હોવાથી તેટલો કાળ ત્યાં તેજોલેશ્યાનો સંભવ છે, તે અપેક્ષાએ તેજોસહિત ચાર લેશ્યા કહી છે. [૩૧૦]

અવતરણ;—હવે તિર્યંચ તથા મનુષ્યની લેશ્યાનો સ્થિતિકાળ કહે છે.

**अंतमुहुत्तठिईउ, तिरिअनराणं हवंति लेसाओ ।**
**चरमा नराण पुण नव-वासूणा पुव्वकोडि वि ॥ ३११ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

સંસ્કૃત છાયા:—

**अन्तर्मुहूर्त्तस्थितिकास्तु तिर्यङ्नराणां भवन्ति लेश्याः ।**
**चरमा नराणां पुनर्नववर्षोनापूर्वकोटिरपि ॥ ३११ ॥**

ગાથાર્થ:—પૃથ્વીકાય આદિ તિર્યંચોની અને સમૂર્છિમ તથા ગર્ભજ મનુષ્યોની યથાયોગ્ય જે લેશ્યાઓ હોય છે તે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અન્તર્મુહૂર્ત્તની સ્થિતિવાળી હોય છે. પરંતુ વિશેષ એ છે કે મનુષ્યોની [ ગર્ભજ મનુ૦ ] છેલ્લી લેશ્યાની અર્થાત્ શુકલ લેશ્યાની ઉત્કૃષ્ટ સ્થિતિ નવ વર્ષ ન્યૂન [ દેશોન નવ વર્ષન્યૂન ] પૂર્વ ક્રોડ વર્ષની હોય છે. ॥ ૩૧૧ ॥

વિશેષાર્થ:—અહીંઆ મૂલ ગાથામાં ' नववासूणा ' નવ વર્ષ ન્યૂન એવું પદ છે પરંતુ એ ગાથાના ટીકાકારે તે શબ્દની વ્યાખ્યા કરતાં ' नववासूणा ' શબ્દથી એવો વિશેષ સ્પષ્ટાર્થ જણાવ્યો છે કે નવ વર્ષ ન્યૂન નહિં પણ કાંઇક [૪]ન્યૂન એવા નવ વર્ષ ન્યૂન પૂર્વ ક્રોડ વર્ષની સ્થિતિ શુકલલેશ્યાની પણ છે અને એટલા પ્રમાણવાળી ઉત્કૃષ્ટસ્થિતિ [ પૂર્વ ક્રોડ વર્ષ ઉપરાન્તના આયુષ્યવાળાને સંયમપ્રાપ્તિનો અભાવ હોવાથી] પૂર્વ ક્રોડવર્ષના આયુષ્યવાળા મનુષ્યે કંઇક અધિક આઠવર્ષની વય થયા બાદ [ [૫]સાધિક આઠવર્ષની વયે ] કેવળજ્ઞાન ઉત્પન્ન કર્યું હોય તેવા કેવલીની શુકલ લેશ્યા આશ્રયી [ એ ઉ૦ સ્થિતિ ] [૬]જાણવી. એ સિવાયના શેષ મનુષ્યોની શુકલલેશ્યા તો ઉત્કૃષ્ટથી પણ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણવાળીજ છે. [ ૩૧૧ ]

| | भेदनाम | भवस्थिति | | अवगाहना | |
|---|---|---|---|---|---|
| | | जघन्य — | उत्कृष्ट | जघन्य — | उत्कृष्ट |
| એકેન્દ્રિય | સૂક્ષ્મપૃથ્વીકાય | ક્ષુલ્લકભવ | અન્તર્મુ૦ | અંગુલાસંખ્યભાગ | અંગુલાસંખ્યભાગ |
| | સૂક્ષ્મઅપ્કાય | ક્ષુલ્લકભવ | ,, | ,, | ,, |
| | સૂક્ષ્મતેઉકાય | ,, | ,, | ,, | ,, |
| | સૂક્ષ્મવાયુકાય | ,, | ,, | ,, | ,, |
| | સૂક્ષ્મસા૦વન૦ | ,, | ,, | ,, | ,, |
| | બાદરપૃથ્વીકાય | અન્તર્મુ૦ | ૨૨ હ૦વર્ષ | ,, | ,, |
| | બાદરઅપ્કાય | ,, | ૭ હ૦વર્ષ | ,, | ,, |
| | બાદરતેઉકાય | ,, | ત્રણ દિવસ | ,, | ,, |
| | બાદરવાયુકાય | ,, | ત્રણ હ૦વર્ષ | ,, | ,, |
| | બા૦સા૦વન૦ | ,, | અન્તર્મુ૦ | ,, | ,, |
| | બા૦પ્રત્યેકવ૦ | ,, | દસ હ૦વર્ષ | ,, | સાધિકસહસ્રયો૦ |
| વિકલેન્દ્રિ | બેઇન્દ્રિય | ,, | ૧૨ વર્ષ | ,, | ૧૨ યોજન |
| | તેઇન્દ્રિય | ,, | ૪૯ દિવસ | ,, | ૩ ગાઉનું |
| | ચઉરીન્દ્રિય | ,, | ૭ માસ | ,, | ૧ યોજન |
| તિર્યંચ પંચેન્દ્રિય | સમૂ૦જલચર | ,, | પૂર્વકોડવર્ષ | ,, | ૧ હ૦યોજન |
| | ગ૦જલચર | ,, | ,, | ,, | ,, |
| | સમૂ૦ચતુષ્પદ | ,, | ૮૪ હ૦વર્ષ | ,, | ગાઉ પૃ૦ |
| | ગ૦ચતુષ્પદ | ,, | ૩ પલ્યોપમ | ,, | ૬ગાઉનું |
| | સમૂ૦ઉરપરિ૦ | ,, | ૫૩ હ૦વર્ષ | ,, | પૃથકૃત્વ |
| | ગ૦ઉરપરિ૦ | ,, | પૂર્વકોડવર્ષ | ,, | ૧ હ૦યો૦ |
| | સમૂ૦ભૂજપરિ૦ | ,, | ૪૨ હ૦વર્ષ | ,, | ધનુ:પૃથ૦ |
| | ગ૦ભૂજપરિ૦ | ,, | પૂર્વકોડવર્ષ | ,, | ૨ થી નવગાઉ |
| | સમૂ૦ખેચર | ,, | ૭૨ હ૦વર્ષ | ,, | ધનુ:પૃથ૦ |
| | ગ૦ખેચર | ,, | પલ્યો૦અસં૦ભાગે | ,, | ૨ થી નવધ૦ |

विषयकं यन्त्रम् ॥

| उप० च्य० वि० जघन्य — उत्कृष्ट | | उ० च्य० सं० ज० — उ० | गति | आगति | लेश्या | स्थिति |
|---|---|---|---|---|---|---|
| વિરહનથી | વિરહનથી | ૧ થી લઇ અસંખ્યાયાવત્ | સંખ્યવર્ષાયુષીપર્યાપ્તા અપર્યાપ્તા એકે૦ લઈ પંચેન્દ્રિય સુધીના સં૦ ગર્ભજતિર્યંચો તથા મનુષ્યો એકે૦ લઇને પંચેન્દ્રિય સુધીના તિર્યંચોમા જાય છે. અને ભુવનપતિથી લઇ બે કલ્પ સુધીના દેવો તે પર્યાપ્તા સંખ્યવર્ષાયુષી ગર્ભજ તિર્યંચમાં અને પર્યાપ્તા અપર્યાપ્તા સંખ્યાત વર્ષાયુષી એકેન્દ્રિયથી લઇ બાદર પૃથ્વીઅપ્ અને પ્રત્યેક વનસ્પતિમાં જાય છે તેથી ઉપરના સહસ્રાર સુધીના દેવો અને નારકો ૫૦ સં૦ વર્ષા૦ ગર્ભમાંજ તિર્યંચપણે ઉત્પન્ન થાય છે. | સંખ્યવર્ષાયુષી પંચેન્દ્રિય તિર્યંચ જીવો મરીને ચારે ગતિમાં જાય છે. વળી એકેન્દ્રિયો-વિકલેન્દ્રિયો મરીને નિશ્ચે સંખ્યવર્ષાયુષી સર્વ તિર્યંચ-મનુષ્યને વિષે જાય છે. ફક્ત તેઉ-વાઉ એક મનુષ્યમાં ન જતાં તિર્યંચમાં જાય છે એ વિશેષ છે. | આઠ ૩ | અન્તમુ૦ |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | અસંખ્યાનંત | | | આઠ ૪ | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ૩ | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ૧ સમય | ,, | ,, | | | ૪ | ,, |
| ,, | ૧ મુ૦ | અસંખ્યસુધી | | | ૩ | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ,, | ,, | | | ,, | ,, |
| ,, | ૧૨ મુહૂર્ત | ,, | | | ૬ | ,, |
| ,, | ૧ અન્તર્મું૦ | ,, | | | ૩ | ,, |
| ,, | ૧૨ મુ૦ | ,, | | | ૬ | ,, |
| ,, | અન્તર્મું૦ | ,, | | | ૩ | ,, |
| ,, | ૧૨ મુ૦ | ,, | | | ૬ | ,, |
| ,, | અન્તર્મું૦ | ,, | | | ૩ | ,, |
| ,, | ૧૨ મુ૦ | ,, | | | ૬ | ,, |
| ,, | અન્તર્મું૦ | ,, | | | ૩ | ,, |
| ,, | ૧૨ મુ૦ | ,, | | | ૬ | ,, |

अवतरण:—ગતિઆગતિદ્વારને પૂર્ણ કર્યું, તેથીજ તિર્યંચદ્વારની સમાપ્તિને જણાવતાં ગ્રન્થકાર પ્રથમ ચારે ગતિની નહી કહેવાએલી છૂટક છૂટક વ્યાખ્યાનો સંબંધ જોડે છે.

**तिरिआणवि ठिइपमुहं, भणिअमसेसंपि संपयं वोच्छं ।**
**अभिहिअदारब्भहिअं, चउगइजीवाणं सामन्नं ॥ ३१२ ॥**

### શબ્દાર્થ:—

संपई=હમણાં
अभिहिअदारब्भहिअं=કહેલા દ્વારોથી જે અધિક તેને
चउगइजीवाण=ચારે ગતિનાં જીવોનુ
सामन्नं=સામાન્યત:

### સંસ્કૃત છાયા:—

**तिरश्चामपि स्थितिप्रमुखं भणितमशेषमपि साम्प્રतं वक्ष्ये ।**
**अभिहितदाराभ्यधिकं चतुर्गतिजीवानां सामान्यम् ॥ ३१२ ॥**

**'૩૧૧ ગાથાનાં વિશેષાર્થની ટીપણીઓ'**

૪. લોકપ્રકાશકારે દ્રવ્યલોકમાં '**नववासूणा**' નો અર્થ ઉત્તરાધ્યયન-પન્નવણાની વૃત્તિનો આધાર લઇ નવ વર્ષ ન્યૂન પૂર્વ ક્રોડ એમ કર્યો અને તેજ સંગ્રહણીની ગાથાની ટીકાનો અર્થ જુદો પાડી બે કથન એ ઉભા કર્યા કે 'ન્યૂન એવા નવ વર્ષે ન્યૂન પૂર્વ ક્રોડ વર્ષ' અને કાંઈક અધિક આઠ વર્ષે ન્યૂન પૂર્વ ક્રોડ વર્ષ' એમ બે અને પ્રથમ જણાવ્યો તે નવવર્ષન્યૂન પૂર્વ ક્રોડ એમ ત્રણ કથન જણાવી બહુશ્રુત પાસે સમન્વય કરવા જણાવ્યું છે. તેઓએ ભલે આ ત્રણ કથન જણાવ્યાં. પણ તે મતાંતર રૂપ કે વિવાદાસ્પદ તરીકે જણાવ્યા નથી.

૫. કિંચિદ્ ન્યૂન નવવર્ષ અથવા સાધિક આઠવર્ષ એ બે વાક્યો લગભગ સમાન અર્થદર્શક સમજવા જોઇએ.

લોકપ્રકાશકારે ત્રણ કથનો ભિન્ન ભિન્ન બતાવ્યા, તે મુજબ ગર્ભાષ્ટમ—જન્માષ્ટમ અને જન્માષ્ટમની દીક્ષા સિદ્ધ થશે, એથી ગર્ભાષ્ટમથી અનુત્તરનું જઘન્ય અંતર અને મોક્ષગમન માટેનું જઘન્યાયુષ્ય પણ ઠીક રીતે મળી આવશે.

૬. શ્રીદ્રવ્યલોકપ્રકાશમાં કહ્યા પ્રમાણે ઉત્તરા૦સૂત્રવૃત્તિ અને પ્રજ્ઞા૦વૃત્તિ એ નવ વર્ષ ન્યૂન પૂ૦ ક્રોડ વર્ષ ઉ૦ સ્થિતિ કહી છે, 'તે આઠ વર્ષની વયે દીક્ષા લીધા બાદ એક વર્ષના ચારિત્રપર્યાય વિના કેવળજ્ઞાન ઉત્પન્ન ન થાય' એ હેતુ દર્શાવીને કહી છે અને જ્યાં એ હેતુની અપેક્ષા નથી ત્યાં સાધિક આઠ વર્ષે ચારિત્ર પામીને શીઘ્ર ક્ષપક થઇ કેવળજ્ઞાન પામી શકે છે એ અપેક્ષાએ દેશોન નવ વર્ષ અથવા સાધિક આઠવર્ષ ન્યૂન પૂર્વ ક્રોડ વર્ષ પ્રમાણની એ સ્થિતિ હોઇ શકે છે.

ગાથાર્થ:—તિર્યંચોનાં પણ સ્થિતિ પ્રમુખ આઠે દ્વારો કહ્યાં, હવે બાકી રહેલી વક્તવ્યતાને કહીશું. તેમાં કહેલા દ્વારોથી અધિક જે વર્ણન તેને ચાર ગતિના જીવો આશ્રયી સામાન્યથી કહીશું. ॥ ૩૧૨ ॥

विशेषार्थ:—સુગમ છે. [ ૩૧૨ ]

卐 ॥ चतुर्गतिस्थितजीवानां सामान्याधिकारः ॥ 卐

अवतरण:—હવે ચારે ગતિ આશ્રયી વેદની વ્યાખ્યાને કરતાં કોને કોને કયો કયો વેદ હોય ? તે કહે છે.

**देवा असंखनरतिरि, इत्थीपुंवेअ गब्भनरतिरिआ ।**
**संखाउआ तिवेआ, नपुंसगा नारयाईआ ॥ ३१३ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

સંસ્કૃત છાયાઃ—

देवा असंख्यायुष्कनरतिर्यञ्चः स्त्रीपुंवेदा गर्भजनरतिर्यञ्चः ।
संख्यायुष्कास्त्रिवेदा नपुंसका नारकादिकाः ॥ ३१३ ॥

गाथार्थ:—દેવો અને અસંખ્યવર્ષના આયુષ્યવાળા [ યુગલિક ] મનુષ્ય-તિર્યંચોમાં સ્ત્રીવેદ અને પુરૂષવેદ એમ બન્ને વેદો છે, વળી સંખ્યવર્ષના આયુષ્ય વાલા-ગર્ભજ મનુષ્ય અને તિર્યંચો સ્ત્રી-પુરૂષ અને નપુંસક એમ ત્રણ વેદવાળા હોય છે તથા નારકો તેમજ 'आइ'-શબ્દથી એકેન્દ્રિય-વિકલેન્દ્રિય-સમૂર્ચ્છિમ તિર્યંચ મનુષ્યો તે સર્વ એક નપુંસક વેદવાળા હોય છે. ॥ ૩૧૩ ॥

विशेषार्थ:—વેદ અભિલાષરૂપ દેહાકૃતિરૂપ અને નેપથ્યરૂપ [ નાટકીયાની અપેક્ષાએ ] એમ ત્રણ પ્રકારનો છે. બાકી વધુ વ્યાખ્યા દેવદ્વારે કહેલી છે. [૩૧૩]

अवतरण;—પૂર્વે કહેલા દેહ-વિમાનાદિકનું પ્રમાણ કયા અંગુલવડે મપાય છે ? તે કહે છે તથા આત્માંગુલની વ્યાખ્યા કરાય છે.

**आयंगुलेण वत्थुं, सरीरमुस्सेहअंगुलेण तहा ।**
**नगपुढविविमाणाई, मिणसु पमाणंगुलेण तु ॥ ३१४ ॥**

### શબ્દાર્થ:—

આયગુંલેણ=આત્માંગુલવડે
વત્થું=વસ્તુ [ કુવા–તલાવાદિ ]
उस्सेह अंगुलेण=ઉત્સેધાંગુલથી
नगपुढवीविमाणाई=પર્વત–પૃથ્વી વિમાનાદિ
मिणसु=માપવું
पमाणंगुलेण=પ્રમાણાંગુલથી

### સંસ્કૃત છાયા:—

**आत्माङ्गुलेन वस्तु, शरीरमुत्सधाङ्गुलेन तथा ।**
**नगपृथ्वीविमानादीनि मिमीष्व प्रमाणांगुलेन तु ॥ ३१४ ॥**

ગાથાર્થ:—આત્માંગુલથી વાસ્તુ [ કૂપ–તલાવાદિ ], ઉત્સેધાંગુલથી જીવોનાં શરીરો, અને તે પ્રમાણે પર્વત, પૃથ્વી વિમાનાદિ પ્રમાણાંગુલથી મપાય છે. ॥૩૧૪॥

વિશેષાર્થ:—પ્રથમ **આત્માંગુલ એટલે શું ?**–તો આત્માંગુલનો શબ્દાર્થ પોતાનું અંગુલ, પોતાનું એટલે કોનું ? તો જે જે સમયે જે જે ઉચિત વિશિષ્ટ મનુષ્યો જે પ્રમાણોપેત ગણાતા હોય તેઓનું જે આત્મીય અંગુલ તે અહિં આત્માંગુલ લેવું અને તે ઉત્તમ પુરૂષોના અંગુલમાપથી નિર્ણયભૂત થતી વસ્તુઓ આત્માંગુલપ્રમાણવાળી ગણાય. જેમ ભરત–સગર ચક્રીના વારે ભરત તેમજ સગરના આત્માંગુલવડે આગળ કહેવાતી જે જે વસ્તુઓ મપાય તે આત્માંગુલ પ્રમાણવાળી ગણાય, કારણ કે તે સમયે ઉચિત માનવાળા ઉત્તમ તે હોય છે. એ પ્રમાણે શ્રી વીરભગવાનના વારામાં પરમાત્મા શ્રી મહાવીરના આત્માંગુલવડે તે તે વસ્તુ મપાય. આ આત્માંગુલ તે તે કાલના પુરૂષના આત્મીય અંગુલાધીન હોવાથી કાલાદિ ભેદવડે અનવસ્થિત હોવાથી અનિયત છે.

**આત્માંગુલવડે કઇ કઇ વસ્તુ મપાય ?** આત્માંગુલવડે વાસ્તુ માપ-

૭ જે કાળને વિષે જે પુરૂષો પોતાના અંગુલપ્રમાણથી ૧૦૮ અંગુલ ઉંચા હોય તેઓનું અંગુલ તેજ આત્માંગુલ કહેવાય. પરંતુ એથી ન્યૂનાધિકપ્રમાણવાળાં પુરૂષોનું જે અંગુલ તે આત્માંગુલ નહીં પણ આત્માંગુલભાસ કહેવાય, એમ પ્રવ૦ સારો૦ વૃત્તિ કહે છે. અને પ્રજ્ઞાપનાવૃત્તિકાર કહે છે કે જે કાળમાં જે મનુષ્યો હોય તેઓનાં અંગુલનું જે પ્રમાણ હોય તે અહિં આત્માંગુલ સમજવું.

આથી બન્ને વચ્ચે ફરક રહે છે, કારણ કે પ્રવચન સારો૦ વૃત્તિકાર ૧૦૮ અંગુલની ઉંચાઇનું નિયમન કરે છે જ્યારે પ્રજ્ઞાપના વૃત્તિકાર તેવું નિયમન કરતા નથી, તેથીજ તેઓ આ અંગુલને અનિયત ગણાવે છે.

૮ કેટલાકો પૃથ્વ્યાદિકનું માપ પ્રમાણાંગુલની દીર્ઘતાથી [તે ૪૦૦ ઉત્સે૦ દીર્ઘતા], કેટલાક [૧૦૦૦ ઉત્સે૦] ક્ષેત્રફળવડે અને કેટલાકો પ્રમાણાંગુલના ( ઉત્સે૦થી અઢીગુણા ) વિષ્કમ્ભવડે

વાળું છે, એ વાસ્તુ ત્રણ પ્રકારનું છે. ૧ ખાત ૨ ઉચ્છ્રિત ૩ અને ઉભય, એમાં ખાત તે કુવા તલાવ અને ભૂમિગૃહ [ ભોંયરાના સ્થાનકો ], ૨ ઉચ્છ્રિત–તે ધવલગૃહ–આવાસો વિગેરે અને ૩ ઉભય તે ભૂમિગૃહ [ ભોંયરાં ] યુક્ત ધવલ-ગૃહાદિ, આ સર્વ તે તે કાલોચિત પુરૂષના આત્માંગુલથી પ્રમાણભૂત કરાય છે.

નગર તથા વનવર્તી સર્વ જાતના જલાશયો, કુવાઓ, જાતજાતની વાવડીઓ, સરોવરો, તલાવો નદીઓ [ વર્તમાનમાં આવેલ સમુદ્ર ] દ્રહ-ગુફાઓ પર્વતો–ખાઇઓ વૃક્ષો ઉદ્યાનો, આરામવનો, જાહેર સ્થળો, નગરાદિકના માર્ગો, રાજભુવનો, લોકગૃહ, દુકાનો, વાહનો, પશુઓ, શરીરનાં યથાર્થ અંગ-માનો ઇત્યાદિ જગતવર્તી સર્વ વસ્તુઓ તે તે કાલોક્તમાનોન્માન પ્રમાણવાળાં પુરૂષોનાં આત્માંગુલવડે મપાય છે અને ત્યારેજ તે પ્રમાણભૂત છે કે નહિ તેનો નિર્ણય કરાય છે. પરંતુ આત્માંગુલવડે મપાતી સર્વ વસ્તુ અશાશ્વત હોય છે, જ્યારે પ્રમાણાંગુલે મપાતી શાશ્વત હોય છે.

**૨ હવે ઉત્સેધાંગુલ એટલે શું ?**—ઉત્સેધ એટલે [ પરમાણુથી આરંભી ] ક્રમશઃ ઊર્ધ્વ વૃદ્ધિ અને તેથી ઉત્પન્ન થતું અંગુલ તે, અથવા દેવા-દિક જીવોનાં શરીરોનું પ્રમાણ તેનું નિયમન કરનાર અંગુલ તે ઉત્સેધાંગુલ, આ ઉત્સેધાંગુલનું પ્રમાણ કેટલું હોય તે આગલી ગાથામાં કહેશે.

**ઉત્સેધાંગુલવડે કઇ વસ્તુ મપાય ?**—તો દેવ–નારકાદિક ચારે ગતિનાં જીવોનાં શરીરનાં માનની ઉંચાઇ. શાસ્ત્રમાં દેવોનાં અને નારક વિગેરેના શરીરોનાં જે પ્રમાણો કહ્યાં છે તે આ ઉત્સેધાંગુલની અપેક્ષાએ સમજવાં.

**૩ હવે પ્રમાણાંગુલ એટલે શું ?**—તો આ પ્રમાણાંગુલ ઉત્સેધાંગુલથી અઢીગણું વિસ્તારવાળું, અથવા એક ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ [ ક્ષેત્રફળના હિસાબે ] હજારગણું મોટું તે, અથવા ચારસો ઉત્સેધાંગુલ લાંબુ અને ૨॥ ઉત્સેધાંગુલ પ્હોળું તે એક પ્રમાણાંગુલ કહેવાય. આનું વધુ સ્વરૂપ ગાથા ૩૧૮ ના વિવરણમાં કહેવાશે.

**પ્રમાણાંગુલથી કઇ વસ્તુઓ મપાય છે ?**—તો મેરૂ આદિ શાશ્વત પદાર્થો, ઘર્માદિ નરક પૃથ્વીઓ, સૌધર્માવતંસકાદિ સર્વ વિમાનો અને ગાથામાં કહેલા 'आई' શબ્દથી અન્ય શાશ્વતા ભવન–નરકાવાસ દ્વીપ–સમુદ્રો વિગેરે શાશ્વત પદાર્થો લઇ લેવાં.

---

માપવાનું કહે છે, તેથી પ્રથમપક્ષે એક પ્રમાણાંગુલીય એક યોજનમાં ૪૦૦ ઉત્સેધાંગુલ પ્રમાણ વાળાં ૪૦૦ યો૦, બીજા પક્ષમાં ૧૦૦૦ યો૦ અને ત્રીજામાં ૨॥ યો૦ તે દસ ગાઉ પ્રમાણનો સમાવેશ થાય છે. આમાં પ્રામાણિક મત કયો છે? તે જ્ઞાની જાણે! પરંતુ અનુયોગદ્વારમાં ત્રીજો પક્ષ માન્યો છે. ત્રીજા પક્ષમાં અનેક વસ્તુના પ્રમાણ દ્રષ્ટિપથમાં સુલભ થઇ પડે છે.

अवतरण:—હવે ગઇ ગાથામાં કહેલી ઉત્સેધાદિ અંગુલની ભણુણી કરવા પ્રથમ પરમાણુથી માંડીને વ્યાખ્યા કરાય છે તેથી પરમાણુની વ્યાખ્યા કહે છે.

**सत्थेण सुतिक्खेणावि, छित्तुं भित्तुं व जं किर न सक्का ।**
**तं परमाणुं सिद्धा, वयंति आइ पमाणाणं ॥ ३१५ ॥**

**શબ્દાર્થઃ—**

सत्थेण=શસ્ત્રવડે
सुतिक्खेणवि=સમ્યક્ રીતે તીક્ષ્ણ એવા પણ
जं-छित्तुं-भित्तुं=જેને ભેદવા કે છેદવાને
आइपमाणाणं=પ્રમાણોની શરૂઆત
किर न सक्का=ખરેખર (પુરૂષ) શક્તિમાન નથી.
तं परमाणु=તે પરમાણુને
सिद्धा=સિદ્ધપુરૂષો
वयंति=વદે છે.

**સંસ્કૃત છાયાઃ—**

**शस्त्रेण सुतीक्ष्णेनापि छेत्तुं भेत्तुं वा यं किल न शक्ताः ।**
**तं 'परमाणुं' सिद्धा वदन्ति आदिं प्रमाणानाम् ॥ ३१५ ॥**

गाथार्थ:—વિશેષાર્થવત્. ॥ ૩૧૫ ॥

विशेषार्थ:—ઉત્સેધાંગુલની વ્યાખ્યામાં કહેવામાં આવ્યું છે કે વૃદ્ધિ પામતું અંગુલ તે ઉત્સેધાંગુલ, તે ઉત્સેધાંગુલની વૃદ્ધિ પરમાણુથી માંડીને થાય છે, એ પરમાણુ બે પ્રકારનો છે, એક સૂક્ષ્મપરમાણુ અને બીજો વ્યવહારિક પરમાણુ.

તેમાં સૂક્ષ્મપરમાણુની વ્યાખ્યાને કરતાં જ્ઞાની મહર્ષિઓ જણાવે છે કે સૂક્ષ્મપરમાણુ એક આકાશપ્રદેશ જેટલા પ્રમાણવાળો, જે પ્રમાણના બે વિભાગો કેવલી પણ બુદ્ધિથી કરી શકે નહિ એવો, વળી અપ્રદેશી અને સર્વથી સૂક્ષ્મ તે. આવા સૂક્ષ્મ અનન્ત પરમાણુઓ અત્યન્ત એકઠા મળે ત્યારે [ નિશ્ચયનયથી અનંત સૂક્ષ્મ પરમાણુનો બનેલો સૂક્ષ્મસ્કંધ અને વ્યવહાર નયથી ] એક વ્યવહાર પરમાણુ કહેવાય.

અતિ તીક્ષ્ણ એવા ખડ્ગાદિશસ્ત્રથી જે પુદ્ગલવિશેષને છેદવાને તથા છિદ્ર પાડવાને, ભેદવાને માટે અર્થાત્ બે ભાગ કરવાને માટે ખરેખર કોઇપણ શક્તિમાન નથી તેને પરમાણુ [ ઘટાદિની અપેક્ષાએ સૂક્ષ્મઅણુ ] કહેવાય એમ સિદ્ધ પુરૂષો કહે છે. અને સર્વ પ્રમાણોનો આદિભૂત તેને કહે છે. આ પરમાણુને કોઇ છેદવા કે ભેદવા તૈયાર થયું નથી, માત્ર વ્યાખ્યાનીજ વિવક્ષા સમજવી.

સૂક્ષ્મપરમાણુની અપેક્ષાએ વ્યવહારિક પરમાણુના બુદ્ધિથી જ્ઞાનીઓ અનંતા ભાગો પાડે છે અને અનંતપ્રદેશી છે એટલો તફાવત છે.

अवतरण;—હવે પરમાણુથી આદિ ક્રમ લઈ ઉત્સેધાંગુલનું માન બતાવે છે.

**परमाणू तसरेणू, रहरेणू वालअग्गलिक्खा य ।**
**जूअ जवो अट्ठगुणो, कमेण उस्सेहअंगुलयं ॥ ३१६ ॥**
**अंगुलछक्कं पाओ, सो दुगुण विहत्थी सा दुगुण हत्थो ।**
**चउहत्थं धणु दुसहस, कोसो ते जोअणं चउरो ॥ ३१७ ॥**

શબ્દાર્થ:—

परमाणू=પરમ અણુ
तसरेणु=ત્રસ [ હાલતો ચાલતો ] રેણુ
रहरेणू=રથરેણુ
वालअग्ग=વાલાગ્ર
लिक्खा=લીખ
जूअ–जवो=જૂ–યવ
अट्ठगुणो=આઠગુણા
उस्सेह अंगुलयं=ઉત્સેધાંગુલ એક થાય
अंगलछक्कं पाओ=છ(ઉત્સેધ)અંગુલેપગ
सो दुगुण विहत्थि=તે દુગુણ થતાં વેંત
सा दुगुण हत्थो=તે દુગુણ થતાં હાથ
चउहत्थं धणु=ચાર હાથનો ધનુષ્ય
दुसहसकोसो=તેવા બેહજાર ધ૦નો કોસ
ते जोयणं चउरो=તે ચાર કોસે યોજન

સંસ્કૃત છાયાઃ—

**परमाणुस्त्रसरेणू रथरेणूर्वालाग्रो लिक्षा च ।**
**यूका यवोऽष्टगुणो क्रमेण उत्सेधाङ्गुलकम् ॥ ३१६ ॥**
**अङ्गुलषट्कं पादो सो द्विगुणो वितस्तिः सा द्विगुणा हस्तः ।**
**चतुर्हस्ता धनुः, द्विसहस्राणि क्रोशः, ते योजनं चत्वारः ॥ ३१७ ॥**

गाथार्थ:—વિશેષાર્થવત્ સુગમ છે. ॥ ૩૧૬–૧૭ ॥

विशेषार्थ:—પૂર્વગાથામાં વ્યવહારિક પરમાણુનું સ્વરૂપ કહ્યું.

અહીંઆ ગ્રન્થકારે ગાથા લાઘવની બુદ્ધિથી પરમાણુથી સીધું ત્રસરેણુનું પ્રમાણ કહ્યું પણ પરમાણુ અને ત્રસરેણુ વચ્ચેના ઉ૦[૧]લક્ષ્ણ [૨]લક્ષ્ણિકા વિગેરે પ્રમાણો નથી કહ્યાં, છતાં આપણે તો તે ગ્રન્થાન્તરથી વિચારીએ.

ગતગાથામાં કહેલા એવા [૯]અનન્તવ્યવહારિક પરમાણુએ એક ઉત્શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા ( અત્યન્ત સૂક્ષ્મ પ્રમાણુ ) થાય, તેવી [૧૦]આઠ ઉત્શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકાએ પુન: એક શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા થાય, આઠ શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકાએ એક ઊર્ધ્વરેણુ થાય, આઠ ઉર્ધ્વરેણુએ એક ' ત્રસરેણુ ' થાય, આઠ ત્રસરેણુનો એક રથરેણુ થાય, આઠ રથરેણુ મલીને દેવકુરૂ–ઉત્તરકુરૂક્ષેત્રના જીવોનું એકવાલાગ્ર[૧૧] થાય, અને તેજ વાલાગ્ર આઠગુણો કરવાથી એક રમ્યક્ક્ષેત્રના યુગલિકનો વાલાગ્ર, તેથી આઠગુણો કરવાથી હૈમવન્ત અને હૈરણ્યવન્ત ક્ષેત્રના યુગલિકનો વાલાગ્ર થાય છે, તેથી આઠગુણો જાડો પૂર્વવિદેહ અને પશ્ચિમવિદેહના મનુષ્યોનો વાલાગ્ર [૧૨]ક્ષેત્ર પ્રભાવે હોય છે, તેથી આઠગુણો જાડો વાલાગ્ર ભરત–ઐરવત ક્ષેત્રના મનુષ્યોનો હોય છે અને તેવા આઠવાલાગ્ર ભેગા મળતાં એક [૧૩]લીંખનું માપ થાય છે. આઠ લીંખો મળીને એક જૂ ( મસ્તકની જૂ ) પ્રમાણુ થાય છે, આઠ જૂની જાડાઇ મલીને એક યવ ( જવ ) ના મધ્યભાગની જાડાઇનું માપ આવે છે અને આઠ યવમધ્ય મલીને એક **ઉત્સેધાંગુલ** [ આપણું એક અંગુલ ] થાય છે.

એવાં છ ઉત્સેધાંગુલે એક પાદ[૧૪] [ પગનું માપ ] થાય, બે પાદે એક

---

૯ શ્રી મલયગિરિ મહારાજા સંગ્રહણીની ટીકામાં આઠ વ્યવહારિક પરમાણુએ એક ઉત્શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા કહે છે. તેઓશ્રીએ કયાંનું પ્રમાણ જોઇ લખ્યું હશે તે જ્ઞાની ગમ્ય છે, કારણ કે અન્ય આગમ ગ્રન્થોમાં બહુધા ઉપરોક્ત જ કથન જોવાય છે. તો પણ **अट्ठगुणो** એ શબ્દથી આ ગાથાના રચનારને પણ આઠ આઠ ગુણ કરવાનું હોય તો તે જ્ઞાનીગમ્ય.

૧૦ જીવસમાસના મૂલકર્તા પ્રથમ અનંત પરમાણુ મળીને એક ઉત્શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા કહે છે એ અનંત પરમાણુ વ્યવહારિક કે સૂક્ષ્મ લેવા તે ? બીજું અનંત ઉત્શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા મળીને એક શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા કહે છે અને એ શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા તેનેજ પાછા વ્યવહારિક પરમાણુ કહે છે. આમ બન્ને રીતે તેઓનું કથન ભિન્ન પડે છે. તે વિરોધનો પરિહાર જ્ઞાનીગમ્ય છે. વળી આ બે ગાથા જીવસમાસને પુષ્ટિજ આપે છે એમ નથી.

૧૧ આ વાલાગ્ર જન્માવસ્થાનો લેવો કે અન્યાવસ્થાનો તેનો સ્પષ્ટ ખુલાસો મળતો નથી પરંતુ પલ્યોપમાદિકની ગણત્રીમાં મસ્તક મુંડાવ્યા બાદ સાત દિવસ સુધીના વાલાગ્રનું ગ્રહણ કર્યું છે તદનુસારે વિચારવું અહીં પણ ઉચિત જણાય છે.

૧૨ એકજ વાલાગ્રમાં સૂક્ષ્મતા અને સ્થૂલતાની ભિન્નતા તે ક્ષેત્ર અને તે તે કાળના પ્રભાવને આભારી છે. અનુક્રમે શુભ કાલની હાનિ થતાં કેશગત સ્થૂલતા વિશેષ જીવોમાં વધે છે.

૧૩ આ અભિપ્રાય–સંગ્રહણી વૃત્તિ–પ્રવચન સારો૦વૃત્તિ અનુયોગદ્વાર વિગેરેનો છે, જ્યારે જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિના વૃત્તિકાર પૂર્વ–પશ્ચિમ વિદેહના આઠ વાલાગ્રે એક લીંખ થાય એમ કહે છે.

૧૪ અનુયોગદ્વારમાં–' પાદ ' પછી અંગુલની સંખ્યાને દ્વિગુણું કરતાં કરતાં અન્ય માપો પણ દર્શાવ્યાં છે, પણ તત્ત્વ એકજ છે.

વેંત, બે વેંતે [વિતસ્તિ] એક હાથ, ચાર હાથે એક ધનુષ્ય, બે હજાર ધનુષ્યે એક કોશ–ગાઉ, ચાર કોશે એક યોજન થાય છે. અત્યારે આ દેશમાં આજ માપ વર્તે છે.

પરમાણુની વ્યાખ્યા કહેવાઇ ગઇ છે, હવે ઉત્શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા શ્લક્ષ્ણ શ્લક્ષ્ણિકા તે પણ અત્યન્ત સૂક્ષ્મ થાય છે, પરંતુ પરમાણુની અપેક્ષાએ ઉત્તરોત્તર અધિક માનવાળું છે. ત્યારબાદ ઊર્ધ્વરેણુ તે સ્વતઃ અથવા પર–વાયુ આદિના પ્રયોગે ઉર્ધ્વ–અધઃ અને તિર્યગ્ ગતિ કરતો અથવા જાલીયા, છાપરાંના છિદ્રમાંની સૂર્યની પ્રભાથી ઓળખાતો રેણુ [ રજકણ ] તે. **त्रसरेणु**–તે પર-પ્રયોગે તે પૌરસ્ત્યાદિ વાયુપ્રયોગે ગતિ કરનારો રજકણ. **रहरेणु**–રથ ચાલવાથી તેના પૈડાથી ઉડતો ધૂળનો રજકણ તે. [ ૩૧૬–૧૭ ]

अवतरण;—ઉત્સે૦ પ્રમાણને બતાવી હવે **પ્રમાણાંગુલ** કોને કહેવું તે કહે છે.

**चउसयगुणं पमाणं,–गुलमुस्सेहंगुलाउ बोधव्वं ।**
**उस्सेहंगुलदुगुणं, वीरस्सायंगुलं भणियं ॥ ३१८ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| चउसयगुणं=ચારસોગુણું | उस्सेहंगुलदुगुणं=ઉત્સેધાંગુલથી દ્વિગુણ |
| पमाणंगुल=પ્રમાણાંગુલ | वीरस्सायंगुलं=વીર ભગવાનનું એક અંગુલ |
| उस्सेहंगुलाउ=ઉત્સેધાંગુલથી | भणियं=કહ્યું છે. |

### સંસ્કૃત છાયાઃ—

**चतुःशतगुणं प्रमाणांगुलमुत्सेधांगुलतो बोद्धव्यम् ।**
**उत्सेधाङ्गुलद्विगुणं वीरस्यात्माङ्गुलं भणितम् ॥ ३१८ ॥**

गाथार्थः—ઉત્સેધાંગુલને ચારસોએ ગુણતાં એક પ્રમાણાંગુલ જાણવું અને ઉત્સેધાંગુલથી દ્વિગુણ વીરભગવાનનું એક અંગુલ કહ્યું છે. ॥ ૩૧૮ ॥

विशेषार्थ;—પ્રમાણાંગુલ એટલે શું ? તો આપણા ઉત્સેધાંગુલથી ચારસો ગણું મોટું અંગુલ તે, તેનો ભાવાર્થ આ પ્રમાણે–ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ દીર્ઘ ૪૦૦ ગુણું છે અને વિષ્કમ્ભ–વિસ્તારથી ૨ાા ગણું હોય છે, તે આ પ્રમાણે–સર્વ તીર્થંકર ચક્રી–વાસુદેવ–બળદેવ આત્માંગુલથી ૧૨૦ અંગુલ ઉંચા હોય છે અને અનુયોગદ્વારના '**होंति पुण अहियपुरिसा अट्ठसयं अंगुलाण उव्विद्धं**' એ વચનથી શેષ અધિકશ્રેષ્ઠ પુરૂષો ૧૦૮ આત્માંગુલથી ઉંચા હોય છે. એથી ભરતચક્રી પ્રમાણાંગુલથી અથવા આત્માંગુલથી ૧૨૦ અંગુલ ઉંચા હતા, કારણ કે તેમના સમયમાં આત્માંગુલ અને પ્રમાણાંગુલ બન્ને તુલ્યજ લેખાતાં હતાં તે ભાવના આ પ્રમાણેઃ—

**૧ શંકા ઉત્પત્તિ**—ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ હજારગુણું છે અને એ હજારગુણું પ્રમાણાંગુલમાન તે ભરતચક્રીના એક આત્માંગુલ બરાબર કહેવાય છે. આથી ભરતચક્રી વર્ધમાનસ્વામીથી પાંચસોગુણ શરીરવાળા થશે કારણ કે 'શ્રેષ્ઠ પુરૂષો સ્વાત્માંગુલથી ૧૦૮ અંગુલ ઉંચા હોય' છે એ વચનથી ભરતચક્રી પણ આત્માંગુલે ૧૦૮ અંગુલ ઉંચા થયા. એ હજારગુણાં ઉત્સેધાંગુલે એક પ્રમાણાંગુલ તેજ ભરતચક્રીનું સ્વાત્માંગુલ છે જે પૂર્વે કહી ગયા છે તેથી ભરતચક્રીના એક સ્વાત્માંગુલના હજાર ઉત્સેધાંગુલ તો ૧૦૮ સ્વાત્માંગુલના કેટલા ? તો ત્રિરાશિ-ગણિતના હિસાબે ૧૦૮૦૦૦ એક લાખ એંશી હજાર થયા એટલા ભરત શરીરના ઉત્સેધાંગુલો આવ્યા. હવે ભગવાન વર્ધમાનસ્વામીથી જેમને મતે ઉત્સેધાંગુલનીજ અપેક્ષાએ ૨૧૬ અંગુલ [ અને આત્માંગુલ ૧૦૮ ] હતા તેમને મતેજ ૧૦૮૦૦૦ હજારને ભાગ આપતાં મહાવીરની અપેક્ષાએ ભરતચક્રી પાંચસો ગુણા મોટા છે અથવા ભરતની અપેક્ષાએ શ્રીમહાવીર પાંચસોમેં અંશે નાના આવે છે. એ ૫૦૦ ગુણા મોટા કે તેટલે અંશે લઘુ વર્ધમાન પ્રભુનો દેહ ઈષ્ટનથી, કારણ કે મહાવીરની અપેક્ષાએ ભરત ૪૦૦ ગુણાજ મોટા અથવા તેથી શ્રી મહાવીર ચારસોમેં અંશે નાના થવા જોઇએ અને થાય છે ૫૦૦ ગુણા મોટા તેથી આ ૫૦૦ ગુણાપણાની પ્રથમ શંકા ?

**૨ બીજી શંકાઃ**—હવે '**उस्सेहंगुलदुगुणं वीरस्सायंगुलं भणियं**' એ ગાથાના ઉત્તરાર્દ્ધચરણથી ઉત્સેધાંગુલથી દ્વિગુણ વીરપરમાત્માનું સ્વાત્માંગુલ [ પોતાનું અંગુલ ] કહ્યું છે. તો અહીં ઉપરની શંકામાં મહાવીર મહારાજાને ૧૦૮ અંગુલ ઉંચા કહ્યા તેમ કેમ ઘટશે ? કારણ કે ઉક્ત ગાથાના અર્થાનુસારે ભગવાન સ્વાત્માંગુલે ૮૪ અને ઉત્સેધાંગુલથી ૧૬૮ અંગુલ થાય છે. તે આ પ્રમાણે ભગવાન ઉત્સેધાંગુલથી પ્રાપ્ત થતી સાત હાથની [ સ્વાત્માંગુલે ૩॥ ] કાયાવાળા હતા હવે ૨૪ અંગુલનો એક હાથ થતો હોવાથી સાત હાથના અંગુલ કાઢવા ૭×૨૪–૧૬૮ અંગુલ આવ્યા, એવા ૨ ઉત્સેધાંગુલે એક વીરવિભુનું આત્માંગુલ થતું હોવાથી ૧૬૮ ઉત્સેધાંગુલને બેથી ભાંગતા અર્થાત્ તેનું અર્ધ કરતાં ૮૪ સ્વાત્માંગુલ શ્રીવીરનું શરીર આવે છે. તો પછી સ્વાત્માંગુલે ૧૦૮ અંગુલ અને ઉ૦ ૨૧૬ અં૦ ઉંચા હતા એમ તે આચાર્યો કેમ કહે છે ? અને જો તેઓનું એ કથન સત્યજ હોય તો તેઓ વીરપ્રભુની સાતહાથની ઉંચાઇ કેવી રીતે લાવશે ? કારણ કે 'દ્વિગુણ ઉત્સેધાંગુલે વીરનું એક આત્માંગુલ' થતું હોવાથી ૧૦૮ આત્માંગુલના ઉત્સેધાંગુલ ૨૧૬ થશે. એના હાથ કરવા [ ૨૪ અંગુલનો એક હાથ હોવાથી ] ૨૪ અંગુલે ભાંગતાં નવ હાથ પ્રમાણ શ્રીવીરની કાયા થશે અને એ કાયાપ્રમાણ યથોક્ત અંગુલથી વિસંવાદી હોવાથી સમ્મત કોઇને નથી

અને ૧૦૮ સ્વાત્માંગુલ લેવાથી ' उस्सेहंगुलदुगुणं ' ઇત્યાદિ કથન અસત્ય ઠરે છે. તો ૧૦૮ સ્વાત્માંગુલનું સમાધાન શું ? આ શંકા જેઓના મતે મહાવીર ૧૦૮ અંગુલ ઉંચા છે એમ કહે છે તેમની છે કારણ કે ૧૦૮ આત્માંગુલના કથનથી ગાથાનો નિયમ સચવાતો નથી માટે.

૩ **તૃતીય શંકા**—વળી જેઓ શ્રી વીરને સ્વાત્માંગુલથી ૧૨૦ અંગુલ માને છે તેમને મતે ' બે ઉત્સેધાંગુલે એક વીરાત્માંગુલ ' એ નિયમ કેમ સચવાશે ? એથી એ ત્રીજી શંકાનું સમાધાન શું ?

આ પ્રમાણે ત્રણ શંકા ઉભી થઇ, એક તો વીરપ્રભુને ૧૦૮ આત્માંગુલીય મુજબ વીર પ્રભુથી ' ભરતચક્રી ૫૦૦ ગુણા ' થવા જાય છે તે અને બીજી શ્રી વીર પ્રભુને સ્વાત્માંગુલે ૧૦૮ અંગુલ ઉંચા કહે છે તે, અને ત્રીજી વળી પ્રભુ શ્રી વીરને ૧૨૦ આત્માંગુલે ઉંચા કહે છે તે.

અહીં શ્રી વીરને એકમતે ૧૦૮ આત્માંગુલ (૨૧૬ ઉ૦) કહ્યા તેથી ખરી રીતે પ્રથમ ' ૫૦૦ ગુણા ભરત મોટા 'ની શંકા થઈ, કારણ કે ૧૦૮ પ્રમાણ લેતાં ' उस्सेहंगुलदुगुणं ' એ નિયમ સચવાતો નથી, આપણે એ કથન પુષ્ટ કરવા નિયમ તો સાચવવો છે. અને જેઓ ૧૨૦ આત્માંગુલીય વીરને કહે છે તેમને મતે એક રીતે સમચોરસ ક્ષેત્રફળના હિસાબથી, અને ૮૪ આત્માંગુલ પ્રમાણ વીર કહેવાય છે તે આ બન્ને મતથી ' उस्सेहंगुल ' કથન ઘટી શકે છે. ફક્ત ૧૦૮ નું કથન જુદુ પડે છે તેથી તેજ પ્રસ્તુત વાત ઉપર હવે આવીએ.

**પ્રથમ શંકા નિરાસ**—પૂર્વોક્ત શંકામાં એક હજાર ઉત્સેધાંગુલે એક પ્રમાણાંગુલ કહ્યું અને અંગુલ તેજ ભરતનું આત્માંગુલ કહ્યું તે તો જાણે યોગ્ય છે. પરંતુ ઉક્તશંકામાં " શ્રેષ્ઠ પુરૂષો સ્વાત્માંગુલે ૧૦૮ અંગુલ ઉંચા હોય છે ' અને એ વચનાનુસારે ભરતચક્રીને પણ શ્રેષ્ઠ પુરૂષમાં ગણી તેની ૧૦૮ આત્માંગુલ ઉંચાઇ માની વીર પ્રભુથી ૫૦૦ ગુણા કહ્યા. " પરંતુ ત્યાં ભરતચક્રીને 'શ્રેષ્ઠ પુરૂષ ગણી ૧૦૮ આત્માંગુલી ' ગણત્રી માની કરી તેજ પ્રથમ ભૂલ છે કારણ કે ' અનુયોગ સૂત્રકાર ચક્રી—વાસુદેવ અને તીર્થંકરો સ્વાત્માંગુલે ૧૨૦ અંગુલ અને શેષ અધિક પ્રધાન પુરૂષો ૧૦૮ અંગુલ ' ઉંચા હોય છે ' એમ કહ્યું છે, હવે જ્યારે ભરતચક્રી ૧૨૦ સ્વાત્માંગુલે ઉંચા યોગ્ય બન્યા. ત્યારે ૧૨૦ સ્વાત્માંગુલનો [૯૬ અંગુલના એક ધનુષ્યના હિસાબે] ભરતનો સ્વાત્માંગુલી એકધનુષ્ય આવ્યો.

એથી આપણા ઉત્સેધાંગુલે ભરતચક્રી ૫૦૦ ધનુષ્ય ઉંચા થયા. હવે એક આત્માંગુલના ધનુષ્ય કાઢવા ત્રિરાશિ કરીએ એથી ભરત આત્માંગુલીય સવાધનુષ્યે ઉત્સેધાંગુલનાં ૫૦૦ ધનુષ્ય થાય તો (ભરતનાજ) એક આત્માંગુલમાં કેટલા ધનુષ્ય થાય. ત્રિરાશિ સ્થાપના મુજબ ૫૦૦૧ થાય છે. પ્રથમનો રાશિ

અંશસહિત [ અપૂર્ણ ] છે. માટે ત્રણ રકમને સમાન કરવી પડશે તેથી દરેકના હાથ કરી નાંખવા. એટલે સવાધનુષ્યના [૧×૪] ભરતાંગુલીય ૫ હાથ તો મધ્યમરાશિ ૫૦૦×૪=૨૦૦૦ હાથ; ૧×૪= ૪ હાથ. હવે ત્રણે રકમની પુનઃ ત્રિરાશિ સ્થાપના કરવી=૫–૨૦૦૦–૪ તેમાં અન્ત્યના ૪ રાશિથી મધ્યના ૨૦૦૦ રાશિને ગુણતાં ૮૦૦૦ થાય તેને પ્રથમના ૫ રાશિ વડે ભાંગતા ૧૬૦૦ હાથ એક સ્વાત્માંગુલ [ જેવા બૃહત્ ] ધનુષ્યના હાથ આવ્યા, તે હાથની સંખ્યાના ઉત્સેધાંગુલીય ધનુષ્ય કરવા [ ચાર હાથનો એક ધનુષ્ય હોવાથી ] ચારે ભાંગતાં ૪૦૦ ધનુષ્ય આવ્યા.

જવાબ એ નીકળ્યો કે આત્માંગુલના એક ધનુષ્યમાં ઉત્સેધાંગુલના ૮૦૦ ધનુષ્યો સમાઇ જાય એ નિયમાનુસાર આત્માંગુલના એક હાથ વડે ઉત્સેધાંગુલના ૪૦૦ હાથ, એક આત્માંગુલમાં ઉત્સેધાંગુલ ૪૦૦ અને એક આત્માંગુલીય યોજનમાં [ આપણા ] ૪૦૦ ઉત્સેધાંગુલીય યોજન સમાઇ જાય.

એ પ્રમાણે એક શ્રેણી પ્રમાણાંગુલને વિષે ૪૦૦ ઉત્સેધાંગુલ થાય એમ સાબીત થયું. અહીં વાંચકોને કદાચ શંકાનો આવિર્ભાવ થશે કે પૂર્વે તો એક પ્રમાણાંગુલમાં ૧૦૦૦ ઉત્સેધાંગુલ કહ્યા હતા તેનું શું ? તેનું સમાધાન એ છે કે એક હજાર ઉત્સેધાંગુલની જે ગણત્રી થાય છે તે તો ૪૦૦ ઉત્સેધાંગુલની પ્હોળાઇવાળી દીર્ઘશ્રેણીની અપેક્ષાએ એટલે કે એક પ્રમાણાંગુલના ૪૦૦ ઉત્સેધાંગુલ તે વિષ્કમ્ભસહિત ગણતાં એટલે ૪૦૦ અંગુલદીર્ઘ અને ૨॥ અંગુલ જાડી એવી એક અંગુલ પ્રમાણ વિસ્તારવાળી શ્રેણીની લંબાઇ [ ૪૦૦×૨॥] ૧૦૦૦ અંગુલની આવે. એ દીર્ઘશ્રેણીની અપેક્ષાએ કહ્યું છે બાકી વાસ્તવિક '૪૦૦ ઉત્સેધાંગુલે એક પ્રમાણાંગુલ.'

આ પ્રમાણે અપેક્ષાએ હજાર ઉત્સેધાંગુલે અથવા વિષ્કમ્ભયુક્ત એવા પ્રમાણાંગુલે [૪૦૦ ઉ૦] શાશ્વત્ પૃથ્વી–પર્વત વિમાનાદિક પ્રમાણો માપવાનાં કહ્યાં છે તે માપવા. [આ બાબતમાં મતાંતર છે તે ગાથા ૩૧૪ની બીજી ટીપ્પણીમાંથી જોવાં.]

**બીજી શંકાનું સમાધાન**—હવે ગ્રન્થકારે '**उस्सेहंगुलदुगुणं**' નિયમ બાંધ્યો છે એ નિયમથી ભગવાનની સાત હાથના કાયાના હીસાબે વીર ભગવાન સ્વાત્માંગુલે ૮૪ અંગુલ થાય છે તેમાં તો શંકાને સ્થાન નથી. પણ જેમના મતે ભગવાન ૧૦૮ આત્માંગુલ [ સ્વહસ્તે ૩॥ હાથ ] ઉંચા છે તેઓ તો ગ્રન્થકારનાં '**उस्सेहंगुल**' મતથી જુદા જ પડે છે કારણ કે એમના મતે બે ઉત્સેધાંગુલે એક વીરાત્માંગુલ નહિં પણ ત્રિરાશીના હિસાબે ૧$\frac{5}{9}$ ઉત્સેધાંગુલે એક વીરાત્માંગુલ થાય છે, માટે સ્પષ્ટ મતાંતરજ માનવું પડશે.

**ત્રીજી શંકાનું સમાધાન**—જેઓના મતે ભગવાન ૧૨૦ સ્વાત્માંગુલ છે તેઓનો મત પણ દેખીતી રીતે જુદોજ પડે છે, પરંતુ સમચોરસ ક્ષેત્રફળના હિસાબે કાઢતાં '**उस्सेहंगुलदुगुणं**' નિયમ ચરિતાર્થ થાય છે. તે આ પ્રમાણે—

ભગવાન સ્વાત્માંગુલે ૧૨૦ અંગુલ છે તેને ૨૪. ભાગતાં (૧૨૦ અંગુલના ) પાંચ હાથ આવ્યા, તેને સમચતુરસ્ર બાહા પ્રતિબાહા રૂપ ક્ષેત્ર ગણિત વડે લેટલેજ (૫×૫=) ગુણતાં ૨૫ થાય. હવે મહાવીર દેહ સાત હાથ છે તેનું ક્ષેત્રફળ [૭×૭] આવે. હાથ, પાની, એડીની કિંચિત વૃદ્ધિ કરવી જોઈએ તેથી ૫૦ થાય. એ પચાસનું અર્ધ કરતાં ૨૫ હાથ આવે, ૨૫નું ક્ષેત્રફળ ૫ હાથ આવવાથી પ્રથમ કહ્યા મુજબ ૧૨૦ આત્માંગુલ થવાથી બે ઉત્સેધાંગુલે એક વીર આત્માંગુલ પ્રાપ્ત થયું.

પરંતુ બાહા ગણિત તે સમચતુરસ્ર ક્ષેત્રફલની અપેક્ષાએ વિચારશું તો તો ભગવંતનું એક આત્માંગુલ તે ૧ ઉત્સે૦ અને બીજા ઉત્સેધાંગુલના પાંચીઆ બે ભાગ એટલે ૧ ૨/૫ ઉત્સેધાંગુલ પ્રમાણનું થશે કારણ કે ભગવંતને ઉત્સેધાંગુલથી ૧૬૮ અંગુલ તો કાયમ રાખવા છેજ પરંતુ આત્માંગુલથી જે ૧૨૦ અંગુલ કહેવા છે તેથી આત્મા૦ ૧૨૦ અને ૧૬૮ ઉત્સે૦ વચ્ચે વહેંચણી કરવી પડશે એટલે ૧૨૦ આત્માંગુલના ૧૬૮ ઉત્સેધાંગુલ તો એક આત્માંગુલના કેટલા ? એના જવાબમાં ૧ ૨/૫ પ્રમાણ વીરાત્માંગુલ આવશે. [ ૩૧૮ ]

## ॥ परमाणुथी आरंभी अंगुलादिविषयक यन्त्र ॥

| | | | |
|---|---|---|---|
| અનન્તસૂક્ષ્મપરમાણુનો | ૧ વ્યવહારપરમાણુ | ૮ યૂકાથી | ૧ યવમધ્ય |
| અનંતવ્ય૦પરમાણુની | ૧ ઉત્શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા | ૮ યવમધ્યનો | ૧ ઉત્સેધાંગુલ |
| ૮ ઉત્શ્લક્ષ્ણશ્લ૦ની | ૧ શ્લક્ષ્ણશ્લક્ષ્ણિકા | ૪૦૦ ઉત્સે૦ | ૧ પ્રમાણાંગુલ |
| ૮ શ્લક્ષ્ણશ્લ૦નો | ૧ ઊર્ધ્વરેણુ | ૨ ઉત્સે૦ | ૧ વીરાંગુલ |
| ૮ ઊર્ધ્વરેણુનો | ૧ ત્રસરેણુ | ૬ ઉત્સેધાગુલે | ૧ પાદ |
| ૮ ત્રસરેણુનો | ૧ રથરેણુ | ૨ પાદની | ૧ વેંત |
| | | ૨ વેંતનો | ૧ હાથ |
| ૮ રથરેણુનો | ૧ કુરૂયુગલિકવાલાગ્ર | ૨ હાથની | કુક્ષી |
| ૮ કુરૂવાલાગ્રનો | ૧ હરિ૦રમ્યક્વાલાગ્ર | ૨ કુક્ષી–વા મ વા ૪ હાથે વા ૯૬ અંગુલે | ૧ દંડ–ધનુ૦ યુગ–મુસલ નાલિકાદિ |
| ૮ હ૦રમ્યક્વાલાગ્રનો | ૧ હૈમ૦હૈર૦વાલાગ્ર | | |
| ૮ હૈ૦હૈ૦વાલાગ્રનો | ૧ પૂર્વાપરવિદેહવા૦ | ૨૦૦૦ ધનુષ્યે | ૧ ગાઉ |
| ૮ પૂર્વાપરવિદેહવા૦નો | ૧ ભરતૈરાવતવાલાગ્ર | ૪ ગાઉનો | ૧ યોજન |
| ૮ ભરતૈરાવતવા૦ની | ૧ લીંખ | | |
| ૮ લીંખની | ૧ યૂકા | | |

अवतरण;—હવે ચાર ગતિ આશ્રયી જીવોની યોનિસંખ્યા કહે છે.

**पुढवाइसु पत्तेअं, सगवणपत्तेअणंत दस चउदस।**
**विगले दु दु सुर नारयतिरि, चउ चउ चउदस नरेसु॥ ३१९ ॥**
**जोणीण होंति लक्खा, सव्वे चुलसी इहेव घिप्पंति ।**
**समवण्णाइ समेआ, एगत्तेणेव सामन्ना ॥ ३२० ॥**

**શબ્દાર્થઃ—**

जोणीण=યોનીના [ ઉત્પત્તિસ્થાન ]
होंति लक्खा=હોય છે લાખો
सव्वे चुलसी=સર્વ ચોરાશી
इहेव घिप्पंति=અહીંઆજ ગ્રહણ કર્યા છે.
समवण्णाई समेआ=સરખા વર્ણાદિ સમેત
एगत्तेणेव सामन्ना—એકત્રથીજ સમાન વ્યક્તિરૂપ

**સંસ્કૃત છાયા.**

**पृथव्यादिषु प्रत्येकं सप्त, वनप्रत्येकानन्तयोर्दश चतुर्दश ।**
**विकले द्वे द्वे सुरनारकतिरश्चां चत्त्वारि चत्त्वारि चतुर्दश नरेषु ॥ ३१९ ॥**
**योनीनां भवन्ति लक्षाणि सर्वाणि चतुरशीतिरिहैवं गृह्यन्ते ।**
**समवर्णादिसमेता एकत्वेनैव सामान्या ॥ ३२० ॥**

गाथार्थः— વિશેષાર્થવત્ સુગમ છે. ૩૧૯–૨૦॥

विशेषार्थः—અહીંઆ પ્રથમ જીવોની યોનિ સંખ્યા કહીને પછી બીજી ગાથાના અર્થથી યોનિની વ્યાખ્યા કરે છે.

પૃથ્વ્યાદિમાં એટલે પૃથ્વી–અપ્– તેઉ અને વાયુકાય એ પ્રત્યેકની સાત સાત લાખ પ્રમાણ યોનિ સંખ્યા જ્ઞાનીપુરૂષોએ જ્ઞાન ચક્ષુથી જોઇને કહી છે, પ્રત્યેક વનસ્પતિકાયની દશ લાખ યોનિ, અનન્ત [ સાધારણ ] વનસ્પતિ કાયની ચઉદલાખ, વિકલેન્દ્રિય–તે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય એ પ્રત્યેકની બે–બે લાખ, દેવતા, નારકો અને પંચેન્દ્રિય તિર્યંચ પ્રત્યેકની ચાર ચાર લાખ, મનુષ્યની ચૌદ લાખ યોનિ સંખ્યા છે. સર્વ મળીને [૧૫]ચોરાસી લાખ જીવાયોનિની સંખ્યા થાય છે. જે પ્રસિદ્ધ છે.

૧૫ સંગ્રહણીની લઘુ ટીકામાં વ્યકિત ભેદ માટે અનન્ત શબ્દ વાપર્યો છે તો ત્યાં જીવનીવિવક્ષાએ સમજવો, શરીરની વિવક્ષાએ તો અસંખ્ય શબ્દજ યોગ્ય સમજવો.
૨ એકજ પ્રકારના વર્ણવાળી કે ગંધવાળી જુદી જુદી યોનિ છે તે વ્યક્તિ ભેદે. દાખલા તરીકે એક સરખા રંગવાળા ૧૦૦ ઘોડા તે વ્યક્તિ ભેદે સોજ ગણાય.

યોનિ એટલે ઉત્પત્તિસ્થાન—અર્થાત્ તૈજસ અને કાર્મણ શરીર યુક્ત જીવો ઔદારિક વિગેરે પુદ્ગલ સ્કન્ધોવડે જે સ્થાને જોડાય તે સ્થાનનું નામ યોનિ કહેવાય છે.

જો કે વ્યક્તિ ભેદે તે યોનિઓ અસંખ્ય પ્રકારની થઇ જાય છે, કારણ કે સર્વ જીવોનાં[16] શરીરની સંખ્યા તેટલી છે અને પ્રત્યેક વ્યક્તિગત ગણતાં વર્ણાદિ ભેદથી તેટલી થાયજ. પરંતુ અહીંઆ વ્યક્તિભેદે ગણત્રી ગણવાની નથી તેમજ તે રીતે ગણત્રી પણ અશક્ય છે. તેથી સમાન વર્ણ ગંધ રસ સ્પર્શવાળી સંખ્ય-અસંખ્ય જેટલી યોનિ હોય [ તે પણ ] તે તે સમાન વર્ણાદિવાળી સર્વ યોનિની એકત્ર એક જાતિ થઇ કહેવાય અને એ પ્રમાણે કરીએ તોજ પ્રતિ જીવરાશિમાં લાખની સંખ્યાએ થતી યોનિ ગણત્રી મળી રહેશે.

અવતરણ;—યોનિ સંબંધી વ્યાખ્યા કહીને હવે કઇ જીવનિકાયમાં કેટલી કુલકોટી છે ? તે કહે છે.

**एगिंदिएसु पंचसु, बार सग ति सत्त अट्ठवीसा य ।**
**विअलेसु सत्त अड नव, जलखहचउपयउरगभुअगे ॥३२१॥**
**अद्धतेरसबारस, दस दस नवगं नरामरे नरए ।**
**बारस छवीस पणवीस, हुंति कुलकोडि लस्काइं ॥ ३२२ ॥**
**इगकोडिसत्तनवई, लस्का सड्ढा कुलाणकोडीणं ॥ ३२२½ ॥**

શબ્દાર્થ:—આવી ગયેલ છે.

સંસ્કૃત છાયાઃ—

एकेन्द्रियेषु पञ्चसु द्वादश-सप्त त्रीणि सप्त अष्टाविंशतिश्च ।
विकलेषु सप्त अष्ट नव, जलचरखगचतुष्पदोरगभुजगेषु ॥ ३२१ ॥
अर्द्धत्रयोदश द्वादश दश दश नवकं नरामरेषु नरके ।
द्वादश षड्विंशतिः पञ्चविंशतिः भवन्ति कुलकोटिलक्षाणि ॥ ३२२ ॥
एककोटि सप्तनवतिलक्षाणि सार्द्धानि कुलानां कोटीनाम् ॥ ३२२½ ॥

---

૧૬ એજ સરખા રંગવાળા ૧૦૦ ઘોડા પણ જાતિ ભેદે એકજ જાતિના ગણાય તેમ જુદી જુદી અસંખ્ય યોનિઓ પણ સમાન વર્ણાદિકની અપેક્ષાએ એકજ યોનિ ગણાય.

ગાથાર્થ:—વિશેષાર્થવત્ ॥ ૩૨૧-૩૨૨½ ॥

વિશેષાર્થ;—કુલકોટી-એટલે શું ?-તો જેઓની ઉત્પત્તિ યોનિમાં થાય તે કુલ કહેવાય.

અનેક પ્રકારનાં જીવોનાં એકજ યોનિમાં પણ બહુ કુલો ઉત્પન્ન થાય છે. જેમ દાખલા તરીકે એકજ છાણાના પિંડની અંદર કૃમી-વીંછી કીડા વિગેરે અનેક પ્રકારનાં ક્ષુદ્ર પ્રાણિઓનાં અનેક કુલો હોય છે.

તેમાં પૃથ્વીકાયની બારલાખ કુલકોટી, અપૂકાયની સાતલાખ, તેઉકાયની ત્રણલાખ, વાયુકાયની સાતલાખ, વનસ્પતિકાયની અઠ્ઠાવીસ લાખની છે. [ અહિં સૂક્ષ્મ-બાદરની ભિન્ન ભિન્ન જણાવી નથી ] બેઇન્દ્રિયની સાતલાખ, તેઇન્દ્રિયની આઠલાખ, ચઉરીન્દ્રિયની નવલાખ છે. તિર્યંચ પંચેન્દ્રિય જીવ પૈકી જલચર જીવોની સાડાબારલાખ, ખેચરોની બારલાખ, ચતુષ્પદ જીવોની દશલાખ, ઉરપરિ-સર્પની દશલાખ, અને ભૂજપરિસર્પની નવ લાખ કુલ કોટી છે.

તેમજ મનુષ્યની બારલાખ, દેવતાની છવ્વીસ લાખ અને નારકીની પચીસ લાખ કુલકોટી છે.

એકંદર[17] સર્વજીવોની કુલકોટિ સંખ્યા મળીને એક ક્રોડ સાડી સત્તાણુ લાખ [ ૧૯૭॥ લાખ ] કુલ કોટી છે. [ ૩૨૧-૩૨૨½ ]

અવતરણ;—હવે પૂર્વોક્ત [આભ્યન્તર] યોનિનાજ સંવૃતાદિ ભેદો કહેવાય છે.

**संवुडजोणिसुरेगिंदिनारया, विअड विगलगब्भूभया ॥३२३॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| संवुडजोणि=સંવૃત યોનિ | विअडविगल=વિવૃત વિકલેન્દ્રિયની |
| सुरेगिंदिनारया=દેવ-એકેન્દ્રિય નારકોની | गब्भूभया=ગર્ભની ઉભય |

**સંસ્કૃત છાયાઃ—**

**संवृत्तयोनयः सुरैकेन्द्रियनारकाः, विवृता विकलाः गर्भजानामुभया ॥३२३॥**

ગાથાર્થ:—સંવૃતયોનિ દેવ-એકેન્દ્રિય-નારકજીવોની અને વિવૃતયોનિ વિકલે-ન્દ્રિયની, અને ગર્ભજ જીવોની ઉભય [ સંવૃત-વિવૃત ] યોનિ છે. ॥ ૩૨૩ ॥

---

૧૭ આ કુલકોટીની સંખ્યા બાબતમાં આચારાંગાદિ ગ્રન્થોનું કથન ભિન્ન પડે છે, વળી લોકપ્રકાશમાં પણ દેવતાની કુલ સંખ્યા બાર લાખ કહી છે વિગેરે અનેકની સંખ્યા બાબતમાં મતાંતરો છે.

**विशेषार्थः**—**संवृत**-એટલે સારી રીતે ઢાંકેલી. **विवृत**-ઉઘાડેલી અને **संवृत-विवृत** તે બન્ને પ્રકારની **इति शब्दार्थः**, ચારે પ્રકારના દેવો, એકેન્દ્રિયો તે પૃથ્વી-અપ્-તેઉ-વાયુ અને વનસ્પતિ અને સાતે નારકોની સંવૃતયોનિ છે.

**સંવૃત યોનિ કેવી રીતે?**-દેવલોકમાં દેવો દિવ્ય શય્યાઓમાં ઉત્પન્ન થાય છે, એ શય્યાઓ દેવદૂષ્ય વસ્ત્રોથી આચ્છાદિત હોય છે, એ દેવશય્યા અને આચ્છાદિત દેવદૂષ્ય વસ્ત્ર બન્નેનાં અંતરમાં દેવોનો ઉપપાત થતો હોવાથી તેઓ આચ્છાદિતપણે ઉત્પન્ન થાય છે માટે તે સંવૃતયોનિ કહેવાય. એવી રીતે એક એકેન્દ્રિયોની સંવૃતયોનિ તો સ્પષ્ટ ઓળખાતી નથી તેથી અસ્પષ્ટયોનિ પણ સંવૃતજ ગણાય છે. સાતે નારકોની સંવૃતયોનિ તે ઉપરથી સારી રીતે ઢંકાએલા ગવાક્ષની કલ્પનાથી સમજાય તેમ છે, કારણકે નારકો ગવાક્ષની અંદરજ (નરકાવાસામાં) ઉત્પન્ન થાય છે તેથી ઉપરથી આચ્છાદિત યોનિવાળા છે.

**વિવૃતયોનિ કેવી રીતે?**—વિકલેન્દ્રિય તે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયોની વિવૃતયોનિ જલાશયાદિના સ્થાનોની પેઠે સ્પષ્ટ ઉઘાડી દેખાય છે.

[18]**સંવૃત-વિવૃત કેવી રીતે?**-ઢાંકેલી અને પ્રગટ અથવા સ્પષ્ટ અસ્પષ્ટ એમ મિશ્રરૂપે જણાવી તે ગર્ભજયોનિ, એટલે કે ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ તથા મનુષ્યોની સંવૃત-વિવૃતયોનિ છે, જ્યારે એ જીવો ઉદરમાં ગર્ભપણે ઉત્પન્ન થાય છે ત્યારે ગર્ભ દેખાતો નથી, એથી ગર્ભ સંવૃત હોય છે પરંતુ બહાર ઉદરવૃદ્ધિઆદિના કારણથી દેખાતા સ્રીના ગર્ભાશયની પેઠે વિવૃત ઉઘાડી દેખાય છે. આ આભ્યન્તર યોનિઓ સમજવી-બાહ્ય લિંગાકાર રૂપ તો આગળ ગ્રન્થકાર કહેવાના છે. [ ૩૨૩ ]

**अवतरण:**—હવે ચારે ગતિપૈકી કઇ જીવાયોનિ **સચિત્ત-અચિત્ત** કે **મિશ્ર** તથા **શીતોષ્ણાદિપણે** છે? તે કહે છે.

**अचित्तजोणिसुरनिरय, मीसगब्भे तिभेअसेसाणं ।**
**सीउसिणनिरयसुरगब्भ, मीसतेउसीणसेसातिहा ॥३२४॥**

**શબ્દાર્થ:**—

| | |
|---|---|
| अचित्तजोणि=અચિત્ત યોનિ | सीउसिण=શીતોષ્ણ |
| मीसगब्भे=ગર્ભમાં મિશ્ર | तेउसीण=તેજસ્કાયની ઉષ્ણ |
| तिभेअसेसाणं=ત્રણ ભેદો શેષમાં | सेसतिहा=શેષ ત્રણે પ્રકારની |

૧૮ ત્રીજી યોનિથી ઉત્પન્ન થએલા જીવો અલ્પ, બીજીથી અસંખ્યગુણા તેથી અયોનિજ-એટલે સિદ્ધના જીવો અનન્તગુણા, તેથી પ્રથમ યોનિ ઉત્પન્ન અનન્તગુણા છે.

### સંસ્કૃત છાયાઃ—

**अचित्ता योनिः सुरनारकाणां, मिश्रा गर्भजानां त्रिभेदा शेषाणाम् ।**
**शीता उष्णा[च]नारकाणां, सुरगर्भजानां मिश्रा, तेजसः उष्णा, शेषाणां त्रिधा २२४**

ગાથાર્થઃ—દેવો અને નારકોની અચિત્તયોનિ, ગર્ભજ જીવોની મિશ્રયોનિ અને શેષ જીવોની ત્રણેભેદે તે સચિત્ત–અચિત્ત અને સચિત્તાચિત્ત, તથા પુનઃ મિશ્ર શીત અને ઉષ્ણ યોનિઓ નારકોની, દેવો અને ગર્ભજ જીવોની મિશ્ર [શીતોષ્ણ], તેઉકાયની ઉષ્ણ અને શેષજીવોની શીત–ઉષ્ણ અને શીતોષ્ણ એમ ત્રણે પ્રકારની છે. ॥૩૨૪॥

વિશેષાર્થ;—**સચિત્તયોનિ**–એટલે જીવપ્રદેશોએ અન્યોન્ય અનુગમન (પ્રવેશ) કરવાપણાવડે અંગીકાર કરેલ જીવતાં જે શરીર તે સર્વ યોનિ જીવયુક્ત હોવાથી સચિત્ત ગણાય.

**અચિત્તયોનિ**—તે જીવ પ્રદેશથી સર્વથા રહિત સુકા કાષ્ઠ જેવી અજીવ તે.

**પ્રશ્ન**—અહીંઆ કોઇને શંકા થાય કે ત્રણેલોક સૂક્ષ્મ જંતુઓથી તો ખીચોખીચ ભરેલો છે તો પછી અચિત્તયોનિ [ અજીવ ] પણું કેમ સંભવે ? વળી અચિત્તયોનિ કદાચિત્ સચિત્તપણું પ્રાપ્ત કરે કે નહિ ?

**ઉત્તર**— અચિત્તયોનિ તથાવિધ સ્વભાવે સુકાં કાષ્ઠ જેવી હોવાથીજ સૂક્ષ્મ જન્તુઓ સર્વત્ર વ્યાપ્ત છતાં અચિત્ત યોનિના ઉપપાત સ્થાનના પુદ્ગલો તે સૂક્ષ્મ જીવ પ્રદેશોથી અન્યોન્ય સંબંધવાળાં થતાં નથી, તેથી અચિત્તયોનિને કયારે પણ સચિત્તપણું થતું નથી.

**મિશ્રયોનિ [ સચિત્તાચિત્ત ] કેવી રીતે હોય ?**:—સચિત્ત અને અચિત્ત પુદ્ગલોના સંબંધવાળી થતી યોનિ તે. એટલે મનુષ્યને તિર્યંચની યોનિમાં શુક્ર [ વીર્ય ] તથા રૂધિરનાં પુદ્ગલો રહેલા હોય છે. તેમાંથી જે પુદ્ગલો આત્મા સાથે જોડાએલાં છે તે સચિત્ત અને જે નથી જોડાએલાં તે અચિત્ત [ કારણ કે આત્મા સજીવ છે ] આ સચિત્તાચિત્તનો સંબન્ધ જેમાં થતો હોય તેવી યોનિ મિશ્રયોનિ કહેવાય.

**તે આ પ્રમાણે**:—સ્ત્રીઓને નાભિની નીચે વિકસ્વર પુષ્પોની માળા જેવી જનોઇના આકારે બે નસો હોય છે, તેની હેઠળ અધોમુખ રહેલી કમળના ડોડાના આકારવાળી યોનિ હોય છે, અને તે યોનિથી બહાર આજુ બાજુ આંબાની કલીઓ સરખી માંસની મંજરીઓ હોય છે. તે માંસની મંજરીઓ રૂધિર ઝરવાના સ્વભાવવાળી હોવાથી સ્વાભાવિક રીતે પ્રાયઃ દરમાસે રૂધિરને ઝરે છે, [ જે વખતે લોકમાં સ્ત્રીને અટકાવ–ઓપટી–અડચણવાળી કહેવાય

છે ], તે ઝરતા રૂધિરના કેટલાક કણુ-અંશો કમલના ડોડાના આકારવાળી યોનિમાં પ્રવેશ કરી જાય છે. ત્યારબાદ જ્યારે સંયોગથી પુરૂષનું વીર્ય તેમાં ભળે છે ત્યારે વીર્ય અને રૂધિરથી પુદ્ગલોનું મિશ્રપણું થાય છે, એ મિશ્રિત થએલા અંશોનો આહાર કરતો જીવ તે યોનિમાં ઉત્પન્ન થાય છે, ત્યાં યોનિએ જે વીર્યપ્રદેશો આત્મસાત્-તે પોતાના રૂપે જીવપ્રદેશે વ્યાપ્ત કર્યા હોય તે વીર્ય પ્રદેશો સચિત્ત હોય છે, અને કદાચિત્ મિશ્ર પણ હોય છે અને જે વીર્યપ્રદેશો યોનિરૂપ-આત્મસાત્ ન થયાં હોય તે વીર્યપ્રદેશો અચિત્ત હોય છે. આ પ્રમાણે તેઓનું મિશ્રયોનિપણું સમજવું.

અહીંઆ કેટલાક આચાર્યો એમ કહે છે કે રૂધિર સચિત્ત છે અને વીર્ય અચિત્ત છે, કેટલાક મહર્ષિ રૂધિરને પણ અચિત્ત કહે છે પરંતુ યોનિગત આત્મપ્રદેશો તેને જ સચિત્ત કહે છે અને એ પ્રમાણે મિશ્રયોનિપણું ઘટાવે છે.

પૂર્વે દેવ નારકોની અચિત્ત યોનિ, અને ગર્ભજ નર તિર્યંચોની મિશ્રયોનિ કહી, હવે શેષ જીવો સમૂર્છિમ જે એકેન્દ્રિય બેઇન્દ્રિય-તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય પંચેન્દ્રિયતિર્યંચ-મનુષ્ય તેઓને સચિત્ત-અચિત્ત અને મિશ્ર એમ ત્રણે પ્રકારની છે તે કેવી રીતે?

તો જીવતી ગાય વિગેરે જીવોના શરીરમાં પડતા કૃમિઆદિ જંતુઓની સચિત્ત યોનિ, [ જીવ સંબંધવાળી હોવાથી ] અચિત્ત સુકા લાકડામાં ઉત્પન્ન થતાં ઘુણાં આદિની અચિત્ત યોનિ અર્દ્ધસુકાં [ લીલું-સુકું એવાં ] લાકડાં તથા ગાય વિગેરેનાં શરીરના ક્ષત તે ઘા વિગેરે સ્થાનમાં ઉત્પન્ન થતાં અનુક્રમે ઘુણાં તથા કૃમિ આદિ જંતુઓની મિશ્રયોનિ સમજવી. જે સ્પષ્ટ સમજાય તેમ છે.

## યોનિનું શીતાદિક સ્પર્શપણું:—

નારકીનાં જીવોને સ્પર્શથી બે પ્રકારની યોનિ છે, એક શીત અને બીજી ઉષ્ણ, એટલે કે પ્રથમની ત્રણ નરકનાં નારકો શીતયોનિવાળા છે, અને શીત યોનિવાળાં હોવાથી તેઓને ઉષ્ણવેદનાં [ પ્રતિકુલકર્મોદયે ] ઘણી હોય છે. ચોથી નારકમાં ઉપરના નરકાવાસાઓ કેટલાંક શીતયોનિવાળાં, અને કેટલાક ઉષ્ણ યોનિવાળાં, [ ત્યાં શીતવાળાને ઉષ્ણવેદનાનું અધિકપણું અને ઉષ્ણયોનિવાળાંને શીતવેદનાનું અધિકપણું ], પાંચમી પૃથ્વીમાં ઘણાં નરકાવાસા ઉષ્ણયોનિવાળાં, થોડાંક શીતયોનિવાળાં [ વેદનાક્રમ ઉલટો ], છઠ્ઠી અને સાતમી નરકમાં ઉષ્ણયોનિજ છે. શીતયોનિવાળાઓને ઉષ્ણવેદના અત્યન્ત દુઃસહ અને ઉષ્ણયોનિવાળાંને શીતવેદના અત્યન્ત દુઃસહ સમજી લેવી.

કેટલાંક આચાર્યો આદ્યની ત્રણ પૃથ્વીમાં ઉષ્ણયોનિ, ચોથીમાં શીત અને ઉષ્ણ બે અને છેલ્લી ત્રણેમાં એક શીતયોનિ કહે છે, પરંતુ તે બહુ અયુક્ત હોવાથી ઉપેક્ષણીય છે.

વળી દેવોની તથા ગર્ભજ તિર્યંચ મનુષ્યોની મિશ્ર અને શીતોષ્ણરૂપ સ્વભાવવાળી યોનિ છે, તેઉકાયની કેવળ ઉષ્ણયોનિ, [સ્પષ્ટજ છે], શેષ પૃથ્વી–અપ્–વાયુ વનસ્પતિ સમૂર્ચ્છિમ તિર્યંચ મનુષ્યોની ત્રણે પ્રકારની એટલે તેમાં કેટલાં કે શીતયોનિ સંયુક્ત કેટલાક ઉષ્ણ અને કેટલાક મિશ્રયોનિવાળા હોય છે. [ ૩૨૪ ]

अवतरण;—હવે મનુષ્યની યોનિના ભેદ પાડે છે.

**हयगब्भसंखवत्ता, जोणिकुम्मुन्नयाइ जायंति ।**
**अरिहहरिचक्किरामा, वंसीपत्ताइ सेसनरा ॥ ३२५ ॥**

**શબ્દાર્થ:—**

हयगब्भ=હતગર્ભા
संखवत्ता=શંખાવર્ત
कुम्मुनयाइ=કુર્મોન્નતામાં
अरिहहरि–चक्किरामा=અરિહંત–વાસુદેવ ચક્રવર્ત્તિ બળદેવ.
वंसीपत्ताइ=વંસીપત્રામાં
सेसनरा=શેષ નરો.

**સંસ્કૃત છાયા:—**

**हतगर्भा शङ्खावर्त्ता योनिः कूर्मोन्नतायां जायन्ते ।**
**अर्हद्–हरि–चक्रि–रामाः, वंशीपत्रायां शेषनराः ॥ ३२५ ॥**

ગાથાર્થ:—શંખાવર્તા યોનિ તે હતગર્ભા છે. અરિહન્ત ચક્રી બળદેવ કુર્મોન્નતામાં ઉત્પન્ન થાય છે અને અવશેષ નરો વંસીપત્રામાં ઉત્પન્ન થાય છે. [૩૨૫]

વિશેષાર્થ:—મનુષ્યોની બાહ્યલિંગાકારરૂપ યોનિ ત્રણ પ્રકારે છે. ૧ શંખાવર્તાયોનિ ૨ કુર્મોન્નતા ૩ વંસીપત્રા.

**શંખાવર્તા:**—આ યોનિમાં શંખ જેવો આવર્ત–આંટો હોવાથી શંખાવર્તા કહેવાય છે. આ યોનિ નિશ્ચે ' હતગર્ભા ' હોય છે, એટલે આ યોનિમાં ઉત્પન્ન થએલો જીવ–ગર્ભ હણાઇ જાય છે, ક્યારે પણ જન્મરૂપે બહાર આવતોજ નથી. આમ થવાનું કારણ એ છે કે શંખાવર્તયોનિવાળી સ્રીઓ અત્યન્ત પ્રબળ કામાગ્નિવાળી હોવાથી એટલી બધી તેનામાં ઉષ્ણતા રહે છે કે ઉત્પન્ન થએલા ગર્ભના જીવોનો વિનાશ થઈ જાય છે, આ યોનિ ચક્રવર્તિની મુખ્ય પટ્ટરાણીરૂપ

સ્ત્રી રત્નને હોય છે અને એથી જ બ્રહ્મદત્ત ચક્રીની [૧૯]કામાતુર થએલી સ્ત્રી રત્ન કુરૂમતિના હસ્તસ્પર્શથી લોખણ્ડનું પુતળું પણ રસમય થઇ ગયું અર્થાત ગળી ગયું. આ પ્રમાણે વૃદ્ધપુરૂષોનું કથન છે.

**કૂર્મોન્નતા:**—કાચબાના પીઠની જેમ ઉપસેલી ઉન્નત ભાગવાળી તે, આ યોનિમાંજ અરિહન્ત પરમાત્માઓ, વાસુદેવો, ચક્રવર્તિઓ અને બળદેવો [ એટલે પ્રતિવાસુદેવ છોડીને ૬૩ શલાકાપુરૂષો ] નિશ્ચયે ઉત્પન્ન થાય છે, બીજીમાં નહિ.

**વંશીપત્રા:**—જે યોનિ વાંસના જોડાએલાં બે પત્ર સરખા આકારવાળી હોય તે. આ યોનિમાં શેષ સર્વજાતના મનુષ્યોજ [ તિર્યંચો નહીં, કારણ કે આ ત્રણે પ્રકારનું યોનિકથન મનુષ્યની સ્ત્રીનુંજ છે. ] ઉત્પન્ન થાય છે, તિર્યંચયોનીનો બાહ્યાકાર અનિયત છે.

આ પ્રમાણે મનુષ્યની સ્ત્રીની બાહ્યયોનિનું સ્વરૂપ પણ કહ્યું. એમ યોનિના સંવૃતાદિ ભેદો સચિત્તાચિત્તા અને શંખાવર્તાદિ ભેદો દર્શાવ્યા.

આ સિવાય શુભયોનિ કઇ અને અશુભયોનિ કઇ ? તે પણ આગમગ્રન્થોમાં બતાવ્યું છે. શુભયોનિ કઇ કહેવાય અને અશુભયોનિ કોને કહેવાય તે વાંચકો સ્વયં સમજી શકે તેમ છે કારણ કે વ્યક્તિની ઉત્તમત્તા અને અધમતા જોઇને શુભાશુભપણાનો નિર્ણય કરવાનો છે. [ ૩૨૫ ]

अवतरणं;—હવે ભોગવવા યોગ્ય આયુષ્યના ભિન્ન ભિન્ન પ્રકારો પારિભાષિક શબ્દમાં કહે છે.

**आउस्सबंधकालो, अबाहकालो अ अंतसमओ य ।**
**अपवत्तणपवत्तण, उवक्कमणुवक्कमा भाणिया ॥ ३२६ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| आउस्स बंधकाल=આયુષ્યનો બન્ધકાલ | अपवत्तणपवत्तण=અપવર્તન અને અનપવર્ત્તન |
| अबाहकालो=અબાધાકાળ | |
| अंतसमओ=અંતસમય | उवक्कम=ઉપક્રમ अणुवक्कम=અનુપક્રમ |

૧૯ કામાતુર થઇને સ્પર્શ કરે તોજ લોહ પુતળાનું દ્રવીભૂતપણું લેવું. કંઇ આખો દિવસ કાયમી એવી ઉષ્ણતા રહેતી નથી, નહીંતર સુવર્ણ-રત્નના આભૂષણો પહેરે છે તેનો અસંભવ થઇ જાય.

### સંસ્કૃત છાયાઃ—

**आयुषो बन्धकालोऽबाधाकालाश्चान्तसमयश्च ।**
**अपवर्तनानपवर्तनोपक्रमानुपक्रमा भणिताः ॥ ३२६ ॥**

ગાથાર્થ:—આયુષ્યના બંધકાલ, અબાધાકાલ, અંતસમય, અપવર્તન, અનપવર્તન, ઉપક્રમ અને અનુપક્રમ વિગેરે યથાયોગ્ય સાત સ્થાનો કહ્યા છે. ॥૩૧૬॥

વિશેષાર્થઃ—**બંધકાલ**—ચાલતા ભવનું આયુષ્ય પૂર્ણ થવાનાં પહેલા સમયમાં જેટલું આયુષ્ય ( જ્ઞાનીની દૃષ્ટિમાં ) નિયમિત હોય તેના ત્રીજો ભાગ વિગેરે અવસરે પરભવાયુષ્યનો બંધ કરવો તે.

૨ **અબાધાકાલ**—ચાલતા ભવમાં પરભવાયુષ્યનો બન્ધ કર્યો, એ બદ્ધ પરભવાયુષ્યના બંધકાળ પછી જેટલા કાળસુધી તે ઉદયમાં ન આવે તે અપાન્તરાલકાલ.

૩ **અંતસમય**—અનુભવાતું પ્રસ્તુત ભવાયુષ્ય પૂર્ણતાને પામે તે.

૪ **અપવર્ત્તન**—લાંબા કાળસુધી વેદવા યોગ્ય વ્યવસ્થિતપણે બાંધેલું આયુષ્ય તથાવિધ શક્તિથી સ્વલ્પકાળમાં વેદી નાંખવું તે.

૫ **અનપવર્ત્તન**—અપવર્તનથી વિપરીત એટલે પૂર્વે જેટલા કાળસુધી વેદવાયોગ્ય આયુષ્ય બાંધ્યુ હોય તેટલા કાળસુધી આયુષ્ય અવશ્ય ભોગવવું, પરંતુ સ્થિતિનો હ્રાસ-ફેરફાર ન થવો તે.

૬ **ઉપક્રમ**—જે કારણોવડે કરીને આયુનું અપવર્તન થાય-અર્થાત્ ઓછું થાય તેવા કારણોનો સમૂહ તે.

૭ **અનુપક્રમ**—તેવાં આયુષ્ય ઘટાડનારાં ઉપક્રમોનો અભાવ તે. (૩૮૯)

अवतरण;—હવે એ સાતે આયુષ્યદ્વારોને ક્રમશઃ વિસ્તારથી વર્ણવે છે તેમાં પ્રથમ બન્ધકાળ જે જીવોનો જેટલો હોય છે તેને ઘટાવે છે.

**बंधंति देव–नारय, असंखनरतिरि छमाससेसाऊ ।**
**परभवियाऊ सेसा, निरुवक्कमतिभागसेसाऊ ॥ ३२७ ॥**
**सोवक्कमाउआ पुण, सेसतिभागे अहव नवभागे ।**
**सत्तावीस इमे वा, अंतमुहुत्तंतिमे वावि ॥ ३२८ ॥**

लेश्या पुद्गल लेवा मूकवा आवे ते तथा आयुष्यना बंध–अबाधा–उदयकाळनुं स्थापनाचित्र. [ गाथा, ३२६–२९, पृ. ६००. ]

## શબ્દાર્થ:—

बंधंति=બાંધે છે
छमाससेसाउ=છમાસ શેષાયુષ્ય રહે
सोवक्कमाउआ=સોપક્રમાયુષી

परभवियाऊ=પરભવાયુષ્ય
निरुवक्कम=નિરૂપક્રમ
अहव=અથવા

## સંસ્કૃત છાયા:—

बध्नन्ति देव–नारकाऽसंख्यनरतिर्यञ्चः षण्मासशेषायुषि ।
परभवायुः शेषा निरुपक्रमाः त्रिभागे शेषे आयुषः ॥ ३२७ ॥
सोपक्रमायुष्का पुनः शेषत्रिभागे अथवा नवमभागे ।
सप्तविंशतितमे वा अन्तर्मुहूर्तेऽन्तिमे वाऽपि ॥ ३२८ ॥

गाथार्थ: —( નિરૂપક્રમાયુષી ) દેવો–નારકો, અસંખ્યવર્ષાયુષીયુગલિક મનુષ્ય તથા તિર્યંચો ( પોતાના ચાલતા ભવનું ) છ માસ આયુષ્ય બાકી રહે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે છે. વળી શેષ જીવોમાં નિરૂપક્રમાયુષી નિશ્ચે પોતાના આયુષ્યનો શેષ ત્રીજો ભાગ બાકી હોય ત્યારે, અને જેઓ સોપક્રમાયુષી છે તે પોતાના આયુષ્યના શેષ ત્રીજા ભાગે પરભવાયુષ્ય બાંધે છે પણ નિશ્ચય નહિ, એથીજ સ્વઆયુષ્યના શેષ નવમા ભાગે, શેષ સત્તાવીસમે ભાગે, ( એમ [२०]ત્રીજે ત્રીજે ભાગે ) છેવટ સ્વઆયુષ્યના અન્તિમ અન્તર્મુહૂર્ત્તમાં પણ પરભવ સંબંધી આયુષ્ય બાંધે છે. ॥ ૩૨૭–૨૮ ॥

विशेषार्थ:—વિવક્ષિત ભવમાં ટકવાવાળું જે આયુષ્ય તે દ્રવ્યાયુષ્ય અને કાલ આયુષ્ય એમ બે પ્રકારનું છે દ્રવ્ય આયુષ્ય તે આયુષ્યનાં પુદ્ગલો આ આયુષ્યના પરમાણુનો સંપૂર્ણ ક્ષય કરીને જ જીવ પરભવમાં જઇ શકે છે. જ્યારે કાલ આયુષ્યમાં તો સેંકડો વર્ષનું આયુષ્ય પણ એક અંતમુહૂર્ત્તમાં જ ખલાસ કરી શકે છે એટલે કાલાયુષ્ય અપવર્તનીય અને અનપવર્તનીય એમ બન્ને પ્રકારનું હોય છે. પરભવમાં ઉત્પન્ન થનારા જગતવર્તી કોઇપણ જીવો માટે સાદો એક નિયમ સમજી લેવો કે ચાલુ ભોગવાતુ આયુષ્ય પૂર્ણ થાય એ પહેલાં પોતાને પરભવમાં જે ગતિમાં ઉત્પન્ન થવાનું હોય છે તે સ્થાનની નિયત્તા તે ચાલુ ભવમાંજ કરી લે છે અને એ સ્થાન નિયત્તા થયા બાદજ ચાલુ ભવમાં આયુષ્ય પૂર્ણ થાય છે, હવે કયા કયા જીવોનો કયારે કયારે સ્થાનનિયત્તાનો કાળ હોય છે તે ગાથાર્થમાં

૨૦;—૧–૩–૯–૨૭–૮૧–૨૪૩–૭૨૧ એ ત્રણ ત્રણ ગુણીરકમની વિભાગ કલ્પના તે.

કહેવાઈ ગયો છે. દેવો, નારકો અને [21]અસંખ્ય વર્ષાયુષી મનુષ્ય-તિર્યંચો નિશ્ચે અનપવર્તનાયુષી એટલે નિરૂપક્રમાયુષી હોય છે. **निरुपक्रमायुः-निर्गतान्युपक्रमाणि यस्मात्**-એટલે દૂર થયા છે ઉપક્રમો જે આયુષ્યથી અર્થાત્ જીવે જે આયુષ્ય બાંધ્યુ તે તથાવિધ પુણ્યના પ્રકર્ષથી કંઈપણ જાતના ઉપક્રમ-ઉપદ્રવ વગર સુખપૂર્વક સંપૂર્ણ ભોગવાય તે અને જે ઉપક્રમ-ઉપદ્રવ લાગવાથી દીર્ઘાયુષ્ય પણ ટુંકુ થઇ ચાલુ ભવનો અન્ત લાવે તે **सोपक्रमायुः=उपक्रमैः सह वर्तमानमायुः तत् ॥** જેમકે છૂટી મૂકેલી લાંબી દોરી એક છેડેથી સળગાવતાં અનુક્રમે બળે, પણ તેજ દોરીનું ગુંછળું વાળી અગ્નિમાં નાંખતા તેટલી જ દોરી એકદમ બળી જાય તેમ લાંબા કાળ સુધી ભોગવવા યોગ્ય આયુષ્ય પણ અધ્યવસાન વિગેરે ઉપક્રમોવડે અલ્પકાળમાં ભોગવાઇ જાય છે. આ પ્રસંગને અનુસરતા દીપક ભીંજુ વસ્ત્ર વિગેરે અનેક દૃષ્ટાંતો ઘટાવી શકાય છે.

દેવ-નારક-યુગલિક સિવાય જે શેષજીવો તે એકેન્દ્રિય-વિકલેન્દ્રિય-પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્ય તેઓમાં જે જીવોએ નિરૂપક્રમાયુષ્ય બાંધ્યુ હોય તેઓ પોતાનાં ભોગવાતાં આયુષ્યનો શેષ ત્રીજો ભાગ બાકી હોય ત્યારે નિશ્ચયે પરભવાયુષ્યનો બન્ધ કરે, પણ જે જીવો સોપક્રમાયુષી વર્તે છે તેઓ તો ભોગવાતા આયુષ્યના [ ત્રિ-ત્રિભાગે એટલે ] ત્રીજા ભાગે, ત્રીજા ભાગે બન્ધ ન પડ્યો હોય તો શેષ રહેલા નવમા ભાગે, ત્યારે ન પડ્યો હોય તો ભોગવાતાયુષ્યના સત્તાવીસમા ભાગે, ત્યારે પણ જીવના પરભવાયુષ્યનો બન્ધ ન પડ્યો તો છેવટ અન્તસમય તે મરવા આડું [22]અન્તર્મુહૂર્ત્ત માત્ર બાકી હોય ત્યારે તો અવશ્ય આત્મા પરભવાયુષ્યનો બન્ધ કરે છે. અહીં સ્વ આયુષ્યના ત્રીજા ભાગે એમ અર્થ ન કરતાં 'સ્વઆયુષ્યના ત્રીજો ભાગ શેષ રહે' ૯ મો શેષ રહે એમ અર્થ કરવો, પરંતુ 'જો ત્રીજા ભાગે નવમા ભાગે' એમ બોલશું તો ૯૯ વર્ષના આયુષ્યવાળો ૩૩ મે વર્ષે આયુષ્ય બાંધે એમ થાય અને શેષ રહે એ પ્રમાણે અર્થ કરશું તો ૬૬ મા વર્ષના અન્તે આયુષ્ય બાંધે એમ અર્થ થાય અને એજ સર્વને સંમત છે. [ ૩૨૮ ]

अवतरण;—એ પ્રમાણે બન્ધકાળને કહીને **અબાધાકાળ-અંત સમય** તથા ઋજુગતિ વક્રાગતિનું સ્વરૂપ કહે છે.

---

૨૧ કોઇ આચાર્યો યુગલિકને પલ્યોપમના અસંખ્યભાગ શેષઆયુષ્યે બન્ધ કહે છે.

૨૨ અહીંઆ કોઇ આચાર્ય સત્તાવીસમા ભાગે જો બન્ધ ન પડ્યો તો ત્યારપછી શેષ સ્વઆયુષ્યમાં ત્રિભાગ કરવાનું કહે છે તે યાવત્ અન્તિમ અન્તર્મુહૂર્ત્ત સુધી કહે છે.

**जइमे भागे बंधो, आउस्स भवे अबाहकालो सो ।**
**अंते उजुगइ इगसमय, वक्क चउपंचसमयंता ॥ ३२९ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| जइमे भागे बंधो=જેટલામે ભાગે | अंते उजुगइ=અન્તે ઋજુગતિ |
| बंधो आउस्स भवे=બન્ધ આયુષ્યનો થાય | इगसमय=એક સમય |
| अबाहकालो सो=અબાધાકાળ તે | वक्क–चउपंच समयंता=વક્રાગતિ ચાર પાં-ચ સમયની |

**સંસ્કૃત છાયાઃ—**

**यावति भागे बन्धः आयुषः भवेत् अबाधाकालः सः ।**
**अन्ते ऋजुगतिरेकसमया वक्रा चतुःपञ्चसमयान्ता ॥ ३२९ ॥**

गाथार्थः—જેટલામે ભાગે આયુષ્યનો બન્ધ થયો હોય ત્યાંથી લઇ [ તે પરભવાયુષ્ય ઉદયમાં ન આવે ત્યાંસુધીનો ] અબાધાકાલ કહેવાય, અન્તસમય એટલે મરણસમય, એ અન્તસમયે [ પરભવ જતાં જીવને ] એક સમયની ઋજુ-ગતિ અને ચાર–પાંચ સમયની વક્રાગતિ હોય છે. ॥ ૩૨૯ ॥

विशेषार्थः—જે જીવોએ પોતાના આયુષ્યના છમાસ શેષ રહે અથવા સ્વા-યુષ્યના ત્રિભાગે–સત્તાવીસમે કે કોઈપણ ભાગે પરભવાયુષ્યનો બન્ધ કર્યો હોય, તે પરભવાયુષ્યના બન્ધકાળથી માંડી જ્યાંસુધી તે બદ્ધપરભવાયુષ્ય ઉદયમાં ન આવે ત્યાંસુધીનો અનુદય અવસ્થારૂપ–અપાન્તરાલકાલ તે તે જીવના આયુષ્યનો **અબાધાકાળ** કહેવાય છે.

જેમ દેવ–નારકો કે યુગલિકો પોતાના આયુષ્યાન્તના ૬ માસ શેષ રહે ત્યારેજ પરભવાયુષ્યનો બન્ધ કરે છે. એ બન્ધકાળ પછી ૬ માસ વ્યતીત થયે મરણ પામતાં તે બદ્ધાયુષ્યનો ઉદય થાય છે. એ બન્ધકાળ અને ઉદયકાળ વચ્ચે છમાસનુંજ સ્પષ્ટ અંતર તે ઉક્ત જીવોનો અબાધાકાળ કહેવાય તેવીરીતે અન્તિમ અન્તર્મુહૂર્ત્તમાં પરભવાયુષ્ય બાંધે તો તેને અપાન્તરાલ અન્તર્મુહૂર્તનોજ અબાધાકાળ સમજવો એમ સર્વત્ર સમજી લેવું.

**અન્તસમય**—ચાલુ ભવના આયુષ્યની સમાપ્તિ થવી તેનું નામ અંત-સમય–મરણ, જે સ્પષ્ટ છે.

હવે જીવ અન્તસમયે આયુષ્ય પૂર્ણ કરી પરભવમાં જાય છે ત્યારે જીવને એક સમયની ઋજુગતિ અને ચાર–પાંચ સમયની વક્રાગતિ ઉદયમાં આવે છે. [૩૨૯]

## ॥ चारे गतिआश्रयी वेद–योनि–कुलकोटी संख्या–जातिनो यन्त्र ॥

| | चतुर्गतिभेद | वेद | योनिसं० | कुलकोटी | योनिभेद | योनिस्पर्शपणुं |
|---|---|---|---|---|---|---|
| એકેન્દ્રિય | પૃથ્વીકાય | નપુંસક | ૭ લાખ | ૧૨ લાખ | સંવૃત | શીત-ઉષ્ણ-શીતોષ્ણ |
| | અપ્કાય | ,, | ,, | ૭ લાખ | ,, | ,, |
| | તેઉકાય | ,, | ,, | ૩ લાખ | ,, | ઉષ્ણ |
| | વાયુકાય | ,, | ,, | ૭ લાખ | ,, | શીત-ઉષ્ણ-શીતોષ્ણ |
| | સા૦વનસ્પતિ | ,, | ૧૪ લાખ | ૨૮ લાખ | ,, | ,, |
| | બા૦પ્રત્યેક૦ | ,, | ૧૦ લાખ | | ,, | ,, |
| વિકલેન્દ્રિય | બેઇન્દ્રિય | ,, | ૨ લાખ | ૭ લાખ | ,, | ,, |
| | તેઇન્દ્રિય | ,, | ,, | ૮ લાખ | ,, | ,, |
| | ચઉરીન્દ્રિય | ,, | ,, | ૯ લાખ | ,, | ,, |
| તિર્યંચ પંચેન્દ્રિય | સમૂ૦જલચર | ,, | તિ | ૧૨॥ લાખ | ,, | ,, |
| | સમૂ૦ચતુષ્પદ | ,, | ર્યં | ૧૦ લાખ | ,, | ,, |
| | સમૂ૦ઉરપરિ૦ | ,, | ચ | ૧૦ લાખ | ,, | ,, |
| | સમૂ૦ભુજપરિ૦ | ,, | પં૦ | ૧૮ લાખ | ,, | ,, |
| | સમૂ૦ખેચર | ,, | ની | ૧૨ લાખ | સંવૃત-વિવૃત | ,, |
| | ગ૦જલચર | સ્ત્રી-પું-ન૦ | કુ | ૧૨॥ લાખ | ,, | શીતોષ્ણ |
| | ગ૦ચતુષ્પદ | ત્રણે વેદ | લ | ૧૦ લાખ | ,, | ,, |
| | ગ૦ઉરપરિ૦ | ,, | ૪ | ૧૦ લાખ | ,, | ,, |
| | ગ૦ભૂજપરિ | ,, | લા | ૯ લાખ | ,, | ,, |
| | ગ૦ખેચર | ,, | ખ | ૧૨ લાખ | ,, | ,, |
| | * देव | સ્ત્રી૦પુ૦ર | ૪ લાખ | ૨૬ લાખ | સંવૃત | ,, |
| | * नारक | નપુંસક | ,, | ૨૫ લાખ | ,, | શીતઉષ્ણ |
| | स०मनुष्य | ,, | ૧૪લા૦ | ૧૨ લા૦ | विवृत | શીત-ઉષ્ણ-શીતોષ્ણ |
| | ग०मनुष्य | ત્રણે વેદ | | | વિવૃત-સંવૃત | શીતોષ્ણ |

| યોનિતું જીવાજીવપણું |
|---|
| સચિત્ત–અચિત્ત–સચિત્તાચિત્ત |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| સચિત્તાચિત્ત–[ મિશ્ર ] |
| ,, |
| ,, |
| ,, |
| ,, |
| અચિત્ત |
| ,, |
| સચિત્ત–અચિત્ત–મિશ્ર |
| સચિત્તાચિત્ત [ મિશ્ર ] |

## ॥ ऋजुवक्रागतिषु परभवायुष्यउदयाहारानाहारक निणर्य समयक यन्त्रम् ॥

| गतिनाम | केटला समयनी ? | परभवायुष्यउदय |  | आहारीपणुं |  | अनाहारीपणुं |  |
|---|---|---|---|---|---|---|---|
|  |  | व्यवहारनये | निश्चयनये | व्यवहारनये | निश्चयनये | व्यवहारनये | निश्चयनये |
| ઋજુગતિ | ૧ સમયની | પ્રથમસમયે | પ્રથમસમયે | ૦ | ૦ | ૦ | ૦ |
| એકવક્રા | ૨ ,, | દ્વિતીયસમયે | ,, | પહેલે-બીજેસમયે, | બીજેસમયે | ૦ | ૧ સમય |
| દ્વિવક્રા | ૩ ,, | ,, | ,, | પહેલે-ત્રીજેસમયે, | ત્રીજાસમયે | દ્વિતીયસમયે | ૨ સમય |
| ત્રિવક્રા | ૪ ,, | ,, | ,, | પહેલે-ચોથેસમયે, | ચોથાસમયે | બીજે–ત્રીજે | ૩ સમય |
| ચતુર્વક્રા | ૫ ,, | ,, | ,, | પહેલે-પાંચમેસમયે, | પાંચમાસમયે | ત્રીજે ચોથે પાંચમે | ૪ સમય |

अवतरण;—પૂર્વોક્ત બન્ને ગતિના વિષયમાં નિશ્ચય વ્યવહારથી પરભવા-યુષ્યના ઉદયમાં પરભવ સંબંધી આહાર કયારે હોય ? તે કહે છે.

**उज्जुगइ पढमसमए, परभविअं आउअं तहाऽऽहारो ।**
**वक्काए बीअ समए, परभविआउं उदयमेइ ॥ ३३० ॥**

શબ્દાર્થ:—સુગમ ગાથાર્થવત્ છે.

**સંસ્કૃત છાયા:—**

**ऋजुगतिप्रथमसमये पारभविकमायुस्तथाऽऽहारो ।**
**वक्रायां द्वितीयसमये पारभविकमायुरुदयमेति ॥ ३३० ॥**

गाथार्थ:—ઋજુગતિના પ્રથમસમયે પરભવના આયુષ્યનો ઉદય તેમજ પ્રથમ સમયે જ આહાર, અને વક્રાગતિમાં દ્વિતીયસમયે પરભવાયુષ્યનો ઉદય હોય છે. ॥ ૩૩૦ ॥

विशेषार्थ:—જીવને પરભવ જતાં ઋજુ અને વક્ર એ બે ગતિએ જવાનું હોય છે. **ઋજુગતિ** એટલે સરલગતિ અર્થાત્ જેમાં જીવને પરભવમાં નિયત થએલા સ્થાને પહોંચવામાં આડું અવળું ન ફરતાં 'જે સ્થાને જીવ મરણ પામ્યો તે સ્થાનેથી ઉત્પત્તિપ્રદેશે સમશ્રેણીએ વ્યવસ્થિતપણે એકજ સમયમાં જેનાથી જીવ પહોંચી જાય તે, અને એથીજ આ ગતિ એક સમયની છે.

આ ઋજુગતિમાં જે સમયે જીવ પરભવે જાય તેજ સમયે જીવને પર-ભવાયુષ્યનો ઉદય થાય છે અને આહાર પણ તેજ સમયે ભોગવે છે એટલે નિશ્ચય નયથી પરભવના પ્રથમ સમયેજ પૂર્વશરીરનો પરિશાટ [ ત્યાગ ] થાય છે. જે સમયે પૂર્વશરીરનો પરિશાટ થાય તેજ સમયે જીવને પરભવગતિ થાય, તેથી ગતિના આદ્ય સમયે પરભવાયુષ્યનો ઉદય થાય, કારણ કે પૂર્વશરીર વિદ્ય-માન નથી જેથી પૂર્વભવાયુષ્યોદય નથી તેનો અન્ત થાય છે અને પારભવિકા-યુષ્યનો ઉદય સાથેજ શરૂ થાય છે.

એ પ્રમાણે જીવ ઋજુગતિ વડે પ્રથમ સમયેજ ઉત્પત્તિ પ્રદેશ પ્રાપ્ત કરે છે અને ત્યાં રહેલા સ્વશરીરયોગ્ય પુદ્ગલોનો **આહાર** પણ તેજ સમયે કરે છે જેથી પ્રથમ સમયેજ પરભવનો આહાર હોય છે. આ કથન નિશ્ચય અને વ્યવહાર નયથી તુલ્ય ઘટે છે.

**વક્રાગતિ**—આ ગતિ ચાર પાંચ સમયની છે, પરંતુ બહુલતાએ ચાર સમય પર્યન્તની હોય છે. કોઈ જીવ મરણ સ્થાનથી બે-ત્રણ-ચાર સમયે સ્વોત્પત્તિ

પ્રદેશે ઉત્પન્ન થાય છે, કોઇ તથા વિધ જીવોને પાંચ સમયની વક્રાગતિ હોય છે પણ તે ક્યારે કદાચિત્ સંભવે છે.

એમાં આ ગ્રન્થકાર મૂલ ગાથામાં વક્રગતિએ જતા જીવને પરભવાયુષ્યનો ઉદય દ્વિતીય સમયે હોય એમ જણાવે છે.

પરંતુ આ કથન સ્થૂલ–વ્યવહારનયથી છે એટલે કે આ કથન કરનારા પૂર્વભવના અન્ત સમયને (હજુ શરીરત્યાગને સમય એક બાકી છે, એથી વક્રામાં ચાલ્યો નથી તોપણ ) વક્રાગતિના પરિણામનો સન્મુખ થએલો હોવાથી તે અન્તસમયને જ કેટલાકો વ્યવહારથી વક્રાગતિનો આદિ સમય ગણી લે છે અને તેથીજ તેઓના મતે ભવાન્તરના આદ્ય સમયે એટલે [પૂર્વભવના અન્ત સમયની અપેક્ષાએ] વક્રાગતિના બીજા સમયમાં [વસ્તુતઃ પ્રથમ સમય છે] પરભવાયુષ્યનો ઉદય છે એમ સ્થૂલદૃષ્ટિથી કહે છે પરંતુ તે વાસ્તવિક નિશ્ચયનયથી નહિ.

નિશ્ચયનયથી વિચારીએ તો વક્રાના **પ્રથમ સમયેજ** પરભવાયુષ્યનો ઉદય કહેવાય. કારણ કે પરભવાયુષ્યના અન્તિમ સમયને વક્રાનો પ્રથમ સમય નહિં કહેવાય. [ બાકી વ્યવહાર નિશ્ચયવાળા બન્નેનો પરભવાયુષ્યના ઉદય કથનનો સમય જે છે તેજ આવે છે, વિવક્ષા સમજવાની છે ]

કારણ કે આત્મા અન્તસમયે ગતિની સન્મુખ બને છે. હજુ પૂર્વભવના અન્તસમયમાં રહ્યો હોવાથી ત્યાં આત્મપ્રદેશોનો સંઘાત [ ગ્રહણ ] પરિશાટ [ ત્યાગ ] ચાલુ છે જેથી એ અન્તસમય નિશ્ચયથી હજુ પૂર્વભવનોજ છે પણ પરભવનો નથી, કારણ કે હજુ પૂર્વભવનું શરીર અન્તસમયે પણ વિદ્યમાન છે, એ શરીરનો સર્વથા ત્યાગ [ પ્રસ્તુતભવના અન્તિમ સમયાન્તે અને ] આગામી ભવના [ વક્રાના સ્પષ્ટ પ્રથમ સમયમાં જ ] આદ્યક્ષણમાં જ થાય છે એથી. હવે પૂર્વશરીરનો સંઘાત પરિશાટ હોતો નથી, એજ સમયે આયુષ્ય સાથે ગતિ ઉદય આવે છે તેથી પરભવના આયુષ્યનો ઉદય વક્રાગતિમાં નિશ્ચયનયથી આદ્યક્ષણે હોય છે. [ ૩૩૦ ]

**અવતરણ;**—વધુ સમયવાળી વક્રાગતિમાં જીવના કેટલા સમય આહારી–અનાહારી હોય ?

**इगदुतिचउवक्कासुं, दुगाइ समएसु परभवाहारो ।**
**दुगवक्काइसु समया, इग दो तिन्नि अ अणाहारा ॥ ३३१ ॥**

**શબ્દાર્થ:**—સુગમ છે.

## સંસ્કૃત છાયા—

**एक द्वि-त्रि-चतुर्वक्रासु द्वितीयादिसमयेषु परभवाहारः ॥**
**द्विवक्रादिषु समया एको-द्वौ त्रयश्च अनाहाराः ॥ ३३१ ॥**

ગાથાર્થ:—એક બે ત્રણ અને ચાર સમયની વક્રાગતિમાં દ્વિતીયાદિ સમયોમાં પરભવનો આહાર જાણવો, એટલે અનુક્રમે દ્વિવક્રાગતિમાં એક સમય, ત્રિવક્રાગતિમાં બે સમય અને ચતુર્વક્રાગતિમાં ત્રણ સમય અનાહારક હોય છે.॥૩૩૧॥

વિશેષાર્થ:—વક્રાગતિ ચાર પ્રકારની છે, એકવક્રા-દ્વિવક્રા-ત્રિવક્રા-ચતુર્વક્રા. એમાં પહેલી એક વક્રા બે સમયની, દ્વિવક્રા ત્રણ સમયની, ત્રિવક્રા ચાર સમયની અને ચતુર્વક્રાગતિ પાંચ સમયની છે, તે આ પ્રમાણે—

૧ દાખલા તરીકે જ્યારે જીવને ઊર્ધ્વલોકની પૂર્વ દિશામાં મરીને અધોલોકની પશ્ચિમ દિશામાં તત્કર્માનુસાર ઉત્પન્ન થવું હોય ત્યારે એક વક્રાગતિ થાય છે. સામાન્યત: એ નિયમ છે કે-જે સ્થાનેથી મૃત્યુ થાય તે સ્થાનથી ઉત્પત્તિસ્થાન વિદિશામાં હોય તો ત્યાંથી સીધો વિદિશામાં રહેલ ઉત્પત્તિસ્થાને ન જતાં દિશામાં ચાલી [ કાટખુણો કરી ] પછી વિદિશામાં ઉત્પત્તિસ્થાને પહોંચે છે. તેથી જ વક્રાગતિમાં બે સમય ત્રણ સમય વિગેરે કાળ થાય છે.

અહીં એક જીવને ઊર્ધ્વલોકની પૂર્વદિશામાંથી ( ચ્યવીને ) અધોલોકની પશ્ચિમ દિશામાં ઉત્પન્ન થવું છે ત્યારે તે જીવ **એકવક્રાગતિ** કરીને ત્યાં પહોંચશે અને એથી એકવક્રાગતિએ જવાનું હોવાથી તેને બે સમય પણ લાગશે.

કારણ કે જીવ સમશ્રેણીએ દિશામાં જ ગમન કરતો હોવાથી પહેલે સમયે તો તે મરીને સીધો અધોલોકમાં [અધો૦ કે જ્યાં ઉત્પન્ન થવું છે તેની સપાટીમાં] સમશ્રેણીએ જાય અને ત્યાં જઈને બીજે સમયે તિર્છો [ વક્ર ] થઈને પોતાના ઉત્પત્તિપ્રદેશે પહોંચી જાય છે.

**વ્યવહારનયે:**—અહીં વ્યવહારનયની અપેક્ષાએ જે જીવો એકવક્રાએ ઉત્પત્તિ પ્રદેશને પામે તે તો નિયમા આહારકજ હોય, એમાંથી એકસમયે પણ અનાહારકપણું હોતું નથી, કારણ કે પૂર્વના સમયમાં શરીર ત્યજીદે, એ શરીર ત્યજવાની સાથેજ ઔદારિક પુદ્ગલોનો લોમાહાર ત્યાં કરીને એક વક્રાના પ્રથમ સમયે શરીર છોડી આહાર લઇને ચાલતો થયો, એટલે એકવક્રાના બે સમય પૈકી પ્રથમ સમયે આહાર લઇ લીધો અને એના શેષ રહેલા બીજે સમયેમાં ઉત્પત્તિ પ્રદેશે જઈ કાર્મણ કાયયોગવડે ઓજ આહારને ગ્રહણ કરે છે.

એકવક્રાગતિના બન્ને સમયો વ્યવહારનયથી આહારી જાણવા.

૨ **દ્વિવક્રાગતિ**—આ ગતિ ત્રણ સમયની છે એટલે એક જીવ ઊર્ધ્વલોકના અગ્નિ ખુણામાં [ ત્રસનાડીમાં ] મૃત્યુ પામ્યો, હવે એને ઉત્પન્ન થવાનું સ્થાન અધોલોકના વાયવ્ય ખૂણામાં છે તો એકવક્રાના વિવેચનમાં જણાવ્યા મુજબ જીવ સીધીદોરીએ જતો નથી જેથી ઊર્ધ્વલોકના અગ્નિખૂણામાં મરીને પ્રથમ સમયે સમશ્રેણીએ નીચે જાય, બીજે સમયે તિર્યંછો પશ્ચિમદિશામાં જાય અને ત્રીજે સમયે તિર્યક્‌ગતિએ એ જીવ પોતાના ઉત્પત્તિસ્થાને પહોંચે.

ત્રસનાડીવર્તી ત્રસજીવોની એટલીજ વક્રાગતિ હોય છે કારણ કે તેમની વધુ સમયની વક્રાગતિ હોતી નથી, પરંતુ સ્થાવરજીવોની ચાર-પાંચ સમયની પણ વક્રાગતિ હોય છે જે આગળ કહેવાય છે.

અહીં ત્રણસમયની દ્વિવક્રાગતિમાં એકવક્રાગતિવત્ પ્રથમસમય આહારી, બીજો સમય અનાહારી અને ત્રીજો સમય [ પરભવ સંબંધી ] આહારી, એકંદર ૨ સમય આહારક અને એક સમય અનાહારક.

૩ **ત્રિવક્રાગતિ**—એમાં ત્રણ વક્રા છે, અને આ ગતિ ચાર સમયની છે, એ 'સ્થાવર' જીવોમાં ઘટે છે, તે આ પ્રમાણે—

ત્રસનાડીની બહાર રહેલો કોઇ એક જીવ અધસ્તન ભાગથી ઉપરિતનભાગ અને ઉપરિતન ભાગથી અધસ્તનભાગે અને તે વિદિશામાંથી દિશામાં અથવા દિશાથી વિદિશામાં જ્યારે ઉત્પન્ન થવાનો હોય [ એક બાજુ ત્રસનાડી બહાર છે ત્યાંથી ત્રસનાડી ઓળંગી બીજી બાજુ ત્રસનાડી બહાર આવે ] ત્યારે પ્રથમ ત્રસનાડીની બહાર ચ્યવીને જીવ પ્રથમ સમયે [ સ્વ બાજુએજ ] ત્રસનાડી બહારજ અધોલોકની વિદિશામાંથી [ સામાન્યત: કોઈપણ ખૂણેથી ] દિશામાં જાય, દ્વિતીય સમયે ત્રસનાડીની અંદર પ્રવેશ કરે, તૃતીય સમયે ઊર્ધ્વભાગે વા અધોભાગે જાય, પછી ચોથે સમયે ત્રસનાડી બહાર દિશાવર્તી [ વિદિશામાં નહી ] જે સ્થાનનો આશ્રય લેવાનો હોય ત્યાં ચાલ્યો જાય, એમ કુલ ચાર સમય થયા.

અહીંઆ ત્રિવક્રાગતિના ચાર સમય પૈકી પૂર્વવત્ પહેલો [પ્રસ્તુભવાશ્રયી] અને છેલ્લો [ ચોથો ] [ પરભવાશ્રયી ] સમય આહારી અને બીજો-ત્રીજો એ બે મધ્યના સમયો અનાહારી, એટલે અહીં બે સમય આહારક અને બે સમય અનાહારક.

આ પ્રમાણે વિદિશામાંથી દિશામાં ઉત્પન્ન થવાની ત્રણ વક્રાગતિ. હવે વિદિશામાંથી નીકળેલાની વિદિશામાં ઉત્પન્ન થવાની વ્યવસ્થા બતાવે છે.

૪ **ચતુર્વક્રાગતિ**—આ ચાર વાંક ખાય છે અને તે પાંચ સમયની છે, ક્વચિત્ કોઈ જીવ વિદિશામાંથી વિદિશામાં ઉત્પન્ન થવાનો હોય ત્યારે તેને આ ઉદયમાં આવે છે, તે આ પ્રમાણે—

ત્રસનાડી બહારવર્તતા કોઈ સ્થાવર જીવને વિદિશામાંથી વિદિશામાં જવાનું હોય ત્યારે ત્રસનાડી બહારજ પ્રથમસમયે વિદિશાથી દિશામાં જાય, બીજે સમયે ત્રસનાડીમાં પ્રવેશ કરે, ત્રીજે સમયે ત્રસનાડીમાંજ ઊર્ધ્વ અથવા અધો જવું હોય તો ત્યાં ગમન કરે, ચોથે સમય ત્રસનાડી બહાર નીકળે અને પાંચમે સમયે વિદિશાગત ઉત્પન્ન થવાના સ્થાને તિર્યક્ ગતિએ પહોંચી જાય.

અહીં આદિ અને અંતિમ એ બે સમય આહારી અને વચલા [૨૩]ત્રણસમય અનાહારક જાણવા.

આ વ્યવહારનયાશ્રયી કથનમાં વચલા સમયો અનાહારક અને પહેલા છેલ્લા આહારક છે.

**નિશ્ચયનયે**:—ઉપરનું કથન બધું **વ્યવહારનયથી** ગાથાનુસારે કહ્યું પણ **નિશ્ચયનયથી** વિચારીએ તો [ એકવક્રાગતિમાં વ્યવહારનયથી બન્ને સમય આહારી જણાવ્યા છતાં ] એક સમય નિરાહારી મલશે. કારણ કે જીવ છૂટયો અને તે પરભવના પ્રથમ સમયમાં પૂર્વ શરીરની સાથે જીવનો સમ્બન્ધ રહ્યો ન હોવાથી અને ગ્રહણ કરવાના પરભવના શરીરની હજુ પ્રાપ્તિ નહીં હોવાથી તે સમયે આહાર લેતા નથી અને બીજે સમયે પોતાનું ઉત્પત્તિસ્થાન પામીને આહાર કરે છે માટે એકવક્રાગતિમાં પણ ૧ સમય અનાહારી છે.

ત્યારબાદ દ્વિવક્રામાં નિશ્ચયનયે ઉપર મુજબ ૨ સમય અણાહારી, ત્રિવક્રામાં ત્રણ સમય અનાહારક, ચતુર્વક્રામાં ચાર સમય અણાહારી હોય છે, કારણ કે સર્વ વક્રાગતિમાં અન્તિમ એક સમય આહાર સહિત હોય છે.

---

૨૩ આ પંચ સમયવાળી વક્રાગતિ જીવને ક્વચિત્ સંભવે છે. કારણ કે મૂલસૂત્રમાં ચાર સમયવાળી ગતિ સુધીનો ઉલ્લેખ છે પરંતુ ભગવતી સ્થાનાંગવૃત્તિકાર વક્રગતિના અનાહારકની ચિંતાના પ્રસંગે તે સંબંધી જણાવે છે કે ' एको द्वौवाऽनाहारकः ' એક સમય બે સમય અનાહારક હોય છે અને ' वा ' શબ્દ ગ્રહણથી ત્રણ સમય પણ અનાહારક ગણ્યું છે અને પરભવ જતાં જીવને બળદની નાથની પ્રમાણે ઇષ્ટસ્થળે પહોંચાડવામાં ઉદયમાં આવતો આનુપૂર્વીનો ઉદય ઉત્કૃષ્ટ ચાર સમયનો કહ્યો છે અને એ ચાર સમયનો ઉદય સહચારી પાંચ સમયની વક્રાગતિએ જાય તોજ સંભવે છે માટે વિરોધ ન સમજવો.

અહીં નિશ્ચય નયાશ્રયી અન્તિમ સમયો આહારક તથા શેષ અનાહારક છે. તેથી વ્યવહારનયે ઉત્કૃષ્ટથી ત્રણ સમય અને નિશ્ચયનયે ઉત્કૃષ્ટથી ચાર સમય અનાહારક તરીકે સમજવા.

ત્રસમાંથી ત્રસ થનારને એક વક્રા-દ્વિવક્રા એ બેજ ગતિ અને સ્થાવરમાંથી મરી સ્થાવર થનારને ચારે ગતિ હોઈ શકે છે. [ ૩૩૧ ]

अवतरण;—હવે ચોથું અપવર્તન આયુષ્યદ્વાર કહે છે.

**बहुकालवेअणिज्जं, कम्मं अप्पेण जमिह कालेण ।**
**वेइज्जइ जुगवं चिअ, उइन्नसव्वप्पएसग्गं ॥ ३३२ ॥**

**अपवत्तणिज्जमेयं, आउं अहवा असेसकम्मंपि ।**
**बंधसमएवि बद्धं, सिढिलं चिअ तं जहाजोग्गं ॥ ३३३ ॥**

### શબ્દાર્થ:—

बहुकालवेअणिज्जं=બહુકાલ વેદવા યોગ્ય
जं कम्मं=જે કર્મ
इह अप्पेण कालेण=અહીંઆ અલ્પકાળ વડે
अपवत्तणिज्जं=અપવર્તન યોગ્ય
एयं आउं=આ આયુષ્ય
असेसकम्मंपि=શેષ કર્મો ( માટે ) પણ
वेइज्जइ=વેદે
जुगवं चिअ=યુગપત્ નિશ્ચે
उइन्नसव्वप्पएसग्गं=ઉદીર્ણ સર્વ પ્રદેશાગ્રને
बंधसमएवि बद्धं=બંધ સમયે પણ બાંધ્યું
सिढिलं चिय=શિથિલ નિશ્ચે
तं जहाजोग्गं=તેને યથાયોગ્ય

### સંસ્કૃત છાયા:—

**बहुकालवेद्यं कर्म्म अल्पेन यदिह कालेन ।**
**वेद्यते युगपच्चैव उदीर्णसर्वप्रदेशाग्रम् ॥ ३३२ ॥**

**अपवर्त्तनीयमेतत् आयुरथवा अशेषकर्म्मापि ।**
**बंधसमयेऽपि बद्धं शिथिलं चैव तद् यथायोग्यम् ॥ ३३३ ॥**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૩૩૨-૩૩ ॥

બહુ કાલે વેદવા યોગ્ય જે આયુષ્યકર્મ અપવર્ત્તનાકરણવડે સર્વ આત્મપ્રદેશોવડે ઉદયમાં આવ્યું થકું અલ્પકાળમાં ભોગવાઇ જાય તે આયુષ્ય અપવર્ત્તનીય કહેવાય.

આ પ્રમાણે એક આયુષ્યકર્મજ અપવર્તનીય હોય છે એમ નથી પણ બાકીના સર્વ કર્મો પણ પ્રભૂતકાલે વેદવા યોગ્ય છતાં અપવર્તનાકરણથી સમકાળે સર્વપ્રદેશાગ્રને ઉદીર્ણ કરીને અલ્પકાળે આત્મા વેદી નાંખે છે, તે કર્મો અપવર્તનીય કર્મ કહેવાય છે.

શંકા;—જો બંધકાળે બહુકાળે વેદવાયોગ્ય એવું કર્મ બાંધ્યું હોય તે અપવર્ત્તના કરણના બલથી અલ્પકાળે વેદાઈ જાય તો કૃતનાશ અને અકૃતાગમનો દોષ ઉભો થશે ! કૃતનાશ એટલે જેવી રીતે આત્માએ કર્મ કરી જેટલું દીર્ઘ બાંધ્યુ તેવી રીતે ભોગવાતું નથી, કારણ કે દીર્ઘ બાંધ્યુ હોય તો પછી તેવી જ રીતે દીર્ઘકાળે વેદાવું જોઇએ અને અકૃતાગમ—એટલે જેવી રીતે કર્યું છે—બાંધ્યુ છે તેવી રીતે ન ભોગવતાં બીજી રીતે ભોગવાય છે નહીં કરેલાંને ભોગવવાનો પ્રસંગ ઉભો થાય છે તે કેમ બને ?

ઉત્તર—એટલા માટેજ ગ્રન્થકરો ' बंधसमएऽवि ' પદની રચના કરી છે એટલે બંધકાળે જ યથાયોગ્ય એવું નિશ્ચે શિથીલજ બાંધ્યું છે, એટલે બંધકાળે પણ તથાવિધ અધ્યવસાયના યોગથી તથારૂપજ કર્મ બાંધેલું હોય છે કે જે દેશકાળ અધ્યવસાય પુરૂષને અપેક્ષીને તે વખતે તેવીજ રીતે અપવર્ત્તનાને પામે છે. પરંતુ પાછળથી શિથિલ થાય છે તેમ હોતું નથી, માટે ઉક્તદોષનો પ્રસંગ નથી.

આ અપવર્તનીય આયુષ્ય સોપક્રમીજ હોય છે. એટલે આ અપવર્તનીય આયુષ્યનો ક્ષય બાહ્યઉપક્રમોના નિમિત્તથી જ હોય છે અને આ અપવર્તનીયમાં ઉપક્રમો તે આયુષ્ય [ પુદ્ગલો ] નો એકદમ હ્રાસ કરી શકે છે, જ્યારે અનપવર્તનીયમાં એમ હોતું નથી જે આગળ કહેશે. [ ૩૩૨-૩૩ ]

अवतरण;—હવે પાંચમું **અનપવર્તન** આયુષ્યદ્વાર કહે છે.

**जं पुण गाढनिकायणबंधेणं पुव्वमेव किल बद्धं ।**
**तं होइ अणपवत्तण, जोग्गं कमवेअणिज्ज फलं ॥ ३३४ ॥**

**શબ્દાર્થ:—**

जंपुणगाढनिकायणबंधेणं=જે વળી ગાઢ નિકાચના બંધથી
पुव्वमेव किल बद्धं=પૂર્વથીજ નિશ્ચે બાંધ્યું
जोग्गं कम=યોગ્ય ક્રમે
वेअणिज्जफलं=વેદનીય ફલવાળું

## સંસ્કૃત છાયા:—

**यत् पुनर्गाढनिकाचनबन्धेन पूर्वमेव किल बद्धं ।**
**तद् भवति अनपवर्त्तनयोग्यं क्रमवेदनीयफलम् ॥ ३३४ ॥**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૩૩૪ ॥

विशेषार्थः—વળી જે આયુષ્ય વિગેરે કર્મો ગાઢ અત્યન્ત નિકાચિત બંધવડે અવશ્ય વેદવા યોગ્ય વ્યવસ્થિત કરેલાં હોય, તે કર્મોનાં બંધ [ બાંધતી વખતેજ ] જીવે ગાઢ નિકાચન બંધે કરીને બાંધેલાં હોવાથી અનપવર્ત્તન યોગ્ય એટલે અપવર્તના [ કર્મસ્થિતિનો હ્રાસ ] ન થઇ શકે તેવોજ હોય છે તેથી તે કર્મો તો અનુક્રમે પરિપાટીથી વેદવાયોગ્ય ફલવાળાંજ છે.

એટલે કે જે કર્મો તથારૂપ આત્મપરિણામના યોગથી અવશ્ય વેદવાયોગ્ય ગાઢ–નિકાચિત બાંધ્યા હોય તે અનુક્રમે અવશ્ય ભોગવવાંજ પડે છે એટલે અનપવર્તનીય–નિરૂપક્રમી કે નિકાચિત આયુષ્યવાળાં જીવોને બાંધેલ આયુષ્યાદિ કર્મો સંપૂર્ણપણે ક્રમશઃ ભોગવવાં પડે છે, પરંતુ કર્મને સંક્ષેપીને અલ્પ કરી શકાતા નથી.

જેમ શ્રેણિકના જીવે પૂર્વે ગર્ભવતી મૃગલીનો શિકાર કર્યો, એજ વખતે પરભવાયુષ્યનો બન્ધ પડ્યો, એ બન્ધ હિંસાના પાપમાં રક્ત બનેલા આત્માએ નરકનો નિકાચિત બાંધ્યો, પછી તેને પરમાત્મા મહાવીર દેવનો સુયોગ થયો, તેમના સદુપદેશથી અનેક મહાન્ ધાર્મિક કાર્યો કર્યાં. મહાવીરની અનુપમ ભક્તિ કરી તેણે તીર્થંકર ગોત્ર બાંધ્યું, પણ ગાઢ બાંધેલું અનપવર્ત-નીય નરકનું આયુષ્ય તે તો અવશ્ય ભોગવવુંજ પડ્યું. ॥ ૩૩૪ ॥

अवतरण;—હવે અહિં પ્રસંગ હોવાથી અનપવર્તનીય આયુષ્યવાળા જીવો કોણ હોય છે તે કહે છે. અથવા આવતી ગાથામાં ઉપક્રમના પ્રકારો કહેવાના હોવાથી **સોપક્રમી** જીવો અને **નિરૂપક્રમી** જીવો કોણ ? તે કહે છે.

**उत्तमचरमसरीरा, सुरनेरइया असंखनरतिरिआ ।**
**हुंति निरुवक्कमाउ, दुहावि सेसा मुणेअव्वा ॥ ३३५ ॥**

## શબ્દાર્થ:—

| | |
|---|---|
| उत्तम=ઉત્તમ | निरुवक्कमाउ=નિરૂપક્રમાયુષી |
| चरमसरीरा=અંતિમ શરીરવાળા | दुहावि सेसा=શેષ બન્ને પ્રકારના |

## સંસ્કૃત છાયા:—

**उत्तमचरमशरीराः सुरनैरयिका असंख्यायुष्कनरतिर्यञ्चः ।**
**भवन्ति निरुपक्रमायुष्काः द्विधाऽपि शेषा ज्ञातव्याः ॥ ३३५ ॥**

गाथार्थः—વિશેષાર્થવત્ ॥ ૩૩૫ ॥

ઉત્તમ શબ્દથી મનુષ્યપૈકી ઉત્કૃષ્ટ ગણાતા જે ઉત્તમ પુરૂષો તે હોવાના હોવાથી દરેક કાળમાં ઉત્સર્પિણી અવસર્પિણીમાં અનાદિ કાળની રીતિ મુજબ થનારા બાર ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ *પ્રતિવાસુદેવ, નવ બળદેવ વિગેરે ત્રેસઠશલાકા પુરૂષો તેનું અને ચરમશરીરથી જે કેવળજ્ઞાન પામી સર્વ કર્મ ક્ષય કરી તદ્ભવમાંજ મોક્ષગમન કરનારા પ્રકૃષ્ટપુણ્યશાલી તીર્થંકરાદિક, [ આદિ શબ્દથી ગણધરાદિક ] સર્વ દેવો-નારકો, [24]અસંખ્યવર્ષના આયુષ્યવાળા યુગલિક મનુષ્ય તિર્યંચો [ એ જીવોને સ્વઆયુષ્ય ભોગવતાં ઉપક્રમ લાગતો નથી તેમજ દીર્ઘ આયુષ્ય હ્રસ્વ કરી શકતા નથી તેથી તેઓ] અનપવર્ત્તનીય **નિરૂપક્રમ** આયુષ્યવાળા હોય છે.

બાકીના શેષ સર્વ મનુષ્ય તિર્યંચજીવો બન્ને પ્રકારના અથવા ત્રણે પ્રકારના એટલે નિરૂપક્રમ અનપવર્તનીય, [25]સોપક્રમ અપવર્તનીય અને સોપક્રમ અનપવર્ત્તનીય આયુષ્યવાળાં જાણવાં. ॥ ૩૩૫ ॥

अवतरण;—હવે **ઉપક્રમ** તથા **અનુપક્રમ** દ્વારને કહેતાં ઉપક્રમની વ્યાખ્યા કરે છે.

## जेणाउमुवक्कमिज्जइ, अप्पसमुत्थेण इयरगेणावि ।
## सो अज्झवसाणाई, उवक्कमऽणुवक्कमो इयरो ॥ ३३६ ॥

---

* કોઇ પ્રતિવાસુદેવનું શલાકાપુરૂષમાં ગ્રહણ નથી કરતા, કોઇ ઉત્તમ શબ્દથી તીર્થંકર ગણધર વાસુદેવ બલદેવ ગ્રહણ કરે છે. ચરમશરીર તે અંતિમ દેહવાળું, એટલે દેહ છોડી મોક્ષે જવાનું છે એટલે હવે પછી દેહધારણ નથી.

૨૪ કોઇ દેવ-તીર્થંકર-નારકનેજ નિરૂપક્રમાયુષી કહે છે. શેષને સોપ૦ નિરૂ૦ બન્ને પ્રકારે કહે છે. આથી ઉક્ત યુગલિકો સોપક્રમી થઇ જાય છે તે બહુધા ઇષ્ટ નથી. કોઇ વળી દેવ અને અસં૦ યુગલિકને અનપ૦ નિરૂ૦ કહે છે, જ્યારે ચરમશરીરને જુદા પાડી તેને સો૦ નિરૂ૦ અનપ૦ આયુષી કહે છે અને શેષને ઉપરોક્તવત્ કહે છે [ જે વાત 'अद्धाजोगुक्कसं' ગાથાની ટીકાજ કહે છે. ] યથાયોગ્ય વિચારવું ઘટે છે.

૨૫ જે અકાલમૃત્યુ થાય છે તે કાલાયુષ્યથી જાણવું, કારણ કે પ્રદેશાયુષ્ય તો સંપૂર્ણ ભોગવેજ છૂટકો થાય છે.

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| जेणाउं=જેવડે આયુષ્ય | इयरगेणावि=ઇતરવડે |
| उवक्कमिज्जइ=ઉપક્રમ થાય | सो अज्झवसाणाई=તે અધ્યવસાનાદિ |
| अप्पसमुत्थेण=આત્માના સમુત્થાનથી | अणुवक्कमो इयरो=ઇતર અનુપક્રમ |

### સંસ્કૃત છાયાઃ—

**येनायुः उपक्रम्यते आत्मसमुत्थेन इतरकेणापि ।**
**सोऽध्यवसानादिरुपक्रमोऽनुपक्रम इतरः ॥ ३३६ ॥**

गाथार्थः—પોતાના આત્માથી સમુત્પન્ન થએલા આભ્યન્તરિક અધ્યવસાયાદિ વિશેષવડે, અથવા ઇતર–તે બીજા બાહ્ય વિષ–અગ્નિ–શસ્ત્રાદિકના નિમિત્તવડે આયુષ્ય ઉપક્રમ પામે–અર્થાત્ દીર્ઘકાલે વેદવાયોગ્ય આયુષ્ય સ્વલ્પ કાળમાં વેદી પૂર્ણ કરી શકાય તેવું વ્યવસ્થિત કરી નાંખે તે અપવર્તન હેતુરૂપ ઉપક્રમ કહેવાય. અને બીજો તેથી વિપરીત તે અનુપક્રમ જાણવો. ॥ ૩૩૬ ॥

विशेषार्थः— અહીં એટલું વિશેષ સમજવું કે શસ્ત્રાદિ બાહ્યનિમિત્તથી આયુષ્ય ક્ષય થાય તો સોપક્રમ આયુષ્ય, એટલે અહીં ઉપક્રમ શબ્દનો અર્થ 'બાહ્યનિમિત્ત' છે અથવા આયુષ્યના અન્તિમ સમયમાં જેને બાહ્યનિમિત્ત આવી પડે તેવું આયુષ્ય પણ સોપક્રમ છે, એ બાહ્ય નિમિત્તવિનાજ જે આયુષ્યનો ક્ષય થાય તે નિરૂપક્રમાયુષ્ય કહેવાય છે, અનપવર્તનીય આયુષ્ય આવા સોપક્રમ–નિરૂપક્રમ [ બાહ્ય નિમિત્ત હોય વા ન હોય ] એમ બે પ્રકારે અને અપવર્તનીય આયુષ્ય તો સોપક્રમીજ [ બાહ્ય નિમિત્ત હોયજ ] હોય છે. જેથી અકાળે મરણ પણ કરે છે, આથી સોપક્રમ અનપવર્તનીય આયુષ્યને ઉપક્રમ ન્યૂન કરતો નથી પણ અન્તિમસમયે નિમિત્તમાત્રજ થાય છે. અને આ આયુષ્યથી અકાળ મરણ થતું નથી ॥ ૩૩૬ ॥

---

૨૬ આ અર્થ અનપવર્તનીય આયુષ્ય માટે યોગ્ય છે કારણ કે એ જીવોના આયુષ્યના અન્તિમ સમયે જેને ઉપક્રમ વિદ્યમાન હોય તે ઉપક્રમ આયુષ્ય ક્ષય કરવામાં હેતુભૂત નથી, કારણ કે અનપવર્ત્તનીય આયુષ્ય ઉપક્રમથી ક્ષય ન થાય અને એથીજ અપવર્તન–અનપવર્તન ભેદનો વાસ્તવિક જરૂર નથી; ઉપક્રમ–અનુપક્રમથીજ સમજાય તેમ છે.

- આયુષ્ય
  - અપવર્તનીય
    - સોપક્રમ
  - અનપવર્તનીય
    - સોપક્રમ
    - નિરૂપક્રમ

**અવતરણ;**—તે ઉપક્રમ જીવને સાત પ્રકારે લાગે છે તે કહે છે.

**अज्झवसाणनिमित्ते, आहारे वेयणा पराघाए ।**
**फासे आणापाणू, सत्तविहं झिज्झए आउं ॥ ३३७ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| अज्झवसाण=અધ્યવસાન | फासे=સ્પર્શમાં |
| निमित्ते=નિમિત્તે | आणापाणू=શ્વાસોચ્છ્વાસમાં |
| आहारे=આહાર | सत्तविहं=સપ્તવિધા |
| वेयणा-पराघाए=વેદના પરાઘાતથી | झिज्झए आउं=આયુષ્ય ક્ષીણ થાય છે |

**સંસ્કૃત છાયા:—**

**अध्यवसाने निमित्ते आहारे वेदनायां पराघाते ।**
**स्पर्शे प्राणापाने सप्तविधं क्षीयते आयुः ॥ ३३७ ॥**

गाथार्थः—સુગમ છે. ॥ ૩૩૭ ॥

विशेषार्थ:—**અધ્યવસાન**—આત્મામાં ઉત્પન્ન થએલ વિકલ્પ તે. આ વિકલ્પ ત્રણ પ્રકારના છે. ૧–રાગથી થએલો ૨–સ્નેહથી થએલો અને ૩–ભયથી થએલો.

૧–રાગથી તે કોઈ યુવાન્ પુરૂષ યુવતી ઉપરના રાગને લઈને અથવા કોઈ તરૂણી સ્ત્રી યુવાન્ પુરૂષ ઉપરના અત્યન્ત સંકલ્પવિકલ્પ યુક્ત થએલા રાગથી ઝુરીઝુરીને મરણ પામે તે, કારણ કે સ્ત્રીની યુવાન જન ઉપર આસક્તિ કામાગ્નિની વિહ્વળતાને આભારી છે, અને એ કામીજન કામાગ્નિમાં પડ્યો થકો અન્તે ભસ્મ થઈ જાય છે, એથીજ કામીની થતી અનિષ્ટ [૨૭]દશાદશામાં

---

૨૭–चिंतइदट्ठु मिच्छइ दीहं नीससइ तह जरे दाहे, भत्त अरोयणमुच्छा, उम्माय न याणई मरणं ।१।

ચિંતા, તેથીજ સ્નેહીને જોવાની ઇચ્છા, ઇચ્છા અનુરોધથી દીર્ઘ નિઃશ્વાસ, તેથી જ્વર ચઢવો, જ્વરથી દાહ થવો, તેથી ભોજનપર અરૂચિ, એથીજ મૂર્ચ્છા તેમાંથી ઉન્માદનો જન્મ અને ઉન્માદથી બેભાનપણું અને તેમાંથી અંતે મરણ નીપજે છે.

અંતિમ મૃત્યુદશાજ જ્ઞાનીએ કહી છે. જેના સેંકડો દાખલા વર્તમાનમાં પ્રગટ જોઈએ છીએ એટલે એમાં કશું આશ્ચર્ય નથી.

**એ રાગ ઉપર પરબવાળી સ્ત્રીનું દૃષ્ટાંત**—કોઇએક યુવાન પરબ ઉપર પાણી પીવાને આવ્યો, તે અત્યન્ત રૂપવાન હોવાથી પાણી પાનારી સ્ત્રી તેના ઉપર મોહિત થઇ, પરંતુ તે રાગ તેને જણાવી શકી નહિ, યુવાન પુરૂષ તો પાણી પીને રસ્તે પડ્યા, પરંતુ અત્યન્તરાગમાં આસક્ત બનેલી તે પરબવાળી સ્ત્રી રાગથી પાછળને પાછળ દેખ્યા કરતી, જ્યાં એ પુરૂષ દષ્ટિથી દૂર થયો દેખાતો બંધ થયો એટલે તે સ્ત્રી મરણ પામી કારણકે કામાતુર એવી તે મનમાં અત્યન્ત નિરાશ થઈ કે મારો પ્રેમી પુરૂષ હવે બસ નહીં મળે, એવા અનેક સંકલ્પ કરતાંની સાથે મૃત્યુ પામી.

૨—એવી રીતે પરસ્પરના સ્નેહને લીધે કોઇવાર સ્નેહીના અશુભ સમાચાર આવવાથી અથવા તથાવિધ આઘાતનું કારણ બનવાથી સ્નેહને લીધે સાર્થવાહની જેમ માણસ પ્રાણ ત્યાગ કરે છે.

**એ સ્નેહ ઉપર સાર્થવાહ દૃષ્ટાંત**—કોઇ સાર્થવાહ પરદેશથી કમાઇને ઘેર આવતો હતો. એ ઘરે આવે તે પહેલાં સાર્થવાહના મિત્રો એના ઘરે ઝટ જઇને એની સ્ત્રીના પતિ ઉપરના પ્રેમની પરીક્ષા કરવા તેણીને એવા ખબર આપ્યા કે તારો સ્વામી તો મૃત્યુ પામી ગયો. આ સમાચારને સાંભળતી સ્ત્રી પતિ ઉપરના સાચા-યોગ્ય સ્નેહને લીધે મૂર્છા ખાઇ મૃત્યુ પામી. એવામાં સાર્થવાહ ઘરે આવ્યો. તેને પોતાની સ્ત્રીને પોતાના સ્નેહની ખાતર મરેલી સાંભળીને સાર્થવાહ પણ સ્નેહને વશ થયો થકો મરણ પામ્યો.

રાગ અને સ્નેહમાં શું તફાવત ? મુખ્યત્વે અપરિચિતના ઉપર પ્રેમ થવો તે રાગ અને પરિચિતવ્યક્તિ ઉપરનો પ્રેમ તે સ્નેહ એ અર્થ આ સ્થાને વધુ ઘટે છે.

૩—કોઇપણ જાતના ભયથી પરાગ્રસ્ત થએલો પુરૂષ પણ અંતરમાં આઘાત પહોંચવાથી સોમિલ બ્રાહ્મણની જેમ મૃત્યુ પામે તે.

**એ ભય ઉપર સોમિલ બ્રાહ્મણ દૃષ્ટાંત**—શ્રી કૃષ્ણવાસુદેવના વેવાઇ સોમિલ બ્રાહ્મણે દીક્ષા લીધેલા પોતાના જમાઇ અને કૃષ્ણના પુત્ર એવા ગજસુકુમાર જે ગામ બહાર ધ્યાન મગ્ન હતા તેમને [ મારી પુત્રીને દીક્ષા લઇને તેં રખડતી મુકી એવા વિચારથી ચડેલા અનિષ્ટ ફળને આપનારા ક્રોધથી ] ગામ બહાર જઇને મારી નાંખીને પાછો ફરી નગર પ્રવેશ કરતાંજ સામેથી કૃષ્ણ-

વાસુદેવને આવતા દેખી હાય! હવે મારૂં આવી બન્યું ! એવો પ્રચંડ આઘાત લાગી ગયો કે ત્યાંજ તે મરણ શરણ થયો. એ પ્રમાણે પ્રથમ કારણ જાણવું.

નિમિત્ત—તે દંડ-ચાબુક-દોરડું-વિષપાન વિગેરે નિમિત્તોપક્રમથી, અચાનક શરીર ઉપર કંઈ વસ્તુ પડવાથી એમ શસ્ત્રાદિક વિગેરેના નિમિત્તથી જીવનું મૃત્યુ થાય છે.

૩ **આહાર**—અતિઅલ્પ આહાર કરવાથી શરીર કૃશ થતાં, અતિ સ્નિગ્ધ આહાર કરવાથી રોગાદિક થતાં, બહુ ભારે પડતા અને ઘણા ઘણા આહાર કરવાથી, છેક લુખા, વિકારી કે અહિતકારી ભોજન કરવાથી પણ મૃત્યુ પામે છે.

૪ **વેદના**—શૂલ વિગેરે ભયંકર વ્યાધિઓની વેદનાથી જીવ મૃત્યુ પામે તે.

૫ **પરાઘાત**—કોઇનું કંઇ અનિષ્ટ કર્યું પછી સામા તરફથી ઉત્પન્ન થએલા આઘાતથી અથવા ઉંડા ખાડા વિગેરેમાં પડવાથી, પર્વતાદિ ઉપરથી ઝંપાપાત કરવાથી ઉત્પન્ન થતા આઘાતથી મૃત્યુ પામે તે.

૬ **સ્પર્શ**—ચામડીને કોઇ તાલપુટ ઝેરનો સ્પર્શ થવાથી, અગ્નિ, ભયંકર સર્પાદિક ઝેરી જંતુના સ્પર્શથી, વિષકન્યાના સ્પર્શથી, ઝેર ચઢતાં જીવ મૃત્યુ પામે તે.

૭ **આણપ્રાણ**—[૨૮]શ્વાસોશ્વાસ, દમ-શ્વાસ વિગેરે વ્યાધિને લઇને શ્વાસોશ્વાસ જોસબંધ ચાલે ત્યારે મૃત્યુ સમય આવે છે તેમજ શ્વાસોશ્વાસ રોકવાથી થતી ગભરામણથી પણ ઝટપટ આયુષ્ય પૂર્ણ થાય છે.

આ પ્રમાણે સાત પ્રકારના ઉપક્રમોથી આયુષ્યપુદ્ગલો પ્રતિસમયે વધુને વધુ પ્રમાણમાં ક્ષય થઇ જાય તેથી જીવનું આયુષ્ય અકાળે પૂર્ણતાને પામે છે. પ્રસ્તુત ભવમાં પ્રથમ સમયે ઉત્પન્ન થયો ત્યારથી જીવનું આયુષ્ય પ્રતિસમય ઘટતું જાય છે, તેમાં મધ્યે આ ઉપક્રમો લાગે તો આયુષ્ય એકદમ ઘટતું જાય, વધુ ઉપક્રમ લાગે તો એક અન્તર્મુહૂર્ત્તમાંજ આયુષ્યપુદ્ગલો [ ધુંચળીવાળેલી દોરીવત્ અથવા દીપક તેલ વાટવત્ ] ક્ષય થતાં જીવ મૃત્યુ પામી જાય પરંતુ ઉપક્રમ બાદ ઉપાયો થાય અને જો આયુષ્ય પૂર્વભવમાં વધુ બંધાયુ હોય તો વધુ જીવે પરંતુ તેથી આયુષ્ય નવું વધ્યું એમ ન કહેવાય, એથી જીવનું આયુષ્ય

---

૨૮ કેટલાંકો કેવળ શ્વાસોશ્વાસ ઉપરજ આયુષ્યપૂર્તિનો આધાર રાખે છે તે વાત અયુક્ત છે, કારણ કે જેટલું આયુષ્યકર્મ બાંધેલું હોય તેટલું ( દ્રવ્યાયુષ્ય ) ભોગવવું પડે છે અને તે વખતે શ્વાસોશ્વાસનું નિર્માણ હોતુંજ નથી. વળી સેંકડો વર્ષના આયુષ્યવાળા અન્તર્મુહૂર્ત્તમાં મરણ પામે છે તેઓ સો વર્ષ જેટલા શ્વાસોશ્વાસને તેટલી સ્થિતિમાં કેમ પૂરા કરી શકે ઇત્યાદિ ઘણી બાબતો વિચારવા જેવી છે. માત્ર નિમિત્તભૂત બને છે.

[illegible] છે, આ ઉપક્રમો અપવર્તન-સોપક્રમ આયુષ્યનુંજ અપવર્તન [ હ્રાસ ] કરે છે પણ અનપવર્તન નિરૂપક્રમ આયુષ્યનું અપવર્તન કરી શકતા નથી.

આ ઉપક્રમો પૂર્વોક્ત ચરમ શરીરી ઉત્તમ પુરૂષો જેઓ નિરૂપક્રમ આયુષ્યવાળા હોય છે તેમને કદાચિત્ પીડા ઉત્પન્ન કરે છે, પરંતુ તે અનપવર્તન આયુષ્યની અપવર્તના એટલે દીર્ઘાયુષ્યને અલ્પાયુષ્ય કરી શકતા નથી એથી તેઓનું આયુષ્ય કદાચ [૨૯]પીડા થતાં મૃત્યુ પામે તો ત્યાં એમ ન સમજવું કે આ ઉપક્રમ લાગવાથીજ મૃત્યુ પામ્યા પરંતુ ત્યાં એમ સમજવું કે આયુષ્ય તો સંપૂર્ણ પૂર્ણ કરીનેજ મરણ પામ્યા છે, ફક્ત તથાવિધ કર્મોદયે તે આયુષ્યાન્તમાં આ ઉપક્રમ હેતુ નિમિત્ત માત્ર બન્યો છે. એથીજ દષ્ટિમાં તો સોપક્રમાયુષીની જેમ તેઓ પણ ઉપક્રમથી જાણે મૃત્યુ પામ્યા હોય તેવો ભાસ માત્ર થાય છે. [ ૩૩૭ ]

## ॥ आयुष्यना सात प्रकारनी संक्षिप्त हकीकत ॥

| | | |
|---|---|---|
| ૧ બંધકાળ | — | આયુષ્યનો ત્રીજો નવમો વા ૨૭ મો ભાગ શેષ રહે છેવટે અન્તર્મુ૦ શેષ રહે ત્યારે પરભવાયુષ્ય બાંધે તે |
| ૨ અબાધાકાળ | — | એ બંધકાળ પછી એ આયુષ્ય ઉદયમાં ન આવે તે દરમ્યાનો અપાન્તરાલ કાળ તે. |
| ૩ અંતસમય | — | આયુષ્યનો અન્તિમ નિષ્ઠા સમય તે |
| ૪ અપવર્તન | — | ઘણાકાળે વેદવા યોગ્ય અલ્પ સમયમાં વેદે તેથી સોપક્રમ જ હોય કારણ કે અપૂર્ણાયુષ્ય મરવું પડે છે |
| ૫ અનપવર્તન | — | ક્રમશઃ પરિપાટીથી વેદવાયોગ્ય સોપક્રમ-નિરૂપક્રમથી બે પ્રકારે છે. સોપ૦માં અન્તિમ સમયે બાહ્ય નિમિત્ત હોય, નિરૂપક્રમમાં ન હોય |
| ૬ ઉપક્રમ | — | અધ્યવસાય-રાગ સ્નેહ ભયરૂપ, નિમિત્ત-શસ્ત્રાદિકથી, આહાર અતિ આહારાદિકથી, વેદના-આધિ વ્યાધિ ઉપા-ઉપાધિની અતિ પીડા, અથવા પરાઘાત-ભયંકર જલાગ્નિમાં, પર્વતાદિકથી ઝંપાપાત, સ્પર્શ-ઝેરી જંતુનો. આણપાણ-શ્વાસોશ્વાસ નિરોધ વા અતિયોગથી એમ અપવર્તન આયુષ્યનો સાત પ્રકારે ક્ષય થાય છે. |
| ૭ અનુપક્રમ | — | ઉપક્રમના હેતુ વિનાની અને આયુની અપવર્તના ન કરે તે અનુપક્રમ અથવા નિરૂપક્રમ. |

૨૯ સ્કન્દિલાચાર્ય ( ખંધક મુનિ ) અને તેના ૫૦૦ શિષ્યો નિરૂપક્રમી આયુષ્યવાળા

अवतरण;—હવે પર્યાપ્તિના નામોને કહેતાં ગ્રન્થકાર તે તે જીવોમાં ઘટાવે છે.

**आहारसरीरिंदिअ, पज्जत्ती आणपाणभासमणे ।**
**चउ पंच पंच छप्पिअ, इग-विगलासन्निसन्नीणं ॥३३८॥**

## શબ્દાર્થ:—

आहारसरीरिंदिअ=આહાર-શરીર ઇન્દ્રિય
पज्जत्ति=પર્યાપ્તિ
आणपाण भासमणे=શ્વાસોશ્વાસ ભાષા-મન
असन्निसन्निणं=સંજ્ઞી-અસંજ્ઞીમાં

## સંસ્કૃત છાયા:—

**आहार-शरीरेन्द्रियपर्याप्तिः प्राणापानभाषामनांसि ।**
**चतस्रः पञ्च पञ्च षट् च एक-विकला-संज्ञि-संज्ञिनाम् ॥ ३३८ ॥**

गाथार्थ:—આહાર-શરીર-ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન એ છ પર્યાપ્તિઓ છે. તેમાં એકેન્દ્રિયને ચાર, વિકલેન્દ્રિયને પાંચ, અસંજ્ઞીને પણ પાંચ અને સંજ્ઞીને છ હોય છે. ॥ ૩૩૮ ॥

विशेषार्थ:—ગતગાથામાં **પર્યાપ્તિ** શબ્દનો અર્થ કહેવાઇ ગયા છે, હવે એ છએ પર્યાપ્તિનો અર્થ અહિં કહેવાય છે.

**१ आहारपर्याप्ति**—ઉત્પત્તિપ્રદેશે આવેલો જીવ જે શક્તિવડે ઉત્પત્તિ-સ્થાને રહેલા આહારાદિક પુદ્દગલોને ગ્રહણ કરે અને ગ્રહણ કરેલા આહારને ખલરસરૂપે પરિણમાવે તે શક્તિનું નામ તે **આહારપર્યાપ્તિ.**

[ **અહીંઆ ખલ એટલે** મલમૂત્ર વિગેરે રૂપે **થએલા આહારના અસાર કૂચા, અને રસ એટલે** શરીરાદિ પરિણમનમાં ઉપયોગી **પુદ્દગલોને સાત ધાતુપણે** પરિણમાવવા [જુદા પાડવા]માં ઉપયોગી થતો **પ્રવાહી પદાર્થ તે.**

---

છતાં પણ સોપક્રમી આયુષ્યવાલાની માફક યંત્રપીલન ( ઘાણીમાં ) થયું એ યંત્રપીલન શિષ્યોને માત્ર કષ્ટ-પીડા આપનાર નીવડયું, પરંતુ સ્વઆયુષ્યનો ક્ષય ( અપવર્તન ) કરવામાં નિમિત્તભૂત નથી થયું કારણ કે આયુષ્યનો બંધજ એવી જાતનો હતો કે આ નિમિત્તથી તેમનો અંત થવાનો હતો એથી તેજ વખતે આયુષ્ય પૂર્ણ થવા આવ્યું હતું.

૨ **શરીરપર્યાપ્તિ**—ઔદારિક-વૈક્રિય-આહારક દેહયોગ્ય રસીભૂત થએલા આહાર પુદ્ગલોમાંથી કેટલાક પુદ્ગલોને શરીરરૂપે એટલે સાત ધાતુરૂપે [ રસ-રૂધિર-માંસ-મેદ-અસ્થિ-મજ્જા અને શુક્રપણે ] પુદ્ગલના આલંબનથી ઉત્પન્ન થયેલી જે શક્તિ વડે જીવ યથાયોગ્ય પરિણમાવે તે **શરીરપર્યાપ્તિ**

[ અહીં શરીર યોગપ્રવૃત્તિમાં સમર્થ થાય ત્યાંસુધીની જે શરીર રચના તે શરીરપર્યાપ્તિની સમાપ્તિ છે અને તે શક્તિ અન્તર્મુ૦ સુધી શરીર યોગ્ય પુદ્ગલોનો સંચય કરવાથી પ્રગટ થાય છે. ]

૩ **ઇન્દ્રિયપર્યાપ્તિ**—રસરૂપે જુદાં પાડેલાં તેમજ સાત ધાતુપણે પરિણમેલાં આહારમાંથી ઇન્દ્રિયપ્રાયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી યથાયોગ્ય પાંચ ઇન્દ્રિયોપણે પરિણમાવીને તે તે ઇન્દ્રિયના યથાયોગ્ય વિષયજ્ઞાનમાં જીવ જે શક્તિથી સમર્થ થાય તે શક્તિને સર્વજ્ઞોએ **ઇન્દ્રિયપર્યાપ્તિ** કહી છે.

[ અહીં શરીરપર્યાપ્તિ સમાપ્ત થયા બાદ પણ બીજા અન્તર્મુહૂર્ત્ત સુધી પ્રાપ્ત કરેલાં ઇન્દ્રિયપુદ્ગલોથી રચાતી આભ્યન્તરિક નિર્વૃત્તિ ઇન્દ્રિય જ્યારે સ્વ-વિષયબોધ કરવામાં સમર્થ નીવડે છે ત્યારે આ પર્યાપ્તિની પરિસમાપ્તિ થાય છે.]

૪ **શ્વાસોશ્વાસપર્યાપ્તિ**—જે શક્તિથી જીવ ભાષાવર્ગણા યોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી શ્વાસોશ્વાસ રૂપે પરિણમાવી [ શ્વાસોશ્વાસરૂપે બનાવી ] [૩૨]અવલંબન લઈને વિસર્જન કરે તે [૩૩]**શ્વાસોશ્વાસપર્યાપ્તિ.**

---

૩૦ પ્ર૦—શરીર નામકર્મ અને ઉશ્વાસ નામકર્મથીજ શરીર તથા ઉશ્વાસની નિષ્પત્તિ સિદ્ધ થાય છે, પછી શરીરપર્યાપ્તિ અને ઉશ્વાસ-પર્યાપ્તિનું પ્રયોજન શું ? ઉત્તર—શરીર નામકર્મનું કાર્ય તો માત્ર જીવે ગ્રહણ કરેલા પુદ્ગલોને દેહપણે પરિણમાવવાનું પરંતુ પ્રારંભ કરેલા અંગની પરિસમાપ્તિ માટે તો શરીર પર્યાપ્તિજ [ એક જાતિની શક્તિ ] ઉપયોગી છે, એમ સાધ્ય કાર્યભેદથી બન્ને ભિન્ન છે. તે પ્રમાણે શ્વાસોશ્વાસ લબ્ધિ માત્ર નામકર્મથી સાધ્ય પરંતુ વ્યાપાર તો શ્વા૦ પર્યાપ્તિથી સાધ્ય છે.

તત્ત્વાર્થ ભાષ્યમાં પ્રથમ સમયે સામાન્યતઃ ગૃહીત પુદ્ગલોમાંથી શરીર પ્રાયોગ્ય પુદ્ગલોને [ પૃથક્ કરી ] શરીર સ્વરૂપે રચવો સ્થાપવો અથવા ઘડવો એમ આ પર્યાપ્તિનો અર્થ છે.

૩૧ પન્નવણા-જીવા૦-પ્રવ૦-સારો૦ વૃત્તિ, તત્ત્વાર્થ ભાષ્ય-વૃત્તિમાં પાંચ ઇન્દ્રિય અનેછઠ્ઠું મન એ છએ ઇન્દ્રિયોનું સ્વરૂપ રચવારૂપ ક્રિયાની પરિસમાપ્તિને ઇન્દ્રિયપર્યાપ્તિ એમ કહેલ છે.

૩૨ જે વસ્તુને એકદમ છોડવી હોય તે તે વસ્તુને છોડવા અગાઉ કંઈક પ્રયત્ન કરવો પડે તે અવલંબન. જે પ્રયત્નથી વસ્તુ એકદમ વિસર્જન થઇ શકે-દાખલા તરીકે ધનુર્ધારિની ધનુષ્ય વિસર્જન ક્રિયામાં દોરીનું ખેંચવું અથવા બીલ્લી આદિની ફાળરૂપક્રિયામાં પહેલાં શરીરનો કંઈક સંકોચ કરવારૂપ પ્રયત્ન કરવો પડે તે આલંબનજ છે.

૩૩ ત૦ ભાષ્યમાં શ્વાસોશ્વાસ ક્રિયા યોગ્ય દ્રવ્યનું ગ્રહણ અને વિસર્જન કરવાની શક્તિ

[ અહીં ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પણ ત્રીજા અન્તર્મુ૦ સુધી ગ્રહણ કરેલી શ્વાસોશ્વાસ વર્ગણાને શ્વાસોશ્વાસરૂપે પરિણમાવવામાં સહાયક પુદ્ગલોથી જ્યારે જીવ શ્વાસોશ્વાસ ક્રિયામાં સમર્થ થાય છે ત્યારે આ પર્યાપ્તિની સમાપ્તિ થઇ ગણાય છે. ]

૫ **ભાષાપર્યાપ્તિ**—જે શક્તિથી જીવ ભાષાવર્ગણાયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી ભાષાપણે પરિણમાવી, અવલંબીને વિસર્જન કરે તે શક્તિ ભાષાપર્યાપ્તિની છે.

અહીં શ્વાસો૦ પર્યાપ્તિ બાદ પણ ચોથા અન્તર્મુ૦ સુધી ગ્રહણ કરેલાં ભાષાપરિણમન સહાયક પુદ્ગલોથી જીવ જ્યારે વાચાક્રિયામાં સમર્થ થાય ત્યારે આ પર્યાપ્તિ સમાપ્ત થઇ કહેવાય છે.

૬ **મનઃપર્યાપ્તિ**—જીવ જે શક્તિવડે મનોવર્ગણાયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરી મનરૂપે પરિણમાવી અવલંબન લઇને વિસર્જન કરે તે મનઃપર્યાપ્તિ.

[ અહીં ભાષાપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ પણ પાંચમા અન્તર્મુ૦ સુધી ગ્રહણ કરેલ મનોયોગ્ય પુદ્ગલોને મનપણે પરિણમાવવામાં સમર્થ પુદ્ગલોથી જીવ જ્યારે વિષય ચિંતવન વ્યાપારમાં સમર્થ થાય છે ત્યારે આ પર્યાપ્તિની પરિસમાપ્તિ ગણાય છે. ]

## હવે કયા જીવને કઇ પર્યાપ્તિ હોય ?

એકેન્દ્રિય જીવોને આહાર–શરીર–ઇન્દ્રિય અને ઉશ્વાસ એ પ્રથમની ચાર પર્યાપ્તિ હોય છે. બેઇન્દ્રિય–તેઇન્દ્રિય અને ચઉરીન્દ્રીય [ એ વિકલેન્દ્રિય ] ને પાંચ પર્યાપ્તિ, અસંજ્ઞિ પંચેન્દ્રિય [સમૂ૦] તેને પણ [૩૪]મનઃપ૦ સિવાયની એજ પાંચ પર્યાપ્તિ અને સંજ્ઞીપંચેન્દ્રિય એટલે જેને મન છે તેવા [ ગર્ભજ ] જીવોને છએ પર્યાપ્તિઓ હોય છે.

વિશેષ વિચારીએ તો લબ્ધિ અપર્યાપ્તજીવને ત્રણપર્યાપ્તિ હોય છે, એટલે સર્વ અપર્યાપ્ત સમૂ૦ પંચે૦ તિર્યંચ તથા મનુષ્ય અને અપ૦એકેન્દ્રિય–વિકલેન્દ્રિયને પ્રથમની ત્રણ પ૦ છે, લબ્ધિ અપર્યાપ્ત ગર્ભજ સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય તથા મનુષ્યને પણ એજ ત્રણ પર્યાપ્તિ છે.

---

તે શ્વસવારૂપ ક્રિયાની પરિસમાપ્તિ એવો અર્થ કર્યો છે તેજ અર્થ ભાષાપર્યાપ્તિનો પણ છે. મનઃપર્યાપ્તિને પણ ઇન્દ્રિય પર્યાપ્તિમાં અન્તર્ગત ગણાવી તેનો અર્થ પણ તે પ્રમાણેજ કર્યો છે.

૩૪ સંજ્ઞા કે મન એકે નહીં છતાં તેઓની આહારાદિકની પ્રવૃત્તિ આહારસંજ્ઞાથી સમજવી. અથવા અસંજ્ઞીને પણ અલ્પમનોદ્રવ્યો ( ક્ષયોપશમ રૂપ ભાવમન ) છે અને તેથી તે ઇષ્ટકાર્યમાં પ્રવૃત્તિ અને અનિષ્ટમાં અપ્રવૃત્તિ કરે છે. પરંતુ એથી મનઃપર્યાપ્તિ ન કહેવી.

લબ્ધિપર્યાપ્ત એકેન્દ્રિયને ૪ પર્યાપ્તિ, લ૦પ૦ વિકલેન્દ્રિયને તથા અસંજ્ઞી પંચેન્દ્રિયને [ તે સમૂ૦તિર્યંચ ] ને પાંચ પર્યાપ્તિ છે [ સમૂ૦ મનુષ્યો લબ્ધિપર્યાપ્ત ન હોવાથી તેનું ગ્રહણ કર્યું નથી.

લબ્ધિપર્યાપ્ત મનુષ્ય, ગ૦ તિર્યંચ દેવો અને નારકીને છએ પર્યાપ્તિ હોય છે. કારણ કે લબ્ધિપર્યાપ્તો તિર્યંચ મનુષ્ય અપૂર્ણ પર્યાપ્તિએ મરે નહિ અને દેવ-નારકી લબ્ધિ અપર્યાપ્ત હોતા નથી, પણ લબ્ધિ પર્યાપ્ત હોય છે માટે પૂર્ણ પર્યાપ્તિ કરેજ.

## લબ્ધિ અને કરણ પર્યાપ્ત-અપર્યાપ્ત ભેદો.

પર્યાપ્તિ સમાપ્ત થવાના કાળને અંગે જીવના પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદ છે. ત્યાં જે જીવ સ્વયોગ્ય [ જેને જે હોય તે ] પર્યાપ્તિઓ પૂર્ણ કરીને મરણ પામે તે જીવ **પર્યાપ્ત** કહેવાય અને નિર્ધનકૃત મનોરથની જેમ જે જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિના મરણ પામે તો તે જીવો **અપર્યાપ્ત** કહેવાય, એ પર્યાપ્તપણું પ્રાપ્ત થવું તે પર્યાપ્ત નામ કર્મના ઉદયથી હોય છે અને અપર્યાપ્તનામ કર્મના ઉદયથી જીવને અપર્યાપ્તપણું પ્રાપ્ત થાય છે. એમ પર્યાપ્ત-અપર્યાપ્ત એ બે ભેદ મુખ્ય છે અને એ ભેદમાં પુન: અવાન્તર ભેદ પણ નીકળેલા છે. એમ સર્વ ભેદ પૃથક્ પાડીએ તો ચાર છે;—તે આ પ્રમાણે—

૧ **લબ્ધિઅપર્યાપ્ત**—જે જીવ સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કર્યા વિનાજ મરણ પામે તે. જેમ એ જીવો પૂર્વભવમાં બાંધેલા અપર્યાપ્ત નામકર્મના ઉદયથી લબ્ધિ અપર્યાપ્ત થાય છે, એથી એકેન્દ્રિયને જે ૪ પર્યાપ્તી છે છતાં ચાર પૂર્ણ ન કરતાં ત્રણપૂર્ણ કરીનેજ [ ચાલતી ચોથીમાં ] મરણ પામી જાય તે લ૦અપર્યાપ્ત એકે૦ કહેવાય. અહિં એટલું સમજવું જે [૩૫]ત્રણ તો સર્વ કોઇ પૂર્ણ કરેજ પણ ચોથી [એકે૦ને] અથવા ચોથી પાંચમી [ વિકલેન્દ્રિય=અસંજ્ઞી પંચે૦ તે ] અથવા ચોથી-પાંચમી-છઠ્ઠી એ ત્રણે પર્યાપ્તિ [ સંજ્ઞી પંચે૦ને ] અધૂરીજ રહે છે.

---

૩૫ પ્રથમની ત્રણ પર્યાપ્તિ સર્વ જીવો અવશ્ય પૂર્ણ કરે અને શેષ પર્યાપ્તિ કરે વા ન કરે તેનું કારણ? ઉત્તર-જીવ ભવમાં વર્તતો હોય ત્યાંથી પરભવનું આયુષ્ય બાંધ્યા બાદ અન્તર્મુ૦ તેજ ભવમાં રહી પછી મરણ પામીને પરભવમાં ઉત્પન્ન થાય છે. કારણ કે પરભવાયુષ્ય પ્રસ્તુત ભવમાંજ બંધાય અને એથીજ તે પરભવનું સ્થાન અહીં નિયત કરીનેજ મરણ પામે છે તેથી, એ વખતે આયુષ્યનો બન્ધ ઇન્દ્રિયપર્યાપ્તિપૂર્ણ કર્યા પહેલાં ન થાય એ નિયમથી પ્રથમની ત્રણ પર્યાપ્તિ પૂર્ણ કરી ચોથીના અસમાપ્ત સમયમાં અંતર્મુ૦ સુધી આયુષ્યનો બન્ધ કરી-તેનો અન્તર્મુ૦ અબાધાકાળ ભોગવવા જેટલું જીવી મરણ પામે તોપણ ત્રણ એ ચોથી પર્યાપ્તિ તો અધુરીજ રહે છે, માટે ઉક્ત નિયમ કહેલો છે.

૨ **લબ્ધિપર્યાપ્ત**—જે જીવો સ્વયોગ્ય જેને જે જે પર્યાપ્તિ હોય તે પૂર્ણ કરીનેજ મરણ પામે તે બધા જીવો [ પર્યાપ્તિ પૂર્ણ કર્યા પછી કે પહેલાં પણ ] લબ્ધિપર્યાપ્તા કહેવાય. પૂર્વભવ બદ્ધ પર્યાપ્તનામકર્મના ઉદયથીજ સ્વયોગ્ય પર્યાપ્તિ પૂર્ણ કરી શકે છે.

૩ **કરણઅપર્યાપ્ત**—જે જીવે સ્વયોગ્ય પર્યાપ્તિપૂર્ણ કરી નથી પરન્તુ પૂર્ણ કરે છે તે કરણ અપર્યાપ્તો કહેવાય. ઉત્પત્તિ સ્થાને સમકાળે સ્વયોગ્ય જે સર્વ પર્યાપ્તિઓની રચનાનો પ્રારંભ થયો છે તે જ્યાંસુધી સમાપ્ત ન થાય ત્યાંસુધી જીવ કરણ અપર્યાપ્તો કહેવાય છે.

પૂર્વોક્ત લબ્ધિ અપર્યાપ્ત-પર્યાપ્ત એ બન્ને જીવોને કરણ અપર્યાપ્તપણું હોય છે એટલે લબ્ધિઅપર્યાપ્તા જીવો વાટે વહેતાં અને ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાંસુધી કરણ અપર્યાપ્તા કહેવાય છે.

એ પ્રમાણે લબ્ધિ પર્યાપ્તો મનુષ્ય ભવાંતરથી આવતાં વાટે વહેતાં ત્યારબાદ આહારાદિક છ પર્યાપ્તિથી એટલે યાવત્ ક્રમશઃ મનઃપર્યાપ્તિના ઉપાન્ત્ય સમયસુધી કરણ અપર્યાપ્ત કહેવાય છે.

એમાં લબ્ધિપર્યાપ્તા જીવ તો પ્રથમ કરણ અપર્યાપ્ત હોઇ પર્યાપ્તિઓ પૂર્ણ કરશે ત્યારબાદ કરણપર્યાપ્ત થવાનો છે જ્યારે લબ્ધિઅપર્યાપ્તાને તો કરણપર્યાપ્તાપણું છેજ નહિ.

૪ **કરણપર્યાપ્ત**—સમકાળે પ્રારંભેલી સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓને પૂર્ણ કર્યા બાદ જીવ કરણપર્યાપ્તો કહેવાય છે. ઉપરોક્ત મુજબ લબ્ધિપર્યાપ્તોજ કરણપર્યાપ્ત થઇ શકે છે.

## લબ્ધિ-કરણ-પર્યાપ્ત-અપર્યાપ્તનો કાળ.

૧-જીવને લબ્ધિ અપર્યાપ્તાપણાનો કાળ ભવના પ્રથમ સમયથી [ પૂર્વ ભવથી છૂટે તે સમયથી ] ઉત્પત્તિસ્થાને આવી ઇન્દ્રિયપર્યાપ્તિ પૂર્ણ ન કરે ત્યાં સુધી એટલે સર્વ મળી અન્તર્મુહૂર્ત્તનો થયો જેથી વાટે વહેતાં પણ જીવ લ૦ અપર્યાપ્ત હોય. આનો જઘન્યોત્કૃષ્ટકાળ અન્તમુ૦ છે.

૨-લબ્ધિપર્યાપ્તપણાનો કાળ ભવના આદ્ય [ પૂર્વભવથી છૂટે તે ] પ્રસ્તુતભવના અન્ત્યસમય સુધી જ્યાંસુધી જીવે ત્યાંસુધી [ એટલે જેમ દેવને ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ અને મનુષ્યને ત્રણ પલ્યોપમ ઇત્યાદિ ] જેથી વાટે વહેતો જીવ પણ લ૦પર્યાપ્તો કહેવાય. [ શાસ્ત્રમાં જ્યાં જ્યાં પર્યાપ્ત જીવો કહ્યા હોય તે લ૦ પર્યાપ્તાજ સમજવા, જ્યાં અપર્યાપ્તા કહ્યા હોય ત્યાં પ્રાયઃ લબ્ધિ અપર્યાપ્તા

બતાવ્યા. કારણ કે ક્વચિત્ કરણ અપર્યાપ્તાની વિવક્ષા પણ કરી છે. લબ્ધિ-પર્યાપ્તાનો ઉત્કૃષ્ટકાળ સાગરોપમશતપૃથક્ત્વ છે. જઘન્ય અન્તર્મુ૦ છે.

૩ કરણ અપર્યાપ્તપણાનો કાળ ભવના પ્રથમ સમયથી લઈ સ્વયોગ્ય સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ ન કરે ત્યાંસુધી એટલે સર્વ મળીને અન્તર્મુહૂર્ત્ત માટે, વાટે વહેતો પર્યાપ્તો જીવ પણ કરણ અપર્યાપ્તો ગણાય.

૪ કરણ પર્યાપ્તપણાનો કાળ અન્તર્મુહૂર્ત્તન્યૂન સ્વસ્વઆયુષ્ય પ્રમાણ સમજવો. કારણ કે જીવ વિવક્ષિત ભવમાં આવ્યા પછી અન્તર્મુ૦ બાદ પર્યાપ્તિઓ પૂર્ણ કરવાથી કરણ પર્યાપ્તા થાય છે માટે લબ્ધિ પર્યાપ્તાના આયુષ્યમાંથી પર્યાપ્તિ પૂર્ણ કરવાના અન્તર્મુ૦ કાળ સિવાય બાકીનો આખા ભવ સુધીનો કાળ [ દેવને જેમ અન્તર્મુ૦ ન્યૂન ૩૩ સા૦, મનુષ્યને અન્તર્મુ૦ ન્યૂન ૩ પલ્યો૦ ] તે કરણ પર્યાપ્તાન-સ્થાનો સમજવો.

| | | |
|---|---|---|
| લબ્ધિ અપર્યાપ્ત | ભવના પ્રથમ સમયથી | અન્તર્મુહૂર્ત્ત સુધી. |
| લબ્ધિ પર્યાપ્ત | ,, | સ્વ આયુષ્ય સુધી. |
| કરણ અપર્યાપ્ત | ,, | અન્તર્મુહૂર્ત્ત યાવત |
| કરણ પર્યાપ્ત | અન્તર્મુહૂર્ત્ત ન્યૂન | સ્વ આયુષ્ય પર્યન્ત. |

## સમકાળે પરસ્પર લબ્ધ્યાદિ ભેદ પ્રાપ્તિ.

૧ જીવ લબ્ધિ અપર્યાપ્ત હોય ત્યારે લબ્ધિ અપર્યાપ્ત તો છે અને તે વખતે કરણ અપર્યાપ્તપણું પણ ઘટે છે. [ ઇન્દ્રિય પર્યાપ્તિ એ પર્યાપ્તાની અપેક્ષાએ કરણ પર્યાપ્તો પણ ઘટે.

૨ લબ્ધિપર્યાપ્તામાં લબ્ધિપર્યાપ્ત અને કરણ અપર્યાપ્ત હોય.

૩ કરણ અપર્યાપ્તામાં કરણ અપર્યાપ્ત-લબ્ધિ અપર્યાપ્ત લબ્ધિપર્યાપ્ત.

૪ કરણ પર્યાપ્તામાં કરણ પ૦ લબ્ધિ પ૦ [ પૂર્વવત્ અપેક્ષાએ લબ્ધિ અ૦ ] હોય.

જીવપર્યાપ્ત

લબ્ધિપર્યાપ્ત — કરણઅપર્યાપ્ત

લબ્ધિપર્યાપ્ત — કરણઅપર્યાપ્ત, કરણપર્યાપ્ત

## પર્યાપ્તિનો પ્રારંભ સમકાળે અને સમાપ્તિ અનુક્રમે.

જીવ ઉત્પત્તિ સ્થાને આવ્યા બાદ સ્વયોગ્ય સર્વપર્યાપ્તિનો પ્રારંભ [ એકી સાથે ] સમકાળેજ કરવા માંડે છે પરંતુ તેની સમાપ્તિ અનુક્રમે કરે છે.

કારણ કે તૈજસ–કાર્મણ શરીરના બળવડે આત્માએ ઉત્પત્તિ સ્થાનમાં પ્રથમ સમયે શુક્ર રૂધિરાદિ જે જે પુદ્ગલો ગ્રહણ કર્યાં તેજ પ્રથમસમયગૃહીત પુદ્ગલો દ્વારા એજ ગૃહીત પુદ્ગલોને તેમજ હવેથી ગ્રહણ કરતા અન્ય પુદ્ગલોને પણ ખલરસપણે જુદા પાડવાની શક્તિ પ્રાપ્ત થઈ, તેથી આહારપર્યાપ્તની પરિસમાપ્તિ થઇ ખરી, પરન્તુ એ પ્રથમ ગ્રહણ કરાએલાં પુદ્ગલોએ શરીર વિગેરેની રચના કંઇક અંશે અંશે માત્ર કરી પણ સંપૂર્ણ નહીં એટલે પ્રથમ સમયગૃહીત પુદ્ગલો તે પ્રથમ સમયેજ કેટલાંક ખલપણે, કેટલાંક રસપણે [ સાત ધાતુપણે ], કેટલાંક ઇન્દ્રિયપણે, કેટલાંક ઉચ્છ્વાસ કાર્યમાં સહાયકરૂપે, કેટલાંક ભાષા કાર્યમાં સહાયક અને મનઃકાર્યમાં સહાયકપણે પરિણમેલાં છે અને તેટલાં અલ્પ અલ્પ પુદ્ગલો દ્વારા આત્માને તે તે કાર્યમાં કંઇક અંશે અંશે શક્તિ પ્રાપ્ત થઇ છે તે કારણથી સર્વ પર્યાપ્તિઓ સમકાળે પ્રારંભાય એમ કહેવાય પણ સમાપ્તિ તો અનુક્રમેજ થાય છે.

## પર્યાપ્તિઓ ક્રમશઃ સમાપ્ત કેમ થાય છે ?

છએ પર્યાપ્તિઓનો સમકાળે પ્રારંભ છતાં પણ અનુક્રમે પૂર્ણ થવાનું કારણ આહારાદિક પર્યાપ્તિઓનાં પુદ્ગલો અનુક્રમે સૂક્ષ્મ–સૂક્ષ્મતર પરિણામવાળાં રચવા પડે છે માટે, એટલે પહેલી અહાર પર્યાપ્તિ સ્થૂલ, બીજી શરીર પર્યાપ્તિ તેથી સૂક્ષ્મ, એમ યાવત્ છઠ્ઠી પર્યાપ્તિ અધિક અધિક પુદ્ગલોપચયથી સૂક્ષ્મતર હોય છે અને અધિક અધિક પુદ્ગલ મેળવવામાં કાળ પણ અધિક અધિકજ લાગે છે.

દાખલા તરીકે જેમ શેર રૂ કાંતવા છએ કાંતનારીઓ સમકાળે કાંતવા માંડે તોપણ જાડુ સૂત્ર કાંતનારી કોકડુ વ્હેલું પૂર્ણ કરે અને તેથી સૂક્ષ્મ સૂક્ષ્મતર કાંતનારી ક્રમશઃ કોકડું વિલંબે વિલંબે પૂર્ણ કરે તેમ પર્યાપ્તિઓની સમાપ્તિમાં સમજવાનું છે.

## ચારે ગતિ આશ્રયી પર્યાપ્તિક્રમ.

ઔદારિકશરીરી તે મનુષ્ય અને તિર્યંચ એ બે ગતિના જીવોની પ્રથમ આહાર પર્યાપ્તિ એક સમયમાંજ પૂર્ણ થાય અને ત્યારબાદ અન્તર્મુહૂર્ત્ત અન્તર્મુહૂર્ત્તકાળે અનુક્રમે શેષ શરીર–ઇન્દ્રિયાદિ પાંચે પર્યાપ્તિ પૂર્ણ કરે. બધાનો ભેગો કાળ પણ અન્તર્મુ૦ થાય છે, કારણ કે અન્તર્મુહૂર્ત્તના અસંખ્ય પ્રકારો છે.

વૈક્રિયશરીરી તે દેવ–નારક માટે આહારપર્યાપ્તિ પ્રથમ સમયે, શરીર પર્યાપ્તિ ત્યારબાદ એક અન્તર્મુહૂર્ત્ત અને શેષ ચાર અનુક્રમે એક એક સમયને અન્તરે સમાપ્ત થાય છે. અહીં સિદ્ધાન્તમાં દેવને ભાષા પર્યાપ્તિ અને મનઃપર્યાપ્તિ સમકાળે સમાપ્ત થવાની અપેક્ષાએ દેવને પાંચ પર્યાપ્તિ કહી છે.

ઉત્તરવૈક્રિય અને આહારક શરીરનો પર્યાપ્તિક્રમ દેવ-નારકવત્ સમજવો.

## ઉત્તરદેહ માટે પર્યાપ્તિની ભિન્ન રચના.

લબ્ધિવન્તજીવે પોતાના જન્મના મૂળ શરીરની રચના સમયે જે સ્વયોગ્ય ચાર અથવા છ પર્યાપ્તિઓ સમાપ્ત કરી છે તે પર્યાપ્તિઓવડે સંપૂર્ણભવ પર્યન્ત તે પર્યાપ્ત ગણાય છે. પરન્તુ એ જીવ તથાવિધ લબ્ધિવાળો હોવાથી જ્યારે પ્રસ્તુત પર્યાપ્તાવસ્થામાં નૂતન શરીર રચે ત્યારે પુનઃ તે નૂતન શરીર માટે ચાર અથવા છ પર્યાપ્તિઓ નવેસરથી રચે છે પરન્તુ જન્મ સમયે રચેલી પર્યાપ્તિ અહીં ઉપયોગી થતી નથી.

ત્યાં લબ્ધિપર્યાપ્ત બાદર વાયુકાય પૈકી કેટલાક વાયુકાય જીવો વૈક્રિય-શરીર રચવા સમર્થ છે, તેઓએ જન્મ સમયે ઔદારિક શરીર સંબંધી ચાર પર્યાપ્તિઓ રચી છે તોપણ પુનઃ બીજું નૂતન [ ઉ० વૈ० ] શરીર રચતી વખતે નવીનજ ચાર પર્યાપ્તિ રચવી પડે છે.

એ પ્રમાણે આહારક લબ્ધિવન્ત ચૌદ પૂર્વધર મહાત્માને આહારક શરીર રચતાં જન્મ સમયની ઔદારિક સંબંધી છ પર્યાપ્તિ ઉપયોગી થતી નથી પણ આહારક દેહ સંબંધી નવી છ પર્યાપ્તિ રચવી પડે છે.

એ પ્રમાણે વૈક્રિય લબ્ધિવંત મનુષ્યોના પણ મૂળદેહની છ પર્યાપ્ત ભિન્ન અને ઉત્તરવૈક્રિયદેહની છ પર્યાપ્તિ ભિન્ન રચાય છે.

## પર્યાપ્તિ સંબંધી પુદ્ગલો કયા ગણવા ?

છએ પર્યાપ્તના પુદ્ગલો ઔદારિક શરીરીને ઔદારિક વર્ગણાના, વૈક્રિય શરીરીને વૈક્રિયવર્ગણાના અને આહારકને આહારક વર્ગણાના અને પ્રથમ સમયે ગ્રહણ કરાતા ત્રણે વર્ગણાઓમાંના પુદ્ગલો આહાર પર્યાપ્તિનાં હોય છે, એમાં આહારકશરીર અને મનઃપર્યાપ્તિના પુદ્ગલો શરીરમાં સર્વત્ર વ્યાપ્ત છે. ઉશ્વાસ-ભાષા પર્યાપ્તના પુદ્ગલોનું સ્થાન અકથ્ય છે. ઇન્દ્રિય પર્યાપ્તિનું સ્થાન અમુક નિયતવર્તી [ તે શરીર ઉપર અને ઉપરથી અંતર્વર્તી ] છે. વિશેષમાં જીવ્હેન્દ્રિય પુદ્ગલો બાહ્યાકાર સ્થાને જ છે પણ શરીરમાં નથી.

## છએ પર્યાપ્તિ પુદ્ગલ સ્વરૂપ છે તે.

પર્યાપ્તિ એ પુદ્ગલ સ્વરૂપ છે અને તે કર્તારૂપ આત્માને કરણ-સાધનરૂપ છે તથા તે કરણથી સંસારી આત્માને આહાર ગ્રહણાદિ સામર્થ્ય-શક્તિ પેદા થાય છે અને તે કરણ-શક્તિ જે પુદ્ગલોદ્વારા રચાય છે તે આત્માએ ગ્રહણ કરેલા

પુદ્ગલો જે તથાવિધ પરિણતિવાળા છે તે જ [ કારણ કાર્યભાવથી ] પર્યાપ્તિ શબ્દવડે બોલાય છે અને એ હેતુથીજ જીવશક્તિઓ પુદ્ગલો જન્ય છે કારણકે જીવના સર્વ પૌદ્ગલિક વ્યાપારો પુદ્ગલ સમૂહને અવલંબી છે. જીવની જો કે સ્વતંત્ર શક્તિ છે પરંતુ તે અપૌદ્ગલિક અને સિદ્ધમાં છે જ્યારે સંસારીમાં પૌદ્ગલિક છે. 'द्रव्यनिमित्तं हि संसारीणां वीर्यमुपजायते' इति कथनात् ।

**પ્રાણનું કારણપર્યાપ્તિ**—પુનઃ આ પર્યાપ્તિઓ પૂર્ણ થવાથીજ આગલી ગાથામાં કહેવાતા જીવના દસ પ્રાણો ઉત્પન્ન થાય છે માટે કારણરૂપ એવી પર્યાપ્તિનું કાર્ય પ્રાણ છે. **इति पर्याप्ति विषयिनीसंक्षिप्ता व्याख्या ।**

अवतरण;—હવે પર્યાપ્તિનું વર્ણન તો કર્યું પણ **પર્યાપ્તિ એટલે શું ?** તેના અર્થને સમજાવે છે.

## आहारसरीरिंदिय, ऊसासवउमणोभिनिव्वत्ति ।
## होइ जओ दलियाओ करणं पइ सा उ पज्जत्ती ॥ ३३९ ॥

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| उसासवउमणो=ઉશ્વાસ-વચન-મન | जओ दलियाओ=જે દલિકોથી |
| अभिनिव्वत्ती=પૂર્ણનિષ્પત્તિ | करणं पइ सा उ पज्जत्ती=કરણ પ્રતિ તેજ પર્યાપ્તિ |

### સંસ્કૃત છાયાઃ—

**आहारशरीरेन्द्रियोश्वासवचोमनोऽभिनिर्वृत्तिः ।**
**भवति यतो दलिकतः करणं प्रति सा तु पर्याप्तिः ॥ ३३९ ॥**

गाथार्थ:—જે દલિકરૂપ પુદ્ગલ સમૂહથી આહાર-શરીર ઇન્દ્રિય-ઉચ્છ્વાસ -વચન અને મનની રચના [ નિષ્પત્તિ ] થાય તે દલિકભૂત પુદ્ગલ સમૂહના આલંબનથી તે તે દલિકની સ્વસ્વવિષયના પરિણમન થવા તરફ કારણભૂત ઉત્પન્ન થએલ જે કરણ [ શક્તિ ] તેજ પર્યાપ્તિ કહેવાય છે. ॥ ૩૩૯ ॥

विशेषार्थ:—ઉપર ગાથાર્થમાં કહેલો અર્થ આ ગ્રન્થકારનો છે. ત્યાં જીવ- કર્તા અને પુદ્ગલોપચય તે જ શક્તિ અને તે કરણ અને આહારાદિનું પરિણ- મન તે ક્રિયા છે.

### ગ્રન્થાન્તરથી પર્યાપ્તિના ભિન્ન ભિન્ન અર્થો.

પર્યાપ્તિ એટલે શક્તિ-સામર્થ્યવિશેષ. એ સીધો મુખ્ય પ્રસિદ્ધ અર્થ છે.

૨. બીજી રીતે વિચારીએ તો ' આહાર વિગેરે પુદ્‍ગલોને ગ્રહણ કરવામાં અને તે રૂપે પરિણામ પમાડવામાં પર્યાપ્તિ નામ કર્મના ઉદયથી ઉત્પન્ન થએલી આત્માની જે શક્તિ તે અહીં પર્યાપ્તિ ' કહેવાય.

૩. ત્રીજો અર્થ તે શક્તિના આલંબન-કારણરૂપે જે પુદ્‍ગલો તે પર્યાપ્તિ.

૪. ચોથો અર્થ તે શક્તિની અને શક્તિના કારણભૂત પુદ્‍ગલસમૂહની નિષ્પત્તિ તે.

૫. પાંચમો અર્થ તે શક્તિના કારણભૂત પુદ્‍ગલ સમૂહની પરિસમાપ્તિ તે, એમ ભિન્નભિન્ન અર્થો પર્યાપ્તિના છે પણ મુખ્ય અર્થ પર્યાપ્તિ એટલે શક્તિ એ મુખ્ય છે.

આ પર્યાપ્ત એટલે આત્મશક્તિ તે પુદ્‍ગલસમૂહના આલંબનથી થાય છે. અર્થાત્ આત્મા જ્યારે ઉત્પત્તિસ્થાનમાં ઉત્પન્ન થાય છે ત્યારે ઉત્પન્ન થતાની સાથે [ કોલસામાં સ્પર્શેલા અગ્નિવત્ ] પ્રતિસમયે આહારના પુદ્‍ગલોને ગ્રહણ કરતો જાય છે. કારણ કે આહાર વિના જીવ રહી શકતો નથી અને તે આહારપુદ્‍ગલો અમુક અમુક પ્રમાણ—જથ્થામાં જ્યારે ગ્રહણ થઇ જાય છે ત્યારે ગ્રહણ કરાતા તે તે પુદ્‍ગલોના જથ્થાદ્વારા આત્મામાં અમુક અમુક કાર્ય કરવાની [ [૩૬] જીવન-નિર્વાહ કરવા યોગ્ય જે જે કાર્યો તે કરવાની ] જે શક્તિ ઉત્પન્ન થાય છે તે તે અનુક્રમે આહારાદિ પર્યાપ્તિના નામથી ઓળખાય છે.

આથી ઉત્પત્તિપ્રદેશે પ્રથમ સમયે અને તદનન્તરના સમયે પુદ્‍ગલોના ઉપચયથી તદ્રૂપ થઇ ગયેલા આત્માની [ આહારાદિક પુદ્‍ગલોને પરિણમનાદિકની ] જે શક્તિ વિશેષ તે પર્યાપ્તિ—આ પણ પર્યાપ્તિનો પ્રધાન અર્થ છે. [ ૩૩૯ ]

**અવતરણ**;—પૂર્વોક્તગાથામાં પર્યાપ્તિનું અતિસંક્ષિપ્ત સ્વરૂપ કહ્યું. એજ પર્યાપ્તિઓ આ ગાથામાં કહેવાતા દસ પ્રાણનું કારણ છે અને એ પ્રાણો તે કાર્ય છે, માટે હવે કારણ કહીને આ ગાથામાં કાર્યરૂપ **દશપ્રાણ** કહેવા સાથે કોને કયા કયા ? હોય તે કહે છે.

**पणिंदिअतिबलूसो आउअ दसपाण चउ छ सगअट्ठ ।**
**इगदुतिचउरिंदिणं, असन्नी सन्नीण नव दस य ॥ ३४० ॥**

**શબ્દાર્થ :—**

| | |
|---|---|
| पणइंदिअ=૫ ઇન્દ્રિય | आउअ=આયુષ્ય |
| तिबलूसा=ત્રણબલ-ઉશ્વાસ | दसपाण=દશ પ્રાણો |

૩૬ દરેક સમયે આહાર ગ્રહણ, સમધાતુ રચના ઇન્દ્રિય દ્વારા વિષયોનુગ્રહણ, શ્વાસોશ્વાસ ગ્રહણ, વચનોચ્ચારક્રિયા માનસિક વિચારો એ જીવન નિર્વાહના ૬ અવશ્ય કાર્યો ગણાય છે.

## સંસ્કૃતછાયા:—

**पञ्चेन्द्रियाणि त्रीणि बलान्युच्छ्वासआयुश्च दश प्राणाः चत्वारः षट् सप्त अष्टौ। एकद्वित्रिचतुरिन्द्रियाणां असंज्ञि-संज्ञिनां नव दश च ॥ ३४० ॥**

गाथार्थः— પાંચ ઇન્દ્રિય-ત્રણ બલ, ઉશ્વાસ, આયુષ્ય એ દસ પ્રાણ છે તેમાં એકેન્દ્રિયને ચાર, બેઇન્દ્રિયને છ, તેઇન્દ્રિયને સાત અને ચઉરીન્દ્રિયને આઠ અસંજ્ઞી પંચેન્દ્રિયને નવ અને સંજ્ઞી પંચેન્દ્રિયને દશ પ્રાણ હોય છે. ॥ ૩૪૦ ॥

विशेषार्थ: વ્યાકરણના નિયમથી प्र ઉપસર્ગપૂર્વક ' अण ' પ્રાણને એ ધાતુ ઉપરથી घञ् પ્રત્યય કરી प्राणिति-जीवति अनेनेति प्राण:—શબ્દ બન્યો છે એટલે જેનાથી જીવાય તે પ્રાણ કહેવાય અર્થાત્ આ જીવે છે આ જીવે છે એવી પ્રતીતિ જે બાહ્યલક્ષણોથી થાય એ બાહ્યલક્ષણોનું નામ અહિં प्राण [ તે દ્રવ્યપ્રાણ ] એ દસ પ્રાણ જીવનેજ હોય છે એથી એ પ્રાણ તેજ જીવનું બાહ્ય લક્ષણ છે.

ઇન્દ્રિયોનાં બે ભેદ છે: એક **આભ્યન્તર નિર્વૃત્તિ** [૩૭]**દ્ર૦યેન્દ્રિય** અને બીજો ભેદ બાહ્યનિર્વૃત્તિ દ્ર૦યેન્દ્રિય.

૧ આભ્યન્તરનિર્વૃત્તિ ઇન્દ્રિય-તે ઇન્દ્રિયોની અભ્યન્તર રચના અર્થાત્ દેખાતી ઇન્દ્રિયોના જ સ્થાને ઇન્દ્રિયોનાજ સંપૂર્ણ આકારે ગોઠવાએલા વિષયગ્રહણ કરવાની શક્તિસંપન્ન અતિ સ્વચ્છ ઇન્દ્રિય પુદ્ગલોયુક્ત આત્મપ્રદેશો તે, જેમ ચક્ષુમાં કીકી વિગેરે. અથવા ઇન્દ્રિયોના અંદર ભાગે [ દેખાતી બાહ્યાકાર ઇન્દ્રિયોના પોલાણમાં ] અગોચર સ્વચ્છ અને સૂક્ષ્મપુદ્ગલો [ આત્મપ્રદેશો ] ની જે આકૃતિ તેની આ અભ્ય નિર્વૃત્તિ ઇન્દ્રિયનો આકાર દરેક જીવને સ્વદેહના આકારવત્ હોય છે એથી આ જાતની ઇન્દ્રિયના આકારો તો નિયતજ છે અને આગળ કહેવાતું પાંચે ઇન્દ્રિયનું વર્ણન-આકાર તે આ આ૦ નિવૃત્તિ ઇન્દ્રિયનોજ સમજવો. જીવને થતું જે જે ઇન્દ્રિયોના વિષયભૂત પદાર્થનું જ્ઞાન [ જેમ જીભને ખારો-ખાટો સ્વાદ ] પણ આ૦ નિ૦ ઇ૦થીજ સમજવું પણ બાહ્ય નિ૦ ઇ૦થી નહિ.

૨ બાહ્યનિર્વૃત્તિઇન્દ્રિય-તે ઇન્દ્રિયને સ્થાને સ્પષ્ટ દેખાતો કર્ણપર્પટિકાદિ બાહ્ય અંગનો આકાર તે [ જેમ ચક્ષુને ડોળા-કર્ણ ને કર્ણપર્પટીકા ] આ બા૦ નિ૦ ઇ૦નો આકાર તે પ્રત્યેક જીવાશ્રયી ભિન્નભિન્ન હોઇ શકે છે. આ ઇન્દ્રિય વિષયનો બોધ કરવામાં ઉપયોગી થતી નથી.

---

૩૭ ઇન્દ્રિયના-દ્ર૦યેન્દ્રિય ભાવેન્દ્રિયાદિ ભેદોનું વર્ણન ગ્રન્થાન્તરથી જોવું.

## પાંચ ઇન્દ્રિયનાં સ્થાન-પ્રમાણ-આકારાદિ

'इदि' परमैश्वर्ये એ ધાતુ ઉપરથી ઔણાદિક रक् પ્રત્યય કરી બનતા ઇન્દ્ર શબ્દ ઉપરથી इन्द्रिय શબ્દ બન્યો છે. તેની વ્યુત્પત્તિ यत् इन्द्रेणापि दुर्जेयं तदिन्द्रियम् । એટલે જે આત્માવડે દુર્જય છે તે, અથવા ઇન્દ્ર એટલે આત્મા તેનું જે લિંગ-ચિન્હ તે ઇન્દ્રિય. તે ૧ સ્પર્શનેન્દ્રિય, ૨ રસનેન્દ્રિય, ૩ ઘ્રાણેન્દ્રિય, ૪ ચક્ષુરિન્દ્રિય, અને ૫ શ્રોત્રેન્દ્રિય એમ પાંચ છે.

**૧ स्पर्शनेन्द्रिय**—જીવની દેખાતી ઉપરની ત્વચા-ચામડી તે વસ્તુતઃ સ્પર્શનેન્દ્રિય [ સ્પર્શ કરવા યોગ્ય ] નથી પરંતુ અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી પાતળી શરીરના બાહ્ય તથા આભ્યન્તર ભાગ જેવડા [ અથવા અન્દરથી તેમજ બહારથી ] શરીર પ્રમાણ તુલ્ય વિસ્તારવાળી શરીરનાજ બાહ્ય-અભ્યન્તર-ભાગમાં [ પોલાણમાં ] પથરાયલી અને ચક્ષુથી ન દેખી શકાય તેવી શરીરના આકારવાળી અભ્યન્તરનિર્વૃત્તિરૂપ એકજ ભેદવાળી છે.

**૨ रसनेन्द्रिय**—તે દેખાતી ઉપરની જીભ્હા એ નહિં પણ અંગુલાસંખ્યભાગ જેટલી પતલી, અંગુલ પૃથક્ત્વ [ ૨ થી ૯ અંગુલ ] વિસ્તારવાળી, ચક્ષુથી અદ્રશ્ય અને દેખાતી જીભ્હાના મધ્યમાં પથરાયલી, ઘાસ ઉખેડવાની ખુરપલી સરખા આકારવાળી આ આભ્યન્તર નિર્વૃત્તિરૂપ ઇન્દ્રિય છે.

**૩ घ्राणेन्द्रिय**-અંગુલના સંખ્યાતમા ભાગ જેટલી પાતળી, લાંબી, પહોળી ચક્ષુથી અગોચર નાસિકાની અંદર રહેલી પડઘમ [ વાજીંત્ર ] ના આકારવાળી અભ્યન્તર નિર્વૃત્તિરૂપ ઇન્દ્રિય છે.

**૪ चक्षुरिन्द्रिय**—ઘ્રાણેન્દ્રિય સરખા પ્રમાણવાળી ચક્ષુથી અગોચર ચક્ષુની કીકીના તારાના મધ્યમાં રહેલી ચન્દ્રાકૃતિ [ વૃત્તાકાર ] વાળી આ૦ નિ૦ ઇ૦ છે.

**૫ श्रोत्रेन्द्रिय**—ઘ્રાણેન્દ્રિય જેટલાજ પ્રમાણવાળી દેખાતી કર્ણપર્પટિકાના છિદ્રમાં રહેલી અને કદંબપુષ્પના આકારવાળી આભ્યન્તર નિ૦ ઇન્દ્રિય છે.

**ઇન્દ્રિય વિષય અને ગ્રહણક્ષેત્ર**—સ્પર્શેન્દ્રિયનો વિષય સ્નિગ્ધાદિક આઠ પ્રકારના સ્પર્શોને જાણવાનો અને નવયોજન સુધીના પણ સ્પર્શપુદ્ગલોને ગ્રહણ કરવાનો છે, રસનેન્દ્રિયનો વિષય પાંચ-છ પ્રકારના આમ્લકટુક મધુરાદિ ષટ્ રસ તથા સ્વાદોને જાણવાનો, ક્ષેત્રથી નવયોજન દૂર સુધીના પુદ્ગલાગત સ્વાદને ગ્રહણ કરવાનો છે. ઘ્રાણેન્દ્રિયનો દુર્ગંધ તથા સુગંધને જાણવાનો ક્ષેત્રથી ૯ યો૦ દૂરના ગંધપુદ્ગલોને જાણવાનો, ચક્ષુઇન્દ્રિયનો વિષય રૂપ-વર્ણ-આકારને જાણવાનો, નિસ્તેજ પદાર્થોને વધુમાં વધુ એકલાખ યો૦ દૂરથી અને સતેજ પદાર્થો તે સૂર્ય-ચન્દ્રાદિકને ઘણા લાખ [ સાધિક ૨૧ લાખ ] યો૦ દૂરથી દેખવાનો

તે, શ્રોત્રેન્દ્રિયનો વિષય સચિત્ત [ તે સજીવમાંથી નીકળેલો ] અચિત્ત [ પથ્થ-શકિના અફળાવવાથી નીકળતો તે નિર્જીવશબ્દ ] મિશ્ર [ જીવ-અજીવના સહ-યોગથી નીકળતો શબ્દ તે મુખનું વાજિંત્ર જેમ વાંસળી વિગેરે ] આ શ્રોત્રેન્દ્રિયનો ક્ષેત્રથી ૧૨ યો૦ દૂરના શબ્દને સાંભળવાનો વિષય છે. એ ઉત્કૃષ્ટ કથનથી સમજવું.

જઘન્યથી તો ચક્ષુઇન્દ્રિય અંગુલના સંખ્યભાગે દૂર રહેલા પદાર્થોને દેખે અને શેષ ઇન્દ્રિયો અંગુલના અસંખ્યભાગે દૂરવર્તી પદાર્થોનો બોધ પામી શકે છે.

**પ્રાપ્યાપ્રાપ્યપણું**—ચક્ષુ અને મન એ બે ઇન્દ્રિયો પોતાને નહીં પ્રાપ્ત થએલા એવા વિષયને જાણે છે અને શેષ ઇન્દ્રિયો સ્વપ્રાપ્ત વિષયનેજ જાણે-ચિંતવે છે.

**પ્રાણબલપ્રાણઃ**—તે મનબલ-વચનબલ કાયબલ અથવા મનોયોગ, વચનયોગ, કાયયોગ, તેમાં **મનોબલ**-એટલે જે દ્વારા સંજ્ઞિજીવ મનન-ચિંતવન વ્યાપાર કરી શકે, તે મન મનોવર્ગણાના પુદ્ગલોરૂપ છે. અહીં મન બે પ્રકારનું-દ્રવ્ય અને ભાવમન, મનઃપર્યાપ્તિનામ કર્મના ઉદયથી કાયયોગે જે મનોયોગ્ય વર્ગણા ગ્રહણ કરીને મનપણે પરિણમાવી અવલંબી વિસર્જન કરે તે પુદ્ગલ સમૂહ તે દ્રવ્ય-મન, અને દ્રવ્ય પુદ્ગલ પરમાણુના આલંબનથી જીવનો ચિંતવન વ્યાપાર [ મનો-વિજ્ઞાન શક્તિ ] તે ભાવ મન, એજ મનોબલપ્રાણ પણ કહેવાય.

૨ **વચનબલપ્રાણ**:—જીવને વચનોચ્ચાર કરવાની જે શક્તિ તે, ભાષા-પર્યાપ્તિ નામ કર્મના ઉદયથી ભાષાયોગ્ય પુદ્ગલ વર્ગણા કાયયોગે ગ્રહણ કરી ભાષાપણે પરિણમાવી અવલંબી વિસર્જન કરે તે. આ ભાષા જીવભાષા અને અજીવ પદાર્થમાંથી થતો અવાજ તે અજીવ ભાષા કહેવાય. આ ભાષાશબ્દો પુદ્ગલરૂપ છે પણ આકાશના ગુણરૂપ નથી. મુખમાંથી નીકળતા શબ્દના અણુઓ ચાર સમયમાં તો ચૌદરાજલોકમાં છવાઈ જાય છે.

૬ **કાયબલ પ્રાણઃ**—એટલે શરીરનો જે વ્યાપાર તે કાયબલ પ્રાણ. ત્યાં શરીર-પદવડે ઔદારિક આહારક-વૈક્રિય-તૈજસ-કાર્મણ એ પાંચ શરીર લેવાં જેની વ્યાખ્યા ગાથા ૩૪૫-૪૬ ના વર્ણનમાંથી જોવી.

૪ **નવમો 'આનપ્રાણ' પ્રાણ-આણ** એટલે ઉશ્વાસ [ આભ્યન્તર ] અને પ્રાણ એટલે નિઃશ્વાસ [ બાહ્ય ] જીવ ઉશ્વાસનામકર્મ અને ઉશ્વાસ પર્યાપ્તિવડે શ્વાસો-શ્વાસ યોગ્ય પુદ્ગલો ગ્રહણકરીને શ્વાસોશ્વાસપણે પરિણમાવી અવલંબીને વિસર્જે

---

૩૮ આધુનિક ફોનાગ્રાફમાં થતું શબ્દનું ગ્રહણ પ્રત્યક્ષ હોવાથી, અને અધિક વાયુ દિશા તરફ શબ્દ વધુ સંભળાતો હોવાથી અને ભિત્ત્યાદિવડે તેમજ અશુદ્ધ દિશા હોય ત્યારે શબ્દને ઉપઘાતાદિક થતાં હોવાથી શબ્દ પુદ્ગલરૂપ છે કારણકે ગ્રહણ-આકર્ષણ અને પ્રતિઘાત એ પુદ્ગલોનાજ ધર્મ છે.

તે શ્વાસોશ્વાસ અથવા આનપ્રાણ કહેવાય, શ્વાસો૦ નામકર્મથી શ્વાસોશ્વાસલબ્ધિ અને શ્વાસોશ્વાસ પરિણમનશક્તિ પેદા થાય છે. ઘ્રાણેન્દ્રિયવાળા જીવોને જે શ્વાસોશ્વાસ ઘ્રાણેન્દ્રિયદ્વારા ગ્રહણ કરાય છે અને સ્પષ્ટ દેખાય છે તે 'બાહ્ય શ્વાસોશ્વાસ' પરન્તુ ગ્રહણ પ્રયત્ન અને પરિણમન તો સર્વાત્મપ્રદેશે થાય છે તે.

સર્વાત્મપ્રદેશોથી થતો આ ઉશ્વાસ સ્થૂલ નજરમાં જણાતો નથી. સર્વજ્ઞ ભગવંતો જાણી શકે છે. જે એકેન્દ્રિયાદિને સ્વનાસિકા નથી તેઓ નાસિકા વિના પણ સર્વ શરીર પ્રદેશે શ્વાસોશ્વાસના પુદ્ગલો ગ્રહણ કરી સર્વ શરીર પ્રદેશમાં [ અભ્યન્તર ] શ્વાસોશ્વાસપણે પરિણમાવે છે અને અવલંબી વિસર્જન કરે છે. નાસિકારહિત જીવને એક અભ્યન્તર શ્વાસોશ્વાસ હોય છે અને અવ્યક્ત હોય છે અને નાસિકાવાળા જીવને તો બન્ને પ્રકારના શ્વાસોશ્વાસ હોય છે. આ શ્વાસોશ્વાસથી જીવ છે એમ જણાય છે. એ જીવના બાહ્ય લક્ષણરૂપ દ્રવ્ય પ્રાણ છે. દુઃખી જીવને શ્વાસોશ્વાસ વ્યાપાર વિશેષ હોય છે, સુખીને તેમ હોતું નથી, એથીજ સુખી એવા દેવો ઘણા માસ ગયે એકવારજ શ્વાસ લે અને મુકે, જ્યારે અત્યન્ત દુઃખી એવા નારકીને પ્રતિક્ષણે શ્વાસોશ્વાસ ચાલુજ હોય છે.

**૧૦ आयुष्य प्राण**—જેનાવડે જીવ પ્રસ્તુત ભવની અંદર અમુક કાળ સુધી ટકી શકે તે આયુષ્ય અથવા જેનાથી જીવ પરભવમાં જાય તે પણ આયુષ્યનો અર્થ છે. અથવા વિવક્ષિત ભવમાં જેટલા કાળ સુધી ટકે તે પણ કાલ આયુષ્ય કહેવાય એમ અપેક્ષાભેદે ભિન્ન અર્થ છે.

એ આયુષ્ય પુદ્ગલનાસમૂહરૂપ છે અને તે પુદ્ગલની સહાયથીજ જીવ જીવે છે, એ આયુષ્ય બે પ્રકારનું છે. ૧ **द्रव्यायुष्य** ૨ **कालायुष्य** તેમાં આયુષ્ય કર્મનાં જે પુદ્ગલો તે દ્રવ્યાયુષ્ય અને તે પુદ્ગલોવડે જીવ જેટલા કાળ સુધી જીવ અમુક નિયમિત ગતિમાં ટકી શકે તેટલા કાળનું નામ કાલાયુષ્ય

જીવને જીવવામાં આયુષ્યકર્મનાં પુદ્ગલોજ [આયુષ્યોનો ઉદય] મુખ્ય કારણ છે, એ આયુષ્યનાં કર્મ પુદ્ગલો સમાપ્ત થાય તો પછી આહાર–ઔષધાદિ અનેક પ્રયત્નોથી પણ જીવ જીવી શકતો નથી. એથી એ બન્ને પ્રકારના આયુષ્યમાં દ્રવ્યાયુષ્ય તો જીવને અવશ્ય પૂર્ણ કરવુંજ પડે છે. એમાં અપવાદ છેજ નહિ અને કાલ આયુષ્ય પૂર્ણ કરે અથવા ન પણ કરે, કારણ કે કાલાયુષ્ય તો જો અપવર્તનીય [ એટલે શસ્ત્રાદિકના આઘાતાદિકથી દ્રવ્યાયુષ્ય શીઘ્ર અપવર્તન ફેરફાર પરાવૃત્તિ પામે તેવું ] હોય તો અપૂર્ણકાળે પણ મરણ પામે અને જો અનપવર્તનીય [ તે કોઈ પણ નિમિત્ત મલ્યે છતે પણ શીઘ્ર પરાવૃત્તિ ક્ષય ન પામે તેવું દ્રવ્યાયુષ્ય ] હોય તો સંપૂર્ણ આયુષ્ય પૂર્ણ કરીનેજ મરણ પામે.

અપવર્તનીય આયુષ્ય સોપક્રમ હોય છે અને અનપવર્તનીય આયુષ્ય સોપક્રમ અને નિરૂપક્રમ બન્ને હોઈ શકે છે.

આ સંબંધી વધુ વ્યાખ્યા પૂર્વે આવી ગઇ છે.

## કયા જીવને કેટલા પ્રાણ તે.

સર્વ એકેન્દ્રિય જીવોને સ્પર્શનેન્દ્રિય–કાયબલ–આયુષ્ય અને [૩૯]શ્વાસોશ્વાસ એ ચારજ પ્રાણ હોય છે. દ્વીન્દ્રિયજીવોને એજ ચાર, એક રસનેન્દ્રિય અને એક વચનબલ એ બે વધારે હોવાથી કુલ ૬ પ્રાણ, ત્રીન્દ્રિયને એજ છ અને એક ઘ્રાણેન્દ્રિય અધિક હોવાથી કુલ ૭ પ્રાણ, ચઉરિન્દ્રિય ને એજ સાત અને ચક્ષુરિન્દ્રિય અધિકહોવાથી કુલ ૮, [૪૦]અસંજ્ઞી પંચેન્દ્રિયને એક શ્રોત્રેન્દ્રિય અધિક હોવાથી ૯ અને સંજ્ઞિપંચેન્દ્રિયને મનબલ વધુ હોવાથી કુલ દશ પ્રાણ હોય છે. [૩૪૦]

अवतरण;—હવે ભિન્ન ભિન્ન જીવોમાં દેખાતી સામાન્ય દશ સંજ્ઞાના નામો કહે છે.

**आहारे भय–मेहुण परिग्गहा कोह–माण–माया य ।**
**लोभे ओहे लोगे, दससण्णा हुंति सव्वेसिं ॥ ३४१ ॥**

### શબ્દાર્થઃ—

आहारे=આહાર
भयमेहुण=ભય–મૈથુન
परिग्गहा–कोह=પરિગ્રહ–ક્રોધ
माण–माया लोभे=માન–માયા લોભ
ओहे लोगे=ઓઘ–લોક
दससण्णा=દસસંજ્ઞા

### સંસ્કૃત છાયાઃ—

**आहारो भयमैथुनपरिग्रहाः क्रोधो मानं माया च ।**
**लोभः ओघः लोकः दशसंज्ञाः भवन्ति सर्वेषाम् ॥ ३४१ ॥**

---

૩૯ એકેન્દ્રિયોને નાસિકા નથી તથાપિ સર્વાંગે શ્વાસોશ્વાસ પુદ્ગલ ગ્રહણ કરે છે. દ્વીન્દ્રિય તો મુખથી શ્વાસ લઇ શકે છે. એકેન્દ્રિયોને ઔદારિક શરીરથીજ આહારગ્રહણાદિ ક્રિયા થતી હોવાથી કાયબલ પ્રાણ પણ હોય છે.

૪૦ દ્રવ્ય લોકપ્રકાશમાં અસંજ્ઞી મનુષ્યને [ સમૂર્ચ્છિમ મનુષ્ય ] સાત અને આઠ અને બૃહત્સંગ્રહણીની ટીકા આદિમાં નવ પ્રાણ કહ્યા છે. આ બન્ને કથનોનો આશય સ્પષ્ટ સમજાતો નથી કારણ કે સ૦ મનુષ્ય અવશ્ય અપર્યાપ્તોજ મરણ પામે છે એમ સિદ્ધાન્ત કહે છે. જ્યારે નવ પ્રાણ માનીએ તો જીવ પર્યાપ્તોજ થઈ જાય કારણ કે અપર્યાપ્તો તો માત્ર ત્રણ પર્યાપ્તિ પૂરી કરે છે તેથી તેમને શ્વાસોશ્વાસ–ભાષા–મન એ પ્રાણો સંભવે નહિ, જેથી સમૂર્ચ્છિમ મનુષ્યને તો સાત પ્રાણ જ યોગ્ય છે. છતાં સાત–આઠ અને નવ પ્રાણો જણાવ્યા છે તે અપેક્ષાનો નિર્ણય જ્ઞાનીગમ્ય રહે છે.

**ગાથાર્થ:**—વિશેષાર્થવત્ સુગમ છે ॥ ૩૪૧ ॥

**વિશેષાર્થ:**—સંજ્ઞા બે પ્રકારની મૂખ્યત્વે છે, એક જ્ઞાનરૂપ તે પંચપ્રકારના જ્ઞાનરૂપ છે અને બીજી અનુભવરૂપ, તે અશાતાવેદનીયકર્મ વિગેરે કર્મોના ઉદયથી હોય છે અને એ આહારાદિકથી ભિન્નભિન્ન રૂપે થતા પરિણમનને અંગે એના મુખ્ય ચાર ભેદ–વિસ્તારે દસ ભેદ અને વધુ વિચારીએ તો ૧૬ ભેદ [ત્રણ ભેદે પણ હોય છે.]

અહીં અનુભવરૂપ સંજ્ઞાઓનું વિવેચન થાય છે.

૧ **आहारसंज्ञा**—ક્ષુધા લાગે ત્યારે જીવને વેદનીય કર્મના ઉદયથી આહારની અભિલાષાઓ જે થાય તે આહારસંજ્ઞા.

૨ **भयसंज्ञा**—ત્રાસરૂપ ભયને જે અનુભવાય તે ભયમોહનીયકર્મના ઉદયથી ભયસંજ્ઞા.

૩ **मेहुणसंज्ञा**—તથાવિધ વેદોદયને લીધે મૈથુનની ઇચ્છા થાય તે મૈથુનસંજ્ઞા.

૪ **परिग्गहसंज्ञा**—લોભના ઉદયથી પરિગ્રહ ઉપર મમતા થાય તે પરિગ્રહસંજ્ઞા, આ સંજ્ઞા એકેન્દ્રિય જીવોને અનાભોગ અને અવ્યક્તપણે પણ હોય છે.

૫ **कोह संज्ञा**—મોહનીયકર્મના ઉદયથી જીવને ક્રોધદશા આવે તે ક્રોધસંજ્ઞા.

૬ **मानसंज्ञा**—જે મોહનીયના ઉદયથી જીવને માનની બહુ ઈચ્છા થાય તે માનસંજ્ઞા.

૭ **लोभसंज्ञा**—મોહનીયના ઉદયથી વસ્તુનો સંચય કરવાનો લોભ જાગે તે લોભસંજ્ઞા

૮ **ओघसंज्ञा**—આ સંજ્ઞાના બે અર્થો જુદા જુદા વૃત્તિકારો કરે છે, એક તો મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી શબ્દ તથા અર્થના સામાન્ય દર્શનનો ઉપયોગ તે. અને લતાઓ જેમ ભીંત ઉપર ઝાડ ઉપર અગર કોઈ બાજુના આશ્રય ઉપર સ્વયં સ્થાન શોધી ચઢે છે તેથી તે પણ ઓઘસંજ્ઞા છે.

૯ **लोगसंज्ञा**—તે મતિજ્ઞાનના ક્ષયોપશમથી શબ્દ તથા અર્થનો વિશેષ ઉપયોગ તે જ્ઞાનોપયોગ, તથા બીજી રીતે લોકોએ પોતપોતાના છંદ પ્રમાણે વિકલ્પોથી માનેલી જે સંજ્ઞા તે લોકસંજ્ઞા, જેમ અપુત્રીયાની સદ્‌ગતિ નથી, કુતરા એ યમ–યક્ષો છે, વિપ્રો દેવસમાન,કાક પિતૃ સમાન છે, મયૂરોમાં પાંખના વાયુથી ગર્ભ રહે, કર્ણ કાનમાંથી જન્મ્યો, અગસ્ત્યઋષિ સમુદ્ર પી ગયા વિગેરે મિથ્યા સંજ્ઞાઓ જે છે તે.

આ દશે સંજ્ઞાઓ [૪૧]સર્વજીવોને હોય છે.

નારકોમાં મૈથુનસંજ્ઞાવાળા જીવો અલ્પ, તિર્યંચમાં પરિગ્રહસંજ્ઞાવાળા અલ્પ, મનુષ્યોમાં ભયસંજ્ઞાવાળા અલ્પ અને દેવોમાં આહાર સંજ્ઞાવાળા અલ્પ જીવો છે. બાકી તે તે ગતિમાં શેષ સંજ્ઞા એક એકથી સંખ્યાતગુણી હોય છે. [૩૪૧]

अवतरण;—દસ ઉપર બીજી છ થઈને ૧૬ સંજ્ઞા મનુષ્યને વિષે છે તે કહે છે.

**सुह–दुह–मोहा सन्ना, वितिगिच्छा चउदमा मुणेयव्वा ।**
**सोए तह धम्मसन्ना, सोल सन्ना हवइ मणुएसु ॥ ३४२ ॥**

### શબ્દાર્થઃ—

| | |
|---|---|
| सुह–दुह–मोहा=સુખ–દુઃખ–મોહ | सोए=શોક |
| वितिगिच्छा=વિચિકિત્સા | धम्मसन्ना=ધર્મસંજ્ઞા |

### સંસ્કૃત છાયાઃ—

**सुख–दुःख मोहाः संज्ञा विचिकित्सा चतुर्दशा मुणेतव्या ।**
**शोकस्तथा धर्म्मसंज्ञा शोडष संज्ञा भवन्ति मनुष्येषु ॥ ३४२ ॥**

गाथार्थ:—વિશેષાર્થવત્ સુગમ છે. ॥ ૩૪૨ ॥

विशेषार्थ:-सुहसंज्ञा—જીવને અંતરમાં સુખની ઇચ્છા જણાય તે **સુખસંજ્ઞા**, दुहसंज्ञा તે જીવને દુઃખની અનિચ્છા જણાય તે **દુઃખસંજ્ઞા**, मोहसंज्ञा તે જીવને મોહનો અંતરમાં આભાસ જણાય તે **મોહસંજ્ઞા**; वितिगिच्छा संज्ञा તે વિચિકિત્સા અર્થાત્ જુગુપ્સા ચિંતવન, सोगसंज्ञा તે જીવને શોકની અનિચ્છા તે **શોક સંજ્ઞા** અને धम्मसन्ना તે જીવને ધર્મની અંતરેચ્છા ઉદ્ભવે તે **ધર્મસંજ્ઞા**.

---

૪૧ એકેન્દ્રિયમાં દશે સંજ્ઞા કેમ ઘટે? તો વૃક્ષોને જલની આહાર સંજ્ઞા છે, વૃક્ષસંકોચ વિકોચ થાય છે જેથી **ભયસંજ્ઞા**, લતાઓ–વેલડીઓ વૃક્ષોને વીંટાઇ જાય છે જેથી **પરિગ્રહ સંજ્ઞા**, વળી સ્ત્રીના આલિંગનથી તેના શૃંગારિક વચનોથી કુરબક નામનું વૃક્ષ ફળે છે, શૃંગારસજ્જ સ્ત્રી કુવામા જુવે તો કુવામાંનો પારો તેને જોઇ ઉછાળા મારે તે **મૈથુન સંજ્ઞા** સિદ્ધ કરે છે. કોકનદ તે રક્ત જલ કમળ હુંકાર શબ્દ કરે છે તે **ક્રોધ સંજ્ઞા**, રુન્દના નામની વેલી રસ ઝરે છે તે **માન સંજ્ઞાથી**, લતાઓ પોતાનાં ફળ ઢાંકી દે છે એ **માયાજ**, પૃથ્વીમાં કોઇ સ્થળે નિધિ હોય ત્યાં બિલપલાશ વૃક્ષ પોતાના મુલીયાં નિધિ ઉપર પાથરે છે તે **લોભ સંજ્ઞા**, રાત્રિ પડતાં કમળ પુંષ્પો સંકોચાય છે કારણ કે **લોક સંજ્ઞાનો** સદ્ભાવ, વેલાઓ સર્વમાર્ગ શોધતાં વૃક્ષ પર ચઢે છે એ **ઓઘ સંજ્ઞા** જણાવે છે.

એ પ્રમાણે મનુષ્યોને ગતગાથાની કહેલી દસ અને ચાલુ ગાથામાં કહેલી ૭ મેળવીને કુલ ૧૬ સંજ્ઞાઓ છે. જીવ જે સંજ્ઞી અસંજ્ઞી કહેવાય છે તે આ સંજ્ઞાઓથી નહિ પણ ૨૪ દંડક દ્વારની વ્યાખ્યામાં આવનારી ત્રણ સંજ્ઞાઓથી હોય છે. [ ૩૪૨ ]

**अवतरण;**—હવે આ સંગ્રહણીનું સમર્થન કરતા થકા જે માટે આ સંગ્રહણી ઉદ્ધાર કરીને જેઓએ નિર્માણ કરી એટલે આ સંગ્રહણી શા માટે ? અને કોણે રચી ? વિગેરેનો પરિચય ગ્રન્થકાર પોતેજ આપે છે.

**संखित्ता संघयणी, गुरुत्तर संघयणी मज्झओ एसा ।**
**सिरि सिरि चंदमुणिंदेण णिम्मिया अत्तपढणथ्था ॥३४३॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| संखित्ता=સંક્ષિપ્ત | सिरि=શ્રી |
| संघयणी=સંગ્રહણી | सिरिचंदमुणिंदेण=શ્રી ચન્દ્રમુનિંદ્રવડે |
| गुरुत्तर मज्झओ=ઘણી મોટી અને મધ્ય સંગ્રહણીમાંથી | णिम्मिया=अत्तपढणथ्था=બનાવી આત્મ-પઠનાર્થે |

**સંસ્કૃત છાયા:—**

**संक्षिप्ता संग्रहणी गुरुतरसंग्रहणी मध्यत एषा ।**
**श्रीश्रीचन्द्रमुनीन्द्रेण निर्मिता आत्मपठनार्था ॥ ३४३ ॥**

गाथार्थ:—અનેક સંગ્રહણીમાંથી જે બૃહત્ અને મધ્યમ સંગ્રહણીઓ છે તે મધ્યે આ સંગ્રહણી સંક્ષિપ્ત છે અને શ્રી [ જ્ઞાન–દર્શન–ચારિત્ર લક્ષ્મીએ યુક્ત ] શ્રીચંદમુનીંદ્રે પોતાના–આત્મ પઠનાર્થ બનાવી છે. ॥ ૩૪૩ ॥

**विशेषार्थ;**—સાગર–સમુદ્રને મથીને તેમાંથી દેવોએ જેમ સુધા–અમૃત ઉદ્ધર્યુ, તેમ શ્રુતરૂપી સાગરમાંથી બુદ્ધિરૂપી મન્થને કરીને ભવ્યજીવોને જીવાડવામાં [ ઉદ્ધારકરવામાં ] અમૃત સરખી એવી આ સંક્ષિપ્ત [ ૩૦૦ ગાથાની અંદર સંખ્યાવાળી ] સંગ્રહણી પૂર્વે શ્રીમદ્જિનભદ્રગણિક્ષમાશ્રમણ મહારાજે ઉદ્ધરી. એજ સંગ્રહણી ઉપર પ્રથમ જે મૂલટીકા રચાઇ એજ ટીકામાં આવેલી સાક્ષિભૂત અથવા અન્યવિષયને વધુ પ્રતિપાદન કરનારી ગાથાઓવડે, વળી અન્ય મત–મતાંતરની પ્રક્ષિપ્ત ગાથાવડે[૪૨] ક્રમશઃ વધતી વધતી એજ સંગ્રહણી વર્ત-

૪૨ પાછળથી ભણનારાઓએ મૂલ સંગ્રહણીની ગાથાઓમાં પોતાની અનુકૂળતા માટે ઉપયોગી જે મૂલ ટીકાગત ગાથાઓ તથા અન્ય અન્ય ગાથાઓ તેને એ સંગ્રહણીની

માનમાં કંઈક ન્યૂન ચારસો અને કંઈક ન્યૂન પાંચસો ગાથા જેટલી બૃહત્ થઇ. કારણ કે ત્યારબાદ અનુક્રમે થએલા મુનીશ્વરો પોતપોતાને ઇષ્ટ એવી ગાથાઓનો પ્રક્ષેપ કરી કરી લખાવતા ગયા, છેવટે ઉક્ત પ્રમાણવાળી થઇ.

હવે એ બન્ને સંગ્રહણીગત ગાથામાંથી શ્રી હર્ષપુરીય ગચ્છરૂપી આકાશમાં ચન્દ્રમા સમાન શોભતા 'મુનિઓમાં ઇન્દ્રના સરખા શ્રેષ્ઠ એવા, વળી સિરિ એટલે જ્ઞાન-દર્શન-ચારિત્રાદિ શ્રી=લક્ષ્મીયુક્ત એવા શ્રી ચન્દ્રમુનિંદે આ સંગ્રહણી રચી, વળી આ ગ્રન્થનું **સંગ્રહણી** એવું નામ શામાટે ? તો જેમાં પ્રજ્ઞાપનાદિ અન્ય આગમ ગ્રન્થમાં વિસ્તારપૂર્વક કહેલા અર્થોને સંક્ષેપી ટુંકમાં પણ ગંભીર અર્થોને આ ગ્રન્થમાં સંગૃહીત કરવામાં આવ્યા છે માટે, એટલું જ નહિ પણ **સંક્ષિપ્ત** વિશેષણ શામાટે ? તો કંઈક ન્યૂન ચારસો પ્રમાણ ગાથાવાળી અને પાંચસો ગાથા પ્રમાણવાળી પ્રાચીન સંગ્રહણીગત આવેલા અને એ બન્ને સંગ્રહણીની જે મૂલ ટીકા તેમાં આવેલા વિશેષ જે અર્થો તે, એમ સર્વઅર્થોને અહીં એકઠા કરીને સંક્ષિપ્તપણે કહેલા હોવાથી આ સંગ્રહણી સંક્ષિપ્ત છે.

અહીંઆ શંકા કરે છે કે જ્યારે તમારે સંક્ષિપ્ત સંગ્રહણીનું પ્રયોજન છે તો પછી તમોએજ જણાવ્યું કે શ્રી જિનભદ્રગણી ક્ષમાશ્રમણ મહારાજની સંક્ષિપ્ત સંગ્રહણી [ જે મૂલસંગ્રહણીરૂપે ] કહેવાય છે તે હતીજ પછી તમારે વળી સંક્ષિપ્ત કરવાનો પ્રયાસ શામાટે કરવો પડ્યો ? કારણ કે તે સંગ્રહણીનું પ્રમાણ પણ આ સંગ્રહણી [૪૩]જેટલુંજ છે ? તેનો ટીકાકાર ઉત્તર આપે છે કે શ્રી જિનભદ્રગણિજીની સંગ્રહણી સંક્ષિપ્ત ભલે રહો પણ આ સંક્ષિપ્ત સંગ્રહણીમાં અર્થનો જેવો સંગ્રહ પિંડીભૂત કરાયો છે તેટલો ગંભીરાર્થ તે સંગ્રહણીના મૂલમાં નથી, પુનઃ શંકા થાય કે ગંભીરાર્થવાળી સંગ્રહણી પણ રચવાની મહેનત શામાટે કરી ? ગ્રન્થકાર જ કહે છે કે ' अत्तपढणट्ठा ' આત્મ-પોતાના પઠનાર્થે.

---

મૂલગાથામાં જે જે સ્થળે ઠીક લાગ્યું તે તે ગાથા સાથે જોડીને પોતાને માટે લિખિતપ્રતો સ્વાનુકૂલતા પુરતી લખાવી અને પછી એ ઉમેરાએલી ગાથાઓ મૂલ ગ્રન્થમાંજ એ પણ મૂલરૂપે થઇ ગઇ જેથી તેની પરંપરામાં તેજ પ્રમાણે તેનો ઉપયોગ ચાલુ રહ્યો હોય. તેથી ગ્રન્થ પ્રમાણ વધવાનું આ કારણ સ્પષ્ટ જણાય છે.

૪૩ જો કે જે સંગ્રહણી ઉપર આ ભાષાન્તર કર્યું છે તેમાં વર્તમાનમાં ગાથા ૩૪૯ છે પણ ચન્દ્રમુનિરાજની બનાવેલી અને એથીજ દેવભદ્રસૂરીએ જે સંગ્રહણી ઉપર વૃત્તિ ટીકા રચી છે તે અને આ ૩૪૯ ગાથાની સંગ્રહણી કર્તા એકજ છે પણ ચન્દ્રમુનિરાજની મૂલ સંગ્રહણી ૨૭૩ ગાથાની છે જ્યારે આમાં ૩૪૯ હોવાથી ૭૬ ગાથા વધારે છે પણ એ વધારો ઉપર જેમ કહ્યું છે તેમ પ્રક્ષેપાત્મક ગાથાઓથી પાછળથી વધી ગયો સમજાય છે. બાકી બન્ને છે એકજ જે વાત પ્રસ્તાવનામાં સ્પષ્ટ થશે.

એથી તાત્પર્ય એ નીકળ્યું કે આ સંગ્રહણીજ પ્રથમ [ તુરત–નવા ] દીક્ષિત થયેલા એથીજ અલ્પબુદ્ધિવાળા [ અર્થાત્ હજુ નવીન ભણતર વિશેષ આદર્યું ન હોવાથી તથાવિધ બુદ્ધિવિકાસ વૃદ્ધિના અભાવવાળા ] એવા અમારા ઉપર અનુકમ્પા–પરમઅનુગ્રહબુદ્ધિને ધારણ કરનારા–પૂજ્ય ગુરૂદેવોએ આ વસ્તુ બનાવી છે એમ સ્પષ્ટ થયું. અને એથી આપણા માટેજ બનાવી એમ પણ સ્પષ્ટ દેખાય છે છતાં પણ અત્યન્ત રીતે દલિનાંખેલા માનપણાવડે કરીને ઉદ્ધતાઈનો તો દૂરથીજ ત્યાગ કરતા ગ્રન્થકાર મહારાજા જણાવે છે કે [ તમારા માટે નહિ પણ ] મારા પોતાના ભણવાને માટે મેં આ રચી છે.

ઉપરોક્ત કથનથી પરવાદી શંકા કરે છે કે ભલે તેમ હોય પરંતુ શ્રુતજ્ઞાની મહાબુદ્ધિશાળી એવા પુરૂષોને અતિ લઘુતાસૂચક વચન [ આત્માપઠનાર્થ એવું ] કહેવું એ તો ઉચિત નથી ? ત્યારે ત્યાં સમજવું કે એઓશ્રીની જે લઘુતા તેજ તેઓ પરમ શ્રુતજ્ઞાની છે એમ સૂચવે છે [ ' જેઓ જ્ઞાની છે એ પોતે પોતાનું જ્ઞાનીપણું સ્વયં પ્રગટ કરતા નથી અને અજ્ઞાની–અલ્પજ્ઞાની તે પોતે પોતાને જ્ઞાનીપણું પ્રગટ કરવા મથે છે, ' ] આથીજ પોતે સ્વ અને પરશાસ્ત્રશ્રુત તેનું સ્મરણ અને અનુચિન્તન મનન–અને નિદિધ્યાસનાદિમાં તત્પર હોવાથી અને સ્વગચ્છની સારણા–વારણા–ચોયણ પડિચોયણાદિ વ્યાપારને વહન કરનારા તેઓને પણ જલદીથી શ્રુતચિન્તવન મનનાદિક થઈ શકે તે માટે તેઓશ્રીએ સ્વ–પર ઉપકારજ કરેલો હોવાથી તેઓશ્રીનું ઉક્તકથન ખરેખર સત્ય જ છે.

અહીં તાત્પર્ય એ છે કે પોતાને અનેક ગ્રન્થોનું અવલોકન સ્મરણ કરવાનું હોવાથી અન્ય મુખ્ય મુખ્ય વિષયોના સ્મરણ–મનનનો સમય અત્યલ્પ રહે અને સ્મરણ મનન કરવું તો હોયજ, ત્યારે પોતાને ટુંક સમયમાં ભણી શકાય માટે આવા અનેક વિષયના સંગ્રહરૂપ આ ગ્રન્થ રચ્યો છે. વળી ગચ્છની ધુરા વહન કરનારાને પણ પૃથગ્ સમય તેટલો લભ્ય ન થાય તેમને માટે પણ આ કૃતિ ઉપયોગી થઇ પડે એ ભાવનાથી તેઓશ્રીનું ઉપરોક્ત કથન છે. એ પ્રમાણે તેઓશ્રીની અનુગ્રહબુદ્ધિ સ્પષ્ટસૂચિત થાય છે. [ ૩૪૩ ]

**અવતરણ;**—આ સંગ્રહણી લઘુસંગ્રહણી અથવા સંક્ષિપ્ત સંગ્રહણીજ છે. તો પણ સંક્ષિપ્તતર અતિલઘુસંગ્રહણીજ જે બે ગાથાવાળી અને ૨૪ દંડક દ્વારનેજ જણાવવાવાળી છે તેને પણ છેવટે કહે છે.

**संखित्तयरीउ इमा, शरीरमोगाहणा य संघयणा ।**
**सन्ना संठाण कसायं लेसइंदिअ दु समुग्घाया ॥ ३४४ ॥**

**दिट्ठि दंसणे नाणे जोगुवओगोववाय चवण ठिई**
**पज्जत्ती किमाहारे, सन्निगई आगई वेए ॥ ३४५ ॥**

**શબ્દાર્થઃ—**

| | |
|---|---|
| संखित्तयरी=સંક્ષિપ્તતર | दिट्ठि–दंसण–नाणे=દૃષ્ટિ દર્શન જ્ઞાન અજ્ઞાન |
| उ=વળી–નિશ્ચયાર્થે | जोगुवओगोववाय=યોગ–ઉપયોગ–ઉપપાત |
| इमा=આ | किमाहारे=કિમાહારમાં |
| दुसमुग्घाया=બે સમુદ્ઘાત | वेए=વેદ |

**સંસ્કૃત છાયાઃ—**

संक्षिप्ततरा तु इमा शरीरमवगाहना च संहननम् ।
संज्ञा संस्थानं कषायः लेश्या इन्द्रियं द्वौ समुद्घातौ ॥ ३४४ ॥
दृष्टि–दर्शनज्ञानानि योगोपयोगोपपातच्यवनस्थितयः ।
पर्याप्तिः किमाहारः संज्ञि–गति–आगतिवेदाः ॥ ३४५ ॥

ગાથાર્થ:—વિશેષાર્થવત્ ॥ ૩૪૪–૩૪૫ ॥

વિશેષાર્થ:—અહીંઆ સંક્ષિપ્ત સંગ્રહણી જે ૨૪ દંડક દ્વાર રૂપથી વિવેચન કરવા યોગ્ય છે તેને કહે છે. રીતસર વિવેચન પૂર્વે થયેલું હોવાથી આ ૨૪ દ્વારની મધ્યમ વ્યાખ્યા કરાય છે.

## १ शरीरद्वारम्

**शीर्यते–विशीर्यते तच्छरीरं**—વિખરાય–વિનાશ પામી જાય તે શરીર. કારણ કે આ દેહો પુદ્ગલસ્વરૂપ છે અને પુદ્ગલ પૂરણ–ગલન સ્વભાવવાળું હોવાથી ક્ષણભંગુર ધર્મવાળું છે જેથી તેનો યથાવધિ કાળ પૂર્ણ થતાં વિખરાઇ જાય છે. આ શરીર ઔદારિક વૈક્રિય આહારક તૈજસ કાર્મણ એમ પાંચ પ્રકારનું છે.

१ **औदारिकशरीर—उदारस्य भावः औदारिकम्**—ઉદાર એટલે ઉત્તમ મનોહર પુદ્ગલોનું બનેલું અર્થાત્ જિનેશ્વરદેવ–ગણધર–સર્વજ્ઞ–ચક્રવર્તી–બલદેવ વાસુદેવ અને ચરમશરીરી તથા યુગલિકોના શરીર આ ઔદારિક જ હોવાથી તે અપેક્ષાએ ઉત્તમશરીર તે, અથવા બીજો અર્થ મોક્ષસ્થાન અને અનન્તલબ્ધિરૂપ ઉદાર ગુણાદિકની પ્રાપ્તિ આ શરીરવડે જ થતી હોવાથી અથવા શેષ ચાર શરીરની અપેક્ષાએ આ શરીરની કાન્તિ–તેજ [ તીર્થંકરના શરીરની વિવક્ષાએ ]

અતિ ઉદાર-પ્રધાન હોવાથી અથવા આ શરીર ઉદાર-સ્થૂલ પુદ્ગલોનું બનેલું હોવાથી અથવા વિશાળ અવગાહના-પ્રમાણવાળું હોવાથી અથવા ઔદારિક-વર્ગણારૂપ પુદ્ગલનું હોવાથી **ઔદારિક શરીર** કહેવાય છે.

આ શરીર રસ રૂધિર માંસ મેદ મજ્જા હાડ અને વીર્ય એ સાત ધાતુનું બનેલું છે અને તે સર્વ મનુષ્ય—તિર્યંચને હોય છે.

૨ **વૈક્રિયશરીર—વિ** એટલે વિવિધ અથવા વિશિષ્ટ પ્રકારની અદ્ભૂત **ક્રિય** એટલે ક્રિયાવાળું શરીર તે, જેથી આ શરીર એક હોઇ અનેક થાય, અનેક હોઇ એક થાય, હ્રસ્વ હોઈ દીર્ઘ થાય, દીર્ઘ હોઈ હ્રસ્વ થાય, ભૂચર હોઇ ખેચર થાય, ખેચર હોઈ ભૂચર [ પૃથ્વી પર ચરનારૂં ] થાય, હલકું હોઇ ભારે થાય, ભારે હોઇ હલકું થાય, દ્રશ્ય થઇ અદૃશ્ય થાય, અદૃશ્ય થઇ દ્રશ્ય થાય, એ સિવાય દરેક જાતનાં મર્યાદિત માનમાં મનોભીષ્ટ રૂપ લેવાને સમર્થ થાય વિગેરે અનેક પ્રકારની અદ્ભૂત ક્રિયાઓવાળું અને વૈક્રિય જાતિની વર્ગણાના પુદ્ગલોથી બનેલું છે.

વળી આ શરીરતો રૂધિરાદિ સાતધાતુથી રહિત અને કૃત્રિમ, દન્ત, કેશ, નખાદિવાળું હોય છે, આ શરીર ઔદારિક શરીરના પુદ્ગલ સ્કંધોની અપેક્ષાએ સૂક્ષ્મ પુદ્ગલોનું છે.

આ શરીર બે પ્રકારે છે, એક **भवप्रत्ययिक**, બીજું **लब्धिप्रत्ययिक. भवप्रत्ययिक** તે સર્વદેવ-નારકોને હોય છે કારણ કે જન્મ સમયે આજ શરીર ભવના હેતુરૂપ નિર્માયેલું છે અને **लब्धि प्रत्ययिक** તે વૈક્રિય લબ્ધિવાળા ગર્ભજ મનુષ્ય તથા તિર્યંચોને અને લબ્ધિવાળા બાદરપર્યાપ્ત વાયુકાયને હોય છે.

**૩ आहारकशरीर—**તથાવિધ લબ્ધિધારી ચૌદપૂર્વધર મુનિમહાત્માથી જે **आह्रीयते गृह्यते** એટલે આહરાય-ગ્રહણ કરાય તે આહારક શરીર, અથવા વિચરતા કેવળી ભગવંત પાસે જીવાદિક સૂક્ષ્મપદાર્થો જેનાવડે **आह्रीयन्ते गृह्यन्ते** એટલે આહરાય-ગ્રહણ કરાય-જણાય તે આહારક શરીર કહેવાય. આ શરીર ચૌદપૂર્વના અવગાહનવડે પ્રાપ્ત થએલી આમર્ષૌષધિ વિગેરે લબ્ધિવાળા, મનઃપર્યવજ્ઞાની, જંઘાચરણ અથવા વિદ્યાચારણ કે જેઓને આહારકલબ્ધિ ઉત્પન્ન થએલી હોય, તેવા શ્રુતકેવલીઓ આ શરીરને રચે છે. તેઓને એ કરવાનું કારણ જીવદયાનું તથા શ્રી જિનેશ્વર ભગવંતની સમવસરણાદિકની ઋદ્ધિ દેખવાનું અને કોઈ પદાર્થમાં ઉત્પન્ન થએલા સૂક્ષ્મ સંદેહને દૂર કરવા પૂછવાને માટે શ્રુતકેવલી ભગવંત એક હસ્ત [ વાળેલી મુઠીવાળો હસ્ત ] પ્રમાણ નુતન શરીર બનાવી સમીપમાં વિચરતા તીર્થંકર મહારાજ પાસે અથવા કોઇ કેવલી પાસે જઇ શંકાનું સમાધાન કરે છે.

આ શરીર આહારક વર્ગણાના પુદ્ગલોનું બનેલું છે અને અનુત્તર વિમાનના દેવોના શરીરથી પણ અધિક કાન્તિવાળું અને આકાશવત્ તેમજ સ્ફટિકરત્નના જેવા સ્વચ્છ અને અતિ નિર્મળ પુદ્ગલોનું બનેલું છે તથા શ્રુતકેવળીજ કરી શકે છે. આ શરીર આખા સંસાર ચક્રમાં ચાર વારજ પ્રતિ જીવાશ્રયી પ્રાપ્ત થઈ શકે છે. ત્યારબાદ આત્મા અવશ્ય મોક્ષગામી બને છે.

૪ **तैजस शरीर**— તેજસ યોગ્ય પુદ્ગલવર્ગણાઓથી બનેલું તે, આ શરીર તથાવિધ તપશ્ચર્યાદિ દ્વારા પ્રાપ્ત લબ્ધિ સહિત હોય તો કાર્ય પડે વૈરીને શાપ આપવાના કામમાં, અથવા શત્રુ અને તેના પરિવાર રૂપ ગ્રહાદિકને પણ બાળી મુકવાના ઉપયોગમાં અને જો સામા ઉપર પ્રેમ થયો હોય તો અનુગ્રહ બુદ્ધિથી બળતા પદાર્થને પણ બુઝાવી દેવાના કાર્યમાં તેજોલેશ્યા તેમજ [ બળતાને શાન્ત કરવા ] શીતલેશ્યા મુકવાના ઉપયોગમાં આવે છે અને સ્વકાર્ય માટે પોતાનાજ શરીરને પણ ઉષ્ણ તેજોમય-દેદીપ્યમાન પ્રકાશવાળું તેમજ શીત તેજોમય કાન્તિવાળું કરે છે. વળી એ શરીર સંબંધી લબ્ધિવાળા દરેક જીવોના કાર્મણ શરીરના અનુગામી રસાદિક આહારને પચાવવામાં સમર્થ થાય છે. લોકમાં કહેવાતો જઠરાગ્નિ તેજ આ શરીર છે. શરીરમાં રહેતી ઉષ્ણતા પણ આ શરીરનાજ પ્રભાવે છે અને આ શરીરનો સંબંધ દરેક સંસારી જીવને અનાદિકાળથી સતત ચાલુ છે. આ શરીર સદાકાળને માટે [ સંસારીપણું છે ત્યાંસુધી] કાર્મણ શરીર સાથેજ સંબંધવાળું અને સંમિશ્ર થઇને રહેલું છે.

૫ **कार्मणशरीर**—જ્ઞાનાવરણીયાદિ મૂળ આઠ કર્મની ૧૫૮ ઉત્તર પ્રકૃતિ-કર્મના પિંડરૂપ અથવા કર્મના વિકારરૂપ આ શરીર છે. અથવા બીજા મતે એ સર્વ ૧૫૮ કર્મ પ્રકૃતિઓના આધારરૂપ એક ભિન્ન શરીર તે. આ શરીર કાર્મણવર્ગણાનાં પુદ્ગલોનું બનેલું અને પ્રત્યેક જીવ પ્રદેશ સાથે ક્ષીરનીરની જેમ અનાદિ કાળથી સતત સંબંધવાળું છે. પરભવમાં જીવો આ કાર્મણ શરીરના [ તેજસ સહિત ] સામર્થ્યથીજ જઇ શકે છે. અર્થાત્ પરભવમાં જતા જીવને માર્ગમાં તૈજસ અને કાર્મણ એ બેજ શરીરો હોય છે. વળી આ શરીર પોતાને અને શેષ ચાર શરીરને ઉત્પન્ન કરવામાં મૂલ કારણરૂપ છે.

આ તૈજસ કાર્મણ શરીરો કોઇનાથી પ્રતિઘાત પામતા નથી તેમજ તે કોઇને પ્રતિઘાત નિમિત્તક થતાં નથી, પરભવમાં જઇને તુર્ત જે આહારગ્રહણનું કાર્ય થાય છે તે આજ શરીરના બળથી થાય છે. આ બન્ને શરીર સહિત આત્મા પરભવમાં ગમનાગમન કરે છે છતાં શરીર સહિત આત્માનું નિર્ગમન અને આગમન એ બન્ને શરીરયુક્ત છતાં [ પણ ] સૂક્ષ્મ હોવાથી સ્પષ્ટ જણાતું નથી.

હવે પાંચે શરીરોનું કંઇક વધુ વર્ણન કરતાં ૧ કારણ કૃતવિશેષ, ૨ પ્રદેશ સંખ્યાકૃત વિશેષ, ૩ સ્વામિકૃત વિશેષ, ૪ વિષયકૃત વિશેષ ૫ પ્રયોજનકૃત વિશેષ તથા અન્ય વિભાગો સહિત નવ પ્રકારે શરીરોનાં સ્વરૂપને જણાવાય છે.

**૧ કારણકૃત વિશેષ**—તે ઔદારિક શરીર બાદર-સ્થૂલ પુદ્ગલોનું બનેલું, છે, ત્યારપછી વૈક્રિય શરીર તેથી સૂક્ષ્મ પુ૦ નું એમ ઉત્તરોત્તર ક્રમશઃ સૂક્ષ્મતર થતું કાર્મણ અત્યન્ત સૂક્ષ્મતમ પુ૦ નું બનેલું છે.

**૨ પ્રદેશ સંખ્યાકૃત વિશેષ**—ઔદારિક શરીર અતિઅલ્પ પ્રદેશનું બનેલું તેથી વૈક્રિય અસંખ્ય ગુણપ્રદેશવાળું અને તેથી અસંખ્ય ગુણઅધિક પ્રદેશનું આહારક અને તેથી અનન્તગુણ પ્રદેશ-પરમાણુવાળું તૈજસ કાર્મણ શરીર છે.

**૩ સ્વામિકૃત વિશેષ**—ઔદારિક શરીર સર્વ મનુષ્ય-તિર્યંચોને, વૈક્રિય શરીર દેવ-નારકને, વળી કેટલાએક લબ્ધિવન્ત વાયુકાયને તેમજ સંજ્ઞિ તિર્યંચ-મનુષ્યને પણ હોય. ત્રીજું આહારક શરીર લબ્ધિધારી ચૌદ પૂર્વધારીઓને અને ચોથું પાંચમું સર્વ સંસારી જીવ માત્રને હોય છે.

એક જીવને સમકાળે કેટલાં શરીર હોય ? તો એક ભવથી બીજાભવમાં વક્ર ગતિએ જતાં જીવને સમકાળે તૈજસ અને કાર્મણ એ બે શરીર હોય, ઉત્પત્તિ-સ્થાનમાં આવ્યા બાદ શરીરપર્યાપ્તિ બાદ ઔદારિક શરીર સહિત તૈ૦ કા૦, અને વૈક્રિય શરીરી હોય તે વૈ૦ સહિત ત્રણ શરીર, સર્વપ૦ બાદ લબ્ધિવાળો હોય અને લબ્ધિ ફોરવે તો ગ૦ મનુષ્ય તિર્યંચને સમકાળે ઔ૦ વૈ૦ તૈ૦ કા૦ અથવા આહારક લબ્ધિ ફોરવવાના સમયે ચૌદપૂર્વધર મુનિને ઔ૦ આ૦ તૈ૦ કા૦ એ ચાર સમકાળે હોય પરંતુ આહારક અને વૈક્રિય એ બે શરીર સમકાળે ક્યારે પણ ન હોય, એથી સમકાળે એક જીવને ચાર શરીર જ હોય પરંતુ પાંચ નજ હોય, તેમજ જીવને એક શરીર ક્યારે પણ ન હોય પણ બે[૪૪] હોય, કારણ કે તૈજસ કાર્મણ સાથે જ હોય, અભવ્યને અનાદિ અનંત અને ભવ્યને અનાદિ સાન્ત હોય.

**૪ વિષયકૃતવિશેષ**—પાંચ શરીરનું વ્યાપ્ત ગતિક્ષેત્ર—ઔદારિક શરીરની ઉત્કૃષ્ટ તિર્ચ્છીગતિ ૧૩ મા રૂચકદ્વીપવર્તી આવેલા રૂચક પર્વત યાવત્,

૪૪ કેટલાક આચાર્યો નયવાદ અપેક્ષાથી એક કાર્મણ શરીરનો અનાદિ સંબંધ બતાવે છે અને તૈજસ તો લબ્ધિ અપેક્ષિત કહે છે અને એ લબ્ધિ સહુને હોતી નથી. માટે સમકાળે એક શરીર હોય એમ કહે છે. હવે જેને એ લબ્ધિ નથી તે આહારાદિક કાર્મણની ઉષ્ણાદિક શક્તિથી પચાવે છે એમ તેઓનું માનવું છે.

ઊર્ધ્વગતિ મેરૂના પંડુકવન સુધી, અધોગતિવિષય સ્પષ્ટ નથી અને એ ગતિ જંઘાચરણો આશ્રયી સમજવી, વિદ્યાચારણ અને વિદ્યાધરોની ગતિ તો નંદીશ્વર દ્વીપસુધી અને ઊર્ધ્વગતિ તો ત્રણેની પંડુકવન સુધી જ હોય.

વૈક્રિય શરીરવાળાની તિર્યગ્ગતિ અસંખ્ય દ્વીપ–સમુદ્રસુધી, ઊર્ધ્વ–અધો વિચિત્ર રીતે ભિન્ન ભિન્ન પ્રકારે, આહારકની તિર્યગ્ગતિ મહાવિદેહ [ ન્યૂન ૫૦ હજાર યોજન ] ક્ષેત્ર સુધી, ઉર્ધ્વ અસંભવ અને અધોગતિ પણ ખાસ નથી. તૈજસ કાર્મણ શરીરીની ગતિ કેવલી અને મરણ સમુદ્ઘાતથી સર્વલોકમાં હોય અથવા પરભવમાં જતા જીવને આ બેજ શરીર છે માટે સર્વલોકમાં હોય.

**૫ પ્રયોજનકૃત વિશેષ**—ઔદારિક શરીરનું પ્રયોજન–ધર્માધર્મનાં ઉપાર્જનમાં, સુખ દુ:ખાનુભવમાં, કેવળજ્ઞાન મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી તે આજ શરીર છે. મોક્ષે જતાં જીવને અંતિમ આ શરીર હોય છે. વૈક્રિયશરીરનું પ્રયોજન એકત્વ–અનેકત્વ સૂક્ષ્મત્વ સ્થૂલત્વ ખેચરત્વ ભૂચરત્વ આકાશ ગમન કરવામાં, શ્રી સંઘાદિકને સહાય કરવામાં ઇત્યાદિ વિવિધ પ્રકારના રૂપે–ચેષ્ટાઓ વિકૂર્વવા માટે ઉપયોગી છે. આહારકશરીરનું પ્રયોજન જિનેશ્વરની ઋદ્ધિ દેખવામાં, સૂક્ષ્મશંકાઓનું નિવારણ કરવામાં, તૈજસનું પ્રયોજન શાપ અને અનુગ્રહ–શત્રુને શાપ આપવામાં અને મિત્રને ઉપકાર કરવામાં અને ખાધેલા ખોરાકને પચાવવા માટે પરભવમાં કાર્મણ સાથે જવામાં છે. અને કાર્મણ શરીરનું પ્રયોજન અન્યભવમાં ગમન કરવામાં, ઉત્પત્તિ સમયે તૈજસ સાથે રહી આહાર કરવામાં, કેવલી સમુદ્ઘાતમાં ૩–૪–૫ સમયે આત્મપ્રદેશોનો સંકોચ વિકાસ કરવા માટે છે.

**૬ પ્રમાણ કૃતભેદ**— ઔદા૦ શરીરની ઉંચાઇ પ્રમાણ સાધિક સહસ્રયો૦ [ પ્ર૦ વનસ્પતિ અપેક્ષાએ ], વૈક્રિયની સાધિક લાખ યોજન [ ગ૦ મનુષ્ય અપેક્ષાએ, દેવાપેક્ષાએ ૧ લાખ યો૦ ], આહારકની મુઠી વાળેલા એક હાથની, તૈજસ કાર્મણની કેવલી સમુદ્ઘાતમાં લોકાકાશ ( ચોદરાજ ) જેટલી છે.

**૭ અવગાહના કૃતભેદ**—સાધિક હજાર યોજનનું ઔદારિક યાવત્ પોતાના અસંખ્યાતા આકાશ પ્રદેશમાં અવગાહેલું છે, તેથી અધિકતર આકાશ પ્રદેશમાં લાખ યોજનનું વૈક્રિય છે, તે બન્નેથી આહારક અલ્પ પ્રદેશમાંજ અવગાહેલું એક હસ્તમાત્ર હોવાથી, તૈ૦ કા૦ કેવલી સમુ૦ આશ્રયિ સમસ્ત લોકાકાશમાં અવગાહવાળું છે.

**૮ સ્થિતિ કૃતભેદ**—ઔદા૦ શરીરનો સ્થિતિ કાળ જઘન્યથી અન્તર્મુ૦, ઉ૦ યુગલિક અપેક્ષાએ ત્રણ પલ્યોપમ, વૈક્રિયમાં લબ્ધિ પ્રત્યયિક ઉ૦ વૈક્રિયનો સ્થિતિ કાળ જ૦ અન્તર્મુ૦ [ બા૦ ૫૦ વાયુ વિગેરેના ઉ૦ વૈ૦ અપેક્ષાએ ], ઉ૦

ચાર ગુ૦ [ તિ૦ મનુ૦ ઉ૦ વૈ૦ અપેક્ષાએ ], હવે ભવ પ્રત્યયિક ઉત્તર વૈ૦ શરીરનો જ૦ કાળ અન્તર્મુ૦ [ નારક કૃત ઉ૦ વૈ૦નો ], અને ઉ૦ કાળ [ દેવકૃત ઉ૦ વૈ૦ અપેક્ષાએ ] પંદર દિવસનો છે. હવે ભવપ્રત્યયિક મૂલ વૈક્રિયનો કાળ જઘન્ય દસ હજાર વર્ષ અને ઉ૦ તેત્રીશ સાગરોપમ [ સવાર્થ સિદ્ધાશ્રયી ] તથા આહારકનો જઘન્યોત્કૃષ્ટ બન્ને અન્તર્મુ૦ છે. તૈજસ-કામર્ણનો પ્રવાહની અપેક્ષાએ અનાદિ સાન્ત ભવ્ય અપેક્ષાએ, અને અભવ્યાશ્રયી અનાદિ અનંત છે.

૯ અલ્પ બહુત્વ કૃતભેદ— સર્વથી થોડા આહારક અને તે પણ કદાચિત્ હોય અથવા ન પણ હોય [ દરેક સમયે કોઇ હોયજ એમ નહિં ] અને જ્યારે હોય છે ત્યારે જઘન્યથી એક બે અને ઉ૦ થી નવ હજાર સંખ્યાએ હોય, આહારકથી વૈક્રિયો અસંખ્ય ગુણ હોય [ નારક તથા દેવો તેટલા છે ], તેથી પણ ઔદા૦ શરીરી અસંખ્ય ગુણ અને [ સર્વ [૪૫]તિ૦ મનુ૦ હોવાથી ] અને તૈજસ કાર્મણ શરીર ઔ૦થી અનંતગુણા છે સ્વસ્થાનમાં બન્ને સરખા છે અને દરેક સંસારી જીવોને હોય છે.

વિરહકાળકૃત ભેદ—ઔદા૦નો એક જીવાશ્રયી જ૦ વિરહ એક સમય [ વક્ર ગતિએ જતાં ] અને ઉ૦ અન્તર્મુહૂર્તાધિક ૩૩ સાગ૦ [ કોઇક સંયમી ભવાન્તે વૈ૦ શરીર કરી અન્ત મુ૦ જીવી અનુત્તરે ઉપજે તદાશ્રયી ], વૈ૦નું જ૦ અન્તર્મુ૦, ઉ૦ વનસ્પતિમાં ભમતાં આવલિકાના અસંખ્યભાગ જેટલા પુદ્ગલ પરાવર્ત પ્રમાણ. આહારકનો જ૦ કાળ અન્તર્મુ૦, ઉ૦ અર્ધપુદ્ગલ પરાવર્ત, તૈજસ કાર્મણ [ સંસારમાં ] અંતર નથી. અનેક જીવોની અપેક્ષા લઇએ તો તો ચારે શરીરનો વિરહકાલ ન હોય અને આહા૦ શરીરનો જ૦ એક સમય ઉ૦ ૬ માસ [ મતાંતરે વર્ષ પૃથકૃત્વ ] છે, ઉપરની હકીકત કયા જીવોને કઇ અપેક્ષાએ કઇ કઇ ઘટાવવી તે ગ્રન્થાંતરથી જોવું.

इति प्रथमद्वारव्याख्या.

**२ अवगाहना**—અવગાહના એટલે અવકાશ જે શરીરની ઉંચાઇ લંબાઇ [ અને પહોળાઇ ] કયા જીવના દેહની ઉત્કૃષ્ટથી કેટલી અને જઘન્યથી કેટલી તે અવગાહના, ભવધારણીય [ મૂળ-જન્મ ] શરીરની અને ઉત્તર વૈક્રિય [ કૃત્રિમ ]

---

૪૫ તિર્યંચ જીવો તો નિગોદાપેક્ષાએ અનંતા છે પછી શરીર અનંત કેમ ન થવા જોઇએ ? તો તિર્યંચગતિના જીવો બે પ્રકારના છે. પ્રત્યેક શરીરી, સાધારણ શરીરી, તેમાં પ્રત્યેક શરીરી જીવને દરેકને એક એક શરીર છે જ્યારે સાધારણ શરીરી છે તેને અનંત જીવોનું એક શરીર બનેલું હોય છે તેથી તિર્યંચ જીવો જો કે અનન્તા થાય છે પણ શરીરો તો અસંખ્યાતજ થાય છે. માટે ઉક્ત દોષ નથી.

શરીર સંબંધી પ્રમાણ જે કહેવું તે ' આ અવગાહના ચારે ગતિ અધિકારમાં ચારે ગતિના જીવાશ્રયી કહેવાઇ ગઇ છે. ' **इत्यवगाहना द्वारम् ।**

**૩ संघयण**—તે વજ્રઋષભ નારાચાદિક છ પ્રકારે, તે પણ ગાથા ૧૫૯–૬૦ માં કહેવાઇ ગયાં.

**૪ संज्ञा**—તે આહાર-ભયાદિક ૪, અથવા ૧૦–તથા–૧૬ ગાથા ૩૪૧–૪૨ ના વિવરણમાં કહેલ છે.

**૫ संस्थान**—તે સમચતુરસ્રાદિ છ પ્રકારનું ગાથા ૧૬૩–૬૪ પ્રસંગે કહેવાએલ છે.

વધુમાં સંસ્થાન જીવ-અજીવ બન્નેનાં હોય છે. જીવોનાં સમચતુરસ્રાદિ છ પ્રકારનાં કહેલાં છે. રૂપિ એવા અજીવમાં પાંચ પ્રકારે ૧ પરિમંડલ સંસ્થાન તે બહારથી વૃત્તપણે અવસ્થિત અને અંદર ભાગે વલયની જેમ શુષિર-પોલું તે અથવા ચુડી આદિની જેમ વચ્ચે પોલું તે. ૨ વૃત્ત-તે પરિમંડલની જેમ વૃત્ત પણ મધ્યે પોલાણ ના હોય પણ મધ્યભાગ કુંભારના ચક્રાદિની જેમ પૂરેલો હોય તે. ૩ ત્ર્યસ્ર તે શિંગોડાની જેમ ત્રિકોણ સંસ્થાન, ચતુરસ્ર તે મકાનના આધારભૂત સ્થંભની નીચેની ચાર ખુણીયા કુંભીની જેમ, ૫ આયત-તે લાંબું સ્પષ્ટ છે.

એ પાંચે સંસ્થાનો ઘન અને પ્રતરના ભેદથી બે પ્રકારના છે અને એમાં પરિમંડળવર્જીને શેષ ચાર ઓજ પ્રદેશ જનિત [ એકી સંખ્યાએ પ્રદેશવાળા ] અને યુગ્મપ્રદેશજનિત તે [ બેકી પ્રદેશવાળા ] એમ બે પ્રકારના છે, તેમાં ઓજ પ્રદેશ પ્રતરવૃત્ત તે પંચપ્રદેશી પાંચ પ્રદેશાવગાઢ હોય છે. તે આ પ્રમાણે—

એક પરમાણુ મધ્યમાં અને ચાર પ્રદેશ-પરમાણુ અનુક્રમે પૂર્વ વિગેરે ચાર દિશાવર્તી સમજવા. યુગ્મ પ્રદેશ પ્રતરવૃત્ત બાર પ્રદેશી અને બાર પ્રદેશાવગાઢ હોય છે, તે આ પ્રમાણે-વિના અંતરે ચાર આકાશ પ્રદેશમાં ચાર પરમાણુ અને તેની ફરતા ચારે બાજુ બે બે પરમાણુ થઇ કુલ બાર પરમાણુ થયા. ઓજ પ્રદેશ ઘનવૃત્ત સાત પ્રદેશી અને સાત સાત પ્રદેશાવગાઢ તે આ પ્રમાણે-પંચપ્રદેશી પ્રતરવૃત્તમાં મધ્યવર્તી એક પરમાણુની ઉપરને નીચે એક એક પરમાણુ સ્થાપવાથી સાત પ્રદેશી થાય છે. ઘનવૃત્ત યુગ્મ પ્રદેશ તે બત્રીશ પ્રદેશી અને ૩૨ પ્રદેશ અવગાઢ વાળું થશે, તે આ પ્રમાણે-પૂર્વોક્ત બાર પ્રદેશી પ્રતરવૃત્ત છે, તેની ઉપર બીજા બાર પ્રદેશો મુકીને ઉપર અને નીચે ચાર ચાર પ્રદેશ મુકવા એટલે ૩૨ પ્રદેશી થશે.

ઓજપ્રદેશી પ્રતર ત્ર્યસ્ર તે ત્રણપ્રદેશી અને ત્રણ પ્રદેશાવગાઢ હોય છે, તે આ પ્રમાણે—તિર્ચ્છા બે અણુ મુકવા અને પછી પ્રથમના અણુની નીચે એક

એક અણુ મુકવો એટલે ત્રિપ્રદેશ થશે. યુગ્મપ્રદેશી પ્રતર ત્ર્યસ્ર છ પ્રદેશી છ પ્રદેશાવગાઢ છે. તેમાં અંતર વિના તિર્ચ્છા ત્રણ અણુ સ્થાપવા, પછી પહેલા બેની નીચે એક એક અણુ મૂકવો અને પછી વળી પહેલાની નીચે એક વધારે મુકવો જેથી છ પ્રદેશી પ્ર૦ ત્ર્ય૦ થશે. ઓજપ્રદેશ ઘનત્ર્યસ્ર ૩૫ પ્રદેશી ૩૫ પ્રદેશાવગાઢ છે તે આ પ્રમાણે—પ્રથમ તિર્ચ્છા પાંચ પરમાણુ સ્થાપી અને નીચે નીચેજ તિર્ચ્છા ચાર, ત્રણ, બે અને એક પરમાણુ મુકીએ એટલે કુલ પંદર પ્રદેશ થાય પછી તેની ઉપર હરેક પંક્તિમાંથી એક એક છોડીને દશ મુકવા પછી તેજ રીતે છ મૂકવા પછી તેજ રીતે ત્રણ મુકવા ને પછી એક મુકવો જેથી કુલ ૩૫ પ્રદેશાત્મક થશે. યુગ્મપ્રદેશ ઘન ત્ર્યસ્ર ચાર પ્રદેશી થશે તે આ પ્રમાણે—પૂર્વે કહેલા ત્રિપ્રદેશાત્મક ત્ર્યસ્ર સંબંધી એક અણુ ઉપર એક અણુ સ્થાપવો જેથી ચાર પ્રદેશી ઘનત્ર્યસ્ર થશે.

ઓજપ્રદેશ પ્રતર ચતુરસ્ર નવપ્રદેશી અને નવપ્રદેશાવગાઢ થાય છે તે આ પ્રમાણે-તિર્ચ્છા અંતર રહિત ત્રણ ત્રણ પરમાણુ ત્રણ વાર મુકવા એટલે નવપ્રદેશી થશે. યુગ્મપ્રદેશી પ્રતર ચતુરસ્ર ચાર પ્રદેશી અને ચાર પ્રદેશાવગાઢ, તેમાં તિર્ચ્છા બે બે પ્રદેશની બે પંક્તિ કરવી એટલે આવી જશે. ઓજપ્રદેશ ઘન ચતુરસ્ર ૨૭ પ્રદેશી ૨૭ પ્રદેશાવગાઢ છે. તેમાં પૂર્વોક્ત નવ પ્રદેશાત્મક પ્રતરની ઉપર અને નીચે નવ નવ પ્રદેશ સ્થાપવા એટલે ૨૭ પ્રદેશીજ પ્રદેશઘન ચતુરસ્ર થશે. યુગ્મ પ્રદેશ ઘન ચતુરસ્ર આઠ પ્રદેશ આઠ પ્રદેશાવગાઢ છે તે પુર્વોક્ત ચતુઃપ્રદેશાત્મક પ્રતરની ઉપર બીજા ચાર પરમાણુ મુકવાથી થશે.

ઓજ પ્રદેશ શ્રેણિ આયત ત્રિપ્રદેશી ત્રિપ્રદેશાવગાઢ છે તેમાં તિર્છા આંતર રહિત ત્રણ પ્રદેશો મુકવાથી થાય છે. ઓજપ્રદેશ પ્રતર આયત પંદર પ્રદેશી અને પંદર પ્રદેશાવગાઢ હોય છે, તે પાંચ પાંચ પ્રદેશની ત્રણ પંક્તિઓ તિર્યક્ કરવાથી થાય છે. યુગ્મપ્રદેશ પ્રતર આયત છ પ્રદેશી છે-તેમાં ત્રણ ત્રણ પ્રદેશની બે પંક્તિ તિર્છિ કરવી. ઓજપ્રદેશ ઘન આયત ૪૫ પ્રદેશી થાય છે તેમાં પૂર્વોક્ત પંદર પ્રદેશી પ્રતર આયતમાં ઉપર અને નીચે બીજા પંદર પંદર પ્રદેશ મુકવાથી ૪૫ પ્રદેશી થશે, યુગ્મ પ્રદેશ ઘનાયત બાર પ્રદેશી છે-તેમાં પૂર્વોક્ત છ પ્રદેશી પ્રતર આયતની ઉપર તેટલાજ પરમાણુ સ્થાપવા એટલે બારપ્રદેશી થશે.

પ્રતર પરિમંડળ (બેકી) વીશ પ્રદેશી થાય છે તે આ પ્રમાણે-પૂર્વાદિક ચારે દિશામાં ચાર ચાર પરમાણુ સ્થાપવા અને વિદિશામાં એક એક સ્થાપવો એટલે ૨૦ પ્રદેશી પરિમંડળ થશે. ઘન પ્રતર પરિમંડળ ૪૦ પ્રદેશી થાય છે તેમાં પૂર્વોક્ત મુકેલા ૨૦ પ્રદેશો ઉપર વીશ મુકવાથી થશે.

આ પ્રમાણે અજીવના સંસ્થાનની પ્રરૂપણા કરી. એમાં ઉપરોક્ત પ્રદેશ સંખ્યાઓ કરતાં ન્યૂન પ્રદેશવડે તે તે સંસ્થાન થઇ શકતા નથી. **इति संस्थान ज्ञानम्॥**

**कषाय**—એમાં **कष+आय** એવા બે શબ્દો છે, **कष**—એટલે **સંસારનો** **आय** એટલે જેનાથી **લાભ** થાય અર્થાત્ જેના ઉદયથી સંસારમાં જન્મ-મરણ કરવા પડે તે. આ કષાય ચાર પ્રકારે છે. ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, ક્રોધ પેદા જો થાય તો તે વખતે સ્નેહ ને પ્રેમનો નાશ, માન પેદા થાય ત્યારે અન્યની ઈર્ષ્યા અને પોતાનો ઉત્કર્ષ બતાવવાની હરદમ ઈચ્છા જાગ્રત થાય, માયા આવે એટલે અન્યને છેતરવાની-વંચનાની બુદ્ધિ, લોભ વધ્યો એટલે તૃષ્ણાની અતિશયતા વધે. ચાર કષાયોમાં પ્રથમના બેનો દ્વેષમાં અને છેલ્લા બેનો રાગમાં સમાવેશ થાય. અન્ય કહે છે કે પોતાને વિષે પક્ષપાત કરવો એજ માન છે અને એ માન સ્વજાતિ રાગમાં અન્તર્ગત કરી માન-માયા-લોભ એ રાગના ઘરના છે અને એક ક્રોધ દ્વેષ ઘરનાનો છે એમ જણાવે છે.

એ ચાર કષાયોના વળી ઉત્તર ચાર પ્રકાર છે, અનન્તાનુબન્ધી અપ્રત્યાખાની પ્રત્યાખાની અને સંજ્વલન, અર્થાત્ અનન્તાનુબન્ધી ક્રોધ અપ્રત્યાખાની ક્રોધ પ્રત્યાખાની ક્રોધ અને સંજ્વલન ક્રોધ, એમ માન-માયા-લોભ ઘટાવવા ( અથવા અનન્તાનુબન્ધી ક્રોધ-માન-માયા-લોભ એમ પણ બધા ગણી શકાય ) તેમાં અનન્તાનુબન્ધી તે અનન્ત-જન્મમરણનો અનુબન્ધ કરાવે તે, જેના ઉદયથી આ જગત્માં લેશમાત્ર અપ્રત્યાખાન તે કિંચિત્ અવિરતિ-અત્યાગથી વિરામ ( શ્રેણિકવત્ ) થતો નથી તેથી અપ્રત્યાખાની નામ રાખ્યું. ૩ સર્વ પ્રકારના અનિષ્ટ-નિંદ્ય-પાપમય વ્યાપારોથી વિરામ પામવું પાછું હઠવું તેથી પ્રત્યાખાન, પાપથી વિરક્ત એવા સંવિગ્ન મુનિને પણ સારી રીતે પોતાનું ફળ આપી કષાય પેદા કરાવે તેથી સંજ્વલન, આ કષાય મૂલ, [ ૪×૪= ] ૧૬ ભેદે છે અને ઉત્તર ભેદે ૬૪ પ્રકારે થઇ શકે છે.

સંજ્વલનમાંથી આત્મા તથાવિધ કષાયના ઉદયથી અનન્તાનુબન્ધીમાં જાય, એમ સર્વ કષાયમાં પરાવર્તન [૪૬]ભાવો જીવના પરિણામ આશ્રયી થઇ શકે છે.

**દ્રષ્ટાન્તઘટના**—સંજ્વલ ક્રોધ જલરેખા સમાન. પ્રત્યાખાની ક્રોધ ધૂળ-રેખા જેવો, અપ્રત્યાખાની પૃથ્વીફાટ-રેખા, અનન્તાનુબન્ધી પત્થર પર્વત રેખા ફાટ જેવો. સંજ્વલન માન નેતર જેવો જલદી વળી જાય; પ્રત્યા૦ કાષ્ઠસ્તંભવત્

૪૬ એથીજ બાહુબલી મહામુનિ હોવાથી સંજ્વલ કષાયી છતા સંજ્વલનના કાળને વટાવી એક વર્ષ સુધી કષાય રહેવાથી કેવલજ્ઞાન પ્રાપ્ત ન કર્યું.

અપ્રત્યાખ્યાનીમાન અસ્થિસ્થંભ અને અનન્તાનુબન્ધીમાન પત્થર સ્થંભ જેવો, સંજ્વલન માયા વાંસની છોઇ [ તે બરૂ વચ્ચે પતલી હોય તે ], પ્રત્યાખાની માયા ગોમૂત્રધાર સરખી, અપ્રત્યાખ્યાની મેંઢાંના શ્રૃંગ સરખી અને અનન્તાનુબન્ધી માયા વાંસના મૂળીયાં સરખી [ એક એકથી વધુ વક્ર અને વિલંબે વળે તેવી વસ્તુ સરખાવી છે.] હવે સંજ્વલન લોભ હળદર જેવો, પ્રત્યાખ્યાની ખંજન [ સરવળાં ] મેલ જેવો, અપ્રત્યાખ્યાની ગાડાના પૈડાના કર્દમ–મળી જેવો અને અનન્તાનુબન્ધી કીરમજી રંગ જેવો [ એક એકથી વધુ પાકા રંગો સાથે ઘટાવ્યો ] છે.

સંજ્વલન કષાયનો કાળ એકપક્ષ, પ્રત્યાખ્યાનીનો ચાર માસ, અપ્રત્યાખ્યાનીનો એકવર્ષ અને અનન્તાનુબન્ધીનો યાવજ્જીવ છે, માટે ભવ્યાત્માઓએ એકવર્ષને અન્તે જરૂર પરસ્પર કષાય થયો હોય તો ક્ષમાપના કરી લેવી નહીંતર અનન્તાનુબન્ધી કષાયમાં ગએલો આત્મા ગણાય છે.

સંજ્વલનનો ઉદય વીતરાગપણાનો, પ્રત્યાખ્યાની કષાયનો ઉદય [ વિરતિ ઉદયાભાવે ] સાધુપણાનો, અપ્રત્યાખ્યાની કષાયોદય શ્રાવકપણાનો અને અનન્તાનુબન્ધી કષાયોદય સમ્યક્ત્વનો નાશ કરે છે. સંજ્વલનથી દેવગતિ, પ્રત્યાખ્યાનીથી મનુષ્ય, અપ્રત્યાખ્યાનીથી તિર્યંચ અનન્તાનુબન્ધીથી નરકગતિ મળે છે.

સર્વથી ઓછા કષાયરહિત જીવો, તેથી અનન્તગુણા માની જીવો, તેથી ઘણા અધિક ક્રોધી, તેથી પણ અધિક માયી, અને તેથી અધિક લોભી જીવો છે. માણસોને ચારે કષાયો પ્રાયઃ ક્ષેત્ર–ઇમારત–શરીર અને સ્વસત્તાની વસ્તુને અંગે ઉત્પન્ન થાય છે. એકેન્દ્રિયોને વગર કારણે કષાય થાય છે અને તેનો વિકાર ન જણાતાં અપ્રકટ હોય છે. આ સિવાય કષાયના સહચારી હાસ્ય રતિ અરતિ ભય જુગુપ્સા શોક પુંવેદ–સ્ત્રી–નપુંસકવેદ એમ નવ [૪૬] નોકષાયો છે.
**इतिकषायद्वारम्**

**૭ लेश्याद्वार**—જેનાવડે કરીને આત્મા કર્મથી લેપાય છે તેને લેશ્યા કહેવાય છે, કૃષ્ણ રક્ત નીલાદિક વર્ણવાલા દ્રવ્યના યોગથી સ્ફટિક જેવા નિર્મલ રત્નનું પણ અન્ય સ્વરૂપ થાય છે તેમ અહિં ભિન્નભિન્ન કર્મના સંયોગથી આત્મામાં જે [ શુભાશુભ ] થતો પરિણામ તે અર્થમાં લેશ્યા શબ્દનું આરોપણ થાય છે, તે લેશ્યા છ પ્રકારની છે, કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુકલ, તે લેશ્યાના વર્ણ ગંધ, અને રસ, સ્પર્શ ઘટાવે છે.

---

૪૬ આ સિવાય સ્વપ્રતિષ્ઠિત અન્યપ્રતિષ્ઠિત ઉભય પ્રતિષ્ઠિત એમ ત્રણ નિમિત્તક કષાયો પ્રજ્ઞાપનાવૃત્તિગત કહેલા છે.

૧ **કૃષ્ણલેશ્યા**—કાજળ અને ભમરા સરખા અથવા ઘનઘોર મેઘ સરખા ભેંસના શીંગડા અથવા અરિષ્ઠરત્નના અથવા ગાડાના પૈડાંની મસ સરખી એમ અનેક દ્રષ્ટાન્તને યોગ્ય અત્યન્ત કૃષ્ણ વર્ણવાળી આ લેશ્યા છે. ૨ **નીલલેશ્યા**—અશોકવૃક્ષ પર્ણના વર્ણ સરખી, ચાસપક્ષીનું પીંચ્છ વૈડૂર્યરત્ન અથવા મયૂરની ડોક સરખા નીલવર્ણવાળી છે. ૩ **કાપોતલેશ્યા**—પારેવાના કંઠ સરખી શણપુષ્પ અલસીપુષ્પ કોયલ પીચ્છ સરખી એટલે નીલ અને રક્ત વર્ણથી મિશ્રિત વર્ણવાળી. ૪ **તેજોલેશ્યા**—પદ્મરાગમણિ હિંગલોક ઉગતો સૂર્ય સન્ધ્યા ચણોઠી દીપક પોપટની ચાંચ ઇત્યાદિ અનેક જાતના અત્યન્ત લાલવર્ણવાળી છે. ૫ **પદ્મલેશ્યા**—સુવર્ણ હરતાલનો રંગ કરેણ ચમ્પાપુષ્પ સરગવાના ફુલ સરખી પીતવર્ણવાળી છે. ૬ **શુક્લલેશ્યા**—દુધથી પણ અધિક શ્વેત, ગાયનું દુધ દહિં સમુદ્ર ફીણ શરદ્ ઋતુના વર્ણ સરખી અત્યન્ત ઉજ્વલ છે. એ પ્રમાણે લેશ્યાનો વર્ણ કહ્યો.

**ગંધ**—પ્રથમ અતિદુર્ગન્ધવાળી બીજી પણ તેવીજ પરંતુ કંઇક ન્યૂન એમ પ્રથમની ત્રણલેશ્યા અતિદુર્ગન્ધયુક્ત અપ્રશસ્ત અને મલિન છે તથા કલેશ કરાવનારી અને દુર્ગતિમાં ભમાવનારી છે.

શેષ ત્રણ લેશ્યાઓનો ગન્ધ અનુક્રમે ઉત્તરોત્તર અત્યન્ત સુવાસિત પ્રશસ્ત અને નિર્મલ છે, એ લેશ્યા જીવને શાન્તિ પરમાનંદને આપનારી અને સદ્ગતિએ લઈ જનારી છે.

**રસ**—એમાં કૃષ્ણ લેશ્યાનો રસ લિંમડા તથા કરીયાતા અથવા કડવી તુંબડી વિગેરે સરખો અતિકટુક, નીલલેશ્યાનો પીપર–આદુ–મરચાં વિગેરે જેવો તીખો, કાપોતલેશ્યાનો કાચાબીજોરા ફણસ–આમળા બોર જેવો ખાટો, તેજોલેશ્યાનો વર્ણ ગન્ધ રસયુક્ત આમ્રફળરસ જેવો, પદ્મલેશ્યાનો રસ દ્રાક્ષ ખજુર આસવ સરખો મીઠો અને શુકલેશ્યાનો સાકર–ગોળ ખાંડ શેરડી રસ જેવો અતિમધુર છે.

**સ્પર્શ**—એમાં પ્રથમની ત્રણ લેશ્યાનો અતિકઠોર શીત અને રૂક્ષ સ્પર્શ છે જ્યારે છેલ્લી ત્રણનો સ્નિગ્ધ અને ઉષ્ણ છે.

એકંદર પ્રથમથી ત્રણે લેશ્યાના વર્ણાદિક અશુભતમ–તર અને અશુભ એમ વધતા છે તેથી અશુભ આત્મપરિણામમાં સહાયક છે, જ્યારે છેલ્લી ત્રણ લેશ્યાના વર્ણાદિક ક્રમશઃ શુભ–તર–તમ એમ વધતા છે જેથી શુભ પરિણામમાં સહાયક છે.

ચૌદમું ગુણસ્થાનક છોડી દરેક સંસારી આત્માને દ્રવ્યલેશ્યા અને ભાવ લેશ્યા બન્ને હોય છે, પરન્તુ એટલું વિશેષ કે દેવનારકોની દ્રવ્યલેશ્યા સદાકાળ એકજ કાયમ રહે છે અને આત્મપરિણામરૂપ ભાવલેશ્યા દરેક અન્તર્મુહૂર્તે બદલાયાજ કરે છે તથા સર્વજ્ઞ વર્જીને શેષ મનુષ્ય તિર્યંચોની દ્રવ્ય તથા ભાવ

લેશ્યા બન્ને અન્તર્મુહૂર્તે અન્તર્મુહૂર્તે બદલાયા કરે છે, ષડ્લેશ્યા ઉપર જંબૂફલ ભક્ષક છ પુરૂષોનું દૃષ્ટાંત તથા ગામમાં ધાડ પાડવા જનારા છ ચોરોનું દૃષ્ટાંત ઘટાવાય છે.

—એક છ મુસાફરો ચાલતાં ચાલતાં અરણ્યમાં આવી પડ્યા, ખૂબ ચાલ્યા હોવાથી ભૂખ–તરસથી ખૂબ પીડાયા, એવામાં જાંબુના ઝુમખાથી લચીપડતું એક સુંદર જાંબૂનું વૃક્ષ જોઇને ખાવાની ઇચ્છાથી પરસ્પર વિચાર કરવા લાગ્યા કે આ વૃક્ષ ઉપર ઘણા જાંબું છે પણ દૂર ઉંચે છે તે કેવીરીતે લઇશું ? ત્યારે છજાતના માણસમાંથી એકે ઉત્તર આપ્યો કે આ વૃક્ષને આપણે મૂળમાંથી ઉખેડી નીચે પાડીએ, [ આ પરિણામ જેને થયો તે **कृष्णलेश्या** વાળાનો ] ત્યારે બીજાએ કહ્યું કે આપણે શા માટે થોડા જાંબુ માટે મૂલમાંથી વૃક્ષનો નાશ કરવો, પરંતુ આપણે થડ ઉપરની મોટી મોટી શાખાઓ તોડી પાડીએ [ આ **नीललेश्या**નો પરિણામ ], ત્રીજાએ કહ્યું કે એમ નહિ, વૃક્ષની નાની નાની શાખાઓ તોડીએ [ એ **कापोतलेश्या**નો પરિણામ ], ચોથાએ કહ્યું કે આપણે ફળના ગુચ્છાજ તોડી લઇએ [ એ **तेजोलेश्या** પરિણામ ], પાંચમાએ કહ્યું આખા ઝુમખાનું શું પ્રયોજન ? માટે ઝુમખામાંથી સારા ફળોજ ચુંટીને નીચે નાંખો [ એ **पद्मलेश्या**નો પરિણામ ], અને છઠ્ઠાએ કહ્યું કે વૃક્ષ ઉપર ચઢીને વળી ફળો ચુંટવા શા માટે ? આ જમીન ઉપરજ સ્વતઃ પડેલા ફળોજ વીણીવીણીને આપણે ખાઇએ એટલે આપણી ક્ષુધા શાંત થશે અને આપણો મુખ્ય ઉદ્દેશ પૂર્ણ થશે, માટે નાહક વૃક્ષ છેદનનાં પાપો શા માટે આચરવાં ? [ એ શુકલલેશ્યાનો વિશદ– ઉત્તમ પરિણામ ], એ પ્રમાણે ચોરી કરવા નીકળેલા છ ચોરનું દૃષ્ટાંત પણ ઘટાવવું.

૮ **इन्द्रियद्वार**—ગાથા ૩૪૦ માં પ્રસંગતઃ સવિસ્તર વર્ણવ્યું છે.

૯ **दुसमुग्घाया**—સમુદ્ઘાત બે પ્રકારનો છે. એક જીવ સમુદ્ઘાત અને બીજો अजीव સમુદ્ઘાત. તેમાં અજીવ સમુદ્ઘાત છે તે કેવલીસમુદ્ઘાતની પેઠે આઠ સમયનો છે, એટલે કોઇ અનંતપરમાણુઓનો બનેલો અનન્ત પ્રદેશી સ્કન્ધ તથાવિધ સ્વાભાવિક થએલા વિશ્રસાપરિણામવડે ચારસમયમાં સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થઇ પુનઃ બીજા ચાર સમયમાં ક્રમશઃ સંહરાઇ મૂળ અવસ્થાવાળો એટલે કે અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણનો થાય તે અહીં अजीव समुद्घात ગણાય અને એ જાતની યોગ્યતાને પામેલા અને પામવાવાળા પુદ્ગલ સ્કંધો અનન્ત છે. અને તે સર્વે **अचित्तमहास्कन्ध** ના નામથી ઓળખાય છે પરંતુ ચાલુ વિવરણમાં અજીવ સમુદ્ઘાતનું પ્રયોજન નથી પરન્તુ જીવ સમુદ્ઘાતનુંજ પ્રયોજન છે અને તે સાત પ્રકારે છે.

**સમુદ્ઘાત એટલે શું** તો **સમ**=એકીભાવે [ વેદનાદિક સમુદ્ઘાતમાં તલ્લીન બને ] **ઉત્**=પ્રબલતા વડે અથવા એકદમ આત્માના પ્રદેશોની સાથે લાગેલા કર્મ પ્રદેશોનો જે **ઘાત**=વિનાશ તે સમુદ્ઘાત, કારણ કે સમુદ્ઘાત કરતો જીવ ઘણા કાળે વેદવા યોગ્ય કર્મ પુદ્ગલોને ઉદીરણાવડે આકર્ષી ઉદયમાં લાવી તુરત વિખેરી નાંખે છે.

આ સમુદ્ઘાતમાં [ જાણી જોઇને બુદ્ધિ પૂર્વક થએલો અને સ્વાભાવિક થતો ] આત્મપ્રયત્ન અને તે તે કર્મની ઉદીરણા એ મુખ્ય વિષય છે, તે ૧ સમુદ્ઘાત વેદના, ૨ કષાય, ૩ મરણ, ૪ વૈક્રિય, ૫ તૈજસ, ૬ આહારક, ૭ કેવલી એમ સાત પ્રકારે છે, એમાં પ્રથમની છ છદ્મસ્થ જીવોને પ્રત્યેક અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ હોય છે અને છેલ્લી સર્વજ્ઞને હોય છે અને તે આઠ સમય હોય છે.

**૧ વેદનાસમુદ્ઘાત**—અશાતાવેદનીયથી દુ:ખિત થએલો આત્મા અનન્ત-કર્મ પરમાણુઓ વડે વીંટાએલા પોતાના કેટલાક આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી ઉદર-ખભા વિગેરે વિગેરેના પોલાણ ભાગો અને ખભા વિગેરેના આંતરા પૂરી સ્વ શરીરની લંબાઇ-પ્હોળાઇ જેટલો એક સરખો દંડાકાર જેવો થાય અને થઈને પ્રબલ ઉદીરણાકરણવડે અશાતાવેદનીયના ઘણા કર્મપ્રદેશો ઉદયાવલિકામાં નાંખી એક અતંમુહુર્તમાં ખપાવી નાંખે તે.

**૨ કષાયસમુદ્ઘાત**—કષાયથી વ્યાકુળ થએલો આત્મા [ વેદના સમુ૰ માં કહ્યા મુજબ ] પોતાના આત્મપ્રદેશો બહાર કાઢી મુખ વિગેરે પોલાણ ભાગો પુરી દંડાકાર થઇ પ્રબળ ઉદીરણાવડે કષાયમોહનીયકર્મના કેટલાએ કર્માણુ-ઓને ઉદયાવલિકામાં નાંખી ઉદયમાં લાવી વિનાશ પમાડે [ અને ઘણા નવા કર્માંશોને પણ ગ્રહણ કરતો જાય ] આ કષાય સ૰ ક્રોધ માન માયા લોભ હેતુથી ચાર પ્રકારનો પણ કહ્યો છે.

**૩ મરણસમુદ્ઘાત**—મરણાન્ત સમયે વ્યાકુલ થએલો આત્મા જ્યારે મર-ણાન્ત સમય આડું અંતમુહૂર્તાયુષ્ય બાકી રહ્યું હોય ત્યારે એ આત્મા પોતાનાજ કેટલાક આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી શરીરનાં પોલાણ-આંતરાંને પુરી જ્યાં ઉત્પન્ન થવું છે એ સ્થાન સુધી સ્વદેહ પ્રમાણ લાંબો પહોળો આત્મ-પ્રદેશોને દંડાકારે લંબાવી [ જઘન્યથી અંગુલાસંખ્ય ભાગ અને ઉત્કૃષ્ટથી એક દિશોત્પત્તિસ્થાન તે અસંખ્ય યોજન સુધી લંબાવી સર્વત્ર વ્યાપ્ત થઇ ] અન્તમુહૂર્ત્ત સુધી તેવીજ અવસ્થામાં રહી [ કોઈ પુન: મૂળ શરીરમાં પ્રવેશી પુન: એજ રીતે દંડાકાર થઇ પુન: સમુ૰ કરી દીર્ઘદંડાકાર થઈ અવશ્ય ] મરણ પામે તે.

આ દંડઅવસ્થા વખતે આયુષ્યકર્મના ઘણા પુદ્ગલોને પ્રબળ ઉદીરણા

કરણવડે ઉદયાવલિકામાં પ્રક્ષેપી વિનાશ પમાડે છે. અહીં નવીન આયુષ્ય કર્મનું ગ્રહણ નથી હોતું.

૪ **વૈક્રિયસમુદ્ઘાત**—વૈક્રિય લબ્ધિવાળો આત્મા કર્મયુક્ત એવા સ્વાત્મ-પ્રદેશોને શરીર બહાર વીર્યફોરવી કાઢીને ઉત્કૃષ્ટથી સંખ્યાતયોજન દીર્ઘ અને સ્વશરીર પ્રમાણ જાડો પહોળો દંડાકારકરી પૂર્વોપાર્જિત વૈક્રિયશરીર નામકર્મના ઘણા પ્રદેશોને ઉદીરણાવડે ઉદયમાં લાવી વિનાશ કરવા સાથે રચવા ધારેલા વૈક્રિય શરીર યોગ્ય સ્કન્ધ પુદ્ગલોને ગ્રહણ કરતો વૈક્રિયશરીર બનાવે તે.

૫ **તૈજસસમુદ્ઘાત**—તેજોલેશ્યાની લબ્ધિવાળો આત્મા પોતાના આત્મ-પ્રદેશોને બહાર કાઢી ઉત્કૃષ્ટથી સંખ્યાત યોજનદીર્ઘ અને સ્વદેહ પ્રમાણ જાડો–પહોળો દંડાકાર કરી પૂર્વોપાર્જિત તૈજસનામકર્મના અંશોને પ્રબલ ઉદીરણાવડે ઉદયમાં લાવી ક્ષય કરવા સાથે નવા તૈજસ પુદ્ગલોને ગ્રહણ કરી તેજોલેશ્યા અથવા શીતલેશ્યા મુકે તે.

૬ **આહારકસમુદ્ઘાત**—આહારક લબ્ધિવાળા ચૌદ પૂર્વધર મુનિ મહાત્મા શ્રીજિનેશ્વરપ્રભુની સમવસરણાદિકની ઋદ્ધિ જોવા માટે અથવા શ્રુતજ્ઞાનની વિચારણા કરતાં ઉપજેલા સૂક્ષ્મ સંદેહના નિવારણ અર્થે ઇત્યાદિક કોઇક હેતુથી પોતાના આત્મપ્રદેશોને બહાર કાઢી ઉત્કૃષ્ટથી [ કેવલી ભગવાન સુધી ] સંખ્યાત યોજનદીર્ઘ અને સ્વદેહ પ્રમાણ જાડો પહોળો દંડાકાર કરી પૂર્વોપાર્જિત આહારકનામકર્મનાં ઉદયથી પુરાતનીય આહારકનામકર્મના પુદ્ગલોને પ્રબલ ઉદીરણાવડે ઉદયમાં લાવી વિખેરી નાંખી અને સાથે આહારક શરીર યોગ્ય પુદ્ગળોને ગ્રહણ કરી આહારક શરીર બનાવે તે.

૭ **કેવલિસમુદ્ઘાત**—જે સર્વજ્ઞ–કેવલી ભગવંતને નામ ગોત્ર અને વેદનીય એ ત્રણ કર્મની સ્થિતિ જો પોતાના આયુષ્ય–કર્મની સ્થિતિથી અધિક ભોગવવી બાકી રહી હોય તોજ તે કેવલી ઉક્ત ત્રણે કર્મની સ્થિતિને આયુષ્ય કર્મ સ્થિતિ જેટલી બનાવવા માટે પોતાના આત્મપ્રદેશોને શરીર બહાર કાઢી પહેલેજ સમયે લોકાન્ત એટલે લોકના નીચેના છેડાથી ઉપરના છેડા સુધી ચૌદરાજ લોક પ્રમાણ ઉંચો અને સ્વદેહ પ્રમાણ જાડો આત્મપ્રદેશોનો દંડાકાર રચે, બીજે સમયે કેવલી પૂર્વથી પશ્ચિમ અથવા ઉત્તરથી દક્ષિણ લાંબો લોકાન્ત સુધી કપાટ આકાર બનાવે. ત્રીજે સમયે ઉત્તરથી દક્ષિણ અથવા પૂર્વથી પશ્ચિમ આત્મપ્રદેશો લંબાવી બીજો કપાટાકાર એટલે મંથાન આકાર [ ચાર પાંખવાળા રવૈયાનો આકાર ] બનાવી ચોથે સમયે ચાર આંતરા પુરે એટલે તે

કેવલી ભગવંતનો આત્મા સ્વાત્મપ્રદેશોવડે સંપૂર્ણ લોકાકાશમાં વ્યાપ્ત થઇ જાય કેમકે એક આત્માના લોકાકાશ જેટલા પ્રદેશો છે.

ત્યારબાદ પાંચમે સમયે આંતરામાં પૂર્વ સમયે પૂરેલા આત્મપ્રદેશો પુનઃ સંહરી, છઠ્ઠે સમયે મંથાનના અર્ધભાગના આત્મપ્રદેશો સંહરે, સાતમે સમયે કપાટ સંહરી લે અને આઠમે સમયે દંડાકાર પ્રદેશો સંહરી પૂર્વવત હતો તેમ સંપૂર્ણ શરીરસ્થ થાય, તે પ્રમાણે કેવલીસમુદ્ઘાત છે.

અહીં ૧–૮ મા સમયે ઔદારિક શરીર, સાતમા છઠ્ઠા અને દ્વિતીય સમયે ઔદારિક મિશ્ર હોય છે, ૩–૪–૫ સમયમાં કાર્મણ શરીર અને ત્યાંજ નિશ્ચે અનાહારક હોય છે, આ કેવલી સમુદ્ઘાત પૂર્ણ થયા બાદ કેવલી ભગવંત અન્તમુહૂર્ત જીવીને મન–વચન તથા કાયયોગનો નિરોધ કરીને મોક્ષગામી થાય છે.

વિશેષમાં કષાય સમુદ્ઘાતમાં નવીન કર્મપ્રદેશનું ગ્રહણ અધિક છે. અને પ્રાચીન કષાય કર્મનો ગ્રહણાપેક્ષાએ વિનાશ અલ્પ છે. ૧–૩–૭ સમુદ્ઘાતમાં પૂર્વ કર્મવિનાશ અને નવીન કર્મનું અગ્રહણ, ૪–૫–૬ સમુદ્ઘાતમાં પૂર્વોપાર્જિત કર્મ વિનાશ અને નવીન કર્મનું અગ્રહણ છે.

૧–૨–૩ સમુદ્ઘાત જાણી જોઇને ઇચ્છાપૂર્વક કરી શકાતા નથી પરંતુ સ્વાભાવિક [ વેદનાદિકનું બલજોર વધતાં સ્વતઃ ] થાય છે. તથા અનાભોગિક છે અને શેષ ચારે સમુદ્ઘાત બુદ્ધિપુર્વક થતા હોવાથી આભોગિક છે.

તે તે વેદનાદિકના પ્રસંગે ઉક્ત કારણે તે તે સમુદ્ઘાત હોયજ એમ નિયમ નથી તેમજ દરેક કેવલીને કેવલી સમુદ્ઘાત હોય તેમ નથી પરન્તુ વૈક્રિય આદિક ત્રણની રચનામાં વૈક્રિયાદિ સમુદ્ઘાત હોય છે. **इति समुद्घातः।**

૧૦ **द्रष्टिद्वारम्**—જેનાવડે તે તે પદાર્થનું સત્ય અથવા અસત્ય સ્વરૂપ દેખાય તે દ્રષ્ટિ ત્રણ પ્રકારે છે.

૧ મિથ્યાદ્રષ્ટિ—રાગ દ્વેષ રહિત એવા જિનેશ્વર પરમાત્માએ પોતાના જ્ઞાનથી વસ્તુને જે પ્રમાણે જોઇ જે પ્રમાણે વર્ણવી અને જે પ્રમાણે જે વસ્તુસ્વરૂપ કહ્યુ હોય તેથી વિપરીતપણે તે વસ્તુની સદ્દહણા કરવી–માનવું તે મિથ્યાત્વ અથવા મિથ્યા–દ્રષ્ટિ છે. આથી મદિરા પીધેલો મનુષ્ય માતાને સ્રી અને સ્રીને માતા તરીકે જેમ સમજે ઇત્યાદિ મુજબ મિથ્યાત્વ મોહનીય કર્મરૂપ મદિરાના ઉન્માદથી જેનો વિવેક નાશ પામ્યો છે એવા વિવેકથી વિકલ આત્માઓ સત્ય–અસત્યનું સ્વરૂપ નહિં સમજનારા સત્ [ વિદ્યમાન ] વસ્તુને અસત્ [ અવિદ્યમાન ] જાણે અને અસત્‌ને સત્ જાણે, અપેયને પેય સમજે, ધર્મને અધર્મ સમજે

## ॥ केवली समुद्घातमां कपाटद्वयकरण ॥

आत्मप्रदेशो
दंडाकार.
प्रथम समये.

पूर्व पश्चिमकपाट.
द्वितीय समये.

उत्तर-दक्षिणकपाट.
तृतीय समये.

[ पृष्ठ, ६५४ ]

चारे आकृतिमां मध्यवर्तुलो
ते केवलीना जीवदर्शक.

*

सूक्ष्मटपकां ते आत्मप्रदेशो.

चतुर्थ समये लोकपूर्ति.

बे कपाटनो भेगो देखाव.

આનંદ પ્રેસ-ભાવનગર.

અને અધર્મ ને ધર્મરૂપે સમજે ઇત્યાદિ જે વસ્તુ જે રીતે હોય તેવી રીતે ન સમજતાં વિપરીત સ્વરૂપે સમજે તે. આ મિથ્યાદ્રષ્ટિ ૧–આભિગ્રહિક [ તે અમુક કુદર્શનનેજ સારૂં માને ] ૨–અનાભિગ્રહિક [ સર્વ દર્શન સારાં માનવા ] ૩–આભિનિવેશિક [ સ્વમાન્યતામાં આગ્રહ, ભલે તે પછી અસત્ય જાણતો હોય ] ૪–સાંશયિક [ જિનપ્રણીત વચનમાં પૂર્ણ કે અપૂર્ણપણે વિપરિત સંશય થવો તે ] ૫–અનાભોગિક [ અજાણપણે પ્રાપ્ત થતી ખોટી દ્રષ્ટિ તે ] એમ પાંચ પ્રકારે છે.

**૨ સમ્યગ્દ્રષ્ટિ**—તે મિથ્યાત્વમોહનીય કર્મના ઉપશમથી [શાન્ત થવાથી] ક્ષયોપશમ [ ક્ષય–નાશ તથા ઉપશમ–શાન્ત થવાથી ] અને ક્ષયથી [ સંપૂર્ણ-નાશથી ] સતને સત્ અસતને અસત્ એટલે જે વસ્તુ જે સ્વરૂપે છે તેવાજ સ્વરૂપે સમજે માને તે સમ્યગ્દ્રષ્ટિ છે અને તે સમ્યક્ત્વ પામેલાને હોય છે.

આ સમ્યગ્દ્રષ્ટિ ત્રણ પ્રકારની છે. ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિક, એ ત્રણે સમ્યક્ત્વ કેમ પ્રાપ્ત થાય છે તેનો યથાર્થ ક્રમ તથા વિવેચન વિગેરે ગ્રન્થાંતરથી જાણવું.

**૩ મિશ્રદ્રષ્ટિ**—સમ્યક્ત્વ અને મિથ્યાત્વ એ બન્નેનો મિશ્રભાવ થવાથી મિશ્રમોહનીય કર્મના ઉદયથી જીવ વસ્તુતત્ત્વને સમજવામાં સંદિગ્ધ બને, કોઇ સહજ સૂક્ષ્મ બાબતમાં સંશયવાળો થાય [ ન સાચુ સ્વીકારે કે ન ખોટું છે એમ વિચારે ] એટલે નાલીકેરદ્વીપજનવત્ જિનોકત તત્ત્વોને વિષે રાગ પણ ન હોય અને દ્વેષ પણ ન હોય તે સમ્યગ્મિથ્યાદ્રષ્ટિ શ્રમિદ્રષ્ટિ–અવસ્થા છે.

એમાં મિશ્રદ્રષ્ટિવાળાજીવો અલ્પ તેથી અનન્તગુણા [ સિદ્ધની અપેક્ષાએ ] સમ્યગ્દ્રષ્ટિવાળા અને તેથી અનન્તગુણ મિથ્યાદ્રષ્ટિવાળા છે. **इति द्रष्टिद्वारम्।**

**૧૧ दर्शनद्वार—द्रश्यते वस्त्वनेन-सामान्यरूपेणेति दर्शनम्** અર્થાત્ જેના વડે વસ્તુ સામાન્ય રૂપે દેખાય–અર્થાત્ વસ્તુના સામાન્ય ધર્મનો ઉપયોગ દેખાય જેમ ઘટને દેખવાથી આ ઘટ છે પટને આ પટ છે એટલોજ અવબોધ થાય તે દર્શન [ હવે એ ઘટ કે પટ સાથી બન્યું કેવી રીતે ઉત્પન્ન થયું એમ વિશેષ અવબોધ થવો તે જ્ઞાન છે ] એથી દર્શનને ‘ નિરાકાર અથવા સામાન્ય ઉપયોગ ’ એમ પણ કહેવાય છે.

એ દર્શન ચાર પ્રકારે છે—૧ ચક્ષુદર્શન–તે ચક્ષુરિન્દ્રિયદ્વારા પ્રાણીને વર્ણ–રૂપ દેખવાથી [ દૂરથી માત્ર છાવણીનાં દર્શનવત્ ] સામાન્ય વસ્તુનો બોધ થાય તે અને તે ચઉરીન્દ્રિય જીવોથી માંડીને થાય છે. ૨. અચક્ષુદર્શન–તે ચક્ષુ સિવાયની શેષ ચાર ઇન્દ્રિયોથી જે સામાન્ય અવબોધ કે ઉપયોગ થાય

તે. ૩. અવધિ દર્શન–તે અવધિજ્ઞાનવાળા જીવને અવધિજ્ઞાનથી જાણવા યોગ્યરૂપી પદાર્થોનું સામાન્યજ્ઞાન–ઉપયોગ થાય તે. ૪. કેવલદર્શન–તે કેવળજ્ઞાની આત્માનો રૂપી અને અરૂપી પદાર્થ સંબંધી સામાન્ય ઉપયોગ તે. એક અચક્ષુર્દર્શન અનાદિ છે પણ બાકી બધા આદિવાળાં છે કોઇપણ જીવને ચાર દર્શનમાંથી એક પણ દર્શનગુણ ન્યૂનાધિકપણે પણ હોય છે. વધુમાં આ દર્શન દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી અથવા ક્ષયથી હોય છે.

છદ્મસ્થ જીવોને પહેલાં ચક્ષુ આદિનો દર્શનોપયોગ અન્તર્મુહૂર્ત્ત હોય અને ત્યારબાદ અન્તર્મુહૂર્ત્ત મતિજ્ઞાનાદિકનો જ્ઞાનોપયોગ હોય છે, એ પ્રમાણે પ્રથમ દર્શનોત્પત્તિ પછી જ્ઞાનોત્પત્તિ છે, જ્યારે કેવળી ભગવંતને પ્રથમ સમયે કેવળજ્ઞાન અને પછી બીજા સમયમાં કેવળદર્શન એમ પ્રથમજ્ઞાન અને પછી દર્શનોપયોગ, એમ એક એક સમયને અન્તરે સાદિ અનન્તકાળ સુધી ચાલુ રહે છે અને વળી મોક્ષે જતાં પ્રથમ જ્ઞાનોપયોગ હોય છે. કેવલ દર્શનને નિરાકાર ઉપયોગ પણ કહી શકાય છે. **इति दर्शनम् ।**

**૧૨ ज्ञानद्वारम्—ज्ञायते परिच्छिद्यते वस्त्वनेनेति ज्ञानम्**–જેનાવડે વસ્તુ જણાય પરિચ્છેદાય તે જ્ઞાન કહેવાય. કોઇ પણ વસ્તુમાં સામાન્યધર્મ અને વિશેષધર્મ એમ બે પ્રકારનો ધર્મ હોય છે તેમાં વસ્તુનો સામાન્યધર્મ તે દર્શન જે પ્રથમ કહેવાયું, હવે વસ્તુનો વિશેષધર્મ એટલે સામાન્ય જે ઘટ એમાં અમુક વર્ણનો અમુક સ્થાને બનાવેલો અમુક જણે બનાવેલો અમુક પદ્ધતિએ બનાવેલો એમ વસ્તુના વિશેષ ધર્મનું યથાર્થ જ્ઞાન અથવા બોધ તે અહિં જ્ઞાન [ વિશેષોપયોગ–સાકારોપયોગરૂપ ] છે, તે જ્ઞાન મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન મનઃપર્યવજ્ઞાન અને કેવલજ્ઞાન એમ પાંચ પ્રકારનું છે અને અજ્ઞાન મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન તથા વિભંગઅજ્ઞાન એમ ત્રણ પ્રકારનું છે એટલે કુલ આઠ પ્રકારનો સાકારોપયોગ છે.

એ આઠ જ્ઞાનપૈકી કોઇપણ જ્ઞાન અલ્પ કે અધિક અર્થાત્ ન્યૂનાધિકપણે દરેક જીવમાત્રને હોય છે જ પરન્તુ કોઇ પણ જીવ જ્ઞાનમાત્રા વિનાનો કોઇ પણ સ્થળે હોતો નથી, સૂક્ષ્મ નિગોદીયા જીવને શ્રુત–અક્ષરના અનંતમા ભાગની પણ જ્ઞાનમાત્રા ઉઘાડી છે, એટલી પણ માત્રાને ત્રણેલોકવર્તી કોઇપણ કર્મપુદ્ગલ આવરી શકે તેમ નથી અને જો એટલો પણ ભાગ અવરાઇ જાય તો પછી જીવ અજીવ વચ્ચે ભેદ રહેજ નહિ, એટલે જ્યાં જ્યાં જ્ઞાન ત્યાં ત્યાં જીવ અને જ્યાં જ્યાં જીવ ત્યાં ત્યાં જ્ઞાન.

૧. મતિજ્ઞાન—મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી થતું અયથાર્થ અર્થરહિત જ્ઞાન તે, એ જ્ઞાન મૂલ ૨૮ ભેદે અને ૩૪૦ ઉત્તર ભેદે છે.

૨ શ્રુતજ્ઞાન—મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી ઉત્પન્ન થતું યથાર્થ [ અર્થવાળું ] જ્ઞાન, તે મૂલ અક્ષરાદિ ચૌદ ભેદે છે અને વીશભેદે પણ છે, દરેક પ્રકારની લિપિ ભાષા આ શ્રુતજ્ઞાનના અક્ષરશ્રુત ભેદનોજ વિષય છે. વ્યંજનાક્ષર અને સંજ્ઞાક્ષર સર્વ શ્રુતગ્રન્થો શાસ્ત્રો–વાચા–શબ્દ શ્રવણાદિક સર્વ શ્રુતજ્ઞાનનો વિષય છે. અને તે બોધ શ્રવણેન્દ્રિય અને મન ઉભયથી થાય છે.

શંકા ? શ્રુતજ્ઞાન પણ શ્રવણેન્દ્રિય નિમિત્તરૂપ છે તો પછી મતિજ્ઞાનથી પૃથક્ શું કામ પાડયું ? સમાધાન–મતિજ્ઞાનનો વિષય વર્તમાન પદાર્થો માટે છે અને શ્રુતજ્ઞાનનો વિષય ત્રણેકાળના પદાર્થ જ્ઞાન માટે છે અને તેનો વિષય પણ અતિ વિસ્તૃત અને અનેક સૂક્ષ્મપદાર્થોને બતલાવનાર હોવાથી વિશુદ્ધ છે એટલુંજ નહિ પણ શ્રુતજ્ઞાનના બળથી છદ્મસ્થ પણ ' શ્રુતકેવળી ' કહેવાય છે. વળી જાણવું એ મતિજ્ઞાનનો વિષય છે એથી તે શાશ્વત છે કારણ કે કિંચિદ્ પણ જાણપણું જીવને સદા હોય છેજ અને [ ગ્રન્થાનુસારી વિશિષ્ટ ] શ્રુતજ્ઞાન જીવને સદા હોતું નથી કેમકે એ શ્રુતજ્ઞાન શબ્દજ એવો છે કે [ श्रूयते तत्ज्ञानं वा शाब्दात् ज्ञानं ] સમજણપુર્વક આપ્ત પુરૂષના ઉપદેશની અપેક્ષા બતલાવે છે. વળી મતિજ્ઞાનમાં સ્પર્શેન્દ્રિયાદિ ઇન્દ્રિય અને મન એ બેઉ કારણભૂત છે અને શ્રુતજ્ઞાન તો પદાનુસારી લબ્ધિવાળાઓની જેમ લબ્ધિથી પણ સંભવે છે. ઇત્યાદિ તફાવત છે.

૩ અવધિજ્ઞાન—મન અને ઇન્દ્રિયોના આલંબન વિના આત્મસાક્ષાત્ થતું રૂપી પદાર્થનું યથાર્થ જે જ્ઞાન તે અથવા સાક્ષાત્ નિશ્ચય અવધાનરૂપ જ્ઞાન તે.

એ જ્ઞાન છ પ્રકારે છે ૧ અનુગામી ૨ અનનુગામી ૩ વર્ધમાન ૪ હીયમાન ૫ પ્રતિપાતી ૬ અપ્રતિપાતી. ૧ અનુગામી એટલે જ્યાં જાય ત્યાં સાથે ગમન કરનારૂં, અનનુગામી એટલે જે ક્ષેત્રમાં ઉત્પન્ન થયું તેનોજ બોધ શૃંખલાબદ્ધ દીપકવત્ આપે તે. વર્ધમાન એટલે કંઇક ઉત્પન્ન થયા બાદ વધતુંજ જાય તે, અને હીયમાન–તે અપ્રશસ્ત વ્યાપારોથી ક્ષણે ક્ષણે હીન થતું જાય તે, પ્રતિપાતી એટલે લોકાકાશ ક્ષેત્ર જેટલું ઉત્પન્ન થયા બાદ પ્રમાદાદિકથી એકદમ પુનઃ પાછું પાડે તે અને અપ્રતિપાતી અલોકના એક પ્રદેશને પણ બતલાવે અને આવ્યું પાછું ન જાય પણ એમાંજ કેવળજ્ઞાન અપાવે તે.

આ જ્ઞાન–દેવ નારકને ભવપ્રત્યયિક, મનુષ્ય તિર્યંચને ક્ષાયોપશમિક છે.

૪ મનઃપર્યવજ્ઞાન—મન અને ઇન્દ્રિયોના આલંબન વિના આત્મસાક્ષાત થતું સંજ્ઞિ જીવોના મનોગત ભાવને જણાવનારૂં યથાર્થ જે જ્ઞાન તે.

એના ઋજુમતિ અને વિપુલમતિ એવા બે ભેદ છે, સામાન્ય-સરલજ્ઞાન તે ઋજુમતિનું અને વિશેષજ્ઞાન ગ્રહણ કરનારી મતિ તે વિપુલમતિ, આ જ્ઞાન મુનિવરપણામાં થાય છે.

૫ **કેવલજ્ઞાન**—તે મન-ઈન્દ્રિયના આલંબન વિના આત્મસાક્ષાત્ થતું રૂપી-અરૂપી પદાર્થનું યથાર્થ જે જ્ઞાન તે. આ કેવલજ્ઞાન એ અંતિમ સંપુર્ણ સ્થિતિનું છે. એ જ્ઞાનથી સર્વ કાળે સર્વ ક્ષેત્રે વર્તતારૂપી અરૂપી પદાર્થોના સર્વ ભાવોને એકી સાથે જુવે અને જાણે છે, આ જ્ઞાનવાળો આત્મા તદ્ભવ મોક્ષગામીજ બને છે. **इति ज्ञानद्वारम् ।**

**१२ अज्ञानद्वारम्**—અજ્ઞાન-એટલે જ્ઞાન નહિ એટલે જ્ઞાનનો અભાવ એવો અર્થ નથી લેવાનો પરન્તુ अ એટલે કુત્સિત અથવા વિપરીત જ્ઞાન તે અજ્ઞાન કહેવાય. આ અજ્ઞાન આત્મામાં દાખલ થવાથી જે વસ્તુ જેવા સ્વરૂપે હોય છે તેવા સ્વરૂપે સમજાતી નથી એથી એ વિપરીતજ્ઞાન છે એથી તે સદ્ગતિ કે મોક્ષનું કારણ થતું નથી માટે કુત્સિત-નિંદ્ય છે, તે જ્ઞાન ત્રણ પ્રકારે છે.

૧ **મતિઅજ્ઞાન**—તે મન અને ઇન્દ્રિયોના નિમિત્તથી થતું અર્થ રહિત પરંતુ અયથાર્થ [ વિપરીત ] જ્ઞાન તે.

૨ **શ્રુતઅજ્ઞાન**—નો અર્થ એજ પ્રમાણે છે ૩ **વિભંગજ્ઞાન** મિથ્યાદૃષ્ટિ જીવનું અવધિજ્ઞાન તેજ. એમાં **वि:** વિપરીત **भंग**-પ્રકારનું જ્ઞાન તે.

જેમ દ્વીપ-સમુદ્ર અસંખ્યાત છે પણ શિવરાજર્ષિ નામના ઋષિને સાત દ્વીપ-સમુદ્ર જેટલુંજ અવધિજ્ઞાન થવાથી આટલાજ દ્વીપ-સમુદ્ર છે અધિક નથી એવી શ્રદ્ધા પેદા થવાથી તેનું અવધિ વિભંગજ્ઞાન તરીકે ગણાયું અને ત્યારપછી શ્રી વીરભગવંત પાસે આવવાનો પ્રસંગ થતાં સમજાવતાં પોતાની ખોટી માન્યતા પશ્ચાત્તાપ કરવા પુર્વક દૂર થઈ એટલે અસંખ્ય દ્વીપ-સમુદ્રની શ્રદ્ધાવાળા થયા, પછી તે અવધિજ્ઞાની કહેવાયા.

તથા સત્ય અસત્યના વિવેક રાખ્યા વગર બોલનાર પુરૂષનું અસત્ય વચન અસત્ય છે કિંતુ સત્ય વચન પણ અસત્ય લેખાય તેમ મિથ્યાત્વમોહનીય કર્મના ઉદયથી વિવેક વિકલ પુરૂષનું મતિજ્ઞાનાદિ જ્ઞાન અજ્ઞાનજ લેખાય છે. **इत्यज्ञानद्वारम् ।**

**योगद्वारम्**—યોગ એટલે શું ? દોડવું કુદવું વિગેરે ક્રિયામાં-વ્યાપારમાં જે જોડે સમ્બન્ધ કરી આપે તે અથવા જીવ જે વડે દોડવા કુદવાની ક્રિયામાં જોડાય તે યોગ-વીર્ય શક્તિ ઉત્સાહ પરિસ્પન્દાદિ પર્યાયવાચક છે.

એ યોગ મન વચન કાયાના વ્યાપારથી પંદર પ્રકારનો છે એમાં મનોયોગ ચાર પ્રકારે, વચનયોગ ચાર પ્રકારે અને કાયયોગ સાત પ્રકારે છે. મનોયોગ એટલે કોઇપણ વિષયનું મનન ચિંતવન, વચનયોગ તે બોલવું અને કાયયોગ એટલે હલનચલન વિગેરે શરીર સંબંધી ક્રિયા.

૪ પ્રકારે મનોયોગ—૧ सत्य मनोयोग—જે વસ્તુ જેવા સ્વરૂપે હોય તેવાજ સ્વરૂપે વિચારવી તે, ૨ असत्य मनोयोग—વસ્તુ જે સ્વરૂપે હોય તે રીતે ન વિચારતાં વિપરીત રીતે વિચારવી તે, ૩ सत्यमृषा [ અથવા મિશ્ર ] मनोयोग વસ્તુને યથાર્થ સ્વરૂપે ન વિચારતાં કંઇક અંશે સત્ય સ્વરૂપે અને કંઇક અંશે અસત્ય સ્વરૂપે વિચારવી તે, અને ૪ असत्याऽमृषा [ અથવા व्यवहार ] मनोयोग જે વિચારને સત્ય પણ ન કહી શકાય કે અસત્ય પણ ન કહી શકાય તેવો ઉત્પન્ન થએલો વિચાર તે.

આ ચારે પ્રકારનાં મનોયોગમાં પ્રથમ યોગના દ્રષ્ટાંતમાં—જેમ સત્ અસત્ સ્વરૂપવાળો જીવ શરીર વ્યાપી છે તે સ્વકર્મ ભોક્તા છે ઇત્યાદિ કોઇ વસ્તુ કે વાતનું સ્થાપન કરતાં સ્વતઃ સંભ્રમ થાય ત્યારે સર્વજ્ઞાનુસાર ચિન્તવન કરવું તે, બીજા યોગમાં જીવ એકાન્ત છેજ નહિ, જીવ એકાંતનિત્ય અથવા એકાંત અનિત્ય છે, અકર્તા–નિર્ગુણી છે ઇત્યાદિ, ત્રીજા યોગમાં ઘણા અશોકવૃક્ષો હોય પરંતુ સાથે અન્યવૃક્ષો હોય છતાં કહે કે આ અશોકવૃક્ષ જ છે એથી અશોકવૃક્ષ સદ્ભાવ પુરતી સત્યતા અને અન્યવૃક્ષ હોવાથી તેટલી અસત્યતા, ચોથામાં મારે અમુક માણસ પાસેથી ઘોડો લેવો છે અમુક ઘટ–પટ લેવાં છે એ વિચારણા વખતે નથી સત્યતા કે નથી અસત્યતા.

૪ વચનયોગ—सत्यवचनयोग—જે વસ્તુ જે સ્વરૂપે છે તેજ સ્વરૂપે અને સ્વપરહિતનો વ્યાઘાત ન થાય તે રીતે કહેવી તે, વીતરાગ તેજ સુદેવ, પંચમહાવ્રતધારી અને મોક્ષ માર્ગોપદેશકજ સુગુરૂ, અને સંપુર્ણ અહિંસાદિક માર્ગને જ સુધર્મ કહેવો તેમજ સામાને સત્ય પણ પ્રિય લાગે તેવું કહેવું જેમ અંધને અંધ કહેવો પણ અપ્રિય ન લાગે તેમ વિવેકથી કહેવો વિગેરે. ૨ असत्यवचनयोग તે વસ્તુને વિપરીત સ્વરૂપે કહેવી તે, રાગ–દ્વેષ મોહના લક્ષણયુક્ત દેવને સુદેવ કહેવા. કોઇપણ જાતના વ્રત–નિયમ વિનાના ઉન્માર્ગ ગમનનો ઉપદેશ આપનારને સુગુરૂ અને હિંસા અસત્ય અનીતિ ચોરી વિગેરેને ધર્મ કહેવો અને અવિવેકપણે સામાને અપ્રિય વચન બોલવું ૩ सत्यासत्य [ मिश्र ] वचनयोग તે વસ્તુને કંઇક અંશેઅંશે સત્યાસત્ય સ્વરૂપે વિચારવી જેમ અન્યવૃક્ષથી સંકલિત આમ્રવનને બહુલતા દ્રષ્ટિથી અન્યવૃક્ષની વિવક્ષા કર્યા વિના આ

આશ્રવનજ છે એમ કહેવું તે ૪ **असत्याऽमृषा [ व्यवहार ] वचनयोग**—તે જે વચન સત્ય ન હોય તેમ અસત્ય પણ ન હોય એવું. જેમ બાળકનું હાલરડું ગાતાં હલલલલ બોલવું, ગીતો ગાતાં રે, લાલ–લોલ ઇત્યાદિ હે દેવ ! વિગેરે સંબોધક વચનો તથા તું આ કર ! એમ આજ્ઞા કરવી પ્રશ્ન પુછવા ઇત્યાદિ અસત્યામૃષા–વ્યવહાર વચન યોગ ૧૨ પ્રકારનો છે. વળી પશુઓની અને અસંજ્ઞી જીવોની અસ્પષ્ટ ભાષાઓ પણ આ યોગથી જ છે. માણસને બોલવાની ભાષા પણ વચન યોગની જ માફક ચાર પ્રકારે છે. એમાં પ્રથમના ત્રણે ભેદના દશ દશ પ્રકાર અને ચોથીના બાર ભેદ મળીને કુલ ૪૨ પ્રકારે બોલવાના ભાષાભેદોની વિવક્ષા તથા વર્ણન ગ્રન્થાતરથી જોવું. **इति वचनयोग:**

**૭ પ્રકારનો કાયયોગ**—**औदारिककाययोग**—ઔદારિક શરીરની ગમનાગમનાદિ ક્રિયારૂપ, આ યોગ મનુષ્ય–તિર્યંચને પર્યાપ્ત અવસ્થામાં [ મતાન્તરે શરીરપર્યાપ્તિ બાદ શેષ પર્યાપ્તિએ અપર્યાપ્તાવસ્થામાં ] હોય છે.

**૨ ઔદારિકમિશ્રકાયયોગ**—કાર્મણશરીર સાથે ઔદારિકની મિશ્રક્રિયા. આ યોગ મનુષ્ય–તિર્યંચોને ઉત્પત્તિના બીજા સમયથી ઔદારીક શરીરનો આરંભ કરે તે પુર્ણ શરીર ન થાય [ મતાન્તરે શરીર પર્યાપ્તિ પૂર્ણ ન થાય ] ત્યાં સુધી અપર્યાપ્તાવસ્થામાં અને કેવલી સમુદ્ઘાતમાં ૨–૬–૭ મા સમયે હોય છે. આ યોગ કાર્મણ–વૈક્રિય અને આહારક દેહ સાથે હોય છે.

**૩ વૈક્રિયકાયયોગ**—વૈક્રિય શરીરની ગમનાગમનાદિક ક્રિયાઓ, આ યોગ દેવ–નારકને પર્યાપ્તાવસ્થામાં [ અથવા મતાન્તરે શરીર ૫૦ સમાપ્ત થયા બાદની પર્યાપ્તવસ્થામાં ] હોય છે. તથા લબ્ધિવંત મનુષ્ય તિર્યંચોને પર્યાપ્ત બા૦ વાયુકાયને પણ વૈક્રિય શરીર રચતી વખતે વૈક્રિય શરીર સંબંધી સર્વ પર્યાપ્તિઓ સમાપ્ત થયા બાદ પર્યાપ્તાવસ્થામાં [ મતાન્તરે શરીર ૫૦ બાદ અપર્યાપ્તાવસ્થામાં ] વૈક્રિયયોગ હોય છે.

**૪ વૈક્રિયમિશ્રકાયયોગ**—કાર્મણ દેહ સાથે તેમજ ઔદારિક સાથે વૈક્રિય શરીરની મિશ્ર ક્રિયા. ઉત્પત્તિના દ્વિતીય સમયથી લઈને અપર્યાપ્તાવસ્થામાં દેવ–નારકોને આ યોગ હોય છે અને લબ્ધિવંત તિર્યંચ મનુષ્યને પણ વૈક્રિય શરીર સંબંધી અપર્યાપ્તાવસ્થામાં એટલે ઉત્તરવૈક્રિય રચતાં પ્રારંભમાં આ વૈક્રિય સાથે મિશ્રપણું હોય, વળી તે શરીરના પુનઃ સંહરણ સમયે પણ અન્તર્મુહૂર્ત યાવત આ યોગ હોય છે.

**૫ આહારકકાયયોગ**—આહારક શરીરની શ્રી કેવલી ભગવંત પાસે ગમ-

નાગમન ક્રિયા તે, આ યોગ ચૌદ પૂર્વધર મુનિ આહારક શરીર રચે ત્યારે આહારકશરીર સંબંધી અપર્યાપ્તાવસ્થામાં હોય છે.

૬ **આહારકમિશ્રકાયયોગ**—ઔદારિક શરીરની સાથે આહારક શરીરની મિશ્રક્રિયા. આ યોગ આહારક શરીરની રચનાના પ્રારંભમાં [ આહા૦શરીરની અપર્યાપ્તાવસ્થામાં ] અને પુન: આહારક શરીરના સંહરણ સમયે પણ હોય છે.

૭ **તૈજસકાર્મણકાયયોગ**—તૈજસ શરીર કાર્મણ શરીરની ક્રિયા તે, આ યોગ શરીરની બન્ને શરીરના નિરન્તરના સહચારીપણાથી ભેગોજ કહ્યો છે. આ યોગમાં વળી તૈજસ શરીરની ગૌણતા અને કાર્મણ શરીરની પ્રધાનતા–મુખ્યતા હોવાથી **कार्मणकाययोग** કહીએ તો પણ દોષ નથી. આ યોગ પરભવે જતા જીવને વક્રગતિમાં અને કેવલી સમુદ્ઘાતના ૩–૪–૫ એ ત્રણ સમયે હોય છે. આ [૪૭]કર્મગ્રન્થના મતે વ્યાખ્યા સમજવી. **इति योगद्वारम् ।**

**૧૫ उपयोगद्वारम्—उपयोजनं वस्तुपरिच्छेदं प्रति व्यापार्यतेऽसाविति अनेनेति वा उपयोगो जीवस्वतत्त्वभूतो बोधः**—એટલે વસ્તુસ્વરૂપના જાણપણામાં જે ઉપયોગી થાય અથવા જેનાવડે વસ્તુસ્વરૂપ જણાય, અને જે જીવના સ્વ-લક્ષણભૂત હોય તેનું નામ ઉપયોગ.

તે ઉપયોગ ૫ જ્ઞાન ૩ અજ્ઞાન અને ૪ દર્શન એમ બાર પ્રકારે છે, તેમાં પણ ૮ જ્ઞાન તે સાકારોપયોગ અને ૪ દર્શન તે નિરાકારોપયોગ છે. એ બારે ઉપયોગનું વર્ણન પૂર્વે કહેલા જ્ઞાન–દર્શન દ્વારવત્ સમજવું. આ ઉપ-યોગ એ જીવનું લક્ષણ છે.

**૧૬ उपपातद्वारम्**—ઉપપાત એટલે ઉપજવું–ઉત્પન્ન થવું અર્થાત્ કયા સ્થાનમાં એક સમયમાં કેટલા જીવ ઉપજે–જન્મે તે ઉપપાત સંખ્યારૂપ છે અને અધ્યાહારથી કેટલા કાળ સુધી કોઈ પણ જીવ [ વિવક્ષિત સ્થલાશ્રયી ] આવી ઉત્પન્ન ન થાય તો ક્યાં સુધી ન થાય તે ઉપપાતવિરહ એમ ઉપપાત સંખ્યા અને ઉપપાતવિરહ એમ બે પ્રકારે આ દ્વાર છે.

**૧૭ च्यवनद्वारम्**—કયા સ્થાનથી એક સમયમાં કેટલા જીવ ચ્યવે–મરણ પામે તે ચ્યવન સંખ્યાનો નિયમ કહેવો તે ચ્યવનદ્વાર અને ઉપલક્ષણથી એક જીવ ચ્યવ્યા પછી બીજો જીવ ચ્યવે નહીં તો ક્યાં સુધી ન ચ્યવે તેનો નિયમ કહેવો તે ચ્યવનવિરહ. આ બન્ને દ્વારો જઘન્યોત્કૃષ્ટથી કહેલ છે.

---

૪૭ સિદ્ધાન્તનો મત મિશ્રયોગાદિકની બાબતમાં જુદો પડે છે. તે ગ્રન્થાન્તરથી સમજવો.

**૧૮ स्थितिद्वारम्**—સ્થિતિ=આયુષ્ય તે ક્યા જીવનું કેટલું હોય તે આયુષ્યકાળનો નિયમ જઘન્ય અને ઉત્કૃષ્ટથી કહેવો તે. તેમાં જઘન્ય આયુષ્ય કહેવું તે **जघन्यस्थिति** અને ઉત્કૃષ્ટ કહેવું તે **उत्कृष्टस्थिति.**

**૧૯ पर्याप्तिद्वारम्**—તે આહાર પર્યાપ્તિ, શરીર ૫૦, ઇન્દ્રિય ૫૦, શ્વાસોશ્વાસ ૫૦, ભાષા ૫૦, મનઃ ૫૦, એ છ પર્યા૦ છે, તેનું સવિસ્તર વિવરણ ગાથા ૩૩૮–૩૩૯ ના અર્થમાં કહ્યું છે.

**૨૦ किमाहारद्वारम्**—કિમાહાર શબ્દમાં **किम्**–એટલે કઈ દિશાનો અથવા કેટલી દિશિનો [ કેટલીદિશિથી વા ] **आहार** એટલે આહાર પુદ્ગલગ્રહણ તે સંબંધી નિયમ દર્શાવવો તે કિમાહારદ્વાર કહેવાય છે, એનું દ્વિતીય નામ **दिगाहार-आहारदिग्** [ કઈ વા કેટલી દિશિથી આહાર ગ્રહણ હોય તે ] પણ છે. એ કિમાહાર ત્રણ દિશિનો (૧) ચાર દિશિનો (૨) પાંચદિશિનો (૩) અને છ દિશિનો (૪) એમ ચાર પ્રકારે છે. એમાં બે દિશિનો અને એક દિશિનો એવા બે ભેદ હોતાજ નથી કારણ કે એક અને બે દિશિથી પુદ્ગલ ગ્રહણ હોતું નથી, પરન્તુ ન્યૂનમાં ન્યૂન ત્રણ દિશિથી પુદ્ગલગ્રહણ હોય છે, તેમાં હવે ચાર પ્રકારે આહારગ્રહણ આ પ્રમાણે—

લોકાકાશની ચારે બાજુ પર્યન્ત ભાગ [ અંતિમ સપાટી ] છોડીને અંદરના ભાગમાં રહેલ સર્વ સંસારી જીવો ૪ દિશિથી અને ઊર્ધ્વ અને અધઃ [૪ દિશા–૧ ઉર્ધ્વદિશિ ૧ અધોદિશા] એમ છ દિશિમાંથી આહાર પુદ્ગલ ગ્રહણ કરે છે, જેમ ઉકળતા ઘીની કઢાઇમાં ઘીના અંદરના ભાગમાં રહેલો પુડલો કે પુરી એ દ્રવ્યો ઘી ને ઉપરથી અને નીચેથી અને ચારે દિશાથી ગ્રહણ કરે છે. અથવા જળથી ભરેલા ભાજનમાં અંદર નાંખેલો વાદળીનો કટકો પાણીને છએ દિશામાંથી ચુસે છે તેમ લોકાકાશના પર્યન્તભાગો છોડીને લોકની અંદર વર્તતો જીવ પણ છએ દિશિથી આહાર ગ્રહણ કરી શકે તે યોગ્ય જ છે. આ છએ દિશિનું આહારગ્રહણ સર્વત્ર ત્રસજીવોને તો હોય છે જ અને ઘણા સ્થાવર જીવોને પણ હોય છે.

તે પ્રમાણે લોકાકાશમાં સર્વથી ઉપર અને સર્વથી નીચેના છેલ્લા ભાગમાં છેલ્લા પરિધિના સ્થાને જ્યાં આગળ લોકાકાશની ધાર અને ખૂણો પડે છે, ત્યાં અધો કે ઊર્ધ્વલોકના નિષ્કૂટની વિદિશાને અનુસરીને ખુણામાં રહેલા જીવને ૩ દિશિથી આહાર ગ્રહણ હોય છે. કારણ કે તે સ્થાને ૧–અલોક તરફથી પડખેની દિશાનો, ૨–વિદિશની સન્મુખ દિશાનો અને અધઃસ્થાને રહેલા જીવને નીચેની દિશાનો ઉપર રહેલો હોય તો તેને ઉપરની દિશાનો એ ત્રણે દિશાનો આહાર

उपरना प्रथम चित्रमां बे कोठीओ छे. ते प्रत्येक प्रतररूप समजवी, अग्निखूणामां रहेलुं छेल्लुं वर्तुल ते अग्निखूणामां [ अन्तिमप्रतरे ] निष्कूटवर्ति जीव छे, त्यांथी खसीने रहेलुं बीजुं वर्तुल ते पश्चिम दिशाने अनुसरी रहेल जीवनुं, अने तेथी उपान्त्य प्रतरमां रहेल वर्तुल ते पण जीवसूचक छे. तेओने अनुक्रमे अधःपूर्व अने दक्षिण दिशानो व्याघात, अधः अने दक्षिण दिशानो तथा दक्षिणनो व्याघात छे.

## ॥ किमाहारद्वारे–आहारव्याघात चित्रम् ॥

[ पृष्ठ ६६२ क. ]

वायव्य

उत्तर

ईशान

पश्चिम

पूर्व

नैऋत्य

दक्षिण

अग्नि

प.

पू.

आ चित्र गोल प्रतराश्रयी आप्युं छे.

अधो

द.

પ્રાપ્ત થતો નથી, કારણ કે એ ત્રણે દિશાઓમાં અલોકાકાશ આવેલો હોય છે અને અલોકાકાશમાં પુદ્ગલદ્રવ્ય જ નથી. આ ત્રિદિશિ આહાર પાંચ સૂક્ષ્મ એકેન્દ્રિય તથા બાદરવાયુકાયજીવોને હોય છે.

તે પ્રમાણે પૂર્વોક્ત ૪ દિશિઓમાંની કોઈપણ એકદિશિથી અંદર પાછળ હઠીને [ એટલે તે દિશિના પર્યન્તભાગને સ્પર્શ્યા વિના ] રહ્યા હોય તો તેવા જીવને ૪ દિશિનો આહાર હોય, જેમ એક એકેન્દ્રિય જીવ છેક અધોલોકમાં અંતિમ સપાટીથી અર્વાક્ પશ્ચિમદિશાને અનુસરીને રહ્યો હોય તો પછી એને પૂર્વદિશામાં વ્યાઘાત [ અલોકાકાશથી આહાર દ્રવ્યોની સ્ખલના ] ન થાય, પૂર્વદિશામાં વ્યાઘાત ન થવાથી ફક્ત અધો અને દક્ષિણદિશા બેનો જ વ્યાઘાત થયો ત્યારે શેષ ચારે દિશાથી આહાર મલે છે.

એજ પ્રમાણે બે દિશિથી પાછળ જીવ હઠીને રહ્યો હોય તો ૫ દિશિનો આહાર હોય છે. તે જ્યારે એકેન્દ્રિય જીવ બીજા ત્રીજા પ્રસ્તરમાં ઉર્ધ્વ કે પશ્ચિમ દિશાવર્તી હોય ત્યારે અને ત્રણે દિશિથી અંદર રહેલો હોય તો પ્રથમ કહ્યા પ્રમાણે છએ દિશિનો આહાર હોય છે.

એ ૩-૪-૫ દિશિથી આહાર લોકના પર્યન્ત ભાગવર્તી રહેલા એકેન્દ્રિય જીવોને હોય છે. પુનઃ દાખલા તરીકે—કોઈ સૂક્ષ્મ એકેન્દ્રિય જીવ [બા૦વાયુ] સર્વથા લોકની નીચે અને અંતિમ પરિધિ પાસેના ખુણામાં અગ્નિકોણને સ્પર્શીને રહ્યો હોય તો એક પડખાવર્તી પૂર્વદિશામાં, બીજે પડખે સન્મુખ રહેલી દક્ષિણ દિશામાં અને નીચેની અધોદિશામાં એ ત્રણ દિશિમાં અલોક હોવાથી ત્રણ દિશાનો આહાર મળતો ન હોવાથી શેષ [ પશ્ચિમ, ઉત્તર અને ઊર્ધ્વ એ ] ત્રણ દિશિથી આહાર ગ્રહણ કરે.

તથા એજ જીવ તે સ્થાનમાંથી સ્હેજ પણ પશ્ચિમદિશા તરફ અંદરભાગે [ પાછળ હઠીને ] રહે તો પૂર્વદિશા ખુલ્લી થવાથી પૂર્વદિશાનો આહાર મળતાં ૪ દિશાના આહારવાળો થાય. કારણ કે એને બે દિશાનો વ્યાઘાત છે.

પુનઃ લોકની સર્વથા નીચે રહેલો એજ જીવ જો પ્રથમ પ્રતરથી [ એક આકાશપ્રદેશ જેટલો પણ ] ઉંચો ખસી બીજા ત્રીજા પ્રતરમાં આવે તો તે વખતે અધોદિશિ ખુલ્લી થવાથી અધોદિશિનો પણ આહાર મળતાં ૫ દિશિનો આહારવાળો થાય.

પુનઃ એજ જીવ જરાક ઉત્તર તરફ ખસી જાય તો દક્ષિણદિશા ખુલ્લી થતાં છ દિશિનો આહાર પણ મળી રહે.

એ પ્રમાણે યથાસંભવ સર્વ ભાગમાં વિચારવું પરન્તુ ૩-૪-૫ દિશિના આહાર નિર્ણયમાં કોઈપણ સ્થાને લોકનો પર્યન્ત ભાગ જ અવશ્ય ધ્યાનમાં રાખવો. इति किमाहारम् ।

**૨૧ संज्ञाद्वारम्**—પૂર્વે ચોથા દ્વારમાં કહેવા યોગ્ય જે આહાર-ભય-મૈથુનાદિ ૪-૧૦ વિગેરે સંજ્ઞાઓ છે તેથી આ ૨૧ મા દ્વારમાં કહેવાતી ત્રણ સંજ્ઞાઓ જૂદી છે. શાસ્ત્રમાં જે 'સંજ્ઞી'પણું કહેવાય છે તે આ સંજ્ઞા આશ્રયી છે, પરંતુ આહાર ભયાદિક સંજ્ઞાઓથી નહિં, કારણ કે તે ઓઘસંજ્ઞા છે વળી તીવ્ર મોહોદયથી અશોભન અવ્યક્ત છે.

**૧ હેતુવાદોપદેશિકી સંજ્ઞા**—**हेतुवाद**=નિમિત્તકારણ [ તે ઇષ્ટ પ્રાપ્તિ અને અનિષ્ટના ત્યાગરૂપ ]નું **उपदेश**=કથન છે જેમાં તે હેતુવાદોપદેશિકી **सम्** એટલે સમ્યક્ **ज्ञा**=જ્ઞાન તે **संज्ञा**.

આ સંજ્ઞામાં વર્તમાનકાળના વિષયનું જ ચિન્તવન ઉપયોગ વિચાર હોય છે. આ સંજ્ઞાવાળા જીવો વર્તમાનસમયમાં પ્રાપ્ત થએલા દુ:ખની નિવૃત્તિનો અને એથી સુખની પ્રવૃત્તિનો માર્ગ શોધે છે અને તે માર્ગ વગરવિચાર્યે તુર્ત અંગીકાર કરે છે પછી ભલે ભૂતકાળમાં એ માર્ગ સ્વીકારથી દુ:ખ થયું હોય અથવા ભવિષ્યમાં થવાનું હોય તો પણ તે અનુભવનો ખ્યાલ તેને ક્યાંથી જ હોય ? કારણ કે જે સ્થાને એ જીવોને અગ્નિ, તાપ કે અન્ય કોઈનો ઉપદ્રવ લાગતાં ત્યાંથી તો તે ખસી જાય છે પણ ખસીને જ્યાં જાય છે તે સ્થાન નિરૂપદ્રવ છે કે નહિ અથવા પૂર્વે અગ્નિ-તાપાદિકથી એ સ્થાન રહિત હતું કે નહિ અથવા ભવિષ્યમાં પુન: નિરૂપદ્રવ રહેશે કે કેમ ? વિગેરે આગળ પાછળનો વિચાર આવતો નથી પરન્તુ માત્ર વર્તમાન સમયના સુખના જ ખ્યાલવાળા હોય છે, એથી તેઓને તથાવિધ વિચારશક્તિવાળું મનોવિજ્ઞાન ન હોવાથી અસંજ્ઞી છે. એકેન્દ્રિય દ્વીન્દ્રિય ત્રીન્દ્રિય ચઉરિન્દ્રિય પંચેન્દ્રિયને હેતુવાદોપદેશિકી સંજ્ઞાવાળા કહ્યા છે.

**૨ દીર્ઘકાલિકી સંજ્ઞા**—**दीर्घकाल**—લાંબાકાળ તે ભૂત અને ભવિષ્યના મનોવિજ્ઞાન-વિચાર શક્તિવાળી તે દીર્ઘકાલિકી સંજ્ઞા. આ સંજ્ઞાવાળા જીવોને ભૂતકાળમાં શું બન્યું હશે ! અને અમુક કાર્યનું શું પરિણામ આવ્યું હશે ! તથા હવે એનું શું પરિણામ આવે ? માટે હવે ભવિષ્યમાં અમુક કાર્યનું શું કરવું કે જેથી નિરાબાધપણું રહે એમ દીર્ઘકાલના સંયોગોના વિચાર પૂર્વક કાર્યની પ્રવૃત્તિ આ સંજ્ઞાબળથી થાય છે તેથી આનું બીજું નામ સંપ્રધારણ સંજ્ઞા પણ છે.

## लोकाकाशनो सर्वत्र वृत्त आकार.

[ पृष्ठ ६६२, ज. ]

[વૃત્તાકારે અસંખ્ય આકાશપ્રતરો.]

પર્યંતે નિષ્કૂટ આકાર પણ આવ્યો છે.

આનંદ પ્રેસ-ભાવનગર.

આ સંજ્ઞા મનોવિજ્ઞાનવાળા અને મનઃપર્યાપ્તિવાળા સર્વ સંજ્ઞી જીવોને હોય છે. શાસ્ત્રમાં જીવોના સંજ્ઞી અને અસંજ્ઞી ભેદો વારંવાર જે આવે છે તે આ દીર્ઘકાલિકી સંજ્ઞા આશ્રયી જ થયા છે એટલે આ દીર્ઘકાલિકી સંજ્ઞા-વાળા જીવો તેજ સંજ્ઞી અને તે રહિત જીવો તે અસંજ્ઞી સમજવા.

૩ **દષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા**—સમકિતવંત આત્માનો જૈન દર્શનને અનુકૂલ જે બોધ કિંવા વિચાર અથવા સંજ્ઞા તે દષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા. એટલેકે વિશિષ્ટ શ્રુતજ્ઞાનના ક્ષયોપશમ સંપન્ન સમ્યક્ત્વવાળી સંજ્ઞા તે. અર્થાત્ જે જીવ સમ્યગ્દષ્ટિ હોય વિશિષ્ટ શ્રુતજ્ઞાનના ક્ષયોપશમવાળો હોય અને સાથે યથાશક્તિ હેયોપાદેય [ હેય–ત્યાગ કરવા યોગ્યનો–અકલ્યાણ–આચરણનો ત્યાગ અને ઉપાદેય ઉપાર્જન કરવા યોગ્ય કલ્યાણમાર્ગનું આરાધન ] ની પ્રવૃત્તિવાળો હોય તેવા છદ્મસ્થજીવોને એ સંજ્ઞા હોય છે અને પુનઃ તે મુખ્યત્વે કેટલાક પુણ્યશાલી મનુષ્યને હોય છે. **इति संज्ञाद्वारम्**

એ ત્રણ સંજ્ઞાઓનો મુખ્ય વિષય ઇષ્ટમાં પ્રવૃત્તિ અને અનિષ્ટમાં અપ્રવૃત્તિ–ત્યાગ છે અને તે અનુક્રમે ક્રમશઃ અધિક અધિક દરજ્જાનો છે. કારણ કે પ્રથમ સંજ્ઞા વર્તમાન વિષયિકી, બીજી ત્રિકાલવિષયિકી અને હેયોપાદેયના ત્યાગરૂપ ત્રીજી મોક્ષમાર્ગાભિમુખી છે જેથી શ્રેષ્ઠ સંજ્ઞા ત્રીજીજ છે. **इति संज्ञाद्वारम्।**

**૨૨ गतिद्वारम्**—ક્યાંથી મરીને જીવ કયા સ્થાનમાં જઇ ઉપજે ? તે પરભવ ગમનરૂપ છે.

**૨૩ आगतिद्वारम्**—ક્યાંથી નીકળેલો જીવ [ વિવક્ષિત ] કયા કયા સ્થાનમાં આવી ઉપજે ? તેનું નિયમન તે આગતિ, અહીંઆ કેટલેક સ્થળે ગતિ આગતિનો અર્થ વિવક્ષિત ગતિ આશ્રયી ઉપરથી વિપરીત કહેલો હોય છે.

**૨૪ वेदद्वारम्**—વેદ એટલે [ વિષયક્રીડા સંબંધી ] અભિલાષ, તે ત્રણ પ્રકારનો છે : ૧ સ્રીવેદ, ૨ પુરૂષવેદ, ૩ નપુંસકવેદ. સ્રીવેદમાં પુરૂષ પ્રત્યે વિષયક્રીડાભિલાષ, પુરૂષવેદમાં સ્રી પ્રત્યે વિષયાભિલાષ, નપુંસકવેદમાં સ્રી–પુરૂષ ઉભય તરફ વિષયાભિલાષ.

એ ત્રણે વેદમાં પુરૂષવેદ ઘાસના અગ્નિ સરખો શીઘ્ર બુઝાય તેવો, સ્રીવેદ છાણાના અગ્નિ સરખો વિલંબે બુઝાય તેવો અને નપુંસકવેદ નગરદાહ સરખો તે શાન્ત થવોજ અશક્ય હોય છે અને ઘણો ઉગ્ર સ્વરૂપી હોય છે.

અહિં જે જીવોને જે વેદ હોય છે તે જીવને તે લિંગ-બાહ્ય નિશાનીરૂપે પણ હોય છે. એટલે સાત ધાતુઓમાં જેને શુક્ર-વીર્ય ધાતુ હોય, શરીરની કર્કશતા, દ્રઢતા, પરાક્રમ, પુરૂષચિન્હ, કાર્યમાં અક્ષોભપણું, ગંભીરપણું હોય, દાઢી હોય છાતી-પગ આદિ સ્થળોમાં વાળ હોય ઇત્યાદિ અનેક બાહ્યલિંગ-લક્ષણ હોય તે પુરૂષલિંગ કહેવાય.

તથા યોનિ, સાતધાતુમાં એક શુક્રને સ્થાને રૂધિર હોય શરીરની કોમળતા મૂર્ખતા, સ્તન, ચંચળતા, અવિચારીપણું, કાયરપણું, અધીરતા ઇત્યાદિ લક્ષણો હોય તે સ્ત્રીલિંગ ચિન્હ કહેવાય.

તથા પુરૂષપણાનાં કેટલાક લક્ષણ હોય અને કેટલાંક ન હોય તથા સ્ત્રીપણાનાં કેટલાંક લક્ષણ હોય અને કેટલાંક ન હોય અથવા બેનાં મિશ્ર લક્ષણો હોય જેમકે યોનિ-સ્તન હોય અને તેને મૂછ પણ હોય ઇત્યાદિ લક્ષણવાળી સ્ત્રીઓ સ્ત્રી-નપુંસક કહેવાય.

હવે પુરૂષચિન્હ દાઢી અને મૂછ હોય છતાં સ્ત્રીના જેવો બાયલો સ્વભાવ હોય. કેડે હાથ દઇ લટકાથી બોલે ચાલે, હાથનાં લહેકાં કરે ઇત્યાદિ સ્ત્રીને યોગ્ય ઘણા આચરણો જોવાતાં હોય તેને પુરૂષ નપુંસક જાણવો. એ પ્રમાણે ત્રણ પ્રકારનાં વેદ અને અને ત્રણ પ્રકારનાં લિંગની હકીકત સમજવી. इतिवेदद्वारम्.

૨૪ દ્વારમાં આ સંગ્રહણી ગ્રન્થમાં ચારે ગતિના જીવાશ્રયી ૧૨ દ્વારો રીતસર કહેવામાં આવ્યા છે, સાથે ઘટાવવામાં પણ આવ્યાં છે. શેષ ૧-૬-૯-૧૦ ૧૧-૧૨-૧૩-૧૪-૧૫-૧૬-૨૦-૨૧ એ ૧૨ દ્વારો ઘટાવવામાં આવ્યા નથી. એ પ્રમાણે અહીંઆ સંગ્રહણીનાં ૩૪ દ્વારો પૂર્ણ થાય છે. [ ૩૪૪-૩૪૫ ]

इति चतुर्विंशति दंडक द्वाराणि समाप्तानि ॥

अवतरण;—અહિં ગ્રન્થકાર ગ્રન્થ સમાપ્તિથી હર્ષમાં આવ્યા થકા પ્રાસંગિક પ્રભાતમાં ઉઠીને ભાવવાની ભાવનાઓ કહે છે.

**तिरिआ मणुआ काया, तहाऽग्गबीआ चउक्कगा चउरो ।**
**देवा नेरइया वा, अट्ठारस भावरासीओ ॥ ३४६ ॥**

શબ્દાર્થ:—સુગમ છે.

સંસ્કૃત છાયા:—

तिर्यञ्चो मनुष्याः कायास्तथाऽग्रबीजा श्चतुष्ककाश्चत्वारः ।
देवा नैरयिका वा अष्टादश भावराशयः ॥ ३४६ ॥

ગાથાર્થઃ—વિશેષાર્થવત્ ॥ ૩૪૬ ॥

વિશેષાર્થઃ—તિરિઆ તિર્યંચ તે બેઇન્દ્રિય-તેઇન્દ્રિય ચઉરીન્દ્રિય અને પંચે-ન્દ્રિય એ ચતુષ્ક, મણુઆ-મનુષ્ય તે ચાર પ્રકારે કર્મભૂમિ; અકર્મભૂમિ; અંતરદ્વીપ તથા સમૂર્છિમમનુષ્ય. કાયા તે ચાર પ્રકારે પૃથ્વીકાય અપકાય તેઉકાય વાયુકાય, અગ્ગબીઆ-અગ્રબીજાદિ તે મૂલબીજ-સ્કંધબીજ અગ્રબીજ અને પર્વબીજ, એ પ્રમાણે ૪×૪=૧૬ અને દેવ અને નારક મળી કુલ અઢાર ભાવરાશિ અથવા ભાવદિશા છે.

પ્રભાતમાં ઉઠીને આત્મા સાથે આ ભાવનાઓ વિચારવાની છે. એટલે હું તિર્યંચમાંથી આવ્યો છું. ત્યાંથી જ આવ્યો હોઉં તો શું બેઇન્દ્રિયાદિયોનિથી આવ્યો કે બીજા સ્થળેથી ? એવી પ્રત્યેક ગતિ આશ્રયી અઢાર ભેદે ભાવનાઓ ભાવવાની છે, તે સ્પષ્ટ છે. [ ૩૪૬ ]

અવતરણ;—હવે કેટલી આવલિકાઓ મલીને એક મુહૂર્ત થાય ? તે કહે છે.

**एगा कोडी सतसट्ठी, लक्खासत्तहुत्तरी सहस्सा य ।**
**दो य सया सोलहिआ, आवलिया इगमुहुत्तंमि ॥ ३४७ ॥**

શબ્દાર્થઃ—સુગમ છે.

સંસ્કૃત છાયાઃ—

**एका कोटिः सप्तषष्टिलक्षाणि सप्तसप्ततिसहस्राणि च ।**
**द्वे च शते षोडशाधिके आवलिका एकस्मिन् मुहूर्ते ॥ ३४७ ॥**

ગાથાર્થઃ—એક ક્રોડ સડસઠલાખ સિત્યોત્તેર હજાર બસોને સોળ [ ૧૬૭૭૭૨૧૬ ] આવલિકાઓ એકમુહૂર્ત્તમાં થાય છે. ॥ ૩૪૭ ॥

વિશેષાર્થઃ—અસંખ્ય સમયો [ ચોથા જઘન્ય [૪૬]યુક્ત અસંખ્યાતની સંખ્યા જેટલા ] ભેગા થાય ત્યારે એક આવલિકા થાય છે. જ્યારે ૧ મુહૂર્ત્તની ૧૬૭૭૭૨૧૬ આવલિકા થાય છે.

ગ્રન્થકારને આ ગાથાઓ અહીં આપવાનું શું પ્રયોજન હશે ? તે સ્પષ્ટ સમજી

૪૬. સંખ્ય-અસંખ્ય અને અનંતાનું સ્વરૂપ ગ્રન્થપ્રમાણ વધી જવાથી તૈયાર છતાં પણ આપ્યું નથી.

શકાતું નથી, પણ કદાચ જીવના જન્મમરણોની કેવી વિચિત્રતા છે એનો ખ્યાલ આપી આત્માને જાગ્રત કરવાનો અંતિમ ઉદ્દેશ હોય તો તે બનવાજોગ પણ છે. [૩૪૭]

अवतरणः—હવે એક મુહૂર્ત્તમાં ક્ષુલ્લકભવ સંખ્યા કેટલી તે કહે છે. ?

**पणसट्ठि सहस पणसय, छत्तीसा इग मुहुत्त खुड्डभवा ।**
**दोय सया छप्पन्ना, आवलिआ एगखुड्डभवे ॥ ३४८ ॥**

શબ્દાર્થઃ—

| | |
|---|---|
| पणसट्ठि=પાંસઠ | खुड्डभवा=ક્ષુલ્લકભવો |

સંસ્કૃત છાયાઃ—

**पञ्चषष्टिसहस्राणि पञ्चशतानि षट्त्रिंशत् एकमुहूर्त्ते क्षुद्र( क्षुल्लक )भवाः ।**
**द्वे शते षट्पञ्चाशत् आवलिका एकक्षुद्रभवे ॥ ३४८ ॥**

गाथार्थ—એક મુહૂર્ત્તમાં આત્મા તથાવિધ નિગોદાદિક સ્થળમાં રહ્યો-થકો ૬૫૫૩૬ ક્ષુલ્લક ભવો કરે છે, અને તેથી તે એક ક્ષુલ્લકભવમાં ૨૫૬ આવલિકાનો કાળ થાય છે.

विशेषार्थः—આ જે ભવો કહ્યા તે ઘણા જ સૂક્ષ્મભવો છે, જન્મે અને મરે, જન્મે મરે—એવા ટુંકા ભવોમાં નાનામાં નાનો ભવ ૨૫૬ આવલિકાના કાળ જેટલો તો હોય જ, તેથી ઓછી આવલિકાએ એકે ભવ ન હોય, એથી જ તે ક્ષુલ્લકભવ તરીકે ઓળખાય છે.

હવે ૨૫૬ આવલિકાએ એક ભવ તો ૧૬૭૭૭૨૧૬ આવલિકાના કેટલા ભવ ? તો ૬૫૫૩૬ ક્ષુલ્લકભવો આવી રહેશે. [ ૩૪૮ ]

## ॥ पांच शरीरोने विषे अनेक विषय स्थापना प्रदर्शक यन्त्र ॥

| घटाववानां द्वारो | औदारिक शरीर | वैक्रिय शरीर | आहारक शरीर | तैजस शरीर | कार्मण शरीर |
|---|---|---|---|---|---|
| ૧ કારણકૃત વિશેષ | સ્થૂલ પુદ્ગલોનું | ઔદારિકથી સૂક્ષ્મ | વૈક્રિયથી સૂક્ષ્મ | આહા૦થી સૂક્ષ્મ | તૈ૦ થી સૂક્ષ્મ |
| ૨ પ્રદેશસંખ્યાકૃતવિશેષ | અતિ અલ્પ | ઔ૦થી અસંખ્યગુણ | વૈ૦ થી અસંખ્યગુણ | આહા૦થી અનંતગુણ | તૈ૦ થી અનંતગુણ |
| ૩ સ્વામિકૃત વિશેષ | સર્વ તિર્યંચ મનુષ્ય | દેવ-નારક ગ૦ તિર્નિર-બા૦ ૫૦ વાયુકાય | પૂર્વધર કોઇકને | સર્વ સંસારી જીવને | સર્વ સંસારી જીવને |
| ૪ વિષયકૃત વિશેષ | ઉર્ધ્વ પંડુકવન તિર્યક રૂચકદ્વીપના રૂચકપર્વતે | અસંખ્યદ્વીપ-સમુદ્ર | મહાવિદેહ સુધી | લોકાન્ત [ તે પરભવ જતાં ] | લોકાન્ત અને [ વિ-ગ્રહગતિમાં ] |
| ૫ પ્રયોજનકૃત વિશેષ | ધર્માધર્મ-મોક્ષપ્રાપ્તિ | એકાનેક-સ્થૂલબાદર સંઘસહાયાદિક નિમિત્તક | સૂક્ષ્મસંશય છેદવા વા-જિનઋદ્ધિ દર્શનાદિ | શ્રાપ-વરદાન-તેજો-લેશ્યા અન્ન પાચનાદિ | અન્યભવમાં ગતિમાન |
| ૬ પ્રમાણકૃત ભેદ | સાધિક ૧૦૦૦ યોજન | સાધિક ૧૦૦૦ યોજન | ૧ મુંડાહાથ | સંપૂર્ણ લોકાકાશ | સંપૂર્ણ લોકાકાશ |
| ૭ અવગાહનાકૃત ભેદ | આહા૦થી સંખ્યગુણ પ્રદેશમાં | ઔદા૦થી સંખ્ય ગુણ આકાશ પ્રદેશોમાં | અસંખ્ય આકાશ પ્ર-દેશોમાં | વૈક્રિયથી અસંખ્ય ગુણ પ્રદેશોમાં | તૈજસ તુલ્યપ્રદેશ |
| ૮ સ્થિતિકૃત ભેદ | જઘ૦ અન્તમુ૦ ઉ૦ ૩ પલ્યોપમ | જ૦ ૧૦૦૦૦ વર્ષ ઉ૦ ૩૩ સા૦ ઉ૦ વૈ૦ ૪. અન્ત મુ૦ ઉ૦ અર્ધ માસ | જઘન્ય અન્તમુહૂર્ત ઉત્કૃષ્ટ અન્તમુહૂર્ત | ભવ્યને-અનાદિ સાન્ત અભવ્યને-અનાદિ અન્તર | તૈજસ વ્યાખ્યામુજબ |
| ૯ અલ્પબહુત્વ ભેદ | વૈ૦થી અસંખ્યગુણ | અસંખ્ય | ૯૦૦૦ [ ઉ૦ કાળે ] | અનંત | અનંત |
| ૧૦ અન્તર-એક જીવા-શ્રયી | સાધિક ૩૩ સાગરોપમ | આવલિકાના અસંખ્ય ભાગ પુદ્ગલ પરાવર્ત | અર્ધપુદ્ગલ પરાવર્ત | અન્તર નથી | અન્તર નથી |
| ૧૧ અનેક જીવાશ્રયી | અન્તર નથી | અન્તર પડે જ નહિ | જ૦ સમય ઉ૦ ૬ માસ | અન્તર નથી | અન્તર નજ હોય |

## ॥ षड् लेश्यावर्णादि विषयकयन्त्र ॥

| लेश्यानाम | वर्ण | गंध | रस | स्पर्श | जघन्यस्थिति | उत्कृष्ट स्थिति |
|---|---|---|---|---|---|---|
| ૧ કૃષ્ણલેશ્યા | કૃષ્ણ | દુરભિગંધ | કટુક | શીત-રૂક્ષ | અન્તમુહૂર્ત | ૨ અન્તમુ૰ અધિક ૩૩ સાગરો૰ |
| ૨ નીલલેશ્યા | નીલ | ,, | તિખો | ,, | ,, | પલ્યોપમાસંખ્યેય ભાગાધિક ૧૦ સા૰ |
| ૩ કાપોતલેશ્યા | કબૂતર વર્ણ | ,, | કષાયેલો | ,, | ,, | પલ્યોપમાસંખ્યેય ભાગાધિક ૩ સા૰ |
| ૪ તેજોલેશ્યા | રકત વર્ણ | સુરભિગંધ | મિષ્ટ | સ્નિગ્ધ-ઉષ્ણ | ,, | પલ્યોપમાસંખ્યેય ભાગાધિક ૨ સા૰ |
| ૫ પદ્મલેશ્યા | પીત વર્ણ | ,, | મિષ્ટતર | ,, | ,, | બે અન્તમુ૰ અધિક ૧૦ સાગરોપમ |
| ૬ શુકલલેશ્યા | શ્વેત વર્ણ | ,, | મિષ્ટતમ | ,, | ,, | બે અન્તમુ૰ અધિક ૩૩ સા૰ |

## ॥ सप्तसमुद्घातमां सप्तविषय स्थापना यन्त्र ॥

| समुद्घात नाम | १ स्वामि कोण ? | कालमान | व्याप्ति क्षेत्र | क्या कर्मथी ? | आकार | फल प्राप्ति | केटली वार होय? |
|---|---|---|---|---|---|---|---|
| ૧ વેદના સમુ૰ | વેદનાથી વ્યાકૂળ જીવને | અન્તમું૰ | સ્વદેહ પ્રમાણ | અશાતા વેદનીય | દેહ દંડાકાર | વેદનીય અતિનિર્જરા | સર્વભવમાં |
| ૨ કષાય સમુ૰ | કષાયથી અતિવ્યાકૂળઆત્મા | ,, | ,, | કષાય મોહનીય | ,, | કષાયની અતિનિર્જરા | અનન્તવાર |
| ૩ મરણ સમુ૰ | અયોગીવિના સર્વજીવને અન્તમુ૰ આયુ શેષ રહે | ,, | દીર્ઘ-ઉત્પત્તિ ક્ષેત્રસુધી | આયુષ્ય | દંડ-કોણી-હળ ગોમૂત્રિકા | આયુઃની અતિ શીઘ્ર નિર્જરા | ,, |
| ૪ વૈક્રિય સમુ૰ | ઉત્તરવૈક્રિય રચનારને | ,, | સંખ્યેય યોજન | વૈ૰શરીર નામકર્મ | દણ્ડાકાર | વૈ૰કર્મનિર્જરા,ગ્રહણ | એકભવમાં બેવાર |
| ૫ તૈજસ સમુ૰ | તેજોલેશ્યા મુકનારજીવને | ,, | ,, | તૈ૰શરીરનામકર્મ | દીર્ઘ દણ્ડાકાર | તૈ૰કર્મનિર્જરા,ગ્રહણ | અનંતવાર |
| ૬ આહારક સમુ૰ | લબ્ધિવંત ચૌદપૂર્વધરને | ,, | મહાવિદેહ સુધી | આહા૰દેહનામકર્મ | ,, | આ૰ કર્મનિ૰ ગ્રહણ | ભવચક્રમાં ૪ વાર |
| ૭ કેવલી સમુ૰ | સંયોગી કેવલીને | ૮ સમય | સંપૂર્ણલોકાકાશ | નામ-ગોત્ર-વેદનીય નામકર્મથી | દંડ-કપાટ-મંથન લોકાકાર | નામ ગોત્રવેદનીય સ્થિતિ આયુઃ જેટલી થાય | સર્વભવમાં એકવાર |

## ॥ पांचे इन्द्रियोमां भिन्न भिन्न विषय स्थापना यन्त्र ॥

| मध प्रकार | १ स्पर्शनेन्द्रिय | २ रसनेन्द्रिय | ३ घ्राणेन्द्रिय | ४ चक्षुरिन्द्रिय | ५ श्रोत्रेन्द्रिय |
|---|---|---|---|---|---|
| ૧ દીર્ઘ પ્રમાણ | અંગુલાસંખ્યભાગ | અંગુલાસંખ્યભાગ | અંગુલાસંખ્ય ભાગ | અંગુલાસંખ્ય ભાગ | અંગુલાસંખ્ય ભાગ |
| ૨ વિસ્તાર પ્રમાણ | સ્વદેહ પ્રમાણ | આત્માંગુલ પૃથક્ત્વ | આત્માગુલનો અસંખ્ય ભાગ | આત્માંનોગુલ અસંખ્ય ભાગ | આત્મા૦નો અ-સંખ્ય ભાગ |
| ૩ ઉ૦ વિષય ગ્રહણઅંતર | નવ યોજન [આત્માંગુલે] | નવયોજન પૂર્વવત્ | નવ યોજન પૂર્વવત્ | સાધિક ૧ લાખ યોજન | ૧૨ યોજન [આત્મા૦] |
| ૪ જ૦ થી વિષય ગ્રહણ-અંતર | અંગુલાસંખ્યભાગ | અંગુલાસંખ્યભાગ | અંગુલાસંખ્ય ભાગ | અંગુલાસંખ્ય ભાગ | અંગુલાસંખ્ય ભાગ |
| ૫ પ્રાપ્યકારી કે અપ્રાપ્ય૦ | પ્રાપ્યકારી | પ્રાપ્યકારી | પ્રાપ્યકારી | અપ્રાપ્યકારી | અપ્રાપ્યકારી |
| ૬ બદ્ધસ્પૃષ્ટ-સ્પૃષ્ટ કે અ-સ્પૃષ્ટ ? | બદ્ધસ્પૃષ્ટ | બદ્ધસ્પૃષ્ટ | બદ્ધસ્પૃષ્ટ | અસ્પૃષ્ટ | સ્પૃષ્ટ |
| ૭ પ્રમાણ અલ્પબહુત્વ | રસનેન્દ્રિયથી અસંખ્ય ગુણ | ઘ્રાણેન્દ્રિયથી અસંખ્ય ગુણ | શ્રોત્રથી સંખ્યેયગુણ | સર્વથી અલ્પાવગાહના | ચક્ષુથી સંખ્યેય ગુણ |
| ૮ કેટલા પ્રદેશવાળી છે | રસનેન્દ્રિયથીઅસંખ્ય ગુણ | ઘ્રાણે૦ અસંખ્યગુણ | શ્રોત્રથી અસંખ્યગુણ | અનંત પ્રદેશી | ચક્ષુથી સંખ્યેયગુણ |
| ૯ દ્ર૦યેન્દ્રિય કેટલી છે | ૧ | ૧ | ૨ | ૨ | ૨ |

## ॥ चतुर्विंशतिदंडकेषु चतुर्विंशतिद्वाराणां स्थापनायन्त्रम् ॥

| २४ द्वारो | नारकी १ | भवनपति १० | पृथ्वी० १ | अप् १ | अग्नि १ | वायु १ | वनस्पति १ | द्वीन्द्रिय १ | त्रीन्द्रिय १ | चतुरिन्द्रिय १ | पंचेन्द्रिय तिर्यंच १ | मनुष्य १ | व्यन्तर १ | ज्योतिषी १ | वैमानिक |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ શરીર | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૫ | ૩ | ૩ | ૩ |
| અવગાહના ઉત્કૃષ્ટ | ૫૦૦ ધનુષ | ૭ હાથ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | સા૦યો૦ ૧૦૦૦ | ૧૨ યોજન | ૩ ગાઉ | ૧ યોજન | ૧૦૦૦ યોજન | ૩ ગાઉ | ૭ હાથ | ૭ હાથ | ૭ હાથ |
| ઉ૦ વૈક્રિયઅવ૦ ઉત્કૃષ્ટ | મૂલથી દ્વિગુણ | ૧ લાખ યોજન | ઉ૦ વૈ૦ નથી | ઉ૦ વૈ૦ નથી | ઉ૦ વૈ૦ નથી | અંગુલ અસં૦ | ઉ૦ વૈ૦ નથી | નથી | નથી | નથી | ૯૦૦ યોજન | સા૦લાખ યોજન | ૧ લાખ યોજન | ૧ લાખ યોજન | ૧ લાખ યોજન |
| બન્ને દેહની જઘન્યઅવ૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ | અંગુલ અસં૦ |
| ૬ સંઘયણ | નથી૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | છેવટ્ઠુ | છેવટ્ઠુ | છેવટ્ઠુ | ૬ | ૬ | ૦ | ૦ | ૦ |
| સંજ્ઞા ૧૦-૧૬ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૬ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૬ સંસ્થાન | હુંડક | સમચ૦ | મસૂર | પરપોટા | સોય | ધ્વજ | વિવિધ | હુંડક | હુંડક | હુંડક | ૬ | ૬ | સમ૦ | સમ૦ | સમ૦ |
| ૪ કષાય | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૬ લેશ્યા | ૩ | ૪ | ૪ | ૪ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૬ | ૬ | ૪ | ૧ | ૩ |
| ૫ ઇન્દ્રિય | ૫ | ૫ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| ૭ સમુદ્ઘાત | ૪ | ૫ | ૩ | ૩ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ | ૩ | ૫ | ૭ | ૫ | ૫ | ૫ |
| ૩ દૃષ્ટિ | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૪ દર્શન | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ |
| ૫ જ્ઞાન | ૩ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૨ | ૨ | ૩ | ૫ | ૩ | ૩ | ૩ |
| ૩ અજ્ઞાન | ૩ | ૩ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૧૫ યોગ | ૧૧ | ૧૧ | ૩ | ૩ | ૩ | ૫ | ૩ | ૪ | ૪ | ૪ | ૧૩ | ૧૫ | ૧૧ | ૧૧ | ૧૧ |
| ૧૨ ઉપયોગ | ૯ | ૯ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૫ | ૫ | ૬ | ૯ | ૧૨ | ૯ | ૯ | ૯ |

| ઉપ૦ ચ્યવન સંખ્યા૦ ઉ૦ | સંખ્ય અસંખ્ય | સંખ્ય અસં૦ | અસંખ્ય | અસંખ્ય | અસંખ્ય | અસંખ્ય | અનંત | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ | સંખ્ય અસં૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઉપ૦ ચ્ય૦ વિરહ ઉ૦ | ૧૨ મુહૂર્ત | ૨૪ મુહૂર્ત | વિરહ નથી | ૦ | ૦ | ૦ | ૦ | ૧ મુહૂર્ત | ૧ મુહૂર્ત | ૧ મુહૂર્ત | ૧૨ મુહૂર્ત | ૧૨ મુહૂર્ત | ૨૪ મુહૂર્ત | ૨૪ મુહૂર્ત | ૨૪ મુહૂર્ત |
| ઉપ૦ ચ્ય૦ની જઘ૦ સં૦ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨ ૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ | ૧-૨-૩ |
| ઉપ૦ ચ્ય૦ જઘ૦ વિરહ | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય | ૧ સમય |
| સ્થિતિ ઉત્કૃષ્ટ | ૩૩ સાગરોપમ | સાધિક ૧ સાગ૦ | ૨૨૦૦૦ વર્ષ | ૭૦૦૦ વર્ષ | ૩ અહોરાત્ર | ૩૦૦૦ વર્ષ | ૧૦હજાર વર્ષ | ૧૨ વર્ષ | ૪૯ દિવસ | ૬ માસ | ૩ પલ્યો૦ | ૩ પલ્યો૦ | ૧ પલ્યો૦ | ૧ પલ્યો૦ | ૩૩ સા૦ |
| જઘન્ય | ૧૦૦૦૦ વર્ષ | ૧૦૦૦૦ વર્ષ | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | અન્તર્મુહૂર્ત | ૧૦૦૦૦ વર્ષ | ૧/૮ પ૦ | ૧ પલ્યો૦ |
| ૬ પર્યાપ્તિ | ૬ | ૬ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| આહારદિગ્ | ૬ | ૬ | ૩ ૪ ૫ ૬ | ૩ ૪ ૫ ૬ | ૩ ૪ ૫ ૬ | ૩ ૪ ૫ ૬ | ૩ ૪ ૫ ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| ૩ સંજ્ઞા | ૧ દીર્ઘ૦ | ૧ દીર્ઘ૦ | નથી | ૦ | ૦ | ૦ | ૦ | ૧ હેતુવાદો૦ | ૧ હેતુવાદો૦ | ૧ હેતુવાદો૦ | ૨ | ૨ | ૧ દીર્ઘ૦ | ૧ દીર્ઘ૦ | ૧ દીર્ઘકાલિ૦ |
| ૨૪ દંડકગતિ | ૨ | ૫ | ૧૦ | ૧૦ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૨૪ | ૨૪ | ૫ | ૫ | ૫ |
| ૨૪ દં૦ આગતિ | ૨ | ૨ | ૨૩ | ૨૩ | ૧૦ | ૧૦ | ૨૩ | ૧૦ | ૧૦ | ૧૦ | ૨૨ | ૨૨ | ૨ | ૨ | ૨ |
| ૩ વેદ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૩ | ૩ | ૨ | ૨ | ૨ |

૨૪ દંડકોનું અલ્પબહુત્વ વિચિત્ર રીતે છે જેથી અહિં સંક્ષિપ્તયન્ત્રમાં આપી શકયા નથી, વળી પૃથ્વી અપ્ વનસ્પતિમાં જ્ઞાનની તેમજ નારક-દેવમાં દ્રષ્ટિવાદો૦ની સંજ્ઞા સ્વલ્પતા વિગેરે કારણોથી વિવક્ષા રાખી નથી પણ વસ્તુતઃ અંશે અંશે પણ હોય છે.

અવતરણ;—ગ્રન્થકારે પોતાનું નામ પૂર્વે જણાવ્યું છે, હવે છેવટે પોતાની ઓળખાણ અને સ્વગુરૂનું મંગલમય નામ બતાવી ગુરૂમહત્તા–ભક્તિ દર્શાવે છે અને સ્વ લઘુતા પણ જણાવે છે, સાથે આ ગ્રન્થને એક રત્નની ઉપમા આપે છે.

**मल्लहारिहेमसूरीण, सीसलेसेण विरइयं सम्मं ।**
**संघयणिरयणमेयं, नंदउ जा वीरजिणतित्थं ॥ ३४९ ॥**

**શબ્દાર્થ:—**

| | |
|---|---|
| मल्लहारि हेमसूरीण=મલધારી (ગચ્છ) હેમસૂરીના | रयणमेयं=આ રત્ન |
| सीसलेसेण=લઘુ શિષ્યે | नंदउ जा=વૃદ્ધિપામો યાવત્ |
| सम्मं विरइयं=રૂડી રીતે વિરચિત | वीरजिणतित्थं=વીરજિનનું તીર્થ હોય. |

**સંસ્કૃત છાયા:—**

**मलधारिहेमसूरीणां शिष्यलेशेन विरचितं सम्यक् ।**
**संग्रहणीरत्नमेतद् नन्दतु यावद् वीरजिनतीर्थम् ॥ ३४९ ॥**

ગાથાર્થઃ—મલધારીગચ્છના હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજાના લઘુશિષ્ય [ જેમનું શ્રી ચન્દ્રસૂરિ[1] એવું નામ પૂર્વે આવી ગયું છે ] તેઓએ સારી રીતે વિરચેલું આ સંગ્રહણીગ્રન્થરૂપી રત્ન જ્યાં સુધી વીરજિનેશ્વરનું તીર્થ હોય ત્યાં સુધી વૃદ્ધિને પામો. ।। ૩૪૯ ।।

વિશેષાર્થ;—વિક્રમની બારમી શતાબ્દીમાં થએલા શ્રીહર્ષપુરીય ગચ્છાલંકાર મલધારિ શ્રીમદ્ [ તૃતીય ] [1]અભયદેવસૂરિના પટ્ટરત્ન શ્રી હેમચન્દ્રસૂરિ અને તેમના લઘુશિષ્ય શ્રી ચન્દ્રસૂરિ થએલા છે.

અહીંઆ ગ્રન્થકારે પોતે મૂલગાથામાંજ પ્રથમપદમાં સ્વગચ્છની પીછાણ અને સાથે સ્વગુરૂદેવનું નામ સ્પષ્ટ જણાવી સ્વગુરૂપ્રતિ ઉત્પન્ન થએલી આત્મભક્તિ અને બહુમાન સૂચવ્યું છે, **सीसलेसेण** લઘુશિષ્યે એ પદથી તેઓ-

---

૧. શ્રીમદ્ અભયદેવસૂરિ, શ્રી હેમચન્દ્રસૂરિ તથા ગ્રન્થકાર શ્રી ચન્દ્રમુનિંદ્રનો પરિચય પ્રસ્તાવનામાં જોવો.

બીજાએ પોતાની લઘુતા પ્રગટ કરી છે, તૃતીયપદથી સંગ્રહણીગ્રન્થને એક ઉત્તમ રત્નની ઉપમા આપી અને એથી તેઓશ્રીએ આ ગ્રન્થની અમૂલ્યતા અને રત્નવત્ રક્ષણ કરવા ભવ્યાત્માઓને સૂચવ્યું. જેમ આપણે રત્નની કાન્તિ વૃદ્ધિ થાય તેમ ઇચ્છીએ છીએ તેમ ગાથાના ચતુર્થચરણથી પોતેજ એ સંગ્રહણીરત્નની યાવત્ વીરજિનતીર્થ સુધી વૃદ્ધિ થાઓ એવો ભાવનાનો વેગ પ્રગટ કર્યો છે. '**वीरजिणतित्थं**' એ પદથી અંતિમ મંગલ પણ સૂચિત થાય છે. કારણ કે '**शास्त्रस्याऽऽदौ मध्ये-अन्तावसाने च**' ઇત્યાદિ ઉક્તિથી શાસ્ત્રકર્તાઓ રચાતા ગ્રન્થનો પાર પામવા માટે ગ્રન્થની આદિમાં, શિષ્યોની બુદ્ધિ તથા તે ગ્રન્થનું જ્ઞાન સ્થિરભાવને પામે માટે મધ્યમાં અને શિષ્ય પ્રશિષ્યોની પરમ્પરામાં તે ગ્રન્થ ફેલાવો પામે માટે અન્તમાં એમ ત્રણ વાર મંગલ કરે છે. જે માટે કહ્યું છે કેઃ—

> '**ते मंगलमादीए, मज्झे पज्जंतए य सत्थस्स ।**
> **पढमं सत्थथाविग्घपारगमणाय निद्दिट्ठं ॥ १ ॥**
> **तस्सेव य थेज्जत्थं, मज्झिमयं अंतिमंपि तस्सेव ।**
> **अव्वोच्छित्तिनिमित्तं, सिस्स-पसिस्सादिवंसस्स ॥ २ ॥**'

"એ પ્રમાણે એ અંતિમ મંગલ સર્વદા
સર્વ કલ્યાણદાતા થાઓ."

ॐ शांतिः | 卐 ॐ शांतिः 卐 | ॐ शांतिः

इति श्रीजगद्गुरु–जंगमकल्पतरु–महाप्रभावक–श्रीमद्विजयहीरसूरीश्वरवंशपरम्परा प्रभवो मुनिचक्रचूडामणि–प्रवचनोन्नतिविधायक–सम्यग्दर्शनादिरत्नत्रयीदान-शौण्डाद्यैश्वर्यसम्पन्न–परमोपकारी–निखिलमुनिकदम्बकाधिपति–महाप्रभावक–तपागच्छाधिपति–पूज्यपाद १००८ श्रीमन्मुक्तिविजय [ अपराभिधानश्रीमद् मूलचंदजी ] गणिप्रवरपट्टपूर्वाचलांशुमालि–विलसन्निर्मलशीलशालि–नैष्ठिक-ब्रह्मचारि–निरवद्यनिरतिशयचारित्रशालि-प्रत्यूषाभिस्मरणीय–आचार्यवर्य-श्रीमद्विजयकमलसूरीश्वरपट्टैरावतेन्द्रो जैनैश्वरीवाक्सुधावितरणैकचन्द्र–शासनमहीमंडलधुराधरणनागेन्द्र – श्रीदर्भावतीजानपदीयपञ्चशतसं-ख्याकक्षत्रियप्रतिबोधक–ध्रांगध्रा–सायलादिकभूपस्वमास्यमण्डलोप–देशकसुगृहीतनामधेय–रागद्वेषदंन्दशूकविषापहारचारित्रमंत्रप्रतिम-जैनाचार्यश्रीमद्विजयमोहनसूरीश्वरपट्टालंकारविनेयरत्नसकलागम-रहस्यवित्-सच्चारित्रचूडामणि आचार्यवर श्रीमद्विजयप्रतापसूरीश्वर पट्टविभूषक–परमकारुणिक–परमकृपालु–संविज्ञातद्रव्यानुयो-गादिविषय–विद्वद्वर्यपंन्यासप्रवरश्रीमद्धर्मविजयगण्यन्ते-वासिश्रीयशोविजयविरचितो निखिलतत्त्वप्रकाशनप्रदीप-कल्पायास्त्रैलोक्यदीपिकाया अनेकयन्त्रचित्रसंपत्-समन्वितः सुविस्तृतगुर्जरीयभाषाटीकापरिसमेतो विशेषार्थः समाप्तोऽधुनाप्यखण्डप्रभावक-श्रीमल्लोढणादिपार्श्वनाथप्रसादात् ॥

॥ श्री शुभं भवतु ॥

श्री महर्षि-चंद्रसूरि प्रणीत—

# अथ बृहतसंग्रहणीसूत्रम्

## गाथार्थ समेतम्।

नमिउं अरिहंताई, ठिइ भवणोगाहणा य पत्तेयं।
सुरनारयाण वुच्छं, नरतिरियाणं विणा भवणं ॥ १ ॥

उववायचवणविरहं, संखं इगसमइअं गमाऽऽगमणे।
दसवाससहस्साइं, भवणवईणं जहन्नठिई ॥ २ ॥

અરિહંતાદિ પંચપરમેષ્ઠિને નમસ્કાર કરીને દેવ તથા નારકની સ્થિતિ–ભુવન–અવગાહના–ઉપપાત-વિરહ–ચ્યવનવિરહ–ઉપપાતસંખ્યા–ચ્યવનસંખ્યા–ગતિ–આગતિ આટલા દ્વારોની તેમજ મનુષ્ય અને તિર્યંચોના ભુવન સિવાય ઉપરના દ્વારોની વ્યાખ્યા કરીશ. તેમાં પ્રથમ દેવના સ્થિતિદ્વારના વર્ણનની શરૂઆત કરતાં ભુવનપતિદેવોની દશ હજાર વર્ષની જઘન્ય સ્થિતિ છે. (૧–૨)

चमरबलिसारमहिअं, तद्देवीणं तु तिन्नि चत्तारि।
पलियाइं सड्ढाइं, सेसाणं नवनिकायाणं ॥ ३ ॥

दाहिणदिवड्ढपलिअं, उत्तरओ हुंति दुन्नि देसूणा।
तद्देविमद्धपलिअं, देसूणं आउमुक्कोसं ॥ ४ ॥

ચમરેન્દ્રનું એક સાગરોપમ અને બલીન્દ્રનું સાગરોપમથી કાંઇક અધિક આયુષ્ય છે; ચમરેન્દ્રની દેવીનું સાડાત્રણ પલ્યોપમ તથા બલીન્દ્રની દેવીનું સાડાચાર પલ્યોપમનું આયુષ્ય છે. બાકીની નવનિકાયમાં દક્ષિણ દિશાના દેવોનું દોઢ પલ્યોપમ અને ઉત્તર દિશાના દેવોનું કાંઈક ન્યૂન એવા બે પલ્યોપમનું આયુષ્ય છે. તેની દેવીઓનું અનુક્રમે અર્ધ પલ્યોપમ તથા કાંઈક ન્યૂન એક પલ્યોપમનું આયુષ્ય છે. (૩–૪)

वंतरयाण जहन्नं, दसवाससहस्स पलिअमुक्कोसं।
देवीणं पलिअद्धं, पलिअं अहिअं ससिरवीणं ॥ ५ ॥

**लक्खेण सहस्सेण य, वासाण गहाण पलिअमेएसिं ।**
**ठिइ अद्धं देवीणं, कमेण नक्खत्ततारार्ण ॥ ६ ॥**

**पलिअद्धं चउभागा, चउअडभागाहिगाउ देवीणं ।**
**चउजुअले चउभागो, जहन्नमडभाग पंचमए ॥ ७ ॥**

વ્યંતરોનુ જઘન્ય આયુષ્ય દશ હજાર વર્ષનું તથા ઉત્કૃષ્ટ આયુષ્ય એક પલ્યોપમનુ છે. તેની દેવીનું જઘન્ય દશ હજાર વર્ષ અને ઉત્કૃષ્ટ અર્ધ પલ્યોપમનું છે. જ્યોતિષી દેવોમાં ચંદ્રનું આયુષ્ય એક પલ્યોપમ અને એક લાખ વર્ષ, સૂર્યનું એક પલ્યોપમ ને એક હજાર વર્ષ, ગ્રહોનું એક પલ્યોપમ તથા તે ત્રણે ચન્દ્ર–સૂર્ય અને ગ્રહની દેવીનું પ્રથમ કહ્યું તેથી અર્ધ અર્ધ આયુષ્ય છે. નક્ષત્રનુ અર્ધ પલ્યોપમ, તારાનું પા (¼) પલ્યોપમ, નક્ષત્રોની દેવીનું પા પલ્યોપમથી કાંઈક અધિક તથા તારાની દેવીનું પલ્યોપમના આઠમા ભાગથી કાંઈક અધિક ઉત્કૃષ્ટ આયુષ્ય છે. તેમજ પાંચ પ્રકારના જ્યોતિષીમાં પ્રથમના ચાર દેવ--દેવી યુગલનુ જઘન્ય આયુષ્ય પલ્યોપમનો ચોથો ભાગ તથા પાંચમા યુગલનું પલ્યોપમનો આઠમો ભાગ છે. ( ૫--૬--૭)

**दोसाहि सत्त साहिअ–दस चउदस सत्तर अयर जा सुक्को ।**
**इक्किक्कमहियमित्तो, जा इगतीसुवरिगेविज्जे ॥ ८ ॥**

**तित्तीसऽणुत्तरेसुं, सोहम्माइसु इमा ठिई जिट्ठा ।**
**सोहम्मे ईसाणे, जहन्नठिई पलिअमहियं च ॥ ९ ॥**

**दोसाहिसत्तदसचउदस–सत्तरअयराइं जा सहस्सारो ।**
**तप्परओ इक्किक्कं, अहिअं जाऽणुत्तरचउक्के ॥ १० ॥**

સૌધર્મ દેવલોકે બે સાગરોપમ, ઈશાન દેવલોકે કાંઇક અધિક બે સાગરોપમ, સનત્કુમારે સાત માહેન્દ્રે સાતથી અધિક, બ્રહ્મદેવલોકે દશ, લાંતકે ચૌદ, શુક્રમાં સત્તર, સહસ્રારમાં અઢાર, ત્યારબાદ આનતથી લઇને નવમી ગ્રૈવેયક સુધી એક એક સાગરોપમ વધારતાં નવમી ગ્રવેયકમાં એકત્રીશ, અને અનુત્તર દેવલોકે તેત્રીશ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી. હવે જઘન્ય સ્થિતિ. સૌધર્મમાં:–એક પલ્યોપમ, ઈશાનમાં પલ્યોપમથી કાંઈક અધિક, સનત્કુમારમાં બે, માહેન્દ્રમાં સાધિક બે, બ્રહ્મમાં સાત, લાંતકમાં દશ, શુક્રમાં ચૌદ તથા સહસ્રારમાં સત્તર સાગરોપમની જઘન્ય સ્થિતિ જાણવી, ત્યારબાદ અનુત્તર દેવલોકના વિજયાદિ ચાર વિમાન સુધી એક એક સાગરોપમ એક એક દેવલોકે વધારતા જવું. એટલે વિજયાદિ ચારમાં જઘન્ય સ્થિતિ એકત્રીશની આવશે, સર્વાર્થસિદ્ધમાં જઘન્ય સ્થિતિ નથી. (૮--૯--૧૦)

**इगतीससागराइं, सव्वट्ठे पुण जहन्नठिइ नत्थि ।**
**परिगहिआणिअराण य, सोहम्मीसाणदेवीणं ॥ ११ ॥**

**पलिअं अहिअं च कमा, ठिई जहन्ना इओ अ उक्कोसा ।**
**पलिआइं सत्त पन्ना–स तहय नव पंचवन्ना य ॥ १२ ॥**

સૌધર્મની પરિગ્રહીતા દેવીનું જઘન્ય આયુષ્ય એક પલ્યોપમ, ઉત્કૃષ્ટ સાત પલ્યોપમ જાણવું. ઇશાનની પરિગ્રહીતાનું જઘન્ય સાધિક પલ્યોપમ તથા ઉત્કૃષ્ટ નવ પલ્યોપમ સમજવું. સૌધર્મની અપરિગ્રહીતાનું ઉત્કૃષ્ટ પચાસ પલ્યોપમ તથા ઈશાન દેવલોકની અપરિગ્રહીતાનું પંચાવન પલ્યોપમ પ્રમાણ આયુષ્ય જાણવું. ( ૧૧-૧૨ )

**पण छ चउ चउ अठ य, कमेण पत्तेअमग्गमहिसीओ ।**
**असुरनागाइवंतर–जोइसकप्पदुगिंदाणं ॥ १३ ॥**

અસુરકુમારને પાંચ, નાગકુમાર વિગેરે નવનિકાયને છ, વ્યંતરને ચાર, જ્યોતિષીને ચાર તથા સૌધર્મ ઈશાન દેવલોકના દેવોને આઠ આઠ અગ્રમહિષીઓ–ઈન્દ્રાણીઓ હોય છે. ( ૧૩ )

**दुसु तेरस दुसु बारस, छ प्पण चउ चउ दुगे दुगे अ चऊ।**
**गेविज्जऽणुत्तरे दस, बिसट्ठि पयरा उवरिलोए ॥ १४ ॥**

પહેલા બે દેવલોકમાં ૧૩, ત્રીજા ચોથા દેવલોકમાં ૧૨, પાંચમામાં ૬, છઠ્ઠામાં ૫, સાતમામાં ૪, આઠમામાં ૪, નવમા–દશમામાં ૪, અગીઆરમા બારમામાં ચાર તથા નવ ગ્રૈવેયક અને પાંચ અનુત્તરમાં એકંદર દશ, એમ સર્વ મળી ઉપરના દેવલોકમાં ૬૨ પ્રતરો છે. ( ૧૪ )

**सोहम्मुक्कोसठिइ, निअपयरविहत्तइच्छसंगुणिआ ।**
**पयरुक्कोसठिइओ, सव्वत्थ जहन्नओ पलियं ॥ १५ ॥**

સૌધર્મ દેવલોકના દેવોની ઉત્કૃષ્ટ સ્થિતિને સૌધર્મ દેવલોકના પ્રતરની સંખ્યાવડે ભાગ આપી જે પ્રતરનું આયુષ્ય કાઢવું હોય તે પ્રતર વડે પૂર્વોક્ત સંખ્યાને ગુણતાં ઈષ્ટ પ્રતરની ઉ૦ સ્થિતિ પ્રાપ્ત થાય, જઘન્ય સ્થિતિ તો બધા પ્રતરોમાં પલ્યો૦ પ્રમાણ છે. ( ૧૫ )

**सुरकप्पठिइविसेसो, सगपयरविहत्तइच्छसंगुणिओ ।**
**हिट्ठिल्लठिइसहिओ, इच्छियपयरम्मि उक्कोसा ॥ १६ ॥**

સનત્કુમાર વિગેરે કલ્પોપપન્નદેવોની ઉત્કૃષ્ટ સ્થિતિને પોતપોતાના દેવલોક સંબંધી પ્રતરની સંખ્યાવડે ભાગ આપવો, જે સંખ્યા આવે તેને ઈષ્ટ પ્રતરની સંખ્યાવડે ગુણવા, જે જવાબ આવે તે તેમજ નીચેના પ્રતરની સ્થિતિ બન્ને મેળવવાથી ઈષ્ટપ્રતરમાં ઉત્કૃષ્ટસ્થિતિ પ્રાપ્ત થશે. ( ૧૬ )

**सोमजमाणं सतिभा–ग पलिय वरुणस्स देसूणा ।**
**वेसमणे दो पलिया, एसा ठिई लोगपालाणं ॥ १७ ॥**

**સોમ** તથા **યમ** નામના લોકપાલનું આયુષ્ય અનુક્રમે એક પલ્યોપમ તથા એક પલ્યોપમનો ત્રીજો ભાગ ( ૧ ૧,૩ પલ્યો૦ ), **વરુણ** લોકપાલનું કાંઈક ન્યૂન બે પલ્યોપમ અને **વૈશ્રમણ** લોકપાલનું સંપૂર્ણ બે પલ્યોનું આયુષ્ય છે. ( ૧૭ )

**कप्पस्स अंतपयरे, नियकप्पवडिंसया विमाणाओ ।**
**इंदनिवासा तेसिं, चउदिसिं लोगपालाणं ॥ १८ ॥**

પ્રત્યેક દેવલોકના છેલ્લા પ્રતરમાં પોતપોતાના નામવાલા કલ્પાવતંસક વિમાનો હોય છે, તેમાં ઈન્દ્રના રહેઠાણ હોય છે, અને તેની ચારે બાજુ લોકપાલ દેવોના રહેઠાણ છે. ( ૧૮ )

[ દેવોનું સ્થિતિદ્વાર પૂર્ણ થયું, હવે તેઓનું જ ભુવનદ્વાર શરૂ થાય છે. ]

**असुरा नागसुवन्ना, विज्जू अग्गी य दीव उदही अ ।**
**दिसि पवण थणिय दसविह, भवणवई तेसु दुदु इंदा ॥१९॥**

અસુરકુમાર ૧, નાગકુમાર ૨, સુવર્ણકુમાર ૩, વિદ્યુતકુમાર ૪, અગ્નિકુમાર ૫, દ્વીપકુમાર ૬, ઉદધિકુમાર ૭, દિક્કુમાર ૮, વાયુકુમાર ૯ અને સ્તનિતકુમાર ૧૦, એમ દશ પ્રકારના ભુવનપતિ છે તથા તે દરેકમાં દક્ષિણ-ઉત્તર એમ બન્ને વિભાગના બબે ઈન્દ્રો છે. ( ૧૯ )

**चमरे बली अ धरणे, भूयाणंदे अ वेणुदेवे य ।**
**तत्तो अ वेणुदाली, हरिकंत हरिस्सहे चेव ॥ २० ॥**

**अग्गिसिह अग्गिमाणव, पुण्ण विसिट्ठे तहेव जलकंते ।**
**जलपह तह अमिअगई मिअवाहण दाहिणुत्तरओ ॥ २१ ॥**

**वेलंबे अ पभंजण, घोस महाघोस एसिमन्नयरो ।**
**जंबुदीवं छत्तं, मेरुं दंडं पहू काउं ॥ २२ ॥**

ચમરેન્દ્ર-બલીન્દ્ર, ધરણેન્દ્ર-ભૂતાનંદ, વેણુદેવ-વેણુદાલી, હરિકાન્ત-હરિસ્સહ, અગ્નિશિખ-અગ્નિમાનવ, પૂર્ણ-વિશિષ્ટ, જલકાન્ત-જલપ્રભ, અમિતગતિ-મિતવાહન, વેલંબ-પ્રભંજન, ઘોષ-મહાઘોષ, એ પ્રમાણે દશનિકાયના વીશ ઈન્દ્રો છે, પ્રત્યેક ઈન્દ્ર જંબુદ્વીપનું છત્ર કરવું હોય અને મેરૂને દંડની માફક ઉપાડવો હોય તો ઉપાડી શકે છે. ( ૨૦-૨૧-૨૨ )

**चउतीसा चउचत्ता, अठत्तीसा य चत्त पंचण्हं ।**
**पन्ना चत्ता कमसो, लक्खा भवणाण दाहिणओ ॥ २३ ॥**

**चउचउलक्खविहूणा, तावइआ चेव उत्तरदिसाए**
**सव्वेवि सत्तकोडी, बावत्तरि हुंति लक्खा य ॥ २४ ॥**

અસુરકુમારાદિ દશે નિકાયોના દક્ષિણ દિશાના ઈન્દ્રોને અનુક્રમે ૩૪૦૦૦૦૦, ૪૪૦૦૦૦૦, ૩૮૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૫૦૦૦૦૦૦, અને ૪૦૦૦૦૦૦ ભુવનો હોય છે. એજ પ્રમાણે દશે નિકાયના ઉત્તર દિશાના ઈન્દ્રોને અનુક્રમે ૩૦૦૦૦૦૦, ૪૦૦૦૦૦૦, ૩૪૦૦૦૦૦, ૩૬૦૦૦૦૦, ૩૬૦૦૦૦૦, ૩૬૦૦૦૦૦, ૩૬૦૦૦૦૦, ૩૬૦૦૦૦૦, ૪૬૦૦૦૦૦ અને ૩૬૦૦૦૦૦ ભુવનો હોય છે. દક્ષિણ-ઉત્તર બન્ને દિશાના મળી ૭,૭૨૦૦૦૦૦ [ સાતક્રોડને બ્હોંતેરલાખ ] ભુવનો છે. ( ૨૩-૨૪ )

**चत्तारि य कोडीओ, लक्खा छच्चेव दाहिणे भवणा ।**
**तिण्णेव य कोडीउ, लक्खा छावट्ठि उत्तरओ ॥ २५ ॥**

અસુરકુમારાદિ દશે નિકાયમાં ઉપર કહેલા ફક્ત દક્ષિણદિશાના ભુવનો એકંદર બધાય મળી ૪,૦૬૦૦૦૦૦ [ ચાર ક્રોડ અને છ લાખ ] છે, તેમજ ઉત્તરદિશાના બધાય મળીને કુલ ૩,૬૬૦૦૦૦૦ [ ત્રણ ક્રોડ અને છાસઠ લાખ ] ભુવનો છે. ( ૨૫ )

**रयणाए हिट्ठुवरिं, जोयणसहस्सं विमुत्तु ते भवणा ।**
**जंबुद्दीवसमा तह, संखमसंखिज्जवित्थारा ॥ २६ ॥**

રત્નપ્રભાના એકલાખ એંશીહજાર પૃથ્વીપિંડમાંથી ઉપર નીચેહજાર-હજાર યોજન મુકીને વચલા ગાળામાં ભુવનપતિના ભુવનો છે. તે ભુવનો જંબૂદ્વીપના સરખા તેમજ સંખ્ય-અસંખ્ય યોજનના વિસ્તારવાલા છે. ( ૨૬ )

**चूडामणि फणि गरुडे, वज्जे तह कलस सीहं अस्से अ ।**
**गय मयर वद्धमाणे, असुराईणं मुणसु चिंधे ॥ २७ ॥**

દશે નિકાયના દેવોને ઓળખવા માટે તેઓના મુકુટ વિગેરે આભૂષણોમાં જુદાજુદા ચિહ્નો હોય છે, તેમા અસુરકુમારને **ચુડામણિનું**, નાગકુમારને **સર્પનું**, સુવર્ણકુમારને ગરૂડનું, વિદ્યુત્કુમારને **વજ્રનું**, અગ્નિકુમારને **કળશનું**, દ્વીપકુમારને **સિંહનું**, ઉદધિકુમારને **અશ્વનું**, દિશિકુમારને **હાથીનું**, પવનકુમારને **મગરનું** અને સ્તનિતકુમારને **શરાવસંપુટનું** ચિહ્ન હોય છે. ( ૨૭ )

**असुरा काला नागुद-हि पंडुरा तह सुवण्ण दिसि थणिया ।**
**कणगाभ विज्जु सिहि दीव, अरुण वाऊ पिअंगुनिभा ॥२८॥**

અસુરકુમાર દેવોનો વર્ણ **કાળો**, નાગકુમાર-ઉદધિકુમારનો **ગૌરવર્ણ**, સુવર્ણકુમાર-દિશિકુમાર-સ્તનિતકુમારનો **સુવર્ણ** વર્ણ, વિદ્યુત્કુમાર-અગ્નિકુમાર-દ્વીપકુમારનો **અરૂણ-રક્ત** વર્ણ અને વાયુકુમારનો **પ્રિયંગુ વૃક્ષના** વર્ણ જેવો એટલે લગભગ નીલવર્ણ છે. ( ૨૮ )

**असुराण वत्थ रत्ता, नागोदहिविज्जुदीवसिहि नीला ।**
**दिसिथणिअ सुवन्नाणं, धवला वाऊण संझरुई ॥ २९ ॥**

અસુરકુમારનાં વસ્ત્રો **લાલ** હોય છે, નાગકુમાર-ઉદધિકુમાર-વિદ્યુત્કુમાર-દ્વીપકુમાર-અગ્નિકુમારનાં **નીલ** વસ્ત્રો હોય છે, દિશિકુમાર-સ્તનિતકુમાર અને સુવર્ણકુમારનાં ઉજ્જ્વલ-**ધવલ** વસ્ત્રો છે, તથા વાયુકુમારનાં **સંધ્યાના** રંગ જેવાં વસ્ત્રો હોય છે. ( ૨૯ )

**चउसट्ठि सट्ठि असुरे, छच्च सहस्साइं धरणमाईणं ।**
**सामाणिया इमेसिं, चउग्गुणा आयरक्खा य ॥ ३० ॥**

અસુરકુમારના બન્ને ઈન્દ્રો પૈકી ચમરેન્દ્રને ૬૪૦૦૦ તથા બલીન્દ્રને ૬૦૦૦૦ સામાનિક દેવો છે, બાકીના ધરણેન્દ્રાદિ પ્રત્યેકને ૬૦૦૦ સામાનિક દેવોની સંખ્યા છે, અને દરેકને સામાનિકથી ચારગુણી આત્મરક્ષક દેવોની સંખ્યા હોય છે. ( ૩૦ )

रयणाए पढमजोयण-सहसे हिट्ठुवरिं सयसयविहूणे।
वंतरयाणं रम्मा, भोमा नगरा असंखिज्जा ॥ ३१ ॥

રત્નપ્રભાના પ્રથમ( ઉપર )ના હજાર યોજનમાં ઉપર નીચે સો સો યોજન મૂકીને બાકીના ૮૦૦ યોજનમાં વ્યંતર દેવોનાં પૃથ્વીકાયમય અસંખ્યાતા સુંદર નગરાઓ છે. ( ૩૧ )

बाहिं वट्टा अंतो, चउरंस अहो य कण्णियायारा।
भवणवईणं तह वं-तराण इंदभवणा उ नायव्वा ॥ ३२ ॥

ભુવનપતિ તથા વ્યંતરોનાં ભુવનો બહારથી ગોળાકારે, અંદરના ભાગમાં ચોખૂણા અને નીચે કમળની કર્ણિકાના આકારવાળાં છે. ( ૩૨ )

तहिं देवा वंतरया, वरतरुणीगीयवाइयरवेणं।
निच्चं सुहिया पमुइया, गयंपि कालं न याणंति ॥ ३३ ॥

તેવાં ભુવનોમાં ઉત્તમ દેવાંગનાઓના ગીત અને વાજિંત્રના નાદવડે નિરંતર સુખી તેમજ આનંદિત થયેલા વ્યંતરો આનંદમાં કેટલો કાળ વ્યતીત થાય છે તે પણ જાણતા નથી. ( ૩૩ )

ते जंबुदीवभारह-विदेहसमगुरुजहन्नमज्झिमगा।
वंतर पुण अट्ठविहा, पिसाय भूया तहा जक्खा ॥ ३४ ॥

रक्खसकिन्नरकिंपुरिसा, महोरगा अट्ठमा य गंधव्वा।
दाहिणउत्तरभेआ, सोलस तेसु इमे इंदा ॥ ३५ ॥

તે વ્યન્તરદેવોનાં નગરાંઓ ઉત્કૃષ્ટથી જંબૂદ્વીપ જેવડા, જઘન્યથી ભરતક્ષેત્ર જેવડા, અને મધ્યમ રીતિએ મહાવિદેહ ક્ષેત્ર જેવડાં મોટા હોય છે. આ વ્યંતરોના-પિશાચ ૧, ભૂત ૨, યક્ષ ૩, રાક્ષસ ૪, કિંનર ૫, કિંપુરૂષ ૬, મહોરગ ૭ અને ગંધર્વ ૮ એમ આઠ પ્રકાર છે, તથા તે દરેકમાં દક્ષિણ-ઉત્તરના ભેદથી બે બે ઈન્દ્રો હોય છે. ( ૩૪-૩૫ )

काले अ महाकाले, सुरूवपडिरूवपुण्णभद्दे अ।
तह चेव माणिभद्दे, भीमे अ तहा महाभीमे ॥ ३६ ॥

किन्नरकिंपुरिसे सप्पुरिसे, महापुरिसे तहय अइकाए।
महकाए गीअरई, गीअजसे दुन्नि दुन्नि कमा ॥ ३७ ॥

પિશાચનિકાયમાં કાળ તથા મહાકાળ, ભૂતનિકાયમાં સ્વરૂપ તથા પ્રતિરૂપ, યક્ષનિકાયમાં પૂર્ણભદ્ર તથા માણિભદ્ર, રાક્ષસનિકાયમાં ભીમ તથા મહાભીમ, કિન્નરનિકાયમાં કિન્નર તથા કિંપુરૂષ, કિંપુરુષનિકાયમાં સત્પુરૂષ તથા મહાપુરૂષ, મહોરગનિકાયમાં અતિકાય તથા મહાકાય અને આઠમી ગંધર્વનિકાયમાં ગીતરતિ અને ગીતયશ નામના ઇન્દ્રો છે. ( ૩૬-૩૭ )

**चिंधं कलंबसुलसे, वडखट्टंगे असोगचंपयए ।**
**नागे तुंबरु अ झए, खट्टंगविवज्जिया रुक्खा ॥ ३८ ॥**

પિશાચની ધ્વજામાં કદંબ વૃક્ષનું ચિહ્ન હોય છે, તે પ્રમાણે ભૂતની ધ્વજામાં સુલસ વૃક્ષનું, યક્ષની ધ્વજામાં વડ વૃક્ષનું, રાક્ષસની ધ્વજામાં ખટ્વાંગ( તાપસનું ઉપકરણ વિશેષ )નું, કિંનરની ધ્વજામાં અશોક વૃક્ષનું, કિંપુરૂષની ધ્વજામાં ચંપક વૃક્ષનું, મહોરગની ધ્વજામાં નાગવૃક્ષનું અને ગંધર્વની ધ્વજામાં તુંબરૂ વૃક્ષનું ચિહ્ન હોય છે. ( ૩૮ )

**जक्खपिसायमहोरग-गंधव्वा साम किन्नरा नीला ।**
**रक्खस्स किंपुरिसाऽवि अ, धवला भूआ पुणो काला ॥ ३९ ॥**

યક્ષ, પિશાચ, મહોરગ અને ગંધર્વનો વર્ણ શ્યામ છે, કિન્નરનો નીલ વર્ણ છે, રાક્ષસ તથા કિંપુરૂષનો ધવલવર્ણ છે તેમજ ભૂત દેવોનો વર્ણ શ્યામ છે. ( ૩૯ )

**अणपन्नी पणपन्नी, इसिवाई अ भूअवाइए चेव ।**
**कंदी अ महाकंदी, कोहंडे चेव पयए अ ॥ ४० ॥**

**इय पढमजोयणसए, रयणाए अट्ठ वंतरा अवरे ।**
**तेसु इह सोलसिंदा, रुअग अहो दाहिणुत्तरओ ॥ ४१ ॥**

અણુપન્ની-પણુપન્ની-ઋષિવાદી-ભૂતવાદી-કંદિત-મહાકંદિત-કોહંડ અને પતંગ એ આઠ વાણવ્યંતરના ભેદો છે. તે આઠેય વાણવ્યંતરો રત્નપ્રભાના પ્રથમ સો યોજનમાંથી ઉપર નીચે દશ-દશ યોજન છોડીને બાકીના એંશી યોજનમાં રહેલા છે. અને તેમાં પણ દક્ષિણ-ઉત્તરના ભેદથી કુલ સોળ ઇન્દ્રો છે. (૪૦-૪૧)

**सन्निहिए सामाणे, धाइ विहाए इसिय इसिवाले ।**
**ईसर महेसरेवि य, हवइ सुवच्छे विसाले य ॥ ४२ ॥**

**हासे हासरईवि य, सेए य भवे तहा महासेए ।**
**पयंगे पयगवईवि य, सोलस इंदाण नामाइं ॥ ४३ ॥**

સંનિહિત-સામાન, ધાતા-વિધાતા, ઋષી-ઋષીપાલ, ઈશ્વર-મહેશ્વર, સુવત્સ-વિશાલ, હાસ્ય-હાસ્યરતિ, શ્વેત-મહાશ્વેત, તથા પતંગ-પતગપતિ એમ આઠે વ્યંતરમાં દક્ષિણ-ઉત્તર દિશાના સોળ ઇન્દ્રોનાં નામો અનુક્રમે જાણવા. ( ૪૨-૪૩ )

सामाणियाण चउरो, सहस्स सोलस य आयरक्खाणं ।
पत्तेयं सव्वेसिं, वंतरवई ससिरवीणं च ॥ ४४ ॥

વ્યંતરેન્દ્ર ( ઉપલક્ષણથી વાણવ્યંતરેન્દ્ર ) તથા ચન્દ્ર અને સૂર્ય એ પ્રત્યેકને ચાર ચાર હજાર સામાનિક દેવો તથા સોળ-સોળ હજાર આત્મરક્ષક દેવો હોય છે. ( ૪૪ )

इंदसमंतायतीसा, परिसतिया रक्खलोगपाला य ।
अणिय पइण्णा अभिओगा, किब्बिसं दस भवण वेमाणी ॥४५॥

ઈન્દ્ર[૧]-સામાનિક[૨]-ત્રાયસ્ત્રિંશક[૩]-પાર્ષદ્ય[૪] ( પર્ષદા-સભામાં બેસાડવા યોગ્ય )-આત્મરક્ષક[૫]-લોકપાળ[૬]-અનીક[૭] ( સૈન્ય )-પ્રકીર્ણ[૮]-આભિયોગિક[૯] ( નોકર-ચાકર ) અને કિલ્બિષિક[૧૦] એમ ભુવનપતિ તથા વૈમાનિકમાં દેવોના દશ પ્રકારો છે. [ સાથે સાથે સમજવું કે વ્યંતર-જ્યોતિષીમાં ત્રાયસ્ત્રિંશક અને લોકપાલ સિવાય આઠ પ્રકારના દેવો છે. ] ( ૪૫ )

गंधव्वनट्टहयगय-रहभडअणियाणि सव्वइंदाणं ।
वेमाणियाण वसहा, महिसा य अहोनिवासीणं ॥ ४६ ॥

ગંધર્વ-નટ-ઘોડા-હાથી-રથ અને સુભટ એમ છ પ્રકારનું સૈન્ય તો સર્વ ઈન્દ્રોને હોય છે, સાતમા પ્રકારમાં વૈમાનિકને વૃષભ તેમજ ભુવનપતિ વ્યંતરને પાડો હોય છે; જ્યારે જ્યોતિષીને તો છ જ પ્રકાર છે. (૪૬)

तित्तीस तायतीसा, परिस तिआ लोगपाल चत्तारि ।
अणिआणि सत्त सत्त य, अणियाहिव सव्वइंदाणं ॥ ४७ ॥

नवरं वंतरजोइस-इंदाण न हुंति लोगपालाओ ।
तायत्तीसभिहाणा, तियसावि य तेसिं नहु हुंति ॥ ४८ ॥

તેત્રીશ ત્રાયસ્ત્રિંશક દેવો, ત્રણ પર્ષદા, ચાર લોકપાલો, સાત પ્રકારનું સૈન્ય, સૈન્યના સાત અધિપતિ, એટલો પરિવાર સર્વ ઈન્દ્રોને હોય; પરંતુ વ્યંતર તથા જ્યોતિષીના ઈન્દ્રોને લોકપાલ દેવો તેમજ ત્રાયસ્ત્રિંશક નામના દેવો હોતા નથી. ( ૪૭ ૪૮ )

समभूतलाओ अट्ठहिं, दसूणजोयणसएहिं आरब्भ ।
उवरि दसुत्तरजोयण-सयम्मि चिट्ठंति जोइसिया ॥ ४९ ॥

સમભૂતલા પૃથ્વીથી સાતસો નેવું યોજન ઊંચે ગયા બાદ એકસો દશ યોજન સુધીમાં જ્યોતિષી દેવો રહે છે. ( ૪૯ )

तत्थ रवी दसजोयण, असीइ तदुवरि ससी य रिक्खेसु ।
अह भरणि साइ उवरिं, बहि मूलोऽब्भितरे अभिई ॥ ५० ॥

**तार रवि चंद रिक्खा, बुह सुक्का जीव मंगल सणिया ।**
**सगसयनउय दस असिइ, चउ चउ कमसो तिया चउसु ॥५१॥**

સમભૂતલાથી ૭૯૦ યોજન બાદ દશ યોજનને અંતરે સૂર્ય છે, ત્યાંથી ૮૦ યોજન દૂર ચંદ્ર છે, ત્યાર પછી નક્ષત્રો છે, તેમાં સર્વથી નીચે ભરણી અને સર્વથી ઉપર સ્વાતિ નક્ષત્ર છે, મૂલ નક્ષત્ર મંડલથી બાહ્ય હોય છે અને અભિજિત્ નક્ષત્ર મંડલથી અંદર પડતું હોય છે. સમભૂતલાથી ૭૯૦ યોજને તારા, ત્યારબાદ દશ યોજને સૂર્ય, પછી ૮૦ યોજને ચંદ્ર, ત્યારબાદ ચાર યોજને નક્ષત્રમંડલ, ત્યારબાદ ચાર યોજને બુધ, ત્યારબાદ ત્રણ યોજને શુક્ર, પછી ત્રણ યોજને ગુરૂ, ત્યારબાદ ત્રણ યોજને મંગલ, અને ત્યારબાદ ત્રણ યોજને એટલે સમભૂતલાથી બરાબર નવસો યોજને શનિ છે. ( ૫૦–૫૧ )

**इक्कारस जोयणसय, इगवीसिक्कारसाहिया कमसो ।**
**मेरुअलोगाबाहं, जोइसचक्कं चरइ ठाइ ॥ ५२ ॥**

મેરૂથી અગીઆરસો એકવીશ યોજનની તથા અલોકથી અગીઆર સો અગીઆર યોજનની અબાધાએ જ્યોતિષ્ચક્ર ફરે છે અને સ્થિર રહે છે. ( ૫૨ )

**अद्धकविट्ठाऽऽगारा, फलिहमया रम्म जोइसविमाणा ।**
**वंतरनयरेहिंतो, संखिज्जगुणा इमे हुंति ॥ ५३ ॥**

**ताइं विमाणाइं पुण, सव्वाइं हुंति फालिहमयाइं ।**
**दगफालिहमया पुण, लवणे जे जोइसविमाणा ॥ ५४ ॥**

જ્યોતિષી દેવોનાં વિમાનો અર્ધકોઠાના આકારવાળા સ્ફટિક રત્નમય તેમજ ઘણાં સુંદર હોય છે, વળી વ્યંતર દેવોનાં નગરાઓ( ભુવનો )ની અપેક્ષાએ આ જ્યોતિષીનાં વિમાનો સંખ્યગુણા છે. તે જ્યોતિષીનાં બધા વિમાનો સ્ફટિક રત્નમય છે, તેમાં પણ જે લવણસમુદ્ર ઉપર આવેલાં છે તે દગસ્ફટિકમય એટલે પાણીને પણ ફોડીને-ભેદીને પ્રકાશ આપી શકે તેવા છે. ( ૫૩–૫૪ )

**जोयणिगसट्ठिभागा, छप्पन्नऽडयाल गाउदुइगद्धं ।**
**चंदाइविमाणाया-मवित्थडा अद्धमुच्चत्तं ॥ ५५ ॥**

ચંદ્રનું વિમાન એક યોજનના એકસઠિયા છપ્પન ભાગ ( $\frac{56}{61}$ ) જેવડું, સૂર્યનું વિમાન એકસઠિયા અડતાલીશ ભાગ ( $\frac{48}{61}$ ) જેવડું, ગ્રહનું વિમાન બે ગાઉનું, નક્ષત્રોનું વિમાન એક ગાઉનું તેમજ તારાઓનું વિમાન અર્ધો ગાઉ લાંબું પહોળું છે. દરેકના વિમાનની ઊંચાઈ લંબાઈ-પહોળાઈથી અર્ધ જાણવી. ( ૫૫ )

**पणयाललक्खजोयण, नरखित्तं तत्थिमे सया भमिरा ।**
**नरखित्ताओ बहिं पुण, अद्धपमाणा ठिआ निच्चं ॥ ५६ ॥**

પીસ્તાલીશ લાખ યોજનપ્રમાણ મનુષ્યક્ષેત્રમાં આ જ્યોતિષીના વિમાનો સદાકાળ પરિભ્રમણ કરવાવાળાં છે, અને મનુષ્યક્ષેત્રની બહાર જે જ્યોતિષીનાં વિમાનો છે તે સદાકાળ સ્થિર તેમજ પૂર્વોક્ત લંબાઈ, પહોળાઇ તથા ઉંચાઇના પ્રમાણથી અર્ધ પ્રમાણવાળાં છે. ( ૫૬ )

ससिरविगहनक्खत्ता, तारा हुंति हु जहुत्तरं सिग्घा ।
विवरीया उ महड्ढीआ, विमाणवहगा कमेणेसिं ॥ ५७ ॥

सोलस सोलस अड चउ, दो सुरसहसा पुरो य दाहिणओ ।
पच्छिम उत्तर सीहा, हत्थी वसहा हया कमसो ॥ ५८ ॥

गह अट्ठासी नक्खत्त, अडवीसं तारकोडिकोडीणं ।
छासट्ठिसहस नवसय, पणसत्तरि एगससिसिन्नं ॥ ५९ ॥

ચન્દ્ર–સૂર્ય–ગ્રહ–નક્ષત્ર અને તારા એ અનુક્રમે એક પછી એક શીઘ્ર ગતિવાળા હોય છે, અને ઋદ્ધિમાં એક એકથી અનુક્રમે ઊતરતા હોય છે. ચન્દ્રના વિમાનને વહન કરનારા દેવોની સંખ્યા ૧૬૦૦૦, સૂર્યના વિમાનને વહન કરનાર ૧૬૦૦૦, ગ્રહોના વિમાનને વહન કરનાર ૮૦૦૦, નક્ષત્ર વિમાનને વહન કરનાર ૪૦૦૦, તેમજ તારાના વિમાનને વહન કરનાર બે હજાર દેવોની સંખ્યા હોય છે, અને તે વિમાનને વહન કરનારા દેવો પૈકી વિમાનની પૂર્વ દિશાએ રહેનારા સિંહનું, દક્ષિણ દિશામાં રહેનારા હાથીનું, પશ્ચિમ દિશામાં રહેનારા વૃષભનું અને ઉત્તર દિશાએ રહેનારા અશ્વનું રૂપ ધારણ કરે છે. ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્ર, ૬૬૯૭૫ કોડાકોડી તારાઓ એટલો એક ચન્દ્રનો પરિવાર છે. ( ૫૭–૫૮–૫૯ )

कोडाकोडी सन्नं–तरंति मन्नंति खित्तथोवतया ।
केई अन्ने उस्से–हंगुलमाणेण ताराणं ॥ ६० ॥

કોઈક આચાર્યો ' કોડાકોડી 'ને સંજ્ઞાંતર–નામાંતર કહે છે, કારણ કે મનુષ્યક્ષેત્ર થોડું છે, વળી કોઈક આચાર્યો તારાઓના વિમાનને ઉત્સેધાંગુલથી માપવાનું કહે છે. ( ૬૦ )

किण्हं राहुविमाणं, निच्चं चंदेण होइ अविरहियं ।
चउरंगुलमप्पत्तं, हिट्ठा चंदस्स तं चरइ ॥ ६१ ॥

કૃષ્ણવર્ણનું રાહુનું વિમાન નિરંતર ચન્દ્રની સાથેજ હોય છે, તેનાથી દૂર થતું નથી અને ચાર આંગળ વેગળું રહ્યું છતું હંમેશા ચન્દ્રની નીચે ચાલે છે. ( ૬૧ )

तारस्स य तारस्स य, जंबुद्दीवम्मि अंतरं गुरुयं ।
बारसजोयणसहसा, दुन्निसया चेव बायाला ॥ ६२ ॥

निसढो य नीलवंतो, चत्तारिसय उच्च पंचसय कूडा ।
अद्धं उवरिं रिक्खा, चरंति उभयऽट्ठऽबाहाए ॥ ६३ ॥

**छावट्ठा दुन्निसया, जहन्नमेयं तु होइ वाघाए ।**
**निव्वाघाए गुरुलहु, दोगाउ य धणुसया पंच ॥ ६४ ॥**

જંબૂદ્વીપને વિષે એક તારાથી બીજા તારાનું ( મેરુના ) વ્યાઘાતવાળું ઉત્કૃષ્ટ આંતર ૧૨૨૪૨ યોજન છે. નિષધ અને નીલવંત પર્વત ભૂમિથી ચારસો યોજન ઊંચા છે અને તેના ઉપર પાંચસો યોજન ઊંચા નવ શિખરો-કૂટો છે. તે કૂટ ઉપરના ભાગે ૨૫૦ યોજન પહોળાં છે, અને કૂટથી આઠ આઠ યોજનની અબાધાએ નક્ષત્ર-તારાઓ વિગેરે ફરે છે એટલે વ્યાઘાતવાળું જઘન્ય અંતર ૨૬૬ યોજન પ્રમાણ થાય છે. નિર્વ્યાઘાતવાળુ ઉત્કૃષ્ટ અંતર બે ગાઉનું અને જઘન્ય અંતર પાંચસો ધનુષ્યનું છે. ( ૬૨-૬૩-૬૪ )

**माणुसनगाओ बाहिं, चंदा सूरस्स सूर चंदस्स ।**
**जोयणसहस्स पन्ना-सऽणूणगा अंतरं दिट्ठं ॥ ६५ ॥**

માનુષોત્તર પર્વતથી બહાર એક ચન્દ્રથી સૂર્યનું તેમજ સૂર્યથી ચન્દ્રનું અંતર સંપૂર્ણ પચાસ હજાર યોજન પ્રમાણ સર્વજ્ઞ એવા જિનેશ્વર ભગવંતોએ જોયું છે. ( ૬૫ )

**ससि ससि रवि रवि साहिय-जोयणलक्खेण अंतरं होइ ।**
**रविअंतरिया ससिणो, ससिअंतरिया रवी दित्ता ॥ ६६ ॥**

એક ચન્દ્રથી બીજા ચન્દ્રનું તથા એક સૂર્યથી બીજા સૂર્યનુ અંતર કાંઈક અધિક એક લાખ યોજન પ્રમાણ છે, ચન્દ્રો સૂર્યથી અંતરિત છે અને સૂર્યો ચન્દ્રથી અંતરિત છે. ( ૬૬ )

**बहियाओ माणुसुत्तर, चंदा सूरा अवट्ठिउज्जोया ।**
**चंदा अभीइजुत्ता, सूरा पुण हुंति पुस्सेहिं ॥ ६७ ॥**

માનુષોત્તર પર્વતથી બહાર ચન્દ્રો તથા સૂર્યો અવસ્થિત-સ્થિર પ્રકાશવાળા છે, ચન્દ્રો અભિજિત્ નક્ષત્રવડે યુક્ત હોય છે અને સૂર્યો પુષ્યનક્ષત્ર સહિત હોય છે. ( ૬૭ )

**उद्धारसागरदुगे, सड्ढे समएहिं तुल्ल दीवुदही ।**
**दुगुणा दुगुणपवित्थर, वलयागारा पढमवज्जं ॥ ६८ ॥**

**पढमो जोयणलक्खं, वट्टो तं वेढिउं ठिया सेसा ।**
**पढमो जंबुद्दीवो, सयंभुरमणोदही चरमो ॥ ६९ ॥**

અઢી ઉદ્ધાર સાગરોપમના સમયોની જેટલી સંખ્યા થાય તેટલી દ્વીપ-સમુદ્રની એકંદર સંખ્યા છે, પૂર્વ-પૂર્વના દ્વીપ-સમુદ્ર કરતાં પછી પછીના દ્વીપસમુદ્રો બમણા બમણા વિસ્તારવાલા છે. પ્રથમ દ્વીપને વર્જીને બધાય દ્વીપ-સમુદ્રો વલયાકારે ( ચૂડીના આકારે ) છે. પ્રથમ જંબૂદ્વીપ લાખ યોજનનો અને વૃત્ત-ગોળાકારે થાળી સરખો છે, અને બીજા બધા દ્વીપ-સમુદ્રો તેને વીંટીને રહેલા છે. પ્રથમ જંબૂદ્વીપ છે અને છેલ્લો સ્વયંભૂરમણ સમુદ્ર છે. ( ૬૮-૬૯ )

**जंबू धायइ पुक्खर, वारुणिवर खीर घय खोय नंदिसरा।**
**अरुणऽरुणवाय कुंडल, संख रुयग भुयग कुस कुंचा ॥ ७० ॥**

જંબૂદ્વીપ-ધાતકીખંડ-પુષ્કર-વારૂણીવર-ક્ષીરવર ઘૃતવર-ઈક્ષુવર-નંદીશ્વર-અરૂણ-અરૂણોપપાત-કુંડલ-શંખ-રૂચક-ભુજગ-કુશ-ક્રૌંચ વિગેરે કેટલાક દ્વીપોનાં નામો જાણવા. ( ૭૦ )

**पढमे लवणो जलही, बीए कालो य पुक्खराईसु ।**
**दीवेसु हुंति जलही, दीवसमाणेहिं नामेहिं ॥ ७१ ॥**

જંબૂદ્વીપને વીંટીને લવણસમુદ્ર રહ્યો છે, ધાતકીખંડને વીંટીને કાલોદધિ ( સમુદ્ર ) રહ્યો છે અને પુષ્કર વિગેરે દ્વીપો તે નામના સમુદ્રથી જ વીંટાયેલા છે. ( ૭૧ )

**आभरणवत्थगंधे, उप्पलतिलए पउमनिहिरयणे ।**
**वासहरदहनईओ, विजया वक्खार कप्पिंदा ॥ ७२ ॥**

**कुरुमंदरआवासा, कूडा नक्खत्तचंदसूरा य ।**
**अन्नेवि एवमाई, पसत्थवत्थूण जे नामा ॥ ७३ ॥**

**तन्नामा दीवुदही, तिपडोयारा हवंति अरुणाई ।**
**जंबूलवणाईया, पत्तेयं ते असंखिज्जा ॥ ७४ ॥**

**ताणंतिमसूरवरा-वभासजलही परं तु इक्किक्का ।**
**देवे नागे जक्खे, भूए य सयंभुरमणे य ॥ ७५ ॥**

આભૂષણ-વસ્ત્ર-ગન્ધ-કમલ-તિલક-પદ્મ-નિધિ-રત્ન-વર્ષધર- પર્વતો-દ્રહ-નદી-વિજય-વક્ષસ્કાર પર્વતો-કલ્પાવતંસક વિમાનો-કુરૂક્ષેત્ર-મેરૂ-ઇન્દ્રાદિ દેવોનાં નિવાસો કૂટ-નક્ષત્ર-ચન્દ્ર-સૂર્ય વિગેરે સમગ્ર લોકમાં વર્તતી જે પ્રશસ્ત-ઉત્તમ વસ્તુઓ અને તેના નામો છે તે નામવાળા દ્વીપ તથા સમુદ્રો છે. અરૂણદ્વીપથી લઇને ત્રિપ્રત્યયાવતાર નામવાળા દ્વીપ-સમુદ્રો છે. જંબૂ અને લવણ એ નામવાળાં પણ અસંખ્ય દ્વીપ-સમુદ્રો છે. ત્રિપ્રત્યયાવતારમાં છેલ્લો 'સૂર્યવરાવભાસ' સમુદ્ર જાણવો, ત્યારબાદ ત્રિપ્રત્યયાવતારપણું નથી, પરંતુ દેવદ્વીપ-દેવસમુદ્ર, નાગદ્વીપ-નાગસમુદ્ર, યક્ષદ્વીપ-યક્ષસમુદ્ર, ભૂતદ્વીપ-ભૂતસમુદ્ર તથા સ્વયંભૂરમણદ્વીપ અને સ્વયંભૂરમણસમુદ્ર આવેલા છે. ત્યારબાદ અલોક છે. (૭૨-૭૩-૭૪-૭૫)

**वारुणिवर खीरवरो, घयवर लवणो य हुंति भिन्नरसा ।**
**कालो य पुक्खरोदहि, सयंभुरमणो य उदगरसा ॥ ७६ ॥**

**इक्खुरस सेसजलही, लवणे कालोए चरिमि बहुमच्छा ।**
**पणसगदजोयणसय, तणू कमा थोव सेसेसु ॥ ७७ ॥**

વારુણીવર-ક્ષીરવર-ઘૃતવર અને લવણસમુદ્રનાં પાણી નામ પ્રમાણે ગુણવાળાં અર્થાત્ મદિરા-દુધ-ઘી અને મીઠાના જેવા સ્વાદવાળા અનુક્રમે છે, અર્થાત્ જુદાજુદા રસવાળાં છે. કાલોદધિ પુષ્કરસમુદ્ર અને સ્વયંભૂરમણ સમુદ્ર પાણીના જેવા સ્વાદવાળા છે, બાકીના સમુદ્રોનું પાણી શેરડીના રસ જેવું સ્વાદિષ્ટ હોય છે. લવણસમુદ્રમાં ૫૦૦ યોજનના, કાલોદધિમાં ૭૦૦ યોજનના અને સ્વયંભૂરમણમાં ૧૦૦૦ યોજનના પ્રમાણવાળા ઘણા મગરમચ્છ હોય છે. તે સિવાયના સમુદ્રોમાં જુદાજુદા અને નાના પ્રમાણવાળાં ઘણાં જ મગરમચ્છ છે. ( ૭૬-૭૭ )

**दो ससि दो रवि पढमे, दुगुणा लवणम्मि धायईसंडे ।**
**बारस ससि बारस रवि, तप्पभिइ निदिट्ठ ससिरविणो ॥ ७८ ॥**

**तिगुणा पुव्विल्लजुया, अणंतराऽणंतरम्मिखित्तम्मि ।**
**कालोए बायाला, बिसत्तरी पुक्खरद्धम्मि ॥ ७९ ॥**

પહેલાં જંબૂદ્વીપને વિષે બે ચન્દ્ર અને બે સૂર્ય હોય છે, બીજા લવણસમુદ્રમાં ચાર ચન્દ્ર તથા ચાર સૂર્ય હોય છે. ધાતકીખંડમાં બાર ચન્દ્ર અને બાર સૂર્ય હોય છે, હવેના દ્વીપ સમુદ્રોમાં ચન્દ્ર સૂર્યની સંખ્યા પ્રાપ્ત કરવા માટે આગળના દ્વીપ અથવા સમુદ્રના ચન્દ્ર કિંવા સૂર્યની સંખ્યાને ત્રણ-ગુણી કરી તેથી આગળના બધાય દ્વીપ-સમુદ્રોના ચંદ્ર-સૂર્યની સંખ્યા તેમાં ઉમેરતાં જે સંખ્યા આવે તે સંખ્યા જાણવી. એ રીતિએ કાલોદ સમુદ્રમા ( ૧૨×૩=૩૬+૨+૪= ) ૪૨ ચન્દ્ર અને ૪૨ સૂર્ય હોય છે, તેમજ આખા પુષ્કર દ્વીપમાં ૪૨×૩=૧૨૬+૨+૪+૧૨= ) ૧૪૪ અને અર્ધપુષ્કરમાં ૭૨ ચન્દ્ર તથા ૭૨ સૂર્ય હોય છે. મનુષ્યક્ષેત્રમાં કુલ ૧૩૨ ચન્દ્ર અને ૧૩૨ સૂર્ય છે. ( ૭૮-૭૯ )

**दो दो ससिरविपंती, एगंतरिया छसठि संखा य ।**
**मेरुं पयाहिणंती, माणुसखित्ते परियडंति ॥ ८० ॥**

છાસઠ-છાસઠ સંખ્યાવાળી ચન્દ્રની બે અને છાસઠ છાસઠ સંખ્યાવાળી સૂર્યની બે પંક્તિઓ છે, બન્ને પંક્તિઓ મનુષ્યક્ષેત્રમાં મેરૂને પ્રદક્ષિણા આપતી સદાકાળ પરિભ્રમણ કરે છે. (૮૦)

**छप्पन्नं पंतीओ, नक्खत्ताणं तु मणुयलोगम्मि ।**
**छावट्ठी छावट्ठी, होई इक्किक्किआ पंती ॥ ८१ ॥**

મનુષ્યક્ષેત્રમાં નક્ષત્રોની છપ્પન પંક્તિઓ છે, તે મેરૂથી ચારે દિશામાં માનુષોત્તર પર્વત સુધી સૂર્યકિરણોની માફક રહેલી હોય તેમ દેખાય છે, તે પ્રત્યેક પંક્તિમાં ૬૬-૬૬ નક્ષત્રો હોય છે. (૮૧)

**एवं गहाइणोऽवि हु, नवरं धुवपासवत्तिणोतारा ।**
**तं चिय पयाहिणंता, तत्थेव सया परिभमंति ॥ ८२ ॥**

નક્ષત્રોની પંક્તિ સંબંધી જે પ્રમાણે વ્યવસ્થા બતાવવામાં આવી છે તે જ પ્રમાણે ગ્રહ વિગેરેની પંક્તિ વ્યવસ્થા સમજવી, એટલું વિશેષ છે કે બે ચન્દ્રનો પરિવાર ૧૭૬ ગ્રહોનો હોવાથી ગ્રહોની

પંક્તિઓ પણ ૧૭૬ હોય છે અને પ્રત્યેક પંક્તિમાં ૬૬-૬૬ ગ્રહોની સંખ્યા જાણવી. વળી અચળ એવા ધ્રુવ તારાઓની સમીપમાં વર્તતા અન્ય તારાના વિમાનો તે ધ્રુવ તારાઓને જ પ્રદક્ષિણા દેયા કરે છે. ( ૮૨ )

चउयालसयं पढमि-ल्लयाए पंतीए चंदसूराणं ।
तेण परं पंतीओ, चउरुत्तरिआए वुड्ढीए ॥ ८३ ॥

बावत्तरि चंदाणं, बावत्तरि सूरियाण पंतीए ।
पढमाए अंतरं पुण, चंदा चंदस्स लक्खदुगं ॥ ८४ ॥

जो जावइ लक्खाई, वित्थरओ सागरो य दीवो वा ।
तावइआओ य तहिं, चंदासूराण पंतीओ ॥ ८५ ॥

મનુષ્યક્ષેત્ર બહારના પુષ્કરાર્ધની પ્રથમ પંક્તિમાં ૧૪૪-ચન્દ્ર-સૂર્યની સંખ્યા છે અને તે પંક્તિથી આગળ પ્રત્યેક પંક્તિમાં ચાર ચન્દ્ર અને ચાર સૂર્યની વૃદ્ધિ કરવી. પ્રથમ પંક્તિમાં ૭૨ ચન્દ્ર અને ૭૨ સૂર્ય હોય. એ પ્રથમ પંક્તિમાં ચન્દ્રથી ચન્દ્રનું બે લાખ યોજન પ્રમાણ અંતર હોય છે. જે દ્વીપ અથવા સમુદ્ર જેટલા લાખ યોજન વિસ્તારવાળો હોય ત્યાં તેટલી સંખ્યા પ્રમાણ ચન્દ્ર-સૂર્યની પંક્તિઓ જાણવી. ( ૮૩-૮૪-૮૫ )

पनरस चुलसीइसयं, इह ससिरविमंडलाइं तक्खित्तं ।
जोयणपणसयदसहिअ, भागा अडयाल इगसट्ठा ॥ ८६ ॥

तीसिगसट्ठा चउरो, एगिगसट्ठस्स सत्तभइयस्स ।
पणतीसं च दुजोयण, ससिरविणो मंडलंतरयं ॥ ८७ ॥

पणसट्ठी निसढम्मि य, तत्तिय बाहा दुजोयणंतरिया ।
एगुणवीसं च सयं, सूरस्स य मंडला लवणे ॥ ८८ ॥

मंडलदसगं लवणे, पणगं निसढम्मि होइ चंदस्स ।
मंडलअंतरमाणं, जाणपमाणं पुरा कहियं ॥ ८९ ॥

ससिरविणो लवणम्मि य, जोयणसयतिण्णि तीसअहियाइं ।
असिअं तु जोयणसयं, जंबुदीवम्मि पविसंति ॥ ९० ॥

આ જંબૂદ્વીપ સંબંધી ચન્દ્રના ૧૫ મંડલો છે અને સૂર્યના ૧૮૪ મંડલો છે, તેમજ બન્નેના મંડળોનું ચારક્ષેત્ર ( જંબૂ-લવણનું મળી ) ૫૧૦ યોજન અને એક યોજનના એકસઠિયા અડતાલીશ

ભાગ તેટલું અધિક છે. પાંત્રીશ યોજન અને એક યોજનના એકસઠ ભાગ કરીએ તેવા ત્રીશ ભાગ તથા એકસઠિયા એક ભાગના સાત ભાગ કરીએ તેવા ચાર ભાગ ( ૩૫ યો० $\frac{30}{61}$ ભાગ $\frac{4}{7}$ પ્રતિભાગ )નું પરસ્પર ચન્દ્રમંડળનું અંતર હોય છે. તથા સૂર્યમંડળોનું અંતર બે યોજનનું છે. વળી સૂર્યના ૧૮૪ મંડળો પૈકી ૬૫ મંડળો જંબૂદ્વીપમાં પડે છે, તેમાં ૬૨ નિષધ ઉપર અને ત્રણ તેજ પર્વતની બાહા ઉપર પડે છે, તથા ૧૧૯ મંડલો લવણસમુદ્રમાં પડે છે. ચન્દ્રનાં ૧૫ મંડલો પૈકી ૧૦ મંડલો લવણ સમુદ્રમાં અને પાંચ મંડલો જંબુદ્વીપના નિષધ પર્વત ઉપર પડે છે. મંડલનું અંતર પ્રમાણ પ્રથમ કહ્યું તે જાણવું. સૂર્ય અને ચન્દ્રનું ૫૧૦ યો० $\frac{48}{61}$ ભાગનું જે કુલ ચારક્ષેત્ર છે તેમાં ૩૩૦ યોજન લવણ સમુદ્રમાં છે અને પાછા ફરતાં આ બન્ને સૂર્ય-ચન્દ્રના વિમાનો જંબુદ્વીપમાં ૧૮૦ યોજન સુધી પ્રવેશ કરીને અટકે છે. આ પ્રમાણે ચારક્ષેત્ર કહ્યું. ( ૮૬-૮૭-૮૮-૮૯-૯૦ )

**गहरिक्खतारसंखं, जत्थेच्छसि नाउमुदहि दीवे वा ।**
**तस्स सिहि एगससिणो, गुणसंखं होइ सव्वग्गं ॥ ९१ ॥**

જે દ્વીપ અથવા સમુદ્ર સંબંધી ગ્રહ, નક્ષત્ર અને તારાઓની સંખ્યા જાણવાની ઈચ્છા થાય તે દ્વીપ-સમુદ્ર સંબંધી ચન્દ્ર અથવા સૂર્યની સંખ્યા સાથે એક ચન્દ્રના પરિવારભૂત ૮૮ ગ્રહાદિ સંખ્યાનો ગુણાકાર કરવાથી સર્વ સંખ્યા પ્રાપ્ત થશે. ( ૯૧ )

**बत्तीसऽट्ठावीसा, बारस अड चउ विमाणलक्खाइं ।**
**पन्नास चत्त छ सहस, कमेण सोहम्ममाईसु ॥ ९२ ॥**

**दुसु सयचउ दुसु सय तिग-मिगारसहियं सयं तिगे हिट्ठा ।**
**मज्झे सत्तुत्तरसय-मुवरितिगे सयमुवरि पंच ॥ ९३ ॥**

સૌધર્મ દેવલોકમાં ૩૨ લાખ વિમાનો છે, ઇશાન દેવલોકે ૨૮ લાખ, સનત્કુમારમાં ૧૨ લાખ, માહેન્દ્રમાં ૮ લાખ, બ્રહ્મદેવલોકે ૪ લાખ, લાંતકમાં ૫૦ હજાર, મહાશુક્રમાં ૪૦ હજાર, સહસ્રારમાં ૬ હજાર, આનત-પ્રાણત બન્નેના ભેગા થઈ ૪૦૦, આરણ-અચ્યુતના ભેગા મળી ૩૦૦, પ્રથમની ત્રણ ગ્રૈવેયકમાં ૧૧૧, મધ્યમ ત્રણ ગ્રૈવેયકમાં ૧૦૭, ઉપરિતન ત્રણ ગ્રૈવેયકમાં ૧૦૦ અને અનુત્તર દેવલોકમાં પાંચ વિમાનો છે. ( ૯૨-૯૩ )

**चुलसीइलक्खसत्ता-णवइ सहस्सा विमाण तेवीसं ।**
**सव्वग्गमुड्ढलोग-म्मि इंदया बिसट्ठि पयरेसु ॥ ९४ ॥**

વૈમાનિક નિકાયમાં [ આવલિકાગત અને પુષ્પાવકીર્ણ એ બન્નેની સંખ્યા ભેગી કરતાં ] એકંદર ૮૪૯૭૦૨૩ વિમાનોની સંખ્યા ઊર્ધ્વલોકે પ્રાપ્ત થાય છે, પ્રત્યેક પ્રતરે ઇન્દ્રક વિમાનો હોવાથી સર્વ પ્રતરોનાં થઇ ૬૨ ઇન્દ્રક વિમાનો છે. ( ૯૪ )

**चउदिसि चउपंतीओ, बासट्ठि विमाणिया पढमपयरे ।**
**उवरि इक्किक्कहीणा, अणुत्तरे जाव इक्किक्कं ॥ ९५ ॥**

પ્રત્યેક દેવલોકે ચાર દિશામાં વિમાનોની ચાર પંક્તિઓ હોય છે, તેમાં પ્રથમ પ્રતરે ૬૨-૬૨ વિમાનોની ચાર પંક્તિઓ છે, ત્યારબાદ ઉપરનાં પ્રતરોમાં એક એક વિમાન સંખ્યા ચારે પંક્તિમાંથી ઓછી કરતા જવું. યાવત્ અનુત્તરે ચારે દિશામાં એક એક વિમાન રહે. ( ૯૫ )

**इंदय वट्टा पंतिसु, तो कमसो तंसचउरंसावट्टा।**
**विविहा पुप्फवकिण्णा, तयंतरे मुत्तु पुव्वदिसिं ॥ ९६ ॥**

સર્વ વિમાનોની મધ્યે ઈન્દ્રક વિમાન હોય છે અને તે ગોળાકારે છે, ત્યારબાદ પંક્તિમાં પ્રથમ ત્રિકોણ ત્યારબાદ સમચોરસ અને ત્યારબાદ ગોળ, પુનઃ ત્રિકોણ-સમચોરસ અને ગોળ વિમાનો હોય એ પ્રમાણે ઠેઠ સુધી જાણવું. પુષ્પાવકીર્ણ વિમાનો વિવિધ આકારવાળાં છે અને તે પૂર્વદિશાની પંક્તિને વર્જીને શેષ ત્રણે પંક્તિના આંતરામાં હોય છે. ( ૯૬ )

**वट्टं वट्टेसुवरिं, तंसं तंसस्स उवरिमं होइ।**
**चउरंसे चउरंसं, उड्ढं तु विमाणसेढीओ ॥ ९७ ॥**

પ્રથમ પ્રતરે જે સ્થાને ગોળ વિમાન હોય તેની ઉપરના પ્રતરે સમશ્રેણીએ ગોળ વિમાન જ હોય, ત્રિકોણ ઉપર ત્રિકોણ જ હોય, અને સમચોરસ ઉપર સમચોરસ જ હોય. એ પ્રમાણે ઊર્ધ્વ વિમાનની શ્રેણીઓ રહેલી છે. ( ૯૭ )

**सव्वे वट्टविमाणा, एगदुवारा हवंति नायव्वा।**
**तिण्णि य तंसविमाणे, चत्तारि य हुंति चउरंसे ॥ ९८ ॥**

સર્વે ગોળાકાર વિમાનોને એક જ દ્વાર હોય છે, ત્રિકોણ વિમાનોને ત્રણ દ્વાર હોય છે અને સમચોરસ વિમાનો ચાર દ્વારવાળાં છે. ( ૯૮ )

**आवलियविमाणाणं, अंतरं नियमसो असंखिज्जं।**
**संखिज्जमसंखिज्जं भणियं पुप्फावकिण्णाणं ॥ ९९ ॥**

આવલિકા-પંક્તિગત વિમાનોમાં એક વિમાનથી બીજા વિમાનનું અંતર અવશ્ય અસંખ્યાત યોજનનું હોય છે, જ્યારે પુષ્પાવકીર્ણ વિમાનોનું અંતર સંખ્યાત યોજન તથા અસંખ્યાત યોજન બન્ને રીતિએ હોય છે. ( ૯૯ )

**एगं देवे दीवे, दुवे य नागोदहीसु बोद्धव्वे।**
**चत्तारि जक्खदीवे, भूयसमुद्देसु अट्ठेव ॥१००॥**

**सोलस सयंभुरमणे, दीवेसु पइट्ठिया य सुरभवणा।**
**इगतीसं च विमाणा, सयंभुरमणे समुद्दे य ॥१०१॥**

પ્રથમપ્રતરે પંક્તિગત આસઠ વિમાનો પૈકી એક વિમાન દેવ દ્વીપઉપર, ૨ નાગ સમુદ્રઉપર, ૪ યક્ષદ્વીપઉપર, ૮ ભૂત સમુદ્ર ઉપર, ૧૬ સ્વયંભૂરમણદ્વીપ ઉપર અને ૩૧ સ્વયંભૂરમણ સમુદ્ર ઉપર રહેલા છે. ( ૧૦૦-૧૦૧ )

**अचंतसुरहिगंधा, फासे नवणीयमउअसुहफासा ।**
**निच्चुज्जोआ रम्मा, सयंपहा ते विरायंति ॥१०२॥**

અત્યંત સુરભિગંધવાળાં, માખણથી પણ કોમળ અને સુખકારી સ્પર્શવાળાં, નિરંતર ઉદ્યોત-ઝળહળાટવાળાં, રમણીય તેમજ સ્વયંકાંતિવાળા તે વિમાનો ઘણાજ શોભે છે. ( ૧૦૨ )

**जे दक्खिणेण इंदा, दाहिणओ आवली मुणेयव्वा ।**
**जे पुण उत्तरइंदा, उत्तरओ आवली तेसिं ॥१०३॥**

**पुव्वेण पच्छिमेण य, सामण्णा आवली मुणेयव्वा ।**
**जे पुण वट्टविमाणा, मज्झिल्ला दाहिणिल्लाणं ॥१०४॥**

**पुव्वेण पच्छिमेण य, जे वट्टा तेवि दाहिणिल्लस्स ।**
**तंसचउरंसगा पुण, सामण्णा हुंति दुण्हंपि ॥१०५॥**

દક્ષિણ દિશામાં રહેલા આવલિકાગત વિમાનો તે દક્ષિણેન્દ્રોનાં જાણવા, અને ઉત્તરદિશામાં રહેલા આવલિકાગત વિમાનો ઉત્તરેન્દ્રોનાં જાણવા. પૂર્વ અને પશ્ચિમ દિશાની પંક્તિમાં રહેલા વિમાનો બન્નેનાં સામાન્ય જાણવા, પરંતુ વચ્ચે વચ્ચે રહેલા જે ગોળ વિમાનો છે તે દક્ષિણેન્દ્રોનાં સમજવા. એ જ વાતને આ ગાથાથી પુષ્ટ કરે છે કે—પૂર્વ તથા પશ્ચિમ દિશામાં જે ગોળ વિમાનો છે તે દક્ષિણેન્દ્રોનાં છે, ત્રિકોણ તથા સમચોરસ વિમાનો દક્ષિણેન્દ્ર તથા ઉત્તરેન્દ્ર બન્નેની માલીકીનાં સામાન્ય છે. ( ૧૦૩-૧૦૪-૧૦૫ )

**पागारपरिक्खित्ता, वट्टविमाणा हवंति सव्वेवि ।**
**चउरंसविमाणाणं, चउद्दिसिं वेइया होइ ॥१०६॥**

આવલિકા પ્રવિષ્ટ સર્વે ગોળ વિમાનો એક બાજુએ ગઢથી વીંટળાએલા છે તથા ચઉખૂણા વિમાનોની ચારે બાજુએ વેદિકા ( કાંગરા રહિત ગઢ ) હોય છે. ( ૧૦૬ )

**जत्तो वट्टविमाणा, तत्तो तंसस्स वेइया होइ ।**
**पागारो बोद्धव्वो, अवसेसेसुं तु पासेसुं ॥१०७॥**

જે દિશાએ ગોળ વિમાનો છે તેની સન્મુખ ત્રિકોણ વિમાનોને વેદિકા હોય છે, અને બાકીની બે દિશામાં કાંગરા સહિત ગઢ હોય છે. ( ૧૦૭ )

**पढमंतिमपयरावलि-विमाणमुहभूमितस्समासऽद्धं ।**
**पयरगुणमिट्ठकप्पे, सव्वग्गं पुप्फकिण्णयरे ॥१०८॥**

પ્રથમ પ્રતરગત પંક્તિનાં વિમાનોની સંખ્યા તે મુખ અને અન્તિમ પ્રતરોની પંક્તિગત વિમાન-સંખ્યા તે ભૂમિ કહેવાય, એ બન્ને સંખ્યાનો સરવાળો કરી તેનું અર્ધ કર્યા બાદ ઈષ્ટ દેવલોકના પ્રતરોની સંખ્યા સાથે ગુણવાથી આવલિકાગત વિમાનસંખ્યા પ્રાપ્ત થશે, અને કુલ વિમાનસંખ્યામાંથી બાદ કરતા બાકીની પુષ્પાવકીર્ણ વિમાનોની સંખ્યા આવશે. ( ૧૦૮ )

**इगदिसि पंतिविमाणा, तिविभत्ता तंसचउरंसा वट्टा ।**
**तंसेसु सेसमेगं, खिव सेसदुगस्स इक्किकं ॥१०९॥**

**तंसेसु चउरंसेसु य, तो रासितिगंपि चउगुणं काउं ।**
**वट्टेसु इंदयं खिव, पयरधणं मीलियं कप्पे ॥११०॥**

કોઈપણ એક દિશાગત પંક્તિના વિમાનો ત્રણભાગે સરખા વ્હેંચી નાંખવા, વ્હેંચતા જો એક સંખ્યા શેષ રહે તો ત્રિકોણ વિમાનોમાં એક સંખ્યા ઉમેરવી, બે વધે તો ત્રિકોણ તથા સમચોરસ બન્ને વિમાનોમાં એક એક સંખ્યા ઉમેરવી. પછી તે પ્રત્યેક સંખ્યાને ચારે ગુણી નાંખવી, વૃત્તરાશિ જે આવે તેમાં ઈન્દ્રક વિમાન ઉમેરવું, એમ કરવાથી ઇષ્ટ ઇષ્ટ પ્રતરે તથા પરિણામે ઈષ્ટ કલ્પે ત્રિકોણ-સમચોરસ તથા વૃત્તવિમાનોની પૃથક્ સંખ્યા પ્રાપ્ત થશે. ( ૧૦૯-૧૧૦ )

**कप्पेसु य मिये महिसो, वराह सीहा य छगल सालूरा ।**
**हय गय भुयंग खग्गी, वसहा विडिमाइं चिंधाइं ॥१११॥**

મૃગ, મહિષ, વરાહ ( ભુંડ ), સિંહ, બોકડો, દેડકો, ઘોડો, હાથી, સર્પ, ગેંડો, વૃષભ તથા જાતિવિશેષ મૃગનું અનુક્રમે સૌધર્માદિ બાર દેવલોકના દેવોનાં મુકુટને વિષે ચિન્હ હોય છે. (૧૧૧)

**चुलसी असिइ बावत्तरि, सत्तरि सट्ठी य पन्न चत्ताला ।**
**तुल्लसुर तीस वीसा, दस सहस्सा आयरक्ख चउगुणिया॥११२॥**

સૌધર્મેન્દ્રના સામાનિક દેવો ૮૪૦૦૦, ઈશાનેન્દ્રના ૮૦૦૦૦, સનત્કુમારના ૭૨૦૦૦, માહેન્દ્રના ૭૦૦૦૦, બ્રહ્મેન્દ્રના ૬૦૦૦૦, લાંતકના ૫૦૦૦૦, શુક્રના ૪૦૦૦૦, સહસ્રારના ૩૦૦૦૦, આનત-પ્રાણતના ૨૦૦૦૦ અને આરણ અચ્યુતના ૧૦૦૦૦ સામાનિક દેવો છે, તેનાથી ચાર ગુણા પ્રત્યેકના આત્મરક્ષક દેવો છે. (૧૧૨)

**दुसु तिसु तिसु कप्पेसु, घणुदहि घणवाय तदुभयं च कमा ।**
**सुरभवणपइट्ठाणं, आगासपइट्ठिया उवरिं ॥११३॥**

પ્રથમના બે દેવલોકને ઘનોદધિનો આધાર, ત્રીજા-ચોથા અને પાંચમા દેવલોકને ઘનવાતનો આધાર, છઠા-સાતમા અને આઠમા દેવલોકને ઘનોદધિ તથા ઘનવાત એ બન્નેનો આધાર છે. તેથી ઉપરના બધા દેવલોક કેવળ આકાશના આધારે છે. (૧૧૩)

**सत्तावीस सयाइं, पुढवीपिंडो विमाणउच्चत्तं ।**
**पंचसया कप्पदुगे, पढमे तत्तो य इक्किकं ॥११४॥**

हायइ पुढवीसु सयं, वड्ढइ भवणेसु दुदुदुकप्पेसु ।
चउगे नवगे पणगे, तहेव जाऽणुत्तरेसु भवे ॥११५॥

इगवीससया पुढवी, विमाणमिक्कारसेव य सयाइं ।
बत्तीस जोयणसया, मिलिया सव्वत्थ नायव्वा ॥११६॥

પહેલા બે દેવલોકને વિષે વિમાનોની પૃથ્વીનું પિંડપ્રમાણ ૨૭૦૦ યોજન હોય છે, અને તેના ઉપર વિમાનોની ઉંચાઈ ૫૦૦ યો૦ હોય છે, ત્યારબાદ ૩-૪, ૫-૬, ૭-૮, ૯-૧૦-૧૧-૧૨, નવગ્રૈવેયક અને પાંચ અનુત્તર દેવલોકને વિષે પૂર્વે કહેલા ૨૭૦૦ યો૦ પિંડપ્રમાણમાંથી અનુક્રમે વિમાનોનાં પિંડ પ્રમાણમાં સો-સો યોજન ઓછા કરતાં જવું અને તે પિંડ ઉપરના વિમાનની ઉંચાઈ જે ૫૦૦ યો૦ પ્રમાણ કહી છે તેમાં અનુક્રમે સો-સો યોજન વધારતાં જવુ. જેથી અનુત્તરમાં ૨૧૦૦ યો૦ પૃથ્વીપિંડ અને ૧૧૦૦ યો૦ વિમાનની ઉંચાઈ આવશે. ( ૧૧૪-૧૧૫-૧૧૬ )

पणचउतिदुवण्ण विमाण, सधय दुसु दुसु य जा सहस्सारो ।
उवरि सिय भवणवंतर-जोइसियाणं विविहवण्णा ॥ ११७ ॥

સૌધર્મ તથા ઇશાન દેવલોકનાં વિમાનો શ્યામ-નીલ-રક્ત-પીત અને શ્વેત એ પંચવર્ણનાં હોય છે, સનત્કુમાર-માહેન્દ્રના શ્યામ સિવાય ચાર વર્ણનાં, બ્રહ્મ-લાંતકના લાલ-પીળો અને ધોળો એમ ત્રણ વર્ણનાં, શુક્ર-સહસ્રારના પીત તથા શ્વેત એમ બે વર્ણનાંજ અને આનતથી લઇ અનુત્તર સુધી બધાય શ્વેતવર્ણનાં વિમાનો છે. (૧૧૭)

रविणो उदयत्थंतर, चउणवइसहस्सपणसयछवीसा ।
बायाल सट्ठिभागा, कक्कडसंकंतिदियहम्मि ॥ ११८ ॥

કર્ક સંક્રાન્તિના દિવસે ( એટલે સર્વાભ્યન્તર મંડલે સૂર્ય હોય ત્યારે ) સૂર્યના ઉદયસ્થાન અને અસ્તસ્થાન વચ્ચેનું અંતર ૯૪૫૨૬ યો૦ અને એક યોજનના સાઠીયા ૪૨ ભાગ પ્રમાણ હોય છે. (૧૧૮)

एयम्मि पुणो गुणिए, तिपंचसगनवहिं होइ कममाणं ।
तिगुणम्मी दो लक्खा, तेसीइसहस्सपंचसया ॥ ११९ ॥

असिई छ सट्ठिभागा, जोयणचउलक्ख बिसत्तरिसहस्सा ।
छच्च सया तेत्तीसा, तीसकला पंचगुणियम्मि ॥ १२० ॥

सत्तगुणे छलुक्खा, इगसट्ठिसहस्स छसय छासीया ।
चउपन्नकला तह नव-गुणम्मि अडलक्ख सड्ढा उ ॥ १२१ ॥

सत्त सया चत्ताला, अट्ठारकला य इय कमा चउरो ।
चंडा चवला जयणा, वेगा य तहा गइ चउरो ॥ १२२ ॥

એ ઉદયાસ્તના અંતરને ત્રણ પાંચ સાત અને નવવડે ગુણવા, ત્રણવડે ગુણતાં ૨,૮૩,૫૮૦ યો૦ ૬/૬૦ સંખ્યા આવે, પાંચવડે ગુણતાં ૪,૭૨,૬૬૩ યો૦ ૩૦/૬૦ ભા૦ સંખ્યા આવે, સાતવડે ગુણતાં ૬,૬૧,૬૮૬ યો૦ ૫૪/૬૦ ભા૦ સંખ્યા આવે, તથા નવવડે ગુણતાં ૮,૫૦,૭૪૦ યો૦ ૧૮/૬૦ ભાગ પ્રમાણ ગુણાકાર પ્રાપ્ત થાય. તે ચારે ગુણાકારની સંખ્યાની અનુક્રમે ચંડા ચવલા જયણા અને વેગા એ ચાર પ્રકારની ગતિ સાથે યોજના કરવી. (૧૧૯-૧૨૦-૧૨૧-૧૨૨)

इत्थ य गई चउत्थिं, जयणयरिं नाम केइ मन्नंति ।
एहिं कमेहिमिमाहिं, गईहिं चउरो सुरा कमसो ॥ १२३ ॥

विक्खंभं आयामं, परिहिं अब्भिंतरं च बाहिरियं ।
जुगवं मिणंति छम्मा-स जाव न तहावि ते पारं ॥ १२४ ॥

पावंति विमाणाणं, केसिंपि हु अहव तिगुणियाईए ।
कमचउगे पत्तेयं, चंडाईगईउ जोइज्जा ॥ १२५ ॥

तिगुणेण कप्पचउगे, पंचगुणेणं तु अट्ठसु मिणिज्जा ।
गेविज्जे सत्तगुणेण, नवगुणेऽणुत्तरचउक्के ॥ १२६ ॥

जोयणलक्खपरिमाणं, निमेसमित्तेण जाइ जो देवा ।
छम्मासेण य गमणं, एगं रज्जू जिणा बिंति ॥ १२७ ॥

કહેલી ચારે ગતિ પૈકી ચોથી વેગા નામની ગતિને કોઇક આચાર્યો ' યવનાન્તર ' ગતિપણ કહે છે, હવે એ ચાર પ્રકારની ગતિમાંથી ચંડા ગતિવાળો ૨,૮૩,૫૮૦ યો૦ ૬/૬૦ ભાગ જેવડા ડગલા વડે પૂર્વે કહેલા વિમાનો પૈકી કોઇ એક વિમાનની પહોળાઇ માપવાની શરૂઆત કરે, ચપલા ગતિ વાળો ૪,૭૨,૬૬૩ યો૦ ૩૦/૬૦ જેવડા ડગલા વડે લંબાઇ માપે, જયણા ગતિવાળો ૬,૬૧,૬૮૬ યો૦ ૫૪/૬૦ જેવડા પગલા વડે વિમાનની અંદરનો ઘેરાવો માપે તથા વેગા ગતિવાળો ૮,૫૦,૭૪૦ યો૦ ૧૮/૬૦ જેવડા પગલા વડે બાહ્ય ઘેરાવો માપવાની શરૂઆત કરે અને માપતા માપતા છ મહિના થાય તો પણ તે વિમાનોની લંબાઈ-પહોળાઇ તથા બાહ્ય-અભ્યંતર પરિધિનો પાર ન પામે. એટલા મોટા તે વિમાનો છે. અથવા કોઇક આચાર્યના મતે-ત્રણગુણું, પાંચગુણ, સાતગુણ અને નવગુણે એ ચારની ચંડા વિગેરે ગતિ સાથે યોજના કરવા સાથે ત્રણગુણા વડે પ્રથમના ચાર દેવલોક, પાંચગુણ વડે પછીના આઠ દેવલોક, સાતગુણ વડે નવગ્રૈવેયક-અને નવગુણ વડે ચાર અનુત્તરના વિમાનો માપવામાં આવે તો વિમાનોનો પાર પમાય છે. ' કોઇ એક દેવ નિમેષ ( આંખના પલકારા ) માત્રમાં એક લાખ યોજનનું પ્રયાણ કરતો થકો સતત પ્રયાણ કરે તો છ માસે એક રાજના પારને પામે છે ' એમ શ્રીજિનેશ્વર દેવો કહે છે. (૧૨૩-૧૨૪-૧૨૫-૧૨૬-૧૨૭)

पढमपयरम्मि पढमे, कप्पे उडुनाम इंदयविमाणं ।
पणयाललक्खजोयण, लक्खं सव्वुवरि सव्वट्ठं ॥ १२८ ॥

સૌધર્મ દેવલોકના પ્રથમ પ્રતરમાં મધ્યે ઉડુ નામનું ઇન્દ્રક વિમાન છે, તે પિસ્તાલીસ લાખ યોજનનું તેમજ વૃત્તાકારે છે અને અનુત્તર વિમાનમાં સર્વથી ઉપર સર્વાર્થસિદ્ધ નામનું વિમાન છે તે એક લાખ યોજન પ્રમાણનું છે. ( ૧૨૮ ).

उडु चंद रयय वग्गू, वीरिय वरुणे तहेव आणंदे ।
बंभे कंचण रुइले, वंचे अरुणे दिसे चेव ॥ १२९ ॥

वेरुलिय रुयग रुइरे, अंके फलिहे तहेव तवणिज्जे ।
मेहे अग्घ हलिद्दे, नलिणे तह लोहियक्खे य ॥ १३० ॥

वइरे अंजण वरमाल, अरिट्ठे तहय देव सोमे अ ।
मंगल बलभद्दे अ, चक्क गया सोत्थि णंदियावत्ते ॥ १३१ ॥

आभंकरे य गिद्धी, केउ गरुले य होइ बोद्धव्वे ।
बंभे बंभहिए पुण, बंभोत्तर लंतए चेव ॥ १३२ ॥

महसुक्क सहस्सारे, आणय तह पाणए बोद्धव्वे ।
पुप्फेऽलंकारे अ, आरणे तहा अच्चुए चेव ॥ १३३ ॥

सुदंसण सुप्पडिबुद्धे मणोरमे चेव होइ पढमतिगे ।
तत्तो य सव्वओभद्दे, विसाले अ सुमणे चेव ॥ १३४ ॥

सोमणसे पीइकरे, आइच्चे चेव होइ तइयतिगे ।
सव्वट्ठसिद्धनामे, सुरिंदया एव बासट्ठी ॥ १३५ ॥

બાસઠ પ્રતરોનાં નામો ઇન્દ્રક વિમાનો આ પ્રમાણે છે;—૧ ઉડુ, ૨ ચન્દ્ર, ૩ રજત, ૪ વલ્ગુ, ૫ વીર્ય, ૬ વરૂણ, ૭ આનંદ, ૮ બ્રહ્મ, ૯ કાંચન, ૧૦ રૂચિર, ૧૧ વંચ ( ચંચ ), ૧૨ અરૂણ, ૧૩ દિશા, ૧૪ વૈડૂર્ય, ૧૫ રૂચક, ૧૬ રૂચિર, ૧૭ અંક, ૧૮ સ્ફટિક, ૧૯ તપનીય, ૨૦ મેઘવિમાન, ૨૧ અર્ઘ, ૨૨ હારિદ્ર, ૨૩ નલિન, ૨૪ લોહિતાક્ષ, ૨૫ વજ્ર, ૨૬ અંજન, ૨૭ વરમાલ, ૨૮ રિષ્ટ, ૨૯ દેવ, ૩૦ સૌમ્ય, ૩૧ મંગલ, ૩૨ બલભદ્ર, ૩૩ ચક્ર, ૩૪ ગદા, ૩૫ સ્વસ્તિક, ૩૬ નન્દાવર્ત્ત, ૩૭ આભંકર, ૩૮ ગૃદ્ધિ, ૩૯ કેતુ, ૪૦ ગરૂડ, ૪૧ બ્રહ્મ, ૪૨ બ્રહ્મહિત, ૪૩ બ્રહ્મોત્તર, ૪૪ લાંતક, ૪૫ મહાશુક્ર, ૪૬ સહસ્રાર, ૪૭ આનત, ૪૮ પ્રાણત, ૪૯ પુષ્પ, ૫૦ અલંકાર, ૫૧ આરણ, ૫૨ અચ્યુત, ૫૩ સુદર્શન, ૫૪ સુપ્રબુદ્ધ, ૫૫ મનોરમ, ૫૬ સર્વતોભદ્ર, ૫૭ વિશાલ, ૫૮ સુમન, ૫૯ સૌમનસ, ૬૦ પ્રીતિકર, ૬૧ આદિત્ય, અને ૬૨ સર્વાર્થસિદ્ધિ. ( ૧૨૯–૧૩૦–૧૩૧૧–૩૨–૧૩૩–૧૩૪–૧૩૫ ).

**पणयालीसं लक्खा, सीमंतय माणुसं उडु सिवं च ।**
**अपइट्ठाणो सव्वट्ठ जंबुदीवो इमं लक्खं ॥ १३६ ॥**

પ્રથમ નરકના પ્રથમ પ્રતરનો **સીમંતક** નામનો નરકાવાસો, અઢીદ્વીપ પ્રમાણ **મનુષ્યક્ષેત્ર,** ઉડુ નામનું વિમાન અને **સિદ્ધશિલા** આટલી વસ્તુઓ આ લોકમાં ૪૫ લાખ યોજનના પ્રમાણની છે. સાતમીનરકનો **અપ્રતિષ્ઠાન** નામનો નરકાવાસો, **સર્વાર્થસિદ્ધ** વિમાન અને **જંબૂદ્વીપ** આટલી વસ્તુઓ આ લોકમાં એક લાખ યોજનના પ્રમાણની છે. ( ૧૩૬ ).

**अहभागा सग पुढवीसु, रज्जू इक्किक्क तह य सोहम्मे ।**
**माहिंद लंत सहसारच्चुय गेविज्ज लोगंते ॥ १३७ ॥**

અધોભાગે સાતે નરક પૃથ્વી એક એક રાજ પ્રમાણ સમજવી, રત્નપ્રભાના ઉપરના તલીઆથી સૌધર્મ દેવલોકે આઠમો રાજ, માહેન્દ્ર દેવલોકે નવમો રાજ, લાન્તકના અંતે દશમો, સહસ્રારે અગીઆરમો, આરણ-અચ્યુતાન્તે બારમો, નવગ્રૈવેયકને અંતે તેરમો, અને સિદ્ધશિલાથી ઉપર લોકાન્તે ચૌદમો રાજ પૂર્ણ થાય છે. ( ૧૩૭ ).

**भवणवणजोइसोह-म्मीसाणे सत्तहत्थ तणुमाणं ।**
**दुदुदुचउक्के गेवि-ज्जऽणुत्तरे हाणिइक्किक्के ॥ १३८ ॥**

ભુવનપતિ-વ્યન્તર જ્યોતિષી સૌધર્મ તથા ઇશાન દેવલોકના દેવોનું સાત હાથનું શરીર પ્રમાણ હોય છે, ત્રીજે-ચોથે દેવલોકે છ હાથનું, પાંચમે-છઠ્ઠે પાંચ હાથનું, સાતમે-આઠમે ચાર હાથનું, નવ-દશ-અગીયાર અને બારમા દેવલોકે ત્રણ હાથનું, નવગ્રૈવેયકમાં બે હાથનું તથા અનુત્તર વિમાનમાં એક હાથનું દેવોનું શરીર હોય છે. ( ૧૩૮ ).

**कप्पदुगदुदुदुचउगे, नवगे पणगे य जिट्ठठिइ अयरा ।**
**दोसत्तचउदऽट्ठारस-बावीसिगतीसतित्तीसा ॥ १३९ ॥**

વૈમાનિકના પ્રથમ બે દેવલોકમાં ઉત્કૃષ્ટસ્થિતિ બે સાગ૦, ત્રીજે-ચોથે સાત સાગ૦, પાંચમે-છઠ્ઠે ચૌદ સાગ૦, સાતમે-આઠમે અઢાર સાગ૦, નવ-દશ-અગીઆર-બારમે બાવીશ સાગ૦, નવગ્રૈવેયકમાં એકત્રીશ સાગ૦ અને પાંચ અનુત્તરમાં તેત્રીશ સાગરોપમની ઉ૦ સ્થિતિ છે. ( ૧૩૯ ).

**विवरे ताणिक्कूणे, इक्कारसगाउ पाडिए सेसा ।**
**हत्थिक्कारसभागा, अयरे अयरे समहियम्मि ॥ १४० ॥**

**चय पुव्वसरीराऊ, कमेण एगुत्तराइ वुड्ढीए ।**
**एवं ठिईविसेसा, सणंकुमाराइतणुमाणं ॥ १४१ ॥**

ઉપર-ઉપરના દેવલોકની અધિક સ્થિતિમાંથી નીચે-નીચેના દેવલોકની ઓછી સ્થિતિ બાદ કરવી, બાદબાકી કરતાં જે આવે તેમાંથી ફેર એક સંખ્યા ઓછી કરવી, જે સંખ્યા આવે તેને એક હાથના

અગીયાર ભાગો કલ્પી તે અગીયારમાંથી બાદ કરવી, જેટલા અગીયારીઆ ભાગો બાકી રહે તે ભાગો-માંથી એક એક ભાગને પૂર્વ-પૂર્વ કલ્પગત શરીરના પ્રમાણમાંથી ઓછા કરવો, એટલે યથોક્ત પ્રતિ-સાગરોપમે ઉત્કૃષ્ટ શરીર પ્રમાણ આવશે એ પ્રમાણે સનત્કુમાર વિગેરે દેવલોકની સ્થિતિને અનુસારે શરીર પ્રમાણ જાણી લેવું. ( ૧૪૦-૧૪૧ ).

**भवधारणिज्ज एसा, उक्कोस विउव्वि जोयणा लक्खं ।**
**गेविज्जऽणुत्तरेसु, उत्तरवेउव्विआ नत्थि ॥ १४२ ॥**

આ શરીર પ્રમાણ ભવધારણીય સમજવું, ઉત્તર વૈક્રિયનું ઉત્કૃષ્ટ પ્રમાણ એક લાખ યોજનનું છે, ગ્રૈવેયક તથા અનુત્તરમાં ( શક્તિ છતાં પ્રયોજનના અભાવે ) ઉત્તર વૈક્રિય હોતું નથી. ( ૧૪૨ ).

**साहावियवेउव्विय-तणू जहन्ना कमेण पारंभे ।**
**अंगुलअसंखभागो, अंगुलसंखिज्जभागो य ॥ १४३ ॥**

સ્વાભાવિક તથા ઉત્તર વૈક્રિયનું જઘન્ય પ્રમાણ અનુક્રમે અંગુલનો અસંખ્ય ભાગ તથા અંગુલનો સંખ્યાતમો ભાગ જાણવું, આ પ્રમાણ શરીર રચનાના પ્રારંભમાં હોય છે. ( ૧૪૩ ).

**सामन्नेणं चउविह-सुरेसु बारसमुहुत्त उक्कोसो ।**
**उववायविरहकालो, अह भवणाईसु पत्तेयं ॥ १४४ ॥**

સામાન્યતઃ ચારે પ્રકારના દેવોમા ઉપપાતવિરહ ઉત્કૃષ્ટથી બાર મુહૂર્તનો હોય છે, અર્થાત્ ભુવન-પતિ વ્યંતર-જ્યોતિષી અને વૈમાનિક એ ચારે પ્રકારની નિકાયમાં કોઇ પણ જીવ દેવ તરીકે ઉત્પન્ન ન થાય તો બાર મુહૂર્ત સુધી ન થાય, ત્યારબાદ કોઇ પણ નિકાયમાં કોઇ પણ જીવ અવશ્ય દેવપણે ઉપજે. ( ૧૪૪ ).

**भवणवणजोइसोहम्मीसाणेसु मुहुत्त चउवीसं ।**
**तो नवदिण वीसमुहू, बारस दिण दस मुहुत्ता य ॥ १४५ ॥**

**बावीस सड्ढदीअहा, पणयाल असीइ दिणसयं तत्तो ।**
**संखिज्जा दुसु मासा दुसु वासा तिसु तिगेसु कमा ॥ १४६ ॥**

**वासाण सया सहसा, लक्खा तह चउसु विजयमाईसु ।**
**पलियाअसंखभागो, सव्वट्ठे संखभागो य ॥ १४७ ॥**

ભુવનપતિ વ્યંતર જ્યોતિષી તથા સૌધર્મ અને ઇશાન દેવલોકમાં ઉપપાત વિરહકાળ ઉત્કૃષ્ટથી ૨૪, મુહૂર્તનો છે. સનત્કુમારમા નવ દિવસ અને વીશ મુહૂર્તનો, માહેન્દ્રમાં બાર દિવસ અને દશ મુહૂર્ત, બ્રહ્મકલ્પે સાડા બાવીશ દિવસ, લાંતકમાં પીસ્તાલીશ દિવસ, શુક્રમાં એંશી દિવસ, સહસ્રારમાં સો દિવસ, આનતપ્રાણતમાં સંખ્યાતા માસ અને આરણ તથા અચ્યુતમાં સંખ્યાતા વર્ષનો વિરહકાળ છે,

નવગ્રૈવેયક પૈકી પ્રથમની ત્રણ ગ્રૈવેયકમાં સેંકડો વર્ષ, મધ્યમ ત્રણ ગ્રૈવેયકમાં સંખ્યાતા હજાર વર્ષ અને ઉપરની ત્રણ ગ્રૈવેયકમાં સંખ્યાતા લાખ વર્ષનો ઉત્કૃષ્ટ વિરહકાળ છે. અનુત્તરના વિજયાદિ ચાર વિમાનોમાં પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ તથા સર્વાર્થસિદ્ધિમાં પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ઉત્કૃષ્ટ વિરહકાળ જાણવો. ( ૧૪૫-૧૪૬-૧૪૭ ).

**सव्वेसिं पि जहन्नो, समओ एमेव चवण विरहोऽवि ।**
**इगदुतिसंखमसंखा, इगसमए हुंति अ चवंति ॥ १४८ ॥**

સર્વનો એટલે ભુવનપતિથી લઇને સર્વાર્થસિદ્ધ સુધીની ચારે નિકાયના દેવોનો જઘન્ય ઉપપાત વિરહકાળ એક સમયનો હોય છે. હવે ચ્યવન વિરહકાળનું પ્રમાણ કહે છે, ચ્યવન વિરહકાળ એટલે ચારે નિકાયના દેવોમાંથી અથવા તે તે દેવલોકમાંથી કોઈપણ દેવનું ચ્યવન ન થાય તો ક્યાં સુધી ન થાય? તે કાળનું પ્રમાણ. જે પ્રમાણે ઉપપાતવિરહ સંબંધી કાળનું પ્રમાણ કહેલ છે તેજ પ્રમાણે ચ્યવન વિરહ સંબંધી કાળનું પ્રમાણ પણ જાણી લેવું. હવે એક સાથે કેટલા જીવો દેવલોકમાં ઉપજે તે ઉપપાત સંખ્યા અને એક સાથે કેટલા જીવો દેવલોકમાંથી ચ્યવે તે ચ્યવન સંખ્યા તથા ઉપપાતસંખ્યા ચારે નિકાયની અપેક્ષાએ એક બે ત્રણ ચાર સંખ્ય કે અસંખ્ય દેવો એક સાથે ઉત્પન્ન થાય છે તેમ જ ચ્યવે છે. ( ૧૪૮ ).

**नरपंचिंदियतिरिया-णुप्पत्तीसुरभवे पजत्ताणं ।**
**अज्झवसायविसेसा, तेसिं गइतारतम्मं तु ॥ १४९ ॥**

પર્યાપ્તા ગર્ભજ પંચેન્દ્રિય મનુષ્યો તથા પર્યાપ્તા ગર્ભજ-સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિય તિર્યંચો દેવલોકમા ઉત્પન્ન થઈ શકે છે. પુનઃ અધ્યવસાયની વિશેષતાને અંગે દેવગતિમાં પણ તરતમતા પડે છે. ( ૧૪૯ ).

**नरतिरिअसंखजीवी, सव्वे नियमेण जंति देवेसु ।**
**नियआउअसमहीणा-ऊएसु ईसाणअंतेसु ॥ १५० ॥**

અસંખ્યવર્ષના આયુષ્યવાળા મનુષ્યો તથા તિર્યંચો ( યુગલિકો ) મરણ પામીને અવશ્ય ઇશાન દેવલોકમાં જ અહિં પોતાનું જેટલું આયુષ્ય હોય તેટલા આયુષ્યથી અથવા તેથી ન્યૂન આયુષ્યથી ઉત્પન્ન થાય છે. ( ૧૫૦ ).

**जंति समुच्छिमतिरिया, भवणवणेसु न जोइमाईसु ।**
**जं तेसिं उववाओ, पलियाऽसंखंसआऊसु ॥ १५१ ॥**

એજ પ્રમાણે સંમૂર્ચ્છિમ તિર્યંચો ભુવનપતિ તથા વ્યન્તરમાં ઉત્પન્ન થવાના અધિકારી છે, પરંતુ જ્યોતિષી તથા વૈમાનિકમાં ઉત્પન્ન થઈ શકતા નથી, કારણ કે તેઓ વધુમાં વધુ પલ્યોપમના અસંખ્ય ભાગ પ્રમાણ આયુષ્યથી જ ભુવનપતિ-વ્યન્તરમાં ઉપજે છે. તેટલું અલ્પ આયુષ્ય ત્યાંજ છે, પરંતુ જ્યોતિષી આદિમાં નથી. ( ૧૫૧ ).

**बालतवे पडिबद्धा, उक्कडरोसा तवेण गारविआ ।**
**वेरेण य पडिबद्धा, मरिउं असुरेसु जायंति ॥ १५२ ॥**

બાલ—અજ્ઞાન તપસ્વિ, ઉત્કટ ક્રોધવાળા, તપનો ગર્વ કરનારા અને વૈરને મનમાં ધારણ કરવાવાળા મરીને અસુર ( ભુવનપતિ )માં જઈ શકે છે, પરંતુ તેથી આગળ જવાના અધિકારી નથી. ( ૧૫૨ ).

रज्जुगाहविसभक्खण–जलजलणपवेसतण्हछुहदुहओ।
गिरिसिरपडणाउ मया, सुहभावा हुंति वंतरया ॥ १५३ ॥

ગળાફાંસો, વિષભક્ષણ, પાણી અથવા અગ્નિમાં જાણી જોઇને પડવુ, તૃષા તથા ક્ષુધાની પીડા, પર્વતની ટોચ ઉપરથી ઝંપાપાત કરવો, આવા કારણોથી આપઘાત કરે, છતાં જો છેલ્લી વખતે કાંઈક શુભભાવના આવી જાય તો વ્યન્તરમાં ઉત્પન્ન થઈ શકે છે. ( ૧૫૩ ).

तावस जा जोइसिया, चरगपरिव्वाय बंभलोगो जा।
जा सहसारो पंचिं–दितिरिअ जा अच्चुओ सड्ढा ॥ १५४ ॥

તાપસો જ્યોતિષી સુધી, ચરક પરિવ્રાજક પાંચમા બ્રહ્મદેવલોક સુધી, તિર્યંચ પંચેન્દ્રિય આઠમા સહસ્રાર સુધી અને શ્રાવકો બારમાં અચ્યુત દેવલોક સુધી ઉત્પન્ન થવાના અધિકારી છે. ( ૧૫૪ ).

जइलिंगमिच्छदिट्ठि, गेवेज्जा जाव जंति उक्कोसं।
पयमवि असद्दहंतो, सुत्तुत्तं मिच्छदिट्ठी उ ॥ १५५ ॥

સાધુના વેષને ધારણ કરનાર પણ મિથ્યાદષ્ટિ વધારામાં વધારે નવમી ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થઇ શકે છે. સૂત્રમાં કહેલા એક પદને જે ન સદ્દહે તે મિથ્યાદષ્ટિ કહેવાય છે. ( ૧૫૫ ).

सुत्तं गणहररइअं, तहेव पत्तेयबुद्धरइअं च।
सुयकेवलिणा रइअं, अभिण्णदसपुव्विणा रइअं ॥ १५६ ॥

શ્રી ગણધર ભગવંતોએ, તથા પ્રત્યેક બુદ્ધોએ તેમજ શ્રુતકેવલિ ભગવંતોએ અને સંપૂર્ણ દશપૂર્વધર મહર્ષિએ રચેલું જે કાંઇ હોય તે સર્વ સૂત્ર કહેવાય છે ( ૧૫૬ )

छउमत्थसंजयाणं, उववाउक्कोसओ अ सव्वट्ठे।
तेसिं सड्ढाणं पि अ, जहन्नओ होइ सोहम्मे ॥ १५७ ॥

लंतम्मि चउदपुव्विस्स, तावसाईण वंतरेसु तहा।
एसो उववायविहि, नियनियकिरियठियाण सव्वोऽवि ॥१५८॥

છદ્મસ્થ સાધુ વધુમાં વધુ સર્વાર્થસિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થાય છે, તે છદ્મસ્થ સાધુઓ તેમજ વ્રતધારી શ્રાવકો જઘન્યથી પણ સૌધર્મદેવલોકોમાં ઉપજે છે, ચઉદ પૂર્વધર જઘન્યથી લાંતકમાં ઉત્પન્ન થાય છે અને તાપસ વિગેરેનો જઘન્ય ઉપપાત વ્યંતરમાં હોય છે. આ સર્વ જે ઉપપાત-ઉત્પન્ન થવાનો વિધિ કહ્યો તે પોતપોતાને યોગ્ય આચારમાં વર્ત્તતા હોય તેને માટે સમજવો, પરંતુ આચારથી હીન હોય તેવાઓ માટે સમજવો નહિ. ( ૧૫૭–૧૫૮ )

**वज्जरिसहनारायं, पढमं बीअं च रिसहनारायं ।**
**नारायमद्धनारायं, कीलिया तह य छेवट्ठं ॥ १५९ ॥**

**एए छस्संघयणा, रिसहो पट्टो य कीलिया वज्जं ।**
**उभओ मक्कडबंधो, नाराओ होइ विन्नेओ ॥ १६० ॥**

૧ વજ્રઋષભનારાચ, ૨ ઋષભનારાચ, ૩ નારાચ, ૪ અર્ધનારાચ, ૫ કીલિકા અને ૬ છેવટ્ઠું ( સેવાર્ત ) એ છ સંઘયણ છે. ઋષભ એટલે ( હાડકાનો ) પાટો, વજ્ર એટલે ખીલી અને નારાચ એટલે મર્કટબંધ સમજવો. ( ૧૫૯-૧૬૦ )

**छ गब्भतिरिनराणं, संमुच्छिमपणिंदिविगलछेवट्ठं ।**
**सुरनेरइया एगिं-दिया य सव्वे असंघयणा ॥ १६१ ॥**

ગર્ભજતિર્યંચ તથા ગર્ભજ મનુષ્યને છ એ સંઘયણ હોઈ શકે છે, સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિય તથા વિકલેન્દ્રિયને છેવટ્ઠું સંઘયણ હોય છે અને દેવ નારક તથા એકેન્દ્રિયો એ બધા સંઘયણ વિનાના છે (૧૬૧)

**छेवट्ठेण उ गम्मइ, चउरो जा कप्प कीलियाईसु ।**
**चउसु दुदुकप्पवुड्ढी, पढमेणं जावसिद्धीवि ॥ १६२ ॥**

છેવઠ્ઠા સંઘયણવાળા વધુમાં વધુ ભુવનપતિથી લઇ ચોથા માહેન્દ્ર દેવલોક સુધી ઉત્પન્ન થાય છે, કીલિકા સંઘયણવાળા લાંતક સુધી, અર્ધનારાચસંઘયણવાળા સહસ્રાર સુધી, નારાચ સંઘયણવાલા પ્રાણત સુધી, ઋષભનારાચસંઘયણવાળા અચ્યુત સુધી તેમજ વજ્રઋષભનારાચસંઘયણવાલા સર્વાર્થસિદ્ધ ( યાવત્ મોક્ષ ) સુધી જઇ શકે છે. (૧૬૨)

**समचउरंसे नग्गो-ह साइ वामण य खुज्ज हुंडे य ।**
**जीवाण छ संठाणा, सव्वत्थ सुलक्खणं पढमं ॥ १६३ ॥**

**नाहीइ उवरि बीअं, तइअमहो पिट्ठिउयरउरवज्जं ।**
**सिरगीवपाणिपाए, सुलक्खणं तं चउत्थं तु ॥ १६४ ॥**

**विवरीयं पंचमगं, सव्वत्थ अलक्खणं भवे छट्ठं ।**
**गब्भयनरतिरिय छहा, सुरा समा हुंडया सेसा ॥ १६५ ॥**

**સમચતુરસ્ર**, ન્યગ્રોધ, સાદિ, વામન, કુબ્જ અને હુંડક એ છ સંસ્થાન જીવોને હોય છે. સર્વ રીતે જે સંસ્થાન લક્ષણવાળું હોય તે **સમચતુરસ્ર** કહેવાય, નાભિની ઉપરનો ભાગ લક્ષણવાળો હોય તે **ન્યગ્રોધ**, નાભિની નીચેનો ભાગ લક્ષણવંત હોય તે ત્રીજું **સાદિ**. પીઠ-ઉદર-ઉર વર્જીને મસ્તક-ડોક હાથ-પગ લક્ષણવાળા હોય તે ચોથું **વામન**, શિર-ડોક વિગેરે લક્ષણ હીન હોય અને પીઠ ઉદર વિગેરે

સુલક્ષણા હોય તે પાંચમું કુબ્જ, અને સર્વ અવયવો લક્ષણ રહિત હોય તે છઠ્ઠું હુંડક સંસ્થાન જાણવું. ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યંચને છ એ સંસ્થાન હોય, દેવોને પ્રથમ સમચતુરસ્ર સંસ્થાન જ હોય અને બાકીનાં સર્વ જીવોને હુંડક સંસ્થાન હોય છે. (૧૬૩-૧૬૪-૧૬૫)

**जंति सुरा संखाउअ-गब्भयपज्जत्तमणुअतिरिएसु ।**
**पज्जत्तेसु य बायर-भूदगपत्तेयवगणेसु ॥ १६६ ॥**

**तत्थवि सणंकुमार-प्पभिई एगिंदिएसु नो जंति ।**
**आणयपमुहा चविउं, मणुएसु चेव गच्छंति ॥ १६७ ॥**

સામાન્ય રીતે દેવો સંખ્યવર્ષના આયુષ્યવાળા ગર્ભજ મનુષ્ય તેમજ ગર્ભજ તિર્યંચમાં તેમજ પર્યાપ્તા બાદર પૃથ્વીકાય અપ્કાય અને વનસ્પતિકાયમાં ઉત્પન્ન થાય છે. તેમા પણ સનત્કુમારથી લઇને ઉપરના દેવો એકેન્દ્રિયમાં ઉત્પન્ન થતા નથી, અને આનત વિગેરે ઉપરના દેવો તિર્યંચમાં પણ ઉત્પન્ન થતા નથી, ફક્ત મનુષ્યમાંજ ઉત્પન્ન થાય છે. (૧૬૬-૧૬૭)

**दो कप्प कायसेवी, दो दो दो फरिसरूवसद्देहिं ।**
**चउरो मणेणुवरिमा, अप्पवियारा अणंतसुहा ॥ १६८ ॥**

ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી, સૌધર્મ તથા ઇશાન દેવલોક સુધીના દેવો મનુષ્યોની માફક **કાયાથી** વિષયનું સેવન કરનારા હોય છે, ત્રીજા-ચોથા દેવલોકનાદેવો **સ્પર્શ માત્રથી,** પાંચમા છઠ્ઠા દેવલોકનાદેવો **રૂપદર્શન માત્રથી,** સાતમા આઠમા દેવલોકના દેવો **શબ્દશ્રવણ માત્રથી,** નવ-દશ-અગીઆર તથા બારમા દેવલોકનાદેવો **મનમાં** ચિંતવન કરવા માત્રથી વિષયથી વિરામ પામે છે, અને તેથી ઉપરના દેવો અલ્પ વિકારવાલા તેમજ અનંત સુખવાળા છે. (૧૬૮)

**जं च कायसुहं लोए, जं च दिव्वं महासुहं ।**
**वीयरायसुहस्सेअं-णंतभागंपि नग्घई ॥ १६९ ॥**

લોકને વિષે જે વિષય સુખ છે, અને દેવોનું જે દિવ્ય સુખ છે, તે વીતરાગ ભગવતના સુખ પાસે અનંતમા ભાગનું પણ નથી. (૧૬૯)

**उववाओ देवीणं, कप्पदुगं जा परो सहस्सारा ।**
**गमणाऽऽगमणं नत्थि, अच्चुअपरओ सुराणंपि ॥ १७० ॥**

દેવીઓની ઉત્પત્તિ ભુવનપતિ વ્યંતર જ્યોતિષી તેમજ સૌધર્મ ઈશાન એ બે દેવલોક સુધી છે, આઠમા સહસ્રાર સુધી દેવીઓનું ગમનાગમન છે અને તેથી ઉપર ગમનાગમન પણ નથી. (૧૭૦)

**तिपलिअ तिसार तेरस-सारा कप्पदुग तइअ लंत अहो ।**
**किब्बिसिअ न हुंतुवरिं, अच्चुअपरओऽभिउगाई ॥ १७१ ॥**

પહેલા બે દેવલોકની નીચે ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા, ત્રીજા સનત્કુમાર દેવલોકની નીચે ત્રણ સાગરોપમના આયુષ્યવાળા અને છઠ્ઠા લાન્તક દેવલોકની નીચે તેર સાગરોપમના આયુષ્યવાળા કિલ્બિષિયા દેવો છે, તેથી આગળના દેવલોકમાં કિલ્બિષિયા નથી તેમજ બારમા અચ્યુત દેવલોકથી આગળ આભિયોગિક દેવો નથી. ( ૧૭૧ )

**अपरिग्गहदेवीणं, विमाणलक्खा छ हुंति सोहम्मे ।**
**पलियाई समयाहिय, ठिइ जासिं जाव दसपलिया ॥ १७२ ॥**

**ताउ सणंकुमारा-णेवं वड्ढंति पलियदसगेहिं ।**
**जा बंभसुक्कआणय-आरणदेवाण पन्नासा ॥ १७३ ॥**

**ईसाणे चउलक्खा, साहियपलियाइ समयअहियठिई ।**
**जा पनरपलिय जासिं, ताओ माहिंददेवाणं ॥ १७४ ॥**

**एएण कमेण भवे, समयाहियपलियदसगवुड्ढीए ।**
**लंत सहसारपाणय-अच्चुयदेवाण पणपन्ना ॥ १७५ ॥**

સૌધર્મ દેવલોકમાં અપરિગ્રહીતા દેવીનાં વિમાનો છ લાખ છે, વલી તે દેવલોકમાં પલ્યોપમથી ઉપર એક સમય અધિકથી લઇને યાવત્ દશ સાગરોપમની સ્થિતિવાળી દેવીઓ સનત્કુમારવર્તિ દેવોના ઉપભોગ માટે, દશપલ્યોપમથી વીશપલ્યોપમના આયુષ્યવાળી બ્રહ્મદેવલોકના દેવોના ઉપભોગ માટે, વીશ પલ્યોપમથી ત્રીશ પલ્યોપમના આયુષ્યવાળી શુક્ર દેવલોકના દેવો માટે, ત્રીશથી ચાલીશ પલ્યોપમના આયુષ્યવાળી આનત દેવલોકના દેવો માટે, અને ચાલીશથી પચાશ પલ્યોપમના આયુષ્યવાળી આરણ દેવલોકવર્તિ દેવોના ઉપભોગ માટે છે. હવે ઈશાન દેવલોકમાં અપરિગ્રહીતા દેવીના ચાર લાખ વિમાનો છે, એમાં જે દેવીઓની સાધિક પલ્યોપમની આયુષ્ય સ્થિતિ છે તે તો ઈશાન દેવને ભોગ્ય છે, તેથી આગળ સમયાદિથી લઇને યાવત પંદર પલ્યોપમની આયુષ્યવાળી મહેન્દ્રદેવભોગ્ય, તેથી આગળ યાવત્ ૨૫ પલ્યોપમ સુધી લાંતકદેવ ભોગ્ય, તેથી આગળ યાવત્ ૩૫ પલ્યો૦ સુધી સહસ્રાર દેવભોગ્ય, ત્યાંથી વધુ આગળ ૪૫ પલ્યો૦ સુધી પ્રાણુત દેવ ભોગ્ય અને ત્યાંથી સમયાદિ વધતા વધતા યાવત્ ૫૫ પલ્યો૦ સુધીની આયુષ્યવાળી દેવીઓ અચ્યુત દેવલોક ભોગ્ય હોય છે. ( ૧૭૨-૧૭૩ ૧૭૪ ૧૭૫ )

**किण्हा-नीला-काऊ-तेऊ-पम्हा य सुक्कलेसा उ**
**भवणवण पढमचउलें-स जोइस कप्पदुगे तेउ ॥ १७६ ॥**

**कप्पतिगपम्हलेसा, लंताईसु सुक्कलेस हुंति सुरा ।**
**कणगाभपउमकेसर-वण्णा दुसु तिसु उवरि धवला ॥ १७७ ॥**

કૃષ્ણ નીલ કાપોત તેજો પદ્મ અને શુક્લ એ છ લેશ્યાઓ છે, ભુવનપતિ તથા વ્યન્તર દેવોને પ્રથમની ચાર લેશ્યાઓ, જ્યોતિષી, સૌધર્મ તથા ઈશાનમાં તેજોલેશ્યા, ત્રીજા ચોથા અને પાંચમા દેવલોકમાં પદ્મ લેશ્યા તેમજ લાંતકથી સર્વાર્થસિદ્ધ સુધી સર્વત્ર શુક્લ લેશ્યા હોય છે. પહેલા બે દેવલોકના દેવોના શરીરનો વર્ણ સુવર્ણ સરખો, ત્રીજા ચોથા અને પાંચમા દેવલોકના દેવોનો વર્ણ ગૌર અને તેથી ઉપરના સર્વ દેવોનો વર્ણ ઉજ્વલ હોય છે. ( ૧૭૬-૧૭૭ )

**दसवाससहस्साइं जहन्नमाउं धरंति जे देवा ।**
**तेसिं चउत्थाऽहारो, सत्तहिं थोवेहिं ऊसासो ॥ १७८ ॥**

જે દેવોનું દશ હજાર વર્ષ પ્રમાણ જઘન્ય આયુષ્ય હોય છે, તેઓને એકાંતરે આહારનું ગ્રહણ તેમજ સાત સ્તોક થાય ત્યારે એક વખત શ્વાસોશ્વાસની ક્રિયા હોય છે. ( ૧૭૮ )

**आहिवाहिविमुक्कस्स, नीसासूसास एगगो ।**
**पाण सत्त इमो थोवो, सोवि सत्तगुणो लवो ॥ १७९ ॥**

**लवसत्तहत्तरीए, होइ मुहुत्तो इमम्मि ऊसासा ।**
**सगतीससय तिहुत्तर, तीसगुणा ते अहोरत्ते ॥ १८० ॥**

**लक्खं तेरस सहसा, नउअ सयं अयरसंखया देवे ।**
**पक्खेहिं ऊसासो, वाससहस्सेहिं आहारो ॥ १८१ ॥**

આધિ-વ્યાધિ રહિત નીરોગી પુરૂષનો એક શ્વાસોશ્વાસ તેને **પ્રાણ** કહેવાય, એવા સાત પ્રાણનો એક **સ્તોક** થાય, સાત સ્તોકનો એક **લવ** થાય, સત્તોત્તેર લવનું એક **મુહૂર્ત** (બેઘડી) થાય, તેટલા એક મુહૂર્તમાં ૩૭૭૩ શ્વાસોશ્વાસ થાય. ઉપર જણાવેલા ત્રીશ મુહૂર્ત (૬૦ ઘડી) નો એક **અહોરાત્ર** થાય, એક અહોરાત્રમાં ૧૧૩૧૯૦ શ્વાસોશ્વાસ થાય છે. ( આ પ્રમાણે નીરોગી માણસને એક અહોરાત્રમાં કેટલા શ્વાસોશ્વાસ થાય તે જણાવ્યું, હવે દેવો માટે વિશેષ કહે છે ) જે દેવોનું જેટલા સાગરોપમનું આયુષ્ય હોય, તેટલા પખવાડીએ તેમને શ્વાસોશ્વાસ લેવાનો હોય, અને તેટલા હજાર વર્ષે આહારની અભિલાષા થાય. ( ૧૭૯-૧૮૦-૧૮૧ )

**दसवाससहस्सुवरिं, स मयाई जाव सागरं ऊणं ।**
**दिवसमुहुत्तपुहुत्ता, आहारूसास सेसाणं ॥ १८२ ॥**

દશ હજાર વર્ષથી સમયાદિ અધિક એમ વધતાં વધતાં કાંઈક ન્યૂન સાગરોપમના આયુષ્યવાલા દેવોને દિવસ પૃથક્ત્વે ( બેથી નવ દિવસે ) આહારના અભિલાષ થાય અને મુહૂર્તપૃથક્ત્વે ( બેથી નવ મુહૂર્તે ) એકવાર શ્વાસોશ્વાસ હોય. ( ૧૮૨ )

**सरिरेणोयाहारो, तयाइफासेण लोमआहारो ।**
**पक्खेवाहारो पुण, कावलिओ होइ नायव्वो ॥ १८३ ॥**

તૈજસ કાર્મણ શરીર વડે ગ્રહણ કરવામાં આવતા આહારનું નામ **ઓજ-આહાર** છે, ત્વચા-ચામડીના સ્પર્શદ્વારાએ અર્થાત્ રોમવડે ગ્રહણ થતા આહારનું નામ **લોમઆહાર** છે અને હાથમાં લઇને મુખમાં મુકવા રૂપ આહારનું નામ **પ્રક્ષેપાહાર** છે. ( ૧૮૩ )

**ओयाहारा सव्वे, अपजत्त पजत्त लोमआहारो ।**
**सुरनिरयइगिंदि विणा, सेसभवत्था सपक्खेवा ॥ १८४ ॥**

અપર્યાપ્ત અવસ્થામાં સર્વજીવો ઓજ આહારવાળા છે, લોમઆહાર (તથા પ્રક્ષેપાહાર) પર્યાપ્તાવસ્થામાંજ હોય અને દેવ નારકી તથા એકેન્દ્રિય સિવાય બાકીના જીવો પ્રક્ષેપ (કવલ) આહારવાળાં છે. (૧૮૪)

**सचित्ताऽचित्तोभय-रूवो आहार सव्वतिरिआणं ।**
**सव्वनराणं च तहा, सुरनेरइयाण अचित्तो ॥ १८५ ॥**

સર્વતિર્યંચ તથા સર્વમનુષ્યોને સચિત્ત અચિત્ત અને (સચિત્તાચિત્ત) મિશ્ર એમ ત્રણે પ્રકારના આહાર હોય છે. દેવ અને નારકીને અચિત્ત આહાર હોય છે (૧૮૫)

**आभोगाऽणाभोगा, सव्वेसिं होइ लोमआहारो ।**
**निरयाणं अमणुन्नो, परिणमइ सुराण स मणुण्णो ॥ १८६ ॥**

સર્વજીવોને લોમાહાર જાણતાં અથવા અજાણતાં પરિણમે છે, તેમાં નારકીને અમનોજ્ઞ (અપ્રિય) અને દેવોને તે આહાર મનોજ્ઞ (પ્રિય) પણે આહાર પરિણમે છે (૧૮૬)

**तह विगलनारयाणं, अंतमुहुत्ता स होइ उक्कोसो ।**
**पंचिंदितिरिनराणं, साहाविय छट्ठअट्ठमओ ॥ १८७ ॥**

વિકલેન્દ્રિય તથા નારકીના જીવોને સામાન્યતઃ સતત આહારની અભિલાષા હોય છે, પરંતુ ઉત્કૃષ્ટથી આહારાભિલાષનું અંતર પડતો અંતમુહૂર્ત્તનું પડે, તથા પંચેન્દ્રિયતિર્યંચ તેમજ મનુષ્યોને ૪૮ કલાક અને ૭૨ કલાકનું ઉત્કૃષ્ટ અંતર જાણવું. (૪૮૭)

**विग्गहगइमावन्ना, केवलिणो समुहया अजोगी य ।**
**सिद्धा य अणाहारा, सेसा आहारगा जीवा ॥ १८८ ॥**

વિગ્રહગતિમાં વર્ત્તતા, કેવલિસમુદ્ઘાતના ત્રીજા-ચોથા-પાંચમાં સમયમાં વર્ત્તતા, અયોગિ ગુણસ્થાનમાં વર્ત્તતા અને સિદ્ધના જીવો અણાહારી છે, બાકીના જીવો આહારી છે (૧૮૮)

**केसट्ठिमंसनहरो-मरुहिरवसचम्ममुत्तपुरिसेहिं ।**
**रहिआ निम्मलदेहा, सुगंधिनीसास गयलेवा ॥ १८९ ॥**

**अंतमुहुत्तेणं चिय, पज्जत्ता तरुणपुरिससंकासा ।**
**सव्वंगभूसणधरा, अजरा निरुआ समा देवा ॥ १९० ॥**

**अणिमिसनयणा मणक-ज्जसाहणा पुप्फदामअमिलाणा ।**
**चउरंगुलेण भूमिं, न छिवंति सुरा जिणा बिंति ॥ १९१ ॥**

કેશ-હાડકું-માંસ-નખ-રોમ-રુધિર-ચરબી-ચામડી-મૂત્ર ઝાડો વિગેરેથી રહિત નિર્મલ શરીરવાળા, સુગંધી શ્વાસવાળા, પરસેવા વગરના ઉત્પન્ન થવાની સાથે અંતર્મુહૂર્ત્તમાંજ યુવાન પુરૂષના સરખા

થવાવાળા, સર્વાંગે આભૂષણ ધારણ કરવાવાળા, વૃદ્ધાવસ્થા રહિત, રોગ રહિત, અને સમચતુરસ્રસંસ્થાન-વાળા દેવો હોય છે, તેઓને આંખનો મીટકારો હોતો નથી, મનોવાંછિત કાર્ય કરનારા હોય છે, અમ્લાન પુષ્પોની માળા ધારણ કરે છે અને જમીનથી ચાર અંગુલ ઉંચા રહેનારા હોય છે. (૧૮૯–૧૯૦–૧૯૧)

**पंचसु जिणकल्लाणे-सु चेव महरिसितवाणुभावाओ ।**
**जम्मंतरनेहेण य, आगच्छंति सुरा इहइं ॥ १९२ ॥**

શ્રી જિનેશ્વર દેવોના પાંચે કલ્યાણકોમાં, મહાન યોગીશ્વર તપના પ્રભાવથી તેમજ જન્માન્તરના સ્નેહના કારણે દેવો પૃથ્વી ઉપર આવે છે. (૧૯૨)

**संकंतदिव्वपेमा, विसयपसत्ता ऽसमत्तकत्तव्वा ।**
**अणहीणमणुअकज्जा, नरभवमसुहं न इंति सुरा ॥ १९३ ॥**

**चत्तारिपंचजोयण-सयाइं गंधो य मणुअलोगस्स ।**
**उड्ढं वच्चइ जेणं, न उ देवा तेण आवंति ॥ १९४ ॥**

દેવાંગનાઓમાં સંક્રાન્ત થયેલા દિવ્યપ્રેમથી, વિષયોમાં આસક્તિ હોવાથી, દેવલોકનું કાર્ય અપૂર્ણ-હોવાથી, મનુષ્યાધીન કાંઇપણ કાર્ય ન હોવાથી (દેવલોકની અપેક્ષાએ) અશુભ એવા મનુષ્યલોકમાં દેવો આવતા નથી. વળી મનુષ્યલોકનો દુર્ગંધ ચારસોથી પાંચસો યોજન સદાકાળ ઉંચો જાય છે, તેથી પણ દેવો અહિ આવતા નથી. (૧૯૩–૧૯૪)

**दो पढमकप्प पढमं, दो दो दो बीअतइयगचउत्थिं ।**
**चउउवरिम ओहीए, पासंति अ पंचमं पुढविं ॥ १९५ ॥**

**छट्ठिं छग्गेविज्जा, सत्तमिमियरे अणुत्तरसुरा उ ।**
**किंचूणलोगनालिं, असंखदीवुदहि तिरियं तु ॥ १९६ ॥**

**बहुअयरं उवरिमगा, उड्ढं सविमाणचूलियधयाई ।**
**ऊणद्ध सागरे सं-खजोयणा तप्परमसंखा ॥ १९७ ॥**

**पणवीसजोयण लहू, नारयभवणवणजोइकप्पाणं ।**
**गेविज्जणुत्तराण य, जहसंखं ओहिआगारा ॥ १९८ ॥**

**तप्पागारे पल्लग-पडहगझल्लरिमुइंगपुप्फजवे ।**
**तिरियमणुएसु ओही, नाणाविहसंठिओ भणिओ ॥ १९९ ॥**

પહેલા બે દેવલોકના દેવોનું અવધિજ્ઞાન પહેલી નરકપૃથ્વી સુધી, ત્રીજા ચોથા દેવલોકના દેવોનું અવધિજ્ઞાન બીજી નરક સુધી, પાંચમા–છટ્ઠા દેવલોકના દેવોનું ત્રીજી નરક સુધી, સાતમા–આઠમા દેવલોકના દેવોનું ચોથી નરક સુધી, ૯–૧૦–૧૧ અને ૧૨ મા દેવલોકનું અવધિજ્ઞાન પાંચમી નરક સુધી હોય

છે, ત્યારપછી પ્રથમની છ ગ્રૈવેયકના દેવોનું છઠ્ઠી નરક સુધી, ઉપરની ત્રણગ્રૈવેયક સાતમી નરકપૃથ્વી સુધી અને અનુત્તરના દેવોનું અવધિજ્ઞાન કાંઈક ન્યૂન સંપૂર્ણ લોકનાલિકા સુધી હોય છે. વલી તે સૌધર્માદિ દેવો તીર્ચ્છું વધુ વધુ અસંખ્યાત-દ્વીપ સમુદ્રસુધી અવધિજ્ઞાનથી દેખે. તે બારે દેવલોકના દેવો ઊર્ધ્વ પોત-પોતાના વિમાનની ધ્વજા સુધી દેખે. અર્ધા સાગરોપમથી ન્યૂન આયુષ્યવાળા દેવોનું અવધિક્ષેત્ર સંખ્યાતા યોજન હોય, અને તેથી વધુ આયુષ્યવાળાનું અવધિક્ષેત્ર અસંખ્ય યોજન પ્રમાણે હોય, લઘુ અવધિક્ષેત્ર ૨૫ યોજન પ્રમાણ હોય. નારકી, ભુવનપતિ, વ્યન્તર, જ્યોતિષી બારદેવલોક, નવગ્રૈવેયક, પાંચ અનુત્તરના દેવોનો અનુક્રમે અવધિજ્ઞાનનો આકાર તરાપો, પાલો, પટહ, ઝાલર, મૃદંગ, પુષ્પચંગેરી અને યવ જેવો હોય છે. તિર્યંચ તથા મનુષ્યોનું અવધિજ્ઞાન જુદા જુદા પ્રકારના આકારવાળું હોય છે. ( ૧૯૫-૧૯૬-૧૯૭-૧૯૮-૧૯૯ )

**उड्ढं भवणवणाणं, बहुगो वेमाणियाणऽहो ओही ।**
**नारयजोइस तिरियं, नरतिरियाणं अणेगविहो ॥ २०० ॥**

ભુવનપતિ તથા વ્યન્તરોનું અવધિજ્ઞાન ઉંચે ઘણું હોય છે, વૈમાનિકોનું અવધિજ્ઞાન નીચે ઘણું હોય છે, નારકી અને જ્યોતિષીનું અવધિક્ષેત્ર તીર્ચ્છું વધારે હોય છે. અને મનુષ્ય તિર્યંચોનું અવધિ-ક્ષેત્ર અનેક પ્રકારનું હોય છે. ( ૨૦૦ )

દેવાધિકારઃ સમાપ્તઃ

# ॥ अथ नारकाधिकारः ॥

**इअ देवाणं भणियं, ठिइपमुहं नारयाण वुच्छामि ।**
**इग तिन्नि सत्त दस सतर, अयर बावीस तित्तीसा ॥ २०१ ॥**

એ પ્રમાણે દેવોની સ્થિતિ વિગેરે કહ્યું, હવે નારકીને અંગે સ્થિતિવિગેરે કહીશ. પહેલી નરકમાં એક સાગરોપમ, બીજીમાં ત્રણ, ત્રીજીમાં સાત, ચોથીમાં દશ, પાંચમીમાં સત્તર, છઠીમાં બાવીશ અને સાતમીનરકમાં તેત્રીશ સાગરોપમનું આયુષ્ય છે. ( ૨૦૧ )

**सत्तसु पुढवीसु ठिई, जिट्ठोवरिमा य हिट्ठपुहवीए ।**
**होइ कमेण कणिट्ठा, दसवाससहस्स पढमाए ॥ २०२ ॥**

સાતે નરકમાં ઉપરની પૃથ્વીઓની જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે નીચેની પૃથ્વીઓમાં અનુક્રમે જઘન્યસ્થિતિ જાણવી. અને પહેલી રત્નપ્રભામાં દશહજાર વર્ષની જઘન્યસ્થિતિ છે. ( ૨૦૨ )

**नवइसमसहसलक्खा, पुव्वाणं कोडि अयरदसभागो ।**
**एगेगभागवुड्ढी, जा अयरं तेरसे पयरे ॥ २०३ ॥**

પહેલી નારકીના પ્રથમપ્રતરમાં નેવુંહજારવર્ષની આયુષ્યસ્થિતિ, બીજા પ્રતરમાં નેવુંલાખવર્ષની, ત્રીજા પ્રતરમાં પૂર્વક્રોડવર્ષની, ચોથા પ્રતરમાં એક દશાંશ સાગરોપમની, પાંચમા પ્રતરે $\frac{2}{10}$ સાગરો૦ છઠ્ઠે $\frac{3}{10}$ સાગરો૦, સાતમે $\frac{4}{10}$ સાગરો૦, આઠમે $\frac{5}{10}$ સાગરો૦, નવમે $\frac{6}{10}$ સાગરો૦, દશમે $\frac{7}{10}$ સાગરો૦, અગીઆરમે $\frac{8}{10}$ સાગરો૦, બારમે $\frac{9}{10}$ સાગરો૦ અને તેરમા પ્રતરે સંપૂર્ણ એક સાગરોપમની સ્થિતિ હોય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ જાણવી. ( ૨૦૩ )

**इअ जिट्ठ जहन्ना पुण, दसवाससहस्सलक्ख पयरदुगे ।**
**सेसेसु उवरिजिट्ठा, अहो कणिट्ठा उ पइपुढविं ॥ २०४ ॥**

હવે જઘન્યસ્થિતિ—પહેલીનરકના પહેલા પ્રતરમા દશહજારવર્ષ, બીજા પ્રતરમાં દશ લાખ વર્ષ, અને બાકીના પ્રતરોમાં ઉપરના પ્રતરોની જે ઉત્કૃષ્ટ તે નીચેના પ્રતરોમાં જઘન્ય જાણવી, અર્થાત્ ત્રીજા પ્રતરે ૯૦ લાખવર્ષની અને યાવત્ તેરમા પ્રતરે $\frac{9}{10}$ સાગરોપમની જઘન્ય આયુષ્યસ્થિતિ જાણવી. (૨૦૪)

**उवरिखिइठिइविसेसो, सगपयरविहत्तु इच्छसंगुणिओ ।**
**उवरिमखिइठिइसहिओ, इच्छिअपयरम्मि उक्कोसा ॥ २०५ ॥**

ઉપરની નરક પૃથ્વીની ઉ૦ સ્થિતિને નીચેની નરકપૃથ્વીની ઉત્કૃષ્ટસ્થિતિમાંથી બાદ કરતાં જે શેષ રહે તેને ઇષ્ટનરકના પ્રતરોની સંખ્યાવડે ભાગ આપતા જે સંખ્યા આવે તેને ઇષ્ટ પ્રતરની સંખ્યાવડે ગુણતાં જે સંખ્યા આવે તે તેની ઉપરની નરકપૃથ્વીની ઉત્કૃષ્ટ સ્થિતિ સાથે મેળવતાં ઈષ્ટ નરકના ઈષ્ટ પ્રતરે ઉત્કૃષ્ટસ્થિતિ પ્રાપ્ત થાય. ( ૨૦૫ )

**सत्तसु खित्तजविअणा, अन्नोन्नकया वि पहरणेहिं विणा ।**
**पहरणकयाऽवि पंचसु, तिसु परमाहम्मिअकया वि ॥ २०६ ॥**

સાતે નરકમાં ક્ષેત્રજ વેદના તથા અન્યોન્યકૃતવેદના અવશ્ય હોય છે, પ્રથમની પાંચ નરકમાં પ્રહરણ-શસ્ત્રકૃત વેદના પણ છે, અને પ્રથમની ત્રણ નરકમાં તો પરમાધાર્મિકકૃત વેદના પણ છે એટલે એકંદર ચાર પ્રકારની વેદના છે. ( ૨૦૬ )

**बंधण गइ संठाणा, भेया वन्ना य गंध रस फासा ।**
**अगुरुलहु सद्द दसहा, असुहा वि य पुग्गला निरए ॥ २०७ ॥**

બંધન ૧, ગતિ ૨ સંસ્થાન ૩, ભેદ ૪, વર્ણ ૫, ગંધ ૬, રસ ૭, સ્પર્શ ૮, અગુરૂલઘુ ૯, અને શબ્દ એ દેશ પ્રકારના પુદ્ગલપરિણામો નારકીને વિશે અવશ્ય અશુભ હોય છે. ( ૨૦૭ )

**नरया दसविहवेयण, सीओसिणखुहपिवासकंडूहिं ।**
**परवस्सं जर दाहं, भय सोगं चेव वेयंति ॥ २०८ ॥**

**पण कोडि अट्ठसट्ठी लक्खा नवनवइसहसपंचसया ।**
**चुलसी अहिया रोगा, छट्ठी तह सत्तमी नरए ॥ २०९ ॥**

શીતવેદના ૧, ઉષ્ણવેદના ૨, ક્ષુધાવેદના ૩, તૃષાવેદના ૪, કંડૂ ( ખરજ ) વેદના ૫, પરવશતા ૬, જ્વરવેદના ૭, દાહવેદના ૮, ભયવેદના ૯, અને રોગવેદના ૧૦ એ દશે પ્રકારની ક્ષેત્ર વેદનાઓ નારકીના જીવો અનુભવે છે. પાંચક્રોડ અડસઠલાખ નવાણુહજાર પાંચસો ને ચોરાસી ( ૫, ૬૮, ૯૯, ૫૮૪ ) રોગો છઠ્ઠી તથા સાતમી નરકમાં ક્ષણેક્ષણે ઉદયમાં વર્તે છે. ( ૨૦૮—૨૦૯ )

**रयणप्पह सक्करपह, वालुअपह पंकपह य धूमपहा ।**
**तमपहा तमतमपहा, कमेण पुढवीण गोत्ताइं ॥ २१० ॥**

**घम्मा वंसा सेला, अंजण रिट्ठा मघा य माघवई ।**
**नामेहिं पुढवीओ, छत्ताइच्छत्तसंठाणा ॥ २११ ॥**

રત્નપ્રભા ૧, શર્કરાપ્રભા ૨, વાલુકાપ્રભા ૩, પંકપ્રભા ૪, ધૂમપ્રભા ૫, તમઃપ્રભા ૬, અને તમસ્તમઃ પ્રભા ૭ એ સાત નારકીઓના અનુક્રમે સાત ગોત્ર છે. ઘમા ૧, વંશા ૨, શૈલા ૩, અંજના ૪. રિષ્ટા ૫, મઘા ૬, અને માઘવતી ૭ એ સાત નરકનાં સાત નામ છે અને એ સાત નારકીઓ અનુક્રમે નાના નાના ઉંધા કરેલા છત્રના ( છત્રાતિછત્ર ) આકારવાળી છે. ( ૨૧૦–૨૧૧ )

**असिइ बत्तीसडवीस-वीस अट्ठार सोल अड सहस्सा ।**
**लक्खुवरि पुढविपिंडो, घणुदहिघणवायतणुवाया ॥ २१२ ॥**

**गयणं च पइट्ठाणं, वीस सहस्साइं घणुदहिपिंडो ।**
**घणतणुवायागासा, असंखजोयणजुआ पिंडे ॥ २१३ ॥**

પ્રથમનરકનો પૃથ્વીપિંડ ૧,૮૦૦૦૦ યો૦, બીજીનો ૧,૩૨૦૦૦ યો૦, ત્રીજાનો ૧,૨૮૦૦૦ યો૦, ચોથીનો ૧,૨૦૦૦૦ યો૦. પાંચમીનો ૧,૧૮૦૦૦ યો૦, છઠીનો ૧,૧૬૦૦૦ યો૦, અને સાતમી નરકનો પૃથ્વીપિંડ ૧,૦૮૦૦૦ યોજન પ્રમાણ જાડો છે. દરેક નરકપૃથ્વીની નીચે ઘનોદધિ, ઘનવાત, તનવાત અને આકાશ અનુક્રમે છે, તેમાં ઘનોદધિના પિંડની જાડાઈ વીશહજાર યોજન છે. અને બાકીના ત્રણ અસંખ્યયોજન પ્રમાણ બાહલ્યવાળા છે. ( ૨૧૨-૨૧૩ )

**न फुसंति अलोगं चउ-दिसिं पि पुढवीउ वलयसंगहिआ ।**
**रयणाए वलयाणं छद्धपंचमजोअणं सड्ढं ॥ २१४ ॥**

**विक्खंभो घणउदही-घणतणुवायाण होइ जहसंखं ।**
**सतिभागगाऊअं, गाऊअं च तह गाउअतिभागो ॥ २१५ ॥**

**पढममहीवलएसुं, खिवेज्ज एअं कमेण बीआए ।**
**दुतिचउपंचच्छगुणं, तइआइसु तंपि खिव कमसो ॥ २१६ ॥**

ઘનોદધિ વિગેરે વલયોથી ચારેબાજુએ વીંટાએલી નરકપૃથ્વીઓ અલોકનો સ્પર્શ કરતી નથી. રત્નપ્રભાના ઘનોદધિ વિગેરે વલયો પ્રાંત-ઘનોદધિ ૬ યો૦, ઘનવાત ૪॥ યો૦ અને તનવાત ૧॥ યો૦, પ્રમાણે જાડાઈવાળા છે. રત્નપ્રભાપૃથ્વી અને અલોક વચ્ચે આ પ્રમાણે ઉપરના પ્રાંત ભાગે બાર યોજનનું અંતર છે. શર્કરાપ્રભામાં પ્રાંતે ઘનોદધિ ૬$\frac{૧}{૩}$ યો૦, ઘનવાત ૪$\frac{૩}{૪}$ યો૦, અને તનવાત ૧$\frac{૭}{૧૨}$ યો૦, પ્રમાણ જાડાઈવાળાં છે. અલોકનું અંતર કુલમળી ૧૨ યો૦ ૨$\frac{૨}{૩}$ ગાઉ થાય છે, વાલુકાપ્રભામાં પ્રાંતે ઘનોદધિ ૬$\frac{૨}{૩}$ યો૦, ઘનવાત ૫ યો૦, અને તનવાત ૧$\frac{૮}{૧૨}$ ( $\frac{૨}{૩}$ ) યો૦, અલોકનું અંતર ૧૩ યો૦ ૧$\frac{૧}{૩}$, પંકપ્રભામાં પ્રાંતે ઘનોદધિ ૭ યો૦, ઘનવાત ૫$\frac{૧}{૪}$ યો૦, તનવાત ૧$\frac{૩}{૪}$ યો૦, અલોકનું અંતર કુલ ૧૪ યોજન. ધૂમપ્રભામાં-ઘનોદધિ ૭$\frac{૧}{૩}$ યો૦, ઘનવાત ૫$\frac{૧}{૨}$ યો૦, તનવાત ૧$\frac{૧૦}{૧૨}$ યો૦; અલોકનું અંતર ૧૪ યો૦ ૨$\frac{૨}{૩}$ ગાઉ, છઠ્ઠીતમપ્રભામાં ઘનોદધિ ૭$\frac{૨}{૩}$ યો૦, ઘનવાત ૫$\frac{૩}{૪}$ યો૦, તનવાત ૧$\frac{૧૧}{૧૨}$ યો૦, કુલ ૧૫ યો૦, ૧$\frac{૨}{૩}$ ગાઉ અલોકનું અંતર. સાતમી તમસ્તમામાં પ્રાંતે ઘનોદધિ ૮ યો૦, ઘનવાત ૬ યો૦, અને તનવાત ૨ યો૦, પ્રમાણ હોય છે. તથા ઉપરના છેડાથી અલોક ૧૬ યો૦ દૂર છે. ( ૨૧૪-૨૧૫--૨૧૬ )

**मज्झे चिय पुढवि अहे, घणुदहिपमुहाण पिंडपरिमाणं ।**
**भणियं तओ कमेणं, हायइ जा वलयपरिमाणं । २१७ ॥**

પ્રથમ ૨૧૨-૧૩ ગાથામાં ઘનોદધિના પિંડનું જે પ્રમાણ બતાવ્યું તે નીચે મધ્યમાં જાણવું. તે મધ્યભાગથી તે ઘનોદધિવિગેરેના વલયો ઓછા ઓછા પ્રમાણવાલા થતા જાય છે. અને યાવત્ ઉપરના પ્રાંત ભાગ ૨૧૪ વિગેરે ગાથામાં કહ્યા પ્રમાણે તે વલયોની જાડાઇ રહે છે. ( ૨૧૭ )

**तीस-पणवीस-पनरस-दस-तिन्नि-पणूणएगलक्खाइं ।**
**पंच य नरया कमसो, चुलसी लक्खाइं सत्तसु वि ॥ २१८ ॥**

પહેલી નરકમાં નારકોને ઉત્પન્ન થવાના ત્રીશલાખ નરકાવાસા છે. બીજીમાં પચીશલાખ, ત્રીજીમાં પંદરલાખ, ચોથીમાં દશલાખ, પાંચમીમાં ત્રણલાખ, છઠીમાં એક લાખમાં પાંચ ઓછા અને સાતમી નરકમાં ફક્ત પાંચ નરકાવાસા હોય છે. ( ૨૧૮ )

तेरिक्कारसनवसग-पणतिन्निग पयर सव्वि गुणवन्ना ।
सीमंताई अपइ-ट्ठाणंता इंदया मज्झे ॥ २१९ ॥

પ્રથમ નરકમાં ૧૩ પ્રતર, બીજીમાં ૧૧, ત્રીજીમાં ૯, ચોથીમાં ૭, પાંચમીમાં ૫, છઠ્ઠીમાં ૩, અને સાતમીમાં ૧ પ્રતર હોય છે, પ્રત્યેક પ્રતરના મધ્યમાં ઇન્દ્રક નરકાવાસા છે, પહેલા પ્રતરના મધ્યમાં સીમંત નામનો નરકાવાસો છે અને છેલ્લા પ્રતરના મધ્યમાં અપ્રતિષ્ઠાન નામનો નરકાવાસ છે. (૨૧૯)

सीमंतउत्थ पढमो, बीओ पुण रोरुअ त्ति नायव्वो ।
भंतो उणत्थ तइओ, चउत्थओ होइ उब्भंतो ॥ २२० ॥

संभंतमसंभंतो, विब्भंतो चेव सत्तमो निरओ ।
अट्ठमओ तत्तो पुण, नवमो सीओ त्ति णायव्वो ॥ २२१ ॥

वक्कंतमऽवक्कंतो, विक्कंतो चेव रोरुओ निरओ ।
पढमाए पुढवीए, तेरस निरइंदया एए ॥ २२२ ॥

थणिए थणए य तहा मणए वणए अ होइ नायव्वो ।
घट्टे तह संघट्टे, जिब्भे अवजिब्भए चेव ॥ २२३ ॥

लोले लोलावत्ते, तहेव थणलोलुए य बोद्धव्वे ।
बीयाए पुढवीए, इक्कारस इंदया एए ॥ २२४ ॥

तत्तो तविओ तवणो, तावणो य पंचमो निदाघो अ ।
छठो पुण पज्जलिओ, उज्जलिओ सत्तमो निरओ ॥ २२५ ॥

संजलिओ अट्ठमओ, संपज्जलिओ य नवमओ भणिओ ।
तइआए पुढवीए, एए नव होंति निरइन्दा ॥ २२६ ॥

आरे तारे मारे, वच्चे तमए अ होइ नायव्वे ।
खाडखडे अ खडखडे, इंदयनिरया चउत्थीए ॥ २२७ ॥

खाए तमए अ तहा, झसे य अंधे अ तहय तिमिसे अ ।
एए पंचमपुढवीए, पंच निरइंदया हुंति ॥ २२८ ॥

हिमे वद्दल लल्लके, तिन्नि उ निरइंदया उ छट्ठीए ।
एक्को य सत्तमाए, बोद्धव्वो अप्पइट्ठाणो ॥ २२९ ॥

સાતે નરકના સર્વ પ્રતરોના મધ્યમાં વર્તતા નરકાવાસાના નામો છે, જે સ્પષ્ટ છે. (૨૨૦ થી ૨૨૯)

**पुव्वेण होइ कालो, अवरेण पइट्ठिओ महाकालो ।**
**रोरो दाहिणपासे, उत्तरपासे महारोरो ॥ २३० ॥**

સાતમી નરકના મધ્યમાં અપ્રતિષ્ઠાન નરકાવાસો કહ્યો, વળી પૂર્વદિશામાં કાલ નામનો, પશ્ચિમ-દિશામાં મહાકાલ નામનો, દક્ષિણ દિશામાં રૌરવ નામનો અને ઉત્તર દિશામાં મહારૌરવ નામનો નરકાવાસો છે. (૨૩૦)

**तेहिंतो दिसि विदिसिं, विणिग्गया अट्ठ निरयआवलिया ।**
**पढमे पयरे दिसि इगु-णवन्न विदिसासु अडयाला ॥ २३१ ॥**
**बीयाइसु पयरेसुं, इगइगहीणाउ हुंति पंतीओ ।**
**जा सत्तममहिपयरे, दिसि इक्किको विदिसि नत्थि ॥ २३२ ॥**

પ્રથમ જણાવેલા પ્રતેરાના મધ્યમાં વર્ત્તતા પ્રત્યેક ઇન્દ્રક નરકાવાસાઓથી ચાર દિશાઓમાં તથા ચાર વિદિશામાં એમ નરકવાસાની આઠ પંક્તિઓ નીકળેલી છે. તેમાં રત્નપ્રભાના પ્રથમ પ્રતરે દિશાગત પ્રત્યેક પંક્તિમાં ૪૯ અને વિદિશાગત પ્રત્યેક પંક્તિમાં ૪૨ નરકાવાસાઓ હોય છે, બીજા પ્રતરથી માંડીને નીચેની અન્ય પ્રતરગત પંક્તિઓમાં એક એક નરકાવાસો ઓછો કરતા જવું. યાવત્ સાતમી નરકમાં દિશીગત પંક્તિમાં એક એક નરકાવાસો આવે અને વિદિશામાં બીલકુલ ન હોય. (૨૩૧-૨૩૨)

**इट्ठपयरेगदिसि-संख, अडगुणा चउविणा सइगसंखा ।**
**जह सीमंतयपयरे, एगुणनउआ सया तिन्नि ॥ २३३ ॥**
**अपइट्ठाणे पंच उ, पढमो मुहमंतिमो हवइ भूमी ।**
**मुहभूमिसमासद्धं, पयरगुणं होइ सव्वघणं ॥ २३४ ॥**

ઇષ્ટપ્રતરમાં પંક્તિગત નરકાવાસાની સંખ્યા જાણવી હોયતો તે પ્રતરની એક દિશાગત નરકાવાસાની સંખ્યાને આઠ ગુણી કરી તેમાંથી ચાર બાદ કરવા, બાકી રહે તેમા ઈન્દ્રક નરકાવાસો ભેળવવો એટલે ઈષ્ટપ્રતરે પંક્તિગત નરકાવાસાની સંખ્યા પ્રાપ્ત થાય. જેમ સીમંતક નરકાવાસામાં ૩૮૯ અને અપ્રતિષ્ઠા-નમાં પાંચ નરકાવાસની સંખ્યા છે. સાતે નરકમાં અને પ્રત્યેક નરકમાં પંક્તિગત નરકાવાસાની સંખ્યા જાણવા માટે આ પ્રમાણે કરણ વિચારવું. પ્રથમ પ્રતરગતનરકાવાસ સંખ્યા તે મુખ અને અંતિમપ્રતરગત નરકાવાસસંખ્યા તે ભૂમિ કહેવાય. બન્ને સંખ્યાનો સરવાળો કરીને અર્ધ કરવું. જે સંખ્યા આવે તેને સર્વ પ્રતરની સંખ્યાવડે ગુણવાથી પંક્તિગત નરકાવાસાની સર્વ સંખ્યા પ્રાપ્ત થાય. (૨૩૩-૨૩૪)

**छन्नवइ सय तिपन्ना, सत्तसु पुढवीसु आवलीनरया ।**
**सेस तिअसीइलक्खा, तिसयसियाला नवइ सहसा ॥ २३५ ॥**

સાતે નરકમાં કુલ, ૯૬૫૩ પંક્તિગત નરકાવાસા છે અને ૮૩૯૦૩૪૭ પુષ્પાવકીર્ણનર કાવાસાઓની સંખ્યા છે. (૨૩૫)

**तिसहस्सुचा सव्वे, संखमसंखिज्ज वित्थडाऽऽयामा ।**
**पणयाल लक्ख सीमं-तओ अ लक्खं अपइठाणो ॥ २३६ ॥**

**हिट्ठा घणो सहस्सं, उप्पिं संकोयओ सहस्सं तु ।**
**मज्झे सहस्ससुसिरा, तिन्नि सहस्सूसिया निरया ॥ २३७ ॥**

સાતે નરકમાં વર્ત્તતા સર્વ નરકાવાસાઓ ૩૦૦૦ યો૦ ઉંચા, અને લંબાઈ પહોળાઇમાં કોઈ સંખ્યાત યોજનના તો કોઇ અસંખ્ય યોજન પ્રમાણનાં છે. જેમકે પ્રથમ સીમંત નામનો નરકાવાસો ૪૫૦૦૦૦૦ યો૦ નો છે અને સાતમી નરકનો અપ્રતિષ્ઠાન નરકાવાસો એક લાખ યોજનનો છે. જે ત્રણ હજાર યોજનની ઉંચાઈ કહી તેમાંથી એક હજાર યોજન નીચેનું તળીયું જાડું, એક હજાર યોજનનું ઉપરનું મથાળું જાડું અને વચમાં એકહજારનું પોલાણ, એમ ત્રણ હજાર યોજન ઉંચા સર્વનરકા૦ છે. ( ૨૩૬-૨૩૭ )

**छसु हिट्ठोवरि जोयण-सहस्सं बावन्न सड्ढ चरिमाए ।**
**पुढवीए नरयरहियं नरया सेसम्मि सव्वासु ॥ २३८ ॥**

**बिसहस्सूणा पुढवी, तिसहसगुणिएहिं निअयपयरेहिं ।**
**ऊणा रूवूणनियपयर-भाईया पत्थडंतरयं ॥ २३९ ॥**

પ્રથમની છ નરકમાં પોતપોતાના પૃથ્વીપિંડ પ્રમાણમાંથી ઉપર-નીચે એક એક હજાર યોજન બાદ કર્યા બાદ જે પિંડ પ્રમાણ રહે તેમાં નરકાવાસાઓ હોય છે અને સાતમી નરકમાં ઉપર નીચે સાડાબાવન સાડાબાવન હજાર છોડી દઈ વચલા ત્રણહજાર યોજનમાં નરકાવાસાઓ છે. ઇષ્ટ નરકના પ્રતરોની સંખ્યાને ( પાથડાનું પ્રમાણ ) ત્રણ હજાર વડે ગુણતાં જે સંખ્યા આવે તેને બેહજાર ન્યૂન પૃથ્વીપિંડ માંથી બાદ કરવી, જે શેષ રહે તે સંખ્યાને એકરૂપ ન્યૂન પ્રતરની સંખ્યાવડે ભાગ આપતા પાથડાનુ અંતર આવે. ( ૨૩૮-૨૩૯ )

**तेसीआ पंचसया, इक्कारस चेव जोयणसहस्सा ।**
**रयणाए पत्थडंतर-मेगो चिअ जोअणतिभागो ॥ २४० ॥**

**सत्ताणवइसयाइं, बीयाए पत्थडंतरं होइ ।**
**पणसत्तरि तिन्नि सया, बारसहस्सा य तइयाए ॥ २४१ ॥**

**छावट्ठ सयं सोलस-सहस्स पंकाए दो तिभागा य ।**
**अड्ढाइज्ज सयाइं, पणवीस सहस्स धूमाए ॥ २४२ ॥**

**बावन्न सड्ढ सहसा, तमप्पभा पत्थडंतरं होइ ।**
**एगो चिअ पत्थडओ, अंतररहिओ तमतमाए ॥ २४३ ॥**

પહેલી નરકમાં ૧૧૫૮૩૧/૩ યો૦ પ્રમાણ એક પાથડાથી બીજા પાથડાનું અંતર છે, બીજી નરકમા ૯૭૦૦ યો૦ પ્રમાણ અંતર, ત્રીજી નરકમાં ૧૨૩૭૫ યો૦ પ્રમાણ પ્રત્યેક પાથડાનુ અંતર, ચોથી નરકમાં ૧૬૧૬૬૨/૩ યો૦ પ્રમાણ અંતર, પાંચમી નરકમાં ૨૫૨૫૦ યો૦ પ્રમાણ અંતર, છઠ્ઠી નરકમા ૫૨૫૦૦ યો૦નું અંતર અને સાતમી નરકમાં એક પ્રતર હોવાથી અંતર નથી. ( ૨૪૦-૨૪૧-૨૪૨-૨૪૩ )

पडणट्ठघणु छअंगुल, रयणाए देहमाणमुक्कोसं ।
सेसासु दुगुणदुगुणं, पणघणुसय जाव चरिमाए ॥ २४४ ॥

રત્નપ્રભાને વિષે ઉત્કૃષ્ટ દેહમાન પોણાઆઠ ધનુષ્ય અને છ અંગુલ સમુચ્ચયે હોય છે. બાકીની નરકોમાં સમુદાયે દેહમાન જાણવા માટે પૂર્વોક્ત પ્રમાણને દ્વિગુણ દ્વિગુણ કરતાં જવું. યાવત્ સાતમી નરકમાં ૫૦૦ ધનુષ્યનું દેહમાન હોય. ( ૨૪૪ )

रयणाए पढमपयरे, हत्थतियं देहमाणमणुपयरं ।
छप्पण्णंगुल सड्ढा, वुड्ढी जा तेरसे पुण्णं ॥ २४५ ॥

રત્નપ્રભાના પ્રથમ પ્રતરમાં ત્રણ હાથનું ઉત્કૃષ્ટ દેહમાન, ત્યારબાદ પ્રથમ નરકના પ્રત્યેક પ્રતરમાં સાડાછપ્પન અંગુલની વૃદ્ધિ કરવી, જેથી તેરમા પ્રતરે ૭॥ ધનુષ્ય અને છ અંગુલનું દેહમાન આવી રહેશે. ( ૨૪૫ )

जं देहपमाण उवरि-माए पुढवीए अंतिमे पयरे ।
तं चिय हिट्ठिमपुढवीए पढमपयरम्मि बोद्धव्वं ॥ २४६ ॥

तं चेगूणगसगपयर-भइयं बीयाइ पयरवुड्ढि भवे ।
तिकर तिअंगुल करसत्त, अंगुला सड्ढिगुणवीसं ॥ २४७ ॥

पण घणु अंगुल वीसं, पणरस घणु दुन्नि हत्थ सड्ढा य ।
बासट्ठिघणुह सड्ढा, पणपुढवी पयरवुड्ढि इमा ॥ ॥ २४८ ॥

ઉપર ઉપરની પૃથ્વીના અંતિમ પ્રતરે જે ઉ૦ દેહ પ્રમાણ હોય, તે નીચેની પૃથ્વીના પ્રથમ પ્રતરે પણ જાણવું, બીજી આદિ છ એ નરકમાં પ્રથમ પ્રતરે દેહમાન જાણવા માટે આ ઉપાય સમજવો, તે નરકોના બીજા વિગેરે પ્રતરોમાં દેહમાન જાણવા માટે તે તે પૃથ્વીમાં પ્રાપ્તથતા પ્રથમ પ્રતરના દેહમાનને તે તે પૃથ્વીના પ્રતરોની સંખ્યામાંથી એક બાદ કરી જે સંખ્યા આવે તે પ્રતરની સંખ્યાવડે ભાગ આપવો, ભાગાકાર કરતાં જે સંખ્યા આવે તે તે પૃથ્વીના બીજા પ્રતરોમાં વૃદ્ધિઅંક સમજવો, એ પ્રમાણે કરતાં બીજી નરકમાં ત્રણહાથ અને ત્રણઅંગુલ વૃદ્ધિઅંક, ત્રીજીમાં સાત હાથ અને ૧૯॥ અંગુલ વૃદ્ધિઅંક, ચોથીમાં પાંચ ધનુષ્ય અને વીશ અંગુલ, પાંચમી નરકમાં પંદર ધનુષ્ય અને અઢી હાથ, છઠ્ઠી નરકમાં બાસઠ ધનુષ્ય વૃદ્ધિઅંક જાણવો. એ પ્રમાણે વચલી પાંચ નરકના પ્રતરો સંબંધી નારકજીવોના દેહમાન માટે વૃદ્ધિઅંક કહ્યો. ( ૨૪૬-૨૪૭-૨૪૮ ).

इअ साहाविअदेहो, उत्तरवेउव्विओ य तद्दुगुणो ।
दुविहोऽवि जहण्ण कमा, अंगुलअस्संखसंखंसो ॥ २४९ ॥

એ પ્રમાણે સ્વાભાવિક-ભવધારણીય શરીરનું પ્રમાણ કહ્યું, ઉત્તરવૈક્રિયનું પ્રમાણ ભવધારણીય શરીર જ્યાં જ્યાં જેટલું હોય તેનાથી બમણું જાણવું, આ ઉત્કૃષ્ટ જાણવું, જઘન્ય શરીર ભવધારણીય અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્તરવૈક્રિય અંગુલનો સંખ્યાતમો ભાગ જાણવો. ( ૨૪૯ )

**सत्तसु चउवीस मुहू, सग पनरदिणेग दु चउ छम्मासा ।**
**उववायचवणविरहो, ओहे बारस मुहुत्त गुरू ॥ ॥ २५० ॥**

**लहुओ दुहावि समओ, संखा पुण सुरसमा मुणेयव्वा ।**
**संखाउपजत्तपणिं-दितिरिनरा जंति नरएसुं ॥ २५१ ॥**

સાતે નરક પૈકી પહેલી નરકમાં ઉત્કૃષ્ટ ૨૪ મુહૂર્ત્તનો ઉપપાત-ચ્યવનવિરહ, બીજીમાં સાતદિવસનો, ત્રીજીમાં પનરદિવસનો, ચોથી નરકમાં એક મહિનાનો, પાંચમીમાં બે માસનો, છઠ્ઠીમાં ચાર માસનો અને સાતમીમાં છ માસનો ઉપપાત-ચ્યવનવિરહ કાળ છે. ઓઘે સાતે નરકની અપેક્ષાએ બાર મુહૂર્ત્તનો ઉત્કૃષ્ટ ઉપપાત ચ્યવન વિરહ કાળ છે. જઘન્યથી ઉપપાતવિરહ તથા ચ્યવન વિરહ કાળ બન્ને એક એક સમયનો છે. ઉપપાત-ચ્યવન સંખ્યા દેવોના દ્વારમાં જે પ્રમાણે કહી છે તે પ્રમાણે જાણવી. સંખ્યવર્ષના આયુષ્યવાળા, લબ્ધિપર્યાપ્ત પંચેન્દ્રિય-તિર્યંચો તથા મનુષ્યો નરકમાં ઉત્પન્ન થાય છે. ( ૨૫૦-૨૫૧ )

**मिच्छद्दिट्ठि महारं-भ परिग्गहो तिव्वलोह निस्सीलो ।**
**नरयाउअं निबंधइ, पावरूई रुद्दपरिणामो ॥ २५२ ॥**

મિથ્યાદૃષ્ટિ મહારંભી મહાપરિગ્રહી તીવ્રક્રોધી અને નિઃશીલ-શીયલાદિ સદ્ગુણોથી રહિત પાપીમતિવાળો અને રૌદ્રપરિણામવાળો આત્મા નરકનું આયુષ્ય બાંધે છે. ( ૨૫૨ )

**अंसन्नि संरिसिव पंक्खी, सींहं उरंगित्थि जंति जा छट्ठिं ।**
**कमसो उक्कोसेणं, सत्तमपुढवीं मणुंअमच्छा ॥ २५३ ॥**

અસંજ્ઞિપંચેન્દ્રિય પહેલી નરક સુધી, નકુલ-નોળીયા વિગેરે બીજી નરક સુધી, ગીધ વિગેરે પક્ષિઓ ત્રીજી નરક સુધી, સિંહ વિગેરે ચોથી નરક સુધી, સર્પ વિગેરે પાંચમી નરક સુધી, સ્ત્રી છઠ્ઠી નરક સુધી અને મનુષ્ય તથા મચ્છ સાતમી નરક સુધી ઉત્પન્ન થઈ શકે છે. ( ૨૫૩ )

**वाला दाढी पक्खी, जलयरनरयाऽऽगया उ अइक्रूरा ।**
**जंति पुणो नरएसुं, बाहुल्लेणं न उण नियमो ॥ २५४ ॥**

વ્યાલ એટલે સર્પાદિ, દાઢવાળા તે વ્યાઘ્રસિંહ વિગેરે, ગીધ વિગેરે પક્ષિઓ અને મગરમચ્છ વિગેરે જલચર જીવો નરકમાંથી ઘણા ભાગે આવેલ હોય અને અતિક્રૂર પરિણામવાળા તે પ્રાયઃ પુનઃ નરકમાં ઉત્પન્ન થાય છે, પરંતુ એ પ્રમાણે જ થાય એવો નિયમ ન સમજવો. ( ૨૫૪ )

**दो पढमपुढविगमणं, छेवट्ठे कीलिआइसंघयणे ।**
**इक्किक्कपुढविवुड्ढी, आइतिलेसाउ नरएसु ॥ २५५ ॥**

**दुसु काऊ तइआए, काऊ नीला य नील पंकाए ।**
**धूमाए नीलकिण्हा, दुसु किण्हा हुंति लेसाउ ॥ २५६ ॥**

છેવટ્ઠા સંઘયણવાળો પહેલી બે નરક સુધી ઉત્પન્ન થઇ શકે, ત્યારબાદ કીલિકાદિ સંઘયણવાળા માટે એક એક નરક વધતા જવું, એટલે કે–કીલિકાવાળો ત્રીજી સુધી, અર્ધનારાચવાળો ચોથી સુધી, નારાચવાળો પાંચમી સુધી, ઋષભનારાચવાળો છઠ્ઠી સુધી, અને વજ્રઋષભનારાયચવાળો સાતમી નરક સુધી ઉત્પન્ન થઇ શકે છે, પ્રથમની ત્રણ નરકમાં પહેલી ત્રણે લેશ્યા હોય છે, તેમાં પણ પહેલી બે નરકને વિષે કાપોતલેશ્યા હોય, ત્રીજીમાં કાપોત અને નીલલેશ્યા, ચોથીમાં નીલલેશ્યા, પાંચમીમાં નીલ અને કૃષ્ણલેશ્યા, છઠ્ઠી તથા સાતમી નરકમાં કેવલ કૃષ્ણ લેશ્યા જ હોય છે. ( ૨૫૫ ૨૫૬ )

**सुरनारयाण ताओ, दव्वलेसा अवट्ठिया भणिया ।**
**भावपरावत्तीए, पुण एसिं हुंति छल्लेसा ॥ २५७ ॥**

દેવ અને નારકોની દ્રવ્યલેશ્યા અવસ્થિત કહેલી છે પરંતુ ભાવનાના પરાવર્ત્તનને અંગે ભાવલેશ્યા તો તેઓને છએ હોય છે. ( ૨૫૭ )

**निरउव्वट्टा गब्भे, पजत्तसंखाउ लद्धि एएसिं ।**
**चक्कि हरिजुअल अरिहा, जिणे जई दिस सम्मं पुहविकमा ॥२५८॥**

નરકગતિમાંથી નીકળેલા જીવો અનન્તરભવે પર્યાપ્ત સંખ્ય વર્ષાયુષવાળા ગર્ભજ તિર્યંચ તથા મનુષ્યપણે જ ઉત્પન્ન થાય છે, પહેલી નરકમાંથી નીકળેલો ચક્રવર્તી થઈ શકે, બીજી સુધીનો નીકળેલો બલદેવ–વાસુદેવ થઇ શકે, ત્રીજી સુધીનો નીકળેલો તીર્થંકર પણ થઈ શકે છે, ચોથી સુધીનો સામાન્યકેવલી, પાંચમી સુધીનો સાધુ, છઠ્ઠી સુધીનો શ્રાવક અને સાતમી સુધીનો સમ્યગ્દૃષ્ટિ થઇ શકે છે. ( ૨૫૮ )

**रयणाए ओहि गाउअ, चत्तारद्धुट्ठ गुरुलहु कमेणं ।**
**पइपुढवि गाउअद्धं, हायइ जा सत्तमि इगद्धं ॥ २५९ ॥**

પહેલી નરકમાં અવધિજ્ઞાનનું ક્ષેત્ર ઉ૦ ચાર ગાઉનું, તથા જઘન્યથી સાડાત્રણગાઉનું, ત્યારબાદ બીજીમાં ઉ૦ ૩॥ ગાઉ, જઘન્ય ૩ ગાઉ, ત્રીજીમાં ઉ૦ ૩, જઘન્ય ૨॥ ગાઉ, ચોથીમાં ઉ૦ ૨॥ ગાઉ, જઘન્ય ૨ ગાઉ, પાંચમીમાં ઉ૦ ૨ ગાઉ, જઘન્ય ૧॥ ગાઉ, છઠ્ઠીમાં ઉ૦ ૧॥, જઘન્ય ૧ ગાઉ અને સાતમીમાં ઉ૦ ૧ ગાઉ તથા જઘન્ય ૦॥ ગાઉનું અવધિજ્ઞાનસંબંધી ક્ષેત્ર હોય છે. ( ૨૫૯ )

ઇતિ સમાપ્તો નરકાધિકારઃ

## ॥ अथ मनुष्याधिकारः ॥

गब्भनर तिपलिआओ, तिगाउ उक्कोसतो जहन्नेणं ।
मुच्छिम दुहावि अंतमुहु, अंगुलाऽसंखभागतणू ॥ २६० ॥

ગર્ભજ મનુષ્યની ઉ૦ આયુષ્યસ્થિતિ ત્રણ પલ્યોપમ, તેમજ ઉ૦ અવગાહના ત્રણ ગાઉ હોય છે. ગર્ભજ મનુષ્યોનું જઘન્ય તથા સંમૂચ્છિંમ મનુષ્યનું જઘન્ય ઉત્કૃષ્ટ બન્ને પ્રકારનું આયુષ્ય અન્તર્મુહૂર્તનું છે, તથાં ગર્ભજ મનુષ્યની જઘન્ય તથા સંમૂચ્છિંમ મનુષ્યની જઘન્ય ઉત્કૃષ્ટ બન્ને પ્રકારની અવગાહના અંગુલના અસંખ્યભાગ જેટલી હોય છે. ( ૨૬૦ )

बारसमुहुत्त गब्भे, इयरे चउवीस विरह उक्कोसो ।
जम्ममरणेसु समओ, जहण्ण संखा सुरसमाणा ॥ २६१ ॥

ગર્ભજ મનુષ્યનો ઉપપાતવિરહ તથા ચ્યવનવિરહ ઉત્કૃષ્ટથી બાર મુહૂર્તનો હોય છે, તથા સંમૂચ્છિંમ મનુષ્યનો ઉપપાત ચ્યવનવિરહ ચોવીશ મુહૂર્તનો હોય છે, ગર્ભજ-સંમૂચ્છિંમ બન્નેનો જઘન્ય ઉપપાત-ચ્યવનવિરહ કાળ એક સમયનો છે, ઉપપાત-ચ્યવન સંખ્યા દેવસમાન અર્થાત્ એક સમયમાં એક બે યાવત્ સંખ્ય જીવો ઉત્પન્ન થાય છે અને ચ્યવે છે. ( ૨૬૧ )

सत्तममहिनेरइए, तेऊ वाऊ असंखनरतिरिए ।
मुत्तूण सेसजीवा, उप्पज्जंति नरभवम्मि ॥ २६२ ॥

સાતમી નરકના જીવો, તેઉકાય, વાયુકાય, તેમજ યુગલિક તિર્યંચ મનુષ્યો શિવાય બધાય દંડકમાંથી અનન્તરપણે જીવો મનુષ્યભવમા ઉત્પન્ન થઇ શકે છે. ( ૨૬૨ )

सुरनेरइएहिं चिय, हवंति हरिअरिहचक्किबलदेवा ।
चउविहसुह चक्किबला, वेमाणिअ हुंति हरिअरिहा ॥ २६३ ॥

વાસુદેવ-અરિહંત ચક્રવર્તિ અને બલદેવ નિશ્ચયે દેવ-નારકામાંથી જ આવેલા હોય છે, ચક્રવર્તિ-બલદેવ-ચારે પ્રકારના દેવોમાંથી આવી શકે છે જ્યારે વાસુદેવ તથા અરિહંત દેવભવમાંથી આવેલા હોય તો નિશ્ચયે વૈમાનિકમાંથી જ અનંતરપણે આવેલા હોય. ( ૨૬૩ )

हरिणो मणुस्सरयणाइं हुंति नाणुत्तरेहिं देवेहिं ।
जह संभवमुववाओ, हयगयएगिंदिरयणाणं ॥ २६४ ॥

વાસુદેવના સાત અને ચક્રીના ચૌદરત્નો પૈકી જે મનુષ્યરત્નો છે તે અનુત્તર દેવલોક સિવાય બીજેથી આવેલા જાણવા. બાકીના હાથી અશ્વ અને એકેન્દ્રિય સાત રત્નોનો ઉપપાત યથાસંભવ જાણવો. ( ૨૬૪ )

**वामपमाणं चक्कं, छत्तं दंडं दुहत्थयं चम्मं ।**
**बत्तीसंगुल खग्गो, सुवण्णकागिणि चउरंगुलिआ ॥ २६५ ॥**

**चउरंगुलो दुअंगुल, पिहुलो य मणी पुरोहियगयतुरया ।**
**सेणावइगाहावइ-वड्ढइथीचक्किरयणाइं ॥ २६६ ॥**

ચક્ર દંડ અને છત્ર રત્નનું પ્રમાણ વામ એટલે ચાર હાથનું હોય છે, ચર્મરત્ન બે હાથનું, ખડ્ગ-રત્ન બત્રીશ આંગળનું અને સુવર્ણ કાકિણી રત્ન ચાર અંગુલનું છે. મણિરત્ન ચાર અંગુલ લાંબુ અને બે આંગળ પહોળું હોય છે. એ સાત એકેન્દ્રિયરત્નો છે. પુરોહિત ગજ અશ્વ સેનાપતિ ગાથાપતિ (ભંડારી) વાર્ધકી એટલે સૂત્રધાર અને સ્ત્રી એમ એકંદર ચક્રવર્ત્તીના ચૌદરત્નો છે. ( ૨૬૫–૨૬૬

**चउरो आयुजगेहे, भंडारे तिन्नि दुन्नि वेअड्ढे ।**
**एगं रायगिहम्मि य, नियनयरे चेव चत्तारि ॥ २६७ ॥**

એ ચૌદરત્નો પૈકી ચક્ર–છત્ર દંડ અને ખડ્ગ એ ચાર રત્નો આયુધશાલામાં ઉત્પન્ન થાય છે, ચર્મ કાકિણી અને મણિ એ ત્રણ રત્ન ભંડારમાં ઉત્પન્ન થાય છે, ગજ અને અશ્વ એ બે રત્નો વૈતાઢય પર્વતના ભૂમિતલમાંથી ભેટણામાં મળે છે, પુરોહિત સેનાપતિ ગાથાપતિ અને વાર્ધકી એ ચાર પોતાના નગરમાં ઉત્પન્ન થાય છે અને એક સ્ત્રી રત્નની રાજમહેલમાં પ્રાપ્તિ થાય છે. ( ૨૬૭ )

**णेसप्पे पंडुए, पिंगलए सव्वरयण महपउमे ।**
**काले अ महाकाले, माणवगे तह महासंखे ॥ २६८ ॥**

નસર્પ–પાણ્ડુક–પિંગલ-સર્વરત્ન–મહાપદ્ય–કાલ-મહાકાલ–માણવક અને મહાશંખ એ ચક્રવર્ત્તિના નવનિધાનો હોય છે. ( ૨૬૮ )

**जंबुदीवे चउरो, सयाइ वीसुत्तराइ उक्कोसं ।**
**रयणाइ जहण्णं पुण, हुंति विदेहंमि छप्पन्ना ॥ २६९ ॥**

જંબુદ્વીપમાં એક સાથે ઉત્કૃષ્ટથી ૪૨૦ અને જઘન્યથી ૫૬ રત્નો (મહાવિદેહને વિષે) હોય છે (૨૬૯)

**चक्कं धणुहं खग्गो, मणी गया तहय होइ वणमाला ।**
**संखो सत्त इमाइं, रयणाइं वासुदेवस्स ॥ २७० ॥**

ચક્ર–ધનુષ્ય–ખડ્ગ–મણિ ગદા તથા વનમાળા અને શંખ એ સાત વાસુદેવના રત્નો હોય છે. (૨૭૦)

**संखनरा चउसु गइसु, जंति पचसु वि पढमसंघयणे ।**
**इग दु ति जा अट्ठसयं, इगसमए जंति ते सिद्धिं ॥ २७१ ॥**

સંખ્યાત વર્ષના આયુષ્યવાલા મનુષ્યો મરીને ચારે ગતિમાં જાય છે પરંતુ જે પ્રથમ સંઘયણવાળા છે તે ચારગતિ ઉપરાંત પાંચમી સિદ્ધિગતિમાં પણ જાય છે. એક સમયમાં એક બે ત્રણ યાવત્ ૧૦૮ સુધી મોક્ષે જઇ શકે છે. ( ૨૭૧ )

**वीसित्थि दस नपुंसग, पुरिसट्ठयं तु एगसमएणं ।**
**सिज्झइ गिहि अन्न सलिं–ग चउ दस अठाहिअसयं च ॥२७२॥**

સ્ત્રી વેદે ઉત્કૃષ્ટથી એક સમયમાં વીશ મોક્ષે જાય, નપુંસકવેદે દશ, પુરૂષવેદે એક સમયમાં ૧૦૮ મોક્ષે જાય, લિંગમાં–ગૃહસ્થલિંગમાં એક જ સમયમાં ૪, અન્ય તાપસાદિના લિંગમાં ૧૦ અને સ્વ–સાધુ-લિંગમાં ૧૦૮ મોક્ષે જાય. ( ૨૭૨ )

**गुरुलहुमज्झिम दो चउ, अट्ठसयं उड्ढहोतिरिअलोए ।**
**चउबावीसट्ठसयं, दु समुद्दे तिन्नि सेसजले ॥ २७३ ॥**

ઉત્કૃષ્ટ અવગાહનાવાળા એક સમયમાં ૨, જઘન્ય અવગાહનાવાળા ૪, અને મધ્યમ અવગાહનાવાળા એક સમયમાં ૧૦૮ મોક્ષે જાય. ઊર્ધ્વલોકમાં ૪, અધોલોકમાં ૨૨, અને તીર્છાલોકમાં એક સમયમાં ૧૦૮ મોક્ષે જાય. સમુદ્રમા ૨, નદી વિગેરે શેષ જલમાં એક સમયમાં ૩ મોક્ષે જાય ( ૨૭૩ )

**नरयतिरियाऽऽगया दस, नरदेवगईओ वीस अट्ठसयं ।**
**दस रयणासक्करवा–लुयाउ चउ पंकभूदगऊ ॥ २७४ ॥**
**छच्च वणस्सइ दसतिरि, तिरित्थि दस मणुअ वीस नारीऊ ।**
**असुराइ वंतरा दस, पण तद्देवीउ पत्तेयं ॥ २७५ ॥**
**जोइ दस देवि वीसं, विमाणि अट्ठसय वीस देवीऊ ।**
**तह पुंवेएहिंतो, पुरिसो होऊण अट्ठसयं ॥ २७६ ॥**
**सेसट्ठभंगएसु, दस दस सिज्झंति एगसमयम्मि ।**
**विरहो छमास गुरुओ, लहु समओ चवणमिह नत्थि ॥२७७॥**

નરકગતિ તથા તિર્યંચગતિમાંથી અનન્તરપણે મનુષ્ય થયેલા મોક્ષે જાય તો એક સમયમાં ૧૦, મનુષ્યમાંથી મનુષ્ય થયેલા વીશ અને દેવગતિમાથી મનુષ્યપણે થયેલા એકસમયમાં ૧૦૮ મોક્ષે જાય. રત્નપ્રભા શર્કરાપ્રભા અને વાલુકાપ્રભામાંથી આવેલા ૧૦ મોક્ષે જાય, ચોથી પંકપ્રભા, પૃથ્વીકાય તથા અપ્કાયમાંથી આવેલા એક સમયમાં ૪, વનસ્પતિમાંથી આવેલા ૬, તિર્યંચમાંથી આવેલા ૧૦, તિર્યંચની સ્ત્રીમાંથી આવેલા ૧૦, મનુષ્ય તથા મનુષ્ય સ્ત્રીપણામાંથી આવેલા એક સમયમાં ૨૦, ભુવનપતિ વ્યંતરમાંથી આવેલા ૧૦, તેમની દેવીઓમાંથી આવેલા ૫, જ્યોતિષીમાંથી આવેલા ૧૦, તેમની સ્ત્રીઓમાંથી આવેલા ૨૦, વૈમાનિકમાંથી આવેલા ૧૦ અને વૈમાનિકની સ્ત્રીઓમાંથી આવેલ એક સમયમાં ઉત્કૃષ્ટથી ૨૦ મોક્ષે જાય. પુરૂષવેદમાંથી પુરૂષ મનુષ્ય થયેલા એક સમયમા ૧૦૮ અને પુરૂષમાંથી સ્ત્રી, પુરૂષમાથી નપુંસક વિગેરે બાકીના આઠભાંગામાં એક સમયે દસ–દસ મોક્ષે જાય છે. સિદ્ધિગતિનો ઉત્કૃષ્ટ ઉપપાત વિરહકાળ છ માસનો અને જઘન્યવિરહકાળ એક સમયનો છે. સિદ્ધિગતિમાં ગયા પછી ચ્યવન થતું નથી. ( ૨૭૪થી ૨૭૭ )

अड सग छ पंच चउ तिन्नि, दुन्नि इक्को य सिज्झमाणेसु ।
बत्तीसाइसु समया, निरंतरं अंतरं उवरिं ॥ २७८ ॥

बत्तीसा अडयाला, सट्ठी बावत्तरी य अवहीओ ।
चुलसीई छन्नउई, दुरहिअमट्ठुत्तरसयं च ॥ २७९ ॥

એક બે યાવત્ બત્રીશ સુધી જીવો મોક્ષે જાય તો ઉપરા ઉપરિ આઠ સમય સુધી જાય, ત્યારબાદ સમયાદિનું અવશ્ય અંતર પડે, એ પ્રમાણે આગળ પણ સમજવું. ૩૩ થી ૪૨ સુધી ઉપરા ઉપરિ મોક્ષે જાય તો સાત સમય સુધી, ૪૯ થી ૬૦ સુધી જીવો ઉપરા ઉપરિ મોક્ષે જાય તો છ સમય સુધી, ૬૧થી ૭૨ સુધી મોક્ષે જાય તો પાંચ સમય સુધી, ૭૩ થી ૮૪ સુધી મોક્ષે જાયતો ચાર સમય સુધી, ૮૫ થી ૯૬ સુધી મોક્ષે જાય તો ત્રણ સમય સુધી, ૯૭થી ૧૦૨ સુધી મોક્ષે જાયતો ઉપરાઉપરિ બે સમય સુધી અને ૧૦૩ થી ૧૦૮ સમય સુધી મોક્ષે જાયતો એક સમય સુધી મોક્ષે જાય. પછી સમયાદિનું અવશ્ય અંતર પડે. ( ૨૭૮–૨૭૯ )

पणयाललक्खजोयण-विक्खंभा सिद्धसिल फलिहविमला ।
तदुवरिगजोअणंते, लोगंतो तत्थ सिद्धठिई ॥ २८० ॥

बहुमज्झदेसभाए, अट्ठेव य जोयणाइ बाहल्लं ।
चरिमंतेसु य तणुई, अंगुलसंखेज्जईभागं ॥ २८१ ॥

પીસ્તાલીશ લાખયોજન લાંબી પહોળી સ્ફટિકરત્નના સરખી નિર્મળ **સિદ્ધશિલા** છે, તેના ઉપર એક યોજનને અંતે લોકનો છેડો છે, સિદ્ધની ત્યાં સ્થિતિ છે. આ સિદ્ધશિલાનો મધ્યભાગ આઠયોજનની જાડાઈવાળો છે, અને ત્યાંથી ચારે બાજુનો ભાગ ઓછો થતાં થતાં તદ્દન છેડાના ભાગે અંગુલના સંખ્ય ભાગ જેટલી સિદ્ધશિલા પાતળી છે. ( ૨૮૦–૨૮૧ )

तिन्नि सया तित्तीसा, धणुतिभागो य कोसछब्भागो ।
जं परमोगाहोऽयं, तो ते कोसस्स छब्भागो ॥ २८२ ॥

एगा य होइ रयणी, अट्ठेव य अंगुलेहिं साहीया ।
एसा खलु सिद्धाणं, जहन्न ओगाहणा भणिया ॥ २८३ ॥

ત્રણસો તેત્રીશ ધનુષ્ય અને એક ધનુષનો ત્રીજો ભાગ અથવા બીજા શબ્દોમાં કહીએ તો એક ગાઉનો છઠ્ઠો ભાગ જેવડો હોય તેટલા પ્રમાણની સિદ્ધના જીવોની ઉત્કૃષ્ટ અવગાહના હોય છે. એક હાથ અને આઠ અંગુલ જેવડી સિદ્ધના જીવોની જઘન્ય અવગાહના હોય છે. ( ૨૮૨–૨૮૩ )

ઇતિ મનુષ્યગત્યધિકારઃ સમાપ્તઃ

## ॥ अथ चतुर्थो तिर्यंचगत्यधिकारः ॥

बावीससगतिदसवा-ससहस्सगणितिदिणबेइंदियाईसु ।
बारसवासुणपणदिण, छमासतिपलिअठिई जिट्ठा ॥ २८४ ॥

પૃથ્વીકાયજીવોનું ઉત્કૃષ્ટ આયુષ્ય ૨૨૦૦૦ વર્ષનું, અપ્કાયનું ૭૦૦૦ વર્ષનું, વાયુકાયનું ત્રણહજાર વર્ષનું, વનસ્પતિકાયનું દશહજાર વર્ષનું અને તેઉકાયનું ત્રણ અહોરાત્રનું આયુષ્ય છે. બેઇન્દ્રિયનું ૧૨ વર્ષનું, તેઇન્દ્રિયનું ૪૯ દિવસનું, ચઉરિન્દ્રિયનું ૬ માસનું અને પંચેન્દ્રિયતિર્યંચનું ત્રણપલ્યોપમનું ઉત્કૃષ્ટ આયુષ્ય છે. ( ૨૮૪ )

सण्णा य सुद्धवालुअ, मणोसिला सक्करा य खरपुढवी ।
इगबारचउदसोल-ट्ठारसबावीससमसहसा ॥ २८५ ॥

શ્લક્ષ્ણ કોમળ માટીનું એક હજાર વર્ષનું, શુદ્ધ નીચેની માટીનું બાર હજાર વર્ષનું, રેતીરૂપ માટીનું ચૌદ હજાર વર્ષનું, મણસીલ તથા પારાનુ સોળ હજાર વર્ષનું, પત્થરના ગાંગડાનું અઢાર હજાર વર્ષ અને શિલાઓનું બાવીશ હજાર વર્ષનું ઉત્કૃષ્ટ આયુષ્ય છે. ( ૨૮૫ )

गब्भभुअजलचरोभय-गब्भोरगपुव्वकोडि उक्कोसा ।
गब्भचउप्पयपक्खिसु, तिपलिअ पलियाअसंखसो ॥ २८६ ॥

ગર્ભજ ભુજપરિસર્પ, સંમૂર્ચ્છિમ-ગર્ભજ બન્ને પ્રકારના જલચર અને ગર્ભજ ઉરપરિસર્પનું ઉત્કૃષ્ટ આયુષ્ય પૂર્વક્રોડ વર્ષનું છે. ગર્ભજ ચતુષ્પદનું ઉત્કૃષ્ટ આયુષ્ય ત્રણ પલ્યોપમ અને ગર્ભજ ખેચરનું ઉ૦ આયુષ્ય પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. ( ૨૮૬ )

पुव्वस्स उ परिमाणं, सयरि खलु वासकोडिलक्खाओ ।
छप्पण्णं च सहस्सा, बोद्धव्वा वासकोडीणं ॥ २८७ ॥

સિત્તેરલાખ ક્રોડ અને છપ્પન હજાર ક્રોડ (૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦૦) વર્ષનું એક પૂર્વ થાય છે. (૨૮૭)

संमुच्छपणिंदिथल[1]खे[2]-यरउ[3]रग[4]भुयगजिट्ठठिइ कमसो ।
वाससहस्सा चुलसी, बिसत्तरि तिपन्न बायाला ॥ २८८ ॥

સંમૂર્ચ્છિમ સ્થલચરની ઉત્કૃષ્ટ ૮૪૦૦૦ વર્ષ આયુષ્યસ્થિતિ, સંમૂર્ચ્છિમખેચરની ૭૨૦૦૦ વર્ષ, સંમૂર્ચ્છિમ ઉરપરિસર્પની ૫૩૦૦૦ વર્ષ અને સંમૂર્ચ્છિમ ભુજપરિસર્પની ૪૨૦૦૦ વર્ષની ઉ૦ આયુષ્ય સ્થિતિ છે [ સંમૂ૦ જલચરની પૂર્વક્રોડ પ્રમાણ સ્થિતિ પ્રથમ કહી છે. ] ( ૨૮૮ )

एसा पुढवाईणं, भवट्ठिई संपयं तु कायठिई ।
चउ एगिंदिसु नेआ, ओसप्पिणीऊ असंखेज्जा ॥ २८९ ॥

ताओ वणम्मि अणंता, संखिज्जा वाससहस विगलेसु ।
पंचिंदितिरिनरेसु, सत्तट्ठभवा उ उक्कोसा ॥ २९० ॥

આ સ્થિતિ છે કહી તે પૃથ્વીકાય વગેરેની ભવસ્થિતિ કહી, હવે કાયસ્થિતિ કહેછે:-પૃથ્વી પાણી અગ્નિ અને વાયુ એ ચાર એકેન્દ્રિયોને વિષે અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાયસ્થિતિ છે, વનસ્પતિ કાયમાં અનન્ત ઉત્સર્પિણી-અવસર્પિણી પ્રમાણ કાયસ્થિતિ છે, વિકલેન્દ્રિયમાં સંખ્યાતા હજાર વર્ષ, અને પંચેન્દ્રિયતિર્યંચ મનુષ્યની ઉ૦ કાયસ્થિતિ સાત-આઠ ભવ જેટલી છે. ( ૨૮૯-૨૯૦ )

सव्वेसिं पि जहन्ना, अंतमुहुत्तं भवे अ काए य ।
जोयणसहस्समहिअं, एगिंदियदेहमुक्कोसं ॥ २९१ ॥
बितिचउरिंदिसरीरं, बारसजोयणतिकोसचउकोसं ।
जोयणसहसपणिंदिय, ओहे वुच्छं विसेसं तु ॥ २९२ ॥

એકેન્દ્રિયથી લઈ પંચેન્દ્રિય સુધીના સર્વ તિર્યંચોની જઘન્ય ભવસ્થિતિ [આયુષ્ય] અને કાયસ્થિતિ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. એકેન્દ્રિયનું શરીર ઉત્કૃષ્ટથી હજાર યોજનથી કંઈક અધિક મોટું છે, બેઈન્દ્રિયનું બાર યોજનનું, તેઇન્દ્રિયનું ત્રણ ગાઉનું, ચઉરિન્દ્રિયનું એક યોજન-ચાર ગાઉનું ઉ૦ શરીર પ્રમાણ છે પંચેન્દ્રિયનું એકહજાર યોજનનું છે. આ સામાન્યથી વાત કહી, તેમાં જે કાંઈ વિશેષ છે તે આગળ કહેવાય છે. ( ૨૯૧-૨૯૨ )

अंगुलअसंखभागो, सुहुमनिगोओ असंखगुण वाऊ ।
तो अगणि तऊ आओ, तत्तो सुहुमा भवे पुढवी ॥ २९३ ॥
तो बायरवाउगणी-आउ पुढवी निगोअ अणुकमसो
पत्तेयवणसरीरं, अहियं जोयणसहस्सं तु ॥ २९४ ॥

સર્વથી નાનું શરીર( લબ્ધિઅપર્યાપ્ત ) સૂક્ષ્મનિગોદનું પરંતુ અંગુલના અસંખ્ય ભાગ જેવડું, તેના કરતાં સૂક્ષ્મ વાયુકાયનું અસંખ્યગુણ મોટું ( છતાં અંગુલના અસંખ્ય ભાગ જેવડું ), તેનાથી સૂક્ષ્મ અગ્નિકાયનું અસંખ્યગણું મોટું, તેનાથી સૂક્ષ્મ અપ્કાયનુ અસંખ્યગુણ મોટું, તેથી સૂક્ષ્મ પૃથ્વીકાયનું અસંખ્યગુણ મોટું, તેનાથી બાદર વાયુકાયનું અસંખ્યગુણ, તેથી બાદર અગ્નિનું અસંખ્યગુણ તેથી બાદર અપ્કાયનું અસંખ્યગુણ, તેથી બાદર પૃથ્વીનું અસંખ્યગુણ, અને તેથી બાદર નિગોદનું શરીર અસંખ્યગુણ મોટું છે. છતાં દરેકમાં અંગુલનો અસંખ્યાતમો ભાગજ સમજવો. અસંખ્યાતાના અસંખ્યાતા ભેદો હોવાથી આ બાબતમાં કોઇ જાતનો વિરોધ આવશે નહિં, તથા પ્રત્યેક વનસ્પતિનું એકહજાર યોજનથી કાંઇક અધિક શરીરપ્રમાણ છે. ( ૨૯૩-૨૯૪ )

उस्सेहंगुलजोयण-सहस्समाणे जलासए नेयं ।
तं वल्लिपउमपमुहं, अओ परं पुढविरूवं तु ॥ २९५ ॥

ઉત્સેધાંગુલના માપથી એક હજાર યોજન ઉંડા જલાશયોમાં વર્તતી વેલ–પદ્મ–વિગેરે વનસ્પતિની અપેક્ષાએ આ શરીરનું પ્રમાણ સમજવું. તેથી વધુ ઉંડા જલાશયોમાં તે વનસ્પતિનો નીચેનો ભાગ પૃથ્વીકાયમય જાણવો. ( ૨૯૫ )

**बारसजोयण संखो, तिकोस गुम्मी य जोयणं भमरो ।**
**मुच्छिमचउपयभुयगुरग, गाउअधणुजोयणपुहुत्तं ॥ २९६ ॥**

બાર યોજનનો શંખ, ત્રણ ગાઉનો કાનખજુરો, એક યોજનનો ભમરો, વિગેરે બેઇન્દ્રિયાદિ જીવોનું શરીર પ્રમાણ [ પ્રાયઃ અઢીદ્વીપ બહારના દ્વીપ–સમુદ્રોમાં ] જાણવું. સંમૂર્ચ્છિમ ચતુષ્પદનું ઉ૦ શરીર બેથી નવ ગાઉનું, સંમૂ૦ ભૂજપરિસર્પનું બેથી નવ ધનુષ્યનું અને સંમૂર્ચ્છિમ ઉરપરિસર્પનું ઉ૦ શરીર બેથી નવ યોજનનું હોય છે. ( ૨૯૬ )

**गब्भचउप्पय छग्गा–उयाइं भुयगा उ गाउअपुहुत्तं ।**
**जोयणसहस्समुरगा, मच्छा उभए वि य सहस्सं ॥ २९७ ॥**
**पक्खिदुगधणुपुहुत्तं, सव्वाणंगुलअसंखभाग लहू ।**

ગર્ભજચતુષ્પદનું ઉ૦ શરીર છ ગાઉનું, ગર્ભજભુજપરિસર્પનું બેથી નવ ગાઉનું, અને ગર્ભજઉરપરિસર્પનું એક હજાર યોજનનું ઉ૦ શરીર હોય છે. ગર્ભજ–સંમૂ૦ બન્ને પ્રકારના જલચરનું પણ ઉ૦ દેહમાન એક હજાર યોજનનુ અને સંમૂ૦ ગર્ભજ બન્ને પ્રકારના ખેચરનું ઉ૦ શરીર પ્રમાણ બેથી નવ ધનુષ્યનું છે, તિર્યંચોનું જઘન્ય શરીર સર્વનું અંગુલના અસંખ્યાત ભાગ પ્રમાણ જાણવું. ( ૨૯૭-૨૯૭½ )

**विरहो विगला सन्नी–ण जम्ममरणेसु अंतमुहु ॥ २९८ ॥**
**गब्भे मुहुत्त बारस, गुरुओ लहु समयसंख सुरतुल्ला ।**
**अणुसमयमसंखिज्जा, एगिंदिय हुंति अ चवंति ॥ २९९ ॥**
**वणकाइओ अणंता, इक्किकाओ वि जं निगोयाओ ।**
**निच्चमसंखो भागो, अणंतजीवो चयइ एइ ॥ ३०० ॥**

બેઇન્દ્રિય–તેઇન્દ્રિય–ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિ અર્થાત્ સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ ઉપપાત ચ્યવન વિરહકાળ અન્તર્મુહૂર્તનો જાણવો. ગર્ભજ પંચે૦ તિર્યંચનો ઉપપાત ચ્યવન વિરહકાળ ઉત્કૃષ્ટથી બાર મુહૂર્તનો જાણવો. [ એકેન્દ્રિયોમાં સમયે સમયે ઉત્પત્તિ તથા ચ્યવન અસંખ્ય જીવોનું ચાલુ હોવાથી ત્યાં તે સંબંધી વિરહકાળ છેજ નહિ ] એક સમયમાં ઉપપાત સંખ્યા તથા એક સમયમાં ચ્યવન સંખ્યા દેવના દ્વારમાં જે પ્રમાણે કહેલ છે તે પ્રમાણે અર્થાત્ અસંખ્યાતી જાણવી. ઉપપાત–ચ્યવન સંખ્યા સંબંધી એકેન્દ્રિયમાં વિચારતાં નિગોદ ( સાધારણ વનસ્પતિ ) સિવાય બાકીના પૃથ્વીકાયાદિ સ્થાનોમાંથી પ્રતિસમય અસંખ્ય જીવો ચ્યવે છે અને અસંખ્ય તેમાં ઉત્પન્ન થાય છે. સાધારણ વનસ્પતિમાંથી અનંત જીવો ચ્યવે છે અને અનન્ત ઉત્પન્ન થાય છે, કારણકે અસંખ્યાતી નિગોદો પૈકી પ્રત્યેક નિગોદનો અસંખ્યાતમો ભાગ નિરંતર ચ્યવે છે અને તેમાં બીજા નવો ઉત્પન્ન થાય છે. ( ૨૯૮–૨૯૯– )

गोला य असंखिज्जा, असंखनिग्गोओअ हवइ गोलो ।
इक्किक्कंमि निगोए, अणंतजीवा मुणेयव्वा ॥ ३०१ ॥

નિગોદના ગોળા અસંખ્યાતા છે, એક એક ગોળામાં અસંખ્ય નિગોદ છે અને એક એક નિગોદમાં અનન્ત અનન્ત જીવો છે. ( ૩૦૧ )

अत्थि अणंता जीवा, जेहिं न पत्तो तसाइपरिणामो ।
उप्पज्जंति चयंति अ, पुणोवि तत्थेव तत्थेव ॥ ३०२ ॥

એવા અનન્ત જીવો છે કે જેઓ અનન્તો કાલ વ્યતીત થવાં છતાં ત્રસાદિ પરિણામ પામ્યા નથી કારણકે અનાદિકાલથી અવ્યવહારરાશિમાં છે, મરણ પામીને ત્યાંને ત્યાંજ વારંવાર ઉત્પન્ન થાય છે. ( ૩૦૨ )

सव्वोऽवि किसलओ खलु, उग्गममाणो अणंतओ भणिओ ।
सो चेव विवड्ढंतो, होइ परित्तो अणंतो वा ॥ ३०३ ॥

સર્વ વનસ્પતિઓને ઉગવાની પ્રાથમિક અવસ્થા જેને અંકુર–કોંટો ફુટયો અથવા પાંદડીની અપેક્ષાએ કિશલય–કુંપળ કહેવામાં આવે છે તે અવસ્થામાં તે સર્વ વનસ્પતિ અનન્તકાય હોય છે અને ત્યારબાદ આગળની અવસ્થામાં વધતાં વધતાં પ્રત્યેક હોય તે પ્રત્યેક થાય અને સાધારણ હોય તો સાધારણ વનસ્પતિ થાય છે. ( ૩૦૩ )

जया मोहोदओ तिव्वो, अन्नाणं सुमहब्भयं ।
पेलवं वेयणीयं तु, तया एगिंदिअत्तणं ॥ ३०४ ॥

તીવ્રમોહનો ઉદય, મહાભયંકર અજ્ઞાન–જડતા અને અસાર અશાતાનો ઉદય થવાનો હોય ત્યારે એકેંદ્રિયપણું મળે છે. ( ૩૦૪ )

तिरिएसु जंति संखाउ–तिरिनरा जा दुकप्पदेवा उ ।
पज्जत्तसंखगब्भय–बायरभूदगपरित्तेसुं ॥ ३०५ ॥

तो सहसारंतसुरा, निरया य पज्जत्तसंखगब्भेसु ।
संखपणिंदियतिरिया, मरिउं चउसु वि गइसु जंति ॥ ३०६ ॥

थावरविगला नियमा, संखाउअतिरिनरेसु गच्छंति ।
विगला लभिज्ज विरइं, सम्मं पि न तेउवाउचुआ ॥ ३०७ ॥

સંખ્યાત વર્ષના આયુષ્યવાળા એકેન્દ્રિયાદિ તિર્યંચો તથા મનુષ્યો–તિર્યંચપણે ઉત્પન્ન થઇ શકે છે,

સૌધર્મ–ઈશાન દેવલોક સુધીના દેવો પર્યાપ્તા ગર્ભજ સંખ્યવર્ષાયુષી પંચેન્દ્રિય તિર્યંચોમાં તથા પર્યાપ્તા બાદર પૃથ્વી–પાણી વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે. સનત્કુમારથી સહસ્રાર સુધીના દેવો સંખ્ય-વર્ષાયુષી ગર્ભજ પર્યાપ્તા પંચે૦ તિર્યંચમાં જ ઉત્પન્ન થાય છે. સંખ્યાત વર્ષાયુષી પંચેન્દ્રિય તિર્યંચો મરીને ચારે ગતિમાં જઇ શકે છે, પાંચ સ્થાવરો અને વિકલેન્દ્રિયો નિશ્ચયે સંખ્યાત વર્ષાયુષી તિર્યંચ

તથા મનુષ્યમાં જ ઉત્પન્ન થઈ શકે છે. વિકલેન્દ્રિયો ( ઉપલક્ષણથી-પૃથ્વી-પાણી અને વનસ્પતિ પણ ) મનુષ્યમાં જાય તો સર્વવિરતિ અને યાવત્ મોક્ષનો લાભ મેળવી શકે છે, પરંતુ તેઉકાય-વાઉકાયમાંથી નીકળીને અનંતર મનુષ્ય થયેલો સમ્યક્ત્વનો લાભ પણ, પામી શકતો નથી. ( ૩૦૫-૩૦૬-૩૦૭ )

**पुढवीदगपरित्तवणा, बायरपज्जत्त हुंति चउलेसा ।**
**गब्भयतिरियनराणं, छल्लेसा तिन्नि सेसाणं ॥ ३०८ ॥**

બાદરપર્યાપ્ત-પૃથ્વી-પાણી અને વનસ્પતિમાં પ્રથમની ચાર લેશ્યાઓ હોય છે. ગર્ભજ તિર્યંચ તથા-ગર્ભજ મનુષ્યને છએ લેશ્યાઓ હોય છે અને બાકીના તેઉકાય-વાઉકાય-વિકલેન્દ્રિય વિગેરે તથા સૂક્ષ્મ પૃથ્વીકાયાદિમાં પ્રથમની ત્રણ લેશ્યા હોય છે. ( ૩૦૮ )

**अंतमुहुत्तंमि गए, अंतमुहुत्तंमि सेसए चेव ।**
**लेसाहिं परिणयाहिं, जीवा वच्चंति परलोअं ॥ ३०९ ॥**

**तिरिनरआगामिभव-ल्लेसाए अइगए सुरा निरया ।**
**पुव्वभवलेससेसे, अंतमुहुत्ते मरणमिंति ॥ ३१० ॥**

[ દેવ-નરકગતિમાં જવાવાળા તિર્યંચ-મનુષ્યોને આવતા ભવની લેશ્યાનું અન્તર્મુ૦ આ ભવમાં વ્યતિક્રાન્ત થયા બાદ અને તિર્યંચ-મનુષ્યગતિમાં ઉત્પન્ન થનારા દેવ-નારકોને ચાલુ ભવની લેશ્યા અન્તર્મુહૂર્ત્ત જેટલી બાકી રહે તે અવસરે તે તે લેશ્યાઓથી પરિણત થએલા આત્માઓ પરલોકમાં જાય છે. ૩૧૦ મી ગાથાનો ભાવાર્થ આમાં આવી ગયો છે. ( ૩૦૯-૩૧૦ )

**अंतमुहुत्तठिईओ, तिरियनराणं हवंति लेसाओ ।**
**चरमा नराण पुण नव-वासूणा पुव्वकोडीवि ॥ ३११ ॥**

તિર્યંચ તથા-મનુષ્યોને લેશ્યાનો કાળ અન્તર્મુહૂર્ત્તનો છે અર્થાત્ અન્તર્મુહૂર્ત્તે લેશ્યાઓ બદલાય છે. છેલ્લી શુક્લલેશ્યાનો કાળ જેમને નવમે વર્ષે કેવળજ્ઞાન પ્રાપ્ત થયેલું છે તેવા પૂર્વક્રોડ વર્ષના આયુષ્યવાળા મનુષ્યની અપેક્ષાએ નવ વર્ષ ન્યૂન પૂર્વક્રોડ વર્ષ જેટલો છે. ( ૩૧૧ )

**तिरियाण वि ठिइपमुहं, भणियमसेसं पि संपयं वुच्छं ।**
**अभिहियदारब्भहियं, चउगइजीवाण सामन्नं ॥ ३१२ ॥**

એ પ્રમાણે તિર્યંચોની આયુષ્યસ્થિતિ વિગેરે બધા કહેવા યોગ્ય દ્વારો કહ્યાં, હવે દેવ-નારક મનુષ્ય અને તિર્યંચ એ ચારે ગતિને અંગે જુદું જુદું કહેવામાં આવતાં જે કાંઈ બાકી રહેલ છે તે ચારે ગતિ આશ્રયી સામાન્યથી પ્રકીર્ણ અધિકાર કહે છે. ( ૩૧૨ )

## ॥ अथ प्रकीर्णकाधिकारः ॥

**देवा असंखनरतिरि, इत्थी पुंवेअ गब्भनरतिरिया ।**
**संखाउआ तिवेया, नपुंसगा नारयाईया ॥ ३१३ ॥**

દેવો-યુગલિક એવા મનુષ્ય-તિર્યંચોમાં સ્ત્રીવેદ તથા પુરૂષવેદ એમ બેજ વેદો છે. વળી સંખ્યવર્ષના આયુષ્યવાળા ગર્ભજમનુષ્ય-અને તિર્યંચોમાં સ્ત્રી-પુરૂષ અને નપુંસક એમ ત્રણે વેદો હોય છે અને બાકીના નારકી એકેન્દ્રિય-વિકલેન્દ્રિય અસંજ્ઞિપંચેન્દ્રિય વિગેરે બધાય એક નપુંસક વેદવાળાજ છે. ( ૩૧૩ )

**आयंगुलेण वत्थुं, सरीरमुस्सेहअंगुलेण तहा ।**
**नगपुढविविमाणाई, मिणसु पमाणंगुलेणं तु ॥ ३१४ ॥**

કૂવો-તલાવ વિગેરે **આત્માંગુલ** ( જે યુગમાં જે અંગુલનું પ્રમાણ હોય તે ) વડે માપવાં, શરીરનું પ્રમાણ **ઉત્સેધાંગુલથી** માપવું અને પર્વત-પૃથ્વી વિમાન વિગેરે પદાર્થો **પ્રમાણાંગુલ** વડે માપવા. ( ૩૧૪ )

**सत्थेण सुतिक्खेणवि छित्तुं भित्तुं व जं किर न सक्का ।**
**तं परमाणुं सिद्धा, वयंति आइं पमाणाणं ॥ ३१५ ॥**

**परमाणू तसरेणू, रहरेणू वालअग्गलिक्खा य ।**
**जूअ जवो अट्ठगुणो, कमेण उस्सेहअंगुलयं ॥ ३१६ ॥**

**अंगुलछक्कं पाऊ, सो दुगुण विहत्थि सा दुगुण हत्थो ।**
**चउहत्थं धणु दुसहस, कोसो ते जोयणं चउरो ॥ ३१७ ॥**

તીક્ષ્ણ શસ્ત્રવડે પણ જેનું છેદન ભેદન કિંવા બે ભાગ ન થઇ શકે તેને વ્યાવહારિક **પરમાણુ** કહેવાય છે અને સર્વ પ્રમાણોની તે આદિ ગણાય છે. એવા આઠ પરમાણુનો એક **ત્રસરેણુ**, આઠ ત્રસરેણુનો એક **રથરેણુ**, આઠ રથરેણુનો એક **વાલાગ્ર**, આઠ વાલાગ્રની એક **લિખ**, આઠ લિંખની એક **જૂં-યૂકા**, આઠ જૂંનો એક **જવ** અને આઠ જવનો એક **ઉત્સેધાંગુલ** થાય. છ અંગુલનો એક **પાદ**, બે પાદની એક **વેંત**, બે વેંતનો એક **હાથ**, ચાર હાથનો એક **ધનુષ્ય**, બે હજાર ધનુષ્યનો એક **કોશ**-ગાઉ, અને ચાર ગાઉનું એક **યોજન** થાય છે. ( ૩૧૫-૩૧૬-૩૧૭ )

**चउसयगुणं पमाणं-गुलमुस्सेहंगुलाओ बोद्धव्वं ।**
**उस्सेहंगुलदुगुणं, वीरस्सायंगुलं भणियं ॥ ३१८ ॥**

ઉત્સેધાંગુલથી પ્રમાણાંગુલ ( લંબાઈમા ) ચારસોગણું છે, ( અને વિષ્કંભમાં અઢીગણું છે ); તથા વીરભગવંતનું અગુલ ઉત્સેધાંગુલથી બમણું મોટું છે. ( ૩૧૮ )

**पुढवाइसु पत्तेयं, सग वणपत्तेयणंत दस चउदस ।**
**विगले दु दु सुरनारय-तिरि चउ चउ चउदस नरेसु ॥ ३१९ ॥**

**जोणीण हुंति लक्खा, सव्वे चुलसी इहेव घिप्पंति ।**
**समवण्णाइसमेया, एगत्तेणेव सामन्ना ॥ ३२० ॥**

પૃથ્વી–પાણી અગ્નિ અને વાયુકાયમાં એ પ્રત્યેકની સાત–સાત લાખ જીવાયોનિ છે, પ્રત્યેક વન-સ્પતિમાં દશ લાખ અને સાધારણ–વનસ્પતિકાયમાં ચૌદ લાખ જીવાયોનિ છે. બેઇન્દ્રિય–તેઇન્દ્રિય–ચઉરિન્દ્રિય એ ત્રણેમાં બેબે લાખ, નારક–તિર્યંચમાં ચાર–ચાર લાખ, તથા મનુષ્યમાં ચૌદ લાખ જીવાયોનિ છે. બધી થઇને ચોરાશી લાખ જીવાયોનિ છે. અનન્ત જીવોને ઉત્પન્ન થવાના સ્થાન અનંત હોવા જોઈએ છતાં ચોરાશી લાખ જીવાયોનિ જે કહેલ છે તે–ઉત્પન્ન થવાના સ્થાન જુદા–જુદા હોય છતાં જેજે સ્થાનોનાં વર્ણ ગંધરસ સ્પર્શ સરખાં હોય તે બધાયને એક જીવાયોનિ શાસ્ત્રમાં ગણેલ છે. ( ૩૧૯–૩૨૦ )

**एगिंदिएसु पंचसु, बार सत्त तिग सत्त अट्ठवीसा य।**
**विगलेसु सत्त अड नव, जलखहचउपयउरगभुयगे ॥ ३२१ ॥**

**अद्धत्तेरस बारस, दस दस नवगं नरामरे नरए।**
**बारस छवीस पणवीस, हुंति कुलकोडिलक्खाइं ॥ ३२२ ॥**
**इगकोडि सत्तणवई–लक्खा सड्ढा कुलाण कोडीणं।**

હવે **કુલકોટિ** કહેવાય છે કે–પૃથ્વીકાયની બારલાખ, અપ્કાયની સાતલાખ, તેઉકાયની ત્રણલાખ, વાયુકાયની સાત લાખ, વનસ્પતિકાયની અઠ્ઠાવીશ લાખ, બેઇન્દ્રિયની સાત લાખ, તેઇન્દ્રિયની આઠલાખ, ચઉરિન્દ્રિયની નવલાખ, જલચરની સાડાબારલાખ, ખેચરની બારલાખ, ચતુષ્પદની દશલાખ, ઉરપરિસર્પની દશલાખ, ભુજપરિસર્પની નવલાખ, મનુષ્યની બારલાખ, દેવતાની છવ્વીશલાખ, અને નારકીની પચીશલાખ કુલકોટી છે. એકંદર સર્વ જીવોની એકક્રોડ અને સાડી સત્તાણું લાખ [ ૧૯૭૫૦૦૦૦ ] કુલકોટિ છે. ( ૩૨૧–૩૨૨–૩૨૩½ )

**संवुडजोणि सुरेगिं-दिनारया वियड विगल गब्भुभया ॥ ३२३ ॥**

**अचित्तजोणि सुरनिरय, मीस गब्भे तिभेय सेसाणं।**
**सीउसिण निरय सुरगब्भ, मीस तेउसिण सेस तिहा ॥ ३२४ ॥**

દેવો–એકેન્દ્રિયો અને નારકો **સંવૃત્ત** યોનિવાળાં છે, વિકલેન્દ્રિય **વિવૃત્ત** યોનિવાળાં છે, તથા ગર્ભજ **સંવૃત્ત–વિવૃત્ત** બન્ને પ્રકારની યોનિવાળાં છે, દેવનારકો **અચિત્ત** યોનિવાળાં, ગર્ભજ **મિશ્ર–સચિત્તાચિત્ત** યોનિવાળાં અને બાકીના જીવો **ત્રણે પ્રકાર**ની યોનિવાળાં છે, નારક જીવો **શીત** તથા **ઉષ્ણ** યોનિવાળાં, દેવતાઓ તથા ગર્ભજ જીવો **શીતોષ્ણ**યોનિવાળા, તેઉકાય ઉષ્ણયોનિવાળાં, અને બાકીના જીવો **ત્રણે પ્રકાર**ની યોનિવાળાં છે. ( ૩૨૩–૩૨૪ )

**हयगब्भ संखवत्ता, जोणी कुम्मुन्नयाइ जायंति।**
**अरिहहरिचक्किरामा, वंसीपत्ताइ सेसनरा ॥ ३२५ ॥**

શંખાવર્ત્ત કૂર્મોન્નતા અને વંશીપત્રા એમ મનુષ્યોમાં ત્રણ **પ્રકારની** યોનિ છે. **શંખાવર્ત્ત** યોનિ હતગર્ભા છે, અરિહંત, વાસુદેવ, ચક્રી અને બલદેવનો જન્મ **કૂર્મોન્નતા** યોનિમાં જ થાય છે અને બાકીના જીવોને માટે **વંશીપત્રા**યોનિ છે. ( ૩૨૫ )

**आउस्स बंधकालो, अबाहकालो अ अंतसमओ य ।**
**अपवत्तणणपवत्तण, उवक्कमणुवक्कमा भणिया ॥ ३२६ ॥**

આયુષ્યનો બન્ધકાળ[1], અબાધાકાળ[2], અંતસમય[3], અપવર્ત્તન[4], અનપવર્ત્તન[5], ઉપક્રમ[6] અને અનુપક્રમ[7] એમ આયુષ્યનાં સાત સ્થાનો કહ્યાં છે. (૩૨૬)

**बंधंति देवनारय, असंखतिरिनर छमाससेसाऊ ।**
**परभविआउं सेसा, निरुवक्कम तिभागसेसाउ ॥ ३२७ ॥**

**सोवक्कमाउआ पुण, सेसतिभागे अहव नवमभागे ।**
**सत्तावीसइमे वा, अंतमुहुत्तंतिमे वावि ॥ ३२८ ॥**

દેવ–નારક અને અસંખ્યવર્ષાયુષી (યુગલિક) તિર્યંચ-મનુષ્યો ચાલુ આયુષ્યના છમાસ બાકી રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ કરે છે, બાકીના જીવોમાં નિરૂપક્રમાયુષ્યવાલા જીવો ચાલુ આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે પરભવાયુનો બંધ કરે. સોપક્રમાયુષ્યવાલા જીવો ત્રીજે ભાગે નવમે ભાગે સત્તાવીશમે ભાગે અથવા છેલ્લુ અન્તમુહૂર્ત્ત બાકી રહે થકે પરભવાયુષ્ય બાંધે. (૩૨૭–૩૨૮)

**जइमे भागे बंधो, आउस्स भवे अबाहकालो सो ।**
**अंते उजुगइ इगसमय वक्क चउपंचसमयंता ॥ ३२९ ॥**

**उज्जुगइ पढमसमए, परभविअं आउयं तहाऽऽहारो ।**
**वक्काए बीअसमए, परभविआउं उदयमेई ॥ ३३० ॥**

**इगदुतिचउवक्कासुं, दुगाइसमएसु परभवाहारो ।**
**दुगवक्काइसु समया, इग दो तिन्नि अ अणाहारा ॥ ३३१ ॥**

જેટલામે ભાગે (અર્થાત્ જ્યારે) આયુષ્યનો બન્ધ થયો હોય ત્યાંથી લઇ પરભવનું આયુષ્ય ઉદયમાં ન આવે ત્યાં સુધીનો વચલો કાળ **અબાધાકાળ** કહેવાય. અંત સમય એટલે મરણ સમય, તે અંતસમયે પરભવમાં જતા જીવને બે પ્રકારની ગતિ હોય છે. એક સમયની તે **ઋજુગતિ** અને બે ત્રણ અથવા ચાર-પાંચ સમયની તે વક્રાગતિ. મરણસ્થાનથી ઉત્પત્તિસ્થાન દિશામાં અને તે પણ સમશ્રેણિમાં હોય તો આયુષ્ય પૂર્ણ થયા બાદ ત્યાં પહેલા સમયેજ આત્મા પહોંચી જાય છે. ત્યાં પહોંચતા પરભવના આયુષ્યનો ઉદય થાય છે તેમજ આહાર ગ્રહણ કરે છે. વક્રાગતિમાં (સ્થૂલથી) બીજા (પણ નિશ્ચયથી પ્રથમ) સમયે પરભવના આયુષ્યનો ઉદય થાય છે. એક-બે-ત્રણ અને ચાર વક્રામાં બીજા ત્રીજા વિગેરે સમયોમાં પરભવ સંબધી આહાર હોય છે. બે વક્રામાં એક સમય, ત્રણ વક્રામાં બે સમય અને ચાર વક્રામાં ત્રણ સમય અણાહારી છે. (૩૨૯–૩૩૦–૩૩૧)

**बहुकालवेयणिज्जं, कम्मं अप्पेण जमिह कालेणं ।**
**वेइज्जइ जुगवं चिय, उइन्नसव्वप्पएसग्गं ॥ ३३२ ॥**

**अपवत्तणिज्जमेयं आउं अहवा असेसकम्मं पि ।**
**बंधसमएवि बद्धं, सिढिलं चिय तं जहाजोगं ॥ ३३३ ॥**

ઘણાકાળે ભોગવવા યોગ્ય જે આયુષ્યકર્મ અપવર્ત્તના કરણવડે સર્વ આત્મપ્રદેશોમાં ઉદયમાં આવ્યું થકું અલ્પકાળમાં ભોગવાઈ જાય તે આયુષ્ય અપવર્ત્તનીય કહેવાય. આ પ્રમાણે એકલા આયુઃ કર્મ માટે જ અપવર્ત્તના ન સમજવી પરંતુ બીજા સર્વકર્મો માટે પણ જાણવું. લાંબા વખત સુધી ભોગવવા યોગ્ય છતાં નિમિત્તવડે અલ્પ સમયમાં ભોગવાઇ જાય તેનું કારણ એ છે કે બંધ વખતે તે તેવા પ્રકારનું શિથિલ બંધવાળુ જ બંધાયેલ છે. ( ૩૩૨–૩૩૩ )

**जं पुण गाढनिकायण-बंधेणं पुव्वमेव किल बद्धं ।**
**तं होइ अणपवत्तण-जुग्गं कमवेयणिज्जफलं ॥ ३३४ ॥**

જે આયુષ્ય ( વિગેરે કર્મ ) તીવ્રનિકાચના બંધવડે પહેલેથી જ સુદૃઢ બંધાએલ છે તે અનપવર્ત્તનીય છે અને તે અનુક્રમે જ ભોગવવા યોગ્ય છે. નિમિત્ત મળે તોપણ થોડા વખતમાં ભોગવાઇ જતું નથી. ( ૩૩૪ )

**उत्तमचरमसरीरा, सुरनेरइया असंखनरतिरिया !**
**हुंति निरुवक्कमाउ, दुहावि सेसा मुणेयव्वा ॥ ३३५ ॥**

તીર્થંકરાદિ શલાકા પુરૂષો, ચરમશરીરી જીવો, દેવો, નારકીઓ અને અસંખ્યવર્ષના આયુષ્યવાળા મનુષ્ય–તિર્યંચો ( યુગલિકો ) નિરૂપક્રમાયુષ્યવાળા જ હોય છે અને બાકીના જીવો સોપક્રમ અને નિરૂપક્રમ બન્ને પ્રકારના આયુષ્યવાળા છે. ( ૩૩૫ )

**जेणाउमुवक्कमिज्जइ, अप्पसमुत्थेण इयरगेणावि ।**
**सो अज्झवसाणाई, उवक्कमोऽणुवक्कमो इयरो ॥ ३३६ ॥**

આત્મજન્ય અધ્યવસાયાદિ આંતર નિમિત્તથી અથવા વિષ–અગ્નિ પ્રમુખ બાહ્યનિમિત્તથી જે આયુષ્ય લાંબા કાળસુધી ભોગવવા યોગ્ય છતાં અલ્પ સમયમાં ભોગવવા યોગ્ય બને તે નિમિત્તને ઉપક્રમ કહેવાય. અને જેમાં તેવું બાહ્ય કે અભ્યંતર નિમિત્ત ન હોય તે નિરૂપક્રમ કહેવાય. ( ૩૩૬ )

**अज्झवसाण निमित्ते, आहारे वेयणा पराघाए ।**
**फासे आणापाणू, सत्तविहं झिज्झए आउं ॥ ३३७ ॥**

રાગાદિ અધ્યવસાય ૧, વિષપાનાદિ નિમિત્ત ૨, કુપથ્યાદિ આહાર ૩, શૂલપ્રમુખ વેદના ૪, ઝંપાપાતાદિ પરાઘાત ૫, અગ્નિ–વિષકન્યાદિનો સ્પર્શ ૬ અને દમ વિગેરે કારણે શ્વાસોશ્વાસ. ૭ એ સાત પ્રકારના ઉપક્રમોવડે આયુષ્ય જલદી ક્ષીણ થાય છે. ( ૩૩૭ )

**आहार सरीरिंदिय, पज्जत्ती आणपाण भासमणे ।**
**चउ पंच पंच छप्पिय, इगविगलासन्निसन्नीणं ॥ ३३८ ॥**

આહાર-શરીર ઇન્દ્રિય-શ્વાસોશ્વાસ-ભાષા અને મન એ ૭ પ્રકારની પર્યાપ્તિ છે. એકેન્દ્રિયને ચાર, વિકલેન્દ્રિય તથા અસંજ્ઞિપંચેન્દ્રિયને પાંચ અને સંજ્ઞિપંચેન્દ્રિયને ૭ પર્યાપ્તિઓ હોય છે. ( ૩૩૮ )

**आहारसरीरिंदिय-उसासवउमणोऽभिनिव्वत्ती ।**
**होइ जओ दलियाओ, करणं पइ सा उ पज्जत्ती ॥ ३२९ ॥**

આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોશ્વાસ, વચન અને મનોયોગ્ય પુદ્ગલોનું ગ્રહણ કરી તે તે પણે પરિણમાવવાની શક્તિ ( જે દલિકોના આલંબનથી ઉત્પન્ન થાય છે ) તે પર્યાપ્તિ કહેવાય છે. ( ૩૩૯ )

**पणइंदियतिबलूसा-साऊ अ दस पाण चउ छ सग अट्ठ ।**
**इगदुतिचउरिंदीणं, असन्निसन्नीण नव दस य ॥ ३४० ॥**

પાંચ ઇન્દ્રિય, ત્રણ બલ, ઉશ્વાસ અને આયુષ્ય એ દશ પ્રાણ છે, તેમાં એકેન્દ્રિયને ચાર, બેઇન્દ્રિયને છ, તેઇન્દ્રિયને સાત, ચઉરિન્દ્રિયને આઠ, અસંજ્ઞિપંચેન્દ્રિયને નવ અને સંજ્ઞિપંચેન્દ્રિયને દશ પ્રાણ છે. ( ૩૪૦ )

**आहारे भये मेहुणे, परिग्गहा कोहे माणे माया य ।**
**लोभे ओहे लोगे, दस सण्णा हुंति सव्वेसिं ॥ ३४१ ॥**

આહાર[૧], ભય[૨], મૈથુન[૩], પરિગ્રહ[૪], ક્રોધ[૫], માન[૬], માયા[૭], લોભ[૮], ઓઘ[૯] અને લોકસંજ્ઞા[૧૦] એ દશસંજ્ઞા સર્વ જીવોને હોય છે. ( ૩૪૧ )

**सुहदुहमोहा सन्ना, वितिगिच्छा चउदमा मुणेयव्वा ।**
**सोए तह धम्मसन्ना सोलसन्ना हवइ मणुएसु ॥ ३४२ ॥**

સુખસંજ્ઞા[૧]-દુઃખસંજ્ઞા[૨]-મોહસંજ્ઞા[૩]-વિચિકિત્સા[૪] શોક[૫] અને ધર્મસંજ્ઞા[૬], પ્રથમની દશ અને આ છ એકંદર સોળ સંજ્ઞા મનુષ્યોને હોય જ છે. ( ૩૪૨ )

**संखित्ता संघयणी, गुरुतरसंघयणिमज्झओ एसा ।**
**सिरिसिरिचंदमुणिंदेण, णिम्मिया अत्तपढणट्ठा ॥ ३४३ ॥**

મોટી સંગ્રહણીઓમાંથી આ સંક્ષિપ્ત સંગ્રહણી શ્રીચન્દ્રમુનીન્દ્રે પોતાના પઠનાર્થે બનાવેલી છે. ( ૩૪૩ )

**संखित्तयरी उ इमा, सरीरमोगाहणा य संघयणा ।**
**सन्ना संठाण कसाय-लेसइंदिय दु समुग्घाया ॥ ३४४ ॥**

**दिट्ठी दंसण नाणे, जोगुवओगोववायचवणठिई ।**
**पज्जत्ति किमाहारे, सन्नी गई आगई वेए ॥ ३४५ ॥**

તેથી પણ સંક્ષિપ્તતર સંગ્રહણી આ પ્રમાણે ચોવીશ દંડકમય છે. તે ચોવીશ દંડકનાં ચોવીશ
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮
દ્વારોનાં નામો આ પ્રમાણે—શરીર, અવગાહના, સંઘયણ, સંજ્ઞા, સંસ્થાન, કષાય, લેશ્યા, ઈન્દ્રિય, બન્ને
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮
પ્રકારના સમુદ્ઘાત, દૃષ્ટિ, દર્શન, જ્ઞાન, યોગ, ઉપયોગ, લેશ્યા, ઉપપાતવિરહ, ચ્યવનવિરહ, આયુષ્યસ્થિતિ,
૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪
પર્યાપ્તિ, કિમાહાર, સંજ્ઞિ, ગતિ, આગતિ અને વેદ. ( ૩૪૪–૩૪૫ )

**तिरिया मणुआ काया, तहाऽग्गबीया चउक्कगा चउरो ।**
**देवा नेरइया वा, अट्ठारस भावरासीओ ॥ ३४६ ॥**

બેઇન્દ્રિય–તેઈન્દ્રિય–ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય એ ચાર પ્રકારના તિર્યંચો, કર્મભૂમિ–અકર્મભૂમિ–અંતરદ્વીપ તથા સંમૂર્ચ્છિમ એ ચાર પ્રકારના મનુષ્યો, પૃથ્વીકાય–અપ્કાય–તેઉકાય અને વાઉકાય એ ચાર પ્રકારની કાય, મૂલબીજ–સ્કંધબીજ–અગ્રબીજ અને પર્વબીજ એ ચાર પ્રકારની વનસ્પતિ, દેવો અને નારકીઓ એમ અઢાર પ્રકારની ભાવરાશિઓ છે. ( ૩૪૬ )

**एगा कोडी सतसट्ठी–लक्खा सत्तहुत्तरी सहस्सा य ।**
**दो य सया सोलहिया, आवलियाणं मुहुत्तंमि ॥ ३४७ ॥**

એકક્રોડ સડસઠલાખ સત્યોતેરહજાર બસો ને સોળ [ ૧૬૭૭૭૨૧૬ ] આવલિકાઓ એક મુહૂર્તમાં થાય છે. ( ૩૪૭ )

**पणसट्ठि सहस पणसय, छत्तीसा इगमुहुत्तखुड्डभवा ।**
**दो य सया छप्पन्ना, अवलिया एगखुड्डभवे ॥ ३४८ ॥**

એક મુહૂર્તમાં પાંસઠહજાર પાંચસો ને છત્રીશ [ ૬૫૫૩૬ ] સૂક્ષ્મનિગોદ જીવોના ક્ષુલ્લકભવો થાય છે. એક ક્ષુલ્લકભવમાં ૨૫૬, આવલિકા હોય છે. ( ૩૪૮ )

**मलहारिहेमसूरिण, सीसलेसेण विरइयं सम्मं ।**
**संघयणिरयणमेयं, नंदउ जा वीरजिणतित्थं ॥ ३४९ ॥**

મલધારગચ્છીય હેમચન્દ્રસૂરિમહારાજના લઘુ શિષ્ય શ્રી ચન્દ્રસૂરિમહારાજાએ સારી રીતે તૈયાર કરેલ આ બૃહત્સંગ્રહણી ગ્રન્થરૂપી રત્ન ચરમતીર્થંકર પરમાત્મા શ્રી મહાવીરદેવના શાસન પર્યંત વિજયવંતુ વર્તો. ( ૩૪૯ )

**समाप्तः प्रकीर्णकाधिकारः, तत्समाप्तौ च समाप्तो श्री बृहत्संग्रणी गाथा भावार्थः ॥**

**[ इति श्रीत्रैलोक्यदीपिकानाम संग्रहणी समाप्ता ]**

# ॥ श्री बृहत्संग्रहणी सूत्रानुवादनुं शुद्धिपत्रक ॥

| पृष्ठ | पंक्तिसं० | अशुद्धि | शुद्धि |
| --- | --- | --- | --- |
| ૯ | ૧૧ | માં 'ત્યારબાદ સપ્તમખંડ—ત્યાંથી લઇ ૧૩ મી લીટી સુધીનો પેરિગ્રાફ' રદ કરી આ પ્રમાણે સમજવું. | 'ત્યારબાદ છ ખંડ સાધીને ધાતકીખંડના સપ્તમ ભરતખંડને સાધવાને ઉત્સુક થયો થકો ચર્મરત્નવડે લવણસમુદ્ર તરવાનો હોવાથી સઘળું સૈન્ય ચર્મરત્ન ઉપર બેસાડી સમુદ્ર ઉપરથી પસાર થવા લાગ્યો, તે સમયે એ રત્નને ઉપાડનારા દેવોના અંતરમાં એવી બુદ્ધિ થઈ કે 'આ રત્નને બીજા દેવો ઉપાડે છે તેથી હું ક્ષણ વિસામો લઉં' આવી બુદ્ધિ સમકાળે હજારે દેવોની થવાથી વિસામો લેવા તે ગયા અને બીજા ૨૪ હજારને પણ તેવી ભાવના થઈ તેથી તે પણ ચર્મરત્ન છોડી ચાલ્યા ગયા જેથી ચર્મરત્ન સહિત સુભૂમચક્રવર્તી સમુદ્રમાં ડૂબી મરણ શરણ થયો અને નરકે ગયો. |
| ૧૬ | ૩ | 'સુધર્મા સ્વામી ભગવંતોએ' | સુધર્માસ્વામી વિગેરે ભગવંતોએ |
| ૨૫ | ૨૩ | '(૪૪ પ્રાણે)' | (૪૯) પ્રાણે |
| ૨૭ | ૧૧ | મી સંખ્યાની ટીપણીમાં '(એક મુહૂર્તમાં ૬૫૫૩૬ ક્ષુલ્લકભવ થાય) મુહૂર્તના ઘણા ભેદો હોવાથી ૩૭૭૩ ભવ પણ ઘટે છે' | (એક મુહૂર્તમાં ૬૫૫૩૬ ક્ષુલ્લક ભવ પણ થાય મુહૂર્તના ભેદો ઘણા હોવાથી ૧ મુ૦ માં ૩૭૭૩ શ્વાસોશ્વાસ પ્રાણ પણ ઘટે છે. |
| ૨૮ | ૨૨ | —ટીપણી ચાલુમાં "૭૦ ક્રોડ ૫૬ લાખ વર્ષે ૧ પૂર્વ થાય' | ૭૦ લાખક્રોડ ૫૬ હજારક્રોડ વર્ષે એક પૂર્વ થાય |
| ૨૯ | ૧૧–૧૨ ૧૮ | (૭૦ ક્રોડ ૫૬ લાખ ક્રોડ સૂર્ય વર્ષે' | ૭૦ લાખક્રોડ ૫૬ હજારક્રોડ સૂર્ય વર્ષે |
| ૩૦ | ૧૩ | '૧૦ ક્રોડાક્રોડી સાગરોપમની' | ૧૦ ક્રોડાક્રોડી અદ્ધા સાગરોપમની |
| ૩૨ | ૨ | '૨૪૨૫૬૨૫ ક્રોડાક્રોડી ક્રોડાક્રોડી' | ક્રોડાક્રોડી ક્રોડી |
| ૩૨ | ૧૫ | નંબરની ટીપણીમાં જે શ્લોક છે તે ઇતર દર્શનની દ્રષ્ટિએ છે અને 'એ ચક્રવર્તીની સેનાનું પ્રમાણ જાણવું' એમ લખ્યું છે તે વધારાનું હોવાથી દૂર કરવું. | |
| ૩૫ | ૬ | 'આકાશ પ્રદેશો ઘણા છે' | આકાશ પ્રદેશો છે 'અસંખ્યાતા' છે |
| ૩૬ | ૨૩ | 'તલ તેના આંતરામાં તેથી,' | તલ તેના આંતરમાં સરસવ એમ લઈ શકાય છે. અથવા તલને સ્થાનેજ સરસવ ક્રમ પણ રખાય છે. |
| ૩૮ | ૫ | 'આ આરામાં મનુષ્યનું' | આ આરાના પ્રારંભમાં મનુષ્યનું |
| " | ૬ | '૪ પલ્યોપમ' | ૩ પલ્યોપમ, |
| " | ૧૩–૧૪–૧૯ માં | | ઉપર મુજબ પ્રારંભમાં શબ્દ વધારવો. |
| " | ૨૩ | 'ગર્ભજ પંચેન્દ્રિય અને' | ગર્ભજ પંચેન્દ્રિય તિર્યંચ અને વળી વધુમાં—તિર્યંચની પાંચ જાતિમાંથી કેવળ ચતુષ્પદો અને ખેચરોજ યુગલિકપણે થાય છે એમ સમજવું. |
| ૩૯ | ૧૬ | 'મત્તંગ કલ્પવૃક્ષ જળને' | મત્તંગ કલ્પવૃક્ષ મદિરાને આપે છે. |
| ૪૦ | ૧૦ | ઋષભાદિકુલ કરો થાય છે' | ઋષભદેવ ગર્ભમાં આવે છે. |
| ૪૨ | ૩ | 'તથા એક પલ્યોપમનાં' | તથા પ્રારંભમાં એક પલ્યોપમના |
| " | ૧૩ | 'આ આરામાં દુઃખવિશેષ' | આ આરાના પ્રારંભમાં દુઃખવિશેષ |

| પૃષ્ઠ પંક્તિસં૦ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| ૪૩ ૬ | 'ભરત મહારાજા પહેલા આરામાં' | ભરત મહારાજા **ત્રીજા** આરામાં |
| ૪૩ ૮ | ૧૨ રૂદ્ર | ૧૧ રૂદ્ર |
| ૪૪ ૧ | 'આ આરામાં' | આ આરાના **પ્રારંભમાં** |
| ,, ૨૦ | 'ભગતંત સમીપે' | ભગવંત સમીપે |
| ૪૫ ૬ | 'મહાવિદેહક્ષેત્ર કે જ્યા હંમેશા ચતુર્થ આરો વર્તે છે' | મહાવિદેહક્ષેત્ર કે જ્યાં હંમેશા– ચતુર્થ આરાના **પ્રારંભના ભાવ** વર્તે છે. |

૪૫ ની કુવૃષ્ટિ મુખ્ય પાચ જાતની ને તે સાત સાત દિવસ સુધી પડે છે વળી આ પેરેગ્રાફમાં જ્યાં પ્રમાદથી ક્યાક ક્યાંક વર્તમાનકાળ વાપર્યો છે ત્યાં ભવિષ્ય વાપરી લેવા યોગ્ય છે.

૪૫ ૩૬ નં૦ ની ટીપણીને અન્તે — **ઉપદેશ પ્રાસાદમાં જોવો.**

૪૭ માં બીજા આરાના વર્ણનમાં 'અવસર્પિણીનો પાંચમો અને ઉત્સર્પિણીના બીજો આરો સમાન સ્વરૂપવાળો હોય છે' ત્યાં સમાન શબ્દથી સર્વાંશે સમાનતા ન સમજવી. કારણકે કેટલીક બાબતમાં પરસ્પર ભિન્નતા પણ છે.

વળી એજ પરેગ્રાફમાં બે પ્રકારના મેઘ લખવા રહી ગયા છે. ત્યા क्षीरमहामेघ પછી ૩ જો घृतमेघ તે સાત દિવસ સુધી વર્ષી ભૂમિમાં સ્નિગ્ધતા ઉત્પન્ન કરે છે બાદ अमृतमेघ જે આપેલા છે તે ચોથો ક્રમવાર સમજવો અને ૫ મો रसमेघ તે મહામેઘ પણ સાત દિવસ સુધી વર્ષી વનસ્પતિમાં પાચે પ્રકારના રસ ઉત્પન્ન કરે છે.

૪૭ છેલ્લી 'વધતું વધતું' છે ત્યારપછી **ત્રીજા આરાને અન્તે** પૂર્વક્રોડ વર્ષ પ્રમાણુ' એટલું વિશેષ સમજવું.

| પૃષ્ઠ પંક્તિસં૦ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| ૪૮ ૨૨ | 'આં કાળમાં ૨૪ તીર્થંકર' | ત્યાં આ ( ઉત્સર્પિણી ) કાળમા **૨૩** તીર્થંકર |
| ૫૦ ૩ | 'ચાર વિભાગો' | ચાર **પ્રકારો** |
| ૫૨ ૨૬ | કૌંસમાં ( સર્વલોકાકારા— ) | ( **અસંખ્ય** લોકાકારા— ) |

૫૬ છેલ્લેથી દશમી લીટીમા 'ચર અને સ્થિર બન્ને' લખ્યુ છે ત્યા **સ્થિર** કાઢી નાંખવું અથવા ધ્રુવના તારા પૂરતું જ કથન સમજવું.

| પૃષ્ઠ પંક્તિસં૦ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| ૫૭ ૨ | 'ચોથા ભાગનું' | **અર્ધા** ભાગનુ |
| ,, | છેલ્લી 'લેવુ' | 'લેવો' |

૫૬ સૂર્ય ચન્દ્રની આયુષ્યસ્થિતિ મુજબ સામાનિક—આત્મરક્ષકની સમજવી.

૭૧ ૧ 'મનુષ્યલોકમાં' એ પછી આ પ્રમાણે ઉમેરવું કે પાથડાઓ તે સમગ્ર કલ્પના વિમાનો સમ સપાટીએ હોવાથી એ વિમાનના અધસ્તન તલીયાથી જ ( તેને અંગેજ ) વિભાગ પડતા પાથડાઓ.

| પૃષ્ઠ પંક્તિસં૦ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| ૭૧ ૬ | 'પ્યાલાના આકારે' | પ્યાલાના–**પૂર્ણેન્દુ**ના આકારે |
| ૭૧ ૧૧ | 'એક દક્ષિણ,' 'એક ઉત્તર' | 'એક **મેરૂથી** દક્ષિણ' એક **મેરૂથી** ઉત્તર |

૭૧ છેલ્લી ૨૬ મી લીટી આ પ્રમાણે સમજવી; 'પ્રત્યેક દેવલોકના પ્રતરોનું પરસ્પર અંતર પ્રાયઃ દરેક કલ્પે સમાન છે. [ પ્રાયઃ કહેવાનું કારણ સૌધર્મ–ઈશાન કલ્પમાં સૌધર્મ અપેક્ષાએ ઈશાન કલ્પના વિમાન અન્તે ( ઉર્ધ્વભાગે ) ઉપરથી કિંચિદ્ માત્ર ઉચ્ચ રહે છે માટે એમ અન્ય એકવલય સંસ્થિત પ્રતરે વિચારવું ] પરંતુ ઉપર–ઉપરના પ્રસ્તટનુ પરસ્પર અંતર ઉત્તરોત્તર વૃદ્ધિવાળું સંભવે છે.

૭૭ લાંતકદેવલોકના યન્ત્રમાં ૨ જા પ્રતરમાં '૧૧–૪' લખ્યા છે ત્યાં '**૧૧–૩**' **સમજવા**

| પૃષ્ઠ પંક્તિસં૦ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|
| ૮૦ ૭ | 'મધ્યભાગ' | **દક્ષિણ દિશામાં ( વિભાગે )** |
| ૮૦ ૭–૮ | 'અથવા આખા વિભાગના આખા પ્રતરના મધ્યભાગને વિષે' | **આ રદ કરવું** |

**પૃષ્ઠ પંક્તિસં० * અશુદ્ધિ * શુદ્ધિ**

૮૦ ૯ ' રહેલાં છે, ' બાદ ઉમેરવું કે તે પંક્તિગત નહીં પણ પુષ્પાવકીર્ણ તરીકે છે. અને મધ્યના ઇન્દ્રક વિમાનથી અસંખ્ય યોજન દૂર આવેલાં છે, અને પંક્તિગત વિમાનોની શરૂઆત પૂર્વે રહેલાં હોય છે.

૮૦ ૧૦ '( દક્ષિણ વિભાગે )' — દક્ષિણ વિભાગે

" ૧૦ ' મધ્યભાગને વિષે ' — રદ કરવું

૮૦ ૧૨ ( ઉત્તર વિભાગના ) — ઉત્તર વિભાગે

" " મધ્યભાગે — રદ કરવું

૮૧ ૧૪ ' ચારે બાજુ ' — ચારે દિશાએ

૮૩ ૯ જીતસ્વભાવી અથવા જ્યોતિ સ્વભાવી પણ સમજવું

૮૮ યંત્રમાં દક્ષિણ શ્રેણીની કુલ ભવન સંખ્યા ૪૦૬ લાખ અને ઉત્તરશ્રેણીની ૩૬૬ લાખ સમજવી.

૯૦ ૧૩ ' ઉત્તર-દક્ષિણ દિશામાં ' — ઉત્તર-ઉત્તર દિશામાં

૯૧ ૧૯ શરૂમાં ' પાથડાના આંતરા બાર ' એ પછી એટલું વધારે જોડવું કે તે ' બાર આંતરામાંથી ઉપર નીચેનું એક એક અંતર સ્થળ છોડી બાકીના દશ આંતરાનાં ભુવનપતિ દેવોનું રહેઠાણ છે. '

૧૦૩ ૯ ' ૮ મહોરગ ' — ૭ મહોરગ

૧૧૧ ૮ ' દશ યોજનના પ્રમાણ મધ્યે ' — દશયોજન ઉપરના ઉર્ધ્વભાગ મધ્યે

૧૧૧ ૨૧ ' સમભૂતલ-રૂચકસ્થાન મેરૂના ' — સમભૂતલ-રૂચકસ્થાનએ મેરૂના

૧૧૧ ૨૨ ' મેરૂસ્થાન તેથી નીચે લગભગ દશ યોજનાન્તે ' — ' કન્દમેરૂસ્થાનથી નીચે ઉર્ધ્વમધ્યભાગે '

૧૧૧ છલ્લી પંક્તિ ' મેરૂના કંદમાં સમજવું ' — ' મેરૂના કન્દના ઉર્ધ્વભાગે મધ્યમાં સમજવું.

૧૧૪ ની ૬૬-૬૭ ટીપ્પણીમાં જે તત્ત્વાર્થ ભાષ્ય ટીકાનો પાઠ આપ્યો છે તે બરાબર છે પણ ત્યારપછી ૬ઠ્ઠી લીટીથી જે ગુજરાતી લખાણ લખવામાં આવ્યું છે તેની જગ્યાએ આ પ્રમાણે સમજવું.

' ઉપરોક્ત બન્ને પાઠોથી કોઈએ સમભૂતલાથી નવસો યોજન નીચે ક્ષુલ્લક પ્રતરો છે એમ સમજી મતાંતર માનવા તૈયાર ન થવું કારણકે એ પ્રતરો લઘુક્ષુલ્લક પ્રતરો [ જેનું અત્યારે પ્રકરણ ચાલે છે જેના આશ્રિત રૂચકો છે તે ] નથી, પણ તત્ત્વાર્થ ટીકાકારના પાઠ મુજબ ' ઉપરિતન-અધસ્તન ' થી ઓળખાતા અન્ય ક્ષુલ્લક પ્રતરો તે સમભૂતલાથી અથવા તિર્યગ લોકમધ્યભાગથી નીચે ૯૦૦ યોજન જઈએ ત્યા આવે છે એટલે તિર્યગ્લોક લોકના પ્રારંભસ્થાને છે, જ્યારે આપણે જે રૂચકાશ્રિત પ્રતરો લેવા છે તે ' લઘુક્ષુલ્લક ' પ્રતરો લેવા છે. અને તે તો તિર્યગ્લોક પ્રારંભથી અથવા ઉપરિતન પ્રતરથી ઉપર ૯૦૦ યોજન જઈએ ત્યારે તિર્યગ્લોક મધ્યભાગે આવેલા છે.

૧૨૬ ગાથા ૪૬ ' दुसुत्तर ' — दुसुत्तर

૧૨૯ યંત્રમાં ૮૯૩ છે ત્યાં- — ૮૯૪

૧૨૯ ૩ ' મૂલનક્ષત્ર, સર્વનક્ષત્રોથી, ' — મૂલનક્ષત્ર અન્ય ૧૧ નક્ષત્રોની અપેક્ષાએ સર્વ નક્ષત્રોથી દક્ષિણે

૪ ' અંદરના ભાગે ચાલે છે ' — અંદરનાભાગે ઉત્તરમાં-બાહ્યમંડલે

૫ ' બુધગ્રહ છે, ' — બુધ મંડલ ગ્રહ છે

૬ ' શુક્રનામનો ' — શુક્ર મંડલ નામનો

૬ ' બૃહસ્પતિ છે ' — બૃહસ્પતિ-ગુરૂમંડલ છે

૭ ' મંગલ ગ્રહ ' — મંગળ મંડળ ગ્રહ

**પૃષ્ઠ પંક્તિસં० * અશુદ્ધિ * શુદ્ધિ**

૧૩૨ ૧૦–૧૨ 'વિમાનો–વિમાનો' પ્રાસાદો–પ્રાસાદો

૧૩૫ પેરિગ્રાફ ત્રીજામાં ઉમેરવાનું કે, અઢીદ્વીપ બહારનાં નક્ષત્રો ભિન્નભિન્ન આકારના અને તપનીય વર્ણનાં છે વળી, એ કહેલું વિમાનોનું પ્રમાણ સઘળું પ્રમાણાંગુલથી સમજવું એટલે આપણા અંગુલમાનથી ૪૦૦ ગણું મોટું–વધારે.

૧૪૧ પેરિગ્રાફ છેલ્લામાં 'એટલે પૂર્વ દિશાના' એટલે આપની કલ્પનાથી પૂર્વ દિશાના

૧૪૫ ગાથા ૬૦ ઉપરનું અવતરણમાં 'મનુષ્યક્ષેત્ર તો પીસ્તાલીશ' ત્યાં–'જંબૂદ્વિપતો' એક લાખ.

૧૪૬ ૨૧ '૭૯૦૫૬૯૭૧૫૦' '૭૯૦૫૬૯૪૧૫૦'

૧૪૬ ટીપણી ૮૮ પંક્તિ બીજીમાં 'માત્ર (૭૯૦૫૬૯૭૫૫૦)' એ ન જોઇએ

૧૫૧–૨૨ '(પા યોજન)' (અર્ધયોજન)

૧૫૨ ને પૃષ્ઠાન્તે શંકાનો જે ખુલાસો ઉત્તરમાં અપાયો છે તેની શબ્દરચના આડી અવળી થઇ હોવાથી આ પ્રમાણે સમજવું.

ઉત્તર–'જ્યારે આપણે અહીં ગ્રહણ થાય છે ત્યારે જંબૂદ્વીપમાં તો શું પણ સમગ્ર મનુષ્યક્ષેત્રોમાં રહેલા ૧૩૨ ચન્દ્રોનું અને ૧૩૨ સૂર્યોનું પણ ગ્રહણ એકી સાથે જ થાય છે.'

૧૫૬ યન્ત્રમાં ૨૨૬ યો૦ ૨૬૬ યો૦

૧૫૭ ૨૪, 'વિમાનની અંદર રહેલા મૃગને'– ચન્દ્રનાં વિમાનની નીચે રહેલા ભિન્નરૂપ મૃગને

૧૬૬ ૭ 'આ વાવડી ઉપર...' 'આ વાવડીના મધ્યકૂપ ઉપર...'

૧૬૨ ૨૨ 'પાલક વિમાન' ૧ લાખ યો૦નું પાલક વિમાન

૧૬૬ ૨૮ 'અદ્યાપિ' હજુપણ

૧૭૦ ૧૦ निहि શબ્દથી ચક્રવર્તીનાં નવનિધાન પણ લઈ શકાય

૧૭૮ ૧૩ 'ઉજ્જડ' જલમય

૧૯૮ ટીપણી નં૦ ૧૨ '૧૭૪૦૦' ૧૭૪૦૦૦

૧૮૦ થી ૨૦૧ પૃષ્ઠ સુધીની ટીપણીમાં, આપેલી સાક્ષીભૂત ગાથાઓમાંની અક્ષર અશુદ્ધિ રહી ગઇ છે.

૧૮૩ ૧૧ 'આઠ આઠ' છ છ

૨૦૧ ૧૪ '(૬૨૭૬)' '૬૩૩૬'

૨૧૯ सूचि श्रेण्या 'लक्षिश्रेण्या'

૨૨૫ ૫ '૩૧૬૨૨૭, ૩ ગાઉ' ૩૧૬૨૨૭ યો૦, ૩ ગાઉ

૨૨૫ ૧૧ 'વર્ગમૂળ યોગ્ય' તેને દશે ગુણતાં વર્ગમૂળ યોગ્ય

૨૨૭ ૧૧ 'દીર્ઘ (લાંબુ),' દીર્ઘ જીવાવાળું (લાંબું)

૨૨૭ ૧૪ 'પર્વતમધ્યે' પર્વત ઉપર મધ્યે

„ ૧૫ જળભાગે ન જોઇએ

„ ૨૦ ૨૧–'૭૦૦૦ નદીઓ' ૧૪૦૦૦

૨૨૮ ૯ 'દીર્ઘ' દીર્ઘ 'જીવાવાળું'

„ ૭ લાંબો લાંબી જીવાવાળો

„ ૧૦ 'આ ક્ષેત્રની' આ ક્ષેત્રમાં

„ ૧૧ 'આરાના ભાવવાળું' આરાના પ્રારંભના ભાવવાળું

„ ૧૫ પ્રમાણ, लघुहिमवंत પ્રમાણ, ૫૩૯૩૧ $\frac{6}{19}$ યો૦ દીર્ઘ જીવાવાળો लघुहिम

૨૨૮–૧૭ મહાહિમવંતના વર્ણનમાં ઉમેરવું કે મહાહિમવંત ઉપર महापद्मद्रह તે બે હજાર યો૦ લાંબો, ૧૦૦૦૯૦ યો૦ પ્હોળો, ૧૦ યો૦ ઉંડો હ્રી દેવીના નિવાસવાળો આવેલો છે.

| પૃષ્ઠ | પંક્તિસં૦ | * અશુદ્ધિ * | શુદ્ધિ |
| --- | --- | --- | --- |
| ,, | ૨૦ | 'દીર્ઘ,' | દીર્ઘ જીવાવાળું |
| ,, | ૨૨ | 'આરા સરખું' | આરાના પ્રારંભના ભાવ સરખું |
| ,, | ટીપણી ૪૩ લીટી પાંચમી | 'દેવગુરૂ,' | દેવકુરૂ, ૫ ઉત્તરકુરૂ— |
| ૨૨૯ | ૨ | 'યો૦ દીર્ઘ' | યો૦ દીર્ઘ જીવાવાળા |
| ,, | ૯ | 'અને ૧ લાખ' | અને મધ્યમાં ૧ લાખ |
| ૨૩૦ | ૧ | 'દૂર ચાર' | દૂર પાંડુકવનમાં ચાર |
| ,, | ૨૦–૨૧ | उत्तर–दक्षिण ' | दक्षिण–उत्तर |
| ૨૩૦ | ૨૫-૨૬ | 'નીકળેલા બે ગજદંત' | નીકળેલા નિષધપર્વતના જ સંબંધવાળા બે ગજદંત |
| ૨૩૧ | ૫ | 'સદાકાળ પહેલો' | સદાકાળ પ્રારંભના ભાવોયુક્ત પહેલો |
| ,, | ૬ | 'પાંચ પાંચ સરોવરો' | એ કાઢી નાંખવું |
| ,, | ,, | 'કંચનગિરિ વિગેરે' | કંચનગિરિને ચાર મલયપર્વતે |
| ૨૩૨ | ૨ | 'તે સરખાભાવ' | તે સરખા પ્રારંભના ભાવ |
| ૨૩૨ | વિજયયન્ત્ર નીચે | 'मंगलावती' તેના બદલે | वत्सा |
| ,, | ,, | 'गंधिलावती' ,, | वप्रावती |
| ૨૩૩ | ૨૨ | બબ્બે પર્વતો તથા બબ્બે ક્ષેત્રો | ત્રણ ત્રણ પર્વતો ત્રણ ત્રણ ક્ષેત્રો |
| ૨૩૪ | યન્ત્ર ઉપર હેડીંગમાં | 'सातमहा' | छ महा |
| ૨૩૫ | યન્ત્રમાં | 'ઐરવતની ઉત્તરે' | ઐરવતની દક્ષિણે |
| ૨૩૭ | ૧૭ | '૧૫૦૮૧૪૪' | ૧૫૮૧૧૩૯ |
| ૨૩૮ | ૧૧ | 'થવાનું' | થયાનું |
| ૨૩૯ | ૫ | '૯૧૧૭૬૭૫' | ૯૧૭૦૬૦૫ |
| ,, | ૧૩ | '૨૪૨૩૦૨૪૯' | ૧૪૨૩૦૨૪૯ |
| ૨૫૧ | ૧૪ | 'અવ્યક્તરૂપ' | અશક્ય રૂપ |

"એજ પેરિગ્રાફમાં વધુમાં ઉમેરવું કે સૂર્ય તો વાસ્તવિક રીતે ચોવીશે કલાક પ્રકાશમાનવાળોજ હોય છે તેને કંઈ ઉદયાસ્તપણું હોતું નથી પણ દૂર જવાથી તે અને તેનો પ્રકાશ નથી જણાતો ત્યારે અસ્ત શબ્દનો વ્યવહાર માત્ર કરાય છે અને જ્યારે બીજો સૂર્ય દેખીએ ત્યારે ઉદયનો વ્યવહાર સૂર્ય સાથે કરાય છે.

| પૃષ્ઠ | પંક્તિસં૦ | * અશુદ્ધિ * | શુદ્ધિ |
| --- | --- | --- | --- |
| ૨૫૨ | ૩ | 'તેજ સમય' | લગભગ તેજ સમય |
| ,, | ૫ | એકજ અવસરે | લગભગ એકજ અવસરે |
| ૨૫૩ | ૬૩ નં૦ ટીપણી | 'યોજન ઘટે' | યોજન બન્ને બાજુએ ઘટે અને નંદનવન સ્થાને તો બન્ને બાજુએ એકી સાથે હજાર યોજન ઘટેછે |
| ૨૫૬ | ૨૪ | '૩૬૦' | ૩૬૬ |
| ૨૬૦ | ૧૩ | '૧૮૦ મુ૦ | ૧૮ મુ૦ |
| ૨૮૬ | ૮ | '૫૨૫' | ૫૨૫૧$\frac{૯}{૭}$ |
| ૨૮૯ | ૧૦ | 'જંબૂદ્વીપમાં પડે છે અને ૬૫ લવણસમુદ્રમાં' | લવણસમુદ્રમાં ૫ ડે છે અને ૬૫ જંબૂદ્વીપમાં |
| ૨૮૯ | ચાલુ નોટને અન્તે– | 'અયોગ્ય' | અસિદ્ધ |

| પૃષ્ઠ પંક્તિસં૦ * અશુદ્ધિ * | શુદ્ધિ |
|---|---|
| ૨૯૦ ૧૦ ' ૩૫ યો૦ ૬૧/૩૦ ' | ૩૫ યો૦ ૩૦/૬૧ |
| ૨૯૧ ૨૫ ' ૩૫ યો૦ ૩૦ ૪/૭ ભાગ ' | ૩૫ યો૦ ૩૦/૬૧ ૪/૭ ભાગ |
| ૨૯૫ ૫ મી ' ચન્દ્ર સૂર્ય પરસ્પર ' | ચન્દ્ર ચન્દ્ર પરસ્પર |
| ૨૯૬ ૧૫ મી ( ૧૮૪ માં ) | ( ૧૫ માં ) |
| ૨૯૯ ૮ તથા ૧૦ મી ' ૨૩ ' | ૨૩૦ |
| ૨૯૯ ૧૭ મી ૬ મુહૂર્ત્તમાં | ૬૦ મુહૂર્ત્તમાં |

૨૯૯ માં અઢીદ્વીપને અંગે જે બીના જણાવી છે તે યથાયોગ્ય ઘટિત હોય તદનુસારે સમજવાની છે નહિં કે સર્વાંશે જંબૂદ્વીપની માફક જ હોય એમ નહિં.

૩૦૪ મા પરિશિષ્ટ નં. ૫ માં ૧ નંબરના મથાળાવાળી જે બીના લખાઈ છે તેમાં પ્રથમ પેરીગ્રાફમાં 'જંબૂદ્વીપ જેવડું' એ યુક્ત નથી, બીજા પેરીગ્રાફમાં 'અષ્ટ પટ્ટરાણી' તે યુક્ત નથી. એ તો વૈમાનિકને અંગેની બીના પ્રમાદથી અયોગ્ય સ્થલ પારે છપાઇ ગઈ છે તે સુધારી વાંચવું.

૩૦૬ વિશેષાર્થના પહેલા પેરીગ્રાફ પછી ઉમેરવાનું જે 'મેરુનારૂચક સ્થાનથી લઇ ૧૮૦૦ યો૦ સુધી-માંનો તિર્યગ્લોક ગણાય છે, ત્યાંથી ન્યૂન સાત રજ્જુપ્રમાણ સિદ્ધશિલા પર્યન્ત ઉર્ધ્વલોક આવેલો છે તેજ રૂચકપ્રદેશથી ઉર્ધ્વ એક રજ્જુ પૂર્ણ થયે ( જ્યોતિષી નિકાય પછી ) વૈમાનિકનિકાયની શરૂઆત થાય છે, ત્યાં આગળજ પ્રથમ સૌધર્મ અને ઇશાનકલ્પ સામ-સામી જોડલે પૂર્ણેન્દુ સરખા દેખાય છે જેથી પ્રતિકલ્પ અલગ પાડતાં અર્ધચન્દ્રકારે બને છે.

| | |
|---|---|
| ૩૧૦ ૧ ' વિમાનો હોય ' કે ' | વિમાનો હોય છે ' વળી અવતંસક વિમાનો પણ ઇન્દ્રક વિમાન અને પંક્તિની શરૂઆતના વચગાળે હોય છે. |

૩૧૦ માં પહેલી લીટીમા ' કે કેમ ? થી માંડી [ ૯૬ ] આ કૌંસ પહેલાંની સાડાચાર લીટીનુ લખાણ જરૂર વિનાનું હોવાથી રદ કરવું.

| | |
|---|---|
| ૩૧૨ ૨૭ ' નાગદ્વીપ ઉપર ' | નાગ સમુદ્ર ઉપર |
| ૩૧૩ ૩ ' સમુદ્રને વિષે ' | સમુદ્રને વિષે ઉર્ધ્વભાગે |
| ૩૧૫ ૫ ' ઈશાનાદિ ઉત્તરેંદ્રો ' | ઇશાનાદિ [ ઈશા૦ માહેન્દ્ર બેજ ] ઉત્તરેંદ્રો |
| ૩૧૫ વિશેષાર્થાન્તે 'સ્વામિત્વવાળા છે. એથી જ' | સ્વામિત્વવાળા છે **અને વચલા ઓળ ઇન્દ્રક વિમાનો પણ તેમનીજ માલીકીના છે. એથીજ** |

૩૧૬ વિશેષાર્થની ૪ થી ૬ ઠ્ઠી અર્ધી લીટી સુધીનું લખાણ રદ કરી આ મુજબ સમજવું કે વિમાનો જે સંખ્યાએ છે તેમાં વિમાનોની અર્ધી સંખ્યા દક્ષિણેંદ્રના તાબાની અને અર્ધી-સંખ્યાની માલીકી ઉત્તરેન્દ્રોની છે.

| | |
|---|---|
| ૩૨૦ ૧ ' ૯૦ ' | ૯૯ |
| ૩૨૦ ૨૭ ' ભૂમિસંખ્યા વિભાગમા ૧૯૭ ' ૪૪/૫૩ | ૧૯૭ ૪૪ ૧૫૩ |
| ૩૨૨ ૫ ' ૭૮૮૪ ' | ૭૮૭૪ |
| ,, ૧૬ ૭૮૫૨ | ૭૮૧૨ |
| ,, ૧૮ ૭૮૮૪ | ૭૮૭૬ |
| ,, ૨૬ ' જાણવાનું કારણ ' | જાણવાનું કારણ નથી |
| ,, ૨૭ જણાતી નથી | નથી |

| पृष्ठ पंक्तिसं० * अशुद्धि * | शुद्धि |
|---|---|
| ૩૧૩ ૨૩ ‘વૃત્ત છે. ઈષ્ટ પ્રતર સંખ્યા’ | વૃત્ત છે. એ પ્રમાણે ઈષ્ટ પ્રતરની ત્રણે જાતિનાં-વિમાનોની સંખ્યા |
| ૩૨૬ ૬ ‘ચારે ગુણતાં ૧૨’ | ચારે ગુણતાં ૨૦૮૮ તેમાં ૧૨ |
| ૩૨૯ ટીપણી નં. ૮ ‘તીક્ષ્ણ શીગડું’ | તીક્ષ્ણ અણીવાળું શીગડુ |
| ૩૩૧ યન્ત્રમાં ખાનું ૭ ૧૦૦૦૦ | ૨૦૦૦૦ |
| ” ” ” ૭ ૫૦૦૦૦ | ૧૦૦૦૦ |
| ” ” ” ૮–૪૦૦૦૦ | ૮૦૦૦૦ |
| ” ” ” ૮–૨૦૦૦૦ | ૪૦૦૦૦ |
| ૩૩૪ ગાથાર્થ પંક્તિ ૨ વિશેષાર્થ પંક્તિ ૭ ૯-૧૦૧૫–તે વિમાનના મૂળપ્રાસાદની શિખર સુધીની સમજવી. વિમાનની ઉંચાઈ’ | |
| ૩૩૪ ટીપણી સંખ્યા ૧૬ મી ‘હીન સમજવો’ | અધિક સમજવો કારણ કે ઈશાનનાં વિમાનો કંઈક ઉંચા છે જેથી સર્વનું ૫૦૦ યો. પ્રાસાદ-માન તે સ્થૂલ ન્યાયથી સમજવું. |
| ૩૩૫ ૧૬ યો૦ આવશે | યો૦ વિમાનની આવશે |
| ૩૩૬ યન્ત્રમાં ખાનું ૫ ‘ઘનોદ ઘનવાત’ | ઘનવાત (એક જ) |
| ” ” ” ” ‘આકાશાધાર’ | ઘનવાત (ચાલુ જ) |
| ” ” ” ” આનતકલ્પથી ઠેઠ સુધી | આકાશાધાર સમજવો |
| ૩૪૩ ૧૨ મી પછી ઉમેરવું કે ‘નવગ્રૈવેયકના વિમાનોનો પાર પામવા ઉક્ત ગતિના માનને સાતગુણુ કરી ચાલવા માંડે તો પાર પામે છે. | |
| ૩૫૧ ૧૨ ‘સિદ્ધશિલાન્તે’ | સિદ્ધ સ્થાનાન્ત |
| ” ટીપણી ૧૬ ‘બ્રહ્માન્તે ત્રણ’ | ‘બ્રહ્માન્તે સાડા ત્રણ’ |
| ૩૫૭ ૯ ‘બબે ભાગ’ | એક એક ભાગ |
| ૩૫૮ ૨૩ ‘ગ્રહણ કરવું જ’ | દાખલ થઈ જવું; |
| ૩૬૦ ટીપણીને અન્તે ‘ગ્રહણ કર્યા’ | ગ્રહણ કરી પરિણમાવ્યા |
| ૩૬૫ ૧૮ ‘સહસ્રવર્ષ’ ‘અને’ | સહસ્રવર્ષ (લક્ષથી અર્વાક્) અને |
| ૩૬૫–૩૬૭ નું હેડીંગ ખોટું છે. | |
| ૩૬૬ ૨૨ ‘સૌધર્મ–ઇશાન કલ્પે બાર’ | સૌધર્મ–ઇશાન કલ્પે ચોવીશ |
| ” ચ્યવનવિરહના પેરિગ્રાફ અન્તે જઘન્ય ચ્ય૦ વિ૦ કાળ સમયનો સમજવો.’ | |
| ૩૬૭ માં ત્રીજા પેરિગ્રાફને અન્તે ઉમેરવું કે વિશેષ સૌધર્મ–ઇશાન સુધીના પાંચે દંડકોમા અને ત્રીજાથી આઠમા કલ્પ સુધીનાની મનુષ્ય–તિર્યંચ બે દંડકમાંજ ગતિ હોય છે. | |
| ૩૮૬ વિશેષાર્થમાંની ચોથી લીટીમાં ‘સહસ્રાર સુધીમાં’ છે ત્યારબાદ ઉમેરવું કે ‘નારાચસંઘયણવાળા આનત–પ્રાણત સુધીમાં’ | |
| ૩૯૦ ૯ સંખ્યાતા આયુષ્યના વર્ષવાળા | સંખ્યાતાવર્ષના આયુષ્યવાળા |
| ગાથા ૧૬૬–૬૭ ના વિશેષાર્થમાં એકેંદ્રિય બાદર પર્યાપ્ત પૃથ્વી, અપ્ ને પ્રત્યેક વનસ્પતિ સિવાય બાકીના ૧૯ ભેદમાં ન જાય એમ સ્પષ્ટ સમજવું. તે સિવાય વિકલેંદ્રિયાદિમાં ન જવાનું લખ્યું છે તે બરાબર છે. | |
| ૩૯૧ ગાથા ૧૬૮ વિશેષાર્થની લીટી બીજીમાં પ્રવિચારક | પ્રવિચારક |
| ૩૯૨ ૧૪–૨૨ પરિચારક | પ્રવિચારક |

**पृष्ठ पंक्तिसं० * अशुद्धि * शुद्धि**

૩૯૩ ૫–૧૧ પંક્તિ બીજી ,,

૩૯૬ ગાથા ૧૭૧ના અવતરણ રદ કરી આ પ્રમાણે સમજવું કે ' દેવલોકગત કિલ્બિષક દેવોનું આયુષ્ય તથા સ્થાન અને આભિયોગીક વિગેરે દેવોનાં સ્થાન બતલાવે છે.

૩૯૭ માં વિશેષાર્થની હકીકત ઉપર કિલ્બિષકનાં સ્થાનાદિના સમન્વય વિગેરેને અંગે ઘણું વિચારવાનું રહે છે.

૩૯૮ ૨૪ ' એજ પ્રમાણે પલ્યોપમથી ' — એજ પ્રમાણે દશ પલ્યોપમથી

૪૦૦ ગાથા ' ૧૭૬ પછી ગાથા ૧૭૬'ને બદલે — ૧૭૬$\frac{1}{2}$

૪૦૩ યન્ત્રમાં ખાનું છેલ્લું લાંતકથી અચ્યુત માટે ' પદ્મકેસર ' છે ત્યાં — ઉજ્જ્વલવર્ણ સમજવો

૪૦૫ યન્ત્રખાના ત્રીજામાં ' ૧૧૩૧૯૩ શ્વાસ૦ ' — ૧૧૩૧૯૦ શ્વાસ૦

૪૦૬ ૧૧ મી માં ' ૪૦૭૪૮૪૦૦૦ ' — ૪૦૭૪૮૪૦૦૦૦

૪૧૭ ૧૭ ' એક દિશામાં ' — એક દિશામાં સમ શ્રેણીએ

૪૨૨ ૨૩ ' પંચ દિવ્ય પૂર્વક ' — પચરૂપ પૂર્વક

૪૨૮ ૧૯ ' છ ગ્રૈવેયક કરતાં , — ઉપરની ત્રણ ગ્રૈવેયક કરતાં

॥ इतिदेवाधिकारः ॥

૪૩૯ શર્કરાપ્રભાના યન્ત્રમાં છઠ્ઠા પ્ર૦ ઉ૦ સ્થિતિ ' ૧ ,, $\frac{1}{11}$ ,, ' — ૨ ,, $\frac{1}{11}$ ,,

૪૪૦ છઠ્ઠીના યન્ત્રમાં પ્ર૦ ૧ ' ૧૮ સા૦ ' — ૧૮$\frac{2}{3}$ સા૦

,, ,, ,, પ્ર૦ ૨ ' ૨૦ સા૦ ' — ૨૦$\frac{1}{3}$ સા૦

૪૪૫ ૧૫ પ્રકરણ — પ્રકરણ

૪૪૫ ૨૭ ' અલ્પદુઃખ ' — અત્યન્ત દુઃખ

,, ,, ' કહે છે ' — કરે છે

૪૪૭ ટીપણી પેરિગ્રાફ ૨ ' ૫૦ ... સુભટો તે ' — સુભટો યન્ત્રથી ઘંટીને ઉપરના પડને મુકી... સંપૂટ કરી દઇને તે......

૪૪૯ ૨૯ ' ઉછાળે છે, ઉપરથી ' — ઉછાળે છે તથા કારમી વેદનાની પીડાથી સ્વયં ઉછળે છે, ઉપરથી......

૪૫૩ ૨ ' ચારે ' — ત્રણે

૪૫૫ વિશેષાર્થની પંક્તિ ૧૬ " ૯$\frac{3}{4}$ યો૦ " — ૯$\frac{3}{4}$ યો૦

૪૫૬ ૧ ૭$\frac{1}{2}$ — ૭$\frac{1}{4}$

૪૫૮ યન્ત્રમાં ખાનું ૪નો સરવાળો ૩૦ લાખ — ૮૪ લાખ

૪૫૮ યન્ત્રખાનું ૧૧ ઘ૦ વલય " ૪॥ યો૦ ' — એ કાઢી નાંખવું

,, ,, ,, ,, ૫ યો૦ — ૪॥

,, ,, ,, ,, ૫। યો૦ — ૫ યો૦

,, ,, ,, ,, ૫॥ યો૦ — ૫। યો૦

,, ,, ,, ,, ' ૫॥। યો૦ ' — ૫॥ યો૦

૪૬૫ ગાથાંક ' ૨૩૨$\frac{1}{2}$ ' — ૨૩૩$\frac{1}{2}$

૪૬૯ યન્ત્રખાનું ત્રીજું ' ૩૦ ' — ૩૭

૪૭૧ ની પ્રથમની બે લીટીઓ ' દ્વાર ' વાળી — રદ કરવી

પંક્તિસં૦ * અશુદ્ધિ * શુદ્ધિ

...　દ્વિતીયનરક પ્રતર ૭ કુલ '૨૩૮'　　૨૬૭
...　તૃતીયનરક પ્રતર ૪ 'કુલ ૧૭૨'　　૧૭૩
...　,,　,, ૫ '૧૫૬'　　૧૬૫
૪૭૬ ,,　૯ ૧૩૦　　૧૩૩
૭૭ પાંચમી નરક પ્રતર ૩ કુલ '૫૬'　　૫૩
૪૭૭ છઠ્ઠી નરક સરવાળામાં પંક્તિબદ્ધ '૩૦'　　૬૩
૪ ૯ ૫ ૦ ૨ 'ત્યાં આગળ નારકો'　　ત્યાં આગળની **ભીત્તીઓમાં** નારકો
૪૭૯ ૬–૭–૮ આ પ્રમાણે સુધારવી

પ્રતરવર્તી ભીત્તીઓમાંના નરકાવાસાઓમાં બહાર નીકળ્યા બાદ તેઓ ત્યાંજ પ્રતરવર્તીજ ૧૦૦૦ યો૦વાળી નરકપૃથ્વીમાં પડે છે અને ત્યાં નારકોને પરમાધાર્મિકકૃત–ક્ષેત્રકૃત–અન્યોન્યકૃત પીડાઓનો અનુભવ કરવાનો હોય છે.

... ૯–૧૦ અનુપયોગીની છે માટે રદ કરવી
ખાનુ ૮ અન્તે '૫૧૫૦૦૦ યો૦'　　૫૧૫૦૦ યો૦
૪૮૫ ૧૫ 'છઠ્ઠે ૩ ધનુષ્ય,'　　છઠ્ઠે ૩ ધનુષ્ય, **૨ હાથ ૧૮॥ અં૦**
૪૮૬ ૨૨ '૬૨' ધનુષ્ય　　૬૨॥
૪૮૭ ૧ '૩૨'–'૩૨'　　૩૧–૩૧
૪૮૭ ૩ '૭૪૦'　　૭૪૮
,, ,, ૬'　　૭૫૦
,, ૫ '૧૦૭૪૯૭૫' અંગુલ　　૧૦) ૭૫૦ (૭૫
,, ૬ '૭૫ અંગુલમાંથી, ત્રણ'　　૭૫ અંગુલના, **હાથ કરતાં ત્રણ**
૪૯૬ ૨૨ 'રૌદ્રધ્યાનાદિક'　　'રૌદ્રધ્યાન**વાળા**
૪૯૮ વિશેષાર્થમાં પં૦ ૯ 'સંઘયણવાળા સાતમી'　　'સંઘયણવાળા [illegible]તરે સાતમી
... ૮ કૌંસમાં 'કાપોત અને ત્રણથી'　　'કાપોત અને તે[illegible]
૫૦૪ ૭ પં૦ ૭ મીમાં 'જ૦ ૨॥ ગાઉથી'　　જ૦ ૨॥ ગાઉનું
,, યન્ત્રખાના ત્રીજામાં પંકપ્રભાના વિષયમાં 'ચાર બાદ કરીને'　　ચાર બાદ કરીને **બાકીની કહેવી**

## ઇતિનરકાધિકાર

૫૦૭ ૧૫ 'અંગુલના અસંખ્ય'　　અંગુલના સંખ્ય
...૧૭ ૧૧ કરાવતું નથી　　થવા દેતું નથી
...૦ ૨૩ 'ઇત્યાદિ મૂલ ૨૦'　　ઇત્યાદિ મૂલ ૫ **અને તેના વીશ વીશ'**
૫૨૫ ૧૪ હરિ–શબ્દ વધારે છે માટે રદ કરવો.
૫૨૯ ૮ 'તથાવિધ પૂર્વક કર્મ સંચય'　　તથાવિધ પૂર્વ કર્મ **ક્ષયદ્વારા**
૫૩૧ યન્ત્ર ખાના ૨ માં ૧–૨–૩–૪ નંબરોવાળી લીટીઓમાં સુધારવું, કે 'પ્રત્યેક **નિકાયમાંના દેવોથી**
૫૦૩ અનુવાદ ગાથા નં. ૨૭૬ૂ　ત્યાં　૨૭૫ૂ
૫૩૧ યન્ત્રમાં ખાનું ૫ અન્તે '૪'　,,　૨૦
,, ખાનું ૬ છેલ્લે '૨'　,,　૪
૧૭ 'તિર્યંચ નરકથી'　,,　નરક શબ્દ રદ કરો
... ૬ 'તથા સ્ત્રી ઇત્યાદિથી'　,,　તથા મનુષ્ય–તિર્યંચની સ્ત્રી ઇત્યાદિથી
૫૩૬ ૧૨ 'મહા વિમાનથી'　,,　મહા વિમાનના શિખરાગ્રથી

श्रीभगवान बोले—

मनुष्यमें स्वभावसे ही तीन प्रकारकी श्रद्धा अर्थात् सात्त्विक, राजसी और तामसी होती है, वह तू सुन। २

हे भारत ! सबकी श्रद्धा अपने स्वभावका अनुसरण करती है। मनुष्यमें कुछ-न-कुछ श्रद्धा तो होती ही है। जैसी जिसकी श्रद्धा, वैसा वह होता है। ३

सात्त्विक लोग देवताओंको भजते हैं, राजसलोग यक्षों और राक्षसोंको भजते हैं और दूसरे तामस लोग भूतप्रेतादिको भजते हैं। ४

दंभ और अहंकारवाले, काम और रागके बलसे प्रेरित जो लोग शास्त्रीय विधिसे रहित घोर तप करते हैं, वे मूढ़ लोग शरीरमें स्थित पंच महाभूतोंको और अंत:करणमें विद्यमान मुझको भी कष्ट देते हैं। ऐसोंको आसुरी-निश्चयवाला जान। ५–६

आहार भी तीन प्रकारसे प्रिय होता है। उसी प्रकार, यज्ञ, तप और दान (भी तीन प्रकारसे प्रिय होता) है। उसका यह भेद तू सुन। ७

आयुष्य, सात्त्विकता, बल, आरोग्य, सुख और रुचि बढ़ानेवाले, रसदार, चिकने, पौष्टिक और मनको रुचिकर आहार सात्त्विक लोगोंको प्रिय होते हैं। ८